ગયા અને તે જથ્થાઓ રજકણો માફકજ ઉપર જણાવેલા નિયમ પ્રમાણે એક બીજાને ખેચાણ કરવા લાગ્યા. આમ વાયુનુ એક્યતા તુટી ભાગ થયા ને જથ્થાઓ ઉત્પન્ન થયા પછી તે જથ્થાઓ પાછા એક બીજા જોડે ખેચાણથી મોટા જથ્થારૂપ થતા ગયા અને અમુક હદમાં આવતાં સ્વ ધરી ઉપર ફરવા પણ લાગ્યા ગોળ ફરવાથી અને રજકણોના આકર્ષણથી એકંદર જથ્થાઓનો આકાર ગોળ થતો ગયો જેમ એક દડો ગોળ ફરે અને તેનો વચ્ચેનો ભાગ અતિશય ફરે છે તેમ આ જથ્થાઓના વચ્ચેના ભાગના રજકણો અતિશય ફરે જ, તેને લઇને ઉપરનો તેમજ નીચેનો ભાગ સ્હેજ ચપટ થઈ જાય અને એકંદર આકાર ગોળ પણ મોસબીના આકારમય થયો આમ એક જથ્થો વધતોજ જતો હનો તેમાં વધારે રજકણોને ખેચી-રાખવાની શક્તિ રહી નહી, ત્યારે તે વધારે રજકણો નો ભાગ જુદો પડી નાનો ગોળો બન્યો અને આ છુટા થએલા ગોળા પણ ગોળ ફરતા રહયા આ ગોળાઓ ગ્રહોના નામથી ઓળખવામા આવ્યા, (અને તેમનાથી છુટા પડેલા ભાગો ઉપગ્રહો તરીકે ઓળખાણમા આવ્યા. ઉપર જણાવેલી રીત પ્રમાણે જે જે ગોળાઓ બન્યા ત્યારપછી જે બાકી વાયુ રહયો તે સુર્યના રૂપમા રહયો આ સુર્ય અને તેની આજુબાજુ ફરતા ગૃહો તથા તેની જોડે ફરતા ઉપગ્રહો મળી એક મડળ થયુ આ મડળમા એક પૃથ્વી કે ગૃહ કે જથ્થો પણ આવેલો છે સમય જતા વાયુ મટી પ્રવાહી થયુ અને પ્રવાહીમાથી જડરૂપ ધારણ કર્યુ આ જડ ઉપર પણ કેટલીક નીચી જમીનમા પાણી ભરાયુ કે જે સમુદ્રરૂપ છે, અને જે ભાગ ઉચો રહયો તે ડુંગરોથી જાણીતો છે

ઉપરની હકીકતથી માલમ પડે છે કે પૃથ્વીમાં અતિશય ગરમાઇ છે જ્વાળામુખી પર્વતો તેને માટે સાક્ષીરૂપ છે ઉના ઝરાવો વિ૦ પણ ખાત્રી આપે છે આ ગરમાવો વખત જતા ઠંડો થતો ગયો અને જેમ વરાળનુ પાણી ને પછી બરફ બને છે તેમ જમીનોમા ફેરફાર ને પડ ઉપર પડ થતા ગયા આખરે વાયુમાથી નક્કર જમીન અમુક ઉંડાઇ સુધી કાયમી થઈ રહી, હાલ એમ મનાય છે કે પૃથ્વીની અદરના ગર્ભમાં વરાળરૂપ વાયુ પછી પ્રવાહી અને પછી જડરૂપ ઘનપડો છે કે જે આપણે જમીન તરીકે ઓળખીએ છીએ

આ સ્થિતિયાતરને જે ફેરફારો થયા તે એકજ વસ્તુ કે વસ્તુઓના થયા. આ પદાર્થ કે પદાર્થોમા કઈ ફેરફાર તો નજ થયા. આ વસ્તુઓને હવે આપણે રસાયણ શાસ્ત્રની મદદથી જોઇએ

રસાયણ શાસ્ત્રી માને છે કે જે આ જગત બનેલું છે તે શાસ્ત્રના નિયમ પ્રમાણે દરેક ચીજ બહુજ નાના અણુઓના સમુહથી બનેલી છે અને એ અણુઓ ફક્ત ૭૫ તત્વોમાંથી એક કે વધારે તત્વોનુ બનેલુ હોય છે. આ તત્વોના પ્રમાણમા પણ ફેરફાર તો હોય છે દાખલા તરીકે હવામાં એક ઓક્સીજન, નાઈટ્રોજન, કારબોનીક એસીડગ્યાસ, એમોનીયા વિ તત્વો અમુક પ્રમાણમા એકઠાં થયેલાં છે, તેનો એ જથ્થો છે, તેમજ પાણી ઓક્સીજન તથા હાઈડ્રોજનનુ ૧ થી ૩ ના પ્રમાણથી થએલુ છે આવીજ રીતે જમીન પણ આવા તત્વોના રસાયણીક પ્રિતિના આધારે જથ્થો બનેલો છે, જમીનનુ પૃથક્કરણ કરાવીશું તો જણાશે કે કારબન, ફોસ્ફરસ, ગધક, ચુનો, લોખડ, પોટેશિયમ, એલ્યુમીનમ, વિ૦ વિ૦ તત્વોથી ભરેલી છે

ઉપર જણાવેલા તત્વોથી ભરેલી જમીનની મદદથી જે વનસ્પતી ઉત્પન્ન થાય છે, તેને આપણે હવે ઓળખવા પ્રયત્ન કરીએ જમીનને તેયાર કરી એમા રોપ ઉછેરવા બી જમીનમા મુકીએ છીએ કે કુદરત એની મેળે જમીન અદર બીને રાખી ઉગાડે છે આ બી ઉગવા માટે અજવાળું યા સુર્યકીરણ, પાણી યા ભીનાશ કુદરતી કે કૃત્રિમ રાતે મેળવે છે આની મદદથી મોટો છોડ નીપજે છે, એ પણ એક સમજવા જેવી બાબત તો છે વનસ્પતિશાસ્રને આધારે એમ સાબીત થયુ છે કે બી એ એક ઉંઘતો નાનો છોડ છે કુદરત એને ચચળ સ્થિતિ ઉપર લાવે છે અને તેથી તેનુ કદ વધે છે આ જોવા માટે જો આપણે કોઈપણ જાતના બીને પાણીમા પલાળીશુ તો તેના બે દળો છુટી પડશે અને તે દળોમા બારીકીથી જોઈશુ તો સફેદ, વાળરૂપી બહુજ ઝીણા તાતણાઓ જોવાશે કે જે અનુકુળ સમયે ઉપલો ભાગ તોડી, બહાર ફુટી નીકળે છે આ ફુટી નીકળેલો ભાગ જમીનમાં મુળીઆરૂપ થાય છે અને જે ઉપલો ભાગ દેખાય છે તેના ભવિષ્યમા પાદડા થાય છે આવી રીતે એક બીમાથી મુળીઆં થડ, ડાળીઓ, પાંદડાઓ બને છે જે ડાળો ફુટે છે તે હમેશા પેષણ માટે દબ્ય ભરી રાખે છે અને તે આધારે છોડ મોટુ થાય છે પાનામાં બહુજ બારીક કાણાઓ (છીદ્રો) હોય છે કે જે હવામાથી કારબોનીક એસીડગ્યાસ ખેચે છે, અને તે મુળ રસ્તેથી જે રસ ચુસાએલો હોય છે તેની જોડે મળી સાકર જેવો પદાર્થ તઈઆર કરે છે આ પદાર્થનાથી આગળ જતા બીજા ઘણી જાતના પદાર્થો બને છે આ બનેલા પદાર્થો ઝાડનુ જીવન છે, અને તે ગમે તે ઝાડનો ભાગ કાપી સુક્ષ્મદર્શક યત્રથી જોઈશુ તો ઝીણા ઝીણા ખાનાઓમાં ભરેલો દેખાશે

મુખ્ય મુળીઓ જમીનના દ્રવ્યને ખેચે છે અને તેને ચુમી પાણીની જોડે મિશ્રણ કરે છે આ પદાર્થ પછી થડમા જાય છે અને પાદડાઓમા પ્રસરે છે અને તેમાં હાગણોનીક એસીડ ગેસનું મિશ્રણ થતા સાકર બની કારબોહાઈડ્રેટ જેવી ચીજ બને છે કે જે ઝાડને ટકાવી રાખે છે આ પ્રમાણે વનસ્પતિ જમીનના દ્રવ્યના આધારે પેદા થાય છે જે દ્રવ્ય એક છોડને જરૂરી હોય અને તે જમીન કે હવા પાણીમાથી મળી શકે એમ ન હોય અથવા એક દ્રવ્ય જોઈએ તેના કરતા વધારે હોય અને તેથી છોડને અપચા જેવુ થતુ હોય તો તે છોડને ઉગવામા હરકત થાય છે આનો ઉપાય ખાતર નાખવાનો છે અને વધારેનુ દ્રવ્ય આપવા કે લેવાને પ્રયત્ન કરવાથી ફતેહ મળે છે

જમીનના તત્વોના પાઠો એક ગુણ જોવાનો રહે છે કેમકે કેટલાક તત્વો એવા આકારમા કે એવા મિશ્રણમા હોય છે કે પાણીમા ન ઓગળતાં એમજ જડ રૂપ રહે છે આ ઉપરથી જે પદાર્થો જમીનમા હોય છે તેની વસ્તુસ્થિતિ જાણવાની જરૂર રહે છે અયોગ્ય મિશ્રણ હોય તો છોડના મુળીઓ તેનો ઉપયોગ કરી શકે નહી અને તેને લઇને ઝાડને ખોરાક પુરતો મળે નહી અને એકદર પાકને નુકશાન પહોચે કદરાત રૂપે પહોડો અને ઉંડી ખોદીમાખસ પર લઈ શકાતો નથી જોકે તેના દ્રવ્યો તો તેના તેજ હોય છે અને ખેડ કરેલી જમીનોમાં ગમે તે પાક લઈ શકાય છે

કુદરતના નિયમથી અને હવા, પાણી, બરફ, વનસ્પતીના મુળીઆ ગરમી, ટાઢ, જમીનના જંતુઓ, જીવ જેવા કે ઉંદર વિગેરે જાનવરો પર્વતોને તોડી ભુકો કરી ખેડાણને લાયક જમીનો તઇયાર કરે છે આ જમીનને ખેડવી પડે છે કેમકે ઉથલ પાથલ થયેલી જમીનને હવા અજવાળુ ને ગરમી ઠંડીનો લાભ મળે છે અને એને લઇને મુળીઆ પાણીની મદદથી જમીનનું દ્રવ્ય છોડના પોષણ સારૂ સહેલાઇથી મેળવી શકે છે

વનસ્પતિમાથી જીવ જંતુઓ પોષણનો આધાર રાખે છે અને એ સર્વે ઉપર પ્રાણીમાત્ર અને મનુષ્ય આધાર રાખે છે ભક્ષણ કરેલી વનસ્પતિ હોજરીમા જઇ પિત વિગેરે દ્રવ્યો જોડે મળી શરીરની વૃદ્ધિ થાય તથા શરીર ટકી રહે એવુ પોષણ કરે છે જેમ વનસ્પતિ વધે છે કે પોષાય છે તેમજ જીવ પણ વધે છે કે પોષાય છે આ પ્રમાણે જીવનો દેહ ટકી રહેલો હોય છે એક રીતે મનુષ્ય ને પ્રાણીનુ શરીર રૂપાંતર રૂપ વનસ્પતિના તત્વોનુ જ હોય છે મતલબ કે જમીન, વનસ્પતિ, જીવ જંતુઓ, પ્રાણીઓ અને મનુષ્ય આગળ

જણાવેલા પચોતેર તત્વોના જુદા જુદા અનેકાનેક રૂપો છે પદાર્થ કે વસ્તુનો-કુદરત કે કૃત્રિમ રીતે નાશ થાય છે પણ તેથી પચોતેર તત્વોની બહાર તો તે જતુંજ નથી ફક્ત એક રૂપથી બીજુ રૂપ ધારણ કરે છે.

જમીનમાથી ધાતુ, તેલ, વિ૦ જે જે વસ્તુઓ નીકળે છે તેનું પૃથક્કરણ કરાવીશું તોપણ આ ૭૫ તત્વોમાથીજ નીકળશે એ વસ્તુઓનો ઉપયોગ થતાં વૃદ્ધિ કે નાશ થશે અને તે ફક્ત રૂપાન્તર રૂપજ કેમકે એમા નવું તત્વ વધશે નહી અને એકાદ તત્વની ગેરહાજરી પણ માલમ પડશે નહી

મનુષ્ય યોગ જેવા અભ્યાસથી મુળ કુદરતી તત્વોને ઓળખવા પ્રયત્ન કરે છે અને તેને આધારે સુર્યમંડળની માહીતી મેળવવા મથે છે સર્વજ્ઞ શકિતની મદદની મનુષ્ય પચતત્વને પામવા અને અનેકાનેક જન્મમાથી બચવા કુદરતનું પાલન કરે છે અને તે પાલન કરવાનું સર્વે ધર્મોમા લખેલું છે તેજ પુકાર કરે છે કે સર્વે જણાનો સબંધ બહુજ ગાઢો છે

શ્રી હર્ષ

---

આસ્ટ્રેલિયાના અગ્નિકોણમા આવેલ યુકેલિપ્ટસની
જગલો જેવા આપણા દેશમા કરવા જરૂર

—*********—

( "ખેતીવાડી વિજ્ઞાન" માસિકના માહે ડીસેમ્બર સને
૧૯૨૬ ના અંક ઉપરથી )

એમ્પાયર ફોરેસ્ટ્રી એસોસીએશનના સેક્રેટરી ( જે એસ ફોબેટ તરફથી નબર ૨૨ ફોરેસ્ટર ગાર્ડન્સ લડન પ્રસિદ્ધ થાય છે તેનો પાચમો અંક વાચતા જણાવુ છુ કે —

નઇરૂત્ય ઓસ્ટ્રેલીયાની જમીનમા ઘણા મોટા વિસ્તાર ઉપર જગલો છે. ફોરેસ્ટ કન્ઝરવેટર, એસ. એલ કેઇન પ્રાહેમ લખે છે કે આ વિભાગના નીચાણની જમીન છે, જ્યા સાત ફુટ નીચે ખોદતા ખારૂ પાણી નીકળે છે, અને નીચેની જાતના યુકેલીપ્ટસના છોડ ઉગેલા મળ્યામા વ્યા છે.

(૧) પ્રાઇજશ કે જેને યુકેલીપ્ટસ-મારજીનેટા કહે છે, તેનુ જગલ અહીં લાખ એકરમા વિસ્તાર પર છે આયર્ન હીલની હુગળી નદીઆ કીનારા થી ૨૦ માઇલ છે ત્યાં પણ આ ઝાડો મોટા વિસ્તારમા ઉભા છે.

(૨) પ્રાઇમ-કરી-યુકેલીપ્ટસ-ડાઇવર સીનકર બે લાખ એકરના વિસ્તાર મા ઉભા છે આ ઝાડના લાકડામાથી રેલ્વેના સલીપાટ બને છે, તેથી કમાવા લાગ્યુ છે

(૩) ટુઅર્ટ-યુકેલીપ્ટસ-ગોયફોમીકેલા, સાત હજાર એકર રેતી સમાન્તી જમીન ઉપર છે. તેથી આ ઝાડ જ્યા ખારૂ પાણી અને રેતાળ જમીન હોય, ત્યા થાય છે,

(૪) વડુ-યુકેલીપ્ટસ-રીન્ડક ડેઇલાટા, મધ્યાળધ આ ઝાડીમા છે

(૫) મેરેટા-યુકેલીપ્ટસ-એસ્ટ્રીન્જીસ કહેવાય છે તેની છાલમાંથી ટેનીન પણ નીકળે છે

(૬) સાલમન-ગમ યુકેલીપ્ટસ સાલમોના ફ્લોરીઆ જેને સાલમન ગમ કહે છે

(૭) મોરેબ યુકેલીપ્ટસ લોગી ફ્લોરનસ

(૮) ચોર્ક-ગય યુકેલીપ્ટસ પ્રીકન્ડાની જાત ખેતી કરવા જરૂર હોવાથી કાઢી નાખવા લાગ્યા છે

ઉપરના આઠ જાતના યુકેલીપ્ટસ ઇમારતી લાકડુ પુરૂ પાડે છે. અને તેને કાપવા, વેરવા, તથા પાટીઆ પાડવા વીગેરે કામ માટે ઓસ્ટ્રેલીયાના આ જગલોમા ફેક્ટરીઓ છે

૬૦ થી ૭૦ ફુટ ઉંચાઇના યુકેલીપ્ટસ સરખાં હોય તો એક ચોરસ માઇલમાથી ૫૬૦૦ ટન બાધવાના લાકડા પુરા પાડે છે એક ટન ૫૬ મણનો ગણાય છે, જે પ્રદેશમા ૮ ઇચ વરસાદની સરાસરી છે ત્યા આ ઝાડ થાય છે.

યુકેલીપ્ટસનાં જગલોમાંથી ૧૯૧૪ થી ૧૯૨૫ સુધીમા જગલ રાખવા વાળા આઠ કરોડ પાઉંડ સોનુ ખરીદાય તેટલુ કમાણા છે યુકેલીપ્ટસનાં લાકડા રેલ્વેમા સ્લીપર કરવામા તથા બોઇલર ચુલામાં બાળે છે. ઓસ્ટ્રેલીયા ના જગલોની વ્યવસ્થા ઇ૦ સ૦ ૧૯૧૪ થી બરોબર કરવામાં આવી, ત્યારે શરૂમા ફકત ત્રેપન હજાર પાઉંડની ઉપજ આવતી તે વધીને ૧૯૨૫ મા હવે એક લાખ સીતેર હજાર પાઉંડની આવવા લાગી છે જેનો પાચમો ભાગ જગલની આબાદી માટે ખરચવામાં આવે છે. આપણા દેશમા મારવાડ, રજપુતાના, સીધ, રાધણપુર, પાલણપુર, કાઠીઆવાડ, ગુજરાત અને પલાનપુ

દરીઆ તરફ, ધોલેરાના દરીઆના કાંઠે, નળકાંઠા અને ભાલ પ્રદેશમા, લીંબડી અને ધોળકા ધંધુકા તરફ જો યુકેલીપ્ટસના સખ્યાબધ ઝાડ વાવવામા આવે તો ત્યા થોડા વરસાદ વરસે છે વળી જમીન પણ રેતાળ ભાગની પોચી અને તળીએ ખારાં પાણી હોવાથી આ ઝાડને તે માફક આવે છે

લીંબડી રાજ્યમા લીંબડીથી ૩ માઈલ નેઋત્ય ખુણે બોડીઆનો ખારો કહેવાય છે ત્યા રેતાળ જમીન છે અને ખારૂ પાણી નીકળે છે તેમા યુકેલીપ્ટસના ઝાડ ઘણા મોટા થયા છે એ તેનો પુરાવો છે માટે લીંબડી અને બીજાં રાજસ્થાનો તથા નામદાર ગાયકવાડ સરકાર પણ આવી જમીન પર સખ્યાબધ ઝાડ વાવશે એમ ઉમેદ છે વાવવાની રીત અમોએ આ માસિકમા આગળ લખી છે

જે ખાનગી ખેડુતો અને વેપારીઓ પોતાની મુડીથી મોટા વિસ્તારપર સખ્યાબધ યુકેલીપ્ટસના ઝાડ વાવે તેને માલીકી હક આપી જમીનની વીઘોટી મુકરર કરી અગર પઇસાની ધીરધાર કરી વાવેતર કરાવવા સ્ટેટ સગવડ પડતા ધારા ધોરણ કરે તો ઘણા લોકો આ કાર્ય હાથમા લેશે.

બાવળ, બોરડી ની માફક આ ઝાડના વાવેતર કરવા લોકો તથા રાજ્યસ્થાનો પોતાનો થોડો ભાગ દર વરસે ખરચશે તો લાબા દીવસે ઘણો ફાયદો થશે. ઉપજ વધશે, જમીન સુધરશે અને નકામી જમીન ઉપયોગમાં આવશે

યુકેલીપ્ટસના ઝાડનો ઉગાવો જલદી વધે છે તે મોટો ફાયદો છે જગતના આ ઝાડ જલદી વધી છાયો કરે છે અને મચ્છરનો નાશ કરે છે તેથી મેલેરીયાનો ઉપદ્રવ ઓછો થાય છે તેથી આ ઝાડ નકામી જમીનમા વાવવાથી બેવડો લાભ છે.

ફુલેરાય સી અજારીઆ
તંત્રી

---

મુંબઇ ઇલાકાનુ સરકારી ખેતીવાડી ખાતુ.

## અમદાવાદ ખેતીવાડી પ્રદર્શન—૧૯૨૭.

( પત્રીકા નાο ૧ )

ઉત્તર વિભાગના કમીશનર સાહેબ મીο જીο ઇο ચેટફીલ્ડના પ્રમુખ પણા નીચે અમદાવાદ ૧૯૨૭ના જાન્યુઆરીની છઠ્ઠી તારીખે એક સાધારણ સભા ભરવામા આવેલી જેમા મુબઇ ઇલાકાનુ વાર્ષિક પ્રદર્શન ૧૯૨૭ના

ડીસેમ્બરની તા૦ ૧લી થી તા૦ ૧૨ મી સુધી અમદાવાદ મુકામે મોટા પાયા પર ભરવા નક્કી કરવામા આવ્યું છે, અને તેના પ્રેસીડેન્ટ મુંબઈ ઇલાકાના નામદાર ગવરનર સાહેબ રહેશે ૨૦ મેમ્બરોની એક કાર્યવાહક કમીટી નિમાઇ ગઈ છે, અને ઘણા આશ્રયદાતાઓના નામ નોંધાઈ ગયા છે, જેમા ગુજરાત, કાઠીઆવાડના રાજકર્તાઓ, સરદારો અને અગ્રગણ્ય ગૃહસ્થો પણ છે, વળી વધારાના નામ આવતા જાય છે, અને જન સમાજના જુદા જુદા વર્ગના સહકારથી જોઈતાં નાણા ભેગા થઈ શકશે એવી આશા રાખવામાં આવે છે,

૭ ૨ ૧૯૨૯ના અક્ટોબર માસમા પુના મુકામે જે નમુનાં રૂપ પ્રદર્શન ભરવામા આવેલુ તે ઉપરથી જુદી જુદી જગ્યાઓએ પ્રતિવર્ષે આવા પ્રદર્શન ભરવાનુ કેટલુ લાભદાઈ છે બલ્કે જરૂરનુ છે તે ગણુત્ર કરવુ જોઈએ હિન્દુસ્તાનના ભવિષ્યના ઉધ્ધાર માટે જે ઘણા મતો હસ્તી ધરાવે છે તેમા એકને માટે બધા સમ્મત છે અને તે એ છે કે હિન્દુસ્તાનનુ ભવિષ્ય ખેતીકરોની ઉન્નતિ સાથે જોડાયેલુ છે તેમની ઉન્નતિનો આધાર નીચે જણાવેલી ચાર બાબતો ઉપર રહેલો છે —

(૧) શાસ્ત્રિય પદ્ધતિ પ્રમાણે ખેતીવાડીના સુધારા દાખલ કરવા.

(૨ ઘરગથુ હુન્નરોને કેળવવા

(૩) નુકશાન અટકાવવા માટે મંડળો સ્થાપવા,

(૪) જન સમાજની તંદુરસ્તીમા સુધારો કરવો, એટલે કે બીજા શબ્દો માં કહીએ તો

(૧) હાલ જે પાક ઉત્પન્ન કરવામા આવે છે તેના કરતા સવાયો અથવા દોઢો પાક કેવી રીતે ઉત્પન્ન કરી શકાય

(૨) ખેડુતનો નવરાશનો વખત બીજી કઈ રીતે ઉપયોગમાં લેવાય.

(૩) ખેતરની પેદાસ કેમ પુરી કીંમતે વેચાય.

અને (૪) ગામડાના બાળકો નિરોગી અને મજબુત રહે તે માટે શુ ઉપાય યોજવા વિગેરેનુ જ્ઞાન આપણે લોકને આપવુ જોઇએ.

આપણ પ્રજાના મનપર [ઉપર] જણાવેલી બાબતો ઠસાવવાની એક રીત પ્રદર્શન ભરવાની છે કારણ કે તે પ્રત્યક્ષ દાખલા સાથે શુ કરવુ અને કેમ કરવુ તેનો પાઠ આપે છે

૨ ઉપરનો હેતુ ફલીભૂત કરવા સરકારી અમલદારો અને ખાનગી મંડળો, ખેડુત મંડળો, ડેવલપમેન્ટ મંડળો અને જે જે ભાઈઓ પોતાના ઉદ્યોગમાં રસ લેના

હોય તે બધાને, પુનાના પ્રદર્શનને જેવો ફતેહ મળી તેવીજ અમદાવાદના પ્રદર્શનને ફતેહ મળે તે માટે બનતી સેવા અર્પવા નિમંત્રણ કરવામાં આવે છે અમદાવાદ ખાતે બહુ સારે પ્રયાસ કરવાની ખાસ જરૂર છે કારણ કે પુના પ્રદર્શન વખતે તઇયાર જમીન મકાનો, સંગીન મુકામ, પુના ખેતીવાડી કાલેજના સ્ટાફની દેખરેખ, સરકારી બાંધકામ અને બીજા ખાતાની મદદનો લાભ મળેલો માટે આશા રાખવામાં આવે છે કે દરેક જણ પ્રદર્શનની તઇયારી કરવામાં જે કંઇ મદદ આપી શકે તે માટે બનતું કરવાને આગળ પડશે

૪. મુંબાઇ ઇલાકાના બધા ખેતીવાડી ખાતાના અમલદારોને પુના પ્રદર્શન માટે જેવી રીતે ખેતી પેદાશના નમુના એકઠા કરેલા તેવી રીતે અત્યારથી તજવીજ કરવા વિનંતી કરવામાં આવે છે ૧૯૨૭ના ડીસેમ્બર માસમાં પ્રદર્શન ભરાનાર હોવાથી આવતી મોસમની જુવાર, કપાસ, રીઆણ અને બીજા કેટલાક પાકના નમુના મેળવવાનું નહિ બની શકે, માટે જરૂરનું છે કે તેવા નમુના આ સાલના પાકમાંથી એકઠા કરવા અને તેમ કરવા તાબડતોબ પુરતી વ્યવસ્થા કરવા તજવીજ કરવી

૫ પ્રદર્શનની સાધારણ વ્યવસ્થા ઉપર જણાવેલી કાર્યવાહક કમીટી હસ્તક રહેશે, જેના ચેરમેન ઉત્તર વિભાગના કમીશનર સાહેબ અને જનરલ સેક્રેટરી ખેતીવાડી ખાતાના ગુજરાતના ડેપ્યુટી ડીરેક્ટર સાહેબ રહેશે પ્રદર્શનના જુદા જુદા ભાગ અને પેટા વિભાગ પાડવામાં આવશે જેને માટે કમીટીઓ અને તેના સેક્રેટરીઓની નીમણુંક હવે પછી થશે ખાવા પીવાનો બંદોબસ્ત પુના પ્રદર્શનની માફક કરવામાં આવનાર છે, અને પ્રદર્શન જોવા આવનાર તેમજ નમુના મોકલનાર માટે ખાસ કનસેશન આપવા રેલ્વે કંપનીઓને વિનંતી કરવામાં આવશે ઇનામો મોટા પ્રમાણમાં રાખવામાં આવશે સંચાઓ (મશીનરી) અને બીજા નમુનાઓ માટે કીમતી ઇનામો, ચાંદો અથવા પદકો આપવામાં આવશે પ્રદર્શનની જગા શાહીબાગ આગળ રાખવામાં આવી છે હવે પછીની વ્યવસ્થા બીજી પત્રિકા મારફત જણાવવાની ગોઠવણ થશે

સુરત, ૨૮ મી જાન્યુઆરી ૧૯૨૭,

---

## "દાહોદ ફાર્મ પર થતા ઘઉં વિષે"

—***********—

લેખક —પરાગજી રણછોડજી દેસાઇ.

ફાર્મ સુપ્રીન્ટેન્ડન્ટ—દાહોદ.

ગુજરાતમાં ઘઉંના સંબંધમાં બી સુધારવાનું તેમજ નવી જાતના ઘઉં દાખલ કરવાના અખતરાનું કામ દાહોદ ફારમ પર થાય છે આ ફારમ પર ભુરી અને મધ્યમ કાળી જાતની જમીન ઘણે ભાગે મળી આવે છે, ભુરી

જમીનમાં ભેજ વધુ સંગ્રહી રાખવાની શક્તિ હોવાથી તેમજ વધારે ફળદ્રુપ હોવાથી એ જમીનમા ઘઉ સારા થાય છે દાહોદ અને ઝાલોદ તાલુકામા પહેલા વહેલા ઘણુ કરી વાજીઆ ઘઉ મુખ્ય ભાગે વવાતા. તેથી એ ઘઉની જાતમા કેવી રીતે સુધારો થાય તેના પર લક્ષ અપાયુ છોડ ભેગવાદાર હોય, ઘણી ફુટ આવતી હોય, ઘણી ઉબીઓ હોય અને તે લાંબી હોય તેમજ તેમા ઘણા દાણા હોય અને તે સારા હોય અને વજનદાર હોય તે પર લક્ષ અપાયુ પસદગી થતી હોવાથી જાતમા કંઇક સુધારો જણાયો પણ જે વરસે વરસાદ વધુ હોય તેમજ વાદળ વધુ હોય અગર તો ઘઉનો ઉભો પાક હોય અને વરસાદ થાય તેવા વરસમા વાજીઆ ઘઉમા ગેરૂ નામના રોગનો ઉપદ્રવ વધુ જણાતો અને પાકનો સદતર નાશ થતો તેથી ગેરૂ ન લાગે તેવા પ્રકારના ઘઉંની તજવીજ કરવામા આવી પોપટીઆ અને વાજીઆ ઘઉનો સયોગ કરી એક મિશ્ર જાતના ઘઉં પેદા કરવામા આવ્યા એનો પાક પણ વધુ જણાયો પણ કોઇ કોઇ વાર એમા પણ થોડા પ્રમાણમા ગેરૂનો રોગ જણાતો એવા મા આઠેક વરસ્રપગ નબર ૪ જેને હાલમા બોડીઆ ઘઉથી ઓળખવામા આવે છે તે ઘઉ આ ફારમ પર દાખલ કરવામા આવ્યા આ ઘઉં ઘણા સારા જણાયા અને તેથી એનુ વાવેતર ફાર્મ પર તેમજ આજુબાજુ વધુ પ્રમાણમા વાજીઆની જગ્યાએ થવા માડયુ

આ ફાર્મ પર જે જે ઘઉં કરવામા આવે છે તેનુ ટુક વર્ણન અત્રે અસ્થાને ન ગણાશે એમ માની નીચે પ્રમાણે ખેડુતની દ્રષ્ટિએ આપવામા આવે છે (એ તો કહેવાની જરૂર નથી કે મકાઇનો પાક કાપી લીધા પછી ત્રણ ચાર ખેડ કરી ઘઉંનુ વાવેતર નવેમ્બરની પહેલીથી ડીસેમ્બરની આખર સુધીમા ઠંડી મોસમમા કરવામા આવે છે અને સુવાલીઆ તળાવમાથી નહેર વડે ત્રણ ચાર પાણી જેમ જોઇએ તેમ આપવામા આવે છે. પાણીની અનુકુળતા ન હોય અને પાછલો વરસાદ સારો ન હોય તો પછી ખેડુત લોક ચણાનુ વાવેતર કરે છે જો પાછલો વરસાદ સારો હોય તો વગર પાણીએ પણ ઉપલી જમીનમા ઘઉનો પાક થાય છે) દરેક જાતમા બીની પસદગી દર વરસે કરવામા આવે છે દરેક જાતના બબે ચાસ અવરનવર બીજી જાતની સાથે સરખામણી કરવા વાવવામા આવે છે અને પાકની નોધ લેવાય છે

(૧) વાજીઆ —

આના દાણા રતાશ પડતા ફીકા રગના હોય છે દાણા પોચા હોય છે. ઊંબી છોડ પાતળા હોય છે છોડને ફુટ ઘણી અને લગભગ એકી વખતે

હોય છે, તેથી એકરે બી બે મણ ઓરીએ તો ચાલે એક છોડમાથી ૭ થી ૧૨ છોડ ફાઝે છે છોડ ઘણેખરે ભાગે ઉભા રહે છે પાન ઘણા સહેજ લાબા પણ એકદરે ટુકા હોય છે છોડને ૮ કુ પાન નીકળે ત્યારે ફુટ થવા માંડે છે પાન પર સહેજ રાતાશનો ભાગ જણાય છે ઉબી પર સુખલા લગભગ ઉબી ૩ા કદના ટુકા હોય છે દાણા છોડામા ઢીલી રીતે રહેલા હોય છે

ફુલ અને ગેરૂ સાથે જણાય છે જો ગેરૂ ન હોય તો આ જાતનો પાક ઘણો સારો થાય છે, (આ જાતમા ઘી ઓછુ જોઈતુ હોવાથી સામાન્ય તેમજ ચોમાસામા આ ઘઉનો ઉપયોગ કરવાથી પેટમા દુખતુ નથી તેમજ આમ પણ થતો નથી) જે વખતે દણો પાકતો હોય તે વખતે ઉબીમાથી દાણો દેખાય છે આ જાત પરિપક્વ થાય ત્યારે છોડ જમીનદોસ્ત થવા માડે છે

ઉભો પાક હોય અને એકદમ ભારે વરસાદ તોફાની પવન સાથે થાય તો આ ઘઉમા ઘણુ નુકશાન થાય છે કારણ કે છોડ પાતળા અને પોચા હોવાથી પડી જાય છે અને ઘણાખરા ઉભા થતા નથી અને વાકા રહે છે- એટલે ઉંદર તેમજ પશુ પક્ષી પણ નુકશાન કરે છે

આ જાત ગમે તે જમીનમા ઓછા ભેજથી તેમજ પ્રતિકુળ સજોગમા પણ પાકતી હોવાથી તેમજ જલદી થતી હોવાથી તેમજ એનો સારા વરસમા ઘણો પાક થતો હોવાથી લોક એનુ વાવેતર ઘણા પ્રમાણમા કરે છે

આ ફાર્મ પર એ જાતમાં બીની પસદગીથી દાણામા સુધારો થયેલો હોવાથી તેમજ બીમા ભેળસેળ ન હોવાથી તેમજ ગયે સાલ સુકુ વરસ પસાર થયેલુ હોવાથી નવા પાકેલા (ગઇ સાલના) ઘઉની માગ આ સાલ વધુ પ્રમાણમા થયેલી આ વરસે પણ આનુ બી આજુબાજુ તેમજ બીવડા ગામે વાવેતર માટે આપેલુ છે.

૧૦ શેર છોડના વજનમાથી ઉબીનુ વજન શેર ૬ અને દાણાનુ વજન ૪, ૨-૫ થાય છે આ ઘઉંના લોટમાથી ચાળણુ નછુ જેવુ નીકળે છે. લોટનો રગ રતાશ પડતો હોય છે એક તોલામા આશરે ૨૭૭ દાણા હોય છે એક છોડનો દાણાનો પાક ૦ા થી ૩ (ત્રણ) તોલા થાય છે

(૨) પીસી.—

આના દાણા સફેદ અને ટુકા હોય છે આના દાણા પણ નરમ હોય છે આ હલકી જાતના ઘઉ છે

છોડનો રંગ પીળાશ પડતો હોય છે છોડ મજબુત પણ નહી તેમજ પોચા પણ ન કહેવાય છોડનો વધારો કુલ આવે ત્યા સુધી ધીમે ધીમે થાય છે. કંઠી આવવાની શરૂઆત થાય કે છોડ એકદમ વધવા માંડે છે. ઉબીનો રંગ પણ પીળાશ પડતો હોય છે કંઠીના સુખલા પાકયા પછી પીળા રંગના થવા માંડે છે દાણાની ગોઠવણ ઢીલી રીતે હોય છે કંઠી લાબી અને ઉપરથી સહેજ અણીદાર થાય છે ઉબી સુખલા કરતા લાંબી હોય છે. આ જાતના છોડને પણ કુટ ઘણી થાય છે (બીજ વાવવા માટે એકરે આશરે ૪૦ મણ જોઇએ) દરેક છોડમાથી ૭-૧૦ થાય છે પાન પહોળા ચામડા જેવા, અને છેલ્લુ પાન લગભગ એક ફુટની લબાઇનુ હોય છે પાતાની ઉપલી બાજુએ વાળ હોય છે અને નીચલી બાજુ સાફ હોય છે કંઠીના નીચલા પાનપર સફેદાઇ ( WAX ) જણાય છે. કુલ મોડા આવે છે અને આ જાત પાકે છે પણ મોડી આ જાતમાં ગાભમરાથી સહેજ વધુ નુકશાન થાય છે તોફાની પવન સાથે જોરબધ વરસાદ થાય ત્યારે આ જાતમા પણ પાકને નુકશાન થાય છે ગેરૂથી પણ નુકશાન થાય છે સામાન્ય રીતે છોડ થોડા પ્રમાણમા જમીનદોસ્ત થાય છે.

આ જાતનો દાણો પોચો હોવાથી તેમજ લોટનો રંગ સફેદ ફસરો હોવા થી વહોરા લોક આ જાતને સેગ્ની માટે વધારે પસદ કરે છે આ જાતને દળે ત્યાર લોટમાથી ચારણુ નજીવુ નીકળે છે ૧૦ શેર છોડના વજનમાથી ઉબીનુ વજન શેર ૫ ૩-૪ અને દાણાનુ વજન શેર ૪ ૧-૩ નીકળે છે. એક તોલા વજનમા દાણા ૨૯૫ દાણા હોય છે એક છોડનો પાક ૧ા થી ૩ા તોલા હોય છે

(૩) પુસા નંબર ૪

આ સારી જાતના, સહેજ કઠણ અને તેજદાર ઘઉ છે. છોડ ભરાવદાર, મજબુત તેમજ ઘણેખરે ભાગે સીધા જતા જણાય છે છોડમા કુટ ઓછી હોય છે ૫-૭ થાય છે સફેદાઈ WAX ઉબી પર, નીઘલપર, અને છેલ્લા પાન પર દેખાય છે ઉંબીનો દાડો લગભગ ૩-૪' થી ૧' કુટ સુધીનો લબાઇ મા હોય છે ત્યારબાદ છોડ ઉંચાઇમા ઝપાટાબધ વધે છે બક્ષી ઘઉના કરતા આનો દાડો લાબો હોય છે; પાન રૂવાટીવાળા અને કકળા હોય છે બન્ને બાજુએ ધારવાળા હોય છે છેલ્લા પાનપર ખાડા ટેકરાવાળી ગુમડી હોય છે ઉંબીમા દાણા છેટે છેટે ગોઠવાયલા હોવાથી તે લાબી હોય છે અને ટોચ પર ચોરસ હોય છે છોડની ઉંચાઈ બેથી ત્રણ ફુટ હોય છે.

આ જાતને ગેરૂથી બીલકુલ નુકશાન થતુ નથી વાવેતર વખતે ઠડી હોવી જોઇએ વાદળ અને તાપ હોય તો ઘઉ ઉગી, ઉડી જઈ પાતળા પડી જાય છે તેમજ ખપરડીથી પણ નુકશાન થાય છે, લગભગ ૧૭આની સાથે પાકી જાય છે, આનો પાક પણ સારો થાય છે, ફળદરૂપ જમીન, તેમજ ખતરાળ જમીનને એ ઘણા માફક આવે છે આ સારી જાતના ઘઉ છે દાણા સખ્ત તેજદાર, ભરાવાદાર અને સહેજ ટુકા હોય છે ઠડી આવ્યા બાદ છોડ મા વધારો ઝપાટાબધ થાય છે ફુલ વહેલા આવે છે અને આ જાતને ઠડી નીકળ્યા બાદ પાકી થવા માટે વધુ વખત રહે છે પક્ષી, ભુડ તેમજ શીઆળ થી આ જાતમા ખેતરમા નુકશાન થવા સભવ છે ઠડીને સુખલા હોતા નથી તેથી એનુ નામ બોડીઆ પડેલુ છે છોડ મજબુત હોવાથી તે જમીન દોસ્ત થતા નથી સખ્ત પવન વખતે પણ ટકકર ઝીલે છે આ જાતમા ફુટ ઓછી થની હોવાથી વાવેતર વખતે બી વધુ વાપરી જાડા વાવવા પડે છે એકરે ૧૦૦ રતલ બી જોઇએ જ્યારે બોડીઆ ઘઉના ખેતરમા ઠડી આવે છે ત્યારે તેનો રગ ભુરાશ પડતો દેખાય છે આ જાતમા ગેરૂનો બીલકુલ દેખાવ થતો નથી કોઈ વખતે ગાભમારાથી સહેજ નુકશાન થાય છે ઉબીનો નીચેનો દાડો ઘણો લાબો હોવાથી ઠડી બ હાર દેખાય છે

આ જાતને વાવેતર વખતે ભેજ વધુ જોઇએ છે ખાતરવાળી, ફળદરૂપ જમીનમા પાક સારો થાય છે આ જાતના ઘઉને દળીએ ત્યારે ભુસુ વધારે નીકળે છે આ જાતમા ઘી જરા વધુ જોઇએ છે એની રોટલી સારી થાય છે લોટ પાણી વધારે પીએ છે ૧૦ શેર છોડના વજનમાથી ઉબીનુ વજન શેર પાા અને દાણાનુ વજન શેર ૪ા થાય છે એક તોલામા આશરે ૨૬૯ દાણા હોય છે એક છોડના પાક ૦ાા થી ૨ાા તોલા હોય છે આ જાતના ઘઉ આજુ બાજુમા તેમજ ભરૂચ, કાઠીઆવાડમા, રાજકોટ, અમરેલી, પાનેસર, ખાનદેશ, નાસીક વિગેરે ભાગમા વાવેતર માટે આ સાલ મોકલવામા આવ્યા છે (આ ફારમ મારફતે)

(૪) પુસા નબર ૧૨

આ જાત પણ બોડીઆને નામે ઓળખાય છે કારણ કે ઠડીને સુખલા હોતા નથી

છોડ સાધારણ રીતે મજબુત હોય છે સફેદાઈ આખા છોડ પર જણાય છે ફુટ ઓછી આવે છે, ૪ થી ૬ હોય છે વાવવા માટે બી એકરે અઢી મણ જોઇએ છોડ પથરાતા જણાય છે દાણાનુ ઉપલુ આચ્છાદન સફેદ તેમજ સુવાળુ હોય છે ફુલ મોડા આવે છે, અને ઉપલી જાત કરતા લગભગ દશ દી

પદર દિવસે મોડી થાય છે નીચેના પાન અત્તર નવર નની પડેલા હોય છે. આ જાતમા પાન લગભગ વધુ હોય છે પાનનો ઉપલો ભાગ રૂવાટી વાળો હોય છે પાન પહોળા અને ચામડા જેવા હોય છે. છેલ્લુ પાન લગભગ ૧ા ફુટનુ લબાઈમા હોય છે

કઠી ઉપલી જાત કરતાં લગભગ બે ઇચ વધુ લબાઈમા (આસરે છ ઇચ) હોય છે ટોચ પર ચોરસ હોય છે કઠી પાકતી વખતે રતાશ પડતો રગ પકડે છે પરીપકવ થાય ત્યારે કઠીમાથી દાણા છોડા સાથે ખરી જાય છે. વધુ ભેજવાળા વરસમા નીચાણવાળા ભાગમા સહેજ ગેરૂ આ જાતમા જણાય છે આ જાત ઉપલી કરતા સહેજ હલકા પ્રકારની છે. દાણો નરમ, ઝીણુ ફીકકો પીળાશ પડતો હોય છે બોડીઆ નાં ૪ કરતા ફુલ આઠ દશ દિવસે મોડા આવે છે કઠી નીકળે ત્યારે પીળાશ પડતી હોય છે દાણાના આચ્છાદાન ને ટોચ ભાગ પર રતાશ પડતો રગ હોય છે કઠી સાંકડી અને લાંબી હોય છે કઠી પાકી થાય ત્યારબાદ જમીનપર ખરી પડી જાય છે

૧૦ શેર છોડના વજનમાથી ઉપીનુ વજન શેર ૬ અને દાણાનુ વજન શેર ૩ા થાય છે એક તોલામા આશરે ૩૧૫ દાણા હોય છે એક છોડનો પાક ૧ા થી રા તોલા થાયછે, આ ઘઉંની વાવેતર માટે માગણી નથી

(૫) બક્ષી—આ ઘઉં કાઠાને મળતા સારી જાતના છે એ કાલા સુખલાને નામે ઓળખાય છે છોડ મજબુત અને સીધા હોય છે સહેકાઇ છોડપર સહેલાઈથી ફુલ આવ્યા પહેલાં આલમ પડી આવે છે, ફુલ આવે ત્યા સુધી છોડમા વધારો ધીમે ધીમે થાય છે ફુલ આવેથી વધારો અપાટા બધ થાય છે ફુટ પણ ધીમે ધીમે સારી થાય છે, પણ બધી ફુટ ઘણે અતરે નીકળતી હોવાથી છોડ એકી વખતે પાકતા નથી અને પાકી જવા પામે તો દાણો નાનો મોટો થાય છે ફુટ ૮ થી ૧૨ હોય છે, દાણાની ગોઠ વણી નીયમીત રીતે બે હારમાં કાસદીની માફક હોય છે કઠી કરતા સુખલા લાબા હોય છે પાન પહોળા, ખડબચડા અને ચામડાં જેવા હોય છે છેલ્લુ પાન ૧૦ ઇચથી ૧૫ ઇચનુ લબાઈમા હોય છે અને તેથી એ નમેલુ અગર વાકુ વળેલુ હોય છે છોડમા વધારો સારો હોય છે

આ જાતમા ગાભમરાથી બધી જાત કરતા સહેજ વધારે નુકશાન થાય છે તેમજ એમા અગારીઓ પણ જણાય છે મોડુ વાવેતર થાય તો ઘઉ પાકે છે ખરા પણ પાક આઠ આની થાય છે ગેરૂ જણાતોનથી, મોડી પાકની

હોવાથી લગભગ બે પાણી વધુ આપવા પડે છે દાણા લાબા કઠણ અને તેજદાર હોય છે છોડ ભુજ ભાગે જમીન દોસ્ત થાય છે. કારણ કે મજબુત હોય છે. છોડ ૨ાા ફુટથી ૪ ફુટ ઉંચાઇ થાય છે

જ્યારે બક્ષી ઘઉંને કઠી આવે છે ત્યારે ખેતરનો દેખાવ સફેદાઇ પર જતો ઘેરો રંગ જણાય છે, જ્યારે કઠી પાકે છે ત્યારે સુખલા કાળા પડતા જાય છે ફુટ વધુ થતી હોવાથી જાડું વાવેતર કરવાની જરૂર નથી ખી એકરે ૭૦ રતલ હોય તો પણ ચાલશે. આ જાતમા છોડને પાન વધુ હોય છે એટલે ઘાસ ચારો પણ ઠીક મળે છે વાજીઆ અને પુસા નુબર ૪ કરતાં ૫ દર દીવસ મોડા ફુલ આવે છે

આ જાતને મળતા ઘઉ શેટ પારનેર, હાસોટી અને કાઠા હોય છે ડાંગર કાપી લીધા પછી આ ઘઉ વાવ્યા હોય તો એકરે આશરે ૬૦૦ રતલ પાકે છે.

૧૦ શેર છોડના વજનમાંથી ઉબીનું વજન શેર પાા અને દાણાનુ વજન શેર ૪ થાય છે એક તોલામા આશરે ૨૭૦ દાણા હોય છે એક છોડનો પાક ોાા થી ૩ાા તોલો થાય છે આ ઘઉનુ બી પણ વહેચવામાં આવેલુ છે.

(૬) વાજીઅ × પોપટીઆ

આ મિશ્ર જાત વાજીઆ અને પોપટીઆ નામના ઘઉંના સંયોગથી થયેલ છે. આ જાતનો દાણો કઠણ, પાતળો અને ટુંકો અને તેજદાર હોય છે આ જાતમા પણ કોઇવાર ગેરૂ જણાય છે ફુલ મોડાં આવે છે અને પાકે છે પણ મોડા, પણ પાક વધુ આપે છે ગાભમરો નજીવો જેવો જણાય છે પોસી જાત કરતા કઠી કઇક નાની હોય છે દાણાના ઉપરના આચ્છાદાન લીલાશ પડતા રંગના હોય છે અને મજબુત અને સખત રીતે બાજુએ ગોઠવાયલી હોય છે આની ઉત્પતી કરવાનો મુખ્ય હેતુ ગેરૂ ન થાય તે માટેનો હતો. પણ આ જાતમાં પણ ગેરૂ કોઇકવાર જણાય છે

દશ શેર છોડના વજનમાથી ઉબી શેર ૬ નીકળે છે જ્યારે ઘઉ શેર ૪ાા મળે છે એક તોલા વજનમા દાણા ૨૯૩ હોય છે જ્યારે દરેક છોડનો પાક ોાા થી ૬ાા તોલા થાય છે પત્રક (અ) મા જુદી જુદી જાતના ઘઉનો એકરે કેટલો પાક થાય છે તે જણાવેલ છે

સામાન્ય —

ઘઉને માટે જમીન ૧૨ાા એડ કરવાથી રવો રવો થાય તેવી જમીન સારી દરકાથી વાવેલ ઉગે છે પણ ઠીક અને સામાન્ય વરસમા પાક પણ ઠીક આપે

છે જે વરસમા ભેજ ઓછો હોય, જમીનમા ઢેફા હોય અને કાચી વગરે ખેડ કરેલી હોય ત્યારે હળવતી વાવેતર કર્યુ હોય તો ઠીક ઘઉના ફડકાને કરાર કરી ઉડુ વાવેતર કરી ઉડુ વાવેતર કર્યુ હોય તો ઠીક બન્ને ચાસમા સરખા દાણાનુ વાવેતર થવુ જોઇએ. જે જાતના છોડ મજબુત હોય અને જમીન દોસ્ત છેડ થતા નથી તે જાતમા છોડને મુળ ભરાવાદાર, ઉંડા મજબુત પથરાયલા તેમજ ઘણા હોય છે માટે આવી જાતમા વાવેતર આછુ કર્યુ હોય તો બાઝ સારી, પાક ફાલે છે અને વધુ થાય છે એમ અનુભવ સુચવે છે

સાધારણ રીતે આ ભાગમાં ઘઉ આશરે ૧૪ ઇચના ગાળાથી ઓરાય છે પણ બે ફુટના અંતરે વાવેતર કર્યુ હોય તો બીનો બચાવ થાય છે અને પાક પણ ઠીક થાય છે એમ અનુભવ સુચવે છે ઘઉ ઉગી નીકળ્યા પછી વરસાદ થાય તો ઘઉને ફુટ સારી થાય છે વાવેતર વખતે ઠંડી મોસમ હોય તો ઘઉ ઉગે છે સાગ જો વાદળ થાય અને તાપ પડે તો ખપરડીથી નુકશાન થાય છે અને આછા પડી જાય છે ઘણો ભેજ હોય અને વર્ષો ઘઉને વાવ્યા હોય અને ત્યાર બાદ વાદળ રહે અને બે માસ ની અંદર વરસાદ થાય તો ગેરૂ ઘણો આવે છે અને વાણીઆનો દાણો છરીઓ થઈ જાય છે જે વખતે કંઠી આવે તે વખતે જો પુષ્કળ વરસાદ પવન સાથે થાય તો વાણીઆ અને પીળી ઘઉ જમીન દોસ્ત વધુ પ્રમાણમા થાય છે, છોડને ઠંડી અવર નવર આવતી હોવાથી દાણો તો બાઝે છે, સાધારણ સરેરાશ પાક બી થી આશરે ૧૪ થી ૧૫ ગણો થાય છે

આગલા પાકને ખાતર આપેલુ હોય તે ઘઉને ગુણ દાખવે છે મેલા, અગર મનુષ્ય મળના ખાતરથી પાકમા વધુ વધારો થાય છે એકરે દશ ગાડા આપ્યા હોય તો પુષ્કળ થાય છે ઉકરડાનુ ખાતર કોહેલુ આપેલુ હોય તો સારૂ મકઇ તેમજ બાજરીના ખુપરા ખેત માથી સાફ કરવા જોઇએ નહી તો ઉધઇનો ત્રાસ થાય છે વધુ ભેજને લઇ કોઇ વરસમા ઘઉ પીળા પડી જાય છે તે વખતે ઘઉને હળી કઢાડયા હોય અને ત્રણ ચાર દીવસ તપવા દઇ પછી રાપડી ફેરવી હોય તો ઘઉ કાળાશ પડતો રંગ ધરે છે અને ફાયદો થાય છે પણ આને માટે રીતસરનુ વાવેતર થવુ જોઇએ પાણી જેમ જોઇએ તેમ આપ્યુ હોય તો ફાયદો થાય આ ભાગમા ખારવાળી જમીનમા પણ ઘઉ થાય છે (ખારોમા એકદર ખાર (ઉપલી ૬" ના પડમા ૦-૬૮ હેય છે તે પઈકી કેલશીઆમ કારબોનેટ ૦-૦૨, કેલ્શીઅમ સલ્ફેટ ૦-૦૬, કેલ્શીઅમ

ક્લોરાઇડ ૦-૦૨, મેગ્નીશીઅમ ૦-૦૬, મેગ્નીશીઅમ કારબોનેટ ૦-૦૧) નહેરના પાણીમા એક દર ખાર (૧,૦૦,૦૦૦ ભાગમા) ૧૨ થી ૧૪ હોય છે તેમા કેલશીઅમ કારબોનેટ થી ૭, મેગ્નીશીઅમ કારબોનેટ ૧-૪૨ થી ૩-૨૦, મેગ્નીશીઅમ સલ્ફેટ ૧-૦૩, મેગ્નીશીઅમ ક્લોરાઇડ ૧-૯૦ થી ૨-૮૨) હોય છે,

ઘઉના વાવેતર વખતે ચાસમા ઢેફા પડયા હોય તો ઢેફાને ઉચકાી આજુબાજુએ મુકાવવા. ઘઉ બે ફુટના ફકડાના ગાળાથી ઓરેલા હોય અને એક પાણી પાયા પછી બેડી રાપડી ફેરવી હોય તો જમીનમાં ભેજ ટકી રહે છે અને એક પાણી ઓછું હોય તો પણ ચાલે. એ તો કહેવાની જરૂર નથી કે ચણાના વાવેતર કરતા ઘઉંના વાવેતરમા ફાયદો વધુ થાય છે ઘઉને હીમ થી નુકશાન થતુ નથી વાવેતર પછી કઠી આવતા ૮૦ થી ૧૦૫ દીવસ થાય છે ત્યાર બાદ આશરે એક મહીને ઘઉ પાકી ઘઉ તઇયાર થાય છે.

કઠી આવવા માટે એટલે આશરે એક અડવાડીઆમા ઘણા ખરા ઘઉને કઠી આવી જાય છે બાવળના છયડા નીચે ઘઉ થતા નથી. તેમજ મોસબી સનગ, લીબોઇના ઝાડની નીચે નાના છોડ રહી જાય છે અને ટુકી. અને ઝીણી કડી આવે છે બોડીઆ અને બક્ષી ઘઉની કઠીમા મથાળે તેમજ નીચે પણ દાણા ભરાયલા હોય છે

લેખક —નાગાજી રણછોડજી દેસાઇ

દાહોદ ફાર્મ સુપ્રીન્ટેન્ડેન્ટ



# ( અ )

વરસવાર પાક દર્શાવનારૂં પત્રક, પાક દર એકરે રતલમાં

| ઘઉંની જાત | ૧૯૨૦–૨૧ દાણાનો પાક | ૧૯૨૧–૨૨ દાણાનો પાક | ૧૯૨૨–૨૩ દાણાનો પાક | ૧૯૨૩–૨૪ દાણાનો પાક | ૧૯૨૪–૨૫ દાણાનો પાક | ૧૯૨૫–૨૬ દાણાનો પાક | ૭ વર્ષનો સરેરાશ પાક |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ૧ વાજીઆ | ૧૦૩૨ | ૧૫૬૪ | ૧૧૦૫ | ૧૧૭૫ | ૬૨૬ | ૯૬૬ | ૧૦૭૮ |
| ૨ પીસી | ૧૨૦૦ | ૧૨૦૯ | ૧૨૫૯ | ૧૪૬૩ | ૭૩૯ | ૮૯૭ | ૧૧૨૭ |
| ૩ પુસા નં ૪ | ૭૭૨ | ૧૩૧૬ | ૧૧૭૮ | ૧૧૧૪ | ૭૭૫ | ૧૧૪૦ | ૧૦૪૧ |
| ૪ પુસા નં ૧૨ | ૮૪૦ | ૧૩૨૫ | ૧૧૮૫ | ૧૧૫૨ | ૮૨૨ | ૮૮૬ | ૧૦૩૫ |
| ૫ બક્ષી | ૧૪૭૦ | ૧૫૪૯ | ૧૧૬૪ | ૧૧૪૩ | ૬૧૭ | ૯૦૬ | ૧૧૫૧ |
| ૬ વોજીઆ પોપટીઆ | ૧૪૫૫ | ૧૪૮૩ | ૧૩૦૨ | ૧૧૩૧ | ૭૨૫ | ૧૧૬૦ | ૧૨૦૯ |

પરાગજી રણછોડજી દેશાઈ.

# જાહેર ખબર.

**સ્વસ્થાન ઇડરના રેવન્યુ કમીશનરની ઓફીસથી**

ઈડર રાજ્યની જમીન ઘણી કીમતી અને ફળદરૂપ છે અને ખેતીવાડીના કામ માટે તે ઉત્તમ પ્રતિની ગણાય છે એટલાજ જમીન મોટા પ્રમાણમાં પડતર પડી છે તે સાથવા માટે તજવીજ ચાલે છે જેથી આ જાહેર ખબરથી ખેતીના ધંધામાં પડવાવાળા સાહસિક ગ્રહસ્થો તેમજ સારા સાધનવાળા ઉત્સાહી ખેડુતોને ખબર આપવામાં આવે છે કે જેને મોટા કથામા જમીન રાખવી હશે તેમજ હાલના સુધરતા જતા જમાનામા વખત અને મજુરીનો બચાવ થઈ શકે તેવા ઓજાર જેવા કે ટ્રેકટર, પ્લાઉ, લોઢાના સુધરેલી જાતના હળ વિગેરેથી ખેતી કરવાની ઇચ્છા હશે તેને માટે આ ઉતમ તક છે

જમીનમા પાણી બહુ ઉંડા નથી તેથી પુરતા પાણીવાળા કુવા સહેલાઈથી ગાળી શકાય છે મોટી નદીઓ પણ છે કે જેમાથી ઇરીગેશન માટે પુરત પાણી મળી શકે તેમ છે હવા પાણી પણ તન્દુરસ્તી માટે સારા છે સરેરાશ વરસાદ પાત્રીશથી ચાલીસ ઇંચ પડે છે

દરેક જાતના પાક જેવા કે—કપાસ, ઘઉં, સરસવ, સેલડી, મેથી, અળશી, તમાકુ, બાજરી, જુવાર, ભોયસીંગ, તલ, મકાઇ, વિગેરે—કીમતી પાકનુ વાવેતર મોટા પ્રમાણમા થઇ શકે તેવી એટલુજ નહી, પણ દરેક જાતનુ શાક બકાલુ ઉત્પન્ન કરી શકાય, અને આંબા, મહુડા, ચીકુ મીઠા તથા ખાટા લીંબુ, જામફળ અને અજમેરી બોર, કેળા, પપૈયા, વિગેરેના બાગ બગીચા બનાવી શકાય તેવી રસાળ જમીન છે તેની સાથે ઉત્પન્ન કરવામા આવતી ચીજો એક સ્થળેથી બીજે સ્થળે જ્યાં તેની બજાર હોય ત્યા સહેલાઇથી મોકલી આપવા માટે અમદાવાદ-પ્રાતીજ રેલ્વેની પુરતી સગવડ છે

**ખાસ ધ્યાનમા રાખવા લાયક હકીકત એ છે કે જમીન રાખનારને રાજ્ય તરફથી વેચાણનો ઉદાર હક આપવામા આવે છે.** એટલે એની માટે જમીન સુધરવા, પાછળ જે ખર્ચ કરવામા આવ્યો હોય તે નિષ્ફળ જતો નથી

જમીન ઉદાર સરતોથી સાંથવામા આવશે માટે જેને આ રાજ્યમા જમીન રાખવા વિચાર હોય તેણે અમને મળવુ

**હીમતનગર, અમદાવાદ-પ્રાતીજ રેલ્વે,**

તા૦ ૯ માહે માર્ચ સને ૧૯૨૭, મુ૦ હીમતનગર

KESHAVLAL A JOSHI

# તીડનો ઉપદ્રવ.

હાલમા આપણે તીડના ટોળાથી થતા ઉપદ્રવની હકીકત વાંચીએ કે સાભળીએ છીએ ત્યારે આશ્ચર્યચકિત થઇને ભયની લાગણી અનુભવીએ છીએ હમણા સીધ, કાઠીયાવાડ, અમદાવાદ અને ભાલના પ્રદેશમાં North w est નામના તીડના ઉપદ્રવથી તુળના વિશાળ ક્ષેત્રફળનો ઘાણ નીકળી ગયો તે હકીકત છાપામા વાચનારી આલમને તીડ વિષે જાણવાની અપેક્ષા ઉધ્ભવે એ સ્વભાવિક છે આ નાના પણ ભયકર પ્રાણીઓ જ્યા થઇને જાય ત્યા તુલનુ નિકદન કાઢે છે તે કેવા હશે? તેમના ઉપદ્રવની આગાહી આપણાથી કેમ કરી શકાતી નથી? અમુક સ્થળેજ કયાથી તેઓ ફુટી નીકળે છે? આ તીડનું જીવન કેમ શરૂ થાય છે અને પુરૂ કેળવાય છે? તથા આ ભયકર પ્રાણીઓનો નાશ અથવા અટકાવ કરવા માટે શા રસ્તા લેવા જોઈએ આવા અનેક સવાલો ઉઠે છે અથી કરીને અત્રે આ ઉપદ્રવ સબધી સામાન્ય માહિતી જીજ્ઞાસુ વાચકોને ઉપયોગી થઇ પડશે એમ ધારીને આપવામા આવી છે અત્રે જણાવવુ જોઇએ કે પ્રસ્તુત લેખમા આપેલી હકીકત કાઇ ખાસ નવી નથી પરતુ તે વિગતો પુસ્તકોમાંથી એકઠી કરેલી છે

### ઈશ્વરી કોપ

વિજ્ઞાન જ્ઞાન વિહનિ મનુષ્યો માને છે કે તીડોનો આવો ઉપદ્રવ થવો એ ઇશ્વરી કોપ છે અને તેમા પુરૂષ પ્રયત્ન નિરર્થક છે આ બાબતમાં સત્યા સત્ય નિર્ણય કરવો બાજુએ રાખીને આપણે વઇજ્ઞાનિક દ્રષ્ટિએ આ વિષય પર વિચાર કરીએ તો જણાશે કે આતો એક સામાન્ય બનાવ છ અને એમા ઈશ્વરના હાથનુ આરોપણ કરવુ જરૂરી નથી પ્રથમ તો એ જાણવુ જરૂરનુ છે કે તીડ એ એક નાનુ ખેતરમા રતા ખપરી-અને તીતીઘોડાની જાતનુજ બેથી ત્રણ ઇચ લાંબુ અને અર્ધો ઇચ જાડુ પ્રાણી છે, અને તેની વશવૃધ્ધી કરવાની શકતી ભયકર પ્રમાણમા મોટી છે આ પ્રાણીઓનો સ્વભાવ સમુદ્રમા ફરવાનો હોય છે આઓ સમુહ સાથેને સાથે ઉડે છે, લાબી મુસાફરી કરે છે અને જ્યાં વધી જયા બાવાનુ મળે ત્યા ઉતરીને ખાવા માડે છે

### તીડની જાતો

હીંદુસ્તાનના બે જાતના તીડનો સમ્પ્રિત નવાઈખબાર આરેવાર મળી આવે છે એક બોમ્બે લોકસ્ટ ( Bombay Locust ) અને બીજાને નોથ વેસ્ટ

અથવા ( માયગ્રેટરી ) તીડ કહે છે આ બે તીડના સ્વભાવ અને રહેણી કરણી મા ઘણો તફાવત છે તેમની ઉત્પત્તીના પ્રદેશ વચ્ચે ઘણું અંતર છે, તેમ તેઓ જુદા જુદા મુલકમા ફરે છે તેઓ એક બીજાના મુલક ઉપર આક્રમણ કરતાજ નથી સિવાય કે બનેની અનુમતીથી તેઓ સરહદ પરના પ્રાંત ઉપર ભેગા અથવા જુદા જુદા હલ્લો લઇ જાય છે. એમ્મે લોકસ્ટ તરીકે ઓળખાતી જાતીનો અધિકાર મુંબઇ અને કલકત્તા સાથથી લાટીની દક્ષિણ બાજુમા છે ત્યારે ઉત્તર હિંદુસ્થાનના સઘળા ભાગમા નોર્થ વેસ્ટ તીડનો અમલ ચાલે છે. પરંતુ કેટલીક વખત એમ બને છે કે અમદાવાદની દક્ષિણના ગુજરાતમા, રજપુતાના, મધ્યપ્રાંત, વરાડ, બંગાળા અને આસામમા આ બને અથવા બેમાથી એક ગમે તે જાતી જોવામા આવે છે

## ૪ રહેઠાણના મુલક.

હાલમા સીંધમા તથા ગુજરાતમા જે જાતે નુકશાન કર્યું તે ઉપર જણાવેલી જાતોમાથી બીજી જાતના તીડ છે આ જાત સિંધમાથી કાઠીઆવાડમા આવીને પોરબંદર થઇને અમદાવાદ ને બાજુના પ્રદેશમા ઉપદ્રવ કરી રહી છે આ જાતનો અધિકાર હિંદુસ્તાન બહાર અટગેરીઆમા છે ત્યાથી ઉત્તર આફ્રીકામા થઈ સાઇપ્રસ, અફગાનસ્તાન અને ઇરાનમા ફરી, બલુચિસ્તાન દ્વારા સિંધ, કાઠીઆવાડ, રજપુતાના અને પંજાબમા દાખલ થાય છે હિંદના જણાવેલા છેવટના ચાર મુલકોમાથી તેઓના જંગી ટોળા એકઠા થઈને ઉત્તર હિંદુસ્તાનમા ઉડવા માંડે છે અને હિમાલયની તળેટીના મુલકો સંયુક્ત પ્રાંતો, બીહાર અને બંગાળામા ફરી વળે છે દક્ષણના તરફ તો ક્વચિતજ દેખા દે છે

## ૫ જીવન પધ્ધતિ

આજ સુધી જે અભ્યાસ થયો છે તે પ્રમાણે આ નોર્થ વેસ્ટ તીડની જીવન પધ્ધતિ નીચે પ્રમાણે છે — રજપુતાનાથી આથમણા રેતાળ ડુંગરી પ્રદેશમા તથા સુલેમાન ડુંગરોની હારમાળામા આ જાતની ઉત્પતી થાય છે આ જાત પંજાબમા માર્ચ કે એપ્રીલમા અને રજપુતાનામા જુન કે જુલાઇમા ઇંડા મુકે છે દરેક માદા જમીનમા એક છ કે એથી પણ વધારે ઉંડાઇએ ૮૦ થી ૧૦૦ ઇંડા મુકે છે ઇંડાં લગભગ ડાંગરના દાણા જેવડા હોય છે ઇંડા મૂકવા માટે જમીન ખોદવાનુ સાધન માદાને કુદરતે બક્ષેલુ છે તે પીઠની લંબોલગ અને વાંકુ શીંગડા જેવુ હોય છે ઇંડામાથી બચ્ચા નીકળતા બાજુ ગડગડીઆ લાગે છે તરત ટિકઊલ બચ્ચાં પાંખ વગરના અને લીના

સરકારી તેમજ પ્રજાકીય અધિકારીઓની મદદ લેવા માટે માંગણી કરીને તેઓ એ ઉપર જણાવેલા પગલા લેવાનુ સુચવ્યુ છે તે પ્રમાણે હાલમા ગુજરાત કાઠીયાવાડના જે જે ભાગમા તીડનો ઉપદ્રવ છે ત્યાં રેવન્યુ ખાતાના તલાટીથી માંડી કલેકટર સુધીના સઘળા અમલદારો, તાલુકા અને જીલ્લા લોકલ બોર્ડના સભ્યોને અધિકારીઓ, સહકારી ખાતાના અમલદારો, સહકારી મંડળીઓના સભ્યો, બીજી ગ્રામ્ય સસ્થાઓના સભ્યો અને દરેક ગામના આગેવાનો આ બાબતમા અજાણ્યુ હોય એવા ખેડુત વર્ગને દોરવી માર્ગ બતાવવાનો પોતાનો ધર્મ યથાસ્થિત બજાવીને આ ભયકર પ્રાણીઓના ઉપદ્રવથી થતો વિનાશ જેટલે બને તેટલે અંશે ઓછો કરવા પ્રયત્ન કરે એજ અભ્યર્થના

મહાદેવપ્રસાદ હરિલાલ દેશાઇ
બી એજી

# ખેડુતોના ઉદ્ધારની કુંચી.

" ખેડુત " શબ્દ જે અર્થમા આજકાલ પ્રચલિત છે, તે અર્થ શ્રીમદ્ ભગવદગિતાના ૧૩ મા અધ્યાયમા વર્ણવાયલો છે, તે જોડે બીલકુલ બધ બેસતો નથી ઉપર જણાવેલા અધ્યાયમા ક્ષેત્ર એટલે ખેતર તેને આ દેહ કલ્પી છે જ્યારે ક્ષેત્રજ્ઞ એટલે ક્ષેત્રકાર યાને ખેડુતને દેહી એટલે આત્મા માન્યો છે આ અર્થનુ તાદ્રશ્ય ખેડુત શબ્દ જોડે સરખાવતા ખેડુત શબ્દનો અર્થ કેટલો ઉચી કક્ષાએ માનવાનો છે તે દરેક વિદ્વાન પુરૂષે ગોર કરી લેવાનુ છે હવે જ્યારે ખેડુત શબ્દનો અર્થ શાસ્ત્રીય પ્રમાણથી ઉચ્ચી કક્ષાનો માનવાનો છે તો સવાલ ઉપસ્થીત થાય છે કે ખેડુતની આજકાલ અધમ દશા કેમ આવી ગઇ છે? તેનો જવાબ એટલોજ આપી શકાય કે ખેડુત પોતે જાતેજ પોતાની અધમ દશાને માટે જવાબદાર છે કારણ કે કુદરતી નીયમ પ્રમાણે જો પોતાની જાતની સભાળ દરેક જણ ના રાખે તો તેની શારીરીક તેમજ માનસિક તથા વ્યવહારીક સ્થિતી અધોગતીને પામતી જાય છે માટે એટલુ તો નક્કી છે કે ખેડુત પોતેજ પોતાની અધોગતીને માટે જવાબદાર છે આ ઉપર મુજબ જણાવી જો ખેડુતને તેની સુધારાથી અથવા પ્રગતિનો દોર ન બતાવીએ ને જો બેસી રહીએ તો વ્યાજબી લેખાય નહી, કારણ કે ખેડુત પોતે ક્ષેત્રકાર

હોવાથી દુનિયાને જોઈતી ચીજો કાચા માલના રૂપમા બદલીને તૈયાર કરી આપે છે તેથી ખેડુતને તેની સુધારાની યાને પ્રગતિની દીશા બતાવવાને આપણે ઋણી છઇએ તે ઋણુ અદા ન કર્યાથી આજ કાળ દુનિયાની અધોગતી થઇ રહી છે એમ દરેક સજ્જને કબુલ કરવુ પડશે, એવી આ લેખના લેખકની સામાન્ય માન્યતા છે ખેડુત અધમ દશામા આવી પડવાના ઘણા કારણો છે પ્રથમ સારા વખતમા ખેડુત તરફ દુનિયાના ઘણા લોકો સહાનુભુતિ ધરાવતા હતા આજે તે સ્થિતિમા પરીવર્તન થઇ ગયુ છે ખેડુત ક્ષેત્રજ્ઞ તરીકે દુનિયાને પાલન પોષણની તમામ ચીજો પકવીને તૈયાર કરી આપે છે છતા તેના તરફ કોઇ હવે સહાનુભુતી પ્રથમવત જોઇતા પ્રમાણમા ધરાવતુ નથી, તેનુ મુખ્ય કારણ એવુ છે કે સારા આબાદ વર્ષોમા પાકનો ભાવ સારો આવ્યાથી ખેડુતો બેદરકાર બનતા જાય છે જેથી તેમના તરફનો સહાનુભુતીનો ભાવ નષ્ટ થતો જાય છે બીજુ ગૌણ કારણ એવુ છે કે ખેડુતો કેળવણી લેતા થયા છે પણ તે સગીન પ્રકારની ન હોવાથી મોજ મજાહમા પડી ગયા છે કારણ કે કેળવણી લેવા શહેરમા નિવાશ નાખવો પડે, અને શહેરની મોજમજાહનો ચેપ તેઓને લાગવાથી મોજ મજાહમા પડી પ્રમાદી થવા માડયા છે પહેલા ખેડુતના તમામ ઘેરના છોકરા ખેતીના અગના કામો જાતે નીવેડીજ લેતા હતા. જરૂર જોગા નોકરો રાખતા હતા આજે તેથી વીપરીત સ્થિતિ છે એટલે કે બહુધા ખેડુતો ખેતીનો આધાર નોકરો ઉપરજ રાખે છે અને પોતે જાતે પ્રમાદી થઇ ગયા છે મારૂ કહેવુ એવુ નથી કે ખેડુતોએ કેળવણી લેવી જ ન જોઈએ અલબત તેઓએ કેળવણી તો લેવીજ જોઇએ પરતુ તે સગીન પ્રકારની હોવી જોઇએ. શહેરમા રહી અધોવચ કેળવણી લેવાથી તેઓની સ્થીતી અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ જેવી થઇ પડી છે સારાશ કે ધોબીનો કુતરો નહી ઘરનો કે નહી ઘાટનો એવી તેમની સ્થિતિ થઇ પડી છે માટે મારી ખેડુત બાન્ધવોને ખાસ વિનતી છે કે તેઓએ કેળવણી સગીન પ્રકારની લેવી જોઇએ અને તેનો પોતાના ક્ષેત્રમારના વાગમા સદુપયોગ કરવો જોઇએ હવે ખેડુતોને અધમ દશામાથી આપણે શી રીતે તારવી શકીએ તેનો વિચાર કરવાનો છે કોઇ ગામમા જઇને જોઇશુ તો તે ગામની સ્થીતી પ્રથમ કરતા આપણે આબાદ જણાશે સારા પાકી બાધણીના મકાનો આપણી નજરે પડશે તેમજ ગામમા એકાદ બે ઘોડાગાડી તેમજ કોઇ ગામમા મોટર પણ જોવામા આવશે નાટક સીનેમા વીગેરે તમાસામા બહુધા ખેડુતે જ નજરે આવશે ધારાસભાની મેમ્બર ની કે લોકલબોર્ડના મેમ્બરની ચુટણીમા ઘણે ભાગે ખેડુતોને આગળ પડતો

ભાગ લેતા આપણે જોઇ શકીશુ એટલે સામાન્ય આપણે એવો ભાસ જણાશે કે ખેડુતોની પ્રગતી વધુ થતી જાય છે. પણ તે ભાસ ઉપલકીઆ છે. તેના તળીઆમા પેસીને બારીક તપાસ કરતા જણાશે કે તળીઆમા સડો લાગેલો છે ઉપર જણાવેલો તમામ ખેડુતોનો બહારનોજ છે કારણ કે પ્રથમના ખેડુતો સારા વરસમા બે પઇસા બચાવતા તો તેનું સોનું લઇ આપત્તીના સમય માટે રાખી મુકતા હતા જ્યારે આજે બચતનો ઉપયોગ ઉપર મુજબ મોજ મજાહના સાધનો વ્હોરવામા થાય છે અને આપતીના સમયે તે સાધનોને ખોટ ખાઇ ને કાઢી નાખવા પડે છે આજકાલ ખેડુતોમા ચહા પાણીની મેમાનગીરીનો ધારો એટલો તો સખ્ત પ્રમાણમા બેસી ગયો છે કે કેટલાક ગામોએ તો પોતાના સામાન્ય આજીવિકાનુ સાધન જે ઘી છે તે બજારમાથી લાવવુ પડે છે આવી સ્થીતી ઘણીજ દયાપાત્ર છે તેઓ ભાઇઓએ જાતે સમજીને સુધરવુ જોઇએ ખેડુતોને સુધારવાને નામદાર સરકારે —સહકારી તેમજ ખેતીવાડી ખાતા— સ્થાપ્યાં છે પરતુ શોક જનક વાત એ છે કે તેનો લાભ ખેડુતો જોઇતા પ્રમાણમા લેતા નથી તે તેમની અધા પચા કેળવણી અને પ્રમાદી પણાને લીધે છે વળી ખેડુતોમા ખોટી બાબતમાં ચડસ અને અતિશે એટલો બધો રહે છે કે તે ખોટી બાબત પુરવાર કરવામા બીલકુલ તકરાર કરી નાખે છે એટલુંજ નહી પણ ખુન વગેરે ગુન્હા કરી સામા માણસને તારાજ કરવાનાં ખરાબ પગલામા પ્રવર્તે છે ખેડુતોની આવી બેદરકાર સ્થીતી સુધારવાનો ફક્ત એકજ ઉપાય છે કે દરેક તાલુકે તેમની સુધારણા માટે સલાહકારી મ ડળ સ્થાપવું જોઇએ. આવા મ ડળના મેમ્બરોએ નિસ્વાર્થ સેવા કરવાની ભાવના રાખવી જોઇએ. એ મ ડળે કોઇ ગામમાં જર, જમીન કે જોરૂ બાબતમા ઉપસ્થીત થયેલી તકરારમા વચ્ચે પડી તટસ્થ રીતે નીવેડો લાવવો-જોઇએ. જેથી ખેડુ તોના નાહકના બરબાદ થતા નાણા બચે, અને તેમની સ્થીતી સુધરે ખેડુતો આજ કાલ પાયમાલ થતા જાય છે તેનુ પ્રધાન કારણ ઉપર જણાવ્યુ છે તેમ તેમની બેદરકારી અને પ્રમાદતા છે અને એ બે ચીજોને નીચેના આઠ ગૃહ નિભાવવાના છે તેમાં દૃષ્ટિ ગોચર થાય છે

(૧) પોતનુ ગૃહ
(૨) નોકર ચાકરનુ ગૃહ.
(૩) ખેતીવાડીનુ ગૃહ
(૪) શહેર સબધી ગૃહ
(૫) સરકાર સબધી ગૃહ

(૬) ઢોર દાકતરનું ગૃહ
(૭) ખાનગી સાહુકારનું ગૃહ અને
(૮) સહકારી સોસાઇટીનુ ગૃહ

ઉપર મુજબ આઠ ગૃહો નિભાવવામાં ખેડુતો દીન પર દીન પાયમાલ થતા જાય છે તેમાથી તેમનો ઉધ્ધાર કરવા સલાહકારી મંડળો સ્થાપવા જોઈએ માટે એ દિશામા ખેડુનો તરફ સહાનુભુતી ધરાવનાર સજ્જનોએ ત્વરિત પગલા લેવા જોઇએ. એજ માર્ગ યાને કુચી ખેડુતોને સુધારવામા અથવા તેઓને પ્રગતિમાન કરવામા લેખકને ઉતમ જણાય છે એજ.

ભરૂચ–લોઈવાડો
તુમડીની ખડકી
તા ૧૯–૩–૧૯૨૭

ત્રીભોવન રેવાદાસ તુમડી

# પપૈયાંમાંથી પપેન કેમ બનાવાય?

—**********—

એક અગત્યનો ઉદ્યોગ.

ગુજરાતમાં સઘળે ઠેકાણે પપૈયાંને માફક આવે એવી આબોહવાને લીધે પપૈયા સહેલાઇથી ઉછેરી શકાય એમ છે, આ ફળનો આહાર તરીકે ઉપયોગ કરવો એ પણ આરોગ્યોવહ છે અને તે માટે તેની ખપત પણ પુષ્કળ છે. પરતુ પપૈયા બહુ મોટા પ્રમાણમાં કરીને તેમાથી પપૈયાના ફળનુ સત્વ જેને "પપેન" ના નામથી ઓળખવામાં આવે છે તે તઈયાર કરવાનુ કામ હાથપર લેવુ એ વધારે ફાયદાકારક છે પપૈયાંમાંથી પપેન બનાવવાની રીત સહેલી છે અને તેનો ઉપયોગ ઔષધના ઉપચારમા થતો હોવાને લીધે તેને ખપત હિંદુસ્તાનમા તેમજ પરદેશોમા ઘણી છે

પપૈયામાથી પપેન બનાવવાની રીત સબંધી દક્ષિણ આફ્રિકાના ખેતીવાડી ખાતાએ બહાર પાડેલી હકીકત ટુકાનીને અત્રે આપવામાં આવે છે

બનાવટ—પ્રથમતો પપૈયામાથી રસ અથવા તો જે પપઇયાનુ દુધ કહેવાય છે તેને એકઠુ કરવા માટે લાકડાં કે વાસના ચપ્પુ વડે ફળમા ⅛ ઇંચ ઉંડા ફળની છાલ ઉપર કાપા પાડવામા આવે છે અને તેમાથી ઝરતુ દુધ કાચ, ચીનાઈ માટી કે લાકડાના વાસણમા એકઠુ કરવામા આવે છે નીકળતા

નીકળતા જો દુધ ફળની છાલ સાથે ચોટી ગયુ હોયતો તેને વાસણમા ખખેરી લેવામા આવે છે દુધ એકઠુ કરવાનુ કામ સવારના પહેલા પહોરે કરવુ કારણકે આ વખતેજ ફળમાથી વધારેમા વધારે દુધ વહે છે ફલ ઉપર દુધ લેવા માટે જો પહેલી વખત ત્રણ ચારજ કાપા કર્યા હોય તો એક બે દીવસ પછીથી બીજી વાર કાપા પાડવાથી ફરીથી દુધ નીકળશે પરતુ જો પહેલી વખતેજ સાત આઠ કાપા કરેલા હોય તો બીજી વખતે બહુ જુજ દુધ નીકળે છે જે ફળ ૨/૩ જેટલા પાકા થએલા હોય તેમનોજ દુધ કાઢવા માટે ઉપયોગ કરવે કાપા પાડવાને લીધે ફળ પાકતા વાર લાગતી નથી કાપા પાડવાને લીધે ફળના સ્વાદમા કાઇ ફેરફાર માલમ પડતો નથી જો કે તેના બહારના દેખાવમા થએલા ફેરફારને લીધે બજારમા તેનો ભાવ મુકાબલે ઓછો મળે છે

એકઠુ કરેલુ દુધ જામી ન જાય તેટલા માટે જેમ બને તેમ જલદીથી સુકવી નાખવુ જોઈએ નાના પાયા ઉપર જ્યા કામ કરવામા આવતુ હોય ત્યા દુધ સુકવવા માટે જાડા કાચના મોટા તકતા ઉપર દુધ પાથરીને સુર્યના પ્રકાશમા તે તકતા મુકી દેવા સવારમા એકઠુ કરેલુ દુધ જો બપોરે સુકવી નાખવામા આવે તો સાજ સુધીમા ઠીક ઠીક સુકાઈ જાય છે અને જેથી કરીને જામી જવાની બીક રહેતી નથી અને બીજે દીવસે આખો દીવસ સુકવવાથી પુરેપુરૂ સુકાઇ જાય છે જ્યા મેટા જથ્થામા કામ કરવાનુ હોય ત્યા સુકવવા માટે ખાસ પતરાની ભઠીઓ રાખવામા આવે છે, જેમા ૪૦ U જેટલો નીયમીત તાપ આપીને દુધની સુકવણી થાય છે દુધની સુકાઇને ઝીણી બરડ ગાગડીઓ થઇ જાય ત્યારે બરાબર સુકાએલુ દુધ ગણાય છે કોફી દળવાની ઘટી વડે આ ગાગડીઓને દળીને લોટ જેવો ભુકો કરીને અને પછીથી તુર્ત હવા ન પેસે એમ બાટલીઓમા ભરીને બધ કરી દેવામા આવે છે એટલે પપેન બજારમા વેચવા માટે તઇયાર થયુ ગણાય છે

ઉતારો અને કીમત —પપઇયાના એક વૃક્ષ ઉપરથી સરેરાશ ૩૦ ફળ ઉતરે છે અને ૩૦ ફળમાથી ૧) રતલ દુધ મળે છે આ દુધમાથી ૧૬ થી ૧૮ ટકા જેટલુ પપેન બને છે

પપેનનો ઉપયોગ દવા માટે સાધારણ રીતે મેટા પ્રમાણમા થાય છે એમા પાચનક્રીયા સબળ કરવાનો મોટો ગુણ રહેલો છે અને તેથીજ કરીને અગ્નિમાદ્ય અને અજીર્ણના હમેશના દરદીઓને પપેન વાપરવાની દાકતરો ભલામણ કરે છે જોઇ કરવામા પણ પપેનનો ઉપયોગ થવાનો ઘણો અવકાશ છે કારણ કે તેથી કરીને ભારે ખોરાક હલકો બને છે. દહી બનાવવા માટે છાશની જગાએ પણ પપેનનો ઉપયોગ કરી શકાય છે

અમેરીકાના ઘણાએ આડતીઆઓ જણાવે છે કે ચોક્ખું પપેન દર રતલના બાર શીલીંગના ભાવે વેચાય છે અને તેની ખપત દર માસે એક ટન જેટલી છે આ ભાવ તો ઓછામાં ઓછો મળેજ પરતુ ઘણીએ વખત આથી ઘણો વધારે ભાવ મળે છે

ઇગ્લંડમા દર વરસે બારથી પંદર ટન પપેનની આવક થાય છે અને તે સાલોનમાથીજ પુરુ પાડવામા આવે છે સીલોનમા પપેન બનાવનાર મુખ્યત્વે ખેડુતોજ છે સીલોનમા પપેનના ભાવ એક રતલે બારથી ચઉદ શીલીગ મળે છે પરતુ આ ભાવ વધારે કહેવાય, કારણ કે તે અછતને લીધેજ છે તો પણ સાધારણ રીતે પપેનના ભાવ દર રતલે સાતથી સાડા આઠ શીલીગ મળે છે

આ ઉપરથી વાચક જોઇ શકશે કે પપેન બનાવવાનો ઉદ્યોગ સહેલો છે અને પેદાસ સારી કરાવે એમ છે વળી તે ઉદ્યોગ ખાસ શાસ્ત્રીય કે રસાયણીક જ્ઞાનની જરૂર નથી સીલોનમાં ખેડુતો આ ધધો પોતાનો કરી રહયા છે તો હિંદના અને ગુજરાતના વાડી વજીફાના માલેકો આ ઉદ્યોગ તરફ પોતાનુ ધ્યાન દોડાવે એ ખાસ જરૂરનુ છે

ડૉ. મહાદેવપ્રસાદ હરિલાલ દેસાઇ
બી. એજી

---

# ખેતીવાડી સારૂ અગરમાંથી મીઠું મેળવવાની સુચના.

—************—

આંબાનાં તથા એવાજ બીજા ફળ ઝાડોમાં ખાતર નાખવાને સારૂ જોઇતુ મીઠુ ફક્ત બેજ વખત એટલે કે મે મહીનાની તથા નવેમ્બર મહીનાની શરૂઆતમા ધરાસણાના મીઠાના અગરમાથી મળી શકશે તે ગામનુ સરનામુ ધરાસણા, તાલુકા, વલસાડ, પોષ્ટ ડુગરી છે દરેક બગાની મણ મીઠાની કીમત ૧૩ આના પ્રમાણે આપવાનુ કનસેશન કરેલુ છે પણ તેનો લાભ લેવા માટે ત્રણ મહીના અગાડી એટલે ફેબ્રુવારી તથા ઓગષ્ટમા અનુક્રમે પાસ વગ્રે કરનો પડશે

૨ આવી રીતે જેને બી'ડુ જોઇએ, તેની અરજી ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ ઓવરસીયર સાહેબ મારફતે કરવી અથવા તો મે ડેપ્યુટી ડાયરેકટર સાહેબ ખેતીવાડી ખાતુ, સુરત, એ સરનામે પરબારી કરવી અને તેમા કેટલા બ ગાળી માણ બીડુ જોઇએ છે તે સ્પષ્ટ જણાવવુ આથી ઓછો ભાગ ગણત્રીમા લેવો નહિ આવી અરજી ૨૦મી જુલાઇ સુધીમા આવવી જોઇએ જો મે મહિનામાં બીડુ જોઇતુ હોય તો ૨૦મી જાનેવારી સુધીમા અને જો નવેમ્બર માસમાં જોઇતુ હોય તો ૨૦મી જુલાઇ સુધીમા અરજી મળે એવી રીતે તે અરજી કરવી જોઇએ.

૩ જેવો પાસ મળે એટલે તરતજ અરજદારે જાતે અથવા તો ટપાલ મારફતે બીડાની કીમત આગળથી મોકલી આપીને, સરકારકુન સાહેબ ભગતસણ બીડાના અગરમા, ધનસણા, તાલુકા, વલસાડ, પોષ્ટ ડુંગરી એ સરનામે પાસ રજુ કરવો પાસ તથા કીમત સરકારકુન સાહેબને ૨૦મી ફેબરૂઆરી તથા ૨૦મી ઓગષ્ટ સુ'ધીમા મળવા જોઇએ.

૪ જે તારીખ સરકારકુન સાહેબ લખી જણાવે તે તારીખે બીડુ અગર માથી ઉખેડી લઇ જવાની ગોઠવણ અરજદારોએ પોતેજ કરી લેવી જોઇએ.

૫ જે ટીકો થોડુ કમીશન લઇને પાસવાળાઓને બીડા ની સગવડ કરી આપી શકશે એમના નામો નીચે પ્રમાણે છે તેથી જો કોઇને તેમની જરૂરી હોય તો તેમની સાથે પરબારો પત્રવ્યવહાર કરવો

૧ મેસર્સ મોહનભાઇ વસનજીની કપની. ઉરડી તા વલસાડ

૨ મેસર્સ ભોગીલાલ મોહનલાલની કપની. મુ ડુંગરી

સહી સી. એસ પટેલ

એ ડેપ્યુટી ડાયરેકટર ઓફ એગ્રીકલચર

(સહકાર પત્રિકા ઉપરથી) ગુજરાત, સુરત

---

# મુંબઈ ઇલાકામાં ઢોરની ઓલાદ.

## ગુજરાતમાં કાંકરેજ ઢોરની જાત

(મુંબઇ ઇલાકાનુ ખેતીવાડી ખાતુ પત્રિકા ન ૯—૧૯૨૧)

મુંબઇ ઇલાકામા સૌથી મોટી આકારે આ ઢોરની જાત છે આ જાત બેશક એક વખતે ચોક્કસ એ વાદ તરીકે જાણીતી હોવી જોઇએ કારણ કે હાલમા

કેટલેક ઠેકાણે આ ઓલાદના સાધારણ ચોખ્ખાં જાનવર મળી આવે છે.

દરેક ઓલાદમા જુદા છવાયા કોઈ વખત ચોખ્ખી ઓલાદના ઢોર નીકળી આવે છે તે સાફ જણાવે છે કે એક વખત આ ઢોરની જાત ફક્ત વગરની હતી. હાલના જમાનામા વર્ણશંકર ઢોરના ટોળામા ચાલતી એકજ લોહીમાથી પેદા થતા જનાવર ઉછેરવાની ચાલુ પધ્ધતીને લીધે ચોખ્ખા આગર શુધ્ધ જનાવર ભાગ્યેજ મળી આવે છે

જે ભાગમાથી આ જાનવર મળી આવે છે તે ભાગમાજ ખાસ કામમા આવે તે વાત ધ્યાનમા રાખી આ જનાવરની ઉછેર કરવામા આવી છે અને બીજા પ્રદેશમા ત્યાના સ્થાની ઢોર કરતા બીજા પ્રદેશમા ઉછેરેલા ઢોર વધુ સારાં નીવડે કે નહી તે શકા ભરેલુ છે દાખલા તરીકે, ગુજરાતના ઉડી ગઢેળવાળા અને રેતાળ પ્રદેશમાં, ઝમકવાળા અને લાબા પગવાળા કાકરેજી જાતના જાનવર વધુ માફક આવે છે વધુ વરસાદવાળા ઘાટના પ્રદેશમા અને ડાંગરનુ વાવેતર થાય છે તેવા પ્રદેશમા પત્થર જેવી સખ્ત ખરીવાળા ડાગી જાતના જાનવર બહુજ કામના હોય છે.

દરેક જાતના ઉપયોગીતાના પ્રમાણમા દરેક કાના ઢોરની ઓલાદ નીચે જણાવેલા અનુક્રમ પ્રમાણે ગોઠવી શકાય —

ભારે, હલકા અને વચલા વર્ગના ખેતીના કામ માટે, દુધ અને ખેતી એમ બન્ને (દુધ તથા ખેતીના બળદ માટે) કામ માટે —

ભારે ખેતીના કામ માટે કાકરેજ, કૃષ્ણાવેલી અને ગીર અગર ભોડાલ જાતના જાનવર.

હલકા અને ઉતાવળા ખેતીના કામ માટે અમૃત મહાલ અને ખીલારી જાતના જાનવરો

વચલા વર્ગના ખેતીના કામ માટે ડાગી જાતના જાનવરો.

ફક્ત દુધ માટે સીધી જાતના જાનવરો

દુધ તેમજ ખેતીના બન્ને કામ માટે ગીર, કાકરેજ અને થરપારકર જાતના જાનવરો.

## કાંકરેજ ઢોરની ઓલાદ

પાલણપુર સસ્થાનના કાકરેજ નામના ભાગ ઉપરથી કાંકરેજ ઢોરનુ નામ પડ્યુ છે આ જાતના ઢોર ખાસ કરીને ખેતીના કામ માટે ઉછરેલા હોઇ ખેતીના કામમા ઠીક કામમા આવે છે તેમજ દુધ પણ ઠીકઠીક સારૂ આપે છે કાકરેજ ભાગમાંથી પસાર થતી બનાસ નદી ઉપરથી આ ઢોરને બનાઇ ઢોર

પણ કહેવામા આવે છે વાગડીઆ કોળી લોકો આ ઢોરની ઉછેર કરતા હોવાથી તે ઢોર વાગડીઆ ઢોર તરીકે પણ ઓળખાય છે રાધનપુર સંસ્થાનના વઢીઆર ભાગ ઉપરથી, આ જાતને મળતા વઢીઆર જાતના પણ ઢોર હોય છે વઢીઆર અમુક ઘાસીઆનુ અગર બીડનુ અથવા અમુક ગોવાળીઆની જાત ઉપરથી નામ પડેલુ છે વઢીઆર અને કાકરેજ તાલુકા એક બીજાની પાસે આવેલા છે

**કુદરતી રહેઠાણ,**—કાંકરેજ ઢોરની જ્યા ઉછેર થાય છે તે જમીન નીચાણમા છે અને વારવાર ત્યા નદીના પુર આવે છે ત્યા શીઆળામા બહુજ ઠંડી પડે છે અને ઉનાળામાં સખતમા સખ્ત તાપ પડે છે આ ભાગમાં ફકત નાના ઝાડજ જોવામા આવે છે ઉપરની પરિસ્થિતિ પરથી એમ સાબિત થાય છે કે આ જાતના ઢોર કઠણ હોવા જોઇએ

**ઉછેરનાર**—રબારી, ભરવાડ અને અમુક અંશે કોળી લોકો આ ઢોરની ઉછેર કરે છે સાઢ આકવામા રબારી અને ભરવા' લોકો ખ સ ધ્યાન આપે છે. બહુ કાળજીથી ઢોર ઉછેર કરે છે સાઢ આકતી વખતે અમુક સારી નીશાનીઓ અને રગ ઉપર બહુજ ભાર મુકવામાં આવે છે ઢોર ઉછેરનો ધંધો કરનાર અભણ માણસને આ નીશાનીઓ શુધ્ધ અને સારૂ જાતવાન જાનવર પારખવામા ઠીક જેવી મદદગાર થાય છે

**સાઢ મેળવવાની રીત**—પોતાના માટે અગર તો બીજા પોતાના જાતભાઇઓમાં અરસ પરસ અદલ બદલ કરવા માટેજ સાઢ ઉછેરવામા આવે છે ઇચ્છીત લક્ષણો અને શુભ નીશાનીઓવાળા વાછરડાની ખાસ કરીને કાળજી રાખવામા આવે છે અને જે અરસામા આવો વાછરડો જન્મયો હોય તેજ વખતમા વીઆએલી બીજી બે અગર વધુ ગાયોનુ દુધ એને પાવામા આવે છે અગર આ ગાયોને ધવરાવી મુકવામા આવે છે

ઢોર ઉછેર કરનારનો મુખ્ય ધધો બળદ પેદા કરવાનો છે છ મહિનાના વાછરડાને બળદનો ધધો કરનાર માણસને વેચી નાખવામા આવે છે આ લોકો એવા વાછરડાને ખમી કરે છે અને મોટા થયે ચાલુ બળદની જોડ કરીને વેચે છે વાછરડીઓનો વેપાર કરવામાં આવતો નથી ઢોર વેચવાની ઉપરની રીતને લીધે ઢોર વેચવાની જાણીતી ગુજરી ભરાતી નથી ફકત અમદાવાદમા દર શુક્રવારે ગુજરી ભરાય છે અને ત્યા મુખ્યત્વે કરીને બળદ વેચવામા આવે છે રાધનપુર સસ્થાનમા દશેરાના દીવસોમા વાર્ષિક મેળો અગર પ્રદર્શન ભરવામા આવે છે અને ત્યા ઢેર વેચાણના સારા સોદા થાય છે

આ ઓલાદ માટે સરકારે બે ફારમ રાખેલા છે એક અમદાવાદ જીલ્લામા છારોડી ફારમ અને બીજુ સુરત જીલ્લામાં સુરત પાસેનુ ફારમ ત્યા શુધ્ધ ગાય અને બળદ ઉછેરવામા આવે છે અને ત્યાથી રૂ ૨૦૦ની પડતર કીમતે ફળાઉ સાઢ પ્રીમીયમ સીસ્ટમ ઉપર આપવામા આવે છે સાઢ લેનાર માણસે આ કીમતનો અડધો ભાગ રૂ ૧૦૦ આપવા પડે છે અને દર મહિને સરકાર તે માણસને સાઢની ખોરાકી તરીકે રૂ ૧૦ આપે છે

કીમત —ઇ સ ૧૮૮૮ ની સાલમા પણ કાંકરેજ બળદની જોડની કીમત રૂ ૩૦૦ થી રૂ ૫૦૦ સુધીની પડતી હતી હાલમા પણ એક બળદની જોડની કી રૂ ૫૦૦ થી રૂ ૮૦૦ પડે છે ગાયો માટે ઘણીજ થોડી માગણી હોય છે અને સારી ગાય રૂ ૧૦૦ થી રૂ ૧૫૦ સુધીમા મળી આવે છે

ઢોર ઉછેરની રીત —અમદાવાદ જીલ્લો અને કાડીઆવાડના રાજ્યના દરેક ગામડાંમા તથા ખેડા ભરૂચ અને સુરત જીલ્લાના કેટલાક ગામડામાં એક, બે અગર ઢોર ઉછેરનો ધંધો કરનાર માણસો મળી આવે છે ઢોરને છુટા રાખવામા આવે છે અને કોઈ વખત બાધવામા આવતા નથી તેમજ જવલેજ દોહવામા આવે છે રાત્રે ઢોર રાખવા માટે દરેક જણ એક નાનો કાટાની વાડવાળો વાડો કરે છે આમા ઢોર રાખવામા આવે છે ચોમાસામા જ્યારે પુષ્કળ ચારો મળે છે, ત્યારે ઢોરનો ઉછેરનારના ગામમાજ રખવામા આવે છે ને ઉનાળામાં ચારાની શોધમા પોતાના ઉછી ગયેલા જનાવરો તથા સાઢ સાથે માઇલોના માઇલ દુર ભટકેછે ફક્ત તાજા વીયાએલા અને થોડા અરસામા વીઆનાર ઢોરને ઘેર આગળ રાખવામા આવે છે રબારી અને ભરવાડ લોકો કોઈ પણ જાતનુ ઘાસ સીલીકમા રાખતા નથી અને દુષ્કાળ અગર અછતના વખત વગર ભાગ્યેજ પોતાના ઢોરને ઘાસ નીરે છે પરંતુ સાઢને અમુક ખોરાક આપવામા આવે છે અને ખાસ કરીને જ્યારે ગયો ફેળવવાની મોસમ હોય છે ત્યારે સાઢ પર આ બાબતમા જરા વધુ ધ્યાન આપવામા આવે છે

કાંકરેજ દુધાળી ગાય તરીકે —સુરતના સરકારી ફારમમા આ ગાયોને કેટલાક વર્ષોથી દોહવામાં આવે છે ત્યા જેને ડેરી લાઇનની ગાયો તરીકે ઓળખવામા આવે છે તેવી જાતની સાધારણ ગાયો નીકળી છે હમણા ત્યાં દુધનો ઉતાર વેતરના ૨,૫૦૦ થી ૪,૨૫૦ રતલ આસપાસનો થાય છે છારોડી આગળના નોથ કોટ કેટલ ફાર્મમા પણ આ જાતના જાનવરને દોહવામા આવે છે અને દરેક વેતરનુ સરેરાશ રતલ ૨,૦૦૦ દુધ થયુ છે અહીંઆ વાછરડા

આટલું સમજી રાખવું જોઈએ કે શક પડતી બાબતમાં પુના ખેતીવાડી ખાતાના મહેરબાન ડાયરેક્ટર સાહેબને પત્રો મોકલવા. પત્રનો જવાબ કાંતો એઓ સાહેબ પોતે આપશે, અગર જે તે વીષયના ખાસ તજ્ઞ તરફ તાકીદે યોગ્ય કરવા મોકલી આપશે પરન્તુ જો પત્રો તજ્ઞનેજ લખવામા આવશે તો વખતનો બચાવ થશે અને એ ઉદ્દેશથીજ નીચેની માહીતી આપવામા આવે છે

| અમલદાર | પુછવાની હકીકત |
|---|---|
| ૧ પુના ખેતીવાડી કોલેજના મે૦ પ્રીન્સીપાલ સાહેબ | કોલેજમા અપાતી કેળવણી, ખાસ ધોરણો વગેરે બાબત |
| ૨ ખેતીવાડીના પ્રોફેસર સાહેબ | પાકો, તેમની કેળવણી ખાતર વગેરે બાબત |
| ૩ ખેતીવાડીના રસાયણ શાસ્ત્રી (કેમીસ્ટ) | ખાતરની કિંમત, પાણીના ગુણ, દુધ અને ખોરાકની ચીજોના પ્રથકકરણ બાબત તથા જમીનમાંથી પાણી શોધી કાઢનાર યંત્ર બાબત. |
| ૪ ફળઝાડ, બાગ વગેરેના તજ્ઞ (હોર્ટીકલ્ચરીસ્ટ) | ફળઝાડો, તેમની જાતો, કેળવણી ખાતર વગેરે બાબત તથા શાકભાજી તથા શોભાને કરવા માટે વૃક્ષઝાડ વગેરેની હકીકત બાબત |
| ૫ વનસ્પતિ શાસ્ત્રજ્ઞ (ઈકોનોમીક બોટનીસ્ટ) | જુદા જુદા છોડોની ઓળખાણ નીંદામણનો સદંતર નાશ ઘાસના ચરાણોના સુધારા વધારા પરદેશી છોડો દાખલ કરવા વગેરે વીષે |
| ૬ પાકરોગ શાસ્ત્રજ્ઞ (પ્લેન્ટ પેથોલોજીસ્ટ) | છોડોના ફુગસથી થતા રોગો અને તેઓની સારવાર બાબત |
| ૭ કીટક શાસ્ત્રના એસીસ્ટંન્ટ પ્રોફેસર સાહેબ | જીવડાથી થતા ઝાડોના રોગો તથા તેમની સારવાર બાબત |
| ૮ ખેતીવાડીના મે૦ એન્જીનીયર સાહેબ | ખેતીના ઓજારો કુવામાથી પાણી બહાર કાઢવાના સાધનો વગેરે બાબત |
| ૯ ઢોરના તજ્ઞ (લાઇવ સ્ટોક એક્સપર્ટ) | ઢોરઢાંખરો, ગાય અને ભેંસ વગેરેની ઉછેરની જુદીજુદી રીતો |
| ૧૦ પાક સુધારણાના તજ્ઞ (ક્રોપ બોટનીસ્ટ) | છોડ ઉછેર બાબત |
| ૧૧ કૃષિ અર્થશાસ્ત્રના પ્રોફેસર સાહેબ | ખેતીવાડીની કરકસરવાળી રીતોની બાબત |

સુચના — ઉપરના બધા અમલદારોની ઓફીસો પુના એગ્રીકલ્ચરલ કોલેજમાં આવેલી છે અને ઉપર દર્શાવેલ સામાન્ય પ્રશ્નો સ્વતંત્ર જવાબ આપશે, પરંતુ કેટલીક બાબતને લગતા બધા પત્રો ઇલાકાના જે તે વીભાગના ખેતીવાડી ખાતાના ઉપરી

ડીરેક્ટર સાહેબ તરફ જ મોકલવા જોઇએ—કે જે નીચે પ્રમાણે છે'—

૧ દક્ષિણ મધ્ય વિભાગના ખેતીવાડી ખાતાના મે ડેપ્યુટી ડીરેક્ટર સાહેબ [ પુના, સતારા, શોલાપુર અને અહમદનગર જીલ્લા , ઓફીસ પુનામા

૨ ઉત્તર મધ્ય વિભાગના ખેતીવાડી ખાતાના મે. ડેપ્યુટી ડીરેક્ટર સાહેબ [ નાસીક અને પુર્વ ખાનદેશ જીલ્લા ] ઓફીસ નાસીકમાં

૩ દક્ષિણ વિભાગના ખેતીવાડી ખાતાના મે ડેપ્યુટી ડીરેક્ટર સાહેબ [ ધારવાડ, બેલગામ, બીજાપુર જીલ્લા ], ઓફીસ સુરતમા

૪ કોંકણના ખેતીવાડી ખાતાના મે ડેપ્યુટી ડીરેક્ટર સાહેબ [ રત્નાગીરી, થાણા, કોલાબા અને કનેરા જીલ્લા ] ઓફીસ રત્નાગીરીમા

૫ ગુજરાતના ખેતીવાડી ખાતાના મે ડેપ્યુટી ડીરેક્ટર સાહેબ ( સુરત, ભરૂચ, પંચમહાલ, ખેડા, અમદાવાદ જીલ્લા ) ઓફીસ સુરતમાં

૬ સીંધના ખેતીવાડી ખાતાના મે ડેપ્યુટી ડીરેક્ટર સાહેબ [ હૈદરાબાદ નવાબશાહ, કરાંચી લારખાના સક્કર, થર અને પારકર તથા ઉપલા સીંધ સરહદના જીલ્લા ] ઓફીસ કરાચીમા

દરેક વિભાગને લગતી ખેતીવાડી સબંધી જાતની ચીજો તથા ખાતા તરફથી અપાતી સગવડો લગતા સવાલોના જવાબ આ અમલદારો આપશે અને દરેક વિભાગના પાક અથવા તેને લગતા પ્રશ્નો પ્રથમ મોકલવા

# મુંબાઇ ઇલાકાની ઢોરની જાતો

## ઢોરની ગીર જાત

( ખેતીવાડી ખાતુ મુંબાઇ પત્રિકા નં ૧૦—૧૯૨૬ )

મુંબઇ ઇલાકામા હાલમા આસરે આઠ ઢોરની જાત છે આ જાત બેશક એક વખતે ચોકખી ઓલાદ તરીકે જાણીતી હોવી જોઇએ, કારણ કે હાલમા કેટલેક ઠેકાણે આ ઓલાદના સાધારણ ચોખ્ખા જાનવર મળી આવે છે

દરેક ઓલાદમા હુન્નર છતાયા કોઈ વખત ચોખ્ખી ઓલાદના ઢોર નીકળી આવે છે તે સાફ જણાવે છે કે એક વખત આ ઢોની જાત કલંક વગરની હતી હાલના જમાનામા વર્ણશંકર ઢોરના ગોઠવણ ચાલતી, એકજ લોહીમાથી પેદા થતા જનાવર ઉછેરવાની ચાલુ પદ્ધતીને લીધે ચોખ્ખા અગર શુદ્ધ જનાવર ભાગ્યેજ મળી આવે છે

જે ભાગમાથી આ જાનવર મળી આવે છે તે ભાગમાજ ખાસ કામમા આવે તે વાત ધ્યાનમાં રાખી આ જાનવરની ઉછેર કરવામા આવે છે અને એજ પ્રદેશમા ત્યાના સ્થાયી ઢોર કરતાં બીજા પ્રદેશમા ઉછેરેલા ઢોર વધુ સારા નીવડે કે નહિ તે શકા ભરેલુ છે દાખલા તરીકે, ગુજરાતના ઉડી ગડેરવાળા અને રેતાળ પ્રદેશમા ઝમકવાળા અને લાબા પગવાળા કાકરેજી જાતના જાનવર વધુ માફક આવે છે વધુ વરશાદવાળા ઘાટના પ્રદેશમાં અને ડાગરનુ વાવેતર થાય છે તેવા પ્રદેશમા પથ્થર જેવી સખ્ત ખરીવાળા ડાગી જાતના જાનવર બહુજ કામના હોય છે

દરેક જાતની ઉપયોગીતાના પ્રમાણમા ઇલાકાના ઢોરની ઓલાદ નીચે જણાવેલ અનુક્રમ પ્રમાણે ગોઠવી શકાય —

ભારે, હલકા અને વચલા વર્ગના ખેતીના કામ માટે, દુધ અને ખેતી એમ બન્ને ( દુધ તથા ખેતીના બળદ માટે ) કામ માટે —

ભારે ખેતીના કામ માટે કાકરેજ, કૃષ્ણાવેલી અને ગીર અગર ભાડોલ જાતના જાનવર

હલકા અને ઉતાવલા ખેતીના કામ માટે અમૃતમહાલ, અને ખીલારી જાતના જાનવરો

વચલા વર્ગના ખેતીના કામ માટે ડાગી જાતના જાનવરો ફકત દુધ માટે સીધી જાતના જાનવરો દુધ તેમજ ખેતીના બન્ને કામ માટે ગીર, કાકરેજ અને થરપારકર જાતના જાનવરો

## ઢોરની ગીર જાત

પ્રસ્તાવના—મુબાઇ ઇલાકામા ઘણુ ખરૂ ગીર જાતનો સૌથી બહોળો ઉપયોગ થયેલો છે, દરેક ગામ કે જ્યા થોડીએ ગાયો અને બળદ હશે ત્યા પણુ આ જાત મળી આવે છે મુબાઇ ઇલાકામા થોડીએક નવી ઉત્પન થયેલી જાતો તૈયાર કરવામા આ જાતનો બહોળો ઉપયોગ થયેલો છે મોઢુ, આગળ તરફ કપાળ અને છેડેથી અદરની બાજુએ વળી ગયેલા એવા લાબા કાન, આ જાતના આગળ પડતા ખાસ લક્ષણો છે નવી ઉત્પન્ન થયેલી બીજી જાતોમા જ્યા જ્યા આ જાતનો ઉપયોગ થયેલો હોય છે, તેમા કાન તથા કપાળના આ બે લક્ષણો ઉતરેલા હોય છે કપાળ આગળ પડતુ બહુ હોવાથી આખો માથામા બહુ ઉડી પેસી ગયેલી દેખાય છે અને તેને લીધે આ ઢોર જરા સુસ્ત અને ઉંઘણશી જેવુ દેખાય છે પણ ખરૂં જોતાં તો તે ઘણુ સારૂ કામ આપનાર જનાવર છે માત્ર તેમા એ દુષણ છે કે તેની દેખરેખ તથા

ચાકરી સારા હોવા જોઇએ. કારણ એક વખત જો તે ડુબળુ પડી ગયુ તો તેને અસલ સ્થિતિમા લાવવુ એ ઘણુ કટાળા ભરેલુ અને મુશ્કેલ કામ છે, અને વખત પણ ઘણો લે છે.

**ઉછેરનો અસલ પ્રદેસ**—જુનાગઢ સસ્થાનનાં ગીર જગલો એ આ ગીર જાતના ઢોરનો અસલ રહેઠાણનો પ્રદેશ છે તેમા કાઇ શક નથી. ગીરના ડુગરના નામ ઉપરથીજ તે જાતનુ નામ પડેલુ છે પરતુ હવે તો તેનો ઉછેર, કાઠીઆવાડના બીજા ભાગો જેવા કે વડોદરા તથા જુનાગઢ રાજ્યનો સૌરાષ્ટ્ર પ્રદેશ, પાલીતાણા રાજ્યના ડુગરો અને શેત્રુજયના ડુગર તરફનો ગોહીલવાડનો ભાગ, પોરબદર સસ્થાનનો બરડો તાલુકો અને બરડા ડુગરની બાજુના ભાગો, વાકાનેર સસ્થાનનો હાલારનો પ્રદેશ અને મોરબી સસ્થાનના ચોટીલા ડુગર તરફનો ભાગ તેમા પણ થાય છે

ગીરનુ જગલ ઘણુ જ ઝાડીવાળુ અને ગાઢુ છે અને તેમા લીલો ચારો તથા ચોખ્ખુ વહેતુ ઝરાનુ પાણી લગભગ આખુ વરસ મળે છે.

**આ જાતના ઢોર ઉછેરનાર**—આ જાતના ઢોર ઉછેરવાનુ કામ મુખ્યત્વે કરીને ઢોરના ધધાદારીઓના હાથમા છે ડુગરાઓના ચારણ અને આયરો કરે છે. ડુગરની તળેટીની નજીકના ગામોમા સારા ગરાસીઆ અને કોળી લોકો પણ આ જાતની ગાયો રાખે છે અને આગળ જતા સપાટીના પ્રદેશોમા રબારી અને ભરવાડોના હાથમા આ ધધો છે આ જાતના ઢોર ઉછેરવાનો અસલ ધધો કરનાર લોકો અરધી જગલી સ્થિતિના હોય છે તેઓનો ઘરબારી મુકામ એક જગોએ સ્થાયી હોતો નથી પણ જ્યા જ્યા તેમના ઢોર માટે સારૂ ચરવાનુ તથા પાણી મળે ત્યા ત્યા તે એક જગાએથી બીજી જગોએ મુકામે ફેરવતા રહે છે તેમના ઢોર તેઓ ઘર કે કોઢમા બાધતા નથી માત્ર નાનાં વાછરડાજ ઘરમા બાધે છે બાકીના મોટા ઢોરને રાતે વાડા કરી તેમા પુરે છે. અને દિવસે ચારવા રખડાવે છે.

**જાતની શુદ્ધતા**—ગીરની જાત શુદ્ધ છે એમા કાઈ શક નથી અને સેકડો વરસ સુધી તેને શુદ્ધ રીતે ઉછેરવામા આવી છે અને બીજી બધી જાતો કરતા તેનામા ખાસ દેખાઈ આવે તેવા તેના લક્ષણો ઉપરથી તે વાત જણાઇ આવે છે તે "ગીર," "કાઠીઆવાડી" અને "સુરતી" તરીકે ઓળખાય છે રબારી ભરવાડો તેને "દેસાણ" તરીકે ઓળખે છે

**આ જાતના આંઢ મળવાના સ્થાન.**—ઘણા દેશી રાજ્યો જેવા કે વડોદરા પાલીતાણા, જુનાગઢ વગેરે સસ્થાનોમા રાજ્યની ગોશાળામા આ જાતના

શુદ્ધ સાંઢ મળી શકે છે આ રાજ્યોમા તેના રાજ્યકર્તા દરબારો ઘણા વરસોથી આ જાતની ગાયો રાખતા આવેલા છે ઇગ્રેજ સરકાર "મુબાઇની ગૌરક્ષક મડળી" તથા "નથુ લાલજી ચેરીટી ટ્રસ્ટ ફંડ" ની મુલુકની ગૌશાળામા તે સસ્થાઓની મદદથી આ જાતના ઢોર ઉછેરવાનુ કામ કરે છે ત્યાથી પણ આ જાતની શુદ્ધ ઓલાદના સાઢ મળી શકે છે.

દુધાળા ઢોર તરીકે આ જાત કેવી છે—તેના અસલના વસવાટના પ્રદેશમા આ જાત દુધ માટેજ ઉછેરવામાં આવી હશે એમા કાઇજ શકા નથી અને તેથી કરીને આ ખાસ દુધાળજ જાત છે. તેના મુળ ઉછેરના પ્રદેશમાં રોજનુ એક મણ કાચુ (એટલે ૪૦ રતલ) દુધ આ જાત આપતી હતી એવું માલમ પડી આવે છે અને એક દેતરમા, જુનાગઢ રાજ્યની ડેરીના પત્રકોમા ૫,૦૦૦ થી ૬,૦૦૦ રતલ દુધ નધાયલુ જણુય છે (થાણા છડલાનો) મુલુક અને કલીવલીની ગોશાળાઓમા કેટલીક ગાયોએ વેતરના ખરા ભાગમા ૨૩ થી ૨૫ રતલ રોજનુ દુધ આપેલુ છે એકદરે ખાધો જોતા, ચાકરી સારી હોય તો આ ગાયની જાત સારૂ દુધ કાઢનારી છે એમાં તો શકા નથી

બળદના કામમા ગીર જાત કેવી—આ જાત, પગની ખરી પોચી હોવાના સબબે, તાણના કામમા મોળી હોય છે એવી તેની છાપ પડેલી છે. પણ આ વાત જરા શક પડતી છે તે જાત ઠડી તો છેજ પણ બહુ મજબુત હોય છે અને કામમા પાછી પડે તેવી નથી

ખામીઓ—આ જાતના ઢોરની ખાસ દેખરેખ રાખવી પડે છે અને રાશી અગર દુકાળના વખતમા વરસ તેને વહેલુ લાગે છે પણ તે દુધમા સારી હોવાથી બીજી બધી જાત કરતા તેની સારી ચાકરી કરવી પરવડે તેમ છે

વર્ણન—આ જાતનુ જાનવર મોટુ અને કદમા જરા ભારે હોય છે. ગાય ૧૦ થી ૧૩ મુઠ ઉચી અને વજનમા ૭૫૦ થી ૯૦૦ રતલ હોય છે સાઢ ઉચાઇમા ૧૨ થી ૧૪ મુઠ અને વજનમા ૯૦૦ થી ૧,૦૦૦ રતલ હોયછે.

રગ—બીજી બધી ઢોરની જાતથી ઉલટુ આ જાતને રગ હોય છે એમ કહેવાય છે કે આ જાતના શુધ્ધ ઢોર નકળંગ એકજ રગના હોય છે જેવો કે નદમ લાલ, ઘેરા તપખીરીઓ, અને મેલો પડતો ધોળો રગ પણ હાલના જમાનામા તેવો એક રંગ (આખા શરીરે) રહ્યો નથી આજે તો સાધારણ રીતે કાબરચીતરો, લાલ અને ધોળો, ક હો, કાળો, જેનો દેખાવ ભુરા અગર મેલા ધોળા ઉપર જાય છે તેવા રગ માલમ પડી આવે છે. કેટલાક વખત શરીરના બધા ભાગ ઉપર છુટા છુટા મોટા લાલ, તપખીરીઆ અને

કાળા, રંગના ધાબા માલમ પડે છે. દેશી રાજ્યની ગૌશાળાઓમા નકેળ ગ લાલ અગર શરીરે મેલે, ધોળો અને હાથ, પગ તથા પુછડુ વીગેરે જગોએ જરા કાળો રંગ જોવામા આવે છે

**શરીરનો બહારનો બાંધો**—આ જાતના ઢોરમા શરીરનો બાંધો મોટો પણ ઢીલો હોય છે અને નરમા મુતરડી લાંબી લબડતી હોય છે પગ જાડા અને સાંધામાથી ઢીલા હોય છે.

**માથુ**—ગીર જાતના ઢોરનુ માથુ ખાસ જાતનુ હોય છે માથાનું કપાળ બહુજ આગળ તરી આવતુ હોય છે નરને શીંગડા જરા નાના હોય છે અને પાછળ વડે છે. અને પછી વાંક મારી ઉપર નીકળતા હોય છે ગાયને શીંગડા મોટા હોય છે, અને વળ મારતા હોય છે. આ જાતના શીંગડાને રબારી ભરવાડો "બીલો" કહે છે આ જાતને કાન પણ ખાસ અમુક પ્રકારના હોય છે તે લબડતા કાનનો બીડીનો ભાગ સામો દેખાય તેવા અને છેડેથી અંદરની બાજુએ એટલે મોઢા તરફ વાંક મારતા હોય છે ગળાની નીચે કાનના વળેલી બીડીઓ જ્યારે મળી જાય તેવા કાન હોય ત્યારે જનાવર શુધ્ધ ઓલાદનુ અગર દેસાણ કહેવાય છે

**ડોક**—ડોક બહુ ટુંકી હોય છે અને સાંઢમા પાછળની ખુંધ બહુ મોટી રહે છે

**શરીર**—શરીરનુ બંધારણ બહુ સારૂ હોય છે પાછલો કરોડનો ભાગ સીધો હોય છે છાતીનો ભાગ ઉંડો પડતો હોય છે. અને પાસળા ઠીક નીકળતાં હોય છે.

**પગ**—પગ જરા જાડા પડતા હોય છે અને શરીરે જરા ઢીલા બેસતા જણાય છે

**સામાન્ય**—આગળ ધપતા કપાળને લીધે જનાવરનો દેખાવ જરા ઉંઘણસી જેવો લાગે છે જનાવર સ્વભાવે ગરીબ હોય છે પણ તે સુસ્ત નહીં અને હિંદુસ્તાનમા ઘણી ખરી જગોએ મળી આવતુ હોવાથી તેનો ઉપયોગ બહોળો થતો કહેવાય છે



# મુંબઇ ઈલાકાનું ખેતીવાડી ખાતું.

હસ્તપત્રક નાં૦ ૪-૧૯૨૯.

## ગુજરાતમાં પડતા કાતરા અથવા કેશવાળી ચેળો

કાતરા અથવા કુતરો એ એક જાતની શરીર પર કેશ વાળી ચેળો છે, અને તે ખાસ કરીને કાઠીયાવાડ, વડોદરા તથા ઉત્તર ગુજરાતની હલકી ગોરાડું જમીનમા તેમજ નર્મદા નદીની ખીણમા આવેલી ભાઠાની જમીનમા થતા તુલો ઉપર જોવામા આવે છે. આ ચેળો ચોમાસામા થતા ઘણા તુલો ઉપર પડે છે. કાળી જમીનમા એનો ઉપદ્રવ નહી જેવોજ હોય છે

૨. આ ચેળો, ચોમાસામાં થતા, મકાઈ, બાજરી, બાવટો, કોદરા મગ, અડદ, વાલ, તલ, એરંડી, કપાસ, અને શણ જેવાં નિરનિરાળાં તુલો ઉપર પડે છે. ચોમાસાની શરૂઆતમા જ્યારે આ તુલો ઘણાંજ નાના હોય છે, ત્યારે એ ચેળો **ચીલો [ ગુદરડો ]**, કોઠમડી જેવા નિંદાણું તેમજ **બોર, અરણી** વીગેરે વાડના ઝાડો ઉપર પોતાનો નિર્વાહ કરે છે આવા નિંદાણું તથા ઝાડો ખેતરમા તેમજ ખેતરની આજુ બાજુ ઘણા હોવાથી, ચેળોને ખોરાકની લેશ પણ તંગી વેઠવી પડતી નથી જો હમેંશ કરતાં ચોમાસું વહેલું શરૂ થાય તો નિંદાણ તુલો વવાઈ તે પહેલા ચારે બાજુએ ઉગી નીકળી, તુલ મોટાં થાય ત્યા સુધી ચેળોને ખોરાક પુરો પાડે છે, અને તેથી તુલો વધવા માંડતાજ તેમનો નાશ કરે છે. આથી કરીને જે વર્ષમા ચોમાસુ વહેલુ બેસે છે, તે વર્ષે ઉપદ્રવ વિશેષ થાય છે

૩ જે ઇંડામાથી આ ચેળો ઉત્પન્ન થાય છે, તે ઇંડા ૧૫૦ થી ૨૦૦ ના જથામા ઉપર જણાવેલા નિંદાણ અને ઝાડોના પાદડાંની નીચલી બાજુએ નજરે પડે છે એક જાતનુ કુદુ આ ઇંડા મુકે છે આ કુદાનુ શરીર કાળાં પટાવાળા લાલ રંગનુ હોય છે, અને તેને, આગળ નારંગી કિનારીવાળી સફેદ પાંખો હોય છે વરસાદના પહેલા સખત ઝાપટા પછી આ કુદા મોહોલ્લાઓમા તેમજ ઘરોમા દીવાની આજુ બાજુ ભમતાં જોવામા આવે છે આ કુદનો દેખાવ એ થોડા વખતમા થનારા કાતરાના ઉપદ્રવનુ પ્રથમ ચિન્હ છે

૪ નાની ચેળો નિદ્રાણુના પાદડાં ખાતી ખાતી તુલે તરફ ચાલવા માંડે છે તેઓ જલદીથી કદમાં વધે છે અને વિશેષ ચાલાક બનતી જાય છે. તેઓ ત્રણ અઠવાડીયા સુધી પોતાના ખોરાકવાળા એક અથવા બીજી જાતના છોડ ઉપર રહી તેમને પાંદડા વિનાના બનાવી મુકે છે. આ અવસ્થામાં તેમનો ખાધ પણ બેસુમાર હોય છે જ્યારે આ ચેળો આસરે અઢી ઈંચ લાંબી થાય છે ત્યારે તેઓ સમાધિ લેવા જમીનમા ઉતરી પડે છે આ સમાધિ અગર નિદ્રાવસ્થા બીજા ચોમાસા સુધી પહોચે છે. અને વરસાદ પડતાં એ અવસ્થા માંથી કુદાંમા રૂપાંતર થાય છે. આજ કૂદા ભવીષ્યમાં ઉપદ્રવ કરનાર ચેળો જેમાથી સેવાય છે તે ઈંડા મુકે છે ઘણું ખરૂ આ ચેળો વર્ષમા એકજ વેળા ઉત્પન્ન થાય છે ભાગ્યેજ એકાદુ એવુ વર્ષ આવે છે કે જેમા ચેળો બે વેળા ઉત્પન્ન થાય છે

પં કાતરાથી તુલેને બચાવવાના ઉપાયો—

(૧) જે ખેતરમા કાતરા પડયા હોય તે ખેતરને છ ઇંચ ઉંડો ચાસી નાખવા આથી સમાધિ અવસ્થામા પડેલા કાતરા બહાર નીકળી આવશે અને તેમાના ઘણાં અરા ટાઢ તડકાથી મરી જશે એજ પ્રમાણે જો સેઢા તથા વાડને પણ ખોદી સાફ કરવામા આવે અને સાથે સાથે ખેતરને ખેડી નાખ વામા આવે તો આવતા વરસમા કાતરાનો ઉપદ્રવ ઘણાજ થોડા પ્રમાણમાં થશે.

(૨) આ કૂદાં રાત્રે દીવા તરફ આકર્ષાતા હોવાથી, જો ખેતરમાં થોડી ઉંચાઇ ઉપર એક કથરોટ જેવુ છાછરૂ વાસણ પોલુ પાણીથી ભરી, તેમાં થોડું ઘાસતેલ નાખી, ગોઠવી કરી તેના મધ્ય ભાગે એક ઇંટ મુકી તે ઉપર એક સારૂ ઉજાસવાળુ, પવનથી ન હોલવાઈ જાય એવુ ફાનસ મુકવામાં આવે તો કૂદાં દીવાથી આકર્ષાઇ કથરોટમાં ઘાસતેલવાળા પાણીમા પડી મરી જશે. ચોમાસાની શરૂઆતમા સખત ઝાપટાઓ પછી જો બતી ઉપર બતાવ્યા પ્રમાણે લાગલગટ થોડા દીવસ સુધી ખેતરમા મુકવામાં આવે તો ઘણા ખરાં કૂદા ઇંડા મુકવા પહેલાંજ મરી જશે અને પરીણામે કાતરાનો ઉપદ્રવ કમી થશે.

(૩) વરસાદના પહેલા સખત ઝાપટા પછી, એક અઠવાડીયામા કાતરા નિદ્રાણુના પાંદડા ખાતા જોવામાં આવે છે આ વેળાએ કાતરાવાળા કે ઇંડાના જથાવાળા છોડવાઓને ઉખેડી પગે કચરી નાખવા, અગર કાતરા કે ઇંડાને ઘાસતેલ અને પાણીથી ભરેલા વાસણમા નાખવા

(૪) સણનુ તુલ કાતરાને વીશેષ ભાવતુ હોવાથી, મુખ્ય તુલની ચારે બાજુએ સણની નાના પટી વાવવી આ સણની પટીપર નીચે જણાવ્યા પ્રમાણે પેરીસગ્રીન નામની દવાના મિશ્રણની ભુકી છાટવાથી અને આ દવાવાળા મહુડા મુકવાથી, આસપાસની જગ્યાએથી આવનાર કાતરાને સહેલી રીતે ઝેર આપી મારી શકાય છે અને અદરના વધુ કિમતી તુલોને બચાવ થઇ શકે છે

૫ તુલના છોડપર પેરીસગ્રીન નામની ઝેરી દવા છાટવી, જે આવામા આવ્યાથી કાતરા મરી જાય છે એ દવાની ભુકી છોડપર બરાબર ચોંગી રહે એ અર્થે તે કોઇપણ જાતના લોટ સાથે ભેળવવી. જે લોટ મિશ્ર કરવામાં આવે તે સસ્તો અને સહેલાઇથી મળી શકે તેવો હોવો જોઇએ ચણા, બાજરી કે જુવારનો લોટ બીજા કરતા ખાસ પસદ કરવો જ્યારે કાતરા ઘણા નાના હોય ત્યારે આ ઝેરી દવા લોટની સાથે ૧ ૩૦ ના પ્રમાણમા ભેળવી તુલપર છાટવી. લોટને દવામા ભેળવ્યા પહેલા બરાબર સુકવવો, અને બારીક ચાળણી વડે ચાળી નાખી દવા સાથે સપુર્ણ રીતે ભેળવવો આ મિશ્રણને સવારે વહેલા જ્યારે ઝાકળ પડેલુ હોય અને પવન બધ હોય ત્યારે ખેતરમા તુલપર છાંટવુ આ ભુકી છાટવાને માટે ડસ્ટીગ મશીન, હેન્ડ બેલોઝ (હાથ ધમણ), કે બારીક મલમલની કોથળીઓ વાપરી શકાય. એક એકર તુલ છાટવાને માટે ૨૦ થી ૪૦ પોંડ મિશ્રણ જોઇએ છે તેના પ્રમાણનો આધાર મુખ્યત્વે તુલની જાત છોડની ઉચાઇ અને પવનપર રહેલો છે

(૬) કાતરાને સુકા મહુડા વિશેષ ભાવે છે આ મહુડાનો ઉપયોગ કરવાને પ્રથમ પેરીસગ્રીન અને લોટનુ ૧ ૧૦ ના પ્રમાણમા મિશ્રણ કરવુ અને તે મિશ્રણને મહુડા સાથે ૧ ૪ ના પ્રમાણમા ભેળવવુ અને દરેક દરેક મહુડાને બરાબર ભેળવી ઝેરી લોટવાળુ કરવુ. ખેતરમા આવા મહુડા મુકવાથી કાતરા તેમને ખાઇને મરી જાય છે

૬ જ્યાં આ ઉપાયો એકજ જગ્યાએ મોટા પ્રમાણમાં અમલમા મુકવામાં આવે છે, અને ખેડુતો અદર અદર મદદાર કરી એકત્ર થઇ ઉપાયોનો અજમાયશ કરે છે ત્યા આ ઘણી જાતના તુલોને ખાનાર ઉપદ્રવ કીટકનો અટકાવ વધુ ફતેમદ નીવડે છે ચારે બાજુએ એક ફુટ ઉડી ખાઇ ખોદી અને તેમા ઝેરી દવાવાળા મહુડા મુકવાથી બહારથી ખેતરની અદર આવનાર કાતરાને સહેલાઇથી અટકાવી શકાય છે

૭ પેરીસગ્રીન નીચેના ઓફીસરો પાસેથી કોઇપણ વખત મળી શકે છે –

(૧) ડીવીઝનલ સુપરીન્ટેન્ડેન્ટ ઓફ એગ્રીકલચર, એન ડી, અમદાવાદ
(૨) એન્ટોમોલોજીકલ એસીસ્ટન્ટ, સુરત
(૩) સુપરીન્ટેન્ડેન્ટ, સરકારી ફાર્મ, દાહોદ
(૪) ડીસ્ટીક્ટ એગ્રીકલ્ચરલ ઓવરસીઅર, પચમહાલ, ગોધરા.
(૫) ,, ,, ,, ખેડા, નડીઆદ
(૬) ,, ,, ,, અમદાવાદ

# મુંબઇ ઇલાકામાં ઢોરની ઓલાદ.

## ડાંગી જાતના ઢોર.

મુંબઇ ઇલાકાનુ ખેતીવાડી ખાતુ–પત્રિકા ના ૧૮ અને ૧૯૨૬

મુંબઇ ઇલાકામા હાલમા આશરે આઠ ઢોરની જાત છે આ જાત બેશક એક વખતે ચોખ્ખી ઓલાદ તરીકે જાણીતી હોવી જોઇએ કારણ કે હાલમા કેટલેક ઠેકાણે આ ઓલાદના સાધારણ ચોખ્ખા જાનવર મળી આવે છે

દરેક ઓલાદમા છુટાં છવાયા કોઇ વખત ચોખ્ખી ઓલાદના ઢોર નીકળી આવે છે તે સાફ જણાવે છે કે એક વખત આ ઢોરની જાત કલંક વગરની હતી હાલના જમાનામા વર્ણશંકર ઢોરના ટોળામા ચાલતી, એકજ લોહીમાથી પેદા થતા જનાવર ઉછેરવાની ચાલુ પદ્ધતિને લીધે ચોખ્ખા અગર શુદ્ધ જનાવર ભાગ્યેજ મળી આવે છે

જે ભાગમાંથી આ જનાવર મળી આવે છે તે ભાગમાજ ખાસ કામમા આવે તે વાત ધ્યાનમા રાખી આ જનાવરની ઉછેર કરવામા આવી છે અને બીજ-પ્રદેશમા ત્યાના સ્થાયી ઢોર કરતા બીજા પ્રદેશમા ઉછરેલા ઢોર વધુ સારી નીવડે કે નહી તે શકા ભરેલુ છે દાખલા તરીકે, ગુજરાતના ઉંડી ગઠેરવાળા અને રેતાળ પ્રદેશમા ચમકવાલા અને લાંબા પગવાળા કાકરેજી જાતના જાનવર વધુ માફક આવે છે વધુ વરસાદવાળા ઘાટના પ્રદેશમા અને ડાંગરનુ વાવેતર થાય છે તેવા પ્રદેશમા પથ્થર જેવી સખ્ત ખરી વાળા ડાંગી જાતના જાનવર બહુજ કામના હોય છે

દરેક જાતની ઉપયોગીતાના પ્રમાણમા મુંબઇ ઇલાકાના ઢોરની ઓલાદ નીચે જણાવેલા અનુક્રમ પ્રમાણે ગોઠવી શકાય —

ભારે, હલકા અને વચલા વર્ગના ખેતીના કામ માટે, દુધ અને ખેતી એમ બન્ને (દુધ તથા ખેતીના બળદ માટે) કામ માટે —

ભારે ખેતીના કામ માટે કાકરેજ, કૃષ્ણાવેલી અને ગીર અગર ભાટોલ જાતના જાનવર

હલકા અને ઉતાવળા ખેતીના કામ માટે અમૃત મહાલ અને ખીલારી જાતના જાનવરો

ફક્ત દુધ માટે સીંધી જાતના જાનવરો

દુધ તેમજ ખેતીના બન્ને કામ માટે ગીર, કાકરેજ અને થરપારકર જાતના જાનવરો

**પ્રસ્તાવના.**—ડાગી, એ, આ ઇલાકાના પશ્ચિમ તરફના ઘાટોમા ઉછેરવામા આવતી જાત છે આ ઘણા ઉપયોગી જનાવરને ઉછેરનાર વર્ગ અગર રબારીની "ધનગાર" નામથી ઓળખાતી જાત ઉપરથી તેનુ નામ પડેલુ છે આપણે હવે સારી પેઠે જાણીએ છીએ તેમ ડાગી જનાવર કાળુ તથા ધોળુ હોય છે પરતુ ખાનદેશ જીલ્લામા એકસરખા રગનુ જનાવર મળી આવે છે કે જે રગે ભુખરૂ તથા ધોળુ હોય છે અને તે "સોખેરી" નામથી ઓળખાય છે આ નામ "સોનખેડ" તલુકો જ્યા વધુ ભાગે તે મળી આવે છે તે ઉપરથી પડેલુ છે સ્થાનિક રબારીઓના મોહને અનુસરીને ઘણુ ખરૂ રગમા આ તફાવત પડી ગયો છે આ જાતની આ બને પ્રતમા ખીલારી જાતનુ લોહી થોડે ઘણે અશે નિ નશય છે અને બીજી ઉપયોગમા આવતી જાત આને અડીને આવેલા મધ્યપ્રાનના પ્રદેશમાથી આવતી "નિમાડી" જાત છે પશ્ચિમ ઘાટોના અતિશય વરસાદવાળા જડ પ્રદેશમા તેની પેદાશ થતી હોવાથી કુદરતી રીતે આ જાત વધુ વરસાદવાળા પહાડીયા પ્રદેશને સારી અનુકુળ આવતી છે

**નૈસર્ગિક ઉત્પત્તિસ્થાન**— આ ડાગીની જાતનુ નિવાસસ્થાન અહેમદનગર જીલ્લાના અકોલા તાલુકામા છે પરતુ તે પોતાનો ઘણો ભાગ નાસિક, થાણા અને કોલાબા જીલ્લાના ઘાટોમા અને વાસદા, ધરમપુર, જવ્હાર અને ડાગના દેશી રાજ્યોમા ગુજારે છે

**ઢોર ઉછેરનાર**—ડાગી રબારી ધધાદારી ઢોર પાળનાર અને ચારનાર છે પોતાના ઢોરને ચારીને તેમનો નિભાવ કરતો તે પોતાનો ધધો ચલાવેછે દિવાળી પછી પોતાનુ ઘર છોડી સપાટીના પ્રદેશમાથી ઢોર ચારતો ચારતો તે ઘાટના ઉચા પ્રદેશોમાં જ્યા જ્યા તેના ઢોર માટે સારૂ ચરણ મળી શકે ત્યા જાય છે પોતાના ઢોરમાથી નવા જે ઢોર પેદા કરે તેજ તેની આવકનુ સાધન

**પ્રકાર**—સાધારણ રીતે ઘણા મર્યાદિત વિસ્તારમા તેનો ઉછેર થતો હોવાથી ડાગી જનાવર એકજ પ્રકારનુ હોય છે તે એકજ મત તથા બધારણના હોય છે

**સાઢ મળવાના સ્થાન**—વાછડા વસુકાવે કે તરતજ ડાગી બારી વેચવા માડે છે આ વસુકાયલા વાછડા ખેડુત લોકો, સાચવીને પલોટી બળદ કરવા માટે ખરીદ કરી લે છે તેથી કરીને સાઢ જોઇતો હોય તો કયા તો પરબાર્યા ધનગાર પાસેથી અગર તો ખેડુત પાસેથી ખરીદ કરવો અકોલા તાલુકામાં ખેડુત લોકો ઠીક વાછડા પાળે છે જેથી ત્યા સાઢ મળી શકે છે થાણા જીલ્લાના મુરબાડ તાલુકાના મસા ગામમા દરેક વરસે ડિસેબર માસમા એક મોટી જત્રા ભરાય છે પણ તે મેળામા સાઢ નહી જોવા આવે છે સાઢ ખરીદીને સરકારની "પ્રિમીયમ પદ્ધતિ" થી આપવામા આવે છે

**કીમત**—વય અને જાતની શુધ્ધતાને અનુસરીને આ જાતના સાંઢની કીમતમા ઘણો તફાવત રહે છે હલકી પ્રતના જનાવરના રૂ ૧૫૦ થી માડીને તે ઉચી પ્રતના રૂા૦ ૪૦૦ સુધી કીમત હોય છે, આ જાતની ગાય મળવી, અશકય ન માનીએ, તો કઠણ તો છેજ ધનગારની આવકનુ એટલુ એકજ સાધન હોવાથી ગાય વેચવામા તે ઘણા આળા ગાળા કરે છે જો ગાય મળી શકે તો કીમત રૂા ૬૦ થી માડીને રૂા ૧૫૦ સુધીના ગાળામા પડે છે

**તાણમા આ જાત કેવી**—આ ઇલાકાના વધુ વરસાદવાળા પત્થરીયા પ્રદેશમાં, ખેતીના તથા રસ્તા ઉપરના તાણના કામ માટે ડાગી બીજી કોઇ જાતના જનાવરથી ઉતરે તેમ નથી બીજી બધી જાતો, કે જે પાણીમા કામ કરી શકતી નથી તેથી ઉલટુ ડાગરની ખેતી માટે આ જાત ઘણી ઉપયોગી છે વળી પાણીમા વધારે વખત ઉભા રહેવાથી તેના પગ અગર ખરીને કાઇ દાખવનુ નથી

**ગાયો**—તાણની બીજી ઘણી ખરી જાતોથી ઉલટુ, ડાગીને જો કે, દુધાળ જાતમા લેવાળો બાધો, હોય છે તો પણ કમનસીબે ફક્ત તાણના આરેજ ઉછેરવામા આવતી બીજી જાતોની માફક, આ જાતની ગાયમા તેના વાછરડાનુ પુરૂ થાય તેટલુ દુધ હોતુ નથી એમા શક નથી કે દુધ કાઢવાની નજરથી તેનો ઉછેર હાથપર લેવામા આવે તો આ જાતને સાધારણ ઠીક એવી દુધાળ જાત થઇ જતા વધુ સમય ન લાગે ઠીક ઠીક દુધ કાઢની કંઈ કઈ ગાયો મળી આવે છે

**વર્ણન**—ડાગી એ તાણના કામ માટેની મધ્યમ કદ પૈકીની જાત છે, પરતુ નાનપણથી ઉછેરતી વખતની તેની ચાકરીને અનુસરી તેના કદમા ફેર પડે છે, સાધારણ પ્રતનુ જનાવર ખાદના પાછલા ભાગે ૪૫ થી ૫૦ ઇચ ઉચુ અને છાતીનો ઘેરાવો ૫૮ થી ૬૦ ઇચનો હોય છે સારી પ્રતના જનાવરમા આ ઉચાઇ ૫૨ થી ૫૪ ઇચ અને છાતીનો ઘેરાવો ૭૦ થી ૭૪ ઇચનો હોય છે હીંદુસ્તાનની બીજી જાતોની માફક ગાય ઘણી નાની હોય છે આ જાતનુ જનાવર જો કે કડુ હોય છે તો પણ કામ કરવામા તત્પર હોય છે અને સારી ચાકરી કરી આપે તેવુ હોય છે

**રગ**—એ તો સારી રીતે જાણીતી વાત છે કે આ જાત રગે કાળી અને ધોળી હોય છે ચામડી કાળા ચળકતા રગની હોય છે અને તેના ઉપર તેલ વધુ પ્રમાણમા હોય છે જેના વડે તેનુ, વરસાદના પાણીથી સારૂ રક્ષણ થાય છે આ ઊ લાલ અને ધોળા રગની "સોખેરી" નામથી ઓળખાતી એક જાત આન્દરમા મળી આવે છે

ઘાટ અને બાંધો—આ જાત દીલે ચળકતા રંગની, બંધ બાંધાની નાની પીઠ અગર તો નાના મજબુત પગને જોડેલા મોટા કાઠાવાળી છે આગલા કરતા પાછલા ભાગે આ જનાવર સ્હેજ મોટુ હોય છે સારૂ સ્નાયુદાર અને પહોળતુ હોય છે

માથુ —માથા અને શીગડાના આ જાતમા બહુ તફાવત રહે છે માથુ ઘણે લાગે નાનુ અને તેમા કપાળ જરા આગળ નીકળતુ હોય છે છુ છુ ભારે હોય છે ખાસ કરીને ગાયોમા શીગડા અવર્ણનીય છે આખલાને સાધારણ રીતે નાના બતડા, પાછળ વળી, ઉચે જઇ અને માથાની બાજુ ઉપર નીકળતા હોય છે કાન નાના અને કરપી નાખેલી ડોરીવાળા હોય છે અને તે કદી ઝલતા હોતા નથી.

ગરદન અને આગલુ ચોકઠુ —ગરદન ટુકી, જાડી, અને બળવાન આગળા ચોકઠા તે સારી રીતે બંધ બેસતી હોય છે ધાબળો જરા મોટો અને બાધ મોટી હોય છે છાતીનુ બંધારણ સારૂ હોય છે

ઠાઠુ —ઠાઠુ ટુકુ અને પાછળ મોટા કોઠાવળુ હોય છે

પાછલુ ચોકઠુ —પાછલુ ચોકઠુ જોરદાર અને પુંઠે એકદમ ઢાળ પડતુ હોય છે

પાગોઠા—ટુકા, જાડા, અને સારા જનાવરમા બહુ બળ કરી શકે તેવા હોય છે હલકી પ્રતના જનાવર હાડકે જરા કમી હોય છે

ઘાટ—આ જાત દેખાવે જરા સુસ્ત હોય છે તે શાંત હોય છે તો પણ કામમા તત્પર હોય છે ખરીઓ અણહદ કઠણ કાળી અને ચકમક જેવી તે જદાર હોય છે વધુ વરસાદવાળા આપણા પ્રદેશો માટે આ ઘણી ઉપયોગી જાત છે



શ્રી ગુજરાત
# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ.
 ત્રિમાસિક. 
વર્ષ ૧૪ મું ] જુલાઇ-૧૯૨૭ [ અંક ૨ જો

## ખેતીવાડી શિક્ષણ અને તેની જરૂરીઆત.

લેખક—એન. એલ. દેશાઇ બી એજી હેડમાસ્તર
ખેતીવાડી સ્કુલ—ગોધરા

ખેતી એ આપણા ગુજરાત પ્રાંતનો તેમજ મુંબઇ ઇલાકાનોજ નહિ પણ અખીલ ભારત દેશનો મુખ્ય વ્યવસાય છે એ ધંધા ઉપર આપણા દેશની લગભગ ૮૦ ટકા જેટલી વસ્તી પોતાનો નિર્વાહ ચલાવી રહી છે જેમ જેમ દેશની વસ્તીમા વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ જમીનનો કસ અને કિંમત વધતા જાય છે તેથી ખેતીકારને જોઇતા પ્રમાણમા જમીન મળી શકતી નથી જેથી, કરીને ખેડુતને ઓછી જમીનમાંથી વધારે પેદાશ કરવાનો રસ્તો શોધી કાઢયા સિવાય છુટકોજ નથી

હાલના સંજોગોમા એકંદર રીતે જોઇએ તો કૃષિકારની આર્થિક સ્થિતિ ઘણી નબળી રહે છે અને તેમ હોવાના કારણો નીચે પ્રમાણે લખી શકાય,

(૧) જમીનના નાના ટુકડા
(૨) ખેતીના ધંધામા ચોકખો નફો નહિ જેવોજ.
(૩) જમીનનો કસ ઘટી ગયો
(૪) ખેતીની પેદાશ કરવામા વધતો જતો ખર્ચ
(૫) ખેતીના ધંધામાં જોઇતા નાણાની તંગી.
(૬) સરકારની દ્રિષ્ટિએ ખેડુતોની ખેતીની જરૂરીઆતો પુરી પોહોચી ને ખેતીની પેદાશ વેચવાની ખામી,
(૭) ખેડુતનો નવરાશનો વખત ગાળવા માટે કોઇ પણ ધંધામા જ્ઞાનની જરૂરીઆત.
(૮) વારંવાર પડતા દુષ્કાળ તેમજ ન જોઇએ તે વખતે અતિવૃષ્ટિ.

(૯) તુલ ઉપર કીટકોથી તેમજ અતિ સુક્ષ્મ વનસ્પતિથી થતા રોગનો હુમલો

ઉપર જણાવેલા કારણોને લીધે ખેતીના ધધામા જોઇએ તેવો ફાયદો ન થાય એ સ્વાભાવિક છે માટે તે કારણો દુર કેમ થાય તે તરફ ખેડુતોનુ લક્ષ ખેચવાની ખાસ જરૂર છે વળી વાચકે એટલુ ખાસ ધ્યાનમા રાખવુ કે આવા કારણો દુર રાખવા માટે તેને લગતી કેળવણી સિવાય બીજો રસ્તો નથીજ

અર્વાચીન કાળમા અમેરિકાના લોકોને ખેતી પ્રત્યે એટલો બધો પ્રેમ ઉદ્ભવ્યો છે કે જે પ્રેમને લીધે ત્યાની સરકારે દરેક ઠેકાણે ખેતીવાડીની નિશાળો સ્થાપી લોકોને એવુ સપુર્ણ શિક્ષણ આપવા માડયુ છે અને એ શિક્ષણ લેવા માટે ત્યાની પ્રજા એટલી બધી ખત, ઉત્સાહ, અને ધગસ રાખે છે કે કોઇપણ દેશ એની હરિફાઇમા ઉતરી શકતો નથી આજે આખી પૃથ્વી ઉપર એ શિક્ષણના પ્રભાવે અમેરિકા ખેતીકાર તરીકે અગ્રગણ્ય પદ ભોગવી રહ્યુ છે એ લોકો નવા નવા સશોધનો કરી જેમ બને તેમ આગળ ધપવાને તનતોડ મહેનત કરી રહ્યા છે ત્યાના શાસ્ત્રકારો પણ કૃષિસશોધનમા પોતાના અમુલ્ય વખતનો અને લાખો રૂપીઆનો ભોગ આપી રહ્યા છે

આપણા દેશની ખેતી બીજા દેશની પેઠે પાકમા ચઢીઆતી કરવા સારૂ ખેતીવાડીના પુરતા જ્ઞાન ને તાલીમની જરૂર છે જેમ જેમ જમાનો બદલાતો જાય, મોઘવારી વધતી જાય અને ઘાસ ચારાના તગી પડતી જાય તેમ તેમ ખેડુતને જુની પધ્ધતિ ત્યાગી ખેતીવાડીની ચાલુ જમાનાની નવી પધ્ધતિ હાથ કરી હરિફાઇમા ઉતરવુ જોઇએ. વળી ખેડુતોએ ઉપજ ખર્ચનો હિસાબ રાખતાં શિખવુ જોઇએ, કે જેથી પોતાના પૈસાનો દુરવ્યય કયા થાય છે તે ઉત્તમ રીતે જાણી શકે અને આવક કરતા જાવક વધી ન જાય તેની સાવચેતી રાખે એ ઉપરાત પોતાની ખેતીમા તોટો આવવાના શા શા કારણો છે તે અને પેદાશ વધારવાને કયા કયા ઉપાયો યોજના જોઇએ તે સહેલાઇથી સમજી શકે આપણામાં કહેવત છે કે —

“ખેડ ખાતર ને પાણી કર્મને લાવે તાણી
પણ યુકિત જો ન જાણી તો થાય બધુ ધુલધાણી”

આ કહેવત પ્રમાણે ખેડુત 'ખેડ ખાતર ને પાણી ઉપરજ આધાર રાખી બેસી રહે છે એમ ન કરતા એ ત્રણે સાધનોનો યોગ્ય સજોગોમા યોગ્ય પ્રકાર ઉપયોગ કરવો કે જેથી એ ત્રણેનુ કર્તવ્ય નિષ્ફળ ન થાય. ઘણા ખેડુતોની માન્યતા એવી છે કે 'ખેડ ખાતરને પાણી કર્મને લાવે તાણી' પણ બીજી પક્તિમા જણાવ્યા પ્રમાણે જો યુકિત ન જાણવામા આવે તો એનીગાકધ પ્રણ

ફાયદો થતો નથી માટે એ યુક્તિ જાણવાની ખાસ જરૂર છે. આવી ઉંચા પ્રકારની યુક્તિઓ જાણવી એ એક મોટી કળા છે જેમ બીજી કળાઓ જાણવા માટે શાસ્ત્રીય જ્ઞાન લેવાની જરૂર પડે છે તેમ ખેતીની કળા શીખવા માટે શાસ્ત્રીય જ્ઞાન લેવાની જરૂર છે

આવુ શાસ્ત્રીય જ્ઞાન આપવા માટે નામદાર સરકારે આપણા ગુજરાત પ્રાતમા ગુજરાતી ભાષાદ્વારા કેળવણી આપવા સારૂ પચમહાલ જિલ્લામા સાતેક વર્ષ ઉપર ગોધરામા એક શાળા સ્થાપેલી છે. તેમજ સુરતમા પણ અઠવા ફાર્મ ઉપર સને ૧૯૨૩ મા તેની શાળા ખોલેલી છે

આ શાળાઓને અગે ખેડુતોપયોગી સુથાર અને લુહારી કામ શીખવવાને એક વર્કશોપ પણ કાઢેલી છે તેમજ વણાટકામ શીખવા માટે સાળો દાખલ કરેલી છે સદર શાળાઓમા મળેલા શિક્ષણથી નીચેના ફાયદાઓ થાય છે

(૧) ખેતીવાડી ખાતાએ પ્રયોગ કરીને ફાયદાકારક ઠરાવેલા સુધારા વિદ્યાર્થિઓને બરાબર રીતે સમજાવવાથી તેમને પ્રત્યક્ષ વ્યવહારિક માહીતી મળે છે અને તેમનો ઉપયોગ પ્રત્યક્ષ ખેતીના કામે તેમને કરતા આવડે છે તેથી તેઓ પોતાની ખેતીમા ફાયદો કરી શકે

(૨) નવા નવા ફાયદાકારક બાગાયત પાકો કરવાની તથા ફળ ઝાડના વાવેતરની માહીતી મળે છે

(૩) કલમો કરવી, આખો ચઢાવવી, વગેરેની માહીતી મળી એ કામો જાતે કરી શકે એવી લાયકી આવે છે

(૪) ખેતીનુ કામ જાતે કરવાથી શુ ફાયદો છે તેનો પ્રત્યક્ષ અનુભવ થઈ જાતે કામ કરવા બદલ રહેલો અણગમો દુર થઈ કામો માટે હોંશ પેદા થાય છે

(૫) ખેતીને લગતા નાના મોટા ઓજારો તથા સાધનો વગેરે જાતે તઈયાર કરવાની તેમજ દુરસ્ત કરવાની લાયકી મળે છે

(૬) ખેડુતને નવરાશના વખતે પાગી, નાના નાના રૂમાલ, પચીયા તેમજ ધોતીયા વગેરે વણવાની માહીતી મળે છે

(૭) જુદે જુદે ઠેકાણેની ખેતીની પધ્ધતિઓ તથા સારામા સારા ખેડુતના કામો જોવાની તક મળે એવી ખેતીના પ્રવાસની ગોઠવણ કરવામા આવી છે

(૮) સારી રીતે ખેતીનો ધધો ચલાવવા જોઇતા હિસાબ, જમીનની માપણી લેખન, વાચન, અને સારો ખેડુત થવા માટે જરૂર એવા કામો વગેરે ની માહિતી મળે છે

(૯) ખેતીનો ધધો વ્યવસ્થિત રીતે સહકારથી કરવાની ટેવ પડે છે

(૧૦) ઉપરના બધા ફાયદાઓ ફાલ વગર ખર્ચે મળે છે. વિદ્યાર્થીઓને રહેવા ની તેમજ ખાવા પીવાની અને હવા પાણીની સગવડ ઘરના કરતા પણ સરકાર તરફથી સારી રીતે રખાય છે.

(૧૧) ઘણા છોકરા એકઠા થવાથી તેમનો વખત આનદમા જાઇ હિમ્મત, અને સામાજીકપણુ પ્રાપ્ત થાય છે

હાલમા મોટા મોટા જમીનદાર તથા બગીચાવાળા ખેતીમા વધુ ધ્યાન આપવા લાગ્યા છે એટલે આવી રીતે શિક્ષણ પામેલા માણસોની ઘણી માંગણી આવવા લાગી છે જેથી જેમને નોકરી કરવાની વધારે જરૂર જણાતી હોયે તેમને આવા લોકો ખુશીથી નોકરીમાં રાખે

## ગુજરાત ખેતીવાડી સ્કુલ.

ખેડુતના છોકરાઓને માટે સને ૧૯૨૦ થી સ્થાપન કરેલી ગોધરા ખેતીવાડી સ્કુલ નુ નવુ વર્ષ દરવર્ષે તા ૧ લી જુનથી શરૂ થાય છે તેના ધારા અને માહિતી નીચે પ્રમાણે છે,—

૧ આ નિશાળમા દાખલ થવા ઇચ્છતા ઉમેદવારોની પ્રાવેશિક પરિક્ષા નથી, પરતુ ઓછામા ઓછુ ગુજરાતી ચોથુ ધોરણ (એથી વધાર અભ્યાસ હોય તો સારૂ) તેણે પાસ કરેલુ હોવુ જોઇએ -અને તે બદલ જે ગુજરાતી સ્કુલમાં તેણે અભ્યાસ કર્યો હોય ને સ્કુલનુ લીવીંગ સર્ટિફીકેટ (નિશાળ છોડયા બદલનો રીતસરનો દાખલો) અરજી સાથે સામેલ કરવુ હોવુ જોઇએ આ સ્કુલનો અભ્યાક્રમ બે વર્ષનો છે

૨ ઉમેદવારના વાલીનો ધધો ખેતીનોજ હોવો જોઇએ, અને તે જાતેજ ખેતી કરતા હોવા જોઇએ કારણ કે આ નિશાળમા ખેતીને લગતુ તમામ કામ છોકરા ઓના હાથેજ કરવુ પડે છે

૩ આ શાળામાં ભણ્યા પછી જે ઉમેદવારને ખેતી કરવાનોજ નિશ્ચય હોય તેણેજ આવવુ જેનો નોકરીનોજ નિશ્ચય હોય તેને માટે આ સ્કુલ નથી.

૪ ઉમેદવારની ઉમર ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઇએ.

૫ આ નિશાળમાં દાખલ થવા ઇચ્છનારે ઉમેદવારના નામ ઉપર જમીન, નહિ, હોય તો તેના બાપ, કાકા વગેરે કોઇપણ નજીકના સગાંના નામ ઉપર પણ હોવી જોઇએ. અને તે જમીન કેટલી છે, સરકારમાં મહેસુલ કેટલુ ભરે છે વગેરે બાબતનો દાખલો પટેલ તલાટી તરફથી અરજી સાથેજ મોકલવો જોઇએ.

૬ દરેક વિદ્યાર્થીને ભણવાનુ, ખાવાનુ અને રહેવાનુ જેટલુ ખર્ચ થાય તેટલી સ્કોલરશિપ સરકાર તરફથી આપવામા આવે છે. એટલે વિદ્યાર્થીને ખાવાપીવા વગેરેનો ખચ બીલકુલ કરવો પડતો નથી, પરતુ અભ્યાસક્રમ પુરો થતા પહેલા (અધવચ) કોઇ પણ વિનાર્થી નિશાળ છોડે અથવા ગેરવર્તણુક ચલાવવા બદલ તેને કાઢી મુકવામા આવ્યો હોય તો જેટલો વખત તે નિશાળમા રહયો હોય તેટલા વખતને માટે દરમાસના રૂા ૧૦ પ્રમાણે તેની પાસેથી અથવા તેના વાલી પાસેથી દંડ તરીકે વસુલ કરવામાં આવે છે.

પુસ્તક, લાયબ્રેરી વગેરે પરચુરણ ખચ વિદ્યાર્થીના પદરનો હોય છે તે ખર્ચ (સઘળા વર્ષના રૂા ૧૦) બદલ વિદ્યાર્થીના વાલીએ દાખલ થતી વેળા રૂ ૧૦ અનામત તરીકે આપવા પડશે.

૭ આ નિશાળમાં બીજી નિશાળો પ્રમાણે વારતહેવારની રજાઓ સિવાય દિવાળી ઉપર એક મહિનો, અને ઉનાળામાં દોઢ મહિનો રજા પડશે અને તે બેઉ રજાવેળા વિદ્યાર્થીને ઘેર જવા દેવામાં આવશે આ નિશાળ કાઢવાનો સરકારનો હેતુ એ છે, કે બે વર્ષ શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી પોતાના માબાપને ખેતીના કામમા વધારે મદદગાર થાય અને એની પણ વધારે ફાયદાકારક રીતે કરે દરવર્ષે ૫દર કરતાં વધારે નવા છોકરાં દાખલ કરવામા આવતા નથી

**આ શાળામા નીચે પ્રમાણે વિષયો શીખવવામા આવે છે —**

(૧) કૃષિવિદ્યા (૨) સૃષ્ટિજ્ઞાન, (આ વિષયમા વનસ્પતી અને જંતુ સંબંધી વ્યાવહારિક જ્ઞાન આપવામા આવે છે) (૩) ખેતીવાડીને લગતી ભુગોળ (૪) ખેતીવાડીને લગતુ અંકગણિત અને જમીનની માપણી (૫) આરોગ્યવિજ્ઞાન (૬), પેદા થયા (૭) ગ્રામ્ય અને શહેરી જીવન (ખેડુતને ઉપયોગી કાયદા વગેરેનું ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો એકટ, તગાવી એકટ, ડગા એક્ટ, લોકલ બોર્ડ એક્ટ) (૮) વાચન અને લખાણ (૯) ખેતી અને બગીચાનુ કામ (૧૦) ઓઇલ એન્જીન કેવી રીતે ચલાવવું તેના દરરોજના ઉપયોગી ભાગ દરરોજ સાફ કરી કેવી રીતે બેસાડવા વગેરે, (૧૧) ખેતીના ઉપયોગી ઓજારના ભાગ ભાગેટુટે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવા અને લગતુજ સુથારી લુહારી કામ.

૮ આ સ્કુલમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારે ગોધરા (જીલ્લે પંચમહાલ) ખેતીવાડી સ્કુલના હેડ માસ્તરને જેમ બને તેમ જલદી પોતાની અરજી મોકલવી તેમા નામ, જાત,

ધધો, ઉમર, તાલુકો, જીલ્લો, પોષ્ટ ઓફીસ વગેરે સ્પષ્ટ જણાવી ગુજરાતીમા અરજી કરવી અરજી ઉમેદવારના હાથનીજ હોવી જોઇએ ઉમેદવારને દાખલ કરવાની, અભ્યાસ ક્રમ પુરો થતાં સુધી રહેવા દેવાની, અને સ્કુલ છોડયા પછી તેને ખેતીના કામે લગાડવા ની ઇચ્છા છે એ બદલની કબુલત લખી તેની નીચે વાલીની સહી હોવી જોઇએ.'

૯ જે ઉમેદવારને દાખલ કરવાનુ નકકી થશે તેને તે પ્રમાણે કાગળથી ખબર આપવામા આવશે જે તારીખે હાજર થવા લખ્યુ હોય તે તારીખે તેણે નિશાળમા આવી હાજર થવુ જોઇએ

BHIMBHAI M

ડેપ્યુટી ડિરેકટર ઓફ એગ્રીકલ્ચર,

ગુજરાત, સુરત

---

# ખેડુતનું ધન.

(લખનાર—રા૰ રા૦ ત્રીભોવનદાસ રેવાદાસ તુમડી ભરૂચ)

' ધન " શબ્દને અર્થ જર યાને પઇસો આ લેખ માટે કરવાનો નથી પરતુ ખેડુતોની મુખ્ય આજીવીકા ખેતી છે તે ખેતી કેવા સાધનથી કરવામા આવે છે તે સાધન પરત્વે આ લેખ છે આપણા દેશમા પશ્ચિમના દેશોની સુધરેલી રીત પ્રમાણે ખેતી થતી નથી, પરતુ અસલની પ્રાચિન અને પુરાણી રીતે હળ અને બળદથી ખેતી થાય છે એટલે હળ અને બળદ એ બે ખેતી કરવાના સાધનો છે પઇકી હળ પણ પ્રાચીન પધ્ધતીના વપરાય છે અને તે સાધન ખેડુત લોકો પોતાના ગામાત સુથાર અને લુહાર પાસે કરાવી લે છે પોતાના ગામમા સુથાર–લુહાર ના હોય તો પોતાનુ ગામ જે કસ્બા અથવા શહેરની આહેધરી તળે આવ્યુ હોય ત્યાના અગર બીજા અનુકુલ સ્થળના કારીગરો પાસે કરાવી લે છે આ સાધન મેળવવાને ખેડુતોને હરકત પડતી નથી પરતુ તેઓ એ સુધરેલી ઢબના હળ જે ખેતીવાડી ખાતેથી સરકાર આપે છે તે જો વાપરે તો તે હળો મજબુત હોવાથી તેના ટકાઉપણા વગેરેના કારણે ખેડુતને ખેતી કરવામા સવળતા પડે તેમ છે પરતુ તે હળો ભારે હોય છે. તેથી જમીનનુ તલીઉ ફાડી નાખે છે, અને સામાન્ય બળદો તે ખેચી શકતા નથી, એવા સબબો બતાવી ખેડુતો વાપરવા ના પાડે છે હવે આપણે ખેતીના

બીજા સાધન બળદ તરફ વળીએ આપણા ભરૂચ જીલ્લામા બળદો ઉછેરના સ્થળો નથી, તેથી ખેડુતો પોતાને જોઇતા ખેતીના અગના બળદો અમદાવાદ વડોદરા વિ૦ શહેરોમા ભરાતી ગુજરી બજારમાથી ખરીદી લાવે છે દરેક ખેડુત પોતાની જમીનના પ્રમાણમા જોઈતી સખ્યાના બળદો રાખે છે કમમા કમ એક જોડ એટલે બે બળદો દરેક ખેડુતને રાખવા પડે છે કેટલાક ખેડુત જોડ બળદ રાખવાની ગુજાશ ના હોય તો એક બળદ રાખે છે અને પોતના સગા વ્હાલા અગર પાડ પડોશી જોડે સાઢળ કરી ખેતી કરી લે છે આ સાઢળનો રીવાજ જબુસર તાલુકાના ગજેરા ગામે કરકસરના નિયમે વ્હોલા પ્રમાણમા પળાય છે એ ગામમા ખેતી કરવાના સમયે એક બળદ વેચાતો લાવે છે અને બીજા ખેડુત જોડે સાઢળ કરી ખેતી કરી લે છે અને ખેતીની મોશમ ખલાશ થયે રાખેલો એક બળદ પણ વેચી કાઢી બળદની સભાળ તથા પોષણના ખર્ચની જુમરી કાઢી નાંખે છે આ સાઢળની પધ્ધતી વખાણવા યોગ્ય છે, કેમકે તેમા કરકસર રહેલી છે પરતુ મારી માન્યતા પ્રમાણે સાઢળ પધતીથી ખેતી કરવામા વિલબ થવાનો સભવ છે કારણ કે જોડ બળદ પોતાના હોય તો પોતે જાતે અથવા નોકર મારફત ખેડુત તાકીદે ખેતી શરૂ કરી શકે છે જ્યારે સાઢલથી કાતો પોતાની ખેતી પહેલી કરે છે યાતો જેની જોડે સાઢળ કરી હોય તેની ખેતી પહેલી થાય છે એટલે સાઢળ વાળા પઈકી એકની ખેતી પહેલી થાય છે અને તે પુરી થવા અવલ જો ભારે વરસાદ થાય અગર સાઢળ પઈકીનો એક બળદ માદો પડી જાય તો બન્નેની ખેતી અટકી પડે છે સાઢળ પધ્ધતિ હુ વખોડતો નથી કરકસરના નિયમે સારી છે પરતુ તેમા ખેનીમાં થતા વિલબની બાબત મે ઉપર દર્શાવી છે, આ પદ્ધતિ અખત્યાર કરવી કે નહી તે ખેડુતની મુન્શફીની બાબત છે હવે બળદ ની સભાળ માટે ખેડુતો કોઢીઆ ઘરો રાખે છે તેમા રાત્રે બળદો રાખે છે, અને દીવસે ખેતીનો સમય ન હોય ત્યારે પોતાના આગણામા બાધે છે પરતુ તેમની સભાળમા જોઈતી દેખરેખ રખાતી નથી આરોગ્યતાના નિયમ પ્રમાણે તેમના મળ-મુત્ર જોઈતા સમયે કાઢી નાખવામા આવતા નથી તેથી ઢોરોમા રોગ થવાનો સભવ રહે છે અને તેમની તથા તેમના પાલન હારોની તદુરસ્તી બગડે છે આ બાબતમા સેનીટરી ખાતા તરફથી વારવાર સુચના નિકળે છે, તે પ્રમાણે ખેડુતો જોઇતી સ્વચ્છતા રાખે તો રોગ. અને તદુરસ્તી બગડવાના સભવો ઘણે દરજ્જે ઓછા થાય. બળદના પોષણ માટ ખાસ ચારો ખોળ અને કપાસીઆ જોઇએ છીએ ખોળ અને કપાસીઆ

ખેડુતો કરબાંમાથી મેળવી શકે છે, અગર પોતાના ગામમાં નેસ્ની અગર ઘાચી હોય છે તેને ત્યાથી ખરીદ કરી લે છે. ઘાસ ચારા માટે ખેડુતને પોતાના ખેતરમા અગર પોતાના રાખેલા બીડમા થતા ઘાસ ઉપર અવલંબવું પડે છે. ઘાસ ચારા માટે ખેડુતને સારા વરસામા આપદા પડતી નથી. પરતુ ઓછો વરસાદ પડયો હોય તે વરસમા તેને ઘણુંજ વેઠવુ પડે છે. કેમકે પહેલા ખેડુતો પોતાના ખેતરને સેઢ પાલી રાખતા હતા તેમા થતું ઘાસ ઓછા વરસાદના સમયમાં ખેડુતને ઘણુંજ ઉપયોગી થઇ પડતુ હતુ. વળી તેઓ પ્રથમના વખતમાં પોતાનુ એકાદ ખેતર બળદના ઘાસ માટે બીડ તરીકે રાખતા હતા તેથી તેઓને ઘાસ બાબત બહુ આપદા પડતી નહોતી. હવે શેઢા પાલી રાખવાની તથા બીડ રાખવાની રીતોને ખેડુતોએ તીલાંજલી આપી છે કેમકે કપાસનો ભાવ સારો આવે છે તેથી બીડ કે શેઢા પાલી-વધુ જમીનમા વધુ પાક થાય એવી લાલચથી રાખતા નથી, તેથી નબળા વર્ષોમા તેમને ઘાસ ચારા માટે ઘણુંજ શોસવુ પડે છે વળી ગામે સરકારે ઢોર ચરણની જમીન આપેલી હોય છે તેપણ કેટલાક ગામોએ શકતીવાળા ખેડુતો વધુ ખેતી કરવાના લોભે સરકાર પાસેથી ખરીદી લે છે. આવા દાખલા જે ગામોએ પડતર ખેડાણ સરકારી ચીશેષ હોય છે તે ગામોએ ઘણે ભાગે બને છે. ઢોર ચરણ ખેતરમા લેવાથી પણ ખેડુતોને ઘાસ ચારાની ઘણી આપદા પડે છે. બળદોને પીવાના પાણી માટે તળાવ અગર કુવા ઉપર ખેડુતોને આધાર રાખવો પડે છે જો વરસાદ સારો થયો હોય અને તળાવની સ્થીતી સારી હોય તો અને તળાવમાં પુરાણ થયું ના હોય તો તળાવ વરસાદના પાણીથી ભરપુર ભરાય છે. અને તે પાણી ચોમાસા અને શિયાળામાં બળદોને પીવા માટે ઉપયોગી થઇ પડે છે. ઉન્હાળામા ઘણે ભાગે તળાવો સુકાઈ જાય છે કેમકે ગામના અને બળદના વપરાશ માટે તળાવો જુદાં હોતા નથી એટલે બે જાતના ઉપયોગ માટે એકજ તળાવ હોય છે તે કારણે ઉન્હાળામા તળાવના પાણી ઘણે ભાગે પહોચતા નથી અને તે વખતે કુવામાથી પાણી કહાડી હેરા ભરાય છે, અને તેમાથી ઢોરને પાણી પીવાડાવામા આવે છે. હેરા ભરવા માટે કોશખતનો હકક સરકાર તરફથી કેટલાક ગામે પળે છે જો હક ન પળતો હોય તો ગામ લોક માહો માંહે ઉઘરાણું કરી કોશીઓ રાખે છે અને તેનાથી કોશ ચલાવી હેરા ભરાવી બળદોને પાણી પીવાની જોગવાઇ કરી લે છે હેરા ભરવા માટે લોકલબોર્ડ તરફથી પણ ગ્રાન્ટ આપવામાં આવે છે પરતુ હેરાની સ્થીતી ઘણા ગામોએ કફોડી હોય છે. કેટલાક ગામોએ

હેરા ફુટી ગયેલા હોય છે અને નાના હોય છે અને તેની દુરસ્તી માટે લોકલ-બોર્ડ તરફથી ગ્રાન્ટ માગવા સમજ હોય તો ગ્રાન્ટ મળે છે જેથી હેરાની બાબતમા જો ગ્રાન્ટ મળતી ન હોય તેવા પ્રસંગે ખેડુતને ઘણુ સહન કરવુ પડે છે વળી જો તળાવ ઉંડુ ન હોય અથવા પુરાઇ ગયુ હોય તો જોઇતા પ્રમાણમા પાણી નથી રહેતુ તેથી અડધા શિયાળામાંજ પાણી માટે ખેડુતોને તંગી પડે છે તળાવ ખોદવાની ગ્રાન્ટ પણ લોકલબોર્ડમાથી મળે છે અને તે ગ્રાન્ટ પણ જરૂર પ્રમાણે મળે છે પરંતુ હેરા દુરસ્તી, તળાવો ખોદાવવા અને તળાવોની પાળો દુરસ્તી માટે ખેડુતોને તાબડતોબ ગ્રાન્ટ મળતી નથી વળી તેઓની પાંસે ગામાત મદદ પણ માગવામા આવે છે જો તેઓ ગામાત મદદ ના આપે તો ગ્રાન્ટ મેળવવામા તેઓને હરકત પડે છે ખેડુતોનુ માનવુ એવું હોય છે કે અમો લોકલ ફંડ આપીએ છીએ તો હવે લોકલબોર્ડ ગામાત મદદની શા માટે આશા રાખે તેમની આ માન્યતામા વજુદપણુ છે પરંતુ લોકલબોર્ડના રસ્તા રીપેર, સ્કુલ રીપેર, પુલો વીગેરેના સમારકામ કરવાના હોય છે તેમા ઘણી રકમ ખર્ચાઇ જાય છે તેથી ગામાત મદદ લોકલબોર્ડ માગે તેમા ખોટુ થાય છે તેમ કહી શકાય નહી હાલમા મજુરીના દરો વધી પડયા છે તેમજ બીજી ચીજો પણ મોંઘી વેચાય છે તે કારણે ગામાત મદદ આપ્યા છતા પણ ફંડના અભાવે લોકલબોર્ડ તળાવો ખોદાવવા પાછળ જોઇતી ગ્રાન્ટ આપતી નથી, એવી હકીકત બ્હાર આવી છે જો એ હકીકત ખરીજ હોય તો એ બાબતમા સારો રસ્તો એવો છે કે કિયા તળાવો પ્રથમ ખોદાવવા જેવા છે તેનુ લિસ્ટ રેવેન્યુ અધીકારીઓ મારફત ગ્રુપ ઓફિ. અને રેવન્યુ અધીકારીઓએ આપેલી લિસ્ટ પૈકીના ફંડની સવલતા મુજબના તળાવો ખોદાવવા લોકલબોર્ડે તજવીજ કરવી જોઇએ જો દર વર્ષે દરેક તાલુકાના ચાર પાંચ તળાવો ખોદાય તો ખેડુતોને પડતી પાણીની તંગીની બુમ આપોઆપ પાંચ છ વર્ષમા નાબુદ થઇ જશે આ સ્થળે જણાવવુ જોઇએ કે ખેડુતોએ લોકલબોર્ડ ઉપર આધાર ના રાખતા પોતાના પગ ઉપર ઉભા રહેતા શીખવુ જોઇએ એટલે તેઓએ ગામાત ઉઘરાણુ કરીને અગર ખેડુતો જાતે મ૦ દી૦ અકેક માણસ કહાડી તળાવ ખોદી લે તો તેઓની અડચણ દુર થવા જેવુ છે "પારકી આશ ને સદા નીરાશ" એ કહેવત અનુસાર ખેડુતો પોતપોતાનુ સમજણી લેતા શીખે તો તેઓને પાણીની બાબતની પડતી તંગી તેમજ બીજા કામોમા પડતી હરકતો તેઓ જાતેજ દુર કરી શકે હવે ખપદીને થતા રોગોની બાબત હાથ ધરૂં છુ. કેટલાક

ખેડુતો ઘરગથ્થુ ઉપાયથી સાધારણ રોગો મટાડી શકે છે પરંતુ રોગનું પ્રમાણ વધી ગયું હોય અને રોગ ચેપી હોય તેવા પ્રસંગે આખા ગામમાં રોગ ફેલાઇ જાય છે, તે સમયે ખેડુતોનો ઘરગથ્થુ ઉપાય ચાલી શકતો નથી આવા પ્રસંગે તાલુકાના સદર સ્ટેશને ઢોરોની હોસ્પીટલ હોય છે ત્યાંના આસી૦ સર્જનને ખબર આપેથી તેઓ ઢોરોની યોગ્ય દવા કરી રોગો નાબુદ કરવા પગલાં લે છે પરંતુ આસી૦ સર્જનને તાબડતોબ ખબર આપવામાં ખેડુતો ભોળા રહે છે તેથી જ્યારે રોગ પુર જોશમાં ફાટી નીકળે છે તે સમયે રોગ કાબુમાં લેતાં ઘણીજ અડચણ પડે છે માટે ખેડુતોએ પોતાની જુની રીતો એટલે ઘરગથ્થુ ઉપાય ઉપર અવલંબી ન રહેતાં રોગનો ચેપ જણાય કે તુરતજ ઢોરની હોસ્પીટલ ઉપર ખબર આપવાની રીત અખત્યાર કરવી જોઇએ કેમકે ખેતીના અગત્યના સાધનને ખેડુતો પોતાનું વ્હાલું ધન સમજે છે, જ્યારે બાબત એવી છે તો ખેડુતોએ પોતાના વ્હાલા ધન-બળદને થયેલા રોગમાંથી મુક્ત થવા માટે જોઇતા ઇલાજ લેવામાં બેદરકારી વાપરવી જોઇએ નહીં' ઢોરની હોસ્પીટલ કેટલાક તાલુકે ખેડુતના ગામથી ઘણી દુર હોય છે તેથી ખેડુતને સામાન્ય માંદગીના પ્રસંગમાં હોસ્પીટલમાં દવા કરાવવા ઢોરને લઇ જવાની તકલીફ પડે છે માટે તાલુકાના સદર સ્ટેશનમાં હોસ્પીટલો છે તે ઉપરાંત તાલુકાના મધ્યસ્થમાં પણ ઢોરોની હોસ્પીટલ કઢાવવામાં આવે તો તે ખેડુતોને સુખકર્ત્તા થઇ પડશે હાલમાં માણસોના રોગોની સારવાર માટે તાલુકાના મધ્યસ્થ ગામોએ હોસ્પીટલો યાને ડીસ્પેન્સરીઓ લોકલબોર્ડ તરફથી કઢાવવામાં આવે છે તે પ્રથા ઘણી સારી છે, પરંતુ તે પ્રથામાં ફેરફાર કરી એક વરસે માણસો માટેની ડીસ્પેન્સરી કઢાવી બીજે વરસે ઢોર માટેની હોસ્પીટલ મધ્યસ્થ ગામે કઢાવવાની રીત અખત્યાર કરવામાં આવે તો આ જીલ્લામાં પાંચ તાલુકા માટે ૧૦ વરસમાં ઢોરની હોસ્પીટલ તાલુકાના મધ્યસ્થ ગામે નીકળી શકે આવાં મધ્યસ્થ ગામો જંબુસર તાલુકામાં જંત્રાણ-ટંકારી અને ગજેરા અગર વેડચ છે આમોદ તાલુકામાં ઢોરની હોસ્પીટલ છેજ નહીં તેથી આમોદ કસ્બામાં અગર સરભાણ ગામે હોસ્પીટલ નીકળવી જોઇએ, વાગરા તાલુકામાં પખાજણ તેમ દહેજ ગામોએ, ભરૂચ તાલુકામાં શુકલતિર્થ અને ઝાડેશ્વર અથવા અમલેશ્વર ગામોએ અંકલેશ્વર તાલુકામાં ગડખોલ ગુજરાત અને ઇલાવ ગામોએ ઢોરોની હોસ્પીટલો જો નીકળે તો ઢોરોના રોગ તાબડતોબ નીવારવાની બાબતમાં ખેડુતોને જોઇતી સગવડ મળવા જેવું છે જો મધ્યસ્થ ગામોએ ઢોરની હોસ્પીટલો નીકળે તો ખેડુતો તેનો સારા પ્રમાણમાં લાભ લેશે

એ વાત નિર્વીવાદ છે માટે આ બાબતમા ગ્યોગ્ય પગલા લેવા લોકલબોર્ડ તરફથી તજવીજ થશે એવી આશા છે કારણકે ઢોરની હોસ્પીટલો પણ લોકલબોર્ડ કહાડે છે અને નિભાવે છે આ લેખમા ખેડુતો બાબત જે સુચના કરી છે તે ખેડુતો વિચારી અમલમા મુકશે તો તેમના ખેતીના વહાલા ધનની સંભાળ અને પોષણ માટે જે વિટંબણા ભોગવવી પડે છે તે ઘણે અંશે દુર થશે એવુ જણાવી આ લેખ પુર્ણ કરૂ છુ

# ભરૂચ જીલ્લામાં કપાસનો ભાવ ઠરાવવાની પદ્ધતી.

લી૦ મગનલાલ એલ પટેલ અને થનાભાઈ બી પટેલ

ભરૂચ જીલ્લામા મુખ્ય ખેતી કપાસની છે અને તેના ઉપર ખેડુતની આજીવિકાનો આધાર છે ખેતીમા વ્યાજબી નફો થવો એ પાકપર તેમજ તેના ભાવપર આધાર રાખે છે. અત્રે કપાસનુ વેચાણ અને તેના ભાવ વિષે વિવેચન કરવામા આવશે

મુંબઈમા ખાડી રૂનો ભાવ હોય અને કપાસમાથી, રૂના ઉતારા પર અને રૂ પીલાવતા ગાસડી બધામણ વિગેરેનુ ખર્ચ ગણી કપાસનો ભાવ પાડવામા આવે છે મુંબઈમા ખાડીનો ભાવ હોય તે કરતા ભરૂચમા ખાડી રૂ નો ભાવ ( ડાચી ગાસડીએ ) રૂા ૨૦ ) વધુ હોયછે કારણ કે તોલમા ભરૂચની ખાડી ૮૮૨ રતલની ગણાય છે, ( ૨૧½ મણ ખાડી ૧ મણની બરોબર ૪૧ રતલ ગણાય છે ) અને મુબઈની ખાડી ૭૮૪ રતલની ગણાય છે

આ જીલ્લામાં ઘણા ખરા મોટા કપાસના વેપારી જીનવાળા હોય છે તેથી તેઓને મુબઈના ભાવની અને ખર્ચની સારી માહિતી હોય છે, તેથી કપાસનો ભાવ ઠરાવ્યા પહેલા રૂ નો ઉતારો નક્કી કરવાનો રિવાજ છે ઉતારો કાઢવામા ૨૪ તોલા કે ૧૨ તોલા કપાસનો નમુનો લે છે અને તેમાથી રૂ પીલી વજન કરે છે ગણત્રી નીચે મુજબ કરવામા આવે છે

એક ભારની બરોબર ૨૪ મણ એટલે કે ૯૮૪ રતલ થાય પરંતુ રિવાજ મુજબ ૧૦૨૦ રતલ ( એટલે કે ૨૦ ધડી અગર એક ભાર—૧ ધડી=૫૧ રતલ ) કપાસ ગણાય છે કારણ કે તેગલી (૧૦૨૦-૯૮૪=૩૬ રતલની ) ઘટ ભેજની ગણી લેવામા આવે છે હવે ઉતારો બનાવેલા ૨૪ તોલા અગર ૧૨

તોલા કપાસના નમુનામાથી જો ૮ તોલા ને ૧૨ આની રૂ અગર ૪ તોલા ૬ આની રૂ અનુક્રમે નીકળે તો કેટલી ધડી કપાસ જોઈએ તે નીચે પ્રમાણે ગણી એક કોઠક બનાવી રાખેલુ હોય છે.

| તોલા | આની | ધડી | | મણ (૧ ખાડી રૂ) ધડી |
|---|---|---|---|---|
| ૮ | ૧૨ | = ૨૦ માટે ૨૧ | ૫ | = ૪૯ ૧૪ |
| તોલા | આની | | ધડી | ધડી |
| ૯ | ૪ | = ૨૧ | ૫ = ૨૦ | ' ૪૬ ૫ |

આ હિસાબમા જેટલી ધડી આવે તેના કરતા લગભગ ૧॥ થી ૨ ધડી કપાસ વધુ ગણવામા આવે છે કારણ કે ૪૫ થી ૫૦ ધડી કપાસ પીલવામા એક ભારે (૧૦૨૦-૮૪) ૩૬ રતલની મેંજની ઘટ ઉપરાંત ૧॥ થી ૨ ધડીની માટી વગેરેની ઘટ પડે એમ વેપારી ગણે છે અને આ હીસાબે કપાસનો ભાવ આપવામા આવે છે જો ગામડામા ફરનાર ત્યાના વેપારીઓ કપાસના ઢગલા કરે તો તેમની પાસે પણ એવો ઠરાવ હોય છે કે જેટલી ધડીએ ખાડી રૂની શરત હોય તેના કરતા ઉતારો ઢગલો પીલ્યા પછી જેટલી ધડી ઓછો અથવા વધુ જાય તો તે દરેક ધડીએ રૂ૦ ૨-૮-૦ વધુ અથવા ઓછા એક ભારે આપવા.

કપાસનો ભાવ રૂના ઉતારા ઉપરાંત વેપારી તે કયા ગામનો કપાસ છે અને તે કપાસ ખેતરમાં વણેલો છે અગર કાલા વેગ આણી-કપાસ ફોલી કાઢે લો છે તેના ઉપર આધાર રાખે છે વેપારીને તે સાલનો અગર ત્યાર પહેલાના વર્ષોનો તે ગામોના કપાસનો અનુભવ હોય છે. માટે કપાસનો ભાવ નમુના ઉપરાત અનુભવ ઉપર આધાર રાખે છે

ચાલુ સાલમા કપાસના ઉતારાની દ્રષ્ટિ નીચેના ગામોમાથી વધુ રૂ નીકળે છે એમ મનાય છે

| | ૧૨ તોલા કપાસમાથી રૂ નીકળેલુ તે | |
|---|---|---|
| | તોલા આની થી | તોલા આની |
| કંથારીઆ | ૪—૭ | ૪—૯ |
| દભાલી | ૪—૯ | |
| ગાપુના | ૪—૧૧ | |
| તવરા | ૪—૧૨ | |
| ઝાડેશ્વર | ૪—૧૨ | |
| વાડદલા | ૪—૯ | થી-૪—૧૧ |
| જ ગાર | ૪—૧૨ | થી-૪—૧૩ |

આડેશ્વરમા પ્રથમ કાલા વીણી લેઇ કપાસ ઘેર લોઢી વેચવાની પધ્ધતી હતી તેથી કપાસનો ભાવ ઓછો ઉપજતો હતો પણ હવે ખેતરમા ઢોઇ લાવવા નો રિવાજ દાખલ થયો છે તેથી ભાવ સારો ઉપજે છે.

મધ્યમ ઉતારાવાળા ગામડા

| | તોલા આની |
|---|---|
| શુકલતીર્થ | ૪—૮ |
| ભરૂચ | ૪—૬ |
| અમલેશ્વર | ૪—૭ થી ૪-૯ |

હલકા ઉતારાવાળા ગામડા

| | તોલા આની |
|---|---|
| ડુંગરી | ૪—૨ |
| નીકોરા | ૪—૦ |

ચાલું વર્ષે સરેરાશ રૂનો ઉતારો ઘણા વેપારીઓએ ૪૮ થી ૪૮૫ ધડી ગણેલો છે

જો એક ધડી કપાસ ઓછો પીલવાથી ખાડી રૂ નીકળતુ તો તેને માટે દર ભારે રૂા ૨-૮-૦ ખેડુતને વધારે આપવામા આવતા હતા. વેપારી લોકો ખાસ કરીને ઓછો કપાસ પીલવાથી રૂ ની પેદાશ વધારે આવે તેવા કપાસની બી જુદા રાખે છે અને સ્થાનિક કપાસીયાના ભાવ કરતા મણે ૪ થી ૫ આનાં વધારે ભાવ લે છે

આ પદ્ધતિથી કેવલ વધારે રૂ નુ વજન આવે તેવા કપાસના બી નો વધુ પ્રચાર થાય છે અને આના પરિણામે તારની ઉંચી અને સારી જાતમા પડતી થાય છે ભરૂચ જીલ્લામા લોકો તારની લબાઇ તેમજ તેની મજબુતાઈ અને કુમાશપર બીલકુલ લક્ષ આપતા નથી પણ વધારે રૂ જે કપાસના બી મા થી પાકે તેને પ્રધાનપદ આપવામા આવે છે માટે જ્યા સુધી લોકો સુધારેલા કપાસના બી નો ઉપયોગ નહિ કરશે ત્યા સુધી ભરૂચના કપાસની અવનતિ થવાની અને કાળે કરી તેની કદર આ દેશના તેમજ પરદેશના વેપારીઓ ફીક ઓકશે અમે આશા રાખીએ છીએ કે લોકો સારી જાતના કપાસની કદર કરશે અને તેનુ વધારે પ્રમાણના આવતી માલ આશાણુ કરશે તો જરૂર રૂની જાતમા બગડવાનો બીલકુલ સભવ રહેશે

# કૃષિ જ્ઞાન.

હિંદ કાચા માલનો દેશ છે હુન્નર ઉદ્યોગ યા બીજા અનેક ધંધાઓ અત્રે શરૂ થાય તો તેને જોઇતો કાચો માલ ઇગ્લાંડ કે બીજા દેશોની પેઠેમ બ્હારગામથી મગાવવાની ભાંજગડ રહે એમ નથી કુદરત તરફ દ્રષ્ટિ કરતા માલમ પડેશે કે હિંદને કશી વાતની ઉણપ આવે એવી સ્થીતી નથી, છતા હાલમા દુર્બળતા, દુમતી તથા કગાળમય જીવન તથા અનેકાનેક દુ ખોજન જરે ચહડે છે આ સ્થિતિના ઘણા કારણો લેખી શકાય એમ છે તેમા હિંદ નો ખેડુત અજ્ઞાન છે એ પણ મુખ્ય છે આની અસર આખી પ્રજા ઉપર થાય એ સ્વભાવિક છે

હિંદના અનેક દેશના રાજયતત્રરા અધારૂ ફેલાઇ જતાં હાલમા અગ્રેજી રાજ્યમા વસ્તિના પ્રમાણમા એક નાની સખ્યામા કાઇક જ્ઞાન ફેલાયલુ છે અને તે પશ્ચિમની વિદ્યા આપણા લોકમા ઠીક ઠીક પ્રવેશ પણ થવા માડી છે આને લઇને કઇક ભાવનાઓ જાગ્રતિ પી વી આપણને ફેરફાર થવા માડેલો છે. અસલના વખતમા જ્યારે છાપખાનાઓ નહતા ત્યારે રામાયણ જેવા પુસ્તકો મોઢે સૌ કોઈ રાખવા પ્રયત્ન કરતા હતા અને મોઢે રખાતા હવે હાલમા એ ફક્ત પુસ્તક રૂપે પોતાની કે સાર્વજનિક પુસ્તકાલયોને શોભા આપવા પુરતુજ તે પુસ્તક રાખવામા આવે છે આ પ્રકારની વિચાર શ્રેણી થઈ જવાથી ઘણા ઘરડાઓના મોમાથી આપણે સાભલીએ છીએ કે ‘ભાઇ ભણ્યા તો પણ ગણ્યા નથી ” ભલે તમે પુને જઇ આવ્યા, પણ ખેતીમાથી તુરત પઇસો મળે એવો કાઇ કીમીઓ લાવ્યા? શુ લાવો ? ઉલટુ અમારૂ ભુલાવો„ આવા અનેક હેતુથી નાની સખ્યા જ્ઞાન સપાદન કરે છે તે મનુષ્યના જથ્થાને તેમજ ખાસ કરીને ખેડુત વર્ગને સતોષ આપી શકતી નથી, અને પોતાના જ્ઞાનનો પ્રતાપ પણ જોઇએ તેવો પાડી શકતો નથી આમ ન થાય તેને માટે ભગીરથ પ્રયત્ન કરવાને સૌ કોઇને જરૂર છે અને પછાત પડેલા ખેડુત ભાઇઓનુ ખોટુ માનવુ અને અજ્ઞાનતા વિગેરે દુર કરવા પ્રારભ કરવો જરૂરી છે

સુમારે સને ૧૮૪૦ ની સાલથી ખેતી સુધારણાની શરૂઆત થઇ છે અને હાલ ૧૯૨૭ ચાલે છે પણ આ કાર્યમા પ્રજા જન પુરતો રસ લેતી નથી, ખેડુત વર્ગ ધ્યાન આપતી નથી અને એ જોડે લાગતા વળગતા સત્તાધારીઓ પુરતો મહા ભગીરથ પ્રયત્ન શરૂ કરતા નથી શરૂઆતમા નીશાળો

મા ખેતી સબધી જ્ઞાન આપવા કઇક પ્રયત્નો થયા પણ તે અલોપ થઇ જના હાલના ખેતીની સ્કુલોમા રૂપાતર રૂપ અમુક વર્ષ બાદ બદલાય છે એમ કહીયે તો ચાલે પણ જે દેશમા ગામે ગામ અનુભવી અને જ્ઞાનીના હાથ નીચે સ્કુલો જોઇએ તેને બદલે જીલ્લાવાર પણ એક સ્કુલ ન હોય તો શુ પરીણામ આવે ? આવા પ્રયત્નથી ૮૦ ટકા ઉપરની વસ્તી જે ખેતીનો ધધો કરે છે તેની કઇક ભુખ ભાગે એમ છે ?

દક્ષિણમા ખેતીનુ જ્ઞાન અને શિક્ષણ સત્તાધારીઓના ત્યાના રહેઠાણને લઇને કઇક ઉન્નતી રૂપ પરીણામમા ભાસે છે પણ તે સબધીનુ થતુ ખર્ચ તથા મળતો લાભ ગુજરાતને તો પ્રમાણ વગરનોજ છે આને માટે એકજ દાખલો બસ છે કે ગુજરાતના ખેડુતો પાસે કર લઇ, જીરાયત તથા બાગાયત જમીનનો, દક્ષિણની ન્હેરોનુ કામ દુષ્કાળના લાભ અર્થે કરવામા આવી પણ ગુજરાતને પાણીની અગવડો પડે છે અને કુવા ન્હેરો વી૦ ની અત્યત જરૂર છે તે સબંધીતો જ્ઞાની કે અજ્ઞાની બહુજ થોડો પ્રયત્ન કરતા ભાસે છે સરકારી ખાતાઓ તો એક મશીન છે અને તે ગમે તેમ ચાલે તેમા સઘળો આધાર સચાલકો ઉપરજ રહે છે

યુરોપ, અમેરીકા, જાપાન વી દેશો તરફ દ્રષ્ટી કરો ત્યાનો ખેડુત વિદ્વાન, છેવટના ઉદેશ તથા પરીણામ તરફ દષ્ટિ રાખી પોતાનુ કાર્ય ફરજ પ્રમાણે કરનાર, ધૈર્યવાન તથા પોતાના કુટુબને સારી સ્થીતીમા રાખવા અનેકાનેક પ્રયત્નો કરનાર હોય છે હીંદનો ખેડુત ના તદુરસ્ત, અનેક વ્યાધીથી ઘેરાય લો, સત્તાધારીથી બ્હીતો અને કરજવાન હોય છે પશ્ચિમના ખેડુતો સુર્ય, અગ્ની, વાયુ, વરૂણ વિ૦ દેવોનુ જ્ઞાનની મદદ વડે આરાધના કરી તેઓ ॥ જોડે હળીમળી પોતાનુ કાર્ય પરીપુર્ણ કરવા હમેશા મથતો હોય છે અને પુર્વનો એટલે હીંદનો ખેડુત અનેકાનેક સશય, વ્હેમ, વી૦ વી૦ બ્હીતો, "કરૂ કે નહિ" "આમ થશે તો" વીગેરે અનેક વીચાર કરતો જુસ્સા વગર પોતાનુ કામ બળાત્કારેજ કરતો દેખાય છે યુરોપના ખેડુતો મોટરકાર, ટેલીફોન વીગેરે વાપરી જાણે છે પણ હીંદનો ખેડુત તો તે સર્વે જાદુ જેવુજ જાણે છે વીજળીના હળો કે વરાળ યત્રના હળો કે મોટરના હળો હીંદનો ખેડુત વસાવવા ઇચ્છે તો પણ તેના પાસે મુડી હોતી નથી પોતાનો બીઆ નોજ સગ્રહ કરી રાખવા જેટલી મુડીની અછતમા ખાતર પાણી હીંદી ખેડુત કેટલુ જમીનને આપી શકતો હશે તે તો વાચનારજ અટકળ કરી શકે એમ છે,

જ્ઞાની ખેડુતોને રાજ્યને ખર્ચે વાતાવરણ એટલે હવાપાણી વર્તારો, જમીનનો કસ, ખાતરની માહીતી વીગેરે યોગ્ય ખબરો તથા સલાહો મળે છે, ત્યારે હજુ હિંદમાં તો સરકારી ખાતાઓને ફલાણી જગ્યા એથી ફલાણી ખબરો મેળવી શકાશે તેની જાહેરાત કરવા માટે હસ્તપત્રકો પડે છે ! આ કેટલા અજ્ઞાનતા સુચવે છે ? યુરોપ—અમેરીકામા ખેતી સબધીના દરેક વિભાગના મો એ ઉપરાંત અઠવાડીક કે પખવાડીક કે રોજીંદા વર્તમાનપત્રો ચાલે છે અને એનો ઉપયોગ ખેડુતો જાતે ઉત્સાહભેર કરે છે પણ હિંદમા તો આવા ત્રીમાસીક પણ ખોટ ખોટ વગર ચલાવવા સહેલ નથી એટલુજ નહી પણ જે ગ્રાહકો હોય છે તેમાથી પાચ ટકા પણ જાતે ખેતીનો કરતાજ નહી હોય એમ આ લેખક માને છે આ અજ્ઞાનતા કેટલા દરજ્જાની ગામવી ?

ઢોરોનો રોગ તથા દવાઓ, સચાકામ, ઝાડોના રોગ, તથા જતુઓથી થતુ નુકશાન, છોડાની જાતો, પક્ષીઓથી થતુ નુકશાન, ઓછો ખર્ચ કરી વધારે ઉપજ મેળવવી, વી વી અનેક બાબતો ઉપર જે ખેડુતે ધ્યાન આપવું જોઇએ તે તો સ્વપ્ન જેવુજ આપણા ખેડુતો માટે છે યુનાઇટેડ સ્ટેટમમાં ઘઉ એકરે ૩૨ બુશલ થાય છે જ્યારે હીંદમા ૧૦ બુસેલ પાકે છે

અમેરીકા જે હાલ છે તેના કરતા ભુતકાળમા જગલી પ્રદેશ હતો ત્યાની પ્રજા પણ હિંદની માફક ખેતી ઉપર મુખ્ય આધાર રાખે છે પહેલા ઉત્તર પ્રદેશમા ૧૦૦ અને દક્ષિણ પ્રદેશમા ૧૫૦ ડોલર જેટલો પાક ઉતરતો હતો વખત જતા કેળવણી, જ્ઞાન તથા મદદ એટલા પ્રમાણમા સારી રીતે ખેડુતોને સહાય રૂપે મળ્યા કે ૧૯૦૯ ના આકડા પ્રમાણે ૫૦૦ પાઉન્ડ કપાસથી ૯૦૦ પાઉન્ડ કપાસ થયો અને ૧૯૧૨મા તેની ૬૦૬ અને ૧૦૦૦ પાઉન્ડ ઉપર ઉપજ ગઇ આની સરખામણીમા ગુજરાતમાં ૧૯૧૨મા ૫૬૦ પાઉન્ડથી ૭૮૦ પાઉન્ડ કપાસ થયો છે વિજ્ઞાનથી ફાયદો કે ગેરલાભ ઉપરના આકડાથી સચોટ જણાઇ આવે છે

મહાત્માજી જેવાએ જીવદયાના તત્વ ધ્યાનમાં લઇ ખેતીના જીવન રૂપ ઢોરનો થતો સહાર તથા તેનો આર્થિક દ્રષ્ટિએ ચદ ઉપયોગ કરવા પુરતી ચર્માલયો ઉઘાડવાની યોજનાઓ વિગેરે ગીનાએ હાથમા લીધેલી છે અને તે સબધી કામ શરૂ થયુ છે પણ તેની જોડે એની સબધી જ્ઞાન તથા લોકોએ એને માટે લેવો જોઇતો રસ તથા તેની ઉત્તેજના પેદા કરવાનુ કામ હજુ એમજ પડેલુ છે સરકારી ખાતાઓ ચીલો ચલાવવા પુરતુ કઇક ને કઇક

કામ કર્યો જાય છે પણ તેમના કામનુ પ્રમાણ બહુ થોડુજ છે અને તેને સોળ ગણુ એકદમ વધારી દેવા માટે જરૂર છે અલબતે કામ વધે તેના પ્રમાણ માં ખર્ચ પણ વધેજ પણ તેનો બોજો ખેડુત સહન કરી શકે એટલોજ રહેવો જોઇએ

"કરો જાન જાણી પુરે, દેવ સરીખા સોય,
ગજા પાછળ કોઇ નહી, આપ વિચારી જોય"

શ્રી હર્ષ.

# મુંબઈ ઇલાકાની ગ્રામ્ય નિશાળોની કેળવણી વિષે સરકારી યાદી.

## ગામડામાં ફેલાવવા માટે અનુકુળ ગ્રામ્ય કેળવણી વિષે નોંધ

મુંબઇ ઇલાકામા ૧ કરોડ અને ૯૨ લાખની વસ્તી છે, અને આમાંના ૧ કરોડ અને ૫૪ લાખ એટલે ૮૦ ટકા ખેતી કરી ગુજરાન ચલાવે છે તેમાંના ઘણા ગરીબ તથા અજ્ઞાન છે દરેક બાળક વાચતા લખતા અને અંકડા ગણતા શીખે માટે બને તેટલાં ગામડાંમા સરકારે નિશાળો પુરી પાડવા પ્રયાસ કર્યા છે પરતુ બહુ મોટો ભાગ બાળ વર્ગ કે પહેલા ધોરણ સુધીજ ભણે છે, વળી જેટલા ચોથા ધોરણ સુધી પહોંચે છે તે નિશાળ છોડી દે છે અને પરિણામે જે ભણ્યા હોય તે ભુલી જાય છે આ બહુ ઇચ્છવાજોગ નથી કેમકે વધારે નહિ ભણે તો તેઓ તેમના માબાપ જેવા અભણ રહેશે લખેલી કે છાપેલી બાબત વાચી નહિ શકે, આકડા ઉકેલી નહિ શકે અને તેની વેપારીઓ કે લેણદારો તેમને છેતરશે

૨. ગામડાના રહેનાર ઘણા લોકો કહે છે કે અમારા છોકરાને વધારે અભ્યાસ કરાવવો નથી અમારા પાકની દેખરેખ રાખે, નિશાળમા નકામી બાબતો ભણવામા વખત ગુમાવે નહિ તેમજ જે ગામ મોટા શહેરોમા ખોરાક અને રહેઠાણ ખરાબ તેમજ બહુ ખરચાળ હોય છે અને છોકરાઓ માદા પડે છે કે મરી જાય છે તેવા મોટા શહેરમાં મોકલવાથી વખત બગડે છે

સરકાર આ વાત સ્વીકારે છે ગામડાના છોકરાઓ નકામી બાબતો શીખે અને પોતાના માબાપના અને ખેતરના કામમાંથી જતા રહે એવી સરકારની ઇચ્છા નથી તેઓ તેમના માબાપ કરતાં ખેતીના કામમા વધારે કુશળ બને અને ખેતરમા વધારે પાક ઉત્પન કરે એજ હેતુ છે

છે શિવાય નાનપણથી બીન કાળજીથી ઉછરેલ પુત્રી ભવિષ્યની ઉત્તમ માતા થાયજ નહી "જે પારણાની દોરી ઝાલે તેજ તારે દેશને" આ સુત્રથી ઘણા જ અભણ હજુ પણ છે

ઘણી સ્ત્રીઓને એવી માન્યતા છે કે ગાય માતાના દુધથી છોકરાનુ શરીર સારૂં થાય, તેમજ જલદી ઉછરી આવે છે આ ઉપરાંત કેટલીક સ્ત્રીઓનુ એમ પણ માનવુ હશે કે બાળકથી માતા સહેજ છુટી થઇ શકે તો ઘર કામ, કે કુથલી "ચાર મળે ચોટલા ત્યા ભાગે ઘરના ઓટલા" નો વખત મળે આ બાઇઓને પોતાના છોકરાને સ્વાર્થ ખાતર ખાડામા ને જોખમમા નાખે છે તેનો જરીકે ખ્યાલ હોતો નથી સ્ત્રીને બાળને ધવરાવવુ એ કંટાળા રૂપ હોય અને ઇચ્છા ન હોય તો તે માતા થવાને લાયકજ નથી એ શરમણી રૂપજ છે

બાળક જ્યારે ધાવે છે ત્યારે કુદરતી રીતેજ માને એ બાળ ઉપર વ્હાલ આવે છે અને જ્યારે એના માથા ઉપર હાથ ફેરવે છે કે કાઇ એવી જાતના ચીન્હો બતાવે ત્યારે ધાવણ પણ વિશેષ આવે છે, અને બાળક પણ તેજ વખતે યોગ્ય ઇન્સાફ આપે છે આ ધાવણનુ ઉછરતુ બાળ ગાયના દુધની શીશીના ઉપયોગ કરતા ઉત્તમ બાંધાનુજ હોય છે

ગાયના દુધમા સુવાનુ પાણી ને ચુનાનુ પાણી નાખી માતાઓ ડાક્ટરની સલાહ પ્રમાણે દુધ પચે એવુ કરવા પ્રયત્ન કરે છે આવુ દુધ માતાના દુધને યા કુદરતને મળતુ દુધ થાય છે એમ મનાય છે આથી શું કુદરતી ઉપજતુ માનુ દુધ તરછોડવુ ? આમ હોવા છતા જ્યારે સ્ત્રી પાસે ગાયી કે શીશી, કે પવાલુ ને ચમચો જોવામા આવે છે, ત્યારે એમજ માનવુ પડે એમ છે કે સ્ત્રી એમાંજ મગરૂરી સમજે છે આ રૂઢી દેખાદેખીથી બહુજ હાલ વધી ગયેલી જોવામા આવે છે, વગર સમજે નકલ કરવાથી કેટલા ઉંડા ખાડામા ઉતરી જવાય છે એ કાઇ સાવ અજાણતામા જાય એમ તો નથીજ

નીચેના દુધના પ્રમાણ જોતા તરત જણાશે કે કીયુ દુધ લાભકારક છે

૧૦૦ શેરમાથી —

| દુધની જાત | પાણી | કેસીન | ચરબી | ગળપણ | ખનીજ પદાર્થ |
|---|---|---|---|---|---|
| ગાયનુ | ૮૭ | ૪)। | ૩,– | ૪,– | ०॥। |
| સ્ત્રીનુ | ૮૯ | ૪ | ૩ | ૪)– | ०)– |
| ગધેડીનુ | ૯૧)॥ | ૨ | ૧)– | ૫ | ०।– |
| બકરીનુ | ૮૨)॥ | ૫ | ७)॥ | ૫ | ૧ |

ઉપરના આંકડાઓમા ગાયના દુધમા ૮૭ શેર ૧૦૦ શેરમાથી પાણી હોય છે ને સ્ત્રીના દુધમા શેર ૨ વધારે હોય છે, આને લઇને કૃત્રિમ દુધમા પાણી ઉમેરવામા આવે છે તેમજ ૪ા શેર ક્રેમીન છે એટલે ૦ા શેર કેસીનનુ પ્રમાણ પણ વધારે છે ગાયના દુધમા પાણી ઉમેરવાથી ૦ા શેર કેસીનમા કઇ ફેર પડતો નથી, જેમકે નવટાક માખણ દુધની અંદર હોય છે તે બરોબર પચી જાય છે પણ તેટલુજ માખણ ઘી તરીકે લઇએ તો જો કે વજનમાં ઓછુ હોય છે પણ તેટલુજ સહેલાઇથી પચતુ નથી આને લઇને માદા માણસને પોષ્ટીક ખોરાકના દુધ ઘીને બદલે લેવા ડોકટરો ભલામણ કરે છે ગળ પણમા પણ ફેર છે તે તો જુદુ છેવટમા ખનીજ પદાર્થ પેટમા જઇ પાચન શકતીમા ફરક પાડે છે અને એ પદાર્થનુ પ્રમાણ ગાયના દુધમા વિશેષ છે પાણી રેડવાથી તેના પ્રમાણમા ફેર પડતો નથી એ દેખીતુજ છે

ગધેડીના દુધમા કેસીનનુ પ્રમાણ બહુજ ઓછુ છે તેમજ ચરબી પણ ઓછી છે આથી બાળકને જોઇએ તેવુ પોષણ મળી શકે નહી પણ જ્યારે માદગીમાનુ માનુ દુધ પચતુ નથી તો ઘરડાઓ ગધેડીનુ દુધ દવા તરીકે આપવા કહે છે આ દુધ સ્ત્રીના દુધ જેવુ તો નથીજ બકરાના દુધમા કેસીનને ચરબી બન્ને વધારે છે

ઉપરથી સારાશમા એમ નીકળે છે કે જગદીશે જેને માટે જે ઠરેલ છે તેજ બરોબર માફક આવેજ છે

માતાનુ દુધ સપુર્ણ કુદરતે બાળક માટે ખોરાક આપ્યો છે બનાવટી ડબાઓ અને બીજા પ્રાણીઓનો ખોરાક આની બરાબરી કરી શકતુ નથી માતાના દુધમા સર્વ તત્વો એવા છે કે જેથી બાળક દીવસે દીવસે મ્હોટુ થાય. ત્યા શરીરની અંદરની ક્રીયાઓ પણ બરોબર થાય કૃત્રિમ દુધ પર રહેનાર બાળકો ભવસાગરમા એમજ છાડી દીધા બરોબર છે

જ્યારથી ધાવણનો ઉપયોગ બાળક કરવા માડે છે ત્યારથી ગર્ભાશય પોતાની અસલની સ્થિતિએ જવા માડે છે જે અવ્યયોમા દુધ આવે છે તે ખાલી થાય છે તેથી બાઇને વેદના થતી નથી અને છતીના અનેક રોગો થતા નથી માતાના દુધપર રહેનારા બાળકો બહુજ થોડા પ્રમાણમાજ મરણ શરણ થાય છે, કેમકે આ દુધ બરોબર કુદરતી મદદથી પચાવી શકે છે આ દુધમાં જીવજતુઓનો પણ ભો રહેતો નથી પુરતુ ધાવણ મળે તેને માટે માતાઓ પોતા સ્થિતિ અનુસાર પગલા લેવા જોઇએ માનસીક શકિત, પ્રફુલતા, ચામડીની રતાશ અને ચચળતા માતાના ધાવણથી જેટલી દેખાય છે તેટલી કૃત્રિમ ખોરાકથી જરીકે નજરે ચડતી નથી

સારૂ અને ફાયદાકારક ધાવણ માતા બાળને આપે માટે એણે નિયમસર હલકો પોષ્ટીક ખોરાક લેવો જોઇએ દુધનો ઉપયોગ બાળકને માટે ન કરતા પોતેજ એને વાપરવુ. થાન અને બોટલી બહુજ સભાળથી સ્વચ્છ રાખવા, કેમકે ન દેખાય તેવા નાના જતુઓ દુધની ચીકાસ પર બેસે છે, કે જે બાળકના પેટમાં જઇ નુકશાન કરે છે

જન્મ થયા બાદ ૬ થી ૭ કલાક પછી ધવરાવવાનો પ્રયત્ન કરવો આ પણમા એક બે દીવસ ગોળથુથી આપવાનો રીવાજ છે આના અનેક કારણ હશે પણ આની ખાસ જરૂર છે એમ માનવાને હજુ સુધી સબળ કારણો મળ્યા નથી

પહેલે મહીને ત્રણ ત્રણ કલાકે ધવરાવવુ, ચોથે મહીને અતર સાડા ત્રણ કલાકનો રાખવો. અને પાચમે મહીને અતર ચાર કલાકનો કરવો રાત્રે પહેલે મહીને બે વાર બાળને ધવરાવવુ પછી એકજ વાર કરી નાખવુ રાત્રે બાળકને સોડમા સુવાડે છે તેથી ઘણા બાળકો અત્યત ધાવી શરીર બગાડે છે આમા અનિયમીતતા થાય છે એટલે દુધ વખોડવું કે બીજા રસ્તા લેવા યોગ્ય નથી બાળક રડે કે તરત વખતે વગર ધવરાવવુ તેના કરતા શા કારણસર રડે છે તેની શોધ કરવા અવશ્ય જરૂરી છે

બાળક,સાધારણ રીતે પા કલાકમા એક થાન ધાવી શકે છે નબળુ બાળક હોય કે દરદીમા ખોડ હોય તો કઇક વખતમા વધઘટ થાય છે નાક મા મસા જેવુ હોય કે નાક થાન જોડે દબાતુ હોય તો બાળકને ધાવતા હરકત થાય છે ડીટડી મોમા ઘલાવી કોઇ વખત સુવા દેવુ એ હીતકર નથી ધવરાવ્યા બાદ ડીટડીનો ખાસ કરીને ભાગ ધોઇ નાખવો ને બાળકનુ મો પણ લુછી નાખવુ કે જેથી જીવ જતુ બેસે નહી ધવરાવ્યા બાદ સુવાડતી વખતે માથાનો ભાગન જેવો ઉંચો રાખવો, કે ઓકરે નહી વખતસર દુધ બાળકને મળે અને રડે કે તરત ધવરાવવાની પધ્ધતી બહુજ ખોટી છે ઉઘતા બાળકને ધવરાવવુ નહી, પછી ભલે તે પહેલાના વખતે બરોબર ન ધાવ્યુ હોય નિયમીતતાની ટેવ એને શરૂઆતથીજ પાડવી, એટલે નીયમસર દુધ ભુખ લેતા એને આવડી જશે.

ઘણા ખરા એ ધારે છે કે ભુખથી છોકરૂ રડે છે પણ દર વખત તેવું હોતુ નથી પેટમા ભાર હોય, લાબા વખતથી પડી રહેવાથી કટાળો આવ્યો હોય કઇક ખુચતું હોય એવા અનેક કારણોથી બાળક રડે છે, ઘણા નાના છોકરાઓના પેટ વધી ગએલા હોય છે કે જેને પ્રમાણથી વધારે દુધ મળે છે

અને પાચનક્રીયા બરેબર કામ આપતી નથી આમ થવાથી પાચન શક્તિજ મંદ પડી જાય છે આથી જુલાબ વિગેરેમા અનીયમીતતા થાય છે ને બાળકની ચપળતા અલોપ થઇ જાય છે

દશ મહીના પછી ધાવણ છોડાવવા મથવુ કેમકે એ સમયે ધાવણ પાણી જેવુ હોય છે અને છોકરાને પુરૂ થતુ નથી ધાવણ ધીમે ધીમે છોડાવવુ જોઇએ. ધ્યાન રાખવાનુ કે જરીક પણ બાળકને માતાનુ દુધ મળશે ત્યા સુધી એ ધાવવાનુ વિસરશે નહી, તેથી માતાએ દઢ મન રાખી દુધ છોડાવવુ ઝેરી વસ્તુઓ ફીટકીઓ લગાડયાથી કંઈ બાળક ધાવણ છોડી દેતુ નથી એ તો નુકશાનકારક છે કરીઆતુ કે કયુનાઇનનો ઉપયોગ ભાવગુણ કરતા નથી

બાળકનુ શરીર કહી આપશે કે એને દુધ માફક આવે છે કે નહી ધાવતા ધાવતા રડે કે નીયમથી વહેલુ રડે તો જાણી શકાય કે દુધ પુગતુ મળતુ નથી રડતા મરડાય કે બીજા ચીન્હો હોય તો દુધ પચતુ નથી એમ અનુમાન થઇ શકે

મહીનાના પ્રમાણમા બાળક વજનમા વધે તો ધાવણ માફક આવે છે એ શક પડતુ રહેજ નહી જન્મેલુ બાળક સાત રતલ હોય છે અને પહેલે અઠવાડીએ ૫ થી ૭ રતલની અંદર ઘટે છે પછી રોજનુ એક આઉંસ વજનમા વધે છે વજનમા બાળ હમેશા વધવુ જોઇએ અને છ મહીના પછી વજન પહેલાના કરતા બેવડુ થવુ જોઇએ

પુરતુ ધાવણ મળવાથી બાળ સારી રીતે ઉંઘશે, ચીસ પાડી રડશે નહી પેટ ચઢેલુ નહી હોયને હમેશા એ આનંદમા રહેશે

દાત ફુટતા હોય, ગરમીના દીવસોમા બાળક માંદુ હોય તો ધાવણ છોડાવવુ નહી દસ મહીના પછી જો બાળક ધાવે તો માતાનુ લોહી ઉડી જાય છે ને ક્ષય લાગુ પડવા સંભવ હોય છે કેટલીક સ્ત્રીઓ કાયમ ધવરાવ્યા કરે છે કેમકે એવી માન્યતા તે લોકોમા હોય છે કે બાળક ધાવતુ હોય તો પાછા દીવસો રહે નહી, પણ આ વાત પાયા વિનાની છે દુધ વેચાતુ ન લાવવુ પડે ને ખર્ચ ઓછુ થાય માટે દસ મહીના પછી ધવરાવવુ એ પણ બહુજ નુકશાનકારક માતાને છે

અપૂર્ણ

# ધી ગુજરાત કો–ઓપરેટીવ કોટન સેલ સોસાયટીઝ ફેડરેશનની સને ૧૯૨૭ ની સાલની પહેલી બેઠક

—**********—

ગુજરાતની કો–ઓપરેટીવ કોટન સેલ મડળીઓના ફેડરેશનની સને ૧૯૨૭ ના સાલની પહેલી બેઠક ડાકોર મુકામે તા૦ ૨૧–૩–૨૭ ને રોજ દીવાન બહાદુર અબાલાલ ઉત્તમરામ મલજીના પ્રમુખપણા નીચે ભરવામા આવી હતી સભામા મે૦ આસીસ્ટટ રજીસ્ટ્રાર સાહેબ સહકારી મડળીઓ ઉર્ફે વી૦ ખેડા જીલ્લાના ખેતીવાડી ખાતાના ઓવરસીયર, સહકારી મડળીઓના ઓડિટર, તથા ગુજરાતના કો–ઓપરેટીવ કોટન સેલ મડળીઓના પ્રતીનીધીઓએ હાજરી આપી હતી તે ઉપરાંત વડોદરા સ્ટેટના કોટન ઓપ્રીમર તથા ખેતીવાડી ખાતાના ઇન્સ્પેક્ટર તેમજ વડોદરા રાજ્યની ઉમેર ગૃપ કો–ઓપરેટીવ કોટન સેલ મડળીના આગેવાન સભ્યોએ પણ હાજરી આપી હતી

મે પ્રમુખ સાહેબના પ્રાસ્તાવિક રસમય વિવેચન થયા બાદ નીચે મુજબનુ કામ સદર સભામા થયુ હતુ —

સને ૧૯૨૬ ની સાલની તા ૧૧–૪–૨૬ ની છેલ્લી બેઠકનો છાપેલો હેવાલ મજુર કરવામા આવ્યો હતો

**ઠરાવ ૧ લો**

ધી ગુજરાત કો ઓપરેટીવ કોટન સેલ મડળીઓના ફેડરેશનના પેટા કાયદા મે રજીસ્ટ્રાર સાહેબ સહકારી મડળીઓ પુનાની સમતિ લઇ તયાર કરવા અને ગુજરાતની બધી કો ઓપરેટીવ કોટન સેલ મડળીઓએ તેના પેટા કાયદા પર ચેરમેન સેક્રેટરી તથા બે સભાસદોની સહી કરવા માટે તથા દરેક મડળીએ તેમા દાખલ થવા માટે પોતાની સાધારણ સભામા ઠરાવ કરવો અને તે ઠરાવની નકલ મે૦ એગ્રીકલ્ચરલ ઓરગેનાઇઝર સહકારી મડળીઓ ઉ વિ સુરતને મોકલી આપવી

નોંધ—ઉપલા ઠરાવમા જણાવેલા ફેડરેશનના પેટા કાયદા મે રજીસ્ટ્રાર સાહેબની સમતિ લઈ તઇયાર કરવામા આવ્યા છે અને તે આવતી બેઠકમા મજુર કરવામા આવશે

સુરત મુકામે તા ૨૬-૯-૧૯૨૬ એ ભરાયલી ધી દ્વિતીય ગુજરાત કો-ઓપરેટીવ કોટન સેલ સોસાયટીઝની કોન્ફરન્સમા જે ઠરાવો પસાર થયા હતા તેના પર મે રજીસ્ટ્રાર સાહેબ સહકારી મંડળીઓ પુના એ જે રીમાર્ક એમના નબર ગી એન એફ/૧૬૭ તા. ૨૮-૧-૨૭ મા લખી મોકલી છે તે વાંચી સભળાવી તેની નોધ લેવામાં આવી હતી અને નીચે મુજબ ઠરાવ કરવામા આવ્યો હતો —

ઠરાવ ૨ જો

(કોન્ફરન્સના ઠરાવ ૧ માટે)

(અ) ધી ગુજરાત કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીઓના ફેડરેશનના પેટા કાયદા મે રજીસ્ટ્રાર સાહેબની મંજુરી આવી ગયેથી અને રજીસ્ટર કરાવ્યા પછી આ સભા ફરીથી પોતાનો કેસ રજુ કરવા પોતાનો હક કાયમ રાખે છે

(બ) કોન્ફરન્સના ઠરાવ ૩ મા નીમાયેલી કમીટીને પોતાનુ કામ સત્વર હાથ પર લેવા તાકીદ કરવી

(ક) કોન્ફરન્સના ઠરાવ ૪ માટે દીવાન બહાદુર મલજી સાહેબે સભાને જાહેર કીધુ કે કો-ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટની ગુજરાત શાખા જ્યારે જ્યારે ગુજરાતમાં સહકારી મંડળીઓના શિક્ષણ વર્ગ કહાડશે ત્યારે ત્યારે કોટન-સેલ મંડળીઓના શિક્ષણ માટે કાર્યક્રમ પણ વધારામા રાખશે

ઠરાવ ૩ જો

ધી બોમ્બે પ્રોવીન્શીયલ કો-ઓપરેટીવ ઈન્સ્ટીટ્યુટની કી કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીઓએ કયા ધોરણે અને કેટલી આપવી તે બાબત ગુજરાત ની દરેક કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીઓ પોતાનો મત ફેડરેશનના ઓનરરી સેક્રેટરી અને એગ્રીકલ્ચરલ ઓર્ગેનાઇઝર સહકારી મંડળીઓ ઉ વિ. સુરતને ફેડરેશનની બીજી બેઠક પહેલા મોકલી આપવો.

ઠરાવ ૪ થો

ધી સોસક કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીના ચેરમેન રા. રા. પરસોતમદાસ ઇચ્છારામ પટેલના તા ૨૧-૨-૨૭ના કાગળ પરથી ગુજરાતની દરેક કોટન સેલ મંડળીએ પોતાનો ખાનગી ઓડીટર રાખવો કે બધી મંડળી ઓએ એકત્ર થઇ સવને માટે એક ખાનગી ઓડીટર રાખવો તે બાબત પર વિચાર કરતા એવો ઠરાવ કરવામા આવ્યો હતો કે દરેક કો-ઓપરેટીવ

કોટન સેલ મંડળીએ પોતાનો મત ફેડરેશનના ઓનરરી સેક્રેટરીને તાકીદે મોકલી આપવો

ઠરાવ ૫ મો

આ સભા એવો ઠરાવ કરે છે કે સુરત મુકામે તા ૨૬-૯-૨૬ એ એ ભરાયલી ધી દ્વિતીય ગુજરાત કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીઓની પરિષદનો હેવાલ ' સહકાર પત્રિકાના વધારાનો અંક ' તરીકે છપાવી ઇન્સ્ટીટયુટના આશ્રય હેઠળ પ્રસિદ્ધ કરાવી ગુજરાતની દરેક સહકારી મંડળીને પહોચાડયો છે સદર પરિષદનો ખર્ચ આવક કરતા રૂા ૩૫ ) ને આશરે વધી ગયો છે અને તેથી ધી બોમ્બે પ્રોવીન્શીયલ કો-ઓપરેટીવ ઇન્સ્ટીટયુટને તેની ગુજરાત ડીવીઝનલ બ્રાંચ મારફતે તે રકમ આપવા વિનતી કરવી

ઠરાવ ૬ ઠો

ગુજરાતની જે જે કોટન સેલ મંડળીએ પોતાનો સને ૧૯૨૬ ની સાલનો ફેડરેશનનો ફાળો ત્યા સુરતની પરિષદનો ફાળો હજુ સુધી આપ્યો નથી તેમને ફેડરેશનના ઓનરરી સેક્રેટરીને તે તાકીદે મોકલી આપવા વીનતી કરવામા આવે છે.

ઠરાવ ૭ મો

(અ) આ સભા એવો ઠરાવ કરે છે કે નર્મદાની દક્ષીણે આવેલી દરેક કોટન સેલ મંડળીએ આવતા વર્ષ માટે ૧૦૨૭ એ એલ એફ ખબરનુ કપાસનુ બી પોતાના સભાસદોને ઓરવા માટે આપવુ અને તે બી જેટલુ જોઇએ તેટલુ મગાવવા ગુજરાતના એગ્રીકલચરલ ઓર્ગેનાઇઝર સહકારી મંડળીઓ ઉ વિ સુરત મારફત ગોઠવણ કરવી

(બ) ધી સોસક કો- ઓપરેટીવ કોટન સેલ મંડળીએ ગઈ સાલ ૧૦૨૭ નબરનુ બી લીધેલુ તેમાથી ચાલુ મોસમમા કેટલુ બી તઇયાર થશે તે સદર સોસાઇટીએ એગ્રીકલચરલ ઓર્ગેનાઇઝરને લખી જણાવવુ આ ઉપરાત હાસોટ ત્યા બીજી કોટન સેલ મંડળીઓએ પણ એગ્રીકલચરલ ઓર્ગેનાઇઝરને તે બાબતની ખબર આપવી

અમદાવાદમા ભરાનાર ખેતીવાડી પ્રદર્શન વિશેના ગુજરાતના મે ડેપ્યુટી ડીરેકટર ઓફ એગ્રીકલચરલ સાહેબના ચરકયુલર નબર એ ૪ તા. ૮-૪-૨૭ પર વિચાર કરી નીચે મુજબ ઠરાવ કરવામા આવ્યો હતો

ઠરાવ ૮ મો

ગુજરાતની દરેક કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીએ પોતાનો ડ્રૉ ૫

તિહાસ, કપાસનું પીલાણ (જીનીંગ), રૂના વેચાણ કપાસીયાનુ તથા બીજા કપાસના બીની સભાસદોને વહેંચણી તથા તેનુ વેચાણ, કપાસ, રૂ અને કપાસીયાનુ તોલ, ખેડુત સભાસદોએ એકત્ર થઇ મંડળીઓના માલના કપાસ રૂ અને કપાસીઆ વેચવાથી શરૂઆતથી તે ચાલુ સાલ સુધીમા બીન સભાસદ ખેડુત કરતા મંડળીના સભાસદોને કેટલા રૂપીઆ વધારો મળ્યો તે, મંડળીના સભાસદોને ઇન્ડેન્ટ સીસ્ટમથી તેમની જરૂરીઆતનો જે જે માલ જેટલા રૂા નો જ્યાથી મગાવી આપ્યો હોય તે તથા તેથી શુ ફાયદો થયો, મંડળીના સભાસદોને મંડળીમા દાખલ થવાથી શા ફાયદા થાય છે, વીગેરે માહીતી તઇયાર કરી એક નાના ચોપાનીઆ રૂપે છપાવવી તે ઉપરાંત દરેક મંડળીએ પોતાના કપાસ, રૂ અને કપાસીયાના નમુના પણ ભેગા કરવા. કો-ઓપરેટીવ જીનીંગ ફેકટરીઓએ પોતાની ફેકટરીના ફોટા પણ તઇયાર કરવા જે માટે મે. આસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબે મીટીંગમા જણાવ્યુ કે ફોટાઓનો અરધો ખર્ચ ખાતા તરફથી પોતે આપશે અને અરધો ખર્ચ મંડળીએ આપવો પડશે, અને મંડળીના સભાસદ જો કોઇ વણવાનું કાતવાનુ વીગેરે ગૃહ ઉદ્યોગનુ કામ કરતા હોય તો તેના નમુના પણ તૈયાર કરવા આ દરેક ચીજ તાકીદે તઇયાર કરી તે તઇયાર થયે એગ્રીકલચરલ ઓર્ગેનાઇઝરને મોકલી આપવી

આ પ્રમાણે કરવાનો ઉદ્દેશ અમદાવાદના ખેતીવાડી પ્રદર્શનમા ખાસ કો ઓપરેટીવ સેકશન (સહકારી મંડળીઓનો વિભાગ) રાખવામા આવનાર છે તેમા ગુજરાતની કોટન સેલ સહકારી મંડળીઓ શુ શુ કરી રહી છે તે મુંબઇ ઇલાકાના લોકોને બતાવવનો છે

ઉપલા બધા ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

ઉપરનુ કામકાજ કરી ફેડરેશનની બીજી બેઠક માસર શેઠ અગર બીજા કોઇ અનુકુળ સ્થળે એપ્રિલ માસના અરસામા ભરાવાનુ નકી કરી પ્રમુખશ્રીનો આભાર માની સભા બરખાસ્ત થઇ હતી

યશવંતરાય નભેરલાલ દેશાઇ
ઓનરરી સેક્રેટરી,
ગુજરાત કો-ઓપરેટીવ કોટન સેલ સોસાઇટીઝ ફેડરેશન.



જામફળી અગર જામફળી અને મોસંબી સત્રાના ઝાડના રોપણથી દર વરસે કેટલો ફાયદો થાય એમ છે તે જણાશે અલબત પહેલાં ચાર પાંચ વરસ ફળાઉ ઝાડમાંથી કંઇ ઉપજ મળશે નહી પણ જ્યાં સુધી ઝાડ ઉગી મોટાં થાય ત્યાં સુધી ચોમાસામાં શણનો પગવાશ કરી શીઆળામાં ઘઉં, લસણ, કુંગરી અગર ચોમાસામાં મરચી, વેંગણ, ટામેટા તુરીઆં વિ૦ શાકભાજી કરવાથી બગીચાનો ખર્ચ નીકળશે અને નફો પણ રહેશે વળી આંબા, ચીકુ, મોસંબી, સત્રા, લીંબોઇ તેમજ બોરડીની કલમ અને રોપા કરવાનું પણ ક્ષેત્ર બહોળું છે માટે તે પ્રમાણે કરવા ભલામણ કરવામાં આવે છે ફાગમમાં થતા ઝાડ જોઇ દાઉદભાઇ પતરાવાલા, હાજી ઘાચી, કાશીમરા, ઉસમાઇલ, અહમદ ઘાંચી, મગન લાલ હરીચંદ, રણછોડ માળી, હીમાભાઇ વિગેરે લોકોએ બગીચા કર્યા છે, તો પણ એ ઘણા જુજ પ્રમાણમાં છે. જેમ મોટા શહેરમા શુભ પ્રસંગપર વાસણ ખરીદી સમહ વાનો રીવાજ છે તેવી રીતે દર વરસે આશરે ૧૦૦ ઉત્સાહી ખેડુત દાહોદ નજીક અનુકુળ જગ્યામા ઝાડ રોપી બગીચા બનાવે તો ૧૦ વરસમા ફળાઉ ઝાડ બહુ બહોળા પ્રમાણમાં થાય, મુલક લીલો થાય વરસાદ પણ વધુ પ્રમાણમાં થાય, ખેડુતની સ્થિતિ પણ સુધરે અને સાથે સાથે તળાવ (સુતાલીઆ) ના પાણીનો ઉપયોગ બહોળા પ્રમાણમાં અને વધુ જમીનમા થાય જામફળી, આંબા, સત્રા મોસંબી તેમજ બોરડી (અજમેરી) ને જમીન તેમજ આબોહવા માફક છે ચીકુ પણ ઠીક થાય એમ છે જો કેળનુ વાવેતર પ્રમાણમાં થાય તો સર્વ દશ ઉપર એના પાણીનો ઉપયોગ પણ ઠીક થાય અલબત પાણીની પણ જરૂર છે પણ જ્યાં અનુકુળ સંજોગ હોય ત્યાં ફળાઉ ઝાડનુ પાણુ થાય તો બજારમા ભાવ અને ઉપજ ઠીક આવે છે હવે વળી રેલ્વે વર્કશાપ થતી હોવાથી ફળનુ વેચાણ પણ બહોળા પ્રમાણમા થાય એ સભવીત છે પપૈયાંની વાડી પણ છે હજુ એની વધુ વાડી થાય તો હરકત નથી જો ફળાઉ ઝાડ મોટા પ્રમાણમાં થાય તો મ્યુનીસીપાલીટીના ખાતરની પણ વધુ કીમત ઉપજે એમ છે એટલે એકદર જોતાં દાહોદમાં દરેકને લાભ થાય એમ છે વળી જેમ મકઇ, ચણા ઘઉં અને મગફળીનો વેપાર અત્રે ધમધોકાર ચાલે તેમ અત્રેથી ફળનો વેપાર ચાલી શકે

બગીચા કરવામાં આવે તો સખ્ત પવનથી ઝાડને નુકશાન ન થાય તે માટે કેવરી નાં બીની વાડ અગર તો આજુ બાજુએ એરંડી અગર મોટી જાતના દીવેલા રોપી દેવા જોઇએ છે એ તો કહેવાની જરૂર નથી કે બગીચાને નીંદી, ગોડી વારવાર ખેડ વિગેરે કરી સાફ રાખવા ધોળામાં જામરૂખ સારાં થાય છે તે ધોળી જાતના ફળ મગાવી તેનું બી કાઢી ક્યારામાં ધરૂ ઉછેરી રોપ કરવા ત્યાં લીંબોઇનુ ધરૂ પણ સારૂ મળે છે સત્રાના રોપ નાગપુરથી મગાવવા અને મોસંબીના રોપ પુનાથી મગાવવા જેવી રીતે ફળાઉ ઝાડને ક્ષેત્ર છે તેવી રીતે ગુલાબ, મોગરા, ચંપેલી વિગેરે ફુલના છોડ પણ ઠીક થાય એમ છે વળી આદુ હળદર, સુરણ રતાળુ શેરડી વિગેરે પણ ઠીક થાય એમ છે પણ એને માટે ઉત્સાહી, ખંતીના અને હુશીઆર ખેડુત હોવા જોઇએ

# મુંબઈ ઈલાકામાં ઢોરની ઓલાદ.*

## ૬-સિંધી અગર લાલ કરાંચી ઢોર

મુંબઈ ઈલાકામા હાલમા આસર આઠ ઢોરની જાત છે, આ જાત બેશક એક વખતે ચોખ્ખી ઓલાદ તરીકે જાણીતી હોવી જોઈએ કારણ કે હાલમાં કેટલેક ઠેકાણે આ ઓલાદના સાધારણ ચોખ્ખા જાનવર મળી આવે છે

દરેક ઓલાદમા છુટા છવાયા કોઇ વખત ચોખ્ખી ઓલાદના ઢોર નીકળી આવે છે તે સાફ જણાવે છે કે એક વખત આ ઢોરની જાત કલંક વગરની હતી હાલના જમાનાના વર્ણશંકર ઢોરના ટોળામા ચાલતી, એકજ લોહીમાથી પેદા થતા જનાવર ઉછેરવાની ચાલુ પદ્ધતિને લીધે ચોખ્ખા અગર શુધ્ધ જનાવર ભાગ્યેજ મળી આવે છે

જે ભાગમાથી આ જાનવર મળી આવે છે તે ભાગમાજ ખાસ કામમાં આવે તે વાત ધ્યાનમા રાખી આ જનાવરની ઉછેર કરવામા આવે છે અને એ-જ પ્રદેશમા ત્યાંના સ્થાયી ઢોર કરતા બીજા પ્રદેશમા ઉછરેલા ઢોર વધુ સારાં નીવડે કે નહિ તે શંકા ભરેલુ છે દાખલા તરીકે, ગુજરાતના ઉંડી ગોરવાળા અને રેતાળ પ્રદેશમા ઝમકવાળા અને લાબા પગવાળા કાંકરેજી જાતના જાનવર વધુ માફક આવે છે વધુ વરસાદવાળા ઘાટના પ્રદેશમા અને ડાંગરનુ વાવેતર થાય છે તેવા પ્રદેશમા પથ્થર જેવી સખ્ત ખરીવાળા ડાંગી જાતના જાનવર બહુજ કામના હોય છે

દરેક જાતની ઉપયોગીતાના પ્રમાણમા ઈલાકાના ઢોરની ઓલાદ નીચે જણાવેલા અનુક્રમ પ્રમાણે ગોઠવી શકાય —

ભારે, હલકા અને વચલા વર્ગના ખેતીના કામ માટે, દુધ અને ખેતી એમ બન્ને (દુધ તથા ખેતીના બળદ માટે) કામ માટે —

ભારે ખેતીના કામ માટે કાંકરેજ, કૃષ્ણાતેરો અને ગીર અગર ભાડોલ જાતના જાનવર

હલકા અને ઉતાવળા ખેતીના કામ માટે અમૃતમહાલ અને ખીલારી જાતના જાનવરો.

---

* ખેતીવાડી ખાતુ-મુંબાઇ પત્રિકા નં ૧૧-૧૯૨૬

વચલા વર્ગના ખેતીના કામ માટે ઠાંગી જાતના જાનવરો

ફક્ત દુધ માટે સીધી જાતના જાનવરો

દુધ તેમજ ખેતીના બન્ને કામ માટે ગીર, કાંકરેજ અને થરપારકર જાતના જાનવરો

## સિંધી અગર લાલ કરાચી ઢોર

**પ્રસ્તાવના**—હિંદુસ્તાનમા મળી આવતી ઢોરોની તમામ જાતોમા લાલ કરાચી અગર સીધી જાત સૌથી ઉતમ અને એક સરખુ દુધ આપવામા સૌથી સરસ છે મેસોપોટેમીઆ, બરમા, સીલોન, બ્રાઝીલ મોરેશીયસ અને ઇન્ડો ચાઇના વિગેરે દેશોમા ડેરીના કામ માટે તે જાત ખાસ સરસ નીવડી છે કવેટાની ઠંડીવાળીથી માંડીને તે ઉત્તર સિંધ અને મધ્યપ્રાંતોની અતિશય ઉન્હી લુ વાળી દરેક જાતની હવા તેને એક સરખી રીતે માફક આવે છે,

**નૈસર્ગિક સ્થાન**—કરાચીથી ફરતો પચીસ માઇલનો અને લાલ બેલાસ સસ્થાનનો પ્રદેશ એ તેની ઉત્પતિના અસલ સ્થાન છે. (સીધ) હૈદરાબાદ જીલ્લામા પણ હવે તેનો ઉછેર ઘણો થઇ ગયો છે આ પ્રદેસની જમીન, ખારાટ પાણીથી થતા હલકી પ્રતના ખરસલાના ઉગાવાવાળી, રેતાળ છે વરસનો મોટો ભાગ એટલે સુમારે દસ મહિના તો આ જમીન ઉપર ઘાસ નહી જેવુંજ હોય છે શિયળામા અતિશય ટાઢ પડે છે અને ટાઢો પવન પણ પુષ્કળ ફુંકાય છે ઉન્હાળામાં તેટલોજ સખત તાપ પડે છે અને ધુળકટવાળો તેવોજ ગરમ પવન વાય છે

**ઢોર ઉછેરનાર**—સિંધી ઢોર ઉછેરવાને ધધો ધધાદાની ઢોર ઉછેરનાર લોકો કરે છે તે લોકો બીજો કાઇ ધધો કે ઉદ્યમ કરતા નથી અને એક સ્થા નબંધી પણ હોતા નથી જગીમાથી ફુટતા પાણીના ઝરાની નજીક ની જમીન ઉપર કાચા ઘમના છાપરા બાંધી કામચલાઉનો પોતાનો પડાવ નાખી રહે છે. પંડાવની નજીકના નાળાના આશ્રયે તેના ઢોર રહે છે ઢોરને માટે બીજો કોઇ જાતનો સવડ હોતો નથી આથી કરીને આ જાત અતિશય નાઠી થઇ ગયેલી હોય છે

**સાંઢ મળવાના સ્થળો**—સીધી રબારીઓ સાંઢના ઉછેર તરફ લક્ષ આપતા નથી ફક્ત પોતાના ઉપયોગ માટે સાંઢ ઉછેરી સતોષવાળી બેસી રહે છે અને વેચવા માટે સાંઢ ઉછેરવા પ્રયત્ન કરતા નથી કારણ બીજા રબારીઓ ને તેની જરૂર નહી હોવાથી તેની માગણી હોતી નથી આ લોકો ફક્ત પોતાની

ગાયોજ સ ભાળવા તરફ લક્ષ આપે છે કરાચી તોળેના ફીડ્રાઈના "વીલીંગ્ડન કેટલ ફારમ" નામના સરકારી ફારમમા, પુનામા ગણેશ ખડના ગવર્નર સાહેબના બગલાના ફારમમા, પુનાની ખેતીવાડી કોલેજની ડેરીમા અને કરંચી જીલ્લામા થોડાક રેબારીઓ પાને આ જાતના શુદ્ધ ઓલાદના સાઢ મળી શકે છે

**કીમત**—આ ઢોરની કીમત બહુજ ચઢ ઉતરની હોય છે વચલા વાઘાની રોજના ૧૦ થી ૧૨ શેર (રતલ) ના દુધવાળી ગાયની કીમત રૂ. ૧૭૫ થી માંડીને રૂ ૨૦૦ સુધી હોય છે, તેથી વળી દુધમા સારી એટલે રોજ ના ૧૫ શેર (રતલ) થી ઉપરના દુધવાળી ગાયની કીમત રૂ ૨૫૦ અને રૂ ૪૦૦ ની વચે પડે છે જાણીતા સારા પખાવાળા સાઢની કીમત રૂ ૨૫૦ થી ૩૫૦ સુધી થાય છે પછી હલકા મિશ્ર જાતના સાંઢ જેના ઉછેર તરફ કાંઈ લક્ષ આપવામા ન આવ્યુ હોય તેની રૂ ૬૦ અને તેથી ઉપરની કીમત પડે છે.

**ઢોર ઉછેરની ઢબ**—ઢોર ઉછેરવામા સિધી રબારી બહુ કાળજીવાળો હોય છે, તે એવો કે વેતર આવેલી ગાયને કોઈ પકાતો સાઢ બતાવવા ગાઉના ગાઉ દુર જાય છે ઉપર કહી ગયા તે પ્રમાણે તે એક સ્થાનબધી હોતો નથી પાણીની સગવડ સચવાય ત્યા સુધી તો મોટા શહેરની જેમ બને તેમ નજીક તે પોતાનો મુકામ રાખે છે પાણીની સગવડમા—પોતાના ઢોરને પીવાનુ અને દાણ બોળવા માટેનુ પાણી મળી શકે તેવા ઝરણ ઉપર તે લક્ષ રાખે છે સિધી રબારી તેના ઢોરને ઘાસ ચારો નાખતો નથી તેમને ફકત દાણ ઉપરજ નાખે છે. સિધી રબારીનો ઘરવાખરો કે ઉદ્યોગનુ સાધન જુઓ તો નીચે મુજબની વસ્તુઓ—એક તો તેના ઢોર કે જેને તે પોતાના છોકરા થી પણ અધિક માને છે તે, બીજુ એક ખાલી પીપ ઢોરનું દાણ બોળવા માટે, ત્રીજુ દાણ ઢોરને મુકવા માટે થોડા લાકડાનાં ખોખાં, ચોથુ થોડાક પીત્તળના વાસણ, અને પાચમુ તેનો વેચાણ માલ લઈ જવા માટે એક ગધેડુ અગર જો બની શકે તો એક ઉંટ તે દુધ વેચી દે છે અને વેચીને પાછા વળતી વખત દાણ માટે ખોળ, દોલ (ચણના છોડા), ચણા આખા કે ભરડેલા, ચણાની દાલ અને ચુની વેચાતુ લેતો આવે છે આ રીતની દાણની વસ્તુઓ પાણી ભરી બોળી મુકે છે અને તેનુ જે રાબડુ થાય તે એક ડોલ ભરને આશરે ખોળામા રેડી ગાયને દોતા પહેલા થોડી વારે મુકે છે રાતના તેના ઢોર જ્યા આગળ રહે છે તેવા નાળાના પોલાણમા અગર ખારમા આ દાણ મુકવાની વિધી તે કરે છે આ નળા અ-

ગર ખાડવાળી જગ્યોમા શિયાળાના ટાઢા અને ઉન્હાળાના ગરમ, રેતી ઉડતા પવનથી તેના ઢોરનુ રક્ષણ થાય છે. ઢોર પસંદ કરવામા લક્ષણના ટુંચકાવાળા ચિન્હો ઉપર તે આધાર રાખે છે

**દુધમા સિંધી ગાય**—ખરેખર, હિંદુસ્તાનમા મળી આવતી બધી જા તોમા સિંધી એ સૌથી સરસ, દુધ દેનારી જાત છે અને તેવી જાત તરીકે લગભગ આખા હિંદુસ્તાનમા અને ઉષ્ણ તથા શીતોષ્ણ દેશોમા તેનો પ્રચાર થઈ ગયો છે, દુધના દાખલા રાખવામાં આવતી ડેરીઓમા રખાતી ગાયોની, એક વેતરમા સરાસરી ઉત્પન્ન ૩,૫૦૦ રતલના આસરાની નોંધાયલી છે કરાચી જીલ્લાના કીહાઇના "વીલીંગ્ડન કેટલ ફારમ" ઉપર એક આઇરીસ નામની ગાયનુ એક વેતરમા ૧૦,૦૦૦ રતલ દુધ, બે ગાયોનુ ૮,૫૦૦ રતલ ઉપ, બીજી બે ગાયોનુ ૬,૫૦૦ રતલ ઉપર અને ૨૦ ગાયોનુ ૪,૦૦૦ રતલ ઉપર દુધ નીકળેલુ છે ત્યાની બાર ગાયોના ત્રણ વેતરના દુધની રોજની સરાસરી ૧,૧૦૭ રતલ જેટલી આવી છે જે મુદત દરમ્યાન ગાયો વસુકી ગયેલી હતી તે મુદત બાતલ રાખી ઉપરની સરાસરીની ગણત્રી કરવામા આવી છે જરા વધુ દેખરેખ અને સારી જાતનો સાંઢ વાપરવાથી ગાયોની બીજી જાત માફક સિંધી જાતમા પણ સુધારો થઇ શકે

**સિંધી ઢોરની વાહક શક્તિ.**—સિંધી જાતને બળદ માટે સિંધી ગભારી ! પણ વખોડી કાઢી છે પરંતુ આનુ કારણ એ છે કે વાછડાની કાળજી લેવામા આવતી નથી તેથી કરીને તે મોટુ થયે બહુજ હલકુ ઢોર નીપજે છે પણ જન્મથીજ તેની જો કાળજી રાખવામા આવે તો રેતાળ જમીનમા કામ કરવા માટે તેના વાછડા, બળદ તરીકે બહુ સરસ નીપજી આવે તે કામ માટે તત્પર હોય છે અને તાણના કામના બહુ બળ કરી શકે તેમ છે પણ ઠંડુ હોય છે આ સબંધી વધુ અખતરા કરવાની જરૂર છે અને સારી માવજતે તે બીજી જાતના ઠરા વાહક જનાવરની બરોબરી કરી શકશે

**ખામીઓ**—આ જાતને મોટામા મોટી દોષ તેના અડણમા હોય છે અડણનો ઘાટ બહુ ખરાબ હોય છે અને સાધારણ રીતે લબડતુ હોય છે. આંચળ ભેગા થઇ ગએલા હોય છે તેનુ પરિણામ એ આવે છે કે વીઆય ત્યારે બગડી જાય છે ચરવા જતી વખતે તેમા સ્હેજ વાગે છે અને ઢોરને બેસતા ઉઠતા પણ તેમાં નુકશાન થાય છ આનુ કારણ તેનો હલકો ઉછેર છે રેતાળ જમીનમાં—ચા ઢોર ઉછરેલુ હોવાથી તેની ખરીઓને ઘસવા વખત આવતો નથી અને પરિણામે તે વધી જાય છે કઠણ જમીન ઉપર ઉભુ રહે

વાતમા અને ચરવા જતી વખતે ચાલવામાં આ ખોડ બહુ નડે છે ઢોર ઉછેરવામા કાળજી રાખી આ ખોડ કાઢી નાખવી જોઇએ બળદ તાણના કામમા ઠંડા પડે છે

વર્ણન —આ જાતનુ ઢોર કદમા વચલા માપાનુ હોય છે ગાયનુ વજન ૬૫૦ થી ૯૫ રતલ સુધી થાય છે અને સાંઢનુ ગાય કરતા ૧૦૦ થી ૧૫૦ રતલ વધુ વજન થાય છે

રંગ - શુદ્ધ સિંધી ઢોર રંગે ઘેરૂ લાલ હોય છે અને તેના ધાબળા ઉપર ધોળા રંગના ટપકાં હોય છે. તમામ જાતના લાલ રંગના, મેલા પડતા, પીળા, અગર તપકીઆ બદામી રંગમાં પણ સારા ઢોર હોય છે સિંધીમા કાળો અને ધોળો રંગ પણ જોવામા આવે છે સિંધી ઢોરને મોઢાના છુછા ફરતો અને પગે ખરીઓથી જરા ઉપર લાલ રંગ ઓછો હોય છે અને આંખો ને ફરતી કાળા રંગની કુંડાળીઓ હોય છે

ઘાટ —આ જાતના સારા ઢોરનો ફાચાની ઘાટે ઘાટ હોય છે જે ઘાટ ઘણા સારા દુધવાળા જનાવરનુ લક્ષણ છે બીજા સાધારણ ઢોર જડી આવે છે કે જે ઘાટમા ચોરસ જેવા હોય છે

માથુ —માફકસર બહાર દેખાઇ આવતુ હલકુ માથુ હોય તો ઠીક મોઢુ લબાઇમા સાધારણ રીતે સીધુ હોય છે પણ ઘણા વખત તેમા જરા નાક મારી કપાળ આગળ તરી આવે છે તે એવી રીતે કે મોઢાનો દેખાવ "પોપટીઆ નાક" જેવો થઈ જાય છે છુ પુ ભારે હોય છે નસકોરા પણ મોટા ફુલેલા હોય છે આંખો તેજદાર, ડોળાદાર અને ભરાવાદાર હોય છે શીંગડા નાના હોય છે, અને આગળ નીકળી પછી ઉપર વળે છે અને પછી અંદરની બાજુએ વળી જતા હોય છે કેટલાક ઢોરને ઉપર નીકળતા અર્ધ ચંદ્રાકારના ડોળના પણ હોય છે.

ગરદન —ગરદન સાફ, શરીરના ઘડ ઉપર બરોબર બધબેસ્તી સફાઇદાર લાંબી મોટા લબડતા ધાબળાવાળી હોય છે

શરીરનુ આગલુ પુઠુ —આગલો ભાગ ગાયમા કુશ હોય છે અને સાંઢમા મજબુત હોય છે પાછળની ખુંધ સાંઢને પાછળ ઢળતી હોય છે

શરીરનુ પાછલુ પુઠુ —પાછલુ પુઠુ પહોળુ ભરાવાદાર હોય છે

શરીર—વાસાનો ભાગ સીધો અને કોઠો મોટો ભરાવદાર હોય છે અને સ્હેજ ઝોળા પડતો હોય છે.

અડાણ — અડાણનું ચોકઠું પહોળું ક્વચિતજ લાગુ હોય છે ચોકઠનો આગલો ભાગ પાછલા કરતા નાનો હોય છે દુધની રગો મોટી અને વાંકીચુકી હોય છે અડાણની આગળનો આ રગોનો ભાગ તરતો હોય છે અને તેના ઉપર વાળ છવાઈ ગયેલા હોય છે અડાણની રગો દેખાતી નથી આંચળ લાંબા અને ટોપસીયા હોય છે

દેખાવ —દેખાવે આ ઢોર ચંચળ અને જોરદાર જણાય છે અને જો કે ગરીબ હોય છે તો પણ મજબુત શરીરવાળા હોય છે દોવા માટે આ જાતના ઢોરને દરેક જગો સારી રીતે માફક આવે છે અને ઘર આનળ બાધવા માટે તો આ જનાવર નમુનેદાર છે

## મુંબઈ ઈલાકામાં ઢોરની ઓલાદ.

### ખીલારી જાતના ઢોર

મુંબાઇ ઈલાકામાં હાલમા આસરે આઠ ઢોરની જાત છે આ જાત બેશક એક વખતે ચોખ્ખી ઓલાદ તરીકે જાણીતી હોવી જોઈએ, કારણ કે હાલમા કેટલેક ઠેકાણે આ ઓલાદના સાધારણ ચોખ્ખા જાનવર મળી આવે છે

દરેક ઓલાદમા છુટા છવાયા કોઇ વખત ચોખ્ખી ઓલાદના ઢોર નીકળી આવે છે ને સાફ જણાવે છે કે એક વખત આ ઢોરની જાત કાંઇક વગની હતી હાલના જમાનામા વર્ણશંકર ઢોરના ટોળામા ચાલતી, એકજ હોરીને માર્થી પેદા થતા જનાવર ઉછેરવાની ચાલુ પધ્ધતિને લીધે ચોખ્ખા અગર શુધ્ધ જનાવર ભાગ્યેજ મળી આવે છે

જે ભાગમાથી આ જાનવર મળી આવે છે તે ભાગમાજ ખાસ કામમા આવે તે વાત ધ્યાનમા રાખી આ જનાવર ઉછેર કરવામા આવે છે અને એજ પ્રદેશમા ત્યાના સ્થાયી ઢોર કરતા બીજા પ્રદેશમા ઉછરેલા ઢોર વધું સારા નીવડે કે નહી તે શંકા ભરેલુ છે દાખલા તરીકે ગુજરાતના ઉંડી ગદેરવાળા અને રેતાળ પ્રદેશમા, ઝમકવાળા અને લાંબા પગવાળા કાંકરેજી જાતનાં જાનવર વધુ માફક આવે છે વધુ વરસાદવાળા ઘાટના પ્રદેશમા અને ડાંગરનુ વાવેતર

થાય છે તેવા પ્રદેશમા પથ્થર જેવી સખ્ત ખરીવાળા ડાંગી જાતના જાનવર મહુજ કામના હોય છે

દરેક જાતની ઉપયોગીતાના પ્રમાણમા ઇલાકાના ઢોરની ઓલાદ નીચે જણાવેલા અનુક્રમ પ્રમાણે ગોઠવી શકાય —

ભારે, હલકા અને વચલા વર્ગના ખેતીના કામ માટે, દુધ અને ખેતી એમ બન્ને (દુધ તથા ખેતીના બળદ માટે) કામ માટે —

ભારે ખેતીના કામ માટે કાકરેજ, કૃષ્ણાવેલી અને ગીર અગર ભાડેલ જાતના જાનવર.

હલકા અને ઉતાવળા ખેતીના કામ માટે અમૃત મહાલ અને ખીલારી જાતના જાનવરો

વચલા વર્ગના ખેતીના કામ માટે ડાંગી જાતના જાનવરો

ફક્ત દુધ માટે સીધી જાતના જાનવરો

દુધ તેમજ ખેતીના બન્ને કામ માટે ગીર, કાકરેજ અને થરપારકર જાતના જાનવરો

પ્રસ્તાવના—ખીલારી જાતના ઢોરનુ નામ તેનો ઉત્પત્તિ સ્થળનો દેશ દક્ષિણ હિંદુસ્થાન તે ઉપરથી પડ્યુ છે. "ખીલારી" શબ્દનો અર્થ "દક્ષિણ" થાય છે આ જાતમા અમૃત મહાલ, આટપડીમહાલ અને મ્હાસવડ ખીલારીનો સમાવેશ થાય છે આ બધી પેટા જાતો થોડા વધતી એક એકને મળતી હોય છે અને સાધારણ રીતે ઉતાવળા કામ માટે તેમનો ઉછેર કરવામા આવે છે આવા કામ માટે તેની સરખામણીમા ઉભી રહે તેવી બીજી જાત નથી ખેડુત અને ધધાદારી ઢોર ઉછેરનારા બન્ને આ જાતના ઢોર પાળવાનુ કામ કરે છે

ઇલાકામા સાધારણ રીતે "ખીલારી" નામથી ઓળખાતી જાતની આ પત્રિકામા ચર્ચા કરવામા આવશે.

નૈસર્ગિક સ્થાન—ખીલારી જાતનુ ઉત્પત્તિ સ્થાન, દક્ષિણ મહારાષ્ટ્રના મસ્થાનો શોલાપુર અને સતારા જીલ્લામા રેલ્વેના સેહેવારથી અંદર ઘણો ડુંગરાળ પ્રદેશ અને સાતપુડાના ડુંગરો છે કે જ્યા તે ઠીલારી અથવા ખીલ્લારી નામથી ઓળખાય છે બીજી શુધ્ધ જાતોના ઢોરના ઉછેરવાવાળાઓથી ઉલટુ આ જાતના ઢોર ઉછેરનારા એક જગાએથી બીજી જગાએ રખડતા ફરતા નથ. તેમનુ ઢોર ઉછેરવાનુ કામ એકજ જગાએ રહી તેઓ કરે છે ફક્ત દુકાળ

નાજ વખતમા, મધ્યપ્રાતોના દેશી રાજ્યોમાં જાય છે કે જ્યા ચરવાનું બહુ મબલખ હોય છે.

**ઢોર ઉછેરનારા**—ખેડુતો અને ધધાદારી ઢોર ઉછેરનારા બને આ જાતના ઢોર ઉછેરવાનુ કામ કરે છે દક્ષિણ મહારાષ્ટ્ર અને દક્ષિણ હિંદુસ્થાનના મધ્યભાગના પ્રદેશોમા ખેડુત લોકો અને સાતપુડાના ડુગરોમા "ખીલારી" નામના લોકો આ જાત ઉછેરે છે. આ લોકો મુખત્વેકરીને બળદ તથા સાઢ કે જેની સાધારણ રીતે સારી માગણી હોય છે તે પેદા કરવા તરફ લક્ષ આપે છે

**પ્રકાર**—આ જાતમા ઘણી પેટા જાતો હોય છે જેવી કે તાપી ખીલારી, મ્હાસવડ ખીલારી, આટપડી ખીલારી અને નકલી ખીલારી છેલ્લી જાત તેના નામ પ્રમાણે નવીજ ઉત્પન્ન થયેલી છે "નકલી" નો અર્થ "અનુકરણ" થાય છે શુધ્ધ જાતના અભાવેજ આ જાતની પેદાસ નીકળેલી છે

**સાંઢ મળવાના સ્થાન**—ખેડુતો હવે ઘણી થોડી સખ્યામા ઉછેરતા હોવાથી આ જાતના સારા સાઢની ઘણીજ અછત છે ફક્ત મેળાના વખતેજ તે મળી શકે છે દરેક વર્ષે નવેમ્બરથી તે જાન્યુઆરી સુધીમા વારા ફરતી ઘણા મેળા ભરાય છે મ્હાસવડ અને નાગોઆના મેળા નવેમ્બર અને ડીસેમ્બરમા દરેક વર્ષે ભરાય છે હિંદુસ્તાનમા ઇગ્રેજી હદમાં ભરાતા મેળાઓમા આ સઉથી મોટા છે આ મેળામા એક વખત તો ઘણાં સાઢ વેચાવા આવતા પણ હવે મેળામા સાઢ ઘણાજ થોડા જોવામા આવે છે જાટ અને આઊધના સ્થાનોમા પણ આવા ઘણા મોટા મેળા ભરાય છે બિલગામ જીલ્લામાં અથની અને પઢરપુરથી સતરેક માઇલ મહુડ બદ્રુક ગામોએ ખેતીવાડી ખાતુ દરેક વર્ષે પ્રદર્શન ભરે છે આ પ્રદર્શનો હવે તો ઘણાજ લોકપ્રીય થઇ પડયા છે અને ત્યા આ જાતના ઘણા સરસ નમુના વેચાવા આવે છે

**કીમત**—આ જાતના ઢોરની કીમતમાં ઘણો ગાળો રહે છે આ જાતના તમામ શુધ્ધ લક્ષણોવાળા સરસ સાઢની કીમત રૂ. ૬૦૦ થી માડીને તે રૂ ૮૦૦ સુધી પડે છે બાકીના સાધારણ તો રૂ ૧૨૦ થી માડીને રૂ ૩૦૦ સુધી મળે છે ગાયની કીમત એટલી બધી હોતી નથી સરસ ગાયની કીમત રૂ ૧૫૦ થી તે ૨૦૦ સુધી થાય છે

**ઢોર ઉછેરની રીત.**—ખીલારી ઢોર ઉછેરનાર, એનીના અગે ઢોર ઉછેરવાનુ કામ કરે છે મળે ત્યા સુધી સારો સાઢ રાખવાની કાળજી રાખે છે, વાછડી કરતા વાછરડા ઉપર લક્ષ વધારે રાખે છે, વાછડા મોટા થયે ખસી કરે

છે છ વરસ સુધી વાછડા આખો રહેવા દે છે અને પછી તેને ખસી કરી ગાડા વાળાઓને વેચે છે તાપી ખીલારી ઢેર પાળનાર ઠીલારી લોકોનો તો મુખ્યજ ઢોર ઉછેરવાનો હોય છે અને સાતપુડાના ડુંગરોમા તેના ઢેર સાની રીતે ચરી શકે તેવી જગ્યાએ તે મુકામ નાખતો ફરતો રહે છે. આ જાત ઘણીજ કઠણ હોય છે પગની ખરી ઘણીજ મજબુત હોય છે કારણ કે દક્ષિણ હિંદુસ્થાનના મધ્ય ભાગના પત્થરવાળા પ્રદેશની તે પેદાશ છે આ પ્રદેશમા ચરણ ઘણુંજ ઓછુ હોય છે ઢોરની આપલે સાધારણ રીતે મેળાઓમાજ થાય છે

**તાણમાં આ જાત કેવી**—તાણમાતો આ જાત ચોખી મધ્યમ પંક્તિની જ છે ગાડીના (દોરવાના) કામમા તે બહુજ જલદ છે જરાએ થાકનુ ચિન્હ જણાયા વગર ઘણા ગાઉની મજલ કરી શકે છે આજ દૃષ્ટિથી ખાસ કરીને તેનો ઉછેર કરવામા આવેલો હોવાથી ગાયો હવે ઘણુજ ઓછુ દુધ નહી જેવુ આપતી થઇ ગઈ છે તેનો બાંધોજ દુધાળ જનાવરના બાંધાથી વિરૂધ્ધનો હોયછે

**ખામીઓ**—તાણ માટે જનાવર દક્ષ છે તેમા ખામી માત્ર એટલીજ છે કે તેમા દુધ ઘણુંજ ઓછુ હોય છે

**વર્ણન**—આ જાતનું જનાવર મધ્યમ કદનુ હોય છે તે જાતનો આખો ખુધ પાછળથી લંબાઇમા ૫૦ થી ૫૫ ઇંચ હોય છે છાતીના માપે ૬૦ થી ૮૦ ઇંચ હોય છે આ અતિશય માપની છાતીથી તેનામા તાણના ગુણ આવેલા છે આ જાત ઘણી પંકાતી છે ખાંધ સુધીની પાછલા ભાગની લંબાઇ ગાયમા જરા ઓછી હોય છે એટલે કે ૪૫ થી ૪૮ ઇંચ સુધીની હોય છે—

**રંગ**—તાપી ખીલારીનો રંગ બરફ જેવો સફેદ હોય છે અને ખરીઓ તથા નસકોરા જરા જાબુડીઆ રંગના હોય છે મ્હાસવડ ખીલારીનો રંગ ભુરાશ પડતો ધોળો હોય છે સાંઢમા આગલે તથા પાછલે પુંઠે કાળાશ પડતો હોય છે નકલી ખીલારીમા સાંઢનો રંગ આગલા ભાગે ઇંટેરી હોય છે તે એવો કે જોનારને જાણે એમ લાગે કે ઇંટનો ભુકો ગરદન ઉપર ચોળ્યો હોય ભુરી જાતમા આગલુ અને પાછલુ પુઠું અને પગના છેડા કાળાશ પડતા હોય છે ધોળા રંગની છાંટવાળ વીચિત્ર ભુરી રંગવાળી જાત પણ મળી આવે છે

**ઘાટ.**—

બહારનુ બંધારણ

આ જાત ચોખી જલદ તાણના કામવાળી હોવાથી તેનો મોટી છાતીવાળો આગળનો ભાગ બહુ વધેલો હોય છે પાછળના કરતા આગલુ પુઠું બહુજ મોટુ હોવાથી દુધાળ જાતમા બાંધા કરતા આનો બાંધો તદન વિરૂધ્ધનો હોયછે.

## માથુ

માથુ લાંબુ તથા સાંકડુ અને કપાળથી પાછલા ભાગ તરફ ચોખ્ખુ ઢોળાવ પડતુ હોય છે, તે એવુ કે કપાળ વળી પડતુ હોય એવુ દેખાય છે કપાળ ચોખ્ખુ છાછરૂ હોય છે જેથી આંખો ડોળાદાર અને બહાર નીકળતી જણાય છે શીંગડા કપાળના પાછળ તરફના ઢોળાવનુ અનુકરણ કરતા હોય છે. મુળ આગળ બહુજ નજીક હોવાથી છેડા તરફ શીંગડા પાછળ નીકળતા હોય છે તાપી ખીવારીમા શીંગડાનો રંગ વિચીત્ર પારદર્શક હોય છે શીંગડા મુળ આગળ જાડા હોય છે તે પાતળા પડતાં પડતા છેડે અણીઆળાં થઇ જાય છે આખલામા શીંગડા બહુ મોટા નથી હોતા પણ ગાય અને બળદમા ઠીક લાબાં રહે છે આગળ પડતી હોવાથી આંખ બહુ વિકાળ અને છળભેદી દેખાય છે. આંખની પોપચાની અંદરની ચામડી લાલ ચોળ લોહી જેવા દેખાવવાળી હોય છે આંખ નાની અને બહુજ પાણીદાર હોય છે પણ તરી આવતા કપાળને લીધે બાજુપર પડી ગયેલી દેખાય છે કાન નાના અને અણીદાર હોય છે

ગરદન—આખલામા ગરદન ટુંકી છિપણ ઠીક જામેલી હોય છે ગાય અને બળદમા તે સારી અને સાંકડી હોય છે આખલાને ખાંધ સારી વધેલી અને મોટી હોય છે આખલામા મોટો અને ગાયમા ધાબળો નાનો હોય છે ,

શરીર—છાતી સારી ભરાવદાર હોય છે અને કોઠો નાનો અને તંગ હોય છે પાછલુ ચોકઠુ એકદમ ઢળતુ હોય છે પીઠ અને થાપા સારા સ્નાયુદાર અને મજબુત હોય છે પુંછડી પાતળી અને લાંબી હોય છે.

પાગોઠા—પાગોઠા ટુંકા, લટ્ઠ અને ઘણા મજબુત હોય છે અને શરીરના ઠાઠા ઉપર ઠીક બંધ બેસતાં હોય છે આગલા પગ અને પાછલા થાપા ખાસ કરીને સારા જામી ગયેલા હોય છે

દેખાવ—એકંદર દેખાવ નઠોળગ, મજબુત અને બહુજ કઠણ હોય છે તેમા એક સામાન્ય ખામી એ હોય છે કે ફાડુકે જનાવર જરા ઓછુ પણ બહુ જોરદાર હોય છે



# મુંબઈ ઈલાકામાં ઢોરની ઓલાદ.*

## ૬–અમ્રતમહાલ જાતના ઢોર

મુબાઈ ઇલાકામા હાલમા આશરે આઠ ઢોરની જાત છે આ જાત બેશક ક વખતે ચોખ્ખી ઓલાદ તરીકે જાણીતી હોવી જોઇએ કારણ કે હાલમા ટલેક ઠેકાણે આ ઓલાદનાં સાધારણ ચોખ્ખા જાનવર મળી આવે છે

દરેક ઓલાદમા છુટાં છવાયા કોઇ વખત ચોખ્ખી ઓલાદના ઢોર નીકળી ાવે છે તે સાફ જણાવે છે કે એક વખત આ ઢોરની જાત કલક વગરની તી હાલના જમાનામા વર્ણશકર ઢોરના ટોળ માં ચાલતી, એકજ લોહીમાથી દા થતા જનાવર ઉછેરવાની ચાલુ પદ્ધતિને લીધે ચોખ્ખા અગર શુદ્ધ જનાવર ાગ્યેજ મળી આવે છે

જે ભાગમાથી આ જનાવર મળી આવે છે તે ભાગમાજ ખાસ કામમાં ાવે તે વાત ધ્યાનમા રાખી આ જનાવરની ઉછેર કરવામા આવે છે અને મેજ પ્રદેશમા ત્યાના સ્થાયી ઢોર કરતા બીજા પ્રદેશમા ઉછરેલા ઢોર વધુ સારા ીવડે કે નહી તે શકા ભરેલુ છે દાખલા તરીકે, ગુજરાતના ઉંડી ગોરાળા ને રેતાળ પ્રદેશમા ગમકવાળા અને લાબા પગવાળા કાકરેજી જાતના જાનવર ધુ માફક આવે છે વધુ વરસાદવાળા ઘાટના પ્રદેશમા અને ડાંગરનુ વાવેતર ાય છે તેવા પ્રદેશમા પથ્થર જેવી સખ્ત ખરીવાળા ડાંગી જાતનાં જાનવર હુજ કામના હોય છે

દરેક જાતની ઉપયોગીતાના પ્રમાણમા ઇલાકાનાં ઢોરની ઓલાદ નીચે જણાવેલા અનુક્રમ પ્રમાણે ગોઠવી શકાય —

ભારે, હલકા અને વચલા વર્ગના ખેતીના કામ માટે, દૂધ અને ખેતી મ બન્ને ( દુધ તથા ખેતીના બળદ માટે ) કામ માટે —

ભારે ખેતીના કામ માટે કાકરેજ, કૃષ્ણાવેલી અને ગીર અગર બાદોલ તના જાનવર

હલકા અને ઉતાવળા ખેતીના કામ માટે અમૃત મહાલ અને ખીલારી તના જાનવરો

વચલા વર્ગના ખેતીના કામ માટે ડાંગી જાતના જાનવરો

ફકત દુધ માટે સીધી જાતના જાનવરો

દુધ તેમજ ખેતીના બન્ને કામ માટે ગીર, કાકરેજ અને થરપારકર તના જાનવરો

* ખેતીવાડી ખાતુ–મુબાઇ પત્રિકા નં ૧૭–૧૯૨૬

**પ્રસ્તાવના**—જલદ તાણુના કામ માટેના જનાવર તરીકે જગજાહેર થઇ ગયેલી અને મોટે ભાગે હિંદુસ્થાનમા તાણના દરેક પ્રકારના કામો માટે ઉત્તમ, એવી આ, દક્ષિણ હિંદુસ્થાનમાની જાતોમાની એક જાત છે હિંદુસ્થાનમા તેમની તમામ મુસાફરીમા "ડયુક ઓફ વેલીંગટને" આ જાત બહુજ વખાણી છે અને તેનો ઉપયોગ ઘણોજ બહોળો થઇ ગયેલો છે એવુ પણ ધારવામા આવે છે કે આ જાત સબધે તેમણે એક એવી ટીકા કરી હતી કે હિંદુસ્થાનમા તેમની પાસે અમૃત મહાલ હતી તેવી જાત, મોટા વિગ્રહ વખતે સામાન વહેવા માટે યુરોપમા, તેમની પાસે હત તો બાર વરસની યુરોપની લડાઇનો ઘણીજ ટુકી મુદતમા અત આવ્યો હત. મુબઇ ઇલાકામા જે જાતનુ આપણે કામ છે અને જે ઘણી ઉપયોગી નીવડી છે, તે જાત "હાલીકર" તરીકે ઓળખાય છે ખેડુતને આ જાત ઘણી ઉપયોગી છે કારણ કે ખેતીના કામ માટે બીજી જાતો કરતા આ જાત વધુ લાયક છે માઇસોરના રાજ્યમા કપની સરકારે ભારવાહક બળદ પેદા કરવા માટે એક વાડો (ફારમ) સ્થાપ્યો હતો. આ છેવટે માઇસોર રાજ્યને સોપી દેવામા આવ્યો હતો તે વખતે તેમજ હાલ આ ખાતુ અમૃતમહાલ ખાતા તરીકે ઓળખાય છે

**નૈસર્ગિક ઉત્પત્તિસ્થાન**—આ જાતનુ ઉત્પત્તિસ્થાન માઇસોરના રાજ્યમા આવેલુ છે જ્યાના હવા પાણી ઘણાં સારા છે તેમજ જ્યા સારો ઘાસ ચારો પણ મળી આવે છે

**ઢોર ઉછેરનારા**—આ જાત ધધાદારી ઢોર પાળનાર તેમજ ખેડુત વર્ગ બને ઉછેરે છે "હાલીકર" નામની જાત જેમા આ મુબાઇ ઇલાકાનુ શ્રેય છે તે ખેડુત પાળે છે દરેક ગામમાં ઢોર ઉપર આફ્રીન થઇ ગયેલા એવા માણસો હોય છે દરેક ગામમા કેટલાક ઘરોમા તો આ ધધો કેટલાએ વરસથી ચાલતો આવેલો છે આ ઢોરની બાબતમા આ કુટુબોનો અભિપ્રાય આધાર રૂપે ગણાય છે ગામના ઉપયોગ માટે એકનુ એકજ ઘર સાઢ પાળ્યા કરે છે ગામ પાસેથી થોડા અને પરગામીઓ પાસેથી વધુ પઇસા ગાય ફેળવવા બદલ લે છે કેટલાંક કુટુબો તો આ બાબતમા આખા રાજ્યમા એટલાં બધા પકાઈ ગયેલા હોય છે કે તેમને ત્યા, ૬૦ થી ૧૦૦ માઇલ દૂરથી સાઢ આવેલી ગાયો ફેળવવા માટે લાવવામા આવે છે આવાં સાધનોને લીધે આ જાત શુધ્ધ રહેલી છે.

**પ્રકાર**—દોડદના અને નાનાડોડના એવી બે મુખ્ય જાતોના પેટામા બીજી ઘણી, મોટી અને નાની પેટા જાતો હોય છે મોટી જાત દડ્ડાના અને નાની,

ફરતા તેમજ ખેતરના કામમા આવે છે. આપણે નાની અને વધુ ઉપયોગી એવી "હાલીકર" જાતનુ કામ છે

સાંઢ મળવાના સ્થાન — આ જાત આટલી બધી પંકાતી અને ઘણાં વરસોથી પાળવામા આવે છે તોપણ તેના સાઢ મળવા બહુ મુશ્કેલ થઇ પડે છે લગભગ દરેક ગામમા એક બે જોડ સાઢ મળી આવે છે પણ તે ગામના ઉપયોગ માટે રાખેલા હોય છે. એક પણ સાઢ વેચાતો મળવો બહુ મુશ્કેલ થઈ પડે છ નવેમ્બરથી માડીને તે ઠેઠ મે મહિના સુધી પહોચતી દરેક વરસે માઈસોરમા છુટી છુટી આખા રાજ્યમા મળી ૨૨ જાત્રાઓ ભરાય છે તેમા બેંગલોર જીલ્લામા જાનેવારી મહીનામા ભરાતી ડોડ બેલાપુરની, માર્ચમા ભરાતી છીક બેલાપુરની અને ફેબરૂઆરીમા ધારવાડ જીલ્લાની બાજુના હરીઆરમા ભરાતી જાત્રાઓ સઉથી મોટી છે ઇંગ્રેજી રાજ્યની હદમા ધારવાડ જીલ્લામાં ચાર જાત્રાઓ ભરાય છે જેમા કે લીક વખત સાઢ મળી આવે છે ધારવાડ જીલ્લાના બંકાપુરના ફારમમા એક પ્રદર્શન ભરવામા આવે છે જ્યા ખરીદી માટે થોડા સાઢ મળી શકે છે બંકાપુરના ફારમમા "હાલીકર" જાતના સાંઢ ઉછેરવામા આવે છે, અને વેચાતા પણ મળી શકે છે

કીમત — આ જાતની કીમત ઘણી ભારે હોય છે કેટલાક નામીચા ઢોર પાળનારાઓએ પસંદ કરેલા સાઢની જોડની કીમત રૂ ૧૫૦૦ થી રૂ ૩,૦૦૦ સુધી થાય છે સારા મુદ્દાના લક્ષણોવાળા સારા સાઢની કીમત રૂ ૬૦૦ થી ઓછી પડતી નથી સારા બળદની એક જોડની કીમત રૂ ૬૦ થી રૂ ૧૨૦૦ સુધી પડે છે સારી એક ગાયની કીમત રૂ ૨૦૦ થી ૪૦૦ સુધી પડે છે બંકાપુરના સરકારી ફારમમા ત્યાની પેદાસના સાઢની કીમત રૂ ૬૦૦ લેવામા આવે છે આ ફારમમાથી "પ્રીમીયમ પધ્ધતિથી" પણ સાઢ મળી શકે છે

ઢોર ઉછેરની રીત — આગળ કહી ગયા તેમ આ જાતના ઢોર ધંધાદારી ઢોર પાળનારા તેમજ ખેડુત ઉછેરે છે ઢોર ઉછેરવામા આ લોકો સાંઢમા અમુક મુદ્દાના લક્ષણો ઉપર આધાર રાખે છે તેમની માન્યતા એવી છે કે આ લક્ષણો, શુધ્ધતા તથા વાછડામા પોતાના ગુણો ઉતારવાની સાઢની પ્રકૃતિના એ ચિન્હ છે તે મુખ્યત્વે કરીને મોઢા ઉપર કેટલાક રાધા, વાળ, પુછડી અને આંખેનો રંગ છે

પાછલા વરસોમા માઈસોર રાજ્યમા ઘણા મોટા ચરા આ જાતના ઉછેર માટે રાખવામા આવતા હતા આ કામ માટે રાખેલી જમીનને 'ચેરવી'

રહે છે અને તેનો વહિવટ મુલકી ખતાના એક પેટા વિભાગ તરફથી થાય છે તે ખાતાના ઉપરીને "સેરવીગાર" કહે છે આ ચરાની જમીનના ત્રણ વિભાગ પાડેલા હોય છે (૧) ઉન્હાળાની મોસમ માટેનો, (૨) ચોમાસાની મોસમ માટેનો અને (૩) શીયાળાની મોસમ માટેનો સરવેગારની દેખરેખ હેઠળ આ ચરણો રૂતુ પ્રમાણે ચરાવવામા આવે છે આ ગોઠવણને લીધે બળદની પેદાસ બહુ થઈ ગઇ છે જેથી કરીને વધારાના બળદો ઇંગ્રેજી રાજ્યની હદમા વેચાવા આવે છે ગામમા ગાયનો એક સાઢ થયો કે તેનો માલીક તેની જોડ શોધી કાઢવાને જાત્રાએ જાત્રાએ તેને લઇને ફરે છે જો તેના સાઢની જોડ, તેના સદભાગ્યે મળી આવી, તો આ જોરની કીમત બસો ટકા જેટલી વધી જાય છે આ જાત્રાઓમા ૫,૦૦૦ થી ૩૦,૦૦૦ ઢોર ભેગા થાય છે. છતા સારા સાઢની તો વેચાવા આવેલી બે કે ત્રણજ જોડ જડી આવે છે માઇસોર રાજ્યે આ ગઉ રણની તમામ જમીનો તોડી નાખી ખેતીના ઉપયોગની જમીન કરી નાખી છે જેથી કરી આ ઘણી ઉપયોગી જાતની અછત થઇ જતા વધુ વાર નહી લાગે

આ જાત તાણના કામમા કેવી—હિંદુસ્થાનમા વેચાતી મળી આવતી તમામ જાતોમા તાણના દરેક પ્રકારના કામમા ચાલે તેવુ બીજુ આના જેવુ એકપણ જનાવર નથી એમાતો શક નહિ તે બહુ મજબુત, પાણીદાર, અને જલદ રહે છે રસ્તા ઉપરની ૩૦-૪૦ માઇલની મંજલ તો એને રોજના જેવી થઇ પડેલી હોય છે ખેતી ખાતાના કામમા પણ ઝપાટાબંધ અને વળી એક સરખુ કામ કરનારી જાત છે ખેતીના દરેક પ્રકારના કામ માટે ઓહમ ખુ ઉપયોગી આ જનાવર છે

ખામીઓ—આ જાતની મુખ્ય ખામી તેમા ઘણુજ ઓછુ અગર તો નહી જેવું દુધ હોય છે અને તેની દેખરેખ તથા ચાકરી સારી રાખવી પડે છે

વર્ણન—તે કદમા મધ્યમ હોય છે બાધે સારૂ અને દરેક રીતે પુરૂં હોય છે તેનો દેખાવ એકજ જાતનાં શુધ્ધ જનાવરનો હોય છે મોટી જાત હિંદુસ્તાનની બીજી કોઇ પણ મોટી જાતના જેવડી મોટી હોય છે

રંગ—હિંદુસ્તાનની બીજી કેટલીક શુધ્ધ જાતોની માફક આ જાતનો રંગ પણ કાળો મોજડો હોય છે અને કેટલાકને તો મોઢા ઉપર ધોળા ડાઘ અને શરીરે લગભગ કાળો રંગ હોય છે શરીરનો વચલો ભાગ અગર તો પુઠ તરફનો ભાગ ખુલતા રંગનો હોય છે, અને પછી તે આગલા તથા પાછલા

પુઠાના ડાગા મોજડા અગર તો લગભગ કાળા રગમા મળી જતો રહે છે કાળા અને મોજડા રગના વાળ અમુક પ્રમાણમા હોઇ આ મોજડા રગનો દેખાવ આવે છે આ મિશ્રણથી રેશમી જેવો દેખાવ બને છે, જેનો ઢોર રાખ નાર લોકોને ઘણો મોહ રહે છે માહ્રસોરમા મોજડા સાથે લાલ કાટીઓ રગ મળતા થતા રગનો લોકોને ઘણોજ મોહ હોય છે

માથુ—માથાથી છુછ સુધી શકુ આકારીયા થતી લબાઇ સારી ડોળ દાર હોય છે કપાળ પહોળુ અને છાછરૂ હોય છે તે મુળ આગળ માકડુ થતુ પાછુ પડતુ જાય છે જેથી કરીને કપાળ આગળ તરી આવતુ જણાય છે શીગડા મુળમા બહુ નજીક હોય છે અને પછી એકસરખા અતરે પાછળ નીકળતાં જાય છે અને પછી સ્હેજ ઢાળ મારીને ઠેઠ છેડા સુધી ઉપર નીકળતાં જાય છે આ છેડા અણીઆળા હોય છે શીગડા મુળ આગળ ઠીક જાડા હોય છે અને પછી ત્યાથી ઉપર જતા પાતળા થતા થતા ઠેઠ છેડે જતા અણીઆળા થઇ જાય છે

આખો—આખો નાની, ચાલાક અને બુધ્ધિદર્શક હોય છે. અને સરસ ઢોરમાં લોહી જેવી લાલ ચોળ હોય છે

કાન—નાના, ટીસીઓએ જતા અણીદાર, અને અધ્ધર રહેતા હોય છે

ધાબળો—હિદુસ્તાનની બીજી જાતોના કરતા આ જાતને ધાબળો નાનો હોય છે

ખાધ—ખાધ આખલામા મોટી અને ગાયમા નાની હોય છે

આગલુ ચોકડુ—આગલુ ચોકડુ ખાસ કરીને ઠીક જામેલુ હોય છે અને તે ઠાઠા ઉપર, ઉડી છાતી સહિત ઠીક બધબેસતુ હોય છે

પીઠ—પીઠ ટુકી, સીધી અને મજબુત હોય છે

ડાઢુ—ઠીક ભરાવદાર હોય છે તેમાથી પાંસળીઓ સારી કમાનદાર નીકળતી હોય છે પાસળા છાતીના ભાગ આગળ મોટા હોય છે

પુછડુ—સારા જનાવરને લાબુ, પાતળુ અને છેડે જતા અણીવાળુ થઇ જતું પુછડુ હોવુ જોઇએ અને તે ઉપર ચમરીદાર પાતળા વળ હોવા જોઇએ.

પગ—પગ સફાઇબધ, મજબુત, સારા હાડબધી હોય છે બે પગ વચ્ચે અતર પણ ઠીક હોય છે કે જેથી કરીને છાતીનો ભાગ સારો વધી શકે ખરીઓ કાળી, મજબુત, નાની અને બરોબર સજડ અડીને બેસતી હોય છે

ચામડી—પાતળી, ટુકા સુવાળા વાળવાળી હોય છે

કોઠે—કોઠો સારો તગ હોય છે અને સુતરકી પેટે ચોટેલી બટન મા કૂક દેખાતી હોય છે

એકદરે તેનો દેખાવ સફાઇદાર અને સરસ સ્નાયુદાર હોય છે, નિશક આ જાત શુદ્ધ છે

# મુંબઈ ઈલાકામાં ઢોરની ઓલાદ.*

## થરપારકર જાતનાં ઢોર

મુંબઈ ઈલાકામા હાલમા આશરે આઠ ઢોરની જાત છે. આ જાત બેશક એક વખતે ચોખ્ખી ઓલાદ તરીકે જાણીતી હોવી જોઈએ કારણ કે હાલમાં કેટલેક ઠેકાણે આ ઓલાદના સાધારણ ચોખ્ખા જાનવર મળી આવે છે

દરેક ઓલાદમા છુટા છવાયા કોઈ વખત ચોખ્ખી ઓલાદના ઢોર નીકળી આવે છે તે સાફ જણાવે છે કે એક વખત આ ઢોરની જાત કલંક વગરની હતી હાલના જમાનામા વર્ણશંકર ઢોરના ટોળામા ચાલતી, એકજ લોહીમાથી પેદા થતા જનાવર ઉછેરવાની ચાલુ પદ્ધતિને લીધે ચોખ્ખા અગર શુદ્ધ જનાવર ભાગ્યેજ મળી આવે છે

જે ભાગમાથી આ જનાવર મળી આવે છે તે ભાગમાજ ખાસ કામમા આવે તે વાત ધ્યાનમા રાખી આ જનાવરની ઉછેર કરવામા આવે છે અને એજ પ્રદેશમા ત્યાના સ્થાયી ઢોર કરતા બીજા પ્રદેશમા ઉછરેલા ઢોર વધુ સારા નીવડે કે નહી તે શંકા ભરેલુ છે દાખલા તરીકે, ગુજરાતના ઉંડી ગોરવાળા અને રેતાળ પ્રદેશમા ચમકવાળા અને લાબા પગવાળા કાકરેજી જાતના જાનવર વધુ માફક આવે છે વધુ વરસાદવાળા ઘાટના પ્રદેશમા અને ડાગરનુ વાવેતર થાય છે તેવા પ્રદેશમા પથ્થર જેવી સખ્ત ખરીવાળા ડાંગી જાતના જાનવર બહુજ કામના હોય છે

દરેક જાતની ઉપયોગીતાના પ્રમાણમાં ઈલાકાના ઢોરની ઓલાદ નીચે જણાવેલા અનુક્રમ પ્રમાણે ગોઠવી શકાય —

ભારે, હલકા અને વચલા વર્ગના ખેતીના કામ માટે, દુધ અને ખેતી એમ બન્ને (દુધ તથા ખેતીના બળદ માટે) કામ માટે —

ભારે ખેતીના કામ માટે કાકરેજ, કૃષ્ણાવેલી અને ગીર અગર ભાડોલ જાતના જાનવર

હલકા અને ઉતાવળા ખેતીના કામ માટે અમૃત મહાલ અને ખીલારી જાતના જાનવરો

વચલા વર્ગના ખેતીના કામ માટે ડાંગી જાતના જાનવરો.

ફક્ત દુધ માટે સીધી જાતના જાનવરો

દુધ તેમજ ખેતીના બન્ને કામ માટે ગીર, કાકરેજ અને થરપારકર જાતના જાનવરો

* ખેતીવાડી ખાતુ-મુંબઇ પત્રિકા નં ૧૯-૧૯૨૬

પ્રસ્તાવના.—આ જાતનુ નામ થરપારકર જીલ્લો કે જ્યા તેનો ઉછેર થાય છે તેના ઉપરથી પડેલુ છે તેનો બહારનો બાધો તથા તેના પાળનારનો ઇતિહાસ તપાસતા એટલુ ચોકકસ થાય છે કે આ જાત કાકરેજમાથી નીકળી છે બાહીનના સીધી રબારીઓ તેમની કેટલીક પેઢીઓ પુર્વે ગધનપુરના નવાબી રાજ્યમા વસવાટ કરી રહયા હતા ત્યાર પછી કેટલાક સમયે ત્યાથી નીકળી પડી બાહીનમા આવી વસ્યા તે વખતે તેઓ પોતાની સાથે કાકરેજ નામની સરસ ઢોરની જાત લઇ ગયા હોવા જોઇએ, એ વાત સભવિત કરતા પણુ કાઇક વિશેષ છે મુસલમાન રબારી દુધ દોઇ લેવાના પ્રાથમીક ઉદેશથી ઢોર રાખતો હોવાથી તેને દુધ દોઈ લેવામા કોઇ પણ જાતનો વિવેક વીચાર હોતો નથી ગુજરાતની કાંકરેજ જાતથી ઉલટુ થરપારકરની કાકરેજ જાતનુ જનાવર દુઝણુ ઘણુ સારૂ હોય છે ગઈ મોટી લ ડાઇ વખતે મેસોપોટેમીઆમા દુધાળ ઢોરની જરૂર પડી ત્યારે આ થરપારકર જાત આગળ જાહેરમા આવી પ્રખ્યાત થઈ ગયેલી સીધી જાત કરતા મેસોપોટેમીઆમા આ જનાવર એક દરે સારૂ નીવડયુ તેમજ લશ્કરી ખાતાના ઘણા ડેરી ફાર્મો ઉપર ડેરી માટેના જનાવર તરીકે પોતાની લાયકી તેણે શાબીત કરી આપી છે

નૈસર્ગિક ઉત્પત્તિ સ્થાન—દક્ષિણ સિંધમા આવેલો થરપારકર જીલ્લાનો પ્રદેશ, આ જાતનુ ઉત્પત્તિ સ્થાન છે, કે જ્યા ઠ કી મતનુ, ખ ડુ ઘાસ ઉગે છે આ એક (ઘાસનો ઓછો ઉગાવો) આ જીલ્લાની વિચિત્રતા છે વરસાદ નુ રહેજ પણુ ઓછુ આ જમીન કહી આપે છે આ પ્રદેશમા ઉનાળામાં અતિશય તાપ પડે છે અને શિયાળામા ઠીક ઠીક ઠડી રહે છે રાત્રે આખુ વરસ ઠડક રહે છે આ પ્રદેશ ઘણો અગોચર છે અને ત્યા વાહનનો સવડ ઘણો ઓછ છે તે કારણે બાહેરની બીજી જાતોનો ત્યા પેસવાનો સભવ ઘણો થોડો હોવાથી આ જાત શુધ્ધ ઠીક રહી છે

ઢોર ઉછેરનાર—આ જાતના ઉછેરનુ કામ ધધાદારી મુસલમાન રબારીઓની હાથમા છે સીધી જાતના ઢોર પાળનાર રબારીઓની માફક આ લોકો પણુ પાણીની સવડવાળા સ્થાનમાં પોતાનો કામચલાઉ મુકામ નાખી રહે છે તેના ટોળાનો નાયક તેનો જે સાઢ તેની બાબત આ લોકો ઘણા ચોકસ રહે છે

પ્રકાર—આ જાત બે પ્રકારની હોય છે તેમાના એક પ્રકારનુ શરીરે માંસ જાદે લેવા તરફનુ વલણુ હોય છે બાકી રગ અને બહારના બાધામા આ બે પ્રકારમા કાઇ તફાવત હોતો નથી, હોય તો તે નહી જેવોજ. મોટી,

દીપદ્ર અને નગરપારકના ભાગમા જ્યા પાણી જરા ખારાટ પડતા હોય છે ત્યા પેદા થતા ઢોર બીજા ભાગોના ઢોર જેવા સારા હોતા નથી અને ત્યાંના ધોરણો તેનુ લક્ષણ ગીરકાંકરેજના ઘાટ તરફ વધારે હોય છે

મળવાના સ્થાન—આ જાતના ઢોરનો ઉછેર જો કે ઘણો વધારો થાય છે તો પણ તેના ઉત્પત્તિસ્થાનના પ્રદેશની અગમ્યતાના કારણે ઘણે દૂર તેનો પ્રચાર થયો નથી નીચે દર્શાવેલા રેલ્વે સ્ટેશનના ગામોએ તે વેચાતા મળી શકે છે—

બાદીન, મીરપુરખાસ, જીઆણુડામ અને શાડીપાલી

દરેક વરસે નવેમ્બર માસમા બાદીનમા એક મેળો ભરાય છે જ્યા આ જાતના ઢોર પાળનારા મોટી સંખ્યામાં ઢોર લઈ આવે છે આ જાતના ચોખ્ખા ઢોર હીસાર ખાતે રાખવામા આવે છે જ્યાથી સાંઢ થોડી મુદતમા પ્રીનીયમ પધ્ધતિથી મળી શકશે હીંદી સરકારનુ ખેતીવાડી ખાતું, પંજાબમા કરનાલ ખાતે એક સરસ ટોળો રાખે છે

કીમત—આ જાતના સાંઢની કીમત રૂ. ૨૦૦ થી માંડી રૂ. ૨૫૦ સુધી હોય છે ગાયની રૂ. ૧૫૦ અને રૂ. ૨૦૦ ની વચ્ચે હોય છે બળદની સારી જોડની કીમત રૂ. ૩૦૦ થી રૂ. ૩૫૦ સુધી થાય છે

તાણુ તથા દુધમા આ જાત કેવી—કદ, કઠણતા, તથા એકંદર દેખાવ અને દુઝણાપણાના ગુણોને લીધે હીંદુસ્થાનની ઉત્તમ જાતોમાની એક તરીકે આ જાતની ગણના થાય છે દેશની બીજી બધી જાતો સુધારવા માટે આ જાતનો ઉપયોગ કરવા હીંદી ખાતુ ભલામણ કરે છે હીંદુસ્થાનમા તથા મીસર અને મેસોપોટેમીઆમા આ જાતે, ફાયદાકારક ડેરીના જનાવર તરીકે પોતાની ઉપયોગીતા સાબીત કરી આપી છે એક વખતે તે બુગી સીંધી જાત તરીકે ઓળખાતી હતી છેલી લડાઇ વખતે કે જ્યારે તે સરસ નીવડી આવી ત્યા સુધી આ જાત અને સિંધીમા ગોટાળો થતો હતો લડાઇ પછી આ બાબતમા તપાસ કરવામાં આવી જેના પરિણામે જણાઇ આવ્યુ કે આ જાતનો ઉછેર અમુકજ ભાગમા થાય છે કરાંચીમા તે કચ્છી તરીકે ઓળખાય છે રસ્તા ઉપરના ભાર વહેવાના કામમા, તેનો ઘણોજ ઉપયોગ થાય છે રેલવેની અંદરની બાજુએ ઘણા માઇલ દૂર તેનો મોટે ભાગે ઉછેર થતો હોવાથી સારા નમુનાદાર બળદ મળવા બહુ મુશ્કેલ થઈ પડે છે

થરપારકર જાત દ્વિઅર્થી ઢોર તરીકે હીંદુસ્થાનમા બીજી કોઇપણ જાતના ઢોરથી ઉતરે તેમ નથી

श्री गुजरात

# खेतिवाडी अने हुन्नर उद्योग त्रिमासिक



# The Gujarat Agricultural & Industrial Quarterly

વર્ષ ૧૪ મુ.] અકટોબર ૧૯૨૭. [ અંક ૩ જો.

॥ यंत्रिता स्वर्ण हैत्य सगान बंक्षितां ॥
हवि फुगाल प्रचार ॥

## પબ્લીશીંગ કમિટી.

—(※)—



આશય—ખેતી ઉપર ખેડુત ચોતે અને દેશ રાખે તો તે
સુવર્ણ અને ખેતી છ પર ઇ જો ચોતે તેના ઉપર નજર નહી રાખે તો
દીન મારે એવું ઉદ્ગિરાઅર્થાની પાશકર પ્રસિદ્ધ કરે છે

લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત
અન્ય ગૃહસ્થો માટે વાર્ષિક રૂ. ૧-૦-૦ પોસ્ટેજ રૂ. ૦-૨-૦

# વિષયાનુક્રમણીકા.

| નંબર | વિષય | લેખક | પૃષ્ટ |
| --- | --- | --- | --- |
| ૧ | ઘઉંના દાણામા "પોટીઆપણુ" કેમ થય છે તે વીષે | રા પદાજી રણછોડજી દેશાઇ | ૧ |
| ૨ | પારડી તાલુકો ડેવલપમેન્ટ એસો | . . | ૪ |
| ૩ | ખેડુતોને ખુશ ખબર | મી નાથુભાઇ ડાહ્યાભાઈ પટેલ | ૧૦ |
| ૪ | ધી ગુ કો-ઓ કોટન સેલ ફીડરેશનની ત્રીજી બેઠક | મી વાઇ ટી દેશાઇ | ૧૪ |
| ૫ | સહકાર પ્રગતી | " " | ૧૫ |
| ૬ | એક અખતરો | મી હરગોવન બાપુજી | ૧૭ |
| ૭ | ખેતીવાડી ખાતા તરફથી ભલામણ કરવામા આવેલા ગુજરાતને માટે હળ લાકડા | ( ખેતીવાડી ખાતુ ) | ૧૯ |
| ૮ | કડબના કકડા કરવાના યંત્રો | " | ૨૪ |
| ૯ | છાણીઆ ખાતરનો ઉકરડો કરવાની વ્યવહારીક રીત | " | ૨૭ |
| ૧૦ | એક ખેડુતનો અનુભવ | મી ધનજીભાઇ પરશોતમ | ૨૯ |
| ૧૧ | ઇન્ડીયન સેન્ટ્રલ કોટન કમીટી | . . . | ૩૦ |
| ૧૨ | ભયકર રેલથી ખેડુતની સ્થીતી | મી હરીરાય ઉ૦ વોરા | ૩૩ |
| ૧૩ | કચ્છમા શેરડીનો પાક | શ્રી હર્ષ | ૩૫ |
| ૧૪ | કાલી જમીનમા કપાસની કરાઠી કામરા બાબત | મી હરીરાય ઉ૦ વોરા | ૩૦ |
| ૧૫ | ખેડુતનુ પરતંત્ર જીવન | ગીમોવન રે તુગડી | ૪૦-૪૮ |



શ્રી ગુંજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

 ત્રિમાસિક. 

વર્ષ ૧૪ મું ] અક્ટોબર-૧૯૨૭ [ અંક ૩ જો

# ઘઉંના દાણામાં "પોટીઆપણું" કેમ થાય છે તે વિષે

લેખક —પરાગજી રણછોડજી દેસાઇ.

ક્રોપ કોર્ટ સુપ્રીન્ટેન્ડન્ટ, ઇલાકા ખેતીવાડી પ્રદર્શન અમદાવાદ.

ઘઉંના દાણા પોટીઆ એટલે રતાશ રંગ ન પકડતાં સફેદ, અડધો સફેદ અને અરધો રતાશ અગર પુરે ભાગે સફેદ રીતનો રંગ દાણો ધારણ કરે તે. લોકને રતાશ પડતો ભરાવદાર દાણો ઘણો પસંદ હોય છે. કારણ કે સફેદ કરતાં એ દાણામાં ગ્લુટન(?) તેમજ કસ વધારે હોય છે ઘઉંમાં અનેક પ્રકારની જાત હોય છે તેમાં કઠણ, રતાશ પડતી, ભરાવદાર દાણાની જાત સામાન્ય લોકમાં સારી ગણાય છે જ્યારે સફેદ, પોચા દાણાવાળી તેમજ છેક લાલ અને ખાંપી જાત હલકી ગણાય છે જ્યારે કઠણ, રતાશ પડતી ભરાવદાર જાતના દાણા સફેદ પડતા થાય છે ત્યારે તે દાણા પોટીઆ થયા કહેવાય. ગઈ મોસમમાં ગોંડીઆ ઘઉંમાં દાહોદ તેમજ ઝાલોદ તાલુકાના ઘણાખરા ગામોમાં પોટીઆપણું વધારે પ્રમાણમાં જણાયું હતું તે દાહોદના વેપારી લોક સારી રીતે જાણે છે તેથી આ લેખ લખવાની જરૂર પડી છે

ગયા ત્રણ વરસનો દાહોદ ફારમનો મારો અનુભવ એમ સુચવે છે કે એમ થવામાં તે નીચેના સંજોગને આધારી છે

(૧) જે જમીનમાં ભેજ વધુ રહે તો હોય અગર થતો હોય તેમાં જો

એકાદ વધુ પાણી મળે એટલે જોઇએ તે કરતાં વધુ ભેજ જમીનમા કંઠી નીકળ્યા બાદ મળે તો દાણો પોટીઓ અવશ્ય થાય છે તેવી રીતે જોઇએ તે કરતા ભેજ ઓછો રહે તો દાણો અવશ્ય પોટીઓ થાય છે બે ફુટના ફકડાના વાવેતરમાં વગર પીયતવાળી જમીનમાં દાણા ભરાવાદાર, રતાશ પડતા વધુ પ્રમાણમા થાય છે ત્યારે એજ જમીનમા ૧૨ ફુટના ગાળાવાળા ભાગમા દાણા ઘણા પોટીઆ થાય છે વળી કોઠથી બે માસના ઘઉ થાય તે પહેલા દેશી હળથી ખેડ કરી તરતજ પાણી પાયુ હોય એવા ભાગમા દાણા પોટીઆ થાય છે

(૨) જે જમીનમાં ચોમાસામા શણનો પડવાશ પાડેલો હોય એટલે જમીન સારી ખતરાયલી હોય તેમા જુજ દાણા પોટીઓ થવા પામે છે એટલે પાણી પાવુ તોપણ ખાતરને લઇ વધુ ભેજ થોડી અસર કરે છે તેવી રીતે મનુષ્ય મળ અગર દીવેલીના ખોળવાળા ખાતરાયલા ભાગમા જુજ પ્રમાણમા પોટાપણું હોય છે

(૩) જે વખતે ઘઉંને કંઠી નીકળતી હોય તે દરમ્યાન જો ધુમશવાળી ઠંડી હવા ચાલુ રહે તો તેવા ભાગમાં દાણો પોટીઓ થાય છે ફારમપર ગઈ મોસમમાં આવી રૂતુ ઘણો વખત રહી તેથી જે ખેતરોમા કંઠી નીકળેલી હતી તેમા ઘઉના દાણા પોટીઆ અને પાતળા થઈ ગયા હતા

(૪) જે જાતને ઉગી પરીપકવ થતા વધુ વખત જોઇતો હોય તેને વખતસર ન ઓરતા પાછળથી ઓરવામા આવે તો દાણો જલદી પાકતો હોવાથી પોટીઓ થાય છે તેવી રીતે જોઇએ તે કરતા વધુ બી ઓરવામા આવે તો છોડ ટટ્ટીબધ હોય તો કંઠી નાની આવે છે અને દાણો પાતળો તેમજ પોટીઓ થાય છે

(૫) જે જમીન ઉંચાણવાળા ભાગમા હોય તેમા જોઇએ તે કરતાં વધુ ભેજ રહેતો નથી તેથી તેવા ભાગમાં દાણા પોટીઆ જુજ ભાગે થાય છે

(૬) જે ભાગમા ખાર વધુ પ્રમાણમાં હોય તેમા જમીન આકરી હોવા થી ભેજની તંગાસને લઈ દાણો પોટીઓ થાય છે.

(૭) કંઠી જુદી જુદી વખતે નીકળતી હોવાથી મોડી નીકળેલી કંઠી વહેલી પાકતી હોવાથી તેમાં દાણો પોટીઓ વધારે હોય છે ઉપરનું નીરીક્ષણ બાડીઆ જાતની ઘઉમાં કરવામા આવ્યુ હતુ, જે ઉપરથી જણાશે કે, પોટીઆ થવાનુ મુખ્ય કારણ વધના ઓછા પ્રમાણમાં રહેતા અગર થતા ભેજ ને આભારી છે, કેટલાક જાણકાર લોક એમ માને છે કે દાહોદવાળી, પીયતની

જમીનમાં જેમ વધુ પાણી પાઇએ તેમ તે વધુ અને સારો પાક આપે છે. પણ તે માન્યતા ભુલ ભરેલી હોય એમ અમારો અનુભવ સુચવે છે તક સર અને જોઇતા પ્રમાણમા પાણી આપ્યુ હોય તોજ સારી જાતના દાણાનો પાક થાય છે જમીનમા વધુ ભેજ હોય તેવા પ્રસગમા દેશી હળથી ખેડ કરી હોય અગર તો એકરે બે મણ દીવેલીનો ખોળ આપ્યો હોય તો ફાયદો થાય છે વળી જે જમીનમા ઓછા પ્રમાણમા ભેજ રહેતો હોય તેમા ઘણા સાથે થોડે થોડે અતરે ઘઉંના ચાસ કર્યા હોય તો ચણાના છોડ પથરાયા બાદ તેમાં જમીનમા ભેજ ટકાવી રાખવાનો ગુણ હોવાથી સારી જાતના ઘઉ પાકે છે

વળી ઘઉના આગલા ચોમાસુ મકઇના પાકમા ખાતરનો ઉપયોગ કર્યો હોય તો તેવા ભાગમા ઘઉ સારા થાય છે એમ અનુભવ સુચવે છે વળી ખારવાળી જમીનમા ચોમાસામા શણનો પડવાશ કરી પાછળથી ઘઉંનું વાવેતર કર્યું હોય અને તક સર જોઇતુ પણી આપ્યું હોય તો ઘઉ સારા થાય છે.

દાહોદવાળી બેસર અને ગોરાટ જમીનમા બાજરી પાછળ કરતા મકઈ પછીના ઘઉ, ઉગે છે પણ સારા અને થાય છે પણ સારા તેવી રીતે વહેલી પાકતી ધોળા દાણાની તેમજ લાલ દાણાની મગફળી લીધા બાદ પાણી પાવાની સગવડ હોય ત્યા વાણીઆ તેમજ બોડીઆ ઘઉના દાણા સારા થાય છે એતો કહેવાની જરૂર નથી કે જ્યાં કાપ અગર ચણુ ઠરી રહેતુ હોય તેમા ઘઉંના દાણા સારા થાય છે

અતીશય ઠડી અગર પવન અગર ઘુમસને લઇ દાણામા પોટીઆપણુ થાય છે તેને માટે શુ ઈલાજ લેવા તેના સબધમાં હજુ અખતરા કર્યા નથી

ઘઉની કઠીનુ નીરીક્ષણ કરતા જણાય છે કે કઠીની વચ્ચેનો દાણો મોટો તેમજ તેજદાર હોય છે જ્યારે ઉપલા ભાગના દાણા નાના અને પોટીઆ કઇક અંશે જ્યારે નીચલા ભાગમાં દાણા મોટા, અને નાના ભેળસેળ અને દાણો કઇક પોટીઓ હોય છે

કઠીના વચલા ભાગનો દાણો મોટો તેમજ તેજદાર હોય છે તેથી એના વાવેતરમા ઉપયોગ કરવો એ ઠીક છે નીચેના ભાગમા કેટલીક વખતે દાણા જણાતા નથી તેમજ ઉપલા ભાગના દાણા નાના અને પોટીઆ હોય છે તેથી એ ભાગને ઓરવાના કામમા બાતલ રાખવામા આવે તો ઠીક વળી કઠીની ફુટ જુદે જુદે વખતે જણાય છે તેમા વહેલી જણાતી કઠીનો દાણો પરિપકવ થયા બાદ દાણા મસળી જુદા રાખી ઓરવામા તેનો ઉપયોગ કરવામા આવે તો મઢમા પાણીઆપણુ મોટા ભાગે કમી થાય. ઘઉનો દાણો પોટીઆ થવામાં

પાણી અગર ભેજનુ વધતા ઓછાપણુ, ખાતર અગર જમીનમા ફેરી છે કે કેમ ઘઉ કાપવાનો સમય, ઘઉંને જ્યારે દાણો ચડે ત્યારે હીમ અગર અતીશય ઠંડી અગર ઠંડો પવન આબો હવા વિગેરે પર આધાર હોય છે તો પણ આટલુ તો કહી શકાય કે પાણી નીયમસર જોઇતા પ્રમાણમા મળે અને ઘઉંને વક્ત સર લેવામા આવે તો ઘઉમા પોટીઆપણુ કંઇક ભાગે કમી થઇ શકે.

## પારડી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન.

ડા હેરોલ્ડ એચ માનસાહેબના હાથે ખુલ્લું મુકવાનો સમારંભ.

— ****** —

તા ૫-૬-૨૭ ને રવીવારને દીવસે બપોરે ચાર વાગે શેઠ પીરોજશા વિકાજીના કુશાદે બંગલામા આ મંડળ ખુલ્લુ મુકવાનો સમારંભ થયો હતો જે પ્રસંગે મુંબઇ ઇલાકાના ખેતીવાડી ખાતાના ડાયરેક્ટર સાહેબ ડા હેરોલ્ડ એચ મેને પ્રમુખસ્થાન લીધુ હતુ. બીજા હાજર રહેલા મહેમાનોમા મી કે. એલ. પંજાબી આઇ સી એસ આસીસ્ટન્ટ કલેક્ટર દક્ષીણ પ્રાંત સુરત, રા બા ભીમભાઇ, નાયક એમ એલ સી રાવસાહેબ ભીમભાઇ એમ દેસાઇ ડે ડાયરેક્ટર ઓફ એગ્રીકલ્ચર ગુજરાત સુરત, સરદાર દાવર ટી કે મોદી ચોરાસી તા ખેડુત મંડળના પ્રમુખ, મી શહેરીઆર બી મોદી, મી પ્રાણલાલ નગરશેઠ વેટેરનરી ઇન્સ્પેક્ટર સુરત, મી જી પી પાઠક કોટન સુપ્રીન્ટેન્ડેન્ટ સુરત, મી વાઇ ટી દેસાઇ એગ્રીકલ્ચરલ ઓરગેનાઇઝર સુરત, મી એચ. એમ. વકીલ ઓડીટર સહકારી મંડળીઓ સુરત, મી ટી બી નગરશેઠ વિ વિ સુરતથી ખાસ પધાર્યાં હતા શેઠ પીરોજશા વિકાજી બીલાડવાલા, શેઠ સોરાબજી ઉમરીગર, મીસીસ એફ એસ તાલીઆરખાન, મીસીસ જમશેદજી ઉમરીગર, પારડીના મામલતદાર સાહેબ મી મહાસુખભાઇ શાહ, મી કીસનજી મોહનભાઇ વશી ડે૦ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, શેઠ નેમચંદ ઉદેચંદ, મી વસનજી ખંડુભાઇ, ભુલાભાઇ નારણજી, મી રણછોડજી ખંડુભાઇ વિ સ્થાનિક ગ્રહસ્થો હાજર હતા

શરૂઆતમા આવેલા મહેમાનોએ ખા. [ ]ના બીલાડવાળા તરફથી પોતાના બગીચામાં વાવેલી ૧૧૩ જાતની આંબાની [ ] કેરીમાથી ૮૦ જાતની કેરીના ફળ તથા તેમના બાગમાં થતા ચારોળી વી ના નમુનાનુ નાનકડું પ્રદર્શન શેઠ

જવામા આવ્યુ હતુ તેની મુલાકાત લીધી હતી, પ્રદર્શનમા બોરશો, ગધેમારૂ કેળીતા, રમપુરી, શુદી વિ કેરી તરફ ખાસ ધ્યાન ખેચાતુ હતુ.

પ્રસગે ખેતીવાડીને લગતી જાહેર ખબરો લાગતા વળતાઓએ ખેડુત વર્ગને વહેચવાનો લાભ લીધો હતો

સભાનુ કામ ત્યારબાદ શરૂ થયુ હતુ અને મડળના પ્રમુખ ખા બા પી૦ પી૦ ભીવાડવાળાએ સ્વાગતનુ ભાષણ કરતા આ મડળને ખુલ્લુ મુકવાના સમારભ વખતે પધારેલા ગ્રહસ્થોનો ઉપકાર માન્યો હતો, અને તે પછી જણાવ્યુ હતુ કે મડળ સ્થાપવા માટે સુરત જીલ્લાના ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ ઓવરસીયર મી૦ ટી વી નગરશેઠે સને ૧૯૨૫–૨૬ માં કામ ઉપાડયુ હતુ પરતુ તે વરસ સારૂ ન નીવડવાને લીધે કામ મુલતવી રાખ્યુ હતુ અને ચલવળ ચાલુ રાખી હતી તે બાદ તા ૨૩–૨–૨૭ના રોજ મે૦ આસીસ્ટટ ડીરેકટર સાહેબ મી ચ બાબીના પ્રમુખપણા નીચે એક સભા બોલાવવામા આવી હતી. જે વખતે આ મડળ સ્થાપવાનુ કાર્ય હાથપર લેવાનુ સર્વાનુમતે ઠરાવવા મા આવ્યુ હતુ તે પ્રમાણે ખા બા ભીવાડવાળા, પારડી તાલુકાના મામલતદાર સાહેબ, ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ ઓવરસીયર સાહેબ, મી રણછોડજી ખડુભાઈ, અને મી વમનજી ખડુભાઈએ તાલુકાના જુદા જુદા મથકોએ ફરીને સભાઓ ભરીને મર્ચ માસની આખર સુધીમા મડળ સ્થાપન કરવાનુ નક્કી થયુ હતુ જે બતાવી આપે છે કે લોકોને મડળ સ્થાપવાને અત્યત ઉતેજારી છે

તાલુકાની ગરીબ સ્થીતી સબધી વીવેચન કરતા જણાવ્યુ કે આ તાલુકો ઘણોજ ગરીબ છે પોણા ભાગ ની વસ્તી કાલીપરજની છે જેમની પાસે પહેરવાને લગોટી સીવાય કાંઈ નથી. તાલુકાના અનાવલાં પાટીદાર અને પારસી ખેડુતોમા એ અનાવલા ખેડુતોની સ્થીતી સારી નથી ખેડુતો દેવદાર છે તેની જમીન સાહુકારોના હાથમા છે વ્યાજનો દર ઘણો ભારે છે પ્રજા અભણ છે, દારૂ તાડીનુ વ્યસન વીશેષ છે જેને લીધે તાલુકો ઘણો પછાત છે

શિક્ષણ બાબત બોલતા તેઓએ આકડા આપીને છેલ્લા ત્રીસ વરસમા પ્રાથમિક શિક્ષણ આપનારી શાળાઓની સખ્યામા ઘણો વધારો જણાવ્યો હતો અને જણાવ્યુ હતુ કે હાલમા ૪૬ છોકરાઓ માટે અને સાત છોકરીઓ માટે શાળાઓ છે તથા બધી મળીને ૩૩ રાની શાળાઓ, સાત ગામઠી શાળાઓ જેમા ૧૪૦૦ મોટી ઉમરના સ્ત્રી પુરૂષો ભણે છે અને ત્રણ પ્રૌઢ

કન્યાશાળા ચાલે છે જે માટે ઉત્તર વિભાગના કેળવણી ખાતાના વડા શ્રી૦ વકીલ અને તેમના આસીસ્ટંટ શ્રી૦ કસનજી વશીનો આભાર માનવો ઘટે છે

તાલુકામા સર પરશોતમદાસની યોજના મુજબ ફરતા પુસ્તકાલયો છે ખેતીવાડીની નીશાળો છે તાલુકામા થતા પાકની સ્થીતી તથા તાલુકાની જમીન ત્થા હવા આના વીશે વીવેચન કરી અત્યાર અગાઉ સરકારી સહકારી ખાતા એ કરેલા કામની વીગત આપી હતી અને ખેતીવાડી ખાતા તરફથી થએલી કામગીરીની વિસ્તૃત ચર્ચા કરતા જણાવ્યુ કે તાલુકામા છેલ્લા પાંચ વરસમા પ્રદર્શન, મેજીકલેન્ટર્નના લેક્ચર વિ૦ થવાથી વિલાયતી ખાતર, નવા હળો, ઘાસ કાપવાના સંચા, ઓઈલ એન્જીન અને ટ્રેકટર વિ૦ દાખલ થયા છે બોરડી ઉપર સારી જાતના બોર વાવવાનુ કામ સરકારી માળી તરફથી મફત કરી આપવામાં આવે છે ખાતર માટે સસ્તુ મીઠુ વાપરવામા આવે છે અને તે બધી કામગીરીથી તાલુકાને ઘણો મોટો ફાયદો થએલો હોવાથી વધારે ને વધારે ખાતા તરફથી મદદ મેળવવાની વિનતી કરીને તાલુકાની હાજતો મુદા વાર રજુ કરી હતી

(૧) ખેડુત વર્ગને સાયંનો પુર્ણ પાડવો.

(૨) લાંબી મુદત માટે નાણા કર્જે આપવા

(૩) સરકારી ખર્ચે તાલુકામાં એક ઓવરશીયર નીમવો.

(૪) તાલુકામાં ફાર્મ કાઢીને અખતરા કરવાને તાલુકામા થતા પાકોમાં શું સુધારો ને વધારો કરવો તે નક્કી કરવું.

(૫) ખેતીવાડીનુ શીક્ષણ અપાતી શાળાઓનીસંખ્યા વધારવી

(૬) કુદરતી પાણીના જથાઓનો ઉપયોગ થાય એવી યોજનાઓ કરવી

(૭) જંગલી જનાવરોના ઉપદ્રવ માટે પગલા લેવાની જરૂર વીગેરે બાબતો રજુ કરી હતી.

તે બાદ મંડળ સ્થાપન કરવામા જે જે ગૃહસ્થોએ મદદ કરી છે તેમનો ઉપકાર માન્યો હતો, જેમના નામ નીચે મુજબ હતા (૧) શ્રી કે એલ. પંજાબી (૨) શ્રી મહાસુખભાઈ શાહ, (૩) શ્રી. ટી. વી નગરશેઠ (૪) શ્રી.

રણછોડજી-ખડુભાઇ તથા તાલુકાના પટેલ તલાટીઓ વિગેરે વિગેરે પોતાનું ભાષણ ખતમ કરતાં પહેલા ખા બા. ભીલારવાલાએ ડા૦ માનને પ્રમુખસ્થાન સ્વિકારવાની વિનતી કરી હતી. જે તેઓશ્રીએ તાલીઓનાં ગગડાટ સાથે સ્વિકાર્યું હતું

## આમલતદાર સાહેબનુ ભાષણ.

તાલુકાના મામલતદાર સાહેબ મી મહાસુખશાઇ શાહે ભાષણ કરતાં જણાવ્યુ કે તાલુકાની ગરીબાઇ દિવને દિવસે વધતી જાય છે લડાઇના વખત મા ઘાસના ભાવ વિશેષ હોવાને લીધે બે પઇસા આવ્યા હશે પરતુ હાલ સ્થિતી બદલાઇ છે, તાલુકામાં ખેડુતોની મુખ્ય આવક ઘાસની જ છે અને તેમા તેમને ઓછા ભાવને લીધે પુરતા પઇસા મળતા નથી. ભાત ફુલ્લે ૧૬૦૦૦ એકરમા થાય છે, ત્યારે ઘાસનુ ક્ષેત્ર ફળ ૫૫૦૦૦ છે ધાન્ય તાલુકાના લોકને ખાવાને પુરતુ નથી અને આયાત કરવી પડે છે

દારૂ તાડીનો ઉપયોગ વિશેષ થાય છે અને આળસ પણ લોકમા વિશેષ છે, જેને લીધે સાહુકારના દેવામાં સપડાઇ ગયા છે, અને તે પરિસ્થીતી સુધારવાને માટે ખેતીવાડીના મડળની ખાસ જરૂર છે સુધારો કેમ થાય તેના અભ્યાસની જરૂર છે સરકાર સાથે સહકાર કરી સહકારી મડળીઓ સુધારવી ને વધારવી કે જેથી લોકોની આબાદાની થાય.

## મે ડે૦ ડાયરેક્ટર ઓફ એગ્રીકલચરનું ભાષણ

ત્યારબાદ મે રા. સા ભીમભાઇ એમ દેશાઇએ હાજર રહેવા શ્રદ્ધસ્થોનો ઉપકાર માની ડેવલપમેન્ટ એસોસીએશન એટલે શુ, તે દ્વારા શુ શું કામ કરી શકાય છે તે સવિસ્તર જણાવીને આવા મડળની આવશ્યકતા અને અનિવાર્યતાના કારણ આપ્યા હતાં, સરકારી ફાર્મ ઉપર થયેલા અખ્તરાનો લાભ અભણ ખેડુતને પણ પહોચાડી શકાય તેટલા માટે મડલના જેવી બીજી એકપણ સસ્થા હોઇ શકે નહી તાલુકાનો મુખ્ય આધાર ઘાસ, ભાત અને બાવળ પર છે તેને બદલે કરવાના સુધારા સુચવતા તેઓશ્રીએ જણાવ્યુ કે બાવળને બદલે સારી જાતના આંબા થઇ શકે અને હાલમા તેવુ કામ આગેવાન ખેડુતો કરી પણ રહયા છે ખેડુતે સભાળ પુર્વક દુર અન્દેશીથી ખેતી કરવી જોઇએ ઘાસની ખેતીમાં પણ કાળજી રાખવી જોઇએ ઘાસ કાપવાના સચા વાપરવા જોઇએ એક વખત નજીકના ભવિષ્યમા એવો આવશે કે ગોડા તથા બળદને લઇને

યંત્રથી ચાલતા ઓજારો વપરાશે માટે ઘાસની ખેતી ઓછી કરી તે જમીનમાં ક્યારો ખેડુતોએ બનાવવી જોઈએ ચીકુ અને આંબાને આ તાલુકાની હવા અનુકુળ છે શાક ભાજી કરવા જોઈએ અને તે મુબઈના બજારમા વેચવાથી ઘણો ફાયદો થાય એમ છે કપાસનો પાક તાલુકામા દાખલ કરવા માટે પીળીઆ પગ ખેતી કરવી જરૂરની છે શીંગનો પાક બહોળા પ્રમાણમા થાય તેજ જગાહી જાનવરોથી બચે આ તાલુકાને મદદ કરવા માટે ખેતીવાડી ખાતા તરફથી વલસાડ મુકામે એક માસ એગ્રીકલ્ચરલ ઓવરસિયરની નિમણુક કરવામા આવી છે, તેનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યુ હતુ કે તે માણસ આ તાલુકાને જોઈતી મદદ કરશે

ત્યારબાદ શ્રી જમશેદજી હોરમસજી એ સભાના પ્રમુખ ડૉ૦ માનનો આભાર માનતા તેમના જીવનની ટુકી રૂપરેખા આલેખી હતી. અને ખાસ કરીને તાલુકાની દારૂ તાડીની બદી દૂર કરવા માટે તેઓ સાહેબને લાગવગ ચલાવવા ભલામણ કરી હતી, અને ઉમેર્યુ હતુ કે ફક્ત એટલુંજ કરવામા આવશે તો દરવર્ષે તાલુકામા ૫-૭ લાખ રૂપીઆનો બચાવ થશે

તે પછી રા રા રણછોડજી ખડુભાઈ રા રા ભુલાભાઈ નાનાજી રા બા ભીમભાઈ રણછોડજી નાયક એમ એલ એ શ્રી સરદાર મોદી વિ એ પ્રસંગોચીત વિવેચન કર્યા બાદ સભાના પ્રમુખે અગ્રેજીમા પોતાનુ ભાષણ કર્યુ હતુ. અને પાછળથી શ્રી બી ટી વી નગરશેઠ ગુજરાતીમા તેનુ ભાષાતર કયુ તેમા ઉત્તર વિભાગના કમીશનર સાહેબ મા ચેટફીલ્ડ અત્રે હાજર ન રહી શકયા તે માટે દીલગીરી દર્શાવી હતી, અને ઉમેરયુ કે તેઓ આજના દિવસે પ્રમુખ થયા હોત તો વધારે આનદ થાત ખેડુત મડળનો મુખ્ય ઉદ્દેશ ખાસ કરીને ખેડવા વાને સ્થિતી સુધારવાનો છે તેમા ખાસ કરીને જમીનદારોના કરતા જે માણસ જાતે ખેતી કરે છે, તેને માટે તેઓ પોતે વધારે લાગણી ધરાવે છે ખેતીની પ્રગતિ માટે સારા હથીઆર, બી, ખાતર વિ કેટલા કર્યા અને કેવી રીતે વાપરવા, તે બતાવવાની જરૂર છે ખેતીવાડી અને સહકારી ખાતાનુ એક જોઈન્ટ બોર્ડ છે જેમા તેઓ પોતે ત્યા સહકારી મડળના રજીસ્ટ્રાર એ બે જ જણ છે જ્યાં તેઓ સાહેબે કાયદા અનુસાર બનતી મદદ આપવાનુ અભિવચન આપ્યુ હતુ તાલુકો ઘણો પછાત છે એમ કહેવામા આવ્યુ અને દિવસે દિવસે વધતી જતી ગરીબાઈનો ઉલ્લેખ કરવામા આવ્યો. ગુજરાતના બીજા તાલુકાઓની સરખામણીમા આ તાલુકો પછાત ગણાય પરતુ

આ પરિસ્થિતી માટે ખરૂ કોણ જવાબદાર છે તે શોધી કાઢવુ જોઇએ ખેડુતનો, સરકારનો, શહુકારની જમીનદારનો, શિક્ષણના અભાવનો કે વકીલોનો દોષ કાઢવામા આવે છે તો આમાથી બધા કારણો ખરા છે કે નહી અને આમાથી દરેક જણ કેટલા અંશે જવાબદાર છે તે પોતેજ સમજીને નકકી કરવાનુ છે; અને જો આમ દરેક જણ સમજીને વિચાર કરે અને પોતાના દોષ સુધારવા પ્રયત્ન કરશે તો તાલુકાની સ્થિતી સુધરી જશે તે બાદ ખા બા ભીલાડવાલાએ કરેલી માંગણીઓના જવાબમા જણાવ્યુ હતુ કે ખેતીવાડી ખાતાના બજેટમાથી તેમા જે કાઇ રકમ ફાજલ પાડી શકશે તે આપવા તેઓ તઇયાર છે. આવા મંડળોને હથીઆર વેચાતા લેવા માટે હાલમા નવી યોજના કરવામાં આવી છે જે મુજબ તેમને હપ્તેથી નાણા લઇ હથીઆર પુરા પાડવામા આવશે. લાંબી મુદત માટે નાણા ધીરવાની યોજના માટે જણાવ્યુ કે સરકાર તે બાબત ઉપર વિચાર ચલાવી રહી છે અને ટુંક મુદતમા ઓછા વ્યાજે નાણા ધીરવાની મોટી યોજના બહાર પડશે સરકાર તરફથી ગ્રાન્ટ બાબત જણાવ્યુ કે હાલમા સરકારે ફકત રૂ ૩૦૦૦૦ ની ગ્રાન્ટ આપવાનુ ધારાસભામા મંજુર કર્યું છે અમારી શરૂઆતમાં જ્યારે આવા મંડળો થોડા હતા ત્યારે ખેડુત મંડળોને વધુ ગ્રાન્ટ આપવાનુ બની શકે તેમ હતુ પરંતુ હાલમા આવા મંડળોની સંખ્યા વધીને ૬૨ ની થઇ છે એટલે જ્યા સુધી ધારાસભામા વધુ રકમ મંજુર થાય નહી ત્યાં સુધી વધારે રકમ આપી શકાય તેમ નથી, આ જીલ્લાના ધારાસભાના પ્રતિનીધી મારફત તે બાબતની કામગીરી આ જીલ્લાએ લેવી જોઈએ જેથી આવતા વરસની ગ્રાન્ટમા કાઉન્સીલ વધારો કરી આપે અને આવા મંડળને વધુ ગ્રાન્ટ મળે તાલુકામા ફાર્મ કાઢવાની બાબતમા જણાવ્યું કે એ બાબત ઘણી ખર્ચાળ હોઇ તુરત બની શકે એમ નથી પરંતુ પ્રયોગો અને પ્રાત્યક્ષીકો કરવા માટે સર સાસુન ડેવીડ ફંડના નાણામાથી તાલુકા માટે ખાસ રકમ આપવામા આવશે ખેતીવાડીની નીશાળ આ તાલુકામા વાઘલીપા ગામે ઘણી સારી ચાલે છે અને તેની વધુ સ્કુલોની માંગણી કેળવણી ખાતા પાસે કરવી જોઇએ અને તેની માગણી તેઓ સાહેબની મારફત કરવામા આવશે તો તેઓ રાગી ભલામણ કરી આપશે

નાળા અને બંધ બાંધવાની બાબતમા સરકાર તરફથી ખાસ અમલદાર નીમાએલા છે તેની કામગીરીનો લાભ મેળવવા ખેડુત મંડળે અરજી કરવી જોઇએ અને તેવી અરજીને તેઓ સાહેબ યોગ્ય ટેકો આપી સરકારમા રવાના કરશે.

જંગલી જનાવરોની બાબતમા પણ તેઓશ્રીએ પોતાથી બનતી નાજુ વિ૦ ને મદદ તાલુકાને પુરી પાડવા વચન આપ્યુ હતુ અને મે૦ ડે૦ ડાયરેક્ટર સાહેબ મારફત ચોક્કસ માગણીઓ મોકલી આપવા સુચના કરી હતી

છેવટે આ સસ્થાને ફતેહ ઇચ્છતા ખેડુતનુ હીત હૈયે રાખવાની બધને ખાસ ભલામણ કરો હતી

રા. રા. રણછોડજી ખડુભાઇ દેશાઇએ સભાના પ્રમુખ તથા હાજર રહેલા પ્રાનુઓ તથા ગૃહસ્થો અને અમલદારોનો ઉપકાર માન્યો હતો અને ખાસ કરીને ગ ડળના પ્રમુખ ખા બા ભીલાડવાલાની મ ડળ સ્થાપન કરવાની સેવાઓ બદલ આભાર માન્યો હતો

તે બાદ હિંદ ખેડુ સઘના ખાસ પ્રતિનિધિએ મદર સસ્થા સબધી પ્રસગનુત કરી હતી અને ફુલહાર અપાયા બાદ સમારંભ સમાપ્ત થયો હતો અને પરોણાઓને સાથે લઇ ખા. બા ભીલાડવાળાએ પોતના બાગમા ફરવા ગયા હતા અને તેઓએ ઉછેરેના વિવિધ ઝાડ પાનો બતાવ્યા હતાં અને આવેલાં મહેમાનોનુ ચિત પ્રસન્ન થયુ હતુ અને બહાર ગામથી આવેલા પરોણાઓ ને સાજની સાડાસાતની ગાડીમા વિદાયકીધી હતી

# ખેડુતોને ખુશ ખબર

વાઠ ગ્રૃપ કો-ઓપરેટીવ કોટન સેલ સોસાયટી,

* —******—

વાંઝના ખેડુતોને ભારે વ્યાજ વટાવના બોજામાથી મુકત કરવા, તથા ખેડુતોની સ્વતત્રતા દેવાના બોજાનો લઇને નષ્ટ થાય છે એવુ લાંબા વખતના અનુભવે ખુદુત વર્ગ ને સિધ્ધ થવાથી, બીજા ગામોમાં અનિયમિત જવાબદારીવાળી ખેડુતોની પરસ્પર સહાયકારક મડળીઓ ચાલે છે, એ ધોરણે એક મડળી સને ૧૯૨૫ના જાન્યુઆરિ માસમા વાંઝમા સ્થાપવામા આવી આ મડળીને મેહેરબાન રજીસ્ટ્રાર સાહેબે તા ૨૫ મી માર્ચ ૧૯૨૫ ને રોજ રજીસ્ટર કરી, પરતુ અત્યારની આપણી અધોગતીની સ્થિતિમા જે સ્વાભાવિક અવિશ્વાસની લાગણી જનસમુહમાં પ્રવર્તિત છે એમાંથી આ મડળી પણ મુક્ત થઇ શકી નહિ પરતુ સુભાગ્યે મડળીને એક ભાવનાશીલ સેવક અચાનક મળી ગયા એ મણે જોયુ કે ક્ષેત્ર તૈયાર છે ફકત આજુબાજુનુ વાતાવરણ ઠીક નથી, તેથી તત્કાળિક ઘણીક ફેરફાર કરી મડળીને યોગ્ય માર્ગ ઉપર લાવવામા આવી ત્યાંથી ખરી શરૂઆત

(૩) ગૃપના ખેડુતોને ઉતમ અને ઓછામા ઓછા ખરચે જથાબધ માલ આ મડળદ્વારા પુરો પાડવાની વ્યવસ્થા કરવી
(૪) અસ્તપ્રાય થયેલા ગૃહઉદ્યોગને સજીવન કરવા
(૫) ગૃપના ખેડુતોના બાળકો ઉચ્ચતર કેળવણીના વિકાસ માટે ઘટતા પ્રયત્નો કરવા

આ મડળીથી થતા મુખ્ય ફાયદા.

(૧) નાણા સબધી ચિંતા ન રહે
(૨) વ્યવસ્થાપક સમિતિ માલ વેચવાનુ કામ કરે એટલે માલ વેચવાની ચિંતા પણ ન રહે –
(૩) તોલમાપુ છેતરાવવુ નહિ
(૪) ફેટલી વણાણીનો ભાવ જે ઘણુજ હલકા ભાવે આપવો પડે તે પણ સારા ભાવે વેચાય
(૫) જરૂર વખતે કપાસના નાણાં મળે,
(૬) રૂના ઉતારાનો લાભ લઇ શકાય
(૭) કપાસ અને રૂના ભાવ વચ્ચેનો નફો સભાસદોનેજ મળે
(૮) દર વરસે ઉતમમા ઉત્તમ બી દાખલ કરવાથી પાક સારો ઉતરે આથી, સારો ભાવ ઉપજાવી શકાય
(૯) કપાસના કડદા તથા નાણાના વાયદાથી થતા ગેરલાભો ટળી જાય.
(૧૦) સ્વતત્ર રીતે વેપાર કરવાની ગમ પડે
(૧૧) સ્વતત્ર રીતે સાર્વજનિક કામો કરવાનુ જ્ઞાન મળે
(૧૨) ગ્રામ્ય રચના તથા લોકોપયોગી કામો સપથી કરવાની ભાવના કેળવાય.
(૧૩) અને સઉથી અગત્યનુ તો એ કે ખેડુતોનુ સ્વમાન જળવાય

આટલા વિવેચન પછી આપને મડળના સભ્ય થવાની ઇચ્છા થઇ હોય તો દાખલ ફીનો રૂા એક મોકલી એને લગતુ સાહિત્ય મફત મગાવો અગર નીચે સહી કરનારને રૂબરૂ મળો

મડળીને અગતો પત્રવ્યવહાર ઓનરરી સેક્રેટરી વાંઝ ગ્રુપ કો- ઓપરેટીવ કોટન સેલ સોસાયટી લિમિટેડ વાંઝ વાયા મરોલી એ સરનામે કરો

લિ૦

નાથુભાઇ ડાહયાભાઇ પટેલ-ચેરમેન.

અને

ગુલાબભાઇ હરિભાઇ વશી

ઓનરરી સેક્રેટરી.

# ધી ગુજરાત કો–ઓપરેટીવ કોટન સેલ સોસાયટીઝ ફેડરેશનની સને ૧૯૨૭ ની સાલની ત્રીજી બેઠક.

ગુજરાત કો–ઓપરેટીવ કોટન સેલ મંડળીઓના ફેડરેશનની સને ૧૯૨૭ ની સાલની ત્રીજી બેઠક સદર મુકામે ધી સોસક કો–ઓપરેટીવ જીનીંગ ફેક્ટરીમા તા૦ ૮–૬–૨૭ ને રોજ રા૦ રા૦ કાળીદાસ માવજીભાઈ પટેલના પ્રમુખ પદે મળી હતી, જેમા ગુજરાતની કોટન સેલ મંડળીઓના પ્રતિનિધીઓએ તેમજ અન્ય ગ્રહસ્થોએ હાજરી આપી હતી

શરૂઆતમા ફેડરેશનના ઓનરરી સેક્રેટરી રા૦ રા૦ વાય ટી દેસાઈએ ફેડરેશનની બીજી બેઠક જે તા૦ ૫–૫–૨૭ ને રોજ મળી હતી તેનો છાપેલો હેવાલ વાચી સભળાવ્યો હતો જે મંજુર કરવામાં આવ્યો હતો

આ મીટીંગમાં સઉથી અગત્યનુ અને મંડળીઓના લાભનુ કામ જે ફેડરેશનના પેટા કાયદાનો ખરડો સભા સમક્ષ સેક્રેટરીએ રજુ કર્યો હતો, તે પર વિચાર ચલાવવાનો હતો આ વિષય પર લગભગ બે કલાકની ચર્ચા થયા બાદ નીચે મુજબનો ઠરાવ કરવામા આવ્યો હતો,

ઠરાવ ૧ લો.

આ સભા એવો ઠરાવ કરે છે કે દસ લતી કોટન સેલ મંડળીઓ—ધી કોસાદ ગૃપ, ધી સોસક ગૃપ, ધી ઠાસરા ગૃપ, ધી હાસોટ ગૃપ અને ધી પાદ ગૃપ, કોટન સેલ મંડળીઓને ફેડરેશનના પેટા કાયદાના ખરડાની નકલ મોકલી આપવી અને સદર મંડળીઓ તરફથી સુચનાઓ આવ્યા બાદ સદર પેટા કાયદો ઘટતા સુધારા વધારા સાથે રજીસ્ટર કરાવવા મોકલી આપવા આ ખરડા ની નકલો કરવા માટે તથા ઉપર જણાવેલી પાચ મંડળીઓને દરેકને એક નકલ મોકલવા માટે ધી સોસક કો–ઓપરેટીવ જીનીંગ ફેક્ટરીને આ કામ સોપવામાં આવ્યુ હતુ અને આ મીટીંગની બેઠકની આખરે આ ખરડો સદર જીનીંગ ફેક્ટરીના મેનેજરને આપવામા આવ્યો હતો

ઠરાવ. ૨ જો.

નર્મદાની દક્ષિણના અને તાપીની ઉત્તરના પ્રદેશમા આવેલી કો–ઓપરેટીવ કોટન સેલ મંડળીઓનુ રૂ સુરત પ્રેસ કરવા માટે રેલ્વે વાટે લઈ જવા

નામદાર સરકારની મંજુરી મેળવવા આ ફેડરેશને સુરત જીલ્લાની કો–ઓપરેટીવ ઈનસ્ટીટયુટની શાખાને મંડળીઓનો કેસ રજુ કરવો અને તે માટે મીટીંગના પ્રમુખ રા૦ રા૦ કાળીદાસ માવજીભાઇ પટેલને સત્તા આપવામા આવે છે

ઠરાવ ૩ જો

ફેડરેશનના ખર્ચનો ફાળો કોટન સેલ મંડળીઓ આપવામાં ઢીલ કરે છે અને ખર્ચના બીલના નાણા ચુકવવા ઓનરરી સેક્રેટરીને ઘણી અડચણ પડે છે માટે આ સભા મહેરબાન આસીસ્ટંટ રજીસ્ટાર સાહેબ, કો–ઓપરેટીવ સોસાઈટીઝ, ઉતર વિભાગ સુરતને તેમની પાસે કંટીજન્ટ ગ્રાંટમાથી અથવા પ્રોપેગેન્ડા ગ્રાંટમાથી અગર બીજા કોઇ ફંડમાથી ફેડરેશના ખર્ચના નાણા ચુકવવા વિનંતી કરવામા આવે છે

ઠરાવ ૪ થો

ફેડરેશનની મીટીંગ ૧૯૨૭ની સીઝનમા ભરવાનુ હવે જરૂરી નથી અને તેથી હવે જરૂર પડે ત્યારે ઓનરરી સેક્રેટરીએ ફેડરેશનની મીટીંગ બોલાવવી એવા આ મીટીંગ ઠરાવ કરે છે,

ઠરાવ ૫ મો.

પ્રમુખનો આભાર માની સભાનુ કામ સમાપ્ત કરવામા આવ્યુ હતુ.

યશવંતરાય ત્ર્યંબકલાલ દેશાઇ

ઓનરરી સેક્રેટરી

શ્રી ગુજરાત કો–ઓપરેટીવ કોટન સેલ સોસાયટી ફેડરેશન.

## સહકારી પ્રગતી.



એક અનુવાદ—રા. રા. વાય. ટી. દેસાઇ, બી એજી. આઇ. ડી સી. ડી. સુરત

ઝેકો સ્લોવેકીયામા પ્રીકાજી નામના ગામમા સહકાર પ્રવૃતીએ છેલ્લા આઠ વરસમા જે પ્રગતી કરી છે તેના હેવાલ ત્યાના એક ગૃહસ્થ નીચે પ્રમાણે જણાવે છે અને આશા રાખવામા આવે છે સહકારમા રસ લેતા દરેક મનુષ્યને રસમય થઇ પડશે અને તેને દેશસેવા કરવાને વધારે આશાવંત બનાવશે

પ્રીકાઝી એક નાનુ ૩૫૦ ઘરનુ ગામડુ છે અને દરેક ઘરના અંગે સરેરાસ લગભગ ત્રીસ એકર જમીન પડે છે આ ગામડામા સહકાર દ્વારા જે

પ્રવૃતિ ફતેહમંદથી કામ કરી છે તે જોવામાં આવે છે ત્યાં એક કો-ઓપરેટીવ ક્રેડીટ સોસાઈટી હસ્તી ધરાવે છે અને એ સોસાઈટીએ પોતાનું સુંદર અને ભવ્ય મકાન ત્રણ વરસ પહેલાં ૩૬૦૦૦) પાઉંડના ખર્ચે (લગભગ રૂા. ૪,૭૭,૦૦૦) ના ખર્ચે બંધાવ્યું છે. આ સોસાઈટી સ્થાનિક સેવીંગ્સ બેન્ક તરીકે પણ કામ કરે છે એ મકાનમાં કો-ઓપરેટીવ રેસ્ટોરા [ સહકારી હોટેલ ] પણ છે જ્યાં દરેક માણસ પોતાને ત્યાં ગાડંગી હોય અગરતો રાંધવાનું બની શકે એમ ન હોય ત્યારે યોગ્ય કીંમત આપીને સારૂં ખાવાનું મેળવી શકે છે વળી ત્યાં સુંદર થીએટર પાંચસો માણસો રહાઈ શકે એવી સગવડવાળું, એક કસરત શાળા અને ગરમ અને ઠંડા પાણીના અસંખ્ય હોઝો ગામના લોકોને નહાવા માટે બનાવવામાં આવ્યા છે, આ ઉપરાંત વધુ તપાસ કરતાં માલમ પડે છે કે એક સહકારી લોટ દળવાની ઘંટી, એક ચીકોરીની ફેકટરી અને એક બહારથી કોના બારલી કે જે દુનીયામાં પ્રખ્યાત છે તેમાંથી સોલ્ટ બનાવવા માટે એક ભઠ્ઠી જોવામાં આવે છે, ઘરના બઈરાંઓને પાઉં બનાવવાની ફરજમાંથી મુકત કરવાને એક સુંદર સહકારી બેકરી પણ ચલાવવામાં આવે છે ત્યાંના લોકોનો માલ વેચવાને તથા એમને જોઈતી ચીજો પુરી પાડવાને માટે પણ સહકારનો આશ્રય લેવાય છે વળી સારા ઢોર અને સુવરને માટે પણ સહકારી સોસાઇટીઓ છે આ બધું જાણ્યા પછી સહજ એમ પ્રશ્ન થાય કે આવા નાના ગામડામાં રૂા ૪,૭૭,૦૦૦) ના મકાનની શી જરૂર હોય ? અગર આવી મોટી રકમ ખર્ચીને મકાન બાંધવું એ શું ડહાપણ ભરેલું ગણાય ? તો તેના જવાબમાં જણાવવાનું કે આ સહકારી સોસાઇટીના મેનેજરે બતાવ્યા મુજબ સોસાઇટીના સેવીંગ્સ ખાતામાં સભાસદોના ડીપોઝીટના નાણાં ૭૦,૦૦૦) પૌંડ એટલે લગભગ રૂા ૯,૩૦,૦૦૦) હતાં, અને તે ઉપરાંત તેણે જણાવ્યું કે ફકત ૭૦૦૦૦) પૌંડજ એમની બધી બચત નથી, પણ એ સભાસદોએ એમના નાણાં ઉપર જણાવી ગયા તે જુદી જુદી જાતની સહકારી મંડળીઓમાં શેર તરીકે પણ રોકેલા છે.

(આ ઉપરથી વાચકને ખ્યાલ આવી શકે કે મુંબઈ ઈલાકાની અંદર ભરૂચ જેવી ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો-ઓ. બેન્ક કે જે આખા જીલ્લા માટે કામ કરે છે અને જેની વસ્તી ૩૭,૭૭૪૫ માણસની છે તેવી જીલ્લા બેન્કમાં પણ લગભગ રૂા ૯,૩૦,૦૦૦) જેટલા સભાસદોના નાણાં સેવીંગ્સ ખાતામાં જમા નથી એટલે કે એક આખો ભરૂચ જીલ્લો પણ એક નાના ૩૫૦ ઘરના

ગામડા સાથે સરખાવતા પણ કેવી સ્થીતીમાં છે તે આ આંકડાઓજ સચોટ પુરાવો આપી શકે છે )

આ ઓકાઝી ગામમા સહકાર કાંઇ નવો નથી એક ઉત્સાહી અને ઉમંગી સ્થાનિક સહકારીએ પોતાના પાડોશીઓને સહકારનુ રહસ્ય સમજાવી આઠ વર્ષ પર આની શરૂઆત કરી હતી, અને તે ચળવળને એજ ગામના લોકો આજ કેટલાયે વર્ષથી ખીલવી રહયા છે, આ ઓકાઝીના દાખલા ઉપરથી ઉત્તમ જાતની વ્યવસ્થા શુ કરી શકે અને ગઇ મોટી લડાઇમાથી કેવી રીતે ફતેહમંદ રીતે પસાર થઇ શકે, અને રાજ્ય ફેરફાર થાય, છતા પણ એ ગામ કેવુ સુખી અને આબાદ રહી શકે એનો પુરાવો મળી રહે છે.

( દરેક સહકારી જો પોતાના ગામની અને દેશની આબાદી ચહાતો હોય, હિંદુસ્થાનને સ્વરાજ્ય મેળવવા કોઇ પણ રીતે મદદગાર થવા માગતો હોય, લોકમા ઉત્તમ વ્યવસ્થા ખીલવવા ઇચ્છતો હોય તો હમારી એવી વિનતી છે કે તેવા દરેક માણસે પોતાનુ ગામ અથવા શહેર ખીલવવા બનતા પ્રયાસ કરવા જોઇએ, અને જે વાત આજે સ્વપ્નવત અને અશક્ય લાગે છે તે વાત ભવિષ્યમા ફળીભુત થવી જોઇએ એવો આ ઓકાઝી ગામનો દાખલો તેને પ્રેરણા આપશે.

સુરત,
કેમ્પ આમોદ
તા ૨૭-૮-૨૭

લી૦
V T Desai.

# એક અખતરો

( એક અનુવાદ )

પચમાહલ જીલ્લાના કાલોલ તાલુકામા મુબઇ ઈ પ્રોવીન્શીઅલ કો-ઓપરેટીવ બેંકની શાખા ૧૯૨૫ની સાલનાં અકટોબર માસમા કાઢવામા આવી હતી આ શાખા મારફતે સયોજીત થયેલી સહકારી મંડળીઓના સભાસદોનો માલ મગફળી બેંકના ગોડાઉનમા ભરી રાખી તેના ભાવ વધેથી વેચવામાં આવી હતી આમ કરવાથી મંડળીના સભાસદોને જે ફાયદો થયો હતો તે નીચે બતાવવામા આવ્યો છે.—

સભાસદોનો માલ ભરી રાખવા માટે બેંકે અમુક સરતો નક્કી કરી હતી જેમાની મુખ્ય નિચે પ્રમાણે છે —

૧ સભાસદોના માલ ઉપર બજાર ભાવના [૭૦] ટકા સુધી નાણા ધીરવા અને તેનુ વ્યાજ નવ ટકા સેંકડે લેવુ

૨ સભાસદે પોતાનો માલ છ માસ સુધીમા વેચી નાખી બેંકના નાણા ભરપાઈ કરવા

૩ જો માલની કીમત ઘટી જાય તો સભાસદે વધુ જામીનગીરી આપવી અને તેમ કરવામા ચુકે તો બેંક તેનો માલ વેચી દઇ નાણા વસુલ કરી લે,

૪ માલ ભરી રાખવાને માટે ગોડાઉનનુ ભાડુ, તોલાઇ ખર્ચ વીગેરે જે કાંઇ ખરચ થાય તે સભાસદને શીરે છે

૫ બેંકને તેના કામ બદલ હકસાઈ આપવી

૬ સભાસદોએ પોતાનો માલ પોતાને જોખમે ડીપોઝીટ મુકવો

૭ માલ ભરી રાખવામાં વજનની ઘટ પડે તે સભાસદે વેઠવી શરૂઆત મા સભાસદોને તેમનો માલ બેન્કની ગોડાઉનમા ભરી રાખવા સમજુત કર વામા આવી પણ તેનો લાભ શાગ્યેજ છએક જણે લીધો હશે, એમણે કુલ્લે ૧૪૨ મણ મગફળી બેંકની ગોડાઉનમા ભરી રાખી અને તે વખતે મગફળીનો ભાવ રૂા ૨-૧-૦ હતો આશરે બે માસ પછી જ્યારે ભાવ રૂા ૩-૪-૬ થયો ત્યારે બધી મગફળી વેચી નાખવામા આવી હતી બીજે વરસે આનો લાભ નવ દસ મંડળીના લગભગ ૫૦ સભાસદોએ લઇ ૧૦૨૯ મણ મગફળી બેંકના ગોડાઉનમા ભરી જે વખતે કળશીનો ભાવ રૂા ૪૩ થી રૂા ૪૪ સુધી હતો. આ મગફળી ફેબરૂઆરી મહીનાની આખરમા એટલે કે લગભગ બે માસમા જ્યારે કળશાનો ભાવ રૂા ૫૪-૧૪થી રૂા ૫૫-૮ થયો ત્યારે વેચી નાખવામા આવી ગોડાઉનનુ ભાડુ રૂા ૩૯-૦-૦ અને તોલાઈ વગેરેનો ખર્ચ રૂા ૨૪-૦-૦ એટલે કે એક કળશી ઉપર ૫૯૨ આનાનો ખર્ચ પડયો બેન્કે કોઇ પણ હક સાઇ લીધી નહિ ને તેથી ખેડુતોને એક કળશીએ રૂા ૯) નો વધારો મળ્યો કુલ્લે રૂા ૫૭૭-૮-૯ આ ખેડુતોને લાભ મળ્યો બેન્કની શાખાને રૂા ૧૭૫ ૩ વ્યાજ તરીકે સભાસદોને લોન ધીરી હતી તેના મળ્યા અને તેમના માલની ઘટ પ્રમાણે એક ટકો અડધો શેર નીકળ્યુ આ ઉપરથી વાચકને ખાત્રી થશે કે એકત્ર મળીને પોતાનો માલ વેચવાથી કેટલો લાભ મળી શકે છે, જે ગામમાં કેટલીક મંડળીઓ અને જ્યા ખેડુતો સહકારનો અર્થ બરાબર સમજ્યા છે ત્યાં આ દીશા

આ કામ કરવુ સુલભ થઇ પડશે કેટલીક વખત આવા કામને માટે ચોપડા અને હીસાબી કામ રાખવાનુ ખેડુતથી બની શકે નહી અને એને માટે જોઇતો અનુભવી પ્રમાણીક અને ધંધામા પ્રવીણ માણસ મેળવવાનો ખર્ચ ભારે થઇ પડે, પણ જો ધીમે ધીમે કામ ખીલવવામા આવે તો જરૂર આ પ્રશ્નનો ઉકેલ એની મેળે આવી જાય વળી જ્યા જ્યા કો-ઓપરેટીવ બેન્કો અગર તેની શાખાઓ કામ કરે છે ત્યા તેમની મારફતે કામ લેવુ એ શરૂઆતમા ઉપયોગી નીવડશે. વધારામા જે તાલુકાઓમા સુપરવાઇઝીંગ યુનીયન કામ કરે છે ત્યા તેમની મારફતે પણ કામ લેવુ જોઇએ, અને જ્યારે આ પ્રકારનુ કામ બરાબર ખીલે ત્યારે તેને માટે એક સ્વતંત્ર સહકારી મંડળી કાઢવાનો વિચાર થઇ શકે,

આશા છે કે જો ઉપલા લખાણનુ રહસ્ય સમજી થોડો ઘણો પ્રયાસ કરવામા આવશે તો સહકારી આલમની જરૂર તે સાચી સેવા કરશે

આમોદ
તા ૨૭-૮-૨૭

હરગોવન બાપુજી
કો. ઓ બેન્ક ઇન્સ્પેકટર ભરૂચ.

આનંદરાવ બી
એજન્ટ આમોદ બ્રાંચ
ધી ભરૂચ કો ઓ બેન્ક લી—આમોદ.

---

# ખેતીવાડી ખાતું, મુંબઈ

## હસ્તપત્રિકા નં ૧, ૧૯૨૭

## ખેતીવાડી ખાતા તરફથી ભલામણ કરવામા આવેલા ગુજરાતને માટે હળ લાકડા

—*********—

### ૧—હળ

| | કિંમત રૂ આ પા | વેચનાર. |
|---|---|---|
| ૧. એસ એ ઇ ગેલોઝ | ..૧૩૫ ૦ ૦ | કકન સ્ટ્રેટન એન્ડ કું, મુંબઇ |
| ૨ સી ટી ૧ | .. ૬૫ ૦ ૦ | |
| ૩. બી ટી ૨ | ... ૫૬ ૮ ૦ | |

| | | |
|---|---|---|
| ૪ કિર્લોસ્કર ન ૧૧ | ૨૯ ૦ ૦ | કિર્લોસ્કર બ્રધર્સ કિર્લો |
| ૫. સરદાર | ૨૭ ૦ ૦ | સ્કરવાડી |

લાકડાના હળ કરતા આ બધા હળનું કામ જલદી અને સારૂં થાય છે. તેમજ કામના પ્રમાણમા બળદને થોડુ તાણવું પડે છે

એસ એ ઇ ગેલોઝ—એક મોટું એક બાજુવાળુ landside હળ છે. આ હળ હથ્થી અગીઆર ઇચ ઉંડુ ખેડવાને સારૂ અને કાળી તેમજ ઉંડી જમીન મા ઉંડી જડ નાખેલા ઘાસનો નાશ કરવાને ખાસ સારૂ છે શેરડીની જમીન તઇઆર કરવાને માટે અને ખાસ કરીને લીલા ખાતરનો પાક દાટવાને માટે ઉત્તમ છે કાળી જમીન આ હળથી ખેડવાને માટે આઠ થી દશ બળદ જોડવા પડે છે, આ હળથી એક દિવસમા આશરે એક વીઘુ ખેડાય છે.

સી. ટી ૧ —આ હળનુ ચવડુ બેઉ બાજુ ફેરવી શકાય છે. આ હળ બે અથવા ચાર બળદ જોઇએ છીએ તેમજ આનાથી સાત આઠ ઇચ ઉંડુ ખેડી શકાય છે આ હળ એક દિવસમા લગભગ એક વીઘુ ખેડી શકે છે.

બાકીના બધા હળ પાંચ થી છ ઇચ ઉંડુ ખેડનારા અને હલકા છે તેમજ સર્વ સાધારણ કામમાં આવે તેવા છે આ બધા હળ બે બળદથી ખેંચી શકાય છે "સરદાર" એક બાજુવાળુ અને બીજા બે બાજુ ફેરવી શકાય તેવા છે

## ૨—કરબ અથવા રાપ

| | કિંમત | વેચનાર |
|---|---|---|
| ૧. તાવડીઓ રાંપ | રૂા ૧૬૦ થી ૧૭૦ | મેકબેથ બ્રધર્સ, મુબાઇ |

આ રાપ બે જાતના હોય છે એક ઉલટાવી શકાય તેવો અને બીજો ન ઉલટાવાય તેવો આ રાપ જમીન ખેડયા પછી તરતજ રોડા ભાગવાને ઉપયોગી છે પહેલી જાતનો જમીન ખેડી અને બરાબર તઇઆર કર્યા પછી ચાસ અને પાળીઓ બનાવવામા ઉપયોગી થઇ પડે છે નવી પધ્ધતિ પ્રમાણે પાળી ઉપર વાવેલા કપાસ ના ચાસની વચ્ચે આ રાપ વાપરી શકાય છે, આ રાપ જમીનમા ખાતર ભેળવવાના કામમા ઉત્તમ છે આ રાપ, કાપણી પછી જમીન પર ફેરવાથી ૨ થી ત્રણ ઇચ જમીન ઉખડે છે અને તેથી આગળ ઉપર ખેડવુ સહેલુ થઇ પડે છે ઉત્તર ગુજરાતની ગોરાડુ જમીનમા આ રાપ ઘણીજ સારી રીતે જમીન ઉંડી ઉખાડે છે અને તેથી દેશી હળની જરૂર રહેતી નથી આનાથી એક દિવસમા બે થી ત્રણ એકર જમીન ફરી વળાય છે

### ૩—પાળીઓ બનાવનાર હળ

| | કિંમત રૂ | વેચનાર |
|---|---|---|
| ૧. પી ઍન્ડ ઓ ૧૦ ઇચ ૬૯ મીડલ બસ્ટર | | મેકબેથ બ્રધર્સ, મુંબાઈ |
| ૨. ચટનુગા ન ૧૯ મીડલ બ્રેકર ૫૯ | | |

અને ખાસ કરીને બે (મોન્ડ બોર્ડ) પખા પ્રત્યેક બાજુએ એક એક ખાસ માપવાળા હોય છે અને તેથી સારી રીતે ચોકખી પાળીઓ બનાવી શકાય છે સાધારણ હળથી જેટલુ કામ થઇ શકે તેટલાજ વખતમા આ હળથી બમણુ કામ થઇ શકે છે કારણ કે બે પખા હોય છે

ઉપરમાનો ન ૧ લો જરા ભારે અને સુરતની કાળી જમીન કે જેમાં કપાસ લેવાય છે ત્યાની નવી પદ્ધતિને (પાચ ફુટની પાળીઓને) માફક આવે તેવો છે. ન ૨ જો સાધારણ કાળી જમીનને માફક આવે તેવો છે

### ૪—કલ્ટીવેટર (રાપડીઓ)

| | કિંમત રૂ આ પા | વેચનાર |
|---|---|---|
| ૧ મૅક કૌર્મિક ટુથ કલ્ટીવેટર (દાતવાળી રાપડીઓ) | ૨૭ ૮ ૦ | મેકબેથ બ્રધર્સ, મુંબાઈ |

આ કલ્ટીવેટર (રાપડીઓ) કપાસ, જુવાર અને બીજા પીતવાળા પાક ના ચાસની વચ્ચે ફેરવવામા અને માટી હલાવવાના કામમા ઘણુ જ ઉત્તમ છે આમ માટી હલાવવાથી જમીનમા ભેજ રહે છે બે ચાસ વચ્ચે દોઢ થી અઢી ફુટ અતર સુધી જુદી જુદી પહોળાઇમા ગોઠવી કામ કરી શકાય છે આ બધા એક બળદથી કામ થઇ શકે તેવા છે. અને એક દિવસમા બે થી ત્રણ એકર કામ કરી શકે છે

### ૫-લણનારાં તથા મસળનાાં ઓજાર

| | કિંમત | વેચનાર |
|---|---|---|
| ૧ મેક કોર્મિક મોવર | ૩૭૬ | મેકબેથ બ્રધર્સ, મુંબાઈ |
| ૨ ૩½ ફુટ નવુ નાનુ વર્ટીકલ લીફટ મોવર (બળદ માટે ગોઠવણ | ૨૪૨ | |
| ૩. છરીઓ અને દાપની ધાર કાઢનારૂ યત્ર (મોવરો માટે) | ૨૩ ૮૪ | |

૪ ઘઉં મસળનાર ( ઓલપાડની ૭૫ જાતનુ ) સરકારી ફાર્મ, સુરતની મારફતે

૫. જુવાર મસળવાનો પથ્થરનો લાટ ૩૫ થી ૪૦ સ્થાનિક બનાવી લેવાય છે.

ન ૧ ને ન ૨ ખાસ કરીને સુરત જીલ્લાના ચીખલી, વલસાડ અને પારડી તાલુકામા મોટાં ખીડ તેમજ તેવી જગ્યાએ ને માટે ઘાસ કાપવાને સારાં છે ઘઉ અને બીજા પાતળી શાડીવાળા પાક કાપવાને પણ યોગ્ય છે જમીન આદવા, ઢુણુકા, ખાડા અને પથ્થર વગરની હોવી જોઇએ, આ યત્ર બે તથા ચાર જબરા જલદી ચાલનારા બળદ ખેચી શકે છે આ યત્ર એક દિવસમા ચાર થી પાચ એકર ઘાસ કાપે છે, આ મોટા પઈસાદાર ખેડુતો અથવા સહકારી મંડળીઓને માટે છે

ન ૩ જે છરીને ઉત્તમ રીતે જલદી ધાર કાઢનારૂં યત્ર છે

ઘઉં મસળનારાં યત્રને ૧૨ પોલાદની તાવડીઓ હોય છે. તાવડીઓને કરવત જેવા દાતા હોય છે આ તાવડીઓ ત્રણ હારમા ગોઠવેલી હોય છે જેથી ઘઉ જલદીથી અને સારી રીતે મસળી શકાય છે આ યત્ર બે બળદથી કામ કરી શકે છે બળદથી મસળતા જે ખર્ચ આવે તેનુ ૩૦ ટકા ખર્ચ આ યત્રથી મસળતા આવે છે

**પથ્થરનો લાટ**—જુવાર મસળવામા ઘણોજ ઉત્તમ છે આ રસ્તાનો લાટ જેવો પણ પ્રમાણમા ઘણોજ નાનો છે સાધારણ બળદથી મસળવા કરતા ઘણીજ ઝડપથી ચોકખુ અને સસ્તુ કામ થાય છે આ લાટ ફેરવવાને બે બળદ જોઈએ છીએ અને તેથી બાકીના બીજા બળદ ખેતરના બીજા કામમા ઉપયોગી થઈ પડે છે આનાથી એક દિવસમાં પાચ છ એકરની ઉત્પન્ન મસળી શકાય છે.

## ૬—પાણી કાઢનારા યત્રો

| | | કિંમત રૂ | વેચનાર |
|---|---|---|---|
| ૧ | વલસાડ રહાટ (બધો લોઢાનો) | ૧૫૦ થી ૩૦૦ રૂ | કાલુભાઈ છોટુભાઈ, વલસાડ |
| ૨. | લોઢાનો કોસ ( ૩૫ થી ૫૫ ગેલન ) | ૨૨-૨૬ | બીર્ડ એન્ડ સન્સ,-સામલી |
| ૩ | મહાર કોસ ( ,, ) | ૨૦-૨૪ | કિર્લોસ્કર બ્રધર્સ, કિર્લોસ્કર વાડી |
| ૪. | કોસને માટે ચાકરો | ૧૨ | |

વલસાડ રહાટ બધો લોઢાનો છે આ રહાટ દશ થી ત્રીસ ફુટ ઉંડાઈ સુધી કામ કરી શકે છે કોસ કરતા આ રહાટથી પાણી એક સરખુ ઝવહયા કરે છે આ કામ કરતા ઘણોજ સારો છે પાણીના ઉંડાણના પ્રમાણમા એક અથવા બે પાડાની અથવા બળદની જોડ જોઇએ છીએ

લોઢાનો કોસ ( પાણી આપો આપ થાળમા કાઢનારા ) ચામડાના કોસ જેવુ કામ કરે છે અને બમણો વખત ચાલે છે

આ ચાકરો બે નાના હાટ ઉપર ફરે છે તેથી તાણ ઘણુ ઓછુ જોઇએ છીએ. લાકડાના ચાકરા કરતા આ લોઢ નો ચાકરો બળદને સારો ફાવે છે

## ૭—ઓજા હળ લાકડા

| | કિંમત રૂા |
|---|---|
| પટારી ( અમેરીકન ) ૩ થી ૫ ઘનફુટ | ૨૦ થી ૩૫ |

જમીન સપાટ કરવામા એક જગ્યાએથી બીજી જગ્યાએ માટી લઈ જવામાં આ ઘણુજ સફળ થએલુ છે આ એક બળદની જોડથી ચાલે છે દેશી પટારીઓની માફક માટી લઈ જતા રસ્તામા પડતી નથી અને જ્યા લઈ જવી હોય છે ત્યાં લઇ જવાય છે માથે માટી લઇ જવા કરતા આ ઘણુ સુગમતા ભરેલ છે

તા. ક.—(૧) કિંમતમા વધ ઘટ થવા સંભવ છે

(૨) આ હળ લાકડા—

(અ) નજીકના સરકારી ફાર્મ,

(બ) જીલ્લાના ખેતીવાડીના ઓવરસીયર, અથવા

(ક) ઉત્તર વિભાગના ખેતીવાડીના ડેપ્યુટી ડાયરેકટર મારફતે મળી શકશે



# ખેતીવાડી ખાતું, મુંબાઈ.

હસ્તપત્રિકા નં ૪

—*******—

(૧૯૨૧ ના નંબર ૨ હસ્તપત્રિકાને બદલે)

કડબના કકડા કરવાના યંત્રો.

વરસાદની અછતને લીધે લગભગ આખા મુંબાઈ ઈલાકામા અને ખાસ કરીને પુર્વ તરફના જીલ્લાઓમા ઢોરને પુરતો ઘાસ ચારો પુરો પાડવો એક અગત્યનો સવાલ છે આ અડચણને દુર કરવાનો હાલનો જે ઘાસ ચારો છે તે લાંબો વખત ચાલે તેમ કરવું હાલમા ઢોરને જુવારની કડબનાં તેમજ બીજા ચારાના પુળા આખા કાપ્યા વગર નીરવામાં આવે છે અખતરા કર્યા પછી તેમજ અનુભવથી માલમ પડયુ કે ઢોર પાંદડાવાળો અથવા પાતળી રાડી વાર ભાગ ખાય છે જેથી ૨૫ થી ૪૦ ટકા જેટલા ચારાનો બગાડ થાય છે કડબના અડધાથી એક ઇંચ જેટલા નાના કકડા કરી ખવડાવવાથી લગભગ પાંચ ટકા જેટલો બગાડ થાય છે તેવુ ચાલુ અખતરાઓથી સાબીત કર્યુ છે, આથી જણાશે કે ખેડુત કડબના બારીક કકડા કરી ઢોરને ખવરાવે તો ઘણેજ મોટો ભાગ બચાવી શકે

હાથવતી ચારાના બારીક કકડા કરવા એ એક કે બે જોડીવાળા ખેડુતને માટે શકય છે જ્યારે મોટા જથ્થામા ઢોરને નીરવાનું હોય ત્યારે તે કડબ કાપનારા યંત્રોજ ઘણી મુદતે ફાયદેમંદ નીવડયા છે

જુદા જુદા કડબ કાપનારા યંત્રો જે અહીંઆ મળી શકે છે તેમજ ઉપયોગી માલમ પડયા છે તેઓની યાદી કીમત સાથે નીચે મુજબ છે—

( પત્રક પાછળ જુઓ )

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| ૪ | રીચાયડ એન્ડ ચે ન્ડસર, એ એ ટાઇપ | મેકએચ બ્રધર્સ,લી, મુબાઇ | ૭૫ | ૬૦૦—૮૦૦ | ૨ માણસ | ૩૦—૪૦ |
| ૫ | ઓબીઓ પાની ટા ઈપ છરીવાળો | એન જી પદુક એન્ડ કું ચાર્ટરોડ મુંબાઇ | ૧૬૫ | ૫૦૦—૬૦૦ | ૨ માણસ | ૨૫—૩૦ |
| ૬ | આર હન્ટસ એટ-લાસ ઇ (ત્રણ છરીઓ) | બી આર હરમન એન્ડ કું, કરાંચી | ૫૦૦ | ૨૦૦૦ | ૭ માણસ (ફકત હાથ મજુરી) | ૧૦૦ |
| | | | | ૬૦૦૦ | ૨ માણસ, એક છોકરો અને ચાર હોર્સ પાવરનું એનજીન | ૩૦૦ |
| ૭ | આર હન્ટસ એચ ટી બી ની ટી ૪૦ | ,, | ૧૨૫ | ૧૨૦૦ | ૨ માણસ ૧ છોકરો | ૬૦ |
| ૮ | રાજા | વોલ્કર્ટ બ્રધર્સ કરાંચી | ૧૦૮ | ૧૨૦૦ | ૨ માણસ ૧ છોકરો | ૬૦ |
| ૯ | આર. હન્ટસ એટલાસ એ | બી આર હરમન એન્ડ કું, કરાંચી | ૧૨૫ | ૧૨૦૦ | ૨ માણસ ૧ છોકરો | ૬૦ |

રીમાર્કસ—

કિર્લોસ્કર છરીથી દાબીને કડબ કાપનારૂ યત્ર ફકત નાના ખેડુતોને માટે છે છરી ઉચકી કડબ ઉપર જોરથી અને ઝડપથી દાબવાથી કડબ કપાય છે. એક વખત કાપ્યા પછી ફરી કાપવાને સારૂ કડબને આગળ ધકેલવી પડે છે

બીજા બધા કડબ કાપવાના યત્રોમા કડબ આપોઆપ છરી નીચે ધસે છે ન. ૬ ઠ્ઠા સિવાય બધા ગોળ ફરતા યત્રોને બે છરીઓ છે ન ૬ એન્જીનથી અથવા બળદથી કામ થતા યત્રની મદદથી કામ કરી શકાય છે ન ૬ મોટી સખ્યામા ઢોરો રાખનારા ખેડુતો માટે અથવા મોટી સહાયકારક મડળીઓના માટે છે બાકીના બીજા યત્રો દરેક ખેડુતને તેમજ નાની સહાયકારક મડળીને કામમા આવે તેવા છે

કિમતમા વધારો ઘટાડો થવા સભવ છે

યત્રો બારોબાર એજન્ટની મારફત અથવા નીચે દર્શાવેલા કોઈએક મારફત મગાવવા —

(અ) નજીકનુ સરકારી ફાર્મ,
(બ) નજીકના ખેતીવાડીના ઓવરસીયર, અથવા
(ક) ખેતીવાડીના ડેપ્યુટી ડાયરેકટર—
(૧) ગુજરાત માટે સુરત
(૨) ખાનદેશ અને નાશિક માટે નાશિક
(૩) પુના, સતારા, સોલાપુર અને અહમદનગર માટે પુના
(૪) બેલગામ, ધારવાડ અને બીજાપુર માટે ધારવાડ

## ખેતીવાડી ખાતું, મુંબઈ

### હસ્તપત્રિકા ન ૫, ૧૯૨૭
(૧૯૦૯ ના ત્રીજા હસ્તપત્રિકાને બદલે)

### છાણીયા ખાતરનો ઉકરડો કરવાની વ્યવહારીક રીત

આ દેશમાં તેમજ દરેક દેશમાં પાકને માટે ઘણું અગત્યનુ તેમજ કીંમતી ખાતર ઢોરના છાણ મુતરનુ બનેલુ હોય છે, અને ખાસ કરીને પશ્ચિમ હિંદુસ્તાનમાં ઢોર ઢાખર તેમજ ઘેટા બકરાના છાણ મુતરનુ હોય છે, આ

છાણ મુતરનો બરોબર રીતે ઉકરડો કરવાથી તે ખાતરની કીંમતમાં વધારો થાય છે આ હસ્તપત્રિકાનો હેતુ કેવી રીતે સારો ઉકરડો બનાવી શકાય તેમ છે.

આ બાબતમાં હાલ ઘણીજ ઓછી કાળજી લેવાય છે ઘણું કરીને ઉકરડો ઢોરની કોઢ પાસે અથવા ગામની ભાગોળે, વરસાદ અને તડકામાં ગમે તે રીતે ઢગલો કરવામાં આવે છે કોંકણમાં ખાડની બખોલમાં અથવા ખાસ ખોદેલા ખાડામાં ઉકરડો ઢગવામાં આવે છે ઉત્તર ગુજરાતમાં કેટલાક ખેડુતો ખાતર બાબત સંભાળ લે છે અને ઉકરડો સાધારણ ઢાંકણ કરેલા તળીઆવાળા ખાડામાં મજબુત રીતે બનાવે છે ઘણુંખરૂં મુતર હમેશા ઉકરડામાં છાણ નાખતા પહેલાં છાણની જોડે રગદોળે છે, અને બાકીનું મુતર જે ઢોરની નીચે પાથરવામાં આવેલા ઘાસ તથા કચરામાં ભળી જાય છે કે જે પ્રસંગોપાત ઉકરડામાં નાખવામાં આવે છે

**ઉકરડો બનાવવામાં સાધારણ ખોડ** —ઉકરડો બનાવવામાં સાધારણ નિષ્કાળજીને લીધે ઘણોજ બગાડ થાય છે ખાતર તરીકે ઢોરના મુતરાદિનાં મુતર એ કીમતી તત્વ છે અને આજ ઘણા વખત એકઠુ કરવામાં આવતું નથી પણ ફક્ત વહી જવા દેવામાં આવે છે, અને તે ઉપયોગમાં લેવામાં આવતું નથી આથી પણ આગળ જ્યારે ઉકરડો વરસાદમાં ઉઘાડો કરવામાં આવે છે, ત્યારે વરસાદનું પાણી ઉકરડા ઉપર પડે છે અને ઘણો મોટો ખાતરનો કીમતી ભાગ ધોવાઇ જાય છે આથી ઘણુંજ નુકસાન થાય છે આ ઉપરાંત જ્યારે ઉકરડો ગોળો, ઢગલાના રૂપમાં કરવામાં આવે છે ત્યારે હવાથી તે સુકઇ જાય છે અને તેથી ખાતર તરીકે કીમત ઓછી થઇ જાય છે.

**ઉકરડો બનાવવાની સારી રીત** —આ બધો બગાડ અટકાવવાને અને બની શકે તેટલો ખાતરનો સદઉપયોગ કરવાને નીચેની રીત સારી છે —

દરેક માણસે પોતાના ઢોરોનું એક વરસનું છાણ મુતર ઇત્યાદિ સમાઇ રહે તેવો મોટો ખાડો ખોદવો આ ખાડો ચાર ફુટથી ઉંડો ખોદવો નહી વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય તેવી જગ્યાએ, ઉકરડા સારૂ ખાડો ખોદવો નહિ જો બને તો ખાડાનું તળીયું પાણી જરા ઉતરી ન જાય તેવું હોવું જોઇએ. આ બાબત કુદરતી કઠણ મુરમથી અથવા ચાર ઇંચ ઇંટો અને સીમેંટથી કરી શકાય જો આ બાબત ન બને તો માટી અથવા કોઇપણ કચરાનો ખાડાની તળીએ એક ફુટનો થર નાખવો કે જે ખાતરમાંથી નીકળતું પાણી ચુસી લે. ખાડાની બાજુઓ ઢાળ પડતી રાખવી અને કુણાથી ઢાંકીને કઠણ કરવી.

દશ ફુટ ચોરસ અને ચાર થી છ ફુટ ઉંડો ખાડો એક ભેસ અને એક બળદની જોડને માટે બરાબર થઇ રહેશે વરસાદનાં વખતમા અથવા વધારે ગરમીના વખત સિવાય આને ઢાંકવાની જરૂર નથી

જો બની શકે તો મુતરને કોઢમાંથી નીક ખોદીને ઉકરડા તરફ વાળવું સાધારણ સ્થિતિમાં આ બની શકે તેમ નથી એમ છતા ઢોર નીચે (માટીની અથવા પરાળની) પથારી કરવી. આ પથારી મુતર ચુસી લે અને તેથી હેતુ પાર પડે. પથારી પરાળની બની શકે પણ પશ્ચિમ હિંદુસ્તાનમાં પરાળ ઢોરને માટે એક કિમતી ઘાસ ચારો છે આની ગેરહાજરીમા પથારી મગફળીના ફોતરા, ડાંગરના છોડાં, ભોગાટ, સુકા પાંદડા અથવા કડની બનાવી શકાય.

છાણ કોઢમાથી દરરોજ ઉકરડામા નાખી દેવું અને મુતર ચુસેલી પથારી પણ વખતો વખત ઉકરડામા નાખવી, દરરોજ ખાડામાં નાખેલો ભાગ સારી રીતે દાબવો જેથી ઉકરડામાના પડોમાં ભળી જાય આ ઉકરડો બનાવવાની રીત અને મુતરનો ઉપયોગ કરવાની રીત હમેશા ખાતર ભિજાસવાળુ રાખશે ઘણી ગરમીના વખતમા ખાતર ભીજાસવાળુ રાખવાને માટે પાણી છાટવું જ્યારે ખાડો ખાતરથી ભરાઈ જાય ત્યારે સારૂ કોવાયલું ખાતર ખેતરમા નાખી માટી સાથે ભેળવી દેવુ અગર એવીજ રીતે બીજા ખાડામા ખાતર નાખવું શરૂ કરવુ જ્યારે આવા ખાડામાથી ખાતર કાઢવામા આવે ત્યારે ઉપરનો કોહયા વગરનો ભાગ એક બાજુએ કાઢી નાખવો અને કોહવેલુજ ખાતર ખેતરમાં નાખવુ, કોહવા વગરનો ભાગ ખાડામા ફરી નાખવો અને ફરી ખાડામા પહેલા ની માફક ઢોરનુ છાણ મુતર નાખવુ શરૂ કરવુ.

---

## એક ખેડુતનો અનુભવ.

મે. એગ્રીકલ્ચરલ ઓવરશિયર સાહેબ,

(જી. ભરૂચ)

સલામ સાથે વિનતી કે મોજે ગામ ઠભાલી તા ભરૂચના રહેવાશી ઠભાલી કોટન સેલ સોસાયટીના તથા ક્રેડીટ સોસાયટીના સેક્રેટરી પટેલ ધનજીભાઈ પરસોતમ જત મે. ગઇ સાલે એટલે ૧૯૨૬ના ચોમાસામા વિઘા ૩ ત્રણ ૨૧ ભુનુ વાવેતર કરેલુ તેમા ૨૦ વરસમા ઘણો સારો કપાસ છે મે ગઇ સાલ

ફક્ત ત્રાચ કરેલો તેમા બીના છાણીઆ વીગેરે ખાતર કરતા ઘણો સારો અને હાલ ઉંચો માલમ પડે છે, અને કપાસ પણ ઘણો સારો લાગે છે હાલમા મારી પાસે ઘણા માણસોએ માગણી કરેલી પણ આ સાલમા ઓરી શકાય તે મ નથી આ ખાતર ઘણુજ સસ્તુ પડે છે ત્રણ વિઘામા ફક્ત રૂા ૩ાા સાડા ત્રણનુ થયેલુ જો હુ છાણનુ ખાતર વીગેરેથી ખાતરત તો રૂા ત્રીસ થાત એટલે મને રૂા ૨૭ સત્તાવીશનો ફાયદો દેખીતોજ થયો છે વળી શણના ખા તરથી આગલી સાલે ખેતરમા ચીઠી હતી તે પણ તેની સાથે કોહી જવાથી જતી રહી છે એટલે હુ મારા બીજા ખેડુત ભાઇઓને વિનતી કરૂ છુ કે આ ખાતરનો બહોળો ફેલાવો થાય અને સર્વે ભાઇઓ લાભ લેતા થાય એવી મારી ભલામણ છે આ ખાતરનુ બી ભરૂચ જીલ્લાના મે ખેતીવાડી ખાતાના ઓવરશીયર સાહેબના તરફથી મને મળેલુ માટે જે કોઇ ભાઇઓને જોઇએ તો તેમણે ત્યા લખવાથી તે મેળવી આપવા બંદોબસ્ત કરશે

ઉપરની વીગત છાપામા આપના તરફથી જાહેર થવા મે કરશો કે જેથી મારા જેવો લાભ મારા બીજા ભાઇઓને પણ મળી શકે

સેક્રેટરી
ધનજીભાઇ પરસોતમ સહી

---

## ઇન્ડીયન સેન્ટ્રલ કોટન કમીટી.



### રૂ માં પાણી ભેળવવાથી થતુ નુકશાન

થોડા વર્ષો પહેલા, એક સાધારણ એવી ફરીયાદ હતી કે હિંદુસ્તાનના કપાસમા પીલતી વખતે પાણી ભેળવવામા આવતુ હતુ, અને તેથી રૂમા સળો જણાતો હતો. ત્યારપછી આવી ફરીયાદો ઓછી થઇ હતી, પરંતુ કમનસીબે ચાલુ વર્ષે એજ જાતની બદી ફરીથી જોવામા આવે છે આવી બદીથી શુ નુકશાન થાય છે, અને પરિણામે ખેડુતને શુ ખોટ ખમવી પડે છે, તે ઇન્ડીયન સેન્ટ્રલ કોટન કમીટી લોકોની જાણમા આવે એમ ઇચ્છે છે.

પાણી ભેળવા સંબધમા નીચે પ્રમાણે વાધાઓ છે —

(૧) રૂમાં પાણી ભેળવાથી રૂ દેખાવમા સારૂ લાગતુ નથી, પાકડુ કાણુ

પડી જાય છે, અને રૂ આખુ પડી જાય છે, જેથી રૂ નો ભાવ ઓછો આવે છે, આને લીધે તે જીલ્લાનુ રૂ ખેડુતોના હકમા હમેશને માટે ખરાબ નામ મેળવે છે, અને તેથી તેનો દર હમેશને માટે ઓછો અંકાય છે.

(૨) જે રૂ બિનારા સાથે પીલવામા આવે છે, તેના કઠણ લોચાઓ બની જાય છે, જેથી મીલોમા કાતતી વખતે મુશ્કેલ પડે છે, તેથી કાતનારા તેવા રૂ ની ઓછી કીમત આપે છે

(૩) પાણીના ભેળવાળા રૂને વધુ વખત રાખતાં કોહી જવાનો સભવ છે, જ્યારે સુકા રૂને મહિનાઓ સુધી કોઇપણ જાતની ઇજા વગર રાખી શકાય છે, બિનારાવાળુ રૂ વધુ વખત રાખવાથી ધીમે ધીમે કોહી જાય છે, અને તેથી બીનઉપકારક થઇ જાય છે, અને તેથી કાતનારને ઓછુ ઉપયોગી થાય છે એવા રૂમા સુક્ષ્મ જતુઓથી નુકશાન થાય છે; જે તેનો તાર તોડી નાખે છે, અને તેની મજબુની નાશ કરે છે આવા સુક્ષ્મ જતુઓ ફક્ત ભિંજેલી વસ્તુમાં પેદા થાય છે

(૪) કાતવાના પ્રયોગથી ખરેખરી રીતે માલુમ પડયુ છે, કે જે રૂમા પીલતી વખતે પાણી ભેળવામા આવ્યુ હોય છે, તે સુકા રૂ કરતા નબળુ સુતર કાઢે છે

આવી બાબત હોવાથી સવાલ એમ ઉપસ્થિત થાય છે, કે રૂના વેપારીઓ અને કપાસ લાઢનારાઓ શા માટે રૂમા પાણી ભેળ કરે છે? એનો એકજ જવાબ એ છે કે એ પ્રકારનો યત્ન ફક્ત રૂના વજનમા વધારો કરવાનો છે

જો બીજુ કઇ નુકસાન ન થાય, તોપણ આ એની મેળેજ એક જાતની મુર્ખાઇ ભરેલી બાબત હોઇ શકે, કારણ કે એમ કરવાથી મીલ માટે રૂ ખરીદનારને થોડા વખતમાજ શુ થાય છે તે માલમ પડી આવશે, અને તેથી તે રૂની કીમતે પાણીની કીંમત આપવા ના પાડશે ખરૂ જોતા આનુ પરિણામ પણ વધુ ભયકર છે દાખલા તરીકે, એક ગાસડી વરાડના રૂમા ૧૦ શેર પાણી ભેળ કરી શકાય, જેથી રૂના વેચનારને એક ખાડી રૂએ ૭ રૂપીઆનો નફો થાય. પરતુ એનાથી થતુ નુકશાન એના કરતાં વધારે થાય છે હમણા મુબઇમા ( મધ્ય પ્રાન્તો અને વરાડ તરફનું ) પાણીના ભેળવાળુ હજારો ગાસડીઓ રૂ પડેલુ છે, જે ટકેલ બજારમા પણ ઓછી કીમતે વેચાય છે જો બજાર મદી હોય, તો આવુ રૂ વેચી શકાય કે કેમ એ તદ્દન શક ભરેલુ છે

"સારા સુકા વરાડના રૂના ખંડીએ અગીઆર રૂપીઆ "ફાઇન ઉમરાના" વાયદાના વધુ આવે છે, જ્યારે ભેળવાળા રૂના ઉમરાના ભાવથી પાચથી સાત રૂપીઆ ઓછા આવે છે આ રીતે બને જાતના રૂમા મુબઇ બહારના વેપારીએ કરેલા ભેળથી વજનને લીધે ૬) રૂપીઆનો ફાયદો થાય, પણ ભાવમા તેથી ખાંડીએ ૧૮) રૂ નુ નુકશાન થાય

મુબઇના બીજા વેપારીઓ જે રૂમા ઓછુ પાણી ભેળવેલુ એવા રૂને માટે ઉમરાના ભાવ ઉપરાત પાચ રૂપીઆ વધુ મળતરની આશા રાખતા હતા, તેઓને જણાય છે કે ઉમરાના ભાવ કરતા પાચ રૂપીઆ ઓછી કીમતે વેચાય છે, ખાનદેશનુ સુકુ રૂ જે સારી કવોલીટીવાળુ ન હોવા છતા ઉમરાના વાયદાના ભાવથી ૭) રૂપીએ વધુ વેચાય છે, જો કે સાધારણ રીતે વરાડના રૂના કરતા ખાનદેશનુ ઓછે ભાવે વેચાય છે, આ દાખલા ખતાવી આપે છે, કે રૂમાં પાણી ભેળવવાથી કેટલુ નુકશાન જાય છે વધુમા, વાયદાની બાબતમા "ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોસીએશને" રૂમા ભેળ હોય તો નુકશાની ભરી આપવી એમ ઠરાવ મુકયો છે, કેટલીક બાબતોમા રૂના ભાવ કરતા ઓછી કીમત આપવી એમ પણ બાંધવામાં આવ્યુ છે, જ્યારે બીજી બાબતોમા ભેળવાળુ રૂ બીલકુલ લેવુજ નહિ એમ ઠેરવ્યુ છે.

બહાર ગામનો રૂનો વેપારી અથવા કપાસ લોઢનાર એવી માન્યતા ઉપર પાણી ભેળે છે કે રૂમા નુકશાન થતુ જણ થાય, તે પહેલા તો તેણે રૂ વેચી દીધુ હોય આમ મોસમ શરૂ થઇ, ત્યારે ખરૂ પડયુ, પરતુ એમ લાબો વખત ચાલી શકયુ નહિ શેગાવ જેવી જગ્યાએ ભેળવાળુ રૂ માલમ પડયુ કે તરતજ નહી વેચેલા ભેળવાળા રૂમા થતા કોહવાટની બીક અને તેમા થતુ નુકશાન ખરીદનારાઓની જાણમા આવ્યુ, અને તેઓ ખરીદમા શરમીંદા થઇ ગયા અને ઉમરાના રૂની આ મોસમમા ઉચામાં ઉચી જે કીમત આવવી જોઇએ, તે કીમત આવી નહિ. પરિણામ એ આવ્યુ કે ઉમરાના રૂના ભાવો નીચા પડવા માંડ્યા, અને તેથી બહાર ગામના બજારોમાં પણ કપાસનો ભાવ ઓછો થઇ ગયો, અને એક વખત કોઇપણ ભાગનો કપાસ બદનામ થાય છે, તો તેની કીમત ઉપર તરતજ અસર થાય છે. પરતુ અસલ સ્થિતિએ પહોચતા વાર લાગે છે, અને તેથી ખેડુતને નુકશાનમા ઉતરવુ પડે છે મુબઇમા મોટા જથામા ભેળવાળુ રૂ કમીશન એજન્ટો વેચે છે, અને તેથી ભેળવાળા રૂના બહારગામના માલીકોને હવે માલમ પડે છે કે આવી જાતની ખરાબ થતી કીમતમા ફાયદાકારક નથી

પહેલા જ્યારે પાકને હવામાનનું નુકશાન ન હતું, અને પોંદડા કાળા પડતા ન હતા, ત્યારે ભેળસેળ વધી ગઈ હતી બીજા શબ્દોમાં કહીએ તો જાણી જોઈને કરવામાં આવતી ભેળસેળથી સારી જાતના રૂની કુમાસ સારી મોસમમાં ઓછી થાય છે એને માટે એવો બચાવ કરવામાં આવે છે, કે કપાસને પીલતી વખતે ભિનાશની જરૂર છે પરંતુ આ સાચી બીના નથી જો કોઈ પણ સાધારણ જીન સારી સ્થિતિમાં રાખવામાં આવે, તો સુકા કપાસને પીલીને ગાંસડીના જોઈતા ઉતાર માટે કંઈ મુશ્કેલ પડતું નથી ઉપર બતાવવામાં આવ્યું છે, તેમ રૂમાં પાણીનો ભેળ કરવાનો મુખ્ય ઉદ્દેશ તેમાં વજન વધારવાનો જ છે, જે ઘણી વખતે જો કે થોડા વખત માટે હોય, ખેડુતને, વેપારીને અને કાંતનારને સરખી રીતે હમેશને માટે નુકશાન પહોંચાડે છે આવી જાતની ટુંકી નજર વાળી બદીથી ખેડુતને થતું નુકશાન, અને તે ભવિષ્યમાં દુર કરવાને ઇન્ડીયન સેન્ટ્રલ કોટન કમીટી આવી હકીકત જાહેરમાં લાવવા ઇચ્છે છે.

મુંબઈ, જુલાઈ ૧૮, ૧૯૨૭

---

# ભયંકર રેલથી ખેડુતની સ્થિતી.

“ખેડુત” એટલે શું? બિચારો ઈશ્વરનો તરછોડાયલો કુતરો! તેની સ્થિતીનો વિચાર આવતા હૃદય કંપી ઉઠે છે, જીવ ગુંગળાઈ જાય છે પ્રભુએ તેમના ઉપર કેટલી કુદરતી વરસાદની વાવણી કરવા દીધી, વાવેતર પણ બહુ આશાજનક થયું અને આ વર્ષે તો સોળ આની પાક થશે એમ ગરીબ ખેડુત મનમાં ઘોડા ઘડયા કરતો હતો ત્યાં તો આવ્યો વાને વટોળ્યો? કડાકાને ભડાકા શરૂ થયા! જાણે મેઘ તુટી પડવા જેવા થયા! દિવસ પણ બીહામણો દેખાવા માંડ્યો અને આખરે થયું પણ તેમજ. જાણે ખેડુત ઉપર પુરૂ વેર લેવાનો મક્કમ વિચાર કર્યો હોય તેમજ એકદમ મુશળધાર વાવાઝોડા સાથે માથેથી લાકડીનો માર પડે તેવો સખત મેહ તુટી પડ્યો. ન ખમી શકાય તેટલી ઝડપથી અને તેટલાજ જોશથી વેરાન આંધી તુર્ત થઈને રેલમ છેલમ કરવા મંડી. આવ્યો આવ્યો કરતા માનો ગામ સીમ સરગો અને જાણે ખાઈ જવા આવ્યે હોય તેમ રેલના મોજા પાણી સરકો

માડયા લોકોને આશા હતી કે હાલ રહી જશે, હમણા વર્ષાદ બધ થઇ જ શે પણ તેણે તો હદ જ વાળી ગામમાં અને સીમમા, નદીમા અને તળાવમા ઘરમા અને શેરીમા જ્યા જુઓ ત્યા પાણીજ પાણી એક દિવસ, બે દિવસ, કેટલી ધીરજ! હદ થઇ લોકોની ધીરજ ખુટી હવે તો આશાજ ન રહી, મા લ મીલ્કત નાશ થતા ચાલ્યા અને જીદગીની પણ આશા ન રહી જ્યા ફા વે ત્યા મનુષ્ય અને પશુ, જુવાન અને વૃધ્ધ, નિર્ભય અને ભયાનક બધાજ જીવ સટોસટની ઘડી જોવા લાગ્યા વરસાદતો વધ્યો ગામ, માલ મિલ્કત, ખે તર, વાડી, સઘળુ તારાજ કરી નાખ્યુ હવે શુ રહ્યું? કેટલાની જીદગીના પણ બળીદાન અપાયા. આ દ્રશ્ય જોઇને જાણે ખુશ થતો હોય તેમ દરીઆ માફક કુલેવી છાતી બતાવતો મેઘરૂપી યમરાજ પોતાનુ વેર લેતો મસ્ત બની ઘુમ્યો. સર્વ વેરાન કરી થાક ખાતો બેઠો ત્યારેજ લોકોને પજવતો બધ રહ્યો. આ હકીકતથી નુકશાન કોને થયુ ? સર્વેને થોડા વધતા પ્રમાણમા તો ભોગવવુંજ પડયું પણ વધારે નુકશાનતો ગરીબ ખેડુતોને થયુ અને જ્યાજુઓ ત્યાં ગરીબનોમરો. શહેરમા જુવો, ગામડામાં જુવો, નોકરીમા જુવો, સ્વતત્ર ધધામા જુવો, જ્યા ત્યાં ગરીબજ બીચારો માર્યો જાય છે તે મરતો હોય તો પણ રોટલો કોઇ આપે નહિ અને માગવા જાય તો બે ગાળ ખાય તવગરને કાટો વાગે તો મોટો ડાકટર વગર બોલાવે જાય, ચાલતા શ્રમ પડે તો ગાડી મળે ભુખ લાગે તો મિષ્ટાન્ન મળે પણ ગરિબને તો જ્યા જાય ત્યાં ગાળજ મળે તે બીચારાનુ કમભાગ્ય કે તે ગરીબ જન્મ્યો, તેને સુખનો અધીકારજ નથી ખેડુતોની સ્થિતીનો વિચાર શહેરીઓને પણ કયાથી હોય? તેની જોડે કોઇ દીવસ વાત પણ કરી હોય તો ખબર પડે ને! જનસમાજ ખેડુત જેવા ભોટ માણસની સાથે વાત કરતા પણ શરમાય છે તેની પોઝીશનમા ખુબો ખુકાઇ જાય છે એટલે એવા હલકા માણસ જોડ વાત પણ નજ કરવી જોઇયે આવું વાતાવરણ હોય એટલે ખેડુત શુ કરે! તેને ગર્યા વગર છુટકોજ નહિ દુનીયાથી તિરસ્કાર પામે અને પછી પોતાના દુ ખ કોની પાસે જઇ રડે! એનો ભોગ કે તે ખેડુત જન્મ્યો. આમને આમ ખેડુત બીચારો દુનિયા ત્યાગ નીકળી ગયો જો કે ખરી રીતે જોતા તેના ઉપરજ દુનિયાનો આધાર છે તેઓજ ઢોરની માફક મહેનત મજુરી કરી જમીનના ઢેફામાંથી ધાન્ય પકવી તવંગરોને અનાજ પુરૂ પાડી રોટલા આપે છે અને મોટરમા મોજ કરાવે છે; પણ તે કયા મફત આપે છે? પૈસા સુળના પતીકા જેવાની છન છનાટી બોલાવીએ છીયે, ત્યારે આપે છે. વાત સારી પણ એક દિવસ ખેતરમા જઇ હળનો દારો પકડી જોયો

હોય તો ખેડુતની મહેનતનો ખ્યાલ આવે છે, અને તે મહેનતના પ્રમાણમાં તેને કેટલા પઇસા મળે છે તે ખબર પડે જ્યા આવીને આવીજ વાત હોય, આવોજ પવન તવગરાઇના લોજમાં ભરાયો હોય ત્યા ગમે તેટલી રેલ આવે, ગમે તેટલા ખેતર પાણીને ઢોર ઢાખર તણાઇ જાય તોપણ પઈમાવાળાને કયા સનાન સુતક લાગે તેમ છે છતા આ વખતે કોણ જાણે સાથી પણ શેઠીયાઓ અને શહેરીઓ દેશી અને વીદેશીઓ બધાના હૃદય કંઇક નરમ થયેલા લાગ્યા ગરીબોની દયા ઇશ્વરે સાભળી અને ભરૂચ સ્ટેશને બધી ગાડી અટકી પજાબ એઇલના પેસેન્જરોને ત્રણ દિવસે ભરૂચમા ભાખરી મળી, અને પેપરોમા બુમ પડી હોહાકાર થઇ ગયો અને ગુજરાતની રેલની ભયકરતાની હકીકત સર્વ સ્થળે રોમાચ ખડા કરી નાંખે એવા સખ્ત શબ્દો બાહોશ વર્તમાન પત્રના તંત્રીઓ દ્વારા જાહેર થઇ સરકારી તેમજ ખાનગી મદદ શરૂ થઇ અને લોકોને થોડા ઘણા પ્રમાણમાં રાહત મલી જો કે દરેકનો ગુહાર્થ શુ હશે તે તો રામ જાણે પરતુ આવી મદદ અપવાદ રૂપે ન માની શકાય? માનવાનુ કારણ એટલુજ કે આ રેલ પહેલા આવી રીતે ઘણી વખત ગુજરાત શિવાયના અન્ય પ્રાન્તોમા રેલ તથા દુષ્કાળથી લોકોની સ્થિતી કફોડી બની ગયેલી તે સૌ જાણેજ છે, પણ કોઇ ભાવ પણ પુછતુ નથી ગરિબનો બેલી ઇશ્વર શિવાય કોઇજ નથી, કમનસીબ બીચારો ખેડુત!!

હરિરાય ઉમીયાશંકર વોરા.
ડીસ્ટ્રીક્ટ એગ્રીકલ્ચરલ ઓવરશિયર-ભરૂચ.

---

## કચ્છમાં શેરડીનો પાક.

કચ્છ દેશ ગુજરાત જેવોજ ફળદ્રુપ નથી એ રાજ્યની મુખ્ય આવક ખેતી ઉપર નથી અહી શેરડીનો પાક ભુજની આસપાસ અને કંઇક કંઇક અંજાર માડવી જેવા તાલુકામા થાય છે

### જમીન.

શેરડીના પાકની જમીન અતિશય રેતાળ હોય છે એમાંનો કંઇક ભાગ બાટાના ઉપલા ભાગની જમીનથી મિશ્રીત હોય છે કે જેનું પ્રમાણ પણ કેટલે કેકાણે ફક્તજ હોય છે આવી જમીન શેરડી જેવા મોઘા પાક માટે અને

જેમા આખા વર્ષ સુધી મહેનત કરવાની હોય છે તેને માટે લાયક નજ ગણી શકાય આ હેતુને લઇનેજ શેરડીના પાકનો વિસ્તાર દેખાતો નથી, તેમજ ખેડુતો તેજ જમીનમા શેરડીનો ફાલ દશથી બાર વર્ષના ગાળેજ લે છે કે જે અસાધારણ સમય કહેવાયજ

નીચેના આવી જમીનના પૃથક્કરણથીજ તરત દેખી શકાશે કે જમીન કેટલી ખરાબ શેરડી જેવા પાક માટે છે,

| | |
|---|---|
| પત્થર | ૧૭.૨૪ ટકા |
| રેતી | ૭૩.૦૨ ટકા |

આ બારીક રજકણો ઉપર ગણવામા આવેલી છે

આ જમીન કળદરૂપ કહી શકાશે?

ખેડ.

દીવાળી પછી એટલે મહા મહીનામા કે તેથી પહેલાં સગવડ પ્રમાણે દેશી હળથી જમીન ખેડી નાંખવામાં આવે છે આ ખેડ ત્રણથી પાંચ વખત કરવામાં આવે છે એ રેતી સાતેક જેટલુ કામ થાય છે ખેડ બાદ કરબડી ફેરવવામા આવે છે જમીન તૈયાર થયા બાદ ક્યારાઓ ૪ ફુટ × ૫ ફુટ કે ૪ ફુટ × ૪ ફુટ કે ૪ ફુટ × ૬ ફુટ લાંબા તથા પહોળા તૈયાર કરવામા આવે છે, આ ક્યારાઓ ઉંચ નીચ વગરની એટલે સપાટીવાળી જમીનમા તૈયાર કરવામા આવે-છે, અને દેફા તે કાળજીપુર્વક કાઢી નાખવામા આવે છે ઉકરડા નુ ખાતર અને ગામનો એકઠો કરેલો પુંજો તેમજ રાખ, આ ત્રણેનુ મિશ્રણ આ ક્યારાઓમા પાથરવામા આવે છે આ ખાતર જમીન સાથે ભેળી દેવામા ખાસ આવતુ નથી, તેથી જમીન ઉપર ખાતરનુ એક જાતનુ પડ થઇ રહે છે.

વાવણી

મહા પછી મહીનામા વાવણી શરૂ કરે છે આખી શેરડીને નાના કકડા મા કાપવામા આવે છે કે જે એક કકડાને કે બરછાને ત્રણ આંખો હોય છે આવા બરછા એક સાંઠામાથી ૧૦ થી ૧૨ નીકળે છે એક ક્યારામાં ૨૦ થી ૨૫ બરછા રોપાય છે અને બે બરછા વચ્ચેનુ અંતર એક ફુટનુ હોય છે આથી એકદર ૧૨૦૦૦ થી ૧૫૦૦૦ બરછા એક એકરે વાવવા માટે વપરાઇ જાય છે

આ બરછાને જમીનમા ત્રાસા ભોંડી દેવામા આવે છે અને રોપતા આંખ નો ત્રીકોણ આકાર ઉપરજ રાખવામા આવે છે કેમકે અંદર રોપતા આંખના નીચેના ભાગ આગળ અને સાંઠાની ગાંઠ ઉપર જે ભાગ ઉપસેલો હોય છે તે આંખને નુકશાનીમાથી બચાવી શકે એમ છે આને લઇને આંખોને નુકશાન

થવાનો ઓછો સંભવ હોય છે ઉપરની રીતે ગરછા રોપી તરતજ પાણી પાવા માં આવે છે ફુટ ૬ થી ૮ દહાડે બહાર દેખાય છે અને બાર દેહાડે સઘળો પાક ઉગી નીકળે છે

આતર.

ખોળ કિ જાતનુ ખાતર તો ઉપયોગમા આવતુ નથી હાલમાં કંઈક કંઈ ક ખોળ કે માછલી જવલેજ કઈક દેખાશે ઉકેડાનુ ખાતર તેમજ રાખ અને ગામનો કચરો ત્રણ વખત દઈ શેરડીના પાકને આપાય છે

જમીન તૈયાર થઈ ત્યારે આપે છે.

પાંત્રણી થયા બાદ એક મહીને આપે છે.

છ મહીને છેવટનુ ખાતર આપાય છે

એક ટોપલો એક કયારામાં એક વખત નાખવામાં આવે છે એટલે લગભગ એક મણ ત હોય છે એ હીસાબે ૧૨૦૦૦ પાઉંડ થાય અને તે ત્રણ વખત એટલે ૩૬૦૦૦ પાઉંડ એટલે સુમારે ૨૦ ગાડા ખાતર થયુ

પાણી.

એક મુખ્ય પાળો કરી દરેક કયારાઓના નાના પાળાઓ તેને જોડવામાં આવે છે આ વાટે પાકને પાણી પુરૂ પડાય છે એકાંતરે કે બેથી ત્રણ દિવસ ને આંતરે પીઆવો આપવાની રૂઢી છે પાણીનુ ખર્ચ બહુજ થાય છે, પાણી સુડીઆ કોષથી ૫૦ ફુટ ઉંડા કુવાઓથી કાઢી પાવામાં આવે છે

સંભાળ

શેરડીને બાધણી કરવામા આવતી નથી આથી છ મહીના ઉપરની, ઉગેલી શેરડીઓ બધી, વાંકી વળી જાય છે નિંદામણ તથા કરબડી ફેરવવામાં આવે છે ખરી

કાપણી

ગોળ બનાવવા શેરડી કરવામા આવતી નથી; એટલે સાત આઠ મહીના બાદ કાપવાનુ શરૂ કરી બજારમા વેચવા ગાડેજ મોકલવામા આવે છે અને તે ખાવાના ઉપયોગમાજ આવે છે, એક દર આશરે એક કયારામાથી ૧૦૦ થી ૧૫૦ સાંઠા નીકળશે કે જે એક એકરે ૬૦૦૦૦ થી ૯૦૦૦૦ સાંઠાનો આકડો આવશે

જાતો

બહુજ બારીકાઈથી તપાસતા પાચ છ જાતો શેરડીની, અત્રે જોવામા આવે છે ખાવાને ચારબેડોઝની જાતો પણ અત્રે હશે, પુંડા, કાળી તથા કરનાટકી [illegible]

જતુને રોગ

ઉધરડા જેવુ ડરદ કે જેથી પાદડા સુકાઇ સાઠાને સુકવી નાખે છે, તેને શ્રોર કહે છે, રાતડીઓ કહેવામા આવે છે તેનાથી સાઠા લાલ થઇ જાય છે લેડા જેને કહેવામા આવે છે તે શેરડીના ઉગવાની જગા જે કીડાઓ ખાઇ જાય છે તેને કહેવામા આવે છે આ શિવાય ડુકર શિયાળ વિ પણ નુકશાન કરે છે ખરા,

ખર્ચ

| વિષય | મજુરી | કેડી |
| --- | --- | --- |
| ખેડ ત્રણ ચાર વાર | ૪-૦-૧-૮ | ૨૪ |
| કરબડી ફેરવવી | ૧-૦-૦-૨ | ૨ |
| કયારાઓ કરવા | ૯-૦-૦-૦ | ૯ |
| પાક વચ્ચે કેરબ | ૨-૦-૦-૪ | ૬ |
| નિદામણુ | ૦-૩૦-૦-૦ | ૧૫ |
| ખાતર પાથરવુ | ૧-૦-૧-૨ | ૯ |
| વાવણી | ૨-૦-૨-૦ | ૨ |
| પાણી એક વખત કોષથી પાવાના કોરી | | ૪ |
| એકાતરે ૧૦ મહીના તે લાગલગાટ પાચ મહીના, | | ૬૦૦ |
| બીની કીંમત કોકીના ૮ સાઠા એકમાથી બાર બરછા થાય તે લેખે | | ૧૨૫ |
| +ખાતર ૬૦ ગાડા | | ૨૪૦ |
| પરચુરણ | | ૩ |
| કુલ, | | ૧,૦૨૫ |

આવક,

ખેડુતનુ પરચુરણ વહીવટ ને વપરાશ, બજારનુ ગાડીભાડુ, દલાલી દર બારી ભાગ ચરવે ડપાતા બાકી રહે તે કોરી ૧૫૦૦

નોંધ,

કોરી ૩૭૯ એટલે રૂ ૧૦૦ -

શ્રી હર્ષ

+ખાતર જે નખાય છે તેનો ઉપયોગ બીજા પાકમાં લેવાયલો એટલે શેરડી બાદ બીજા વર્ષે કે ત્રીજા વર્ષે પણ બીજો પાક લેવાય ત્યારે ખાતર નાંખવામા આવતુ નથી,

# કાળી જમીનના કપાસની કરાંઠી ફાંસવા બાબત.

આજ કાલ મજુરીનો સવાલ ખેડુતને એટલો બધો અઘરો થતો જાય છે કે મજુરોની એકદર આછત અને આપવા પડતા રોજ એક મહત્વનો વિષય થઇ પડયો છે કપાસ વીણી લીધા પછી કરાંઠી સાફ કરવા માટે બહુ થોડો વખત રહે છે અને ચોમાસુ લગભગ માથે આવી જવાથી અને મજુર નહિ મલવાથી કોઇવાર વરસાદ આવ્યા છતા કરાંઠી ખોદી ખેત સાફ કરી શકાતુ નથી અને તેથી ખેડુતને ઘણુ નુકસાન વેઠવુ પડે છે આવા બાબતમા ગમે તેમ કામ કરવા માટે અત્યારે માણસને બદલે જો કોઇ રચનાનો ઉપયોગ કરવામાં આવે તો વખત તથા મજુરીનો બચાવ થાય કામ ઘણુ સહેલુ સસ્તુ અને તાત્કાલીક થાય અને કરાંઠી જમીનમા રહેવાથી સુકારા તથા બીજા એવાજ રોગના જતુઓ ઉત્પન્ન થાય છે તે રોગ પણ કરાંઠી મુળ સહીત ઉખેડી કાઢવાથી નાશ થાય. વળી થોડા વર્ષથી સુકારાનો રોગ કપાસમા વધતો જાય છે અને કેટલીકવાર આખા ખેતના સુકાઇ જવાથી ખેડુતને ભારે નુકશાન વેઠવુ પડે છે તેથી આવા કોઇ સાચાનો ઉપયોગ કરવામા આવે તો ખેડુતને દરેક રીતે લાભકારી થવા સભવ છે પરતુ અત્યાર સુધીમા તે બાબત કોઇએ વિચાર કર્યો ન હોવાથી જેમ ચાલતુ આવ્યુ છે તેમજ ચાલ્યા કરે છે જો આવી જાતનો એક સચો બનાવવામા આવે તો તેનાથી દરેક રીતે ખેડુતને ફાયદો થવા સભવ છે એવા આશયથી હાલમા તે જાતનો એક સચો બનાવવામા આવ્યો છે તે સચો (૧) કોદાળી જેટલોજ વજનમા અને કિંમતમા થાય છે (૨) વળી કરાંઠી ખોદવાને બદલે ફ્રમી કાઢે છે (૩) લાંબો લાકડાનો હાથો માત્ર દાબવાથી જોર ઓછુ પડે છે (૪) વાંકા વળીને ખોદવાને બદલે ઉભા રહીને કામ કરવાનુ છે એટલે થાક લાગતો નથી (૫) વળી રોજના કોદાળીથી એક વીઘુ ખેદાય છે, ત્યારે સચાથી રોજ દોઢથી પોણા બે વીઘા કરાંઠી ફ્રમાય છે

(૬) અને જ્યારે ખોદેલી કરાંઠીમા બઠઘા ઉગે છે ત્યારે ફાસેલી કરાંઠીમા તે બીલકુલ સંભવ નથી

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે આવો સચો અત્યારે ખેડુતને આશીર્વાદ રૂપ થઇ પડશે વધારે માહીતી મેળવવા ઇચ્છા રાખનારે નીચેને શીરનામે લખવુ અથવા જાતે મળી જવું

હરિરાય ઉમીયાશંકર રાણા. બી એજી
ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ ઓવરસીયર—ભરૂચ

તેથીજ નગરમાજ દેવતાઓ વસે છે એ કહેવુ તદ્દન અનુચીત છે. ભલે નગરમા આવેલા પવિત્ર તીર્થસ્થાનો અગે નગરમાં દેવતા વસે છે એમ કહેવામાં આવે તો તે માન્ય રાખવુ પડશે, પરતુ તેથી ગામોમા દેવતાઓ વસ્તા નથી; અને રાક્ષસો વસે છે તે કહેવુ પણ બુધ્ધિમાન પુરૂષો કબુલ રાખશે નહિ. ખેડુતોને તેમની સ્થુલ અને જડ બુધ્ધિને માટે રાક્ષસો તેમના નિવાસમા વસે છે એમ કહેવામા આવતુ હોય તો તે ખેડુતોને અધમગતી રાખી મુકવા પુરતુંજ યુકતીથી યોજાયલુ ગણી શકાય કારણ કે નગરમાજ પવિત્ર તીર્થસ્નાનો હોય છે એવુ બહુધા હોતુ નથી આપણા ભરૂચ જીલ્લામાં ઠેઠ્ય વિભાગમા ઘણા પવિત્ર તીર્થસ્નાનો આવેલા છે જેવા કે ભરૂચ જીલ્લામા (૧) શુકલતીર્થ (૨) કરોદ (૩) ભા ભુત અંકલેશ્વર તાલુકામાં (૧) સજોદ (૨) નાગળ (૩) (હજાત) હાંસોટ મહાલમા-(૧) કમલેશ્વર, વાગરા તાલુકામા (૧) દહેજ (૨) લખીગામ (૩) જગેશ્વર જબુસર તાલુકામા (૧) કાવી (૨) નાડા (૩) કાનવા એ ગામોમાં પવિત્ર તીર્થસ્થાનોમા આવેલા છે આમોદ તાલુકામા ઢાઢર નદીને કીનારે આવેલા ગામોમા પણ પવિત્ર તીર્થસ્થાનો આવેલા છે પણ તેના મહાત્મય વિશે લેખકને માહીતી નથી ઉપર જણાવેલા ચૌદ તીર્થસ્નાનોમા શુ હશે તે જાણવાની વાચકને ઉત્કંઠા થશે તેથી તે સ્થાનોની નામ વાર યાને યતકીંચીત વર્ણન આપવા ઉચીત થાવુ છુ તે નીચે પ્રમાણે છે —

(૧) શુકલતીર્થમાં આઠ ભુજાધારી શ્રી ઓમકારનાથ અને મહાદેવજી શુકલેશ્વરના એટલે હરીહરના પવિત્ર ધામો પતીત પાવની નર્મદા કિનારે આવેલા છે અને જે ધામોને અગે દર વરસે કાર્તીક સુદ પુર્ણીમાએ જાત્રા ભરાય છે આ શુકલતિર્થ ગામની સામે બેટમા નર્મદા નદિની વચમા સ્રષ્ટિ સૌંદર્ય રૂપે શોભતો પવિત્ર કબીરવડ આવેલો છે તેના દર્શનનો લાભ શુકલતીર્થના જાત્રાળુઓ લે છે શુકલતીર્થ ગામમા પવિત્ર કર્મકાંડી અને વૈદીક ધર્મ પાળનાર ઉનેવળને શ્રી માળી ભુદેવો વસે છે તથા બહોળા રજપુતોની વસ્તી પણ છે આજ ગામમા આર્ય સમાજીસ્ટોનુ ગુરૂકુળ અધેરી હતું તે હાલ આણવામા આવેલુ છે

(૨) કરોદ ગામે દર અઢાર વરસે ત્યા સ્થાપિત થયેલ તીલેશ્વરી મહાદેવની જાત્રા નર્મદા કિનારે ભરાય છે અધીક વઇશાખ માસમા આ જાત્રા ભરાય છે

(૩) ભાભુત ગામ ભાભુતેશ્વર મહાદેવ નર્મદા નદીને તટપર આવી

રહેલા છે, આ મહાદેવની જાત્રા દર વીસ વરસે ભરાય છે, અધીક ભાદર વામા આ જાત્રા ભરાય છે

(૪) સજોદમા મહાદેવ અને પવિત્ર કુડના સ્થાનો છે 'પવિત્ર કુડમા નાહવાથી કોઢ જતા રહે છે એવી માન્યતા છે દર વરસે મહા શીવરાત્રીએ આ બન્ને ધામની જાત્રા ભરાય છે વળી એ ગામે વાલીનાથ નામક કાકા બળીઆ છે તેની માનતા ચ'ને બાધા છોડવા લોકો હજારોની સખ્યામાં દર રવિ, મગળ અને ગુરૂવારે ઉતરી આવે છે

(૫) નાગળમા ધમોદા પુરૂષોત્તમ શ્રી રામચદ્રે વનવાસમાં દક્ષિણ તરફ પ્રયાણ કરતાં યજ્ઞ કરેલો હતો તે અગમનો પવિત્ર વિભુતી એટલે રક્ષાનો મોગ઼ે ઢગ નાના પર્વત રૂપે આવેલો છે તે ઢગમાથી હજી આચમની, જુના સીકકા અને તરભાણા મળી આવે છે જે ચીજો અહી આ યોજયજ્ઞ દરેક ભુદેવને આપવા મા આવેલી તે પઇકી ા હોવી જોઇએ એવી માન્યતા છે નહિતો રક્ષાના ઢગમાથી એ ચીજો મલી આવે નહિ

(૬) હજાતમા બર્ણેશ નામનો કુડ છે એ કુડમાં ન્હાવાથી કોઢ તદન વિનાસ પામે છે એવી જન માન્યતા છે દર મહા શીવરાત્રીએ આ સ્થાને જાત્રા ભરાય છે સુર્ય ગ્રહણની પર્વણીયે આ કુડમા ન્હાવાનુ ઘણુ મહાત્મય છે.

(૭) અમલેશ્વરમા પતીત પાવની નર્મદા નદી અને દરીયાનુ સગમ સ્થાન છે નર્મદા પરીક્રમા વાસી સાધુ સતો આ ગામે નર્મદા દક્ષિણ તટની પોતાની પરીક્રમા પુર્ણ કરે છે, અને સામે ઉત્તર કાઠે વાગરા તાલુકાના લખી ગામે ઉતરી પડે છે અમલેશ્વર ગામે મહાદેવનુ પવિત્ર ધામ છે ત્યા દર મહા શીવરાત્રીએ વાર્ષીક જાત્રા ભરાય છે

(૮) દહેજમા પરસુરામ, ચદ્રમોલેશ્વર, અને ન્હાની મોટી ગનોભના પવીત્ર ધામો છે, દહેજ ગામથી દરીઓ નજીક છે તેને લીધે આખા ગામની સીમમા ખારા પાણી નીકળે છે જ્યારે આખા ગામમા એકજ નિજ કુવાનાં પાણી મીઠા છે

(૯) લખી ગામમા લખમણગર લોકેશ્વર નામક મહાદેવનુ પવીત્ર ધામ છે આ ધામ દરીયાની તટે આવેલુ છે, ત્યા મહાદેવની જળાધારીમા અહોનીશ ખારૂ દરીયાનુ પાણી દષ્ટીગોચર થાય છે એ પાણીને આપણે કપડા વડે લુછી નાખીએ તો તરતજ પાછી જળાધારી ભરાઇ જાય છે લખી ગામની નજીકમા પવીત્ર હરી મહારાજનુ ધામ છે ત્યા નર્મદા પરીક્રમા વાસીને

સદા વ્રતનુ સીધુ પ્રથમ મલતુ હતુ, હાલ આ હરિ મહારાજનું ધામ ફકીરીભર અવસ્થામા છે

(૧૦) ગધાર ગામમા પવિત્ર જૈન લોકોનું પવિત્ર તીર્થ સ્થાન છે આ ગામ પહેલા મોટી નગરી હતી એમ કહેવામા આવે છે એ ગામ ઢાઢેર નદીને કાંઠે આવ્યુ છે તેના ઉપાણના પાણી ગામ નીચાણમા હોવાથી બહુધા ભરાઇ રહેવાથી ખેડાણની જમીન રહી જવાથી ત્યા ખારાટ જમીન ઘણી આવેલી છે અને એ જમીનનુ ખોદ કામ કરતા જુની જૈન લોકોની મુર્તીઓ, જુના સીક્કા અને મોટી હવેલીયોના ખડીયરો મળી આવે છે

(૧૧) કાવી ગામમાં જૈન લોકોના "સાસુ વહુના દહેરાના" પવિત્ર ધામો છે આ દેહરાની બાંધણી અસલી અલૌકીક છે આ ધામને અંગે હજારો ની મય્યામા જૈન લોકો હમેશ ઉતરા આવે છે વળી એ ગામમા પવિત્ર કમળેશ્વર મહાદેવનુ અને શ્રીમદ્ આચાર્યજી મહારાજની બેઠકના હિંદુના ધામો છે કમળેશ્વર મહાદેવના દહેરાની બાંધણી સાસુ વહુના દહેરાની માફક અલૌકીક છે સાસુ વહુના અને કમળેશ્વર મહાદેવના દહેરામા ગર્ભ ભાગના પથાળે ઉપરીતમના [illegible] ઘથાળામા કાળા રંગના ચકચકીત નાગ ચક્ર પાડયા છે, આ નાગ ચક્રોની ખુબી એવી છે કે કોઇ પણ દૈવી અકસ્માતથી દહેરાઓને નુકશાન કે હાની પહોચતી નથી આ ગામ ખભાતની સામેજ આવેલુ છે, અને એ ગામ પ્રથમ મોટી નગરી હતી એવી વાત જન પ્રચલીત છે અને તેની મહાત્મતામા એવુ કહેવામા આવે છે કે સાસુ વહુના અને કમલેશ્વર મહાદેવના દહેરામા ભોયરા અથવા સુરગો ભુગર્ભમા આવેલા છે જેમાથી આપદ વખતે નાસીને જવાની ગોઠવણ છે, આ ભોયરા હાલ જોવામા આવતા નથી, ઉપરના દહેરાની અગાશીઓમાથી ખભાત દષ્ટિ ગોચર થાય છે કાવી ગામે પ્રથમ દશાળજી તે દેશાવર વાણીઆઓની વસ્તી હતી, પણ તેમનો ઉદ્યમ પડી જવાથી તેઓએ એ ગામ તજ્યુ છે હાલ એ ગામે વહોરા અને કપીલ બ્રાહ્મણોની વસ્તી છે,

(૧૨) નાડા ગામ દરીયા કીનારે આવેલુ છે ત્યા દેવ યજ્ઞની પવીત્ર ભુમી છે તેનો પ્રભાવ હાલ જોઇએ તેવો નથી દેવ યજ્ઞના અગની બહોળા વીસ્તારની જમીન હતી તે ત્યાના પુજારીએ રફે દફે કરી નાખી છે તેથી એ સ્થાનનો મહીમા ઘટી ગયો છે

(૧૩) દેગામા—આ ગામથી બે માઇલ દરિયો દુર છે ત્યા એટલે દરિયા કીનારે મગળા નામનુ પવિત્ર સ્થળ છે આ ધામનુ મહત્વ યા જે

મહાત્મ હાલ જોવામા આવતુ નથી એ ધામની અજતી જમીન વિગેરે હાલ વેચાઇ ગઇ છે તથાપી દર મહા શીવરાત્રી એ ત્યા આજુબાજુ ગ્રામ્ય જનોની સભા ભરાય છે ઢેગામમા ગ્રામ્ય વિભાગમા વઇશ્નવોની શ્રી આચાર્ય મહારાજ ની ભાગેલી અવસ્થામા બેઠક આવેલી છે આ બેઠક સુધારાવવા વઇશ્નવો તરફ થી યત્ન થતો નથી તે શોકમય બીના છે દેગામમા કપીલ બ્રાહ્મણોની વસ્તી છે પ્રથમ વઇશ્નવો રહેતા તેઓએ આ છવીકાના અભાવે ગામ છોડી દીધુ છે.

( ૧૪ ) કાનવા —આ ગામ વડોદરા રાજ્યની સરહદ ઉપર આવેલુ છે. ત્યા જુના વખતમા થઇ ગયેલા પ્રતાપી સાધુ મહાત્માનુ ધામ છે તેને અગે અષાડ સુદી ૧૧ ને દીવસે મેળો ભરાય છે આ ધામમા તે વનરાજીની એટલી બધી ઘન ઘટા છે કે સ્રષ્ટી સૌદર્યના આબેહુબ દર્શન જાણે વર્ષા રૂતુમા હોવાથી તે સમયે થાય છે કાનવા ગામે દધીચ બ્રાહ્મણોની વસ્તી છે આવા પવિત્ર ધામો ભરૂચ જીલ્લામા ગ્રામ્ય વિભાગોમા છે અમદાવાદ જીલ્લામા પણ "વઉઠા" ની જાત્રા દર વરસે ભરાય છે તે પણ ગ્રામ્ય વિભાગમા છે આપણે વધુ દુર શુ કરવા જવુ જોઇએ વઇશ્નવના જે વલ્લભી સપ્રદાયના માન્ય વર શ્રી વિષ્ણુ અવતાર પુર્ણ પુરૂષોત્તમ "શ્રી કૃષ્ણચંદ્રે" બાલ્ય જીવન કર્યા ગાળેલ તે જોવુ જોઇએ. ગોકુળ નામના નાનકડા ગામમા ગાળેલુ અને તે ગામને પવિત્ર બનાવેલુ જેની મહતામા જે પ્રભાવ ગજફુર સપ્રદાયકના પુસ્તકો ઘણાજ અલૌકીક વર્ણવેલા છે, અને તે મહાત્મય હજી જેવુ ને તેવુ જ છે ઉપર મુજબના ગ્રામ્ય ભાગના પવિત્ર ધામોના દાખલા મૌજુદ છે એ હકીકત વીચાર માં લેતા ગામોમા ' રાક્ષસો વસે છે" એવી જે કહેતી પ્રચારવામા આવી છે તે કોઇ યુકતીપુર્વક યોજવામા આવી છે એમ ની સદેહ બુધ્ધિમાન પુરૂષોને કબુલવુ પડશે

આમ બાબત છે તો ગ્રામ્યોમા રાક્ષસો વસે છે એ કહેતી વિભાગને લીધે ગ્રામ્યજનો વિષે હલકો વિચાર બાધવો એ મુર્ખાઇ ભરેલુ કહેવાય મારી માન્યતા મુજબ એ કહેતી પ્રથમ જણાવ્યુ છે તે મુજબ નગર જનોની સ્વાર્થ બુધ્ધિને લીધે યોજવામા આવ્યો હોય, અગર તો કેળવણીના અભાવને લીધે ખેડુતો યા જે ગ્રામ્યજનો કમ બુધ્ધિના હોવાથી તેમને રાક્ષસ બુધ્ધના ગણવા મા આવ્યા હોય શકા રહેશે કે પવિત્ર ધામોને લીધે નગરમા આવતા સાધુ સંતો જે વિદ્યાનો જે લાભ નગરજનો લે છે, તો ગ્રામ્ય જનો કેમ લેતા નથી તેનો જવાબ એટલોજ છે કે ગ્રામ્ય જનોનુ જીવન નગર જનો કરતા ઘણુજ [illegible] હોય છે, તેથી [illegible] રહેવા હોવા છતા તેઓ [illegible]

ક્ષેતોના એવા લાભ નગરજનો કરતા વિશેષ લે છે પરંતુ ગ્રામ્ય જનો વધુ કેળવાયલા ન હોવાથી જ્ઞાન માર્ગના સમાગમનો લાભ તેઓ લઇ શકતા નથી. તેઓ જ્ઞાન માર્ગનો લાભ લઇ શકે પરંતુ તેઓનુ પ્રવૃતિમય જીવન તેમને તેમ કરતા અટકાવે છે જેઓએ ગ્રામ્ય જનોના આતીથ્ય સત્કારનો લાભ લીધો હશે તેઓ કબુલ કરશે કે ગ્રામ્ય જનો સધુ જનોના એવા લાભમા નગરજનો કરતા ઉતરે તેમ નથી બાકી ચઢી જાય છે પરંતુ ઉપર જણાવ્યુ છે તે મુજબ તેમનુ પ્રવૃતિમય જીવન જ્ઞાન લાભ લેવામા નડતર રૂપ છે અને આજ પ્રવૃતિમય જીવનને લીધે તેમને પરતંત્ર જીવન ગુજારવુ પડે છે સવાલ ઉઠશે કે શુ નગરમા પ્રવૃતિમય જીવન નથી? કબુલ કરવું પડશે કે નગરમા પ્રવર્તીમય જીવન હોય છે પરંતુ ત્યા પ્રવર્તી પોષક પદાર્થો નગરમાથી તાત્કાલીક સહેલાઇથી મળી શકે છે એટલે વિશેષ પ્રવર્તિ તે પળે નગરજનોને કરવી પડતી નથી જ્યારે ગ્રામ્યજનોના નિવાસ સ્થાનો નગરથી આઘા હોવાથી અને ગ્રામ્યોમા પ્રવર્તી પોષક સાધનોની અનુકુળતા ન હોવાથી તેઓને તે સાધનો મેળવવા વિશેષ પ્રવર્તિમા રહેવુ પડે છે, અને તેથીજ તેમને પરતંત્ર જીંદગી યાને જીવન ગુજારવું પડે છે

વાચકને એમ લાગશે કે ઉપરનુ જણાવેલુ લખાણ કરવા પુરતુ ઉપજાવ્યું છે પરંતુ ખેડુતો કેવા કારણે પરતંત્ર જીવન ગુજારે છે તે દર્શાવવાની જરૂર હોવાથી મજકુર જણાવેલુ પ્રસ્તાવી લખાણ પ્રથમ ચર્ચવાની આવશ્યકતા હતી, હવે આપણે મુળ વિષય ઉપર આવીયે છીએ. જણાવ્યુ છે કે પ્રવૃતીમય જીવનને લીધે ખેડુતોને પરતંત્ર જીંદગી ભોગવવી પડે છે તો તપાસવાની જરૂર છે કે પ્રવર્તીમય જીવન ગુજાર્યા સિવાય ખેડુતો પોતાનું જીવન નભાવી શકે તેમ છે કે નહિ? આ મુદ્દાની તપાસણીમા પ્રાયશ જોવુ પડશે કે પ્રવર્તી સિવાય દુનિયાના લોકોને ચલાવી લેવુ પડે છે કે કેમ પ્રવર્તી તો જ્યા સુધી જીવન છે ત્યા સુધી રહેવાનીજ એવો જન માન્ય નિયમ છે વિરકત ભાવે રહેનારા વિરલા પુરૂષો પ્રવર્તીનો દેખીને ત્યાગ કરી નિવર્તીમય જીવન ગાળે છે. બાબત એવી છે તો વગર કેળવાયલા ગ્રામ્યજનો પ્રવર્તી સિવાય જીંદગી ગુજારી શકેજ નહી એ નક્કી થાય છે ત્યારે હવે તેમનુ પ્રવર્તીમય જીવન જેના ઉપર તેમનુ પરતંત્ર જીવન અવલંબી રહ્યું છે, તે કેવા પ્રકારે સુધરી શકે તે વિચારવુ જોઇએ આ વિચારણામા પ્રવર્તીમય જીવન કેવી રીતે નિવૃત થાય તે બાબત સમાઇ જાય છે, અને તે બાબત ઘણી ગહન છે, કારણ કે નગરજનો કરતાં તેમને એટલે ગ્રામ્યજનોને તમામ બાબતની પ્રતીકુળતા

હોય છે, દાખલા તરીકે નગરજનને ગૃહ બંધાવવું હોય તો તેના અંગના વગેરે સરસામાન નગરમાંથી સહેલાઇથી અને કીફાયતથી મલી શકે છે જ્યારે ગ્રામ્યજનને તે સાધનોને માટે નગરમાં અથડાવુ પડે છે અને તે સાધનો ગામડે લઇ જવા ગાડા વિગેરેની પુરતી જોગવાઇ કરવી પડે છે અને માલ ખરીદીની રીતોના અજ્ઞાનપણાને લીધે મો માગ્યા દામ આપવા પડે છે નગરજનને એકાદ ફોજદારી કે દિવાની કેશ લડવો હોય તો નગરમા વસતા વકીલ કે બીજા કોઇ કાયદાની જાણકારની સલાહ ઝટ મળી શકે છે તેવુ ગ્રામ્યજન એટલે ખેડુતને બનતુ નથી, એકતો તે બીચારો કેળવાયલો ન હોવાથી તેને સલાહ માટે કોઇ નગર જનની મારફત વકીલ કરવો પડે છે અને તે નગરજન પોતાના ઓળખીતા વકીલને ત્યા લઇ જાય છે પછી તે વકીલ હોશિયાર હોય કે જોઇતો તાલીમબાજ ન હોય છતાં નગરજન જે વકીલ કરી આપે છે તે કબુલ રાખવુ પડે છે, અને મો માગ્યા પઇસા વકીલને આપવા પડે છે અને તે ઉપર નગરજન પોતાનુ મહેનતાણુ માગે તે તો જુદુ આવી પરીસ્થિતી હોવાથી ખેડુત બિચારો પ્રતીતીને અંગે પરતંત્રતામા ગોથાં ખાયા કરે છે જો ગામે એકાદ ફોજદારી ગુન્હો બન્યો હોય અને તેમા જે સજ્જનોને રીતે અગર ખોટી રીતે સંડોવ્યા હોય તેનાતો ખારજ વાગી ગયા તેની કમબખ્તી થાય છે તેનુ વર્ણન કરવાને આ લેખક અસમર્થ છે જેણે ગ્રામ્ય જીવન ગાળ્યુ હોય તેજ એ સમયની કમબખ્તીનો આબેહુબ ચીતાર આપી શકે આવી તરેહની ખેડુતોને પોતાની જીંદગી ચલાવવામાં વિટંબના છે અને એ વિટંબનાની નિવૃત્તિના થાય ત્યા સુધી મારો વ્હાલો ખેડુત પરતંત્ર જીવનની જાળમાથી છુટવો મુશ્કેલ છે હવે ખેડુતની પરતંત્ર જીંદગીના બીજા દાખલા હું આપુ છુ 'ખેડુતોના ઉધ્ધારની કુંચી " એ વાર્ષિકના લેખમા મે જણાવ્યુ છે કે " ખેડુતને આઠ પ્રકારના ગૃહો નિભાવવા પડે છે તે આઠ ગૃહોની પુનરૂક્તિ નિચે મુજબ છે

(૧) નોકર ચાકરનું ગૃહ
(૨) ખેતીવાડીનુ ગૃહ
(૩) પોતાનુ જીવન ગૃહ
(૪) ઢોર ઢાંકનુ ગૃહ
(૫) સરકારી ગૃહ
(૬) શહેર સંબંધી ગૃહ
(૭) ખાનગી શાહુકારનુ ગૃહ
(૮) સહકારી મંડળીનુ ગૃહ

આ આઠ ગૃહો નીભાવવામા ખેડુતને કેટલી બધી હાડ મારી વેઠવી પડે છે તેનો તાદ્રશ્ય ચિતાર જો બાણવો હોય તો કોઇ બાહોશ ભણેલા ખેડુતને પુછ વાથી મળી શકે તથાપી આ લેખ પુરતી તેની યતકીંચીત રૂપ રેખા હુ આપી શકીશ

દરેક ગ્રહ નિભાવવામા ખેડુતને પડતી વિટંબણા યાને મુશ્કેલી ટુંકમા પૃથક પૃથક નિચે સુચવ્યુ છે

(૧) નોકર ચાકરનુ ગ્રહ

ખેડુતને ખેતી કરવા માટે તેમજ ઢોર ઢાંકરની સંભાળ લેવા માટે નોકર ચાકર રાખવા પડે છે આવા નોકરો રાખવાની રીત એવી હોય છે કે નોકરને બોલતી રકમ પ્રથમથીજ આપવી પડે છે અને તેને અંગે નોકર અમુક વરસ સુધી નોકરી કરવા બંધાય છે આવા નોકર ઘણા અજ્ઞાન શીલ દુબળાની જાતના હોય છે, અને પીધેલ એટલે દારૂ પીવાની ટેવ વાળા હોય છે તેથી ઘણે ભાગે દેવાદાર હોય છે નોકરીના પઇસા પ્રથમથીજ લઇ લીધાં હોય તેથી તે રકમ ખર્ચાઇ જાય અને બીજા નાણાંની જરૂર પડે તો બીજા ગામના ગરજાળ ખેડુત સાથે ગોઠવણ કરી પોતાના મુળ ખેડુતને ત્યાથી નાશી જાય છે મુળ ખેડુત તેની તપાસમા ઘણો વખત વ્યય કરે છે કેમકે નાણા ધાલીને નોકર નાશી જાય એટલે "રાંડની રાંડ ગઇ અને ગોખલેથી ગાંઠ ગઇ" એવી સ્થિતીમા ખેડુત આવી જાય છે, તે કારણે તે નોકરને શોધવા વખત ગુમાવે છે ગામે ખેતી ઉભી હોય છતા નોકરને ખોળવા નીકળવુ પડે છે ભોગ જોગે જો નોકર પકડાઈ જાય અને તેને રાખનારો બીજો ખેડુત શાહુકાર હોય તો તે કાતો નોકરને પાછો આપે છે અગર મુળ ખેડુતના નીકળતા પઇસાનો જોડ તોડ કરે છે, અને નોકર ન મળે તો નિરાશ થઇ પાછો આવે છે આવા રાખેલા નોકરનુ ખાવાનુ ખેતીની મોશમમા ખેડુતને પુરૂ કરવાનુ હોય છે અને નોકરો દહાડામા ત્રણ વખત, સવારે, બપોરેને, સાંજે ખાતા હોવાથી તેના ભાથાની જોગવાઇ ખેડુતને યોગ્ય સમયે જાતે અગર ગૃહના બૈરા મારફત કરવી પડે છે, જો પુરતુ ખાવા ન આપે તો નોકર નાશી જવા તજવીજ કરે છે એટલે ખેડુતને નોકની દેખરેખ સખત રાખવી પડે છે, નોકરનુ ગ્રહ નિભાવવામા ખેડુતને પડતી મુશ્કેલીનો હેવાલ વાચક ગણ ઉપરની હકીકતથી ગ્રાહ્ય કરી લેશે

(૨) ખેતીવાડીનુ ગ્રહ

આ ગ્રહ નીભાવવામાં ખેડુતને ઘણીજ મુશ્કેલી હોય છે જો ખેડુતને

પોતાનીજ જમીનની ખેતી કરવાની હોય તો બહુધા મુશ્કેલી નડતી નથી. કેમકે નોકર મારફતે કે જાતે ખેતી કરે છે પરંતુ તે માટે જોઇતુ બી બીયાં વગેરે મેળવવામાં તેને નાણાંનો બહુ વ્યય કરવો પડે છે હાલના ખેડુતોમાં પ્રથમના ખેડુતો જેવી સંગ્રહ બુધ્ધિનો અભાવ હોય છે તેથી તેઓને બી બીઆળા માટે નગરમાંહુંઆવી ખરીદી કરવી પડે છે અને તે સમયે લોભી બીના દુકાનદારો ભાવો ચડાવી દે છે તેથી એ માગ્યા દામ આપવા પડે છે વળી ખેતીને માટે જોઇતા હળ, કરબી વિગેરે સમરાવી રાખવા પડે છે આ હળ વિગેરે સાધનો ગામના લુહાર, સુથાર કરી આપે છે પરંતુ ગામે એ બે કારીગરો વસતા ન હોય તો આજુબાજુના ગામે જઇ રોકડ દામ આપી જોઇતા સાધનો તઇયાર કરાવવા પડે છે અને એ માંગ્યા દામ આપ્યા છતા લહરકુ કારીગરો પોતાની ફુરસદે કામ કરી આપે છે જેથી ખેડુતોને નાહક ધક્કા તો નસીબમાં લખેલા હોય છે જો ખેડુત પાસે રોકડ દામ ન હોય તો વહાલી સોના રૂપાં જણસ ગીરે મુકીને કે વેચીને નાણા મેળવવા પડે છે ને જણસ ન હોય તો ખાનગી સાહુકારને ત્યાંથી ટકા દોઢ ટકાના વ્યાજે નાણાંઉધાર લેવા પડે છે આ નાણા જો ખેડુતની શાખ હોયતો ઉધાર મળી શકે છે, ને શાખ ન હોય તો જમીન ગીરો કે વેચાણ મેલી નાણાં મેળવવાંપડે છે બિચારા ખેડુતની શું દુર્દશા! જો ખેડુતને પોતાની જમીન ન હોય તો તે ગામના બીજા ખેડુતની અગર નગરના સાહુકારને ત્યાં જમીન ગીરો કે વેચાણ પોતેની યા બીજા ખેડુતની હોય તે ખેડવા રાખવી પડે છે, અને તેના ગણોત રોકડ રકમના અથવા ભાગના ભાગનો પાક આપવો પડે છે રોકડ રકમના ગણોત હોય તો માલ પાકેથી ગણોતની રકમ જમીનના માલીકને આપેથી ખેડુત છુટકારો મેળવી શકે છે પરંતુ જમીનનો માલીક કપટ બાજીવાળો હોય તો ખેડુત પાસે સરકાર ધારો ગણોતની રકમ ઉપરાંત ભરાવવાની કોશિષ કરે છે, એટલુંજ નહિ પણ જમીનમાં અનાજ વાવું હોય તો તઇયાર થયેલા માલમાંથી પોતાને જોઇતું અનાજ સોંઘે ભાવે આપવાની ફરજ જમીનનો માલીક ખેડુતને પાડે છે જો સોંઘે ભાવે અનાજ ન આપે તો બીજા આવતા વર્ષે જમીન છોડાવી લેવાનો ભય યાને ત્રાસ આપે છે, જેથી ગરિબ અજ્ઞાન ખેડુત જમીનના માલીકના ભય અને ત્રાસને વશ થાય છે, અને તેની લોભ ભાવે માલ લેવાની તૃષ્ણા પુર્ણ કરે છે તે ઉપરાંત ખેડુતને જમીનના માલીકને ઘી વિગેરે ખાસ પદાર્થો ગામે પાકતા હોય તે પુરા પાડવા પડે છે, અને તેના પુરા નાણા ખેડુતને નજરે મળે છે કે કેમ તે તો પ્રભુ જાણે. (અપૂર્ણ)

પોતાનીજ જમીનની ખેતી કરવાની હોય તો બહુધા મુશ્કેલી નડતી નથી, કેમકે નોકર મારફતે કે જાતે એની કરે છે પરતુ તે માટે જોઇતુ બી બીયણુ મેળવવામા તેને નાહાનો બહુ વ્યય કરવો પડે છે હાલના ખેડુતોમા પ્રથમતો ખેડુતો જેવી સગ્રહ બુધ્ધિનો અભાવ હોય છે તેથી તેઓને બી બીઆળા માટે નગરમાથીઆવી ખરીદી કરવી પડે છે અને તે સમયે લોભી બીના દુકાનદારો ભાવો ચડાવી દે છે તેથી મો માગ્યા દામ આપવા પડે છે વળી ખેતીને માટે જોઇતા હળ, કરબી વિગેરે સમરાવી રાખવા પડે છે આ હળ વિગેરે સાધનો ગામના લુહાર, સુથાર કરી આપે છે પરતુ ગામે એ બે કારીગરો વસ્તા ન હોય તો આજુબાજુના ગામે જઇ રોકડ દામ આપી જોઇતા સાધનો તઇયાર કરાવવા પડે છે અને મો માગ્યા દામ આપ્યા છતા સદગ્હ કારીગરો પોતાની ફુરસદે કામ કરી આપે છે જેથી ખેડુતોને નાહક ધકા તો નશીબમાં લખેલા હોય છે જો ખેડુત પાસે રોકડ દામ ન હોયતો વહાલી સોના રૂપાની જણસ ગીરે મુકીને કે વેચીને નાણા મેળવવા પડે છે ને જણસ ન હોયતો ખાનગી સાહુકારને ત્યાથી ટકા દોઢ ટકાના વ્યાજે નાણા ઉધાર લેવા પડે છે આ નાણા જો ખેડુતની શાખ હોયતો ઉધાર મળી શકે છે, ને શાખ ન હોય તો જમીન ગીરો કે વેચાણ મેકી નાણા મેળવવા પડે છે બિચારા ખેડુતની શુ દુર્દશા!

જો ખેડુતને પોતાની જમીન ન હોય તો તે ગામના બીજા ખેડુતની અગર નગરના સાહુકારને ત્યા જમીન ગીરો કે વેચાણ પોતની યા બીજા ખેડુતની હોય તે ખેડવા રાખવી પડે છે, અને તેના ગણોત રોકડ રકમના અથવા આધા ભાગનો પાક આપવો પડે છે. રોકડ રકમના ગણોત હોય તો માલ વેચીથી ગણોતની રકમ જમીનના માલીકને આપેથી ખેડુત છુટકારો મેળવી શકે છે પરતુ જમીનનો માલીક કપટ બાજીવાળો હોય તો ખેડુત પાસે સરકાર ધારો ગણોતની રકમ ઉપરાત ભરાવવાની કોશિષ કરે છે, એટલુજ નહિ પણ જમીનમા અનાજ વા શું હોય તો તઇયાર થયેલા માલમાંથી પોતાને જોઇતુ અનાજ સોઘે ભાવે આપવાની ફરજ જમીનનો માલીક ખેડુતને પાડે છે જો સોઘે ભાવે અનાજ ન આપે તો બીજા આવતા વર્સે જમીન છોડાવી લેવાનો ભય યા ને ત્રાસ આપે છે, જેથી ગરિબ અજ્ઞાન ખેડુત જમીનના માલીકના ભય અને ત્રાસને શરણે થાય છે, અને તેની સોઘા ભાવે માલ લેવાની તૃષ્ણા પુર્ણ કરે છે તે ઉપરાત ખેડુતને જમીનના માલીકને ઘી વિગેરે ખાસ પદાર્થો ગામે પાકતા હોય તે પુરા પાડવા પડે છે, અને તેના પુરા નાણા ખેડુતને ગજરે મળે છે કે કેમ તે તો પ્રભુ જાણે. (અપુર્ણ)

મેળવવાની બાબતોનો સમાસ થાય છે તમામ પ્રસંગોએ જોઇતી ચીજો ગ્રામ માથી મલી શકતી નથી તેથી ખેડુત બહુધા નગર અગર કસ્બાના બજાર ઉપર અવલંબવુ પડે છે આ ચીજો મેળવવાની પ્રથા યાને રીત એવી હોય છે કે–હરેક પૃથક પૃથક ગામના લોકો જે-ગાધી, કાપડીઆ, કંદોઇ વિગેરે નિર્માણ થઇ ગએલા હોય છે એટલે તે ગ્રામ્યના લોકોને પોતાને જોઇતી ચીજો તે ગાધી કાપડીઆ, કંદોઇને ત્યાથીજ માલ લેવાનુ ફરજીયાત નથી હોતુ પરંતુ તેમ કરવાની ખેડુતને આવશ્યકતા હોય છે સાધારણ રીતે આપણા ખેડુત ભાઇને ડુંડીઆ રાજાના નામથી સંબોધવામા આવે છે એટલે ખેતરમા કર્સણુના ડુંડા કાઇ પણ આફત સિવાય પાકી બહાર નીકળી આવે કે આપણો ખેડુત ફુલો ફુલો થઇ જાય છે અને થયેલા માલના નાણામાથી લાડી કે પાડી જે વહુ વહોરવાનો નિશ્ચય કરી બેસે છે "લાડી" એટલે (કુવારો અથવા વિધુર હોયતો નવુ બઇરૂ નાતરાનુ કે પરણીયેત અને પાડી એટલે ઘોડી કે ઘોડાગાડી લાવવાની તજવીજમા નીમગ્ન રહે છે અને વહુ એટલે નવુ ગૃહ હાલની નવીન ફેસનનુ બધાવે છે જો ગૃહ બાધવા નાણા ખુટી પડે છે તો નાણાની સવડ થવા ઉપર ગૃહ વધુ બધાવવાનુ મુલ્તવી રાખવુ પડે છે આ ચીજો લાવવામા અને ગૃહ બાંધવામા જે,નવી પડેલી જમીન ખરીદવામા નવી ખેડાતી જમીન ખરીદે છે અને એ ખેડની જમીન ખેડવાની શકતી ખેડુતને ન હે યતો તે પણ પડતરજ રહે છે ફુલા રાજાની માફક લાખ તો કે સવાલાખ એ પધ્ધતિએ નાણુ ખરચે છે એટલે ખેડુતભાઇ કયા હતા કે ઠામના ઠામ તે આવા અમારા ડુંડીઆ રાજાના ઇદકાળવાળા ખેડુત ખેતીની ઉત્પન્ન નાહકની ચીજો વહોરવામા ફેદેફે કરી નાખે છે એટલે જીવન ગૃહની ચીજો શેકડા ઠામથી લાવવાને અસક્ત હોય છે એટલે તેના ગામ માટે નિર્માણ રહેલા ગાધી, કાપડીઆ, કંદોઇ વિગેરેને ત્યાથી માલ ઉધારે લે છે, તે માલ કાતો જાતે વ્હોરી લાવે છે કે માણસ મોકલી જોઇતી ચીજોની યાદી મોકલી મગાવી લે છે જાતે વ્હોરી લાવે કે માણસ મારફત માલ મગાવી લે તો પણ શા ભાવે માલ આપ્યો, કેટલો આપ્યો અને માલ ધણીએ ચોપડામા શો અને કેટલો માલ ઉધાર્યો છે તેની તપાસ કરવાને ખેડુત બીલકુલ તજવીજ રાખતો નથી જો તજવીજ રાખવા જાય તો દુકાનદાર કહેશે કે પાછલુ લેણુ ચુકવાનુ નથી, ને આવી ખોટી ભાજગડ કરો તે નકામી છે ખેડુત પણ પાછલુ લેણુ ભરપાઇ કરવાની અશક્તીને લીધે તપાસ કરવા બેસે તો તેને પાલવે નહી વળી જે ગામેથી ઘણા કામે આવ્યો હોય, સરકારમા કાઇ પોતાની જમીન બાબતનો જવાબ

આપવો હોય, સાહુકારને ગણોત આપવાનુ હોય કે બીજા વધુ નાણા ઉપાડવા હોય, તેમજ કોઇ કેસ ઉપસ્થિત કરવો હોય તો તેની સલાહ લેવાની હોય અને તેની જોડે ગરશથ્થુ ચીજો પોતાની અને ગામના બીજા કોઇ માણસોની હોય એટલે તે માલ તાલની તપાસ કરવા બેસે તો તેના બીજા કામો રખડી જવાનો સંભવ હોવાથી માલ ધણીએ જે માલ આપ્યો હોય તે લઇને રવાના થાય છે એટલે માલ ધણીએ પાચ શેરને બદલે સાત શેર ખાંડ લખી હોય અને ભાવ પણ ચાર આના વધુ લખ્યો હોય, ગજને બદલે સવા ગજ કપડુ લખ્યુ હોય, પાચ શેર મીઠાઇને બદલે સાતશેર મીઠાઇ લખી હોય તો તે નભી જાય છે, કેમકે ગરીબ અજ્ઞાન ભુલા રાજા જેવો ખેડુત ક્યારે શુ શુ માલ લાવશે તેની યાદી રાખતોજ નથી એટલે માલ ધણીનો ચોપડો બોલે તે ખરૂ વળી શુભાશુભ પ્રસગે તો ખેડુતનો ખર્ચ અવધિનો હોય છે જો તે આબરૂદાર ને પોતાના ગામના પ્રતિષ્ઠીત હોય છે તો એવા પ્રસગે તે આખુ ગામ જમાડે છે અને તે સાથે કસ્બા કે નગરના પોતાના ઓળખીતા સબંધી લોકો ને નોતરે છે અને તેવા પ્રસગે ઘણુંજ ખર્ચ કરે છે જો કસ્બાની કે નગરના પોતાના ઓળખીતાને નોતરા હોયતો તેવા સભાવીત ગૃહસ્થોની સારવારનુ કામ કોઇ નગરજનનેજ સોપ્યુ હોય છે. અને તેની માર્ફત નાગરીક રીતની રસોઇ આદીની જુદી ગોઠવણ થાય છે

આ લેખકને તેવા એક પ્રસગે ગામડે જવાનો લાભ મળેલો તે લગ્નનો પ્રસગ હતો તેમા અતીથી સત્કાર એટલા ઉચ્ચ પ્રકારનો મળેલો કે ન પુછો વાત શુ ખાશો ને શુ પીશો ? કઈ મનાજ નહી કારભારી ક્રાંકડો નાગરીક, હતો એટલે તજવીજ ઉત્કૃષ્ટ હતી નોતરેલા ગૃહસ્થે ઘણે ભાગે અમલદાર મભવીત નગરજનો વર્ગના હતા અને ગામડાનુ સ્થાન એટલે ખુશ કરવાને બનતા સાધનો રાખેલા હતા આઇસક્રીમ, સોડા, લેમન, ચા, કોફી, કોકોકુજેને જે જોઇતી તેની ઉતમ વ્યવસ્થા હતી રાતના ભોજન પણ ઉતમ પ્રકારનું હતુ તેમા જો કે આઠ વાનીના શાક તળેલા પાપડ, પાપડી, અથાણા, કચુબર ઇત્યાદી એટલી બધી સામગ્રી બનાવેલી કે આઠ રૂપિઆના ભાવની ગણીઆ બાજમાં ભોજન પીરસેલુ છતા તે બાજ વરાઇ ગયેલી આવુ ઉતમ ભોજન લેખક પોતે નગર નિવાસી વણીક જ્ઞાતીનો છે છતા પોતાની જ્ઞાતીમા કે બીજા કોઈ ઉચ્ચ જ્ઞાતીમા હજુ સુધી જોયુ નથી રાત્રે નાચ પાર્ટીની ગોઠવણ હતી તે બાદ લગ્ન વીધી હતી. એટલે આખી રાતનો ઉજાગરો થયેલો. પરન્તુ ચાહ, કોફી, કોકોની કીટલીઓ ભીજવલગા ફરતી રાખેલી હોવાથી ઉજાગરો રાખવતો

નહી લગ્ન વીધી થઈ રહયા બાદ સેલા મરપાવ પણ વહેચાયલા એવા સરપાવ રૂા ૨૫) થી રૂા ૫) સુધીની ચઢતી ઉતરતી કીમતના હતા આવા સરપાવ આશરે ૫૦ વહેચાયલા આવી રીતનો લખલુટ ખર્ચ બહુધા ઘણા ગ્રામ્ય જનોને થાય છે ઉપર જે દાખલો આપ્યો છે તે હિંદુ ગ્રામ્ય જનનો છે, મે પાછળથી તપાસ કરેલી કે તે ગ્રામ્ય જનને લગ્ન પાછળ કેટલો ખર્ચ થયેલો તો જણાયલુ કે આશરે રૂા. ૫ થી ૮ હજાર ઉડયા હશે અને તેમા સભાવીનો ની કારભારીનો આકડો રૂા ૧) એક હજારનો અકાવ્યો તે આકડામાથી નગર નિવાસી બાહોશ કારભારીએ રૂા ૩૦૦)નો હાથ મારેલો કારણ કે સામગ્રી વિગેરે સાધનો લાવવાનુ તેને શીર હતુ ખેડુત સાધારણ હતો પરતુ નગર જન જે કારભારી હતો તેની ઉશ્કેરણીથી ગામમા બે તડથી પ્રતિસ્પર્ધીને કારણે ખેડુતે ઉપર મુજબનો ભારે વ્યય કરેલો લગ્ન ખર્ચ ઉડાવવો તે કારભારી નગર જનનો દેવાદાર બનેલો દેવામાથી તે હવે છુટયો છે કે નહિ તે પણ પ્રભુ જાણે આવો લખલુટ ખર્ચ મુસલમાન ગ્રામ્ય જનને ત્યા પણ થાય છે તેને ત્યા શુભ અવસરે રડીની મીજલસ જામી હોય છે અને જો ગ્રામ્ય બધુ જમાડવુ હોયતો ઘીની વપરાશ એટલી બધી થાય છે કે નજ પુઠો વાત ઘી કીટલીમા છુટ્ટ ફરતુ ગણવુ પડે છે અને ખાતા વધેલુ ઘી વાસણો સાફ કરવા રાખેલા દુબળા નોકરો ઘર ધણીની દેખરેખની ખામીને લીધે વગે કરી દે છે આ લેખકને મુસલમાન ગ્રામ્ય જનને ત્યા જવાનો પણ પ્રસગ પ્રાપ્ત થએલો ત્યા ઉપર મુજબની પરીસ્થિતિ નજરો નજર જોયેલી અને તે મુસલમાન ગ્રામ્યજનને વગીલા લખલુટ ખર્ચમા રૂા ૧૦૦૦) નુ ઘી વપરાયેલુ તો પછી બીજા ખર્ચની તો વાતજ શી? આવા લખલુટ ખચમા મારો દુલો ફુડીઆ રાજાનો ઇલ્કાબી પુરો થાય છે વળી જો ખેડુત માદો પડે છે તો ગ્રામ્યમા દવા દારૂના સાધન ન હોવાથી કસબામાથી વઇદ કે ડાકટર બોલાવવો પડે છે અને તે નગરી ગાફક રૂા ૨) ફી લેતો નથી પરતુ રૂા ૧૦) થી રૂા ૨૦ ની ફી લે છે અને વાહન ની સગવડ ડાકટર કે વઇદ માટે કરવી પડે તે જુદી અને દવાનો ચાર્જ રૂા ૦-૮-૦ થી રૂા ૧) આપવો પડે છે જો દરદ સખત હોય અને માદગી લબાયલી હોય તો આજુ બાજુના કે દુર ગામનાં સગા, જે ઓળખાણવાળા સગાં તેની ખબર લેવા જતા નથી પરતુ પોતાના પાડોશીને પણ સાથે લેતા આવે છે, અને તે ખબર લેવા આવનાર સાઉ મિત્ર ની છુગી વાડીના ઘી સાથે જમાડવુ પડે છે આવા પ્રકારના ખેડુતને લખલુટ ખર્ચા કરવો પડે છે એટલે તે દેવાની જુપડીમાથી મોકળો થતો નથી

અને તેની જમીન પડાવી લેવાની ખદ દાનતે સાહુકાર નાણુ ધીર્યા કરે છે અને જ્યારે ખેડુતને દેવુ પતાવવાની નજર પહોચતી નથી ત્યારે જમીન ગીરો કે વેચાણ કરી આપી તારાજ થવાના રસ્તા લે છે આવી રીતની બાબત હોવાથી ખેડુત દેવામાંથી મોકળો થઇ શકતો નથી વળી તેઓમા એટલુ બધુ અજ્ઞાન હોય છે કે લગ્ન પ્રસગે વાજુ અને આતશબાજી તો હોવી જોઇએ, વાજા વાળા ગામડે જવાનુ હોવાથી વધુ ચાર્જ કરે છે અને તે ખર્ચ અને તેમના જવા આવવાનો તથા ખાવા પીવાનો ખર્ચ પણ ખેડુતને માથે કરે છે વાજાવાળા શોભાના ગાંઠીઆ તરીકે આવે છે કેમકે શહેરમા જેવું વગાડે છે તેવુ' ગામડામાં વગાડતા નથી, અને સારૂ વગાડવાનુ કહે તો સામુ લડવા બાજેછે અને તુંમ ગામડે કે હુચ્ચે ગાયનમા કયા સમજે એવો શીરપાવ આપે છે આતશબાજીમા પણ તેવુજ હોય છે, મો માગ્યા દામ આતશબાજી વાળો લે છે અને દારૂખાનુ લાવવા લઇ જવાનો અને તેની મેમાનગીરીનો ખર્ચ ખેડુતને શીરહોય છે લેખકે એક વખત એક ખેડુતને સલાહ આપેલી કે વાજા અને આતશબાજીનો નાહકનો ખર્ચ ન કરતાં તેમા થતા ખર્ચના નાણામાંથી સગા વહાલાને પહેરામણી આપો અગર તે રકમ ગામના કોઇ લોકહીતના કામમા વાપરો તો શુ હલકાશ આવે? તો ખેડૂતે જવાબ આપ્યો કે તમારી સલાહ સોના જેવી છે પરતુ વાજા અને આતશબાજીનો ખર્ચ ન કરીએ તો અમારે ગામમા નીચુ જોવાનો વખત આવે, અને અમારી બદબોઈ ઘણી થાય. અને અમારી અપકીર્તિ લોકમાં થાય માટે હવેથી આવી સલાહ કોઇ ખેડુતને આપશો નહિ આ પ્રમાણે પરીસ્થિતિ છે તેથી ખેડૂતને પોતાના જીવનગૃહને અગે કેટલો નાહકનો ખર્ચ કરવો પડતો હશે, અને તે કેમ નભી શકતો હશે, તેનો વાંચકે વિચાર કરી લેવાનો છે

૪ ઢોર ઢાકનુ ગૃહ —

આ ગ્રહ ખેડુતને પોતાની ખેતીને અગે અને આજીવીકાને અગે નીભાવવુ પડે છે ખેતીને અગે બળદો રાખવા પડે છે અને આ જીવીકા અગે ભેસ પાળવી પડે છે આ ઢોર ઢાક ખેતીનુ ધન કહેવાય છે અને તેની માવજત અને સભાળ માટે ખેડુતને ઘણો ખચ રાખવો પડે છે તમામ ઢોરને માટે ઘાસ, ખોળ, કપાસીઆ વિગેરેની સગવડ રાખવી પડે છે ઘાસતો ગામમાથી કે પોતાના ખેતરમાથી મેળવે છે પણ ખોળ અને કપાસીઆતો શહેર કે કસ્બામાથી મેળવવા પડે છે અને તેમા તે ખાનગી જીવનગ્રહ નીભાવવામા આવ છે તેમ વધુ દામનો ભોગ થઇ પડે છે જો ખેડુત ભેસને બદલે ગાય

રાખે તો ગાયની સતતીમાથી તેમને ખેતીના ઉપયોગના બળદો મળી આવે પરતુ ધાર્મીક બાધા તેમા નડે છે એમ ખેડુતો કહે છે કેમકે ગાય માતા જેવી પવિત્ર જાતના જણ્યાને એટલે વાછરડાને તેમનાથી ખમી કરાવાય નહિ વળી ભેસો વધુ દુધ દેનારી હોય છે એટલે ઘી વધુ થાય છે અને ગાય જેવો સ્વભાવ ભેસનો હોતો નથી તેથી ખેડુતો ઘણે ભાગે ભેસ રાખવાનુ પસદ કરે છે બળદો ખેતીને પહોચી વળે એવી ઉચી જાતના રાખવા પડે છે અને તેની કીમત જોડે રૂા ૨૦૦) થી રૂા ૪૦૦) સુધી આપવી પડે છે ખેતીને જરૂરના ઢોરો એટલે બળદો ખેડુતો વડોદરા કે અમદાવાદમા ભરાતી ગુજરી બજારમાથી ખરીદી લાવે છે અને તેમા પણ તેઓની અજ્ઞાનતાનો એક દાખલો આ લેખકે અનુભવ્યો છે લેખક એક ગ્રામ્ય જનને ત્યા મેમાન તરીકે ગયેલો ત્યા બે ચાર ખેડુતો ભેગા થએલા પછી એકે કહ્યુ કે કસબામા એક મુસલમાનને ત્યા બળદની એક જોડ ઘણીજ સારી છે પણ તે જોડનો રૂા. ૧૨૦૦) માગે છે લેખક જેનો મેમાન હતો તે ખેડુતે કહ્યુ કે એ જોડ મે જોઇ છે અને મને ગમે છે પણ કીમત બહુ કહે છે તેથી મન માનતુ નથી. પેલા ભેગા થયેલા ખેડુતોએ કહ્યુ કે મોટો ભાગદાર થઇને આમ ડરી શુ જાય છે? આવુ કહેવાથી તે મારી મેમાનગીરી કરનાર ખેડુત બળદ લેવા જવા તઇયાર થઇ ગયો મે કહ્યુ કે આવી ભારે જોડ શા કામની? એને બદલે બે કે ત્રણ જોડ મધ્યમ પ્રકારની લાવે તો તે સારૂ કેમકે બે ત્રણ સાથરઠાં જોડાવાય મને જવાબ આપ્યો કે ઉચી કીમતના બળદો જમીન ગજા પ્રમાણમા ઉપાડે એ વાત તમો જાણો નહી તેથી તમારી સલાહ મને માન્ય નથી આવુ કહીને તે મડલી તુર્તજ કસબામા ગઇ અને સાજરે બળદની જોડ લઇને આવી બળદમા કાઇ ખામી છે કે નહી તે જોવાની કોઇએ દરકાર કરેલી નહી ફકત તેની પુષ્ટતા, દેખાવ, અને રગ ઉપર મોહ લાગી ગયેલો હવે બન્યુ એવુ કે બીજે સવારે તે બળદને જોડીને પાસેના પાચેક ગાઉના આતરેથી ગૃહ બાધવાનો કાટ લાવવાનો હતો ત્યા ઉપરની મડળી ઉપડી અને તે નવા બળદો જોડેલા વાહનમા કાટ વહી લઇ આવ્યા દસ માઇલની મજલ મએલી, અને ભારે કીમતના બળદ હોવા છતા એક બળદનો એક પગ સુજીને હાથીના પગ જેવો થઇ ગયો મડળી અનુમાન કર્યુ કે બળદોએ ઘણા દહાડાથી બેઠા ખાધુ છે અને આ પ્રકાર મુસાફરી હોવાથી પગે ચવળ લાગ્યો હશે. મે કહ્યુ કે ચવળ લાગે તો ચારે પગે લાગે ફકત એકજ પગ સુજ્યો એટલે પગમા કાઇ ખામી હશે માટે તપાસ કરો મારી સલાહ આ વખત માન્ય રાખી, અને સુજેલા પગે તપાસ

કરતા ખરીમા મોટો મસો જણાયો અને તેને લીધે એ જો આવેલો છે એવું પરીણામ નીકળ્યું મે સલાહ આપી કે ઢોરના ડાકટર પાસે મસો કપાવો તે મુજબ વઇદકીય સલાહમા એવો જવાબ મળ્યો કે આ મસો એવી જગ્યાએ છે કે તે કાપતા બળદનો પ્રાણ હસ્તીમા રહે નહિ માટે સાધારણું દવા તેની કર્યા કરવી આવી રીતે ખેડુતો અજ્ઞાનતાને લીધે ઘણી ઠોકરો ખાય છે જો વર સાદ ઓછો પડયો ન હોય તો તે પ્રસગે ચારની તાણને લીધે ખેડુતને ઘણું સોસવુ પડે છે અને સરકારમાથી ઘાસની તગાવી મેળવી અગર બીજી રીતે ઘાસની સગવડ કરી ઢોર ઢાકનુ ગૃહ નીભાવવુ પડે છે પ્રથમના ખેડુતો પોતા ની જમીનનો અમુક ભાગ બીડ તરીકે રાખતા હતા તે ઉપરાત ખેતરની આજુ બાજુ શેઢા બળદને ચરવા રાખતા હતા આ પૃથા હાલમા કપાસનો ઘણો સારો ભાવ હોવાથી વધુ કપાસ પકવવાના લોભથી ખેડુતે બધ કરી છે એટલે નબળા વરસમા ઘાસ ચારાની તગી તેઓને ઘણી વેઠવી પડે છે અને તે તગી ને ઘણીજ મુશ્કેલીથી ખેડુત પહોચી વળે છે વળી ગામાત ઢોર ચારો પણ રાખવામા આવે છે (અપુર્ણ)

---

# દાંતે ચુસેલી શેરડી.

ચુસેલી શેરડીનો રસ પિત્તને તથા લોહીના બિગાડને મટાડનાર, સાકરના જેવી શકતીવાળો, બળતરા કરનાર નથી અને કફ કરનાર છે

યત્રે પીલેલી શેરડી

મૂળ, આગલો ભાગ, છોતડા તથા ગાઠો પીલાવાથી, મેલ આવી જવાથી અને કઈક વધારે વખત રહેવાથી પીલાયલો રસ વિકાર પામેલો હોય છે તેથી બળતરા ઉત્પન્ન કરે, મળને રોકે, અને ભારેપણાવાળો થાય છે

શેરડીનો વાસી રસ

શેરડીનો વાસી રસ સારો લાગતો નથી ખોટા વાયુને હણનાર, ભારે, કફને તથા પિત્તને વધારનાર શોષ કરનાર, દસ્ત લગાડનાર અને મુત્રને બહુ વધારનાર છે

શેરડીનો પકાવેલો રસ

શેરડીનો પકાવેલો રસ ભારે, સ્નિગ્ધ, બહુ તીક્ષ્ણ, કફને તથા વાયુને મટાડનાર, ગોટાને તથા આફરાને શાત કરનાર અને કઈક પિત્ત કર્તા ર છે

શેરડીના રસની પાતળી રાબ

પકાવેલો, કાંઈક ઘાટો, અને જેનો રેલો ચાલે એવો શેરડીનો રસ ફાણિત કહેવાય છે ફાણિત ભારે, ચીકાશથી નાડીઓને રોકી શરીરમા ભારેપણુ કરનાર, પુષ્ટિ આપનાર, કફને તથા વીર્યને વધારનાર, વાયુને, પિતને તથા શ્રમને મટાડનાર અને મુત્રને તથા પેડુને સાફ કરનાર છે.

શેરડીના રસની ઘાટી રાબ.

સારી રીતે પકાવેલો, ઘાટો અને કંઈક રેલો ચાલે એવો શેરડીનો રસ મત્સ્યડી કહેવાય છે સસ્કૃત વ્યાકરણની રીતી પ્રમાણે મ દમ દ સ્રવવાથી મત્સ્યડી શબ્દ થયો છે મત્સ્યડી દસ્ત લગાડનાર, બળ આપનાર, હલકી, પિતને તથા વાયુને મટાડનાર, મધુર, પુષ્ટિ આપનાર, મઈથુન શકિતને વધારનાર, અને રૂધિર સબધી દોષને મટાડનાર છે

ગોળ.

ગોળ વીર્યને વધારનાર, ભારે, સ્નિગ્ધ, વાયુને હણનાર, મુત્રને સાફ કરનાર, પિતને અત્યત હરનાર નથી અને મેદને, કફને, કૃમિને તથા બળને વધારનારછે

જુનો ગોળ.

જુનો ગોળ હલકો, પથ્ય, ચીકાશથી નાડીઓને રોકીને શરીરમા ભારે પણુ કરનાર નથી, અગ્નિને વધારનાર, પિત્તને હણનાર, મધુર, મઈથુન શકિત ને વધારનાર, વાયુને હણનાર અને લોહીને સ્વચ્છ કરનાર છે

નવો ગોળ.

નવો ગોળ કફને, શ્વાસને, ઉધરસને, કૃમિઓને અને અગ્નિને વધારનાર છે

અનુપાનના ભેદથી ગોળના ગુણો

આદાની સાથે ખાધેલો ગોળ તુરત કફને મટાડે હરડેની સાથે ખાધેલો ગોળ પિત્તને મટાડે અને સુઠની સાથે ખાધેલો ગોળ સઘળા પ્રકારના વાયુને મટાડે છે માટે ગોળ કે જે એ રીતે ત્રણે દોષને નાશ કરનાર છે તેને પ્રણામ કરીએ છીએ

ખાંડ

ખાંડ મધુર, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી પુષ્ટિ આપનાર, ટાઢી, વાયુને તથા પિત્તને હરનાર, સ્નિગ્ધ, બળ આપનાર, અને ઉલટીને અત્યત મટાડનાર છે

સાકરીઆ ખાંડ

જે ખાંડ રેતી જેવી અને જરાક પીળી થાય છે તે શર્કરા અને સીતા કહે

થાય છે. સાકરીઆ ખાંડ બહુ મધુર, રૂચિકારક, વાયુને, પિત્તને, લોહીના બિગાડના બળતરાને, મુર્છાને, ઉલટીને તથા જ્વરને મટાડનાર, બહુ ટાઢી અને વીર્યને વધારનાર છે

ધોળી સાકર તથા ખડી સાકર

ધોળી સાકર ટાઢી, લોહીના બિગાડને તથા પિત્તને મટાડનારી, અને હલકી છે ખડી સાકર દસ્તને ઉતારનાર હલકી, વાયુને તથા પિત્તને મટાડનારી અને ટાઢી છે "શ્રી હર્ષ"

---

## મુંબઈ ઇલાકાની ગ્રામ્ય નિશાળોના કેળવણી વિષે સરકારી યાદી.

ગામડામાં ફેલાવવા માટે અનુકુળ ગ્રામ્ય કેળવણી વિષે નોધ



મુંબઇ ઇલાકામા ૧ કરોડ અને ૬૨ લાખની વસ્તી છે, અને આમાના ૧ કરોડ અને ૫૪ લાખ એટલે ૮૦ ટકા ખેતી કરી ગુજરાન ચલાવે છે તેમા ના ઘણા ગરીબ તથા અજ્ઞાન છે દરેક બાળક વાચતા લખતાં અને આંકડા ગણતા શીખે માટે બને તેટલાં ગામડામા સરકારે નિશાળો પુરી પાડવા પ્રયાસ કર્યો છે પરંતુ બહુ મોટા ભાગ બાળવર્ગ કે પહેલા ધોરણ સુધીજ ભણે છે, વળી જેટલા ૪ થા ધોરણ સુધી પહોચે છે તે નિશાળ છોડી દે છે અને પરિણામે જે ભણ્યા હોય તે ભુલી જાય છે આ બહુ ઇચ્છવાજોગ નથી કેમકે વધારે નહિ ભણે તો તેઓ તેમના માબાપ જેવા અભણ રહેશે લખેલી કે છાપેલી બાબત વાચી નહિ શકે, આકડા ઉકેલી નહિ શકે અને તેથી વેપારીઓ કે લેણદારો તેમને છેતરશે

૨ ગામડામા રહેનાર ઘણા લોકો કહે છે કે અમારા છોકરાને વધારે અભ્યાસ કરાવવો નથી અમારા પાકની દેખરેખ રાખે, નિશાળમા નકામી બાબ તો ભણવામા વખત ગુમાવે નહિ તેમજ જે બીજા મોટા શહેરોમા ખોરાક અને રહેઠાણ ખરાબ તેમજ બહુ ખર્ચાળ હોય છે અને છોકરાઓ માંદા પડે છે કે મરી જાય છે તેવા મોટા શહેરોમા મોકલવાથી વખત બગડે છે

સરકાર આ વાત સ્વીકારે છે ગામડાના છોકરાઓ નકામી બાબતો શીખે અને પોતાના માબાપના ખેતરોના કામમાંથી જતા રહે એમ સરકારની ઇચ્છા નથી તેઓ તેમના માબાપ કરતા ખેતીના કામમા વધારે કુશળ બને અને ખેતરોમાં વધારે પાક ઉત્પન્ન કરે એજ હેતુ છે

૩ આથી કેટલાક ખેતી લાયક સ્થાળોએ આવેલી નિશાળોમા ધોરણ ૫-૬-૭ મા ખાસ ખેતીનો અભ્યાસ ખોલવા નક્કી કર્યું છે અને ખેતીની ત્રેનિગ સ્કુલમા એક વર્ષનુ ખાસ શિક્ષણ જેણે લીધુ હોય અને જે ખેડુત વર્ગનો હોય તેવા બીજા વર્ગના ટ્રેન્ડ શિક્ષકને નિમવાનો સરકારે ઠરાવ કર્યો છે ૧૯૨૨-૨૩ મા ત્રેનીમા આવા પાચ શિક્ષકો ત્રેન્ડ થયા છે અને ૧૯૨૪ ના માર્ચમાં તેમાના ચાર શિક્ષકોએ સતારા જીલ્લામા પેઠ અહમદનગર જીલ્લા મા દેવલાલી, પૂવ ખાનદેશમા અસોદા, અને બેલગામ જીલ્લામાં કૌગનોલીમા નવા અભ્યાસક્રમના ( પાચમા ધોરણમા ) ૧ લા વર્ષનો અભ્યાસ પુરો કર્યો હનો સિધના પણ બે શિક્ષકોને પજાબમા વાયલપુર ગામે ખેતીની કેળવણી માટે મોકલ્યા હતા તેઓએ સિધના સરહદ વિભાગના ઉપલા પ્રાતમા ખડકોટમા અને સક્કર જીલ્લામા ચાક ગામમા નવો અભ્યાસક્રમ શીખવવાનો શરૂ કર્યો છે

૧૯૨૩ મા બીજા ૧૭ શિક્ષકોને તાલીમ આપવામા આવી હતી અને તે બધા સિધની બે શાળાઓ સહિત ઇલાકામા આવેલી કુલ ૧૭ વધારે શાળાઓમા શિક્ષણ આપે છે, ૧૯૨૪ અને ૧૯૨૫ મા પ્રત્યેક વર્ષે બીજા વધારે ૨૦ શિક્ષકોને તાલીમ આપવામા આવી હતી, અને ૧૯૨૫ મા બીજી વધારે ૨૦ શાળાઓ ખોલવામા આવી હતી ચાલુ વર્ષમા બીજી ૨૦ શાળાઓ ખોલવાનો સંભવ છે આ સિવાય બીજા વધારે ૨૦ શિક્ષકો હાલમા તાલીમ લે છે. અત્યારે ખેતીના ઐચ્છિક વર્ગોવાળી અશરે ૬૩ શાળાઓ ચાલે છે તારીખ ૩૧ મી જુન ૧૯૨૬ ના રોજ ૪૩ શાળાઓ હતી અને તેમા ભણતા વિદ્યાર્થીઓની સખ્યા ૧૪૫૧ છે

૪ ખેતીના અભ્યાસના ધોરણોમા જે વિદ્યાર્થીઓ ભણતા હશે તેમને કેટલાક વિષયોમા બીજા વિદ્યાર્થી સાથે એકજ વિષયો શીખવા પડશે. પરતુ જે વિષયો તેમને સીધા ઉપયોગી ન હોય તેમા તેઓ વાચન તથા ગણિત શીખશે, તે તેમને નિશાળ છોડ્યા પછી ખેડુત તરીકે ગામડાના જીવનમા ઉપયોગી થશે નિશાળમા ખેતીના કામનીજ અલગ રાખેલી જમીનમા પ્રાયોગિક કામ પણ તેઓ કરશે આમ જુદા જુદા પાકનુ બધુ જ્ઞાન મેળવશે તેમને રોપવાની યોગ્ય રીત તેઓ જાણતા થશે પાકની સભાળ રાખતા આવડશે, તેને હરકત કરનારા રોગોમાથી મુકત રાખશે ઢોરની તેમજ બીજા ઓજારોની કેવી સભાળ રાખવી, તેમજ ભગે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવા તે જ્ઞાન પણ તેઓ પ્રાપ્ત કરશે

૫ આ છોકરાઓ ૭ મુ ધોરણ પુરૂ કર્યા પછી હાલ લેવાતી વર્નાક્યુલર

ફાઇનલ પરીક્ષા પસાર કરી શકશે તે પછી ઉતમ પ્રકારના વિદ્યાર્થીઓ ખાસ ખેતીની ટ્રેનિંગ કોલેજમાં જઈ શકશે, અને ત્યા આ ખેતીના ખાસ વર્ગોમા શિક્ષક માટેની ટ્રેનિંગ મેળવી શકશે તેમનો પગાર બીજા શિક્ષકોના જેવોજ રહેશે આ બધી બાબતથી ખાતરી થશે કે આ નવી શાળા તથા શિક્ષકો અને બીજી સામાન્ય પ્રકારની નિશાળો તથા શિક્ષકો દરેક બાબતમા સરખા મનાશે.

૬ ગામડાના છોકરાઓને આખા વર્ગોના શિક્ષણથી વધારે લાભ મળે એમ છે એવુ સરકાર ધારે છે, છતા લગભગ બધી નિશાળોમા જેમના મા બાપની ઇચ્છા પોતાના છોકરાઓને સામાન્ય સ્વરૂપ શિક્ષણ આપવાની હશે તેમને માટે ધોરણ ૫ થી ૭ સુધીમા તેમનુ ભણવાની ગોઠવણ પણ કરી છે

## કૃષિનું પગથીયું

—*********—

હીન્દનુ ખેતીવાડી સબંધીનુ શાહી કમીશન યા મંડળી પોતાનું કામ અત્રે પુરૂ કરી યુરોપમા એ વિષય ઉપર વિચાર કરી રહયુ છે થોડા વખત બાદ તેઓ ખેતી સુધારણા માટે વિચાર પુર્વક અનેક જાતની યોજનાઓ તથા ઉપયોગી સુચનાઓ કરશે એવી એકંદર ધારણા છે જમીનના બહુજ ટુકડાઓ થઈ ગયાછે અને ઇકોનોમીક હોલ્ડીંગ એટલે એક કુટુંબને પોષણ રૂપ થઇ શકે એટલી જમીન માટે ચર્ચાઓ થઇ રહી છે અને આ સબંધી છેવટે મુબઈ સરકારી સુધારા માટે ખરડો પણ કાઉન્સીલમા રજુ કરેલો છે આ સ્થિતિમા કેટલીક હકીકતો તરફ આપણે નજર કરીશુ તો હાલની ચર્ચામા ઉપયોગી થશેજ.

એકંદરે બારીક નજરે તપાસ કરતા બધાને એમ જણાશે કે વિદ્યમાન કાળની હુન્નર ઉદ્યોગની પ્રગતિ કૃષિવિદ્યાની જુની પધ્ધતિની વચ્ચે નડતર રૂપ થએલી છે આખા મુખ્ય ખેતીના કામમા મજુર તેની સંખ્યા તથા તેમની મહેનતના બદલામા મળતર છે આજ કાલ દેશનો વ્યાપાર વધતો જાય છે, પ્રત્યેક દેશોમા વધતો ગયો છે, એટલુ જ નહી પણ દેશપરદેશ તેનો બહુજ સારા પ્રમાણમા ફેલાવો થયો છે ખેતીની ઉન્નતિ આના પ્રમાણ સંગ રહી નથી યોગ્ય પ્રમાણ સર વધવાની પધ્ધતિમા ફેરફાર થઇ ગયો અને જે જે ભાગે જનસમુહના આગળ વધ્યાં તેમા કૃષિ પછાત રહી ગઇ અસલના જમાનામા એક ચીજ આપવાથી તેના બદલામા બીજી ચીજ મળતી હતી. પણ હાલમા તે ધોરણ રહ્યું નથી. હાલતો એક ચીજની અમુક પ્રમાણમાં કીમતજ

મળે છે, અને જેને તે ચીજની જરૂર હોય છે તેને કીમત આપી તે લેવી પડે છે, એટલે તે ચીજ માટે પોતાની ચીજ પણ વેચી કીમત મેળવ પડે છે આ પ્રમાણે કીમતની આપલે દેશના અને વ્યાપારના લાભ તથા સ્હેર ગોઠવાએલી છે દેશ ॥ એક દર રકમના પ્રમાણમા રાજ્ય સોનુ વિ ખર્ચ્યા કરે છે અને શાખ આબાદાની તે ભંડોળના પ્રમાણ મર જુદા દેશના ચલણોના ભાવ ઉપર આધાર રહે છે આવો ભાવમા ચડ ઉતર રહે ફાયદો કે ખોટ ઓછા કે વતા પ્રમાણમા રહે એ સ્વભાવિક છે આ સ્થિતિમા જુની રીત અદલા બદલાની કરવાની જરૂર નથી છતા આપણો ચલણ સબધી એવી યોજના રૂપ ગોઠવણ કરવાની જરૂર તો છેજ કે જેથી દરેક પ્રકારના ધધામા ફાયદો રહે અને ખોટનુ પ્રમાણ ઓછુ રહે નહિ વેપારીની આબરૂ, અને સારી શાખ એ મુખ્ય દેશની આબાદાનીનો પાયો છે આ શાખ કે આબરૂ દેશપરદેશમા સારા પ્રમાણમા ફેલાય એ અત્યત જરૂરી હોયજ આના જેવોજ પ્રશ્ન કૃષિ સબધી છે કૃષિ વિદ્યામા પરોવાએલ જન સમાજ પણ પોતાની સાખ આબરૂ વધારી શકે તો તે પ્રમાણમા તેમનો ધધો પણ ઉચ સ્થિતિએ લાવવા ઘટતા ઉપાયો જરૂર યોજી શકે એમ છે આ દ્રષ્ટિએ પ્રયત્ન ની સૌથી પહેલી જરૂર છે

ધધો શરૂ કરવામા એક ચીજ તઈયાર કરતા મુખ્ય હેતુ એ હોય છે કે તે ચીજ ઓછા ખર્ચમા ઉતમ કેમ થાય તથા તેના વેચાણમાથી વધારે નફો કેમ મળે આ ચીજની કીમતનો મુખ્ય આધાર તો લોકોને તેની જરૂરીઆત તથા ઉપયોગ ઉપર રહે છે બીન ઉપયોગી ચીજ ઓછી કીમતે હમેશા જશે અને નફામા તેને લઇને ભાળો પણ ઓછો રહે છે કેટલાકને છેવટે બનાવવાનુ ખર્ચ પણ માથે પડે ને ખોટ અનુભવવાની સ્થિતિની આધાહી દેખે છે. આવી સ્થિતિમા ખોટ આપતી ચીજની બનાવટનો ધધો બધ કરવામા આવે છે કેમકે આર્થિક દ્રષ્ટિએ એ ચીજ જન સમાજને લાભકારક નથી આ ઉપરથી જણાશે કે બનાવનારાઓ હમેશા કૃતિનો ખર્ચ તથા વેચાણનો વિચાર કરી પછીજ બનાવવાનુ સ્વહસ્તમા લે છે

વિજ્ઞાન, સચા વિગેરેના ઉપયોગથી બનાવટનુ ખર્ચ ઓછુ થાય, તથા શી યુકિતથી ઓછુ ખર્ચ થાય તે હેતુ પ્રત્યેક ધધાવાળો મગજમા હ હમેશ રાખે છેજ આ પ્રમાણે ખેતીવાડીના કામમા કે તે સબધના ધંધા રોજગારમા ધ્યાન અપાતુ નથી હીદમાં પોણાસો ટકા ઉપર ખેડુતો છે અને કૃષિનો પા ફેલાએલોજ-છે છતાં ખર્ચ ઓછુ કરવા કે તે તરફ દ્રષ્ટિ ફેરવી વિચાર

કરવા કોઇએ વિચાર કરેલો નથી આ પ્રમાણે બીજા દેશોમા પણ થોડાઘણા પ્રમાણમા ઉણપ દેખાય છે ખરી, પણ હીંદમા અતિશય ઉણપ છે

ખેડુત દાણો વિગેરે ખેતરમા પકવે છે, પણ તેનુ કેટલુ ખર્ચ થયુ એ સબધમા એ વર્ગ બે કાળજીમા રહે છે જન સમાજ ભાગ્યેજ ઉઠે કે ખાધ વસ્તુ તરફજ નજર ફેરવે છે, એટલે જરૂરીઆત પ્રમાણે સોંઘી કે મોંઘી હરેક ખાધ વસ્તુ ખરીદ કર્યા વગર જરીકે ચાલતુ નથી ખેડુત જરૂરીઆત પુરતુ રાખી અથવા સોસ કે કરજને લઇને નરાળી બીજાઓને ઉપયોગ માટે સોંપી દે છે આમ પોતાનો માલ આપના પણ પોતાને થએલ ખર્ચ અને તેના હીસાબ માટે કાળજી રાખતો નથી ટુંકમાં આ સબધી નફા ટોટાના વિચાર ખેડુતને હોતોજ નથી ઘણાને તે વિચાર મનન કરવા જેટલુ જ્ઞાન પણ નથી હોતુ આવા સંજોગોમા આવા માલની કીમત ખરીદ કરનારની શકિત ઉપર ઘણા પ્રમાણમા રહે છે આમ દાણાની કીમત ઠરાવાય છે અને તે પ્રમાણે લેવડ દેવડ શરૂ થાય છે સાધારણ માન્યતા છે કે જો ખેડુત ગણત્રી કરવા બેસશે તો એકંદર હીસાબ કરતા તેની પાસે નફામા કે ખોટમા ધાન માપવાનુ વાસણ ફકત તેની પાસે રહે છે આ ઘણે અંશે હાલ સત્ય છે અનાજ પેદા કરવું એ લાભકારક નથી થતુ એ તો દહાડે દહાડે બીજા પાકો ખેતરોમા લેવાથી ખાત્રી થાય છે પ્રત્યેક જગ્યાએ અનાજની પેદાશ લાભકારક અવશ્ય નહી થાય, તેથી બીજા પાકોની પણ જન સમાજને જરૂર તો રહેવાનીજ, પણ સર્વે એકંદર પ્રમાણસર રહેવુ જોઇએ હાલમા અનાજના પાક માટે એકંદર ક્ષેત્રફળ ઘટતુ જાય છે એ કાંઇ જન સમાજને માટે લાભ કારક નથીજ

હુન્નર ઉદ્યોગ કે ધધા માટે ઉપયોગમા આવે એવો પાક પેદા કરવાથી અનાજ માટે કઇંક સોસવુ પડશેજ બીજા પાક માટે પહેલા જે બાબત ઉપર ધ્યાન અપાતુ નહોતુ તેમ હવે થતુ નથી ખેડુત આવા પાકનો હીસાબ રાખવા આગાહી કરે છે આની સહાયતાથી આર્થીક દ્રષ્ટીએ ખેડુતોને વીચાર મોળા સ્ફુરવાની શરૂઆત થઇ ગઇ છે આ પગથીઉ આગળ વધી દાણા વીગેરે માટે જરૂર પેસસે એમ આશા રાખીશુ એક પછી બીજા માટે કુદરતી મન થશેજ આખી દુનીઆમા કૃષિ સબધી સુધારણા કંઇકને કંઇક થવી જોઇએજ, એમ સર્વે ઇચ્છા રાખશેજ. આગળ કારણો બતાવેલાં છે, તે ઉપરાંત અમુક લોકો કેટલીક ચીજો ઉગાડવા માટે, સ્વતત્ર સત્તા જોઇએ તેના કરતા વધારે પ્રમાણમા ઉગાડવુ, ચાલતા ચલણમા કૃતિમ ફેરફાર કરવા અને વધતો

કર વીગેરે ઉપર દ્રષ્ટી ફેરવવા જતા નાહીમતવાન થઇ ચીલે ચીલે પોતાની મેળે પહેલા માફક ચાલ્યા જવા ઇચ્છા કરે છે આ સંજોગોમા ખેતીનુ કામ સરળતાથી આગળ ધપતુ નથી આ કોયડો ઉકેલવા દરેક આત્મા કટીબધ થઇ રહેશે ?

ઓસ્ટ્રેલીઆમા ચોખાનો પાક કરવા પ્રયત્ન કરવો એમ ઠર્યું; અને તપાસ કરતા માલમ પડયુ કે એકદર ખર્ચ પોણોસો ટકા જે ચોખા પરદેશથી આવેછે તેના કરતા વધારે થાયછે અખતરાઓ શરૂ કર્યા બાદ ચોકસ આકડાઓને આધારે દઈક રકમ લેવા નકકી કર્યું ચોખાના પાક લેનાર ખેડુતોને ખોટ ન જાય માટે ઓળખો ન કરતા આયાત થતી ચોખની ગુણીઉપર દાણ નાખવામાં આવ્યું ઓસ્ટ્રેલીઆમા એકદર રહેણુ કનો ખર્ચ વધારે હોવાથી પેદા કરવાની કીમત પણ વધારે બેસે છે, પણ તેથી ત્યાની સરકાર તેમજ પ્રજા નાસીપાસીમા બેસી રહી નહી સચાનો સદઉપયોગ, જમીનના મોટા ક્ષેત્રફળ, ઉત્તમકોટીની જમીન વિગેરે અનેક બાબતો જોતા ત્યાનુ ખર્ચ ઓછુ કરવા પ્રયત્ન આદર્ય અને તેનો લાભ મેળવ્યો ન્હાના ન્હાના જમીનના ટુકડા પાકનો ખર્ચ આ બે કરવામા જરૂર નડતર રૂપ છે તેમજ હાલમા મજુરીનો દર જે સ્થિતિમા મજુર રહેતો હોય તેના ઉપર આધાર રાખે છે આવી અનેક બાબતોથી ખર્ચનો વધારો કે ઘટારો થાય છે આ હકીકત ધ્યાનમાં રાખી ખેતી સબધી ખર્ચ ઓછો થાય તેવી કાળજી હમેશ રાખવી જોઇએ

અત્રે ખેતીના કામ માટે રોકડ રકમની જ્યા ત્યા જરૂર જણાય છે જે રકમો છે તે ધધામા કે વેપાર રોજગારમા કે શેર સટ્ટામા ઓ કોઇ રોકી નાંખે છે, કેમકે એમ કરવાથી તે રકમોની વળતર ખેતીના કામ કરતા વધારે તરત તેમજ સારા ફાળમા મળે છે જરમનીએ ગન્યા ગાજર (બીટરુટ) માથી સાકર કરવા માટે કેમ, કેવી રીતે યોજનાઓ કરી હતી તેમજ શેરડીમાથી સાકર થાય છે તેની જોડે હરીફાઈ કરવા માટે વિજ્ઞાન જ્ઞાન, મુડી તથા સરકારની મદદની એક બીજાની કેવી સહાયતા લીધી હતી તે વિષે ખાસ જાણવાની જરૂર છે સહાયકારક મડળીઓ, સાહુકારો તેમજ તગાવી વિગેરેની સગવડથી ખેડુતનુ દબદર જત નથીજ રહેવાનુ

કૃષિ માટે મ્હોટી મ્હોટી રકમોની રોકાણ થાય એ જરૂરી છે પણ તે હીદમા જવલેજ મળે એમ અત્યારે તો ભાસે છે પરદેશોમા ખેડુતનુ ઘર દરેક પ્રકારની જરૂરીઆતથી ભરપુર હમેશા હોય છે. પણ હીદમા તો ખેડુત કરજને માટે પોતાનુ બીઆનુ તેમજ જમીનની માટી પણ સાચવી શકતો

નથી હાલમા રથમાએલી સાકર બનાવવાની કપનીઓનીજ સ્થિતિ જુઓ તેમજ તે માટે જરૂરી પાક તરફ ધ્યાન આપો તો ઉન્નેજક કાઇ દેખાશે નહી અનિશ્ચય કર, નાના નાના ટુકડાની જમીન, રાજ્યની બેદરકારી, મદદ કરવાની ઓછી જીજ્ઞાસા વિગેરે કારણોનેજ આભારી આવી દયાજનક સ્થિતિ છે

થોડા વખત ઉપર નીમાએલ શાહી કમીશનને પણ ટેક્ષ સબધી તપાસ કરવાનો અધિકાર નથી અપાયો જે કાઇ ટુક સવાલ જવાબ પરથી અનુમાન થાય છે તે એજ કે મારકેટની તેમજ ક્રેડીટ (શાખ) વધારવા સબંધી સારી વ્યવસ્થા થાય તેવી સુચના તો કરવામા આવશે ખેતીનુ શિક્ષણ જરૂરી છે એ સૌ કોઇ આ જમાનામા જોઇ શકશે કૃષિ વિદ્યામા વ્યવહાર કુશળતા તેમજ વ્યાપારી દ્રષ્ટિનુ જ્ઞાન પ્રમાણસર વધવાની દેખીની જરૂર છે તોજ ઓછા ખરચે વધારે લાભ મળવાના પ્રયત્નો અનેક થઇ શકશે ઈમારત ગમે તેટલી સારી જો કે ચણાશે તો પણ હુતાપાયાથી પડવાનીજ એ ખાત્રીથી માનવા જેવુ છે છેવટ ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર અને કનિષ્ટ નોકરી જો દરેક આત્મા આસળી મન ઉપર લે તો જરૂર હીંદ નો ઉધ્ધાર થાય

શ્રી હર્ષ

---

## ગ્રામ્ય કેળવણી.

—*********—

શહેરના નાગરીકોને કેમ કેળવવા એ કામ આજ સુધી વિદ્યાપીઠોના નિષ્ણાત સચાલકોએ કર્યા કીધુ તેનુ પરીણામ કેવુ આવ્યુ—નાગરિકો કે બળવાઇ કેટલે દરજ્જે ઉન્નત દશાએ પહોચ્યા તે તેમની—આધુનીક—સાંસારીક સ્થિતિનુ નિરીક્ષણ કરવાથી સ્હેજ સમજાઇ આવે છે પરન્તુ એકજ જાતની કેળવણી દરેક સ્થિતિના સ્ત્રી પુરૂષોને અનુકુળ નજ હોઇ શકે તેમ શહેરીઓને અપાતુ શિક્ષણ ગામડાના લોકોને અનુકુળ ન હોય બન્ને વ્યક્તિઓનુ જીવન તદ્દન જુદાજ પ્રકારનુ હોય છે. શહેરીઓનુ જીવન થોડી મહેનતે વધારે પઇસા કોઇપણ પ્રકારે પેદા કરી તેનો મોજ શોખના સાધનોમા વ્યય કરવામા વ્યતિત થાય છે જ્યારે ગામડાના લોકો તેથી ઉલટુ નિતીથી જાતમહેનત કરી ઇશ્વર જે રીતે મહેનતનો બદલો આપે તેથી સતોષ માની પોતાનો ગ્રહવ્યવહાર ચલાવવામા જીવન ગુજારે છે. બન્નેના ધ્યેય—આદર્શો જુદાં છે,

ગ્રામ્ય કેળવણી એટલે ગામડાના લોકોને અનુકુળ કેળવણી તે કેવી હોવી જોઇએ એ તપાસતા પહેલા ત્યા વસ્તિનો મ્હોટો ભાગ પોતાનું જીવન કેવા વ્યવસાયોમાં ગુજારે છે તે ધ્યાનમા લેવુ જોઇએ ત્યાની વસ્તિનો મ્હોટો ભાગ જમીનના માલીકો ખેતીની પેદાશ પર જીવનનો નિર્વાહ કરનારા હોય છે ખેતીનુ બધુ કામ તેઓ જાતે ન કરી શકે તેથી તેમના નોકરો હુબળાઓ વિગેરેનો એક બીજો વર્ગ હોય છે તે ઉપરાંત એ લોકોને ખાસ જરૂરી બીજા ધધાદારીઓ જેવા કે વાણીઆ, ઘાચી, મોચી, હજામ, સુથાર, લુહાર, કુભાર, વિગેરે એ લોકોને જરૂરની ચીજો પુરી પાડવા સારૂ જવલ્લેજ મ્હોટી વસ્તિવાલા ગામમા એકાદ ઘર અગર નાના બે ત્રણ ગામ વચ્ચે એ લોકોનુ એકાદ કુટુમ્બ માલુમ પડે છે એટલાજ પ્રમાણમા તેમનુ પોષણ પણ ચાલી શકે એવા લોકોનો પેઢી દર રોજગાર પોતાના નિર્વાહ માટે પહેલા હતો તેવો ધીકતો પરદેશી માલ દેશમાં લગભગ બધો આવતો હોવાથી અને લોકોની વૃત્તિ તે તરફ વધતી જવાથી હવે રહયો નથી આ ઘર ગથ્થુ હુન્નરોનો હાલ પુનરૂધ્ધાર કરવો અગર તેને બદલે બીજો કોઈ આજીવિકાનો ધધો શોધી આપવો એ શિક્ષીત વર્ગને માટે ખાસ જરૂરનુ છે પરન્તુ ગામડાનો મ્હોટો વર્ગ ખેડુતનો છે તેમને અનુકુળ કેળવણી વિષે ખાસ લક્ષ અત્રે આપીશુ ,

કેળવવુ એટલે તે વસ્તુને જેવી સ્થિતિમા મુકવા ધારતા હોઇએ તેને અનુકુળ બનાવવી જુદા જુદા લુલ લેવા સારૂ જમીનને જુદી જુદી રીતે કેળવવી પડે છે બાથને માટે જમીનની કેળવણી કપાસ તથા જુવારને માટેની કેળવણી કરતા જુદીજ હોય છે તબાકુ અને ઘઉ માટે જમીનની કેળવણી પણ જુદી હોય છે રોટલીને માટે કેળવેલા લોટની પુરી ન થઇ શકે તેમ સવારી માટે તથા ગાડીમાટે ઘોડાઓને જુદી જુદી રીતે કેળવવા પડે છે જે જાતના માણસો નીપજાવવા હોય તે દરેકને અનુકુળ કેળવણી જુદા પ્રકારની હોવી જોઇએ માણસ પોતાનો આખો જીવન વ્યવહાર કઈ સ્થિતિમાં કયા સજોગોમા અને કયા ધધામા ગાળવાનો છે તે ધ્યાનમા લઇ તે સ્થિતિમા લાવવાને મદદગાર કેળવણી હોવી જોઇએ ખેડુતને પોતાનુ જીવન ખેતી ઉપરજ નીભાવવાનુ હોય છે તેને માટે બીજ ગણિતના દાખલાઓ અને ઉતરતી ચડતી બાજણી, લઘુતમ ઘડ બાજક વિગેરે કરતા જુવાર કપાસ વિગેરે જે જે ચીજો તેઓ પેદા કરે તથા સોનુ ચાદી તથા બીજી જે વસ્તુઓ ખરીદવી પડે તે વેચવા તથા ખરીદવાના દાખલાનો પાકો અભ્યાસ વધારે ઉપયોગી થઇ પડે, મજુરોનો હિસાબ રાખવો તથા ઉત્પન્ન વિગેરેના ગ્રાહક વાચકનુ વાચણ વધારે જરૂરનું હોઇ શકે

એકજ જાતનું શિક્ષણ સર્વ સ્થળે દાખલ થવાથી કેવા અનિષ્ટ પરિણામો આવ્યા છે તેના દાખલાઓ પરથી સમજાશે કે હાલની કેળવણી કરતા અસલ ની ગામઠી નિશાળની કેળવણી વધારે વ્યવહારૂ અને ઉપયોગી હતી ગણીત શાસ્ત્રનો પ્રોફેસર કોલેજ અગર શાળાઓમા છોકરાઓને એ શાસ્ત્રમા કેળવતો હોવા છતા બજારમા શાક ભાજી અનાજ–ઘી વિગેરે પરચુરણ ચીજો ખરીદતા ગાંધી આટાના હિસાબમા ગોથા ખાય છે જે તે દુકાનદાર Advanced Mathematics ભણ્યો ન હોવા છતાં વ્યવહારૂ જ્ઞાનથી સ્હેજમાં પ્રોફેસરોના કાન પકડાવતા માલુમ પડે છે બી એ કે એમ એ ની ઉપાધીવાલાઓ જે સાધારણ દાખલાઓ કાગળ ને પેન્સીલની મદદ શિવાય નથી કરી શકતા તે પરચુરણ લાગુ શાળાઓનુ કે કોલેજોનુ શિક્ષણ નહિ લીધેલાઓ મોઢેજ ગણી શકે છે અસલ ગામઠી શાળાઓમા તે વખતના સંજોગોને અનુકુળ વ્યહારીક જ્ઞાન તરફ વિશેશ લક્ષ અપાતુ જ્યારે આધુનીક કેળવણી મહાન આદર્શોનુ દર્શન ગાન કરાવવા જતાં વ્યવહારમા ગોથા ખવડાવે છે

ઇતિહાસના શિક્ષણનો મ્હોટો લાભ એ કે અગાઉ મહાન પુરૂષોએ જે ભુલો કરી તે ભુલો ભવિષ્યની પ્રજા ન કરે પરન્તુ ઇંગ્લેંડ ત્થા રોમના ઇતીહાસોના પ્રોફેસરો વ્યવહારમા એવી ગંભીર ભુલો કરતા જણાયા છે કે જેના ફળ સેંકડો સુધરી નથી શકતા એનુ કારણ એટલુજ કે પોતાની આજુ બાજુ પોતાના દેશની ત્થા સમાજની શુ સ્થીતી છે તેનુ માપ કાઢી શકયા નથી અગર કાઢવા પ્રયત્ન સરખો કર્યો નથી અને બહારના દેશના ઇતીહાસની લાંબી વાતો કરી અત્રે તે મુજબ સુધારો કરવા ગયા પણ પોતાનો આધુનીક ઇતીહાસ બરાબર સમજી ન શકયા

આ બધા ઉપરાંત આધુનીક કેળવણી એ લોકોને બાપ દાદાના ચાલતા આવેલા ધંધા રોજગારથી વિમુખ કરી દીધા છે હાલમા શિક્ષણ લેતો છોકરો નિશાળમા જતો થાય ત્યારથી તેને એટલા બધા વિષયોનો બોજો હોય છે કે તેનો ઘણો ખરો વખત ઘેર પણ અભ્યાસ કરવા પાછળજ ગાળવો પડે છે એટલે ઘરમા આજુબાજુ શુ વ્યવહાર ચાલે છે તેનુ પણ જ્ઞાન હોતું નથી મા બાપ પણ છોકરાની દયા ખાઇ તેને પોતાના પાઠમાથી છુટો કરવા રાજી હોતા નથી જેમ છોકરો ચોપડીઓમા ગોથા વધુ વખત ખાયા કરે તેમ મા બાપ રાજી થાય સારી કેળવણી લેવા ઇચ્છનાર વિદ્યાર્થીની લગભગ પચીસ વરસ સુધી આવી સ્થિતી હોય છે ત્યાં સુધી જે સમાજમા રહી જે રિવાજો મુજબ તેનુ આચરણ રાખવાનુ હોય છે અગર બીજુ ગૃહકાર્યને જરૂરી શિક્ષ

સુધી તે તદનજ અજાણ્યુ હોય છે કોઇ એકાદ વિષયમાં અરૂચિ હોય અને બીજા બધામા ઘણો હોશીયાર હોય છતાં તે એક વિષયના નાપાસ થતા આગળ અભ્યાસ માટે તે નાલાયક થઇ પડે છે અને બીજા વિષયો જેમા તે વધુ પ્રકાશી શકે એમ હોય તે વિષયોને પણ છોડી દેવા પડે છે અને આતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થાય છે

જીંદગીના અમુલ્ય પચીસ વર્ષે ગજગમા ગમે તેવા પરચુરણ વિષયોનો કચરો ભરી—ઓછામા ઓછા સાત આઠ હજાર રૂપીઆનુ પાણી કરી—શરીરને તદ્દન નાજુક બનાવી મોજ શોખમા હુશીઆરી મેળવી જે જાતના લોકો સાથે વ્યવહાર ચલાવવાનો છે તેને તીરસ્કારતા શીખી—જાણે જુદીજ દુનીઆમાથી કેમ ન આવતો હોય એ રીતે હાલ એક ગ્રેજ્યુએટને પોતાની આ જીંદગી માટે ફાફાં મારતો યુનિવર્સીટી બહાર ધકેલી મોકલે છે અત્યાર સુધી શુ તે ની આશાઓ? પણ તરતજ સમજ પડી જાય છે કે જે દુનીઆમા તેણે ઉડવાનુ છે તે માટે જરૂરી પાખ આ પચીસ વર્ષમા નથી મેલવી શકાઇ. શીખવાનુ તો હજી બધુજ બાકી રહ્યું છે અને જો શિક્ષણના ;પવનમાજ ચાલ્યા કરશે તો જરૂર ગોથા ખાશે.

આમ ઠોકરો ખાતો ખાતો ભીખ માગતા જો કોઇ નોકરી સર કરી બેસે તે તો ઠીક પણ હવે તો આવા શિક્ષિતોના એવાતો રાફડા ફુટવા લાગ્યા છે-કે દર સાલ પોતીકા બાપ દાદાનો ધીકતો ધધો છોડી નોકરીની લાબી લાબી આશા ભર્યા હજારો ઉમેદવારોનાં નાગો બહાર પડે છે તેઓને પોતાના બસલ ધધાનુ જ્ઞાન પણ નથી હોતુ જેથી તે પણ કરી શકતો નથી અને તે કરવુ તે હલકુ પણ ગણે છે અને નોકરીમા મઝા છે એમ ધારી તે સારૂ તનતોડ મહેનત કરે છે અને કદાચ મળે છે તેમાં પણ આખરે કટાળે છે, કેમકે શારીરીક તથા માનસીક શક્તિઓનો ખોટે રસ્તે અત્યાર સુધી એટલો બધો વ્યય કરી નાખ્યો હોય છે નોકરીમા જઇ ગુલાબની પથારીમા આળોટવનુ મળશે એમ ધારતો હોય તેને ખબર પડે છે કે આ ગુલાબની પથારીમા તો અસખ્ય કાટા ઓ છે જે-વિષયમાં કેળવણી લીધી હોય તેને અનુકુળ નોકરી ન મળતા ગમે તે પ્રકારની નોકરી સ્વિકારવામાં મઝા માને છે આમ હેતુ શિવાયની કેળવણી શુ કામની? આ દેશમાં પ્રથમ જે ઉદ્યોગો તથા રોજગારોથી અન્નની પ્રજાનો મોટો ભાગ પેષણ મેળવી શકતો તે પરદેશના વેહેપારને લીધે તદન પડી ભાગ વાથી કદાચ નોકરી ન મળી તો જરૂર તે આડે માર્ગે ચઢી જશે અને મોજ શોખમા પડી ગયેલો હોવાથી તે પુરૂ પાડવાના સાધનોની ખોળમાં નિતિને

બાજુએ મુકી ગયો તેવી નીચ વૃત્તિથી બહારથી ભપકેદાર દેખાતા ધધાઓમા પડી લોકોને રન્જાડશે અને પોતાના શોખના સાધનો મેળવવામાં પોતની બુધ્ધિને રોકશે જે શિક્ષકો ધર્મ, નીતિ, સત્ય અને ન્યાયના આદર્શો શાળાઓમા બીલવ્યા હોય છે તેઓ જ્યારે પોતાના શિષ્યોને નોકરીમા અગર બીજા ધધાઓમા ચાલતી અનીતિ અને પ્રપચો પ્રત્યક્ષ નજરે જુવે તો જરૂર તેમને મ્હાન આઘાત લાગ્યા શિવાય રહેશે નહિ એટલી હદ ભણેલાઓ સુધરેલા પ્રપચોમાં ભાળે છે જાણે એમ ન શિખ્યા હોય કે પ્રપચ શિવાય વાતજ નહિ. જેમ વધારે પ્રપચ, વધારે લુચ્ચો, વધારે નીચ તેમ વધારે હુશીયાર ગણાય છે એ સમાજની દશા છે

કદાચ બી એ એલ એલ બી. થઇ મુન્સફ અગર મેજીસ્ટ્રેટની કે માસ્તર-યા કારકુનની નોકરી ન મળતા ખાનગી વકીલાત કરશે તો તેમા પણ પોતાની આજીવીકા માટે જેમ લોકો વધારે લડતા શીખે તેમ તેમને ફાયદો, માટે આપસમા કેમ લડવવા એજ એમનુ ધ્યેય રહે આ શુ ઉચી કેળવણી. નુ પરીણામ હોઇ શકે? જુઠુ કરતા અને કરાવતા બીલકુલ અચકાશે નહીં અસીલની સાથે ફી લીધા શીવાય તો વાત પણ ન થાય હરેક વાતમા પઇસો કઢાવવાનીજ વાત

અગર-ડાક્ટર થઇને પણ દેશને શુ ફાયદો કરી શકે એમ છે હિન્દુસ્તાનમાં પાકતી વનસ્પતિમાથી બનેલી પેટન્ટ દવાઓ અને તેની જુદી જુદી બનાવટો માટે તેમને પરદેશ પર આધાર રાખવો પડે છે વઇદો જે દેશી વનસ્પતિથી રોગો મટાડતા તે ડાક્ટરો તેજ વનસ્પતિથી પરદેશી બનાવટોથી રોગ મટાડતા થયા એટલે બીજા શબ્દોમા પરદેશી દવાના વહેપારીઓના દલાલો થયા પોતાને ત્યાના વનસ્પતિમાથી અનુકુળ દવાઓ તેઓ જાતે કરી નવી શોધ ખોળો કરે તો એ વિદ્યાનુ સાર્થક ગણાય વળી જે રોગ વઇદ્યપ કે ૧૦ રૂપીઆમા મટાડી શકે તે માટે ડાકટરોને રૂા૦ ૫૦ થી ૧૦૦ જોઇએ અને કોઇ દર્દીને જોવા જવા સારૂ પણ ૨ યા ૫ રૂપીઆ ફી અને દર્દીની ઘોડા ગાડી શિવાય ન જઇ શકાય આમ વર્ગને માથે આ ટાઇ થોડો બોજો નથી શુ શિક્ષણ પ્રજા વર્ગને આમ બોજા રૂપ થઇ પડવો સારૂ હોઇ શકે?

આ વાતો અસખ્ય દષ્ટાતો આપણે જીવનની હર પળે નજરે જોતા થઇ ગયા છીએ એટલે આપણી બુધ્ધી પણ એવી બુઠી થઈ ગઇ છે કે નીતિ કે અનીતિ શુ તે સમજવા તસ્દીજ લેતા નથી કોઇ પણ પ્રકારે પઇસો વધારે

મેળવે તે મ્હોટો, આગળ પડતો, આબરૂદાર ગણાય એટલે પઇસા મેળવવા જેમ વધારે જુઠાણું અનીતિ અને નિર્દયતા વાપરે તેમ વધારે ડાહયો શું આટલા વરસોની તનતોડ મહેનતને અતે આવી મોટી મુડીને ભોગે આવી જાતનુ ડહાપણુ શીખવવામા આવે તો એ કરતાં એ શિક્ષણુજ ન હોય તે વધારે સારૂ આપણી નજરે સ્પષ્ટ દેખાય છે કે શહેરીઓ કરતા ગામડાના લોકો જેણે આવુ ઉંચુ શિક્ષણ નથી લીધુ હોતુ તે વધારે નીતિવાન, ધર્મિષ્ટ દયાળુ અને શ્રધ્ધાળુ હોય છે હજી પણ ગામડાઓમાં લખાણ શિવાય અંગ ઉધાર લેણુ દેણુ ચાલે છે અને ભાગ્યેજ પોત નુ વચન તોડે છે જ્યારે શહેરમાં તો વધારે કેળવાયલાઓમા ડગલે ડગલે વચન તોડવાના તથા નાદારીના દાખલાઓ નજરે પડે છે. Conscience ની મ્હોટી વાતો કરતા કેળવાયલાઓજ હરપલે Conscience નુ ખુન કરતા બીલકુલ આચકો ખાતા નથી

જે શારીરિક સપતિ આવા શિક્ષણ પાછળ ગુમાવવામા આવે છે તે તથાં ..લનો રોજગાર જો કાયમ રાખ્યા હોત તો આવી બેકારીનો વખત ન જ વત જે મુડી અને જીદગીના અમુલ્ય પચીસ વર્ષો આ શિક્ષણ પાછળ માવવાને બદલે તેનો ઉપયોગ કોઇ ધધામા અને તેને લગતા વ્હેવારૂ જ્ઞાનમા વાપર્યો હોતતો જરૂર લોકો આબાદીને માર્ગે ચઢયો હોત, અસલ ધધાઓ કાયમ રાખી શકયા હોત અને નીતિથી પોતાનુ ગુજરાન ચલાવી શકતા હત, આરોગ્ય પણ સાચવી રાખ્યુ હત એક સારા વહેપારીનો દીકરો અ ઢ, હજારની મુડી ખર્ચી બી એ થઇ મી તેર રૂપીઆમા કારકુની કરવા જાય તે કરતાં જન્મથી પડેલા સસ્કારો, ઘરની દુકાનમા વગર મુડીએ ખીલવે તો જરૂર એ કારકુની કરતાં ચાર ગણો લાભ મેળવી શકે તેમજ ખેડુતનો દિ કરો ખેતીનુ શિક્ષણ ઘરની ખેતીમા લે તે હાલના શિક્ષણ લીધેલા ખેડુતના દીકરા કરતા વધારે સુખી હોય છે ઉચુ શિક્ષણ લેવા જતા તે નથી રહેતો ખેડુત કે નથી રહેતો ગામડાનો માણસ પોતાના સમાજથી પણ અલગ થઇ કોઇ પણ નોકરી પાછલ ફાંફાં મારી જીવન ગાળવામા તેનુ ચિત્ત લાગશે પરન્તુ નોકરીમા ગમે તેટલો પગાર મળે તેના પ્રમાણમા ખર્ચ રાખવો પડે છે. શારીરિક સંપત્તિ વધારવાને બદલે ઘટતીજ જાય છે પહેલી તારીખની શરૂ જોતો હમેશ તે નિર્ધનજ રહે છે અને થોરા પગારમાં પુરૂ ન થતાં બીજી નીચ રીતે વધુ પઇસા મેળવવા પ્રયત્નો કરે છે, અને આખરે મરણ વખતે કુટુમ્બ માટે કઇ છોડી જતો નથી જ્યારે એક ખેડુત પોતાના બાપ દાદાની જમીનપર નિર્દોષ જાત મહેનત કરી શારીરિક સંપત્તિ વધારે છે.

પોતાનુ ગુજરાન નીતિસર ચલાવે છે અને આખરે કાંઇ દ્રવ્ય ન મુકી જાય તો જમીન જાગીર પોતાના કુટુંબ માટે મુકી જાય છે જેમાથી આજીવીકા ચલાવી શકે

આ ઉપરથી એમ નથી કે દરેકે તદન અશિક્ષિત રહેવુ પણ પોતાને જે રસ્તે જીવન ગાળવાનું હોય તેને અનુકુળ એવી કેળવણી લેવી જે જીંદગીમાં ઉપયોગી થઇ પડે હાલની કેળવણી તો ઉલટી તે માટે નાલાયક બનાવે છે તેમ ન થવું જોઇએ.

ગ્રામ્ય કેળવણી શહેરની કેળવણી જેવીજ હોય તો તે ન ચાલી શકે તેમને તો પ્રાકૃતિક અધ્યયન, જમીન તથા વનસ્પતિનો સબધી-ખેતી માટે અનુકુળ તથા પ્રતિકુળ સંજોગો, કૃષિ વિદ્યાનુ વ્યવહારીક જ્ઞાન, સાધારણ વ્યવહારમા ઉપયોગી એવુ ગણીત, વ્યાજ, આવક જાવકનો હિસાબ રાખવો, વેચાણ તથા ખરીદ કરવાના દાખલાઓ, પોતાના ગામનો-તાલુકાનો-દેશનો ઇતીહાસ, દેશના મહાન નેતાઓના જીવન ચરિત્ર, આદર્શ પુરૂષોના જીવન વ્રતાતો જેવા રામાયણ તથા મહાભારતમાથી મલી આવે છે. દુનીઆના દેશોનુ સાધારણ જ્ઞાન અને પોતાના તાલુકા તથા દેશનુ વિશેષ જ્ઞાન સાહિત્યમા વ્યવહારીક, નઇતિક તથા ધાર્મિક અને દેશોપયોગી એવુ સાહિત્ય તે ઉપરાત પોસ્ટ, રેલ્વે સબધી જ્ઞાન, કાયદાઓનુ તથા જમીનદાર અને સરકાર વચ્ચેના સબધનુ જ્ઞાન વિગેરે ઉપયોગી વિષયો શિખવવા જરૂરના છે જેથી તેઓ પોતાનુ જીવન સારી રીતે કોઇથી છેતરાયા શિવાય અગર મુશ્કેલી શિવાય ચલાવી શકે અને સાથે સાથે ધર્મ નિતિ અને શારીરીક સપત્તિ જાળવી આ લોક તથા પરલોકમા સુખી થાય ઢોર ચિકિત્સાનુ તથા વઇદકનુ પણ, કોઇ ઘરગથુ વ્યવહારૂ જ્ઞાન હોવુ જોઇએ.

અસલ વર્ણ વ્યવસ્થા અને ગ્રહ ઉદ્યોગો એમ યુક્તિસર ગોઠવાયલા હતા કે આ બધુ ચક્ર બરાબર ચાલ્યા કરતું પણ તે વ્યવસ્થા હાલ છિન્ન ભિન્ન થઇ જતા બધુજ અસ્ત વ્યસ્ત થઇ ગયુ છે અને સમાજ પ્રગતિ કરવાને બદલે અધોગતિ તરફ પ્રયાણ કરતો જણાય છે

જે. જી. જાની,
કોટન આસીસટન્ટ—સુરત.

# પુણા ખાતે ભરાયલા મુંબઇ ઇલાકાના ખેતીવાડીના પ્રદર્શન બાબતની પ્રેસનોટ.

પ્રેસ નોટ નંબર ૧૧૩
તારીખ ૨૯ મી જુન સને ૧૯૨૭.

ગયા અકટોબર મહિનામાં પુણા ખાતે ભરાયેલા મુંબઇ ઇલાકાના ખેતીવાડીના પ્રદર્શનનો સંપુર્ણ રીપોર્ટ હમણાજ પ્રસિધ્ધ થયો છે તેમાં જુદી જુદી બાબતોમાં પ્રદર્શનની રચનાને લગતી ઘણી સરસ વિગત જણાવી છે

આ પ્રદર્શનનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે દરેક વર્ગના લોકોને ખેતીવાડીમાં રસ લેતા કરવા, અત્યાર સુધી સ્વપ્ને પણ ન ધારી હોય તેવી બાબતો બની શકે તેમ છે તે તરફ ખેડુતોનું ધ્યાન ખેંચવુ, માલ ખરીદનાર અને બનાવનારને એક બીજાના સંસર્ગમાં આણવા, અને જેને કોદાળી-પાવડા લઇનેજ કામ કરવનુ હોય તેવા માણસોને ખેતીવાડી ખાતુ (ડિપાર્ટમેન્ટ ઓફ એગ્રિકલ્ચર) તેના મદદગાર તરીકે શું કરે છે તે વિશે વધુ માહિતી આપવી.

પ્રદર્શનને લોકો તરફથી ઘણુ સારૂ ઉત્તેજન મળ્યુ હતુ એની કુલ આવક ખર્ચ કરતા વધારે થઇ હતી, અને એને લગતો ખરચ રૂા ૨,૧૯,૧૮૮ થયો હતો એવો અંદાજ કાઢયો છે કે ૧૨ દિવસ એ ખુલ્લુ રહ્યું તે દરમિયાન લગભગ બે લાખ માણસોએ તે જોયુ હતુ આખા પ્રદર્શનમાં મુખ્ય એ વાત ધ્યાનમાં રાખી હતી કે દરેક બાબતમાં જે કંઇ સઉથી ઉત્તમ બની શકતુ હોય તે બતાવવુ યંત્રની બાબતમાં ખેડુતોને હિંદુસ્તાનમાં તેમજ પરદેશમાં બનેલા સઉથી છેલ્લી ઢબના અને સઉથી ઉત્તમ ઓજારો બતાવવામાં આવ્યા હતા. ઢોરોને લગતા વિભાગમાં સૌથી સારા ઢોર વાપરવાથી શું ફાયદા થાય છે તે સઘળો વખત બતાવવામાં આવ્યા હતા. બીજા વિભાગોમાં મુખ્ય પાક ઉત્પન્ન કરવાની સુધારેલી પધ્ધતિ, ઘરગતુ ઉદ્યોગો કેવી રીતે ખીલવી શકાય તે, ગૌણ ધંધા, ગામડાઓની તંદુરસ્તી ને લગતી બાબતો, વગેરે દેખાડવામાં આવ્યુ હતુ

એ પ્રદર્શન ઉપરથી શીખવાની બાબતો નોંધવા લાયક છે રીપોર્ટમાં જણાવ્યું છે કે, "જો ખેતીવાડીનુ મોટુ પ્રદર્શન સારા પાયા ઉપર દર્શ કરવામાં આવે અને તેના દરેક વિભાગમાં ઉંચા પ્રકારના નમુના ગોઠવ્યા હોય તો તે

પ્રદર્શન તરીકે તેમજ હિંદુસ્તાનમા ખેતીવાડીની ખીલવણીમા મદદ રૂપે ઘણુ સફળ થાય આવા પ્રકારના પ્રદર્શનને સમાજના સઘળા વર્ગ તરફનો સાર્વજનિક ટેકો અને દેશી રાજ્યોનો સહકાર જરૂરના છે નમુના મોકલનારાઓને ધધો કરવા દેવો જોઇએ બાગાયત વિભાગમા આમ કરવા દેવાથી તે ઘણો સફળ થયો હતો અને આ પ્રદર્શનમા પ્રાપ્ત થયેલા સબધને લીધે બાગાયત પેદાશના વેપારીઓ પોતાનો ધધો ઘણે વધારી શકશે એવો સભવ છે યત્ર વિભાગમા પણ એમજ બન્યુ છે જાનવર વિભાગમા પણ થોડો ઘણો ધંધો કરવામા આવ્યો હતો અને ભવિષ્યના પ્રદર્શનોમા એમ કરવાને ઉતેજન મળવુ જોઇએ ”

ગૌણ ધંધના વિભાગ માટે લખતા, ડો મેન કહે છે કે —

“પ્રથમ જે બાબત મને છક્ક કરી નાખે છે તે ગૌણ ધધાની ખીલવણીમા લોકો ભારે રસ લે છે એ છે. આ વિભાગમા હમેશા લોકોની ગન્દી રહેતી હતી અને ઘણા લોકોએ તે ધ્યાનપુર્વક જોયો હતો સાભળેલી વાતચિતો ઉપરથી અને લોકોએ મને જે કાઇ કહેલુ તે ઉપરથી એમ માલમ પડે છે કે ગૌણ ધધા ખીલવવા જરૂરના છે એવુ લોકોને ખરે ખર લાગે છે માટે ભવિષ્યના કેઈપણ પ્રદર્શનમા એ વિષયને ઘણુ મહત્વનુ સ્થાન આપવુ જોઈશે

“આ પ્રદર્શન ઉપરથી શીખવાની બીજી વાત એ છે કે દરેક બાબતમા વ્યવસ્થિત રીતે સમજુત આપવાની જરૂર છે જે નમુનાની બરાબર સમજુત આપવામા આવી ન હતી તે તરફ પ્રમાણમા ઓછુ ધ્યાન ખેચાયુ હતુ

“ત્રીજી વાત એ શીખવાની છે કે લોકોનુ ધ્યાન ખેચાય તે માટે ત્યાને ત્યાજ કામ કરી દેખાડે એવુ કઇક હોવુ જોઇએ નમુના, તેની દોરેલી આકૃતિ અને તઇયાર માલ અભ્યાસીઓને રસમય જણાય પણ દરેક વસ્તુ શુ શુ કરે છે તે દેખાડવામા આવે તો સામાન્ય લોકોની નજરમા તેની ઉપયોગીતા ઘણી વધશે અલબત, આવા મોટા પ્રદર્શનને પ્રસગે આખો દીવસ પ્રયોગો ચાલુ રાખવાનુ હમેશા બની શકે એમ નથી, પણ નમુના મોકલનારાઓ સવારના થોડા કલાક અને પછી સાજના થોડા કલાક પોતાના નમુનાના પ્રયોગ કરી બતાવે અને બપોરના ત્રણ કે ચાર કલાક પ્રયોગ બધ રાખે એવી ગોઠવણ કરી હોય તો મહેનત નિષ્ફળ જાય નહી ”

ખેતીવાડીને લગતી ફિલ્મ બતાવવાને ઉતેજન આપવાનુ રીપોર્ટમા લ

પણ છે ટ્રેક્ટર (વરાળથી ચાલતા લોખંડના હળ) ચલાવી દેખાડવાનો પ્રયોગ આવા પ્રદર્શનોનુ મુખ્ય અંગ થવુ જોઇએ જુદા જુદા વિભાગોમા જોઇએ તેટના માણસો રહે એ માટે સ્વયસેવકોની અને હોશીઆર પ્રયોગ કરી દેખાડનારાઓની ગોઠવણ કરવી જરૂરની જણાઇ છે છલાકામા આવા પ્રદર્શનો ગોઠવવામા જે લોકો રસ લેતા હોય તેમને ધ્યાનમા લેવા. જે રીપોર્ટમા બીજી ઘણી સુચનાઓ છે

આ રપોર્ટની (અગ્રેજી) નકલ સરકારી બુક ડીપો, (ચર્નીરોડ) ક્વીન્સ રોડ, મુબઇ અથવા સરકારી પુસ્તકો વેચવા માટેના કોઇ પણ એજંટ પાસેથી મળી શકશે, કીમત એક નકલના સાત આના છે

---

ધી નાના વરાછા ગૃપ કો-ઓપરેટીવ કોટન સેઇલ સોસાયટી લી૦ નો

સને ૧૯૨૭ ની સાલનો

# રીપોર્ટ અને પ્રાસ્તાવિક ચર્ચા.

—**********—

# વિના સહકાર નહિ ઉદ્ધાર.

જ્યાં સુધી માણસ વ્યક્તિગત કામ કરે છે, અને બીજાની સલાહ લેતો નથી, ત્યા સુધી તે પોતાની ખરેખરી ઉન્નતિ સાધી શકતો નથી હમેશા "ઝાઝા હાથ રળિઆમણા" જ હોય છે, અને "ઝ ઝી કીડીઓ સાપને તાણે" છે એ પ્રમાણે માણસો પણ જો સપથી અને એક બીજાની સાથે સપ-સહકાર કરે તો, અત્યારે જે સ્થિતિ હિદુસ્તાનની છે, તે જરૂર બદલાઇ જાય ખેડુતો સપ કરીને સામટો માલ ઉત્પન્ન કરીને વહેચી લઇ શકે છે બાહારનો જોઇતો માલ સામટો મગાવી જરૂર પ્રમાણે અદર અદર વહેચી શકે છે અને પોતે ઉત્પન્ન કરેલો માલ એકત્ર કરી સામટો વેચી શકે છે

જો આ ત્રણ બાબતો ખેડુતો સાધે તો તેમની સ્થિતિ બદલાતા વાર લાગે નહિ અને ખેડુતોની સ્થિતિ સુધરે, પરિણામે આખા હિદુસ્તાનની સુધરે, અને આમ બને તો હિદુસ્તાનને સ્વરાજ્ય મેળવતા વાર લાગે નહિ અને તેથીજ એમ કહેવુ યોગ્ય છે કે "સહકાર એ સ્વરાજ્યનો પાયો છે"

આગળ આપણે ખેડુતોની આબાદીને માટે ત્રણ બાબતો જણાવી તેમાની પહેલી બાબત ખેતીનો માલ સહકારથી સામટો ઉત્પન્ન કરવાની છે, તે બાબત હાથ કરતા આપણને હજુ વાર લાગશે પણ બીજી બે બાબતો-જોઇતો માલ મગાવીને વહેચી લેવાની, અને ઉત્પન્ન કરેલો માલ સામટો વેચવાની-હાલ બનવી શકય છે આપણે જાણીને ખુશી થઇશુ એ ધોરણપર કામ કરનારી સહકારી મડળીઓ હાલ હિદુસ્તાનમા ઉત્પન્ન થવા લાગી છે

ગુજરાતનો દક્ષિણ ભાગમા મુખ્યત્વે કપાસનુ વાવેતર વધારે થાય છે. અને તે બધો વેચી દેવાનો માલ છે, એટલે આપણા લોકોને કપાસ વેચવાની સહકારી સોસાયટીઓની ખાસ જરૂર છે અને કપાસ વેચવાની સોસાયટીઓની મારફતેજ આપણે જોઇતો માલ બહારથી મગાવી વહેચી લઇ શકીએ છીએ. આવા પ્રકારની સોસાયટીઓ ઉત્પન્ન કરવાની શરૂઆત સને ૧૯૧૯થી થઇ ચુકેલી છે, અને તેથી જે અમુલ્ય ફાયદો થાય છે, તે શ્રી સાસક કો-ઓ પરેટીવ કોટન સેલ સોસાયટી તેમજ બીજી મડળીઓએ સિધ્ધ કરી બતાવ્યુ છે

આવી કોટન સેલ સોસાયટીમાથી મળતો લાભ લેવાની તીવ્ર ઇચ્છા નાના વરાછાના ખેડુતોને થઇ, અને તે વાત તેમણે સહકારનો અદર રસ લેનારા રા રા સી જાદવ, ગ રા વાઇ ટી દેસાઈ, રા રા એચ પી આઇ પટેલ, તથા

રા રમણલાલ પી. તલાટી વગેરેને જણાવી તેમણે તે બાબત વધાવી લીધી, અને અમને રસ્તો બતાવ્યો અને દરેક જાતની મદદ આપી, જે માટે અમે તેઓ સાહેબોનો આભાર માનીએ છીએ. આના પરિણામે સને ૧૯૨૫મા નાના વરાછા ગામે એક મીટીગ મેળવવામા આવી અને સોસાયટીની સ્થાપના કરી

આ સોસાયટીએ સને ૧૯૨૬ ની સાલમા પોતાનુ કામ શરૂ કરી દીધુ પણ તેનુ રજીસ્ટ્રેશન સર્ટિફિકેટ મોડુ આવવાને લીધે તે સાલમા સોસાયટીએ ખાનગી મડળ તરીકે કામ કર્યું તે સાલમા તેની અદર ફક્ત ૧૫ સભાસદો દાખલ થયા હતા, અને તેમણે રૂા ૫૧૦–૦–૦નુ શેર ભડોળ એકઠુ કર્યું હતુ એ વખતે સભાસદની સખ્યા થોડી હતી પણ તે બધા એક દીલના ને ખતીલા હતા તેમણે કામ સારૂ કરી બતાવ્યુ અને છુટક કપાસ વેચનારા કરતા દર ભાર દીઠ રૂા ૪–૫ વધારે મેળવ્યા આથી ૧૯૨૭ની સાલમાં બીજા ૩૪ સભાસદો તેની અદર દાખલ થયા અને શેર ભડોળ પણ રૂા. ૧૩૪૦–૦–૦ નુ થયુ અને આશા છે કે આ રીપોર્ટ જાણ્યા પછી બીજા નવા સભાસદો દાખલ થવા લલચાશે

૧૯૨૭ ની સાલમા આ સોસાયટીએ કરેલુ કામ આ સાલમા સોસાયટીને ૨૨૯ ભાર ૧૨ મણ કપાસ મળ્યો હતો તેમાથી ૮૯ ખાડી ૧૨ મણ ૧૪॥ શેર રૂ નીકળેલુ ને ૧૨૧ ગણી ૨૧ મણ ૩૭ શેર કપાસીયા નિકળેલા રૂના રૂા ૩૨૬૩૨–૬–૦ ઉપજેલા, ને કપાસીયાના રૂા ૫૩૭૧–૫–૩ ઉપજેલા એકદરે વેચાણ રૂા ૩૮૦૦૦ –૧૧–૩ નુ થએલુ તેમાથી પીલાઇ વગેરેનું ખર્ચ રૂા ૨૪૨૪–૧૦–૫ બાદ જતા બાકી રહેલા રૂપીઆમાથી સભાસદોને દર ભાર દીઠ રૂા ૧૫૫–૦–૦ મળેલા છે ને છેવટ નફામાથી ભાર દીઠ રૂા ૦–૬–૦ પ્રમાણે બોનસ આપવામા આવેલુ છે એટલે સોસાયટીના સભાસદોને ભાર દીઠ રૂા ૧૫૫–૬–૦ મળેલા છે જ્યારે છુટક વેચનાર ખેડુતોને કપાસનો ભાવ લગભગ રૂા ૧૫૦) નો પડેલો છે એટલે આ સોસાયટીએ તેની અદર દાખલ થએલા સભાસદોને ચાલુ સાલમા એકદર રૂા ૧૨૭૩–૯–૦ નો ફાયદો કર્યો છે

આ સોસાયટી એ ચાલુ સાલમા પોતાના સભાસદોને કપાસ પર રૂા ૨૧૯૬૭–૧૪–૦ કે જે ધીર્યા હતા તેમાથી તેને રૂા ૧૭૮–૧૫–૩ વ્યાજના મળ્યા હતા આવક અને જાવક બધુ થઇને ચાલુ સાલમા આ સોસાયટીએ રૂા ૭૧૯૨૬ ૪–૭ ની ઉથલ પાથલ કરી છે ઉભા કરેલા શેર ભડોળના રૂ ૧૩૪૧

ઉપર દર વરસે દર સેકડે ૭ાા ટકા પ્રમાણે રૂા ૮૫-૪-૭ ડીવીડન્ટ તરીકે વહેચ્યા છે અને દર ભાર દીઠ રૂા ૦-૬-૦ પ્રમાણે એકદર રૂા ૮૫-૧૧-૦ સોસાયટીના સભાસદોને કપાસ ઉપર બોનસ તરીકે આપેલા છે

ચાલુ સાલના આવક જાવક, નફો-ટોટો, તેમજ પુજી દેવાના પત્રકો આ રીપોર્ટના છેવ્હે આપેલા છે

**આ સોસાયટીમા કયા કયા ગામો દાખલ થઈ શકે.**

આ સોસાયટીની હદ નાના વરાછાની આજુ બાજુના પણ તાપી નદીની દક્ષીણમા દશ દશ માઇલની સરહદની અદર આવેલા ગામો સુધી પહોચે છે, એટલે નીચે જણાવેલા નામો પઇકીના કોઈ પણ ખેડુત ભાઇ તેની અદર દાખલ થઇ શકે છે ગામના નામ-નાના વરાછા, સીમાડા, સણીયા, કોસમાડા, અતરોલી, ખોલવડ, કઠોદરા, પાસોદાર, લસકાણા, ભાદ, વારક, સરથાણા, ધાતવા, ડુગરા, કામરેજ, નવાગામ, દેરોડ, વાવ, ગોતાલાવાડી, કતારગામ, ભરથાણા, વેસુ, અલથાણ આભવા, મોણી, ખજોદ, ખભાસલા, ખરવાસા, તળાવ, સણીઆ, ડીડોલી ડુભારીઆ, પરવટ વગેરે

ઉપર જણાવેલા ગામો પઇકી નાનાવરાછા, કોસમાડા, સણીઆ, ખોલવાડ, ધાતવા, ડુગરા, ભરથાણા, કતારગામ, મોણી અને સીમડા, એ ગામોના માણસો આ સોસાયટીમા આજ સુધીમા દાખલ છે આ સોસાયટીમા દાખલ થવાથી નીચેના લાભ મેળવી શકાવ

(૧) કપાસનુ બી કપાસની પીલામણી, સરકારી હપ્તો વગેરે કામને માટે જોઇના નાણા અગાઉથી મળી શકે

(૨) જીનવાળા દેવાળા કાઢી તમારા નાણાને જે નુકશાન કરી શકે તેમાથી તમો જરૂર બચી જશો

(૩) કપાસના તોલમા તેમજ ભાવમા તમો છેતરાશો નહિ કડદો પણ થશે નહિ

(૪) મોડલી વાવણીનો કપાસ ગમે તે ભાવે નાખી દેવો નહિ પડે તેના પણ નાણા સારા ઉપજે છે

(૫) તમારા નાણા ઉપર જીનોવાળા તથા રૂના વ્હેપારીઓ જે ત્તાગડ ધીન્ના કરે છે તે નહિ બને તેમનો નફો પણ તમોનેજ મળશે

(૬) તમો કરકસર કરતા સીખશો કરકસરથી બચવેલા નાણા શેરમા

શકશો તો તે પર સારો નફો મેળવશો, અથવા સોસાયટીમા થાપણ મુકશો તો સારું વ્યાજ મળશે અને નાણા જોઇશે ત્યારે તમોને મળી શકશે અને છેવટે તમો દેવાના બોજામાથી મુક્ત થશો.

(૭) તમારામા સ્વતંત્રતાની ભાવના જાગ્રત થશે તમો સ્વાભિમાની બનશો નાના નાના મંડળો ચલાવતા શીખશો અને સ્વરાજ્યને માટે લાયક બનશો.

(૮) ખેતીને માટે સારી જાતનું બી મેળવી શકશો પાક વધારે નીપજાવી શકશો તેનો ભાવ સારો લઇ શકશો નવી પધ્ધતિથી ખેતી કરતા શીખશો ને તમો આબાદ થશો.

(૯) બહારથી જે માલ તમો છુટક છુટક લાવો છો અને ભાવ હદ ઉપરાંત આપો છો તેમ કરવુ નહિ પડે સોસાયટી જથાબંધ માલ મંગાવી તેના સભાસદોમા વહેચી આપશે તેથી તમોને માલ સોંઘો અને સારો મળશે વળી મંગાવવાની ચિંતા જશે.

(૧૦) દુઃખના વખતમા પણ આ સોસાયટીના તમોએ લીધેલા શેર કોઇ પણ શાહુકારથી જપ્તમા લઇ શકાશે નહિ વીગેરે

જો તમારે આ લાભ મેળવવાની ઇચ્છા હોય અને સોસાયટીમા દાખલ થવુ હોય તો વખત ન લગાડતા જેટલા મોડા તઇયાર થશો, તેટલો લાભ ગુમાવશો, ને પછળથી પસ્તાશો માટે તરતજ તઇયાર થાઓ અને લાભ મેળવો.

—આવા પ્રકારની સોસાયટીઓથી રાજ્ય અને પ્રજાનો થતો લાભ—

માણુસો ઘણે ભાગે એવો પ્રશ્ન કરે છે કે " આવા પ્રકારની સોસાયટીઓ ઉત્પન્ન કરવામા સરકારનો શો હેતુ છે? સરકાર મદદ આપે છે માટે તેમા તેનો લાભ સમાયલો હોવો જોઇએ " આના ઉત્તરમા જણાવવાનુ કે કેળવણી ખાતુ, દવાખાના વીગેરે ચલાવવામા સરકારનો જેટલો હેતુ છે તેટલો હેતુ આવા પ્રકારની સોસાયટીઓ ઉત્પન્ન કરાવવામા છે કેળવણી ખાતા ઉપર જેમ દેશની નઇતિક સ્થિતિનો આધાર છે તેમ આવી સોસાયટીઓ ઉપર દેશની સામાજીક, આર્થિક અને નૈતિક સ્થીતીનો આધાર છે, જે દેશોની પ્રજા સુધરેલી છે, અને પોતાનો લાભ શામા છે, તે બરાબર સમજી શકે છે, તેવા દેશોની પ્રજાએ રાજ્યની મદદ વગર આવા પ્રકારની સોસાયટીઓ ઉત્પન્ન કરી છે અને રાજ્યની આંખ હોવા છતા તેવી સોસાયટીઓને મોટા પાયા ઉપર મુકી પ્રજાની શક્તિ સુધારી છે જ્યારે, આપણા દેશની પાછળ પડેલી પ્રજાને સરકારે આવી સોસાયટીઓમાંથી થતો લાભ સમજાવ્યો છે અને આવી સોસાઇટીઓ પગભર થાય ત્યા સુધી

એટલે ત્રણ વર્ષ સુધી સરકાર ખર્ચમા મદદ તરીકે રૂા ૩૦૦ સુધીની ગ્રાન્ટ આપે છે

જો કદાચ આમા રાજ્યનો હેતુ કલ્પી શકીએ તો માત્ર એક હેતુ કલ્પી શકાય તેવો છે અને તે એકે આવી સોસાયટીઓ એકજ જાતનુ તે સારૂ બી વાવી સારો માલ ઉત્પન્ન કરે તો વિલાયતના કારખાના વાળાઓને સારૂ ફાવે પરતુ તે શકાને સ્થાન નથી કારણ આજે તો હિદુસ્તાનમા પણ મેકડો કાપડ ની મીલો છે જેમને સારૂ તારવાળા રૂ ની જરૂર છે અને વળી આવા એક જાતના બયથી સારા માલથી સરકારને શો લાભ થાય? ખરી રીતે તો પ્રજાને ઘણો લાભ થાય કારણ કે જો માલ એકજ જાતનો ને સારો હોય તો તેના પઇસા ઘણા વધારે આવે છે અને માલની કિમત વધે છે આપ સમજી શકશો કે આજ કારણથી અમેરિકા રૂની બાબતમા એક હથ્થુ વેપાર કરી શકે છે

બીજા કેટલાક લોકો એવી દલીલ કરે છે કે "આવી સોસાયટીઓથી સરકારને પ્રજાની આર્થિક-સ્થિતિ, જમીન, વાવેતર, ઉપજ, પેદાશ વગેરેની ખબર પડે છે, ને તેથી નવા કર નાખવા સરકારને ફાવે છે" આ દલીલનો ઉત્તર એટલોજ છે કે દરેક રાજ્ય પોતાની પ્રજાની સ્થિતિ જાણે છે જો પ્રજાની સ્થિતિ ન જાણે તો તે સારી રીતે રાજ્ય ચલાવી શકેજ નહિ આવી સોસાયટી ઓના કરતા સરકારની પાસે બીજા ઘણા સારા સાધન છે કે જેનાથી તે પ્રજા ની પુરેપુરી સ્થિતિ જાણે છે દાખલા તરીકે ગામડાના પટેલ તલાટીનુ દફતરજ એવુ છે કે પ્રજાના સબધી દરેક હકીકત સરકારને પુરી પાડે છે

—આ સોસાયટીમા જોડાવામાં રહેતી સલામતી—

આ સોસાયટીમાં કામ કરનારા આપણે પોતેજ છઇએ અને દર વરસે આપણે આપણી મરજીમા ફાવે તેવા સારા માણસોને કામ કરવા ચુટી કાઢીએ છીએ એટલે તેમા લુચ્ચાઇ થવાનો સભવજ રહેતો નથી તેમ છતા દર વરસે સરકાર તરફથી ઓડિટર સાહેબ સોસાયટીના હિસાબ બારીકાઇથી તપાસે છે તેમની આગળ કોઇની લુચ્ચાઇ ચાલતી નથી જો લુચ્ચાઈ જણાય તે તેની ઉપર કાયદેસર પગલા લઇ શકાય છે

તેથી પાસે માલ આવે ત્યારેજ તે વેચી શકે છે, એટલે તે કોઈ વખત નુકશાન મા આવતી નથી, અને ઉપજેલા નાણા કપાસવાળાઓને વહેંચી આપવામા આવે છે

સોસાયટી ભાર ટી૦ રા ૧) લેખે કમીશન લે છે અને કંઇ વ્યાજનો વધારો પડે તેમાથી તે પોતાનું ખર્ચ કાઢે છે ખર્ચ જતા વધે તે પાછુ કપાસ ઉપર બોનસ તરીકે આપી દેવામા આવે છે

સોસાયટીમા એક કાયમનુ ફંડ રહે છે તેમા દર વરસે વધારો થયા કરે છે અને તે આફત વખતે ઘણુજ ઉપયોગી થઈ પડે છે

સોસાયટીનો કોઇ સભાસદ સોસાયટી પાસેથી નાણા કરજે લઇ અવળા-ખોટા કરી શકતો નથી કારણ તે તેવા માણસને સોસાયટીમા દાખલ કરવામા આવતા નથી કેવા માણસોને સોસાયટીમા દાખલ કરવા તે સોસાયટીની પસંદગી ઉપર છે. તેમા કોઇનો કાબુ નથી વળી તેમ છતા ધારો કે કોઇ માણસ નાણા ખોટા કરવાની ઇચ્છા કરે, તો પણ તે તેમ કરી શકતો નથી સોસાયટી પોતાના નાણાને માટે જો રજીસ્ત્રાર સાહેબને સાદી અરજી કરી મોકલે તો તેઓ સાહેબ લવાદ નીમી તેનો ન્યાય કરાવે છે અને લેણા નીકળતા નાણા વસુલ કરવાને જીલ્લાના મે કલેકટર સાહેબને લખે છે જેપરથી તેઓ સાહેબ તે નાણા વસુલ કરી આપે છે એટલે આ સોસાયટીને પોતાના નાણાં વસુલ કરવાને નથી જવુ પડતુ કોર્ટમા, નથી લગાવવી પડતી સ્ટામ્પ ફી અથવા તો નથી કરવો પડતો વકીલ વગેરે માટે ખર્ચ

સોસાયટીના ખરીદેલા શેરને કોઇ સાહુકાર જપ્તીમા લઈ શકતો નથી, તેમજ તેના થતી આવક ઉપર ઇન્કમટેક્ષ ભરવો પડતો નથી વળી સોસાયટી માથી જ્યારે નીકળી જવુ હોય ત્યારે અગાઉથી અરજી આપેથી અને પોતાના શેર બીજાના નામે ટ્રાન્સફર કરાવવાથી નીકળી જવાય છે.

આટલી વીગત જાણ્યા પછી જો આ સોસાયટીમાં દાખલ થવાની ઇચ્છા થતી હોય તો તે નીચે સહી કરનાર ત્રણ પઇકી ગમે તેમની સાથે પત્રવ્યવહારથી અથવા રૂબરૂ મળીને હકીકત મેળવો, અને દાખલ થાઓ

| | |
|---|---|
| નાના વરાછા | (૧) વનમાળીદાસ અભાઇદાસ પટેલ ચેરમેન |
| વાયા સુરત. | (૨) ભાઇચંદભાઇ નથુભાઈ પટેલ મેનેજીંગ ડીરેકટર |
| તા ૧-૧૦-૨૭ | (૩) પુરૂષોત્તમ લખભાઇ પટેલ સેક્રેટરી ધી નાના વરાછા ગ્રુપ કો-ઓપરેટીવ કોટન સેલ સોસાયટી લીમીટેડ નાના વરાછા |

# સને ૧૯૨૭ના સાલનું સરવાયું.

તા ૩-૧૨-૨૬ થી તા ૬-૧૨-૨૭ સુધીનુ

(૧)

### આવક

| રૂ. | વિગત |
|---|---|
| ૨૮-૬-૭ | ગઇ સાલના શીલક |
| ૪૯-૦-૦ | પ્રવેશ ફી |
| ૧૩૪૦-૦-૦ | શેર કેપીટલ |
| ૨૧૫૯૭-૧૪-૦ | કરજ વસુલ |
| ૧૦૪૬૦-૦-૦ | ડિ બેન્કમાથી લીધેલ કરજ |
| ૩૨૬૩૨-૬-૦ | રૂનુ વેચાણ |
| ૫૩૭૧-૫-૩ | કપાસીઆ વેચાણ |
| ૯-૮-૪ | ડિ બેન્કમાથી મળેલ શેર ડીવીડન્ડ તથા બોનસ |
| ૧૭૮-૧૫-૩ | સભાસદ પાસેથી મળેલ વ્યાજ |
| ૨૩-૧૫-૫ | ડિ બેન્કમાથી મળેલ વ્યાજ |
| ૦-૧૦-૩ | ડિ બેન્કમાથી મળેલ લોન બોનસ |
| ૩૦-૦-૦ | સરકારી ગ્રાન્ટ |
| ૨૨૯-૮-૦ | કમીશન |
| ૪-૧૧-૬ | વાર દીઠ રૂા ફાળવતાં રહેલો વધારો નફા ખાતે |
| ૭૧૯૨૯-૪-૭ | |

### જાવક

| રૂ. | વિગત |
|---|---|
| ૨૧૫૯૭-૧૪-૦ | સભાસદોને કરજે |
| ૧૦૪૬૦-૦-૦ | ડિ. બેન્કનુ કરજ |
| ૩૫૫૭૪-૯-૧૧ | કપાસ ઉપર આપ્યા |
| ૮૪-૧૩-૬ | પરચુરણ ખર્ચ |
| ૧૦૨-૫-૪ | વીમા ખર્ચ |
| ૭૫-૦-૦ | ભરયા ખીલ |
| ૯૭-૮-૦ | વસેલા ભાડુ |
| ૮૦-૦-૦ | વીરી ચાર્જ |
| ૩૫-૦-૦ | રખેવાલ પગાર |
| ૨૨૯-૮-૦ | કમીશન ખાતે લીધા |
| ૪-૧૧-૬ | નફા ખાતે લીધા |
| ૧૭૨૧-૪-૦ | પીલાઇના |
| ૨૮-૦-૦ | ૧૯૨૬ની સાલનું શેર ડીવીડન્ડ |
| ૫૧-૪-૫ | ડિ બે ને આપેલુ વ્યાજ |
| ૨-૫-૪ | સભાસદને આપેલુ વ્યાજ |
| ૧૨૦-૦-૦ | ડિ બે ના શેર |
| ૩૦-૦-૦ | ગઇ સાલના ઓનરરી કામદારોને ઇનામ |
| ૮૫-૦-૦ | પગાર |
| ૭૦૩૪૯-૪-૦ | |
| ૧૧૬-૧૨-૫ | હાથ પર સીલક |
| ૧૬૦-૪-૨ | ડિ બે. ના ચાલુ ખાતે જમા |
| ૧૩૦૦-૦-૦ | ડિ બે. ના કાયમ ખાતે જમા |
| ૭૧૯૨૯-૪-૭ | |

| પુંજી | દેવુ |
|---|---|
| જ | ઉ |
| ૧૧૬-૧૨-૫ હાથ પર શીલક | ૧૩૪૦-૦-૦ શેર કેપીટલ |
| ૧૬૦-૪-૨ ડિ બે ના ચાલુ ખાતે | ૪૯-૦-૦ પ્રવેશ ફી રીઝર્વ ફંડમાં લેવાની |
| ૧૩૦૦-૦-૦ ડિ બે ના કાયમ ખાતે | ——— |
| ૧૨૦-૦-૦ ડિ બે ના ધાકણુ કરેલા શેર | ૧૩૮૯-૦-૦ |
| ——— | ૩૦૮-૦-૭ નફો |
| ૧૬૯૭-૦-૭ | ——— |
| | ૧૬૯૭-૦-૭ |

| નફો | ટોટો |
|---|---|
| જ | ઉ |
| ૨૨૯-૮-૦ કમીશન | ૫૩-૯-૩ ઉધાર થએલુ વ્યાજ |
| ૪-૧૧-૬ વધારો | ૮૫-૦-૦ પગાર |
| ૨૦૨-૧૪ ૮ જમા થએલુ વ્યાજ | ૧-૧-૦ તા ૩૦-૬-૨૭ પછીનુ પરચુરણ ખર્ચ |
| ૯-૮-૪ ડી બે માથી મળેલુ શેર ડીવીડન્ડને બોનસ | ——— |
| ૦-૬-૭ ગઇ સાલનો નફો | ૧૩૯-૧૦-૯ નફો |
| ૦ ૧૦ ૩ રિ બેન્કમાથી મળેલુ લોન બોનસ | ૩૦૮-૦-૭ |
| ——— | ——— |
| ૪૪૭ ૧૧ ૪ | ૪૪૭-૧૧ ૪ |

નફાની વહેચણી

| જ | ઉ |
|---|---|
| ૩૦૮-૦-૭ નફો | ૮૧-૦-૦ રીઝર્વ ફંડ ખાતે એ લે તે ફંડ પ્રવેશ ફી રૂા. ૪૯ સાથે રૂા ૧૩૦ ૦-૦ થયુ. |
| | ૮૫-૪-૦ ભાગીદારોને શેર ડીવીડન્ડ |
| | ૮૬-૧૧-૦ સભાસદોના કપાસ પર ૬૨ ભારે રૂા ૦-૬-૦ પ્રમાણે બોનસ |
| | ૫૫-૧-૮ સોસાયટીના પ્રોપેગેન્ડામા વાપરવા ॥ અને વધે તે નવા વરસના નફામા લઇ જવા। |
| | ——— |
| | ૩૦૮-૦-૭ |

# ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનો

## સને ૧૯૨૬--૨૭ ની સાલનો

## વાર્ષિક રિપોર્ટ.

### ૠતુ

સને ૧૯૨૬નો જુન માસ કાંઇ પણ વર્ષાદ વિના પસાર થયેલો પરંતુ જુલાઈ માસથી જે વર્ષાદ શરૂ થયેલો તે ચોમાસાની આખર સુધી ભારે ઝાપટાઓ સાથે ચાલુ રહેલો, અને વર્ષાદના જે ભારે ઝાપટાઓ પડેલા તેવા સંવત ૧૯૨૬ એટલે સને ૧૮૭૦ની સાલ પછીથી અનુભવવામા આવેલાં નહી તળાવો ભરાઇ ગયેલા તેમજ ઢોર માટે પણ પુરતા પ્રમાણમા ચારો હતો, પણ વાગરા અને હાંસોટ તાલુકાઓના કેટલાએક ગામોમાં ચાલુ વરસાદને લઇને પહેલો ચોમાસુ પાક નિષ્ફળ ગયેલો અને કેટલાક ખેડુતાનો શીયાળુ પાક પણ મેળવવાને ભાગ્યશાળી નહતા જીલ્લાના બીજા ભાગોમા કપાસ સારો ઉતરેલો. કપાસનો ભાવ સારો હતો જ્યારે રૂનો ભાવ નીચો હતો છતા પણ આગળા વર્ષો કરતા કપાસનો ભાવ નીચો હતો અને તેને લીધે જો કે ફસલ એકદરે સારી હતી તોપણ ખેડુતોને આવક થોડી થએલી અને રૂ ના ઓછા ભાવને લીધે વેપારીઓને નસીબ દેવીએ યારી આપેલી નહી, અને કેટલાએક ભારે વિમાસણમાં આવી પડેલા નાણા બજાર ઘણુ સખત રહેલુ

૨ ચાલુ સાલમા વર્ષાદ જે રીતે શરૂઆત કરી છે તે જોતા ચોમાસુ સારૂ નીવડે એમ લાગે છે, અને ખેડુતો હાલતો આશાવંત છે

### મંડળના કાર્યવાહકો

૩ વર્ષ દરમ્યાન મંડળના પ્રેસીડન્ટનો ઓધ્ધો મે ભરૂચના કલેકટર સાહેબે ભોગવેલો અને વાઇસ પ્રેસીડન્ટ તરીકે મે૦ રા૦ બા૦ સરદાર મોતીલાલ ચુનીલાલે ચાલુ રહી ખેતીવાડી ત્રીમાસીક પ્રગટ કરવાના કાર્ય પર પણ એઓએ દેખરેખ રાખેલી મંડળના ઓ સેકરેટરી તરીકે મ્હે કામ બજાવેલુ

## સભ્યો

૪ છેલ્લી પર્યન્તના ૧૩૫ સભ્યો પૈકી ૨ ગુજરી જવાથી તેમની સંખ્યા ૧૩૩ ની રહી છે. અને વાર્ષિક ૧૬ સભ્યોમાંથી ૩ જણાએ ફી આપેલી નહી હોવાથી તેમના નામ કમી કરવામા આવેલા અને તેથી વાર્ષિક સભ્યો ૧૩ છે

## મીટીંગો

૫ મંડળના નિયમો મુજબ કાર્યવાહક કમિટીની ૬ સભા વર્ષ દરમ્યાન થઇ હતી અને ૧ વખત સામાન્ય સભા થઈ હતી

## આર્થિક સ્થિતી

૬ આ સાથે રજુ કરેલુ પરિશિષ્ટ ઞ ધ્યાનમા લેતા જણાશે કે મંડળની આર્થિક સ્થિતિમા વર્ષ દરમ્યાન સુધારો થયો હતો આગલા વર્ષનુ બાકી ભંડોળ રૂા ૯૦૪૭–૧૫–૧૧ હતુ અને રીપોર્ટના વર્ષની આખરે તા ૧–૪–૧૯૨૭ ને રોજ તે રૂા ૯૧૨૫–૬–૨ નુ હતુ અને જો કે આ વર્ષમા મંડળની ઑફીસનો ભાડાનો ખર્ચ વધેલો તે છતા રૂા ૮૧–૬–૩ બચત રહેલા અને તે મંડળની ઑફીસનો કાર્યભાર ચલાવવાની રીતને આભારી છે

૭ વર્ષ દરમ્યાન મંડળની કુલ્લે આવક રૂા ૧૪૫૫–૧૦–૯ થઇ હતી, અને તેમા મુખ્ય ભાગે ત્રિમાસીકની ફીના રૂા ૮૮૫, વ્યાજના રૂા ૫૦૬–૬–૯, ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડની ગ્રાન્ટના રૂા ૧૦૦ અને વાર્ષિક સભ્યોની ફીના રૂા ૨૬ ) હતા

૮ આ વર્ષ દરમ્યાન કુલ્લે ખર્ચ રૂા ૧૩૭૪–૪–૬ થયો હતો તેમા મુખ્ય રકમો રૂા ૪૮૨–૦ છપામણી, રૂા ૫૪૦ ) ઓફીસ ખર્ચ, રૂા ૧૫૦ ઓફીસ ભાડુ રૂા ૧૧૧–૮–૦ પોસ્ટેજ અને રૂા ૪૫ મુસાફરી ખાતેની હતી

૯ મંડળનુ ભંડોળ સરકારી જામીનગીરીઓ અને ભરૂચ ડીસ્ટ્રીક્ટ કો-ઓપરેટીવ બેંક લી મા રોકવામા આવ્યુ છે જામીનગીરીઓમા પા ટકાના વ્યાજના રૂા ૫૮૦૦ ), પાચ ટકા વ્યાજની રૂા ૧૮૦૦ ) ની, અને ૩ાા ટકાના વ્યાજની રૂા ૧૦૦ ) ની સરકારી લોન્સ છે અને ભરૂચ ડીસ્ટ્રીક્ટ કો ઓ બેંક લી. નો રૂા ૧૦૦ નો એક શેર છે અને તેના પર ૬ાા ટકા લેખે ડીવીડંડ આવે છે રોકડ શીલીક પૈકી ભરૂચ કો ઓ બેંક લી માં રૂા ૨૫૦૦ ), ફીક્સ્ડ ડીપોઝીટમા, રૂા ૨૩૫ ) સેવીંગ્સ એકાઉન્ટમા અને રૂા ૫૦ ) ચાલુ ખાતે મુકવામા આવેલા છે અને વર્ષ આખરે હાથપર રૂા ૧૪૦–૬–૨ શીલીક હતી હીસાબ રીતસર તપાસવામા આવેલો છે અને ખરો માલમ પડ્યો છે

૧૦ આ સાથે રજુ કરેલા પરિશીષ્ટ ક્ર (૧) મુજબ કાર્યવાહક કમિટીએ સને ૧૯૨૭–૨૮ની સાલ માટે બજેટ મંજુર કર્યું છે અને તે પરથી જણાશે કે મડળનો ખર્ચ તેની આવકથી નીકળી શકશે

સામાન્ય

૧૧ ખેતીવાડી ખાતાના અમલદારો અને બીજા ગૃહસ્થો કે જેઓએ લેખ મોકલેલા તેમની મહેરબાની અને મદદથી મડળે ત્રિમાસીક બરાબર વખત સર પ્રગટ કર્યું હતુ અને મડળ તેઓ સાહેબોનો આભાર માને છે

૧૨ અમદાવાદમા ખેતીવાડી પ્રદર્શન ભરવાના સવાલમા મડળે ઉલટ લીધેલી અને ઉત્તર વિભાગના કમીસનર સાહેબે જે પહેલી મીટીગ તેને માટે બોલાવેલી તેમા ભાગ લેવા માટે વાઇસ પ્રેસીડન્ટ સાહેબને મડળ તરફથી મોકલવામા આવેલા અને ત્યારપછી મડળે રૂ. ૧૦૦ તેના ફડ પેટે પણ ભરેલા

૧૩ ગયે સાલના મારા રીપોર્ટ પરની મે પ્રેસીડન્ટ સાહેબની ટીકા ધ્યાનમા લેતા હુ ધારૂ છુ કે આ જીલ્લામા ખેતીવાડીની નીશાળ ખોલવાનો જુનો સવાલ ચર્ચવાનુ મારે માટે મુનાસબ નથી

૧૪ નામદાર સરકાર ખેતીવાડીના વાર્ષિક પ્રદર્શનને ઉત્તેજન આપે છે તો આવતા વર્ષમા આ જીલ્લામા તેવુ એક પ્રદર્શન ભરવાનો દાવો સરકાર સમક્ષ રજુ કરશે

૧૫ ખેતીવાડી ત્રીમાસીકની નકલો ગુજરાતના જે તાલુકા અને જીલ્લા લોકલબોર્ડો એ અને દેશી રાજ્યો ખરીદે છે તેમનો મડળ આભાર માને છે

ભરૂચ ડી લો. બોર્ડના ચીફ ઓફીસર મી ભોગીલાલ જે નેટલીએ મડળનો હિસાબ કાંઇ પણ ફી લીધા સીવાય તપાસેલો હોવાથી મડળ તેમનો પણ ઉપકાર માને છે.

મડળનો કલાર્ક મી સુરજરામ એમ દીવાને સતોષકારક રીતે કામ બજાવ્યુ છે

(સહી) આઇ એન દેશાઇ

રવાના મે વાઇસ પ્રેસીડન્ટ સાહેબ મારફતે ઓન સેક્રેટરી

---

વાઇસ પ્રેસીડન્ટ સાહેબની ટીકા

આ મંડળ કે જે પોતાની ઉપયોગીતા વધારવા માટે પોતાથી બનતુ કરે છે તેના કાર્યભારને લગતો ઓનરરી સેક્રેટરીએ એક મઝાનો રીપોર્ટ લખેલો છે મી ઇચ્છાલાલ એન દેશાઇ જે કે પોતે એક રોકાણવાલા વકીલ

છે તે છતા મડળનુ કાર્ય એમણે સતોષકારક રીતે બજાવ્યુ છે એઓ સને ૧૯૧૭-૧૮ ની સાલથી ઓન સેક્રેટરી તરીકે ખતથી કામ બજાવે છે મડળના કારકુન મી સુરજરામ એક સરકારી પેન્શનર અને કુશળ માણસ છે તેમણે ઘણુ સારૂ કામ કરેલુ છે

નીચેના ગૃહસ્થો મેનેજીગ કમીટીના સભ્યો હતા અને તેમની સલાહ અને ધ્યાનથી મને ઘણી મદદ મળી છે અને તેમનો હુ ઉપકાર માનુ છુ

૧ સરદાર ખા બા આદરજી મચેરજી દલાલ
૨ ખા બા ઠા બરજોરજી સોરાબશા મુન્શીફ.
૩ મી કાસુમીયા કમરૂદ્દીન વજીફદાર
૪ ,, પ્રાણલાલ ત્રીભોવનદાસ ચોકશી
૫ ,, કૃષ્ણલાલ ચુનીલાલ મજમુદાર
૬ ,, જગમોહનદાસ મોતીલાલ મજમુદાર
૭ ,, ગણપતરામ દુર્ગારામ દેશાઇ
૮ ,, ઇશ્વરલાલ નરભીલાલ દેશાઇ
૯ ,, રામલાલ મોતીલાલ દેશાઇ
૧૦ ,, ભોળાભાઇ દ્વારકાદાસ મારતર

મડળના તેના ભરૂચના કલેક્ટર અને પ્રમુખ મી૦ કુરેશીએ મંડળના કાર્યભારમા ઘણી ઉલટ લીધી છે અને તે માટે મને આશા છે કે મંડળ તરફથી અને મારા પોતાના તરફથી એમનો ઉપકાર મને માનવા દેશો

આવતા વર્ષે અદકે ઓછામા ઓછા ત્યાર પછીથી બીજા ત્રણ વર્ષ સુધી ગુજરાતમા ખેતીવાડી પ્રદર્શન ભરાય એમ જણાતુ નથી હવે પછી જો પ્રદર્શન ભરવામા આવશે તો તે ઓધમા ભરાશે અને તેથી ભરૂચે હજુ તે માટે રાહ જોવી પડશે

મારા સાભળવા મુજબ સરકારે દરેક જીલ્લામા ખેતીવાડીની નીશાળ ઉઘાડવાનુ નકકી કર્યુ છે એટલે ભરૂચને પણ વખતસર એક નીશાળ મળશે અને તે મતલબે ઓન સેક્રેટરીએ તે માટે અરજ ન કરવામા ડહાપણ કર્યુ છે

(સહી) મોતીલાલ ચુનીલાલ,
વાઇસ પ્રેસીડન્ટ, ભરૂચ જીલ્લા હુન્નર ઉદ્યોગ
અને ખેતીવાડી ખીલવનાર મડળ—ભરૂચ.

# ઍપેનડીક્ષ એ

ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળની ઓફીસનો માહે એપ્રીલ સને ૧૯૨૬ ની તા૦ ૧ લીથી માહે માર્ચ સને ૧૯૨૭ ની તા૦ ૩૧ સુધીનો વર્ગવારી હીસાબ

| જમા રૂ૦ | આ | પા | બામત | ખર્ચ રૂ૦ | આ | પા |
|---|---|---|---|---|---|---|
| ૯૦૪૦ | ૧૫ | ૧૧ | વર્ષ સરૂઆતની પુરાંતી શીલક ધી ભરૂચ કો-ઓપરેટીવ બેંક | | | |
| | | | લીમીટેડમાં ફીક્સ ડીપોઝીટ ખાતે ૨૫૦૦-૦-૦ | | | |
| | | | સેવીંગ ખાતે ૧૭૦-૦-૦ | | | |
| | | | કરંટ ખાતે ૧૭૦-૦-૦ | | | |
| | | | શેર ખાતે ૧૦૦-૦-૦ | | | |
| | | | ગવર્નમેન્ટ નોટ ૧૦૦-૦-૦ | | | |
| | | | વોર બોન્ડ્સ નંગ ૫ ૫૦૦૦-૦-૦ | | | |
| | | | ૧૯૩૩ નો બોન્ડ ૧ ૧૦૦૦-૦-૦ | | | |
| | | | એકંદર ૯૦૪૦-૦-૦ | | | |
| | | | પાઉચ શીલક ૩ ૧૫ ૧૧ | | | |
| | | | કુલ્લે ૯૦૪૩ ૧૫ ૧૧ | | | |
| ૫૦૬ | ૬ | ૯ | વ્યાજ ખાતે | | | |
| ૧૦૦ | ૦ | ૦ | લોકલ બોર્ડ ગ્રાંટ ખાતે | | | |
| ૨૬ | ૦ | ૦ | વાર્ષીક મેમ્બર ફી ખાતે | | | |
| ૭૮૫ | ૦ | ૦ | ત્રિમાસીક વેચાણ ખાતે | | | |
| ૨૬ | ૦ | ૦ | પોસ્ટેજ ખાતે | ૧૧૧ | ૮ | ૦ |
| ૨ | ૪ | ૦ | અનામત ખાતે | ૫ | ૧૦ | ૦ |
| | | | મ્યુઝીયમ ખાતે | ૧૯ | ૮ | ૬ |
| ૧૪૫૫ | ૧૦ | ૮ | પગાર ખાતે | ૫૪૦ | ૦ | ૦ |
| | | | ઓફીસ ભાડા ખાતે | ૧૫૦ | ૦ | ૦ |
| | | | છપામણી ખાતે | ૪૮૨ | ૮ | ૦ |

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ખરીદી ખાતે | ૨ | ૪ | ૦ |
| સ્ટેશનરી ખાતે | ૧૧ | ૧૨ | ૦ |
| પરચુરણ ખાતે | ૩ | ૦ | ૦ |
| ત્રાવેલીંગ (મુસાફરી) ખર્ચ ખાતે | ૪૫ | ૦ | ૦ |
| ડેડસ્ટોક ખાતે | ૨ | ૨ | ૦ |
| કુલ્લે | ૧૩૭૪ | ૪ | ૬ |

વર્ષ આખર બંધ થતી સીલક

| | |
|---|---|
| ફીક્સ ડીપોઝીટ ખાતે | ૨૫૦૬-૦-૦ |
| સેવીંગ ખાતે | ૨૩૫-૦-૦ |
| ફરટ ખાતે | ૫૦-૦-૦ |
| સેર ખાતે | ૧૦૦-૦-૦ |
| ગવનમેન્ટ નોટ ખાતે | ૧૦૦-૦-૦ |
| વોર બોન્ડસ નંગ ૫ | ૫૦૦૦-૦-૦ |
| ૧૯૩૩ નો બોન્ડ ૧ | ૧૦૦૦-૦-૦ |
| એકંદર | ૮૯૮૫-૦-૦ |
| હાથ ઉપરની સીલક | ૧૪૦-૬-૨ |
| | ૯૧૨૫-૬-૨ ૯૧૨૫ ૬ ૨ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦૪૯૯ | ૧૦ | ૮ | ટોટલ | ૧૦૪૯૯ | ૧૦ | ૮ |

અંકે દસ હજાર ચારસો નવાણું રૂપીઆ દસ આના આઠ પાઇ

S. M D — કારકુન

(sd) I N Desai — ઓનરરી સેક્રેટરી

# એપેનડીક્ષ એ-૧

## ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનુ સને ૧૯૨૭-૧૯૨૮ ની સાલનુ બજેટ

| જમા રૂ૦ | આ | પા | બાબત | | ખર્ચ રૂ૦ | આ | પા |
|---|---|---|---|---|---|---|---|
| ૯૧૨૫ | ૬ | ૨ | વર્ષ સરૂઆત પુરાતી શીલક | | | | |
| | | | ફીક્ષ્ડ ડીપોઝીટ ખાતે | ૨૫૦૦-૦-૦ | | | |
| | | | સેવીંગ ખાતે | ૭૩૫-૦-૦ | | | |
| | | | કરંટ ખાતે | ૫-૦-૦ | | | |
| | | | શેર ખાતે | ૧૦૦-૦-૦ | | | |
| | | | ગવર્નમેન નોટ ખાતે | ૧૦૦-૦-૦ | | | |
| | | | વોર બોન્ડમ ૫ | ૫૦૦૦-૦-૦ | | | |
| | | | ૧૯૩૩ નો બોન્ડ ૧ | ૧૬૦૦-૦-૦ | | | |
| | | | એકંદર | ૮૯૮૫-૦-૦ | | | |
| | | | હાથ ઉપરની શીલક | ૧૪૦-૬-૨ | | | |
| | | | કુલે | ૯૧૨૫-૬-૨ | | | |
| ૫૦ | ૦ | ૦ | થાપણ મુકેલી રકમના વ્યાજના | | | | |
| ૮૫૦ | ૦ | ૦ | ત્રિમાસીક વેચાણના | | | | |
| ૧૦૦ | ૦ | ૦ | ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ ગ્રાંટના | | | | |
| ૪૦ | ૦ | ૦ | વાર્ષીક મેમ્બર ફીના | | | | |
| ૨૦ | ૦ | ૦ | ત્રિમાસીકમાં જાહેર ખબર છપાવવા આવે તેના | | | | |
| ૪૦ | ૦ | ૦ | પોસ્ટેજના | | ૧૨૫ | ૦ | ૦ |
| | | | છપામણી ખાતે | | ૫૦૦ | ૦ | ૦ |
| ૧૫૫૦ | ૦ | ૦ | પગાર ખાતે | | ૫૪૦ | ૦ | ૦ |
| | | | ઓફીસ ભાડા ખાતે | | ૧૫૦ | ૦ | ૦ |
| | | | અમદાવાદ ખેતીવાડી પ્રદર્શન માટે તા ૧૫-૪-૨૭ ની મેનેજીંગ કમીટીના ઠરાવ ના ૨ પ્રમાણે | | ૧૦૦ | ૦ | ૦ |
| ૧૦૬૭૫ | ૬ | ૨ | | | ૧૪૧૫ | ૦ | ૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦૬૭૫ | ૬ | ૨ | પાછલો સરવાળો | ૧૪૧૫ | ૦ | ૦ |
| | | | પુસ્તક ખરીદી ખાતે | ૧૦ | ૦ | ૦ |
| | | | સ્ટેશનરી ખાતે | ૨૦ | ૦ | ૦ |
| | | | મુસાફરી ખર્ચ ખાતે | ૧૦ | ૦ | ૦ |
| | | | ડીમોનસ્ટ્રેશન ખાતે | ૧૦ | ૦ | ૦ |
| | | | મોરથુથુ ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | પરચુરણ ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | ડેડસ્ટોક ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | તલાટી મેહેનતાણા ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | ઓજાર ખરીદી ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | એકંદર | ૧૪૯૦ | ૦ | ૦ |
| | | | બાકી સીલક | ૯૧૮૫ | ૬ | ૨ |
| ૧૦૬૭૫ | ૬ | ૨ | કુલ | ૧૦૬૭૫ | ૬ | ૨ |

અંકે દસ હજાર છસો પંચોતેર રૂપીઆ છ આના બે પાઈ

S M D
ઠાકુર

(sd) I N Desai
ઓનરરી સેક્રેટરી.



# શ્રી ગુજરાત ઢોરોનું દવાખાનું ઊમરેઠ

—**********—

ઠેકાણું—ઓડ ભાગોળે હનુમાન સામે. સ્વામીનારાયણના ડેલામા
ઘરનુ ઠેકાણુ—પાટમાં

વખત—સવારના ૯ થી ૧૧, સાંજના ૩ થી ૫

અત્રે ઢોરેના રેગો જેવા કે બળીઓ, ખરવા અને મોવાસો, ગળસુંઢા, દસુરો, અજીર્ણ આફરો, કુક્ષવા, બાધકોપ, ઝાડો, મરડો, કરમીઆ, ઉધરસ, નબળાઇ, સધીવા, શીંગડુ ભાગવુ, કરમોડી, જીવડા, ઇતરડી, જુઆ, આખ દુખવા આવવી, આખમા ફુલ પડવુ, કાન પાકવો, જખમ, મચકોડ, ગ્મોળાં, ગુમડુ, હાડકુ ભાગવુ, પગ ઉતરી જવો, ખાધ આવવુ, નાખોરી ફુટવી, દાઝવુ, ખોડો, ઉદરી બાળકના પગમા ગસ પડવો, ગાય અંગર ભેસને ઓર ન પડવી, વલો, ઝેર ચડવુ વીગેરે વીગેરે દરદોની દવા ફી લઇ કરવામા આવે છે

૨ જે ખેડુત ભાઇઓ પોતાના ઢોર અત્રે ના લાવી શકે એમ હોય તેમને ઘેર દવા આપવામા આવશે

૩ યોગ્ય ફી આપેથી દાક્તર ઘેર આવી ઢોર તપાસશે અને ઉપચાર કરશે

૪ કરમોડી ની દવાનો અમને ખાસ અનુભવ છે સેકડે ૮૦ ટકા કરમોડી ના કેસો સારા થાય છે

૫ પત્ર વહેવારથી દવા બતાવવામા આવશે અને સલાહ આપવામા આવશે, પત્ર વહેવાર કરનારાઓએ પાચ આના ની પોસ્ટની ટીકીટો પ્રત્યેક વખતે પત્ર સાથે બીડવી દર્દનુ કારણ અને સંપુર્ણ હકીકત પત્રમા જણાવવી

૬ બળીઓ, ખરવા, જીવડા, જુઆ અને જીગોડીઓ, દુબળા બળદ અને ઘોડાની શક્તિની દવા વેચાતી મળશે

**મહાશંકર છગનલાલ જોશી** જી બી વી સી

ક્વાલીફાઇડ વેટરીનરી સરજન, (ઢોરના દાકતર)
ઉમરેઠ જીલ્લે ખેડા

## કહાનવા.

( લેખક—શ્રી રમેશચંદ્ર અંબાલાલ ભટ-કહાનવા )

ગાયકવાડી રાજ્યની સરહદમા ફસાએલુ ગામ છે અસલ આ ગામ 'કાનગર' નામના એક ગોસાઈએ વસાવેલુ કહેવાય છે ગામની વસ્તી ૨૭૪૭ અને ઘર ૭૦૦ છે ગામમા અવલ 'ગામેચી' એ નામના બારિયા કોમના પટેલોની પટ લાઇ હતી ઘણો કાળ થયા તેઓએ નછીવા અનાજ માટે એ પટવાઇ દધીચ બ્રહ્મણોને આપી હતી એવી દંતકથા ચાલે છે ગામમા ૧૬૦ ઘર દધીચ બ્રાહ્મણોના છે બાકી પરચુરણ વસ્તી પાટીદાર, બારિયા, પગી, મુસલમાન ઇત્યાદિ છે

ગામની જમીન ચાર ભાગદારોના નામે છે તે જમીનના ઘણુ ખેડ હક તનિકે બારિયા, પગી વીગેરે લોકો વંશપરંપરાથી ભોગવે છે આ ગામની પાક ફસલ બાર માસની ગણાય છે જમીન ફળદ્રુપ છે રાયણ, આંબાના વિશેષ ઝાડ છે કેરી અને રાયણ પર નિરાધાર વર્ગ પોષણ કરી સ્વજીવન વ્યતિત કરી શકે છે. ગામનુ તળાવ અને તેની પાળપર બંધાયેલી લો નિશાળ જોવા સરખી છે ગામમા એક વાચનાલય-પુસ્તકાલય અને ગરીબ ખેડુતોને દેવામા દુર કરવા સહાયકારી મંડળ સ્થાપેલુ છે પણ ભાગવારીના અનિષ્ટ પરિણામે હજી સુધી સહકારના બીજ ઉગી શકયા નથી

ગામની પુર્વ દિશાએ અર્ધા માઇલને અંતરે "બગલો" એ-નામથી પ્રસિધ્ધ થએલુ યાત્રાનુ એક સ્થળ છે ત્યા દરવર્ષે ભાદરવા મહિનાની સુદ એકાદશીએ ભારે મેળો ભરાય છે આશરે ૧૧૦ વર્ષ પુર્વે જાતે પારિહાર નામે કલ્યાણદાસ મહારાજ વડોદરાથી અહીં આ (બગલો) આવેલા અને તેઓએ ત્યા એક રાયણ નીચે પોતાની બેઠક કરેલી જે રાયણ હજી હયાત છે ત્યાજ શ્રી કલ્યાણદાસ મહારાજે સમાધી લીધેલી (એ બધી સવિસ્તર હકીકત જાણવા માટે "મતોની વાણી" એ નામનુ પુસ્તક "બગળા" થી શ્રી ભગવનજી મહારાજે પ્રસિધ્ધ કર્યું છે તે પરથી જાણી શકાશે કીમત રૂા ૧-૮-૦) શ્રી કલ્યાણદાસ મહારાજ પછી તેઓના શિષ્ય શ્રી પુર્ણાનંદ સ્વામી જેઓ કહાનવાના પટેલ હતા એને જેમનુ નામ ભગવનજી હતુ તે થએલા અને તેમના શિષ્યના શિષ્ય પછી હાલ એ જગ્યા પર શ્રી ભગવાનજી મહારાજ કામ કરે છે આ એક આશ્રમ છે આજુબાજુ થોડી ઘાડ ઝાડી છે આશ્રમની આગળ એક તળાવ છે આ આશ્રમમા કોઇ પંથ નથી કે કોઇ જાતના ધર્મમા મંતવ્ય-

નથી 'અખાજી' ની વચાવલી અહીં આ ઉતરેલી છે અહીં આ કેટલીક જુની "સંતોની વાણી" છે જે હજીએ અપ્રસિધ્ધ છે ગુજરાત જે સંતોનુ સાહિત્ય મેળવવામા હજીએ નિષ્ફળ નિવડેલુ છે તેવા સંતોની વાણી અહીં આ ભંડારમા ભરેલી છે

શ્રી કલ્યાણદાસ મહારાજની વાર્ષિક સંવત્સરી દરેક વર્ષે આશો વદ ૨ ને રોજ ઉજવાય છે એ જગ્યાએ શ્રી કલ્યાણદાસ મહારાજની ઘણા લોકમા બાધા ચાલે છે ત્રણ-ચાર વર્ષથી વડોદરાના કુંભાર લોકો દર પુર્ણિમાએ દર્શનાર્થે અહીં આ આવે છે આવા રળીઆમણા પ્રદેશના ખેડુતો શહેર-નગરના જનો કરતા સારૂ અને સુખી જીવન ગુજારે છે

---

# હીંદમાં ખેતીવાડીનો ઉદ્યોગ કેમ ખીલી શકે?

— ******** —

## આદર્શ ખેતરો અને સહકારી મંડળીઓ સ્થાપવાની જરૂર

અમેરીકાની યુનીવરસીટીમા ખેતીવાડી, બાગબગીચા તેમજ ઢોર ઉછેરનું શીક્ષણ લઇને પાછા ફરેલા ગુજરાતી યુવક રા. દીનકરરાવ મજમુદાર પંડ્યા હાલમા હીંદમા પાછા ફર્યા છે ખેતીવાડીની હાલની પધ્ધતી ઉપર "હીંદુસ્તાન"ના પ્રતીનીધીએ તેમની મુલાકાત લીધી હતી જે વેળાએ તેમણે નીચેના વીચારો રોશન કર્યા હતા એ ભાઇ ભરૂચના સેવાશ્રમમા રહીને ડેરીનુ કામ કરવાના છે

સ—આપણા દેશની વસ્તીનો ૮૦ ટકા જેટલો ભાગ ખેતીવાડી ઉપર આધાર રાખતો હોવાથી તે વીષયમા સુધારણા કરવા માટે તમે કઇ ઉપાયો સુચવી શકશો?

જ—આ પ્રશ્ન ઘણોજ બહોળો છે છતા બનશે તેટલા ટુંકાણમા જવાબ આપવા યત્ન કરીશ પ્રથમ તો જે પ્રકારની ખેતી અહીં થાય છે તે જોતા વસ્તીનો ૮૦ ટકા જેટલો ભાગ તે ઉપર આધાર રાખે તેજ ખોટુ છે બીજા ધંધા અને ખેતી વચ્ચે જન-સમાજની એવી રીતે વહેંચણી હોવી જોઇએ કે જેથી સામાજીક સમતોલપણુ સચવાય યુનાઇટેડ સ્ટેટમા લગભગ ૨૭-૨૮ ટકા જેટલો વસ્તીનો ભાગ ખેતીવાડી ઉપર આધાર રાખે છે આપણા દેશ માટે ૪૦-૪૫ ટકાનો આંકડો હું સુચવુ બીજા કયા ધંધા દાખલ થઇ શકે તે વીષયમા અત્યારે ઉતરતો નથી

આપણી એક દેશીય ખેતીમા ભીન્ન ભીન્ન જાતના તત્વો દાખલ થવા જોઇએ એટલે કે ફકત એકલા / ઘઉ અગર એકલોજ કપાસનો પાક વાવીને બેસી ન રહેતા તે સાથે ઢોર ઉછેર, અશ્વ પાલન, બાગાયત, મરઘા કુકડાનો ઉછેર ( જે લોકોને તેમા બાધ ન હોય તેવાઓ માટે ) વગેરેનો આપણી ખેતીમા સમાવેશ થવો જોઇએ. વળી જ્યા રવાણુ ( Irrigation ) થઇ શકે તેમ હોય તેવી જગોએ વરસાદ ઉપરજ આધાર ન રખાતા શીયાળુ પાક લેવાવા જોઇએ

એક લુગાની માફક આપણા ખેડુતો જમીનના તત્ત્વો લુટી રહયા છે છાણ વગેરે બાળવામા ન વાપરતા જમીનને તે ખાતરના રૂપમા પાછા મળવા જોઇએ

ખેડુતોને મદદ અને સલાહ મળે તે માટે જગોએ જગોએ આદર્શ ખેતરો સ્થાપન કરવા જોઇએ તેના ઉપર ખેતીવાડીને લગતા પ્રયોગો કરી આરથીક દ્રષ્ટીએ સફળ થાય તેના પાયા ઉપર લાવી મુકી ખેડુતોની આગળ ધરવા જોઇએ ખેડુતો તરફ સેવાભાવથી જોનારા પાવરધા ગ્રેજુએટોના હાથમા આવા આદર્શ ખેતરો અપાવા જોઇએ

સહકારી મંડળીઓ

ખેડુતોની સહકારી મંડળીઓ ઠેક ઠેકાણે ઉભી કરવી જોઇએ અને તેવી મંડળીઓ દ્વારા ખેડુતનો બધો વ્યવહાર ચલાવવો જોઇએ, ખેડુતોને જમીન સુધારવા માટે અને પોતાનો ધંધો સફળતાથી ચલાવવા માટે ઓછે વ્યાજે અને લાંબી મુદતના હપ્તાથી નાણા ધીરાવા જોઇએ

ખેડુતોની ખરી સ્થીતી તપાસીને રાહતથી સરકારે પોતાનુ કાર્ય ચલાવવુ જોઇએ સરકાર ખેડુતો ઉપર નભે છે, ખેડુતો સરકાર ઉપર નભતા નથી એ સુત્ર ભુલાવુ ન જોઇએ ખેડુતો હાલમા ખેતીના ધંધામાથી શુ કાઢા કાઢે છે તે હમણા રજુ થએલા ફારમનો દશ વર્ષનો રીપોર્ટ વાંચવાનો અહાર પડશે તેથી સમજાશે

આમ વર્ગની ફરજ

સરકાર જ્યારે પોતાની ફરજ ચુકતી હોય ત્યારે આમ વરગે ખેડુતોનો પ્રશ્ન હાથ ધરવો જોઇએ અને આપણા યુવકોએ ખેડુતોની સેવા માટે પોતાનુ જીવન સમરપણ કરી ગામડાઓને કાર્યક્ષેત્ર બનાવી અપલાવવુ જોઇએ બીજા કેટલાએ વીચારો અત્યારે મારા મગજમા ભરવરે છે પણ અત્યારે આથી આગળ વધતો ખેતીની સુધારણાને અંગે યંત્રોનો ઉપયોગ અને મજુરોનો પ્રશ્ન ઘણા મુદ્દાની વાતો છે પણ તેમા હાલમા હુ નથી ઉતરતો

સ—ખેતીવાડી એક સાર્વજનીક ઉદ્યોગ તરીકે હીદમા મોટા પાયા ઉપર સફળ થઇ શકે તેવો હાલના સજોગોમા તમને સભવ લાગે છે?

જ—હા અને ના જ્યા જથાબધ જમીન એક માલીકને હાથ હોય, સ્વાન આદી માટે, યોગ્ય વ્યવસ્થા હોય, કાર્યવાહક કામનો જાણકાર હોય યત્રો વગેરે દાખલ કરવા માટે સગવડ હોય અને જોઈએ ત્યારે પુરતી મજુરી મળી રહેતી હોય તો મોટા પાયા ઉપર ખેતી જરૂર સફળ થઇ શકે આ વાત સલાહભરેલી છે એમ સમષ્ટીનો નહી પણ વ્યક્તીનો વીચાર કરીનેજ હુ કહુ છુ જ્યા નાના નાના ખેતરો હોય ત્યા તેમને તોડી નાખી એક માણસને હાથે બધી જમીન એકઠી કરવી તે હુ યોગ્ય ધારતો નથી પણ એક માણસની જમીન સો ટુકડામા વહેચાઇ ગયેલી હોય ત્યા હુ જરૂર એ સુચના કરૂ કે બીજા લોકો સાથે સમજુતી કરી દરેક ખેડુતની જમીન એક જથે થાય તેવો યત્ન થવો જોઇએ જમીનની જાત અને સ્થળની અનુકુળતાના પ્રશ્નમા આ વાતમાં દ્વૈત તો નથી

વળી મોટા અને નાના પાયા ઉપરની ખેતીની સફળતાનો આધાર પાકની જાત ઉપર રહે છે શાક ભાજી જેવો પાક નાના પાયા ઉપર કરતા પણ ફાયદો કઢી શકાય છે આજ કાલ યુરોપમા નાના નાના ખેડુનો (small holders) ને પગભર કરવાનો પવન ઠીક વાઇ રહયો છે

સ—અમેરીકામા ખેતીવાડીની પધ્ધતીમા અને આપણી પધ્ધતીમા તમે શુ ફરક જોયા તેનો કાંઈ ખ્યાલ આપશો?

જ—સઉથી વધારે આખે ઉડીને બાઝે તેવી વાત તો એ છે કે યુનાઇટેડ સ્ટેટસમા ખેતી એક વેપાર જેવો ધધો (business) લાગે છે ત્યા એક માણસ આજે ખેડુત હોય તો બીજે વખતે ઉપદેશક હોય વળી તેજ માણસ કાંતો ઉપદેશક થવામા ન ફાવ્યો તો સાબુનુ કારખાનુ કાઢતો હોય કે વીજળીથી બાફુ કાઢવાના સચાનો એજટ થઇ બેઠો હોય આ વાત હંમેશ બનતી નથી પણ બને તો નવાઇ જેવું નથી એમ કહેવાનો મારો ભાવારથ છે આપણી ખેતીવાડી બાપ દાદ નો ઉતરી આવેલો ધધો (Profession) છે

### યત્રોનોં ઉપયોગ

ત્યા ખેડુતો પોતાના રાચરચીલા અને કુટુબ કબીલા સાથે ઘર કરીને પોતાના ખેતરોમાં રહે છે જ્યારે આપણે ગામમા રહીએ છીએ અને દરરોજ પોતાના સાધનો લઈને ખેતરોમા આવજા કરીએ છીએ ત્યા સામાન્ય રીતે ખેતરો બહુ મોટા અને એક માલીકની જમીન ઘણુ ખરૂ એક જથ્થે હોય છે જ્યારે અહીયા તેનાથી ઉધીજ વાત છે ત્યા જેમ અને તેમ યત્રો (Machinary)

નો વધારે ઉપયોગ થાય છે જ્યારે અહીં સામાન્ય ખેડુતને ત્યા તે સ્વપ્ન વત વાત છે ત્યા મોટા ધનાઢ્ય ખેડુતો પણ કામ કરવામા શરમ માનતા નથી એટલુંજ નહી પણ તેમાં અભીમાન લે છે ભાઇ, આપણા ખેડુતો પોતાને હાથે લઇને પાણી પીવુ તેમા પણ નાનમ માને છે. આપણે અહી જેમ બળદ વાપરીએ છીએ તેમ તે લોકો ત્યા જ્યા પશુની જરૂર પડે ત્યા ઘોડા અને ખચ્ચર વાપરે છે ત્યા ખેતી પધ્ધતીસર ગોઠવાયલી હોય છે દાખલા તરીકે જ્યા મકાઇનો પાક વધારે થતો હોય તે લતામા માસને માટે ઢોર અને સુવર (Hogs) રાખવામા આવે છે જ્યા ઘોડા-ઘાસ (ugorn અથવા alfalfa) અને બીજા ઘાસ સઉથી વધારે થઇ શકે તેમ હોય ત્યા દુધાળી ગાયો અને તેની સાથે મલાઇ વગરના દુધનો ઉપયોગ કરવા માટે સુવર અને કુકડા વગેરે રાખે છે આપણે ત્યા એક બીજાને અનુરૂપ થઇ પડે તેવો પાક લેવાતો જોવામા આવતી નથી

સ—ખેતીવાડીને અગે ડેરીઓની સસ્થાઓ હીદુસ્તાનમા સ્થાપવા માટે કઇ રીતે કામ લેવામા આવે તો તે સફળ થઇ?

જ—આ સવાલનો જવાબ આપુ તે પહેલા એક વાત રને ચોકખી કહી લેવા દો

ડેરી શબ્દનો આપણે અહી દુરૂપયોગ કરતા લાગીએ છીએ અહીં સામાન્યત ડેરી એટલે દુધ એકઠુ કરી તેમાંથી મલાઇ કાઢી શહેરમાં ચઢાવી દેવાની અને મલાઇ વીનાના દુધનુ દહી બનાવી વેચવાની અગર કેસીન બનાવવા ની સસ્થા માનીએ છીએ આવી ડેરીઓથી દેશને ફાયદા કરતા નુકશાન હુ વધારે જોઉં છુ, હુ ડેરીને શુધ્ધ દુધ ઉત્પન્ન કરી અગર ઉઘરાવીને શુધ્ધ અવસ્થામા પ્રજાને પુરૂ પાડનારી, શુધ્ધ ઘી અને દુધમાથી બનતા બીજા પદાર્થો ઉત્પન્ન કરનારી અને ઢોરની જાત સુધારવા તથા ખેતીવાડીને વધારે સમૃધ્ધ કરનારી સસ્થા માનુ છુ આવી સસ્થાઓ સ્થપાય તોજ દેશને લાભ છે

## ડેરી એટલે શુ?

સઉથી પહેલા ડેરી શુ છે અને તેથી આમ પ્રજાને શું ફાયદો થઇ શકે તેમ છે તે લોકોને ગળે ઉતારવા યત્ન કરવો જોઇશે જ્યા સુધી તે નહી થઇ શકે ત્યાં સુધી ડેરીનુ કામ ઉપાડયા પછી આપણને ઘણીજ અગવડો પડવાની આપણે જેને શાસ્ત્રીય શિક્ષણ (Mass education) કહીએ છીએ તેનો આશરો લેવો પડશે આ કામ માટે મે એક શીનેમાની ફીલમ અમેરીકાથી મગાવી છે અને પઇસા પ્રાપ્ત થતા ૧૨૫-૧૫૦ મેજીક લેન્ટર્નની સ્લાઇડ્સ બનાવવાનો છુ

દુધ ઉત્પન્ન કરનારી સહકારી મંડળીઓ સ્થાપવી જોઇએ દરેક ખેડુત આ સહકારી મંડળીનો સભ્ય થાય અને પોતે ઉત્પન્ન કરેલુ દુધ આ મંડળી સીવાય બીજા કોઇને આપે નહી. દુધ અને દુધથી બનેલા પદાર્થો આ મંડળી દ્વારાજ વેચાય અને થયેલુ ઉત્પન્ન ખર્ચ વગેરે કાઢયા પછી દુધના પ્રમાણમા દરેક ખેડુતને મળે આ મંડળીઓ ડેરીના કામને લગતી બધી હકીકતોથી ખેડુતોને માહીતી રાખવાના પ્રયત્નો કરે ખેડુતનો માલ વેચવામા નહી પણ ઉત્પન્ન કરવામા પણ આ મંડળીઓ સહાયતા કરે આમ થતા વચમાં જે એ જન્ટો ભરાઇ ગયા છે અને ખેડુતોનો નફો ખાઇ જાય છે તે આપો આપ અંતરધ્યાન થઇ જાય

દુધનુ ઉત્પન વધારવા માટે શાસ્રીય રીતે ઢોરની પસંદગી થાય, અને કાળજીપુરવક ઢોરનો ઉછેર થાય અને ચારો અપાય તો ડેરીના કામમા સફળતા મળે એટલુ જ નહી પણ દુધ વગેરે પણ સસ્તા કરી શકાય

દુધમાથી કઇ ચીજો બનાવી શકાય

દુધમા રહેલા પાણી શીવાયના બધાજ તત્વોનો ઉપયોગ કરવો જોઇએ દુધનો ભુકો કેસીન, જુદી જુદી જાતના દહી, ખમીર વગેરે ઘણી ચીજો દુધમાથી ઉત્પન્ન કરી વેચી શકાય

જે માણસને વાધો ન આવતો હોય તે ઢોરની સાથે કુકડા મરઘા અને ખાપી શકે તો ભુડ વગેરેનો ઉછેર કરે અને તેમા દુધના રહયા કરયા પદારથ ( by products ) નો ઉપયોગ કરે આ રીતે ગ્રહણ કરીને ડેનમારકે પોતાનો ઉધ્ધાર કર્યો છે

આબોહવાને અનુકુળ ઢોર રાખવા જોઇએ, ઢોરને લીલુ ઘાસ હમેશા મળે માટે રવાણુ અને સાયલો ( silo ) નો ઉપયોગ થવો જોઇએ

સ—અત્યારે આપણા દેશમા ઢોર ઉછેર જે રીતે કરવામાં આવે છે તેમા આપને કઇ કઇ ખામીઓ દેખાય છે અને તેમા કયા કયા સુધારાઓ કરવાની જરૂર છે ?

જ—આ પ્રશ્નનો જવાબ આડકતરી રીતે પહેલા આવી ગયો. સારામાં સારી જાતના ઢોર એકઠા કરવા જોઇએ ખાસ કરીને સાઢની પસંદગી કરવામા ઘણીજ કાળજી રાખવી જોઇએ. એક ગાય એક વરસમા એક વાછરડુજ આપી શકે ત્યારે એક સાંઢ પચાસ વાછરડાંનો પીતા થઈ શકે છે તે વાત ધ્યાનથી બહાર રખાવી ન જોઇએ આપણી શેરીઓમા જે નમાલા સાઢ ( સુર્યના સાઢ ) રખડે છે તેમને છુટા ન મુકવા જોઇએ અને નામરદ ( Castrate ) કરવા જોઇએ જેથી તે જાત ન બગડે વળી આપણે ગમે તે જાતની ગાય, ગમે તે જાતનો સાઢ દેખાડીએ છીએ તેમ બનવુ ન જોઇએ જેમ બને તેમ ઢોરની

જાત શુધ્ધ રાખવા માટે તનતોડ પ્રયત્નો થવા જોઇએ. જે ઢોર આરથીક દષ્ટીએ નકામાં લાગતાં હોય તેમને વીણી કાઢવા જોઇએ. તેને શું કામમા લઇ શકાય તેના ઉંડાણમા ઉતરતો નથી

ઢોરને આપણે એકતરફી ખોરાક આપીએ છીએ તેમ ન થવુ જોઇએ જુદી જુદી જાતના ખોરાક એવા પ્રમાણમા અપાવા જોઇએ કે શરીરને જોઇતા અને દુધમા આવતાં બધા તત્વોનો તેમા સમાવેશ થઇ જાય.

ઢોર તદુરસ્ત છે કે નહી તેની આપણે થોડીજ કાળજી રાખીએ છીએ આપણા હજારો ઢોર ખાસ કરાને પાછરડા રોગના ભોગ થઇ પડે છે તેમાથી તેમને બચાવવા યત્ન કરવા જોઇએ માણસની જેમ ઢોરને પણ સ્વચ્છ જગામાં રહેવાની અને પુષ્કળ હવા અજવાળાની જરૂર છે એમ આપણે સમજવુ જોઇએ

ઢોર ઉછેરનુ કામ શહેરથી ઘણે દુર જ્યા જમીન સસ્તી હોય અને ચરણ પુષ્કળ મળી શકતુ હોય તેવી જગોએ થવુ જોઇએ જેથી ઢાર થોડી કીંમતે ઉછેરાય અને ઘેર હાથી બાધવા જેવુ ન થાય

સ—એકંદરે તમારા અમેરીકાના અનુભવ ઉપરથી તમે એમ નથી ધારતા કે હીંદનો ખેડુત વધારે મહેનતુ અને બુધ્ધીશાળી છે અને જો તેને યોગ્ય પધ્ધતીસર ખેતીનુ શીક્ષણ આપવામા આવે તો તે જમીનના કસને વધારી શકે

જ—આવાજ સવાલનો જવાબ મે પહેલો અમેરીકામાજ ત્યાના એક પાદરીને આપેલો અને બીજી વખત અમદાવાદ વીદ્યાપીઠમા આપેલો, આપણા ખેડુતો ઘણાજ ઝીણા, બુધ્ધીશાળી છે છતા શાસ્ત્રીય જ્ઞાન ( Scientific knowledge ) મા ઉણપવાળા છે. તે લોકો આજે રૂઢી અને વહેમોનો ભોગ થઇ પડયા છે. અને તેમની આરથીક સ્થીતી તો એટલી નબળી થઇ છે કે વીચાર કરતા કમ કમાટી ઉપજે ઉતમ પ્રતીના ખેડુતો હોવા છતા અમુક તરૂટીઓને લીધેજ આપણે એનીમા આગલા પાછળ છીએ તે આપણુ એક દુરભાગ્ય કહેવાય ઢોર ઉછેર અને પાલનમા આપણા રબારીઓ અને ભરવાડો દુનીયાના કોઇપણ ખેડુતને ટક્કર મારે તેવા છે હુ ખાતરીથી માનુ છુ કે કેળવણી અને તક મળે તો આપણો ખેડુત દુનીયાના કોઇપણ ખેડુતની હારમાં અભીમાન સહ ઉભો રહી શકે પતલાના કેટલાએ નીલર ખેડુતોએ કેલીફોરનીયાના કેટલાક ભાગોને ફળદ્રુપ કર્યા છે અને કેટલાક લક્ષાધીપતી થઇ બેઠા હતા અને છે તે ખેડુતો આપણા ખેડુતોમાના ચુનંદા નહી પણ સામાન્ય વરગના હતા એમ હુ અનુભવથી માનુ છુ કેળવણી અને મોકળો મળતા હીંદનો ખેડુત તેના પરદેશી બાંધવને ટક્કર મારશે એ વાત તદન નીર્વીવાદ છે

—————

श्री गुजरात

खेतिवाडी अने हुन्नर उद्योग त्रिमासिक



# The Gujarat Agricultural & Industrial Quarterly.

વર્ષ ૧૫ મું.] એપ્રિલ ૧૯૨૮. [ અંક ૧ લો.

फलन्त खेतिता स्वर्णं दैन्यं सेवाच सेविता ॥
कृषि पुराणक हस्तोद्यम प्रचारा ॥

## પબ્લીશીંગ કમિટી

—(:)—

૧-સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ દેશાઇ, ભરૂચ

૨ મી૦ ખંડુભાઇ બી. નાયક
ડીવીઝનલ સુપ્રિન્ટેન્ડન્ટ ઓફ એગ્રીકલચરલ
નોરધરન ડીવીઝન-અમદાવાદ

૩ મી૦ હરરાય ઉમાયાશંકર વોરા
ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ ઓવરશિયર-ભરૂચ

૪ મી૦ કાલીદાસ દામોદરદાસ ખાધીઆ ,,

૫ મી૦ ઇશ્વરલાલ નરસીલાલ દેશાઇ ,,

૬ મી૦ ગણપતરામ દુર્ગારામ દેશાઇ ,,

આવાર્યું -ખેતી ઉપર ખેડુત પોતે જાતે દેખરેખ રાખે તો તે
સવાયું આપે ત્રણી ૭ પરદ તો, પોતે તેના ઉપર નજર નહી રાખે તો
દરીદ્ર આપે ભેદ ખિયદુરાચાની ખાયુર્ને -ઋષિ કૃષ્ણ ૭

લવાજમ-મંડળના લાઇફ મેમ્બરોને મફત,—મંડળના સભાસદોને મફત
અન્ય-ગૃહસ્થો માટે, વાર્ષીક રૂ. ૧-૦-૦ પોસ્ટેજ રૂ. ૦-૨-૦

# વિષયાનુક્રમણિકા.

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

 ત્રિમાસિક. 

વર્ષ ૧૫ મું ] એપ્રીલ-૧૯૨૮ [ અંક ૧ લો

## ઝાલોદ તાલુકામાં થઇ રહેલો ખેતીનો સુધારો.



લેખક —નાથાલાલ હરીશંકર પુરોહીત

ઝાલોદ તાલુકો એ પંચમહાલના પાંચ તાલુકા માહેનો એક તાલુકો છે. ઝાલોદ તાલુકામાં કાળી, ગોરી, લાલ તેમ પત્થર વાળી તથા ટેકરા ટેકરી વાળી જમીન છે તેમ મોટી નદીઓ તથા નાના નાના વહેળા પણ માલુમ પડે છે કેટલેક ઠેકાણે જંગલની ટેકરી પણ માલુમ પડે છે

તાલુકામાં ખેડુત વર્ગ ભીલ પાટીદાર લબાના ઘાંચી વીગેરે છે તેમાં મુખ્યત્વે ઘણો ભાગ ભીલનો છે તે લોકાનો ખેતીનો મુખ્ય ધંધો છે તેઓ ગાય, ભેંસ મોટા પ્રમાણમાં રાખે છે ઢોરોની જાત નાનામાં ની છે તેમને ઉછેરવા તરફ તેમ ઘાસ ચારા તરફ બીલકુલ ઓછું ધ્યાન આપવામાં આવે છે તાલુકાનો કુલ રકબો ૧૭૨૨૭૧ એકરનો છે તેમા લગભગ ૯૫૦૦૦ એકર પર વાવેતર થાય છે આ તાલુકામાં ચોમાસાનો મુખ્ય પાક મકાઇ, ડાંગર, તલી, શણ, અડદ, મગ, તુરી વીગેરે છે ને રવીમા ઘઉ, ચણા, જવ, રાઈ વીગેરે છે ભીલ લોકો પોતાના ઘર પોતાના ખેતરમાંજ બાંધીને રહે છે તે લોકો ચોમાસામાં મકાઇનું વાવેતર બહુજ જાડુ તેમ નજીક કરે છે તેની અંદર તેમના દેશી હળ શિવાય કોઇપણ જાતનું ઓજાર ફેરી શકતુ નથી જેથી પાક જોઇએ તેવો થતો નથી આ જમીન ઘણીજ ફળદ્રુપ છે કારણ કે મકાઇ કાપી લીધા પછી ખેડ કરી તેજ જમીનમા ઘઉ ચણા વીગેરે પાક લેવાય છે જમીન સારી તેમ પાક સારો થતાં છતાં ખેડુતો ગરીબ સ્થિતિ ભોગવી રહયા છે. તેના કારણો નીચે મુજબના છે.

(૧) ખેતીના જુના રિવાજોને તથા જુના ઓજારોને વળગી રહેવું

(૨) ખેતરમાં વા યા પધીગી જેમ બને તેમ ઓછી ? ઉનને પાક થાય

તે ઇરાદે ની કર્યું તેમ કોઇપણ જાતનુ ઓજાર હળ શિવાય ખેતરમા ફેરવવુ નહી

( ૩ ) વધારે પૈસા ખેતીમાથી મળેતો તેનો દુર ઉપયોગ કરવો જેવો કે દારૂ વીગેરે.

( ૪ ) નવીન પાક ન કરવો અગર પાકની ફેરબદલી નહિ કરવાથી

( ૫ ) અજ્ઞાનતાને લઇને શાહુકારને ત્યાથી ગમે તેટલા વ્યાજે અગર ગમે તેમ દેઢા બમણા કરી હદ બહાર કરજ કરવુ અને પઇસા ગમે તેમ ખર્ચી નાખવા. આનુ આખરનુ પરિણામ એ આવે છે કે વરસાદ વધ રે યા ઓછા પ્રમાણમા આવે તો પાકને જ તુથી નુકશાન થાય છે તેમ પાક પણ સારો થતો નથી જેથી સાધારણ પાકેલો પાક શાહુકારના ઘરમા દેવા પેટે ચાલ્યો જાય છે

મહેનત કરી પાક તઇયાર કરવા છતા તેઓને ખાવાને માટે ઘરમા જુજ જેવુ જ રહે છે તેમ આગળ જતા ફરીથી શાહુકારને ત્યા ખોરાકી માટે માગણી કરવી પડે છે ને શાહુકાર દોઢા યા બમણા કરી બીજ, ખાધ, વગેરે આપે છે આવો કાર્યક્રમ હરહમેશા ચાલ્યો આવે છે જેથી કરી કરજમાથી મુક્ત થવાનો ખ્યાલ આવતો નથી ખેતીવાડી ખાતુ ઉપરની અડચણો દુર કરવા પ્રયત્નો કરી રહ્યુ છે

આ તાલુકામાં મગફળીનું વાવેતર બીલકુલ નહીં' જેવુ હોવાથી ઓલોદ કરણાની આજુબાજુના ખેડુતોને સમજાવી મગફળી મણ ૬૦ સારી અને સસ્તા ભાવે બહારથી મંગાવી દરેક ખેડુતને આપી ૧૯૨૫-૨૬ મા વાવેતર કરાવેલું તેમ કેટલાક બહારથી બીજ લાવી વાવેતર કરેલુ ને વરસાદ ઓછો છતા પાક સારો પાકયો હતો. જેથી બીજી સાલ એટલે ૧૯૨૬-૨૭ મા ખેડુતોની બીજની માંગણી થવાથી બહારથી મગફળીનુ બીજ મણ ૮૦ મંગાવી આપી વાવેતર કરાવેલુ તેમ કેટલાક ખેડુતોએ બહારથી બીજ લાવી ઓરેલુ જેથી પાક સોટા પાયા ઉપર થયો હતો

આ સાલ પણ મગફળીનુ વાવેતર લગભગ ૧૫૦૦ એકર પર થયેલુ છે જેથી દરવરસે મગફળીનુ વાવેતર વધતું જાય છે મગફળી એ એવો પાક છે કે જે પારાળ જમીન જેની અંદર મકાઇનો પાક સારો ઉતરતો નથી ત્યા પણ સારો પાકે છે અદરકુ પાક ખેડુતની રોકડા પઇસાની જરૂરીઆત પુરી પાડી શકે તેવો છે તેમ મગફળીથી જમીન પણ સુધરે છે અને બીજે વરસે તેમા મકાઇનો પાક સારો થાય છે. કેટલેક ઠેકાણે-મકાઇના પાકમે કાતરા નુકશાન કરે છે તેવે ઠેકાણે મગફળી કરવાથી તેના (મગફળીના) પાકને કાતરા

શુરુઆત કરી શકતા નથી અને ખેડુતને નિષ્ફળ નીવડવાનો સંભવ રહેતો નથી જેથી પાક લાભ પચાપર થવાની ખાસ જરૂર છે ભોંયસીંગનુ વાવેતર થયેલુ તે નીચે જણાવેલા આકડાપરથી જણાશે

| સાલ | વાવેતર થયેલી જમીન | |
|---|---|---|
| | એકર | ગુઠા |
| ૧૯૨૨—૨૩ | ૧૫ | ૦ |
| ૧૯૨૩—૨૪ | ૧૯ | ૦ |
| ૧૯૨૪—૨૫ | ૨૧ | ૦ |
| ૧૯૨૫—૨૬ | ૧૮૫ | ૦ |
| ૧૯૨૬—૨૭ | ૭૫૯ | ૦ |
| ચાલુ સાલમા આશરે | ૧૫૦૦ | ૦ |

આ સિવાય ખાતા તરફથી ઘઉંની જાતમાં બોઠીયા (પુસા નં ૪) નો પ્રચાર વધારે કરેલો છે તેમ આ તાલુકામા પણ બોઠીયાનુ વાવેતર બહોળા પ્રમાણમા થવા માંડયુ છે આ જાતનો મુખ્ય ગુણ એ છે કે આનેગેરૂ બીલકુલ લાગતો નથી તેમ પાક પણ સારો ઉતરે છે ત્યારે બીજી જાત જેવી કે વાજીઆ ઘઉંને ગેરૂનો ભય રહે છે કદાચ ગેરૂ આવે છે તો વાજીઆ ઘઉ જેવુ વાવેતર નિષ્ફળ નિવડે છે જેથી ખાતા તરફથી બોઠીઆ તથા બક્ષી ઘઉનુ વાવેતર દાખલ કરાવવામા આવ્યુ છે ગઇ સાલ દોહદ ફારમ ઉપરથી બક્ષી ઘઉનુ બીજ પણ ૧૫ મગાવી તાલુકામા વાવેતર કરાવેલુ ને પાક પણ સારો ઉતરેલો જેથી આ સાલ વાવેતર બહોળા પ્રમાણમા થવા સંભવ છે

ખાતા તરફથી ડાંગરના બીજમા પણ સુધારો કરવો માંડયો છે આ તાલુકામા દેશી ડાગર સિવાય કોઇ પણ જાતની બીજી ડાગર કરતા નથી જેથી ખાતા તરફથી ૧૯૨૬-૨૭ મા જીરા સાળ કોલમ વગેરે જાત મગાવી ખેડુતો ને આપી હતી સદરહુ તાલુકામા લોકો ડાગર છાંટીને કરતા હોવાથી તેમને સમજાવી કેટલેક ઠેકાણે હળથી ઓરાવેલી તેમ તરૂ કરી રોપાવી હતી. તેનો પાક પણ સારો ઉતર્યો હતો અને ખેડુતોને ખાત્રી થવાથી-આ સાલ કેટલાક ખેડુતોએ રોપવનુ વાવેતર રોપીને કરેલું છે

સદરહુ તાલુકામા ૧૯૨૬-૨૭મા ખાનદેશી કપાસ મંગાવી વાવેતર કરાવેલું વળી સદરહુ તાલુકામાં શાકભાજીની બીલકુલ અછત હતી કારણ કે આજુબાજુ શાકભાજી માળી લોકો કરે છે ને તે કાદા વાજી સિવાય કંઇ કરતા ન હતા

જેથી ખાતા તરફથી ગઇ સાલથી કોબીજ, ટોમેટા, કોબી ફ્લાવર, મુળા, મોગરી વગેરેનુ વાવેતર બીજ મંગાવી આપી કરાવેલું અને તેનું વાવેતર સારૂ નીવડી પાક સારો ઉતર્યો હતો જેથી આ સાલ લોકો બહોળા પ્રમાણમા કરનાર છે કેટલેક ઠેકાણે કોબીજ વગેરેનાં તરૂ પણ નાંખી દેવામા આવ્યા છે તાલુકા મા બટાટાનુ વાવેતર ગઇ સાલ ખાતા તરફથી કરાવેલુ હતુ પાક સારો થવા થી ચાલુ સાલ બીજને માટે ખેડુતોની માગણી થવા માંડી છે

જમીન સારી ફળદ્રૂપ હોવાથી ફળાઉ ઝાડોનું વાવેતર સારૂં થઇ શકે તેમ હોવાથી ગઇ સાલ કેટલાક ખેડુતો પાસે ગુણાઇ તેમ થવાથી ફળઉ ઝાડો જેવા કે આંબા દાડમ, જામરૂખી, નારંગી, નાળિએર, લીંબુ અને બોર વગેરે ઝાડોની કલમો ખાતા તરફથી મંગાવી આપી પ્લાનટેશન કરાવડાવેલું ને તે સારૂ થવાથી આ સાલ પણ કેટલાક ખેડુતોએ ફળાઉ ઝાડોની કલમો મંગાવી રોપી છે પપઇયાનુ વાવેતર પણ દરેક ઠેકાણે થોડુ થોડુ કરાવવા માંડ્યુ છે. ખેડુતો જેમ સમજતા જાય છે તેમ વધુ પ્રમાણમા કરતા જાય છે ખાતા તરફથી કેટલાક ગરીબ ખેડુતોને કેળ, ચીકોડી વગેરેના છોડો મફત આપી વાવેતર કરાવેલુ છે ને તે સારી સ્થિતિ પર થઇ આવેલુ છે

આ બાજુના ખેડુતોની માન્યતા એવી છે કે જેમ ખેતરમાં વધુ જાડું અને નજીક ઓરવામાં આવે તેમ પાક વધુ થાય છે પણ આવી માન્યતા ભુલ ભરેલી છે કારણ કે બહુ જાડુ અને નજીક ઓરવાથી ખેતરમા કોઇપણ જાતનું ઓજાર ફેરવી શકાતુ નથી, જેથી ઘાસચારો વધારે થઇ પાકને વધવામા હરકત કરે છે આ બાજુ અત્યાર સુધીમા ખેતીને માટે મુખ્ય વપરાતા ઓજારો દેશી હળ, નાની કોદાળી, તેમ દાતરડુ છે જેથી ખાતા તરફથી વિલાયતી ઓજારો જેવા કે મેસ્ટન હળ, કોદણ હળ, કરબ કરપી વીગેરે ખેડુતોના ખેતર પર ફેરવી બતાવેલા તેમ તેનાથી થતા ફાયદાઓ સમજાવેલા અને ખેડુતોએ માંગણી કરવાથી ગોધરાના મહેરબાન ડિસ્ટ્રીક્ટ એગ્રીકલચરલ ઓવરશિયર સા. મારફતે તેમને મેસ્ટન હળ નંગ ૧૨ મંગાવી આપેલા ને ચાલુ લોકો તેનો ઉપયોગ કરી લાભ લે છે ખાતા તરફથી કેટલેક ઠેકાણે લોકો ને મકાઇ વગેરે પાકમા ફેરવવા માટે કુદકા, કરપી, વીગેરે ઓજારો બનાવડાવી આપેલા છે તે નીચેના પત્રક ઉપરથી માલુમ પડશે.

આલોદ તાલુકામાં "ખેતીવાડી ખાતા તરફથી" મંગાવી આપેલા હળોનું લીસ્ટ ૧૯૨૭.

| નંબર | નામ | ગામનું નામ | હળનું નામ | કીમત |
|---|---|---|---|---|
| ૧ | પા કુબેર વહાલા | ક. મુવાલા આલોદ | મેસ્ટન હળ નંગ ૨ | રૂ આ પા. ૧૭-૮-૦ |
| ૨ | પા, નાથા લખીદાસ | ,, | એજન ૧ | ૮-૧૨-૦ |
| ૩ | પા હરિદાસ ગનજી | ,, | ,, ૧ | ,, |
| ૪ | પા ગોપાળ હરિદાસ | ,, | ,, ૧ | ,, |
| ૫ | પા હરિદાસ વહાલજી | ,, | ,, ૧ | ,, |
| ૬ | પા કોદર નાનજી | ,, | ,, ૨ | ૧૭-૮-૦ |
| ૭ | પા લીમજી નાનજી | ,, | ,, ૧ | ૮ ૧૨-૦ |
| ૮ | પા પરસોતમ લખીદાસ | ,, | ,, ૧ | |
| ૯ | પા. વાલા લખીદાસ | ,, | ,, ૧ | |
| ૧૦ | ઠક્ કુબેર હરજીવન | આલોદ | ,, ૧ | |
| ૧૧ | મોતી ગાવજી | શંકરપુરા | કુલકો ૧ કરપી ૧ | ૧૫-૦-૦ |
| ૧૨ | માલી પરથી ગંગારામ | લીમડી | કરપી ૧ કરબ ૧ | ૯-૪-૦ |

આ બાજુ ઝાલોદ લીમડી તરફ મરચીનું વાવેતર મોટા પ્રમાણમા થાય છે લોકો મરચી છેક નજીક નજીક રોપતા હોવાથી તેમા કોઇપણ જાતનુ ઓજાર ફેરવી શકતા નથી જેથી મજુર કરી ખેતર પર મરચીમા કોદાળીથી ગોડ કરાવે છે, જેથી પાક પર મજુર ખરચો વધારે ચઢી જાય છે તેથી આ સાલ સરકાર ખર્ચે ઝાલોદની ઓજાર બાડે આગળની ડેપોમાં કલટીવેટર, (કરપી) મરચીમા ફરી શકે તેવુ લાવવામાં આવ્યુ છે કે મરચી પહોળા ગાળે રોપ્યા પછીથી તેની અંદર ફેરવવાથી ઘાસ નીકળી જઇ સારી ગોડ થાય છે જેથી હાથે ગોડ કરવાનો ખરચો બચી જઇ કામ સારૂં ને વહેલાઇથી વહેલુ થાય છે તેમ આ સાલ મુવાડામા બે ત્રણ ખેતર પર લોકોને મરચીમાં ફેરવી બતાવવામાં આવ્યુ છે જેથી આવતી સાલ વધુ પ્રમાણમાં વપરાશ થવા સંભવ છે મગફળી પહોળાં ગાળે ઓર્યા બાદ સદરહુ કલટીવેટરથી વચ્ચે ખેડ કરવાથી સારૂ કામ થાય છે તેમ મકાઇની અંદર પણ ફેરવી શકાય છે મકાઇમા ફેરવી પાળી બાંધવાથી વધુ વરસાદ વખતે મકાઇના પાકને થતુ નુકશાન અટકી જાય છે કારણ કે બે પાળા વચ્ચે નીક મારફત પાણી વહી નીકળી જાય છે જેથી પાકને બમણો લાભ થાય તેમ છે ઘઉનુ વાવેતર પણ પહોળે ગાળે સવા ફુટ .. દોઢ ફુટને ફડકે કરવાથી ઘઉના પાકને પણ સારો ફાયદો થાય છે, ગળી પણ પહોળા ગાળે ઓપવાથી તેમા પણ "કલટીવેટર" ફેરવી શકાય ને આ સાલ ગાળી લોકો પાસે પહોળ ગાળે રીગણી ઓપાવી કલટીવેટર ફેરવી બતાવવામા આવે છે,

આ તાલુકામા ઢોરોના ખાતર ઉપરાંત શણનો લીલો ખાતર તરીકે ઉપયોગ કરવામા આવે છે ચોમાસામા જમીન ખેડી એકરે ચાર મણ મુજબ બીજ છાંટવામાં આવે છે ને, તો [illegible] નીકળ્યા પછીથી મોટો થયા બાદ ઓગસ્ટ જ્યા [illegible] હળ, કોદરા [illegible] હળથી ખેડી નાખી ચાર મારી ફેરવી બતાવેલા તેમ તેનાથી થને તેના ઉપર ઘઉંનું વાવેતર કરવામાં આવે કરવાથી ગોધરાના મહેરબાન ડિ[illegible]નો નહિ હોવાથી ગઇ સાલ ખાતા તરફથી તેમને મેસ્ટન હળ નંગ ૧૨ મ [illegible] પર પી ટી ૯ હળથી થય પાછી કરી લાભ લે છે ખાતા તરફથી કેટલેક ઠેક લોકો પોતાને માટે [illegible] ફેરવવા માટે ફડકા, કરપી, વીગેરે ઓજારો બનાવડાવ્ આવે છે. કેટલેક પત્રક છપાવથી મારફત પડશે. છે પાકો કરતાં તરફ શણને કોથી બન [illegible] લોકો

પાસે, ગણુ કપાવી બરાબર ધોઇ કાઢવાનો અખતરો કરી બતાવ્યો હતો જેથી ઘણુ ધોળુ ને ચકચકીત ખપ નીકળ્યુ હતુ ખાતા તરફથી કેટલેક ઠેકાણે વિલાયતી ખાતરો જેવા કે સોડીઅમ નાઇટ્રેટ, હાડકાનો ભુકો, વગેરે ખેડુતોને મગાવી આપી ઉપયોગ કરાવેલો ને લોકોને શાકભાજી તેમ ફળાઉ ઝાડોમા ફાયદો થયેલો જેથી આ ગાળ વધુ પ્રમાણમા પ્રચાર થવા સભંવ છે, ખાતા તરફથી લોકોને ઓજારો બીજ વગેરેની મદદ આપવા માટે ઝાલોદમા ડેપો ખોલવામાં આવી છે કે જ્યાથી લોકો હળ ભાડે લઇ જઇ વપરાશ કરે છે તેમ લોકોને જોઇતા સારા ને ચોખ્ખા બીજ બહારથી મગાવી આપી વાવેતર કરાવવામા આવે છે તેમ કેટલેક ઠેકાણે ખાતા તરફથી ડેમોનસ્ટ્રેશન પ્લોટ પણ કરવામા આવે છે, તેમ લોકોના ખેતરો પર જઇ હળ, કરબ વગેરે ફેરવી બતાવી તેના લાભો સમજાવવામા આવે છે કારણ કે લોકો જાણકાર થઇ વધારે પ્રમાણમાં વપરાશ કરી શકે જેમ કેટલાક ખેડુતો ખાતા તરફથી બીજ ઓજાર, વગેરેનો લાભ લઇ સારી ખેતી કરતા થયા છે તેવી રીતે દરેક ખેડુત કરશે તો દરેક મુશ્કેલીમાંથી છુટી સારી કમાણી કરી શકશે લોકોની અડચણો દુર કરવા ખાતુ પ્રબળ પ્રયત્નો કરી રહ્યુ છે તો દરેક ખેડુત ભાઇ તેનો લાભ લેવા ચુકશે નહિ એવી આશા છે તા. ૬-૧૦-૨૭ એગ્રી ડેપો કામગાર—ઝાલોદ

---

## મુંબઈ ઇલાકાની ઢોર સુધારણાની યોજનાઓ.

—*******—

અંગ્રેજી રાજ્યની શરૂઆતમાજ લશ્કરી ખાતાવાળાઓ બળદો વી० પોતાના ઉપયોગ માટે સારી સ્થીતીમા રાખવા તથા સારી જાત ઉત્પન્ન કરવા પ્રયત્નો તો કરતા હતા, પણ દુઝાળા જાનવરો માટે એમનુ કે લોકોનુ ખાસ ધ્યાન ગયુ ન હતુ હાલમા પ્રજા તરફથી કાઇક ચળવળ થઇ છે તેમજ હાલના વાઇસરોય સાહેબના આગમનના ભણકારાથી કે તે વખતથી સરકારે પણ તે સબંધી કામ ઉમળકાથી હાથ ધરેલુ છે મી० સ્મીથે આ સબંધી પોતાના વિચાર પ્રમાણે પ્રજા મહારાજા તેમજ જમીનદારોની સહાયની જરૂર છે એમ દીલ્હીમા જણાવ્યુ હતુ, અને તેના અનુસધાનમા ઇલાકાવાર ચળવળ પણ શરૂ થઇ છે મુબઇ ઇલાકામાં દુધનુ પ્રમાણ બહુજ ઓછુ છે જ્યારે બીજા દેશોમાં એક માણસ દીઠ દોઢ શેર દુધ મળે છે ત્યારે આપણા ઇલાકામાં પા શેર દુધ માણસ દીઠ મળે છે આના કરતા પણ ઓછુ પ્રમાણ હશે એમ અમારૂ માનવુ છે.

પ્રજા હજારો રૂપીઆ સામે ધર્માદા સંસ્થાઓ કાઢે, પાંજરાપોળો વધારે કે એકલી કતલ કરવાનું બંધ કરાવે તેથી ખાસ લાભ દેખાય એમ નથી મુંબઇના ગવર્નર સાહેબે, પણ પ્રજા તરફથી આ સબંધી કામને પઇસાનો ફાળો મળવા માટે સપ્ટેમ્બર આખરમાં પુનામાં સભા કરવામાં આવી. આ સભામાં તેઓએ હાજરી આપી હતી

આ સભામાં ખેતીવાડી ખાતાના પ્રધાને જણાવ્યું કે બીજા દેશોમાં ઢોર સુધારવાનું કામ શ્રીમંતોને પ્રજાને હાથ છે, પણ હીંદમાં મોટો ભાગ ગૌરક્ષા આર્થીક અને વહેવારીક દ્રષ્ટીએ બહુજ દયાજનક સ્થીતીમાં છે આ બતાવે છે કે હીંદમાં ઢોર સુધારણા ગરીબ અજ્ઞાની અને એવાજે લોકોને હસ્તક છે, અને તે કામ નીયમીત રીતે નથી જ્યાં ચારો ઉતમ છે અને વરસાદ ઘણો છે ત્યાં ઢોરો સારા હોવા જોઇએ એમ માનવામાં આવે છે, પણ વસ્તુસ્થીતી એથી ઉલટી છે સારી જાત, દુષ્કાળ વેઠી શકે, દરદો લાગી શકે નહી એવી જાતનો તો જ્યાં ચારો ઓછો હોય અને વરસાદ ઓછો હોય ત્યાંજ જોવામાં આવે છે આ સુધારાની જરૂરીઆતો પુરી પાડવા રાજા અને પ્રજાએ બંનેએ જોડેજ કામ કરવું

મી० સ્મીથે કહ્યું કે ખેતીની સુધારણા ઢોર ઉપર આધાર રાખે છે, અને ઢોરની સુધારણ તેની માતાની સારી સ્થીતી ઉપર આધાર રાખે છે બધા દેશમાં માતાઓ દુધ આપી પોતાના બચ્ચાને તેમજ જન સમાજને પૌષ્ટીક ખોરાક પુરો પાડે છે આ કાઇ જેવી તેવી વાત નથી આનો મુખ્ય પાયો દુધ સબંધના એકંદર ધંધા ઉપર પ્રથમ નજર નાખવી એ છેજ અને તે કામ ઉતમ રીતે કરવા સહાયકારક તત્વની જરૂર છે

ભેંસોને ફક્ત દુધ માટેજ રાખવી એ આર્થીક દ્રષ્ટિએ ફાયદાકારક ખાસ કહેવાય નહી અને ચારો કે ઘાસની એકલી સગવડ કરી આપીએ તેથી કાંઇ સારા ઢોર થાય એ માનવું પણ ભુલ ભરેલું છેજ.

ડો મેન જણાવે છે કે મારી અંતરની ઇચ્છા આ કામ માટે ઘણા વખતથી હતી અને મને લાગે છે કે હીંદી પોતાના જુના વિચારો વહેમો મુકી દઇ આ કામને નવી રીતે પુરૂ કરવા મથશે ઘણા પ્રમાણમાં કતલ થઇ રહી છે તે એક નિંદવા લાયકજ છે અને તેનું જોર કમી કરવા એક એસોસિએશનની ખાસ જરૂર છે જો આવી મંડળીનું સારી અસર તથા લાગવગ પ્રસરાવી શકે તો આ ઇલાકાના ઢોર સારા ઘણા થોડા વખતમાં કરી શકાય એમ લાગે છેજ

નામદાર ગવર્નર સંપ્રેણના મત પ્રમાણે ઢોરની સુધારણા તે ગામડાનીજ સુધારણા છે અને જોડે જોડે ચામડા પણ સુધારશે તેમજ ખેતીના ઉપયોગી જાનવર પણ ઉત્તમ પ્રકારના થશે અને દુધ વિ ની અડચણો દુર થશે

ગૌશાળાઓ કામ કરી રહી છે એ તરફ દ્રષ્ટી ફેરવવી ઉપયોગી છે. ગાયો માટે જે પ્રયત્નો થઇ રહયા છે તે સ્તુત્ય છે અને તે કામ માટે મલ ઉપર મારો વિશ્વાસ છે પણ તેની જોડે પ્રજાનુ મોકળુ મન હેવુ જોઇએ અને ગૌશાળા ચલાવનારાઓએ એકબીજા જોડે હળીમળી સગઠનરૂપ કાર્ય શરૂ કરવુ જોઇએ વિજ્ઞાનીક અને આર્થીક દ્રષ્ટિએ સુધારણાની અતિ જરૂર સૌ કોઇને જણાશે સરકારની નીતિમા કતલખાનાઓ માટે પ્રજા વરફ ફીલસોફી નથી એમ કદાચિત જનસમાજની માન્યતા હશે પણ તેમા ભુલ છે. તેઓ સાહેબ આવી આપે છે કે સરકાર પ્રજાના મતને અનુમોદન આપે છે ફક્ત તે કયેયો ને પહોચવા રસ્તાઓ લેવા માટે જુદા રસ્તાઓ બતાવે છે અને યોજનાઓ મુકે છે. ગૌચર જગ્યાઓ પણ સરકાર ઉપયોગી રીતે રાખવા ખુશી છે અને તેજ સ્થિતિ રાખેલી છે ગમે તેઓ ઉપયોગ ઘાસનો થાય તે થવા દેવા અમુક રીતે તેનો સદઉપયોગ થાય એમ સરકાર ઇચ્છે છે એવુ જોવામા આવેલુ છે કે જ્યા ગૌચરની સગવડ છે ત્યાં ઢોર સારા નથી અને જયા ગૌચરની અગવડ છે ત્યા ઢોરો સારા છે દાખલામા સિંધ અને ધારવાડના ઢોર સારા હોય છે જો કે ત્યા ગૌચર સારા પ્રમાણમા નથીજ આ સબંધી ગામડાના લોકોનો મત ભુલ ભરેલો છે અને તેમણે જોઇ વિચાર કરી જાતેજ વિચાર ફેર કરવાની જરૂર છે એક ગણુ ચારો કરતા બે ગણુ ચારો ઉગાડે તેના કરતા એક ગણુ ચારાનો ઉપયોગ કરી એક ગેલનને બદલે બે ગેલન દુધ પેદા કરી શકે તે આખુ જનસમાજમા વધારે ઉપયોગી છે આ રીત ગ્રહણ કરવા જેવી છે

કાઠેવાડીની ગૌરક્ષક મડળી સારૂ કામ કરી રહી છે તેનુ અનુકરણ સ્તુત્ય છે આ મડળીઓ ખેડુતોને પણ ઢોર પુરા પાડવાને શરૂઆત કરી છે સારા ઢોરને રક્ષણ આપી તેવા મેળવવા પ્રયત્ન કરવાથી નિરૂપયોગી ઢોર એની મેળે ઓછા થઇ જશે પ્રજા ઉત્પત્તિ માટે સારા સાંઢો રાખવાથી અને તેઓની શકિત પ્રમાણે જનસમાજને ઉપયોગમા આવવાથી આ બાબતનાં કામ ઉપર ઠીક ઠીક પ્રયત્ન થઇ શકે, એમ છે આની ભવિષ્યની પ્રજા સારૂ દુધ આપશે અને કતલખાનામા આપોઆપ ઓછા પ્રમાણમાં ઢોર જશે જેમ એસોસીએશનનુ કામ આગળ વધશે તેમ ફાયદો થતો જશે જે જે સારા સાઢો રાખે તેને ઇનામો આપી ઉત્તેજન આપવુ એ પણ એક રીતે સહાયકારક નીવડશે.

ગૌશાળાઓ અને તેના સંચાલકો ઉંચા મન રાખી પોતાની જોખમદારી પુરી નહી સમજતાં, પોતાના ટુંકી જગાઓમાંજ કામ કરશે તો ખાસ ઉપયોગી નથીજ વિશાળપણાથી બરોબર જોખમદારી સમજી સમજાવી અને પોતાના કાર્યમાં ખેડુતોને પણ ભેળવી, જે મળે તેનો પુર્ણ વિચાર કરી તેનો ઉત્તમ રીતે લાભ મેળવવા મથશે તો સારૂ પરીણામ શક્ય છે ખેડુતોને ઉત્તમ રસ્તો બતાવવાથી જરૂર તેઓ ગ્રહણ કરશે એસોશિએશનનું મુખ્ય કામ આવો ઉત્તમ રસ્તો શોધી કાઢવાનું છે વગેરે

તકનો લાભ લઇ સારી સરતે જમીનો આપવી કે જેથી દુધ લયો નીકળી શકે તેમજ, ઢોરની જાત ઉત્પતિના કાર્ય નીકળી શકે, ઢોરની જરૂરીઆતો તથા તેઓથી બનતો સર્વ પ્રકારનો ખાદ્ય સામાન રેલવેના ઓછા દરે લાવજા થઈ શકે તેવી ગોઠવણ જોઇએ આ સર્વમાં મુખ્ય ચીજ મુડી તે ઓછા વ્યાજે સગવડ કરી આપવી જોઇએ આ મુખ્ય બાબતો ઉપર સરકાર યોગ્ય ધ્યાન દે તો અવશ્ય જરૂરી કામ કંઇક સહેલુ થાય

એટલુ તો ઇચ્છીશુ કે ગમે તે રસ્તે મુગા પ્રાણીઓ તરફ સર્વેની નજર રહેમની રહે; એટલે બસ

(પંચમહાલ રેવાકાંઠા વર્તમાન તા ૧૫-૩-૨૮ ઉપરથી)

## યંત્રનો જમાનો.

—✶✶✶✶✶✶✶✶—

### ખેતીવાડીનું ખીલતુ ભવીષ્ય

### યાંત્રીક હળનો ઉપયોગ કેમ કરવો ?

ચાલુ જમાનો યંત્રનો વીજળી કરતા પણ વેગથી ધપતો જાય છે તે બીના હવે આલમને જણાવવાની રહી નથી ખેતીવાડીના ક્ષેત્રમાં પણ આ યંત્રો કેવાં કામ કરે છે અને તેથી શા શા ફાયદા થાય છે તે જાણવું જરૂરનુ છે કેમકે ખેડુતો અભણ અને અજ્ઞાન હોઈ તેઓને કેળવણી આપવી-જ્ઞાન આપવું ખાસ અગત્યનુ છે હીંદની ઉન્નતીનો આધાર ખેતી ઉપર છે અને જો ખેતી ખીલે તો હીંદની આબાદાની વધે આ વીષય મહત્વનો હોઇ મી૦ જી બી. આચાર્યે આ બાબતમા જુદા જુદા દ્રષ્ટીબીંદુથી ચર્ચા કરી છે પરંતુ હીંદને લગતી ખેતી માટે કેવા કેવા યંત્રોનો કેવો ઉપયોગ થઇ શકે તેની ટુંકી સમાલોચના જરૂરની છે

હીંદુસ્થાનમાં આ બાબતમાં અત્યાર સુધીમાં શું પ્રગતી થઇ છે અને હજી કેટલી થઇ શકે તે લક્ષમાં રાખી આ વિષય ચર્ચીશું.

## યાંત્રીક બળના ઉપયોગનો મહત્વનો સવાલ.

આજે હીંદુસ્તાનના ખેડુત સમક્ષ ખેતીમાં યાંત્રીક બળના ઉપયોગનો ઘણો મહત્વનો સવાલ રજુ થયો છે. સારા પ્રમાણમાં ઉત્પન્ન ઉપરજ ખેતીની સફળતાનો આધાર હોય છે. પણ ઉત્પન્ન કરવા માટે જુદા જુદા હેતુને અનુકુળ થાય, સસ્તી રીતે સતત ઉપયોગમાં લઇ શકાય અને જુદા જુદા કામોના ખપમાં આવે એવા ખાસ યંત્રની જરૂર છે.

ખેતીમાં યાંત્રીક બળનો ઉપયોગ હમણાંજ થવા લાગ્યો છે. શરૂઆતમાં હળો ફેરવવામાં સ્ટીમ એનજીનનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. દોરડાંઓ બાંધીને એ કામ થતું હતું પણ સ્ટીમ એનજીન ચલાવવા માટે બે જરૂરી વસ્તુઓ કોલસા અને પાણી બધી જગ્યાએ સ્હેલાઇથી મળી નહીં શકવાથી તેમજ દરેક વખતે કામ શરૂ કરવા માટે કરવી જોઇતી તૈયારીમાં ઘણો સમય નીકળી જવાથી સ્ટીમ એનજીનો ખેતીના ઉપયોગમાં સર્વત્ર વાપરી શકાયા નહીં. આથી પેટ્રોલ અને ગ્યાસતેલવાળા અને તે પછી ચાલતા ટ્રેકટરો ખેતીના ઉપયોગમાં આવ્યા

ઢોરને બદલે યાંત્રીક બળનો ઉપયોગ એકદમ ચાલુ કરવો મહા મુશ્કેલ છે. અહીં યાંત્રીક સાધનોની ગરજ હોતી નથી તેમજ પશ્ચિમના દેશોની જમીન ની સ્થિતિ કરતા અહીંની જમીનની સ્થિતિમા ફેરફાર હોય છે

ટ્રેકટર એવા પ્રકારનું એક યંત્ર છે કે તેનાથી બળ પુરૂ પડે છે તે સાથે બીજી અનેક રીતે પણ તેનો ઉપયોગ થઈ શકે છે, સારા અને અનુકુળ હથીઆર મેળવવાની જેટલી જરૂર હોય છે તેટલીજ જરૂર સારા ટ્રેકટર પસંદ કરવા માટેની હોય છે ટ્રેકટર એ ખેતી અને હુન્નર માટે નવીન ઉપયોગી સાધન છે એ હવે સર્વત્ર સ્વીકારાયું છે

હીંદુસ્તાનમા ટ્રેકટરનો ઉપયોગ સફળ થવા માટે ટ્રેકટરે અમુક જાતના જ હોવાની જરૂર છે સૌથી પહેલી જરૂરીઅત એ છે કે ટ્રેકટર ઘણુંજ સાદી રચનાવાળુ હોવુ જોઇએ કે જેથી સામાન્ય કારીગર પણ સહેલાઇથી ચલાવી શકે બીજુ તેનો વપરાસ સસ્તો પડવો જોઇએ ત્રીજુ તે ઘણુજ મજબુત અને ઘણુજ બળ તથા ખાસ જરૂરી સમયે વધુ બળ પણ આપી શકે એવુ હોવુ જોઇએ.

### ટ્રેકટર કેમ વપરાશે ?

ઉખેડ- હવે હું ટ્રેકટરથી થઇ શકતા જુદા જુદા કામો તેમજ હીંદુસ્થાનના ખાસ ભાગો તેના થઇ શકતા ઉપયોગો જણાવીશ ટ્રેકટરના જે જુદા જુદા ઉપયોગો થઈ શકે છે તે કામ કરવાની મોસમ ઉપર આધાર રાખે છે. હીંદુસ્તાનમા ઘણા ખાસ ભાગોમા ઉનાળામા બળદે વડે હળો ચલાવી શકાતું નથી જમીન તપવાથી તેમજ ઉંડા ખેડાણથી જે જે ફાયદો થાય તે બધા મેળવવા હોય તો ટ્રેકટરનો ઉપયોગ ખાસ જરૂરી છે વળી હાલ લાકડીના ગાપના હળોથી મનુષ્ય પાસે જમીન ખેડાવવાની જે સામાન્ય પ્રથા છે તે પણ ટ્રેકટરના ખેડાણ કરતા મોંઘી જણાય છે ઘણા લોકો હજી ઉંડા ખેડાણથી થતા ફાયદાઓ માટે શંકા લાવે છે, પણ મને અનુભવ મળ્યો છે કે પ્રમાણે જ્યાં જમીનની નીચેનુ પડ રેતાળ કે કાકરાવાળુ નથી ત્યા ઉંડા ખેડાણથી ૪૦ થી ૫૦ ટકા જેટલો વધુ પાક થાય છે,

### ફરગાણી કાઢવી.

જો જમીન અનુકુળ હોય તો ઉખેડ પછી મારતાપથીજ ટકા બાગી થાય છે એટલે ફરમણી કર્યા પછી, જમીન ઓરવા લાયક બનાવી શકાય છે પણ કાળી જમીનમા જમીનને તપવા દેવાથી કામ સરતુ નથી, કારણ તેના ઢેફા

ઘણાં અંશોમાં છે વાથી સહેલાઇથી ભાંગી જતાં નથી એક સાગ વરસાદ પછી ઉઘાડ પડે ત્યારે આ જમીનમાં પણ ટ્રેક્ટરથી એક દીવસમાં ૩૦—૪૦ વીઘાં જમીનની કરબણી કાઢી શકાય છે આ રીતે થયેલુ કામ દેશી હળથી થયેલાં કામ જેવુ અલબતે સુંદર હોય છે વળી કરબણી કાઢયા પછી તુરતજ ઓરવાનુ કામ શરૂ કરી શકાય છે અને એથી સમયનો પણ ઘણો બચાવ થાય છે અને તક પણ સાધી શકાય છે.

## ઓરણી

હીંદુસ્થાનમા ટ્રેકટરથી ઓરણીનુ કામ હજુ સંતોષકારક તેમજ મોટા પાયાપર નથી થયુ એ માટે કેટલીક મુશ્કેલીઓ દુર કરવાની જરૂર હોય છે હાલ જે હથીયારો આ કામ માટે મળે છે તે પશ્ચિમની જમીનની સ્થીતીને અનુસરતા હોય છે. અહી એનો મોટા પાયા પર ઉપયોગ કરવા માટે કેટલાક સુધારા કરવાની જરૂર છે હીંદુસ્તાનના કેટલાક ભાગમા એકજ જમીનમાં એકી વખતે બે કે ત્રણ પાકો કરવામાં આવે છે એવા જુદા પાકો માટે, એકી વખતે, બી વાવવાનુ કામ મુશ્કેલી ભર્યુ છે હાલમા જે હથીયારો મળે છે તેનાથી જુવાર કે કપાસ જેવું એકજ તુર સહેલાઇથી મોટા પ્રમાણમાં ઓરી શકાય છે.

## ઘાસ ઉગ્યા પછીની ખેડ

ટ્રેકટરથી ઘાસ ઉગ્યા પછી ખેડનો પ્રશ્ન હજુ જોઇએ એવો ઉકેલાયો નથી. ઉનાળામાં ખેડાણ માટે વપરાતા જબરા ટ્રેકટરો આની ખેડ માટે વાપરી શકતા નથી તેથી ઓરીઆરા ( બે ચાસની વચ્ચે ) સહેલાઇથી પસાર થઇ શકે એવા નાના ટ્રેકટરો વાપરવા જોઇએ. હીંદુસ્તાનના જુદા જુદા ભાગોમા આ દીશામાં થતા આ દીશાના પ્રયોગોનુ હજુ સંતોષકારક પરીણામ આવ્યુ નથી

## લણણી અથવા કાપણી

કાપણીનુ કામ યોગ્ય તકે થાય એ અતી અગત્યનુ છે સારા હથીઆર વડે ખેડુત યોગ્ય વખતે યોગ્ય રીતે કાપણી કરી શકે અત્યાર સુધી અહીના ખેડુતોએ આ કામમાં ટ્રેકટરનો ઉપયોગ કર્યો નથી અહી ખેડુતો પાસે જમીન નાના પ્રમાણમા હોય છે. અને અનુકુળ આવે એવા નાના યંત્ર હજુ હીંદુસ્તાનમાં મળવા લાગ્યાં નથી.

## ઘાસ કાપણી

ઘાસના પાકને કાપતી વખતે ખાસ સંભાળની જરૂર હોય છે. ઘણીવાર ઘાસના સારા પાકને અણધાર્યો વરસાદ નુકશાન પહોચાડે છે આ કામ માટે ખાસ હથીયારો તથા યંત્ર, સુપડ, રેક અને પ્રેસ વીગેરે હથીયારો તથા યંત્રો

ના માલીકો આ મુદ્દો સામાન્ય રીતે જોતા નથી અને એમજ માને છે, કે ટ્રેકટર તો મોટી ખડીઓ ખેડે છે અને ઝાડના થડો પણ ખોદી શકે છે જો ટ્રેકટરની પાછળ યોગ્ય હળો વાપરવામાં આવે અને ટ્રેકટરની શક્તી ઉપરનું કામ લેવામા નહી આવે તો ભાગતોડ ઓછી થાય અને ટ્રેકટરનુ જીવન પણ લંબાય વળી યંત્રો બનાવનારાઓ પણ સામાન્ય રીતે પોતાના યંત્રો ચોક્કસ કામ આપી શકે તેના કરતા વધુ કામ આપતાં હોય એવી બડાઇ મારે છે આવી ખોટી જાહેરાતથી ઘણા ગ્રાહકો ભોળવાઇ જાય છે જો તેમને સાચી હકીકતો કહેવામાં આવે તો તેઓ યંત્ર પાસેથી ગજા ઉપરાંતનુ કામ લેવા લલચાય નહીં અથવા પોતાની જમીનની જરૂરીઆતોને અનુકુળ યંત્ર અને હથીઆર પસંદ કરે. ટુંકામાં ખેતીવાડીના યંત્રો તેમજ હથીયારો વેચનારા તેમજ વાપરનારાઓ બન્નેએ આ દેશમા ટ્રેકટરની પ્રગતીને હાની પહોંચાડી છે એમ કહેવું એ અતીશયોક્તી નથી. ખેતીમાં યાંત્રીક બળના બહોળા ઉપયોગમાં અહી એક બીજી મુશ્કેલી સારા જાણકાર કારીગરોનો અભાવ છે. કારીગરો ઘણાખરા શહેરી જીવન પસંદ કરતા હોય છે જ્યારે ટ્રેકટરનુ કામ તો સુર્યના તાપ નીચે ખુલ્લા ખેતરોમા કરવાનુ હોય છે આ જીવન તેમને ઘણું કઠણ લાગે છે, એટલે તેઓ આમાથી છુટવાના બહાના શોધ્યા કરે છે આનો, રસ્તો તેઓ કાઈ ભાગી નાંખીને અને યંત્રને કામ નહી કરી શકે એવુ બનાવી દઇને કરે છે પોતાના કામમા રસ લેનાર અને પોતાની ફરજ સમજનાર કારીગર તો ભાગ્યેજ મળે છે આ મુશ્કેલીનો નીકાલ તો એકજ રીતે થઇ શકે અને તે એ કે ખેડુત જાતે કામ શીખી લે અગર પોતાના સગાં સબંધી કે આશ્રીત વર્ગમાથી કોઇને શીખવે અને કામ લે આમ કરવુ સામાન્ય રીતે, ધારવામાં આવે છે એટલુ મુશ્કેલ નથી એવા જમીનદારો પણ મારી જાણમાં છે કે જે કારીગરની મદદ વગર પોતાનું કામ કરી લે છે, વળી આપણા શીક્ષીત ભણેલા યુવકો બેકાર અવસ્થામાં રખડવાને બદલે શારીરીક શ્રમની મહતા સમજતા થાય અને ખેતીના કામમા પોતાનુ જીવન ગાળવાનુ શરૂ કરે તો તેઓ પોતાની જાતનેજ ફાયદો કરી શકે એટલું'જ નહીં પણ આપણા દેશનો અતીશય અગત્યનો ખેતીવાડીનો અતીશય મહત્વના પ્રશ્નનો જલદીથી ઉકેલ લાવવામા મદદરૂપ થાય. આપણા યુવકોમાં બળ છે, બુધ્ધી છે, હૃદય છે, પણ ગમે તે કારણોને લઇને ખોટુ શરમાળપણું, અહંભાવ અને આળસે પગ પેસારો કર્યો છે આપણા શીક્ષીત યુવકો એમનામા રહેલા કુદરતી ગુણો કેળવે અને દુર્ગુણો દુર કરવાનો પ્રયત્ન કરે અને ખેતીવાડી તરફ પોતાનુ ચીત પરોવે તો દેશનુ ભાવી ઉજ્જવળ છે એ વધુ પડતુ નથી કઇંક વાગ્યાતર થયો.

ટ્રેક્ટર જેવું સઘળું સાચાકામ ખરીદતા પહેલાં તેના જુદા જુદા ભાગો (સ્પેર્સ) તરત મળે છે કે કેમ તેની પુરતી તપાસ ખરીદનારે કરી લેવી જોઇએ કારણ સારામાં સારો અને મજબુતમાં મજબુત સાચાનો ભાગ કયે વખતે ભાગશે તે કહી ન શકાય અને અમુક ભાગ ભાંગ્યો અને તે ન મળ્યો તો કામને ભારે નુકશાન થાય એ દેખીતું છે થોડાં વરસ અગાઉ ટ્રેક્ટરના નાના ભાગો (સ્પેર્સ) એકદમ મળી શકતા ન હતા પણ હવે તો લગભગ બધાજ ટ્રેક્ટર એજંટો તે રાખે છે

અહીંના ખેડુતોનો મોટો ભાગ આવી ટ્રેક્ટર જેવા કીંમતી સાધનો ખરીદી શકે એવી સ્થીતીમાં હોતો નથી. હીંદુસ્થાનમાં ટ્રેક્ટરનો બહોળો ઉપયોગ થાય એમ ઇચ્છતા હોઇએ તો 'સહકારી' ધોરણપર, ઘણા ખેડુતોએ મળીને એક એવું સાધન ખરીદ કરવું જોઇએ અગર સાહસીક ગૃહસ્થો એવું યંત્ર ખરીદ કરે અને ભાડે ફેરવે તો પણ ચાલી શકે. માત્ર યંત્રને માટે આખું વરસનું કામ શોધી કઢાવવું.

અહીં ટ્રેક્ટરો બહોળા ઉપયોગમાં નથી આવી શકતા તેનું એક બીજું અગત્યનું કારણ તેનો ખરચ વીશેષ હોય છે તે છે હાલ પેટ્રોલ તથા ગ્યાસ તેલથી ચાલતા ટ્રેક્ટરનો ખરચ, ઘસારો, વ્યાજ, મજુરી, ભાંગતુટ વીગેરે સાથે ગણતાં અતીશય છે આનો નીકાલ સારી જાતના ક્રુડ ઓઇલ ટ્રેક્ટરો કે જેનો ખરચ પ્રમાણમાં ઓછો હોય છે તેનો ઉપયોગ કરવાથી થઇ શકે.

પંજાબના 'એગ્રીકલચરલ' ઇજનેરે પોતાની એક નોંધમાં જણાવ્યું છે કે બળદ વડે ખેડાણ કરવા જોઇના હળ કરતા ટ્રેક્ટરથી ખેડાણ કરવા માટે જુદા પ્રકારના હળની આવશ્યકતા છે એમ હમણાંજ પશ્ચિમમાં જણાયું છે એવીજ રીતે જે હળો પશ્ચિમમાં અનુકુળ જણાયાં છે તે હીંદુસ્થાનમાં પ્રતીકુળ માલમ પડે એ સંભવીત છે અર્થાત અહીંની જમીનને અનુકુળ હથીઆર અનુભવ અને પ્રયોગથી શોધી શકાય. કોઇ એકલ દોકલ ખેડુતથી કે કોઇ ટ્રેક્ટર એજંટથી આ કામ થવાનું નથી આ સવાલ સરકારે ખેડુતો તરફથી ઉપાડી લેવો જોઇતો હતો સરકારે મત્ર થોડીક જાતોના ટ્રેક્ટરોના પ્રયોગોના ખેલ બતાવી રમત કરી છે અને એમ કરી ખેડુતો અને ટ્રેક્ટરોના હુન્નરને નુકશાનજ પહોંચાડ્યું છે એમ કહેવામાં જરાએ અતીશયોક્તી નહીં કહેવાય.



કોઇ પણ નમુનાનાં કીટીનો ભાગ શોધવા માટે મીલોમા મોટે ભાગે મોટા જથામાં રૂ કાર્ડમા મોકલવામા આવે છે કારણ કે તેમ નહી થાય તો નાના નમુનામા કીટીનો અંશ વધારે પડતો માલમ પડે છે અને બરોબર પ્રમાણ મળી શકતુ નથી. આવી વસ્તુસ્થીતી હોઇને ઇંડીયન સેંટ્રલ કૉટન કમીટીએ જે જે પરીણામ પ્રગટ કરયા છે તે ઉપર આધાર રાખવો આવશ્યક છે આ પ્રમાણે જો ખેડુતો નમુનાઓ તપાસાવી, રૂની જાત જાણતા થશે તો વાવેતર પણ સારા કરી શકશે તેમજ પોતાની પેદાશ પણ સારા ભાવે વેચી શકશે અને નફો મેળવી શકશે આ બાબત ખાસ ખેડુતોએ ધ્યાનમા લેવા જેવી છે.

# ખેતીનો ઉદ્ધાર શી રીતે થાય?

### જમીનનો ઘટતો જતો કસ.

#### ખાતરની સગવડતાની જરૂર.

ખેતી, એ જ્યારથી આદમની હયાતી આ દુનીયા ઉપર શરૂ થઇ ત્યારથી માણસ જાતીનો મુખ્ય ધંધો ગણાય છે ખેતી જ આબાદાની જમીન ઉપર આધાર રાખે છે અને જો જમીન રંગીન અને તંદુરસ્ત હોય તો પેદાશ ઉત્તમ પ્રકારની થવાનો સંભવ રહે છે જે માણસને જમીન ઉપર પ્રેમ હોય, જમીનમા અનેક પ્રકારના અખતરા કરે, જમીનથી ડરે નહી શરમાય નહી તે મનુષ્ય જમીનમાંથી જોઇએ તેવા ઉપયોગ પેદા કરી શકે છે અફસોસ સાથે લખવુ પડે છે કે હીંદમા જમીન માટે માન નથી પ્રેમ નથી તેથીજ જમીન માટે વગડે ન પણીરાની ઉજડ પડી રહે છે અને ફળદ્રુપ થતી નથી પશ્ચીમના આદંસીક અનુભવથી શુ હીંદીઓ જમીનનો સદુપયોગ કરતા નહી શીખે? હાલની પરીસ્થીતીની સમાલોચના કરતાં લાગે છે કે થોડા વખતમા હીંદની જમીનો પણ માલીની દશા ભોગવશે જમીનમાથી કસ ધીમે ધીમે ઓછો થતો જાય છે તેથી હવે જમીન જેવી ફળદ્રુપ ગણાતી હતી તેવી રહી નથી. શુ આવી સ્થીતી રાખવા હીંદીઓ તઇયાર છે? શું તેઓ પોતાની ઉન્નતી કરવા નારાજ છે? જેમ જેમ જમીનમાંથી કસ ઓછો થતો જાય છે તેમ તેમ નીર્જીવ અને પ્રતીકુળ વસ્તુઓનો વધારો જમીનમાં થાય છે જેને લીધે કસ ઘટે છે કેટલાક ખેડુતો શા માટે પેદાશ વધારે કરે છે તેની તપાસ થઇ હતી તો માલમ

પરંતુ કે ખાતર વધારે પ્રમાણમા વાપરે છે જો ખાતર વધારે અને ઉત્તમ પ્રકારનું વાપરવામા આવે તો તેથી જમીનનો કસ સુધરે છે એટલુંજ નહીં પણ પેદાશ પણ વધે છે. હાલની ખેડુતોની મનોદશા જમીનમાંથી કસ લેવાનો અને તેને બદલે ખાતર વીગેરે નાખીને કસ પુરો કરવાનો હોતો નથી તેથી જમીન દીવસે દીવસે કસ કમતી થાય છે

આથી ખાતર ખાસ દર વરસે સારૂ નાખવું જોઈએ જેથી જમીનનો કસ ટકી રહે અને તે મેળવવા માટે ખેડુતોને ઉધાર નાણા ધીરવાની સગવડ સહકારી ધત પેઢીઓ મારફત જો થ.ય તો ખેડુતોની, ખેતીની અને દેશની ઉન્નતી થવાનો સંભવ રહે છે



## મુંબઈ ઈલાકાનો પાક.

—********—

### ઘઉંની ઓછી પેદાશ.

### શેરડી અને ઘઉનો પાક

મુંબઈ ઈલાકામાં ખેતી ખાતા તરફથી તા ૨૮ મી જાનેવારી ૧૯૨૮ ને રોજ ઇલાકાની શેરડી અને ઘઉના પાકનો નીચલો રીપોર્ટ પ્રગટ કરવામા આવ્યો છે.—

#### શેરડી

તા ૨૦ મી જાનેવારી ૧૯૨૮ ના દીવસ સુધીની આંકડી મુજબ આખા મુંબઈ ઇલાકા મધે (સીંધ સીવા) ૧૦૭૦૦૦ એકરના વીસ્તારમાં શેરડીના પાકની વાવણી થઇ હતી ગુજરાત અને કરનાટકના વીસ્તારમા થોડોક ઘટાડો થયો હતો કે જે થોડેક ભાગે ગોળના ગગડી ગયેલા ભાવને આભારી છે, જ્યારે દખણ અને કોકનમા વીસ્તારમા વધારો થયો હતો સીધગા વીસ્તાર લગભગ સ્થીર રહયો હતો,

#### મોસમ

ગુજરાતમા ભરૂચની ઉત્તરે પાકને નુકશાન પહોચ્યુ હતુ કે જે રેલ અને તોફાનને આભારી હતુ આ નુકશાન લગભગ ૨૫ ટકા જેટલુ થયુ હતુ આ સીવાય સામટ્ટ રીતે જોતા પાક સારો ગોને ઉતરેલો દેખાય છે દખણમા

કનાટકના વીસ્તારોમા પાક સંતોષકારક રીતે આગળ વધ્યો છે જ્યારે એ ભાગના બીજા ભાગોમા પણ સારો ઉગ્યો છે - કરનાટકમા પાક સારો ઉગ્યો હતો. સીવાય કે પુર્વના વીસ્તારોમા કે જ્યા શરૂઆતની વરસાદની ગેરહાજરી અથવા અછતને સબબે પાકને નુકશાન પહોંચ્યુ હતું પરંતુથી સપ્ટેમ્બરની આખરીએ તેમજ ઓકટોબર અને નવેમ્બર માસોમા સામાન્ય અને સારો વરસાદ પડવાને સબબે પાક પાછળથી ઘણી સારી રીતે સુધર્યો હતો. કોકનમા સામટી રીતે લેતા પાક સારી રીતે આગળ વધ્યો હતો સીંધમા પાક સામટી રીતે લેતા ઠીક આગળ વધ્યો છે–જો કે કેટલેક ઠેકાણે પાકને જંતુઓથી ભારે નુકશાન પહોંચ્યુ હતુ

પાકની ઉતર—ગુજરાત મધ્યે પાક સરેરાશના ૮૦ થી ૮૫ ટકા ઉતરવાની વકી રખાય છે, દક્ષીણમા કનાટકના વીસ્તારો મધ્યેનો પાક સરેરાશ ઉતરવાની વકી છે જ્યારે બીજા ભાગો મધ્યે ૭૫ થી ૯૦ ટકા ઉતરવાની વકી રાખવામા આવે છે કરનાટકમા સરેરાશના ૭૦ થી ૮૫ ટકા જેટલો જ્યારે કોકનમા પાક ૮૫ ઉતરવાની વકી છે સીંધ મધ્યે સરેરાશના ૭૫ ટકા જેટલો પાક ઉતરશે એમ ધારવામાં આવે છે.

ગોળની ઉપજ—આખા મુંબઈ ઇલાકા (સીંધ સુધ્ધા) ના પાકમાંથી ગોળની ઉપજ અનુમાને ૨૯૮૦૦૦ ટન થઇ હતી.

ઘઉં

અત્યાર સુધીના રીપોર્ટમા જણાવવામા આવ્યા મુજબ સીંધ સુધીના મુંબઇ ઇલાકામા જુમલે ૧૮૨૨૦૦૦ એકરના વીસ્તારમા ઘઉંની વાવણી કરવામા આવી હતી ઇલાકામા વાવણીને માટેના યોગ્ય વરસાદનો લઇને વીસ્તારમા સામાન્ય રીતે વધારો થયો હતો, જ્યારે સીંધમા નદીના પાણી જલદીથી ઓસરી જવાથી વીસ્તારમા ઘટાડો થયો હતો. વાવણી ઓકટોબરમાં શરૂ કરવામાં આવી હતી જે નવેમ્બરની આખર સુધી ચાલુ રાખવામાં આવી હતી



સ્પાઇકલેટ ઓછા હોય છે ત્યારે સામાન્ય પુમા જાતમા એ વધારે પ્રમાણમા દેખાય છે કઠી ૪ ઇંચથી ૪ $\frac{1}{2}$ ઇંચ સુધી લાંબી હોય છે સ્પાઇકલેટ ૧૯ થી ૨૧ હોય છે જ્યારે સામાન્ય ગોહીયામા કંઠી ૩ $\frac{1}{2}$ ઇંચથી ૪ $\frac{1}{2}$ ઇંચ સુધીની હોય છે સ્પાઇકલેટ ૧૭ થી ૧૯ હોય છે સામાન્ય ગોહીવાના છોડને પાછલી ફુટ વધુ હોય છે જેથી કઠી નાની હોય છે અને તેમા નીચલા ભાગમાં ઓછા પ્રમાણમા દાણા ભરાયલા હોય છે, પસદ કરેલી જાતમા દર વરસે પસંદગી કરવી પડે છે ઉપલા છોડને સને ૧૯૨૫-૨૬ની સાલમા ૧ $\frac{1}{4}$ ગુઠા ના ક્ષેત્રમા વાવી જોયો ત્યારે તેનો પાક વધુ થયો સને ૧૯૨૬-૨૭ ની સાલમા પણ વધુ બહોળા ક્ષેત્ર પર વાવ્યો ત્યારે પણ પાક વધુ થયો. જે નીચેના કોષ્ટકથી જણાશે (આ જમીનમા ત્રણ વખત પાણી પાયુ હતુ) પીયતથી કરેલા અને ફુદકાથી વાવેલા ઉપલા ઘઉંમા પાક એક સરખો અને કઠી ઘણે ખરે ભાગે લાંબી છે

| વરસ. | એકરે થયેલો પાક રતલમાં. | |
|---|---|---|
| | પસદ કરેલા છોડના બીના વાવેતરમાથી | સામાન્ય ગોહીઆ ઘઉંના વાવેતરમાંથી |
| ૧૯૨૫-૨૬ | ૧૬૩૨ | ૧૩૭૮ |
| ૧૯૨૬-૨૭ | ૧૩૯૨ | ૧૨૦૦ |

ઉપરથી જણાશે કે બીની પસદગીથી વધુ પાક આવે છે અને સામાન્ય ગોહીયા ઘઉંમા પસદગી કરી હોય તો ઉપર પ્રમાણેની એક સરખી જાત મળી આવે છે

વળી બીન પીયતવાળી જમીનમાં નવેમ્બરની શરૂઆતમાં વાવેતર કર્યું હોય તો સામાન્ય ગોહીયા ઘઉં સારા થાય છે ભુરી જમીનમા દાહોદ ફારમ પર એક એકરે ૧૪૦૦ થી ૧૭૦૦ રતલ સુધીનો પાક ઘયેલો છે આમલેસાલ ચણાનુ વાવેતર હોય તેવી જમીનમાં તેમજ શણના પડવાશવાળા ખેતરમાં તેમજ આગલી સાલ છાણીયુ ખાતર ૨૦ ગાડાં તથા દીવેલીનો ખોળ ૪૦૦ રતલ આપ્યો હોય તેવી જમીનમા આ ઘઉં ઘણા સારા થાય છે. ફેરાટમા, ઉધાઈ તેમજ સુકાવાના રોગથી આ જાતમા થોડુ નુકશાન થાય છે ખગાસીઓ જરૂર નથી ગોહીઆ ઘઉંનુ બી દાહોદ ફારમ પરથી મળી શકશે.

# ખેડુતોએ નવરાશનો વખત કેમ ગાળવો?

યાને

# શેતરંજીની બનાવટ.

—********—

(લેખક—વાઘેલ માધવભાઇ છીતાભાઇ વીવીંગ માસ્તર)
સરકારી ખેતીવાડી સ્કુલ—ગોધરા.

આપણા દેશમા લગભગ ૮૦ ટકા જેટલી વસ્તીનો ભાગ પોતાનો નિર્વાહ ખેતી ઉપર કરે છે, અને ખેતી તે દેશનો મુખ્ય ધંધો છે તે દરેક માણસની ધ્યાનમા હશેજ ખેતીનો ધંધો ઘણોજ ગહન છે, અને મારા ધારવા પ્રમાણે આ અતિ ઉત્તમ ધંધામા ભાગ્યેજ કોઇપણ માણસ દરેક રીતે નિપુણ હશે. સાધારણ રીતે એવુ માનવામા આવે છે કે—દરેક ખેડુતના જ્ઞાનમા દરેક વર્ષ અનુભવથી કંઇક વધારો થાય છે ખેતીના જ્ઞાનમાં ખેડુત ભાઇને શાસ્ત્રીય જ્ઞાન તરફ વધુ લક્ષ ખેંચવાની ખાસ જરૂર છે શાસ્ત્રીય જ્ઞાનથી કયુ કામ શા માટે અને કેવી રીતે કરવું જોઇએ તેનો ખ્યાલ આવી શકે છે અને આવો ખ્યાલ પોતાના મગજમા હરહુમેશ રહેવાથી કંઇકને કંઈ સુધારાની દ્રષ્ટિએ ખેતી વિશેષ ફાયદાકારક રીતે કરવાના વિચારો ખેડુતના મનમાં ગુમ્યા કરે છે જેના પરિણામે આર્થિક સ્થિતિ સુધરી શકે છે મારો લેખ લખવાનો ઉદ્દેશ ખેતીના ધંધાની સાથેજ નવરાશનો વખત ગાળવા સંબંધી હોવાથી આ દીશામા વધુ વિવેચન નહિ કરતાં મારા મુળ વિષય ઉપર આવવા સુજ્ઞ વાચક વર્ગનુ ધ્યાન ખેંચવા પ્રયત્ન કરીશ.

ખેતીના ધંધામાં ખેડુતને બારે માસ કામ હોય તેવુ માનનાર ભાગ્યેજ કોઇપણ નીકળી આવશે સાધારણ રીતે ગુજરાતીમા કહેવત છે કે "વખત અમુલ્ય છે." આનો અર્થ એવો થાય છે કે વખતની કિંમતજ નથી એટલે કે જેટલી કિંમત કરીયે તેટલી ઓછીજ છે માટે આપણને મળેલો વખત હર કોઇ ઉદ્યોગમાજ ગાળીયે અને નકામો ન જવા દઇએ તોજ આર્થિક સ્થિતિ વિશેષ સુધરી શકે ખેડુતે નવરાશનો વખત કેવી રીતે ગાળવો અને પેટા ધંધા તરીકે કયો ધંધો ફાયદાકારક રીતે કરી શકે તે પર હાલમા મોટા વિદ્વાન લોકો વિચાર કરી રહ્યા છે અને પ્રથમ દ્રષ્ટિએ હાલ તુરત શાહુ વણાટ કામ ખેડુતને નવરાશના વખતમાં કરવુ જોઇએ. એ હેતુથી સદર સ્કુલમા ખેતીના શિક્ષણ ઉપરાંત આ દીશામાં સંગીન કામ શીખવાડવા નામદાર સરકારે

પ્રયાસ કર્યો છે તે સ્તુતિપાત્ર છે, અને તેને ઘણીજ સાદી રીતે વધુ પ્રગતિ કર્યો સીવાય એ ૧૨ જી, પાટી, એ ફાલ નાના નાના રૂમાલ તેમજ ખાદી વસ્ત્રાનું કામ એના વિદ્યાર્થીઓ શીખે છે તેથી ગામડાંના તે પોતાની આર્થિક સ્થિતિ વધુ સુધરી શકશે તેના જરા પણ શક નથી

આપણા દેશમાં ઘણાખરા ખેડુતો ગરીબી હાલતમાં માલમ પડે છે તેના ઘણા કારણો હોય છે, તે બધાની સાથે આપણે અત્યારે સંબંધ નથી આપણે તેમાંથી ફક્ત એકજ લઈએ અને તે એ કે-" નવરાશના વખતનો ગેર ઉપયોગ" વખત એ કેટલો કિંમતી છે તેને નકામો જવા દેવો નહિ બીજાઓ તેનો કેવો ઉપયોગ કરે છે આપણે તેનો યોગ્ય ઉપયોગ શી રીતે કરી શકીએ એ આપણો અત્રે ખાસ અગત્યનો વિષય છે ઘણું કરી આપણે બધા વખતની ખરી કિંમત જાણતાજ નથી આપણે જોઈએ છીએ કે આપણી અત્યાર સુધીની જીંદગીમાં કેટલાએ માણસો ચાલતા ગયા, આપણા સ્નેહી, આપ્તજનો વીગેરે ગયા અને આપણે પણ જવાનું છે તો આપણે આપણી પાછળ આપણી ચારી વણુ કંઈ કરવી નામ મુકી જઈએ તેના કરતા યશસ્વી કીર્તિવંત નામ રાખી જઈએ એ માટે આપણે જરૂર કાંઈક વિચાર કરવોજ જોઈએ

આપણા ખેડુતોને ખેતીના કામ કર્યા બાદ ઘણો ખરો વખત નવરાશનો મળે છે આવા નવરાશના કિંમતી વખતનો આપણે કેવો ગેર ઉપયોગ કરીએ છીએ આપણે પાંચ દશ ખેડુતો એકઠા મળી કંઈ કંઈ ખરા ખોટા ગપ્પા મારીએ છીએ તેથી કેટલીક વખત તકરારો થવાનો પણ સંભવ રહે છે એ બધાનું કારણ જોવા જઈશું તો ખાસ કારણ 'વખતનો ગેર ઉપયોગ" એજ નીકળશે આ રીતે આપણે અમુલ્ય વખત નકામો ગુમાવીએ છીએ અને તેથી આપણને પાછળના ઘડપણના વખતમાં કેટલીકવાર નાણાંની કેટલી બધી તંગાશ વેઠવી પડે છે? તો આપણે પ્રથમથીજ કાંઇક આર્થિક ઉપજ થાય એવો હુન્નર શીખી લઇ નવરાશનો વખત નકામો ન ગુમાવતા એવા હુન્નરોમાં ગાળીએ તો આપણને આર્થિક લાભ પણ થાય અને લોકોની નિંદા કરવા આદિકથી પરંતુ પણ પરમાત્માના ગુન્હેગાર થતા બચીએ

હવે આપણે એવો કયો હુન્નર શીખી લઈએ કે જેથી નવરાશનો વખત અનુકુળ પડે અને આર્થિક લાભ થાય એ માટે ઘણા હુન્નરો છે તેમાંથી હું અત્યાર આપ સર્વ વાચક વર્ગ સમક્ષ કે જે જણાવેલો સરળ અને સાદો તેમજ થોડા ખર્ચમાં થઈ શકે તેવો હુન્નર આપીશ અને તે એ કે "ચેતરજી અને તેની બનાવટ"

## શેતરંજીની વનાવટ

શેતરંજી માટે ચાર પ્રકારની જમીન હશેતો ચાલશે (૧) માટી વાળી (૨) ઇટોવાળી (૩) પત્થરવાળી (૪) લાકડાવાળી, એ બધામાં સહુથી સરસ અને ઉતમ માટીવાળી જમીન જમીનની લંબાઇ પહોળાઇ શેતરંજીની લંબાઇ પહોળાઇ કરતા અનુક્રમે ત્રણ અને બે વાર વધુ જોઇએ જમીન સપાટ અને સ્વચ્છ હોવી જોઇએ

શેતરંજી માટે નીચેના સાધનોની જરૂર પડે છે.

(૧) મજબુત લાકડાના ખીલા નગ ૪ દરેકની લંબાઇ ૩ ફુટ અને જાડાઇના ફુટ (ડામર લગાડેલા)

(૨) લાકડાના ધોકા નગ બે જેની લંબાઇ શેતરંજીની પહોળાઇ કરતાં ૧ ફુટ વધારે અને જાડાઇ ૩ ઇંચ

(૩) લાકડાના ધોકા નગ બે લંબાઇ ૧॥ ફુટ અને જાડાઇ ૨ ઇંચ

(૪) કપાસની અગર શણ સુતરની મજબુત દોરી નગ બે જેની લંબાઇ ૪ વારની

(૫) વાંસની મજબુત ગોળ સુંવાળી લાકડીઓ નંગ ૨ જેની લંબાઇ શેતરંજીની પહોળાઇ કરતા ૧ ફુટ વધારે એના બન્ને છેડે થોડા થોડા ખાચા પાડવા.

(૬) લાકડાના ભાકડા નગ ૨ લંબાઇ ૧॥ ફુટ અને પહોળાઇ ૧॥ થી ૨ ઇંચની એની એક બાજુ સપાટ અને લીસી અને બીજી બાજુ ગોળ એને બન્ને છેડે ૦॥ ૦॥ ઇંચના ખાડા જોઇએ

(૭) ભાંકડા બાંધવા માટે સુતરની દોરી વાર ૩ ની લંબાઇની.

(૮) લાકડાની ઘોડી નગ ૧ ૦॥ વાર ઉંચાઇની વધુ ઉંચાઇ હશે તો ચાલશે તે માટે ભાકડા બાંધવાની દોરી વધુ જોઇએ ઘોડીને બદલે ફાનસ પણ ચાલી શકે

(૯) લાકડાની પટી નંગ ૨ એની લંબાઇ શેતરંજીની પહોળાઇ કરતાં પોણા ભાગની એને એક બાજુ બે અણીયારી ખીલી ચુકો અને બીજી બાજુએ એક એક કાણું પાડવુ જોઇએ. પહોળાઇ ૧ ઇંચ જાડાઇ ૦॥ ઇંચ.

(૧૦) લાકડાની પાટલી નગ ૧ લંબાઇ ૨૦॥ ઇંચ પહોળાઇ ૭ ઇંચ એનો ઘાટ દાંતનો શણગો અને ત્યાંથી જેટલા થર થાય તેને એક છેડે ૧ કાણું પાડવું.

(૧૧) લાકડાનો શેચો નંગ ૧ લંબાઇ ૧ ફુટ જાડાઇ ટચલી આંગળી જેટલી એક બાજુ ગોળ ઢોળાવપર જે બાજુ ઢોળાવ આવે ત્યાં કણુ પાડવુ

(૧૨) રેટીયો નંગ ૧ ફાળકો નંગ ૧

(૧૩) પંજો—એની આગળી લંબાઇ ૧૦ ઇંચ લોઢાના પાટાની લંબાઇ ૨ાા ઇંચ એવા સાત પાટા, પાટા જ્યાંથી શરૂ થાય ત્યા પહોળાઇ ૧ાા ઇંચ અને છેવટપર ઢોળાવ કરવો અણીવાળા કરવા.

આટલાં ઉપર મુજબના ૧૩ સાધનો તઇયાર કર્યા બાદ હવે આપણે સુતર કેવું હેવુ જોઇએ તે જો-એ શેતરંજી માટે જાડુ સુતર ચાલી શકે ૩ થી ૨૦ નંબર સુધીનુ સુતર લઇ શકાય સામાન્ય રીતે ૪ થી ૭ નંબરનુ સુતર લઇએ એમાં ફાયદો પડે છે પીંસુ સુતર કરતા કરડુ (વધારે વળવાળુ) હેવું સારૂ છે ૪ નંબરના સુતરના ચાર તાર લઇ તેના દડા બનાવવા દડામા બધા તાર સરખા આવે એ ખાસ સભાળ રાખવી પછી તે દડાને પાણીમા પલાળીને તેને રેટીયા ઉપર ઉલટી માળ (માળને વચમાં આટી આવે) બાંધી વળ ચઢાવવો એ વળ આપવામા ઓછો વળ ન અપાય એ ખાસ સભાળ રાખવી વધારે વળ હશે તો ચાલશે પણ ઓછો વળ ન ચાલે વળ આપ્યા બાદ તે સુતરને ત્રાક ઉપરથી ફાળકા ઉપર ઉતારી લઇ તડકે શુકવવું અને પછી સુકાયા બાદ ફરી દડા બનાવી લેવા ભીના મડી ગયેલા દડા નહિ ચાલે અને ભીના નહિ પડે એટલા માટેજ વળ દીધેલા સુતરને તડકે સુકવવુ ભીના પડેલા દડાને જો તણો કરવા માટે લઇશુ તો તે તાર વધારે તુટશે અને તેથી ગાંઠે આવશે એટલે વણાટ ખરાબ આવશે, માટે તાણામા જેટલી ગાંઠો ઓછી એટલોજ વણાટ સારો. માટે દડામા ખાસ કાળજી રાખવી શેતરંજીની સફાઇનો આધાર દડાના વળ ઉપર અને તેના સુકાયા ઉપર છે

(અપુર્ણ.)



# બીની પસંદગીથી તુલનો સુધારો.

—********—

કહેવાની જરૂર નથી કે હિંદુસ્થાનની જમીનમાંથી જેટલો પાક આપણા રૂષિ મુનીયો લેતા હતા તેટલો પાક મુસલમાનો અને છેલ્લા રજપુત રાજપુત રાજાઓના વખતમા સાંભળ્યા પ્રમાણે મળી શકતો ન હતો અને જેટલો પાક મુસલમાન રાજ્ય કર્તાઓના વખતમાં નિપજતો તેથી હાલમા ઘણે જ ઓછો નિપજે છે એ તો નિર્વિવાદ છે આ સ્થિતિ નિચલા સંજોગોને કેટલેક અંશે આભારી ગણી શકાય.

(૧) હલકી જમીનનું ખેડાણ

(૨) જમીનનું ઉતરી જવુ

(૩) ઢોરની સંખ્યામા ઘટાડો.

(૪) રૂતુની અનિયમીતતા

(૫) જંગલ ઓછા થવાથી રોગ તથા જીવજંતુના ઉપદ્રવમાં વધારો.

(૬) ખેડુતની અજ્ઞાનતા.

આ સ્થીતિમા તુલના સુધારા વિષે કંઇક જાણવુ ઉપયોગી થઇ પડશે એ તો કહેવાની જરૂર નથી કે પાક સારો અને વધુ પ્રમાણમા પકવવા માટે ખેડ, ખાતર અને પાણીની ખાસ જરૂર છે પરંતુ એક ચોથી બાબત બીની પસંદગી પણ એટલીજ અગત્યની છે આ રૂઢીને આપણા પિતૃઓ અમલમા મુકતા હતા અને હજી પણ કેટલાક ભાગોમાં રડયા ખડયા ખેડુતો આ રિવાજ ને ચાલુ રાખી રહયા છે આવા સંજોગોમાં આપણે આપણી જમીનમાંથી વધુ પાક કયે રસ્તે મેળવવો યા મેળવવા માટે શું ઉપાયો યોજવા એ સવાલ ઉપસ્થિત થાય છે

આ સ્થિતિ સુધારવાના કેટલાક ઉપાયો નીચેના ગણાય.

(૧) બીની પસંદગી

(૨) ખેડમા સુધારો.

(૩) પુરતું ખાતર અને પાણી

(૪) રોગ તથા જીવજંતુના ઉપદ્રવને નાશ કરવાના ઉપાયો યોજવા.

(૫) ખેતીનુ જ્ઞાન.

પરંતુ અહીં આપણે બીજી બાબતો છોડી દઈ બીની પસંદગી વિષેજ ટુંકાણમા વિવેચન કરીશુ

બીની પસંદગી દરેકે દરેક ખેડુતે વધુ પ્રમાણમા નહી તો પોતાની જરૂરીઆત પુરતુ બી મેળવવા પણ કરવી જોઇએ. પસંદગી કરવાની જુદી જુદી રીત હોય છે કાયમના સુધારા માટે જે રીત અમલમા મુકાય છે તે સાધારણ ખેડુત કદાચ ગ્રહણ કરી શકે નહી, પણ સાધારણ રીતે સારૂ બી મેળવવાની કેટલીક રીતો સહેલી છે કે જેને સાધારણ ખેડુત પણ ગ્રહણ કરી શકે અને અમલમા મુકી શકે

એટલુ તો યાદ રાખવુ જોઇએ કે વનસ્પતીમાં પણ પ્રાણીની માફક "બાપ તેવા બેટા" નુ સુત્ર નિસંદેહ યથાર્થ છે અને તેથી જેવુ વવાય તેવુ જ ઉગાય જો આપણે અમુક જાતની રચનાને ગુણ (જે ગુણ સાધારણ રીતે તે જાતમા સ્થાયી હોય) વાળો છોડ તથા તેના કણસલા ઉંબીમાથી બી વાવીએ તો સાધારણ રીતે અનુકુળ ઋતુમા તે બીમાથી તેવીજ જાતના છોડ ઉંબી વિગેરે પેદા થશે કેટલાક કુલોમાં એક છોડનો પુંકેશર બીજા છોડના સ્ત્રી કેશર ઉપર સહેલાઇથી જઈ શકેછે આવા છોડનાં બી બીજે વર્ષે કેવી જાતના છોડ અને બીને જન્મ આપશે એ આગળથી કહી શકાય નહીં, કારણ કે આપણને તેના મા બાપના ગુણ દોષની કંઇ માહીતી હોતી નથી એટલે જો આપણે દર વર્ષે પસંદ કરેલુ બી વાવીએ તો સારા છોડના સ્ત્રી અને પુંકેશરનો મેળાપ થશે અને દર વર્ષે આવુજ બી પાકશે અને પરીણામે ગુણનો સુધારો અને પાકનો વધારો થશે આને માટે સાધારણ ખેડુત એક ખેતરમાં યા ખેતરના એક ભાગમા પસંદ કરેલુ બી વાવે તો કેટલેક અંશે ખરાબ છોડના પુંકેશરને પસંદ કરેલા ભાગમા આવતા અટકાવી શકાય

ખાસ ધ્યાનમા રાખવાની વાત એ છે કે ઉપર ક્રમથી એકજ ગુણવાળા છોડના બી ભિન્ન ગુણવાળા છોડ ઉત્પન્ન કરે છે, અને કોઇ એક વાર એવુ પણ બને છે કે સમાન સંજોગો છતાં નમાલા છોડનુ બી સારા છોડ કરતાં પણ વધુ પાક આપતા જણાય છે પરંતુ જો દર વર્ષે સારૂ, વધુ બી આપનાર અને સુદ્રઢ છોડની પસંદગી કરવામા આવે તો ગુણને સુધારી શકાય

## પસંદગી કેમ કરવી?

શરૂઆતમાં સરળ રસ્તો તો એ છે કે સારી જાતનુ અને શુદ્ધ, કે જેની અંદર બહારના કે પ્રાકૃતિક મિશ્રણ થયુ નથી એવુજ બી લેવુ શુદ્ધ બી, માટે

ખાસ તપાસ કરવી અને જો પોતાને ગામ ન મળે તો બીજે ગામ જ્યાં મળતું હોય અને લાવી શકાય તેમ હોય તો તેવું શુદ્ધ બી લાવવું તેજ સારૂં. આ બાબતમાં જો ખેડુત ભાઈઓ જીલ્લાના મે. ખેતીવાડી ઓફીસરને વિનંતી કરશે તો પણ શુદ્ધ બી મેળવી આપવાને માટે તેઓ બનતો પ્રયાસ કરશે. હલકા કે મિશ્ર ગુણવાળા બી ઉપર મહેનત કરવી ઠીક નથી કારણ કે એમાં વધુ વખતનો ભોગ દેવો પડે છે ને ખેડુતને કંટાળો ઉપજે છે માટે જેટલા અંશે શુદ્ધ બીની પસંદગી શરૂ થાય તેટલાજ પ્રમાણમાં બી ને સુધારવાનો વખત ઓછો લાગે. બહાર ગામથી બી લાવતા પહેલા પોતાના ગામની જમીન તથા ઋતુ બહારના બીને અનુકુળ આવશે કે કેમ તેની ખાસ તપાસ કરી લેવી નહી તો મહેનત નિષ્ફળ પણ નીવડે. બી બાબત પછી સાધારણ ખેડુતને રીતે બતાવેલી રીત અમલમાં મુકવા જેવી ગણાય.

પોતાને જેટલા બીની જરૂર હોય તેટલો પાક પાકે એવડું એકાદ ખેતર જુદું રાખવું. તેમ રાખવાનો ઉદ્દેશ એજ કે આ ખેતરની અંદર ફક્ત પસંદ કરેલુંજ બી આવે, જેથી કરીને સારા બી અને પુકેશરનો સંયોગ થાય. આવું ખેતર આજ જાતના સુંદરી કુંડ અથવા જુદાજ વિભાગમાં રાખવું. અને ફુલ પાકતું હોય તે વખતે જે દિશામાં પવન વાતો હોય તે દિશામાં આજુબાજુના ફુલથી બની શકે તેટલી સંભાળ રાખી આ ભાગને પસંદ કરવો જેથી કરીને આ ખેતરમાં બીજા ખેતરોમાંથી પુકેશર ઓછું આવી શકે. જો કે છોડવા પાસેના છોડવાના પુકેશરથીજ ગર્ભિત થાય છે, પરંતુ ઉપર બતાવ્યા પ્રમાણે જો આગળથી સંભાળ રાખી હોય તો બહુ ડર રાખવા જેવું રહે નહીં. જે જમીનમાં આ બી વવાય તે જમીન સાધારણ રીતે બીજા ખેતરોમાં કે જેમાં આ બી વાવવાનું હોય તેવીજ હોવી જોઈએ.

જ્યારે ફુલ પછી બીંય ને દાણા પાકી ગયો હોય તે વખતે આ ખેતરમાં ફરી સારા મજબુત, અને સારી રીતે ફાલેલા ડુંડાવાળા કણસલા કે ઉંબીઓવાળા છોડ પસંદ કરવા. બધું નહીં તો આ ખેતર વાવવા માટે જેટલું બી જોઈએ તેટલા છોડ તો પસંદ કરવાજ, બરોબર પાકવા પછી આ છોડવાઓને જુદા કાપી લેવા અને સારા સુકાયા પછી ઝુડીને બી પણ જુદું રાખી મુકવું આ ખેતરમાંથી બાકીનું જે બી નીકળે તેને ખેડુતની બાકીની જમીન વાવવામાં સામાન્ય બી તરીકે ઉપયોગ કરવો.

પસંદ કરેલા બી ને બરોબર સુકાયા બાદ રાખ, લીંબડાના પાન વીગેરેની સાથે ભેળવી કોઠીની અંદર ભરી દેવું અને કોઠીને બરોબર ઢાંકણ દેવું. જેથી

બહારની હવા અંદર જઇ શકે નહી. કેટલીક જાતનાં બી બહુ નાજુક હોવાથી સળી જાય છે તો તેવા બીમા કાર્બન બાય સલ્ફાઇડ નામની દવા નાખી અથવા પારો મારી કાટો કઈ દેવો કે જેથી દાણા શેળવાની દહેશત ઓછી થાય છે.

બીજે વર્ષે આ પસંદ કરેલું બી પહેલા વર્ષની માફક જુદુ વાવવું અને પાકે ત્યારે ત્રીજા વર્ષમાં સામાન્ય બી તરીકે ઉપયોગ કરવો આ પ્રમાણે દર વરસે બી પસંદ કરવુ ને આવી રીતે આપણો દરેક ખેડુત ભાઇ પ્રતિવર્ષે બીની પસંદગી કરતો થઇ જાય તો પાકમા વધારો ને બીની જાતમાં ઘણો સુધારો થવાનો સંભવ છે.

નર્મદાશંકર જોશી. ( દાહોદ ફાર્મ )

# ખેતીવાડી ખાતું, મુંબાઇ

—********—

હસ્તપત્રિકા નં. ૯, ૧૯૨૭

—********—

## ગુજરાતમાં તમાકુના પાક માટે ઉપયોગી ખાતરો

તમાકુનુ વાવેતર જેમ વધતુ જાય છે તેમ છાણીયા ખાતરની તાણ વધુ પડતી જાય છે આથી છાણીયુ ખાતર થોડુ વપરાય ને તમાકુની જાત તેમજ પાક કમી ન થાય તેવા ઉપાયો ખોળી કાઢવાની ખાસ જરૂર પડી છે આનો સહુથી સહેલો ઉપાય શણનો પડવાસ હોય એમ જણાય છે તમાકુના વાવેતરની પદ્ધતિ આને માટે બહુ અનુકુલ માલમ પડી છે.

છાણીયુ ખાતર બીલકુલ ન વાપરતા એકલો શણનો પડવાસ કરી લેવાથી તેમાં તમાકુનો પાક તેમજ જાત કમી થાય છે તેથી તે રીત લાભદાયક નથી.

### છાણીયું ખાતર ને શણનો પડવાસ

પણ થોડું છાણીયુ ખાતર ને બાકીના છાણીયા ખાતરને બદલે શણનો પડવાસ ભાગ મિશ્રણ કરવાથી આ ખાતર ઘણુ લાભદાયક માલમ પડ્યું છે. આની અજમાયશ માટે એક ટુકડામા દર એકરે વીશ ગાડાના હીસાબે છાણીયું ખાતર ને તેમાં શણનો પડવાસ કર્યો. શણનો પડવાસ કરવાની રીત નીચે પ્રમાણે છે:—

વરસાદ વરસતાં દર એકરે દસ ગાડાં ખાતર જમીનમા નાખી તેમા દર એકરે ૧૦૦ રતલના હીસાબે શણ બીજ પુખરાં પછી જમીનને ઉસી આડી ખેડી સમાર દેવો. શણ બીજ સરસ ઉગી નીકળશે. તે તેને તારીખ ૧ લી ઓગસ્ટે લોખંડી હળથી ભાગી નાખવો. ને સમાર દેવો. દશ દીવસ પછી જમીનને તમાકુ વાડાની માફક ખેડ આપી તઇયાર કરવી. ને તમાકુની રોપણી વખતસર એટલે ઓગસ્ટના છેલ્લા ભાગમા કરની.

આ રીતથી નડીઆદ સરકારી ફારમ ઉપર નીચે પ્રમાણે ઉપજ આવી હતી —

દર એકરે તમાકુની નિપજ

| સાલ | | દર એકરે ૨૦ ગાડા છાણીયુ ખાતર. | દર એકરે ૧૦ ગાડાં છાણીયુ ખાતર- શણનો પડવાસ. |
|---|---|---|---|
| | | રતલ | રતલ |
| ૧૯૨૨-૨૩ | .... | ૯૭૫ | ૯૬૭ |
| ૧૯૨૩-૨૪ | .... | ૧,૨૭૨ | ૧,૨૮૩ |
| ૧૯૨૪-૨૫ | ... | ૧ ૪૯૮ | ૧,૫૫૭ |
| ૧૯૨૫-૨૬ | ... | ૧,૫૭૨ | ૧,૭૭૦ |
| ૧૯૨૬-૨૭ | ... | ૧,૩૪૯ | ૧,૩૩૪ |
| સરાસરી | .... | ૧,૩૭૩ | ૧,૩૦૧ |

ઉપરના કોષ્ટકથી જણાશે કે ફકત ૧૯૨૫-૨૬ ની સાલ શીવાય બીજાં બધાં વરસોમા બન્ને રીતથી લગભગ સરખી નીપજ આવી છે ૧૯૨૫-૨૬ ની સાલમાં ઓગસ્ટ માસમાં વરસાદ નહિ હોવાથી શણ બરોબર કોહી શકયો ન હોતો, તેથી પાક કમી થયો હતો. તમાકુની જાતમાં બન્ને રીતથી કઇપણ ફેર પડયો ન હોતો. આ રીતથી ખેડુત રૂપીઆ ૧૫ ના કમી ખર્ચે તેટલોજ નફો મેળવી શકે છે અને જો બીજી બધી અનુકુળતા હોય તો હાલ છે તેટલાજ છાણીઆ ખાતર વડે આ રીતથી તમાકુ વડે બમણુ ક્ષેત્રફળ વાવી શકાય.

છાણીઆ ખાતર ઉપરાંત દીવેલીના ખોળ નાંખવા બાબત

ચરોતરમાં તમાકુ એ મહત્વનુ ફુલ છે અને સારા ખેડુતો હમેશાં તે કરે છે તેથી જો કોઈપણ ઘટ ખાતર આપવાથી એકદરે ફાયદો પડતો હોય ને તે ખાતર તુરત, મળી શકે તેમ હોય તો તેનો ઉપયોગ ખેડુતો સહેલાઇથી કરી શકે, દીવેલીના ખોળ બન્ને ઉદ્દેશો પુરા પાડે છે

આ ખેળના ઉપયોગ માટે એક અખતરો નીચે પ્રમાણે કરવામાં આવ્યો હતો. એક ટુકડામાં દર એકરે ત્રીસ ગાડા છાણીયું ખાતર અને બીજા ટુકડામાં દર એકરે વીસ ગાડા છાણીયું ખાતર ને ૬૦૦ રતલ દીવેલીના ખોળનો ભુકો નાખવામાં આવ્યો હતો તેનું પરીણામ નીચે પ્રમાણે આવ્યું હતું—

દર એકરે તમાકુની નીપજ

| સાલ | | દર એકરે ૩૦ ગાડાં છાણીયું ખાતર | દર એકરે ૨૦ ગાડાં છાણીયું ખાતર+૬૦૦ |
|---|---|---|---|
| | | રતલ | રતલ |
| ૧૯૦૫-૦૬ | .... | ૨ ૨૯૮ | ૨,૪૫૭ |
| ૧૯૦૬-૦૭ | .... | ૧,૭૭૦ | ૧,૯૮૮ |
| ૧૯૦૭-૦૮ | .... | ૧,૧૦૨ | ૧,૬૭૧ |
| ૧૯૦૮-૦૯ | .... | ૧,૮૨૪ | ૨,૨૩૨ |
| ૧૯૧૦-૧૧ | .... | ૨,૧૪૬ | ૨,૩૨૮ |
| સરાસરી | .... | ૧,૮૨૮ | ૨,૧૩૫ |

આ કોઠા ઉપરથી જણાશે કે આ રીતથી ૩૦૭ રતલ તમાકુ વધુ પાકે છે હાલના ભાવે ખાતરનું વધુ ખર્ચ રૂ. ૧૦ થશે અને વધારાના તમાકુની કીમત રૂા ૫૦ થી ૬૦ થશે. ચરોતરના ખેડુતોમાં એવી માન્યતા છે કે દીવેલીના ખોળથી તમાકુની જાત બગડે છે પણ આ રીતથી પાકેલી તમાકુની જાતમાં કંઈપણ બીગાડ માલુમ પડયો નથી. કંઈક એવું માલુમ પડયું છે કે દીવેલીનો ખોળ છાણીઆ ખાતર વગર એકલો આપવાથી તમાકુનો રંગ સુધરે છે. બોરસદ તાલુકામાં આ રીત અજમાવી જોવામાં આવી હતી ને આ ખાતરથી પકવેલું તમાકુ નીપજમાં વધારે ઉતર્યું હતું અને તેની જાતમાં કંઈપણ બીગાડ માલુમ પડયો ન હોતો.

આ ખેળનો બીજો અખતરો નીચે પ્રમાણે કર્યો હતો. એક ટુકડામાં દર એકરે ૨૦ ગાડાં છાણીયું ખાતર નાખીને જમીન તઇયાર કરવામાં આવી. છેલ્લી ખેડ વખતે દીવેલીનો ખોળ દર એકરે ૨૨૪ રતલના હીસાબે નાખવામાં આવ્યો હતો, અને બીજા ટુકડામાં વીસ ગાડાં છાણીયું ખાતર એકલું નાખવામાં આવ્યું હતું. તેની નીપજ નડીઆદ સરકારી ફાર્મ ઉપર નીચે પ્રમાણે આવી હતી—

૯૨ એકરે તમાકુની નિપજ.

| સાલ | ૯૨ એકરે ૨૦ ગાડા છાણીયુ ખાતર | ૯૨ એકરે ૨૦ ગાડા છાણીયુ ખાતર+૨૨૪ રતલ દીવેલીનો ખોળ |
|---|---|---|
| | રતલ | રતલ. |
| ૧૯૨૪-૨૫ | ૧,૪૬૮. | ૧,૪૫૨ |
| ૧૯૨૫-૨૬ | ૧,૫૭૨. | ૧,૮૭૨ |
| ૧૯૨૬-૨૭ | ૧,૩૪૯ | ૧,૬૮૨ |
| સરાસરી | ૧,૪૬૩ | ૧,૬૬૯ |

આ રીતથી તમાકુની વધુ નીપજ ૨૦૬ રતલ થઇ, તેની કીમત હાલના ભાવે રૂા. ૩૪ થાય, જ્યારે દીવેલીના ખોળની કીમત રૂા. ૧૧ થાય છે તમાકુની જાતમાં કંઇપણ ફેરફાર નથી એવું સ્થાનિક વેપારીઓનું કહેવું હતું અથી જણાશે કે ૨૨૪ રતલ દીવેલીનો ખોળ નાખવાથી ખર્ચ કરતા લાભ સારો મળે છે અને તે પ્રમાણે દરેક ખેડુત કરી શકે તેમ છે

# ગુજરાત કોઓપરેટીવ કોટન સેલ સોસાયટીઝ ફેડરેશનની ઠાસરાની બેઠકનું કામકાજ.

ઉપલા ફેડરેશનની ચાલુ વરસની પહેલી બેઠક ગઇ તા ૨૩ મીએ શ્રી પરસોત્તમદાસ ઉમેદરામના પ્રમુખ પણા હેઠળ ઠાસરા મુકામે મળી હતી જે વેળા મંડળીઓના પ્રતીનીધીઓ તથા કો પોતાના કેટલાક અમલદારો હાજરી હતી એમાં વડોદરા સ્ટેટના કોટન ઓફીસર પણ હાજર હતા.

શરૂઆતમાં ફેડરેશનના ઓનરરી સેક્રેટરી રા યશવંતરાવ ત્રબકલાલ દેશાઇએ આવક જાવકનો હીસાબ રજુ કર્યા પછી ૧૧ કોટન સેલ તથા સોસા કો. ઓ જીનીંગ સો તથા સુરત કો. ઓ. ગીલ્ડ સપ્લાઇ સો લીમીટેડને સરકારના કોઓપરેટીવ ખાતા મારફત રૂા ૨૫૫૮ ની મદદ સને ૧૯૨૭માં મળી હતી એમ જણાવવામાં આવ્યુ હતુ.

એ પછી બોરસદ (આણંદ) ગ્રુપ કો કોટન સેલ મંડળીને મથા

વર્ષમા ગ્રાંટ મળી નથી તે તાકીદે આપવા રજીસ્ટ્રારને અરજ કરવા ઠરાવી આવતા જુન માસમા અત્રે ભરાનારી ગુજરાત વીભાગની સહકારી પરીષદમા ફેડરેશનના પ્રતીનીધી તરીકે મેસર્સ કુલાભાઇ હીરાભાઇ પટેલ તથા લાભશંકર જગન્નાથ જોશીને ચુટી કાઢી મજકુર પરીષદમા કયા વીષયો ઉપર ચર્ચા કરવી તે વીશે ઓનરરી સેક્રેટરીઓનું ધ્યાન ખેંચવાનો ઠરાવ થયો હતો. કોટન સેલ મંડળીઓને પગભર થવા માટે હાલના રૂના બજારની સ્થીતી જોતા ત્રણ વર્ષને બદલે ઓછામા ઓછા પાંચ વર્ષ સુધી ગ્રાંટ આપવા રજીસ્ટ્રારને વીનંતી કરવા અને ફેડરેશન ચલાવવા રૂા. ૩૦૦ ની ગ્રાંટ માટે સરકારે આપ્યુ તો તેનો હેતુ તથા તેને કરવાનુ કામ ધ્યાનમા લેતા ઘણી ઓછી છે તેથી 'ઓછામા ઓછી રૂા. ૩૦૦ અથવા દર વરસે જે ખર્ચ-થાય તેનો ઓછામા ઓછો અડધો ખર્ચ એ પછીથી જે કંઇ થાય તે ગ્રાંટ તરીકે સરકારે આપવા વીગેરે બાબતો સુચવી હતી.

કાસરાની કોટન સેલ મંડળીએ રૂના ભાવની ખબર રોજ તાર અથવા બીજી રીતે મળતી રહે તેવી ગોઠવણ કરી આપવા નક્કી થયુ હતુ.

### કાર્યવાહક કમીટી.

કોટન સેલ મંડળીઓને તેમનો માલ પીલાવવા, પ્રેસ કરાવવા તથા વેચવા જે જે તકલીફો પડે છે તે ગંભીર તેમજ બારીકીથી વીચાર કરવા જેવી છે અને તેથી ફેડરેશન રજીસ્ટર થાય નહી ત્યા સુધી દક્ષીણ ગુજરાત માટે મેસર્સ પરસોતમદાસ ઇચ્છારામ પટેલ, યશવંતરાય રાજારામ જોશી, ગુલાબભાઇ ખંડુભાઇ દેસાઇ (ગાયકવાડ સ્ટેટ કોટન સેલ સોસાયટીઓ તરફથી વસનજી ખંડુભાઇ દેસાઇ અને યશવંતરાવ ત્રમ્બકલાલ દેસાઇ તથા ઉત્તર ગુજરાત માટે મેસર્સ છોટાભાઈ મુળજી પટેલ, જટાશંકર શીવશંકર વ્યાસ, ધનજીભાઈ પરષોતમ પટેલ, કુલાભાઇ હીરાભાઇ પટેલ અને યશવંતરાવ ત્રમ્બકલાલ દેસાઇની કાર્યવાહક કમીટી નીમી કોરમ માટે બે સભાસદોની હાજરી પુરતી ગણવા ઠરાવ્યું હતું.

એ પછી સુરતના કોટન સુપ્રીન્ટેન્ડન્ટે અમદાવાદની મીલ ઓનર્સ એસોસીએશનને સોરઠ કોટન સેલ સોસાયટીના રૂ. વીષે લખેલો પત્ર અત્રે ગયા જાનેવારીમાં કો-ઓપરેટીવ સોસાયટીઓના રજીસ્ટ્રારના પ્રમુખપણા હેઠળ મળેલી સભામાં એ કાગળ પાછો ખેંચી લેવા હુકમ થયો છતાં હજી ખેંચી લેવાયો નથી અને તેથી સુરત જીલ્લાની કોટન સેલ મંડળીઓને હાડમારી ભોગવવી પડે છે તે વીશે ચાર સોસાયટીઓના પ્રતીનીધીઓ અને ડીસ્ટ્રીક્ટ એ કરી ઓગ ૧૯

ધુલચંદ, મી૦ મેરાભાઇ માગનજી દેસાઇ, મી૦ ખુશાભાઇ કુરુલભાઇ પટેલ, મી૦ ટી. વી. નગરશેઠ ડીસ્ટ્રીકટ એગ્રીકલચરલ ઓવરશીયર સુરત, મી૦ જે. જી બાટી કોટન આસીસ્ટન્ટ બીજલપોર, મી૦ સી. એમ રાયજી ઓડીટર કો-ઓપરેટીવ સોસાયટીઝ સુરત, મી૦ વાય ટી દેસાઇ, મી૦ વી જી દેસાઇ સુપીન્ટેન્ડન્ટ એગ્રીકલચર સ્ટેશન સુરત, ડા એમ. એ મરચન્ટ એકટીંગ વેટરીનરી ઇન્સપેકટર સુરત, મી૦ ગુલાબભાઇ કે. દેસાઇ એગ્રીકલચર ઇન્સપેકટર નવસારી, મી૦ ગુલાબભાઇ આસીસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર જલાલપોર, મી૦ અને મીસીસ મીક અને મીસ મીલર અમેરીકન મીશનરી જલાલપોર, મી૦ મોરારજી ડી નાયક વાઇસ પ્રેસીડેન્ટ તાલુકા લોકલ બોર્ડ જલાલપોર, મી૦ છોટુભાઇ વમનજી એરૂ મી૦ લાલભાઇ એમ તેલી પ્રોપ્રાઇટર ઇન્ડીઅન કોટન ઓઇલ કુંપની નવસારી, મી૦ ઇશ્વરલાલ ડાહ્યાભાઇ દેસાઇ વીગેરે ગૃહસ્થોએ હાજરી આપી હતી આ ઉપરાંત તાલુકાના ઘણા ગામોમાંથી જમીનદારોએ તથા ખેડુતોએ આ પ્રદર્શનનો લાભ લીધો હતો એકંદર આ મેળાવડામાં આશરે એક હજાર માણસની હાજરી હતી. તારીખ ૨૦-૨-૨૮ ને સોમવારના રોજ ઢોર તથા ખેતીવાડીના નમુનાઓ આવવા લાગ્યા હતા અને તે દિવસે ખેતીના ઓજારોથી પાસેના ખેતરમા કામ કરી બતાવ્યું હતું તા. ૨૧-૨-૨૮ના રોજ પણ સરકારી ફાર્મ તરફથી આવેલા ઓજારોથી કામ કરી બતાવવામાં આવ્યુ હતુ ખેડુતોએ આ પ્રસંગનો લાભ સારી સંખ્યામાં લીધો હતો તાલુકાના ઘણાખરા ગામોમાંથી ઢોરોના નમુનાઓ આવેલા તેમાંજ કુલે ૧૦૫ ઢોરો, ગાય, બળદ, ભેંસો સાંઢ, આખલા, પાડા, વાછરડા, વાછરડી, મળી તથા ખેતીવાડી નમુનાઓ જેવા કે અનાજ, કઠોળ શાકભાજી, ફળફળાદી, ઓજારો, ખાતરો વીગેરે મળી ૨૦૦ હતાં. ફરટીલાઇજર પ્રોપેગેન્ડા કુંપની ઓફ ઇન્ડીઆ, ધરમસી મોરારજી કેમીકલ વર્કસ અંબરનાથ, ડાહ્યાભાઇ વેલજી કડોદરાના બુટની ફેકટરી, ઉધના, પ્રોપ્રાયટર ઇન્ડીઅન કોટન ઓઇલ કુંપની નવસારી, ચાવડા બ્રધર્સ અને બી જી એન. આર્યાર્થે આવાન્સ ટ્રેકટર કુંપની, વિગેરે તરફથી તેઓના પ્રતિનિધીઓ પોતાનાં ખાતર તથા ઓજાર વિગેરેના નમુનાઓ લઇ જાતે આવ્યા હતા આ ઉપરાંત મેસર્સ રાઉન્ટ્રી મેકેનજી એન્ડ કો તથા યુનીયન એજન્સી પુના તરફથી પોતાના ખાતરના નમુનાઓમાંથી ઉતરતી પસંદગીવાળાઓને કુલ્લે ૩૦ ચાંદો તથા ૬ ઇનામો આપવામાં આવ્યા હતા. બાકીના સારા નમુનાઓને સર્ટીફીકેટ આપવામાં આવ્યા હતા.

જલાલપોર તાલુકા ખેડુત મંડળના સેક્રેટરી શ્રી ગી વી નગરશેઠે સુરત જીલ્લાના ખેતીવાડી ખાતાના ઓવરસીયરના હસ્તક આ પ્રદર્શનની વ્યવસ્થા કરવામા આવી હતી આ પ્રદર્શનને આવી રીતે ફતેહમંદ બનાવવા માટે જલાલપોર તાલુકાના વેટરીનરી આસીસ્ટન્ટ શ્રી બી જી વ્યાસ તથા તાલુકા ડેવલપમેન્ટ એસોશીએશનના ઓવરશીયર શ્રી એચ વ. પટેલ બી. એ. જી કે પ્રદર્શનના ઓનરરી સેક્રેટરી તરીકે ઉત્સાહપુર્વક તનતોડ મહેનત કરવામાં કોઇ પણ જાતની કચાસ રાખી ન હતી. ખેતીવાડી ખાતા તરફથી ગુજરાતના જુદા જુદા ફારમો પર પાકેલ જુદા જુદા અનાજ વીગેરેના નમુનાઓ, તથા સુરત ફાર્મ ડેઅરી તરફથી આવેલા જાનવરો અને ખાસ કરીને કાંકરેજ ઓલાદનો પાદશાહ નામનો આખલો તથા આ વિભાગને અનુકુળ ખેતીને લગતા ઓજારોએ પ્રેક્ષકોનુ ખાસ ધ્યાન ખેચ્યુ હતુ સરકારી ખરોડી ફારમ પરથી ખરીદ કરેલ આખલો તથા તેની ઓલાદ નસીલપોર ગામ તરફથી પ્રદર્શનમા લાવવામા આવ્યા હતા તે પણ ખાસ નમુનેદાર હતા આવેલા જાનવરો આખલા, ગાય, ભેંસ પાડા વાછરડા, વાછરડી, બળદ, વીગેરેનુ સોળ (૧૬ જુદા જુદા વિભાગમા વર્ગીકરણ કરી પોતાના યોગ્ય સ્થાને બાધવામા આવ્યા હતાં, અને દરેક વિભાગમાંથી ઉત્તમ જાનવરોને એકથી ત્રણ ચાંદ અથવા ઇનામ આપવામા આવ્યાં હતા ઢોરઢાંખર, ઘાસચારા તથા પાણી વીગેરેની અને ઢોર સાથે આવનાર માણસોને જમાડવાની ઉત્તમ સગવડ રાખવામાં આવી હતી. જલાલપોર તાલુકાના ઢોરના ડાકટર શ્રી૦ બી જી, વ્યાસે પ્રદર્શનમા એક કામ ચલાઉ દવાખાનુ રાખી દવા તથા હથીઆરોના ઉપયોગો બતાવી તથા જુદા જુદા ઢોરમા થતા ચેપી રોગો તથા તેના ઉપાયોની હસ્ત પત્રિકા વહેચી સમજુત આપી તે વખતે ખેડુતોની હાજરીમા એગ્રીકલ્ચરલ વેટરીનરી ઇન્સ્પેકટર ડો. એમ કો. મરચન્ટે બરડીઝો કેસ્ટ્રેટર નામના ઓજારથી નાના વાછરડાને ખસી કરી બતાવી હતી

ખેડુત મંડળના પ્રમુખ સરદાર ફ્રેમરોજ હોરમસજીનુ ભાષણ.

સુરત જીલ્લાના મહેરબાન કલેકટર સાહેબ શ્રી ઊર્ડસોન તા ૨૧ મી ફેબરૂઆરી સને ૧૯૨૮ ના રોજ સાંજના સાડા ત્રણ વાગે પ્રદર્શનમા પધાર્યા જેમનુ ખેડુત મંડળના પ્રમુખ સરદાર ગારડા તથા કાર્યવાહક કમિટિના સભ્યોએ સ્વાગત કર્યું હતુ. ત્યાર બાદ તેઓ સાહેબને પ્રદર્શનના કમ્પાઉન્ડના વાડાઓમા ગોઠવેલા જાનવરો તથા નમુનાઓ બતાવવામાં આવ્યા હતા. જે જોઇ તેઓ સાહેબ, ઘણા સંતોષ પામ્યા હતા. મિલાવડાના દરબાર સભ્ય સ્થાનમા પધારતાં એચો આર્ટોને જલાલપોરની મીશન સ્કુલની બાળાઓએ

આવકારનુ ગીત ગાઈ ફુલથી વધાવી લીધા હતા પછી સરદાર ગારદાએ મહેરબાન અમલદારો તથા બીજા પરોણાઓને આવકાર આપી ખેડુત મંડળના ચાલુ વરસ તથા પ્રદર્શનને લગતુ નીચે મુજબ ભાષણ કર્યું હતુ આ ખેડુત મંડળની સ્થાપના સને ૧૯૨૫ મા માજી મામલતદાર મી૦ બાલુભાઈ જે પટેલના ઘણાજ ખંતભર્યા ઉત્સાહથી થઈ હતી. ત્યારથી આજ સુધી ખેતીને લગતી બાબતોમા ખેતીવાડી ખાતા તરફથી ફી વીગેરે ઉઘરાવવા તથા મેમ્બરો વધારવામા રેવન્યુ ખાતા તરફથી અને કાર્ય વ્યવસ્થાસર ચલાવવા માટે કાર્યવાહક સમિતિના સભ્યો તરફથી ઘણી સારી મદદ મળી આવી છે પ્રોબેશનર ડેપ્યુટી કલેકટર મી૦ ટી એમ ચોધરી જેઓ હાલ આ તાલુકાના મામલતદારના હોદ્દો ભોગવે છે તેઓ સાહેબે જ્યારથી તાલુકાનો ચાર્જ લીધો ત્યારથી આ મંડળને દરેક રીતે ઘણીજ અમુલ્ય મદદ આપી છે. ને તેમનાજ પ્રયત્નોને લઈને આજે આ પ્રદર્શનમા આટલા બધા જાનવરોના નમુનાઓ આવેલા છે આજના પ્રદર્શનની ફતેહ ખાસ કરીને રેવન્યુ તથા ખેતીવાડી તથા વેટરીનરી ખાતાની સારી મદદને લઈને છે. આ ખેડુત મંડળ આ બધાનો ખાસ કરીને મી૦ ટી એમ. ચૌધરી રા૦ સા૦ ભીમભાઇ એમ દેસાઇ, ડા૦ એમ એ. મરચન્ટ અકટીંગ વેટરીનરી ઇન્સપેકટર સુરત અને મી૦ ટી૦ વી૦ નગરશેઠનો આભાર માને છે ત્યાર બાદ ચાલુ વરસની મોસમ સબંધી બોલતા તેઓએ જણાવ્યુ કે જુવાર, ભાત, તથા કપાસના તુલને નવેમ્બરમા પાછલા વરસાદથી ઘણુ નુકસાન થયુ હતુ પરતુ ઘાસ સારૂ પાકયુ હતું. આ તાલુકામા દર શિવરાત્રિએ જલાલપોર ગામમાં પુણેશ્વર મહાદેવના સ્થળમા મેળો ભરાય છે તે ઉપરથી રા બા નાગરજી ડાહ્યાભાઇ દેસાઇ ઇન્ડીઆ ગવર્નમેન્ટના ખેતીવાડીના એડવાઇઝરના પરસનલ આસીસ્ટન્ટે આ પ્રસંગનો લાભ આવા પ્રદર્શન ભરી લેવાની સુચના કરી જે આ મંડળની કાર્યવાહક સમિતિએ વધાવી લઇ સર્વાનુમતે ઠરાવ પસાર કર્યો કે આ કાર્યમાં રૂા ૮૦) અંકે આડસો સુધી ખર્ચી ચાલુ સાલ આ મંડળ તરફથી ઢોર તથા ખેતીવાડીનુ પ્રદર્શન ભરવુ આ ખર્ચમા ત્રીજે વિભાગ આ મંડળે આપવો તથા બાકીનો સરકારી ખાતાઓ તરફથી તાલુકા લોકલબોર્ડ તથા ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ તરફથી અને ખાનગી ઉઘરાણાં કરી મેળવવો ખાનગી ઉઘરાણામા લગભગ રૂા૦ ૨૦૦) અંકે બસો ભરાઈ ચુકયા છે પણ સરકાર તથા લોકલ બોર્ડ તરફથી કંઇપણ મદદ આવી નથી. પછી ઢોરની જાત સુધારવા તથા આખલાઓ, કે જેના ઉપર ઢોરોનો મુખ્ય આધાર છે તેને પાળવા અને

સરકાર તરફથી પ્રીમીયમ ઉપર આખલો મળે છે તે મેળવવા વીગેરે બાબત ઉપર લંબાણથી વીવેચન કર્યું હતુ આ ઉપરાંત મરઘા બતકાની ઉછેર માટે ફારમો ખોલવા કહ્યું હતુ આ મંડળના કાર્ય સબંધી બાકીનું રા૦ સા૦ ભીમભાઇ જણાવશે એમ કહી મી૦ ઘેલાભાઇ પરાગજી દેશાઈને આ પ્રદર્શન ભરવા માટે પોતાના જીનનુ કમ્પાઉન્ડ આપવા બદલ તથા દરેક કાર્યમા વખતસર મદદ માટે અને ઇન્ડીયન કોટન ઓઇલ મીલના પ્રોપ્રાયટર મી૦ લાલભાઇ તેલીનો આ પ્રદર્શનમાં આવેલા જાનવરોને ખોરાકમા કપાસીઆનો ખોળ તથા છાલા મફત પુરા પાડવા માટે આભાર માન્યો હતો તે શીવાય તેઓ સાહેબે મી૦ જહાગીર બી મારફા, મી૦ ટી વી નગરશેઠ, મી૦ જે જી જાની, મી૦ બી જી. વ્યાસ, મી૦ એચ વી પટેલ મંડળના ઓવરશીયર જેઓએ તનતોડ મહેનત ઉત્સાહથી પોતાની સગવડ તથા અમુલ્ય વખતનાં ભોગે કરી હતી તે બદલ આભાર માની પોતાનુ ભાષણ સમાપ્ત કર્યું હતુ

દેશની ખેતીવાડી સુધારવામા ખેતીવાડીખાતા તરફથી મળતી મદદ અને આવા ખેડુત મંડળની ઉપયોગતા વિષે બોલતા રા. સા. ભીમભાઇ દેશાઇ ખેતીવાડી ખાતાના ડેપ્યુટી ડાયરેકટર સાહેબે આ બે વરસમા આ મંડળે જે જે અગત્યના કાર્યો કર્યા તેનો ટુંક હેવાલ નીચે મુજબ આપ્યો હતો

૧—આ મંડળનો ખેતીવાડી ખાતાએ ખાસ આ તાલુકામા પાણીની આવક વધારવા એક બોરીંગ મસીન આપ્યું છે જેનો ઘણા ખેડુતોએ લાભ લીધો છે અને લે છે

૨—મુંબઈ સરકારના બાગ બગીચાના અમલદાર તરફથી આ તાલુકામાં એક માલી મોકલી ઘણી દેશી બોરડીઓ પર અજમેરી શહેરી તથા બી વગરના બોરનો આંખો ચઢાવી આપવામાં આવી હતી

૩—કોલમો જાતનુ ભાત નંબર ૭૯ અલથાન દેશી નંબર ૬ નામની જુવાર તથા કપાસનુ સુધારેલુ બી વીગેરે આપી નવી જાતો દાખલ કરવામા આવી હતી

૩—રસાયનિક ખાતરો, સુધરેલી ઢબના ઓજારો, જંતુ વિનાશક દવાઓ વીગેરે ખેડુતોને જોઇતા આપવા ગોઠવણ કરવામા આવી હતી આ ઉપરાંત જુદી જુદી જાતના બી તથા ઓજારો ફાયદાકારક તુલ ઉત્પન્ન કરવામા ખેતીને લગતી સલાહ વીગેરે ખેડુતોને વારવાર આપવામા આવ્યા હતા

ત્યાર બાદ ડૉ૦ એમ૦ એ૦ મરચન્ટે ઢોરની ઓલાદ સુધારવા તથા તેમને સારી રીતે પાલવા તથા તેની માવજત સબંધી ટુંક ભાષણ કર્યું હતુ તેમણે દીલગીરી સાથે જણાવ્યુ કે લોકો દુધ તથા ખેતીના ઉપયોગ માટે સારી જાતની ગાયો પાળવા હજુ સુધી જોઈતી કાળજી રાખતા નથી

આપણા દેશમાં ખેતીનો મુખ્ય આધાર જાનવર છે અને સારા જાનવર શીવાય સારી ખેતી થઇ શકે નહી. બ્રાઝીલ જેવા દેશોમાં આપણે ત્યાંથી ગોઢ માંગી કીમત આપીને સારી ગાયો તથા આખલા પોતાના દેશની ઢોરોની ઓલાદ સુધારવા માટે લઇ જાય છે. જ્યારે આપણે ત્યાં ઉત્તમ ઓલાદના જાનવરો પેદા થાય છે ત્યારે આપણે તે તરફ તદન બેદરકાર રહીએ છીએ. જો અત્યારની સ્થીતી ચાલુ રહે તો ઉત્તમ ઓલાદના જાનવરો ખુટી પડે અને બ્રાઝીલ જેવા દેશની માફક આપણે પણ બીજા દેશમાં સારા જાનવરોની ખોળમાં જવું પડે. આવો વખત ન આવે તે માટે ખેડુતોની પહેલી ફરજ સારા દુધાળાં જાનવરોની માવજત રાખવાની છે કારણ કે ખેતીના જાનવરો એજ દેશની લક્ષ્મી છે.

ખેતીની યાત્રિક શક્તિથી ચાલતા ઓજારો સબંધી બોલતા મી૦ બી૦ જી એન. આચાર્યએ જણાવ્યું કે ખેડુતો ટ્રેકટરની મદદથી ખેડવાણ તથા બીજા ઘણા ખેતીના ઉપયોગી કામો કરી શકે તેમ છે. ક્યા ક્યાંથી અને શું કીમતે મળી શકે તથા તેનો કેમ ઉપયોગ કરવો તે વિષે સારી સમજુત આપી હતી.

ત્યાર બાદ ઉતમ જાનવરો તથા નમુનાઓના માલીકોને મહેરબાન કલેકટર સાહેબના મુબારક હસ્તે ચાંદી ઇનામો તથા સર્ટીફીકેટો આપવામા આવ્યા હતાં. આ પ્રસગે વેટરીનરી ડીસ્પેન્સરીને મદદ કરવા બદલ ખેરમા છોટુભાઇ વસનજી દેસાઇને સર્ટીફીકેટ તથા વેટરીનરી ખાતાને ઇનોક્યુલેશનના કામમાં મદદ કરવા બદલ અમલસાડના મી૦ કસનજી હરીભાઇને સરકાર તરફથી મહેરબાન કલેકટર સાહેબના હસ્તે શાલ આપવામા આવી હતી. આ કામ ખલાસ થયા બાદ રા રા નાગરજી હરીભાઇ દેસાઇએ મહેરબાન કલેકટર સાહેબનો તથા જુદા જુદા ખાતાના અમલદારો તથા અન્ય ગૃહસ્થોનો પ્રદર્શનની કાર્યવાહક સમિતિ તરફથી હાજર રહેવા માટે આભાર માન્યો હતો. મહેમાનોને હાર તોરા આપી મેળાવડાનું કામ ખતમ કરવામા આવ્યું હતું.

પ્રદર્શનના ઉત્તમ જાનવરો તથા નમુનાઓ તેમજ મહેરબાન કલેકટર સાહેબ વીગેરેના ફોટાઓ લેવામા આવ્યા હતા. તા. ૨૦-૨-૨૮ તથા ૨૧-૨-૨૮ ની બન્ને રાત્રિએ સુરતના જંતુશાસ્ત્રી મી૦ એમ૦ એસ૦ દેસાઇએ ખેતીવાડીને લગતા વિષયો મેજીકલેન્ટર્નથી બતાવી વીવેચન કર્યું હતું. તેમજ રેવરન્ડ મી મોડ તથા મી. નાથાલાલ મહીડાએ દારૂ પીવાથી થતા નુકશાન સબંધી ઘણી રમુજી સલાઇડો મેજીકલેન્ટર્નમાં અસરકારક રીતે બતાવી હતી

# નાના વિસ્તારની ખેતીની જમીન બાબતના આકટના મુસદા ઉપર ઓનરેબલ સર ચુનીલાલ મહેતાનું ભાષણ.

ઓનરેબલ સર ચુનીલાલ મહેતા—એક બીજા સાથે ગાઢ સબંધ ધરાવતા; છતા પણ એક રીતે સ્વતંત્ર એવા આ મુસદાના બે ભાગ પાડેલા હોવાથી અમે આ મુસદાને નાના વિસ્તારની ખેતીની જમીન બાબતના આકટના મુસદાનું સામાન્ય નામ આપ્યુ છે જો કે, તેનો હેતુ, ઠરાવેલી હદથી જાસ્તી વધુ પેટા-વિભાગો તથા નાના ટુકડાઓ તથા અટકાવવાનો તથા નાના વિસ્તારની ખેતીની જમીનના ટુકડાને એકઠા કરી એકઠે જથ્થે કરવાનો છે.

હું ધારાસભાને સભાળપુર્વક ધ્યાન આપવા કહુ છુ કારણ કે આ મુસદાનો વિષય અગત્યનો છે એટલુજ નહી પણ તે ઘડી કાઢવાનું કામ ઘણુજ કઠણ હોઇ તે ઘડવામા અમારા સૌથી સારામાં સારા કાયદાના તથા મુલકી અમલદારોને તેઓની ચાતુર્યશકિત અને તેમનાં સાધનોનો ઉપયોગ કરવો પડેલ છે આ વિષય અગત્યનો હોવાનુ કારણ એ છે કે મારા માનવા પ્રમાણે રઇયતના દેવાદારપણા તથા ગરીબાઇને માટે તેમજ ખેતીની સામાન્ય નઠારી હાલતને માટે તેના જેટલા દરજ્જે ખેતીવાડીને લગતાં અર્થશાસ્ત્રની બીજી કોઇપણ એક વસ્તુ જવાબદાર નથી.

આ મુસદો ઘડવાનુ કામ ઘણુંજ કઠણ હતું કારણ કે વારસાના કાયદામાં પરિવર્તન કરે એવા ફેરફારો લોકોને ભાગ્યેજ રૂચે, તેમજ વળી જે ગભીર સામાજિક ફેરફારો બીજી રીતે કરવા પડે તો ફેરફારોની દુરના ભવિષ્યમાં શી અસર થાય તે જાણવું મુશ્કેલ છે, તે સબબે વિદ્યમાનકાળે લાગુ પાડવામાં આવતા વારસાના સ્વીકારાયલા કાયદાનો ભંગ ન થાય એવા ઉપાયની તજવીજ કરવાનો અમે પ્રયત્ન કર્યો છે

આ દેશના જમીન ધારણ કરવાની જે પધ્ધતિઓ પ્રચલિત તેમાં, મુખ્યત્વે કરીને, દક્ષિણના બે મોટા ઇલાકામાજ નાના જમીનદારને રઇયતવારી સત્તાપ્રકારના નામથી ઓળખાતા સત્તાપ્રકાર અન્વયે બે ગવટાના તેના હકક બાબત ખાત્રી મળે છે તે પરમાણે સરકાર પાસેથી જમીન ધારણ કરે છે

તે કોઈ વચલા આસામીને અથવા જમીનદારને મહેસુલ આપતો નથી પણ સરકારને મહેસુલ આપે છે; અને મહેસુલનો આકાર ભરવામાં તે કસુર કરે તોજ માલીકપણાનો તેનો હક્ક તેની પાસેથી છીનવી લઈ શકાય છે. આ આકાર સાંથીઓ પાસેથી જમીનદાર જે સાંથ લે છે તેના કરતાં અડધાથી એક પંચમાંશ જેટલો કોઈ સરખામણીમાં ઓછો છે. હું નાના વિસ્તારની ખેતીની જમીન ધારણ કરનારાઓની પધ્ધતિમા માનવાવાળો છુ, નાનો ખેડુતોનીજ જેશ વર સમીજના બળ તથા સલામતીમાં બહુધા જમીનનું ઘણીજરૂર લાભદાયક રીતે ખેડાણ થવાની ઉત્તમ હામી રહેલી છે. (ખેતીના સુધારા માટે) શરૂ આતમાં પગલાં લેવાના અભાવે ખેતી કરવામાં જોખમો ખેડવાની તથા મુડી રોકવી પડે તેમજ કદાચ યંત્રો વાપરવાની જરૂર પડે તેવી નવીન પધ્ધતિઓ શરૂ કરવાની ઈચ્છા તથા શક્તિના અભાવે રઈયતવારી પધ્ધતિને કદાચ અમલ પડે, મોટા જમીનદારોમા જોખમ ખેડવાના ગુણ હોય, એમ કોઈ વાજબી રીતે કહી શકે પોતાની જમીનના મોટા વિસ્તાર ઉપર ખેતી કરવાની પધ્ધતિઓ દાખલ કરી શકે અને તેમ કરવાને આતુર હોય એવા સુશિક્ષિત જમીનદારો હોય ત્યાં સંશોધક અમલદારનું તેમજ ખેતીવાડી ખાતાનું પ્રચારક કામ પણ સહેલુ થઈ પડે છે; પણ ભય એ રહે છે કે જમીનદારો પોતાની જમીનો તરફ બેદરકાર થવા પ્રેરાય છે અને સુખમથી ત્રાસેલા ખેડુતોને તથા પ્રણખરે આળસ કરવાનો સઘળો જુસ્સો કચડાઈ ગયો હોય એવા જમીનદારની દયા તથા મરજી ઉપર જીવતા ખેડુતોને સામાન્ય રીતે જે નુકસાન ખમવાં પડે છે તેમાં જમીનદાર ઉપર વાડીઓ હોવાથી વધારો થાય છે જમીનદારી પધ્ધતિવાળા પ્રદેશોમા પણ, પંજાબ તથા સંયુક્તપ્રાંતોમા કરવામાં આવેલ પ્રયાસો ઉપરથી આપણે જાણીએ છીએ કે વધુ થતા જતા પેટા-વિભાગોના સવાલ બાબત તજવીજ કરવાની જરૂર જણાઈ છે, જ્યારે રઈયતવારી પધ્ધતિ ચાલુ હોય તે પ્રદેશોમાં જ્યાં ખેડુત પોતે હંમેશા સુધારી શકે અને પોતાના વંશજોને કિંમતી વારસો આપી જઈ શકે એવો જમીનનો જબ્બર એકજ ટુકડાનો સમગ્રરીતે ધારણ કરનાર અને કાબેલીઅતથી ખેડનાર હોવાને બદલે પાયમાલ થયેલો માણસ હોય અને જબરાઈથી નાણા વસુલ કરનાર શાહુકારનો ભારે દેવાદાર હોય, નાના વિસ્તારના છુટા છુટા, દુર આવેલા જમીનના ટુકડા પાછળ પોતાનો વખત ગુમાવતો હોય અને તે પોતાની ખેતીની જમીન ઉપર ગુજરાન ચલાવી શકતો ન હોય અથવા તેમાંથી પોતાનું તેમજ પોતાના કુટુંબનું પોષણ કરી શકતો ન હોય ત્યાં સે સવાલ કેટલો ખરો તીવ્ર થાય છે! જ્યા આવી પરિ

સ્થિતિ ઘણીજ જલદીથી પ્રવર્તી રહી હોય ત્યાં—અને આ ઇલાકાના ઘણાં ભાગોમાં તેવી પરિસ્થિતિ ઘણીજ જલદીથી પ્રવર્તતી જાય છે અને તે બિના હવે પછી ટાંકેલા દાખલાઓ ઉપરથી જણાશે,—ખેડુતના માલકીપણાના સઘળા લાભ વ્યર્થ જાય છે અને મિલકતનો મંત્ર રેતીને સુવર્ણ બનાવી દે છે એ આર્થર યુગનુ જાણીતુ કથન પાર પાડવુ મુશ્કેલ થઇ પડે છે.

મુંબઇમા દાખલ કરેલી પધ્ધતિ આ મુખ્ય આશયથી અખત્યાર કરવામા આવી હતી—અને સત્તાપ્રકારની બાબતમાં સુરક્ષણ આપવા ઉપરાંત ખેડુતે કરેલા સુધારાને લીધે મહેસુલના આકારમાં કાંઇપણ વધારો નહી કરવામાં આવે તે માટે, આ આકટથી ખાસ હામી મળે છે જમીનને વળગી રહેવાનો મનોભાવ સર્વાંસે પ્રશસનીય છે, કારણ કે તેથી જમીન બીજાને આપવાનુ કામ અટકે છે, પણ લાભદાયક રીતે ખેડી શકાય એવા નિદાન વ્યાજબી વિસ્તારની જમીનનો ટુકડો હોય ત્યારેજ ફક્ત તેમ થઇ શકે પરંતુ, પેઢી દર પેઢી ઉપરાંત પડતા જતા ટુકડાને લીધે નાના ખેડુતની બાબત આ આર્થિક સ્થિતિ ઘણી નબળી થતી જાય છે, જમીન સુધારવામા પ્રગતિ થઇ શકતી નથી, ખેતી બગડતી જાય છે અને પાક હલકા પ્રકારનો ઉતરે છે જીવનનુ ધોરણ ધીરેધીરે નીચુ પડતું જાય છે અને ખેડુત બીચારાને આખરે જમીન છોડી દેવી પડે છે અને તે પોતાનાજ ગામમાં અથવા બહાર બીજે ગામ એક માત્ર રખડતા મજુરની દશામાં આવી જાય છે આ મુસદ્દો આ અનિવાર્ય પડતી અટકાવશે એમ ધારવામા આવે છે હું સ્પષ્ટ કહેવા માગુ છુ કે મોટા વિસ્તારની ખેતીની જમીનો બનાવવાનો અથવા સમર્થ જમીનદારોનો વર્ગ ઉભો કરવાનો આ પ્રયાસ નથી, યા તો, કારખાનાઓને સોંઘા મજુરો પુરા પાડવાની આ કપટી તદબીર નથી, અથવા તો, આના પરિણામે આ ઇલાકામાં હાલની બેકારીના જમાનામાં શો 'ધંધો કરવો તે નહી' જાણનારા માણસોની સખ્યા વધી જશે નહી. માત્ર ખેડુતોના હિતને લઇ આ દરખાસ્ત કરવા હુ દોરાયો છુ

આ અનિષ્ટના મહાભારતપણા વિષે બે મત છેજ નહી આસે છે તેમ ભાસવા હેતુ એવા વિચારના અનુદ્યોગના મોટા હિમાયતીઓએ સ્વીકાર્યું છે કે કોઇ ઇલાજ શોધી કાઢવો જોઇએ. વધુ ઢીલ કરવી ભયાનક છે એ 'તબકકે પરિસ્થિતિ આવી પહોચી છે એમ સિધ્ધ કાઇ 'કરતા ઇલાકા માટેના', હેઠળના આકડાઓ પરથી જણાશે તે આંકડાઓ હું ટાંકી જણાવુ છું, કારણ કે તે ઘણાજ મહત્વના છે ત્રણ વર્ષ એટલે, સને ૧૯૦૪-૫, સન ૧૯૧૬-૧૭ તથા

અને ૧૯૨૧-૨૨ના દરેક વિભાગને લગતા આંકડાઓ અહી મારી પાસે છે; મળી શકે એવા આંકડાઓમાં આ છેલ્લામાં છેલ્લા આંકડા છે આ આંકડાઓમાં પાચ એકરથી ઓછી ને પાંચ એકર સુધીની ખેતીની જમીનો પાંચ એકરથી વધુ તથા પચીસ એકર સુધીની ખેતીની જમીનો, સો એકરથી વધુ તથા પાચસો એકર સુધીની ખેતીની જમીનો અને પાચસો એકરથી વધુ ખેતીની જમીનોના ભાગ પાડેલા છે

૫ એકરથી ઓછી તથા પાચ એકર સુધીની—

| | | |
|---|---|---|
| ઉત્તર વિભાગ. | ૧૯૦૪-૦૫* | ૨,૧૯,૫૧૯. |
| | ૧૯૧૬-૧૭ | ૩, ૯,૮૮૪. |
| | ૧૯૨૧-૨૨ | ૩,૩૮,૧૨૯. |
| મધ્ય વિભાગ. | ૧૯૦૪-૦૫ | ૬૨,૧૨૯. |
| | ૧૯૧૬-૧૭ | ૩,૪૨,૦૮૮ |
| | ૧૯૨૧-૨૨ | ૩,૫૦,૪૨૮ |
| દક્ષિણ વિભાગ | ૧૯૦૪-૦૫ | ૧,૧૧,૪૬૬. |
| | ૧૯૧૬-૧૭ | ૨,૭૧,૨૦૯ |
| | ૧૯૨૧-૨૨ | ૨,૮૪,૮૮૬ |

૫ એકરથી વધુ અને ૨૫ સુધીની—

| | | |
|---|---|---|
| ઉત્તર વિભાગ. | ૧૯૦૪-૦૫ | ૧,૬૨'૪૩૭ |
| | ૧૯૧૬-૧૭ | ૧,૪૫,૪૪૨ |
| | ૧૯૨૧-૨૨ | ૧,૪૮,૪૯૨ |
| મધ્ય વિભાગ. | ૧૯૦૪-૦૫ | ૨,૬૨,૫૯૨ |
| | ૧૯૧૬-૧૭ | ૪,૧૧,૭૯૫ |
| | ૧૯૨૧-૨૨ | ૪,૨૬,૮૮૩ |
| દક્ષિણ વિભાગ | ૧૯૦૪-૦૫ | ૧,૬૮,૮૮૪ |
| | ૧૯૧૬-૧૭ | ૨,૪૦,૮૩૫ |

(* હું જણાવીશ કે સન ૧૯૦૪ તથા ૧૯૧૬ ના આંકડાની વાજબી રીતે સરખામણી થઇ શકે એમ નથી, કારણ કે તે આંકડાઓ એકઠા કરવાની રીતમાં કેટલાક ફેરફાર છે પણ સન ૧૯૧૬-૧૭ તથા સન ૧૯૨૧-૨૨ ના આંકડાઓની ખરીખરી સરખામણી થઇ શકે એમ છે, કારણ કે તે આંકડાઓ એકજ ધોરણ પર લેવાય છે. છાપેલા સરકારી રીપોર્ટોમાં જેવી રીતે આંકડાઓ આપેલા છે તેવીજ રીતે હુન્ હું હમણા તે જણાવુ છું )

| | | |
|---|---|---|
| | ૧૯૨૧-૨૨ | ૨,૪૩,૨૦૩ |

૨૫ એકરથી વધુ અને ૧૦૦ એકર સુધીની—

| | | |
|---|---|---|
| ઉત્તર વિભાગ. | ૧૯૦૪-૦૫ | ૨૮,૯૧૪ |
| | ૧૯૧૬-૧૭ | ૨૪,૧૮૩ |
| | ૧૯૨૧-૨૨ | ૨૩,૬૫૨ |
| મધ્ય વિભાગ; | ૧૯૦૪-૦૫ | ૧,૭૩,૭૭૫ |
| | ૧૯૧૬-૧૭ | ૧,૪૬,૫૫૧ |
| | ૧૯૨૧-૨૨ | ૧,૪૦,૫૪૬ |
| દક્ષિણ વિભાગ | ૧૯૦૪-૦૫ | ૮૨,૦૯૨ |
| | ૧૯૧૬-૧૭ | ૬૬,૧૦૭ |
| | ૧૯૨૧-૨૨ | ૬૧,૮૩૯ |

૧૦૦ એકરથી વધુ અને ૫૦૦ એકર સુધીની—

| | | |
|---|---|---|
| ઉત્તર વિભાગ | ૧૯૦૪-૦૫ | ૨,૧૭૯ |
| | ૧૯૧૬-૧૭ | ૧,૯૬૯ |
| | ૧૯૨૧-૨૨ | ૨,૭૭૨ |
| મધ્ય વિભાગ | ૧૯૦૪-૦૫ | ૧૯,૧૪૮ |
| | ૧૯૧૬-૧૭ | ૧૨,૯૪૬ |
| | ૧૯૨૧-૨૨ | ૧૧,૮૬૧ |
| દક્ષિણ વિભાગ | ૧૯૦૪-૦૫ | ૮,૩૮૨ |
| | ૧૯૧૬-૧૭ | ૭,૫૭૮ |
| | ૧૯૨૧-૨૨ | ૬,૮૬૫ |

૫૦૦ એકરથી વધુ—

| | | |
|---|---|---|
| ઉત્તર વિભાગ | ૧૯૦૪-૦૫ | ૧૨૯ |
| | ૧૯૧૬-૧૭ | ૨૪૯ |
| | ૧૯૨૧-૨૨ | ૨૬૦ |
| મધ્ય વિભાગ | ૧૯૦૪-૦૫ | ૨૫૧ |
| | ૧૯૧૬-૧૭ | ૪૨૮ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | પગાર ખાતે | ૫૪૦ | ૦ | ૦ |
| | | | ઓફીસ ભાડા ખાતે | ૧૫૦ | ૦ | ૦ |
| | | | સ્ટેશનરી ખાતે | ૧૦ | ૦ | ૦ |
| | | | પુસ્તક ખરીદી ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | પરચુરણ ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | ડેડ સ્ટોક ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | બી ઇમ્પલીમેન્ટસ ડીમોન્સ્ટ્રેશનના | ૨૦૦ | ૦ | ૦ |
| ૧૦૬૬૪ | ૦ | ૦ | ભરૂચ જીલ્લાના ખેડુતોના લાભાર્થે | ૧૫૦૫ | ૦ | ૦ |
| | | | | ૯૧૫૯ | ૦ | ૦ |
| | | | | ૧૦૬૬૪ | ૦ | ૦ |

અંકે દસ હજાર છસો ચોસઠ રૂપીઆ પુરા.

S M Divan, ખજાનચી.

I N Desai, ઓનરરી સેક્રેટરી.



# જાહેર ખબર.

ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમાં અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણ ને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમા છાપવાનુ ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામા આવશે.

| જાહેર ખબરની જાત | કેટલી લીટીઓ અથવા પાના | | |
|---|---|---|---|
| અનિત્ય | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટી કરતા વધુ નહીં | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દીઠ આઠ આનાથી કમતી નહિ | |
| | | ૨ અંક | ૪ અંક |
| | | રૂ આ પા | રૂ આ પા |
| વાર્ષિકની | ના પેજના | ૫—૦—૦ | ૯—૦—૦ |
| જાહેરખબરો | અધા પેજના | ૮—૦—૦ | ૧૨—૮—૦ |
| | એક પેજના | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

અંકના પાછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે બહાર ના દર કરતા સેંકડે ૧૫) ટકા વધુ લેવામા આવશે.

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામા આવશે કોઇ પણ જાહેર ખબર ભરૂચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહી હશે તો પત્રમા દાખલ કરવામા આવશે નહિ.

ઇશ્વરલાલ નગીનલાલ દેસાઇ
ઓ૦ સેક્રેટરી.
ભરૂચ ખે૦ હુ૦ ઉ૦ મંડળ

☞ મહેરબાન ભરૂચ જીલ્લાના કલેક્ટર સાહેબની પરવાનગીથી શ્રીમદ સરદી નાથ ઠાકોરે ધી "વિકટોરીયા પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યુ અને ભરૂચ હુન્નર ઉદ્યોગ ખેતીવાડી ખીલવનાર મંડળીના વાઇસ પ્રેસીડન્ટ મે૦ સરદાર રા૦ બા૦ મોતીલાલ ચુનીલાલ દેસાઇએ છપાવી પ્રસીધ્ધ કર્યુ.

श्री गुजरात

# खेतिवाडी अने हुन्नर उद्योग त्रिमासिक



# The Gujarat Agricultural & Industrial Quarterly

વર્ષ ૧૫ મું.] જુલાઇ ૧૯૨૮. [ અંક ૨ જો.

फलन्त्य चेष्टिता स्वर्णं दैन्यं तेनाननेक्षिता ॥
कृषि इति कृषिपुराणम् ऋत्युवाच पराशर ॥

## પબ્લીશીંગ કમિટી

—( )—



ભાવાર્થ—ખેતી ઉપર ખેડુત પોતે જાતે દેખરેખ રાખે તો તે સુવર્ણ આપે એવી છે પરંતુ જો પોતે તેના ઉપર નજર નહીં રાખે તો દારિદ્ર આપે, એવું કૃષિપુરાણમાં પારાશર ઋષિ કહે છે

લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત
અન્ય ગ્રાહકો માટે વાર્ષિક રૂ. ૧-૦-૦ પોસ્ટેજ રૂ. ૦-૨-૦

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ.

 ત્રિમાસિક. 

વર્ષ ૧૫ મું ] જુલાઈ-૧૯૨૮ [ અંક ૨ જો.

## ખેડુતોએ નવરાશનો વખત કેમ ગાળવો?

યાને

### શેતરંજીની બનાવટ

(ગતાંકથી ચાલુ)

આપણે શેતરંજી માટે સુતર કેવું લેવું તથા તેના દડા કેવા બનાવવા વીગેરે પાછળના અંકમાં જોઇ ગયા. હવે ગયા અંકમાં બતાવેલા નંબર ૧ ના જે ખીલાઓ છે તેમાંથી બે ખીલાઓ લઇ જ્યાંથી તાણો શરૂ કરવો હોય ત્યાં આગળ બે ફુટ જગ્યા છોડી મુકી શેતરંજી જેટલી પહોળી કરવી હોય તેના કરતા એક ફુટ વધારે જગ્યા રાખી બે ખીલાઓ જમીનમાં સમાન્તર ઠોકી દેવા. પછી બીજા બે ખીલાઓ જેટલા વારનો તાણો (શેતરંજીની લંબાઈ) કરવો હોય તેનાથી એક વાર દુર પહેલા ઠોકેલા ખીલાઓની સામે બરાબર સમાન્તર ઠોકી દેવા. ખીલાઓ જમીનથી પોણો ફુટ ઉંચા રાખવા. હવે પહેલા બે ખીલાઓ જ્યાં ઠોક્યા તેની બહારની બાજુએ ખીલાની સાથેજ બન્ને ખીલાઓ ઓઢેકી ઇંટ મુકવી ને નંબર ૨ માં જણાવેલો એક પીંઢો મુકવો. પછી સામેના ખીલાની અંદરની બાજુએ એક વારના અંતરે પણ ઓઢેકી ઇંટ મુકી નંબર ૨ નો બીજો પીંઢો મુકવો અને એ પીંઢાને નંબર ૪ માં બતાવેલી દોરીની બન્ને બાજુએ બેઉ ખીલાઓની સાથે સરખી મજબુત બાંધી દો. આ બન્ને પીંઢા વચ્ચેનું અંતર શેતરંજીની લંબાઈ જેટલું જ રહ્યું.

આ મુજબ તૈયારી કર્યા બાદ બન્ને પીંઢાઓ ઉપર શેતરંજીની પહોળાઈના અંતરે બન્ને બાજુએ બેઉ પીંઢા ઉપર નીશાન કરી કીનારની દોરી બન્ને બાજુએ નાખી દેવી (કીનારની દોરી તાણા કરતા ત્રણ ગણી) હવે જે પીંઢેથી તાણો શરૂ કરવો હોય ત્યાં આગળ ગાંઠ મારી તાર ઉપરથી નીચે લેવો અને તે તાર બીજે પીંઢે લઇ ત્યાં આગળ પણ તાર ઉપરથી નીચે લેવો આની

રીતે તાર લેવાથી વચમા એક આટી આવશે તાણો કરવામાં ત્રણ માણસ હોય તો સરળતા પડે, જો ત્રણ માણસ હોય તો અકેકી માણસને બન્ને ઘેકે બેસવું અને એક માણસને દડા લઈને વચમા ફરવુ તેણે તો આ ઘેકે તાર મુકી બીજા ઘેકે આપવો લઇ જવો આવી રીતે ફરવાનુંજ કામ કરવાનુ હવે જે બન્ને ઘેકે માણસ બેઠા છે તેમણે તાણા ા તારને બબ્બે તારની જોડ કરી એ જોડ બે ઇંચમા પાચ આવે એમ ગોઠવવી એટલે દસ તાર થાય આવી રીતે બે ફીનારાની વચ્ચાનો બધો તાણો કરવો આ ઠેકાણે કરતા ઓછા તાર આવવા જોઈએ નહિ તાણો જેટલો કઠણ કરી શકાય તેટલો કઠણ કરવો કે જેથી વણાતી વખત અડચણ પડે નહિ આવી રીતે બધો તણો કરી રહયા બાદ બન્ને ઘેકાઓ આગળ જે પોલ હોય તેમા લાકડીઓ નાખી તે લાકડીઓ પહેલા દાટેલા ખીલાઓ પાસે લાવવી આવી રીતે લકડીઓ નજીક લાવવાથી એક જોગ પડશે હવે એ લાકડીઓ ઉપરના તાણાના તારને રાચ બાધવા રાચ માટે સુતરનીજ દોરી જોઈએ તેની જાડાઈ તાણાના તાર કરતા ચાર ગણી રાખવી તેને ઓછો વળ હશેતો વધારે વળ ચાલી શકે નહી

હવે રાચ બાધવાનુ શરૂ કરીયે નબર ૧૦ મા જણાવેલી લાકડી પટ લી લેવી તેને જે કાણુ છે તેની અદર ત્રણ ચાર ફુટની દોરી બાધી લેવી પછી નબર ૧૧ મા જણાવેલો સોયો લેવો અને તેના કાણામા પણ જેટલી શેતરજી પહોળી હોય તેનાથી બે ફુટ વધારે દોરી બાધી લેવી પછી જે લાકડી યો આપણે ઘેકા પાસે લાવ્યા છે તેમાની એક લાકડીની અદર રાચ બાધવાની દોરી નાખવી અને તે દોરીનો છેડો સોયા સાથે બાધી સોયાને પાટલીની ઉપર મુકવો બાદ સોયા સાથે બાધેલી દોરીથી તાણાનો એક અનુક્રમે તાર લઈ તે દોરી પાટલીને વચમા રાખી સોયાને આટી મારી પાછા તાણાનો અનુક્રમે બીજો તાર લેવો આવી રીતે તે લાકડી ઉપરના બધા તાર બાધી લેવા જોગ બાધતા જઈએ તેથી પાટલી સોયો ખસેડતા જવુ એટલે સોયા સાથેની બધી આટીયો સોયા સાથેની દોરીના આધારે આવશે આ પ્રમાણે બધા તાર બધાઇ ગયા બાદ પાટલીની સાથેની જે દોરી હોય તેમા નબર ૫ મા જણાવેલી લાકડી નાખવી અને તે લાકડીને બન્ને છેડે જે ખાચા હોય છે તે ખાચાઓ મા સોયો સાથેની દોરી બન્ને બાજુએ સખત ખેચીને બાધી લેવી અને પાટલી તથા સોયો કાઢી લેવા બાદ સોયાની અદર બીજી દોરી બાધી બાકીની લાકડી ઉપરના તારને પણ ઉપર પ્રમાણેની રીત મુજબ રાચ બાંધી લેવું આ પ્રમાણે બન્ને લાકડીયો ઉપરના તારને રાચ બધાઇ ગયા બાદ લાકડીયો કાઢી

નાખવી અને પછી શચ ની લાકડીઓનુ મધ્યબિન્દુ શોધી ત્યા આગળ નબર ૭ મા જણાવેલી સુતરની દોરી મધ્યમાથી બાધવી હવે નબર ૮ મા જણાવેલી ઘોડી તણુ ઉપર લાવી તેની ઉપર નબર ૯ ના માકડા નાખી તેને બન્ને બાજુ જે બાચા હોય તેમા શચને મધ્યમા બાધેલી દોરી બન્ને બાજુથી બાધી લેવી આ પ્રમાણે બન્ને શચ બન્ને માકડા સાથે બાધી લેવા બાદ બેઉ માકડા નીચે-ખસેડી જમણી બાજુનુ માકડુ ઘેડી ઉપર ખેચવું આમ ખેચવાથી અડધા તાર ઉપર આવશે તેની અદર એક દોરી નાખવી તે દોરીને નબર ૧૨ મા જણાવેલા પંજાથી ઠેકી ઘોકા પાસે લાવી બન્ને બાજુના ખીલાએ બાધી લેવી પછી માકડુ નીચે ખસેડી બીજુ માકડુ ખેચવુ તેની અદર વાણા માટે રાખેલા સુતરના ચાર તાર ભેગા કરી નાખવા તે પણ પજાથી ઠોકી દોરી સાથે લઇ જવા વાણાના સુતરને વળ આપવો નહિ તેના છુગાજ તાર ગણી ચાર ચાર તાર ભેગા કરી દોગ બનાવી ઉપયોગ લેવા રગીન પટા કરવા માટે સુતરને જુદા જુદા રગથી રગાવવુ જેટલી પહોળાઇના પટા કરવા હોય તેટલા અંતરપર લાકડાને વહેરવા માટે જેમ ચાકથી અગર ગેરૂથી દોરી પાડે છે તેમ તાણાના તાર ઉપર પાડી વણવુ જેથી ખચા ખુચા થવા સ ભાવ રહે નહિ

ઉપર મુજબ પ્રત્યેક ઇચ વણ્યા બાદ જેટલી પહોલાઇ ની શેતરજી હોય તેટલીજ લબાઇ ની નબર ૯ મા જણાવેલી લાકડાની પટીઓ બાધી લેવી તેની મુદ્દો શેતરજીની કીનારામા ખેસવી થોડું વણાય એટલે આગળ લેવી આમ છેવટ શેતરજી વણાય રહે ત્યા સુધી એને આગળ આગળ ખસેડતાજ રહેવુ

**સુચના**—(૧) શેતરજીમા તાણાના તાર બીલકુલ દેખાવા જોઇએ નહિ એવી રીતે વાણાના તાર બેસાડવા

(૨) લાકડાની પટીયો નબર ૯ ની તેની લંબાઇમા છેવટ સુધી વધઘટ કરવી નહિ

(૩) તાણાથી વાણા માટે સુતર ત્રણ ગણુ વધારે રાખવુ-

(૪) જો શેતરજીનો તાણો ઢીલો પડે તો નબર ૨ ના ઘોકાને નબર ૪ ની દોરીથી બાધ્યો છે તેને નબર ૩ ના નાના ઘોકાથી વળ આપવો

(૫) આ લેખ ઉપરથી જો કોઇકને સમજણ નહિ પડે અને ભુલો થવા સભવ રહે તેમજ પોતાને એક વખત નજરે જોઇ શીખવાનો વિચાર હોયતો બધા સાધનો તઇયાર કરી નીચેના સરનામે પત્ર લખવાથી ખુલાશો કરવામા આવશે

સપુર્ણ

ખેતીવાડી સ્કુલ — માધવભાઈ છીતાભાઈ
ગોધરા — મુ દીવા - વાયા અકલેશ્વર

# ખેતીવાડીખાતું, મુંબાઈ



## પત્રિકા નં. ૭, ૧૯૨૭
## પાણી ચઢાવવાનો લોખંડી કોશ

—********—

મુંબાઇ ઇલાકામાં કોકણ અને સીંધ શીવાયના દરેક ભાગોમા કે જ્યા પરશીયન જાતનું વ્હીલ (પૈડું) પસંદ કરવામા આવે છે ત્યા ચામડના કોશ અને એક બળદની જોડથી કુવા અગર નદીમાથી પાણી કાઢવામા આવે છે પરંતુ આવા કોશના કામને માટે ચામડાને ઘણી સારી ચીજ તરીકે ગણવામાં આવતુ નથી કારણ કે ચામડું હમેશ ઘણું જલદી ફાટી જાય છે અગર તેમા ચીરા પડે છે તે ઉપરાંત જ્યારે તેને પાણીમાં પલાળવામા આવે છે અગર પાણી કાઢવા માટે વાપરવામા આવે છે ત્યારે વજનમાં વધી જાય છે હાલના વખતમા કે જ્યારે ચામડાની કીમતમા વધારો થતો જાય છે ત્યારે તેની જગ્યાએ કોશ બનાવવા માટે ધાતુનો (લોખંડનો) ઉપયોગ કરવો જોઇએ

### લોખંડી સાગલી કોશ

ઉપરની અડચણો દુર કરવા માટે સાગલીના રહીશ મેસર્સ કીર્લોસ્કર(?) કુમ્પનીઓ સને ૧૯૧૦ મા ચામડાના કોશને બદલે લોખંડી કોશ તૈયાર કરી વપરાશમા અણ્યો અને તે કીર્લોસ્કર(?) કમ્પનીનો પહેલ વહેલોજ પ્રયાસ હતો હાલમા એ કોશ આખા મુંબાઇ ઇલાકામા અને ખાસ કરીને ખાનદેશ જીલ્લામા વધારે ઉપયોગમા આવેલો છે આ કોશનું કામ ઘણે ભાગે અને મુખ્યે કરીને ચામડાના કોશનુંજ અનુકરણ છે પાણી ખાલી કરવા માટે જે ચામડાના કોશને ઢોળ આપી ઉપર એટલે થાળામા લેવામા આવે છે તેવીજ રીતે આ કોશની પણ ગોઠવણ કરવામા આવેલી છે

આ નમુનાના મુખ્યત્વે કરીને એક ખામી છે અને તે એ છે કે કોશના તળીયામાં એક વાલ્વ છે અને જ્યારે કોશ પાણીની સપાટીએ પહોચે છે ત્યારે વાલ્વ ઉઘડી કોશમાં પાણી ભરાય છે અને બહાર આવતા પાણીના દબાણથી વાલ્વ બંધ થઇ જાય છે પરંતુ હમેશ આ વાલ્વમાથી પાણી ગળે છે અને ઘણી વખતે જગ્યાપર વાલ્વ (સીટપર) ચોંટી જાય છે જેથી પાણી અંદર આવી શકતું

નથી. તે ઉપરાત ઘણી વખતે ઇંટ ચુનાના ચણતરવાળા કુવામા કોશ ઉપર આવતા દીવાલ સાથે અથડાય છે અને દીવાલને નુકશાન કરે છે આ જાતનું નુકશાન દુર કરવા માટે ઉપરના દોરનું લાકડાનુ મ હાણુ કે જેમા દોર માટે ગેર ગડી હોય છે તે અને નીચેના દોરનો ગરગડો કુવાના થાળાથી (જેમા પાણી પડે છે તે) થેડો આગળ પરતો ગોઠવવો પડે છે.

આ લોખંડી કોશ ચામડાના કોશ જેટલો વખત સારી રીતે ચાલી શકે છે તે ઉપરાત તેની દુરસ્તી પણ ગામડાના સાધારણ લુહાર પણ કરી શકે છે તે ઉપરાત આ કોશ (લોખંડી કોશ)થી કામ કરવા માટે જુના કોશના મ હાણુ માં તેમજ નીચેના દોરના ગરગડામા કોઇપણ જાતનો વિશેષ ફેરફાર કરવો પડતો નથી માત્ર કુવાની દીવાલોને નુકસાન ન થાય તે પ્રમાણે કુવામા આગળ પડતુ મ હાણુ અને ગરગડો ગોઠવવાથીજ કામ શરૂ કરી શકાશે.

કોસની બીજી ઘણી જાતો બનાવવામા આવી છે પરતુ તેમા વિશેષે કરીને કોઇપણ જાતની સુધારણા કરવામાં આવેલી નથી માત્ર પાણી આવવા માટેની યોજનામા સુધારણા કરવામાં આવેલી છે અને એ કોશ જુના ચામડા ના કોશની સરખામણીમા ઘણોજ ફતેહમંદ થયો છે અને તે કોશ પશ્ચીમ હીંદુસ્તાનમાં ઘણા પ્રમાણમા વપરાસમા પણ આવેલો છે ઉપર જણાવેલી જાત નો કોસ બે માપના એટલે ૩૫ અને ૪૫ ગેલન પાણી રહે તેવા તૈયાર કરવામાં આવેલા છે અને તેને એક જોડ બળદથી ચલાવી શકાય છે. તે ઉપરાત એક ખાસ જાત તયાર કરવામા આવેલી છે કે જેમા ૫૫ ગેલન પાણી રહી શકે છે પરતુ તેને ચલાવવા માટે બે જોડ એટલે ચાર બળદ જોઇએ છે.

## "ધી સ્કીન ઇરીગેશન બકેટ"

## (સ્કીનની બનાવટની પાણી પુરનારી ડોલ)

આ નવી જાતની ડોલ (કોષ) કે જે નવા તત્વોપર કરવામાં આવેલી છે અને જે હાલમાજ એગ્રીકલ્ચરના વહીવટ ભી એસ સ્કીને બનાવેલી છે અને જેના અખતરાના અનુભવથી સીધ્ધ પણ થયેલુ છે કે આ પહેલા જે લોખંડી કોશ બનાવવામા આવેલો તેમાં જે કાઇક થોડી ઘણી ખામીઓ હતી તે આનાથી પરીપુર્ણ થઇ છે આ નવો કોશ વરત વગરનો અને બળદના જુપરા સાથે જોડવામાં આવેલી યુકીથી બળદોને તાબામાં રાખી શકાય છે આ નવો કોશ વાલવથી થતી પાણીની ગળતર અને વખતના વ્યયની બાબતમાં પુરો દાખલો

આવે છે આ નવા કોશને વચમાંજ એક ખાસ જાતના દોરથી લટકાવવાને બદલે બે બાજુએ બે સાદા દોરથી લટકાવવામા આવેલો છે અને તે બન્ને દોરપર કોશનું વજન બે સરખા વજનમા વહેંચાયલુ હોય છે આ જાતમાં બે દોર હોવાથી તે દોર સાધારણ જાતનો હોય તોપણ ચાલી શકે છે આ કોશને ગમે તે કુવાપર કે જયા ચામડાનો અગર લોખંડનો કોશ ચાલતો હોય ત્યા કુવાના મંડાણમા અગર નીચેના ગરગડામા કાંઇપણ જાતનો સ્પેશીયલ (ખાસ) ફેરફાર કર્યા શીવાય બેસાડી શકાય છે આ કોશની ચાલુ સાઇઝ ૩૮ ગેલન પાણી રહે તેટલી છે પરંતુ એ શીવાયની ખાસ કદની ડોલ (કોશ) ની માગણી કરવામા આવેથી તે આપવામાં આવશે

ઉપર જણાવેલી 'ઇરીગેશન બકેટ) ડોલ કોશ) એવી જાતની બનાવવામા આવી છે કે તે કુવામા પાણીની સપાટીપર પહોચવામા આવતાજ ડોલના મુખથી પાણી અંદર આવીને ડોલ બે થી ત્રણ સેકન્ડમા ભરાઇ જાય છે એ બાબતનો અખતરો ખેતીવાડી કોલેજ પુનામા કરવામા આવેલ છે આ ડોલ (કોશ) પાણીથી ભરાયા પછી પોતાની ઉભી સ્થીતીમાં આવે છે અને તરતજ બળદોની મદદથી તેને ઉપર ખેંચી લેવામા આવે છે ડોલ ઉપર એટલે થાળાના મુખ આગળના ગરગડા આગળ આવી અટકે છે ડોલ ગરગડા આગળ આવ્યા પછી ઉપરના અને નીચેના દોરને બળદોને આગળ પાછળ કરી જોઇના પ્રમાણમાં લાંબા ટુંકા કરી ડોલને થાળામા ખાલી કરવામા આવે છે

આ નવી ડીઝાઇનની ડોલથી નીચે મુજબના ખાસ ફાયદા માલુમ પડયા છે —

(૧) ઓટોમેટીક (ગણું રાખનાર ચક્ર) થી હમેશના ચાલુ કોશ કરતા આ નવો કોશ ઘણો સાદો અને થોડી મહેનતે કામ કરી શકાય તેવો થયેલો છે અને તેથીજ સાધારણ અનુભવવાળો કોશ હાંકનાર માણસ અગર એકાદ સાધારણ અનુભવી છોકરો પણ કામ કરી શકે છે

(૨) વજન બે સાદા અને હમેશના ઉપયોગના દોરડામા સરખે ભાગે વહેંચાયલુ હોવાથી અને વજનની લાઇનની મુખ્ય દોરી બળદની ખાંધ પર હોવાથી તે ફાયદો છે દોર સાધારણ જાતના હોવાથી તેમાં કીમતનો પણ ફાયદો છે

(૩) ડોલ (ઇરીગેશન બકેટ) વજનમા હલકી કેવળ વગરની, લટકાવવાની પદ્ધતિને લીધે કમી નુકશાન ભરેલી અને જે સાંકળીપર ડોલને

ટગવવામા આવેલી, છે તે સાફ્ગ જાતની બનાવટની હોવાથી કાટ ન ચઢવા વાળી અને જલ્દી તુટ ફુટ વગરની હોવાથી ફાયદેશીર છે

(૪) ડોલ (ઇરીગેશન બકેટ) મા પાણી જલદી ભરાય છે અને ઉપર થાળામા પાણી પણ જલદીથી ઠલવાઇ જાય છે અને તેથી વખતનો ઘણો બચાવ થાય છે

(૫) આ ડોલમા (ઇરીગેશન બકેટમા) કુવામાંથી ઉપર આવતા પાણીની ગળતર થતી નથી

(૬) આ જાતની ડોલ અને પુલી જ્યારે કોશ તરીકે વાપરવાની ન હોય એટલે પાણી કઢવાનુ ન હોય ત્યારે ફારમપર બીજા પણ કામો માટે વપરાય છે

ઇરીગેશન બકેટમા ઉપર જણાવેલા ફાયદા છે એ અખ્તરાથી સીદ્ધ થયુ છે

ધી સાગલી લોખડી કોશ, મેસર્સ બીડેની કમ્પની, સાગલી, એમને ત્યાથી મળશે

ધી "સ્કીન" ઇરીગેશન બકેટ, એ બકેટના બનાવનાર મી એલ સ્કીન, બીડની રોડ, બેંગલોર, એમની પાસેથી મળશે.

---

# મુંબઈ ઈલાકાનું ખેતીવાડી ખાતું.

## હસ્ત પત્રિકા ન ૨૪, ૧૯૨૭

છેલ્લાં થોડા વર્ષ થયા આખા ગુજરાતમા તેમજ મુબાઇના બજારમાં કલમી મોટાં બોર ઘણા લોકપ્રિય થઇ પડ્યા છે એના પરિણામે બોરનુ વાવેતર એટલુ બધુ વધી ગયું છે કે, નવુ વાવેતર કરવા માટે ખેડુતોને ભરોસાપાત્ર બોરની સારી કલમો મળી શકતી નથી છેલ્લા થોડા વર્ષોના અનુભવ પરથી એવુ માલુમ પડ્યુ છે કે સુરત અને અમદાવાદ બાજુએ થતા ઘણા જંગલી બોરની જાતો (મોટા ખાટાં, તેમજ ચણીબોર) સારા કલમી બોરમા ફેરવી શકાય છે.

## મોટાં જંગલી બોરના ઝાડ પર કલમ ચઢાવવાની રીત

જંગલી બોરડીના થડને જમીનથી એક ફુટ ઉંચુ રાખી, ફેબરૂઆરી અથવા માર્ચ મહિનામાં કાપી નાખવું. આમ કરવાથી કાપેલા થડના માથાળા પાસેથી નવી ડાળીઓ ફુટવા માંડશે. આ ડાળીઓમાંથી સૌથી જોરદાર ડાળી પસંદ કરી કલમ કરવા માટે રહેવા દેવી અને બીજી બધી કાપી નાંખવી જ્યારે આ રહેવા દીધેલી ડાળી આશરે અડધોએક ઇંચ જાડી થાય ત્યારે એમ સમજવુ કે એ હવે કલમ કરવા માટે તઈયાર થઈ છે આ કલમ કરવાની રીતીને આંખો ચઢાવવાની રીત કહેવાય છે આ પ્રમાણે આંખો ચઢાવવા જેવી ડાળી તઈયાર થતા બે મહિના લાગે છે એટલે લગભગ એપ્રિલ કે મે મહિના મા તેના પર આંખો ચઢાવવાનુ કામ શરૂ કરવામા આવે છે આવી આંખો, પસંદ કરેલા કલમી બોરના ઝાડની એક વર્ષ ક્હાડાની જુની ડાળીઓમાં પરથી લેવામા આવે છે આંખો ભરાવદાર અને ફુલેલી હોવી જોઇએ આવી આંખો સાથેની ડાળીઓ, આંખો ઉતારતા પહેલા થોડા કલાક પાણીમા ભીંજવી રાખવી. ડાળ પરથી આંખો કેવી રીતે ઉતારવી અને જંગલી બોરના થડમાંથી ફુટેલી ડાળી પર કેમ ચઢાવવી તે આ સાથે આપેલા ચીત્રોમા દેખાડવામા આવ્યું છે.

જો આંખ બાંધ્યા પછી સાત કે આઠ દીવસ જીવતી રહે તો જાણવું કે કલમ બરાબર થઇ છે આંખ બાંધ્યાને દસ દીવસ પછી જો ચઢાવેલી આંખ જીવતી હોય તો, જંગલી ઝાડની ડાળી ચાર ઇંચ લાંબી, આંખની ઉપર રાખી કાપી નાખવી આંખ ચઢાવ્યા પછી લગભગ વીસ દીવસે ફુટવા માંડે છે ને જ્યારે તે ફુટીને છ ઇંચ જેટલી લાંબી થાય છે ત્યારે તેની માથાળાની ઉગતી કુંપળ તોડી લેવામા આવે છે, એટલે બાજુએથી તેને સારી ડાળીઓ ફુટવા માંડે છે કલમ કરેલી આંખમાથી ફુટેલી આ નવી ડાળી એટલી તો ઝડપથી વધે છે કે એક વર્ષના અરસામા તો તે મોટુ ઝાડ થઇ જાય છે અને પહેલા વર્ષના છેડે આશરે ચારથી છ રતલ બોર આપી શકે છે અને ચાર વર્ષ પછી મોટી ઉત્પન્ન આપી શકે છે

આવી કલમ કરેલી બોરડીના થડની આસપાસ, જ્યાથી નવી રહવેલી આંખ ફુટી તે જગ્યા સુધી, માટી ચઢાવી-દેવામા આવે છે કે જેથી કલમ પવનના જોરથી ભાંગી પડે નહિ. આ પછી થડની આસપાસ વરસાદનુ પાણી ભરી રાખવા માટે થાળુ બનાવવામા આવે છે.

ચણીબોરની જાત પણ આંખો ચઢાવીને સારી જાતમાં ફેરવી શકાય છે.

કલમ કરવા માટે, ચણીબોરની ઝાડીને લગભગ જમીન સાથે કાપી નાખવામા આવે છે અને જે ઉગી જોરદાર નવી ડાળીઓ ફુટે છે તેની ઉપર આંખો ચઢાવવામા આવે છે આંખો ચઢાવવાની રીત ઉપર જણવ્યા પ્રમાણેજ છે ચણીબોર ઉપર, બાંધેલુ કલમી ઝાડ નાની ઝાડી તરીકેજ રહે છે.

૧ કલમી બોરની આંખો સાથે રી ડાળી

૨ કલમી બોરની ઉતારેલી આંખ આંખ ઉતારતી વખતે "અ" મા જણાવ્યા પ્રમાણે થોડા લાકડાના ભાગ સાથે કાપવામા આવે છે પછી હળવે રહીને નખ વતી લાકડાનો ભાગ કાઢી ફેંકી દેવામા આવે છે આમ કરતી વખતે ધ્યાન રાખવુ કે આંખની છાલના નીચેના ચીકણા પડને ઘસારો લાગે નહિ આંખ પામેના કાટ છાલ ન ચીરાય તેમ હથવતી અથવા છરીવતી સભાળીને કાઢી નાખવા બોરના પાનની ડાંડી આંખ સાથે વળગેલીજ રહેવા દેવી

૩ જગલી બોરની ડાળી કમી આંખ ચઢાવવા માટે છાલ ચીરી અને ઢીલી કરીને તૈયાર કરવામા આવી છે પહેલા એક આડો કાપ મુકવામા આવ્યો છે અને આડા કાપની વચ્ચેથી ઊભો કાપ સીધો નીચે ઉતારવામા આવ્યો છે

આ ક્રિયા કરવા માટે એક ખાસ છરી વપરાય છે જેને અગ્રેજીમા "બડીગ નાઇફ" કહે છે આ બડીગ નાઇફનુ પાનુ ઘણુ તેજ અને છેડેથી સહેજ વાંકુ હોય છે આ વાક કાપ મુકવા માટે ઘણો ઉપયોગી થઇ પડે છે બડીગ નાઇફનો હાથો, હાથી દાંતનો અથવા હાડકાનો લીસો, ચપટો અને છેડેથી પાતળો હોય છે છરીનુ પાનુ ફક્ત છાલ ચીરવાનાજ કામમા વપરાય છે, પણ ચીરાયલી છાલ ઉચકીને ઢીલી કરવા માટે હાથી દાતના પાતળા છેડાનોજ ઉપયોગ કરવો જોઇએ કે જેથી છાલની નીચેના ચીકણા પડને ઘસારો લાગે નહિ બડીગ નાઇફને બદલે કોઇ પણ સારી ધારવાળી છરી સાચવીને વાપરી શકાય

૪ જગલી બોરની ડાળીની ચીરેલી છાલમા કલમી આંખ બેસાડી દીધા પછીનો દેખાવ

૫ ચીરાયલા ભાગોને પહોળી નરમ પટીથી મજબુત બાંધી લેવમા આવે છે ફક્ત આંખ ઉઘાડી રાખવામા આવે છે કેળની સુકી છાલથી બનેલ પહોળી પટી બનાવી ઘણીવાર વાપરવામા આવે છે



# ખેતીવાડીખાતું, મુંબાઇ

## હસ્તપત્રિકા નં ૨૩, ૧૯૨૭

### દાડમના ફળને સુરસા નામની ઇયળથી બચાવવાનો સ્હેલો ઉપાય.

દાડમના ફળનો મોટામા મોટો શત્રુ એક જાતનો કીડો (ઇયળ) છે કે જેને મરાઠી ભાષામા સુરસા નામનો કીડાથી ઓળખવામા આવે છે જ્યારે દાડમનો ફાલ બેસે છે અને જ્યારે ફળ સોપારી કરતા મોટા હોતા નથી ત્યારે એક નાનુ પતંગીયુ ફુલ અથવા ફળની છાલ ઉપર ધોળા બારીક ઇંડા મુકી જાય છે. આ ઇંડામાથી એક જાતનો નાનો કીડો ઉત્પન્ન થાય છે અને તે ફળને કોચીને અંદરના ભાગમા પેસે છે અને જેમ જેમ ફળ મોટું થતુ જાય છે તેમ તેમ આ ઇયળ પણ ફળની અંદરનો ભાગ કોતરી ખાઈને મોટી થાય છે આ કારણને લીધે દાડમ બગડી જઇ ખાવાના કામમા લઈ શકતા નથી.

મહારાષ્ટમા આ ઇયળને લીધે અમુક ભાગોમા નેવું ટકા સુધી ફળ નાશ પામતા માલુમ પડયા છે આ ઇયળની ખાસીયત ફળની અંદર રહી ખાવાની હોવાને લીધે, ઝેરી દવાથી તેનો નાશ કરવાનુ બની શકે એમ નથી.

આ કીડાનો નાશ કરવાનો એકજ ઉપાય જણાયો છે અને તે એ છે કે જ્યારે દાડમના ફળ સોપારી જેવડા થાય ત્યારે પતંગીયાના ઇંડા મુકવાના ના॥ સારા ફળ તપાસી તેના ઉપર કાગળની કોથળીઓ ચઢાવી, દેવી પુનાની ખેતી વાડી કોલેજના મોદીબાગના બગીચાના પાચ વર્ષના અનુભવ પરથી ખાત્રી પુર્વક કહી શકાય છે કે આ પ્રમાણે ફળ બચાવવાની રીત તદન સ્હેલી અને વેપારી દ્રષ્ટિએ મોટા પાયાપર પણ કરી શકાય એવી છે

### કોથળીઓ બનાવવાની રીત નીચે પ્રમાણે છે:—

કાગળીઓ બનાવવા માટે એક જાતનુ પાતળુ, ચીકણુ પણ કાચી જાતનુ બ્રાઉન પેપર કે જેને અંગ્રેજીમાં ક્રેફ્ટ પેપર કહેવામા આવે છે તેનો ઉપયોગ કરવો. આ કાગળ મુબાઈના બજારમા કોઇપણ મોટા કાગળના વેપારીની દુકાનેથી આશરે એક રીમ એટલે (૫૦૦ કાગળ) ના રૂપીઆ પાચ લેખે મળી શકે દરેક કાગળની લંબાઈ ચાળીસ ઇંચ અને પહોળાઈ સત્તાવીશ ઇંચ હોય છે, આવા એક કાગળમાંથી આઠ ઇંચ લાંબી અને ૭ ઇંચ પહોળી એવી

આઠ કોથળીઓ બનાવી શકાય છે. આવી કોથળીમા મોટામાં મોટુ દાડમ સમાઇ શકે છે એક રીમ કાગળોમાંથી ચાર હજાર કોથળીઓ બનાવી શકાય છે કોથળી બનાવવા માટે એક કાગળના આઠ ટુકડા કરવા આમાના એક ટુકડાને બેવડ કરી વળેલા ભાગની બન્ને ધારોને ગુંદરવતી ચોટાડવી અહી આગળ એક બાબત ધ્યાનમા રાખવા જેવી છે કે કોઇ વખત ભારે વરસાદમા ગુંદર પીગળાઇ જવાનો સંભવ રહે છે માટે જો બની શકે એમ હોય તો ચોટાડેલા ભાગપર એક કે બે દોરાના ટાકા મારવામા આવે તો વધારે સારૂં. કોથળીઓ બનાવવામા સાધારણ રીતે બાવળના ગુંદરનો ઉપયોગ કરવો આ પ્રમાણે કોથળીઓ તૈયાર કીધા પછી કીડા વગરના સારા ફળોપર ચઢાવવા માટે કામમા લેવી કોથળીને ફળપર ચઢાવ્યા પછી તેના મોંઢાનો ખુલ્લો ભાગ દોરાવતી ફળની દાંડી સાથે બાધી દેવો. તૈયાર થયેલા ફળો ઉતારતી વખતે જો કોથળીઓને સાચવીને કાઢી લેવામા આવે તો તેમાની ઘણી બીજે વર્ષે કામ લાગે

આ પ્રમાણે આ સઘળુ કામ જો કે મહેનત અને કંટાળા ભરેલુ લાગે તોપણ ખરી રીતે જોતા તે તેવુ નથી આ નીચે જણાવેલા આકડાપરથી ખ્યાલ આવશે કે આ કામ કરવામા એકદરે કેટલી મહેનત, ખર્ચ અને પાકનો બચાવો થાય છે —

૨,૦૦૦ કોથળીઓ બનાવીને ચઢાવવાનો ખર્ચ

| | રૂા આ પા |
|---|---|
| ૧. કેફ્ટ પેપર, રીમ અર્ધો | ૨—૬—૦ |
| ૨ ઉંચી જાતનો ગુંદર, રતલ ૨ | ૦—૧૨—૦ |
| ૩. કોથળીઓ બનાવવાની મજુરી, માણસ ૫ (એક દિવસ | ૩—૨—૦ |
| ૪ કોથળીઓ બાધવાની મજુરી બઇરા ૧૦ (એક દિવસ) | ૩—૨—૦ |
| ૫ દોરો ( ટવાઇન ), ત્રકલ નં ૫ | ૦—૧૦—૦ |
| કુલ્લે ખર્ચ | ૧૦—૦—૦ |

આ પ્રમાણે રૂા ૧૦ ના ખર્ચે આશરે ૨,૦૦૦ ( બે હજાર ) દાડમના ફળ બચાવી શકાય છે એટલે સાધારણ રીતે જેટલી કોથળીઓ વાપરવામાં આવે છે, તેટલા સારા ફળ બચાવી ઉતારી શકાય છે આવી રીતે ફળપર કોથળીઓ ચઢાવવાથી જોકે તેની છાલનો રંગ જોઇએ તેવો લલચાવનારો નથી બનતા તે રંગના ભોગે આ ફળ આ કીડાના પંજામાથી બચાવી શકાય છે.

# મુંબઈ ઈલાકાનું ખેતીવાડી ખાતું.

—*******—

હસ્તપત્રક નં. ૭૧

## આંખ કલમથી લીંબુની સુધારણા

મહારાષ્ટ્રમાં લીંબુનાં ઝાડો સાધારણ રીતે બીમાંથી રોપા કરીને ઉછેરવામાં આવે છે. આ રોપા દોઢ કે બે વર્ષ પછી, જ્યારે બે ફીટ ઉંચા થાય છે ત્યારે ધરૂવાડીયામાંથી કાઢી લઇ તેઓને હંમેશની જગ્યાએ બગીચામાં રોપવામાં આવે છે. આ ઝાડો રોપ્યા પછી પાંચ કે છ વર્ષે ફળ આપવા માંડે છે, પણ જે ફળ આવે છે તે પોતાની ખરી જાતથી થોડે કે વધારે અંશે જુદાં પડે છે.

આવી રીતે રોપા કરીને ઉછેરેલા લીંબુના ઝાડ જો કે ઘણીક વાર સારી ઉત્પન્ન આપે છે, છતાં એવું માલુમ પડ્યું છે કે બીમાંથી ઉગાડેલાં રોપા ઉછેરવાને બદલે, આવા રોપાઓ જંબુરી નામના મોટા, ગોળ, બીજોરા લીંબુના બીમાંથી તઈયાર કરી, તેની ઉપર સારી જાતના આપણે પસંદ કરેલા લીંબુની આંખો બાંધી કલમ કરવામાં આવે તો પરિણામ વધારે સારૂં લાવી શકાય. આંખ કલમના ફાયદા નીચે પ્રમાણે —

(૧) આંખ કલમ, બે વર્ષ વ્હેલા ફળ આપવા માંડે છે.

(૨) ફળનું કદ તથા ગુણ સુધરે છે.

(૩) ફળ પોતાનું જાતી સ્વરૂપ જાળવી રાખે છે.

કલમી લીંબુના બગીચાઓ વધારે મોટા પ્રમાણમાં રોપવામાં આવે એ હેતુથી આ હસ્તપત્રકમાં લીંબુની આંખ કલમ કેવી રીતે તઈયાર કરવી તેનું વર્ણન કરવામાં આવ્યું છે.

જંબુરીના રોપાઓ તઈયાર કરવાની રીત —

જંબુરીના ઘણા પાકાં ફળમાંથી બી કાઢવામાં આવે છે અને ધરૂવાડીયામાં આ બી જુલાઈ મહીનામાં વાવવામાં આવે છે. જ્યારે રોપાઓ ચાર કે પાંચ ઇંચ ઉંચા વધે છે ત્યારે તેઓને ધરૂવાડીયામાંથી ઉખેડી ખુલ્લી જગ્યામાં મોટા ક્યારા બનાવી રોપવામાં આવે છે. રોપની વખતે રોપાના લાંબા મુળીયાં કાપીને ટુંકા ટુકા કરવામાં આવે છે. રોપાઓ છ થી આઠ ઇંચ પાસે પાસે હાર બાંધી

રોપવામાં આવે છે અને બે હારની વચ્ચે એક હાથ જગ્યા છોડી દેવામાં આવે છે આટલા પાસે પાસે રોપવાનો હેતુ એ છે કે, બનતા સુધી રોપાઓના થડનો નીચલો ભાગ જમીનથી નવ ઇંચ ઉંચે સુધી ડાળી ફુટવા વગરનો ચોકખો રહી શકે જો રોપાના થડ ઉપર આટલી ઉંચાઈ સુધીમાં ડાળી ફુટે તો તે કાઢી નાખવી જોઇએ. જો રોપાઓની હારો વચ્ચે આવેલી કયારામાની જમીનને વારવાર કોદાળી વતી ખોદીને ઢીલી કરવામા આવે અને સારી રીતે કોહેલાં જુના છાણીયા ખાતરનો ઉપયોગ કરવામા આવે તો રોપાઓ ઘણા જલદીથી વધે છે અને આઠ કે દસ મહિનામા કલમ કરવા માટે તઈયાર થઇ જાય છે. પણ સાધારણ રીતે રોપાઓને તઈયાર થતા ૧૨ થી ૧૪ મહિના લાગે છે.

## સારી જાતનાં લીંબુની આંખો પસંદ કરવાની રીત—

કાગદી લીબુની આંખો પસંદ કરવાનુ કામ અઘરૂ છે સાધારણ રીતે લીબુની ડાંખળીઓ ઉપર, આંખો કાંટાની સાથે જોડે જોડ લાગેલી જોવામા આવે છે આ કાંટાને લીધે આંખો ઉતારવી કઠણ પડે છે તથા આંખ સાથેની છાલ ચીરાઈ જવાનો સંભવ રહે છે આ કારણે સંત્રા અને મોસંબીની આંખ કલમો જેટલા પ્રમાણમા ઉછેરવાનો પ્રચાર થયો છે તેટલા પ્રમાણમા લીબુની કલમો ઉછેરવાનું બની શક્યુ નથી પણ જો બારીકાઇથી જોઇએ તો માલુમ પડશે કે ચાલુ મોસમમા ઉગેલી, છેડેની ડાખળીઓના નીચલા ભાગ ઉપર થોડીક આંખો કાંટા વગરની હોય છે આ આંખો સાધારણ રીતે નાની હોય છે પણ ડાખળીઓનો છેડેનો ભાગ જો થોડા દિવસ આગળથી કાપી નાખ્યો હોય તો આ આંખો એકાદ અઠવાડીયામા ફુલીને મોટી થાય છે અને કલમ કરવા માટેના ઉપયોગમા લઈ શકાય છે કાંટા વગરની આંખો મેળવવાની બીજી રીત એ છે કે સારી ફુલેલી આંખો પાસેના કાંટા એક મહિનો આગળથી કાઢી નાખ્યા હોય તો ડાખળી ઉપરના કાંટાવાળા ઘા એક મહિનામા રૂઝાઇ જાય છે અને તેથી આંખ ઉતારતી વખતે છાલ ચીરાવાનો સંભવ રહેતો નથી આ રીતે એક ડાખળી ઉપરથી ઘણી આંખો મેળવી શકાય છે

## આંખો ચઢાવવાની ક્રિયા —

ઉપર જણાવ્યા પ્રમાણે જંબુરીના રોપાઓ જ્યારે બે ફીટ ઉંચા, પેનસીલ જેટલી જાડાઈના અને રસદાર બને છે એટલે કે નખ મારતા રોપાના થડની છાલ નીચેના લાકડાથી સ્હેલાઇથી છુટી પાડી શકાય છે ત્યારે આંખ ચઢાવવાને લાયક થયલા કહેવાય છે જુન મહિનાથી તે ફેબ્રુવારી મહિના સુધી આ

સ્થિતિમાં રોપાઓ રહી શકે છે જો આ સ્થિતિમા ન હોય તો કોહાળી વતી ક્યારાની જમીન ઢીલી કરીને થોડુ, સારૂ, કોહેલુ છણીયુ ખાતર આપ્યાથી રોપાઓનો રસ વહેતો કરી શકાય છે હવે પસંદ કરેલી લીંબુની આખ ડાખળી ઉપરથી ઉતારવામા આવે છે આંખની ઉપર અરધો ઇંચ અને નીચે અરધો ઇંચ છાલ રહે અને આખ બરાબર વચમાં રહે એવી રીતે ચપ્પુથી આખ છાલ અને થોડા લાકડાના ભાગ સહીત કાપી જુદી કરવામાં આવે છે પછી નખ વતી તુરતજ લાકડાનો ભાગ કાઢી નાખવામા આવે છે આ છાલ સાથેની આંખ જમ્બુરીના રોપા, ઉપર ચઢાવવાને તઇયાર થયલી કહેવાય છે લાકડાનો ભાગ કાઢી નાખ્યા પછી તુરતજ આખને ભીના લુગડાંમા લપેટી રાખવામા આવે છે સગવડને માટે આ તઇયાર થયલી આખ મહારાષ્ટ્રના માળી લોકો મ્હોમા રાખવાનું પસંદ કરે છે આ ક્રિયા થઇ રહ્યાં પછી જમ્બુરીના રોપાના થડ ઉપર જમીનથી ૭ ઇંચની ઉંચાઇએ ચપ્પુથી એક સીધો કાપ મુકી છાલ ચીરીને ઢીલી કરવામા આવે છે પછી જમ્બુરીના રોપાને, ચીરાયલા ભાગ ઉપર વાંકો વળવામા આવે છે આથી ચીરાયલી છાલ વધારે ખુલે છે અને લીંબુની આખ આ ચીરાયલા ભાગમા ઘણી સ્હેલાઇથી સેરવી દઇ શકાય છે આ ક્રિયા પુરી થવા પછી કેળની સુકી છાલમાથી બનાવેલી પહોળી નરમ પટીથી ચીરાયલા ભાગોને, આખ ખુલ્લી બહાર દેખાય તેમ સજ્જડ બાંધી દેવામા આવે છે એક મહિના પછી જ્યારે આ ચઢાવેલી આંખ ફુટવા માંડે છે ત્યારે જમ્બુરીના રોપાનો, ચઢાવેલી આખની ઉપરનો ભાગ કાપી નાખવામા આવે છે તથા આખની નીચેથી જમ્બુરી । થડમાથી ઉગતી ડાળીઓ પણ હંમેશા કાપી નાંખવાની સભાળ લેવામા આવે છે આ પ્રમાણે જમ્બુરીના થડ ઉપર ફક્ત લીંબુની આખને ઉગવા દેવામાં આવે છે આ રીતે તઇયાર કરેલા ઝાડને લીંબુની આંખ કલમ કહેવામા આવે છે બીજી વર્ષાઋતુમાં આ કલમ કરેલું લીંબુનુ ઝાડ બગીચામા હંમેશની જગ્યાએ રોપવા લાયક થાય છે.

# બિનશરાફી સહકાર અને વેચાણની મંડળીઓ.

લેખક—રા રા વાઈ ટી દેશાઈ, બી એજી, આઈ-ડી-સી-ડી
એગ્રીકલચરલ ઓર્ગેનાઈઝર સહકારી મંડળીઓ ઉત્તર વિભાગ, સુરત

ઠરાવ નં ૨

હીંદુસ્તાન ખેતી પ્રધાન દેશ છે હીંદુસ્તાનની વસ્તીનો એંસી ટકા જેટલો ભાગ ખેતીપર આધાર રાખે છે એટલે જો આપણે દેશની ઉન્નતી સાધવી હોય તો ખેડુતોની ઉન્નતી સાધવાના પ્રયાસો કરવા જોઇએ જ્યાં સુધી એમની-આર્થીક સ્થિતી સુધારવા રચનાત્મક કાર્યક્રમ આપણા સમક્ષ રજુ થયો નથી ત્યાં સુધી આપણે દુનિયાના બીજા દેશોએ જે સર્વસમાન્ય પધ્ધતિ ગ્રહણ કરી છે, તેનો અભ્યાસ કરી, તેમાં ઘટતા સુધારા વધારા કરી આપણે જો આપણા પ્રયત્નો આદરીશું તો જરૂર આપણને લાભદાયક થઇ પડશે

ખેડુતોમાં સૌથી સાદી અને સરળ સમજ એ હોવી જોઈએ કે, ખેડુતે પોતાનો માલ ઓછામાં ઓછે ખર્ચે, વધારેમાં વધારે ઉત્પન્ન કરવો જોઇએ, અને એટલેથીજ ખેડુત પોતાની ખેડુત તરીકેની ફરજ અદા કરી છે એમ માનવુ જોઇએ નહિ પરંતુ પોતાના માલની વધુમાં વધુ કિંમત ઉપજાવી શકવાની શક્તિ એનામાં હોવી જોઇએ આપણો ખેડુત ૧૦૦માંથી ૯૫ ટકા ભાગેજ પોતાના ખર્ચની-ખેતીના તેમજ ઘરના-ગણત્રી કરતો હશે વર્ષિક બજેટ એટલે અંદાજ પત્રક, તેની આવક અને જાવકનુ, કોઇ ખેડુત કરતો હોય એવું મારા જોવામાં આવ્યુ નથી કોઈ કોઇ ખેડુત ૧૦૦ મા ૨ ટકા જેટલા ખેતીનો અમુક પાક પકવવા કેટલો ખર્ચ થયો અને તે પાકનુ ઉત્પન્ન શુ થયુ તેની નોંધ રાખતો માલમ પડે છે, પણ ઘરવ્યવહાર માટે ખર્ચ શુ થયો છે અગર થશે એવી નોંધ રાખતો ખેડુત ૧૦૦ મા ૧ માલમ પડે છે આવી સ્થિતિની અંદર ખેડુત પોતાની આર્થિક સ્થિતિનુ સરવાયુ વર્ષ આખરે કાઢે એ માનવુ કેટલુ શક્ય છે એ સમજવુ, હું વાચકને સોંપી દઉં છુ જ્યાં આવી વિષમ સ્થિતિ હોય ત્યાં ખેડુતનો આર્થિક ઉધ્ધાર તે જાતે કરશે તેવી ખેડુત પાસે કેટલી આશા રાખવી? મ્હારૂં એમ માનવુ છે કે દરેક કેળવાયલા, સુશિક્ષિત ગૃહસ્થે, ભલે તે ખેડુત હોય કે શહેરી હોય, તેની મનુષ્ય

તરીકેની ફરજ છે કે પોતાના દેશબન્ધુઓને પોતાનું હિત શેમાં છે, પોતાની ઉન્નતી શાથી થઈ શકે એ દિશા તેમને બતાવવી જોઈએ કોઈપણ શહેરીના જીવનનો અગર શહેરના ઉદ્યોગનો ખેતીની નીકાશ ઉપર આધાર હોય છે શહેરની ખીલવણીનો આધાર પણ ખેતીજ છે, એટલે કે જ્યાસુધી ખેડુતને આપણે-આપણી સ્થિતિનો બરાબરીયો કરીશુ નહિ, જ્યાસુધી આપણા જેટલી સમાનતા એનામા લાવીશુ નહિ, ત્યા સુધી આપણા દેશની સામાન્ય ઉન્નતી સધાવી શકાય નથી આપણે એવુ ઇચ્છતા નથી કે આપણામા મુડીવાદ અને મજુરવાદ (Capitalists & labourites) કાયમનો ઉભો રહે. આપણે તો બધા એ એક સાથે મળીને બધાને સરખા બનાવવા છે, બન્ધુત્વનો ફેલાવો કરવો છે, એક બીજાને સરખા બનાવવાનો હક સાબીત કરવો છે, અને એક બીજાએ ખાધેખાધ મેળવીને સહકાર કરીને એક બીજાની ઉન્નતિ કરવાનુ રચનાત્મક કાર્ય કરવાનુ છે

સહકારી ચળવળ એ આપણી વડી ચાવી (Master Key) છે, એ આપણા વિજયની ચાવી છે અને તેજ પધ્ધતિ ઉપર આપણું કાર્ય રચાયલુ છે. સહકારી પ્રવૃત્તિ આપણા દેશમા દાખલ થયાને આજે લગભગ ૩૦ વર્ષ થયાં છે, એટલે કે સહકારી પ્રવૃત્તિ આજે તેના યૌવનના પુર બહારમા ખીલી રહી છે સહકારી પ્રવૃત્તિથી આપણા દેશમા અત્યાર સુધી ખેડુતોને ફકત સસ્તા વ્યાજના દરે નાણા ધીરવાનુ કામ થયુ છે પરંતુ હજુ તો બીમા પાણી સીચી સીચીને તેમાથી છોડ ઉગ્યો છે હજી તેને ફળ આવવાનુ તો બાકી રહ્યુ છે. સહકારી પ્રવૃત્તિનુ બી રોપાઇ હજી તેનો છોડજ તૈયાર થયો છે, હજુ તેને ફળ આવવાના અને તે ફળ ચાખવાનુ અહોભાગ્ય આપણને સાંપડયુ નથી "સહકારી છોડને" ફુલ આવવા માંડયા છે એટલે એના ફળ જરૂર થશે એવી આશા આપણે બાંધીએ છીએ એ છોડને કોઇ પણ જાતનો વ્યાધિ ન લાગુ પડે તેની સાવચેતી રાખવાની જરૂર છે. અને તોજ એ છોડ તંદુરસ્ત રહેશે, બરાબર પોષશે અને એને પુષ્કળ મોટા મીઠા ફળ આવશે એ ફળ આવવાની દીર્ઘ ગાળી આશા આપણને દેખાય છે, અને તે આશા તે કઇ ? બધએ એકઠા મળીને પધ્ધતિસર પોતેજ ઘડી કાઢેલા અને સ્વીકારેલા નિયમો પ્રમાણે કામ કરવુ તે છે અંગત રાગ દ્વેષ, મતભેદ વગેરે તજી દઇ સામાન્ય રીતના કામ માટે ભેગા મળીને તે કામ ઉપાડી લેવુ જોઇએ, પછી ભલે તે નાનુ હોય કે મોટુ હોય, એક ગામડાનુ હોય કે ગામડાઓના જુથનુ હોય, શહેરનુ હોય અગર શહેરોનુ હોય પરંતુ પ્રમાણિક પ્રકારે એકત્ર થઇ સબળ ખીલવવામાં

દેશની આબાદી અવલંબે છે સહકારી ચળવળ એજ સંદેશ આપી રહી છે. એવું માનદ કાર્ય કર્તાઓ સ્વયંસેવકોની માફક કામ કરવાને તૈયાર થયો છે. પણ આ કાર્ય એટલું ગંભીર અને વિશાળ છે કે એમાં જેટલા કાર્યકર્તાઓ હોય તેટલા ઓછા આ કાર્યમાં ભાગ લેવા માટે માણસો પ્રમાણીક હોવા જોઇએ, તેનામાં કર્તવ્યબુદ્ધિ હોવી જોઇએ તેમજ યથાશક્તી તન, મન ધન અને સમયનો ભોગ આપવો જોઇએ અત્યારે જે કાર્યકર્તાઓ છે તે પ્રમાણમાં બહુ જુજ છે એમ જ્યારે આપણે આ કામનું વિશાળ સ્વરૂપ જોઇએ ત્યારે લાગે છે આપણા દેશમાં નાણા ધીરનારી સહકારી શરાફી સંસ્થાઓ કામ કરી રહી છે અને તેથી ખેડુતો શાહુકારને જે વ્યાજ ભરે છે, અને આ મંડળીમાં જે વ્યાજ ભરે છે, તે એમાં જેટલો તફાવત રહે છે તેટલોજ ફાયદો મેળવે છે અલબત સાથે સાથે એમ કહેવું જોઇએ કે બધાએ સાથે મળીને પોતાનો વ્યવહાર કેવી રીતે નિયમસર ચલાવવો તેની કેળવણી પણ તેમને મળી રહી છે, પરંતુ આ તો ફક્ત સહકારનો છોડ તૈયાર થયો એમ કહેવાય મુખ્ય મુદ્દાની વાત જે હજુ બાકી રહે છે, તે એ છે કે ખેડુતોએ પોતાનો માલ એકત્ર કરીને વેચાણ કરવાનું કામ આદરવું જોઇએ Marketting નો પ્રશ્ન જેટલો વિકટ અને વિશાળ છે તેટલો ગુંચવાડા ભરેલો અને તેટલો ઝીણવટનો છે. એમાં ખેડુત પોતે એકલો તેનો ઉકેલ કરી શકે એમ નથી. સંઘબળ ઉપરાંત વેપારની માહીતી, પ્રમાણિકતા, અને કાર્યદક્ષતાની જરૂર છે. અને આ ગુણો ખેડુતોમાં ભાગ્યે જોવામાં આવે છે દરેકમાં કંઇ કંઇ ગુણનો અભાવ હોય છે એક ખેડુતમાં બધા ગુણો ભેગા થયા હોય એવું જવલ્લે જોવામાં આવે છે તેથી જે લોકો ખેડુતોની આબાદીમાં આપણી અને આપણા દેશની આબાદી છે એમ માનતા હોય તેવા દરેક માણસની ફરજ છે, અને તેવા દરેકને હું આગ્રહપુર્વક વિનંતિ કરૂં છું કે તેમણે પોતાનો યત્કિંચિત પરંતુ સક્રિય ફાળો આપવો જોઇએ.

ખેડુતોના માલના વેચાણ માટે કઇક જુજ આજ પ્રયત્નો થઇ રહયા છે.

ખેતીનો જે જે માલ ઉત્પન્ન થાય તેનો નિકાસ કરવાને Marketting ના અભ્યાસની જરૂર છે અને એ માલ જ્યાં વપરાતો હોય ત્યાં ઓછામાં ઓછા ખર્ચે પહોંચાડવા માટે આપણે તેનું વેચાણ કેવી રીતે કરવું અને તેના દામ વધારેમાં વધારે કેવી રીતે મેળવવા એ બાબતનો અભ્યાસ કરી એ દિશામાં આપણે પ્રયત્ન કરીએ તોજ આપણા ખેતીપ્રધાન દેશની આબાદી રહેલી છે, અને એ માટે દરેક મનુષ્યે પોતાની ફરજ અદા કરવી જોઇએ. India

expects everyman to do his duty અને નામદાર પંચમ જ્યોર્જે પણ સને ૧૯૧૧-૧૨માં એવા ઉદ્‌ગારો કાઢયા હતા કે "If the system of co-operation can be introduced and utilized to the full, I foresee a great and glorious future for the Agricultural Improvement of this country" ગુજરાતની અંદર મુખ્ય પાકો (Money crops) મા તો એક પાક કપાસ છે અને એ માલની માગ પણ એટલી બહોળી અને વિશાળ છે કે દેશપરદેશના-જાપાન અને ઈંગ્લાંડના લોકો પણ મોટી મોટી કંપનીઓ અને પેઢીઓ સ્થાપી કેટલાંએ વર્ષથી ખરીદી કરી રહયા છે ભરૂચ જીલ્લાનુ રૂ વિલાયતના બજારમા તેની quality ને માટે મશહુર છે સુરત જીલ્લાનુ રૂ પણ આજે તેજ પ્રમાણે પકાઈ રહ્યુ છે ગુજરાતમા કપાસનુ વાવેતર દરેક વર્ષે લગભગ બાર લાખ એકરમા થાય છે ખેડુત કપાસ પકવીને તેનુ વેચાણ કરવામા એટલા બધા ગોથા ખાય છે, એટલી બધી છક્કડ ખાય છે, એટલા બાધા કડવા અનુભવો વેઠે છે કે જો તેનો ચિતાર અહીં આ આપવા બેસું તો એક મોટો લેખ લખાય

ગુજરાતમા કપાસ વેચાણની પદ્ધતિ દરેક જીલ્લામાં જુદી જુદી જાતની છે એ બધી પદ્ધતિઓનુ વર્ણન કરવાને આ સ્થાન નથી પરતુ સામાન્ય પદ્ધતિ વિષે કંઈક ઇસારો કરીશ. રૂના વેપારીઓ, ભલે તે એકલા રૂના વેપારીજ હોય અગર તો જમીનના માલીક અને સાથે સાથે રૂનો પણ વેપાર કરતા હોય, અગર જીનવાળાઓ-હો, પોતાના એજટો, દલાલો, સબ એજટો અને સબ દલાલો ગામડે ગામડે રૂની મોસમ વખતે મોકલે છે અને કપાસની ખરીદી કરે છે કપાસ ખેડુતો જીનમા વહી જાય છે, કેટલી વખત કદા કરવામા આવે છે, કેટલી વખત નાણાને માટે વાયદા થાય છે, કેટલી વખતે નાણા બીલકુલ ખોટા થાય છે, આવા અનુભવો ખેડુતોને થએલા માલમ પડયા છે; આ સ્થિતિમાથી તેમને ઉગારવા માટે જો ખેડુતો એકત્ર થઇને પોતાનો માલ વેચતા થઇ જાય તો જરૂર તેમા તેમને ફાયદો છે મુખ્ય ફાયદા ત્રણ પ્રકારના છે (૧) આર્થિક-એટલે કે વધારે નાણા મળે વેપારી, દલાલો વગેરેને ઉંચા મુકી તેમને તિલાજલિ આપી, માલ વાપરનારાઓ જોડે સીધો સબધ રાખવાથી પોતાના માલના જરૂર વધારે નાણા મળી શકે અને (૨) સ્વમાનનો.—જ્યા ખેડુતોના માલના કદા થતા હોય, નાણાના વાયદા થતા હોય, ત્યા અને માલ લેતી વખતે ખેડુતોને ભાઇસાહેબ કરતા હોય, પરતુ કપાસ જીનમાં લાવ્યા પછી વેપારીઓ એકદમ શેઠ થઇ જાય છે, કેટલીક

પૈસા આપવા માટે ખેડુતને ઉભા પણ રહેવા દેતા નથી, જીનના કપાઉંડમાંથી ધક્કા મારી બહાર કાઢી મુકવામા આવે છે, અને કોઇ કોઈ વખત ખેડુત પોતાના પૈસા લેવા માટે બહુજ આગ્રહ કરે તો કદાચ તેને બાયલરમા ફેંકી દેવાની ધમકી આપવામા આવે છે એવા સંજોગોમા ખેડુતનુ સ્વમાન કયા સમાએલુ છે તે સમજવુ મુશ્કેલ છે અને તેથી આર્થિક ફાયદા કરતા આ બીજા પ્રકારનો ફાયદો સ્વમાન (self-respect) નો ફાયદો વધારે કિંમતી અને વધારે જરૂરનો હું ગણુ છુ આ ઉપરાંત એક ત્રીજો ફાયદો આ બેથી પણ વધારે જરૂરી અને ઉપયોગી એ છે કે આ વેચાણની રીત ખેડુતોમાં સંઘબળ ખીલવે છે, અને પોતે નક્કી કરેલા નિયમો પ્રમાણે પદ્ધતિસર પોતાની સંસ્થાનો કારોબાર કરવાની જે તાલીમ મળે છે તે સૌથી વધારે ઉપયોગી છે સહકાર એ સ્વરાજ્યનુ પહેલુ પગથીયુ છે એ આથી સિદ્ધ થાય છે અને તેથીજ આ દેશમા તેમજ વિદેશમા સહકારી સંસ્થાઓએ પોતાનુ જે અગ્રસ્થાન મેળવ્યુ છે તે સાબીત કરે છે કે આ સંસ્થાઓ સર્વ દેશમા સર્વમાન્ય છે ગુજરાતમા ખેતીના માલના વેચાણની સહકારી સંસ્થાઓ સને ૧૯૧૯ થી કામ કરી રહી છે આજે તેવી સંસ્થાઓની સંખ્યા ૨૪ની છે અને તે સંસ્થાઓ મારફત લગભગ ૧૪ લાખ રૂપીઆના રૂનુ વેચાણ થાય છે આ સંસ્થાઓની મોટી સંખ્યા સુરત જીલ્લામાં છે ફક્ત તેમાની બે સંસ્થાઓ ભરૂચ અને ખેડા જીલ્લામાં સુંદર કામ કરી રહી છે સુરત જીલ્લામા ઓરપાડ તાલુકાની અંદર આ સંસ્થાઓ સૌથી વધારે અગત્યનો ભાગ ભજવી રહી છે ઓરપાડ તાલુકામાં આ મંડળીઓ મારફત લગભગ ચોથા ભાગનો કપાસ વેચાય છે અને તે ઉપરાંત એક કપાસ પીલવાની જીનીંગ ફેક્ટરી પણ લગભગ રૂા સીતેર હજાર ની મુડી રોકીને સ્થાપવામા આવી છે, જે છેલ્લા બે વર્ષથી ઘણે સારે નફે કામ કરી રહી છે આવી મંડળીઓમાં જોડાવાથી ખેડુતોને લગભગ સવા બે લાખ રૂપીઆનો ફાયદો થયો છે પરંતુ મે ઉપર કહ્યુ તે મુજબ ભરૂચ, ખેડા, પંચમહાલ, અમદાવાદ જીલ્લાઓમા તેમજ વડોદરા, અને રાજપીપળા જેવા સ્ટેટોમા લગભગ નહિ જેવુંજ કામ થયુ છે હજુ તો બાર લાખ એકરમાથી ભાગ્યેજ અડધા લાખ એકરના ખેડુતો આ સંસ્થાનો લાભ લઈ રહ્યા છે એટલે કે આ દિશામા કેટલુ બધુ કામ કરવાની જરૂર છે તે આપ સ્હેજે સમજી શકશો. અને જ્યારે ઉપર જણાવ્યુ તે મુજબ રૂા સવા બે લાખનો ફાયદો આ સંસ્થામા જોડાયલા ખેડુતોને થયો છે એમ આપણે જાણીએ છીએ ત્યારે આપણે આવી સંસ્થાઓ કેટલી અગત્યની છે અને તે માટે હજુ આપણે

કેટલુ કામ કરવાનુ બાકી છે તેનો સ્હેજે ખ્યાલ આવી શકશે આ ફક્ત કપાસના એકજ પાકની વાત કરી આ ઉપરાંત તબાકુ, ગગફળી, જુવાર, ઘઉં, ડાંગર, ગોળ વગેરે માટે આપણે કાંઈજ કર્યું નથી આ બધા વિચારો આપણી સમક્ષ રજુ થાય છે ત્યારે આપણુ કર્તવ્ય કેટલુ અધુરૂં છે તે તેનો આપણને ખ્યાલ આવે છે, તેથી હુ દરેક ભાઇને સહકારી પ્રવૃત્તિમા જોડાવા, અભ્યાસ કરવા, અને તેને ખીલવવાને હુ વિનંતી કરૂં છુ



# બિનશરાફી સહકાર અને સહકારી દુધની મંડળીઓ

લેખકઃ—રા રા વાઈ ટી દેશાઇ; બી એજી; આઈ ડી. સીડી.

એગ્રીકલ્ચરલ ઓરગેનાઇઝર–સહકારી મંડળીઓ, ઉત્તર વિભાગ–સુરત

દુધ ખોરાકની મુખ્ય વસ્તુઓમાની એક છે શરીરના આધાર માટે, પોષણ માટે, તેમજ ખીલવણી માટે, દુધ બહુજ ઉપયોગી છે. નાના બચ્ચાંઓ કે જેઓ ત્રણ વર્ષની અંદરની ઉમરના હોય છે અને ખાસ કરીને એક વર્ષની અંદરના બાળકો કે જેઓ ખોરાક તરીકે નક્કર પદાર્થ લઇ શકતા નથી અને ફક્ત દુધ પરજ આધાર રાખે છે તેઓ માટે ચોખ્ખા દુધની કિંમત અમુલ્ય છે માંદા અને ઘરડા માણસોને માટે પણ ચોખુ દુધ એટલુ જ ઉપયોગી છે શરીરના પોષણ માટે વીટેમીન્સ ( Vitamines ) ની જે ઉપયોગિતા હાલના સાયન્સથી સિદ્ધ થઇ છે અને જે જાતના વીટેમીન્સ દુધમા છે તે બીજા કોઇપણ પદાર્થમા નથી, એટલે કે દુધની ઉપયોગિતાની તોલે કોઇપણ પદાર્થ આવી શકે એમ નથી, અને તેથી દુધ મનુષ્યજીવન માટે એક આવશ્યક વસ્તુ છે એમ સાબીત થઈ ચુક્યુ છે દુધ ચોખ્ખુ હોય ત્યારે જેટલુ ઉપયોગી હોય છે તેના કરતા એ દુધ ચોખ્ખુ ન હોય અને ભેળસેળવાળુ હોય તો તે તેટલુ જ બલ્કે વધારે હાનિકારક છે દુધમા અનેક રીતે ભેળસેળ થઈ શકે છે દાખલા તરીકે—દુધમા પાણી નાખીને, ગાય અગર ભેંસના દુધમા બકરા અને ઘેટાનું દુધ મેળવીને, દુધમાથી સેપરેટરથી મલાઇ કાઢી લઇ સેપરેટેડ દુધ કરવાથી અથવા તેવુ દુધ ઉમેરવાથી, દુધમાથી મલાઈ કાઢી લઇ તેમાં સ્ટાર્ચ ( starch ) નાખવાથી વગેરે રીતોથી દુધને નુકશાનકારક બનાવવામા આવે છે શહેરોમા જેમ ચોખ્ખા હવાપાણીની જેટલી જરૂર છે તેટલીજ ચોખ્ખા દુધની પણ જરૂર

" ખાય તેનો કુણો, પીએ તેનુ ઘર,
સુંઘે તેના લુગડા એ ત્રણે બરાબર "

તમાકુ ખાનાર તમાકુનો કુચો કરી આમ તેમ આડી પીચકારીઓ મારી ઘરની જમીન તથા ભીતો અને ખુણા બગાડી મુકે છે તમાકુ પીનાર ચલમ અગર ઘતુરીં ( એ પણ ચલમની જાત છે ) માહેની રાખ અને બીડીઓના ઓઘરાળાને દીવાસળીઓ પોતાના ઘરમા જ્યા ત્યા ફેંકી સુગામણુ કરી મુકે છે. તથા તમાકુ સુંઘનાર નાકમા ચપટી મુકી આડી અવળી પોતાના અને આડોશી પડોશીના માણસોના લુગડા ભરી મુકે છે અને કંટાળો આપે છે તેમજ બીડી અને ચલમ પીનારાઓને લીધે વખતો વખત મોટા મોટા મકાનો અને ગાડીની ગંજીઓ બળી ગયાના દાખલા બન્યા છે પ્રિય વાંચક! આના ઉપયોગથી કેટલુ નુકસાન છે, તે દેખીતુજ છે કેટલાક લોકો એમ કહે છે કે, " બીડી અને તમાકુનો ઉપયોગ ઘણા ડાકટરો કહે છે તેમજ ઘણાજ નામાંકીતને વિદ્વાન માણસો પણ કરે છે તેમજ દુનીયામાના ઘણા માણસો તેનો ઉપયોગ કરે છે, છતા તે કારણથી મરણ પામતા કેમ જોવામા નથી આવતા ? "

પરંતુ ડા કે. એમ ટી કહે છે કે, ' મારા અભિપ્રાય પ્રમાણે તમાકુ વાપરનારાઓમાના ઘણા તમાકુના ઝેરથીજ મરણ પામે છે " ફરી પણ ડા. કેલાગે, છાતી ઠોકીને કહે છે કે " જલદ અસરથી પણ આખરે તમાકુ શરીર મા ઝહેરનુ કામ કરે છે, પછી ગમેતો તે ઝહેરી અસર ઘણાં વરસે થાય એક માણસ તમાકુના વ્યસનથી પાચ દશ વરસ પહેલો મરણ પામે ત્યારે એમજ સમજવુ કે તે તમાકુના ઝહેરથી મરણ પામ્યો

તમાકુના ઝહેર વિષે ઇંગ્લાંડનો પ્રખ્યાત ડા રીચર્ડસન કહે છે કે તમાકુ લોહીને વધારે પાતળુ બનાવે છે, અને લોહીના રાતા રજકણોમા વિકાર કરીને તેનો રંગ બદલાવે છે, હોજરીને નબળી કરે છે, ઉબકા પેદા કરે છે, અને ઉનટી પણ વધારે જોરથી થાય છે "

લેખ વધારે લાંબો થવાથી હુ, એજ અભીપ્રાય ટાંકી, મારા લેખને કેટલાએ શબ્દો લખી બંધ કરીશ બાંધુઓ! બીડી-તમાકુથી કેટલુ નુકશાન છે તે ઉપર બતાવવામા આવ્યુ છે પ્રીય વાચક! તમે પોતે જો તેના ફંદામા ફસાએલા હોતો તતકાળ તેનો ત્યાગ કરો અને તમારા કુટુંબમા પણ તેનો સદંતર કરવા ચુકશો નહિ કેટલાક સાજ્જનોએ તરફથી નાની વયના છોકરા

ઓને માટે, બીડી તમાકુ નહિ પીવા દેવાના કાયદાઓ થયાં છે, તેવા કાયદાઓ દરેક રાજકર્તા, પોતાના રાજ્યમાં દાખલ કરી ઉછરતી પ્રજાને તેના વ્યસનથી દુર કરશે એવી મારી ખાસ તેઓશ્રીને વિનતી છે, અને દરેક સુજ્ઞ દેશ હિતેચ્છુને પ્રાર્થના કરૂ છુ કે તમાકુ, બીડી, ચાહ, કોફી ઇત્યાદિના વ્યસનોથી દુર રહેવા અને બીજા દેશ બાંધુઓને દુર રાખવા પ્રયત્ન કરજો, મારા આ લેખમા જે કાંઇ દોષ માલુમ પડે તે તરફ નહિ જોતા મુખ્ય ઉદેશને ધ્યાનમા લેવા ચુકશો નહિ

તમાકુના ઉપાસકો અને અન્ય જીજ્ઞાસુઓને તમાકુના સબંધમા વધારે જાણવાની જીજ્ઞાસા થાય તેઓએ ડૉ મહાદેવ પ્રસાદ કૃત "તમાકુનું દુર્વ્યસન" નામક પુસ્તક વાચવા હું ખાસ ભલામણ કરૂ છુ તેની કીમત પણ ઘણીજ થોડી છે, અને તે આ માસીકની ઓફીસમાથી મળી શકશે

("ઉદ્યોગ"—વૈશાખ-જેઠના અંક ઉપરથી)

---

# વિક્રમ સંવત ૧૯૮૪ના વરસાદનું ભવિષ્ય.

લેખક—દુર્લેરાય સી. અજારીઆ, અધિપતિ "ખેતીવાડી વિજ્ઞાન" લીંબડી —કાઠીઆવાડ.

પરમ કૃપાળુ સર્વશક્તિમાન, સર્વ વ્યાપક પરમાત્માની પ્રેરણાથી ચાલુ વરસના કારતકથી વૈશાખ માસ સુધી વરસાદ થવાના જે જે જોગ, જ્યોતિષ શાસ્ત્ર સબંધી જોષી, નાઅરૂ કવિના કુદરતિ વાતાવરણમા થયેલા ફેરફારો ટાઢ તડકો, માવઠા, બરફનુ પડવુ વાવાઝોડાં; ધરતીકંપ, ઝાકળનુ પડવુ વિગેરે વિગેરે પરમહની વિભુતિઓદ્વારા જે જે બનાવ બન્યા છે તે બધાની તપાસ રાખતા જે પરિણામ જોવામા આવ્યાં છે તે ઉપરથી વરસાદ વરસવા માટે વાતાવરણમા ભવિષ્યમા નીચે પ્રમાણે જોગ થશે

૧ કારતક માસમા સુદ ૮ ને રોજ ૨૭ નવેમ્બરે પુર્વમા વરસાદના છાંટા કેટલાક પ્રદેસમાં થયાં હતા, એથી આકાશમા વાદળનો ગર્ભ બગડ્યા વગર બધાયાનુ જણાય છે

૨ માગશર વદી ૬ તથા વદ ૯ તા ૧૪ ને ૧૭ ડીસેમ્બરના રોજ વરસાદના છાંટા કેટલાક સ્થળે થયાં હતા તેથી તે માસમા શિયાળુ ગર્ભ બંધાયાનુ જણાયુ છે.

૩ પોષ માસે શુદ ૧૫ જાન્યુઆરી ૭ મીએ ઇગ્લાંડ, ફ્રાન્સના મુલકમાં યુરોપમાં

અસાધારણ વરસાદ થયો હતો ને તે મુનક જળાકાર થયાનુ સાંભળ્યુ હતુ એટલે વાતા વરણના મોટા વિસ્તારમાં વાદળોનો જમાવ થયાની સાબિતી આપી છે અને પોષ સુદ ૧૧ તા. ૩ જી જાન્યુઆરીએ બિહાર તરફ પણ વરસાદ ખુબ થયો હતો તેથી ગર્ભ પુરો બંધાયાનુ સાબિત થયુ છે

૪ મહા શુદ ૫ તથા મહા વદ ૬ તા ૨૭ જાન્યુઆરિ તથા ૧૧ ફેબરૂઆરિના રોજ રાજકોટ અને કાઠિઆવાડના ઝાલાવાડના કેટલાક ભાગોમા વરસાદ વરસ્યો હતો તેથી વરસાદજીનો ગર્ભ શિયાળાના ચારે માસમાં સંપુર્ણ બંધયો છે એવી ખાત્રી આપી છે

૫ ફાગણ માસની શુદીમા ને વદીમા કેટલાક છુટા છવાયા વાદળાં થયા હતા અને હુતાશણીને રોજ વાયવ્ય દિશાએથી પવન વાયો ને અગ્નિ દિશા તરફ જતો હતો જેથી અંતરિક્ષમાથી પુરતુ પાણી વરસવાની ચેતવણી હુતાશણીની ઝાળ તરફથી અપાઇ છે

૬ ચૈત્ર માસની શરૂઆતમાં વાદળા હતા પરંતુ અધારીઆમા તાપ બાળી નાંખે એવો પડ્યો છે, ને કેટલાક પ્રદેશોમા ૧૧૫ ડીગ્રી સુધી સખત તાપ વરતાયાનુ જણાયુ છે અને ચૈત્ર વદ ૮ ને ૧૪ બે રોજ તેમજ બીજા વદ ૬ થી ૧૪ સુધી મુળ નક્ષત્રોથી માંડી બધાએ દિવસોના દનિમા નક્ષત્ર બાળી ભસ્મ કરી નાખે એવા આકરાં બાણ જેવા તપ્યા હતા એટલે એ દનીયા બહુ તાપ વાળા પસાર થયા છે તેથી કુદરતે વરસાદ વરસવાની ઘણી સારી આગાહી આપી છે

વૈશાખ શુદી ૩ ને રોજ સવારે મળસકા વખતે ઉત્તરનો વાયુ વાયો હતો એ પણ વાતાવરણમાથી ખુબ પાણી વરસવાનુ શુભ ચિન્હ પરમાત્માએ મનાવ્યુ છે

૮ ટાઢ સામાન્ય ઝાકળ પણ ઠીક ઠીક વખત પ્રમાણે પડી છે ને તાપ તો માર્ચ થીજ આજ દિન સુધી દિવસોનુ દિનસ પ્રચંડ સ્વરૂપે લાગે છે એટલે તે ગરમી અસાધારણ ઉગ્ર સ્વરૂપે પડી છે તેથી ઇંદ્ર રાજા વરસાદ ભારે વરસાવશે એમા શંકા રાખવાની નથી

૯ ભડલી જોતીના વરતારામા પણ કારતકથી વૈશાખ શુદીના દિવસો પસાર થયા તેમા જે જે દિવસમા જે જે નક્ષત્રો જોઇએ તે હતાં એટલે વરસાદ વરસવાના લાભના ચિન્હો જણાઇ આવ્યાં છે

૧૦ નાગજી કવિના ચાલુ સાલના સંવત્સરી કુંડળિયા તપાસતા જણાય છે કે વરસાદ સારો પડી સામાન્ય રીતે વરસ સારૂ નીવડશે

૧૧ આપણા જ્યોતિષ શાસ્ત્રમા ચાલુ વિક્રમ તે શાલીવાહન વરસમા રાજ ચલાવનારા જે જે સૌમ્ય ને ક્રુર ગ્રહો છે તે બધામાં—વરસનો રાજા તેમજ પ્રધાન ગુરૂ છે આગલા ધાન્યનો સ્વામી સુર્ય છે મેઘનો સ્વામી ગુરૂ છે રસકસનો સ્વામી મંગળ, પાછલા ધાન્યનો સ્વામી શની, સેનાધિપતિ ગુરૂ, ફળફુલનો સ્વામિ સુર્ય, પશુ ચરાણો સ્વામિ

ચંદ્ર, ધનનો સ્વામિ મંગળ કોટ કિલ્લાનો સ્વામિ શુક્ર અને વ્યાપારનો સ્વામિ ચંદ્ર બન્યા છે એટલે વરસાદ પાણી અને ઘાસચારો અનાજ વિગેરે પુષ્કળ થવાનો જોગ છે

૧૨ સુર્યનારાયણ ભગવાન આદ્રા નક્ષત્રમા અષાડ શુદી ૪ અશ્લેષા નક્ષત્રમા, ઉપયોગ વખતે તાતકાલિક વિષ્ટીકરણ ટાણે દીવસ ॥ ભાગમા પ્રવેશ કરે છે તે વખતે નામ પ્રમુખ્યા છે તે જોગો જોતાં પણ વરસ સામાન્ય રીતે સારૂ નીવડવાનુ ચિન્હ જણાયુ છે

૧૩ મેઘ દ્રોણ નામનો છે કુભારને ઘેર તેનો વાસ છે તેથી પણ ઘણા પ્રદેશમા વરસાદ વરસવાનો જોગ થયો છે

૧૪ જેઠ શુદી ૫ ગુરૂવાર તા૦ ૨૪ મેના રોજ રોહીણી બેસે છે તેમાં કોઇ કોઈ જગોએ વરસાદના છાટા થશે

જેઠ વદી ૪ ગુરૂવાર તા૦ ૭ જુનના રોજ મૃગશર બેસે છે તેમાં વા વટોળીઆનાં તોફાન થશે. ને ઉત્તર ઉત્તરના ભાગોમા જુજ વરસાદ થવા સભવ છે

અષાડ સુદ ૪ ગુરૂવાર તા૦ ૨૧ જુનને રોજ આર્દ્રા નક્ષત્ર બેસે છે તેમાં વાવણી જેવો વરસાદ થશે અને નદી નાળામાં સમાય નહીં તેટલાં પાણી વારાશે, અનાજ કુંગણુ ઉગશે તેને જતુઓથી નુકસાન થશે તેથી ચેતવાનુ છે

અષાડ વદ ૭ ગુરૂવાર તા૦ ૫ જુલાઈના રોજ પુનર્વસુમાં વરસાદ સારો પડશે

અધિક શ્રાવણ સુદ ૨ ગુરૂવાર તા૦ ૧૯ જુલાઇએ પુષ્ય બેસે છે તેમા તો ઘોધમાર વરસાદ પડશે

અધિક શ્રાવણ વદી ૧ ગુરૂવાર તા૦ ૨ ઓગસ્ટને રોજ અશ્લેષા નક્ષત્રમા પણ ઘણો વરસાદ વરસશે.

આદ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા નક્ષત્રોમા વરસાદ ઘણો વરસશે માટે નદી નાળાં તરફ રહેનારા લોકોએ ચેતીને રહેવાનુ છે,

બીજા શ્રાવણ શુદ ૧ ગુરૂવાર તા ૧૬ ઓગસ્ટ મઘામાં વરસાદ થોડો પડશે, વા નહિ પડે

બીજા શ્રાવણ શુદ ૧૪ ગુરૂવાર તા ૩૦ ઓગસ્ટ પુર્વાફાલ્ગુની નક્ષત્રમા પણ થોડો વરસાદ પડશે

બીજા શ્રાવણ વદી ૧૩ બુધવાર તા ૧૨ સપ્ટેમ્બરે ઉત્તરામાં વરસાદ સારો વરસશે ભા વા શુદી ૧૨ તા ૨૬ સપ્ટેમ્બરને રોજ હસ્ત કે હાથીઆમા છાંટા થાય થાય.

ઉપર મુજબ વરસાદ વરસવાના જોગ અમારા જોવામા આવ્યા છે જો કે ચીત્રા સ્વાતી, અશ્વની, ભરણી નક્ષત્રોમા વરસાદ ઉત્તરના ને નિહારમા થયો છે તો પાછલા વરસાદની ખેચ જણાવે તેવું છે આખા હિંદુસ્તાનમા તેમ આની વરસ પાકવાનો જોગ નથી પણ કચ્છ ગુજરાત, કાઠિયાવાડમાં તો વરસ સારૂ નીવડવાનો જોગ જણાય છે.

કર્તા હર્તા પરમેશ્વર છે ખેડુતોએ તનતોડ મહેનત કરવી, ખાતર નાખવા, જમીન ઉંડી ખેડવી, અને અનાજ કપ સ, કઠોળ, તલ, ડાંગરના ઉ તમ બી તઈયાર રાખવા ને વાવણી જોગ વરસાદ થાય ત્યારે વાવી દેવાં દાનત સારી રાખી પ્રભુ અર્થે કામ કરવામા ખત ને ઉદ્યોગ રાખવા ને અ ત કરણ શુદ્ધ રાખી કામ કરવુ જેવુ ફળ પરમાત્મા સારૂ જ આપશે અસ્તુ        ( " ખેતીવાડી વિજ્ઞાન " માહે મે ૧૯૨૮ ના અ ક ઉપરથી

# ખેતીની આબાદીના ઉપાય.

ખેતીવાડી અને બગીચાનુ જ્ઞાન ધરાવનાર આપણા દેશમા ઘણા થોડા માણસો છે, જો આ બાબતનુ શિક્ષણ આપવા દરેક સ્ટેટોના મુખ્ય મથકો તથા જિલ્લાના તાલુકાના દરેક ગામે સંસ્થાઓ સ્થાપવામા આવે તો ખેતી અને બગીચાનુ શિક્ષણ આપવાની યોજના કરવા માટે તેમા થતુ શરૂઆતનુ સસ્થા ચલાવવાનુ વાર્ષિક ખર્ચ શુ થાય વિગેરે નક્કી કરવા જરૂરનુ છે

આપણા દેશમા આપણી કમાણીનો મોટો ઉદ્યોગ ખેતીવાડીની પેદાશનો છે બીજો ઉદ્યોગ રૂ સુતર અને રેશમી સુતર બનાવી કાપડ વણવા ને વેચવાનો છે ત્રીજે નંબરે ગાંધીઆણાંની વસ્તુઓ એટલે મસાલાનો છે ચોથો ઉદ્યોગ ફળફુલ પેદા કરી વેચવા તથા તેમાથી સરબતો, અત્તર વિગેરે બનાવવાનો છે પાચમો ઉદ્યોગ જગલમા ઝાડ તેમાથી લાકડાં કાપી મકાનોના કામ માટે વાપરવાનો તથા તેના સુકા ફુલ, ફળ, મુળીઆ, છાલ, ગુંદર વિગેરે વિગેરે જગલની પેદાશનો છે

ઉપરના તમામ મુખ્ય ઉદ્યોગો સાથે રેશમના કીડા ઉછેરવા, મધમાખ પાળી મધને મીણ વેચવા શેરડી વાવી, ગોળ, ખાંડ, સાકર બનાવવા અને રેસામાથી દોરડા વગેરે બનાવવાં તમાકુમાથી શેરડી વાવી સીગારેટ તથા ચીરૂટ વગેરે બનાવવા, કસુબો, ગળી વાવી રંગ કરવા, વેચવા ઢોર ઉછેરી તેમાથી દુધ, ઘી, માખણ વેચવા ઘોડાં ઉછેરવા કાથો, કોલસા અને લાખ કરવા વિગેરેના ઉત્તમ ધધા પણ ખેતીને બગીચા સાથે સમાયેલા છે ખાતર બનાવવા, મરઘા પાળી ઇંડા વેચવા ઇન્જીન પપ ગોઠવી ખેતરોને પાણી પુરા પાડવા અને તેલના બીયા દિવેલી, મગફળી, તલ, કરડાઇ ( કાબરી ) વિગેરેમાથી તેલ કાઢી વેચવા ને ખોળ ઢોરને ખવરાવવો કે ખાતરમા વાપરવાનો ઉદ્યોગ પણ જબરો છે તળાવો બાંધવા, કુવા, કરવા, નદી આડા બધ બાધી નહેરો વડે ખેતરો પાવાને દુકાળની અસરથી બચાવ કરવો વિગેરે વિગેરે બાબતો આપણી લક્ષ્મીમા વધારો કરનારી છે તે ઘણે ભાગે નિસગાઇ ગઇ છે તેને બદલે આપણા ભાઇઓ દાન કઇ ગુ(?) પરદેશને મોકલ્યા કરે છે એટલે લક્ષ્મી ગુમાવી છે ને ગુમાવશે.

(૧) હાલ તો બગાસુ ખાતા મોમા કોળીઓ પડે એવી સટ્ટાબાજીમા પડે છે

(૨) વસવાયાં સુતાર, લુહાર, દરજી, સોની, કડીઆ, કુંભાર, આદિ પણ પોતપોતાનો ધંધો છોડી બીજી પ્રવૃતિમા પડવા લાગ્યા છે

(૩) ખેડુતો પણ પોતાનો ધંધો ભુલી બીજા કામમા પડે છે

(૪) કેટલાક અમેરીકા, યુરોપ, જાપાન, બ્રહ્મદેશ, સીલોન, સીંગાપોર આદિ પરદેશોમાં જાય છે ત્યાં નશીબ પ્રમાણે કમાય છે ને ગુમાવે છે

ઉપર પ્રમાણે વર્ણાશ્રમ ધર્મ ભુલી જવાયા છે તેથી પણ લક્ષ્મીજી નારાજ રહે છે

પૈસો ખુબ કમાણા ને વાપર્યો કોઇએ ઘર બાંધ્યાં, કોઇએ મીલો બાંધી કોઇએ કંઇ બીજો ઉદ્યોગ કર્યો ખર્ચ વધવા સાથે આપણી ઇચ્છાઓ વધી વ્યવહાર વધ્યા અને કમાણી ઘટી એટલે હવે બધાને અત્યારે મુશ્કેલી પડવા લાગી છે ઘણાના પૈસા ઉઘરાણી વસુલ થઇ નહિ તેથી ગયા કેટલાકના નાણા વેપારીને બેન્કોનાં દીવાળામા ગયા ને કોઇએ ઉડાઉ ખર્ચ કરી ભિખારી થયા ત્યારે પસ્તાયા આમ દરેક જાતિમાં દરેક ધંધા કરનારની સ્થિતિ થઇ પડી છે તે સુધારવાનો એકજ ઉપાય ખેતીવાડીને ફળઝાડનો ઉદ્યોગ વધારવાનો છે

પૈસાની સલામતી ખેતી ને બગીચાના ધંધામાં છે એવી બીજામા નથી એકનો એક ધંધો ઘણા માણસો કરે છે અને પછી ખર્ચા પુરા કમાતા નથી ને અંતે અમુક વરસો પછી બંધ કરવો પડે છે ખેતીવાડી અને બગીચને ધંધો અને તેમાથી થતી ખોરાકો લેવાથી સઘળાને રોજી મળે છે

પુર્વકાળમા આપણા ભાઇઓ વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે વર્તન રાખતા હતા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, ને શુદ્ર સૌ સૌના કાર્યમા પ્રવિણ હતા હાલમા વર્ણના નિર્માણ થયેલા ધંધા છોડી દઈ અન્ય ધંધામા પડ્યા છે આશ્રમ ધર્મ પણ તજી દીધા બ્રહ્મચર્ય પળાય નહિ એટલે આયુષ્ય ટુકુ થયુ ને દરો વધ્યાં ગૃહસ્થ તરીકેના ધર્મ ભુલ્યા એટલે ગ્રહસ્થાશ્રમમા સુખી ન થયા. પછી વાનપ્રસ્થ થવાનું તો કોઇકજ જાણે છે સ્ત્રી પુરુષોની વિષયપર પ્રતિ હોવાથી વાનપ્રસ્થ થવાનુ સ્વપ્નુ ગયુ છે ત્યારે સન્યાસ તો મહા વિકટ રાગ વિરાગ, મારૂ તારૂ, કામ, ક્રોધ, મોહ લોભ, મત્સરમા ગુથાયા પડ્યા છે ત્યા એ આશ્રમને તો કોઇ યાદ કરેજ નહિ. સુધરેલાનો કળિયુગ ચાલે છે. ત્યા પછી આ ઉત્તમ આશ્રમ તો કોણ ગ્રહણ કરે ? અમે કહીએ છીએ કે—એક પણ વિદ્યા અગર કામ ધંધો સંપુર્ણ જાણીને પછી તેમાં ગુંથાય તો જરૂર ફાયદો મેળવે છે આપણા લોકો હાલમા ઘણા વ્યભિચારવૃત્તિના છે એક વખત કોઇ કામમા વૃત્તિ ગઇ તો પાછળથી બીજા કામમા તે ગઈ કેટલાક તો એટલા બધા પૈસા કમાવા આતુર હોય છે કે બધા ધંધા પોતાના કરે છે ને પછી નુકસાની જાય છે ત્યારે માથે હાથ મુકી રડે છે. સંતોષ નહિ એટલે સુખ મળતુ નથી ઇચ્છા વધારેજ જાય છે પછી લોભ માં વધારે ફસાય છે ને દુઃખમા પડે છે.

આપણો પરાપુર્વનો ધંધો ખેતીનો છે આપણા દેશની જમીન, હવા, પાણી, ખેતીવાડીને અનુકુળ છે એ ધંધામાંજ આપણે સૌ હતા પરંતુ હાલ ૫૦ વરસથી એ કામ છોડી પરદેશ જવાનું રાખ્યું અને ત્યાં એવી પરિસ્થિતિ થઇ કે ભેગું થયેલું નાણું ક્યાં ગયું તે કોઇ કહી શકતું નથી જે મિલ્કતોની સો ટકા કિંમત હતી, તે આજે ૫૦ ટકા આપીને પણ કોઇ લેવા તૈયાર નથી જે વેપારીઓ માલવાળા અને બીજા જોઇતા નોકરો રાખતા હતા તે પણ કમી કરવા લાગ્યા દેશાવરમાં ખાવા પીવાની છુટ લીધી એટલે પછી સ્ત્રી પુરુષો અનેક રોગગ્રસ્ત થયા અને ઘરમાંથી ડાક્ટરોનો પગ તો નીકળતોજ નથી. હવે નાણાંની ભીડ પડી એટલે કોઇનો માલ પચાવી પાડવો લીધેલા નાણાં પાછા નહિ આપવા ઠગ વિદ્યા અને નિમકહરામી કરવાનું શીખ્યા એટલે રોક તેમજ ચાંકર એકેનું કલ્યાણ થતું નથી આવી સ્થિતિ ચાલે છે લુટફાટ, ચોરી, છીનાળી, કજીયા, દગાબાજી અને લુચ્ચાઇ દોગાઇનું પરિબળ વધતું જાય છે આ બધાનું એકજ કારણ છે પૈસો નથી અને તે મેળવવા ગમે તે સારૂં નઠારૂં કરવા લાગ્યા

અરે ભાઇઓ ! સદ્‌ગુણરૂપી સુવર્ણ નીતિ ધર્મ કાર્યને સત્યગુણને વધાર્યા સિવાય પરબ્રહ્મ પરમાત્મા કદી સહાય કરતો નથી અને તેટલાજ માટે યોગ્ય રસ્તા ગ્રહણ કરી આપણો ખેતી ને બાગાયતનો અમર ધંધો હાથમાં લ્યો તેનો-ઉધ્ધાર કરો અને તેમાંથી નવો પૈસો પેદા કરી વાપરો

રૂમાંથી સુતર, સુતરમાંથી કાપડ, શેરડીમાંથી ગોળ, ખાંડ ને સાકર આવા અનેક પાક આપણી સુવર્ણ પેદા કરનારી હિંદ ભુમિમાં થાય છે તો તે વધારે ઉત્પન્ન કરવા માટે સર્વ તન, મનથી પરિશ્રમ ઉઠાવો

એક ગામ કે તાલુકો કપાસ બહુ સારો પેદા કરે છે એવા અનેક તાલુકા અને અનેક ગામો છે ત્યાં જીન અને જુદી જુદી જાતના કપડ વણવા મીલો-કરો મુંબઇ, અમદાવાદ આદિ મોટા શહેરોમાં મીલ કરવા કરતા જુદા જુદા ગામડામાં મીલો કરી ત્યાંના ખેડુતોને બી માટે પઇસા ધીરો ને ઉંચી જાતનો કપાસ વવરાવવા વેપારી લોકોના મંડળો સ્થાપી ભાગીયા બની આ કામ ઉપાડી લ્યો શેરડીના જયાબંધ વાવેતર કરી ગોળ, ખાંડ, સાકર બનાવો ને ખેડુતોને ખાતર, પાણીના સાધન કરાવી આપો પૈસા ધીરો ને શેરડી પાકતી હોય ત્યાં ખાંડના કારખાના ઉઘાડો શણ, બીડી વગેરે રેસાના વાવેતર કરાવી તેમાંથી કોથળા, કંતાન વિગેરે કપડ બનાવવાનાં કારખાના ખોલી ખેડુતોને ઉત્તેજન આપો

પડતર જમીન હોય ત્યાં ગાય, ભેંસ, ઘોડા ઉછેરવાના કામ કાઢી દેશ ને દુધ, માખણ ઘી વીગેરેથી ભરી આપો આંબા, ચીકુ, કેળ, પપૈયા, નારંગી મોસંબી, દાડમ, જામફળ અને રબર, કેરી, ચા, સિંકોના આદિ જાતના પ્લાનટેશન કરો ને તેમાંથી અથાણા મુરબ્બા અને એવી બીજી વ્યાપારની વસ્તુઓ બનાવો રૂમાલ, એગંગ, દેવડા

ચપા વગેરે સુગધી ફુલ જથાબધ વાવી તેમાથી અતર ને ગુલાબજળ બનાવો અને લોકોને ખુશબોમા તર કરી કમાઓ

પડતર ખારવાળી જમીનમા તળાવો બાધી પાણી રોકી ભાત ડાંગરની કયારડીઓ બાધી પાણી પાઇ જથાબધ ચોખા પકાવો ને ખારી જમીન એમ સુધારો ખરાબ જમીનમા બોરડી, ખજુરી, તાડ, સાગ, સાદડા, ખેર બાવળ, લીબડા, જાબુડા, વિગેરે ઝાડ વાવી તેના ફળો પેદા કરી વેચો ને ઇમારતી લાકડાના ઝાડ વધારી જગ્ગો રાખી ઝાડ વધારો

આ દરેક કામ પુરતો પૈસો પેદા કરનારા છે પહેલા પાચ વરસ સુધી રાહ જોવી પડે છે પછીથી નફો મળવાની શરૂઆત થાય છે એટલી ધીરજ રાખવી જોઇએ પૈસો ખરચવાની હિંમત ને જાતે કષ્ટ વેઠવા તૈયાર થવુ જોઇએ જે લોકો જાતે મહેનત કરે છે, પારકા ઉપર આશા રાખતા નથી તેમજ પરમાત્માથી ડરી ચાલે છે તેઓ કદી પણ નુકસાનીમા ઉતરતા નથી અને પરમાત્મા તેવાને જરૂર સહાય કરે છે માટે રાજા પ્રજા, શેઠ શાહુકાર અને ગૃહસ્થોએ પરસ્પર મળી ખેતીવાડી ફળઝાડ ને જગલ વધારવા, ઢોરને ઘોડા ઉછેરવાનો ઉદ્યોગ જે અસલ બ્હેકી રહયો હતો તે પાછો જાગૃત કરવા ખાસ જરૂર છે મોટરો હમણા દોડે છે, પણ ઘોડાનુ કામ ઘોડુ કરશે બળદનુ કામ બળદ કરશે અને બધા દિવસો હમેશા સડક પર ચાલવાના રહેતા નથી કોઈ વખતે ડુગર ચઢવુ પડે છે ખાડામા ચાલવુ પડે છે મોટી મોટી નદીઓ ઓળગવી પડે છે અને અનેક વિટબણાઓમાથી પસાર થવુ પડે છે તે વખતે ખાડા ખડબામાથી આરમ કરવા પડે છે ત્યા મોટરો અશક્ત નીવડે છે ગૃહસ્થ કામ ન કરે તે ખેડુત કરી આપે છે. એવો પણ વખત ભવિષ્યમાં આવશે માટે જાગ્યા ત્યાથી સવાર સમજી જો તમો આપણો અસલ અને ઉત્તમ ખેતીનો ધધો હાથમા લેશો ને તેનો અભ્યાસ કરાવવા નિશાળો ખોલશો તો અમુક કાળ જતા આ ધધામા આપણે પરિપુર્ણ કાબુ મેળવી પૈસાવાળા થશુ અમેરીકા ખેતીવાડીથીજ ધનાઢય થયુ છે માટે આપણે પણ ખેતીવાડીમાજ મુડી રોકી અને ટાઢ તડકાના દુખો વેઠીને પણ આ પ્રમાણિક ધધામાથી પૈસો મેળવવા પ્રયાસ કરવો ને ફગાવવો એ સ્તુત્ય છે અસ્તુ

("ખેતીવાડી વિજ્ઞાન" માહે માર્ચ ૧૯૨૮ ના અંક ઉપરથી)

દુલેરાય છોટાલાલ અંજારીઆ.
વ્યવસ્થાપક.

# ખેતીની આબાદીના ઉપાય.

લેખક —ડી સી ચાવડારીઆ બી એસ એ સી, અધિપતી "ખેતીવાડી વિજ્ઞાન"
લીંબડી, કાઠીઆવાડ

આપણો ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ પ્રદેશ ખેતીવાડીના ધંધા ઉપર આધાર રાખનારો છે ખેતીવાડીનું શાસ્ત્ર જાણવાને અભ્યાસ કરવા ખેડુતોને ખાસ જરૂર છે. જમીનના માલેક રાજા તથા ગરાસ ધરાવનારાઓ છે તેની ઉપજનો મુખ્ય આધાર ખેતીવાડીની પેદાશ ઉપર છે

બાજરો, જુવાર, ઘઉં, કઠોળ, તલ, શેરડી, કપાસ, ડાંગર વિગેરે તુલોનું વાવેતર થાય નહિ તો, આપણે ખોરાક વગર ભુખે મરીએ તથા કપડા વગર ઉઘાડા રહીએ, અને ખાંડ વગર મિઠાઇને ચા ખાતા પીતા રહીએ

દર વરસે આપણી જમીનમા અનાજ, કઠોળ, તલ, કપાસ વવાય છે. પણ તે પોતાના ખોરાકમા જે જે વનસ્પતિ ખોરાકના તત્વો જેવા કે પોટાશ, ચુનો કે ફોસફરસ, નાઇટ્રોજન આદિ જમીનમાથી ઘટતા જાય છે, તે શિવાય પણ લોઢુ, ક્લોરીન અને બીજા તત્વો છોડ ખોરાક તરીકે ખાય છે તે પત્થરના, ઘસારાથી ને કેટલાક રસાયનિક ફેરફાર ટાઢ તડકાને વરસાદની ખેતરોની માટી મા થાય છે, તેથી થોડે અંશે મળી શકે છે પણ ફોસફરસ અને નાઇટ્રોજન તો બીલકુલ આપણી જમીનમા નથી કારણ કે હાડકા તથા પાદરા વગેરેનુ ખાતર આ બે તત્વ પુરાં પાડનારા છે તેનો ઉપયોગ ખાતર તરીકે ખેડુતો કરતા નથી વળી તલ, મગફળી, એરંડી, અળશી, કાળરીનુ તેલ કાઢી ખોળ પણ પરદેશ મોકલે છે અને પઇસા કમાવા ખાતર આપણા દેશની ફળદ્રુપતા પરદેશીની જમીનમા વધારવાનુ કામ દિન પ્રતિદીન વધારે થવા લાગ્યુ છે, એટલે જમીનમા હવે કસ ઘણો થોડો રહયો છે હાલમાં કાઠીઆવાડ, ગુજરાત તાલુકામાં મગફળીનુ વાવેતર વધારે થાય છે તેનુ તેલ કરવાની ઘાણીઓ પણ ઘણી ફરે છે. તેનુ તેલ પરદેશ જાય છે ને ખોળ પણ પરદેશ જાય છે. એટલે જે ખેતરો પર ગાડવી કે મગફળીનુ વાવેતર થાય છે તે ખેતરોનો કસ જવા લાગ્યો છે અને અમુક વરસો જતા ગાડવી વવાય છે, તે ખેતરોમા હાલ જેટલી ઉપજ દર એકરે આવે છે તે પણ આવશે નહિ. બાજરા, જુવાર, ઘઉં, ચોખાના કણ મોટા મોટા થતા તે હવે ઉતરતા થાય છે એમ આપણે નજરે જોઇએ છીએ કારણ કે તે ખેતરમા ખાતર નાખતા નથી, અને ઉંડી હળ ખેડ કરતા નથી.

એટલે વરસાદનુ પાણી તેમા શોષાતુ નથી અને સુકવણુ પડે છે જેમ અ ઢીનુ લુગડુ ભિજવી સુકવતા વાર લાગે છે પણ મલમલ જેવુ બારિક કપડુ ઘડી કમા સુકાઈ જાય છે તેમ ઉડી ખેડેલી જમીનમા પાણી ઘણું શોષાય છે ને સુકાતી નથી, અને છીછરી કળીયાથી ખેડેલી તરત સુકાઇ જાય છે આમ ખાતર પડતુ નથી જમીન ઉડી ખેડાતી નથી અને અનાજ સારૂ મોટા કણનુ થતુ નથી

વળી કેટલીક જમીન તો ઊંચી નીચી હોય છે, તેથી એકદમ વરસાદ પડે છે એટલે ધોવાણુ થઇ નદીમા જાય છે. આમ આપણા દેશની લાખો એકર જમીન ધોવાઇ છે તે સબધેનો વીગતવાર લેખ મારા "રેવન્યુ અને ખેતીની ઉપજ વધારવાની રીત" નામના પુસ્તકમા દર્શાવેલ છે તે વાચવા ભલામણ કરૂ છુ

જગલોનો નાશ કરવાનુ દુકાળના વરસ છપનીયાથી શરૂ થયુ એટલે ઝાડની સખ્યા કમી થતા જમીન ઉઘાડી થઇ તેથી ધોવાવા લાગી, ખડ થોડું થવા લાગ્યુ, નદી નાળામાં પાણી સુકાવા લાગ્યા, અને કુવામા પાણી ઉંડા ગયા, કારણ છાયા વાળીને ખડ થાય તે જમીનમા વરસાદનુ પાણી ધીમે ધીમે ઉંડુ ઉતરે છે તે ભેજ રાખે છે ને વનસ્પતિના બી, ઘાસના બી ઘણા ઉગી નીકળી જમીનમા નાઇટ્રોજન વગેરે પદાર્થ પુરૂ પાડનારી વનસ્પતિ ઝઝી ઉગતી નથી, ને જમીન ઉજડ રહે છે આમ જગલ નવા કરવા તો રહ્યા, પણ જુના ઝાડ હતા તે કાપી નાખ્યા ને નવા ઝાડ વાવાનો કાયદો કોઇએ કર્યો નહિ. હાલમા થોડા વરસોથી કોઇ કોઇ રાજ્યસ્થાનો આ વાતની અગત્યતા સમજતાં થયા છે ને ઝાડ વાવવા સરકયુલરો કર્યા છે તેની અસર અમુક વરસો જતાં જરૂર થશે ખાતરોનો ઉપયોગ આપણા સમજુ ખેડુતો કરે છે, પણ કેટલાક અભણ અને ગરીબ ખેડુતો ખાતર એવુ નામ પણ જાણતા નથી એટલે જમીનનો કસ જમીન ધોવાઇ ઓછો થયો, ઉંડી ખેડ ન કરવાથી ઓછો થયો, અને બીજા ખાતર નહિ નાખવાથી ઓછો થયો છે અને આ પ્રમાણે ગરીબ જમીન થઇ ગરીબ ઉપજ આવી અને ખેડનાર ખેડુત ગરીબ બન્યો. એટલે જમીનના ધણી રાજા પણ તીજોરીમા રૂપીયાની ઓછી ભરતી આવવાથી ખેચમા રહે છે.

નવાં વાવેતરો, આબોહવા, જમીનને માફક આવે એવો જેમાથી પૈસા વધારે મળે એવા તમાકુ, શેરડી, ગળી, પટેટા, સુરણ, આદુ, હળદર, કદ કપાસ વગેરેના પણ ઉત્તમ રીતો શીખી કરવા ખેડુતો પ્રેરાય તો જાર, બાજરા ની ઉપજ કરતાં વધારે પેદાશ લઇ શકે ને રાજ્યના કર ભરતાં પણ અને બીજા ખર્ચો ખર્ચેવાં બાદ કરતાં પણ ઘણુ બચાવી શકે.

માર્યો, સેસો રાખી દુધ, દહી, માખણ, ઘી બનાવી એવી સોંઘે પોતાના બૈરી, છોકરા પાસે આ કાર્ય કરાવે તો ઘણું કમાય ને ખાતર ખેતર માટે મળે વળી છાણાં કરી છાણ વાપરી નાંખે છે, તેથી ખરાં છોડનાં પોષણનાં તત્વો ગુમાવે છે પણ ઢોર ઉછેરવાના કામમા ખેડુતો લક્ષ રાખે તો જરૂર ખાતર વધારે મળે બળતણ માટે શેઢા ઉપર અગર પડતર જમીનો રાખી બાવળ, આવળ, ખાખરા, લીંબડા, ગુંદા, વાંસ, જાંબુડા, આંબા આદિ ઝાડ વાવતા જાય તો ફળની ને લાકડાની પેદાશ પણ મળ્યા કરે.

જો રાજા સાહેબો જમીનની માલિકીના હક ખેડુતોને આપે તો ખેડુતો નવાણ કરે અને ફળઝાડ જેવાં કે આંબા, રાયણ, ગુંદા, રાવણા, બોર, કેળ, પપૈયા, જામફળ, લીંબુ, દાડમ, નારંગી, મોસંબી, ચીકુ, નાળિએર અને એવા ફળઝાડ મોટી સંખ્યામા કરે તો દર એકરે એક હજાર રૂપીયા ઉત્પન્ન કરે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના શહેરો અને ગામડામા મેકસીકો ને કેલીફોરનીઆમાં મોટરોમા બેસીને પ્લાનટેશનોમા ફરાય એટલા મોટા વિસ્તાર ઉપર સફરજન, નાસ પાતી,-પીચ, આલુ, દ્રાક્ષ ચેરી-સ્ટ્રોબેરી, સંતરાં, લીંબુ, મોસંબીના વાવેતરો કરે છે, ને તેની ટ્રેનો ભરીને તથા સ્ટીમરો ભરીને માલ યુરોપમા મોકલે છે આપણા દેશમા નાણાવાળાઓ જમીનમાથી નવી પેદાશ કરવાની વાત જાણતા નથી, અને જાણે છે તે કરતા નથી પાટીદારો, અનાવલા દેસાઇઓ, પારસીઓ, કણબી આહેર, રજપુત, કોળી અને બીજી કાછીઆ આદી અન્ય ખેતી કરતી જાતિનાં માણસો છે, તે પણ પોતાનો પેઢી દર પેઢીનો ધંધો છોડી બીજા ધંધા કરે છે. રાજા લોકો પણ પોતાની ખેડુત પ્રજાને પઇસા ઓછે વ્યાજે આપી ખેતીની પેદાશ વધારવા ઉત્તેજન દેતા નથી, અને આકરતરી રીતે રેવન્યુ વધારવાના રસ્તા શોધે છે તેથી કરી વસ્તી ઓછી થાય છે અને ખેતીનો નાશ થાય છે, ખેડુતો રાજ્યસ્થાનોના ઘણા ગામડાઓ મુકી ભાગવા લાગ્યા છે અને મોટાં શહેરોમા મજુરી કરવા જાય છે, તેમજ બ્રિટીશ અગર વડોદરાના મોટા રાજ્યમા જમીન લઈ ખેડુત બને છે, પણ દેશી નાના રાજ્યોના ખેડુતો રહેવા હવે ખુશી હોય એમ લાગતુ નથી નાના રાજ્યોમા જમીનના માલેકી હક નથી અને કેટલીક જગાએ વીઘોટી કે ભાગબટાઇ અથવા ઉધડ લેવાનુ એક ધોરણ રહ્યું નથી. જ્યારે જેને ઠીક પડે તે ખેડુત પાસેથી રાજ્ય હક વગેરે લેવા કાયદાનો ફાન્ફેર કર્યો છે જમીનના માલેકી હક તેમજ ઝાડના માલેકી હક પણ ઘણાં રાજ્યોમા અપાયા નથી એટલે ખેતી રાજ્યસ્થાનોની આબાદી પર આવની નથી, અને જમીન પડતર પડી રહે છે કાળ, દુકાળના વરસોમા પણ

પાઇ ઢોર જીવતા રાખવા, દુઝણા ઢોર ગાય, ભેંસને જીવતાં રાખવા તથા સારી ઉત્પન્ન કરવા નવાણ હોતા નથી એટલે ખેડુતોની કફોડી સ્થિતિ થાય છે કેટલાક પ્રદેશો એવા છે કે જ્યાં જમીન ખોદતાં ખારાં પાણી નીકળે છે, ને તળાવમાં પાણી હોય તોજ માણસ તથા ઢોરને પીવા મળે છે એવા પ્રદેશો દુકાળના વરસમાં ખેડુતો છોડી ચાલ્યા જાય છે રાધણપુર, કચ્છ, અને વાગડ તેમજ ખાખરીયાના પ્રદેશોની અને નળકાંઠાના મુલકોની આવી સ્થિતિ થાય છે

કેટલાક એવા પ્રદેશ કચ્છ, કાઠિયાવાડમાં પડયા છે કે જ્યાં ચીકણી માટી ભરી છે તે ખોદતા પાણ ફુટે ખરા, કડવા પાણી નીકળે છે આવી ખારી જમીન સુધારવાથી ચોખા પાકે એવી આ જમીન સુધરે છે, પણ તળાવો કરી ચોખા પાવાને પાણી પાવા નવાણ મોટા કરવાનું ખરચ કરે ને બંધ બાંધી જમીન ધોવાણ અટકાવે ને જ્યાં ઘણું પાણી ભરાય, જમીન ખારી થતી હોય, તેમાં ગટરો કે ડ્રેનેજ ગાળી ખાર ધોઇ નાખવામાં આવે તો લાખો એકર ખારી જમીન સુધારી શકાય, ને લાખો મણ ચોખા થાય

ખેડુતો ગરીબ હોય છે તેના બળદ પણ દુબળા હોય છે એટલે પુરી જમીન ખેડી શકતા નથી અને જાર, બાજરી, બંટી, બાવટો, કપાસ વાવ્યા પછી તેમાંથી નિંદામણ કે ખડ કાઢવામાં આળસ કરે છે તેથી જમીનમાંનો જાર, બાજરી, કપાસનો ખોરાક, નિંદામણ, ઘાસડો, ધરો, ચીઓ, ડીલો, સુંદરી, ઘાસડો આદિ ખડ ખાઇ જાય છે ને અનાજ નબળું થાય છે ને ખેતરનો કસ ચુસાઇ જાય છે આવા નિંદામણ કઢાતા નથી એટલે ખપેડી અને કામળીઓ ને કતરા આદિ જંતુઓ ઘણા જન્મે છે અને ખેતરનાં અનાજને ખાઇ જાય છે તેથી ખેડુતને ઉપજ મળતી નથી ને કરેલી મહેનત નકામી વ્યર્થ જાય છે આવા નિંદામણ કાઢવામાં આળસ કરવાથી અગર રહેવા દેવાથી ખેતી જીવાતો દર વરસે વધતી જાય છે, ને જમીન કસ વગરની થતી જાય છે ને કોઇ વરસાદના દહાડા ગયા પછી અગર અનાજ ખેતરમાં પાક્યું ન હોય ત્યાં સુધીમાં ખેતરો જોવા નીકળશે તો અનાજ, કપાસના છોડ કરતાં નિંદામણના છોડ ખેતરમાં ઘણા જોવામાં આવશે એ ઓછી ઉપજ આવવાનું અને કસ ઘટવાનું આ પણ કારણ છે

બી પણ આગીયા, અગાસીઆ અને ગેરના જંતુવાળાં બજારમાંથી લાવી વાવે છે એટલે દર વરસે જાર ને ઘઉંમા આગીયો ગેરૂ વગેરે લાગુ પડે છે. માટે પસંદ કરેલા બીયા આપવા કોઇ રાજ્યમાં સગવડ હોય તેમ જોવામાં આવતું નથી.

નવાણુનીફીસ જ્યાં પણ થોડી છે કુવામા મીઠા પાણી થતાં હોય તેવા ખેતરોમાં કુવા ઠામ ઠામ બંધાવવાં જોઇએ ખેડુતો ગામે અગર પાકુઓ બંધાવી આપે તો દુકાળની અસર ઓછી થાય નદીઓ આડા જ બધ બાંધી નહેરો કાઢી પાણી ખેતરોમાં પાવા સગવડ થાય તો લાખો રૂપીઆ ઉપજમા વધી જાય, ખારાં પાણી કુવામાં થતા હોય ત્યા ઠામ ઠામ મોટાં તળાવો બંધાવી લઉં, કપાસ પોષે એવી સગવડો કરવામા કહેલુ પાક થોડા વરસમા વળી આવે છે. જસદણ, ગોંડળ અને રાજકોટ સ્ટેટે આવી નહેરો કરી છે તેથી ત્યાં ખેડુતો આબાદ છે

ખેડુતોના છોકરાઓને ગામડાંની નિશાળો સાથે નાના ખેતર રાખી જાતે ખેડવાનુ, વાવવાનુ ખાતર નાખવાનુ, હથિયારો વાપરવાનુ અને નવા ખેતરો કરતાં શીખવાનુ ફળઝાડ ને ફુલઝાડ ફલમોને આંખો ચડાવવાનુ ને બળદ, ગાય ઘોડા ઉછેરવાનુ દુધ, દહીં, ઘી કરવાનુ અને એવું કામ શીખી પોતે કમાઈ ખાય ને દેશને ઉપયોગી થાય એવુ કરવા-શીખવવા દરેક ગામે ખેડુતનુ કામ જાણનારા શિક્ષક ગુજરાતી નિશાળમા રાખી ગોઠવણ કરવી જોઇએ. મતલબ ખેતીવાડી પ્રધાન ઉદ્યોગનો આપણો દેશ છે ત્યાં ખેતરમાંથી, જંગલમાંથી ઉત્પન્ન થતા કાચા માલમાથી ઉત્તમ વસ્તુઓ બનાવવાના ઉદ્યોગો દાખલ કરવાનુ રાજાઓ કરે ને તે માટે પોતાની ઉપજનો યથાર્થ ભાગ ખરચે ને ખેડુતના પુત્રોને તે કામ શીખવવા સ્કોલરશીપો આપે અને એવા દેશ બાબતીના કામમા રસ લેવાનુ તન, મન, ધનથી કરે તો પરમાત્માની કૃપાથી આ નિર્ધન થતો દેશ, તેના નિર્ધન ખેડુતો, તેની નીરસ થતી જમીન, તેની નિર્ધનતા, ને ઉદ્યોગ, વેપાર, હુન્નરની પડતી મટી ચડતી થાય ને અમેરિકાની માફક દરેક પ્રજાજન લક્ષ્મીથી ભરપુર થાય.

જ્યા સુધી ખેતી અને બાગાયત ઉપર આપણા રાજાઓ શિક્ષણ આપવા પ્રબંધ નહિ કરે ને તે ઉપર ધ્યાન નહિ આપે ત્યા સુધી તેઓ લક્ષ્મીવાન થવાના નથી.

ખેડુતની, વેપારીની અને અન્ય મજુર વર્ગની ને રાજાઓની ખર્ચ કરવાની ઇચ્છા દીન પ્રતિદિન વધતી જાય છે દરેકને સારાં ઘરેણાં, સારા કપડા, સારા વાહનો, અને સારો ફરનીચર રાચરચીલુ અને શ્રીમંત માણસોના જેવુ જીવન ગાળવાનુ લોકો છીએ. તે માટે વિષય વાસના વધારતા જાય છે પરંતુ તેને પહોંચી વળવા પૈસાની ઉપજ વધે એવુ કંઇ કરતા નથી નવો પૈસો દુનિયામા ખેતી

વાડીની પેદાશથી વધે છે આપણો દેશ આગળ ખેતીની સારી પેદાશને લઇનેજ આબાદ હતો હવે તો ખેતીવાડીને ભુલના જઇએ છીએ અને મોજશોખ વધારવા જોઇએ છીએ ખેતીનો તડકો, તડ, વરસાદમા રહેવાનો ને દુઃખ લોગ વવાનો ધધો હોઇને કરવો ગમતો નથી. એટલે હવે દુઃખી થવા લાગ્યા છે

ખેતીના ધધાની આબાદી હોય તો વેપાર પણ સારો ખીલે. વસ્વાયાં ને મજુરો પણ કમાય અને રાજાઓને પણ સારી પેદાસ આવે અત્યારે રાજાઓના ભડાર ખાલી થયા છે કર વેરા વધારતા જાય છે, દાણ, જકાત વધારતા જાય છે વીંઘોટી, ઉઘડ વધારતા જાય છે, છતાં રાજ્યોના ખર્ચ પુરા થતા નથી અને તીજુરી તો ખાલીને ખાલી

જે દેશના ખેડુતો ખાતાપીતા એટલે સારી સ્થિતિના હોય છે તે દેશનો વેપાર ખીલતો હોય છે ને તે દેશના રાજા પણ આબાદ હોય છે જે દેશમા ખીતી ઉપર ધ્યાન રાજ્ય દેતા નથી ત્યા નિર્ધનતા ને દારિદ્ર આવતુ જાય, છે એ નિશક છે માટે ખેતીવાડીની પેદાશ વધારવા ખેડુતને રાજાએ શું કરવુ તેનું સાકળીના રૂપે આ નીચે લખવુ ઉચીત ધારૂં છુ —

(૧) જમીનનુ ધોવાણુ અટકાવવા બધ બાધવા.

(૨) કુવા તળાવ, નહેર, બધ બાધી નદીના પાણી રોકી સખ્યા વધારવી.

(૩) ખારી પડતર જમીન હોય તેમાં ચિકાસથી પાણી અતર ભુમિમાં ભર્યું રહે છે તે ખારૂ પાણી ગટરો કરી કઢાવવુ ને મોટા મોટા તળાવો બાધી તેમા ઢાકણાવાળા દરવાજા મુકી ચોખાના ખેતરો બનાવી પાણી પાઇ જમીન સુધારવી. ને કમોદ, ડાંગરની કયારડી કરવી ખારી જમીન સુધરાવવી ને ખાર ધોવાઇ જાય તેમ કરવુ.

(૪) ખેતરો હળથી ખેડવા. શેઢાપર ખડ રહેવા દેવુ. ને જમીનની બિનાશ વધે એટલી ખેડ કરવી.

(૫) ગાય, ભેસ, ઘોડા ઉછેરવા ગૌચર વધારવાં ને એવો ધધો કરનારાને સુલી ધીરવી. દરેક ટોળામાં ઉંચી ઓલાદના સાંઢ તથા પાડા રાખવા

(૬) આબા, શરડા, રાયણ, રાવણા, નાળિએરી ચીકુ લીબુ, આદિ ફળ ઝાડના બગીચા સખ્યા બધ કરવા ને તેવુ કરનારને જમીન માલેકી હક આપવા.

(૭) પડતર જમીનમા લીબડા, બાવળ, આવળ, આકડા, ખાખરા, ખીજડા, કેરડા, આદિ ઝાડ વવરાવવા ને બકરા, ભેંશો ચરી જાય નહિ તેવો

બંદોબસ્ત કરવો તેથી જમીન ઉજડ મટી દર વરસે ખેડવા લાયક થશે

(૮) સારાં બીયાં બાર, બાજરી, કપાસ, ઘઉં, ડાંગર, કઠોળ, તલ, માડવીના લોકોને આપવા

(૯) નવાણ કરવા માટે પઈસાની મદદ કરવી ને નવાણ કરનાર ખેડુતને વીઘોટી વગેરેમાં રાહત આપવી.

(૧૦) ખેડુતના પુત્રોને ખેતીવાડીનુ શિક્ષણ સ્વદેશી ભાષામા ગામડાની ગુજરાતી નિશાળ સાથે એતર રાખવા ને એક ખેતી જાણનાર શિક્ષક રાખવો.

(૧૧) શેરડી, કપાસ આદિના જયાબધ ઉત્તમ બીના વાવેતર કરાવવા ને તેમાથી ગોળ ખાંડ, સાકર, સુતર, કાપડ વણવાના કારખાનાં કરાવવા

(૧૨) સુધારેલા હથિઆર ઓજાર આપવા ખેડુતોને જરૂરનાં હોય તે રાખવા ને તે બનાવવા આપણા દેશમાંજ કારખાનાં કરાવવા જેથી ભાગે તે ભાગ સસ્તો અહીજ મળી આવે.

(૧૩) શણ, ભીંડી, કેતકી, મુંજ આદિ રેસાના છોડનું વાવેતર જથાબધ કરાવવુ ને તેમાથી રેસા કાઢવાનુ ને દોરડા ને શણીયા બનાવવાના કારખાના કરવા લોકોને મદદ કરવી

(૧૪) દરેક વર્ષે સારી પેદાશ, નવી ચીજો ઉત્પન્ન કરનારને તથા સારા ઘોડા, ગાય, ભેસ રાખનારનો મેળવડો ભરી ઈનામ આપવા

(૧૫) ઘેટા સારી જાતના રાખવા, ભરવાડને મદદ કરવી ઉનની પેદાશ વધારવી, તેને ચારવાની સગવડ કરી દેવી ને ઉનની ચીજો બનાવવા કારખાના કરવા મદદ દેવી.

ઉપર મુજબ ખેતીની પેદાશ વધારવાને, ખેડુતોની આબાદી કરવા તથા રૈયતની તીજોરી ભરવા માટે રાજ્યો બંદોબસ્ત કરે તો ખરેખર દશ વરસમા આપણા દેશમાથી નાશી ગયેલા લક્ષ્મીજી પાછા પધારે અને આપણા દરિદ્રને દૂર કરે

અત્યારે બધી કોમનાં સ્રી પુરુષો તથા રાજાઓ પોતપોતાનો અસલ ધંધો ભુલી ગયા છે ને કંઇ જુદીજ ઉંધી દિશામા પ્રયાણ કરતા રહ્યા છે તેઓ બધાનો સમાવેશ ખેતી કાર્યમા થાય છે, શરૂઆતમાં જરા બે વર્ષ શ્રમ પડે છે, પૈસા આવતા વિલંબ થાય છે, શરૂઆતનુ ખર્ચ પણ થાય છે પરંતુ પરિણામે કાયમનુ સુખ મળે છે ને નિરાંતે ઉધનાનુ મળે છે અત્યારે તો ઘણા પૈસાવાળા કહે છે કે તેઓના પઇસા વેપારમા,

સદામાં પીરસ્થામાં ને શેરમાં ગયા અને ધનવાન હતા તે નિર્ધન બન્યા પણ જો તેવાઓ પોતાના પૈસાની સલામતી માટે જમીન ખરીદે તેમા તે ઉપર અમુક પ્લાનટેશનો કરે, કેટલ બ્રીડીંગ ફાર્મ કરે, શેરડીમાંથી ખાંડ, સાકર બનાવવાના કારખાના કરે, તમાકુ વાવી સીગારેટ, ચીરૂટ, જરદો, બીડી વાળવાનુ કામ ખોલી ચા, ગુંદ, રબર, ગળી વાવી તેનો ઉદ્યોગ વધારે ફુલઝાડ વાવી અત્તરો ને સેન્ટ બનાવે. રંગના છોડમાંથી રંગ કર વાનુ કરે સોપારી એલચી, લવીંગ, જાયફળ લીંડી પીપર વગેરે. વાવે અને કેળામાંથી સુકી લોટ કરે વિગેરે વિગેરે ઉપયોગ કરવો માટે તે કામ કરવા ખુશી હોય તેમને મુડીવાળા બાગ રાખી પૈસા ધીરે અગર રાજાઓ પૈસા ધીરે અને આવાં કામ કરવાવાળા ઉત્સાહીને ઉદ્યોગી મુલકો નો સહાય કરવા તત્પર થાય તો હાલમા એવા ઘણા ઉત્સાહી પુરૂષો છે ને તેઓ આવા કામ સહાય મળતા હાથ ધરે એમ છે માટે આપણી કચ્છ, કાઠીઆવાડ ગુજરાતની પ્રજા અને રાજાઓને બે હાથ જોડી માથું નમાવી પ્રાર્થના છે કે પરમાત્માને પ્યારો ખેતીનો ઉદ્યમ ધધો હાથમા લ્યો. ને ખેડુતો વગેરેને મદદ કરો અને તેની કેળવણી આપવા, અને જુવાનો આ કાર્ય કરવા ઉત્સાહી હોય તેમને તન, મન ધનથી મદદ કરવા તૈયાર થાઓ ને દેશમા જગલ વધારો ને ઝાડી ઘાટી કરી જમીનમા ભિનાશ વધારો, ઘાસ, ઝાડ ઉગાડો નદી નાળામા પાણી વહેતા રહે એવુ કરો અને જ્યા જોઇએ ત્યાં ખેતી, ખેતીનો ધીકતો ઉદ્યોગ લોકો કરતા હોય એવુ જોવા પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરો.

હવે કળજુગનુ રાજ્ય બરોબર જોરમાં આવતુ જાય છે તે દુશ્મનને મારી હઠાવવા સત્યજુગ રૂપી દુશ્મનને જન્મ આપો, અને દરેક સ્ત્રી પુરૂષો ને રાજાઓ ઉદ્યોગી સદગુણી થાય તે ખેતી ને ખેતીના ધધામાથી ઉત્પન્ન થતી વસ્તુઓની પેદાશ વધારી વેપાર ઉદ્યોગ, હુન્નર દેશમાં વધારો આબાદ થાઓ લક્ષ્મીવાન, રિદ્ધિ સિદ્ધિવાન ને બુદ્ધિવાન દીર્ઘાયુષી થાઓ, ને તમારા રાજ પ્રજા ને, બાળકોને તદુરસ્ત રાખનારો ને દીર્ઘાયુષ આપનારો ખેતીનો નિર્દોષ ધધો હાથમા લેવા પરમકૃપાળુ પરમાત્મા સૌને પ્રેરણા કરો એવી અંતઃકરણ પુર્વક પ્રાર્થના કરી વીરમુ છું

ખેતીવાડી વિજ્ઞાન " માહે એપ્રીલ ૧૯૨૮ ના અંક ઉપરથી )

દુલેરાય છોટાલાલ અંજારીઆ.
વ્યવસ્થાપક,



# હલેન્ડા ખેતીવાડી પ્રદર્શન વખતે અપાયેલ ભાષણ.

માનવંતા પ્રમુખ સાહેબ, દરબાર સાહેબો તથા ગૃહસ્થો,

આપણા દેશની મુખ્ય પેદાશ ખેતીની છે, અને તેની પેદાશ ઉપરજ વેપાર ગન્ત્યવ્ય-પન્યા, તથા નોકરીમાર્ગ વર્ગ વિ. ની આબાદીનો મુખ્ય આધાર છે એટલુંજ નહિ પણ ખેતીવડેજ મનુષ્ય અન્ય પ્રાણી અને જીવજંતુ વિ. નુ જીવન ટકી રહેલુ છે આપણા દેશની વસ્તીનો ૭૦-૮૦ ટકા જેટલો મોટો ભાગ ખેતીના ધંધો ઉપરજ નિર્વાહ ચલાવે છે, એટલે જે ધંધા તરફ સર્વનું ભરણપોષણ થાય છે તે ધંધાની સુધારણા તરફ દેશના તમામ રાજા તથા પ્રજા તરફથી પુરે પુરૂ ધ્યાન આપવુ ખાસ જરૂરનુ છે

અમારા નામદાર ઠાકોર સાહેબને ખેતીવાડીની સુધારણા તથા ખેડુતની સ્થિતિ સુધારવાની અનહદ લાગણી છે જેને અંગે સ્ટેટમાં લોકોની સ્થિતિ સુધારવાની આબાદીની અનેક યોજનાઓ હાથ ધરવામા આવી છે, જેને અંગે સને ૧૯૨૩ના માર્ચ માસમા ખેતીવાડી ખાતુ ખોલવામા આવેલ છે

અત્યાર સુધીમા ખેતીવાડી ખાતા તરફથી કેવી કેવી જાતનું કામ કરવામા આવેલ છે તે આપને ટુંકમા જણાવીશ

ખેતીવાડી ખાતાની કામગીરીના નીચે મુજબ વિભાગ પાડવામાં આવેલ છે

૧ અખતરા તથા શોધખોળનું કામ

૨ સુધરેલી અને ફતેહમંદ થયેલ ખેતીની રીતનું પ્રચાર કામ

૩ ખેતી કેળવણી

અખતરા તથા શોધખોળનુ કામ,

ખેતી સબંધી અખતરા તથા શોધખોળનુ કામ કરવા રાજકોટ સ્ટેટ પેડોક પાસેના ફેકર ફાર્મનો ઉપયોગ કરવામાં આવે છે, જેમા કપાસ, જુવાર, બાજરો, મગફળી, ઘઉં વી. ની જુદી જુદી જાતની વાવવાની જુદી રીતની અજમાયસ તેના જુદા જુદા ખાતરની અજમાયસ તેમાં જાત સુધારવાનુ કામ, જાતને તપાસવાના અખતરા વિ કરવામા આવે છે, અને જે જે અખતરાઓના પરિણામો ફતેહમંદ થાય છે તે અખતરાઓ ખેડુતોની જમીનમા કરી બતાવવામાં આવે છે અને તે પ્રમાણે ખેડુતોની જમીનમા N. R કપાસ ભાવનગરી બાજરો, કુમળી, મરચી તથા શેરડીમા રસાયણીક ખાતરો, કમોદની સારી જાતની અજમાયેસ સ્પેનીસ પીન્ટ મગફળીની અજમાયસ આદુ હળ ગ બટેટા વવરાવવાની સુધરેલ અજમાયસ વિગેરે કરવામા આવે છે અને તેમાં ફતેહમંદ થતા અખતરા એક સાથ વધુ વવરાતી પછી તે દાખલ કરવામા આવે છે

અત્યાર સુધીમાં ખેતી ખાતા તરફથી નીચે મુજબના અખતરાઓ કરવામા આવેલ છે અને તેના પરીણામો નીચે મુજબ જણાયા છે

૧ મઠીયા કમ્તા N R. ખાનદેશી કપાસ ૭૭% વધારે પેદાશ આપનારો જણાય છે, તેમા રૂના ટકા પણ વધારે છે જેથી આખા સ્ટેટમાં મઠીયો કપાસ નહિ વાવતા ખેડુત ખાનદેશી કપાસજ વાવે છે

અમેરીકન કપાસ સને ૧૯૨૬ની સાલમાં મઠીયા જેટલીજ પેદાશ આપનારો જણાયો છે તેનું રૂ લાબા તારનું છે પણ છેલા વર્ષમા સખત વરસાદ સબબે બરાબર નહિ થવાથી સદરહુ અખતરો ફરીથી ચાલુ કરવામા આવશે અને ફતેહમદ થશે તો મોટા સ્કેલ ઉપર ખેડુનો વાવેતર કરશે એમ આશા રાખીએ છીએ

૩ સ્પેનીસ પીન્ટ મગફળી દેશી મગફળી કરતા સારો ઉતારો આપે છે અને વહેલી સાડા ત્રણ મહીને પાકે છે, ઉપાડવી સ્હેલી છે, ઓછે વરસાદે પાકે છે તેલના ટકા વધારે છે, જેના ફાયદા સારી રીતે જણાયાથી રાજકોટ સ્ટેટમાં ખેડુત આ મગફળીનુ વાવેતર મોટા પ્રમાણમાં કરે છે

૪ સુઠીયા નામની જુવાર ૨ મહીને લીલાચારા તરીકે ચોમાસામા ઉપયોગી જણાએલી હતી એક એકરે ૨૨૯ મણ લીલો ચારો થયો હતો

૫ કપાસ નીક પાળા ઉપર વાવી તેમાં રસાયણીક ખાતર નાખ્યાથી કપાસની પેદાશ ૨૩ ટકા વધી હતી એટલે ઓછી જમીનમા વધારે કપાસનો પાક પેદા કરવાને આ રીત ફતેહમદ થયેલ છે

૬ દેશી ખાતર નાખ્યા વગર એકલુ રસાયણીક ખાતર નાખીને કપાસની પેદાશ ૨૪ ટકા વધી એટલે દેશી ખાતરને અભાવે રસાયણીક ખાતરથી પેદાશ વધી શકે છે

એક એકરે ૩૦ શેર નુ રસાયણીક ખાતર નાખવાથી કપાસની પેદાશમા પાા મણુ ૬ શેર નો વધારો થયો હતો એટલે જ્યારે કપાસના ભાવ ૧ મણે રૂા પથી વધારે હોય તો રસાયણીક ખાતર વાપરવુ ફાયદાકારક જણાયેલ છે

૭ શેરડીમા ધોળી, ચટાપટાવાળી, શેરડી ડી ૧૦૯ જાતની મોરસ, રાતી દેશી વિગેરે જાતના અખતરાઓ કરવામાં આવેલ છે, તેમા ચટાપટાની જાતમાં એક એકરે ૧૦ મણ ગોળનો વધારો થયેલ છે

૮ પુસા ઘઉમા ગેરૂથી નુકશાન થતુ નથી જ્યારે કાઠા ઘઉમાં ઘણુ નુકશાન થાય છે પુસા ઘઉની કુંડીને મુછ હોતી નથી જેથી પક્ષીઓની રંજાડ વધારે રહે છે તો જો બરાબર ધ્યાન રાખવામા આવે તો આનુ વાવેતર પણ ફાયદા કારક થઈ પડે તેમ છે

૯ બન્સી ઘઉ કાઠા કરતા પેદાશમા વધારે થાય છે ભાવ સારો આવે છે તેથી આ ઘઉનુ વાવેતર વધારવા ખેડુતો વલણ બતાવે છે અને એકાદ સાલમાં આ ઘઉંનુ વાવેતર સારા પ્રમાણમા થવા સભવ છે

ઉપરની જાતના વાવેતરની વાવવાની રીતના પ્રકારના જેવા કે નીક, પાળા ઉપર, બેની કરતા બાપતના જેમા નીકપાળા ઉપર જાર, બાજરો, કપાસ શેરડીની પેદાસ સારી

આવે છે જે બાબત ખેડુતને સમજુત કરી તેઓના ખેતરમા ટગવામા આવે છે તે ઉપરાંત સુરણ, આદુ, હળદર, કમોદની સારી જાતો વિ. ના પણ અખતગઓ કરવામા આવે છે

પ્રચાર કામ:—

૧ ખેતીવાડીના વિષયો ઉપર ખેડુતોને અવાર નવાર વીવેચન કરવામાં આવે છે અને બીજા દેશોમા ખેતી સુધારવા શુ અખતરાઓ થાય છે અને કઈ રીતથી ખેતીની પેદાસ અહી પણ વધે તે બાબતની ખેડુતો સામે ચર્ચા કરી સમજણ આપવામા આવે છે

## ૨ ઉંડી ખેડ

લોઢાના હળથી ઉડીખેડ કરવા બાબત ખેડુતોને સમજુત કરી ઉંડી ખેડ શીયાળાની ખેડના ફાયદા સમજાવવામા આવે છે

## ૩ સારા બીયારણની ગોઠવણ—

ખાનદેશી N R કપાસનુ બી ખેડુતોને જોઈતુ તમામ પુરૂ પાડવામાં આવે છે. સ્પેનીસ પીન્ટ મગફળીનુ બી ખેડુતો જે જોઇતા પ્રમાણમા પુરૂ પાડવામા આવે છે તે ઉપરાત ઘઉ જુવાર બાજરી વીગેરે બીયારણ ખેડુતોના ઘર્જે ભાગમાથી જે સારૂ બીયારણ હોય છે તેમાથી બદલાવી આપવામા આવે છે અને વાવણી વખતે પણ સારૂ બીયારણ આપવા ખેડુતોને સગવડ કરી આપવામા આવે છે

## ૪ ખાતરના ખાડા બાબત

ખેડુતો બળતીઉ ખાતર યોગ્ય રીતે સાચવતા નહી હોવાથી ખેડુતોની વાડીયે ખાતરના ખાડા રાજ્ય ખર્ચે કરાવવામા આવ્યા છે અને તેમા ખાતર નાખી બરોબર સોઠવવા ખેડુતોને સુચના આપવામા આવે છે આવી રીતે ખેડુતો ખાતરનો સારી રીતે ઉપયોગ કરે છે તે ઉપરાંત હાયલા થોરના ખાતરનો ઉપયોગ પણ વાડીયામા કરાવવામા આવે છે

## ૫. જુવારમાં મોરથુથુનો ઉપયોગ

જુવારમા અગારીઓ રોગ અટકાવવા માટે દરેક સાલ ખેડુતને સ્ટેટ તરફથી મફત મોરથુથુ પુરૂ પાડવામા આવે છે તેનો ઉપયોગ સમજાવવામા આવે છે આવી રીતે બોવાથી ઈગારીઓ રોગ આવતો નથી

## ૬ જીવજતુ અને તેના અટકાવ

મોલમાં જીવાત પડે ત્યારે તેના ઉપર દવા છાટવા સ્પ્રેયરો દરેક ગામે

રાખવામા આવે છે તેનો ઉપયોગ ખેડુતોને સમજાવવામા આવે છે અને જરૂર પડયે તેનો ઉપયોગ કરવામા આવે છે જેથી જીવાત નાબુદ થાય છે.

## ૭ ખેતી કેળવણી.

સ્ટેટ તરફથી છપાવી પ્રસીધ્ધ થયેલ કૃષિ વાચનમાળા ભાગ ૧-૨-૩ ની ચોપડીઓ રાજકોટ સ્ટેટના બધા ગામડાઓની ગુજરાતી સ્કુલોમા ધોરણ ૩-૪-૫ મા ચાલે છે મહેતાજીઓ તથા વીદ્યાર્થીઓને મુશ્કેલીઓ સમજાવવામા આવે છે.

તે ઉપરાંત ઉંડી ખેડ, ખાતરની જાળવણ શીયાળાની ખેડ, ખાતર વાપરવાની રીત, ખીની પસંદગી, સારા બીયારણથી થતા ફાયદા ઉત્સાહી ખેડુતોને નાના પ્રમાણમા અખતરાઓ કરવાની સમજુત, નવીન પાકોના અજમાયશ, જીવજંતુ કેવી રીતે ઉત્પન્ન થાય છે અને કેવા રીતે નુકશાન કરે છે અને અટકાવવાના ઉપાયો સમજાવવા, ખરાબ જમીનનો ઉપયોગ, જાનવરોની ઓલાદ સુધારવા બાબત કુવા ઉંડા ગળાવવા બાબત વીગેરે વીવેચનો કરવામા આવે છે.

હવે ખેતીવાડીમા કેટલા કેટલા સુધારાને સ્થાન છે તે આપને ટુંકમા કહીશ

૧ જમીનની કેળવણીઃ—

આમા પ્રથમ દરજ્જે ખેડનો સમાવેશ થાય છે. ખેતીવાડીમા ફતેહ મેળવવાનો મુખ્ય આધાર ખેડ ઉપરજ છે શીયાળાની ઉંડી ખેડની ખાસ અગત્યતા છે અને જમીનની ફળદ્રુપતા જાળવી રાખવા ખાતર શીયાળામાંજ ખેડ કરવી જોઇએ જો કે આની અગત્યતા આપ સૌ જાણો છો પણ બીજા કારણોને લઇ અમલમા મુકી શકતા નથી.

વારવાર કહેવામાં આવે છે છતાં ફરીથી કહેવાની ફરજ પડે છે કે શીયાળાની ખેડ કરવાથી જમીન ભીની હોય ત્યારે સહેલાઇથી થઇ શકે છે અને થોડા વખતમા પુરી થાય છે વળી શીયાળામા અને ઉનાળામા ટાઢ તડકાથી મોટા ઢેફા તુટી ને ચોમાસા ઉપર જમીન વાવવા લાયક બને છે વહેલી ખેડ કરવાથી પાકની પેદાશ વધે છે ઉંડી ખેડ કરવાથી પણ ઘણા ફાયદાઓ થાય છે જેમાના મુખ્ય ફાયદાઓ આપને જણાવીશ તુવેને નુકશાન કરનારા ખેડાના માશ કરી જમીન ચોકખી થાય છે પાકને નુકશાન કરનારા જંતુઓ મરી જાય છે ગાગર ઓછા થાય છે જમીન ઉપર નાચે થાય છે પોચી થાય છે ઢેફા ભાગી ભુકો થાય છે અને તેથી પાકના મુળીયાને ફેલાવાને સગવડ કરી આપે છે અને વિશેષ ભેજ સાચવી શકે છે

ખેડાયેલી જમીનમા વરસાદ તથા ભેજ સારી રીતે દાખલ થઈ શકે છે અને તે છોડને જોઈતા તત્વો જમીનમાથી પીગળાવીને પુરા પાડે છે, એટલાથી જમીનના રજકણો જેમ વધારે છુટા પડે તેમ તેમ તે છોડને જોઈતો ખોરાક વધારે પુરો પાડે છે

આવી રીતની ઉંડી ખેડ લોઢાના હળથી સારી રીતે થાય છે, જમીન એક સરખી ખેડાય છે ખેડેલ ચાસ નીચે જમીન એક સરખી ખાડા ખબડા વગરની રહે છે લોઢાના હળ વાપરવાની ખાસ જરૂર છે

આપણે ત્યા વરસાદ ઘણો અનીયમીત વરસે છે ઘણી વખતે અતી વૃષ્ટિ થાય છે તો ઘણી વખતે બહુજ ઓછો થાય છે એટલે આપણે જેટલો વરસાદ પડે તેનો વધારેમા વધારે લાભ કેવી રીતે મેળવવો જોઈએ જમીનમા ભેજ કેમ વધુ વખત જળવાઈ રહે તે જોવાની ખાસ જરૂર છે, અનીયમીત સખ્ત વરસાદ થી જમીનનો કસ દર વર્ષે ધોવાતો જાય છે અને તે અટકાવવા માટે પાળા બાધવાની બહુ જરૂરીઆત સમજાવવી પડે તેમ નથી અને આવી રીતનુ કામ અમારા નામદાર ઠાકોર સાહેબ તરફથી શરૂ કરવામા આવ્યુ છે જેના ફાયદા ટુક વખતમા આપ સૌ જોઈ શકશો પાળા બાધવાથી ઘણા ફાયદા છે આથી વરસાદનુ પાણી નદી નાળામા જવાને બદલે ખેતરમાજ રહે છે સારી જમીનમા વધારે ખેદાણ થતુ અટકે છે ખેતરની ઉપજ વધે છે ઓછા વરસાદે વધુ પાક થાય છે અને જ્યારે જ્યારે વરસાદ પડે તે પછી જમીન ઉપર કળીયુ વગેરે હાકી ખેડ કરી જમીનની ભીનાશને વરાળ રૂપે ઉડી જતી અટકાવવી જોઈએ એટલે જમીનની ભીનાશ જમીનમાજ રહી પાકને ઉપયોગી થઈ પડશે તે સિવાય પીત જમીનમા પણ ભીનાશ જાળવી રાખવાની રીતો લાગુ પડી શકે નીકપાળ પધ્ધતીથી મોલ વાવવામાં આવે તો તેથી પણ પાણીનો બચાવ થઈ શકે એટલે ઓછા પાણીથી વધારે પાક કેવી રીતે થઈ શકે તેવાની ખાસ જરૂર છે

## ખાતર અને ખાતર વાપરવાની રીત

ખાતર વાપરવાની જરૂરીયાત અને તેની કિમત-ઉપયોગીતા બધા જાણે છે છતા પણ આ કિંમતી ખાતરનો સગ્રહ કરવાની ખેડુતોની રીતમા ઘણો સુધારો કરવાની જરૂરછે ઢોરનુ મુતર જે ખાતર તરીકે ઉપયોગીછે જેમા નાઇટ્રોજનનુ પ્રમાણ વધારેછે તેનો બીલકુલ ઉપયોગ કરવામા આવતો નથી ઢોરના છાણ કરતા પણ આ ઉપયોગીછે એટલે જો આનો ઉપયોગ કરવામા આવે તો આપણે

ન મેળી શકતાં ખાતરમાં બમણો વધારો થઈ શકે તેમછે તેમ છતા સાધારણ રીતે ઉકરડું કરી ઢગલો કરવામા આવેછે અને જેથી જરૂરના તત્વો એમોનીઆ અગર કારબન ડાઇઓકસાઇડ સુર્યના તાપથી ઉડી જાયછે અગર તો વરસાદમાં ધોવાઇ જાય છે એટલે બાકીનો કુચો રહે છે ઢોરનુ ખાતર કેવી રીતે ભેગુ કરવું છાણ કેવી રીતે સાચવી ઉત્તમ પ્રકારનુ ખાતર બનાવવુ તે બાબત આ વર્ષ કોઠનો નમુનો કરવામા આવેલ છે જે બાબત આપને સમજુત કરવામા આવશે. બાળવા માટે છાણના છાણા કરી ઉપયોગ કરવામા આવે છે તે બની શકે તેટલા પ્રમાણમાં અટકાવવા જોઇએ.

મનુષ્ય મળનો પણ કેટલાક હુશીયાર ખેડુત ઢક્ષીણમાં ઉપયોગ કરે છે આને માટે લોકલાગણી વિરૂધ્ધ હોવાથી આવા કીંમતી ખાતરનો નકામો વ્યય થાય છે ધીમે ધીમે સદરહુ ખાતરનો ઉપયોગ મોટા શહેરો જ્યાં મ્યુનીસીપાલીટી હશે ત્યાં આ ખાતરનો ઉપયોગ કરવાની જરૂર પડશે ગળતીયા ખાતર ઉપરાત બીજા પાકો માટે ખાસ ખાતરો તઈયાર પણ થાય છે તેનો ઉપયોગ પણ ધીમે ધીમે કરવાની જરૂર પડશે એવાં ખાસ ખાતરોથી પાકની ઉત્પતીમા ઘણો વધારો થઈ શકે છે પ્રથમ ખાતરની કિંમત વધારે પડે છે પણ ઉત્પન્નમા તે કિંમત તેમજ બીજો વધારે ફાયદો મળે છે

ખાતર વાપરવાની રીતમાં પણ ઘણો સુધારો થવાની જરૂર છે ખેડુતો જમીન ઉપર ખાતર પાથરી ઢાળી નાખે છે, ખાતરને જમીનમાં પુરેપુર ઉતારવું જોઇએ

જમીનમા ઓરગેનીક મેટરની ઘણી ખામી છે અને આવી જાતની ખામી ફક્ત કે બીજા લીલાં ખાતરના ઉપયોગથી પુરી પાડી શકાય છે તેમ આવી જાતના ખાતરથી જમીનનું પોત સુધરે છે વધારે ભીનાંશ જાળવી શકાય છે અને વધારે છોડ મોલને જોઈતા તત્વો મેળવી શકાય છે તે પણ જાણીતી વાત છે.

આપણે ત્યાં ખેતરમાં વર્ષો ઉપર વર્ષો મોલ લેવાય છે જેથી જમીનનો કસ ઘટતો થઇ જમીન ફીક્કી થતી જાય છે જેથી ખેતરમા પણ ત્રણ, ચાર વર્ષે એક વખત ખાતર થોડુ થોડુ આપવાની જરૂર છે

## પાકો સંબંધી

પાકોમાં ઘણી જાતના સુધારાને સ્થાન છે આપણા ખેડુતો કપાશ જુવાર કે બાજરો વર્ષો થયા વાવે છે કારણ કે તેઓનાં બાપદાદા તેમ કરતા આવ્યા છે તેમ કરીને વાવે છે, જુવાર જાત સારાની માગણી પારખ લેવા જરૂર છે.

મુંબઈ ઇલાકામા ઘણા સ્થળોએ ખેતી સબંધી અખતરાઓ કરીને માહેતી એકઠી કરવામા આવી છે તેમજ આંહી પણ કરવામાં આવતા અખતરાઓ ઉપરથી જણાય છે કે કોઈ પણ વિભાગની જમીનની પેદાશમાં સારી રીતે વધારો કરી શકાય છે તેમજ કેટલીક જગ્યાએ વધારે ઉત્પન્ન ઉતારો ઉપરે તેવા અથવાં ઉંચી જાતના તુખો કરવાથી પેદાશ વધારી શકાય છે ખાસ કરીને કપાસે. ઘઉં કમોદનાં તુખો માટે આવું બી તઈયાર કરવામાં આવ્યું છે કોઇક જગ્યોએ નવા તુખો દાખલ કરવાથી પણ તે ભાગની ઉપજ વધારી શકાયછે દાખલા તરીકે મગફલીનુ વાવેતર જે જે ભાગોમાં દાખલ થયું છે તેનુ પરીણામ સતોષ કારક આવ્યુ છે વળી બીજી જગ્યાએ ખેડ કરવાની રીતભાત ફેરફારો કરવાથી પેદાશમા વધારો કરી શકાય છે જેમકે નીકે પાળા ઉપર પાક લેવાની પધ્ધતી છે

આપણા ખેડુતો બીજા વર્ષ માટે પોતાના ખેતરમાંથી થોડા વધારે ફાલવાળા, વહેલા પાકે તેવા અગર તો રોગને સામી ટક્કર કરનારા છોડ પસંદ કરી તે જુદા રાખી જુદા બી કરતા નથી જો આમ થાય તો પણ આપણને આવતી ઉપજમા ઘણો વધારો થઇ શકે તેમ છે એટલે કે ઘણા પાકો પોતેજ સુધરી શકે છે વાવવાની પધ્ધતિ પણ ઘણી ખામી વાળી અમોને જણાય છે ઘણા ખેડુતો જેમ બને તેમ ઘાટું વાવવા પ્રયત્ન કરે છે અને તેઓ માને છે કે જેમ ઘાટુ વવાય તેમ વધારે પેદાશ આવે છે પણ તેઓનુ આ માનવું ભુલ ભરેલુ છે કારણ જે આમ કરવાથી ઘણી વખત નુકશાન થાય છે કારણ જે છોડને ખોરાક ચુસવાની તથા હવા અજવાળુ મેળવવાને પુરતી જગ્યા મળી શકતી નથી અને છોડ વધવામા ઘણી મુશીબત પડે છે જેમકે શેરડીના બે કટકા વચ્ચેની જગ્યા વધારેવામા આવે તો ઉત્પન્નમાં જરાપણ અસર પહોંચ્યા વગર અરધો અરધ બીમા બચાવ થઇ શકે અમુક અંશે ઉત્પન્નમા ઓછે બીએ વધારો થઇ શકે છે.

પાકોને નુકશાન કરનારા જંતુઓ જીવડાઓ વીગેરેનુ માટે સામાન્ય અટકાવવાના તથા સુધારવાના ઉપાયો જેવા કે ચોકખી ખેડ, પાકના બરાબર અનુક્રમ ખાતર વાપરી છોડ ઉગવામા મદદ આપવી તથા જુવાર વગેરે બીયારણુને અંગારીઓ વગેરે રોગ અટકાવવા મોરથુથુમા બોળવાની પધ્ધતી વીગેરે ઉપાયો ઘણાના જાણવામા છે છતા અમલમા મુકતા નથી. અંગારીયા રોગનો એટલો બધો ફેલાવો થયેલ છે કે તેનાથી કોઇપણ ખેડુત અજાણ્યો રહ્યો નહિ હોય અને તેનાથી જેટલુ નુકશાન થાય છે તે પણ સૌ જાણે છે સાથે સાથે

તે રોગ તરફ કેટલી બધી બેદરકારી બતાવવામાં આવે છે તે પણ કહેવુ પડે તેમ નથી આવી બેદરકારીથી આ રોગ એટલો બધો ફેલાઇ ગયો છે કે થોડા થોડા નુકશાનનો અડસટો કરવામા આવે તો હજારો રૂપીઆ ઉપર જાય ખેડુતો કહે છે કે આપણા નશીબમા જે માંડેલુ હોય તેમા આડા હાથ દેવા કોણ આવે એમ છે આવી વૃત્તિજ જ્યા ત્યા જોવામા આવે છે મોરથુથુના પાણીમાં બોળીને જુવાર વાવવામા આવે તો અંગારીઆથી થતુ નુકશાન ઓછુ થાય છે તેમના ઉપાય માટે ગામેગામ કહેવામા આવે છે. મોરથુથુમા કેવી રીતે બોળવું તે આપને ડેમનસ્ટ્રેશન કરી બતાવવામા આવશે

## સહકાર

ખેતીવાડીની ઘણી પ્રગતી તથા ફાયદા સહકારથી મેળવી શકાયછે ખેતીના સુધારા માટે સહકાર વિવિધ રૂપે યોજી શકાયછે નાણા ધીરનારી સહકારી મંડળી, ઉત્તમ બી પુરૂ પાડનારી, સુધરેલી ઢબના ઓજારો પુરા પાડનારી, ખેતીવાડીના પાકનુ વેચાણ કરનારી મંડળીઓ દ્વારા સહકાર પધ્ધતી જો ખેતીમા દાખલ થઇ શકે તો ખેતી શાસ્રીય રીતે સુધરશે ધંધો અપુર્વ લાભકારી થઇ ખેડુતનુ જીવન સુખી અને સ્વતંત્ર થશે

## ઢોરો સબંધી

હાલમા આપણા ખેડના સાધનો ખેંચવા માટે બળદોનો ઉપયોગ કરવામાં આવે છે જેથી રાજા તથા પ્રજા માટે ઢોરની ઓલાદ કેમ સુધારવી તેની તરફ ધ્યાન આપવુ તે ઘણીજ અગત્યની બાબત છે ઢોરોની ઓલાદ સુધારવા સારા ધનખુટો દરેક ગામે રાખવાજ જોઇએ અને જે માટેની ગોઠવણ અમારા ના ઢોર સાહેબ નવા સારા ધનખુટા મંગાવી ઓલાદ સુધારવાની યોજના થાય છે

ગૃહસ્થો, મેં આપને ઘણી નવી બાબતો અગર તો મોટી બાબતો કહી નથી, ખેતીવાડીના ધંધામા નાની નાની બાબતો ઉપર ધ્યાન આપવાથી સારો ફાયદો મેળવી શકાય છે પણ જો આ સુચનાઓ ધ્યાનમા લેવાય તો જરૂર આપણને એકંદર ફાયદો થાય

બી એમ મહેતા
બી. એજી એસી ઇન્સ્પેકટર.
મરધાર (કાઠીઆવાડ)

# સ્વીકાર અને અવલોકન



ઉદ્યોગ—( માસીક પત્ર ) આ નામનું માસિક પત્ર છેલ્લા આરેક મહિનાથી નડીઆદ ખાતે પ્રગટ થવા માંડયું છે તેના અંકો અમો બદલામાં તથા અભિપ્રાય માટે મલ્યા છે એ માસીકમાં આવતા લેખો અમે સંભાળ પુર્વક વાંચી જોયા છે જે ઉપરથી જણાય છે કે એમાં આવતા લેખો ખેતીવાડી વીગેરે અને હુન્નર ઉદ્યોગને લગતા ખાસ કરીને છે, અને તેના લેખકો પણ ઉંચી કક્ષાના છે આ માસિક પ્રગટ કરવામાં તેના તંત્રી ભાઇશ્રી ચંન્દનકર અબાગદર ભટે બહુજ દિર્ઘદ્રષ્ટિ વાપરી છે કેમકે આજે ગુજરાતમાં એવા પ્રકારના માસિકની ખોટ જણાતી હતી, તે ખોટ પુરી પાડવા માટે અમે એ ભાઇને અભિનંદન આપીએ છીએ તેમજ એ માસિક ગુજરાતની પ્રજામાં ઘેર ઘેર વંચાય અને ગુજરાતના આળશુ લોકોનું "ઉદ્યોગ" વધારવામાં લક્ષ ખેંચતું રહે એવી અમારી મુરાદ છે વળી વિશેષ ખુશી થવા જેવું તો એ છે કે એનું લવાજમ માત્ર વર્ષ દીવસે ટપાલ ખર્ચ સાથે માત્ર ૦–૧૨–૦ જેવું નિર્જીવ રાખવામાં આવ્યું છે જે આજના મોંઘવારીના જમાનામાં માસીકની મ્હોટી સખ્યામાં જ્યાં સુધી નકલો ખપે નહી ત્યાં સુધી ભાગ્યેજ પગવડી શકે એમ છતા ગુજરાતના રસીક વાંચકો તેને ઉત્તેજન આપે અને તેના તંત્રીના દેશની પ્રગતિ અને ઉન્નતીના ઉચ્ચ આશયને સફળતા મળે એમ અમે ઇચ્છી ભાઇશ્રી ઉદ્યોગની દીન પ્રતિદીન ચ્હડતી ઇચ્છીએ છીએ



# જાહેર ખબર.

ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમા આજ સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણ ને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમા છાપવાનું ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામા આવશે

| જાહેર ખબરની જાત | કેટલી લીટીઓ અથવા પાના | | |
|---|---|---|---|
| અનિત્ય | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટી કરતાં વધુ નહીં | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દીઠ આઠ આના ।। કમની નહીં | |
| | | ૨ અંક | ૮ અંક |
| | | રૂા આ. પા | રૂા આ પા |
| જાણુકની જાહેરખબરે | પા પેજના | ૫—૦—૦ | ૯—૦—૦ |
| | અધી પેજના | ૮—૦—૦ | ૧૩—૮—૦ |
| | એક પેજના | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

અંકના પાછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે બહાર ના દર કરતા સેંકડે ૧૫) ટકા વધુ લેવામાં આવશે

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામા આવશે. કોઇ પણ જાહેર ખબર ભરૂચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહી હશે તો, પત્રમા દાખલ કરવામાં આવશે નહિ

ઇશ્વરલાલ નરસીલાલ દેશાઈ.
ઑ૦ સેક્રેટરી
ભરૂચ ખે૦ હુ૦ ઉ૦ મંડળ.

☞ મેહેરબાન ભરૂચ જીલ્લાના કલેક્ટર સાહેબની પરવાનગીથી જીકમલાલ હરીનાથ ઠાકોરે શ્રી "નિકેતરીયા પ્રીન્ટીગ પ્રેસમા છાપ્યું અને ભરૂચ હુનર ઉદ્યોગ અને ખેતીવાડી ખીલવનાર મંડળના વાઇસ પ્રેસીડન્ટ મેં૦ સરદાર રા૦ બા૦ ગોપાળલાલ સુ[illegible] દેશાઇએ છપાવી પ્રસીધ્ધ કર્યું

શ્રી ગુજરાત
ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ.

 ત્રિમાસિક. 

વર્ષ ૧૫ મુ ] ઓકટોબર-૧૯૨૮ [ અંક ૩ જો.

# ગુજરાતમાં કોબીની ખેતી.

( લેખક ડાહ્યાભાઈ છોટાભાઇ અમીન )
માલેક અમીન નર્સરી મુંબઇ ૪

કોબીને ગુજરાતમા ઘણા નામથી ઓળખાય છે મતલબ કે તેનુ ગુજરાતી નામ નહી હોવાથી જુદા જુદા ભાગોમા જુદા જુદા નામથી તેને ઓળખવામાં આવે છે, દરેક ભાગમા જુદા જુદા નામ-કોબી ગોબી, કરમકલ્લો, કોબીજ, કેબેજ આવા જુદા જુદા નામે ઓળખાય છે હાલમા તેનુ વાવેતર-કાઠીયાવાડ, વડોદરા, સુરત, પુના, વીગેરે ડીસ્ટ્રીકટોમા થાય છે

## કેબેજ-કોબીનો ઇતીહાસ

આ છોડ સૈકાઓ અગાઉ જંગલી સ્થીતીમા ઇંગ્લંડ અને વેલ્સના દક્ષીણ ભાગમા ઉગતો હતો, ડીકેન્ડોલ નામનો વનસ્પતીશાસ્ત્રી લખે છે કે આ છોડ આર્યન ઇનવેઝન પહેલાનો છે, અને તે વખતે પણ તેનો ખાવામા ઉપયોગ થતો હતો, ૧૬ મી સદીમા કોબીની મુખ્ય જાતો વધુ પ્રચારમા આવી, હાલમાં દુનીયાના ઘણા ભાગોમા કોબીનુ સ્થાન છે કારણ કે શાકભાજીમા આ ઉત્તમમાં ઉત્તમ જાત ગણાય છે અને બજારમાથી પઇસા પેદા કરવા માટે મોટા પ્રમાણમાં તેની ખેતી દુનીયાભરમા કરવામા આવે છે પણ આપણા દેશમા બીજા દેશો જેટલી માહીતી ધરાવનાર ખેડુતો નથી, ગુજરાતના ફળફુલ બગીચામા કોબીના વાવેતરે સ્થાન ઘણાં વરસોથી થોડા પ્રમાણમાં લીધેલુ છે પણ ખેડુતો તેની જાતો અને માવજતથી પુરા વાકેફગાર નહી હોવાથી ગમે તેમ તેના વાવેતરો થાય છે.

## જમીન

જેમાં પાણી ભરાતુ ન હોય. ચીકણી ન હોય-ભરભરી ગોરાટ, જેમાથી

પાણી જલદી નીકળી જતું હોય તેવી જમીન પસંદ કરવામાં આવે છે મુંબાઈ ઈલાકાના ઘણા ભાગોમા જુદા જુદા વખતે કોબી ઉગાડવાની જમીન હોય છે દાખલા તરીકે કાઠીઆવાડમાં અને પુનામા ચોમાસાથી કોબીની આગત્રડ શરૂ થાય એવી જમીન હોય છે કચ્છ ને કાઠીઆવાડમાં તો બારે માસ થવાય તેવી જમીનો મળે તેમ છે સુરત ડીસ્ટ્રીકટમા શીયાળુ પાક તરીકે લેવાય અને ઉનાળુ પાક લેવાય એવી જમીન મળે તેમ છે-મતલબ કે ગુજરાતમા તેને માટે ઘણુ મોટુ સ્થાન છે અને મુંબઇ જેવા મોટા શહેરને પુરૂ પાડી શકે તો મેંગલોર તરફથી આવતી કોબી બંધ થાય તેમ છે

મોસમ

જ્યા ૨૦ થી ૩૦ ઇંચ વરસાદ પડતો હોય ત્યા જુનમા તેનુ બી રોપવામા આવે છે ને તે પાક સપ્ટેમ્બરમાં બહાર આવે છે જ્યા ૩૦ થી ૫૦ ઈંચ વરસાદ પડે છે ત્યા સપટેમ્બરમા બી રોપવામા આવે છે ને ડીસેમ્બરમાં પાક બહાર આવે છે જ્યા ૫૦ થી ૧૦૦ ઇંચ વરસાદ પડે છે ત્યા નવેમ્બરથી ડીસેમ્બર સુધીમા બી વવાય છે ને પાક ફેબરૂઆરીમાં બહાર આવે છે જ્યા ૨૦ ઈંચથી ૩૦ ઈંચનો વરસાદ હોય છે તે બે પાક પણ લઇ શકે છે અને વીસથી થોડો વરસાદ પડતો હોય તો ગમે ત્યારે બી નાખી શકાય છે પણ દરેક જગ્યાએ તેની જાતો ખાસ પસંદ કરવાની જરૂર છે

બી નાખવાની જગ્યા

કોબીની ખેતી તેનુ બી લઈ તરૂ બનાવ્યા પછી તેનુ વાવેતર કરાય છે બી રોપવા માટે તેની જગ્યા પહેલા બનાવવી જોઇએ તે જગ્યા સારી પોદી ભરભરી બનાવવી જોઇએ અને તેમા બની શકે તો કોલસાનો ભુકો નાખી જમીનથી બેટ (બી નાખવાની જગ્યા) ઉંચે બનાવવો અને પછી તેમા થોડુ ખાતર મેળવી ભરખી જમીન કરવી અને બી નાખવા. બી ઉગી નીકળ્યા પછી બી સજ્જડ ઉગ્યા હોય તો તેમાંથી થોડાં થોડા ઉખાડી નાખી આછાં રાખવાં અને પછી પંદર પંદર દીવસે તેને જરા જરા ગોડ મારવો કે જેથી મુળ જમીનમા ઉંડાં ન નાખી દે છ થી આઠ પાન તે ધરૂને આવે એટલે તેને કાયમની જગ્યાએ રોપવા લઈ જવા. કાયમની જગ્યાએ રોપવા લેઇ જતા પહેલા તેને સારૂં પાણી પાવુ અને પછી તેને સારા હથીઆરથી છોડ ઉપાડી ખેતરમાં રોપવા લઈ જવા. મોટી જાતો હોય તેને બને બાજુ બે ફુટને છેટે રોપવી અને નાની જાતો માટે એક ફુટનુ છેટુ રાખવુ-એક એકર માટે અડધો પઉન્ડ બી મંગાવવું.

### છોડ કાયમ રોપવા

છોડ તઇયાર થયા પછી કાયમની જગ્યાએ રોપવા લઇ જવા પહેલાં તે જમીન સારી ખેડી ખાતર નાખી કયારા બાંધી તઈયાર કરી પછી રોપવા. રોપવા માટેનો વખત સાંજનો રાખવો ને તુર્ત પાણી પાવુ—ગરમીમા વાવેતર શરૂ કર્યુ હોય તો છાંયો કરવો પડે છે રોપ્યા પછી જમીન ભીની ને ભીની થોડા દીવસ રાખવી અને પછી તેને ચાર દહાડે પાણી આપવુ અને છઠે દહાડે ગોડ મારવો એટલે જમીનને ઉપર ઉપર ખરવડી પોચી કરવી અને જમીન સારી ન હોય તો તેને ખાતર સારૂ આપવુ

### ખાતર

કોબીને ખોળનો ભુકો કરી તેને પલાળી તેનુ પાણી પાવુ અગર નાઇટ્રેટ ઓફ્ સોડા એક સ્કવેર રોડગો ૨ પાઉન્ડ નાખવુ અગર તેનુ પાણી બનાવી પાવુ આ ખાતરથી કોબીના પાકને ઘણું જોર મળે છે અગર કરૂટેસ્કે નામનુ અમી ! નરસરીએ બનાવેલુ ખાતર જે ૨૦ રૂ નુ ૨૦૦ પાઉન્ડ વેચાય છે તે તેમને લખવાથી મોકલશે તે ખાતર કોબીને મોટી બનાવે છે ને પાક બહુ ઉતારે છે કોબીને ખાતર આપવા ઉપરજ પાકનો મોટો આધાર છે માટે તે ધ્યાનમાં રાખવુ

### કટી ગથી કોબીને ઉગાડવી

ગરમ પ્રદેશમા જયા તેનુ બી સચવાતુ નથી અગર બી આવતુ નથી જેથી જખતે હાથમાં સારી જાત આવી હોય ને તેનુ બી સાચવવા વીચાર હોય તો બી બનતુ ન હોવાથી કટી ગથી સચવાય તેમ છે કોબીનો દડો તઇયાર થયા પછી કોબી કાપી લેવાય છે ને ત્યારબાદ તેના થડ ઉપર નાના પીલા ફુટે છે તે પીલા કાપી તેને રાખમા અથવા કોલસાની ભુકીમા અથવા છાયામા રાખી રોપવા અને તેને મુળ પડે એટલે પાછા ફરી કાયમની જગાએ રોપી શકાય છે પણ ગુજરાતના ખેડુત આટલા ટુકા લખાણમા સમજશે કે કેમ એ એક પ્રશ્ન છે

### રોગો

કોબીમા મોટામા મોટો રોગ મુળીઆમાં થાય છે ને તેને કલબરૂટ નામનો રોગ કહે છે આ રોગ ઘણો નુકસાનકારક છે અને તેનો નાશ કરવા માટે ચુનો ઘણો ઉપયોગી નીવડયો છે જ્યારે જ્યારે આ રોગ જણાય કે તુરત તેના છોડ કહાડી નાખવા અગર તેને ચુનો આપવો.

કોબીની જાતોની ચુંટણી.

આપણુ ગુજરાત કોબીની કેટલી જાતો છે તે પણ જાણતુ નથી તો તેની ખેતી કેમ આગળ વધારી શકે? કોબી ની ખેતી માટે તેની જાતની પસંદગી ઉપર આધાર રાખે છે અને તેના બીના ભાવો પણ જાતો ઉપર આધાર રાખે છે કેટલીક ઉતમ જાતો છે કે જે જાતોના બી અમીન નરસરીમાંથી મળી શકે તેમ છે તેના વર્ણન

(૧) ઓલહાર્ટ-આ જાત બધી મોસમ માટે ઉતમ છે.

(૨) બિકન્સફીલ્ડ-આ નાની જાત અણીદાર પાયાવાળી નાની જાત.

(૩) નગહેડ—આ બજાર માટે ઉત્તમ જાત છે તેનો ગડો ઘણો મોટો થાય છે ઉનાળામા આ જાત વાવવી નહી—સીઆળા માટે-

(૪) કોકોનટ-જુલાઈમાં રોપાય તેવી મીઠી જાત

(૫) અરલીએટરલી-આ જુની ઉતમ જાત છે ૧૫૦ વરસથી વખણાતી મીઠી જાત છે

(૬) અરલીઓફનહામ-બજાર માટે ઉતમય જાત છે

(૭) અર્લીયોર્ક-જલદી પાક લેવા માટે ઉતમ બધી જાતો કરતા જલદી પાક ઉતરે છે

(૮) એલમઅર્લી ડવાર્ફ-નાની જાત ઠુંઠી હોવાથી તેને એક ફુટને છેટે રોપાય છે ઉનાળા માટે સારી જાત

(૯) ફસ્ટ એન્ડ બેસ્ટ-આખુ વરસ પાક આવે તેવી જાત

(૧૦) ફલાવર ઓફ સ્પ્રીંગ-શીઆળો ઉતર્યા પછી રોપવાની જાત.

(૧૧) ઇમ્પરૂવડ નોનપેરીલ-ઉનાળા માટે ઉતમ

(૧૨ સેન્ટ જોન્સડે-આ ઉતમ જાત બારે માસ માટે ઉતમ છે.

(૧૩) લાલ કેબેજ-આમા પણ ઘણી જાતો-આ લાલ કેબેજનો સુંદર રંગ હોવાથી ગુજરાત માટે નવીનતા છે

(૧૪) ડવાર્ફ બ્લડરેડ-નાની જાત એક ફુટ છેટે રોપાય

(૧૫) રેડડચમેટેડ-બજાર માટે મોટો પાક આપનારી લાલ રંગની જાત બારે માસ થાય તેવી

(૧૬) રેડડચ-ઉપરના જેવીજ જરાક પાનમાં ફેર.

# કપાસના બીયાંને સુધારવાની જરૂર.

## નવા ફારમો ખોલવાથી થવાની ફતેહ

### ડૉ૦ ક્લાઉસ્ટનનું ભાષણ.



ઇંડીયન સેન્ટ્રલ કોટન કમીટીની વારસીક સભામા પ્રમુખસ્થાનેથી ભાષણ કરતા ડૉ૦ ક્લાઉસ્ટને જણાવ્યુ હતુ કે આજની સભામા રાજપીપળા સ્ટેટના દીવાનને આવકાર આપવાની આપણે આશા રાખી હતી પણ તે કમનસીબે તેવણ હાજરી આપી શક્યા નથી આ સ્ટેટ ખાસ કરીને રૂની સ્વચ્છતા માટે પોતાનુ ફારમ ઉઘાડનાર છે જે આ દીશામા પોતાના રૂના પાકની પ્રતીષ્ઠા ટકાવી રાખવાની સ્ટેટની કાળજી દેખાડે છે કમીટીના એક મેમ્બર મી૦ મેની ગુમાવવા માટે આપણે દીલગીર છીએ જો કે તેવણ ઘણા રોકાએલા હતા છતા આપણને ઘણી કીમતી મદદ કીધી હતી કમીટીમા જે મોટા ફેરફાર ધ્યાન ખેંચે છે તે સેક્રેટરી મી૦ બરટનની આપણે ગુમાવેલી સેવાઓને લગતો છે મી૦ બરટનની સેવાઓ કેટલી ઉપયોગી હતી તે મને તમોને કહેવાની કશી જરૂર નથી કેમકે તે કમીટીના સઘળા મેમ્બરોને સારી રીતે રોશન છે તેઓ ૧૯૨૧ મા સ્થપાયલી કમીટીમા તેના સેક્રેટરી તરીકે જોડાયા હતા આપણને મળેલી ફતેહનો મોટો ભાગ તેમની કુશળ મહેનતનેજ આભારી લેખી શકાય સીધ એનકવાયરીના સબબે આપણે આ દીશામા ઘણી અગત્યની અને જાણવા જોગ ખબરો મેળવવા પામ્યા છે કે જે પીગતોના આધારે આપણે જો કાઇબી ભાષણ કરવાની ઇચ્છા રાખતા હોઇએ તો તેમ કરવાને બની શકે તેમ છે કાચા રૂને લગતા આકડાઓ વધુ સભાળથી મેળવવાની કમીટી ચોક્ખી ખાતરી કોશીશ કરે છે હીંદી સરકારે આપણી આ અરજ કબુલ રાખી આવતા અકટોબરથી જમીન તેમજ દરીયા માર્ગે થઇને જતા કાચા રૂને લગતા પીગતવાર આકડાઓની નોંધ રાખવાનો ઠરાવ કીધો છે રૂના વપરાશ માટે આવા આકડાઓ ઘણા અગત્યના થઇ પડે છે, રૂના પાકના સબંધમાં ઘણા સવાલોની ફરીયો કરવાનો બાકી રહેલો છે, અને મને આશા છે કે જ્યાં સુધી દુનીયાના રૂના બજારમા આપણો રૂ હાલમા જે દરજ્જો ભોગવે છે તેથી ચઢીયાતો દરજ્જો ભોગવવા સાથ રૂની (રૂની) જાતમા સુધારો થાય નહી ત્યા સુધી આપણી કમીટી સતોષ પકડી બેસી રહેશે નહી કમીટીએ જે કામ બજાવ્યુ છે તે બાબે ખેતીને લગતા કમીશને દેની પીછાન કીધી છે. મજકુર ખેતીને લગતા કમીશનના રીપોર્ટમા જણાવવા મુજબ તેને ઇંડીયન સેન્ટ્રલ કોટન કમીટીમા ઘણો વીશ્વાસ છે વળી બજારમા રૂના થતા વેચાણ તેમજ તેને લગતા આકડાઓના સબંધમા તપાસ ચલાવવા માટે કમીટીએ પગલા લીધા છે

તે કમીશનની ભારે પસંદગી મેળવવા પામ્યા છે ટેકનોલોજીકલ લેબોરેટરી ખેતી ખાતા માટે ઘણી ઉપયોગી થઇ પડી છે પ્રોફેસર ટરનરની પાચ વધુ વરસ માટે સેવા જાળવી રાખવા માટે કમીટીને ખચીતજ મુબારકબાદી ઘટે છે છેવટે પ્રમુખે કમીટીની સ્થાપના થી તે અત્યાર સુધી તેણે બજાવેલા કામકાજનો ટુંક ઇનેખાળ રજુ કીધા બાદ જણાવ્યુ કે આપણી ભલામણ ઉપરથી થોડુંક ઉપર મુબઈ સરકારે એક કાયદો પણ પસાર કીધો હતો અમુક પાક ઉગાડવાને લગતી કેળવણી કમીટી તરફથી આપવામા આવે છે અને એવી રીતે હીંદમા એ દીશામા કમીટી આગેવાની લે છે

# ઈલાકાનું જમીન મહેસુલ.

## ૧૯૨૬–૨૭ ની સાલનો વહીવટ.

### બહાર પડેલો સરકારી રીપોર્ટ

—********—

મુબઈ ઇલાકા અને સીંધના જમીનનો મહેસુલના વહીવટના ૧૯૨૬–૨૭ ના સાલ ના રીપોર્ટની ઉપર મુબઇની સરકારે એક ઠરાવ બાહેર પાડી જણાવ્યુ છે કે આ વરસની મોસમ સામટી રીતે લેતા સારી હતી સીંધમા રેલ જો કે મોડેથી આવી હતી, છતા તે સતોશકારક હતી અને વરસાદ સામાન્ય રીતે સારો વહેચાયેલો અને પાકોને મદદગાર થઇ પડયો હતો.

પણ કરાચીમા સપટેમબર મહીનામા સાયકલોનના વરસાદે ઘણુ ગભીર નુકસાન કર્યું હતુ, જેણે ઘણા મકાનો અને ઘણીક મીલકતોનો નાશ કર્યો હતો અને સીંધુ નદીનાં રક્ષણના બધમા ભગાણુ પાડયુ હતુ સકટ ટાળવા માટે ખાસ પગલાઓ લેવામા આવ્યા હતા અને રેલ સકટનીવારણ ફડમા રૂપીઆ ૨૫૦૦૦ ભેગા થયા હતા જે રકમ ગરીબોને મદદ આપવા પાછળ ખર્ચવામા આવી હતી વળી ખેડુત વગો વચેના સકટને લીધે જમીનના મહેસુલમા ઉદાર પ્રકારની છુટછાટો મુકવામા આવી હતી તકાવી લોનો આપવામા આવી હતી અને જયાળી જરૂર માલમ પડી હતી ત્યારે ઢોરોને મફત ચરવા દેવાની પરવાનગી આપવામાં આવી હતી

રેલવાળા વીસ્તારોની બાહેર ખરીફ અને રબીના પાકોને તીડોથી ઘણુ નુકશાન ખમવું પડયુ હતુ, ઇલાકામાં અને ખાસ કરીને પુરતો હતો, જ્યારે ગુજરાતના દરેકે દરેક જીલ્લામા છેલ્લા પાચ વરસના સરેરાસ કરતા વધુ વરસાદ પડવા પામ્યો હતો ડેકણમા વરસના ધોરણ મુજબ ખરીફનો પાક સારો ઉતર્યો હતો પણ ઇલાકાનો બીજા સઘળા

ભાગોમાં ચોમાસુ નીયમસર નહી હોવાથી ખરીફના પાકની પેદાયશ ઉપર ખરાબ અસર થવા પામી હતી,

અક્ટોબર અને નવેમ્બર મહીનાઓમા વરસાદની લગભગ તમામ ગેરહાજરીના સબબે અહમદનગર, પુના, બીજાપુર, બેલગામ અને ધારવાડ જીલ્લાઓમા રવીના પાક કેટલેક ભાગે નીષ્ફળ નીવડયા હતા અમદાવાદમા તીડો, ઝાકળ અને જીવજતુઓની પીડાઓથી પાકને કેટલી હદે નુકશાન થવા પામ્યુ હતુ

## તળાવોના ખોદકામ.

સોલાપુર પુરવ અને પશચીમ ખાનદેશ, પુના, સતારા અને અહમદનગર જીલ્લાઓના ભાગો અને અમદાવાદ જીલ્લાના ભાલ પીસતાર સીવાય બીજે સઘળે પીવા અને બીજા પરચુરણ ઉપયોગો માટે પાણીનો જથો પુરતો હતો ભાલમા પાણીના સપલાયમા સુધારો કરવા માટે રૂ ૨૦૦૦૦ની એક ગ્રાંટની બહાલી સરકારે ૧૯૨૭ના ફેબરૂઆરી મહીનામા આપી હતી પણ વરસની આખેરી અગાઉ ધંધુકા તાલુકામા બે તળાવોના ખોદકામો માટે ફેકત રૂ. ૩૨૯૭નો ખરચ કરવામા આવ્યો હતો આજ સબબ માટે રૂ ૫૦૦૦૦ની એક વધુ રકમની ગ્રાંટને ૧૯૨૭ ના અપ્રેલ મહીનામા બહાલી આપવામા આવી હતી અને તેમાંથી રૂ ૩૧૫૦૧ જેટલી રકમ જુલાઇ મહીનાની આખેરી સુધીમા ધંધુકા તાલુકામા ૧૩ તળાવોના ખોદકામ અને ધોળકા તાલુકામાં દશ તળાવોના ખોદકામ માટે ખરચવામા આવી હતી

## ઘાસચારો

પચમહાલ અને પશચીમ ખાનદેશના ભાગો સીવાય બીજે બધે ઘાસચારાનો જથો પુરતો હતો પચમહાલમાં ચોમાસુ મોડેથી શરૂ થવાથી દાહોદ તાલુકામા મોસમના પહેલા મહીનાઓ દરમ્યાન કેટલુંક ઘાસ તકાવીના રૂપીઆ અને રોકડ પઇસે પુરૂ પાડવામા આવ્યુ હતુ, જ્યારે કાલોલ તાલુકાના લોકોએ ઘાસનો એક ઘણો મોટો જથો જગલખાતાના ડીપોઓમાથી ખરીદયો હતો પશ્ચીમ ખાનદેશમા ઘાસ નવાપર જગલમાથી દર એક હજાર રતલે રૂપીયા પાચના કનવેસીન ભાવે પુરૂ પાડવામા આવ્યુ હતુ અને તાલુકાના ખુલ્લા જગલોમા સઘલા બીલ ગામોના ખેડુતોને પોતાના ઢોરુ મફત ચરાવવાની પરવાનગી આપવામા આવી હતી

## ઢોરઢાંકરની ખુવારી

સીધ સીવાય બીજા સઘલા ભાગોમા ઢોરોની સ્થીતી સારી હતી સીધમા ઢોરોમા રોગચાળાથી મરણોની કુલ્લે સખ્યા જે આગલે વરસે ૨૯૪૩ જેટલી હતી તે રીપોરટ વાલાં વરસમા વધીને ૪૧૯૭ની થઇ હતી જો ઢોરોની મોટી સખ્યાને વખતસર રસી મુકવામા આવી નહીં હતે તો આ મરણોની સખ્યા એથીબી મોટી રહેવા પામતે

## શીતળા અને કોલેરા.

શીતળા ઇમાકા અને સીધના સઘલા જીલ્લાઓમા ફેલાયલો હતો અને તે ખાસ

ફરીને પુરવ ખાનદેશ, નાસીક, પુના, સતારા અને સારખાનાના જીલ્લાઓમા ઘણો મજબુત રીતે ફેલાયલો હતો આ મધકાએ શીતલાથી નીપજેલા મરણો નીચે મુજબ હતા —

પુરવ ખાનદેશ ૧૧૮, નાશીક ૪૧૯, પુના ૫૫૫, સતારા ૨૪૭ અને સારખાના ૨૦૮

કોલેરા મધ્ય અને દક્ષીણ પીભાગોના લગભગ સઘના જીલ્લાઓમા અને સારખાના નવાબશાહ અને સક્કર જીલ્લાઓમા દેખાવ દીધો હતો, પણ કોલેરા સઉથી ખરાબ પ્રકારે સોલાપુર અને સતારામા ફેલાયો હતો કે જ્યા અનુક્રમે ૨૧૭૯ અને ૧૯૭૪ આસામીઓ મરણ પામ્યા હતા.

મરકીથી કુલ્લે ૧૬૭૫ શખ્શો મરણ પામ્યા હતા, જેમાના ૧૪૫૪ મરણ તો એકલા સતારા જીલ્લામાજ હતા

## જમીનની મહેસુલ કેટલી ઉપજી?

ઇલાકામા નમી મહેસુલની માગણી જે ૧૯૨૫—૨૬ ની સાલમા રૂ ૩,૮૨,૯૯,૦૦૦ ની હતી તે ૧૯૨૬—૨૭ ના સાલમા વધીને રૂ, ૩,૯૧,૩૦,૦૦૦ ની થઇ હતી ૧૯૨૬—૨૭ ની સાલમા વસુલ થયેલી મહેસુલ રૂા ૩,૯૦,૭૮,૦૦૦ જેટલી હતી જે આગલા વરસમા રૂ ૩,૮૨,૫૫,૦૦૦ જેટલી હતી આગલા સાલમાં છોડી દેવામા આવેલી મહેસુલ જ્યારે રૂ ૨૯,૯,૦૦૦ જેટલી હતી ત્યારે રીપોર્ટવાળા વર્ષમાં તે રૂ ૧૬ ૩૧,૦૦૦ જેટલી હતી તેજ મુજબ આગલા સાલમા જ્યારે તહકુબ રાખેલી મહેસુલ રૂ ૮૬,૯૩,૦૦૦ ની હતી, ત્યારે રીપોર્ટવાળા સાલમાં તે રૂ ૪૬,૯૩,૦૦૦ જેટલી હતી.

સીંધમા જમીનની મહેસુલની કુલ્લે રૂા ૧૧૭,૫૨,૦૦૦ ની માગણીમાંથી રૂ ૧૧૬,૬૦,૦૦૦, વસુલ કરવામા આવ્યા હતા જ્યારે છોડી દીધેલી મહેસુલ રૂ ૫ ૮૮,૦૦૦ અને તહકુબ રાખેલી મહેસુલ રૂ ૯૩,૦૦૦ જેટલી હતી તમામ આખા ઇલાકામા લેન્ડ રેવન્યુ કોડની ૧૫૨ મી કલમની રૂએ કઢાડવામા આવેલી નોટીસોની સંખ્યામા કંઇ નોંધ લાયક વધારો થવા પામ્યો હતો, પણ બીજા પ્રકારના સખતી અને જપતીના કામકાજને લગતા આંકડાઓ ફક્ત સહેજ ફેરફારો દેખાડે છે તગાવી રૂ ૨૮ ૬૧,૦૦૦ ની હદ સુધીની આપવામા આવી હતી, જે આગલા વરસમા રૂ ૬,૭૩,૦૦૦ જેટલી હતી આ ૨૧,૮૮,૦૦૦ નો અસાધારણ મોટો વધારો ઇલાકાના સઘળા ભાગોને લાગે પડે છે, પણ મુખ્ય કરીને ગુજરાત અને સીંધમાં તગાવીની મોટી રકમો આપાઇ હતી કે જ્યા સાઇકલોનના ભારે વરસાદના સબબે ઉપજેલી ખોટની ભરપાઇ કરવા માટે નાણાની મોટી રકમો ઉદાર રીતે આપવામાં આવી હતી

રેશમ ઉદ્યોગ.

ફગાયીના ગદરના દરીયા માર્ગ ા વેપારે વધુ ઘટાડો દેખાડ્યો હતો, અને પરદેશી તેમજ કીનારા ઉપરના વેપારની કુલ્લે કીમત રૂા ૭૫ કરોડ ૪ લાખ જેટલી હતી, જે, આગળે સાલ રૂા ૮૪ કરોડ ૩ લાખ જેટલી હતી બારસી ખાતેની હડતાલ એક મહીના પછી મેનેજરે પગાર તેના અગાઉની સપાટી ઉપર પાકા રાખવાની ખાતરી આપવાથી ખતમ થઈ હતી

હુનરમંદ તેમજ બીનહુનરમંદ મજુરો માટે લવાજમના દર સ્થીર ગણ્યા હતા, નીચાણ કે સ્થાનીક સ્થીતીઓ સબબે તેમા સહેજ સાજ ફેરફાર થવા પામ્યા હતા ધણા મા ઢેનાવલી મદી છતા મજુર વરગો વચ્ચે એ રોજગારી જેવુ કાઇ બી હતુ નહી અનાજના ભાવ મધ્ય અને દક્ષીણ વિભાગોમા જેમના તેમજ રહયા હતા, પણ તે ઉતર વિભાગ અને શીધમા મહેજ ઘટયો હતો

## જમીનમા વીસ્તાર અને તે ધરાવનારાઓની વીગતો.

પાચ વરસની વાત ઉપર ભેગા કરવામા આવેના આકડાઓ ઉપર હોલઢીગસના પાચ વરસ ા આકડાઓ વડી રાખેલો વધારો દેખાડે છે બીન ખેડુત આસામીઓ તર ફથી ધરાવવામા આવતી જમીન બાબે એવા આસામીઓની સખ્યા કરતાં સેકડે ૧૦ ટનો વધારો દેખાડે છે અને આના બીનખેડુત ગણઓ જે વીસ્તાર ધરાવે છે તે કુલ ખેતી લાયકની જમીનના વીસ્તારના સેકડે ૧૩ ટકા જેટલી છે જુદા જુદા ડીવીઝનોમા તેના આકડાઓ ઘણા હેરફેર છે અને તે નીચે મુજબ છે—

| | જમીન ધરાવતા બીજા ખેડુતોનું સેકડે પ્રમાણ | ધરાવવામા આવતી જમીન એકર |
|---|---|---|
| ઉતર વિભાગ | ૧૭ | ૫ ૭૦૦૦ |
| મધ્યમ વીભાગ | ૮ | ૨૦૦૩૦૦૦ |
| દક્ષીણ વીભાગ | ૫ | ૫૪૪૦૦૦ |
| મુબાઇ સબરબન વીભાગ | ૪૨ | ૮૦૦૦ |
| શીધ | ૧૮ | ૩૬૮૦૦૦ |

ધારવામા આવતી જમીન ા વિભાગોમાં પણ મોટી હરફેર જણે છે ઉતર વીભાગમાં ૫ એકરથી ઓછા વીભાગની જમીનનુ સેકડે પ્રમાણ ૧૭ ટકાનુ, મધ્ય વિભાગમા ૬ ટકાનુ, દક્ષીણ વીભાગમા ૮ ટકાનું, મુબાઇ સબરબન ડીવીઝનમા ૨૭ ટકાનુ અને શીધ ના ૭ ટકાનુ છે આ આકડાઓને ફકત લગભગ ગણવા જોઇએ કેમકે ખેડુતો અને બીન ખેડુતોના મજુર્ગ ખરા વર્ગો પાડવાનુ અશકય જેવુ છે.

નામદાર મુંબઈ સરકારે ૧૯૨૫ની સાલમાં ગીધ મહોમેદન એસોસીએશનને આપેલી કબુલાતની રૂએ મી એસ એમ કોવરનટન આઈ સી એસ ને રીપોર્ટવાળા વરસ દરમ્યાન ખાસ ડયુટી ઉપર નીમી તેમને સુચનાઓ કરવામાં આવી હતી કે પંજાબ લેન્ડ એલીએનેશન એકટની ઢબ ઉપરનો કાયદો તેમના અભીપ્રાય મુજબ કેટલી હદે સીંધમાં રાખવાનું ઈચ્છવાજોગ અથવા બની શકે એમ છે તે માટે સરકારને સલાહ આપવી.

મી કોવરનટને તે પછીથી પોતાની તપાસ પુરી કરી છે અને તેમણે સરકાર સન્મુખ એક રીપોર્ટ રજુ કર્યો છે, જે ઉપર જાહેર પ્રજા મત જાણવા માટે તે પ્રગટ કરવામાં આવ્યો છે

રજુ થયેલા રીપોર્ટ દેખાડે છે કે જમીન મહેસુલ વહીવટ વરસ દરમ્યાન સંતોષકારક હતો અને આ પરીણામ લાવવામાં જે સઘળા અમલદારોએ મદદ કરી છે તેઓના કામના ગવરનર ઈન કાઉન્સીલ વખાણ કરે છે

---

# ઢોરોનો વીમો ઉતારનારા સહકારી મંડળો.

લેખક—ડો. મોતીચંદ કુરજી ઝવેરી
જી બી વી સી વેટરીનરી સરજન, અંકલેશ્વર.

જે દેશમાં પરસ્પરસ મદદ કરી ખેડુત લોકો ખેતીના કામને ઉત્તેજન આપે છે તેજ દેશના લોકો સહકારી મંડળોથી થતા અગત્યના ફાયદાઓ સારી રીતે સમજે છે તેવા મંડળોથી ખેતીવાડીને નવું જીવન મળે છે અને ખાસ કરીને નાના ખેડુતોને ઘણો ફાયદો થાય છે ખેતીવાડીના સહકારી મંડળીઓ જુદા જુદા ખેતીવાડીને મદદ કરતા કામોને માટે સ્થાપવામાં આવે છે _ તેવા મંડળો નાના ખેડુતોને પઈસા ધીરે છે, ખેતીનો પાક ખરીદ કરે છે, વેચે છે અને મંડળના મેમ્બરો અને બીજાઓને વાજબી ભાવે પુરો પાડે છે વળી બીઆંને માટે અનાજ ભરી રાખે છે અને ખેતીવાડીનું અગત્યનું સાધન "ઢોર" ની જાત સુધારવાના પ્રયત્ન કરે છે અને તેનો તેમજ ખેડુતોની બીજી ઉપયોગી મીલકતોનો વીમો પણ ઉતારે છે, આ છેલ્લી જણાવેલી અગત્યતા બાબતનો વિચાર આ નીબંધમાં કરવામાં આવે છે

હિંદુસ્તાનમાં નાના ખેડુતોને પોતાના જનાવરોના મરણથી ઘણીજ ભયંકર આપદા અને નુકશાન વેઠવું પડે છે બળદો વગર તેઓ પોતાની જમીન

ખેડી શકતા નથી તેમજ ખેતીવાડીની પેદાશના સારા ભાવો ઉપજે એ હેતુથી ચીજો મોટા શહેરમાં વેચવાને માટે લઈ જઈ શકતા નથી સાધારણ જોખમો ઉપરાંત આ દેશમાં વખત વખત પડતા દુકાળો અને ફાટી નીકળતા ચેપી રોગોથી ઢોરોનો ઘણો નાશ થાય છે અને આમ હોવાથી ઢોરોની કીમત દીવસે દીવસે વધતી જાય છે અને ભવિષ્યમાં આમ કયા લગી વધશે તે કહી શકાતુ નથી આવા અનિવાર્ય અને અણધાર્યા પ્રસંગોએ નીવજતા ઢોરોના મરણથી તેઓની જગ્યા ઘીજા નવા જનાવરોથી પુરવાને માટે નાના ખેડુતોને મારવાડીનુ ઘર સોધવુ પડે છે વરસાદ પડયા પછી તુરતજ જો આવો પ્રસંગ બને એટલે કે ઢોર મરી જાય અને મારવાડી પઇસા ન ધીરે તો ગરીબ માણસની ખેતી રઝળી જાય છે અને તેને ઘણુ નુકશાન સહન કરવુ પડે છે ગરબ ખેડુતોને આ પીડામાંથી બચાવવાને કઇ ઉપાય શોધવો જોઇએ ફાયદાકારક કાયદા કાનુનોથી ઉભી કરેલ અને સંતોષકારક વહીવટે ચાલતી ઢોરોનો વીમો ઉતાર નારી મંડળીમા જો ગરીબ ખેડુત વારસીક નની રકમો આપી પોતાના ઢોરોનો વીમો ઉતારાવે તો ઉપર જણાવેલા દુખદયક પ્રસંગોએ તે મંડળી તેને મદદ રૂપ થઇ પડે અને તેને મારવાડીનુ ઘર સોધવુ પડે નહી

જ્યા ઢોરોને ચરવાની જગ્યાની સરી સવળતા હોય ત્યાં વીમા મંડળી ની સાથેજ ઢોરોને ઉછેરવાનુ કામ કરનારી મંડળી સ્થાપવામા આવે તો તેથી બંનેને બમણો લાભ થવા સંભવ છે કારણ ખેડુત પોતાને મળતા પઇસાના બાદ પણ તેજ મંડળી પાસેથી ખરીદ કરશે

૧. ઢોરોના મરણથી થતા નુકશાનોમાથી બચાવવાને માટે કરકસરે કામ કરતી ઢોરોનો વીમો ઉતારનારી સહકારી મંડળીઓની જરૂરીઆત હવે ચારે તરફ જણાવા લાગી છે આવી મંડળીઓથી બીજા પણ ઘણા ફાયદા થાય છે આવી રીતે અરસપરસ સહાય કરવાથી મંડળીઓના સભાસદોમા ઘણો સંપ લાગવગ ઉત્પન્ન થાય છે એક બીજાને મદદ કરવાના સદગુણની કીમત માલમ પડે છે, અને જ્ઞાનમા વધારો થાય છે ઢોરોનો આપસ આપસમા વીમો ઉતાર વાની રીતીથી આપણા કીમતી જાનવરોની સારી માવજત થશે અને સંપુર્ણ સંભાળ લેવાશે અનુભવી પુરૂષોના એવો મત છે કે આવી સહકારી મંડળીમા જે ઢોરોનો વીમો ઉતારવામા આવ્યો હશે તે ઢોરોને અજવાળાવાળા સારા અને ચોક્ખા તબેલામા રાખવામા આવશે, તેમના ખોરાક અને ચાકરીમા ખાસ ખાસ ચીવટ સંભાળ અને કાળજી લેવામા આવશે, અને રોગોને અટકાવવા તથા તેને નાબુદ કરવા

નવામા નવી વિજ્ઞાન શોધનું જ્ઞાન પણ ફેલાવવામા આવશે ઢોરનો વીમો ઉતારવાની કોઇપણ યોજનાને ફતેહમંદ કરવામા હુશીઆર અને ભરોસા પાત્ર વેટરી નરી સરજનની મદદની ખાસ જરૂર પડશેજ અને આ કામમાં જેની કોઇ પણ મદદની સીવીલ વેટરનરી ખાતા તરફથી ઢોરોના ડાકટરોની જોઇતી તમામ મદદ આપવામા આવશે

બીજા દેશોમા ઢોરનો વીમા સબધમા શુ કરવામા આવે છે તે બાબત ટુકાણમા વીવેચન કરવાને અને ત્યારપછી આ દેશમા આ બાબતમા કેવા પગલા ભરવા લાભકારક થઇ પડશે તે સબધમા એક યોજના તઇયાર કરીને જાહેર પ્રજાના વાદવીવાદને માટે બહાર પાડવાની સુચના મને ઇગ્લાંડ ખેડુતો તરફથી થએલ છે અને તે ઉપરથી આજનો વિષય હાથ ધરેલ છે

---

## બીજા દેશોમાં ઢોરના વીમા બાબત.

પશ્ચિમના દેશોમા ઢોરનો વીમો ઉતારનારી સહકારી મંડળીઓએ ઘણીજ વખાણવા લાયક ફતેહ મેળવી છે જુના લખાણો પરથી માલમ પડે છે કે વીમો ઉતારવાનું કામ પહેલા સહકારી રીતે કરવામા આવતુ હતું, અને તેના ઉપર રાજ્યની દેખરેખ અને મદદ પણ હતી પરતુ પાછળથી તે કામ લાભકારી જણાયાથી તે કામ કરવાને માટે જુદી જુદી વેપારી કપનીઓ ઉભી થઈ છે ચાલુ જમાનામા વીમો ઉતારવાનુ કામ ઘણુજ સાધારણ થઇ પડેલ છે અને સપુર્ણ લાભકારી હોવાથી મોટી લીમીટેડ કપનીઓ ઉભી થઇ તે કામ કરે છે, અને ઘણા જોખમભરેલા વીમા ઉતારે છે બીન સદેહ એમ કહેવુ પડશે કે આ કપનીઓ ઘણુજ સારૂ અને સતોષકારક કામ કરે છે પરંતુ તેવી કપનીઓનો વહીવટ ઘણો ખરચાળ તથા સ્વાર્થી હોવાથી નના નાના ખેડુતોને તેવી કપનીઓ બહુ મોંઘી પડશે, અને સહકારી રીતે કામ કરનાર મડળીઓ જેટલો લાભ આપશે નહી વળી આવી મોટી કપનીઓ ઢોરનો વીમો ઉતારતી નથી, કારણ કે તેમા કમાઈ થાય નહી તેટલા માટે સ્થાનીક દેખરેખની જરૂર છે આથી કરીને ખેડુતોને માટે તો સહકારી રીતે ઢોરોનો વીમો ઉતારનારી મડળીઓજ લાભકારક થઇ પડશે

આસપાસ સહકારી રીતે ઢોરનો વીમો ઉતારવાનું કામ ઇગ્લાડ, જર્મની, ફ્રાન્સ, ઇટલી, ઓસ્ટ્રીઆ, નોર્વે, સ્વીડન, ડેન્માર્ક, હોલાડ, બેલજીયમ અને

લે છે બરમાની અંદર આવી ઘણી સોસાયટીઓ છે, અને તે બહુજ સારૂ કામ કરે છે ત્યા ખેતીના બળદોનો વીમાનો દર તેની કીમતપર સેકડે ત્રણ ટકા પ્રમાણે લેવામા આવેછે પરંતુ તેમા જો rinderpest (માતા) નો રોગ જવાબદારીમા દાખલ કરવામા આવે તો પ્રીમીઅમ ૬ ટકા લગી વધારવામા આવે છે ઓસ્ટ્રીઆમા વીમાનો દર દર પાચ પાચ વરસે જેમ અનુભવ મળે તેમ તેમ નક્કી કરવામા આવેછે

ઘણા દેશોમાં ઘણાજ નાના તેમજ ઘરડા જનાવરોના વીમો ઉતારવામાં આવતો નથી અને જે ઢોર લડાઈ, બળવો, હુલ્લડ વગેરેને લીધે મરી જાય અમર ચોરી, વીજળી, રેલ વગેરેથી નુકશાન થય તેનુ જોખમ માથે લેવામા આવતુ નથી જે ઢોરનો વીમો પહેલીવાર ઉતારવામા આવ્યો હોય તે ઢોરના વીમાની પોલીસીનો અમલ પહેલા ૫દર દીવસ પછી કરવામાં આવે છે આવી રીતે કરવાથી કોઈપણ ચેપી રોગ હોય તો તેની સામુ ૫દર દીવસ ની ગહેરબ કવોરનટાઈન તરીકે ગણાય છે અને એ ઘણી સારી વાત છે દરેક જગ્યાએ વીમો ઉતરાવનાર સખ્સનો દગો માલમ પડે તો તેને વીમાની કીમત આપવામા આવતી નથી અને જો ઢોરના ધણીની બેદરકારીથી ઢોરનુ મોત નીપજ્યુ હોય તોપણ તેને વીમાના પઈસા આપવામા આવતા નથી

ઘણી જગ્યાએ એવો ધારો છે કે દરેક મેમ્બરના જેટલા ઢોરોનો વીમો ઉતારી શકાય તેવો હોય તે બધા ઢોરોનો વીમો ઉતરાવવોજ જોઈએ અને નહી કે સારામા સારા એક બે ઢોરોનો વીમો ઉતારવવામાં આવે આમ કરવાથી ઠગાઈ થતી અટકશે માંદા ઢોરને બરાબર કરવા જોઈએ એક વીમો ઉતરાવેલુ જનાવર માંદુ પડે ત્યારે તેનો માલીક વીમાની કીમતના પઈસા લેવાની લાલચે તેને મરી જવા ન દેતા દવા દારૂ કરી સાજુ કરવામાજ તેને વધારે ફાયદો છે, એમ તે સમજે એવા હેતુથીજ કેટલીક મંડળીઓમાં એવો ધારો હોય છે કે જેટલી રકમનો વીમો ઉતરાવ્યો હોય તેટલી આખી રકમ [વીમાની નુકશાની તરીકે નહી' આપતા ફક્ત ૬૦ કે ૭૦ ટકા જેટલી રકમ નુકશાની તરીકે અપાય છે કેટલીક મંડળીઓ વધારેમાં વધારે અમુક રકમ લગીનોજ વીમો ઉતારવો એ વાત પોતાના ધારા ધોરણમાં પહેલાથીજ નક્કી કરે છે મંડળીમાં વીમો ઉતરાવતી વખતે ઢોરનો માલીક તેના જનાવરની કીંમત જાહેર કરે છે પણ તે બાબતમાં જે ઘણા હોશીઆર હોય તેવાઓની મંડળીએ નીમેલી કમીટીનો અભીપ્રાય, છેવટનો કાયમી ગણાય છે, તોપણ કેટલીક મંડળીમાં દર ૭ મહીને

કીમતની નવી આકણી થાય છે અને જો તેમાં કાંઇ વધારો ઘટાડો માલમ પડે તો તે પ્રમાણે છ માસીક પ્રીમીયમની રકમમાં વધારો ઘટાડો લેવામા આવે છે આવી સહકારી વીમા સોસાયટીઓનું સલાહ વીગેરેનું કામ સરકારી નોકરો એ મફત કરવુ જોઇએ પરતુ બીજુ બધુ કામ કરવાને માટે નામનોજ પગાર લે તેવો સ્વયસેવક (વોલન્ટીઅર) સોધી કાઢવો જોઇએ મંડળીમા દાખલ થતા દરેક મેમ્બરે ઓછામા ઓછું એક વરસ મેમ્બરતરીકે રહેવુજ જોઇએ અને જો તે વરસ દરમીયાન જે મેમ્બરના વીમો ઉતરાવેલા જનાવરનુ મરણ થાય અને મંડળી પાસેથી તે મરણ બદલ તેને નુકશાની મળે તો તેવા માણસે તો ફરજીઆત ઓછામા ઓછુ કે પાચ વરસ લગી મંડળીના મેમ્બર રહેવુજ જોઇએ, એવો પણ કેટલીક મંડળીઓમા કાયદો હોય છે દરેક મંડળીમા વરસ આખરે નુકશાનીની રકમો આપ્યા પછી જે કાંઇ બચાવ થાય છે તે બધુ રીઝર્વ ફંડમા રાખવામા આવે છે અને જ્યા જ્યાં આવો રીઝર્વ ફંડનો વધારો હોય ત્યા ત્યા દરેક નવા મેમ્બર પાસેથી અમુક દાખલ ફી પણ લેવામા આવે છે બધી મંડળીઓ રજીસ્ટર્ડ તરીકે રજીસ્ટર કરવામા આવે છે અને તેથી મેમ્બરોને પોતાના ભાગના પ્રમાણ કરતા વધુ નુકશાની આપવી પડતી નથી જો તેમના ફંડમા, અકસ્માતોને લઇને ઘટાડો થાય છે તો નુકશાની આપવાની રકમમાં પણ તેના પ્રમાણે ઘટાડો કરવામા આવે છે

કેટલીક મંડળીઓમા પહેલેથી ઉઘરાવીને ફંડ જેવુ કાંઇ રાખવામા આવતું નથી પરતુ જ્યારે વીમો ઉતરાવેલુ એકાદ જનાવર મરી જાય ત્યારે દરેક મેમ્બર પાસેથી અમુક રકમ ઉઘરાવીને તે જનાવરના ધણીને આપવામા આવે છે પરતુ આ રીવાજ આ કામના અનુભવીઓ પસંદ કરતા નથી

નુકશાનીની રકમ આપવાના પ્રમાણમા વીમાના દર રાખવામા આવે તો નાની નાની જગ્યાઓમા અરસ પરસ સહકારી ઢોરના વીમા ઉતારનારી મંડળીઓ ઘણુ ફાયદાકારક કામ કરે છે તે દેખીતુ છે આ કામ યુરોપમા ઘણી સારી રીતે ચાલે છે અને જો લાગણીવાળી રીતે તેનુ અનુકરણ કરવામા આવશે તો અહીંઆ પણ તે ઘણુજ ફાયદાકારક જણાશેજ



# આ દેશમાં ઢોરનો વીમો ઉતારવા બાબત.

પોત પોતાની જાતે પોતાનું નભાવી લેતાં શીખે તથા ખેડુતો, કારીગરો અને હુન્નર સાધનવાળા લોકો કરકસર કરતાં તથા એક બીજાને મદદ કરતાં શીખે એવા હેતુથી કો-ઓપરેટીવ સોસાયટીઓ સ્થાપીને તે ઉપર દેખરેખ રાખી શકાય એવો સને ૧૯૦૪ની સાલનો દશમો કાયદો હિંદુસ્તાનની સરકારે પસાર કર્યો ત્યારથી હિંદુસ્તાનમાં કો-ઓપરેટીવ મંડળીઓ સ્થાપવાનું શરૂ થયું છે. આ કાયદો પહેલાં તો ધીરધારને માટેજ પસાર કરવામાં આવ્યો હતો પણ તેમાં ફતેહ મળવાથી અરસ પરસ મદદ કરવાના બીજાં સાધનોનો પણ લાભ લેવામાં આવેલ છે. સને ૧૯૧૨માં કો-ઓપરેટીવ સોસાયટીને માટે બીજો ધારો પસાર કરવામાં આવ્યો, અને આ ધારો ધીરધાર ઉપરાંત સહકારી રીતે ખેતીને ઉપયોગી વસ્તુઓ પુરી પાડવા ઉગાડવા તથા તેનો વીમો ઉતારવા બાબતને પણ લાગુ પાડવામાં આવ્યો છે. અને તે અમુક વ્યક્તિને લાભના સંબંધે લાગુ ન પડતાં જન સમાજને ઉપયોગી થઈ પડે તેવાં મંડળોને લાગુ પાડવામાં આવ્યો છે. વળી નાના ફલકની મંડળીઓને મદદ કરે તેવાં મધ્યસ્થ મોટાં સહકારી મંડળો સ્થાપવાને પણ આ કાયદે સગવડતા કરી આપી છે. સાદા ધોરણ પે બાંધી ઘણીજ સંભાળ પુર્વક શરૂઆત કરીને પછી જેમ જેમ ફતેહ મળે તેમ તેમ ધીમે ધીમે આગળ કામ વધાર્યે જવું એજ આ કાયદાનો હેતુ છે કારણ કે આવા કામમાં ફતેહ ન મળે ત્યારે લોકો નાસીપાસ થાય છે, અને આપસપરસ મદદ કરવાના તત્વની ઉંધીજ અસર થાયછે.

હવે કઈ રીતે ઢોરનો વીમો ઉતારનાર મંડળોની જરૂરીઆત કબુલ રાખી તેવા મંડળો કેવી રીતે સફળ થઈ નીવડે, તે બાબતનો આપણે વીચાર કરીશું. ઢોરોનો વીમો ઉતારવાની કોઈપણ યોજના સંબંધી વીચાર કરતાં પહેલાં જે પ્રાણીઓની જાતનો વીમો ઉતારવાનો હોય તે પ્રાણીઓની જાતમાં મરણ પ્રમાણ કેટલું આવે છે તેની ચોક્કસ તપાસ કરવાની ખાસ જરૂર છે, તેમજ મરણ પ્રમાણ કેમ ઓછું થાય તે બાબતના બની શકતા ઉપાયોનો પણ વીચાર કરવો જોઇએ. આ દેશમાં ઢોરના જન્મ-મરણનું પત્રક નહી રહેતું હોવાથી ચોક્કસ મરણ પ્રમાણ જાણવાનું બહુ મુશ્કેલ પડશે.

વળી ચેપી રોગો વખતો વખત ફાટી નીકળતા હોવાથી તેમજ તેને લઈને

થતા મરણનું પ્રમાણ અનિશ્ચિત હોવાથી વીમો ઉતારનાર મંડળીએ તે બાબતનો પુર્ણ વીચાર કરીનેજ વીમાનો દર નકી કરવો જોઇએ. આ બાબતમાં મદદ કરવાનું કામ વેટેરીનરી ડીપાર્ટમેન્ટનું છે જોઇના પ્રમાણમા ડોકટરો નહિ મળતા હોવાથી તેમજ જે છે તેનો લાભ અજ્ઞાન પ્રજા પુર્ણ નહિ લેતી હોવાથી આ ખાતું લોકોની જાણુ જેવું જોઇએ તેવું આવેલ નથી હાલની સુધરેલી રીતે ચેપી રોગોને કાબુમા રાખવા સારૂ તેમજ તે ફાટી નીકળતા અટકાવવા સારૂ જે ઉપાયો યોજવામા આવે છે તે હંમેશા લોકપ્રીય થતા નથી. કારણ કે તેથી કેટલીક વખત લોકોને અગવડતા ભોગવવી પડે છે. તોપણ ભવિષ્યને માટે આપણે ઘણી સારી આશા રાખીશુ કારણ કે આ ખાતાનો લાભ જાહેર પ્રજાને જેમ વધારે મળે તેવી દરેક સગવડ ધીમે ધીમે કરી આપવાની નામદાર સરકારની રાજ્ય નીતિ છે તેમજ સદભાગ્યે જાહેર પ્રજા પણ આ ખાતાની કદર કરતા શીખતી જાય છે આ ખાતુ આવા કામોમા આપણને મદદ કરવા તઇયાર છે ફરજ્યાત કાયદો નહી હોવાથી લોકોએ ચેપી રોગોના સંબધમા જે ઉપાયો લેવાના છે તેમા આપણને મદદ કરવી જોઇએ. જ્યારે એક સંસ્થા અગર મંડળના નાણાને નુકશાન પહોંચતુ હોય ત્યારે જનસમાજના લાભને માટે લેવાના ઉપાયો પોતાના અભાવ અગર બેદરકારીથી કોઇ મેમ્બર લેવા ના પાડતો હોય તેને સંસ્થા અગર મંડળના બીજા મેમ્બરોએ સમજુતીથી દબાણ કરવુ એ સલાહ ભરેલુ છે આ દેશમા જો વીમા કંપનીઓ ચેપી રોગથી મરતા જનાવરોની નુકશાની આપવાનુ માથે લેવાનુ કરે તો બીજા દેશો કે જ્યા આવા રોગો બહુ નુકશાન કરતા નથી અને જ્યા આવા રોગોથી થતા મરણ પ્રસંગે જનાવરના માલીકને સરકાર નુકશાની ભરી આપે છે, તે દેશોના કરતા વીમાના દર વધારે રાખવાની જરૂર છે.

ઢોરનો વીમો ઉતારનાર મંડળીઓએ ચેપી રોગે થી થતા મરણોની નુકશાની આપવાનું માથે લેવાની બાબતમા ઘણા અનુભવીઓ વીરૂધ્ધ છે તોપણ આ સ્કીમના મુળ યોજક મેજર વોકર સાહેબનો એવો મત છે કે અમુક અપવાદો સિવાયના બીજા ચેપી દરદો નુકશાનીમા દાખલ કરવાં જોઇએ અને જો તેમ કરવામા ન આવે તો વીમાનો લાભ ઘણોજ નજીવો છે નુકશાનીમા અમુક ચેપી રોગો દાખલ કરવાથી લોકોને ખરી મદદ મળશે અને જો આ યોજના ફતેહમંદ ઉતરશે તો મંડળીઓ ઘણીજ લોકપ્રીય થશે વળી ચેપી રોગોને નુકશાનીમાથી બાતલ કરવામા બીજી પણ કેટલીક મુશ્કેલીઓ ઉભી થવા સંભવ

છે, એક અથવા વધારે રોગોને બાતલ કરેલા હશે તેવે પ્રસગે રોગનું નીદાન કરવામાં મુશ્કેલી પડશે ઘણી વખત અનુભવી માણસો પણ રોગની પરિક્ષા કરવામાં ભુલો કરે છે આ દેશમાં કેટલાક ચેપી રોગો તો બહુ નુકશાન કરતા નથી વીમાની યોજના ઘડતા પહેલાં નીચેના ચેપી દરદોના સબધમા જાણવાની જરૂર છે —

૧ Rinderpest ( શીળી અથવા માતા ) એ રોગોમા મરણ પ્રમાણ ઘણુ મોટુ છે અને જ્યા એ રોગ ફાટી નીકળે છે ત્યા બધી જાતના ઢોરને તે રોગ લાગુ પડવાની બીક છે સપાટ પ્રદેશમા આ રોગનુ મરણ પ્રમાણ ૫૦ ટકાનુ અનુય છે જ્યારે ડુંગરાલ પ્રદેશમા તે લગભગ ૯૦ ટકા જેટલું જણાએલુ છે એટલા માટે ડુંગરાલ પ્રદેશના જનાવરોને વીમો ઉતારતી વખતે આ રોગને માટે નુકશાનીની જવાબદારી લેવી સલાહ ભરેલુ નથી વળી આ રોગમા નાના જનાવરોનુ મરણ પ્રમાણ ઘણું મોટુ આવે છે અને તેથી કરીને જો નાના જનાવરોનો વીમો ઉતારવામાં ન આવતો હોય તો મરણ પ્રમાણ ઘણુ થોડુ આવશે આ રોગ થતો અટકાવવાને માટે જનાવરોના શરીરમા પીચકારી દ્વારાએ રસી મુકવામા આવે છે અને તેથી અમુક વખત સુધી આ રોગના સામો બચાવ થઈ શકે છે આ રોગ ફાટી નીકળે છે ત્યારે જો વેટરીનરી ખાતાને ખબર આપવામા આવે અને જો જનાવરના ડાકટરની સલાહ મુજબ ઉપાય કરવામા આવે તો મરણ પ્રમાણ ઘણું થોડુ આવશે

૨ Hæmorrhagic Septicæmia ( ગળસુંઢો અથવા ગળગોટુ ) આ રોગ ભીનાશવાળા પ્રદેશમા ફાટી નીકળે છે અને તેથી ભયકર નુકશાન થાય છે મુખ્યત્વે કરીને આ રોગ ભેસોનેજ લાગુ પડે છે અને તેથી કરીને ભેસોનો વીમો ઉતારવો કે નહી એ શક ભરેલુ છે કેટલીક જગ્યાએ આ રોગ નીયમીત રીતે દર વરસે ફાટી નીકળે છે તેમા મરણ પ્રમાણ ૯૦ ટકાનુ ગણાય છે તો પણ Rinderpest ( માતા ) ની પેઠે આ રોગ બધી જાતના ઢોરને ઘણું કરીને લાગુ પડતો નથી અને ખેતીના કામ ના બળદો વગેરે બળદોમા તો તે ભાગ્યેજ જણાય છે જો આરોગ્યતાના નીયમો જાળવવામાં આવે, ઢોર બાંધવાના તબેલાઓ ખુલ્લી હવા અને અ વાળાવાળા બનાવવામાં આવે અને જનાવરોને સ્વચ્છ પાણી પાવામા આવે તો આ રોગ થતો ઘણે દરજ્જે અટકી થકાય છે, જ્યા આ રોગ દર વરસે ફાટી નીકળતો હોય ત્યાં ચોમાસાની શરૂઆતમાં ભેસોને રસી મુકવામાં આવે તો આ રોગ ભાગ્યેજ ફાટી નીકળશે નહિ

૩ Anthrax ( ઘામરીકે ) આ રોગને ગળસુંઢામાં થોડો સંબંધ હોવાથી ચીકીત્સા કરવામાં સંભાળવાનું છે ઘણું કરીને લોકોને આ રોગ લાગુ પડશે નહિ ગળસુંઢાની પેઠેજ આ રોગોમાં પણ આરોગ્યતાના નીયમોપર ધ્યાન આપવામાં આવે તે મરણ પ્રમાણ ઘણું થોડું આવે પરંતુ આ પ્રાંતમાં રોગની બીક ઘણીજ થોડી છે કારણ કે તે આ બાજુ જવલેજ જણાય છે

૪ Black quarter ( ધાવરું ) આ રોગ ઘણું કરીને ચાર વરસની અંદરના ઢોરનેજ લાગુ પડે છે અને આ પ્રાંતમાં આ રોગ નહિ જેવો હોવાથી તેને માટે નુકશાનીની જવાબદારી લેવામાં કાંઇ હરકત જેવું નથી.

Foot & Mouth desease ( મોવાસો ) આ રોગથી ઢોર મરી જતું નથી પણ થોડો વખત અગવડ પહોંચે છે અને તેથી આ રોગની તો જવાબદારી લેવીજ જોઇએ.

૫ ખોરાકના અનીયમીતપણાથી, અકસ્માતથી અગર ઝેરથી જનાવરનું મરણ થાય તેમાં નુકશાનીની જવાબદારી તો કંપનીએ લેવી જોઇએ પણ તેમાં જનાવરના માલીકની બેદરકારી તો નથી તેની તજવીજ થવી જોઇએ દુકાળનું જોખમ પણ લેવું જોઇએ. પરંતુ તેમાં સરકારની મદદ તથા ખાનગી મદદગીરીની બાબતોની આગણી કરવી જોઇએ.

આ બધા ઉપરથી જણાશે કે વીમાનો દર નકી કરવો એ કાંઇ સહેલી બાબત નથી દરેક સ્થળે સ્થાનીક બાબતો પણ ધ્યાનમાં લેવી જોઇએ. જે લોકો આવી સોસાયટીઓ સ્થાપવાનો પ્રયાસ કરે છે તેમની અકકલ અને દીર્ઘ દષ્ટીપર મંડળીના ભવીષ્યનો મોટો આધાર છે જે જગ્યાએ વારંવાર ચેપી રોગો ફાટી નીકળે છે તેની જગ્યાએ સોસાયટી સ્થાપવી સલાહભરેલું નથી તેમજ જ્યાં કીમતી જનાવરો ન હોય ત્યાં પણ આવા મંડળો નીરૂપયોગી છે વળી જ્યાં દર વરસે ગળસુંઢો ફાટી નીકળતો હોય ત્યાં લોકોનો વીમો ઉતારતાં પહેલાં બહુજ વીચાર કરવાનો છે ખાસ સંજોગો સીવાય ચેપી રોગની જવાબદારી સોસાયટીએ માથે લેવી જોઇએ સોસાયટી સ્થાપ્યા પછી જો તરતજ કોઇ ચેપી રોગ ફાટી નીકળવાથી, મરણ પ્રમાણ એકદમ વધારે આવે તો સોસાયટીને બહુજ નુકશાન થાય અને આવા પ્રસંગે સોસાયટીને લીકવીડેશનમાં લઇ જવી જોઇએ અને જે ફંડ રહ્યું હોય તે ફંડ મેમ્બરોમાં ફાળે પડતું વહેંચી દેવું જે જનાવરો આ રોગમાંથી સારા થયા હશે તેઓને ફરીથી તે રોગ લાગુ પડશે નહિ, અને તેથી જનાવરોનું મરણ પ્રમાણ એકદમ ઓછું થઇ જશે.

આમ થવાથી તેજ મંડળીને પુનર્જન્મ આપવો વધારે લાભકારક નીવડશે જે કોઇ મંડળીના જનાવરો પહેલાં થોડાં વરસ લગી ચેપી રોગથી મુક્ત રહેશે તે મંડળીનું રીઝર્વ ફંડ ઘણું સારૂ એકઠું થઈ જશે અને ત્યારપછી તે મંડળી કોઈ બી આફતની સામે સહેલાઇથી ટકી શકશે અને પોતાનુ કામ ફતેહમંદી થી ચલાવશે

કો ઓપરેટીવ સોસાયટીઓના મે રજીસ્ટ્રાર સાહેબ તરફથી "ક્યુ" નામનુ એક ચોપાનીઉં છપાવી બહાર પાડવામાં આવેલ છે તેમા જનાવરોની કીમત ઉપર સેકડે પાચ ટકાનુ પ્રીમીઅમ લેવાની સુચના કરવામા આવેલ છે આ સુચના ઘણોજ વીચાર કરીને કરવામા આવેલ હોય તેમ જણાય છે કારણ કે તે ચોપાનીઆમા જણાવ્યા પ્રમાણેના અપવાદો શીવાય ચેપી રોગોની જોખમદારી પણ મંડળીએ માથે લેવી જોઇએ એમ મે રજીસ્ટ્રાર સાહેબ સુચના કરે છે છતા પણ સ્થાનીક સ્થીતિનો વીચાર કરી આ દર પોતાની સોસાયટીને માફક આવશે કે નહિ તે જોવાનુ અને નક્કી કરવાનુ કામ સોસાયટીના મેમ્બરોનુ છે વળી સલાહ ભરેલુ છે કે બીજો વધારે અનુભવ મળતા લગી શરૂઆતમાં આવી સોસાયટીઓએ ખેતીને ઉપયોગી થઈ પડે તેવા બળદોનોજ વીમો ઉતારવો જોઇએ કારણ કે આ દેશમા આવા જનાવરોની માવજત વધારે સારી થાય છે બહુજ નાના તેમજ બહુ ઘરડા જનાવરોનો પણ વીમો ઉતારવો સલાહ ભરેલુ નથી આથી બાર વરસ લગીની ઉમરના જનાવરોનો વીમો ઉતારવામા જરાએ હરકત જેવુ નથી દાંત જોઇને બળદની ઉંમર કહી શકાય છે તોપણ છ વરસની ઉંમર પછી ચોક્કસ ઉમર કહી શકાશે નહી જેથી મોટી ઉમરના જનાવરોની ઉમર નક્કી કરવામાં મતભેદ થાય ત્યારે તે જનાવરને પડતુ મેલવુ સલાહ ભરેલુ છે

વીમાને માટે જનાવરોના તપાસણી અને કીમત થાય છે ત્યારે કેટલાક જનાવરોના શરીરમા અમુક ઝેરી રોગના બીયા હોય છે જે સાધારણ તપાસમાં માલમ પડતા નથી પરન્તુ ધીમે ધીમે તે બીઆ ઉછરે છે, અને થોડી મુદત ગયા બાદ તે દરદ ગંભીર રૂપ પકડી બહાર પડે છે માટે દરેક સોસાયટીને માટે સલાહ ભરેલુ છે કે તપાસણી અને જનાવરની કીમત થયા પછી અમુક મુદત દાખલા તરીકે દસ કે બાર દીવસ ગયા બાદ જો જનાવર મરણ પામે તોજ નુકશાની આપવી એવો કાયદો પહેલેથીજ કરવો જોઈએ વળી લડાઇમાં જનાવરની નુકશાની થાય, જનાવરની ચોરી થાય, રેલ્વેની મુસાફરીમા કાંઈ નુકશાન થાય, કોઇ ત્રીજા પુરૂષે કાયદા વીરૂધ્ધ વર્તન કરી જનાવરને મારી

નાંખ્યું હોય તેવા વખતે તેમજ જ્યારે ઢોરમાં ચેપી રોગ ફુટી નીકળે ત્યારે સોસાઇટીની સુચના મળવા છતા માલેકે ઢોરના ડોકટરની મદદ ન લીધી હોય તેવા પ્રસંગોમા સોસાયટીઓ નુકશાની ભરી આપવાનું માથે લેવુ જોઇએ નહી. કારણ કે આવા પ્રસંગો માલેકની બેદરકારી તથા ગફલતીથીજ આવી પડે છે. વળી આવી બાબતમા થતુ અપ્રમાણીકપણુ અટકાવવાને માટે મુળ કીમતના અમુક ટકાજ નુકશાની આપવામા આવશે અને નુકશાની આપવાની રકમ વધારે મા વધારે અમુકજ રહેશે, એ પહેલેથીજ નક્કી કરવુ જોઇએ, અને અનુભવ મળે આવા સખત ધારા ધોરણમા કેટલીક છુટ મેલવી સલાહ ભરેલુ છે.

ઓછામા ઓછા વીમાને માટે જનાવરોની સંખ્યા ૧૦૦ ની અને મેમ્બરોની સંખ્યા ૧૦ ની હોય નહિ ત્યા સુધી સોસાયટીની શરૂઆત કરવી નહિ તેમજ અતી ઘણા જનાવરો અને મેમ્બરો સાથે પણ સોસાયટી સ્થાપવી નહિ ખર્ચ ઘણુ કરકસરથી કરવુ જોઇએ મેમ્બરોએ પોતાની સેવા સોસાયટીને મફત આપવી સેક્રેટરીને સોસાયટીનો હિસાબ વગેરે રાખવાનો હોવાથી તેને થોડો પગાર આપવો. સોસાયટીના ફતેહ અગર નુકશાની તેની કીમત આંકનારી અને મેનેજીંગ કમીટીની બાહોશી ઉપર આધાર રાખે છે જ્યારે કોઇપણ જનાવર મરી જાય ત્યારે કીમત આંકનારી કમીટીના એક કે બે મેમ્બરે તેનુ મડદુ તપાસી જોઇતું સરટીફીકેટ આપવુ મેનેજીંગ કમીટીએ આ સરટીફીકેટ તપાસી જોવુ અને કાંઇ શક પડે તો ખાતરી કરી જોવી જનાવરોની આરોગ્યતા જળવાય તે માટે અમુક નીયમો ઘડવા જોઇએ અને વીમો ઉતરાવેલા જનાવરોના માલેકો તે નીયમાનુસાર જનાવરોની માવજત કરે છે કે નહી તે પણ ધ્યાન રાખવુ જોઇએ જો બની શકે તો બહારગામથી નવા ખરીદ કરેલા જનાવરને ૧૦ દીવસ લગી ગામ બહાર ક્વારનટાઇનમા રાખી પછીજ ગામના જનાવરોની સાથે મળવા દેવા આમ થવાથી ચેપી રોગોનો ભય ઓછો થશે ગીધી અને બીજા ઢોરના વેપારીઓ જેઓ વેપાર અર્થે પોતાના જનાવરો એક ગામથી બીજે ગામ લઈ ને ફરે છે તેવાઓના જનાવરો ગામથી નજીક નહી રાખતાં ઘણે દુર રહેવા દેવા કારણ કે આવા જનાવરોમા ઘણુ કરીને હમેશા એક અગર બીજો ચેપી રોગ હોય છે અને તેઓજ આવી રીતે ફરવામાં રોગનો ફેલાવો કરે છે નુકશાનીની રકમ તુરતજ આપી દેવી જોઇએ તો પણ જ્યારે ચેપી રોગ ચાલતો હોય ત્યારે જના ... જાણી જોઇને કરવી કારણ કે કેટલાક જનાવરો મરી જશે તે કાંઇ નહી નહી હોવાથી ... શાંત થયા પછી ... [illegible]

માલેકોને નુકશાનીની રકમ ફાલે પડતી વહેંચી આપવી આ કરવાથી બીજો લાભ એ થશે કે રોગ ચાલતો હશે ત્યારે ગામમાં બીજા નવા જનાવરો કોઇ લાવશે નહી અને તેથી નવા આવનાર જનાવરોને પણ રોગનો ભય રહેશે નહી.

આ લાભો નીબંધ વાચ્યા પછી વાચનારને એટલી તો ખાતરી થઇ હશે કે હિંદુસ્તાનના ગરીબ ખેડુતભાઇઓના લાભને માટે ઢોરોનો વીમો ઉતારનારા સહકારી મંડળોની ઘણીજ જરૂર છે હવે આવા મંડળો કેમ ફતેહમંદ અને લોકપ્રીય થાય તેને માટે નીચેની સુચનાઓપર વીચાર કરવાની જરૂર છે.

૧ પ્રચારકાર્ય—ઢોરોનો વીમાથી થતા ફાયદાઓથી ખેડુત વર્ગ તદન અજ્ઞાત હોવાથી વીમાઓથી થતા ફાયદાઓનું સાહીત્ય છપાવી ખેડુત ભાઇઓના મફતે વહેંચવુ જોઇએ અને સરકારી ખેતીવાડી અને વેટરીનરી ખાતાના અમલદારોએ તેમજ સહકારી ખાતાને મદદ કરનારા ઓનરરી ઓરગેનાઇઝર સંસ્થાઓએ આ બાબતમા રસ લઇ જ્યારે જ્યારે તેઓ પોતાની નોકરીના અંગે ગામડાઓમા જાય અને ખેડુત ભાઇઓના સહવાસમાં આવે ત્યારે આ વિષય પર ચર્ચા કરી ખેડુતભાઇઓને આ વિષય સમજાવવાની બહુ જરૂર છે

૨ ખેતીને ઉપયોગી જનાવરોની જાત સુધારવી અને સારી રાખવી એ રાજ્યની ફરજ છે એમ સમજી ઢોર ઉછેરનારા સહકારી મંડળો અને ઢોરનો વીમો લેનારા તેવાજ મંડળોને નામદાર સરકારે દરેક રીતે મદદ કરવી જોઇએ આવા મંડળોના વહીવટમા થતા ખર્ચમાં નામદાર સરકારે સારી ગ્રાંટ મદદ તરીકે આપવી જોઇએ મંડળોમા દાખલ જનાવરોની વેટરીનરી ખાતાએ મફત સારવાર કરવી જોઇએ ઢોરોમા ભયંકર ચેપી રોગો ફાટી નીકળે છે ત્યારે તેમજ દુકાળ વગેરે પ્રસંગોએ ઢોરોમા સખ્યાબંધ મરણો થાય છે અને તેથી તેવા પ્રસંગોએ આવા મંડળોને ઘણીજ નુકશાની સહન કરવી પડે છે માટે આવા પ્રસંગોએ નામદાર સરકારે આવા મંડળોને ખાસ મદદ આપવી જોઇએ ગામડાઓમાં ઢોરોના જન્મ મરણના પત્રકો ન રહેતા હોવાથી આવા મંડળોને વખતો વખત મોટા જોખમમા ઉતરવુ પડે છે, માટે આવા પત્રકો દરેક જગ્યાએ રાખવાને માટે નામદારે ખાસ કાયદો કરવો જોઇએ

૩ ઢોરોનો વીમો લેનારા મંડળોને માટે હાલમાં જે નીયમો નક્કી કરેલા છે તેમાં પણ કેટલાક સુધારા વધારા કરવાની ખાસ જરૂર હોવાથી આ સંબંધમાં વીચાર કરવાને માટે નામદાર સરકારે એક ખાસ નવી કમીટી નીમવી

જોઇએ અને તે કમીટી તપાસ કરી જે રીપોર્ટ કરે તે પર સરકારે સંપુર્ણ ધ્યાન આપવુ જોઇએ

છેવટમાં જણાવવાનુ કે મુંબઈ ઇલાકાના ભરૂચ જીલ્લાના અંકલેશ્વર તાલુકાના ગોરઅઠા બેટ નામના ગામમાં આવી એક કો-ઓપરેટીવ કેટલ ઇન્સ્યુરન્સ સોસાયટી આજ બાર વરસ થયા સંતોષકારક કામ કરી રહેલ છે લેખક તે સોસાયટીનો પ્રેસીડેન્ટ છે સોસાયટીની સ્થાપના વખતે લેખકના ઉપરી અધીકારી મે કર્નલ વેકર સાહેબ બહાદુર જેઓ તે વખતે આ ઇલાકાના વેટેરીનરી ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટ હતા તેવણુ સાહેબે સોસાયટીની શરૂઆતની વ્યવસ્થા કરવામા વખતો વખત ઘણીજ અગત્યની સલાહ અને સુચનાઓ આપેલ છે અને આ નીબંધમા જે કાંઇ લખાયેલું છે તે બધુ મે વેકર સાહેબની આ સુચનાઓ અને તેમના આ વિષય પર લખાયેલા લખાણોનેજ આભારી છે

---

# વાયવ્ય બાજુના તીડ.

(મુંબાઇ ઇલાકાનું ખેતીવાડી ખાતુ ઇ૦ સને ૧૯૨૭ નું હસ્તપત્ર ન૦ ૧૪)

વાયવ્ય બાજુના તીડો સીંધ, કાઠીવાવાડ અને ગુજરાતમા વખતો વખત જોવામા આવે છે, અને તેઓ ઘણુ નુકશાન કરે છે આ ત્રણે પ્રદેશમા ઓકટોબર ૧૯૨૬ થી ફેબ્રુઆરી ૧૯૨૭ સુધી તેમનો ઘણો સખ્ત ઉપદ્રવ હતો તેમનુ આક્રમણ ૧૯૨૭ના જુન માસમા સીંધમા ફરીથી શરૂ થયુ હતુ

૨ આ તીડોની ટેવો સારી રીતે જાણીતી છે સીંધ અને રજપુતાનાના મધ્યના રેતાળ ભાગમા તે ઇંડા મુકે છે ઇંડાવાળા મધ્ય સ્થળેથી ઉત્તર હિંદુસ્તાનના મોટા ભાગપર તે હુમલો કરે છે સખ્યાબંધ તીડો એકજ જગાએ જથ્થાબંધ ઇંડા મુકે છે થોડાક એકરના ક્ષેત્રફળની અંદર કેટલીક અનુકુળ જગાઓમા તે એક મણ જેટલા ઇંડાં મુકી શકે એક જગ્યામા લગભગ સો જેટલા ઇંડા હોય છે, અને એક ઇંડાનો વ્યાસ લગભગ દોઢ મીલીમીટર હોય છે

૩ તીડનો જીવનક્રમ નીચે મુજબ હોય છે—

(અ) ઇંડુ

(બ) લગભગ ૭ અઠવાડીઆ બાદ ઇંડામાંથી પાંખ વિનાનુ સુક્ષ્મ તીડીઉ નીકળે છે,

(ક) બીજા ૭ અઠવાડીઆ બાદ આ સુક્ષ્મ તીડ વધીને પાંખવાળુ મોટુ (પ્રૌ. કીટક) તીડ બને છે

(ડ) ત્રણ માસ પછી પાંખવાળા તીડોના નર માદાનો સંયોગ થાય છે બાદ ઇંડા મુકીને મરી જાય છે

૪ આ પ્રમાણે ઇંડાથી શરૂ કરી ફરીથી તીડ ઇંડા મુકે ત્યાંસુધીનો તેનો જીવનક્રમ લગભગ ૭ માસનો હોય છે ઉડતી અવસ્થામાં તીડ જાંબુડા અને કીરમજની ઝાંટવાળા રંગનું હોય છે પરતુ સંયોગની અવસ્થામા તે પીળા રંગ ધારણ કરે છે રતાશ રંગનાં ઉડતા તીડોને લોકો સારી રીતે ઓળખી શકે છે.

૫. ઇંડા અને પાંખ વગરના તીડની અવસ્થાઓ (અંડાવસ્થા અને બાલ્યાવસ્થા) તીડોનો નાશ કરવા માટે ખાસ ઉપયોગી છે. તીડનો નાશ કરવા માટે નીચે મુજબ સુચનાઓ છે —

(અ) **ઇંડાનો નાશ**—જે જગ્યાએ ઇંડા મુકેલા માલુમ પડે તો ખોદી અથવા ખેડી નાખવી જોઇએ જેથી કરીને ઇંડા જમીનમા ઉંડાં દટાઇ જશે

(બ) **સુક્ષ્મ તીડોનો નાશ**—તુરતના સેવાએલા સુક્ષ્મ તીડો માલુમ પડે તો કોથળાના સપાટામા ચગદી નાખીને અથવા તો ડાળા ઝાંખળા એકઠા કરી સળગાવી મુકવાથી તેમનો નાશ થઈ શકે

(ક) **કુચ કરતા નાના પાંખ વિનાના તીડોનો નાશ**—જે દિશામા તીડો જતા હોય તે દિશામા બે ફુટ ઉંડી અને બે ફુટ પહોળી આડી ખાઇ ખોદી તેમા તેમને હાંકી દેવા હાંકવાનુ કામ મદદ, બગ અથવા છોકરાઓ હાથમાં ડાળાની ઝાંખ લીએ તો સહેલાઈથી કરી શકશે. ખાઇમા આવી પડતા તીડોને માટીથી પુરી નાખવ ને ખાઈની સામી બાજુએ માણસોને ઉભા રાખવા એક ખાઇ પુરાઇ જતા બીજીની વ્યવસ્થા કરવી ખાઇમા દટાઇ ગએલા તીડો બહાર નીકળી જવા ન પામે એટલા માટે ઉપરની માટીને પગવતી દાબી બેસાડવી.

(ડ) **પાંખ વિનાના મોટા તીડોનો નાશ**—જેમ જેમ તીડ મોટા થતા જાય છે તેમ તેમ તેમનો નાશ કરવાનો ઉપરનો ઉપાય નકામો થતો જાય છે, કારણ કે મોટા તીડો સહેલાઇથી ખાઇમાથી કુદકો મારી બહાર નીકળી જાય છે, પરતુ જો તેમને ખુલી જમીનમા છોડવામા આવે તો તેઓ કોઇપણ કચરા પુળા તળે સંતાઇ જાય છે એમની આ ટેવનો લાભ સહેલાઈથી લઇ શકાય એમ છે ઘાસ અથવા કચરાની એક નાની પાળ બાંધી તીડોને તેમા હાંકી કાઢવા, પછીથી એ કચરાને સળગાવી મુકવે કામ કરવાથી આખા ટોળાનો નાશ કરી શકાશે.

૬. **પાંખવાળા ઉડતા તીડોનો નાશ.**—તીડનું ટોળુ ઉડતું જણાય ત્યારે તેને ખેતર ઉપર બેસતું અટકાવવા પ્રયત્ન કરવો જોઇએ. જો તીડ એક વખત ખેતર ઉપર આવી

પડયા તો પછી ઘુવનો બચાવ થઈ શકતો નથી અને ૧૦ થી ૧૦૦ ટકા સુધી નુકશાન થઇ આવે.

(૧) ઘુવપર તીડને બેસતા અટાવવાને માટે માણસો ખેતરમા ખાસ હીલચાલ કરતા રહે એ સઉથી વધુ અસરકારક છે તે માટે મરદ, બયરા અને છોકરાઓએ ખેત રામા એકઠા થવુ, આસપાસ ફરવુ, લુગડા હલાવવાં, અથવા નગારા કે ધાસ્તેલના ખાલી ડબા વગાડી અવાજ કરવો આ નગારા અને ડબાનો અવાજ તીડોને અટાકવવા અસર કારક છે કે નહિ તેની આપણને હજુ ચોક્કસ ખાતરી નથી પરંતુ માણસોની હીલચાલ ને આથી વિશેષ અર્થ મળે છે તીડોની દીશા બદલાવવાને માટે ધુમાડા કરવા તે પણ એક ઉપાય છે

(૨) થંડીવાળા મહીનાઓમાં ખાસ કરીને ઠંડી રાત્રે જમીન કે ઝાડોપર બેસી જાય છે, અને બીજે દીવસે સવારે ૯—૧૦ વાગ્યા સુધી બીનઘુન હીલચાલ કરતા નથી ગત્રાંના વખતે તીડોનો નાશ થઈ શકે, તે માટે ઝાડપરથી નીચે પાડી તેમને ઘુ ટી અગર બાળી નાખવા અથવા જમીનમાં દાટી દેવા

(૩) જો તીડના ટોળા કોઇપણ પાકપર બેસી જાય તો નીચે બતાવ્યા પ્રમાણે તઈયાર કરેલી જાળમા તેમને પકડી શકાય આકૃતીમા * બનાવ્યા પ્રમાણે બાર ફુટ લાબો, ૮ ફુટ પહોળો અને ૨॥ ફુટ પનાનો કોથળો તૈયાર કરી વાસના ચોકઠા ૨૨ન્મા ઉપર સીવી દેવો ચોકડાને બે છડેથી પકડી ખેતરમા ઝડપથી ફેરવવુ આથી તીડો કોથળામા પકડાઇ જશે પકડાએલા તીડોનો નાશ કરવો

(૪) પ્રૌઢ પીળા તીડોનો નાશ—પીળા તીડ ખાવામાં થોડુ જ નુકશાન કરે છે; પણ તે ઇડા મુકે છે તે શોધી કાઢવાને માટે તેમની ઘણી સભાળ પુર્વક તપાસ રાખવી જોઇએ અને ઉપર જણાવ્યા મુજબ નાશ કરવો જોઇએ

૭ સારાશમા ઉપયોગી મુદ્દાઓ નીચે મુજબ છે.—

(અ) ઇડાનો નાશ કરવો

(બ) નાના તીડોનો નાશ કરવો

(ક) જો તીડના ટોળા નજીકમા આવેલા સાભળવામા આવે તો કોઇપણ જાતનુ વ્યવસ્થીત સગઠન ખમાવવુ જેથી યોગ્ય સમયે લોકો એકદમ તૈયાર થાય અને તીડ દીશા બદલે નહિ ત્યા સુધી તેમનાં ઘુવ બચાવે

(ડ) રાત્રે શાત પડી રહેલા તીડોનો નાસ કરવો

(ઇ) પીળાં તીડ ક્યા બેસે છે તેની શોધ કરવી અને ઇંડાનો નાશ કરવો.



# ખેડુતોનું પરતંત્ર જીવન.

(લેખક રા. રા. ત્રીભોવનદાસ જેચંદદાસ લુમડી.)

(ગયાના આગલા અંકથી ચાલુ)

(૩)

વળી ગામાત ઢોરચરો પણ પ્રથમ રાખવામાં આવતો હતો પણ ગામ ના કુસપને લીધે ઢોરચારો રાખવાની પ્રથા પણ હવે નાબુદ થઇ છે જેથી ગરીબ અજ્ઞાન ખેડુત નબળા વર્ષોમાં ઢોર ગાહાકષ્ટ વેઠી પાળી શકે છે હાલ અમે ગામ કુસપ છે ઘાસ ચારો ભરવાના સુધરેલા ઢેરોની મારફત બુરા ગૃહો ગામઠામાં હોતા નથી તેથી ગામાત બની કે ખેડુત પેતાના ગાલડીના ગભાણમાં ઘાસના કુંદલા વાળવામાં આવે છે આ કુંદલા ગામના કુસપને લીધે અદાવતીઆ બાળી મુકે છે આવા પ્રસંગે, ખેડુતની પાયમાલી થવાનો સંભવ ઉભો થાય છે. પ્રભુ! ખેડુતની વ્હારે ચઢો ને તેમના દુઃખ નીવારો! પ્રથમના વખતમાં ખેડુતો ધાન્યાદિ તુલ ઘણા જથ્થામાં વાવતા જેથી અતીવૃષ્ટી અથવા અનાવૃષ્ટિ જેવા પ્રસંગોએ ધાન્યો નહી પાકે તો તેના ઉભા સાંઠા ઢોરને ચારા તરીકે ઉપયોગમાં આવતા, પણ હાલના ખેડુતોએ કપાસનો સારો ભાવ આવા આવ્યાથી ધાન્યદી તુલ વધુ પ્રમાણમાં વાવવાની પધ્ધતી નાબુદ કરી છે ઘણા ખેડુતોતો ધાન્યાદી તુલ બીલકુલજ વાવતા નથી આવી અમલની મોનો જેવી પ્રથા નહી અનુસરવાથી ખેડુતોને ધાન્યાદી અને ઘાસ ચારો મેળવવાને નબળા વર્ષે ઘણુંજ સંકટ ભોગવવું પડે છે ખેડુતોને આ બાબત વારંવાર સમજાવવામાં આવે છે, પણ તેઓ દેવાના દાસ હોવાથી કપાસનો વધુ ભાવ આવવાના લોભે જુની પધ્ધતીને અનુસરતા નથી અને દેવામાં ડુબેલાજ રહે છે પ્રભુની કૃપા થશે ત્યારે ખેડુતોને સુધરતાં વાર લાગશે નહીં જનતા તો બોધ આપી શકે પરંતુ ખેડુતો અજ્ઞાનતાને લીધે સુધરે નહી તો તે તેમના ભાગ્યનોજ દોષ ગણાય વાચકવૃંદ! ખેડુતોને તેની અજ્ઞાનતાને લીધે કેટલી પરીશ્રમની વેઠની પડે છે તેનો ખ્યાલ ઉપરની બાબતોથી કરી લેશો!

**સરકારી ગુહ—**

આ શબ્દ લખવામાં ખેડુતને અવર્ણનિય મુશ્કેલીઓ અનુભવવી પડે છે અને તે મુશ્કેલીઓનુ યથાવિધિત વર્ણન આપવાને હું અસમર્થ છુ છતા આપી

શકાય તેવી બાબત જણાવુ છુ આ ગૃહ નીભાવવામાં ખેડુતને સરકાર એટલે સરકારી નોકરો જોડે કેવો કારોબાર ચલાવવો પડે છે તેનો સમાસ થાય છે એ કારોબારમા ખેડુતને તેની અજ્ઞાનતાને લીધે ઘણી મુશીબતો પડે છે. ખેડુતને પોતાની ખેડની જમીન તેમજ ઘર બધાણને અંગે કીરાએ રાખેલી જમીનની બાબતમાં સરકાર જોડે ખાસ સબંધમાં રહેવુ પડે છે વળી ગામ વતનદારી હોય અને પોતે વતન કુટુંબનો હોય તો ગામની પટલાઇ તેના વારા મુજબ આવે તે પટલાઇ કરવા માટે પણ તેને સરકારી સબંધની ખાસ જરૂર છે નગરજન કરતા ગ્રામ્યજનને સરકારી સંબધ વિશેષ રાખવો પડે છે કેમકે ગ્રામ્યજનની આજીવિકા ખેડની જમીન ઉપર હોય છે ઉપરના કામોને અંગે સરકારી સબધ માટે તેણે લેન્ડ રેવન્યુ કોડ, ગતાદારી એક્ટ, ગામ ભાગદારી હોય તો ભાગદારી એક્ટ, તેમજ ગામ તાલુકદારી વાટાનુ હોય તો તાલુકદારી એક્ટ, તેમજ નબળા વર્ષોમા બી બીઆવા અને ઘાસની તગાવી લેવા માટે તગાવીના કાયદા તેમજ માપણી સબધી કામ માટે માપણી બાબતના કાયદાને જાણવાની જરૂર છે આ કાયદાનો અનુભવ વકીલો કરતા સરકારી નોકરી કરનારને વિશેષ હોય છે કેમકે આ કાયદા વહીવટી હોય છે એટલે સરકાર વહીવટ કરવા પુરતા રચાયલા હોય છે અને તે કાયદા ઉપર વહીવટી સરક્યુલરો-રૂલ્સ વિગેરે થયેલા હોય છે, તે ઘણે ભાગે વકીલોની જાણ બ્હાર હોય છે એટલે સરકારી નોકરી કરી નિવૃત થયેલા બાહોશ નોકર શિવાય ઉપરની બાબતોની ગુચ પણ વકીલોથી નીકળવી નથી ઘણી વખત એવા પ્રસંગો ઉપસ્થીત થાય છે કે સરકારને અમુક કાયદાની અમુક કલમનો વહીવટ ઉપયોગ કરવા ખાસ હુકમો યાને ઠરાવો કાઢવા પડે છે કાયદાઓ અંગ્રેજીમા હોય છે તેના ગુજરાતી તરજુમા કેર કાયદાઓ વેચાય છે પણ તેમા મુળ કાયદાની ખુબી આવતી નથી છતાં તે કામ ચલાવી લેવા પુરતા હોય છે પરતું બધા ખેડુતો જોઇતી કેળવણી લેતા નથી એટલે કાયદાના અજ્ઞાને તેઓને ઘણી પરેશાની પડે છે ગુચવણી ભર્યા કામમા વકીલોની સલાહ લે છે પરતુ વહીવટી હુકમોની તેમને માહીતી ન હોવાથી વકીલોની સલાહમા ખરો પસાં નાણા કેટલીક વખત બરબાદ થાય છે વળી કેટલાક ખેડુતો એવા પ્રસગે નગરજનની સલાહ લે છે પરતુ તેઓ પણ વહીવટી હુકમોના અજાણ્યપણાને લીધે કોઇક ટુક ભણેલા માણસ જે મુખ્ત્યારી પણાનો ધંધો કરતો હોય છે તેની સલાહ લઇ અરજી કરાવી આપે છે તેમા કેટલીક વખતે અરજી લખનાર મુળ બાબત ન સમજવાથી અગર કાયદાની અજ્ઞાનતાને લીધે એવી તો

ચોરજી કરી આપે છે કે તે ખેડુતને બંધન કર્તા થઇ પડે છે ખેડુતને પ્રથમ તો પોતાની ખેડની જમીનનો મહેસુલ એટલે સરકાર ધારો દર વરસે વારવાનો હોય છે તે કામ સાટે સરકારી તલાટી અગર કુળકર્ણી જોડે ખેડુતને સંબધ બાંધવો પડે છે, સરકાર ધારો કેટલો ભરવો તેની નોધ પણ ખેડુત પાસે હોતી નથી એટલે તલાટી કહે તે રકમ ભરવી પડે છે પ્રથમ ખેડુતને ખર્ચે સરકાર ધારાની પાવતી બુકો લેખીત આપવામા આવતી હતી જેમાં તેના કબજાની જમીનની તપસીલ અપાતી હતી એટલે તેમાંથી ખેડુત પોતાને ભરવાની રકમ તારવી શકતો હતો પરતુ રેકર્ડ ઓફ રાઇટસ (હકક નોધણી) ની નવીન પધ્ધતી અમલમા આવ્યાથી અને સરકારી ગામ અને તાલુકદારી હીસાબી કાગળો પુસ્તક નવુ થવાથી ખેડુતને લેખીત પાવતી બુક આપવાની પ્રથા નાબુદ થઇ છે. તેને બદલે ખેડુતે ભરેલા નાણાની રકમની મોઘમ છાપેલી પાવતી અપાય છે ખેડુતને પેતાના કબજાની જમીનની તપશીલ જોઇએ તો તે માટે રેકર્ડ ઓફ રાઇટસની (નોધની નકલ) વગર દામે તલાટી આપી શકે એવી જોગવાઇ રાખેલી છે પરતુ તેનો લાભ ખેડુત લેતો નથી, અને ઘણે ભાગે તલાટી ઉપર આધાર રાખે છે વળી જો ગામ ભાગદારી હોય તો સરકારી મહેસુલ ભરવાને મોક્ષ ભાગદાર જવાબદાર હોય છે એટલે મોક્ષ ભાગદાર મોભાદાર અને સમજુ હોય તો તે પેટા ભાગદારો પાસે તેમના પેટા ભાગની જમીનનો ફાળે પડતો ધારો વસુલ કરી તલાટીને વારી દેછે અને મોક્ષ ભાગદાર મોભાદાર ન હોય અને અગ ન હોયતો તલાટીને પેટા ભાગદાર પાસેથી તેમના પેટા ભાગની જમીનની મહેસુલ વસુલ કરવાની કડાકુટ કરવી પડે છે અને તેમાં તલાટીનો અને પેટા ભાગદારનો ઘણો વખત વ્યય થાય છે કેમકે પેટા ભાગદાર પોતાની જમીનની નોધ રાખતો નથી તેથી દર વર્ષે નાણા ભરવાની કચ ઉભી થાય છે અને તેવા પ્રસગે તલાટી બાહોશ ન હોય તો તે ગામને અળખામણો થઇ પડે છે વળી કેટલાક પ્રસગોમા શાહુકારના કબજાની જમીન જે ગણોતે આપેલી હોય છે તેનો સરકાર ધારો તે ગણોતીઆ પાસેથી વસુલ કરાવવાની તજવીજ કરે છે અને તેવા સમયમા ખેડુતોને તલાટી જોડે આથડવુ પડેછે તલાટીનેતો સરકાર ધારો કોઇ પણ પ્રકારે વસુલ કરવાનો હોય છે એટલે તે શાહુકાર ખોટુ કહેતો નહી હોય એમ ધારી ગણોતીઆ પાસે વસુલ લેવા કોશીષ કરે છે, પણ તેમા ખરી બાબત શી છે તે તલાટી જાણતો ન હોવાથી તેને ખેડુત જોડે નાહક આથડવુ પડે છે આવી ખેડુતને સરકારી મહેસુલ ભરવામાં નડતરો ઉભી થાય છે વળી તેઓ ગામઠીના કામની માહીતગાર ન હોવાથી પોતાના ગુરુ પાસેથી

ખુલ્લી જમીન જો ખુલ્લી વાપરવાનો તેમનો સહીવદારીના કાયદા મુજબ હકક હોય છે તે કેટલીક વર્ગને એટલી ચોતરા કરીને આતરી લે છે તેથી સરકારી, જમીન દબાણ કર્યાના પ્રકરણો ઉભાં થાય છે તે કામ માટે તેમજ પોતે નવી ખેડાણ જમીન વેચાણ યા ગીરો રાખી હોય અગર વારસાથી યા બક્ષીસથી નવી ખેડાણ જમીન પ્રાપ્ત કરી હોય તેવા કામમા પોતાનો હકક નોંધાવવાની બાબતના પ્રકરણો ઉભા થાય છે તે કામમા અગર ગામાત કાઇ બીજા કામ હોય તેના પ્રકરણના કામોમાં તેમજ વતનદારી સબધી પ્રકરણ ઉપસ્થીત થયું હોય તે કામોમા ખેડુતને સરકારમા એટલે તાલુકા અધીકારી પાસે જવાબ આપવા જવું પડે છે આવા પ્રકરણોના જવાબો ઘણે ભાગે તાલુકા અધીકારીઓના હાથ નીચેના કારભારીઓ યાને કારકુન નોકરો હોય છે તે લે છે તે જવાબો તાલુકા અધીકારીને રજુ કરે છે તાલુકા અધીકારી રૂબરૂ જવાબો રજુ નહી થાય તો તેને જુવાબો આપી શકતા નથી આવા જુવાબો કારકુનો જુવાબ લઇ શકતા ન હોય તો તેવા પ્રસગે મુખ્ય ઉપરી કારકુન અગર તાલુકા અધીકારી જાતે જુવાબ લે છે જુવાબ લેનારા નોકરો જો સભ્ય ના હોય અને ખેડુતો પોતાની અજ્ઞાનતાને લીધે સીધો જવાબ ન આપતા હોય તેવા પ્રસગોમાં અસભ્ય નોકર ખેડુતને પણ અપમાનજનક શબ્દો જેવાં કે શાળા–બેલ જેવા હરહમેશ ખેતીના ઢોર ઢાક બળદો એટલે બેલની જોડે રહે ।।રા બેલ બુધ્ધીના તમે છો–ગામડા ગમાર છો પુરો પાશરો જુવાબ આપો નહી તો ફોજદારી ગુન્હામા આવી પડશો આવા અપમાન સુચક અને ત્રાસજનક વચનો અજ્ઞાન ખેડુતને સહન કરવા પડે છે આવા વચનો નબળા પોચા ખેડુતને કહેવામા આવે છે ગારતે બીયા અને દાદાગીરી કરે તેવા ખેડુતોના જવાબ તો આગ્રહનાથી લેવાય છે મારો ગરીબ ખેડુત ! દુનિયનો જીવનહાર અને પ્રાણ પોષક હોવા છતા તેની અજ્ઞાનતાને અગે ' બેલ " ની અને " ગમાર " ની ઉપમા પામે છે કહેવત છે કે " મોતાને માથે હજાર ખીલા અને વળીને માથે એક ખીલો " દુનિયાના જીવનહાર એટલે શોભા રૂપ થયા એટલે એટલા ખીલારૂપ ઇલ્કાબ મળે તે સહન કરવાજ પડે ! વઇષ્ણવી સંપ્રદાયના માન્યવર શ્રી કૃષ્ણચદ્ર પ્રભુ બાલ્યાવસ્થામા ગોકુળ ગામમા ગોધન ચારતા હતા તેથી તેમને ગોવાલીઆડુ ઉપનામ અપાયલુ વળી તે ફેરવીને આરૂ ઉપનામ ગોપાળ યા ગોપાલકતું અપાયલુ આવા જગદાધાર પ્રભુ અવતારી શ્રી કૃષ્ણચદ્રને ઉપર મુજબ ઉપનામ મળેલા તો ખેડુત એટલે ક્ષેત્રપાળ યાને શ્રી મદ્ભગવદ્ગીતાના ૧૩ મા અધ્યાયમા વર્ણવેલા ક્ષેત્રજ્ઞ રૂપક ખેડુત ભાઇને

તેના જીવનહાર અને પ્રભુ પોષક ધધાર્થે "બેલ" ની અને "ગમાર" ની ઉપમા મળે તેમા શી નવાઇ?! દુનિયા દોરંગી છે જગતમા જુદી જુદી બુધ્ધીના માણસો હોય છે તેથી પોત પોતાની બુધ્ધિ અનુસાર દરેક માણસ વર્તન ચલાવે છે તેમા મારા અજ્ઞાન ખેડુત ભાઇને તેની અજ્ઞાનતાને લીધે અસભ્ય માણસો તરફથી "બેલ" ની અને "ગમાર" ની ઉપમા મળે તે જેમ સહેતો આવ્યો છે તેમ સહયાજ કરશે પરતુ એજ અસભ્ય બોલવુ પાપ તો બોલનાર જ વ્હોરે છે ખેડુતનુ તેમા કાઇ જતુ નથી હવે ઉપર જણાવેલા કામોમા ખેડુતને જુવાબ આપવામા કેટલીક વખતે તાલુકા અધીકારીને કામનો બોજો વિશેષ હોય છે તો સવારથી સાજ સુધી રોકાઇ રહેવુ પડે છે અને જુવાબ લેવાનુ કામ શુચવણીનુ હોય છે તો બીજે દહાડે તેને બોલાવવામાં આવે છે, અગર તાલુકા અધીકારી તાલુકામા ફેરવણીએ જવાને લીધે તાલુકાના સદર સ્ટેશને હાજર ન હોયતો તેમને બીજા ચાર કે આઠ દીવસે ફરી બોલાવવામાં આવે છે એટલે ખેડુતનો સરકારી કામમા જવાબ આપવામા વખતનો કેટલો વ્યય થાય છે તેતો એ બાબતનો બાહોશ અનુભવી લેખક ખેડુતજ દર્શાવી શકે વખતના વ્યય ઉપરાત અપમાન અને ઉપનામ સહન કરવા પડે તે તો જુદા આની આપણા ગરીબ અજ્ઞાન ખેડુતની પરીકાષ્ટા છે વતનદારીના આગે પટે લાઇ લેવાને પણ પોતાનો વારો ન હોવા છતા પોતાને ઠીપોટી નીગાઇ લેવાને ખેડુત અનીખના તારા તોડવા જેટલુ જહેમત ઉઠાવે છે અને તેમા પેણ અયોગ્ય રીતે નાણુ ખર્ચે છે બોગ જોગે પટલાઇ મળી જાય પણ તે નીચેડવાને શક્તી ના હોય તો સરકારી નોકરોના કોધને પાત્ર થાય છે કોધના પાત્ર થવાનુ કારણ એટલુજ કે પટેલને ગામ સીધી જવાબદારી હોય છે તેનુ તેને ભાન હોતુ નથી એટલે પરેશાનીમા આવી પડે છે ગામે ઢોર કે મનુષ્યમા ચેપી રોગ ફેલાયલો હોય તેના રીપોર્ટ જેની તે વખતે કરવાના હોયતે કરતો નથી તેમજ ગામે ફોજદારી ગુન્હો બન્યો હોય અને તેમા ગુન્હો કરનાર માણસો પોતાના સગા-મળતીઆ-કે પોતાની વગના હોય તો તે ગુન્હો દબાવી દેવા ખાતર રીપોર્ટ કરતો નથી અગર જો રીપોર્ટ કરે છે તો કાયદાના અજ્ઞાનને લીધે પોતેજ ફસાય એવો બગતો રીપોર્ટ કરે છે અને તપાસમા ખુદીજ હકીકત નીકળી આવે છે એટલે વતનદારીને અગે તેની નોકરીની ગફલતી બાબતની પરેશાનીમા આવે છે તેથી સરકારી નોકરના કોપને તે પાત્ર થાય છે, એવી જનમાન્યતા છે, સરકારી નોકરો કાઇ જાણી જોઇને તેઓને ફસાવે

છે એવુ ચણે ભાગે બનતુ નથી પરતુ પોતાના માણસોને બચાવવા જતા તેજ જાતે ફસાઇ પડે છે

નબળા વર્ષોમા તગાવી લેવામા પણ તેને તાલુકે ઘણી વખત આથડાવવુ પડે છે તગાવી તેની જમીનની મગદુર અને રાખેલા ઢોરના પ્રમાણમા હ્રેચાય છે પરતુ તે જાદે રકમની આશા રાખે છે અને તે આશા ફળીભુત કરવામા તાલુકે નાહક અથડાયા કરે છે કેટલીક વખતે તેની ધરેલી રકમ મેળવવામા તે ફાવી પણ જાય છે પરતુ તે રકમ પાછી વસુલ આપતી વખતે તેને ભારે જહેમત ઉઠાવવી પડે છે કારણ કે એકલી સરકારી તગાવીથી પુરતો ઘાંસચારો અને બીયાબારૂ તે લાવી શકતો નથી મળેલી રકમમાથી તે તાલુકે રહયો હોય તેટલા દીવસની ખાધ ખોરાકી, ચહાપાણી વીગેરે રકમ ખર્ચે છે વળી જોડે વાહન લાવ્યો હોય તો તેના ઢોરની ઘાસપાણીમા પણ કેટલીક રકમ ખર્ચે છે એટલે ચોથા કે અરધા ભાગની રકમ તો તાલુકેજ ખર્ચાઇ જાય છે એટલે શાહુકાર શોધવો પડે છે આવો બાબત હોવાથી બીજા સારા વરસે મહેસુલ ઉપરાંત તગાવીની રકમ વ્યાજ સાથે ભરપાઇ કરવાની હોય છે અને શાહુકારનો પોતાનુ દેહેણુ-જુનુ અને નવુ-વસુલ કરવાનો તકાદો જારીજ હોય છે એટલે તગાવી તે જેલની તોડ સમ ખેડુતને નીવડે છે જેલની તોડ એટલે ખેડુતને જેલમા જવુ પડે છે એમ સમજવાનુ નથી પરતુ મ્હેસુલ-તગાવીને શાહુકારી દ્હેણુ ત્રણ જાતનુ દેવુ પુરવાનુ હોય છે તેથી ગરીબ ખેડુતની દશા ઘણીજ બુરી થઇ પડે છે એમ સમજવાનુ છે

જમીન દબાણના કામમા તે પણ અજ્ઞાનતાને લીધે ઘણોજ ફસાય છે દબાણવાળી જમીન તે કીરાયે લેવા પ્રથમ તો ફાંફાં મારે છે પરતુ તે જમીન રસ્તા ઉપર આવતી હોય અગર બીજા અન્ય કારણને લીધે કીરાયે ન અપાતી હોય તો કીરાયે લેવા વકીલની સલાહ વીગેરે લીધી હોય તેમા ખર્ચેલા નાણાનો વ્યય-ગેરબાદ થાય છે, અને દડ અને કીરાયાની રકમ ભરી જમીનનો કબજો છોડવો પડે છે અને દબાણવાળી જમીન ઉપર બાધકામ કર્યું હોય તો તે બાધકામનો કાટ સાથે પડે છે વળી જો દબાણ વાળી જમીન કીરાયે ન મળે તો તેના બદ સલાહકારો અપીલ કરવાની સલાહ આપી તેને નાહકના ખર્ચમા ઉતારે છે અને તેમા તે ફાવતો નથી અને દબાણ જો ભારે ન હોય તો તેવા કામમાં જમીન કીરાએ લેવામા અને અપીલ કરવામાં ઉઠાવેલી જહેમત અને નાણાનો કરેલો વ્યય " ટકાની ડોશી અને ઢબ્બુ મુડામણુ " એવી કહેતી

અનુસાર થઇ પડે છે ગરીબ ખેડુતને તેની અજ્ઞાનતાને લીધે કેટલુ સોસવું પડે છે અને પરતંત્ર જીવન ગુજારવું પડે છે તેની ઉપરની જરૂરિયાતની બાબતોથી પાઠક ગણે પોતાના ખ્યાલમા ઉતારવા વિનતી છે.

(અપુર્ણ.)

---

# બોરમાં સળો કેમ પડે છે?

ગુજરાતમાં કાશી અથવા બનારસી અને અજમેરી બોરડીઓનુ વાવેતર વધવા લાગ્યુ છે એકુનોન તેમાથી ઠીક પેદાશ આવે છે પરંતુ બોર આવવા માંડે છે ત્યારે ઘણી વખત તેમા કીડા પડવાથી બોર સડી જાય છે અને ખાવાને માટે નીરૂપયોગી થાય છે એટલે તેવા બોરનુ સારૂ વેચાણ થતુ નથી, તેથી ઉત્પન્ન આવતી નથી આથી કરીને આ સળો કેમ ન પડે એ બાબત બોરડીનુ વાવેતર કરનાર દરેક ખેડુતે જાણવી જોઇએ

હવે બોરમા આ કીડા ક્યાથી આવે છે તે આપણે જોઇએ:— જ્યારે બોર નાનાં હોય છે ત્યારે એક જાતની માખી જે બોરને નુકશાન કરનારી માખી તરીકે ઓળખાય છે તે બોર ઉપર છુટક છુટક અથવા ચારથી સાતના જથામા સવારમા ઇંડા મુકે છે આ ઇંડા લંબગોળ અને રંગે સફેદ હોય છે ત્રણ ચાર દિવસ પછી આ ઇંડામાંથી નાના સફેદ રંગના કીડા નીકળે છે અને તે ફળની અંદર પ્રવેશ કરી માહેલો ગર ખાવાનુ શરૂ કરે છે જેમ જેમ અંદરનો ગર ખાતા જાય છે તેમ તેમ તે ખાવાથી ખાલી પડેલી જગામા કીડા પોતાની મળ ભરે છે જેને આપણે સળો કહીએ છીએ ઘણી વખત એક ફળમાં બે ત્રણ કીડા હોય છે જે બોરમા આ પ્રમાણે નુકસાન થાય છે તે બોર ખરી પડે છે અને ખાવાને માટે નાલાયક બને છે.

આ પ્રમાણે બોરમા પડેલા કીડાનો આગળનો ઉત્ક્રમ તપાસીશુ તો જણાશે કે લગભગ એક અઠવાડીઆ સુધી કીડાની અવસ્થા મા રહી ખાઇ પુખ્ત બને છે, ત્યારે બીજી અવસ્થા ધારણ કરે છે, એટલે કે કોશેટો બની જાય છે બોર આખુ એ બગડી ન ગયુ હોય તો બોરની અંદરજ કોશેટો રહે છે અને જો તેમ ન હોય તો કળામાંથી બહાર નીકળી બોરડીના ઝાડ નીચેની જમીનમાં પેસીને ત્યા કોશેટો રૂપની નિદ્રાવસ્થા ગાળવે છે આ નિદ્રાવસ્થા બે અઠવાડીઆ સુધી ચાલુ રહે છે, અને તે દરમીઆન કે તે કીડો પરિવર્તન પામી માખીનું રૂપ ધારણ કરીને બે અઠવાડીઆ પછી બહાર આવે છે આ પ્રમાણે બહાર આવેલી માખીઓ ફરીથી ફળ ઉપર ઇંડા મુકે છે, એમ આ કીટકની પરંપરા ચાલે છે

બોરના આ દુશ્મનનો જીવનક્રમ આ પ્રમાણે છે તો તેનાથી થતુ નુકશાન અટકાવવા આપણે કયા ઉપાયો યોજવા તે હવે જોઇએ:—બોરની માખી જો ઇંડાંજ ન મુકે તો બોરને નુકશાન થાય નહિ આમ કરવા માટે આપણે બોરનુ માખીથી રક્ષણ કરવુ જોઇએ બોરની ઉપર બેસીને માખી ઇંડાં મુકે નહિ તેટલા માટે બીજા કીમતી ફળોની માફક બોરનુ રક્ષણ મચ્છરદાનીની જાળી વડે કીવા કાગળની કોથળીઓ વડે કરવુ એ આપણને પરવડે તેમ નથી પરંતુ ઉત્સાહી અને જીગ્નાસુ ખેડુતોને આ અખતરો કરી જોવા ભલામણ કરવામાં આવે છે, કે જેથી તેમને માલમ પડશે કે આ ઉપાય ખરો છે.

આ માખીના જીવનક્રમની વાત કરતાં આપણે જોયું કે શરૂઆતમા સૌથી પહેલા તેમની સંખ્યા ખાસ મોટી હોતી નથી પરંતુ ક્રમે ક્રમે વધી જાય છે. આથી કરીને માખીની સંખ્યા વધી ન જાય તે માટે બને તેટલા ઉપાય લેવા જોઇએ. સઉથી પ્રથમ જે જે બોરમા સડો પડેલો હોય તે બધાનો એવી રીતે નાશ કરવો જોઇએ કે જેથી તેમાંના કીડાની અવસ્થાઓ બદલાય નહિ અને તેમાંથી બીજી પેઢીની માખીઓ પેદા થાયજ નહી આ માટે ઝાડ ઉપરના તેમજ નીચે પડેલાં બધા સડેલા ફળોને એકઠા કરીને જમીનમા દોઢ હાથ ઉંડો ખાડો કરી તેમા દાટીને તે ઉપરની માટીને ખુબ ટીપવી કે જેથી કીડા બહાર આવવા સંભવ રહે નહિ આ બાબતમાં એ ધ્યાનમા રાખવુ જોઇએ કે સડેલા બોરને એકઠા કરીને ફક્ત દુર નાખી દેવાથી કઇ લાભ થશે નહિ પણ ઉલટો ઉપદ્રવ વધશે આ ઉપાય ઘણો અસરકારક છે અને ઉપદ્રવ ન વધે તે માટે ખેડુતોએ ખાસ ધ્યાનમા રાખવા જેવો છે આમા બોરડીનો માલીક કાળજી રાખે તો એક સપાટે માખીઓની સંખ્યા વધતી અટકાવી શકાય અને પછીના બોરનું ઘણું ઓછું નુકશાન થાય ગુજરાતમા બોરનુ વાવેતર જ્યા છે ત્યાં ટુંકા વિસ્તારમાંજ હોય છે અને તેથી તેટલા જમાએ તેટલા વિસ્તારના ખેડુતો આ પ્રમાણે શરૂઆતમા જે બોરને સડો લાગ્યો હોય તેને વીણી લઇને તેનો નાશ કરે તો જરૂર ઘણો લાભ મેળવે

હવે આગળ વધીને આપણે જોઇશુ તો કીડા પછીની કોશેટાની અવસ્થામાં પણ ભવિષ્યમા થનારી માખીઓનો નાશ સહેલાઇથી કરી શકાય છે. કીડા જમીનની માટીમાં દાખલ થઇને નિદ્રાવસ્થા ભોગવે છે તો બોરના ઝાડ નીચેની જમીન ખેડી નાખવી, જેથી આ કોશેટાઓનો નાશ થાય એટલે માખીઓ પેદા થાય નહિ. આગળ જણાવ્યુ તેમ બોરનો પાક એટલો બધો કીમતી નથી

કે જેને માટે ખર્ચાળ ઉપાયો ઉપયોગી થઇ પડે, નહિ તો ઇંડા મુકનાર માખીઓને સીટ્રોનેલા તેલ જેવા સુગંધીદાર પદાર્થમાં ચોટી જાય એવા લેપ વડે પકડી પકડીને મારી નાખીએ તો એની વસ્તિની વૃધ્ધિ થાયજ નહિ પરંતુ આ સવાલ બાજુ પર મુકી ઉપર જણાવેલા બીજા સહેલા ઉપાયો લેવાથી બોરમા પડતો સળો ઘણે દરજ્જે અટકાવી શકાય છે

ઉપસંહાર —બોરમા પડતો સળો બોરની માખીનાં મુકેલા ઇંડામાથી નીકળેલાં કીડાને આભારી છે આ માખીનો જીવનક્રમ જોતા તેના કીડા અને કીડાની કોસેટા-અવસ્થા દરમીઆન કોશેટાનો નાશ કરવો જોઇએ કીડા વાળા ખરી ગએલાં બોરને જમીનમા દોઢ બે હાથ નીચે દાટી દઈ જમીનને ટીપવી જોઇએ કે કીડા બહાર નીકળી શકેજ નહિ તથા બોરડીની નીચેના જમીન ખેડવી જોઇએ કે જેથી કોશેટાનો નાશ થાય

મહાદેવપ્રસાદ હ દેશાઈ.
એન્ટોમોલોજીકલ એસિસ્ટંટ,
ગુજરાત, સુરત

## ઢોરના શરીર ઉપર પડતી કથીરીઓથી થતું નુકશાન.

—********—

લેખક,
મહાગકર છગનલાલ જોષી. જી. બી. વી સી વેટરીનરી સર્જન,
શ્રી ગુજરાત ઢોરનું દવાખાનું, ઉમરેઠ, જીલ્લે ખેરા

કથીરીઓ લોહી પીએ છે, એક કથીરી થોડુ લોહી પીએ છે, પણ એકજ જનાવર ઉપર થતી હજારો કથીરીઓ ઘણુંજ નુકશાન કરે છે.

કથીરીઓથી દુધાળા ઢોરનું દુધ ઓછુ થાય છે અને કેટલીકવખત તેઓ ચામડા અને આંચળને પણ નુકશાન કરે છે

ઢોરને આપેલો ખોરાક કથીરીઓ ખાય છે, તેથી ઢોરને વધારે ખોરાક

આપવો પડે છે, નહીતો ઢોર દુબળુ પડે છે, અને દુબળુ થવાથી રોગનો ભોગ થઇ પડે છે

બળદની કામ કરવાની શકિત ઘટે છે કથીરીઓવાળા વાછરડા જલદીથી વધી શકતા નથી

દુકાળમાં ઢોરને પુરતો ખોરાક મળતો નથી એવે વખતે કથીરીઓ વાહુ પડે છે, તેથી ઢોર મરી જાય છે

ઢોર ઉપરની કથીરીઓ ઢોરના ધણીને પઈસાનુ નુકશાન કરે છે

કથીરીઓ લોહી કહાડે છે, તે જગ્યોએ માખીઓ આસન મુકે છે, અને જીવડા પડે છે

કથીરીઓ નાબુદ કરવા માટે "કુપરનુ કેટલ ડીપ" ( Cooper's cattle dip ઘણા દેશોમાં વપરાય છે.

ઢોરની કોઠગા કથીરીઓ રહે છે માટે કોડની જમીન એક એક વેત ખોદી નાખવી અને તે માટી ગામથી દુર ફેકી દેવી, અને નવી માટી લાવી પુરવી

---

# તમાકુના વાવેતર તથા ખીલવણી.

—******—

તમાકુનો પાક સગશીતોષ્ણ કટીબધ ઉપર દરેક સ્થળે થાય છે અને તે ઉગાડવા માટે જુદી જુદી જમીનમા જુદા જુદા અખતરા કરવામા આવે છે એટલે કે કોઇ ઠેકણે વધારે ખેડાણ કરવાની જરૂર પડે છે તો કોઇ સ્થળે ઓછુ ખોદવાથી પણ સારા પરિણામો આવે છે કોઇ સ્થળે જુની રૂઢીના ૩૦ રતલના હળથી ખેરાણ સારૂ થાય છે તો કોઈ સ્થળે મોટા મોટા ત્રેકટરો ૫॥ ટન વજનના જ્યારે ખેડે છે ત્યારેજ પરીણામે ઉત્તમ પેદાશ થાય છે

પુર્વમા હીદમા ખેડાણ કરવાનાં હથીયારો મુખ્યત્વે લાકડાના હોય છે અને તેમા હાથા વીગેરે બધી વસ્તુઓ લાકડાની હોય છે ઇગ્લાડગા રેન સમસ અને સીમ્સે હીદી હળનો ઉત્તમ નમુનો બનાવ્યો છે આ હળમા વચમા ભાલાદ છે, અને આગળ અણી છે આ હળનુ નામ "મોનસુન" છે બીજી "જય" નામનુ હળ આજ પેઢીએ બનાવ્યુ છે, તેમા ફરો જમણી બાજુએ

છે ગુજરાતમાં નવા નમુના અનેક જાતના બને છે અને તે દરેકને પોતાની ખાસીઅત હોય છે કપાસના ખેતરમાં મજબુત હળની જરૂર રહે છે, અને તેથી ૨ કે ૩ ફરોવાળી ટ્રેક્ટરો જો હોય તોજ જમીન ઉંડી ખેડે છે

તમાકુ જો વાવવી હોય તો નવી જમીનને સારી રીતે ખેડ્યા પછીજ વાવેતર કરવો, ચોમાસા પહેલા જો નકામા રોપા, ઠુંઠા કાઢી નાખી સારૂ ખેડાણ કર્યું હોય તો, જમીનની ફળદ્રુપતા વધી જાય છે અને માત્ર તમાકુજ વાવી શકાય એમ નહીં પરંતુ પછીથી બીજી શાકભાજી પણ સારા પ્રમાણમાં મેળવી શકાય છે જો જુની જમીનમા વાવેતર કરવુ હોય તો જમીનના ઠુંઠાને બાળી નાખી, અને ઉપરના પડ પુરતુ ખેડાણ કરવુ જુની જમીન હોય કે નવી હોય છતા બે વખત હળ ફેરવવુ જરૂરનુ છે અને ઢોળાવવાળી જમીનને સરખી કરવી, તમાકુનું વાવેતર સપાટ જમીન ઉપર તેમજ ટેકરી ઉપર પણ થઇ શકે છે અને જ્યાં પાણીનો જથ્થો વધારે હોય ત્યાં વધારે ઉત્તમ થાય છે આ ઉપરાંત જે ઠેકાણે પાણી ભરાઇ રહેતુ હોય તેવા સ્થળમાં તમાકુ વાવવાથી મોટો પાક થશે, લણણી થઇ ગયા પછી તુરત ખેડાણ કરવા માંડવુ, હવા તથા જમીન ઉપર ખેડાણનો આધાર રહે છે નકામા રોપા કે ઘાસ ઉગી ન નીકળે તે માટે ખાસ ધ્યાન રાખવુ કે લણણી થયા પછી હળ ફેરવવુ જરૂરનુ છે

હીંદમા ૧૦ લાખ એકરમા તમાકુ વવાય છે અને બંગાળા-મદ્રાસમાં વધારે વાવેતર થાય છે તે સીવાય બીહાર બર્મા તથા મુંબઇ ઇલાકામા પણ સારી પાકે છે તમાકુની અનેક જાતો છે હલકી બીડી પીવામાં હોકામા વપરાય છે પરંતુ હમણા સીગારેટ માટે ઉંચી જાતની બનાવવા માટે મોટી માગણી આવે છે, હીંદમા ગયા વર્ષે ૫-૭ મીલીયન રતલ રૂ૦ ૪૧૫ લાખની આયાત થઇ હતી અને તે ખાસ અમેરિકાથી મોટી હતી. આ ઉપરાંત બીજી પણ રૂ૦ ૨૧૩ લાખની વધારે આયાત થઇ છે હીંદમાંથી તમાકુ મોટા પ્રમાણમા નીકાસ થાય છે, પરંતુ હલકી જાત હોવાથી ૨૯ મીલીયન રતલ છતા માત્ર રૂ૦ ૯૦ લાખ આવે છે, આથી જો તમાકુની જાતમા સુધારો થાય તો વાવેતર કરનારને તથા હીંદી પ્રજાને મોટો લાભ થાય જો હીંદમા સીગાર માટેની તમાકુના વાવેતર થાય તો પછી ચડગટ કરવા માટેની મોટી માગણી નીકળવાનો સંભવ છે આથી સરકારી ખેતીવાડી ખાતાની નેમ તમાકુની જાત સુધારવા તથા વધારવા માટે છે કે જેથી તે સારા પ્રમાણમા નીકાસ કરી શકાય પુસાના ખેતીવાડી ખાતામાં અખતરા કર્યા છે જેમા અમેરીકાની

આડોક, વહાઇટ બરલીનાં વાવેતર કર્યા હતા જેમાથી આડોકમા ૧૩૦૦ રતલ અને બરલીના ૯૦૦ રતલ દર એકરે પેદાશ થઇ હતી આડોકની તમાકુ કાળા રંગની હોકલીમા વારવાની ઉતમ પ્રકારની બને છે અને આડોકનો અખતરો સફળ થયો છે તમાકુની લાણી બરોબર વખતસર કરની જોઇએ તમાકુને સુકવવાની બાબતમા હજી પ્રગતી થઇ નથી

સીગાર માટેની તમાકુ બુરીરહટ ખાતે બંગાળામાં વાવી હતી અને લીલા રંગના પાદડા સાફ કિંગ્યા હતા સુમાત્રાના પાદડાની સારી ખપત થાય છે ધીમે ધીમે આ ઉદ્યોગ ખીલે છે પરંતુ આ ઉદ્યોગને જો મોટા પ્રમાણની આયાત બંધ પડે એટલુજ નહી પરંતુ પરદેશમા હીંદની તમાકુ મોટા પ્રમાણમાં અંદગત કરી શકશે

---

# સરદાર વલ્લભભાઇનો સંદેશો.

—**********—

## તાપી અને મહીસાગર મધ્યેના પ્રદેશમાં વસતા ખેડુતો પ્રત્યેઃ—

બારડોલીની લડત દરમિયાન હું તાપી અને વાપી વચ્ચેના ખેડુતોના નીકટ પ્રસંગમા આવ્યો તેમની આર્થિક સ્થિતિની તપાસ કરતા મને જે હકીકતો માલમ પડી છે, તેથી મને ઘણુ દુખ થયુ છે એકલા બારડોલી તાલુકાના ખેડુતોને માથે એક કરોડ રૂપીઆનું કરજ છે, અને તે વધતુ જાય છે પટીદારોની સ્થિતિ-દરેક ગામે દયામણી માલમ પડે છે દેવુ કરીને મોટાં મોટા મકાનો બંધાવે છે અને દેવુ છુપાવવામા આબરૂ સચવાતી હોય એમ માને છે.

પાટીદાર પોતાના સગાં વહાલાને પણ પોતાની આર્થિક સ્થિતી જાણવા દેતો નથી ગમે તેટલુ કરજ થાય તો પણ જ્યાસુધી ચાલે ત્યા સુધી કોઇને જાણવા દેતો નથી આ અનુભવ મને બારડોલી તાલુકામાજ થયો છે તેમ નથી. આખી કોમની એ મનોદશા જોવામા આવે છે તાપી અને વાપી વચ્ચે વસતા બધાજ પાટીદારોના ગામોની સ્થીતિ બારડોલી તાલુકાના જેવીજ છે ગામેગામ દેવાના ડુંગર થયા છે આ ઉપરથી તેમને દેવામાથી મુકત કરવાના ઉપાય હું શોધી રહયો છુ મે તેમની પાસે કેટલીક સુચનાઓ મુકલી છે કરજ કાઢીને ન્યાતવરા કરી ખર્ચ કરવુ એ મહા પાપ છે એવા જમણવારોમા કોઇએ જવું ન જોઇએ અથવા તો કઇક મર્યાદા બાંધવી જોઇએ હાલ તુરત આ બે સુચના

નાખી શીંગડાના કાણાં ચોખ્ખાં કરવા અને જખમ ફીનાઇલના પાણીથી (૧ ભાગ ફીનાઇલ અને ૧૦૦ ભાગ પાણી) ધોઇ નાખવો અને તેજ પાણીમા રૂનુ પુમડુ પલાળી જખમપર મુકવુ અને તે ઉપર સ્વચ્છ કપડાનો પાટો સખત બાંધી દેવો ત્રીજે દિવસે આ પાટો છોડવો અને દરરોજ ફીનાઇલના પાણીથી જખમ બરાબર ધોઇ ફીનાઇલના પાણીવાળું પુમડુ મુકવુ અને પાટો બાંધવો એમ રૂઝ વળતા સુધી દરરોજ કર્યા કરવુ રૂઝ આવ્યા પછી શીંગડુ દરરોજ ધોઇ ટીંકચર આયોડીન ચોપડવુ અને રૂ મુકી પાટો બાંધવો આમ મટી જાય ત્યા સુધી કરવુ.

કરમોડાનું શીંગડુ જેમ બને તેમ વહેલુ કાપવુ બહુ મોડુ થઇ જાય તો રોગ વધી જાય છે અને મોડુ કાપવાથી રોગ મટતો નથી, જે શીંગડું નમતા નમતા એની મેળે મુળમાંથી ફુટી ગયુ હોય અગર પડી ગયુ હોય તે બહુ કરી સારૂ થતુ નથી

નજીકમા ઢોરનું દવાખાનું હોય તો ત્યા જઇ શીંગડું કપાવવુ વધારે સારૂ છે કેટલાક લોકો શીંગડુ કાપી તરતજ કાથાનો પાટો બાંધે છે અને પરૂને જવાનો રસ્તો રાખતા નથી તેથી અંદરના ભાગમા સડો થાય છે અને બળદ દુખી થાય છે તેના કરતા દરરોજ ધોવુ વધારે સારૂ છે.

## ઢોરનો રોગ.

--********--

### બળીઓ.

લેખક—મહાશંકર છગનલાલ જોષી જી બી વી સી
વેટરીનરી સર્જન, ગુજરાત ઢોરનુ દવાખાનુ
ઉમરેઠ જીલ્લે ખેડા

કેટલીક વખત ખેડુતનો બળદ માંદો થાય ત્યારે તે બીજા સજ્જનને પુછે કે ભાઇ મારા બળદને શુ થયુ છે? સાંજોગે તેણે બળીઓ છે એમ કહયુ તો તેની દવા કરે અગર કરાવે નહી.

આવી રીતે બળીઆના વ્હેમમા બીજા રોગોની દવા પણ કરવામા આવતી નથી અને બળીઆ સીવાયના બીજા રોગોથી પણ બળદના મરણ નીપજે

છે એવુ જાણવામા આવ્યાથી બળીઆના રોગની જેમને માહીતી નથી તેવા ખેડુત ભાઇઓ માટે આ લેખ લખવામા આવ્યો છે

બળીઓ Rinderpest or cattle plague ચેપી રોગ છે બકરાં ઘેટાં, ઉંટ, અને જંગલી વાગોળનારાં પ્રાણીઓને આ રોગ થાય છે ઘોડાને અને માણસને આ રોગ થતો નથી આ રોગમાથી બચી ગયેલા ઢોરને એ રોગ ફરીથી થતો નથી પેશાબ, ઝાડો, લાલ લીટ વગેરેથી આ રોગ ફેલાયછે માંદા ઢોરના હરવા ફરવાથી આ રોગ ફેલાય છે રોગના જતુનો તાપ થી, સુકાવાથી, સડવાથી અને ડીસઇન્ફેકશનથી જલદીથી નાશ થાય છે સુર્યનો તડકો સીધો પડવાથી ૪૮ કલાકમા જતુ મરી જાય છે

ચીન્હ

૧૦૪ થી ૧૦૫ ડીગ્રી તાવ હોય છે સુસ્તી, ચામડીના વાળ ઉભા થઈ જવા, આંખો અને મો લાલ થતા ભુખ ના લાગવી, ખાવાનું અને વાગોળ વાનુ બધ થવુ, દુધ ઓછુ થઈ જવુ, બધકોશ પડવો, બીજે કે ત્રીજે દીવસે મોમા જીભ નીચે અને હોઠના અદર ઝીણી ઝીણી ફોલ્લીઓ દેખાય છે પછીથી આખોમા પીયા થાય છે અને મોમાથી લાળ પડે છે, ઝાડો થાય છે, ઝાડો વાસ મારે છે અને લોહી તથા જળશવાળો હેય છે મોાી અદર ની ઝીણી ફોલ્લીઓ ફુટી જાય છે અને ચાદીઓ પડે છે આ ચાદીઓ મોં વાશા જેટલી ગોરી હોતી નથી જ્યારે ઝાડો થાય છે ત્યારે તાવ ઉતરી જાય છે અને ઘણી નીર્બળતા હોય છે, કુખમા માથુ ઘાલી જનાવર ઘણું ખરૂં સુઇ રહે છે, છેવટે જનાવર બેશુધ્ધ થઇ જાય છે અને સાતથી દશમે દીવસે મરી જાય છે દરદ ઓછુ હોય તો પખવાડીઆથી પણ વધારે જનાવર જીવે છે અને દરદ ઘણુ ઓછુ હોય તો રોગમાથી બચી જાય છે કોઇક વખત ઝાડો શરૂ થતા પહેલા પણ જનાવર મરી જાય છે

ઉપાય

ચોખાના લોટની કાજી શા શેર પાવી કાજીમાં મીઠુ નાખવું. જાડો ખોરાક કદી પણ આપવો નહિ કુમળો લીલો ખોરાક આપવો જનાવર ટાઢથી ધ્રુજતુ હોય તો ઓઢા ઓઢાડવો તડકામા હોય તો છાયામા રાખવુ અને મકાનમા હોય તો મકાનમાં હવા અજવાળુ બરોબર આવવા દેવુ ચામડી નીચે ટીકચર આયોડીઝની પીચકારી મારવાથી ઢોર બચી જાય છે પરમેન્ગેનેટ ઓફ પોટાશ રોજ પાવલી ભાર બે વખત પાણી સાથે પાવાથી પણ ફાયદો થાય છે

### રોગ અટકાવવા વિશે

રોગની ખબર તુરતજ ઢોરોના દાકટરને આપવી અને બધા માલ ઢોર ને રમી મુકાવવી, માંદા ઢોરનું છાણ, મુત્ર ખોરાક વીગેરે કચરો બાળી દેવો અને ગામની બધી કોઠો અને ઢોરના રહેઠાણ સાફ કરવા આથી રોગના જંતુઓ જલદી નાશ થાય છે

---

# ઢોરનો રોગ.

## ગળસુંઢો

—******—

( Haemorrhagic Septicaemia )

લેખક—મહાશંકર છગનલાલ જોષી જી બી વી સી
વેટરીનરી સર્જન, શ્રી ગુજરાત ઢોરનું દવાખાનું,
ઉમરેઠ, જીલ્લો ખેડા

આપણા લોકો ઢોરના ચેપી રોગો અટકાવવા બીલકુલ પ્રયત્ન કરતા નથી, તે ઘણુંજ ખોટું છે, કારણકે તેથી માલને ઘણું નુકશાન થાય છે ગામના પંચ અને આગેવાનોએ ભેગા મળી ગામના લોકોને ચેપી રોગોની સમજણ આપવી અને તે અટકાવવા મદદ કરવી જોઇએ

ગળસુંઢો ઢોરનો ચેપી રોગ છે એ રોગના જંતુ માણસના પ્લેગના જંતુને મળતા આવે છે બીજા ઢોર કરતા આ રોગ ભેંસોને અને નાના પાડાને વધારે લાગુ પડે છે નીચાણવાળી અને પાણીના ભરાવવાળી જમીનમાં આ રોગ થાય છે એવી જમીનમાથી જંતુ શરીરમા પ્રવેશ કરે છે, અને પ્રવેશ થયા પછી તેનું જોર ઘણુંજ વધે છે, અને એકાએક કેટલાક જનાવર માંદા થાય છે અને મરી જાય છે માણસનો પ્લેગ ઉંદરના ચાચડીઆ કરડવાથી ફેલાય છે, અને ગળસુંઢો પણ કોઇ જીવડુંના કરડથી ફેલાતો હશે આ રોગ જીંદગીમાં એકજ વખત [illegible] માંદા જાનવરને શું થયું ૭૫ થી ૮૦ ટકા હોય છે

[illegible] દવા કરે અગર કરાવે નહીતર [illegible]

[illegible] રીતે બળીઆના દેખાવે છે આંખો, નાક અને મોઢું લાલચોળ થાય છે. [illegible] થાય છે ગળા અને તેની આજુબાજુમાં દુખવાય, [illegible] કરમ કઠણ [illegible] સોજો કેટલીક વખત ગળે માથે અને આગળા

પગે પ્રસરે છે જીભ વળીજ સુજેલી અને જાબુડીઆ રગની હોય છે કેટલીક વખત એક અથવા બે કલાકમા મરણ નીપજે છે અથવા જનાવર મરેલુજ માલૈમ પડે છે

આ રોગના બીજા પ્રકારમા આતરડામા સોજો આવે છે, ચુક, ઝાડો અને મરડો થાય છે છાતીમા દરદ થાય છે તો મરણ ફેફસાના સોજાથી ( Pneunonnia ) મરણ નીપજે છે

ઉપાય

આ દરદમા ગળે ડામવાનો રીવાજ છે, પણ ડામવુ એ બીન જરૂરનુ છે અને ઘાતકી છે શ્વાસ રૂધાઇ ગયો હોય અને દાકતરની મદદ મળી શકે તો શ્વાસનળી ખોલવાની શસ્ત્રક્રિયા કરવાથી કોઇ કોઇ વખત ફાયદો થાય છે દરદ થોડુ હોય અને દવા ગળે ઉતરી શકે એમ હોય તો વિલાયતી મીઠુ શેર ૦॥, ગોળ શેર ૦॥ સુરોખાર ૧ અધોળ, એક શેર ગરમ પાણીમા મેળવી પાઇ દેવુ, અને પછીથી નવસાર ૧॥ તોલો, સુઠ બે તોલા, ઝેર કચોલાની ભુકી ૭ આની ભાર ઠડી કાજીમા મેળવી દર બાર કલાકે જયા સુધી મટે ત્યા સુધી પાવુ

રોગ અટકાવવા વિશે

માદા ઢોર એકદમ જુદા રાખવા માંદા ઢોરનુ છાણ મુતર અને લોહી દાટવુ અગર બાળવુ મુરદા દાટવા અગર બાળવાં પાણી અને ખોરાક સ્વચ્છ આપવા જે જગ્યોએ પાણી ભરાઇ રહેતુ હોય અને જયાંથી રોગ થતો હોય તેવી જગ્યોએ ઢોર લઇ જવા નહી અને બની શકે તો તેવી જમીનને વાડ કરવી ઘાસ અને કડબની ગજીઓ ઉચી જમીનમા કરવી, એવી રીતે કે માંદા જનાવરના છાણ મુતર વીગેરેનો સેજો અને ચેપ ગજીને લાગે નહી ઉકરડા અને તબેલાનુ પાણી તલાવમાં જાય છે, અને આથી પીવાનુ પાણી બગડે છે, અને રોગ ફેલાય છે, આવુ પાણી તલાવમા જવા દેવુ નહી જે ભેસો રોગમાથી હાલજ બચી હોય તેમને પીવાના પાણીના તલાવમા પડવા દેવી નહી

સીરમ ઇનોકયુલેશન

રોગનો વહેમ પડે કે તુરતજ ઢોરના દાકતરને ખબર આપવી, રોગની પરીક્ષા કર્યા પછી તે બધાં સજા ઢોરને રસી મુકસે રસી મુકવાથી રોગ તરતજ બધ થાય છે

વેકસીનેશન

જે ગામમાં દરેક વર્ષે રોગ થતો હોય તે ગામમા બધાં ઢોરને જે વખતમાં રોગ થતો હોય તે વખતના થોડા અઠવાડીઆ અગાઉ વેકસીનેશન કરાવવુ આથી રોગની સામે ખાત્રીપુર્વક રક્ષણ થાય છે.

# ઢોરના કેટલાક રોગો



લેખક—મહાશંકર છગનલાલ જોષી જી બી વી સી.
વેટરીનરી સર્જન, શ્રી ગુજરાત ઢોરનું દવાખાનું,
ઉમરેઠ, જીલ્લે ખેડા

## ઉપોદ્ઘાત.

ઢોરનુ વઇદુ રબારીઓ અને ભરવાડોના હાથમા હતુ તેઓનો રીવાજ ઘણાખરા દરદોમા ડામવાનો હોય છે સરકારે હીંદુસ્તાનમા પાચ પશુ વઇદક શાસ્ત્ર શીખવવાની કોલેજો કહાડી છે.

આ દરેકમા એકાએક ઢોરનુ વઇદુ શીખવનાર પ્રોફેસર રોકવામા આવ્યા છે આ કોલેજોમા શીક્ષણ ઇંગ્રેજી ભાષામા અપાય છે સદરહુ કોલેજો, મુબાઇ લાહોર, કલકત્તા મદ્રાસ અને પટનામા છે આ ઉપરાત સરકારે જનાવરોના રોગની સોધખોળ કરવા સારૂ મુકતેસરમા એક પ્રયોગશાળા સ્થાપી છે

ખેતી આપણુ જીવન છે અને ઢોર ખેતીનુ ઘણુ જ અગત્યનુ સાધન છે ગામડાઓમા ઢોરની વસ્તી અને જરૂરીઆત ઘણીજ છે. માટે ઢોરના વઇદક શાસ્ત્રનો બારીકાઇથી અભ્યાસ કરવાની ખાસ જરૂર છે

ઢોરના વઇદકશાસ્ત્રના પુસ્તકો ઇગ્રેજી ભાષામા ઘણાજ થોડા છે કારણ કે યુરોપ આદી દેશોમા પશુવઇદકશાસ્ત્રના જે જે પુસ્તકો લખાય છે, તેમા ઘોડા ના વઇદકશાસ્ત્રને પ્રાધાન્યપદ આપવામા આવે છે

ઢોરના દવાખાના સરકારે ઘણા ખરા તાલુકાઓમા ખોલ્યા છે, અને દરેક તાલુકામાં એક એક ઢોરનુ દવાખાનુ ખોલવાની સરકારની ખાસ ઉમેદ છે.

ઢોરના માલીકો માટે "હીંદુસ્તાનમા ઢોરના કેટલાક રોગો" એ નામ નુ પુસ્તક ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ સેટ્રલ પબ્લીકેશન બ્રાન્ચ, કલકત્તા તરફથી હાલમા બહાર પડ્યુ છે આ પુસ્તકના લેખક મી૦ જે૦ ડી૦ એડવર્ડસ, ડી૦ એસ૦ સી૦ (લંડન) એમ આર સી વી એસ ડીરેકટર, ઇમ્પીરીયલ ઇન્સ્ટીટ્યુટ ઓફ વેટરીનરી રીસર્ચ મુકતેસર છે

તેઓ સાહેબનો ખેડુત ભાઇઓ તરફથી અત્રે આભાર માનવામાં આવે છે ઉપરોકત પુસ્તકની મદદથી અને સ્વાનુભવથી ઢોરના વઇદાના લેખો આ

પત્રમા લખવામાં આવશે. આ લેખો જ્યા ઢોરના ડાક્તરની મદદ જલદીથી ના મળી શકે તેવી હોય તેવા ભાગના ખેડુત ભાઇઓને ઉપયોગી થશે એવી આશા છે.

'ખેડા વર્તમાન' ના તંત્રી રા૦ રા૦ શેઠ સોમચંદ પાનાચંદ જેઓએ પોતાના પત્રમા આ લેખોની જગ્યા આપી ગુજરાતના મુંગા પ્રાણીઓ અને ખેડુત ભાઇઓ ઉપર ઉપકાર કર્યો છે તેમનો પણ અત્રે આભાર માનવામાં આવે છે કોઇ શ્રીમાન ગ્રહસ્થ મદદ કરશે તો આ લેખો ભેગા કરી પુસ્તક ની રૂપમા છપાવવા વિચાર છે.

## ઢોરની તંદુરસ્તી જાળવવા વિશે.

### (૧) ખોરાક

ઢોરને કામ ના હોય તો પણ શરીર ટકાવવા માટે ખોરાકની જરૂર છે. દુધાળાં અને કામ કરનારા ઢોરને વધારે ખોરાકની જરૂર પડે છે નાના બચ્ચાઓને વધવા માટે પોષ્ણકારક ખોરાક જોઇએ છીએ

ઢોર ઉછેરનારાઓએ ઢોરને બધી રૂતુઓમા પુરતો અને તન્દુરસ્ત ખોરાક આપવો જોઇએ જે જે કામને માટે ઢોર રાખવામા આવ્યા હોય તે તે કામ ને માફક આવે તેવો ખોરાક આપવો જોઇએ. વધારે દુધ અને કામ આપી શકે તેવા ઢોર પાળવા થોડુ દુધ અને થોડુ કામ આપનારા ઢોર પાળવા એ નફાકારક નથી

ઢોરને જોઇતુ ઘાસ, કડબ, ધોતુ વીગેરે ભરી રાખવાં જોઇએ. ખાસરાની સહાયકારી મંડળીઓએ દુકાળ માટે જરૂરનો ખોરાક ભરી રાખવો જોઇએ.

ઢોરોને ખોરાક સાફ કરી આપવો, કારણ કે જો તેમા સોયો, ખીલીઓ વીગેરે લોઢાના પદાર્થો ખાધામાં જાય તો ઢોર ઘણુંજ દુખી થાય છે સોય અગર ખીલી પેટમાં જઇ છાતી અને પેટ વચેના પરદાને ચીરી હૃદયના પડદાને ચીરે છે. તેનો સોજો થઇ ઢોર દુખથી મરણ પામે છે.

### (૨) પાણી

ચોખ્ખુ અને પુરતુ પાણી પાવુ. ઘેર પાણી પાવું પડે તો દીવસમા બે વખત પાવુ, અને ઉનાળામાં વધારે વખત પાવુ દરેક વખતે તેમને શાંતિથી પાણી પીવા દેવુ મેલુ અને ડોળાયલુ પાણી પીવાથી આંતરડામા માટીનો રજ જમો કરે છે, અને અજીરણ થાય છે ગંધાતુ અને ખાસ કરીને નીચાડી જગા નું છાછરૂ ગંધાતુ પાણી પાવું નહી, કારણકે તેથી રોગ થાય છે. ખાવા

પાણીમા કરમીઆની ઇડાલ વૃધ્ધિ પામે છે અને જનાવરોના પીવામા આવે છે, અને તેથી તેઓ દુબળા પડે છે

ગળસુંઢા ( Haemorrhagic Septicaemia ) નામના ભયાનક રોગનાં જંતુ ઓ આવી રીતે ચોમાસામા શરીરમા પ્રવેશ કરેછે ઝળીઓ રોગ ( Anthrax ) પણ આવી રીતે કેટલીક વખત ફેલાય છે ચરાઓમા જયા અપુ પાણી ભરાઇ રહેતુ હોય ત્યા ડ્રેઇનેજ કરી તેનો નીકાલ કરવો જોઇએ,

# હીંદની ખેતી.

—*******—

## થી ઉર્ષ.

ખેતીના પાક માટે બે જરૂરીઆત છે જમીનની અંદર પોષણ આપે તેવા દ્રવ્ય તથા ભીનાશ આ બન્નેને લઇને ખેતીનો આધાર જમીનની જાત ભાત તથા હવા પાણી અને રૂતુ ઉપર રહે છે મનુસ્ય સ્વભાવ અને તેની ચાલ ચલકત રૂઢી મુજબ તેમજ ભુગોળની દ્રષ્ટીએ આવેલ જમીન સ્થળ ઉપર પણ કંઇક આધાર રહે છે જેમકે ઉતર ધ્રુમા શેરડીનો પાક કોઇ પણ લઇ શકે એમ નથી અમુક જાતના હવાપાણી તેમજ રૂતુ તથા કુદરતી સંજોગો અમુક પાક થવા માટે પ્રતિકુળતા કે અનુકુળતા આપે છે મનુષ્યે તો ફકત લાભ લેતાજ શીખવાનુ છે અને તે લાભ લેવા માટે કુદરત વીરૂધ્ધ જાય નહિ તેવી કૃતિ કરતા રહેવાનુ છે

હીંદી રૂતુ લગભગ એક સરખીજ છે એમ કહેવામા બાધ નથી. કેમકે રૂતુમા બહુ તફાવત એકદર જણાતો નથી તાપ ટાઢ અને વર્ષા રૂતુ લગભગ સરખા પ્રમાણમાં પ્રત્યેક સ્થળે જોવામા આવે છે આને લઇને મુખ્ય બે ભાગ ખરીફ અને રવી પાકના પડી ગયા છે જુનથી અકટોમ્બર સુધી વરસાદ રહે છે શિયાળામા ડીસેમ્બર જાન્યુઆરીમાં કેટલાક ભાગોમા વરસાદ આવે છે અને પણ ઘણી જગ્યાએ તો ટાઢજ અનુભવાય છે હાલમા વરસાદ સમધારણ આવે છે, ખરાબ નથી તેમ સારો પણ કહેવાય નહી જયારે સખ્ત તાપનો સમય હોય ત્યારે વરસાદને લઇને કઇક તાપ ઓછો જણાય છે આ તાપ વરસાદ ન હોય ત્યાં વ્યાકુળ વ્યાકુળ કરી નાખે છે 'જે કવખતે, માવઠા પડે છે-તે' એનેની ગરમ ફુવાને લઇને ખેતીના કામમાં જરૂીકે ઉપયોગમાં આવી શકતા

નથી કેમકે તે ભીનાશ તરતજ સુકાઇ જાય છે વિલાયતને મોરણે અત્રે વરસાદ પડે તો હીંદમા પાક લેવો અતિશય મુસ્કેલ છે

હીંદની જમીનના વર્ણન માટે મુખ્ય બે ભાગ પાડી શકાય એમ છે સિંદુ અને ગગા નદી વચ્ચેનો પ્રદેશ અને મધ્ય તથા દક્ષિણ હિંદ. આ બન્ને ભાગની જમીનમા અતિશય તફાવત છે પહેલામા પજાબ, સિધ, સયુક્તપ્રાત બગાળા બિહાર અને ઓરીસાનો સમાવેશ થાય છે આ પ્રદેશ બધો નદીઓના પ્રવાહથી ઘસડાઇ આવેલ રેતી, કાદવ ઇત્યાદિ ચીજોથી બનેલી નવી જમીન (ઘણુ) નો છે અને તે પણ બહુજ ઊડાવવાળો છે જમીનનો ઉપરનો ભાગ જે છે તેના પ્રકારમા ફેર થોડે થોડે અતરે જોવામા આવે છે અને તે રેતાળથી માટી જેવી જમીન હોય છે વિષેસ ભાગમા હલકી ભગરી મટોડી જોવામા આવે છે અને તે જમીનમાં હવા પણ ઠીક આવ જાવ કરી સકે એવી સોકુપ વાત અથવા છીદ્રમય છે આવી જમીન ફળદ્રુપ હોય છે અને તેમા મસાગત કરવાને પણ અતિશય મહેનત પડતી નથી જમીનની ગરમાઇમા પણ બહુ ફેરફાર થતો નથી કેમકે એક જાતનીજ જમીન ઉપર તેમજ નીચે સારા ઉડાણમા છે બીજા ભાગમા ડુંગરો અને ખીણો આવેલ છે ઉચ પ્રદેશમાં પથ્થર જમીન ઉપરજ હોય છે અને તાપ અતિશય હોય આને અગે ખેતી ન જેવીજ હોય છે ખીણોમાં જમીન ભીનાશવાળી ઠડી અને ઉંડાણ વાળી હોવાથી ખેતી સારી થઇ શકે એમ છે. આ બન્ને ભાગની જમીનમા મુખ્ય ફેર જમીનના અણુઓ આઘા આઘા કે પાસે પસે જે છે તેનો છે ઉત્તર ભાગની જમીનના અણુઓ છુટા હોય છે અને તેને લઇને ખેડાણ સહેલાઈથી થઇ શકે એમ છે તેમજ આવી જમીનમા ભીનાશ પણ ઉપરના ભાગમાં સારા પ્રમાણમાં રહે છે પણ દક્ષિણ ભાગની જમીનના અણુઓ તદન પાસે હોય છે એટલે જમીન ચીકાસવાળી ભીનાશને અગે હોય છે અને તેને અગે ખેડ વિગેરેમા મહેનત પડે છે અને ભીનાશને અભાવે આ જમીન છુટી થઇ ખરી પડે છે આવી જમીનમાં ભીનાશ પણ ઉડાણમાં રહે છે.

હીંદના ખેડુઓ ઘણે ભાગે જુજ જમીનના માલીક હોય છે અને તેને અગે ટુકડાઓ જમીનના ઘણા જુદા જુદા હસ્તે હોય છે ઘણાલોકો ટુકડાઓ એકથી આઠ એકર સુધીના ખેડી તેમાથી જીવન ચલાવે છે મ્હોટા પ્રમાણમાં જમીનની માલીકી ભોગવતાં અને ખેતી કરતા લોકો જુજ છે -અને જે છે તે જુટ કે ચા વિગેરે પાકો લેવાય છે તે તરફજ છે તેથી ખેડુત નજેવી મુડીથી ખેતીનુ કામ કરે છે પોતાના ખેતરની વાર

સારા ઓજાર કે ઘર વિગેરે કરવા સબંધી શક્તિ નહોતા વિચારજ કરતો નથી. પઇસા ધીરનારના વ્યાજની રકમ અને દુષ્કાળ ખેડુતને પઈસાનો સગ્રહ કરવા દેતાજ નથી તેમજ ખેડુતવર્ગના ખર્ચમા પર્ધતિ પ્રમણે સારે નં તે પ્રસગે ધોરણ મુંજબ ખર્ચ કરેછે તેમા પણ રકમનો વ્યય થઇ જાય છે સહાયક તત્વની મંડલીઓ વિગેરેના ઉપયોગથી રાહાત મળશે એમ માન વામા હરકત નથી પણ તેની જોડે ખેડુત્માની સ્થિતિ રીવાજ વિગેરેમા પણ ફેરફારની જરૂર છે અને તે સબધી સત્તાધારીઓએ પણ બનતી મદદ કર વાની રહે છે

ખેતી કરવા માટે મુખ્ય આધાર ઢોર ઉપર છે આ ચોપા વજનમા હલ કાં, ચચળ અને ઓછા સહા શક્તિવાળા હોય છે ખેડ કરવામા આવે છે અને તે હરવખત અનેક વાર કરવામા આવે છે પણ જોઇએ તેવી ખેડ સર્વ જગાઓમા થાય છે એમ કહી શકાય એમ નથી આ હકીકતથી કૃષીકાય અજ્ઞાન નથી પણ તેઓની પાસે તે સબધીની હરકતો દુર કરવા શક્તિ નથી હીંદી ખેડુત પોતાંના કામકાજ માટે જે જ્ઞાનની જરૂર હોય છે તે હમેશા સંપુર્ણ રીતે તેણે મેળવી લીધેલુજ હોય છે ફાયદા ગેરલાભ તે સમજી શકે છે ફકત તેની પાસે ઇલાજ કે ઊપાય શક્તિ ન્હોર હોય ત્યારે નીરૂપાયે એમજ ચલાવી લે છે અનેકાનેક ઉપાયો લેવા તત્પરતા છતાં નાસીપાસી થતા એમજ એની જીદગી પુરી કરે છે

હીંદી હળ અને બીજા ઓજારો લાકડાના હોય છે અને જે ભાગ જમી નમા પેસે છે તે ભાગમાં લોખડ વપરાએલ હોય છે આખા હીદમા આ ઓજારો લગભગ સરખા દેખાવનાંજ લાગે છે અને અહી તહી જુજ ફેર જરૂરીઆત પ્રમાણે રાખેલો જણાય છે લોખડી હળ વિગેરે વપરાંશમા અહી તહી લેવાના આવે છે કળબડીને બદલે સપાટ કરે તેવો પોરીઆ ( લેવલીંગ બીમ ) પણ વપરાશમા ઊત્તર ભાગમા જોવામાં આવે છે કેટલીક જગાએ દક્ષિણ ભાગમા કોદાળીના આકારવાળા બળદ કે ગાયુસથી કામ કરાવી શકાય તેવા હલના ઓજાર વપરાશમા છે મુંબઇ અને મદ્રાસ ઇલાકાઓમાં વાવણી આ વપરાય છે કેટલેક જગાએ બી એમજ છુટે હથે જમીન ઉપર નખાય છે ને કરબડી ફેરવાય છે અને કેટલીક જગાએ હળ બી વિગેરે નાખ્યા પછી ફેરવાય છે હાથના ઓજારોમાં કોદાળી, ખુરપી, પાવડો વિગેરે છે વાવણીને કાપણીના કે ધાન છુટા કરવાના ઓજારો ખાસ નથી બળદ વિગેરે ચોપાના પગથી કચરી ધન જુદુ કરવામાં આવે છે

श्री गुजरात

# खेतिवाडी अने हुन्नर उद्योग त्रिमासिक

૭૮૨૩

# The Gujarat Agricultural & Industrial Quarterly.

વર્ષ ૧૫ મું.] જાન્યુઆરી ૧૯૨૯ [ અંક ૪ થો.

પબ્લીશીંગ કમિટી

—(✕)—

૧ સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ દેશાઇ, ભરૂચ

૨ મી૦ ખંડુભાઇ ગી. નાયક

ડીવીઝનલ સુપ્રિન્ટેન્ડન્ટ એગ્રીકલ્ચરલ નોર્ધર્ન ડીવીઝન-અમદાવાદ

૩ મી૦ હરીરાય ઉમીયાશંકર વોરા

ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ ઓવરશીયર-ભરૂચ

૪ મી૦ કાલીદાસ દામોદરદાસ ખાધીઆ ,,

૫ મી૦ ઇશ્વરલાલ નરસીલાલ દેશાઇ ,,

૬ મી૦ ગણપતરામ દુર્ગારામ દેશાઇ ,,

નિયમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત

અન્ય ગૃહસ્થો માટે વાર્ષિક રૂ. ૧-૦-૦ પોસ્ટેજ રૂ. ૦-૨-૦

(૨) વાર ઍસીલીનસીસ ી જાતમા ન્હાના પાદડા થાય છે. આ જાત આફ્રીકામા પહેલા વાવી હતી અને પછી યુરોપમા આવી અને તેની તપકાર બનાવે છે.

(૩) વાર હાવાનેનસીસ આ તમાકુ ખાસ મેક્સીકોની ઉપજ છે, અને ક્યુબામા વાવવામા આવે છે, અને તેમાથી મશ્હુર હાવાના તમાકુ બને છે આ ઉપરાંત જાવા તથા સુમાત્રાના પાંદડા પણ આ જાતના છે.

## તમાકુની ખેતી

તમાકુ ગરમ ભેજવાળી હવામાં ઉગે છે, અને ઉતમ જમીન ખાડી કેતાળ કહેવાય છે તમાકુના છોડ થાય છે જે ૬ ફુટથી ઉંચા થતા નથી પાદડા મોટાં અને ફુલોની સુગધ રાતમા ઘણીજ ઉદામ પ્રસરે છે દેશ દેશની વાવણીની રીત જુદી જુદી હોય છે છતા નીચેની મુખ્ય રીત સર્વ માન્ય મા લુમ પડી છે જમીનને ઉડી ખોદીને છીવટાં ન આવે તે માટે નીકો બનાવી બીયા માટે તઇયાર કરે છે બીયાને રેતી કે રાખ સાથે વાવવા પહેલા સેળવે છે ૧૫ દીવસમા ફુપણો ફુટે છે તે દીવસ પછી દરરોજ પાણી પાવામાં આવે છે અને ૬ થી ૭ ઇંચના છોડો થાય છે ત્યાર પછી ખેતરોમા હારબંધ રોપા રવામા આવે છે છોડોને ફુલ થાય તે પહેલા નીચેનાં પાદડા પીળા પડે છે, એને કાઢી નાખે છે કેટલીક વખત તો લગભગ ૮-૧૦ પાદડા બાકી રાખી બીજા બધાં છોડી નાખવામાં આવે છે, અને જ્યાંથી પાદડા તોડયાં હોય તે ઉપર બારીક ધુળ છાટે છે પાદડા પાતળા થાય તે પાકીને તઇયાર થયાં છે એવી સુચના કરે છે, વખતે ઢીલા પાદડામા પીળા રંગની છાટ આવે છે, કેટલીક વખત આખા છોડો કાપવામા આવે છે, તો કેઇ વાર બધા પાદડા કાપી લે છે આ પછી પાદડાને ખાસ તઇયાર કરેલી જગ્યામાં સુકવે છે, જે વખતે ધુળ તથા છીવરા બાઝયા હોય તે ખખેરી નાંખે છે આ તઇયાર કરે લા મકાનમા હવા એક બાજુથી આરપાર આવવી જોઇએ, પરતુ તડકો સુદલ આવે નહી, કેમકે તડકાથી પાદડા બગડી જાય છે સીધા આકાશમા પાંદડા સુકવે છે, તે માટે આડા અવળા દોરીયા સુકવામા આવે છે સુકામણુનો આધાર હવા ઉપર આધાર રાખે છે જલદીથી પાદડાં સુકાય તો પીળો રંગ થાય છે, અને ધીમે ધીમે સુકાય તો ભાખો થાય છે જ્યારે પાંદડા સુકાઇ જાય પછી તેમને તોળીને ઢગલા કરે છે એક વાસની આસપાસ આ ઢગલો થાય છે તેમા થર્મોમીટર રાખેલુ હોય છે જેથી પાણી સુદલ નથી એ જણાઇ આવે છે.

## તમાકુની બનાવટ

તમાકુના પાંદડાના વીભાગ કરવામાં ખાસ મહેનત અને બુધ્ધી તથા અનુભવની જરૂર રહે છે કારણ કે કયા પાંદડા સીગાર માટે, કયા હોક્કી માટે અને કયા ગામઠી માટે ઉપયોગી થશે તે રૂપ અને ગંધથી પારખવામા આવે છે. સીગાર બનાવવામા લંબાઇમા પાંદડા પેક કરે છે અને તેની ઉપર પણ એકલાં પાંદડાનુ પડ વીંટાળે છે હીંદમા સીગાર માટે ૧૮૮૧ સુધી તો જાવા તથા સુમાત્રાથી વીંટાળવાના પડના પાંદડા આયાત થતા હતા આજ સુધી હીંદમા બનેલી તમાકુનીજ હીંદમા સીગાર બનતી હતી પરંતુ આ પાંદડાની મીઠી સુવાસથી પીનારાને કંટાળો ઉપજતો તેથી તેમા ભેળવણી કરી હવે વાપરવામા આવે છે દક્ષીણ હીંદમા આ શોધથી મોટી ખીલવણી થઇ છે અને સીગાર બનાવવાના કારખાના ધમધોકાર ચાલે છે યુરોપ અમેરીકામાં સીગાર, સીગારેટ ના તપકીર યંત્ર વડે બને છે સીગારેટ પાતળા પાંદડાની સીગાર જાડાની અને તપકીર કચરામાંથી ખાંડીને ઘુટીને બનાવે છે

## હીંદી તમાકુની ખીલવણી

આફ્રીકાથી પોર્ટુગીઝો એ હીંદમા તમાકુ આણી તે પહેલા તમાકુ હીંદમાં ઉગતી નહી ઇલીઅટે હીંદનો ઇતીહાસ લખ્યો છે તે જણાવે છે કે ૧૬૦૫માં આસાદબેગે તમાકુ બીજાપુરમા આણી, એટલે તે સીવાય બીજે કોઇ સ્થળે તમાકુની હયાતી જાણવામાં આવી નથી; અસાદબેગે જવાહીરને સોનામા મઢીને હોકલી બનાવી, તેમાં તમાકુ નાખી અકબર બાદશાહને ભેટ ધરી. બાદશાહે દમને પીધી અને જ્યારે તેના રાજકીય હકીમે મનાઇ કરી ત્યારેજ હોકલી પીતા પીતા છોડી શહેનશાહ જેહાંગીરે તમાકુ પીવાની ટેવની બંધી કરી હતી પરંતુ તમાકુની બદી જલદીથી લોકપ્રીય થઇ ૧૬૧૦માં સીલોનમા તમાકુના વાવેતર થયાં, અને ૧૬૪૮મા ગુજરાતમાં ખેતી શરૂ થઇ, તે પછી ૧૬૫૫મા ગોવળકોંડામાં ૧૬૭૨માં મહાન મુસાફર ટાવરનીઅર પોતાના વરણનમા જણાવે છે કે બરહાનપુરમા તમાકુ મોટા પ્રમાણમા ઉગતી હતી, અને પછીના વરસોમા તે તરફ બેદરકાર રહેવાથી અરધો પાક સુકાઇ જતો હાલમા તમાકુનો શોખ હીંદની દરેક પ્રજામાં છે માત્ર શીખો પારસીઓ અને કેટલીક ઉંચી બ્રહ્મણની જાત પીતી નથી

તમાકુની ખેતી બંગાળા, આસામ, સંયુક્ત પ્રાંત, મધ્ય પ્રાંત, રજપુતાના, પંજાબ, કાશ્મીર, મુંબઇ અને મદ્રાસ ઇલાકામા થાય છે. ખેતીની રીતોમા

કેટલીક બાબત ફેર પડે છે અને ખાસ તફાવત ફેરવણી તથા પકવણીમા આવે છે સૂકુ પાંદડુ ખાવાના કામમા આવે છે, અથવા હોકામા પીએ છે

ફીલીપાઈન તથા બ્રહ્મદેશમા, સીગાર બનાવે છે અને તે પ્રદેશમાજ ઉતમ ખેતી તથા પાકવા બને છે બંગાળામા ઉતમ છોડવા છે પરંતુ બંગાળી એ બેદરકાર હોવાથી, બ્રહ્મદેશના વેપારીઓને વેચે છે જેઓ પાંદડાને સુધારીને ચીરૂટ બનાવે છે

હીંદમાથી તમાકુનો નીકાસ, સીગાર તથા છુટી એમ આ કારણો મોટાં પ્રમાણમા થાય છે છુટી તમાકુની ખરીદી બ્રહ્મદેશમાં મોટી થાય છે, પરંતુ લડાઇ પછી હોલેન્ડ, જરમની, ગ્રેટબ્રીટનમા ઘણી ચડે છે જેથી હીંદુ તમાકુને બીજી જાતો સાથે મેળવીને સીગાર બનાવવાના કામમા તેઓ લે છે હીંદી સીગાર યુરોપ જતી નથી કેમકે નાણાની સબળ મદદ નથી જો પુરેપુરા પ્રમાણમા હીંદી સીગારને જાહેરાત મળે નાણાનો ટેકો હોય તો હીંદી માલ દેશના માલ કરતા ઘણો ચઢીયાતો ઉતમ હોય છે તેથી યુરોપના બજારોમા બીજી બનાવટો સાથે સબળ હરીફાઇ કરી શકે

હીંદી મુડીવાળાનુ લક્ષ આ ક્ષેત્રમા દોરાય તો આ સાહસ નફો આપે તેવો છે અને ચાલુ જમાનામા જ્યારે સીગારની બદી.વધી પડી છે ત્યારે હીંદી ઉદ્યોગની ખીલવણી ઝડપથી થશે એવી આશા રાખી શકાય

---

## મહુડાની ખેતી કેમ થઇ શકે?

—*******—

### ખીલવણી તથા ઉપયોગનુ અવલોકન

(લેખક — ડી એમ મહેતા.)

મહુડાને લેટીનમાં બસીઆલાટીફોલીઆ કહે છે અને તેના ઝાડની હીંદમાં દરેક જણને ખબર હોય છે કેમકે તેની ગંધથી મહુડા તુરતજ ઓળખાય આવે છે હીંદની જેવા બીજા દેશો જેવા કે ચીન પરશીઆ અને મધ્ય એશીયાના

પ્રદેશોમાં પાકે છે કે કેમ તેને પુરાવો હજી મળ્યો નથી જો ચીનમાં મહુડા પાકતા હોય તો તેઓ અફીણના વ્યસની બનત કે નહી પંજાબમાં પ્રથમ ઉતરી આવેલા આર્ય લોકોને પણ મહુડાના ગુણ કે અવગુણની ખબર નહોતી કેમકે આ ફળોની જરાપણ નુકતેચીની સંસ્કૃત પુરાણા ગ્રંથોમાં મળતી નથી સોમ અમૃતમય સોમના વખાણ દરેક ગ્રંથમાં અત્યુક્તી ભરેલા કર્યા છે આ સોમની પ્રશંસા જેટલી સંસ્કૃતમાં છે તેટલી બીજા દેશોના ગ્રંથોમાં નથી ઓરારબ્યાએ જેવી બાનીઓ અને હીકાયતો લખી છે તેવીજ સોમ ઉપર આરય ઋષી મુનીઓએ લખી છે હીંદના મુળ વતનીઓ મહુડાના ફળ તથા ઉપયોગથી જાણીતા હશે પરંતુ તેઓ મલેચ્છ અને રાક્ષસો હોઇને આર્યો તેના તરફ ઘૃણાથીજ જોતા અને તેઓની વસ્તુઓ ઝેરી હોય એમ માનતા હતા હીંદના મુળ વતનીઓ મહુડાનો રસ તથા ફુલો ખાવામાં અને ઢોરો માટે અગણીતકાળથી વાપરતા એ ચોક્કસ છે અને પુરવાર થયેલ છે. જોકે મહુડાનો દારૂ બનાવતા એ બાબત હજી ચોક્કસ મળી શકતી નથી પરંતુ ખાધ ખોરાકી માટે વપરાતા હતા જ્યારે ઇસ્ટ ઇંડીયા કંપનીએ ધ્યાન નાખ્યું ત્યારે મહુડા આખા હીંદમાં વપરાતા હતા જો કે મોગલ શહેનશાહો તો શીરાજનો દારૂજ પીતા

દક્ષીણના જંગલોમાં મહુડાના ઝાડ મોટા પ્રમાણમાં ઉગે છે, મહુડાના ઝાડનો રંગ ઇંગ્લીશ ઓક ઝાડ જેવો હોય છે અને તેના થડ તથા શાખાના કાળા રંગથી તુરતજ ઓળખી શકાય છે, અને તેના પાંદડા તથા શાખાઓમાંના લીલા ઝાંખા રંગથી મહુડા દુરથી જાણી શકાય છે જમીનથી માત્ર ૫૦ ફુટ ઉંચુ ઝાડ થાય છે અને થડ બહુ તો ૧૫ ફુટ ઘેરાવામાં હોય છે ઉનાળામાં સખત તડકો પડતો હોય ત્યારે તેના છાયામાં મનુષ્યો તથા પશુઓ આરામ લે છે શીયાળા પહેલા પાંદડા, ડાળખા ખરી પડે છે અને શીયાળામાં નવાં પાંદડાં, ડાળખીઓ ઉગે છે પછી કળીઓ બાઝે છે ઉનાળામાં મહુડાના વનનું ચીત્ર ખરેખર અદભુત હોય છે અને તેના પાંદડાની કુમળાશ અને લીલાપણા માટે એ ઝાડ નીચે બેસવાનું મન થાય છે પીળામાંથી લીલાં અને પછી ઝાંખાં લીલા પાંદડા બને છે આફ્રીકા અમેરીકા, એસ્ટ્રેલીઆમાં આ ઝાડ ઉગાડી શકાય કે કેમ તે માટે અખતરા કરવામાં આવ્યા છે હીંદ ઉપર કુદરતે બક્ષીસ દાખલ મહુડા આપેલા હોય એમ લાગે છે બીજુ કુદરતી બક્ષીસનું ફળ અને ઝાડ નાળીએર છે, નાળીએરની નીશાની ભરી લાગણીની છે લાગણીની નજરે જાણી લેવું પડે પરંતુ બીજી બાજી રીતે મહુડાનો નંબર ઉંચો આવે કેમકે નાળીએર

આંથી દારૂ બને છે નાળીયેરનુ ઝાડ ઉપયોગી તેમ મહુડાનુ વધારે, મેહુડાનો લાકડાનો ઉપયોગ સરખો, ઉપરાંત મહુડા ખોરાક માટે વપરાય છે

દુકાળમા અનાજ કે બીજો ખોરાક ન મળે ત્યારે ગરીબોનો નીરાધારનો આધાર એ ઝાડ મહુડા થાય છે ફેબરૂઆરીની શરૂઆતમાં મહુડા ઉપર ફુલ પ્રકટે છે, અને પાદડા માર્ચ એપ્રીલમા આવે છે ફુલ નીકળી મોટુ થાય છે કે ફુલની પાંદડીઓ ખરી પડે છે આ ઋતુમાં શહેરની અને ગામડાની ગોરીઓ કુમારીકાઓ, સુન્દરી, છોકરીઓ લઈ વનમા ફુલ વીણે છે. ફુલની જુદી જુદી વાનીઓ બનાવીને ગામડીઆઓ ખાય છે ઢોરો ખાસ મહુડાના ફુલોના શોખીન હોય છે હરણો ખાસ ફુલો ખાય છે અને મહુડાં ખાવેથી ગાય વધારે દુધ આપે છે

મહુડાના ફળો ફુલની કળી પાક્યા પછી ધીમે ધીમે આવે છે. મહુડાના ફળો ઓલીવને મળતા આવે છે પરન્તુ કદમા મોટા અને નાની નાની ડાખળીઓ ઉપર પણ બાઝેલા હોય છે ફળો પાકે ત્યારે જમીન ઉપર આપોઆપ પડે છે મહુડાના બીયામાંથી પીલીને તેલ બનાવે છે મહુડામાથી જે ઘી જેવું બને છે તેનો સ્વાદ ખરાબ હોતો નથી. અને તલ બદામી, સરસી જેવુ ગંધમા હોય છે પાદડાનો ઉપયોગ હજી શોધી કાઢયો નથી તો કે શોધ પ્રમાણે ગા ચામડા કેળવવામા વપરાય છે જર્મનો લડાઈ પહેલા મહુડાના તેલની નીકાશ કરતા અને ત્યાથી તેનુ ઘી બનાવી ભેળ કરી અત્રે પાછુ મોકલતા કે જેથી ઘીના વેપારીઓ ઘીમા દગા તરીકે તેનો ઉપયોગ કરતા હતા ચરબી કરતા આ ઘી ઉતમ પ્રકારનુ માલુમ પડયુ છે મહુડા સીવાય બીજા ફળો માંથી આવુ ઘી ઉત્પન્ન થતુ નથી આ કે સાગના લાકડા જેવુ મહુડાનુ ઝાડ ઉત્તમ નથી પરંતુ ઝાડ તરીકે તો તેનો ઉપયોગ જરૂર કીમતી મલુમ લાકડાનો ઉપયોગ પૈડા, આરા, ઢોલ તગપા માટે લેવામા આવે છે ત્યા વજનની જરૂર ન હોય, અને બળની જરૂર પડે ત્યા આ લાકડું વપરાય છે મહુડાનો હીન્દમા વીશેષ ખપ દારૂ બનાવવામા લેવામા આવે છે દારૂના પીઠા માં હીન્દમા ૭૫ ટકા મહુડામાથી દારૂ બને છે સરકાર પીઠાના લીલામ કરી તે મોટી કમાણી કરે છે અને કેટલાક દારૂની ચોરી છુપીથી ભઠ્ઠીઓ રાખે છે, એટલે તેઓ શહેર, રેલ્વેથી દુર જંગલ, ગામડા નજીક રાખે છે મહુડાનો દારૂ પઇસાદાર, ઉંચ દરજ્જાના હીંદીઓ અને મુસલમાન બાદ કરતા લગભગ બધા હીંદીઓ પીએ છે, મહુડાના દારૂની બાટલી ૧ આને, ૨ આને વેચાતી

વીજ્ઞાનીકો નવી નવી શોધ નવાં બળતણ માટે કરે છે તો હીદમાં આ મહુડા માંથી કેમ બળતણરૂપી તેલ ન બનાવી શકાય? કોલસાને બદલે તેલનો ઉપયોગ યંત્રના જમાનામા અદભુત રીતે અમુલ્ય મનાયો છે તો હીંદમા મોટર માટે આ પદાર્થમાંથી તેલ કેમ ન બનાવાય?

દરેક મહુડાના ઝાડમાથી ૫ થી ૮ મણ મહુડા ઉતરે છે અને તેના ભાવ બજારની ઉ ફેર પ્રમાણે વધે છે કે ઘટે છે ઉપરાત ડુળે પણ ૬ થી ૮ મણ ઉતરે છે અને ૪ મણ બીયા થાય છે તેમાથી તેલ નીકળે છે તેલ યંત્રો વડે કાઢે તો ૨૫ ટકા નીકળે.

વેપારની દ્રષ્ટીએ, ઉદ્યોગ ની નજરે આવા ઉમદા અને અમુલ્ય ઝાડને હીંદીઓ સુધારતા નથી. ખીલવતા નથી એ કેટલુ દુર્ભાગ્ય ગણાય!

## કર્જદાર ખેડુત ને સહકાર

(લેખકઃ રા. વૈકુંઠ લલ્લુભાઇ મ્હેતા)

આપણાં ગામડાઓની જુની આર્થિક વ્યવસ્થા એવી હતી કે દરેક ગામ સ્વાવલંબી રહી શકતુ આખા ગામની વસ્તીની જરૂરિયાતો એક ગામમા ઉત્પન્ન થઇ શકતી એમાં કોઇક પાસે માલ મિલ્કતનો વધારો તો કોઇ પાસે તંગી એમ જરા ભિન્ન અવસ્થાઓ હતી પરંતુ સામાન્ય રીતે ગામનુ આર્થિક ધોરણ એકસરખુ ને એકધારૂં જ રહેતુ. વ્હોરતુ દેવુ કરવાનો આશ્રય ઘણુ ખરૂ કોઇકજ વ્હોરતો પડતો પણ આ યંત્રના જમાના સાથે ઉત્પત્તિને ને વ્હેંચણીની નવી ભાવનાઓ આવી અને એમાં એવી વ્યવસ્થા થઇ કે કંઇ પણ ઉત્પન્ન કરવુ તે પોતાના ઉપયોગ માટે નહિ પણ વેચીને નફો પેદા કરવા આ વાતે ખેડુતની આર્થિક સ્થિતિને ખળભળાવી નાખી. ત્હેને દેવુ કરીને પણ પોતાનો ધંધો ચલાવવાની ફરજ પડી પ્રસંગવશાત પોતાના કુટુંબ માટે ખોરાક ને ઢોર માટે ચારો એ જરૂરીયાતની ચીજો પણ ત્હેને વ્હોરથી ખરીદવી પડે એવી સ્થિતિ આવી ગઇ સ્વાવલંબી ગામ પછી પોતાનાં વસ્ત્રો ને ખોરાક જેવી જીવનની જરૂરિયાતો માટે પણ પરાવલંબી થયું. વરનાથ્યુ ઉદ્યોગો ધીરે ધીરે

ઘસાવા લાગ્યા, જેને પરિણામે મુડીરૂપે નાણું બ્હાર જવા લાગ્યા બ્હારનો ઔદ્યોગિક માલ ને કાપડ મંગાવવાથી તે લાવવાનો ખર્ચ તેમજ વેપારી ને દલાલોના નફા વગેરે ખેડુત ઉપર ખર્ચનો બોજો વધારવા લાગ્યું. ગામ આર્થિક સ્થિતિ બગડી. એમાં વળી આ સૈકાના આરંભથી દુકાળો આવ્યા એટલે તો ખેડુતની અવદશાજ બેઠી. આપણા પ્રાન્તની પરિસ્થિતિ જોતાં આવું જણાયું છે કે સામાન્ય રીતે ખેડુતની આવક ત્હેના ખર્ચને પ્હોંચી વળે એવી નથી રહી. અને એમ હોવાથી ત્હેને ખેતીના કામ માટે કર્જ કરવાની જરૂર પડે છે એક પછી એક કર્જ વધતાજ જાય એવી ત્હેની સ્થિતિ બની જાય છે.

તો ખેડુતની એ કર્જદાર પરિસ્થિતિને અટકાવવા માટે ગામની જરૂરી બાતોની ધીરધાર કરે ત્હેવા મંડળો સ્થાપવા જુના ઘર ગથ્થુ ઉદ્યોગોનો પુનરુદ્ધાર કરવો, જમીનમા સુધારો કરવો, ખેતીવાડીને લગતી આધુનિક પદ્ધતિઓ દાખલ કરવી, પ્રાથમીક શીક્ષણનો વધારે સારો ને વીશાળતર પ્રચાર કરવો સામાજીક સડાને દુર કરવો તથા ખેડુતની કંઇ બચત કે પદારો રહે તેની સુવ્યવસ્થા માટે પ્રબંધ કરવો, વગેરે જરૂરી ને અગત્યના કાર્યો હાથમા લેવા જોઇએ

આપણા પ્રાંતમા ખેતીનુ વીશેષત. પ્રાધાન્ય છે અને તેથી ગામડાઓમાં નાણા સબંધી સહાય આપવાનુ કાર્ય, સહકારી મંડળીઓદ્વારાજ થઇ શકે એમ છે આ સત્ય આ સદીની શરૂઆતમા સરકાર તેમજ આપણા કેટલાક આગેવાનોને સમજાયુ હતુ અને હવે અનુભવે તો એ સત્યને સાબિત કરી બતાવ્યુ છે. ખેડુતને માટે ધીરધારની આવી ખાસ સંસ્થા તરફ આજ કાલ બહુ ધ્યાન અપાય છે તેનુ મુખ્ય કારણ એ છે કે આજ સુધી ધીરધારનુ કાર્ય મ્હોટી જોઇન્ટ સ્ટોક કંપનીઓ મારફત મુડીવાદી પધ્ધતી ઉપરજ ચાલતુ આવ્યુ છે અને એમા મ્હોટા વેપારને ઉદ્યોગોને મ્હોટા પાયા ઉપર સહાય મળે ને તેની પ્રગતી થાય તેવીજ અનુકુળતાઓ મળી શકે એમ છે એમા ગરીબ ખેડુતને વીસારીજ દેવામા આવ્યો છે જે કોઇ પણ દેશમા મુડીવાદી પધ્ધતીએ ધીરધારનુ કાર્ય, ચાલ્યુ છે ત્યા આ પ્રાથમીક ઉદ્યોગના વીકાસ માટે કશોજ પ્રબધ થઇ શક્યો નથી અન્તે સહકારી ચળવળનો જન્મ થયો ત્યારેજ ખેડુતને રાહત મળી છે. એટલુ ખરૂ કે ખેતીનો ઉદ્યોગ છુટી છુટી વ્યક્તિઓ ઉપરજ અવલંબીને ચાલે છે; અને મુડીવાદી બેન્કિંગમા એવી કશી વ્યવસ્થા નથી કે જેથી ખેડુતને ત્હેની જમીન, મકાન કે ત્હેના પાક ઉપર

નાણા ધીરી શકાય ખેડુતની સ્થિતીજ નિરાળી છે અને એ નિરાળી પરિસ્થિતિ ધ્યાનમા લઇને ત્હેને અનુકુળ ધીરધારની વ્યવસ્થા જ્યાસુધી ન થાય ત્યાસુધી એનીના ઉદ્યોગનો હ્રાસજ થવાનો પણ એનો ઉદ્ધાર સહકારી ચળવળ કરી શકે તેમ છે એમને માટે ગ્રામ્ય સમાજને અનુકુળ ધીરધારની સસ્થાઓ ઉભી કરવામા એ સહાયરૂપ થશે એમા ગામની વસ્તી પરસ્પર વિશ્વાસથી જામીનગીરી આપી કરકસર, સ્વાશ્રય ને પરસ્પર સહાયની વૃતિઓ કેળવી શકે જોકે લોકોમા ધીરધારની આવશ્યકતાનો સદુપયોગ સ્હમજાવવા ત્હેવા શિક્ષણનો પ્રચાર કરવો પડશે ;કારણકે સહકારી ચળવળનુ પ્રાથમિક કાર્ય તે સહેલીને સસ્તી નહિ પણ વ્યવસ્થિત ને અકુશવાળી ધીરધાર કરવી એ છે અને એવી ધીરધાર પધ્ધતિની ઉપયોગીતાની સફળતાનો આધાર જેટલો ધીરનાર ઉપર છે તેટલોજ કરજદાર ઉપર પણ છે આપણો ખેડુત હજી આવી ધીરધારની અગત્ય ને સદુપયોગ બહુ ઓછો સ્હમજ્યો છે પણ શીક્ષણના પ્રચાર સાથે વ્યવસ્થિત ખર્ચ કરવાની મતી કેળવાશે તેમજ ધીરધાર સબધી સાચા ને ઉપયોગી સીધ્ધાતો સહકારી મંડળીના સભાસદોમા પ્રચાર પામશે એટલે એ પ્રશ્ન ઉભો નહી રહે.

એટલુ તો ખરૂજ કે સહકારી ચળવળે ગ્રામ્ય જનતા માટે ઘણુ સારૂ કામ કર્યુ છે જોકે આપણે એમ નિર્ણય નજ બાધી શકીયે કે જે ધ્યેયથી સહકારી મડળીઓ સ્થપાઇ છે તે ધ્યેયને એ પહોચી ગઇ છે પણ ત્હેની પ્રવૃતિઓથી ઘણાં સારા પરિણામો પ્રાપ્ત થયા છે એની તો કોઇથી ના કહેવાય તેમ નથી સહુથી મોટો લાભ એ થયો છે કે ખેડુતમા જીવનમા એક પ્રકારની આશા પ્રગટી છે કે તેમની અવદશાનો અંત આવશે ખરો અને ગ્રામ્ય જીવનમા પુનરૂજ્જીવન આવી શકશે આ સહકારી ચળવળને અગે ધીરધારમા પ્હેલા કરતા વ્યાજના દરમા ઘણો ઘટાડો થયો છે અને ધીરનાર શાહુકાર લોકોના ત્રાસ નાબુદ નહિ તો ઓછા તો થયા છેજ સહકારી મડળીઓના સભાસદોની ફરજીયાત બચતને પરિણામે દેશમા એક સારી મુડી ઉભી થઇ છે ખેતીના માલના વેચાણ વગેરેમા પણ યથેચ્છ જકાત પ્રસગાનુસાર જતી રહી છે, ખરા તોલ માપ નક્કી થયા છે, ખરીદનાર સાથેની તકરારોનુ સતોષપુર્વક સમાધાન શક્ય છે, સારી કીમત ઉપજાવવા માટે માલને શણી સુધરો હોય તો તેની વ્યવસ્થા થવા માડી છે અને ખાસ કરીને રૂ માટે જથાબધ બજારના વેચાણના લાભ મળ્યા છે ને સારી સારી જાત માટે યોગ્ય

કીમતો મળી શકે છે કો-ઓપરેટીવ સપ્લાય એજન્સીઓ યોગ્ય તોલ માપ થી ચોક્ખો માલ જથાબંધ કીમતે વેચવા લેવાની સરળતા કરી આપે છે વધારે અગત્યનુ તો એ છે કે આ ચળવળે ખેડુતોમા જાગ્રતી આણી અને એ લોકો હવે સમજતા થયાં છે કે વેપારીઓને શાહુકારોની જેમ તેમના પે હકકો છે આથી તેમનામા ધીમે ધીમે ધધાદારી વર્તન ને રીત ભાત આવતા જાય છે એકેક દશકા પ્હેલા જ્યા હીસાબનુ અજ્ઞાન હતુ ત્યા હવે હીસાબ ની હકીકતો વહેપારીઓ તેમના ગ્રાહકને આપે છે એના ઉપરથી એ જણાશે

પા.૭ એક વાત રહી ખેડુતની જરૂરીયાતો એવી છે કે તેને લાબી મુદતનું કરજ કરવાની જરૂર રહે છે અને એવી લાબી મુદતની ધીરધાર માટે ઉપર કહેવી સહકારી પ્રવૃતી અશકય છે કારણ કે એવી જાતની ધીરધાર જમીન ગીરો લઇને કરવામા આવે છે, અને એટલુ જવાબદારને મ્હોટુ કાર્ય આજની સહકારી મંડળીઓ કે બેન્કો હાથ ન ધરી શકે એ સમજાય તેવુ છે વળી સહકારી સીધ્ધાંતો ને આ કાર્યના સીધ્ધાંતોમાં કઇંક ભીન્નતાઓ છે એટલે બન્નેનો શભુમેળો કરવો એ કાર્યને વીકટ બનાવવા જેવુ છે લાબી મુદતની ધીરધાર માટે તો અમેરીકાની ફાર્મ લોનની પધ્ધતીને ધોરણે મોર્ટગેજ બેન્ક ઉભી કરવી જોઇએ. સરકારની મદદની આમાં મોટી જરૂર પડશેજ તેણે દરેક પ્રાંતની જે મોર્ટગેજ બેન્ક નીકળે તેના ડીબેન્ચર સ્ટોકના વ્યાજની બાંહેધરીની જામીનગીરી ને જવાબદારી સ્વીકારવી પડે બને તો બેંકની મુડી ઉભી કરવા માટે પણ તેણે પઇસા આપવા જોઇએ. જે ધીરે ધીરે પાછી પાછા ખેંચી લે અને એ સહાય તો ખાસ અગત્યની છે, સોંઘા વ્યાજે પઇસા એકઠા ન થઇ શકે. સરકારે આ કાર્યમા પુરી સહાય આપી આ કાર્યને પ્રોત્સાહન આપવાની જરૂર છે ખેડુતની કેટલીક કર્જદારી એવી છે કે જ્યાસુધી સસ્તી લેન્ડ મોર્ટગેજની ધીરધારનો પ્રચાર ન થાય ત્યાસુધી એ કર્જદારી ઓછી કરવાનો કે જમીનની સુધારણાનો એ બન્ને પ્રશ્નોનો નિકાલ થઇ શકેજ નહિ.



# ભારતવર્ષમાં કૃષિ તરફ દુર્લક્ષ.

(લેખક—રા પુંડરીક)

"કૃષિસ્તુ ચોત્તમા વૃત્તિ"

## શ્રી વ્યાસ.

વર્તમાન ઉન્નત દેશોનો ઇતિહાસ એક સ્વરથી સમર્થન કરી રહ્યો છે કે આ ધરાતલ ઉપર જે જે દેશો ઉન્નતિએ પહોંચ્યા છે અને અત્યાર જે દેશો ઉન્નત છે, તે સર્વની આબાદીનુ પ્રધાન કારણ તેના લોકોની કૃષિઉપાસના છે ભારતવર્ષના પ્રાચીન ઋષિ મહર્ષિઓ પોતાના સમયની વિદ્વતાની પરિસીમાએ પહોંચીને જાતે કૃષિકર્મ કરતા અને કરાવતા હતા તથા તેને આર્ટવિદ્યાના સર્વ સાધનોમા ઉત્તમ માનતા હતા પાશ્ચાત્ય જગતના લોકો ઉચ્ચ કેળવણી સંપાદન કરીને કૃષિવિજ્ઞાનમા વિશારદ બનવામા અને પોતાના દેશની ખેતીવાડીની સુધારણા કરવામા ગૌરવ અને પ્રતિષ્ઠા માને છે, જ્યારે આપણા દેશના શિક્ષિત વર્ગની સ્થિતિ તદન વિપરિત છે આપણા દેશમા સરકારે ખેતીવાડીની કોલેજો સ્થાપન કરી છે. તેમા શિક્ષણ મેળવીને ઉત્તીર્ણ થએલાઓના અધિક પ્રયાગને માટે તથા ખેડુતવર્ગને પોતાના જ્ઞાનનો લાભ આપવાને માટે ખતથી યત્ન કરે તો દેશની ઉન્નતિના કામમા તેઓ એક અમુલ્ય સેવા બજાવી શકે.

આપણે સાધન સંપન્ન હોઇ સ્વપ્નમા પણ ખેડુતોની દારિદ્રપૂર્ણ અવસ્થાનો વિચાર કરતા નથી એ શોચનીય છે ભારતવર્ષના ખેડુતોમા એવો પણ વર્ગ છે કે જે પોતાનુ પેટ ભરવાને પુરતુ અન્ન પણ નહિ મેળવી શકતો હોય. તે વર્ગ અહોરાત્ર સુર્યની અસહ્ય જ્વાળાને સહન કરી ઉચ્ચ કોટિના પોતાના ભાગ્યવાન દેશ બન્ધુઓને માટે ઉચ્ચ પ્રકારના ધાન્ય ઉત્પન્ન કરે છે, પરન્તુ તેનો લેશ પણ ખ્યાલ આપણે નાગરિકોને આવી શકતો નથી.

જે જે પાશ્ચાત્ય દેશોના વતનીઓ વિજળી આદિ નવિન શોધખોળોને લીધે એમ માનતા હતા કે વિદેશોમાથી કાચો માલ ખરીદીને તેઓ પોતાના કારખાના દ્વારા તેને જુદા રૂપમા ફેરવી નાખીને વેચાણ કરી પુષ્કળ ધનવાન બનશે, તથા પોતાના ખપની ખોરાકી વસ્તુઓ પરદેશોમાથી મેળવી પોતાનુ જીવન સુખથી વ્યતીત કરશે પરન્તુ ધીમે ધીમે તેમની આશા ઉડતી ગઇ, અને હવે તેમને સ્પષ્ટ રીતે જ્ઞાન થયુ છે કે પોતાની જરૂરીઆત અનુસાર દેશની કૃષિથી ધાન્યોત્પાદન જો પેદા નહી કરવામા આવે તો તેમને ભુખે મરવાનો પણ પ્રસંગ આવી લાગશે જે મનુષ્યો અનુભવથી પોતાના ભવિષ્યના

પ્રબન્ધ કરવાનુ જાણે છે તે.આ સસારમા સુખી અને સ્વતત્ર રહી શકે છે ત્યારથી પા શ્ચાર્ત્ય જગતમા વસનારા લોકો પરિસ્થિતિથી વાકેફ થયા કે સસારમા એજ દેશ સુખી રહી શકે છે કે જે પોતાના દેશમાજ ખાવાપીવાની અને પહેરવાની વસ્તુઓ ઉત્પન્ન કરી શકે છે ત્યારથી ત્યાના રાજા મહારાજા, જમીનદાર અને બધાય પોતાની બુધ્ધિ તથા ધનનો વ્યય ખેતીવાડીની ઉપજ વધારવાના કામમા ઉદારતાથી કર્યે જાય છે આનુ પરિણામ પણ સારૂ આવ્યુ છે તેમની કૃષિની ઉન્નતિ નીચે આપેલા આકડા ઉપરથી જણાઇ આવશે.

યુરોપના નીચે લખેલા દેશોના વતનીઓ એક એકરમા ૩૨ શેર ઘઉં વાવે છે, અને તેની ઉપજ તેની સામે લખેલા પ્રમાણથી જણાશે.

| દેશ | મણ | દેશ | મણ |
|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૪૨ | બેલ્જીયમ | ૩૦-૩-૫ |
| ડેન્માર્ક | ૨૮-૪-૫ | જર્મની | ૨૬-૨-૫ |
| ફ્રાસ | ૧૬ | | |

હિન્દુસ્તાનમા ઘઉંની ઉપજ એક એકરમાં દસ અગીઆર મણથી અધિક નથી હોતી. મધ્ય પ્રદેશમા ઘઉંની ઉપજ એક એકરમા પાચ ૭ મણની હોય છે પચીસ ત્રીસ વર્ષો પહેલા જ્યારે હિન્દુસ્તાનમા ગોવધ આજના કતલખાના જેટલો થતો નહોતો ત્યારે આજના કરતા ઉપજ બમણી થતી હતી. આટલું છતાય આપણુ ધ્યાન આપણા ભોજ્યાન્નોની ઉપજમાં પ્રધારો કરવા તરફ નથી દોરાતું

જગતના સર્વ દેશો કરતા જાપાનની અંદર ખેતીને માટે બહુજ ઓછી જમીન છે. છતાય ત્યાના લોકો પેટભર અન્ન ઉત્પન્ન કરે છે જે,જે પાશ્ચાત્ય દેશોની ખેતીની ઉપજ નો આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે દેશોના લોકોએ જો કે પોતાના દેશની ખેતીની ઉપજ ઘણી વધારી છે, તથાપિ તે ત્યાની લોકજનતાને માટે યથેષ્ટ નથી થતી તેથી ત્યાના લોકો ખેતીની આવકની વૃધ્ધિ કરવાને માટે અત્યન્ત આતુર રહે છે.

દેશની જમીનની ઉપજ દિનપ્રતિદિન કેમ ઘટે છે તે તરફ આપણા દેશના દરેક વર્ગના માણસોનુ લક્ષ ઓછુ હોય છે આ દુર્લક્ષને લીધે જમીનનુ પરિણામ નજદિકના ભવિષ્યમાં શુ આવશે ? દરેક પળે દરિદ્રતાનું રુદન આપણે સાભળ્યા કરીએ છીએ જે દેશબધુઓને પાશ્ચાત્ય અનુકરણનું અજીર્ણ થયુ છે, અને જેને નેતા બનવાની ધુન લાગી રહી છે તે આ પ્રશ્નને અળગો કરવામા એમ પ્રતિપાદન કરે છે કે બિચારા ખેડુતો નિર્ધન છે, જ્યારે આપણી પાસે રાજ્યસત્તા આવશે, ત્યારે તેમની ઉન્નતિને માટે સઘળા પ્રયત્ન કરીશું આ સ્થિતિ અત્યત શોચનીય છે

આ સક્ષિપ્ત વિવરણથી એ સ્પષ્ટ થાય છે કે આપણા દેશમાં આ સમયે કૃષિ તરફ ઘોર બેદરકારી દર્શાવવામાં આવે છે આપણો તો કૃષિ પ્રધાન દેશ છે, અને તેથી ખેતીવાડીને ઉન્નત બનાવવા તરફ પ્રત્યેક સમજુ મનુષ્યે પ્રયત્નશીલ થવાની ખાસ આવશ્યકતા છે જ્યારે આપણે આપણા દેશની ખેતીવાડીનું સમુન્નત કરીશુ ત્યારેજ તેનો ઉધ્ધાર કરી શકીશુ

# ગામડાંના ખેડુતોની પાયમાલી

(લેખક—શ્રી રામરાય મોહનરાય મુન્સી વકીલ બી. એ એલ. એલ. બી તંત્રી "ખેડુત" સેક્રેટરી—ખેડુત ફેડરેશન)

આપણા ખેડુતો માટે શું કરવુ ? એનો અર્થ મારે મન તો ખેડુતની અજ્ઞાનતા, અભણપણું, ગરીબાઇ અને દેવુ દુર કરવાને શુ કરવુ એ છે બીજી રીતે કહીએ તો સવાલ એ થાય છે કે "તેમને કેવી રીતે ભણેલા પુરતી માહીતી ધરાવનારા, આબાદ અને તંદુરસ્ત બનાવવા ?" હવે તે ઉપરથી બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે.—

(૧) કોણ તેમ કરી શકે ?

(૨) કેવી રીતે તેમ થઇ શકે ?

"કોણ તેમ કરી શકે ? એ પ્રશ્નનો જવાબ શાહી કમીશનની નીમણુંકથી અપાઇ ગયો છે સરકારે ખેડુતો માટે શુ કરવુ જોઇએ તે બાબતમા એ કમીશન સરકારને ભલામણો કરશે એનો અર્થ એ થયો કે ખેડુતના હિતને માટે સરકારે પ્રવૃત થઇને પગલા ભરવા જોઇએ એમ સરકાર પોતે માને છે

"કેવી રીતે તેમ થઇ શકે ?" એ પ્રશ્ન સબધી વિચાર કરવાનું અને તેનો નિવેડો લાવવાનું કામ આપણને સોપાએલુ છે હું જે ગામ સુધારણા સબધી કાયદાની" સુચના કરૂ છુ તેમા આજ પ્રશ્નનો નિવેડો લાવવાનો પ્રયત્ન મે કરેલો છે

ઘણું ખરૂ એવી ટીકા કરવામાં આવે છે કે સરકારી ખાતાં લોકોપકારક કાર્યોમા ઘણી સેવા બજાવી શકે તેમ છે તોપણ લોકો તેનો પુરેપુરો ઉપયોગ કરતા નથી આ વાત ખરી છે પણ તેના કારણો નીચે પ્રમાણે છે

૧ લોકો એટલા બધાં અજ્ઞાન છે કે સરકારી ખાતાનો ઉપયોગ કેવી રીતે કરવો તે તેઓ જાણતા હોતા નથી

૨ લોકોને ઉપયોગી અને મદદગાર થઇ પડવાના વીચારો સારા ધોરણ પ્રમાણે યુરોપ અને અમેરીકાના સરકારી નોકરોમાં જોવામા આવે છે

તેવા આ દેશનાં સરકારી નોકરોમા જોવામા આવતા નથી પરતુ એટલુ ખરૂ જ છે કે લોકોના હીતને માટે સરકારી ખાતાએજ અતીશય ઉપકારક નીવડી શકે તેમ છે જાતે કંગાલ અને દુખી પણ બ્રીટીશ ઉદ્યોગને બ્રીટીશ વેપારને પોષણ આપનારો એ ખેડુત કેવી રીતે અને કેટલા બધા માણસોને પોષે છે, તે અહી બતાવુ ? ખેડુત ઉપર કરનુ જે ભારણ (બોઝો) સીધી કે આડકતરી રીતે પડે છે તેનુ વર્ણન નીચે આપ્યુ છે

વર્ગ પહેલો

૧ એ ખેડુત પોતાના કુંટુબના ૪ (સરાસરી) માણસોનુ ગુજરાન કરે છે તે કુટુબ

૨ ખેતીના કામે તે પોતે જે ઢોરઢાખરનો ઉપયોગ કરે છે તે ઢોરઢાખર

૩ ગામના ખેડુત તરફથી ગુજરાનના સાધન મેળવનારા ગામ વસવાયા- દાખલે, સુતાર, લુહાર, વાળંદ

૪ ખેડુતના પાકને ખાઇ જનાર જીવાતો અને તીડો

૫ ખેડુતને માટે ધાર્મિક ક્રિયાઓ કરનાર ગામનો બ્રાહ્મણ અને ખેડુતની ભલમનસાઇનો દુરૂપયોગ કરનાર સાધુ કે ફકીર.

૬ ખેડુતને દેવાદાર બનાવવાનો અને તેની પાસેથી અનેકગણું પડાવી લેવાનો ધંધો લઇ બેઠેલો ખેડુતને ધીરધાર કરનારો ગામનો વાણીઓ

વર્ગ બીજો.

૧ તલાટી અથવા પટવારી ને ગામડાનો સરકારી અમલદાર (હીસાબી અમલદાર) છે. અને જે જમીનમહેસુલ તથા બીજા કર ઉઘરાવે છે.

૨ દરેક મામલતદારની કચેરીમાનો ગુજરાતી કારકુન જેની પાસે ખેડુતે પોતાની નાની નાની તકરારો લઇ જવી પડે છે અને જેની પાસેથી તેને સંતવડો માગવાની હોય છે

૩ પોલીસ જે કાંઇ પણ માહીતી મળતાની સાથે ખેડુતના ઉપર અમલદારી ભોગવવાને તથા ખેડુતની અજ્ઞાનતાનો અને તેના બીકણપણાનો લાભ લેવાને કદી પણ ચુકતો નથી

૪ ફેરણી કરનારા તાબાના નોકરો જેઓ હાલની પરીસ્થીતીમા ખેડુતના ઉપર વધેવધ ચાલુજ ભારણ રૂપ થઇ છે

૫ દારૂના પીઠવાળો જે હલકા વર્ગના ખેડુતો અને ખેતી કરવાના કામે રાખેલા મજુરો ઉપર પોતાનો ધધો પ્રીકતી અવસ્થામા ચલાવી રહ્યો હોય છે.

૬ સરકારી લાગતો જમીન મહેસુલ અને એવા બીજા પર.

ફરીદ અને ગરીબ ખેડુત ઉપર અને પુરતો પાક ન આપી શકતી જમીન ઉપર તે અધિક બોજો પડે છે તે ઉપર બતાવ્યો છે

મુલ્કી ખાતુ, ખેતીવાડી ખાતુ, કેળવણી ખાતુ, સરકારી ખાતુ, નહેર ખાતુ, અને જાહેર બાંધકામ ખાતુ એટલાં ખાતા ખેડુતોને માટે કામ કરનારા છે.

માત્ર મુલ્કી ખાતાની સાથેજ તેને હંમેશા અગત સબંધ હોય છે અને ગામડાના ખેડુતને મન તો મુલ્કી ખાતુ એટલે તલાટી અને મામલતદાર કે તહેસીલદાર

કારોબારી સત્તાની ભાવના એટલે ઉધતાઇ ભરેલી અમલદારી અને સત્તા ભોગવવા તે તથા અમલદારની ફરજ હુકમ કરવાની છે તથા ગામડાના ખેડુતોની ફરજ મુંગે મહોડે તેનો અમલ કરવાની છે એવી માન્યતા ખેડુતો વાંધો ઉઠાવે કે વિવાદ કરે કે અરજ કરે તો તેથી તેણે અમલદારોના ગૌરવને અને માનમરતબાને ધોકો પહોંચાડયો ગણાય મુલ્કી ખાતુ એજ ખેડુત લોકોની હાલની સ્થીતી ઉપર વધારે અસર કરેલી છે અને ખેડુત લોકોની હાલની સ્થીતી ઉપર વધારે અસર કરેલી છે અને ખેડુતોની સ્થીતી સુધારવામા એજ ખાતુ સબળમાં સબળ સાધન રૂપ થઇ પડે તેમ છે

એ પછીના કોઇપણ ખાતાથી ખેડુતને ફાયદો થયો નથી તેનું કારણ એ છે જે ખેડુતની સ્થિતિ સુધારવા સબંધી કાર્યક્રમવાળી રાજનીતી સરકારે અખત્યાર કરેલીજ નથી અને આ ખાતાઓ કોઇપણ જાતની ચોકસ યોજનાઓ અથવા હેતુઓ ધ્યાનમા રાખ્યા વગર રાજકારભારનું કામ જુની પધ્ધતી પ્રમાણે કર્યા કરે છે

ખેડુતો તરફ છેકજ બેદરકારી બતાવવામા આવી એમ કહેવાની જરૂર છે? "બેદરકારી" શબ્દ સૌથી વધારે સહીસલામત લાગે છે ખેડુતવર્ગ આખાય છે અત્યંત ગરીબ છે, હમેશા દેવામા ડુબેલો હોય છે, જરૂરીઆતોને લીધે ચિંતા ગ્રસ્ત હોય છે અને છુપાતો પડવાથી તેમજ તીડો પડવાથી તથા તીડોની મારફત વર્તતા નીચલી કોટીના, અમલદારો ખેડુતની કનેથી પઇસો કઢાવવાને ચુકતા, ન હોવાથી તેના ખેતરનો મોટો ભાગ લુટાઇ જાય છે લણવાની મોસમ ખેડુતને મન અત્યંત સુખનો સમય હોય છે; પણ અહીના ખેડુતને મન તો તે દુઃખનો સમય થઇ પડે છે. કારણ કે ખેડુતથી પોતાના ઉપર જણાવેલા સૌ લોકો તે ખેડુતના ઉત્પન્નમાંથી પોતાનો ભાગ પડાવવા તેના ઉપર તુટી પડે છે.

આ કરોડો ખેડુતોની અભણ દશા, જડતા અને ગરીબાઇ દુર કરીને તેમને સુધારવાનો છે એનો ઉપાય એ છે કે તેમની અભણતા અને અજ્ઞાનતા દુર કરવી, તેમને જ્ઞાન આપવુ, કેળવણી આપવી, નવીન વીચારો જીવન સબધી નવા ધોરણો અને જીવનની કીમત સબધી નવીન વીચારો તેમના મગજમાં ઉતારવા આ ખેડુત લોકો ઉપર જે સરકાર અમલ ભોગવે છે તેની આ ફરજ છે

અને તે ફરજ કેવી રીતે સરકાર પાસે અદા કરાવવી તે નેતાઓ અને ધારાસભાનુ કામ છે ખેડુતસુધારણાના સ્પષ્ટ નવા કાયદાની જરૂર છે ને હુ હાલ તે ઉપરજ ખાસ લક્ષ આપી રહ્યો છુ



## ગામડાંના બે પ્રશ્નો.

### ઉકરડા અને મનુષ્યમળ.

( લેખક —ડૉ સુમન્ત મ્હેતા )

જ્યારે કોઈ સજ્જન કે મહાન પુરૂષનુ સ્વાગત કરવાનુ હોય છે ત્યારે ગામની ભાગોળે આસોપાલવ વિગેરે પાનફુલના તોરણો બાંધીને અથવા કમાનો ઉભી કરીને શણગાર કરવામા આવે છે. આપણા ગામડાંઓને મોખરે ઉકરડાના અવ્યવસ્થિત ઢગલા અને દુર્ગંધ આ બન્નેનો અનુભવ થાય છે અને ઉકરડાના ઢગલાની આસપાસ, તથા તળાવમા પાણી આવવાનો માર્ગ, કાપી વિગેરે હોય ત્યા લોકો શૌચને માટે જાય છે આ ઉકરડા આપણી અવ્યવસ્થિત સ્થિતી અને ગંદગી જીંદગીનુ ભાન કરાવે છે ગામડાની ભયકર સ્થિતિ અજ્ઞાનને કારણેછે ગામડા ની અસ્વચ્છતા સ્હેલાઇથી દુર થઇ શકે એવી હોયછે, અને ગામડાની ગરીબાઇ શાપરૂપ છે બહુ વિગતમા ઉતર્યા વિના કોઇપણ માણસ સમજી શકશે કે આ આપણી ઘણીખરી જમીનનો કસ ધીમે ધીમે ઓછો થતો જાય છે ઓછો થાયજ કારણ કે જમીનમાથી અમુક તત્વો દરેક પાક ખેંચી લે છે અને તેમા યોગ્ય ખાતર ન નાખ્યું હોય તો તે તત્વો ખુટી પડે સામાન્ય ખેડુત પ્રજા ખાતર નાખવા માટે કોઇનો ખર્ચ કરવાને અશક્ત હોયછે અને ભેંસનુ છાણ છાણા તરીકે વાપરવામા

આવે છે 'ભેંસનુ છાણુ એવી રીતે સઘરવામા આવે છે કે તેમાના કેટલાક તત્વો તો તાપ તથા વરસાદથી ઉડી અથવા ધસડાઇ જાય છે મુતરની અંદર એ તત્વો સારા પ્રમાણમા હોય છે, તેનો સંગ્રહ થતો નથી,' ઉકરડાના ખાડા જોઇએ તેટલા ઉંડા હોતા નથી, તે ખાડાનુ રક્ષણ થતુ નથી, અને ઘણુ અરૂ તો ઢગલો કરવામા આવે છે, એટલે કીમતી વસ્તુને આપણા અજ્ઞાન તથા બેદરકારીને લીધે જતી કરીએ છીએ

બીજો પ્રશ્ન માણુસના છાણુનો છે જે દેશોમા ગાય, ભેંસ અને બીજા ઢોર પુષ્કળ સંખ્યામા નથી ત્યા માણસના છાણુ-મળનુ યોગ્ય ખાતર કરીને વાપરવામા આવે છે જાપાનમા ઢોર ઘણા ઓછા છે અને ત્યા લોકો ગમે ત્યા બેસતા નથી પણુ મળનો પુરેપુરો ઉપયોગ કરે છે આપણા ગરીબ દેશમા મનુષ્યના મળનો ઉપયોગ થતો નથી અને જે જગ્યા બગાડવી ન જોઇએ તે બગાડીએ છીએ રસ્તાઓમા પેસતા નાકે ધોતીયુ ડાબવુ પડે છે જે માણુસોએ મનુષ્ય મળનુ ખાતર જોયુ છે તે જાણે છે કે રીતસર બનાવેલુ ખાતર જરાયે ગંધ મારતુ નથી. અંગ્રેજીમા તેને પુદરેટ Poudrotte કહે છે અરૂ જોતા તો એ શબ્દ ફ્રેન્ચ ભાષાનો છે અને તેનો અર્થ પાઉડર થાય છે ખાતર તરીકે અત્યંત ઉપયોગી છે ગાય ભેંસના છાણુ કરતા વધારે કીમતી છે એ પાઉડરનો ઉપયોગ મે ચુસ્ત વૈષ્ણવ ખેડુતોને કરતા જોયા છે શા માટે ન કરે?

એટલે જોવામા આવશે કે મનુષ્યના મળનો ગમે તેમ ત્યાગ કરવાથી ગામડાની સ્વચ્છતા બગડે છે એમાથી કીમતી ખાતર થાય તે થતુ નથી, ઉકરડા કેવા રાખવા તે ખેડુત સમજતો નથી, પીવાના પાણી પાસે ઉકરડા નાખવાથી પાણી ખરાબ બદબાદ થાય છે તે પણુ લોકો સમજે છે, છતા એવા ઉકરડા ખસેડવામા આવતા નથી

એટલે અજ્ઞાન, ગરીબાઇ અને ગંદવાડ એ ત્રણેનો અરસપરસ સંબંધ છે આપણે જાણુતા સમજતા જઇએ આળસુ બેદરકાર ન રહીએ તો ગરીબ રહે વાનુ કારણુ નથી પણુ જો ખેડુત પ્રજા આ ચીજ ન સમજે તો તેના ભણેલા અને સમજુ માણસોને શીર છે તેમણે સમજાવવાનો પ્રયત્ન કરવો જોઇયે છે? પોતે ગામડામા જઇને ખેતી કરીને કયા સારો દાખલો બેસાડ્યો છે? ખેડુત પોતાનો સ્વાર્થ જરૂર સમજે છે, એટલે જો વાચનારમા લાગણી હશે તો પોતાના કર્તવ્ય સમજી જશે

# ગામડાઓની સફાઇ.

( લખનાર—સરદાર રાવબહાદુર મોતીલાલ ચુનીલાલ
વાઈસ પ્રેસીડેન્ટ ભરૂચ ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ
અને ઇન્ડસ્ટ્રીયલ એસોસીએશન. )

હમે સને ૧૮૮૩–૮૪મા મહેમદાવાદના મામલતદાર હતા તે વખતે તાલુકાના ગામડાઓની સેનેટરી હાલત ઘણી કંગાલહતી ઘરોના વાડા ની આસપાસ થુવરની વાડો હોવાથી તે પોહલાઈમાં વધતી જતી અને ગામના રસ્તા ઘણા સાકડા થઇ ગયા હતા તેમા સાપ અને વીછુ પણ પુસ્કળ રહેતા કાયદા મુજબ ચાર ફીટથી ઉંચી વાડ હોય તે કપાવી શકાતી પણ પોહલી વાડોને માટે કાયદમા સત્તા નો હતી ગામના પટેલ તલાટીઓ પણ સરકારી જમીન દબાણના રિપોર્ટ કરતા જેથી ખેડુતો દડાઇ જતા મારી ઇચ્છા "સાપ મરે નહી અને લાઠી લાગે નહી" એવી હોવાથી મે થોડાક પટેલ તલાટીઓને બોલાવી તેમને જે કહેલું તે માહરી "Autobiography" (જન્મ ચરીત્ર) લખેલ છે તેની નકલ મુજબ છે.

દરેક ગામના પટેલ તલાટીઓએ સોંકડો સરકારી જમીનના કબજા કરેલા ના રિપોર્ટ કરેલા તેની સંખ્યા વધારે હતી અને દરેક ગામ સંબંધી રિપોર્ટ હતા. ગામના જમાબંદીના રજીસ્ટરો નહોતા કે જેથી સરકારી જમીન કેટલી દબાઇ તેમ ખેડુતોના, વડીલો પારજીતના ઘરો અને વાડાઓ હોવાથી તેમની પાસે દસ્તાવેજ પણ નહી કે તેમની કેટલી જમીન તે નક્કી થાય બુમ એવી હતી કે પટેલ તલાટીઓ અકેક બબે રૂપીઆ માગતા જે ના આપતા તેમને માટે રિપોર્ટ કરતા અને દસ્તાવેજી પુરાવાને અભાવે પટેલ તલાટીની જુબાની ઉપર ભરોસો રહેતો અને ખેડુતો દંડાતા રહે તે ઉપરથી ગામેગામ જઇ લોકો ને સમજુત કરી કે તમે વાડો કાટી નાખી પીહર વડા કરીયો કે હેની ગેહ કબજા કર્યાના ખોટા રિપોર્ટો બંધ થશે વળી વડાની અંદર ઉકરડા કર્યો તો સેનેટરી ખાતાવાળાઓ તે કઢાવવા દબાણ કરે છે તે કરી શકશે નહી કેમકે તે તો ઘરના અંગનો ભાગ ગણાય બીજો ફાયદો એ થશે કે સાપ અને વીછુ

ના રહેઠાણુ નીકળી જવાથી તેના કરડવાથી થતા મોત ઓછા થશે અને થોરની વાડો ઘણી પહોળી હોવાથી તે નીકળી ગયે રસ્તા પણ પહોળા થશે આ સુચના કર્નીજ આમના મુલકી અને પોલીસ પટેલ મહુમ નરોતમદાસને ગળે ઉતરી તે જાતે હોંશીયાર અને પ્રગતીક હતા અને ગામ લોકોમાં પ્રિય અને ગોસો ધાવલા હતા તેણે પોતે પહેલ કરી અને બીજાઓએ તેનુ ઘર, આગણુ અને રસ્તો ચોખ્ખો જોઈ વાડા કઢાવી નાખી વંડા કર્યા તેના ફાયદા જોઈ આખા ગામે તેમ કર્યુ અને થોરની વાડનુ મૂળ કહાડી નાખ્યુ પડોશના ગામોમાં ખબર થઇ ત્યાના લોકો કામ જોઈ ગયા અને તેણે પણ તેમજ કર્યું આખા તાલુકાના બધા ગામોના આસપાસ, ગામ તળગામાં કે ભાગોળે એક થોર પણ રહ્યો નહી ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટરે આ જાણ્યુ અને ઝડપી સુધારો જોઈ માતર, અને કપડવંજના મામલતદારોને વાડો કઢાવી નાખવા હુકમ કર્યા માતર મામલતદારે વાડો નહી કાઢનારાઓના કેસ કર્યા અને તે લોકોએ અપીલો કરી રહ્યા અચાનક ખેડે જવુ થયુ અને ત્યા ગયેલો તેથી રીતસર મી કલેક્ટર ગી ઓ બ્રાયન સાહેબને મળવા ફરજ હોવાથી હુ મળવા ગયો તેજ વખતે અપીલોની સુનાવણી ચાલતી હતી કલેક્ટર ગી આ અય, સ્પાઇએ મારા તાલુકાના જે જે ગામ જોયલા ત્યાના વાડો નીકળી ગયેલા જોયલી હતી તેથી મહને પુછ્યુ કે તમારા તાલુકાની એક પણ અપીલ કેમ આવી નથી મ્હે ખુલાસો કર્યો કે મ્હે કાયદો વાપર્યો નથી કેવળ કાયદા મુજબ કર્યે પહેલાના વાડો કઢાવવી નથી પણ સમજુતીથી કેમ કામ થયુ તે કહી બતાવ્યુ તેમણે બધી અપીલોના કેસ માફ કર્યા અને માતર મામલતદાર હાજર હતા તેમને હુકમ આપ્યો કે મેમદાવાદનુ અનુકરણ કરી કામ લેવાય તો લેવા તેમ ના બને તો વાડે રહેવાદો ગેરકાયદે કેસ કરી લોકોને ખલભલાવતા ના.

# ભરૂચ ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ મંડળનો સને ૧૯૨૭–૨૮ની સાલનો વાર્ષિક રીપોર્ટ.

નંબર ૮૭. સને ૧૯૨૮–૨૯

ભરૂચ તા. ૧૦ મી જુલાઇ સને ૧૯૨૮.

ડા. એ. ઓ. કોરેશી, એસ્કવાયર એમ એ.

કલેક્ટર અને પ્રમુખ.

ભરૂચ ડીસ્ત્રીક્ટ ખેતીવાડી, અને હુન્નર ઉદ્યોગ મંડળ—ભરૂચ.

સાહેબ,

મને ભરૂચ ખેતીવાડી હુન્નર અને ઉદ્યોગ મંડળનો સને ૧૯૨૭–૨૮ ને વાર્ષિક રીપોર્ટ રજુ કરવાનુ માન છે

સાલની ઋતુ

આ રીપોર્ટવાળુ વર્ષ હમેશા કરતા ઉલટુ હતુ વરસાદ ને મોસમ આખા ડીસ્ત્રીક્ટમાં ૧૯૨૭ના જુનની શીરૂઆતથી શીરૂ થયલી અને તે વર્ષના નવેમ્બર સુધી ચલુ હતી વરસાદનુ માપ મામલતદારો અને ડેપ્યુટીના માહેલ પુરી પડેથી મેલવ્યુ તે નચે પ્રમાણે છે.—

| | | |
|---|---|---|
| ભરૂચ તાલુકો | ૬૪ ઇંચ | ૫૦ ટેકડા |
| અંકલેશ્વર ,, | ૩૬ ,, | ૯૬ ,, |
| હાંસોટ મહાલ | ૩૨ ,, | ૬૧ ,, |
| વાગરા તાલુકો | ૪૮ ,, | ૫૧ ,, |
| આમોદ ,, | ૪૪ ,, | ૭૧ ,, |

જંબુસરના મામલતદારને ત્રણ તારીખો ૭–૧૨–૨૭, ૨૨–૧–૨૮ અને ૧૭–૪–૨૮ એમ ત્રણ વખત લખવા છતા માગેલી ખબર પુરી પડવા જેટલા તેઓ બનવા પામ્યા નથી ખેતીવાડી મંડળને સરકાર ઉત્તેજન આપે છે, અને આ મંડળ ને સરકાર તરફથી પ્રગટ થતાં દરેક સરક્યુલર મફત પુરા પાડવામાં આવે છે, અને સરકાર ખેતીવાડી ત્રૈમાસિક " ખેડુત પત્રીકા " ની ૫૦૦ નકલો ખરીદ કરે છે, તેઓ ઘણે ભાગે ખેતીવાડી ખાતાના અનુવાદી મામલતદારો તરફથી ફ્રાવે અને કોઇ કોઇ વખતે ઉદ્યોગીક ખાતા તરફથી કે જે ઉદ્યોગીક બાબ-

તને લાગુ પડે છે 'મામલતદારો કે જેઓ કલેકટરના તાબાના છે, તેઓ ઘણું કરીને જાણતું નહી હોય કે સરકાર પણ ખેતીવાડી મંડળને યોગ્યસરની મદદ આપાયેલી જોવા ઇચ્છા રાખે છે

૩ આગલા વર્ષોમાં વરસાદ કેટલો પડયો તેના બરોબર આંકડા આપવાની સ્થીતીમા હું નથી, પણ ઉપર આપેલા આંકડા ઉપરથી અને તાલુકાના જાતી અનુભવ ઉપરથી, હું ધારું છુ કે ભરૂચ અને અંકલેશ્વર તાલુકા, તથા હાસોટ મહાલમા, સામાન્ય વર્ષો કરતાં કદાચ થોડક વધારે ઓછું વરસાદ પડયો હસે પણ એકંદરે ઋતુ સારી હતી. તાલુકાના કોઈપણ ગામડામા ગીલ્લે ખેતને નુકસાન થયુ નહોતુ વાગરા, આમોદ અને જંબુસર તાલુકામાં એથી ઉલટો બનાવ હતો પાક તથા ઘરોને નુકશાન થયાનુ દઈ ટીક પત્રોમાં વાચવાથી મે ખાનગી અહરથી તેમજ મામલતદારોથી તપાસ કરી હતી વાગરા બાબતમાં એમ માલમ પડે છે કે જે હેવાલો સ્થાનિક પત્રોમા પ્રગટ થયા છે તે અતિ શયોક્તિ ભરેલા હતા. માણસની અથવા ઢોરની જીંદગીને રેલથી નુકશાન થયું નથી, પણ ચાલુ ભારે વરસાદ જોડે સખત તોફાનને લીધે કેટલાક ગામડાંમાં મકાનોને ભાંગવુ પડેલુ મહેરબાની રાહે અને આમોદના મામલતદાર તરફથી જે વીગત પુરી પાડવામા આવી છે તે પરથી જણાય છે કે ભારે વરસાદને ભારે રેલને લીધે ચાર ગામડામા ચાર માણસોના મરણ અને દસ ગામડામા મળીને ૧૭૨ ઢોરના મરણ નીપજ્યા હતાં ૧૮૮૩ ઘર પડી ગયાં હતા અને રૂા. ૩,૮૯,૬૪૧ નુ નુકશાન થયુ હતુ. ૧૨,૫૦૧ એકર જમીનમાંથી પાક ધોવાઇ ગયેલો અને જંબુસરના મામલતદાર તરફથી આ મુજબની વીગત પુરી પાડવામા આવી નથી, પણ ખાનગી ખબરો મુજબ આમોદથી બીજે નંબરે જંબુસર તાલુકાએ ખમ્યુ છે

### મદદ

૪ મને જણાવવાને ખુશાલી ઉપજે છે કે રેલ વખતે આમોદના મેહેરબાન સરદાર મહારાણા નાહરસીંગજી ઠાકોર સાહેબે, પોતે જાતે ઘણી અગવડ વેઠીને જે ગામડાઓએ ખમ્યુ હતુ તે ગામડાની મુલાકાતો લઈને અમનારા લોકોને બનતી સઘળી મદદ કરી હતી શેઠ પીરોજશાહ રૂસ્તમજી વખારીયા અને તેમના ભાઇ શેઠ જમશેદજી રૂા વખારીયાએ આસરે રૂા. ૨૦૦૦) સુધીના દાણા તથા ઘાસ ગુટળી લોકોમાં પોતાને ખર્ચે વહેચ્યાં હતા, આ મંડળ તરફથી હું તે ગ્રહસ્થોનો ઉપકાર માનું છું સરકારી મદદ તાકીદની અને ઉદાર હતી. મારી પાસે તેની વીગત નથી, પણ આપ કલેકટર તરીકે જે

બાબોછે નામદાર ગવર્નર સાહેબ અને ઉત્તર વીભાગના મહેરબાન કમીશનર સાહેબ ભરૂચ આવેલા, અને નુકસાન પામેલા ગામડાઓની મુલાકાત લીધેલી અને તગાવી તથા બીજી છુટ માટે સરકારી ગ્રાંટ મજુર કેરેલી અને ખબર મલી છે કે કેટલાક નાશ પામેલા ગામગણોમા નવુ ગામતલ આપવાની પણ ગોઠવણ કરવામાં આવી છે, મદદના સબધમાં મ્હારે કહેવાનુ ભુલવુ ના જોઇએ કે નોન-કો-ઓપરેટર્સ તરફથી ડૉ. ચંદુલાલના પ્રમુખપણા નીચે જાહેર મીટીંગ ભરૂચમા બોલાવવામા આવી હતી તેમા મોટી રકમ ભેગી થઇ હતી પણ તેમાં સૌથી મોહટી ડેક્ટર ચંદુલાલ ગુણાઇથી લાખ્યા હતા વળી તેમણે જાતે નુકશાન પામેલા ગામડાઓની મુલાકાત લીધી હતી આ મડળ તરફથી તેમનો અને જે સખી ગ્રહસ્થોએ આ ગરીબ દુખી લોકોની સહાય માટે બનતી રકમની મદદ કરી છે તેમનો પણ આભાર માનુ છુ

૫ આ તાલુકાનો મુખ્ય અને અગત્યનો પાક કપાસ છે હુ આ સાથે છાપેલો રીપોર્ટ ટાંકુ છુ કે જે તા ૧૫ જાનેવારી ૧૯૨૮નો મેસર્સ ધરમસીંહ દામજીની કુ તરફથી મલ્યો છે તે મુજબ " ભરૂચ અને સુરતની ગાસડીઓ પાસે રૂનુ અનીયમિત હતી ' તેમના રીપોર્ટના પેરા ૩મા જે આગાહી કરી હતી તે માર્ચ અને ૧૯૨૮મા ભરૂચ તાલુકાની સીમમા ઉઘડતા ખરી પડી છે બીજી તપાસથી માલમ પડ્યુ છે કે તા ૧લી માર્ચ અને તા. ૧૫મી એપ્રીલ ૧૯૨૮ સુધીમા જીનોમા ૬૫,૦૦૦ ભાર કપાસ આવી ગયો હતો અને બીજો ૧૦,૦૦૦ ભાર આવવાની આશા રાખવામા આવી હતી રૂનો ભાવ વ્યાજબી હતો પણ કપાસનો નાચો હતો વર્ષાદ માફક સર નહોતો, અને છેલ્લા વર્ષાદે ફાયદો કરવાને બદલે નુકસાન કર્યુ હતુ ભારે વરસાદ અને રેલ પછી કપાસ ફરી ઓરવો પડ્યો હતો પણ ફાલ ધાર્યા કરતા ઓછો હતો. નાણાની તગી હોવાને લીધે વહેપારની સ્થિતિ મદ હતી

### ઓફીસના અમલદારો

૬ આપ જાતે પ્રમુખ તરીકે, હુ ઉપ પ્રમુખ તરીકે, મ.ને ગી, ઇશ્વરલાલ ઓનરેરી સેક્રેટરી તરીકે આખુ વર્ષ ચાલુ રહયા હતા.

### મેમ્બર્સ

૭ ૧૩૩ જીદગી સુધીના મેમ્બરસ ગત વર્ષની આખર સુધી હતા; ત્યાર પાછી ત્રણએક દરેક ભરૂચ, આમોદ અને જંબુસર તાલુકામા મળ્યુ પામ્યા, હવે તેમની સખ્યા ૧૩૦ની છે, તે સીવાય ૧૩ વાર્ષિક મેમ્બરો છે.

## મીટીંગો

૮ આ વર્ષમાં મેનેજીંગ કમીટીના ચાર મીટીંગો મળી હતી. જનરલ બોર્ડની પેહલી મીટીંગ કોરમના અભાવે હાથે મુલતવી રાખવી પડી હતી. જે દીવસ પર તે મુલતવી રાખી હતી તે દીવસે તે ભરવામાં આવી હતી.

## નાણું

૯ પુરવણી (ક) થી માલમ પડશે કે મંડળની નાણાં સંબંધી હાલત સંતોષકારક હતી તા ૧ લી એપ્રીલ ૧૯૨૭ ને રોજ ઉઘડતી શીલીક રૂા. ૬૧૨૫-૬-૨, અને તા ૩૧ માર્ચે બંધ થતી શીલીક રૂા ૬૨૬૧-૧૪-૬, હતી આ રીપોર્ટવાલા વર્ષમા અમદાવાદના ખેતીવાડી પ્રદર્શનને રૂા ૧૦૦) નો ફાળો આપ્યો હતો, અને રૂા ૨૦૦) ની રકમ ઇનામો અને બીજે વાસ્તે સને ૧૯૨૮-૨૯ નાં બજેટમાં ઠરાવવામાં આવી હતી આ મંડળની ઉપજ રૂા ૧૪૩૬-૬-૬ અને ખર્ચ રૂા ૧૩૦૯-૧૪-૨ થયો હતો. આ મંડળનું ફંડ નીચે પ્રમાણે રોકવામાં આવ્યું છે—

(૧) સરકારી જામીનગીરીઓ રૂા. ૬,૧૦૦ ની કે જેનું વાર્ષિક વ્યાજ રૂા., ૩૦૮-૮-૦ આવે છે

(૨) એક શેર ભરૂચ રીસ્ટ્રીક્ટ કો-ઓપરેટીવ બેંકનો જેની કીમત રૂા. ૧૦૦ છે અને વાર્ષિક વ્યાજ રૂા ૭) આવે છે

(૩) ભરૂચ કો-ઓપરેટીવ બેંકમા બાંધી મુદતની થાપણ રૂા ૨૫૦૦ જેનું વ્યાજ વાર્ષિક રૂા ૧૨૫ આવે છે

(૪) ઉપરની જ બેંક સાથે સેવીંગ્સ ખાતું રૂા ૨૭૪ અને ચાલુ ખાતું રૂા. ૧૨૫ છે

(૫) હાથ પર રૂા ૬૧-૧૪- કુલ્લે રૂા ૯૦૬૧૮

૧૦ સને ૧૯૨૮-૨૯ ના બજેટની નકલ પુરવણી (ખ) તરીકે રોકવામાં આવી છે એ મેનેજીંગ કમીટી તરફથી તા ૨૫ મી જાનેવારીએ પસાર કરવામાં આવ્યું હતું, અને જનરલ મીટીંગે તા ૩ જી માર્ચ અને એપ્રીલ ૧૯૨૮ની એગ્રીકલ્ચરલ પત્રીકામાં છાપીને જાહેર પાડવામાં આવ્યું હતું બજેટની ઉપજ અને ખર્ચની રકમ અનુક્રમે રૂા ૮૧૫૦ અને રૂા ૧૫૦૫ છે

## મેનેજીંગ કમીટીના મેમ્બરો

૧૧. રીપોર્ટવાલા વર્ષ દરમ્યાન નીચે બતાવેલા ગ્રહસ્થો કમીટીપર હતા.

૧ સરદાર રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલ દેસાઇ.

૨ સરદાર ખાન બહાદુર આદરજી બેજી દલાલ.

૩ ખા બા. જમશેદજી સોરાબજી મુનશી

૪ મી હસુમીયા કમરૂદીન વજીફદાર
૫ મી બાબુલાલ ત્રીભોવનદાસ ચોકસી
૬ મી કૃષ્ણલાલ ચુનીલાલ મજમુદાર
૭ મી જયમોહનદાસ મોતીલાલ
૮ મી કેશવલાલ ત્રબકલાલ દવે
૯ મી ગણપતરામ દુરગારામ દેશાઇ
૧૦ મી ઇશ્વરલાલ નરસીહલાલ દેસાઇ
૧૧ મી રામલાલ મોતીલાલ દેશાઇ
૧૨ મી ભોળાભાઇ દ્વારકાદાસ માસ્તર

## જનરલ રીમાર્કસ

૧૨ આખા વર્ષ દરમ્યાન ખેડુત પત્રીકા રીતસર બહાર પાડવામા આવી હતી લખાણો હમેશની માફક ખેતીવાડી ખાતાના અમલદારો તરફથી પુરા પાડવામા આવતા હતા જે માયાળુ પણે કરવા બદલ હુ મારા તેમજ મડળ તરફથી એ લોકોનો આભાર માનુ છુ, અને આશા રાખુ છુ કે એ લોકો તેમ કરવાનુ ચાલુ રાખશે

૧૩ ખેતીવાડી નીશાળ ભરૂચમાં ખોલવા બાબત ગયા વર્ષના રીપોર્ટમાં ઓનરરી સેક્રેટરી તરફથી જાણી જોઇને પડતી મુકવામા આવી હતી પણ હુ નીચે પ્રમાણેની સુચના કરવાનુ ડાહપણ ભરેલુ ધારૂ છુ, કારણ કે હુ આશા રાખતો ને ધારતો નથી કે નજીકના ભવિષ્યમા ભરૂચમા શાળા ઉઘાડવાને સરકાર નાણાંની જોગવાઇ કરી શકે જોકે તે શાળાની ગરજ સારી શકે એમ નથી, તે છતા, હુ રજુ કરૂ છુ તે અડધો રોટલો થશે. ભરૂચમા ખેતીવાડી ખાતાના બે ઓવરસીયર છે હાલની ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ ખેતીવાડી સ્કુલમાથી જો ૨૦ આસીસ્ટટ માસ્તર પસદ કરવામાં આવે તો, અને તે લોકોને પ્રાથમીક કેળવણી એક અગર બે પસદ કરેલા ગામડામા એક વર્ષ આપવાનુ ઓવરસીયરોને ફરમાવવામા આવે તો, બે અથવા ત્રણ વર્ષમા પુરતી સખ્યામા માસ્તરો થોડાક ગામડાંમા પ્રાથમીક કેળવણી આપવાને શકિતવાન થાય ઉચી કેળવણીને વાસ્તે અલબત સરકાર શાળાને વાસ્તે નાણાંની જોગવાઇ કરે ત્યા સુધી રોભવુ જોઇએ.

૧૪ મારી બીજી સુચના એવી છે કે ડીસ્ટ્રીકટ લોકલબોર્ડને વિનતી કરવી કે ખેતીવાડી ત્રીમાસીક બોહળા પ્રમાણમાં ખરીદે કે જેથી કરીને દરેક લોકલબોર્ડની શાળાને એક એક નકલ તેની મળી શકે, સરકાર જો

૫૦૦ ) નકલ ખરીદે છે તે ખેતીવાડી ખાતાના ડીરેકટરના હુકમ અનુસાર નીચે પ્રમાણે વહેચવામા આવે છે ભરૂચના કલેકટર ૫૦, સુરત ૫૦, પંચમહાલ, ૫૦, ખેડા ૫૦, ને અમદાવાદ ૫૦, દરેકને ખેતીવાડી ખાતાની કચેરીઓને ૧૫૦ કૉ-ઓપરેટીવ સોસાઇટીઝના ઓડીટર અને ઓરગેનાઈઝરસ ઓડીટરસ વીગેરેને ૧૦૦ ભરૂચ ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ ૫૦ નકલ ખરીદે છે અને રૂા ૧૦૦ ) વધારામા પોતાના તરફના ફાળાના આપે છે હુ દરખાસ્ત કરૂ છુ કે મદદના બદલામા ડીસ્ટ્રીકટ બોર્ડને બીજી ૧૦૦ નકલ ત્રીમાસીકની આપવી મને ખબર નથી કે ભરૂચના કલેકટરને માહરા તરફથી બરોબર ૫૦ નકલ મોકલવામા-આવે છે તેમાથી લોકલબોર્ડને મલે છે કે નહી

પહેલા સુરત ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ અને તાલુકા લોકલબોર્ડ, દાહોદ, ગોધરા અને કાલોલ (પંચમહાલ) ૫૦-૧૬-૧૨, અને ૧૬ નકલ ત્રીમાસીકની ખરીદતી હતી કે જે તેઓએ ખરીદવાની બધ કરી છે.

અમદાવાદ અને ખેડા ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ ૧૦ અને ૭ નકલ દરેક ખરીદે છે કે જે તેમના તાબામા નીશાળો છે તેમની સરખામણીમા સમુદ્રમા ટીપા બરોબર છે હુ આ બધી લોકલબોર્ડને લખવાને દરખાસ્ત કરૂ છુ, પણ હુ ધારૂ છુ કે ખેતીવાડી ખાતાના ડીરેકટરને પણ જે નકલો એ ખરીદે છે તે ગુજરાતના પાચ જીલ્લાની લોકલબોર્ડને વહેચવાને વાસ્તે મોકલી સ પ્પા કરવાને વાસ્તે વીનતી કરવી હું એવા મજબુત મતનો છુ કે દરેક ગામડાના નીશાલો ને ખેડુતના લાભ માટે એક એક નકલ મલવી જોઇએ. ત્રિમાસીક ખેડુત પત્રીકા હવે રસ પડતુ અને ઉંચુ વાચન પુરૂ પાડે છે

૧૫ આ વખતે હુ મેશ ની માફક ઓનરરી સેક્રેટરીને રીપોર્ટ લખવાને બદલે મે જાતે લખ્યો છે કારણ-કે મે જે વિગતો અનિયમીત રૂતુ અને તેની ખેડુતો પર થયેલી અસરની વીગત ભેગી કરી હતી તે વીગતવાર આપવા મા ગતો હતો ને માહરો નમ્ર અભિપ્રાય મે આગલા બે પેરેગ્રાફમા દર્શાવ્યો છે

૧૬ ઓનરરી સેક્રેટરી મી ઈશ્વરલાલ એન દેસાઇએ ખત અને ફીલ્ડ -મી ને કલાર્ક મી સુરજરામે સતોષકારક કામ કર્યુ છે ડીસ્ટ્રીકટ લોકલબોર્ડના ચીફ ઓફીસર મી ભોગીલાલ જેઠાલાલે કાઇપણ જાતનુ મહેનતાણુ લીધા વગર હીસાબ તપાસ્યો છે કે જે બદલ મે તેમનો આપણા તરફથી ઉપકાર માન્યો છે

હુ છુ સાહેબ
તમારો આજ્ઞાંકિત સેવક,
(સહી) મોતીલાલ ચુનીલાલ, (અંગ્રેજીમાં)
વાઇસ પ્રેસીડેન્ટ, ભરૂચ તાલુકા હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડીને મંડળી.

# એપેનડીક્ષ એ—૧.

## સુરત જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળની આફીસનો માહે અપ્રિલ ૧૯૨૭ થી માર્ચ ૧૯૨૮ સુધીના વર્ષનો જમા ખર્ચનો હીસાબ.

| જમા રૂ. | આ. | પા. | બાબત. | ખર્ચ રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|---|---|
| ૯૧૨૫ | ૬ | ૨ | વર્ષ શરૂઆત ખુલતી શીલક | | | |
| | | | ફીક્ષ ડીપોઝીટ ખાતે ૨૫૦૦—૦—૦ | | | |
| | | | સેવીંગ ખાતે ૨૩૫—૦—૦ | | | |
| | | | ક્રેડીટ ખાતે ૫૦—૦—૦ | | | |
| | | | શેર ખાતે ૧૦૦—૦—૦ | | | |
| | | | પ્રોમીસરી નોટ ખાતે ૧૦૦—૦—૦ | | | |
| | | | ૧૯૨૮ ના વોર બોન્ડ ૫) ૫૦૦૦—૦ | | | |
| | | | ૧૯૩૩ નો બોન્ડ ૧) ૧૦૦૦—૦—૦ | | | |
| | | | એકંદર ૮૯૮૫—૦—૦ | | | |
| | | | પોચલી સીલક ૧૪૦—૬—૨ | | | |
| | | | કુલ્લે ૯૧૨૫—૬—૨ | | | |
| ૪૮૬ | ૭ | ૬ | વ્યાજ ખાતે | | | |
| ૧૦૦ | ૦ | ૦ | લોકલ બોર્ડ ગ્રાંટ ખાતે | | | |
| ૨૬ | ૦ | ૦ | વાર્ષિક મેમ્બર ફી ખાતે | | | |
| ૭૯૧ | ૦ | ૦ | ત્રીમાસીક વેચાણ ખાતે | | | |
| ૩૪ | ૧૪ | ૦ | પોસ્ટેજ અને પારસલ ખાતે | ૧૧૩ | ૬ | ૦ |
| ૬ | ૦ | ૦ | જાહેર ખબર છપામણીની ઉપજ ખાતે | ૦ | ૦ | ૦ |
| ૨ | ૮ | ૦ | અનામત ખાતે | ૩ | ૧૦ | ૦ |
| ૧૪૯૬ | ૬ | ૬ | | ૧૧૬ | ૧૦ | ૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦૫૬૧ | ૧૨ | ૮ | પાછલો સરવાળો | ૧૧૬ | ૧૦ | ૦ |
| | | | ઓફીસ નોકરોના પગાર ખાતે | ૫૪૦ | ૦ | ૦ |
| | | | ઓફીસ મકાનના ભાડા ખાતે | ૧૫૦ | ૦ | ૦ |
| | | | છપામણી ખાતે | ૪૭૭ | ૦ | ૦ |
| | | | સ્ટેશનરી ખાતે | ૯ | ૦ | ૨ |
| | | | પુસ્તક ખરીદી ખાતે | ૩ | ૪ | ૦ |
| | | | પરચુરણ ખાતે | ૨ | ૯ | ૦ |
| | | | ડેડસ્ટોક ખાતે | ૧ | ૮ | ૦ |
| | | | અમદાવાદ પ્રદર્શન ખાતે | ૧૦૦ | ૦ | ૦ |
| ૧૦૫૬૧ | ૧૨ | ૮ | | ૧૩૯૯ | ૧૪ | ૨ |

વર્ષ આખર બંધ થતી શીલક

| | |
|---|---|
| ફીક્સ ડીપોઝીટ ખાતે | ૨૫૦૦—૦—૦ |
| સેવીંગ ખાતે | ૭૭૫—૦—૦ |
| કરંટ ખાતે | ૧૨૫૦—૦—૦ |
| લોન ખાતે | ૬૦૦—૦—૦ |
| પ્રોમીસરી નોટ ખાતે | ૧૦૦—૦—૦ |
| ૧૯૨૮ ના વૉર બોન્ડ ૫) | ૫૦૦૦—૦—૦ |
| ૧૯૩૩ ના બોન્ડ ૧) | ૧૦૦૦—૦—૦ |
| | ૯૧૦૦—૦—૦ |
| હાથ ઉપરની શીલક | ૬૧-૧૪-૬ |
| કુલ્લે | ૯૧૬૧-૧૪-૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | ૯૧૬૧ | ૧૪ | ૬ |
| ૧૦૫૬૧ | ૧૨ | ૮ | ૧૦૫૬૧ | ૧૨ | ૮ |

S. M D

(sd.) I N Desai
એ૦ સેક્રેટરી



# ઢોરના કેટલાક રોગો.



ગયા અંકથી ચાલુ

લેખક
મંછાશંકર છગનલાલ જોષી જી. બી વી. સી વેટરીનરી સર્જન,
શ્રી ગુજરાત ઢોરનું દવાખાનુ, ઉમરેઠ, જીલ્લે ખેડા.

## ( ૩ ) ઢોરને રહેવાનાં મકાન.

પાશ્ચિમાત્ય દેશોમા ઢોરોને તબેલામાંજ રાખવામા આવે છે, તેથી એવા દેશોમા ક્ષયનો (Tuberculosis) ઉપદ્રવ ઘણોજ હોય છે ત્યારે નશીબે હિંદુસ્તાનમાં ઘણોખરો વખત ઢોરને ખુલ્લી હવામા રાખવામા આવે છે તેથી અત્રે ક્ષયરોગ જવલ્લેજ જોવામા આવે છે પરંતુ આ દેશના શહેરોમાં ગીચોગીચ ઢોર બાંધવામા આવે તો પશ્ચીમાત્ય દેશોની માફકજ ક્ષયનો રોગ વધી જાય.

ઢોરને કઇપણ ઇજા થયા વગર સહેલાઇથી હરીફરી શકે અને બરોબર બેસી શકે તેટલી પુરતી જગ્યા જોઇએ.

ઢોરને તેમનુ છાણ મુતર ચોટે નહી, અને ખાતર જલદીથી કાઢી શકાય તેવું તબેલાનુ ઢરેનેજ જોઇએ.

ઢોર એક બીજાને ઇજા કરી શકે નહી, માટે તેમને મજબુત બાંધવાની ગોઠવણ અને તબેલામા વિભાગ જોઇએ.

ખોરાક બીલકુલ બગડે નહી તેવી ગમાણ જોઇએ તબેલાની અંદરની હવાની વાસ બહારથી તાજી હવાની વાસ જેવીજ જોઇએ, અને એટલા સારૂ ઢોરનુ મકાન વિશાળ અને યોગ્ય સામસામી બાળીઓ, બારીઓ અને દરવાજાવાળુ જોઇએ

ઢોર બહાર ચરવા જાય ત્યા પણ તેમને કેવી જગ્યા મળે છે તે ધ્યાનમા રાખવુ જોઇએ

ભેજવાળા ચારાઓમાં ચરવાથી કરમીઆનો રોગ થાય છે ।

એકજ જગ્યાએ ઘણા ઢોર ચરતા હેવાથી કેટલાક રોગના જંતુઓ વૃધિ

પામે છે જેમકે લાબા વખતનો ઝાડો અને જોનનો રોગ (John's disease) જંગલી જમીનમા ઢોર રાખવાથી લાલ પેશાબ અથવા કથીરીઓથી થતો તાવ Red water or tick-fever થાય છે.

અણખેડાયલી જમીનમા ચોમાસાની શરૂઆતમા ગાઠીઓ તાવ Black quarter થાય છે માટે રોગ થતો હોય તેવા ચરાઓમા વખતો વખત ખેડ ફેરી વાવેતર કરવુ જોઈએ

## (૪) ઇજાઓ

મોટી ઇજાઓ જેવી કે જખમ, ચાંદા, ગુમડા, હાડકુ ભાગવુ, મચકોડ વીગેરે તેના દેખાવ અને અસર ઉપરથી ઘણીને જલદી માલમ પડે છે. પણ ઘણી વખત તેની બેદરકારી રાખવામા આવે છે. તેથી લાબો વખત પહોચે તેવા ખર્ચાળ ઉપચો કરવા પડે છે, માટે આવી ઇજાઓ માલમ પડે કે તુરતજ તેનો ઇલાજ કરવો

કામ કરવાથી વધી જાય તેવી ઇજા હોય તો તુરતજ કામ બધ રાખવુ.

માખો અને મેલથી ચાદીઓ અને જખમોનુ રક્ષણ કરવુ વધારે ઇજા થઈ હોય તો ડાકતરની મદદ લેવી.

જખમમા કીડા પડયા હોય તો જખમ સાફ કરી કીડા વીણી નાખવા અને કીડાની અને જખમ રૂઝવાની દવા કરવી

કથીરીઓ, જુઆ, અને કરડનારી માખો ઘણુંજ નુકશાન કરે છે, તેનો ઉપાય આગળ કહેવામા આવશે કચુરો અને લોઢાના વાળાના ટુકડા વીગેરે ગળી જવાથી આતરડાને થતી ઇજા અને ઝેર ચઢવા વિષે પણ આગળ કહેવામા આવશે સાપ કરડે તો તેનો અસરકારક ઉપાય કરવો કઠણ છે.

## (૫) ચેપ

ચેપ લાગવો એટલે શરીરનુ બગડવુ અથવા શરીરને ઝેર ચઢવુ. આખથી જોઈ શકાય એવા કેટલાક નાના જીવડાઓ જેવા કે કથીરીઓ, જુઆ, માખો અને જુદી જુદી જાતના કરમીઆ શરીરને ઇજા કરે છે હાલમા જાણવામા આવ્યુ છે કે આખો વડે મુશ્કેલીથી જોઇ શકાય એવા નાના જીવડા જેવા કે ખોઠાવા જીવડા રોગ ઉત્પન્ન કરે છે શુક્ષ્મદર્શક યત્રની મદદ વગર ના જોઇ શકાય તેવા લોહીમા થતા જીવડાઓ ઝેરણાજ અને કથીરીઓથી થતો તાવ ઉત્પન્ન કરે છે વનસ્પતિ વર્ગના ઘણાજ ઝીણા જતુઓ (Fungi Bacteria) ઘણા રોગો ઉત્પન્ન કરે છે જેવા કે ગળસુઢો કાળીઓ તાવ (Anthrax)

અને ગાડીઓ તાવ ( Black quarter )

રોગના કેટલાક જતુઓ સારામાં સારા સુક્ષ્મદર્શક યંત્રની મદદથી જોઈ શકાતા નથી છતા તેઓ રોગ ઉત્પન્ન કરે છે જેવાકે, બળીઓ, ખરવા અને મોવાસો, શીતળા અને હડકવા, જતુઓ શરીરમા પ્રવેશ કરી વૃદ્ધિ પામે છે અને ઝેર ઉત્પન્ન કરે છે અને તે શરીરના અગત્યના ભાગોને નુકશાન કરે છે.

ઢોરના ધણીઓને ખબર છે કે કેટલાક રોગોનો તો ફેલાવાનો સ્વભાવ હોય છે, કેટલાક જલદીથી ફેલાય છે જેવાકે બળીઓ, ખરવા અને મોવાસો અને કેટલાક ધીમેથી પ્રસરે છે જેવા કે ક્ષય, ચેપી ગર્ભપાત Contagious Abortion અને જોનનો રોગ રોગ ફેલાવવાનું કારણ રોગના જતુઓ છે; માંદા જનાવરોના સાજા જનાવરોના સંબધમા આવવાથી અથવા માંદા ઢોરના છાણ, મુત્ર, અને શ્વાસમાંથી નીકળતી હવા મારફતે ચેપી રોગો ફેલાય છે.

કેટલાક રોગોનો ચેપ માખો અને કથીરીઓના કરડવાથી ફેલાય છે જેવા કે ઝેરબાજ અને કથીરીઓનો તાવ ( Tick Fever. )

(૬) સોજો, તાવ, રોગમાંથી રક્ષણ અને રોગનો ભોગ થઈ પડવો.

જ્યારે કોઇ જીવતા પ્રાણીને ઇજા થાય છે, અથવા ચેપ લાગુ પડે છે, ત્યારે તે મરેલા પદાર્થની માફક એમને એમ રહેતુ નથી, પણ સાજુ થાય અગર મરી જાય ત્યા સુધી તેમા ફેરફાર થયા કરે છે. બળીઆ અથવા કાળીઆ રોગની માફક શરીર જલ્દીથી મરી જાય છે, અથવા તો ક્ષય રોગની માફક તે ધીમે ધીમે મરે છે તે ઇજા અથવા ચેપ લાબા વખત સુધી સહન કરે છે, અને ખબર ના પડે તેવી રીતે જીંદગી ટુંકી થાય છે જેમકે કરમીઆથી થાય છે અચાનક જ્યારે ચામડીમા વાગે છે અને પરૂ ભરાઈ ગુમડુ (Abscess) થાય છે, ત્યારે કેટલાક ફેરફારો થાય છે-ગરમી, દુખ, સોજો,-અને આ ફેરફારો જખમ થયા પછી જતુઓ શરીરમા પ્રવેશ ના કરે તેટલા માટે, પછીથી જતુઓને મારવા માટે, અને આખરે લોય આણી જખમને રૂઝવવા માટે થાય છે. આને સોજો એવુ નામ આપવામા આવ્યુ છે જ્યારે જતુઓ પ્રવેશ કરતા નથી ત્યારે ગુમડુ થતુ નથી, જેમકે પગની નસોનો મચકોડ. આમા તુટી ગએલી નસના તતુઓ પાસરા થાય છે અને નસ બરોબર ઉપયોગમાં આવે તેવી રીતે સારૂ થાય છે એટલા માટે સોજો ફાયદાકારક છે. કાળીઆ રોગના જતુઓ ચામડી મારફતે પ્રવેશ કરે છે, અને સ્થાનીક સોજો આવે છે, ત્યારે મટવાનો સભવ રહે છે પરતુ જ્યારે સ્થાનીક સોજો આવ્યા વગર જતુઓ આખા શરીરમા પ્રસરી જાય છે, ત્યારે જરૂર મરણ નિપજે છે.

કેટલાક રોગના જંતુઓ, મો, શ્વાસ, અથવા ચામડી મારફતે ( જેમકે ગાબો અને કથીરીઓનાકરડવાથી ) શરીરમા પ્રવેશ કરે છે તેઓ સ્થાનિક સોજો ઉત્પન્ન કરતા નથી, પણ શરીરમાં જલદીથી પ્રસરી જાય છે, અને અમુક વખત પછી રોગના સાધારણ ચિન્હ જણાય છે જેવાકે તાવ, ખાતા બંધ થવુ અને સુસ્તી વીગેરે જંતુઓના પ્રવેશ કર્યા પછીથી રોગ બરોબર દેખાતા કેટલોક વખત લાગે છે આ વખતને રોગને શરીરમા છુપો રહેવાનો વખત ( Period of incubation ) એવી સંજ્ઞા આપવામા આવી છે રોગના છુપા રહેવાના વખતમા જંતુઓ શરીરમા ત્વરાથી વધતા જાય છે, અને તાવ વીગેરે ચિન્હો સુચવે છે કે શરીરના અવયવો જંતુઓની વૃધ્ધિ અટકાવવાનો, અથવા તો જંતુઓનો નાશ કરવાનો, અથવા તો જંતુઓનુ ઝેર નાબુદ કરવાનો પ્રયત્ન કરે છે આવી રીતે એક જુવાન મજબુત જનાવર જેને ઘણો સખત તાવ આવી બળીઓ થયો હોય તે આખરે સારૂ થાય છે અને એક ઘરડુ દુબળુ પ્રાણી એજ રોગથી સપડાયુ હોય, અને થોડો તાવ આવ્યો હોય છતાએ બઠો થઈ, અશક્ત થઇ મરણ પામે છે

કેટલાક રોગો એક વખત થયા પછી તેને તેજ જનાવરને ફરીથી થતા નથી જેમકે બળીઓ, એટલે કે એક વખત થયા પછી ફરીથી તે રોગમાથી જનાવરને રક્ષણ મળે છે

રોગમાથી રક્ષણ થવુ ( Immunity ) એનાથી ઉલટુ રોગનો ભોગ થઈ પડવો ( Susceptibility ) કેટલાક વર્ગના જનાવરો કરતા અમુક રોગોમા વધારે સપડાય છે અને ઉમરના પ્રમાણમા રોગ ઓછો વતો લાગુ પડે છે પાશ્ચિમાત્ય દેશોમાથી લાવેલા ઢોર અને પહાડી ઢોરો કરતા મેદાનોના ઢોરને બળીઓ ઓછા પ્રમાણમા લાગુ પડે છે

મોટાં જનાવરો કરતા કેટલાક રોગો નાના વાછરડાને વધારે લાગુ પડે છે જેમકે ફુટો પાકયો, સફેદ ઝાડો, સડાવાળો ફેફસાંનો સોજો, કરમીઆથી અને કલેજાના જીવડાથી થતા રોગો ત્રણ માસથી બે વરસ સુધીના જનાવરો સાધારણ રીતે ગાઠીઆ તાવમા ( Black quarter ) વધારે સપડાય છે

## ( ૭ ) એપી રોગો

જ્યારે એકજ જનાવરને રોગ લાગુ પડે છે ત્યારે સ્પોરેડીક ( Sporadic રોગ એવુ નામ આપવામા આવ્યુ છે દ્રષ્ટાંત અજીર્ણ જ્યારે ઘણા ઢોરોને રોગ લાગુ પડે છે અને દેશમા ફેલાય છે ત્યારે એપીઝુઓટી Epizootic

રોગ એવી સંજ્ઞા આપવામાં આવી છે દ્રષ્ટાંત, બળીઓ ખાવા અને મોવાસો કેટલાક રોગ દેશના અમુક ભાગમાજ ફેલાય છે તેને એનઝુઓટીક -Enzootic રોગ કહે છે જેમકે ગાઠીઓ તાવ અમુક અક્ષુખેશયથી જમીનમાં થાય છે કથરગઓથી થતો તાવ કથીરીઓ વૃધ્ધી પામે તેવી એડીવનસ્પતિવાલી જમીનમા થાય છે અને કલેજાના જીવડા (Liver-fluke) ખાસ કરીને પાણીના ભરાવવાળી જમીનમા થાય છે કેટલાક એનઝુઓટીક રોગો અમુક રૂતુઓમા થાય છે જેમકે ગળસુંઠો ચોમાસાની શરૂઆત પછી થાય છે

કેટલાક ચેપી રોગો એક સરખી રીતે પ્રસરતા નથી જેમકે બળીઓ ત્રણ વરસ સુધી વધે છે એટલે મરણનુ પ્રમાણ ઘણુ હોય છે, અને પછીથી ત્રણ વરસ સુધી ઓછા થતો જાય છે, એટલે મરણનુ પ્રમાણ ઘટતુ જાય છે.

### ( રોગનો ઉપાય )

( અ ) રોગનો સ્વભાવ સમજવો, સમજ્યા વગર આગળ વધી શકાય નહી

( બ ) જ્યારે રોગ થાય છે ત્યારે રોગ મટાવવાને માટે કુદરત પ્રયત્ન કરે છે જેમકે અજીરણ પછી ઝાડો થાય છે સમજીને દવાઓનો ઉપયોગ કરવામા આવે તો કુદરતને રોગ મટાડવામાં મદદ મળે છે નહી તો નુકશાન થાય છે માણસના મેલેરીયા તાવનો ખાસ ઉપાય કવીનાઇન (કોઈનાન) છે એવી રીતે ઢોરના રોગના ખાસ ઉપાયો ઘણાજ થોડા છે જેમકે કથીરીઓના તાવનો ખાસ ઉપાય ટ્રાઇપન બ્લ્યુ ઝેરબાજનો ખાસ ઉપાય ટાર એમેટીક અને બેયર ૨૦૫, કલેજાના જીવડાનો રોગ ઉપર મેઇલ ફર્નનુ એકસ્ટ્રેકટ કરમીઆ ઉપર મોરથુથુ અને બીજી દવાઓ ખુલ્લા જખમો ઉપર જંતુનાશક દવાઓ (Antiseptics)

( ક ) કુદરતને મદદ કરવા માટે સારી માવજત, સ્વચ્છ રહેવાની જગ્યા, અત્યંત તાપ અને ઠંડીમાથી રક્ષણ અને જલદીથી પચી શકે તે અને જનાવરખાનાને લલચાવે એવો ખોરાક, એજ જરૂરી સાધનો છે

( ડ ) રોગનો પ્રવેશ અટકાવવા માટે વ્હેવારીક અને કરકસરથી બની શકે એવા ઉપાયો લેવા જોઇએ.

### ( ૯ ) રોગ અટકાવવાના સિધ્ધાંતો.

*(એ) રોગી જગ્યામાથી ઢોર તમારા પોતાના ઢોરના ટોળામાં લેવાં નહી.* બને ત્યા સુધી તમારા પોતાનાં ઢોર ઉછેરવા, પણ ખરીદ કરવાની જો જરૂર પડે તો જે ટોળામાથી ખરીદવાના હોય તે ટોળાની રહીવીની માહીતી મેળવી લેવી.

તે ગળામા કોઇ ચેપી રોગ છે કે નહી તે જાણવુ અને ખાસ કરીને કોઇ જીર્ણ ચેપી રોગ છે કે નહી તેની તપાસ કરવી, દ્રષ્ટાંત ચેપી ગર્ભપાત, ચેપી જુનો ઝાડો ( Johne's disease) કારણકે આવા રોગો એવી રીતે દાખલ થાય છે અને એક વખત દાખલ થયા કે નાબુદ કરવા ઘણાજ મુશ્કેલ છે

(બી) કોઇ ઢોરના બજાર આગળ મેળામાથી ઢોર ખરીદવાની તમારે જરૂર પડે તો તેવા ઢોર એક પખવાડીઆ સુધી તમારા પોતાના ઢોરથી જુદા રાખવા તે દરમીયાનમા કોઇ ચેપી રોગ આ ઢોરને લાગુ થયો હશે તો જણાઇ આવશે

(સી) તમારા ઢોરને બીજા ઢોર ભેગા ભળવા દેવા નહીં એક જગ્યાએથી બીજી જગ્યાએ તેમને લેઇ જવાની જરૂર પડે તો ધર્મશાળાઓ અને ઢોરને ઉતરવાની જગ્યાએ તેમને રાખવા નહીં, રસ્તે જનારા ઢોરાએ જે હવાડાઓમા અને તલાવડીઓમા પાણી પીધુ હોય ત્યા તમારાં ઢોરને પાણી પાવુ નહીં, કારણકે આવી જગ્યોએ ચેપી રોગવાળા ઢોર આવી ગયા હોય છે

(ડી) રોગ થતો હોય એવી જમીનમા તમારા ઢોરને રાખવા નહી એવી જમીન તમારી પોતાની હોય તો તેને ખેડી નાખવી, અને એક અથવા બે વરસ સુધી તેમા ઢોર રાખવા નહી

(ઇ) પડોશમા થતા ચેપી રોગો ઉપર ધ્યાન આપવુ અને જો તમારાં ઢોરને હરકત આવે તેમ હોય તો રસી મુકાવવી વીગેરે સાધનોથી તમારા ઢોરનુ રક્ષણ કરવુ

(એફ) ચેપી રોગની બાતમી રાખવી, અને પડોશમાં ચેપી રોગ હોય તો ખુબ ચેતતા રહેવું અને તમારા ઢોરને બીજા ઢોર ભેગા ભળવા દેવા નહિ, પરંતુ જ્યા બીજા ઢોર આવી શકે નહી એવા વાડામા રાખવા. રોગી જનાવરોના સબધમા આવ્યા હોય તેવા લોકોને તમારા ઢોરના સબંધમા આવવા દેવા નહી. પડોશમા રોગ બધ થઇ જાય ત્યાસુધી ઢોરનું સારી રીતે રક્ષણ કરવુ પટેલ તલાટીને અથવા ઢોરના ડાક્તરને રોગની ખબર આપવી

(જી) જાણવામા ના આવે એવા કોઈ કારણથી તમારૂ ઢોર મરી જાય તો તે અચાનક અથવા ઝેર ચઢવાથી અથવા કોઇ ના ફેલાય એવા રોગથી મરી ગયેલુ હોવુ જોઈએ ઉપરના કારણોથી મરણ નિપજ્યુ હશે એવી કોઇ સાબીતી ના હોય તો તે કાળીઆ રોગ અથવા ગળસુઢાથી થયુ હશે એમ જાણવુ, અને મુડદાની વ્યવસ્થા બરોબર કરવી, નહી તો કોઇ ભયંકર ચેપી રોગ ફાટી નીકળવાનો સભવ રહે બની શકે તો મુડદાને બાળવું ના બળાય તો ઉડુ દાટવુ

અને તે ઉપર મુડદાના વજન બરોબર કળીચુનો નાખવો, ચમારો ચામડુ લેતાની ના લે અને જગલી જનાવરો ખોદી ના કહાડે માટે આમ કરવાની જરૂર છે. કળીચુનો ના મળી શકે તો મુરદુ ખાડમા ઉતાર્યા પછી ચામડા ઉપર ચીરા કરવા અને ચામડુ બગાડવુ નહી અગર કોઇપણ જળાશયમા મુરદુ નાખવુ નહી જનાવરનુ તમામ ખાતર અને જે સામાન ગરણ પડેલા તેના ઉપયોગમાં આવ્યો હોય તે બાળવો અથવા દાટવો બાળીના શકાય એવો સામાન હોય તો એક અથવા બે દીવસ ફીનાઇલના પાણીમા ડુબાવી રાખવો ખુલ્લી જમીનમા જનાવર મરી ગયુ હોય તો જે જગ્યાએ તે મરી ગયુ હોય તે જગ્યાનુ ઉપરનુ પડ ખોદી કાઢવુ અને તે માટી જનાવરની સાથે બાળવી અથવા દાટવી જે જગ્યાએ જનાવર મરી ગયું હોય તે જગ્યાએ બીજા જનાવરો આવે નહી તે માટે વાડ કરવી.

(એચ) બળીઆનો રોગ થયો હોય તો ઢોરના દાકતરને બોલાવા બધા સાજા ઢોરાને તુરત રસી મુકાવવી

(આઇ) ઢોરના ટોળામાં સ્વચ્છના રાખવી જુઓ, કથીરીઓ, ચાચક વીગેરે ઢોરના શરીર ઉપર રહેવા દેવા નહી.

(જે) ઢોરનો વીમો ઉતારનારી સહાયકારી મડળીઓ સ્થાપવી અને એ બાબત મુબાઇ ઇલાકાની સહકારી મડળીઓના રજીસ્ત્રાર સાહેબ, પુના, પાસેથી માહીતી મેળવવી.

---

# "ખેતીવાડીને લગતું સાંચાકામ અને તેને દુરસ્તી કરનાર ખાતું."

## (ખેતીવાડી ખાતુ-મુબઇ પત્રિકાને નાં ૮ સને ૧૯૨૭)

### પ્રસ્તાવના

ખેતીવાડીને પાણી પુરવવા માટે ઘણી જાતના રસ્તાઓ લે સહેથી પડેલા —માણસ પોતાની શકતીથી હાથના સચાઓ ચલાવી પાણી પુરૂ કરી શકે તે બીજુ —હીદુસ્તાનની ખેતીવાડીમાં માણસની સાથે પશુશકતીનો એટલે મુખ્યત્વે કરીને બળદોનો ઉપયોગ અત્યાર સુધીમા કરવામા આવેલો છે ઉપર જણાવેલી શકતી ઉપરાત હાલના જમાનામાં લોકો જેને વીલાયતી કોલસા કહે છે (કોલ) તે, ઘાસતેલ, મોટરમા વપરાતું તેલ એટલે પેટ્રોલ અને લાકડાના કોલસામાથી નીકળતી એક જાતની ઉપયોગી હવા એટલે (ગેસ)

## અનુક્રમણિકા નં ૧

## ખેતીવાડી ખાતાના એન્જીનીયરની મુખ્ય પધ્ધતીઓ

૧ જ્યારે જ્યારે ખાતામા કોઇપણ જાતની ચોકકસાઈ કરવામા આવે છે ત્યારે ત્યારે બનતી તજવીજે તેનો જવાબ તાબડતોબ આપવામાં આવે છે તે ઉપરાન્ત જોઇતી માહીતી માટેના પ્રશ્નો સપુર્ણપણે અને પધ્ધતીસર પુછવામા આવેલા હોય છે ત્યારે કામ કરવાની રીત અને ખર્ચનો અદાજ પણ મોકલી આપવામા આવે છે જો માહીતી પુછનાર માણસ તદ્દન અજાણ્યો હોય અને સપુર્ણપણે માહીતી આપી શકે તેમ ન હોય તો તેણે ઓફીસને સરનામે કયા કામ માટે માહીતી જોઇએ છે તે જણાવવાથી ઓફીસ તરફથી તે દરેકની તપાસ રૂબરૂમા ઘેર બેઠા કોઇપણ જાતનો બદલો લીધા વગર કરી આપવામા આવશે

૨ જો તપાસ કરનાર માણસ અત્રેથી આપવામા આવેલી માહીતી પ્રમાણે ચાલવા ઇચ્છતો હશે તો તેને ખર્ચના અદાજનો આકડો આપવામા આવશે અગર તો તે ખર્ચના અદાજનો આકડો બહારો બહાર યત્ર-વેચનાર કુમ્પની તરફથી મેળવવો અને તેજ પ્રમાણે યંત્રોની ખરીદી તેમજ ગોઠવવાની વ્યવસ્થા પણ તેજ પ્રમાણે કરવી આ ખાતા તરફથી પણ તેવીજ જાતની દરેક ગોઠવણો જેવી કે યંત્રોની ખરીદી તેઓને ગોઠવવાની માહીતી અગર ગોઠવી આપી યંત્રો ચાલુ કરવા વીગેરેની વ્યવસ્થા કરી આપવામાં આવે છે

૩ આવા કામો માટે માલીકે કામ શરૂ કરતા અગાઉ અદાજપત્રમા (એસ્ટીમેટમા) જણાવ્યા પ્રમાણેની દરેક જાતની જેવી કે—યંત્રો ખરીદવાની તેને લગતી જરૂરીઆતની પરચુરણ સામાનની અને ગોઠવવા માટેના ખર્ચનો એમ દરેકનો ગણી ઠરાવીક ભાગ અમારી તરફ મોકલવો જોઇશે. રકમ મળ્યા પછી ( એટલે એડવાન્સ ) કામ હાથપર લેવામા આવશે

૪ ઠરાવીક રકમ ( એડવાન્સ ) ઓફીસમા પહોચ્યા પછી કામને લગતાં દરેક જાતના ડ્રૅાઇંગ્સ તઇયારકરી મશીનરીની ખરીદી કરવામાં આવશે અને તે આવ્યા પછી તેને ગોઠવવાની વ્યવસ્થા કરવામા આવશે, આવાં કામ કરાવનાર માણસે મકાનને લગતો સામાન, પાયાને લગતો સામાન અને મજુરી પુરી પાડવી પડશે

૫, મશીનરી ગોઠવીને ચાલુ સ્થીતીમાં માલીકને સોપવામાં આવશે અને ત્યાર પછી થયેલા ખરચનો પુરેપુરો આકડો માલીક પાસે વસુલ કરવામાં આ વશે. પૈસા વસુલ થયા પછી ઓફીસ તરફથી કોઇ પણ પ્રકારની લેવડ દેવડ

રહેશે નહી માલીકને ચાલું સ્થીતીમા મશીનરી (એન્જીન તેમજ બીજાં યત્રો) સોપ્યા પછી જે હમેશને માટે માલીકના તાબામા છે તેને માટે ડીપાર્ટમેન્ટ કોઈ પણ જાતનુ જોખમદાર રહેશે નહીં માત્ર વખત એ વખત જે યત્રોની નાદુરસ્તી થાય તો તે સુધારી આપવાની મદદ ડીપાર્ટમેન્ટ તરફથી કરવામા આવશે

૬ આ ખાતાનો મુખ્યત્વે કરીને એ હેતુ છે કે જેઓ ધધો શુ ચીજ છે તે સારી રીતે સમજી શકે છે, અને તેને કેળવી શકે છે, તેમજ તે (ધધો) પોતાનાજ બળપર ઉભા નહી કરવાની ઇચ્છા ધરાવે છે, અને જોઈતી પઈસાની મદદ છે તેવાઓનેજ જોઈતી માહીતી અને મદદ આપી ઉત્તેજન આપવું એ છે નહી કે જેઓ ધધાના નામના ખોટા બણગાં ફુકે છે, જ્ઞાન વગરના છે તેમજ-પઈસાની મદદ વગરના પણ છે તેવાઓને આ ખાતા તરફથી કોઈ પણ જાતની મદદ કરવામા આવતી નથી

૭ તે ઉપરાત જે માણસને મશીનરી (યંત્રો) શું ચીજ છે, તેમજ તેનો ઉપયોગ પણ કેવો છે, તેનુ બીલકુલ જ્ઞાન નથી, તેમજ જરૂર પુરતી પઈસાની મદદ અને યંત્રોને ઉપયોગી પડવા સાધનો મેળવી શકવાના સાધન નથી, તેવાઓને આવી જાતના "મશીનરી પ્લેન્ટસ" યત્રોથી ચાલતા સચાઓ ખરીદવા માટે આ ખાતું બીલકુલ સલાહ આપતુ નથી

"પમ્પીંગ પ્લેન્ટસ" યાંત્રીક બળથી પાણી કાઢવા માટે ગોઠવવાના સચાઓ માટે પસદ કરવાની જગ્યા માટેના ચાર જુદા જુદા નમુનાઓ, અ, બ, ક, ડ

નમુનો અ

પાણી કાઢવા માટે પસદ કરવામા આવેલી જગ્યા જો નદી કીનારે હોય તો નીચેના મુદ્દાઓ ધ્યાનમા લેવા

૧ ઉન્હાળામા કે જ્યારે ખાસ કરીને પાણીનુ લેવલ તદન ઓછુ હોય છે તે વખતનુ લેવલ અને ઉચામાં ઉચુ જમીનને પાણી પાવાનુ (પહોંચાડવાનુ) પોઈન્ટ જે હમેશનું હોય છે તે બેની વચ્ચે વધારેમા વધારે ૫૦'-૦" નુ અતર હોવુ જોઈએ પરતુ ઉપર જણાવેલા અતર કરતા જેમ જેમ ઓછું-અતર પમ્પને પાણી આપવાનુ હોય તેમ તેમ તેના ખરચમા ઘટાડો થતો જાય છે જેથી જ્યા આ અતર થોડામા થોડુ હોય ત્યા પમ્પીગ માટેની જગ્યા પસદ કરવી સલાહ ભરેલી છે.

૨ જ્યાં સુધી બને શકે ત્યાંસુધી નદી કીનારાને લગોલગની અને બરાબર લેવલમાં (સરખી સપાટીવાળી) પરંતુ, થોડા ઢળવાળી જમીન હોય તેવી જગ્યા પસંદ કરવી કે જેથી પમ્પથી પાણી કાઢી નદીકીનારાની નજીકમાં થોડી જગ્યામાં ધારીઓ કરી પાણી બધા પ્લોટપર સારી રીતે પહોંચાડી શકાય પરંતુ જ્યારે પ્લોટ ચઢાણવાળો હોય ત્યારે પાણીને પમ્પથી કાઢી જ્યાં પાણીને પહોંચાડવાનું હોય તે જગ્યા કરતા પાણીની જગ્યા ઉંચાઈપર રાખી તેમાં પાણી પડવાની વ્યવસ્થા કરવી જોઈશે અને ત્યારપછી પાણીને ધારીઆ મારફતે દરેક ઠેકાણે પહોંચાડવું પડશે આમ કરવાથી હમેશ ખર્ચનો વધારો તેમજ ધારીઆમાંથી પાણી બહાર નીકળી જવાનો સંભવ છે જેથી બને ત્યાંસુધી ઉતારવાળી જગ્યા પસંદ કરવી

૩ આવા કામને માટે ખાસ કરીને જમીન ફળદ્રુપ અને એકજ સપાટીવાળી હમેશ હોવી જોઈએ પરંતુ, જો જમીન ખાડા, ટેકરાવાળી હોય તો તેને બને ત્યાં સુધી એક લેવલમાં આણવાનો પ્રથમ પ્રયત્ન કરી ખેતીને લાયકની બનાવવી એજ સલાહ ભરેલું છે

૪ પમ્પ બેસાડવાની જગ્યા નદી કીનારે પસંદ કરવી અને તેમાં પણ ખાસ ઉન્હાળામાં જ્યાં પાણીનું લેવલ ઓછામાં ઓછું નહેતું હોય તેના સામ પાસમાં અને પાણી આપવાની ઉંસામાં ઉંચી લેવલ એ બે બાબત ધ્યાનમાં લઈ પસંદ કરવી આ જગ્યા પસંદ કરવામાં વખતે પમ્પની જગ્યાપર ખાસ ચોમાસાના પુરમાં પાણી ફરી વળે તેમ હોય તો પણ કોઈ જાતની હરકત નથી કારણ કે તેવા વખતમાં પમ્પને ચાલુ કરવાની જરૂર રહેતી નથી

૫ પમ્પની જગ્યા પસંદ કર્યા પછી ઓઈલ એન્જીન બેસાડવાની જગ્યા પસંદ કરવાની જરૂર છે અને તે એવી રીતે પસંદ કરવી કે વધારેમાં વધારે પાણી ખાસ ચોમાસામાં (રેલનું પાણી) આવતું હોય તેનાથી થોડી આગળ (દુર) પસંદ કરવી પરંતુ ઓઈલ એન્જીન અને પમ્પની પુલી વચ્ચે લગભગ ૧૫'–૦" થી ૨૦'–૦" સુધીનુંજ અંતર રહેવું જોઈએ તે ખાસ ધ્યાનમાં રાખવું.

## નમુના ખ

## પમ્પની જગ્યા બાબતની જરૂરીઆતો

૬. જ્યાં તમો પમ્પ બેસાડવા ઈચ્છતા હોય તે જગ્યાપર પહેલાં એક મજબુત પુરી પાડો અને પુલીથી દરેક જાતની મોહેસી ઉઠવું હમાઈ શીવેર

માપો આમ કર્યા પછી પણ જે ખુટી તમોએ મારેલી હોય તે તેમ ને તેમ જગ્યા પર તેવી રીતીમા રહેવા દો કારણ કે આના તન્ક્રથી ગોઠવવામા આવેલા અધીકારીને તમારી જગ્યાના તપાસણી કરવા માટે તે ખુટી તેજ જગ્યાની તપાસણી માટે ઉપયોગી થઇ પડે

નોટ — સવાલ ૧ થી ૫ સુધીમાં જે ઉભી ઉચાઇ માપવાની છે તે હમેશા જેવી રીતે કુવામા પથ્થર નાખી પડે તેવી રીતે એકદમ સીધી માપવી.

૭ જ્યારે માપવાની જગ્યાઓ ખુટીથી નીચે હોય ત્યારે પણીનુ અને જમીનનુ લેવલ એક લાંબી લાકડી ઉભી કરી તે લાકડી અને ખુટીને અદાજથી લેવલમા દોરી બાધી માપવી અગર જો માપવાની જગ્યા ખુટીથી ઉપર હોય એટલે ચઢાવ પર હોય તો તે ખુટીને એક લાકડી બાધી તે લાકડીને દોરી બાધવી અને લેવલમા દોરી પકડી માપ લેવુ

## નીચેના પ્રશ્નોના ઉતર તપાસ કરનારે આપવા

૧ છેલ્લા વીસ વર્ષોમા ઓછામા ઓછુ પાણીનું જે લેવલ રહેલુ હોય તે અને ખુટીની વચ્ચેનુ અંતર?

૨ ખુટીથી ગાડુ પાણીની સપાટી સુધીની અતર?

૩ છેલ્લા વીસ વર્ષોમા વધારેમા વધારે પાણીનુ લેવલ આવ્યુ હોય તે અને ખુટી વચ્ચેનુ અતર (ઉભુ)? જો એ રીતે માપી શકાતુ ન હોય તો ખુટીના પર પાણી આવેલુ હોય તો તે કહેવુ)

૪ ખાસ જરૂરીઆતના વખતમા એટલે નદીમા પુર આવેલુ હોય જેના પમ્પ ચલાવવાની જરૂર છે તે વખતની પાણીની સપાટી અને ખુટીની વચ્ચેનુ અતર — ? (તમારી નદીમા ઘણુજ પાણી (પુર) આવેલુ છે પરતુ તમને પાકો તગસાની અછત હોવાથી પાણી આપવાની જરૂર છે તેવા વખતમા ખુટી અને પાણીની સપાટીનો જે અતર રહે તે જણાવો)

૫ પમ્પ ડીલીવરી પાઇપ (પાણીનું છેવટનુ બીંદુ) માથી પાણી જે ઉંચા સુધી પહોચે છે તે બીંદુ અને ખુટી વચ્ચેનુ ઉભુ અતર જણાવો?

૬ કીનારાથી ખુટી અને ગાડુ પાણીની સપાટીનુ અતર?

૭ કીનારાથી ખુટી અને વધારેમા વધારે પાણીની રેખા આવી રહેલ તેનુ અતર?

૮ કીનારાથી ખુટી અને પમ્પથી પાણી જ્યા સુધી પહોચાડવાનુ હોય તેનુ અતર?

૯ તમારે પમ્પથી પાણી કેટલુ કાઢવુ છે અને કેટલુ ઉપયોગમા લેવુ છે તે જણાવો? (સરખુ ૮ કલાક કામ કરીને ગાડુ કટલા ગેલન પાણી જોઇએ છે આ...

કેટના એકર જમીનમા અને ક્યો પાક ના વગેરે કરવા માંગો છો તે જણાવો )

૧૦ સુકી મોસમમા એટલે ભર ઉન્હાળામા વધારેમા વધારે કેટલો પાણીનો જથ્થો મળી શકે તેમ છે ? ( કેટના કલાક સતત અને કેટલા કોશથી કામ કરીશો તેમ છો )

(સહી) ટબ્લ્યુ એમ શુટ,
ખેતીવાડી ખાતાના એન્જીનીયર સાહેબ, મુંબઈ, પુના.

## નમુનો ક

## જ્યારે કુવામાંથી પમ્પ વડે પાણી કાઢવુ હોય અને તેને લગની માહીતી પુછવામા આવે ત્યારે નીચે જણાવેલી વીગતો ધ્યાનમા રાખવી

ના ક—દરેક સપાટી (લેવલ્સ) જમીન પરથી માપવી જો કુવાની દીવાલો જમીન પર બાધવામા આવી હોય તો દીવાલની પર જમીનની લેવલની નીશાની કરવી અને ત્યાથી માપવુ

૧ વધારેમા વધારે વરસાદના દીવસમા પાણીનુ લેવલ ( સપાટી )

૨ કોશ શરૂ કરતા અગાઉ પરતુ, વરસાદના દીવસો પુરા થયા પછી કે જ્યારે આપણે પમ્પીંગની ખરી જરૂરીઆત છે તે વખતનુ પાણીનુ લેવલ

ના ક—ઉપરની કલમોમા પાણીનુ લેવલ માગેલુ છે તે વરસાદના દીવસોમા જ્યારે કુવામા વધારેમા વધારે પાણીનુ લેવલ થયેલુ હોય છે તે વખતનુ છે અને વરસાદના દીવસો છતા તમારા પાકને પાણીની જરૂરીઆત હોવાથી પમ્પીંગ કરવાની જરૂર છે તે વખતનુ છે

૩ વરસાદના દીવસોમા એક અગર વધારે આખા દીવસો કામ કરવા પછીનુ ચોકસ લેવલ ( દીવસના કેટલાક કલાક અને કેટલા કોશથી કામ કર્યું તે જણાવો )

૪ ખરા ઉન્હાળાના દીવસોમાં પાણીનુ લેવલ ( કોશ ચાલુ કરતા અગાઉ )

૫ ખરા ઉન્હાળાના દીવસોમા પાણીનુ લેવલ ( કોશથી કામ કર્યા પછીનુ )

ના ક—દીવસના કેટલા કલાક અને કેટલા કોશથી કામ કર્યું તે જણાવો

૬ જમીનની સપાટીથી તે કુવાના તળીયા સુધીનુ અતર.

૭ જમીનની સપાટીપર કુવાના દોરા ( બાજુની દીવાલો ) અગર મણ હોય તેની ઉચાઇ વીગેરેનુ માપ.

૮. જમીનની સપાટીપર કેટલી ઉંચાઇએ ડીલીવરી પાઇપનું પાણી પાડવુ છે તે

૯ કુવાની અંદરનો વ્યાસ (એટલે બાજુની દીવાલોની જાડાઇ બાદ જતા)

૧૦-૧૧ તમારે કેટલુ પાણી જોઇએ છે તે જણાવો (એટલે દીવસના કેટલા કલાક અને કેટલા કે શનુ પાણી જોઇએ તે સાથે જુદી જુદી જાતનો અગર એક જાતનો અને કેટલો પાક કરવા માગો છો તે જણાવો) તેમજ વરસાદના કયા કયા ભાગમા કયો કયો પાક કરવા ઇચ્છો છો તે પણ વીગતવાર જણાવો

૧૨ હાર ઉન્હાળામા કુવામા પાણીનો વધારેમાં વધારે જથ્થો ક્યારે અને કેટલો રહે છે તે જણાવો (દીવસના કેટલા કલાક અને કેટલા કોશથી કામ કરી શકાય છે તે જણાવો)

નોટ —સાથે જોડેલા ઠાયેગ્રામમાં (નુકશામાં ન ૧ થી ન ૯ સુધીના સવાલના જવાબ લખી બાકીના ન ૧૦ થી ૧૨ ના જવાબ સ્વચ્છ રીતે અને સંપુર્ણપણે લખી સાથે કુવાનો સાદો નકશો મોકલી આપવો

(સહી) ડબલ્યુ. એમ. શુટ
ખેતીવાડી ખાતાના એન્જીનીઅર સાહેબ,
મુંબાઇ પુના.

## નીચેના સવાલોના જવાબો અરજી કરનારે આપવા
### "પમ્પીંગ" "યાંત્રીક બળથી પાણી કાઢવું તે"

સવાલ —

૧ કેટલા એકર જમીન તમો પાણીથી પાવા માગો છો ?

૨ કેવી જાતનો પાક તમો ઉગાડવા માગો છો ?

૩ પાણી કાઢવાનો રસ્તો કયો છે, ? નદી કે કુવો

૪ તમો અગર તમારા કુટુંબમાથી કોઇપણ એન્જીન અને પમ્પ ચલાવી શકો છો કે કેમ ?

૫ તમારી પમ્પ બેસાડવાની જગ્યા તમારા નજીકના સ્ટેશનથી કેટલે દુર છે ?

૬ તમારે ત્યાનો ઉપયોગમા આવવાનો રસ્તો પાકો છે (મેટલવાળો) કે ખાડા રસ્તો છે ?

## ટ્રેક્ટરીંગ "યાંત્રીક બળથી ચાલતુ હળ"

૧ તમો આપણી સીઝનમા કેટલા એકર જમીન ખેડવા માગો છો?

૨ તમારે ત્યા આપણી સીઝનમા કેટલા કલાક તમો કામ કરી શકો છો?

૩ તમો અગર તમારા કુટુબ પઇકીનો કોઇપણ માણસ ટ્રેક્ટર ચલાવી અને તેની દુરસ્ત કરી શકે છે કે કેમ?

૪ તમારી ખેડવાની જમીન એક લેવલ છે કે ખાડા ખડીયાવાળી છે?

૫ તમારી જમીન કાળી છે કે લાલ રગની છે?

૬, ખેડવાની જમીનમા ઝાડના ઠુઠા અગર પત્થરની ખરડ અગર એવીજ બીજી જાતનો પદાર્થ છે કે કેમ?

૭ ટેક્ટરમાં બાળવા માટે કેરોસીન કે ક્રુડ ઓઇલ એ બેમાથી શું જલદી મળી શકે છે?

## ગ્રાઇન્ડીગ મીલ્સ દળવાની ચક્કીઓ

૧ તમો કેવી જાતનુ અનાજ દળવા માગો છો?

૨ એક કલાકનુ કેટલુ અનાજ? (પોંડ, હન્ડ્રવેટ, મણ, અગર તમારા ગામમા વપરાતુ માપ જણાવો)

૩ ચક્કીઓ ચલાવવા માટે તમારી પાસે કેવી જાતનું અને કયુ યત્ર છે? ઓઇલ એન્જીન, ગેસ એન્જીન, અગર સ્ટીમ એન્જીન છે)

૪ તમારે તમારી ચક્કીની દળવાની પ્લેટો સ્ટીલની કે પત્થરની જોઇએ છે?

## 'ઓઇલ મીલ્સ' તેલ કાઢવાની ઘાણીઓ

મીલ

૧ તમો કેવી જાતનાં બીયામાથી તેલ કાઢવા ઇચ્છો છો?

૨ દીવસમા કેટલો જથ્થો પીલવા ઇચ્છો છો? (તે પાઉંડ, મણ, અગર હન્ડ્રવેટમાં જણાવો)

૩ ઘાણીઓ (મીલ્સ) ચલાવવા માટે તમારી પાસે કેવુ યંત્ર છે? (ઓઇલ એન્જીન, સ્ટીમ એન્જીન કે વીજળીક શક્તીથી ચાલતી મોટર છે અગર બળદોની શક્તીનો ઉપયોગ કરવા ઇચ્છો છો?)

## 'કેઇન ક્રશર' શેરડી પીલવાના ચરખા

૧ એક કલાક અગર એક દીવસમા કેટલા ટન અગર મણ શેરડી પીલવી છે?

૨ એક દીવસમા કેટલા કલાક સંચો ચલાવવા ઇચ્છો છો?

૩ તમારે કેવી જાતનો સંચો જોઇએ છે? (બળદથી ચાલતો કે યંત્રથી ચાલતો)

૪ જો તમારે યંત્રથી ચલાવવાનો સંચો જોઇતો હોય તો તમો તેને માટે કેવી જાતનુ એન્જીન વાપરવા ઇચ્છો છો? (ઓઇલ સ્ટીમ અગર ગેસ)

૫ તમો અગર તમારા સગા પઇકી કોઇપણ માણસ સંચો અગર એન્જીન ચલાવી તેમજ દુરસ્ત કરી શકે તેમ છે કે કેમ? તે જણાવો

૬ તમારે એકજ ઠેકાણે બેસાડવાનો કે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાય તેવો સંચો જોઇએ છે?

## "થ્રેસીંગ મશીન" અનાજ ઉપણવાનુ યંત્ર.

૧ તમારે કઇ જાતનુ અનાજ ઉપણવુ છે ઘઉ જવાર કે બાજરી?

૨ કેટલુ અનાજ ઉપણવુ છે? (મણ, હંડ્રવેટ કે ટનમા જણાવો?

૩ દીવસના કેટલા કલાક કામ કરવુ છે?

૪ તમો યંત્ર ચલાવવા માટે કેવી જાતની શકતીનો ઉપયોગ કરવા ઇચ્છો છો? (ઓઇલ એન્જીન કે સ્ટીમ એન્જીન.)

૫ તમારે એક ઠેકાણે રાખવાનુ યંત્ર જોઇએ છે કે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાય તેવુ જોઇએ છે?

૬. તમો અગર તમારા સગા પઇકી કોઇ યંત્ર ચલાવી અને દુરસ્ત કરી શકે તેમ છે કે કેમ તે જણાવો?

## "ગ્રાઉન્ડ નટ શેલર" મગફળી "સીંગબીજો ફોડવાનુ યંત્ર"

૧. આ જાતનો (મગફળી) પાક તમારે કેટલા એકરનો છે?

૨ દીવસના કેટલા મણ (બંગાલી અગર સાદા) મગફળી ફોડવા ઇચ્છો છો?

૩ કેટલા કલાક દીવસના કામ કરવા ઇચ્છો છો?

૪ તમારે હાથથી ચલાવવાનુ યંત્ર જોઇએ છે કે પાવરથી ચલાવવાનુ જોઇએ છે?

૫ તમારે એક ઠેકાણે રાખવાનુ યંત્ર જોઇએ છે કે એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવાય તેવુ યંત્ર જોઇએ છે

૬ તમારી પાસે પાવર આપવાનુ કયુ સાધન છે (એન્જીન કે બળદથી ચલાવવાનુ ગીયરીંગ) તે જણાવો?

## "કોટન જીન" રૂ પીલવાનો ચરખો.

૧ તમારે રોલરવાળુ જીન કે કરવતીવાળુ જીન (ચરખો) જોઈએ છે?
૨ દીવસના કેટલા પાઉંડ અગર મણ રૂ પીલવા ઇચ્છો છો
૩ દીવસના કેટલા કલાક કામ કરવા ધારો છો?
૪ તમારે એક રોલરનુ કે બે રોલરનુ જીન (ચરખો) જોઈએ છે
૫ તમારી પાસે જીન (ચરખો) ચલાવવા માટે કયુ સાધન છે (ઓઈલ સ્ટીમ કે ગેસ એન્જીન છે)

૬. તમો અગર તમારા સગા પઇકી કોઇપણ માણસ સચો ચલાવી શકે છે. તેમજ રોલર જીનના રોલર અને મોજીનની કમતીઓ કેવી રીતે જોડવી અને જરૂરીઆતના વખતે તેની દુરસ્તી કેવી રીતે કરવી તે જાણે છે કે કેમ તે જણાવો

૭ તમારી નજીકમા એવી જાતનુ ( રૂ પીલવાનુ ) બીજુ કારખાનું છે
૮ તમારે ત્યાના રૂના તતુઓ મોટા છે કે નાના
૯ તમો તમારા ચરખાપર કેવી જાતનુ રૂ પીલવા ઇચ્છો છો

## "ચેફ કટર્સ" જનાવરોનાં ચારાના (ઘાસ કડબા વીગેરેના) ટુકડા પાડવાનું યન્ત્ર

૧ તમો કેવી જાતનો ચારો કાપવાને ઇચ્છો છો ( ઘઉં, જવાર, પરાળ કે ઘાસ તે જણાવો )
૨ દીવસના કેટલા મણ અગર પાઉંડ કાપવા ઇચ્છો છે
૩ તમારે હાથથી કાપવાનુ યત્ર જોઇએ છે કે પાવરથી ચાલતુ યત્ર જોઈએ છે
૪ જો તમારે પાવરથી ચાલતુ યન્ત્ર જોઈતુ હોય તો તમારી પાસે પાવર આપવા માટે કયુ એન્જીન છે, અગર બળદોથી ચાલતુ ગીયરીંગ છે
૫ તમારે કેવા બનાવટનુ યત્ર જોઈએ છે ઇંગ્લીશ બનાવટનુ કે દેશી બનાવટનું

ઉપર જણાવેલા યત્રો શિવાય બીજા જમે તે યત્રો વાપરવા ઇચ્છનારે મશીનની જાત, પાકની જાત, વગેરે ની સંપુર્ણ માહીતી સાથે અમ જી મોકલવી જોઇએ આવ્યા પછી તેનો જવાબ વીગતવાર આપવામાં આવશે સપુર્ણ માહીતી

# અનુક્રમણીકા નં. ૨.

## એન્જીન ડરાઇવરને ખાસ ધ્યાનમા રાખવાની સુચનાઓ

૧ જે માણસને એન્જીનપર કામ કરવા માટે નીમવામા આવેલો હોય છે તેને " એન્જીન ડરાઇવર " કહેવામા આવે છે ફીટર અગર એવીજ જાતનો બીજો હોદો આપ વાથી ગોટાળો થવા સંભવ છે

ડરાઇવરે સાંજરે દરરોજ બીજે દીવસે એન્જીન ચાલુ કયારે જોઇશે તેની તપાસ કરી જોઇએ અને તે પ્રમાણે તેણે ઓછામા ઓછું એક કલાક અગાઉ એન્જીનપર આવી હાજર થવું અને એન્જીનની સાફસુફાઇ કરી તેને ઘસારાનુ તેલ ( લુબ્રીકેટીંગ ઓઇલ ) તેમા બાળવામા આવતુ તેલ ( કેરોસીન કે ક્રુડ ઓઇલ ) વીગેરે તઇયાર રાખવું

૩ એન્જીનના દરેક ચળકતા ભાગોને બગડેલા તેલવાળા વેસ્ટથી સાફ કરવા

૪ દરેક ભાગો જેવા કે વાલ્વ અને તેના હાથા તેમજ બીજા તેવાજ ભાગોને તદન સાફ કરી તેને ચોખ્ખા વેસ્ટથી અગર પેરાફીન નામના પદાર્થથી લુછી સાફ કરવા પરંતુ તેનીપર લુબ્રીકેટીંગ ઓઇલ ( ઘસારાનુ તેલ ) લગાડવું નહી તેમજ તેવા ભાગોપર એમરીકલોથ નામનુ પોલીસ કરવાનુ સાધન આવે છે તે બીનકુનજે લગાડવું નહી ( પેરાફીનને બદલે ગ્યાસતેલ ચાલી શકશે )

૫ તેલ જવાના હોલ્સ અને તે રાખવાનાં સાધનો એટલે ( લુબ્રીકેટર્સ ) અઠવા વાડીયામા એક વખત સારી રીતે સાફ કરી તેઓને કેરોસીનથી ધોઇ સાફ કરવાથી તેલ ઘણી સારી રીતે અને વગર અડચણે જઇ શકશે

૬ તેલ રાખવાના સાધનો ( લુબ્રીકેટર્સ ) અઠવાડીયામા એક વખત કાઢી તેના ફ્લ્પ પેરાફીન અગર તેલથી સાફ કરી તેને પાછા બેસાડી દેવાં

૭ ફકત એ જાતનુ તેલ એન્જીનમા લુબ્રીકેટીંગ તરીકે વાપરવું બેરીંગ્સ પરના ( ઘસાંગની જગ્યા માટેના ) લુબ્રીકેટર્સમા અને તેવાજ બીજા બેરીંગમા લુબ્રીકેટીંગનુ ખાસ તેલ વાપરવુ અને સીલીન્ડરના લુબ્રીકેટરમા સીલીન્ડર લુબ્રીકેટીંગ તેલ વાપરવું તે શીવાય બીજું તેલ વાપરવુ નહી

તા. ક.—કોપરેલ અગર એરન્ડીયાનુ તેલ વાપરવુ નહી અને ખરીદવુ પણ નહિ

૮ એન્જીનો એકઝોસ્ટ વાલ્વ અઠવાડીયામા એક વખત કાઢી તેને સારી રીતે સાફ કરી પેરાફીન અગર કેરોસીનથી ધોઇ વાલ્વની સીટપર એમરી પાઉડરથી બોળ કરતો ઘસવો

તા. ક—વાલ્વ ઘસવો એનો અર્થ, વાલ્વ અગર તેની સીટને ચાલુમા સાધારણ ખાડા અગર કોઇ નુકસાન ન હોય તે કાઢી નાખી બેરીંગમા આણવા તે છે -

# જાહેર ખબર.

ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમા અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણ ને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમા છાપવાનુ ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામાં આવશે

| જાહેર ખબરની જાત | કેટલી લીટીઓ અથવા પાના | | |
|---|---|---|---|
| અનિત્ય | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટી કરતા વધુ નહીં | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દીઠ આઠ આનાથી કમતી નહીં | |
| | | ૨ અંક | ૪ અંક |
| | | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| કાયમની | પા પેજના | ૫—૦—૦ | ૯—૦—૦ |
| જાહેરખબરો | અર્ધા પેજ | ૮—૦—૦ | ૧૩—૮—૦ |
| | એક પેજના | ૧૧—૦—૦ | ૧૯—૦—૦ |

અંકના પાછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે બહાર ના દર કરતા સેકડે ૨૫) ટકા વધુ લેવામા આવશે.

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામા આવશે. કોઇ પણ જાહેર ખબર ભરૂચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહી હશે તો પત્રમા દાખલ કરવામા આવશે નહિ

ઈશ્વરલાલ નરસીલાલ દેસાઇ
ઓ૦ સેક્રેટરી
ભરૂચ ખે હુ ઉ મંડળ

☞ મહેરબાન ભરૂચ જીલ્લાના કલેક્ટર સાહેબની પરવાનગીથી નીમકતા દીનાથ ઠાકોરે ધી "વિક્ટોરીયા પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યુ અને ભરૂચ હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડી ખીલવનાર મંડળના વાઇસ પ્રેસીડન્ટ મે- સનાર ૯ ખા મોતીલાલ ચુનીલાલ સાહેબે છપાવી પ્રસીધ્ધ કર્યું

ગીતામાં છૂટીછૂટી વેરાયેલી નજરે પડે છે, પરંતુ કોઈ ઠેકાણે તેનું શાસ્ત્રીય ઢબે વર્ણન નજરે પડતું નથી. આથી પતંજલિએ યોગવિષયક સઘળું જ્ઞાન સાંગોપાંગ એકત્રિત કરી મુમુક્ષુઓના ઉદ્ધાર માટે ચાર પાદોમાં વિભક્ત કર્યું છે. આ દર્શનને પાતંજલ યોગદર્શન કહેવામાં આવે છે.

પ્રથમ પાદમાં ઉત્તમાધિકારી માટે સમાધિનું નિરૂપણ કરવામાં આવ્યું છે માટે તે પાદને સમાધિપાદ કહે છે. બીજું પાદ મધ્યમ તથા કનિષ્ઠ અધિકારીઓ માટે છે. તેમાં ક્રિયાયોગ અને અષ્ટાંગયોગનું બહુ જ માહિતીપૂર્ણ જ્ઞાન આપવામાં આવ્યું છે. ખાસ કરીને આ પાદમાં સાધનનું વર્ણન કરવામાં આવ્યું છે એટલે તેનું નામ સાધનપાદ છે. ત્રીજા પાદમાં યોગ વિષે જિજ્ઞાસુના હૃદયમાં શ્રદ્ધા સ્થાપવા માટે સંયમશક્તિથી પ્રાપ્ત થતી અનેકાનેક વિભૂતિઓનું રસપ્રદ વર્ણન કરવામાં આવ્યું છે, તેથી તેનું નામ વિભૂતિપાદ છે. અને ચોથા પાદમાં યોગના મુખ્ય ફળ કૈવલ્યનું વર્ણન કરવામાં આવ્યું છે, તેથી તે પાદનું નામ કૈવલ્યપાદ રાખવામાં આવ્યું છે. આ તો માત્ર બધાં સૂત્રોનો અનુક્રમણિકારૂપે સાર જ આપવામાં આવ્યો છે.

યોગશાસ્ત્રનો પ્રધાન ઉદ્દેશ એ છે કે મનમાં ઉત્પન્ન થતી ચંચળ વૃત્તિઓ, રાગ, દ્વેષ, અહંતા, અભિનિવેશ વગેરે ચિત્તના વિક્ષેપોને ધારણા, ધ્યાન અને સમાધિ દ્વારા દૂર કરી મનુષ્યની અંદર રહેલ તેનું વાસ્તવિક સ્વરૂપ જાણી આત્માની અગાધ શક્તિ અને અગાધ જ્ઞાન પ્રાપ્ત કરવાં અને સ્વસ્વરૂપમાં સ્થિર રહેવું; જેથી સંસારના ઝંઝાવાતો, દ્વંદ્વો વગેરે મનની સ્થિરતાનો ભંગ ન કરે અને મનુષ્ય પોતાની જાતને સંપૂર્ણપણે ઓળખે.

'योगश्चित्तवृत्तिनिरोधः' એ પાતંજલયોગનું પ્રસિદ્ધ સૂત્ર છે. ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો તેનું નામ યોગ. આ ચિત્ત શું અને વૃત્તિઓ શું છે તે સમજવાની ખાસ જરૂર છે. આપણને આંખો છે, પરંતુ તે માત્ર આંખો કંઈ પદાર્થને જોઈ શકતી નથી. આંખો સાજી અને સારી હોય છતાં આંખ પદાર્થને જોઈ શકતી નથી. ઘણા માણસો ઊંઘતા હોય છતાં આંખ ઉઘાડી રાખે છે, પરંતુ તે વખતે કોઈ પદાર્થને જોઈ શકતા નથી. આપણા મગજની અંદર જે નેત્રેન્દ્રિય રહેલી છે, તેનો જો નાશ કરવામાં આવે તો એકલી આંખ કશું જોઈ શકતી નથી. આ નેત્રેન્દ્રિય સાથે મનનો સંયોગ પણ આવશ્યક છે. એટલે પદાર્થના દર્શન માટે ત્રણ વસ્તુઓ જરૂરી છે. તે એ કે નેત્રેન્દ્રિયનું બાહ્ય ગોલક, નેત્રેન્દ્રિય અને મન. આ રીતે ત્રણેનો સંયોગ થતાં દર્શનની ક્રિયા શરૂ થાય છે; અને બાહ્ય પદાર્થ આપણા મનમાં એક જાતની પ્રતિક્રિયા ઉત્પન્ન કરે છે.

આ પ્રતિક્રિયાને પરિણામે મનમાં વૃત્તિઓ ઉદ્દભવે છે. આ રીતે આપણા દૈનિક જીવનમાં આપણે ઘણી વસ્તુઓ જોઈએ છીએ, સાંભળીએ છીએ, સૂંઘીએ છીએ, અડીએ છીએ. આ બધી ક્રિયાઓની સામી પ્રતિક્રિયાઓ જન્મે છે. અને તે મનમાં એક પ્રકારની વૃત્તિઓ જન્માવે છે. આને લઈને મન શુદ્ધ રહેતું નથી. મન કેવળ 'મન'ની અવસ્થામાં નહિ રહેતાં 'વૃત્તિઓ'ની જ અવસ્થામાં રહે છે મન પોતે જ વૃત્તિઓનું સ્વરૂપ ધારણ કરે છે. મનની આ જાતની આદત સ્વાભાવિક છે. ઉપનિષદકાર કહે છે કે 'पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः। બ્રહ્માએ ઇંદ્રિયોને બહિર્મુખી કરી છે' એટલે ઇંદ્રિયો સ્વાભાવિક રીતે બાહ્ય વિષયોને જ સ્વીકારે છે અને તેની પ્રતિક્રિયારૂપે મનમાં અનેક પ્રકારની વૃત્તિઓ જન્મે છે.

આ વસ્તુ આપણે એક ઉદાહરણ લઈ સમજીએ. એક શાંત, સ્વચ્છ જળવાળા જળા-

શયની કલ્પના કરો તેમાં એક નાનો એવો પથ્થર નાખો, તો પાણીમાં અનેક વર્તુળો થશે અને લઈને જળની સપાટીની શાંતિનો ભંગ થશે. અહી પદાર્થો પથ્થરને સ્થાને છે શાંત જળાશય વૃત્તિરહિત મનને સ્થાને છે અને જળાશયમાં ઉત્પન્ન થતાં વર્તુળો મનમાં ઉદ્‌ભવતી વૃત્તિઓને સ્થાને છે ભગવાન પતંજલિ કહે છે કે જો આ વૃત્તિઓનો નિરોધ કરવામાં આવે તો યોગ પ્રસ થાય. મૂળ મનમાં કેટલી શાંતિ હોવી જોઈએ તેની કલ્પના આપણે વૃત્તિયુક્ત મનવાળા માણસો કેવી રીતે કરી શકીએ ? જો આપણું મન વૃત્તિઓથી તદ્દન રહિત થાય તો તે શુદ્ધ સ્ફટિક સમાન નિર્મળ થાય છે અને તેમાં આપણા શુદ્ધ સ્વભાવનું દર્શન થાય છે આ શુદ્ધ સ્વભાવનું દર્શન તે જ યોગ આપણા શુદ્ધ મળરહિત સ્વત્વનું દર્શન અને ભાન તે જ યોગ છે 'યોગ' શબ્દ 'યુજ્' ધાતુ ઉપરથી વ્યુત્પન્ન થયેલો છે તેનો અર્થ 'જોડવું' થાય છે કોનું કોની સાથે જોડાણ કરવું ? આપણા સ્વત્વનું શુદ્ધ સ્વત્વ સાથેનું જોડાણ તે યોગ

'तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्।' ત્યારે એટલે કે જ્યારે મન બધી વૃત્તિઓથી મુક્ત થાય છે ત્યારે જોનારનું સ્વસ્વરૂપમાં અવસ્થાન થાય છે જ્યારે મન નિર્મળ, શુદ્ધ અને તરંગરહિત બને છે, ત્યારે આપણે આપણા સ્વરૂપને જોઈ શકીએ છીએ 'वृत्तिसारूप्यमितरत्र'। પરંતુ જ્યારે મન વૃત્તિરહિત થતું નથી ત્યારે તો દ્રષ્ટા વૃત્તિ સાથે તદાકાર થાય છે અને વૃત્તિઓને જ સ્વસ્વરૂપ માની બેસે છે એટલે સુખદુઃખ, લાભહાનિ શીતઉષ્ણ વગેરે દ્વન્દ્વોથી પર થઈ શકતો નથી

ત્યારપછી ભગવાન પતંજલિ આ યોગ સિદ્ધ કરવા માટે સાધનમાર્ગ બતાવે છે આ સાધનમાર્ગનો અંગીકાર દરેક જણ કરી શકે છે તેમણે બતાવેલ માર્ગ અતિવ્યાપક અને બુદ્ધિગ્રાહ્ય છે આ યોગશાસ્ત્રની રચના સાંખ્ય શાસ્ત્રની રચના ઉપર થયેલી છે આ સર્વ આંતરબાહ્ય જગતની ઉત્પત્તિ વિષે સાંખ્યશાસ્ત્રની કરેલી મીમાંસા અત્યંત ન્યાયયુક્ત અને વૈજ્ઞાનિક છે કશું શ્રદ્ધા ઉપર છોડવામાં આવ્યું નથી ભગવાન પતંજલિએ સૂચવેલા સાધનમાર્ગોમાં ક્રિયાયોગ અને અષ્ટાંગયોગ એ મુખ્ય માર્ગો છે આ અષ્ટાંગયોગને રાજયોગ પણ કહેવામાં આવે છે રાજયોગના પ્રધાન પુરસ્કર્તા શ્રી ભગવાન પતંજલિ છે પતંજલિના યોગદર્શનનાં સૂત્રો ઉપરના ટીકાકારો રાજયોગને જરા ગૂઢ કરી મૂકે છે દાખલા તરીકે, ભગવાન પતંજલિ પ્રાણાયામ વિષે ખાસ ઊંડી ચર્ચામાં નહિ ઊતરતાં માત્ર એટલું જ કહે છે કે પ્રાણનો સંયમ કરવાથી મન ચાંચલ્યરહિત થાય છે, પરંતુ ત્યારપછીના યોગાચાર્યોએ પ્રાણાયામને રાજયોગમાં મુખ્ય સ્થાન આપી દીધું છે

આમ આપણે જાણી લઈએ કે મનનો સંયમ કરવામાં રાજયોગનું શિક્ષણ અતિમહત્ત્વનું છે પ્રભુને પ્રાપ્ત કરવાના મુખ્ય ત્રણ માર્ગો જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ છે આ ત્રણ માર્ગો પૈકી કોઈ એક માર્ગમાં વૈજ્ઞાનિક રીતે પ્રગતિ સાધનારને આ રાજયોગ અતિમહત્ત્વનો છે એમાં બતાવેલી ક્રિયાઓનું અનુષ્ઠાન જો મનુષ્ય શરૂઆતમાં કોઈ ગુરુના ઉપદેશ અનુસાર કરે અથવા તો જો પોતે સંસ્કારી જીવ હોય તો પોતાના હૃદયમાં ઉદ્‌ભવતી પ્રેરણા અનુસાર કરે તો પોતાના કેન્દ્ર તરફ પ્રવાસ કરનાર પાન્થને આ પતંજલ યોગનું શિક્ષણ અને અનુષ્ઠાન સત્વર સિદ્ધિ આપશે તે નિઃસંદેહ છે મનની એકાગ્રતા પ્રાપ્ત કરવામાં યોગ એ એકમાત્ર ઉપાય છે મનુષ્યને વ્યાવહારિક તેમ જ પારમાર્થિક ક્ષેત્રમાં આ એકાગ્રતાની આવશ્યકતા રહે છે વ્યગ્રચિત્તવાળો માણસ વ્યવહારમાં પણ નકામો ઠરે છે

# [illegible]

ડૉ. નાથાલાલ જે. દવે

શક્તિ ને ઉંમરનું પ્રમાણ ધ્યાનમાં રાખ્યા વિના વધુ માનસિક બોજ ઉપાડવામાં આવે તો તેને પરિણામે અપૂરતી ઊંઘ, મંદાગ્નિ, હાથપગમાં કળતર, વારંવાર શરતચૂક, આંખો ઊંડી જતી ને વિચારભ્રમ એવી પરંપરા થાય છે. શહેરની ગુજરાતી પ્રજામાં આ રોગના દરદીઓ દિનપ્રતિદિન વધતા જાય છે. એવા સંજોગોમાં મગજ સાથે જ એને કેમ પડવું છે તે સર્વ માટે અહીં ચર્ચાયેલો પ્રશ્ન વિચારણીય બની રહે છે.

આજના સુધરેલા જમાનામાં આ વ્યાધિના દરદીઓ વિશેષ જોવામાં આવે છે.

આપણા સમાજની રહેણીકરણી તથા આહારવિહારનો થતો હીન, મિથ્યા અને અતિયોગ તેનું મુખ્ય કારણ છે. અત્યારે સંપૂર્ણ તંદુરસ્તી ભોગવતા માણસો ઘણા થોડા જ જોવામાં આવે છે. તેમને કંઈ ને કંઈ ફરિયાદ કરતા સાંભળીએ જ છીએ. તેમાં કેટલીક ફરિયાદો તો એવી વિચિત્ર હોય છે કે દરદી પોતાને શું રોગ થાય છે તે જાણી પણ શકતો નથી, તેમ જ ચોક્કસ કહી પણ શકતો નથી. તેથી કરીને વૈદ્યો તેમ જ ડૉક્ટરો તેવી અધૂરી અને અચોક્કસ હકીકતો ઉપરથી શો વ્યાધિ છે તેનો નિર્ણય કરી શકતા નથી અને પરિણામે આડીઅવળી ચિકિત્સા થાય છે અને જોઈએ તેવું સુંદર પરિણામ આવતું નથી.

આ જમાનામાં સેંકડે પોણોસો ટકા જેટલા યુવાનો દુર્બળ, નિરુત્સાહી આંખના ડોળા અંદર બેસી ગયેલા અને ગાલમાં ખાડા પડી ગયેલા હાડપિંજર જેવા જોવામાં આવે છે. તેમાંના કેટલાક તો ઊંચી કેળવણી લીધેલા અગર તો ચાલુ અભ્યાસ કરતા હોય, તેમ જ હાલના જમાનાની બેવકૂફી ભરેલી ફેશન પ્રમાણે જિંદગી ગુજારતા હોય છે. વળી કેટલાક અકાળે વૃદ્ધત્વ પામેલા, શિથિલ, પોતાનો કામધંધો પણ માંડમાંડ ચલાવતા હોય, તેમ જ વાંચવાલખવાનું કામ પણ જેમતેમ બળાત્કારે માંડમાંડ કરતા હોય, અને વાતવાતમાં માથું ચડી આવતું હોય તેવા પણ વિશેષ જોવામાં

---

આધ્યાત્મિક ક્ષેત્રમાં તો અનેકશાખીય મન અતિવિક્ષેપકારક છે એટલે આ ક્ષેત્રમાં તો તેની પૂરેપૂરી આવશ્યકતા છે.

આ રાજયોગના ચાર પાદોના સમગ્ર સિદ્ધાંતોને ટૂંકમાં આવરી લેનાર પરંપરાથી ઊતરી આવેલો સંગ્રાહક શ્લોક નીચે પ્રમાણે છે:

निदानं तापानामुदितमथ तापाश्च कथिताः
सहाङ्गैरष्टाभिर्विहितमिह योगद्वयमपि ।
कृतो मुक्तेरध्वा गुणपुरुषभेदः स्फुटतरो
विविक्तं कैवल्यं परिगलिततापा चितिरसौ ॥

આ ગ્રંથના પ્રથમ પાદમાં–આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક–આ ત્રિવિધ તાપનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે; અને તે દુઃખો શા કારણથી ઉદ્ભવે છે તેનું કારણ પણ સૂચવવામાં આવ્યું છે બીજા પાદમાં સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત નામના બે પ્રકારના યોગનું, યોગનાં આઠ અંગો સહિત વર્ણન કર્યું છે. ત્રીજા પાદમાં ગુણ અને પુરુષનો વિવેક અથવા પ્રકૃતિ–પુરુષનો વિવેક કે જે મોક્ષનું સાધન છે તે મુક્તિમાર્ગ વિશેષ રીતે સ્પષ્ટ કર્યો છે: અને ચતુર્થ પાદમાં આ ચેતનશક્તિ–ઉપરોક્ત ત્રિવિધ તાપથી તદ્દન રહિત છે એમ કૈવલ્યના કથન વડે સ્પષ્ટ કરી બતાવ્યું છે.

★

આવે છે હાથ અગર પગમાં કળતર થતી હોય તો કોઈ કહેશે કે મારુ લોહી બગડી ગયુ છે, તો કોઈ કહેશે કે મને ધાતુની નબળાઈ છે, અગર પેશાબ કરતાં ધાતુ જાય છે તો કોઈ કહેશે કે મને ગૃહસ્થાશ્રમ ભોગવવાની ઇચ્છા થતી નથી।

આવા આ જમાનાની આપણે હકીકતો અને ફરિયાદો સાંભળીએ છીએ ને આપણે આપણા પૂર્વજોની શારીરિક સંપત્તિ સાથે સરખામણી કરીએ છીએ તે વખતે આપણને દિલગીરી થાય છે અને શરમાવા જેવુ લાગે છે ક્યાં તેમના ગુલાબી અને હૃષ્ટપુષ્ટ ચહેરા અને ક્યાં આપણાં હાડપિંજર જેવાં ગાત્રો ! અત્યારે માણસો જ્યાં ત્રીસ-બત્રીસ વયનાં માંડ થાય છે અને બધા દાંત પડવા માંડે છે અગર કઢાવવા પડે છે જ્યારે આપણા વડીલો એંસીએંસી વર્ષની ઉંમ ના હોય છતાં એક પણ દાંત ગયો ન હોઈ સંપૂર્ણ નીરોગી હોય છે અત્યારે જ્યાં છોકરાં દસપંદર વરસની ઉંમરનાં થાય છે ત્યાં તો આંખે ચશ્માં આવી ગયાં હોય છે, ત્યારે આપણા વડીલો તો ઠેઠ વૃદ્ધકાલ પર્યંત પણ બધુ વાંચી લખી શકતા. આ બધાનુ કારણ આપણી કુટેવો, સાચા પોષણનો અભાવ, વેજીટેબલ ઘી ખાવાનું, ચોખ્ખુ દૂધ મળે નહિ, दधि न भुंक्ते कथं घृतस्य का वार्ता ? 'દહીંનુ તો નામ પણ સાંભળવાં મળતું નથી, ત્યાં ઘી મળવાંની તો વાત જ શી કરવી ?' અને તેને બદલે વધારામાં, આખો દિવસ ચાના રગડા ઢીંચવા તથા સિગારેટો ફૂંક્યા કરવી, ને રાતના ખોટા ઉજાગરા, કરવાના કેટલાક તો પોતાને બહુ જ થોડી અગર મોડી ઊંઘ આવવામાં જાણે કેમ ગૌરવ લેતા હોય તેમ બીજાને ફેશનમાં કહેતા હોય છે, કે 'ભાઈ, આપણને તો બાર વાગ્યા પહેલાં ઊંઘ આવે જ નહિ !' કેમ જાણે એમ કહેવામાં કાંઈ મોટાઈ આવી જતી હોય ! ખાસ કરીને મોટાં શહેરો મુંબઈ, અમદાવાદ, કલકત્તા વગેરેમાં આવા લોકો વિશેષ જોવામાં આવે છે

આ સિવાય આ રોગમાં–મગજની નબળાઈ થવામાં હાલ કેટલીક બિનજરૂરી તેમ વધારેપડતી કેળવણી પણ કારણભૂત લાગે છે છોકરાઓની કુમળી વયમાં જ તેમને એટલા બધા વિષયો ભણાવવામાં આવે છે કે તેમનુ કુમળુ મગજ ઊગતાં જ બહેરુ થઈ જાય છે આપણા સદ્‌ભાગ્યે આપણા દેશના નેતાઓને મોડેમોડે પણ તેનું ભાન થયું છે અને તેમાં યોગ્ય સુધારાઓ થઈ રહ્યા છે તેમાં પણ હેલ્થ શ્રીયુત સર્વપલ્લી રાધાકૃષ્ણનનો અહેવાલ યોગ્ય પ્રકાશ પાડે છે અંગ્રેજીમાં જેને ન્યુરેસ્થેનીઆનો રોગ કહે છે તે આ રોગ મોટાભાગે જેઓને વધારેપડતુ મગજનુ કામ કરવુ પડતું હોય જેવા કે વકીલો, વિદ્યાર્થીઓ, કારકુનો ન્યાયાધીશો, મહેતાજીઓ, વાંચુ લખનારાઓ દલાલો વગેરેમાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે

આ વ્યાધિમાં ઉપર જણાવ્યા પ્રમાણેનાં લક્ષણો અને ચિહ્નો થાય છે એ ઉપરથી એના વ્યાપકતા કેટલી બધી છે તેનો વાચકને સહેજ ખ્યાલ આવી જશે અને એ ચાલુ જમાનાને એક મુખ્ય વ્યાધિ હોઈ તે વિષે પણ કાંઈ જાણવું જરૂરી છે

હવે આપણે આ વ્યાધિ થવાનાં કારણો જોઈએ મગજ ઉપર વધારેપડતો બોજો તેમજ હદ કરતાં વધારે અપાતો મગજને શ્રમ એ મુખ્ય છે તે સિવાય હસ્તદોષ વીર્યનો હીન, મિથ્યા અને થતો અતિયોગ વધારેપડતી કામવાસના, પ્રતિકૂળ સંજોગોને લીધે પરાણે પળાતુ બ્રહ્મચર્ય, દુ:ખી ગૃહસંસાર રાતના ખોટા ઉજાગરા, ખરાબ કામોત્તેજક નવલકથાઓનું વાચન, સાચા અને સારા પોષણનો અભાવ વગેરે મુખ્ય છે બંધકોષ તથા વારંવાર થઈ આવતું અજીર્ણ પણ આ વ્યાધિ થવામાં અમુક ભાગ ભજવે છે હવે આપણે ન્યુરેસ્થેનીઆ વ્યાધિનાં ખાસ ચિહ્નો જોઈએ

આ વ્યાધિ લાંબો વખત રહેતાં દરદી ચીડિયો થઈ જાય છે, વાતવાતમાં ક્રોધે ભરાય છે. કોઈની સાથે સારી રીતે વાત પણ કરી શકતો નથી, વહેમી થઈ જાય છે, ખોટીખોટી મનમાં બીક પેસી જાય છે. કોઈ કોઈ વાર કહેશે કે મારા મગજમાં અમુક જાતના અવાજ થાય છે. બીજાની સાથે બેઠો હોય પણ દરદીને લાગે કે જાણે પોતે એકલો જ બેઠો છે અને જ્યારે ખરેખરો જ એકલો હોય ત્યારે તેવે વખતે તો તેને બહુ જ બીક લાગ્યા કરે છે. આ જાતના રોગોને અંગ્રેજીમાં મોનોફોબિયા (Monophobia) કહે છે. કોઈ વખત જાણે તે કેમ કોઈ જંગલમાં અટવાઈ ગયો હોય તેમ લાગ્યા કરે છે. જરા પણ ખડખડાટ કે કંઈ અવાજ થાય તો તરત ભડકી ઊઠે છે અને શરીરે પરસેવો છૂટવા માંડે છે. કોઈ કોઈ વાર કેમ જાણે તેનું આખું ઘર હાલતું હોય, અગર અમુક વસ્તુ તેના માથા ઉપર પડશે એવું તેને લાગ્યા કરે છે. કેટલાક આવા દરદી બહુ જ શરમાળ થઈ જાય છે, કોઈની સાથે ખુલ્લી વાત પણ કરી શકતા નથી. દરેક બાબતમાં વહેમી થઈ જાય છે, જોખમદારીવાળું કામ કરી શકતા નથી. કંઈ ભૂલ થઈ જશે અગર તો ભૂલ થઈ ગઈ છે એમ ખોટી રીતે માની લે છે. કેટલાકને અમુક જાતના ચાળા કરવાની ટેવ પડી જાય છે, કેટલાક એકલાએકલા બબડ્યા કરે છે, કેટલાકને શુકન–અપશુકનના વહેમ ભરાઈ જાય છે. આવાં અનેકજાતનાં માનસિક અવ્યવસ્થાનાં ચિહ્નો જણાઈ આવે છે. મતલબ કે તે મગજની વ્યવસ્થાનું સમતોલપણું ગુમાવી બેસે છે. આવા દરદીઓને રાત્રે ઊંઘ પણ નજીવી જ આવે છે.

આ વ્યાધિથી પીડાતા રોગીઓ ઘણા મૂંઝાયેલા રહે છે અને તેથી કેટલાક ભેલાગુ ઊંટવૈદો તેનો ગેરલાભ ઉઠાવે છે. કેટલાક બણગાં ફૂંકનારી એવી ખોટી જાહેર ખબરોથી ભોળાઈ તેવા ખોટા ઉપચારોનો આશરો લે છે; પણ તેથી તેમ જણાવ્યા પ્રમાણે ફાયદો થતો નથી તેમ જ પોતાનો રોગ મટશે જ નહિ, એવો વહેમ વધારે સજ્જડ થતો જાય છે અને દરદી પરેશાન થાય છે. માટે આવા મોટા ધાપલિયાઓથી સાવચેત રહેવું અને તેમાં ન ફસાતાં કોઈ સારા વૈદ્ય અગર નિષ્ણાત ડૉક્ટરની સલાહ લઈ તે પ્રમાણે વર્તવું. પોતાના વૈદ્ય અગર ડૉક્ટર પાસે પોતાની કોઈ પણ હકીકત છુપાવવી નહિ. જે નક્કર હકીકતો હોય તે બધી જ કહેવી. જેથી તેના ઉપાયો લેવામાં સરળતા થાય અને રોગ જલદી મટી શકે. કેટલાક દરદીઓ શરમના માર્યા પોતાની કુટેવો અને બીજી એવી હકીકતો છુપાવે છે તેથી ફાયદાને બદલે નુકસાન થાય છે; માટે તેવું બિલકુલ કરવું નહિ.

જો બંધકોષ રહેતો હોય તો અઠવાડિયામાં એકાદવે વખત એરંડિયું અગર ત્રિફળાની ફાકી જેવો હલકો સાધારણ જુલાબ લેતા રહેવું. ખાવાપીવામાં નિયમિત રહેવું. રાત્રે ઊંઘ આવે કે ન આવે પણ અમુક ચોક્કસ વખતે સૂઈ જ જવું, તેમ કરતાંકરતાં ટેવ પડી જશે અને ઊંઘ આવી જશે. માથામાં રાત્રે તેલ (ધૂપેલ) ઘસાવવું. મન આનંદમાં રાખવું. પોતાને કંઈ વ્યાધિ છે જ નહીં, પોતે તદ્દન તંદુરસ્ત છે એમ માનવું. કેટલીક વાર દરદીઓ કંઈ ન હોવા છતાં પણ પોતાને કંઈક બીમારી છે એવું માની લે છે; માટે જેને અંગ્રેજીમાં વિલપાવર કહે છે તે પોતાનું હૃદયબળ કેળવવું ને બિલકુલ નાહિંમત થવું નહિ. પોતાને આનંદ આપે તેવા આનંદી મિત્રોનો સહવાસ રાખવો. સંગીતનો શોખ હોય તો તે પણ શીખવું અગર સાંભળવાની ટેવ પાડવી. સંગીત આવા મગજના વ્યાધિઓ મટાડવામાં અગત્યનો ભાગ ભજવે છે. પોતાનાં નાનાં બચ્ચાંઓ સાથે પણ ગમ્મત કરવી.

તેમની કાલીકાલી ભાષા કર્ણને બહુ પ્રિય લાગે છે અને એમાંથી આનંદ મળે છે કંઈ પણ નુકસાન થયુ હોય કે જેને લીધે મગજ ઉપર અસર થાય તેવુ હોય ત્યારે રામસ્મરણ કરવુ, પણ મગજનો કાબૂ ગુમાવવો નહિ રામનામ અમૂલ્ય વસ્તુ છે અને તે ભયકર દરદો મટાડવાનો પરમ મંત્ર છે

હસ્તદોષ પણ આ વ્યાધિનુ મુખ્ય કારણ છે કેટલાક આની પકડમા એવા સપડાઈ ગયા હોય છે કે તેનાથી છૂટી શકતા નથી અને પરિણામે પાયમાલ થઈ જાય છે તેમ જ ગાંડા બની જાય છે આવા દરદીઓને ચિકિત્સકે પોતાના પ્રેમાળ વર્તનથી તેના મનનો કબજો લેવો જોઈએ આસ્તેઆસ્તે તેમાંથી તે દૂર થાય તેવા ઉપાયો યોજવા જોઈએ અને દરદ સપૂર્ણ મટી જશે એવુ તેના મન ઉપર ઠસાવવુ જોઈએ

કામવાસના ઉત્તેજિત થાય તેવી હલકી નવલકથાઓ તથા એવાં ચોપાનિયાં વાચવા બંધ કરી દેવાં જોઈએ કોઈ સારા ચરિત્રવાળા પુરુષોનો સહવાસ કરવો મહાત્માઓનાં જીવનચરિત્રો વાંચવાં અને તેનુ મનન કરવુ, જેથી આપણા મનને શાંતિ મળે ગૃહસંસારમાં મેળ ન હોય તો સ્ત્રી તેમ જ પુરુષ બંનેએ અન્યોઅન્ય અનુકૂળ થવુ જોઈએ એકબીજાએ નકામા ઝઘડામાં ન ઊતરતાં પોતાનો ગૃહસંસાર આનંદી થાય તેમ કરવું જોઈએ.

આવા દરદીઓએ સવારસાંજ ખુલ્લી હવામાં ફરવાની નિયમિત ટેવ પાડવી જોઈએ કુદરતી સૌંદર્યથી મન ઉપર અસર થાય છે તદુપરાંત શારીરિક કસરત પણ મળે છે ખોરાક પાચન થાય છે અને તેથી ભૂખ પણ સારી લાગે છે

કેટલીક વાર આવા દરદીઓનાં સગાંવહાલાંઓ પણ આ દરદ વધારવામાં મદદ કરે છે દરદીને જોતાં જ 'અરર ભાઈ, તુ તો દૂબળો પડી ગયો, મોઢું તો સાવ લેવાઈ ગયું !' સારુ લગાડવા માટે આવા બોગ શબ્દો બોલીબોલીને માલૂમ વધારે માંદો ન હોય તોપણ તેના મનમાં પોતે કઈક વધારે માંદો છે તેવો વહેમ પેસી જાય છે, તે કેમે કરી નીકળતો જ નથી તેથી આવા દરદીને સગાંવહાલાંથી તદ્દન અલગ રાખવો જોઈએ આવા દરદીઓ પાસે તો તેને હિંમત આપનારા-'તને કંઈ દરદ છે જ નહિ, હમણાં જ મટી જશે' એવુ કહેનારા-હિંમતવાળા માણસો જ જોઈએ. ખોરાક પણ સારો પૌષ્ટિક લેવો જોઈએ. ખાસ કરી દૂધ વધારે પ્રમાણમાં લેવુ જોઈએ અને આસ્તેઆસ્તે પચતું હોય તે પ્રમાણે દૂધ વધાર્યે જવુ ધીરજ અને શ્રદ્ધાથી પાંચથી સાત શેર સુધી તો અવશ્ય પહોંચી જવુ, કારણ કે 'पय शुक्रकर पय । દૂધનુ જલદી વીર્ય બને છે'

પોતાથી બની શકે તેવા પ્રકારની કસરત કરતા રહેવું શરીરે તેલ ચોળવુ અને બને તો ચંપી કરાવવી ચંપીથી શરીરના સ્નાયુઓ દૃઢ અને મજબૂત થાય છે અને લોહીનુ ફરવુ નિયમિત થાય છે, જેથી તે આ વ્યાધિ મટાડવામાં સારો ફાયદો આપે છે

ઔષધોપચાર આ વ્યાધિની દવાઓ માટે તો કોઈ સુજ્ઞ વૈદરાજ તથા નિષ્ણાત ડૉક્ટર પાસે જ જવુ, કારણકે એ બધી દવાઓ દરદી પોતાની જાતે બનાવી અગર લઈ શકે તેવી નથી હોતી, છતાં પણ કેટલીક ઘરગથ્થુ દવાઓ નીચે આપી છે તે યોગ્યતા પ્રમાણે લેવાથી અવશ્ય ફાયદો થશે

અંગ્રેજી દવાઓમાં-ફોસ્ફેટ, ગ્લીસરો ફોસ્ફેટ, લેસીથીન, સ્ટ્રીકનીન, લોહ વગેરે દવાઓના મિશ્રણો મુખ્ય હોય છે

દેશી દવાઓમાં—લોહભસ્મ, પ્રવાલ, શિલાજિત, રૂપાના પાના, સુવર્ણ, વસંતમાલતી, પૂર્ણચંદ્રોદય, મકરધ્વજ લેવાં યોગ્ય માત્રા. તથા અનુપાન સાથે ઉપરોક્ત દવાઓ લેવાથી

અવશ્ય ફાયદો થાય છે. તે સિવાય વનસ્પતિ-જન્ય દવાઓમાં અશ્વગંધ (ઘોડાઆસન), ગોખરુ, શતાવરી, મૂસળી, રામાવળી, બ્રાહ્મી, જટામાંસી અને માલકાંકણી મુખ્ય છે. ઉપરની દવાઓવાળાં નીચેનાં ચૂર્ણો વાપરી જોવાં:

**સારસ્વત ચૂર્ણ**: ઉપલેટ, અશ્વગંધ, સિંધવ, અજમો, જીરું, શાહજીરું, સૂંઠ, મરી, પીપર, કાળીપાટ તથા શંખાવળી; એ દરેક ચીજ સમભાગે લેવી અને તે સર્વેની બરાબર ઘોડાવજ લેવી. પછી તે સર્વનું બારીક ચૂર્ણ કરવું અને ત્યાર બાદ તે ચૂર્ણને બ્રાહ્મીના રસમાં બની શકે તેટલા પૂટો આપવા અને તે સુકાયા બાદ વાપરવું. માત્રા બેઆનીથી પાવલીભાર. સવારસાંજ મધ તથા ઘીની સાથે લેવું. ઉપર થોડું દૂધ લેવું.

ધોળી મૂસળી, કાળી મૂસળી અને ગોખરુ દરેક પાંચ તોલા, એખરો, શતાવરી, બળદાણા અને બહુફળી-દરેક ત્રણત્રણ તોલા; કૌંચાનાં બીજ, મોચરસ, અક્કલકરો, નાગકેસર-દરેક બબ્બે તોલા; તજ, એલચી, તમાલપત્ર અને જાવંત્રી-દરેક એકએક તોલો લઈ, એ સર્વ દવાઓનું બારીક ચૂર્ણ કરવું અને તેની બરોબર સાકર મેળવવી. માત્રા બેઆનીથી પાવલીભાર. દૂધ સાથે સવાર-સાંજ લેવું. આ સિવાય આમળાનો મુરબ્બો, ચ્યવનપ્રાશાવલેહ, જીવન વગેરે ફાયદો કરે છે.

આવા દરદીઓની ચિકિત્સા કરતા પહેલાં તેનો પોતાના તરફ સંપૂર્ણ વિશ્વાસ સંપાદન કરી લેવો જોઈએ અને મન પર અસર થાય તેવું જ વર્તન રાખવું જોઈએ. આને માનસિક ઉપચાર કહે છે. આથી દરદીને જલદી અને સચોટ ફાયદો થાય છે.

★

નક્કર? વાસ્તવિક? તમે કોને નક્કર અને વાસ્તવિક કહો છો? આધ્યાત્મિક શક્તિને. તેની પોતાની નક્કર વાસ્તવિકતા છે. એ શક્તિ આપણે જાણી શકીએ તેવું (દાખલા તરીકે પ્રવાહ જેવું) રૂપ લઈ શકે છે અને આપણી ઇચ્છા મુજબ ગમે તે પદાર્થ ઉપર આપણે તેને મોકલી શકીએ છીએ, તદ્દન વાસ્તવિક દેખાય એવી નક્કર રીતે.

આધ્યાત્મિક ચેતનાની અંદર સ્વાભાવિક રીતે જ રહેલી શક્તિની આ એક સિદ્ધ હકીકત છે. પરંતુ આ સિવાય બીજા પણ હરકોઈ સૂક્ષ્મ બળનો સંકલ્પપૂર્વક પ્રયોગ થઈ શકે છે. એ બળ પછી આધ્યાત્મિક હોય, મનોમય હોય યા તો પ્રાણનું પણ હોઈ શકે છે, અને જગતમાં કોઈ પણ ધારેલે સ્થળે અમુક ધારેલું પરિણામ લાવવા માટે તે વાપરી શકાય છે. જેવી રીતે અદૃશ્ય ભૌતિક શક્તિઓ (વિશ્વ-તરંગો ઇ.)ના મોજાં હોય છે, વિદ્યુતના પ્રવાહો હોય છે, તેવી જ રીતે મનઃશક્તિના પણ આંદોલનો હોય છે. વિચારોના, ઊર્મિઓના-દાખલા તરીકે ક્રોધ, શોક ઇત્યાદિના પ્રવાહો પણ હોય છે. એ પ્રવાહો નીકળીને બીજાઓ પર અસર કરે છે. લોકોને એ પ્રવાહો ક્યાંથી આવે તેની ખબર નથી હોતી, પ્રવાહ જેવું કશું આવ્યું કે કેમ તેની પણ કશી ખબર નથી હોતી. લોકો એનું જે પરિણામ આવે છે તે જ માત્ર અનુભવે છે. જેનામાં સૂક્ષ્મ અથવા તો આંતર શક્તિઓ જાગૃત થઈ હોય છે તેઓ આ પ્રવાહોને આવતા, પોતાના પર હુમલો કરતા અનુભવી શકે છે. એ જ રીતે સારી કે નરસી અસરો પણ પોતાનો ફેલાવો કરી શકે છે એ ફેલાવો કશો ઇરાદો ન હોય તોપણ સ્વાભાવિક રીતે થતો રહે છે. પરંતુ આવી અસરોને ઇરાદાપૂર્વક પણ ઉત્પન્ન કરી શકાય છે. વળી કોઈ ખાસ હેતુસર આધ્યાત્મિક બળને અથવા બીજા કોઈ બળને પણ નવું ઉત્પન્ન કરી શકાય છે વળી કોઈ બાહ્ય ક્રિયા, સંભાષણ કે બીજા કોઈ સાધનની મદદ વિના, સંકલ્પ-શક્તિનો કે વિચારોનો પણ સીધેસીધો અસરકારક પ્રયોગ કરી શકાય છે. આવો બાહ્ય સાધનોની મદદ વિનાનો પ્રયોગ મૂર્તરૂપનો ન લાગે છતાં તેની અસર તો થાય છે જ. આ વસ્તુઓ ખાલી કલ્પનાઓ, ભ્રાંતિઓ કે ધતિંગ નથી. એ સાચી ઘટનાઓ છે.

તા. ૬-૨-૧૯૪૩

—શ્રી અરવિંદ

# तस्माद् योगी भवार्जुन

## શ્રી લલ્લુભાઈ ઉપાનકાર

જે ક્રિયા દ્વારા બ્રહ્મ સાથે જીવ હાર્દિક સંબંધ રાખી શકે તે યોગ. યોગસાધના જેવી અતિ સૂક્ષ્મ પ્રક્રિયામાં આપણા તત્ત્વજ્ઞો બહુ ઊંડા ઊતરી શક્યા હતા. આપણાં ષડ્દર્શન શાસ્ત્રોમાં પાતંજલયોગદર્શનને સ્થાન મળ્યું છે એ બતાવે છે, કે પ્રાચીન મહાપુરુષોએ યોગનું મહત્ત્વ કેટલું આંક્યું હતું. ધર્મક્ષેત્ર ગણાયેલા કુરુક્ષેત્રમાં અર્જુનને યોગી બનવાનો ઉપદેશ આપનાર શ્રીકૃષ્ણની એ ઘોષણા પાછળ 'યોગ'નો શો ધ્વનિ હતો, અને યોગના પ્રકારો તથા તેને વ્યવહારમાં કેવી રીતે મૂકી શકાય, તે વાત લેખકે અહીં સરળતાથી સમજાવી છે.

ઈસવીસન પૂર્વે ૩૧૦૦ વર્ષ પર કુરુક્ષેત્રની યુદ્ધભૂમિમાં કૌરવપાંડવના વિશાળ સૈન્ય મધ્યે મહારથી અર્જુનને ઉદ્દેશીને યોગેશ્વર શ્રીકૃષ્ણે કહ્યું હતું 'तस्माद्योगी भवार्जुन' (હે ભારત! તું યોગી થા.) સામાન્ય રીતે સંસારના પ્રપંચી વ્યવહારથી દૂર અરણ્યમાં રહી તીવ્ર તપશ્ચર્યા કરનારને યોગી કહેવાનો પરિપાઠ છે, છતાં અહીં યુદ્ધના આરંભ માટે યોગી થવાનું કહ્યું, એમાં કોઈક ગૂઢ હેતુ રહેલો જણાય છે.

દ્રોણગુરુની ધનુર્વિદ્યા અને કૃષ્ણ જેવા સારથિની કુમકથી શત્રુદળને સંહારી વિજય મેળવવા સમરાંગણમાં આવેલા અર્જુનને જંગલમાં જઈને યોગ સાધવાનો આદેશ શ્રીકૃષ્ણે નથી આપેલો—એમ ગીતાના સંગ્રહકારે અંતમાં સિદ્ધ કર્યું છે.

વાસ્તવમાં અનેક પ્રશ્નોત્તર પછી મહાબાહુ અર્જુને શ્રીકૃષ્ણના ઉપદેશનું અનુપમ રહસ્ય વિનય અને વિવેકથી ગ્રહણ કર્યું, જેને પરિણામે મહાભારતના ઘોર યુદ્ધમાં તે વિજયી બન્યો, એમ ભારતની કથા સાક્ષી પૂરે છે.

તો અહીં પ્રશ્ન એ થાય છે, કે માથે ઝઝૂમતા સંકટ વચ્ચે અર્જુને કેવા પ્રકારનો યોગ સાધ્યો હતો? તેણે જે યોગ યુદ્ધભૂમિ પર હીને સિદ્ધ કર્યો તે આપણાથી વ્યવહારમાં રહીને ન સાધી શકાય?

અનેક સૈકાઓ ગયા, જગતની ઇતર પ્રજાના શબ્દકોશમાં ભારતભૂમિના પારિભાષિક શબ્દ તરીકે યોગી શબ્દ રૂઢ થયેલો છે. વિશ્વની શિક્ષિત પ્રજા દૃઢતાથી માને છે, કે યોગી એટલે હિંદુસ્તાન દેશની એક મહાન વિભૂતિ. જગતની જાહેર વ્યક્તિઓ નિઃશંક લખે છે કે યોગી એટલે નિગૂઢ દિવ્ય શક્તિ ધરાવનાર ભારતનો એક તપસ્વી.

યોગ શબ્દ અનેક ઉન્નત માર્ગ માટે વપરાય છે. ભગવદ્ગીતાના અઢાર અધ્યાયને અઢાર પ્રકારના યોગો ગણવામાં આવ્યા છે. તદુપરાંત અન્ય શાસ્ત્રોમાં ચાળીસ ઉપર યોગના પ્રકારો ઉપલબ્ધ થાય છે. આમ ભિન્નભિન્ન નામ અને વિવિધ પ્રકાર હોવા છતાં એ સર્વ યોગોનું દૃષ્ટિબિંદુ એક જ છે.

યોગની વ્યાખ્યા આપવી હોય તો એમ કહેવાય કે અવનત આત્માનો ઉન્નતિ સાથે સુમેળ કરાવે તેનું નામ યોગ છે.

ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિને પણ યોગ કહેવાનો રિવાજ છે. પણ માનવીની સઘળી ઇચ્છાઓ સર્વદા શ્રેયસ્કર જ નથી હોતી, જેથી ઇચ્છાનો અભાવ હોવો એ આત્મોન્નતિ માટે અતિ ઉત્તમ પ્રક્રિયા મનાય છે. તેમજ વ્યાવહારિક સાધનોની વિપુલતાથી પણ લૌકિક રીતે મનુષ્યની ઉન્નતિ થયેલી કહેવાય છે, પરંતુ ઐહિક સુખનાં સાધનોમાં લુબ્ધ થયેલા મનુષ્યને આત્મોન્નતિની ઉદાત્ત ભાવના નથી ઊપજતી, જેથી વૈરાગ્યની સ્થાપના માટે

ઐહિક સુખનાં સાધનો દ્વારા થતી ઉન્નતિને સર્વથા ગૌણપદ અપાયેલું છે.

ગુજરાતના સુપ્રસિદ્ધ તત્ત્વચિંતક શ્રી. મશરૂવાળાના ગુરુ શ્રી કેદારનાથજીનું એક વાક્ય છે કે 'ઉન્નતિનો માર્ગ સુખ અને સગવડતામાં થઈને પસાર થતો નથી.'

વિજ્ઞાનની અતિવિસ્મયકારક શોધોના આ નવયુગમાં માનવી ઉન્નતિને શિખરે ચઢ્યો છે, એમ આત્મશક્તિથી અજ્ઞાત જનો માને છે. પરંતુ આધ્યાત્મિક ઉન્નતિ વિના આધુનિક ઉન્નતિ એ સાચી ઉન્નતિ નથી એમ જગતના પરમતત્ત્વજ્ઞો અદ્યાપિ નીડરતાથી પડકારે છે.

સર રાધાકૃષ્ણન્ લખે છે, કે 'વિજ્ઞાને આપણને જ્ઞાનની મર્યાદા વધારી આપી, એટલા જ માટે આપણે માનીએ છીએ, કે આપણે પ્રકૃતિ પર જીત મેળવી છે; છતાં આપણી પોતાની આંતરિક પ્રકૃતિ પર આપણે હજુ વિજય મેળવી શક્યા નથી. ને એ વિજય આપણાથી જેટલો દૂર અગાઉ હતો તેટલો જ અત્યારે પણ છે.'

આ ઉપરથી જાણી શકાય છે કે ઉન્નતિ-માત્રનો અંતર્ભાવ આત્મિક ઉન્નતિમાં થઈ જાય છે, એથી જ કહેવાયું છે કે 'નિત્ય જીવનની સત્ય શોધ વિણ અન્ય શોધ સહુ ધૂળ સમાન.'

ઉત્કર્ષનાં સાધનોને સંગ્રહી સાધ્ય વસ્તુ માટે સતત પ્રયત્ન કરવો, એ યોગનું સાદું સ્વરૂપ છે, માનવજીવનનું એ એક અતિ મહત્ત્વનું કાર્ય કરે છે. સર્વોત્કૃષ્ટ આનંદની પ્રાપ્તિ એ જીવમાત્રની મહદિચ્છા હોય છે, તેની પ્રાપ્તિ માટેના પ્રત્યેક માર્ગને યોગ કહી શકાય. એનો અધિકાર કોઈ પણ વર્ણના જિજ્ઞાસુને છે એમ યોગપારંગત શ્રીસુરેશ્વરાચાર્યે સિદ્ધ કરેલું છે.

કેવળ ખાઈપીને મોજમજા કરી ખૂબ ધનમાલ મેળવી લેવાં, એનાથી વિશેષ ઊંચી ભાવના જેમને નથી તેવા મનુષ્યો માટે શાસ્ત્રનું કથન બકવાદરૂપ હોય છે. પણ જેમના ચિત્તમાં પોતાને જીવનનું તત્ત્વ સમજાય, પોતે અને પોતાનો સમાજ અભ્યુદયને માર્ગે વધે એવી ઉદાત્ત ભાવના ભરેલી હોય, તેમને મહાન પુરુષોનાં અનુભવ-સૂત્રો સચોટ માર્ગદર્શક બની રહે છે.

ઇંદ્રિયગમ્ય વિષયોના સંયોગથી આનંદની પ્રાપ્તિ થાય એ યોગાનંદની અપેક્ષાએ આનંદની અતિ ક્ષુદ્ર અવસ્થા મનાય છે

ઐહિક સુખેચ્છાથી પર નિષ્કામકર્મ, અનન્ય ભક્તિ કે અપરોક્ષ તત્ત્વજ્ઞાનના રાહે સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરવો એ મનુષ્યની સર્વોચ્ચ ઉન્નતિનું અંતિમ પદ છે અને તે જ યોગીને ઇપ્સિત હોય છે.

શ્રી કિશોરલાલ મશરૂવાળા કહે છે કે 'યોગ કે સમાધિ સામાન્ય મનને થતાં જ નથી એમ માનવાનું નથી. ચિત્તના એ સ્વાભાવિક ધર્મો છે અને દરેકને એનો કંઈક અનુભવ છે જ. પણ એના પ્રત્યે લક્ષ ગયું નથી. તથા એના ઉપર નિયંત્રણ મેળવ્યું નથી. આ બે ભેદ રહેલા છે.'

એ નિયંત્રણ મેળવવા માટે જ અનેક પ્રકારના યોગો અસ્તિત્વમાં આવેલા છે. અને તેઓનો સમાવેશ મુખ્ય ચારમાં થઈ જાય છે. (૧) હઠયોગ, (૨) લયયોગ, (૩) મંત્રયોગ અને (૪) રાજયોગ.

(૧) હઠયોગમાં પ્રાણાયામની પ્રક્રિયાથી શ્વાસોચ્છ્વાસનું નિયમન કરી મેરુદંડના અંતર્માર્ગે રહેલી કુંડલિની શક્તિનું ઉત્થાન કરવાનું હોય છે. શ્રી સ્વાત્મારામ યોગીંદ્રે એનું 'હઠયોગપ્રદીપિકા'માં સવિસ્તર વર્ણન કરેલું છે.

મહાત્મા ગાંધીજી એના સંબંધે લખે છે કે 'અંતઃશૌચ વિનાના પ્રાણાયામાદિ બંધનનું એક સાધન બની મનુષ્યને મોહ-કૂપમાં વધારે ઊંડે લઈ જાય છે.' સ્વામી

વિવેકાનંદે કહેલું છે કે 'હઠયોગ એ જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ નથી, પણ એમાંની એકાદ બે કૃતિઓ ઘણી ઉપયોગી છે ' હઠયોગનાં ષટ્કર્મો–નેતિ, ધોતિ, નૌલિ, બસ્તિ, ત્રાટક અને કપાલભાતિ પ્રત્યક્ષ ગુરુ વિના બહુધા નુકસાન કરનારાં ગણાય છે

(૨) લયયોગમાં વિષયોની વિસ્મૃતિ કરવાના ઉપાયોનો સમાવેશ થાય છે એમાં પ્રાણાયામાદિ હઠયોગની ક્રિયાના ક્રમ વિના જ શાંભવી મુદ્રાના અભ્યાસથી શરીરમાં આવેલાં ષટ્ચક્રો પૈકી કોઈ એકમાં દષ્ટિ, પ્રાણ અને ચિત્તને બ્રહ્મભાવનામાં સ્થાપિત કરવાનાં હોય છે

(૩) મન્ત્રયોગમાં 'હ' કારથી નીકળતા અને 'સ' કારથી પ્રવેશતા શ્વાસોચ્છ્વાસની ક્રિયા પર ધ્યાન આપી તેને પદ્ધતિસર ઉલટાવી 'સોહં' જપના અભ્યાસથી મનને સ્થિર કરવાનો ઉદ્દેશ રહેલો છે, અર્થાત્ અહોનિશ ઇષ્ટદેવના જપમાં વૃત્તિને ભક્તિભાવે તદ્રૂપ કરવાની એમાં નેમ રહેલી છે તથા નાદાનુસંધાનની પ્રક્રિયાનો એ યોગમાં અંતર્ભાવ ગણેલો છે

(૪) રાજયોગમાં ચિત્તની અનાત્માકાર વૃત્તિનો નિરોધ કરવાનો આશય છે પતંજલિ મુનિએ એનો આજીવન અનુભવ કરીને ૧૯૪ સૂત્રોમાં તેનું નિરૂપણ કરેલું છે, જે યોગદર્શનને નામે ઓળખાય છે સઘળા યોગમાર્ગોનો આ યોગમાં બહુધા સમાવેશ થતો હોવાથી અને એના આરંભનાં બે અંગો સિવાય બીજા યોગો અપંગ બની જતા હોવાથી ષટ્દર્શનોમાં ચોથું દર્શનશાસ્ત્ર પાતંજલયોગને ગણેલું છે બધા યોગોનો જે નિયામક રૂપ હોવાથી એને રાજયોગનું પ્રભાવશાળી નામ અપાયેલું છે એનાં આઠ અંગો ક્રમાનુસાર સિદ્ધ કરવાનાં હોવાથી એ અષ્ટાંગયોગના નામથી પણ સુપ્રસિદ્ધ છે એ આઠ અંગો અનુક્રમે જેવાં છે તે નીચે પ્રમાણે છે :

(૧) યમ. એનાં ઓછાંવત્તાં ઉપાંગો પ્રચલિત છે પુરાણ શાસ્ત્રમાં બાર, સ્મૃતિશાસ્ત્રમાં દશ અને યોગદર્શનમાં પાંચ ગણેલાં છે, અર્થાત્ બાર અને દશ અંગોનો મુનિ પતંજલિએ નીચેના પાંચમાં જ સમાવેશ કરેલો છે (ક) અહિંસા. કોઈ પણ જીવને મન, વચન, કર્મથી દૂભવવો નહીં (ખ) સત્ય. જે સાચું હોય તે જ બોલવું (ગ) અસ્તેય પારકી વસ્તુની ચોરી ન કરવી (ઘ) બ્રહ્મચર્ય. એક પત્નીવ્રત કે એક પતિવ્રતથી ઇંદ્રિયનો નિગ્રહ કરવો (ङ) અપરિગ્રહ નિર્વાહની વસ્તુનો અધિક સંગ્રહ ન કરવો (શબ્દાર્થ અ એટલે નહીં, અ+હિંસા=હિંસા નહિ કરવી અ+સ્તેય=ચોરી નહિ કરવી, બ્રહ્મ+ચર્ય =બ્રહ્મની શોધ કરવી, અ+પરિગ્રહ=મફત લેવું નહિ, અધિક સંગ્રહવું નહિ દાન પણ પરિગ્રહ ગણાય છે )

આ પાંચ યમોનું દેશકાળ અને વસ્તુના પરિચ્છેદ એટલે અપવાદ સિવાય પાલન કરવું, કરાવવું અને સંમતિ આપવી તે સાર્વભૌમ વ્રત કહેવાય છે

(૨) નિયમ આ નિયમઅંગનાં પણ ઓછાં–વત્તાં ઉપાંગો પ્રચલિત છે પુરાણમાં બાર અને સ્મૃતિમાં દશ છે તેનો યોગદર્શનમાંના પાંચમાં સમાવેશ કરેલો છે એમાં એક ખાસ સરળતા એ છે કે આપણા બંને હાથની દશ આંગળીઓ થાય, તેના આધારે પાંચ યમ અને પાંચ નિયમની દિનરાત સહેજે સ્મૃતિ રહી શકે છે (ક) શૌચ: શરીર અને મન બંનેને શુદ્ધ રાખવાં (ખ) સંતોષ નિર્વાહનાં સાધનોમાં સાધારણ પ્રયત્નોથી જે મળે તેમાં રાજી રહેવું (ગ) તપ ધર્મના પાલન માટે અગવડતાથી કષ્ટ પડે તે સહન કરવું (ઘ)

સ્વાધ્યાય: આવશ્યક સત્શાસ્ત્રોનો અને સંધ્યાવંદન-પાઠપૂજા આદિ નિત્યકર્મનો નિયમિતપણે અભ્યાસ કરવો. (ક) ઈશ્વર પ્રણિધાન: સઘળાં સત્કર્મો ઈશ્વરની પ્રીતિ અર્થે તેને જ માટે કર્યાં છે એવી ભાવના રાખી નમ્રતા ધારી અહંકારથી રહિત થવું.

(૩) **આસન:** પદ્માસન અથવા સિદ્ધાસન વગેરેમાંથી કોઈ પણ રીતે આસાનીથી લાંબો સમય સ્થિર, ટટ્ટાર બેસી રહેવાનો મહાવરો પાડવાથી ચળવિચળતા દૂર થાય છે. ત્રણ કલાક સુધી એક જ આસને બેસી શકાય, ત્યારે તે આસન સિદ્ધ થયેલું ગણાય છે.

(૪) **પ્રાણાયામ:** પ્રાણ-અપાન વાયુની ડાબા-જમણી શ્વાસોચ્છ્વાસ લેવાની ગતિને નિયમિત રીતે ચલાવવા માટે પૂરક, કુંભક ને રેચકના ક્રમથી પદ્ધતિસર અભ્યાસ કરવો. ચિત્તની સ્થિરતા માટે પ્રાણની સ્થિરતા ઉપયોગી ગણાય છે. પ્રાણવિનિમય અર્થાત્ મેસ્મેરિઝમના પ્રયોગો આ અંગની જ વિશિષ્ટ પ્રક્રિયાઓ છે.

(૫) **પ્રત્યાહાર:** ચિત્તની વૃત્તિઓને બહારના વિષયોમાંથી યત્નપૂર્વક હઠાવીને અંતર્મુખ કરવા માટે કોઈ એક નિર્ધારેલા આકાર રૂપમાં વાળી લાવવાનો અભ્યાસ કરવો તે.

આ પાંચે અંગો યોગનાં બાહ્યાંગ ગણાય છે; કારણકે તે અંગોના દૃઢ પાલન વિના બાકીનાં અંગો સિદ્ધ નથી થતાં અને હવે પછીનાં અંગો યોગનાં અંતરંગ અંગો ગણાય છે.

(૬) **ધારણા:** ચિત્તની એકાગ્રતા માટે કોઈ એક સાકાર વસ્તુ પર વૃત્તિને ચોંટાડી રાખવાના યત્નને ધારણા નામ અપાયેલું છે. અહીં ધ્યેયની પસંદગી મનની પ્રીતિનો વિષય બનાવી શકાય છે. મૂર્તિનો ઉદ્ભવ એને માટે જ થયેલો મનાય છે. બાર માત્રા એટલે દશ સેકંડ સુધી ચિત્તની વૃત્તિ, ધ્યેયની સાકાર વસ્તુ પર સ્થિર રહે ત્યારે એક ધારણા સિદ્ધ થયેલી ગણાય છે.

(૭) **ધ્યાન:** વૃત્તિને ઇચ્છિત વસ્તુ પર બાર ધારણા સુધી એટલે ૧૨૦ સેકંડ અથવા બે મિનિટ સુધી સ્થિર રાખી શકાય, ત્યારે ધ્યાનાવસ્થા સિદ્ધ થયેલી ગણાય છે.

અહીં સુધી અનેક સાધકો આવી શકે છે, પણ હવે પછી સાધકજનોને વિઘ્નો નડવાનો આરંભ થાય છે. એ ચાર પ્રકારનાં હોય છે. તેને 'યોગનાં અંતરાયો' કહે છે. એનો સામનો કરવામાં પોણોસો ટકા જેટલા સાધકો પાછળ પડે છે, જેથી અહીંથી આગળ જતાં અટકી પડાય છે. યોગનાં વિઘ્નો: (ક) **લય:** એટલે ઊંઘ. તે અતિશ્રમ, ઉજાગરો અને અતિ આહારથી ઊપજે છે. (ખ) **વિક્ષેપ:** એટલે ચિત્તની ચંચળતા. પ્રત્યાહાર અને ધારણાના અભ્યાસથી વૃત્તિ સ્થિર થવા માંડેલી હોય પણ કોઈ પ્રબળ સંસ્કારના કારણે અગર આજુબાજુના કોલાહલને લીધે થોડીથોડી વારે ચિત્ત ચલિત થઈ જાય છે, જેથી ધારણામાંથી ધ્યાનમાં ચિત્તવૃત્તિનું સ્થાપન નથી થતું. એના ઉપાય તરીકે ઉત્સાહ અને અભ્યાસમાં દૃઢતા વધારી નીરવતાના સંજોગો ઉપજાવવા જોઈએ. (ગ) **કષાય:** એટલે સ્ત્રી, પુત્ર, ધન આદિ વૈભોગોમાં રાગની સ્મૃતિ. અહીં વૈરાગ્ય હોવા છતાં પૂર્વકાળમાં ભોગવેલા ભોગો યાદ આવી જાય છે, જેથી ચિત્તની ધ્યાનાવસ્થાનો ભંગ થઈ જાય છે. એના ઉપાય માટે ભોગમાં દોષદૃષ્ટિ કેળવવી અને તેની વિસ્મૃતિ કરવી. (ઘ) **રસાસ્વાદ:** એટલે ચિત્તની સ્વલ્પ સ્થિરતાથી જે આનંદ થાય છે તેમાં અલમ્ બુદ્ધિ ઊપજવી તે રસાસ્વાદ કહેવાય છે. એ સ્વલ્પાનંદમાં સંતોષ માની લેવાથી સમાધિના અલૌકિક આનંદથી વંચિત રહેવાય

છે અને અત્પાનંદ પણ સમય જતાં લુપ્ત થઈ જાય છે તેથી એના ઉપાયરૂપે ધીરજથી અભ્યાસને આગળ વધારવા ઉત્સાહ રાખવો

આ ચારે દેવોનો વિજય કર્યા પછી જ સંપ્રજ્ઞાત સમાધિની કક્ષામાં પ્રવેશી શકાય છે

(૮) સમાધિ : બાર ધ્યાન એટલે ચોવીસ મિનિટ સુધી ચિત્તવૃત્તિ ધારેલી વસ્તુ પર સ્થિર રહે તેને સંપ્રજ્ઞાત સમાધિની અવસ્થા કહેવાય છે ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એટલે ધ્યાન ધરનાર પુરુષ, ધ્યાન ધરવાની વસ્તુ અને એ બનેનું જોડાણ કરનારી વૃત્તિ-એ ત્રણેની સામ્ય અવસ્થા (એટલે જુદાપણાનું ભાન નહી રહેવું તે)ને નિર્વિકલ્પ સમાધિ કહે છે પહેલી સંપ્રજ્ઞાત-સમાધિ તે સગુણ અવસ્થાની અને બીજી નિર્ગુણ અથવા ગુણાતીત અવસ્થાની સમાધિ કહેવાય છે અને એ જ યોગનું સર્વોચ્ચ પદ છે

આ ઉપરથી જાણી શકાય છે કે યમ અને નિયમ એ બે અંગો નીતિશિક્ષણના જ વિભાગો છે પણ એ બને યોગના પણ પાયારૂપ હોવાથી એના વિના યોગની સિદ્ધિ નહિ થઈ શકે એ બને અંગના પ્રત્યેક ઉપાંગનો આપણાં મન, વચન અને કર્મની ક્રિયામાં આવિર્ભાવ થવા પછી જ યોગના અનુપમ સામર્થ્યની પ્રત્યક્ષ પ્રતીતિ થવા માંડે છે

પ્રાચીન અને અર્વાચીન અનેક મહાપુરુષોએ એનો ઊંડો અભ્યાસ કરી એ સંબધી સરળ ટીકાઓ લખેલી છે, જેથી સામ્પ્રતમાં નવીન સાધકોનો માર્ગ સુગમ બનેલો છે, જેમ અજાણ્યા પ્રદેશમાં ઘણા રસ્તા ભેગા થયા હોય ત્યાં પ્રત્યેક રસ્તા પર તે ક્યાં જાય છે તે જણાવનારા પાટિયાથી પ્રવાસીની મૂંઝવણ ઘણે અંશે મટી જાય છે તેવી જ સરળતા અનુભવીઓની આગમ/ વાણીથી જિજ્ઞાસુઓને થઈ શકે છે

સ્વામી વિવેકાનંદે એ વિષયને ઘણી જ સરળતાથી સમજાવતાં કહ્યું છે કે 'રાજયોગ, મનુષ્યજાતિને તેના કલ્પિત સ્થાને પહોંચાડવા માટેનો અનુભવસિદ્ધ અને શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરેલો માર્ગ બતાવી દે છે '

શ્રી નથુરામ શર્માએ ગુર્જરગિરામાં સાધારણ જનોના કલ્યાણ માટે 'યોગકૌસ્તુભ' નામની ટીકા રચેલી છે, યોગી શ્રીઅનિર્વાણ એ 'યોગઆધાર' આદિ ટીકામાં સાધકોને સરળ માર્ગો બતાવ્યા છે.

સાધકોની યોગ્યતા યમનિયમના વીન પાલન ઉપર જ હોય છે વિશુદ્ધ આચાર માટે બેદરકાર રહીને ઉત્તમાંગોમાં હાથી આગળ વધનાર પોતાને જ નુકસાન કરી બેસે છે જેથી યોગમંદિર ચણવાનો નિશ્ચય કરનારે યમનિયમરૂપ પાયાની સુદૃઢતા માટે ખૂબ ચીવટ રાખવી પડે છે, અને એનું પાલન વ્યવહારમાં રહીને પણ થઈ શકે છે એમ કોઈ પણ મહાપુરુષના પૂર્વજીવન પરથી જોઈ શકાશે.

સર રાધાકૃષ્ણન કહે છે - 'માણસો વનમાં કે ગુફાઓમાં જાય છે તેનું કારણ એ છે કે તે સ્થળો આત્માને તેના પરિચિત વાતાવરણમાંથી એ ચી લેવામાં મદદગાર હોય છે આમ જગતને છોડી એકાંત સ્થળમાં ચાલ્યા જવું એ મદદગાર છે ખરું પણ તેના વિના સાધના ન જ થઈ શકે એવું નથી નિગ્રહથી કેળવેલા મનની એકાગ્રતામાં સામાન્ય જીવન અથવા પરિચિત વાતાવરણથી ભંગ પડતો નથી'

વ્યવહારમાં રહેલો યોગસાધક યોગનાં પ્રારંભિક અંગોનો નિષ્કામ ભાવે અભ્યાસ કરી તેના આદર્શને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરે તે દરમ્યાન સત્સંગ, વિવેક,

મૃત્યુનો બનાવ નરસિંહ મહેતાને આરામ કે સુખની સંવેદના ઉત્પન્ન કરે છે, અને તેની પાસે બોલાવે છે કે 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ,' ત્યારે બીજી જગ્યાએ પત્નીવિયોગનું અસહ્ય દુઃખ પોકેપોક મૂકીને રોવડાવે છે. બનાવ એકનો એક જ છે, પરંતુ વ્યક્તિઓના મનનો તે તે બનાવ પ્રત્યે જુદોજુદો આરોપ સુખદુઃખની લાગણી જન્માવે છે. પુત્રવધૂ પ્રત્યે અમુક ઝઘડા ઊકલક કરનારી સાસુનું મૃત્યુ પુત્રવધૂને શાંતિપ્રદ નીવડે છે, ત્યારે એનો એ જ બનાવ તેના સસરાને પોતાની પત્ની માટે અસહ્ય વેદના ઉત્પન્ન કરે છે. માટે સુખદુઃખ વસ્તુગત નથી, પણ મન પર અવલંબિત છે. સુખદુઃખનું સતત ધ્યાન કરનારી વૃત્તિ જ દુઃખરૂપ છે.

સુખદુઃખનું અસ્તિત્વ આપણા પોતાના મને વારંવાર ઘૂંટેલું છે, તેમાં તેણે જડ લીધી છે. મનમાંથી આ કલ્પના સમૂળ ઊખડી જાય તો તાત્કાલિક સુખસાગર–આનંદસાગર છલકાઈ જાય છે. તે આનંદ અંતરમાં ભર્યો પડ્યો છે. તેને બહારથી લાવવાનો પ્રયત્ન કરવો પડતો નથી.

मूलं नास्ति कुतः शाखा । જેવી વાત છે. કોઈ કહે છે કે 'આ ભાઈ કે બહેન મને ખૂબ ઉપકારક કે અપકારક છે.' કેટલાક કહે છે કે 'હમણાં તો દૈવ બહુ જ સાનુકૂળ હોય એમ લાગે છે; લાભ ઉપર લાભ થયે જ જાય છે.' તો કોઈ એમ બોલે છે કે 'હમણાં દૈવની અવકૃપા થઈ હોય એમ લાગે છે. પૈસેટકે ખાલી થઈ ગયા, સ્વજનો ગયાં.' કોઈ કાળને માથે દોષારોપણ કરે છે, તો કોઈ કર્મનો જ વાંક કાઢ્યા કરે છે. કોઈ વળી પોતાના પુણ્યમાં કે સુકૃતમાં જ રાચે છે અને જ્યાં ત્યાં ધન, ધાન્ય, પશુ, પુત્ર, ધામની જ વાતો કર્યા કરી અહંને આગળ કર્યા કરે છે. આમ બધે જ્યાં જુઓ ત્યાં દરેક સ્થળે આવી વાતો, એક યા બીજી રીતે થયા જ કરતી હોય છે.

પરંતુ આ કથન તદ્દન અસત્ય છે, સાપેક્ષ છે, સ્વભાવગત નથી, આરોપ માત્ર છે. ખરું જોતાં તો આવી ભાવનાનું મૂળ પ્રેરક મન છે. આ અચળ સિદ્ધાંતનું પ્રત્યક્ષ દર્શન કરાવતો શ્રીમદ્ ભાગવતનો ઉત્તમ શ્લોક આ રહ્યો. એક ભિક્ષુ ગાય છે:

नायं जनो मे सुखदुःखहेतु-
र्न देवतात्माग्रहकर्मकालाः ।
मनः परं कारणमामनन्ति
संसारचक्रं परिवर्तयेद् यद् ॥

મારા સુખદુઃખનું કારણ કોઈ વ્યક્તિ, દેવ, હું પોતે, ગ્રહ, કર્મ કે કાળ કોઈ નથી; પરંતુ આ સંસારચક્રમાં પરિભ્રમણ કરાવનાર મન એકલું જ સુખદુઃખનું મુખ્ય કારણ છે.

વન્ધ્યાપુત્રને પરણાવવાના સમારંભો રચાય નહિ, આકાશમાંનાં પુષ્પોની માળા બનાવવાનું ગાંડપણ શોભે નહિ, મૃગજળના પાણીથી કદી તૃષાતૃપ્તિ થાય નહિ, તેમ આ દુનિયામાં રહેલાં પ્રાણીઓ, પદાર્થો કે બનાવો સુખ કે દુઃખ અર્પી શકે નહિ. માત્ર આપણા મનની ગણતરી જ સુખદુઃખના કારણરૂપ છે.

मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ।

મનસ્વી અને કાર્ય સિદ્ધ કરનાર વ્યક્તિ સુખ કે દુઃખની ગણના કરતો નથી. તે તેની પાર ગયેલો જ હોય છે.

સુખદુઃખના અનુભવની બાબતમાં મનની અમુક પ્રકારની પકડ જ કારણરૂપ છે. બાકી વસ્તુતઃ નથી સુખ કે નથી દુઃખ. સતત એક જ અવસ્થા છે, જે સુખ કે દુઃખથી પર છે.

દાગીના–ઘરેણાંમાં રહેલું સુવર્ણ ન દેખાય અને દાગીનાનું રૂપ અને નામ સ્મૃતિમાં—દષ્ટિમાં જડાઈ જાય તો દુઃખની પરંપરાનું મૂળ તેમાં રહેલું છે. દાગીનાનું નામરૂપ તો

— ગતાંકથી સંપૂર્ણ

# ભીલ સંસ્કૃતિ

શ્રી રમણલાલ ધીરજલાલ શાહ

ગુજરાતમાં ઠેરઠેર નવે ભીલ લોકોના ઉદ્ધાર માટે આશ્રમો સ્થપાયા છે એનાં વાર્ષિક મેળાવડાઓ થાય છે, આ આશ્રમોના પ્રશ્નને પહોંચી વળવા માટે કાર્યકર્તાઓ ઊંડો રસ લઈને કામ કરે છે પણ ખરાં, પરંતુ સમગ્ર સમાજનું એ તરફ જોઈએ તેટલું ધ્યાન ખેંચાયું નથી અતિશયોક્તિ વિના કહી શકાય કે આપણા જીવનમાંથી પરવારતા જતા ધર્મ અને ઉત્સવપ્રિયતા આ પ્રજામાં ભરી છે એમનામાં પ્રવેશેલી હલકી બદી, અજ્ઞાન ને નબળાઈ દૂર થાય તો ખમીરવંતી આ પ્રજાનું હીર આપોઆપ પ્રકાશી ઊઠે આ પ્રજાનો લશ્કરમાં ઉપયોગ કરવામાં આવે તો યે સંરક્ષણના ક્ષેત્રમાં આપણને કેટલી રાહત મળે? ભીલ સંસ્કૃતિનું સાચું દર્શન આજે તો બહુ જ જરૂરી છે

કેળવણી ભીલ બાળક છ-સાત વર્ષનું થાય એટલે બાપ જેને ત્યાં ચાકરી કરતો હોય અગર મા જેને ત્યાં કામ કરતી હોય, તેને ત્યાં ઢોર ચારવાને કામે લાગી જાય છે ગોવાળિયા તરીકે દાખલ થાય છે વીસ વર્ષ ઉપરાંતની ઉંમર થતાં પરણવા માટે ચાકર રહી રૂપિયા દોઢસો-બસો ઉપાડે છે તે કન્યાના બાપને આપી પરણે છે આ દોઢસો-બસો રૂપિયામાં ચાકરીનાં ચાર-પાંચ વર્ષ લખી આપે છે ચાકરી દરમ્યાન ગેરહાજર અને ચાકર રાખનારની મુનેહ કહો કે દગાબાજી, પરંતુ વ્યાજનું વ્યાજ અને તેનું વ્યાજ ગણી કોઈક વખતે ઉપાડમાં થોડુંઘણું અનાજ અનેકગણા ભાવે આપી લેણાનો બોજ વધારે જ જાય છે અને તે ઉંમર જીવનભરની ગુલામીમાં પરિણમે છે પરણવા માટે કરેલા રૂપિયાનો ઉપાડ એટલે તો બની જીવનભરની કાળી ગુલામી!

આમ કેળવણીનું પ્રમાણ હજારે એકાદ ટકો અને તે પણ અક્ષરજ્ઞાન પૂરતું જ નીકળે.

નિર્દોષ માનસ ભીલોનું માનસ બાળક જેવું નિર્દોષ છે જેવા લાગણીથી ઉશ્કેરાઈ જાય તેવા જ સહેજમાં બધું ભૂલી પણ જાય એને ગમે તેટલી વખત દગો પણ ગળી જ દે છે સહેજ માનથી ઓવારી કે બધું જ વેર-ઝેર ભૂલી જાય એવી ઉમદા વૃત્તિની એ પ્રજા છે!

માસાહારી ખોરાકને લઈને સ્વભાવ તેજ

બદલાતું જ રહે છે સુવર્ણ એ જ એક સત્ય વસ્તુ છે સમુદ્રના જળમાં તરંગોનું જ દર્શન થાય અને જળ દેખાય નહિ, તરંગો જળરૂપ જ છે, એ સમજાય નહિ અને તરંગોની ઉત્પત્તિ અને નાશમાં જ હર્ષશોકની પ્રતીતિ જણાય, તો માનવી શી રીતે શાંત બની શકશે?

તેવી જ રીતે આ દુનિયાનાં પ્રત્યેક પદાર્થ, પ્રાણી અને બનાવની પાછળ એક અખંડ, અવિનાશી તત્ત્વ છુપાયેલું છે તેનું દર્શન ન કરતાં પ્રત્યેક પ્રાણી પદાર્થ કે બનાવમાં અનુકૂળતા કે પ્રતિકૂળતાનો આરોપ કરી સુખદુઃખની કલ્પનાઓ કર્યા કરીશું તો અંત તકાળે પણ સુખદુઃખની જડ નીકળવાની નથી માટે અહર્નિશ તે અવિનાશી તત્ત્વને દષ્ટિ સમક્ષ રાખી સર્વ વ્યવહાર કરવાની ટેવ પાડીશું અને સુખદુઃખનો આરોપ કરવાની વૃત્તિનો ત્યાગ કરીશું તો દુઃખમુક્ત થવાની ચાવી આપણા હાથમાં જ આવીને પડશે.

★

અને ચીડિયો ખરો; પરંતુ બીજાને નુકસાન પહોંચાડવાની સહેજે વૃત્તિ નહિ. પેટનો ખાડો પૂરવા-ભૂખ્યાભટક્યા અનાજ-કપાસની સીમમાં ચોરી કરે છે. કોઈને પાયમાલ કરવાની દાનત જ નહિ. થોડું પણ દેવું એમને બહુ સતાવે છે. દેવાથી એ કોમ બહુ રિબાય છે. દેવાને એ મોટું દુઃખ માને છે. શાહુકારથી બહુ જ ડરે છે.

પરણવા માટે પૈસા ઉપાડનાર ભીલ દેવા પેટે જિંદગીભરની કાળી ગુલામીમાં સબડે છે.

**ભીલોનાં ગીતો અને સંસ્કૃતિ :** કોઈ પણ જાતિનો ઇતિહાસ જાણવો હોય તો તેની દંતકથા, તે જાતિનું સાહિત્ય, લોકગીતો, ગરબા અને ભજનો ઉપરથી પણ જાણી શકાય છે. અત્યારે પછાત ગણાતી, જંગલી મનાતી ભીલ જાતિ તરફ નજર કરીશું તો જણાશે કે એ જાતિમાં વીરતા, સરળતા ઇત્યાદિ ગુણો છે. ઇતિહાસના પાન ઉપર ક્વચિત્ ચમકેલી આ જાતિ જણાઈ આવશે.

સંસ્કૃતના આદિકવિ વાલ્મીકિ, શ્રીરામચંદ્રજીની પરમભક્ત શબરી, અદ્વિતીય બાણાવળી એકલવ્ય-આ જાતિના શણગાર હતા, તે આપણે જોયું. મહારાણા પ્રતાપ અને છત્રપતિ શિવાજીની સાથે રહી પોતાના દેહનું બલિદાન દેતાં આ જાતિએ પાછી પાની નથી કરી. રાણી રૂપસુંદરીને વનમાં એમણે જ રક્ષણ આપ્યું. બાળકુંવર વનરાજને ઉછેરી, વનરાજને પાટણનો રાજા બનાવનારા ભીલો જ હતા.

ભીલો રાજ્યકર્તા હતા, રાજવંશી હતા. છેક ગઈ કાલ સુધી સાગબારા, વાડી, રાયસંગપુર, ઓંકારેશ્વર, (નળ) કાંઠા, ગૂંદા, ડાંગનાં જંગલો ઇત્યાદિ સ્થળોએ ભીલોની રાજગાદીઓ મોજૂદ રહી હતી. શામળિયો સોડ ઇડરનો રાજા થઈ ગયો તે ઇતિહાસપ્રસિદ્ધ છે.

'ભાઈ તું ગરાસીઆનો બેટો રે, છાબા ઝલિયું વાગે,
ભાઈ તું રાજાનો બેટો રે, કેડે કલગીઓમાં ચમકે હીરો.
છાબા છલિયું વાગે...'

'રંગરસિયા રામસંગભાઈ રે, પાઘડીમાં રાખે ફૂલ રે...
ભાઈ રે ગરાસીઓ.'

આ ગીતો ભીલ સ્ત્રીઓ અત્યારે પણ લગ્નપ્રસંગે અને શુભ પ્રસંગોમાં ગાય છે :

'હાથ પ્રમાણે બંગડી હો રાજ,
ચાલોને પાવા જઈએ હો રાજ.

અને–

'ગામના વરતણીઆ તેડાવ, તેને ચોકી સુવડાવ,
રાણી મેલો માં એકલી રે........'

ભીલો રાજ્યકર્તા હતા, રાજવંશી હતા, તેની સાબિતી આ ગીતો પૂરી પાડે છે. ભીલો સમૃદ્ધ હતા. એમને વાડી-વજીફા હતા, એવી સાબિતી પૂરી પાડતું ગીત અત્યારે પણ એ લોકો ગાય છે.

વાડીમાં જાંબુડાં પાક્યાં છે. જાંબુ ઉતારવા એક બાઈ વેઠિયો શોધવા નીકળી છે. તે વિચારે છે :

'લીલા જાંબુનો છોડ રે જાંબુ ઝોલાં મારે.
હું વેઠિયો ખોળવા નીકળી જાંબુ ઝોલાં મારે.
હું વેઠિયો કોને લઈશ રે? જાંબુ ઝોલાં મારે.'

એક ભીલ બાઈનો પતિ વહાણવટું કરી કમાઈને ઘેર આવી લાકડાનો સુંદર મહેલ બંધાવી અંદર છત્રપલંગ-હીંડોળાખાટ મુકાવે છે :

પરણ્યો આંબો પાકશે રે, ગમ ઘૂઘરી વાગે.
વેલે બેસી જાઉં રે પરણ્યા, ,,
લાંબ હીંડોળા ખાટ રે, ,,
જતાં હીચકો, લાખ રે, ,,
વળતાં હાલર ગાવ રે, ,,

તે વખતની સમૃદ્ધિનો ખ્યાલ આ ગીત આપે છે. તે સમૃદ્ધિ-આબાદી આજે નથી રહી. વેઠિયા ખોળવા જનારા જાતે વેઠિયા બન્યા છે. હીંડોળે બેસનારા હીંડોળાની દોરી ખેંચતા થયા છે.

ભીલ સ્ત્રીઓમાં શિયળરક્ષાની ભાવના હતી અને શિયળરક્ષા કાજે મરી ફીટવાની તાકાત હતી.

• એક સ્વરૂપવાન સુન્દરીને જોઈ એક પાટણનો આદમી (પુરુષ) સ્ત્રી પર મોહી પડે છે અને એને લોભાવવા જાતજાતની લાલચો આપે છે, જ્યાં સુંદરી - લોભાવાતી નથી અને જવાબ આપે છે

પુરુષ–ચાલો મારી સાથે આવો રે, રોબારો
સ્ત્રી–નહિ આવુ તારી સાથે રે, રોબારો
પુરુષ–લઈ જાઉ પાટણ શહેર રે રોબારો
સ્ત્રી–બળ્યુ તારુ પાટણ શહેર રે–રોબારો
પુરુષ–નહિ આવે તો ઉચકી લઈ જાઉ રે–રોબારો
સ્ત્રી–અડકે તો માથુ તારુ વધેરુ રે–રોબારો

પરપુરુષ અડે–સ્પર્શે તો મરવા–મારવા જેટલી હિમત હતી, શૌર્ય હતુ, આત્મરક્ષા કાજે–શિયળરક્ષા કાજે 'માથુ તારુ વધેરુ રે–' નુ બળ હતુ. આ જાતની જ્યાં ભાવના હતી, ત્યાં વીરો જ પ્રગટે ને ?

એક યુવાન બાગમાં ફરતાંફરતાં એક યુવતીને જોઈ મોહી પડે છે, મોહાવસ્થામાં ભાન ભૂલી તેની પાછળ દોડે છે દોડનારની બહેન. પોતાના ભાઈને પાગલ બની દોડતો જોઈ કહે છે

'ના દોડ મારા વીર રે,
હાથે પરણાવુ એના દેશમા રે લોલ.
એ ના માને તો, એથી ચઢિયાતીને,
ઓટો મેલાવુ ગુલાબનો રે લોલ
દોડતા આપણા કુળ લાજે,
વીરને દોડવુ ન છાજે રે લોલ'

આમ કહી ભાઈને સમજાવે છે અને ભાઈની શિયળરક્ષા કરે છે કુળલાજને કેટલુ મહત્ત્વ અપાતુ અને એક સ્ત્રી બીજી સ્ત્રીનુ શિયળ પોતાના જેટલું જ કીમતી માનતી અને રક્ષતી તેનુ આ ઉદાહરણ છે

બીજીમાં વ્યગગીતો ગવાતાં દિવસના પરિશ્રમને લોકો હાસ્યવિનોદથી વીસરી જાય છે

એક સસારત્યાગી જોગી પરણે છે, ત્યારે તેની ફજેતી કેવી થાય છે તે તેની જ સ્ત્રીના શબ્દોમાં જોઈએ સ્ત્રી કહે છે

વેણુ મૂઆ જોગીડા જોગણ કઈ જાવે વેશ રે . ટેક
જોગીડાને કાજે મે તો ડગરો મગાવ્યો રે,
મેર મૂઆ જોગીડા, ગળા ના મેલે રે વેણુ.
જોગીડાને કાજે મે તો મહેલ બધાવ્યો રે,
મેર મૂઆ જોગીડા ઝૂપડી ના મેલી રે વેણુ

એક સ્ત્રી પોતાના પતિને સવાયો આપીને પરતુ મગાવે છે, પરતુ સવાયો નહિ વાપરવાની સલાહ આપે છે અને વ્યગમાં કહે છે

'આજ પરણ્યા વાત ટેવ સવાયાની
સવાયાનુ લૂગડુ લાવજે,
પાલવ નવ મૂકતો પરણ્યા, નથે વાપરતો સવાયો'

આ વીર જાતિ જગલમાં વસી, વાઘ અને સિહ એમનાં નિત્યનાં સાથી બન્યાં એક યુવાન ઘણુ ચાહે છે એ એક યુવતીને ચાહે છે યુવતી એક ડુગર ઉપર પોતાનાં પશુ ચારે છે યુવાન યુવતી માટે કપડુ લાવ્યો છે, તે યુવતીને આપવુ છે, પરતુ ડુગર ઉપર જવાના માર્ગે વાઘ બેઠેલો છે યુવાન કહે છે

'મોઘા મૂલનુ લૂગડુ આવ્યુ, તને દેવાને,
દેવા આવુ તો મારગડે રેહિ, વનનો રાજ'

યુવતી કહે છે

'વનનો રાજ, રોજનો સાથીડો,
કાન આમળી લાવ બોકડો બનાવ સાથીડાને'

એના તે ભારથો યુવાન ડરે છે, ત્યારે યુવતી કહે છે

સાથીડાથી ડરનારા, વારુ મોઢુ મને બતાવનો ના,
વાઘમો ના તારે મારગે, મારી વાટે આવતો ના

કેટલી બહાદુર જાતિ !

એમના સમાજમાં પણ સાસુવહુના ઝઘડા થાય છે વહુને સાસુ જમદૂત જેવી લાગે છે આજે પણ સાસુવહુનો સબધ અજ્ઞાન સમાજમાં એવો જ છે એક ભાઈ પોતાના છોકરાની વહુને તેડવા જાય છે વહુ સાસુને જોઈને નાસી જાય છે, પણ જ્યારે ધણી તેડવા આવે છે, ત્યારે દોડતી ઘેર આવે છે

'પહેલે આણે મારી સાસુડી આવી. કૂલવાડી.
હું તો માસ્લેડમાસ્લેડ નાડી હો લાલ. ,,
બીજે આણે મારા પિયુજી આવ્યા. ,,
હું તો દોડતીદોડતી આવી હો લાલ. ,,

એક સાસુ પોતાના છોકરાની નવી પરણેલી વહુને પૂરું ખાવા આપતી નથી. ઘરનાં બધાં વાડીમાં કામે જાય છે, ત્યારે વહુ છાની-માની કોઠીમાંથી ઘઉં કાઢી ઘઉં આપી ચીભડું લઈને ખાય છે. તે દિયર જુએ છે. દિયરને વિનવ્યા છતાં તે પોતાની સ્ત્રીને કહે છે. દેરાણી સાસુને, સાસુ સસરાને, સસરો પોતાના મોટા છોકરાને, છોકરો પોતાની સ્ત્રીને અને મોટી ભાભી એ સ્ત્રીના ધણીને વાત સંભાર-ઉમેરી કહે છે. સ્ત્રીનો પતિ અત્યંત ક્રોધે ભરાઈ સ્ત્રીને કૂવામાં ફેંકી દે છે.

એ સ્ત્રીના ભાઈને પોતાની બહેનને કૂવામાં નાખી દીધાની જાણ થતાં તે આવી વામાંથી પોતાની બહેનને કાઢી પૂછે છે:

'બેની શું શું ગુનો કીધો, કે કૂવામાં નાખ્યાં રે?'

બહેન કહે છે:

'ભાઈ, ઘઉં લાવી ચીભડું ખાધું,
સહિયેરિયું ચીભડું રે..'

આટલા નાના ગુના માટે આટલી આકરી સજા થતી. એ સ્ત્રીનો ભાઈ પોતાના બનેવીને સમજાવે છે. ધણી સમજે છે અને પોતાની સ્ત્રીને તેડી જઈ જુદો રહે છે.

સાસુને ત્યાં અને વહુને ત્યાં મહેમાન આવે છે. સાસુ મહેમાનોની સરભરા કરે છે, તેના કરતાં વહુ મહેમાનોની અનેકગણી સારી મહેમાનગીરી કરે છે. મહેમાનો સારી સરભરા થવાને કારણે વહુનાં વખાણ કરતા જાય છે. વહુનાં વખાણ સાંભળી સાસુ ક્રોધે ભરાય છે અને ક્રોધમાં હાથમાં સાંબેલું લઈને મારવા દોડે છે. વહુ પણ સાંબેલું લઈ સામી થાય છે અને સાસુનું સાંબેલું ભાંગી નાખે છે. સાસુ વહુનો ચોટલો પકડે છે, ત્યારે વહુ કાન પકડી કહે છે:

'સાસુએ ઝાલ્યો ચોટલો રે હાંઠા વેરીઆ.
મેં ઝાલ્યો તેનો કાન દિયરિયાં, લો'બાળી રે.
છોરાને બાઈજી ચોટલો રે, હાંઠા વેરીઆ.
નહિ તો જશે તારો કાન, દિયરિયા લો'બાળી રે...'

ગીત પરથી એમ લાગે છે કે માની મદદમાં નાનો છોકરો-એ બાઈનો દિયર આવ્યો હશે અને સાસુએ વહુનો ચોટલો પકડતાં વહુએ-ભાભીએ દિયરનો કાન પકડ્યો હશે. છોકરાનો કાન બચાવવા માએ વહુનો ચોટલો છોડી દીધો હશે.

હિંદુ સંસારમાં સ્ત્રીઓને સૌથી મોટું શાલ શોકનું સાલે છે.

એક બાઈને ત્યાં સાસુ, સસરો, દિયર, જેઠ, નણંદ વગેરે મહેમાન આવે છે. તેમને સારી-સારી વાનીઓ બનાવી ખવડાવે છે. તેમના ગયા પછી શોક આવે છે, ત્યારે છાશ, ભડકું, કાચુંપાકું ખવડાવી માંદી પાડી દવા કરે છે. એ દવા કેવી?

'આકડા ખંતરાનું મૂળિયું મેમાન છે,
ઘસીઘસીને પાઉં રે મારી શોક મેમાન છે.
શોક તો મારી મરી પડી મેમાન છે,
કેમ કરી દામે જાઉં ? મારી શોક મેમાન છે.
ચૂલામાં છાણું ચાંટવું, મેમાન છે.
ધુમાડે આંસુ આવે, મારી શોક મેમાન છે.
એને કાળજડે ડામ દઉં મારી શોક મેમાન છે.'

જ્યાં જોઈએ ત્યાં ધર્મને નામે પાખંડ થલાવનારા કહેવાતા વેરાગી પણ વર્તને બેરાગી, પાખંડી માલ-મલીદા ઉડાવી બ્રાચાર બાવાઓ, સ્ત્રીઓને ધાગા-ધુપા કરી-આડે માર્ગે દોરી પાપલીલા કરે છે. આવો એક બાવો કૂવાકાંઠે ધૂણી ધખાવી પડ્યો હતો. તેણે એક બાઈને ભોળવવા પ્રયત્ન કર્યો. બાઈએ જવાબ આપ્યો:

તારી વાંસળી વાગી તનમેં રે જોગીડા.
શું શું સમજાવે મનમેં રે જોગીડા.

વાઘે વૂગી પથારીમાં કેમ સૂવે રે જોગીડા
હું તો પદમણી પોઢનારી રે જોગીડા
તેં ભભૂત ચોળી તનમેં રે જોગીડા
હું તો અબ્બરને ઓઢનારી રે જોગીડા
મારી હામે નેન ફાડ્યા તે રે જોગીડા
હું તો લવે વીર્યા વના ન મેલુ રે જોગીડા

બાવો ચીપિયો ઉપાડી ભાગ્યો આવી સતીત્વની રક્ષા કરનાર બહાદુર એ આઓ હોય છે

એ જ ગામમાં એ જ બાવાનો એક શિષ્ય જે સ્વરૂપવાન અને યુવાન હતો તેને એ જ બાવાએ મોકલ્યો એણે પણ કૂવાકાંઠે અડ્ડો જમાવ્યો સોનાનું બેડું રૂપલા ઉઢેણી મૂકી ભીલકન્યા સખી સાથે કૂવે પાણી ભરવા જાય છે ત્યાં યુવાન જોગી જંતર (લાકડાનું તાર બાંધેલું વાજિત્ર) વગાડે છે જોગીના જંતરના અવાજે સૌ મુગ્ધ બન્યા છે આ ભીલકન્યા પણ મોહ પામી ઊભી રહે છે એની સાથે આવેલી સહિયર બેડું ભરી ચાલી જાય છે ભીલકન્યાનો મોહાવેશ દૂર થતાં એ પોતાનું બેડું ચઢાવવા સહિયરને જુએ છે તેને જતી રહેલી જોઈ જોગીને બેડું ચઢાવવા કહે છે જોગી બેડું ચઢાવે છે એ ઘેર આવે છે માતા પૂછે છે એ બહાનાં કાઢે છે

માતા દીકરીને સાચું કહેવા કહે છે દીકરી કહે છે

'કુવાને કાંઠે જોગી જંતર વગાડે જો
જંતરની માયા મને લાગી રે–સાસજી.'

છતાં માતાને સંતોષ નથી થતો માતા પૂછે છે

'સાચું બોલો દીકરી, શાને ભમકાવું લો
જૂઠું બોલો તો ઢબકી દાપું રે–મારવણી.
જૂઠું બોલો તો તારી સહિયરને પૂછશું '

જવાબ આપે છે

'માડી રે સહિયર જનમની જૂઠી રે,
જૂઠું નથી કે'તી મારી માવડી
જૂઠું બોલું તો દેવની આણ મને માવડી
સાચું કહું છું મારી માવડી રે–મારવણી '

ભીલો જંગલોમાં મિલકતોવાળા હતા રેલવે અને મોટરો જંગલોમાં દોડતી થઈ તે સાથે જ એમની મિલકતો ગઈ મિલકત ખોતાં મહેનત–મજૂરી–ચાકરી કરી પેટ ભરતા થયા તેમ છતાં પેટ ન ભરાતાં ચોરી કરતા થયા અને ચોરીને લઈને હાજરીની વળગાડ ચોંટી

'છોડ સડક બધાવો ઊંચી,
વચ્ચે ધારે ગાડી હાંકે રે ઓ ટોપીવાળા!
ચોથા જુગના તારા મહેલના રાજ,
તારી વાડીમાં ભરી બજરી
એ બાજરી એવી હાજરી રે ઓ ટોપીવાળા!
ચોથા જુગના તારા મહેલના રાજ '

મુસલમાનોના ત્રાસથી ભીલ સ્ત્રીઓ બીબી બને છે ફકીરો પોતાની ભ્રામક જાળમાં ફસાવે છે અને એ સ્ત્રીઓ ઉપર કેવા જુલમ ગુજારે છે, તે નીચેના ગીત પરથી સમજાશે

'ચાપે દીધા પાટિયા, દરવાજે દીધી ખીલી રે,
ખલી પરી દીધી, મને ટોપીવાળે ઘેરી રે,
કે' બીબી બનની તો, ઊભી મેલુ ચીરી રે,
ટોપીવાળા તારા રાજમાં,
મને ઉપાડી દારૂ મારી રે
ટોપીવાળા તારા રાજમાં
મોમે થૂકી મને બીબી કીધી રે'

×

ટોપીવાળા તારું નામ ના જાણું, નામ તો મુસલમાન રે

ખ્રિસ્તી ધર્મપ્રચારકો જંગલે જંગલે મિશનો ચલાવે છે

આપણા સંસ્કૃતિ પામેલા સમાજે ભીલો ને તરછોડ્યા એમના નામ પાછળ મત્સ્ય લગાડ્યા એમનાં નામને પણ બગાડ્યાં

રેવાશંકર, શિવશંકર, ગણપતરામ, મહીપતરામ–આમાં શંકર ને રામ, બ્રાહ્મણસૂચક છે નટવરસિંહ ગોપાલસિંહ, સત્સંગિ શ્રી સિંહ, સિંહ ક્ષત્રિયસૂચક છે ચીમનલાલ,

તમારા મહારાજ તો મારી સાથે વાતચીત કરી રહ્યા છે, સ્વામીએ કહ્યું 'તમારા હાથમાં તો કાગળનો ટુકડો છે, એમાં મહારાજ ક્યાંથી ભરાયા?'

'એ તો મહારાજનો ફોટો છે.'

'ત્યારે' સ્વામીજી એ કહ્યું 'મૂર્તિ એ પણ ભગવાનનું પ્રતીક છે. ભક્તજનો એને પથ્થર માનીને નહિ, પણ ભગવાન માનીને પૂજે છે, સમજ્યા!'

મંગલસિંહને બરાબર સમજણ પડી.

*

હજરત ગોસની બાજુમાં એક વિચિત્ર પાડોશી રહેતો હતો. જ્યારેજ્યારે હજરતના ઘરમાં નમાજ પઢાતી ત્યારેત્યારે તે વાજાં અને ઢોલ વગાડતો.

એક દિવસ નમાજ પઢવાના વખતે કોલાહલ વધી ગયો. હજરતના શિષ્યોએ કહ્યું: 'સાહેબ આટલો બધો કોલાહલ આપ શા માટે ચલાવી લો છો!'

'તમે કોલાહલ સાંભળ્યો?' હજરતે પૂછ્યું:

'જી.'

'ત્યારે તો તમારું ચિત્ત નમાજની બહાર હોવું જોઈએ.'

શિષ્યો નિરુત્તર બની ગયા.

*

શિવાજીના ગુરુ કોંડદેવે ફરમાન કાઢ્યું હતું, કે શિવાજીના બાગમાંથી માળીની રજા સિવાય કોઈએ કંઈ પણ તોડવું નહીં, પરંતુ એક દિવસ બાગમાં આમથી તેમ ફરતાં ભૂલથી ગુરુ કોંડદેવ પોતે જ થોડાંક ફળ તોડી બેઠા.

તોડ્યા પછી તરત જ તેમને પોતાનું ફરમાન યાદ આવ્યું અને પોતાની ભૂલ માટે તરત જ પોતાનો જમણો હાથ કાપી નાખવા તૈયાર થયા. એ જ વખતે અચાનક ત્યાં આવી ચડેલા શિવાજી મહારાજ અને માતા જીજીબાઈ તેમને પગે પડી તેમ ન કરવા વિનવવા લાગ્યાં:

'દેવ, ગુરુદેવ! એક ભૂલ તો સૌ કોઈથી થઈ જાય.'

'પણ આવી ભૂલ તે હોય? હું જ ફરમાન કરું અને હું જ ભંગ કરું!'

'એમાં શું થઈ ગયું? આ બાગ તમારો જ છે ને?'

'ના, ના, એ કંઈ ન બને!'

'તો એમ કરો, એ માટે તમારા ખમીસની આખી બાંય કાપી નાખો.' જીજીબાઈએ કહ્યું.

અને ગુરુએ એ ભૂલની યાદગીરી તરીકે પોતાના ખમીસની જમણી બાંય જિંદગી સુધી કાપેલી જ રાખી!

*

પોતાની ઝૂંપડીના આંગણામાં બેસી અબ્રહામ દરરોજ ભૂખ્યાતરસ્યાને ખવડાવીને પછી જ ખાતા.

એક દિવસ એક ડોસો આવ્યો. અબ્રહામે તેને જમાડ્યો. ડોસાએ જમતાંજમતાં કે જમી રહ્યા પછી પણ ભગવાનનું નામ ન લીધું કે પાડ ન માન્યો. એટલે અબ્રહામે કહ્યું: 'તું તે કેવો માણસ છે, ભગવાનનો ઉપકાર પણ નથી માનતો!'

ડોસો અગ્નિપૂજક હતો, એટલે તે બોલ્યો:

'ઈશ્વર બીજ નહીં, હું આજ સો વર્ષથી તેનો ઇન્કાર કરતો આવ્યો છું.'

અબ્રહામે ગુસ્સે થઈ ડોસાને કાઢી મૂક્યો. તે જ રાત્રે તેને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં દેવદૂતે પુછ્યું: 'આવી ઠંડીમાં તેં પેલા ડોસાને કેમ કાઢી મૂક્યો?'

'નાસ્તિક છે, નાસ્તિક! એ પ્રભુનો ઇન્કાર કરે છે.'

'એક દિવસ પણ તારાથી સહન ન થયું? દેવદૂતે શાંતિથી કહ્યું: 'પ્રભુ તો સો સો વર્ષથી સહન કરતો આવે છે.'

★

# સેવામૂર્તિ હરિભાઈ

અધ્યા. ધીરજલાલ પરીખ
એમ. એ.

અંધારા ખૂણામાં જન્મી આસપાસના પ્રદેશને અજવાળી જનાર ને મહાન તરીકે ન ખપનાર, મૂગા સેવકો—ઘરદીવડાઓના પ્રકાશના મૂલ્ય ઓછાં નથી. રાષ્ટ્રની અગણિત દીપમાળામાં અલિપ્ત જલતા આ અગણિત દીવાઓ મહત્ત્વની સેવા બજાવે છે. સંયોગોને અભાવે ને શરમાળ સ્વભાવને લીધે પ્રસિદ્ધિથી દૂર ભાગનાર એક માનદાન લોકસેવકની અહીં અપાતી આછી પરિચય-રેખામાંથી પણ હરિભાઈના સ્વભાવની સુવાસ તો અનુભવાય છે જ. પરિચયકાર અધ્યા. પરીખ કવિ અને કેળવણીકાર છે.

સમુદ્રના અંતરતમ પેટાળમાં છુપાયેલા રત્ન સમું અને વેરાન અરણ્યમાં વિકસી ખરી પડેલ કુસુમકળી જેવું હરિભાઈનું જીવન દુન્યવી પ્રકાશથી અદૃશ્ય અને ઇતિહાસ નવેશોથી અસ્પૃષ્ટ રહ્યું છે. સાહિત્ય, સમાજ, રાજકારણ, સંસ્કૃતિ ઇત્યાદિ અનેક ક્ષેત્રોમાં એમનો ફાળો બહુમૂલ્ય હોવા છતાં એકેય ક્ષેત્રમાં એમની સેવાઓની નોંધ ઇતિહાસ-પ્રસિદ્ધ થઈ નથી, કે કોઈએ એમની યશગાથા ગાઈ નથી. હરિભાઈનું સમગ્ર જીવન સેવામંત્રના ભાષ્ય સમું હોવા છતાં—ને કદાચ તેથી જ—પ્રશસ્તિથી એ અલિપ્ત જ રહ્યું છે.

હરિભાઈનો જન્મ કપડવંજમાં સને ૧૮૮૧ના સપ્ટેમ્બરની ૪થી તારીખે થયો હતો. ઓગણીસમી સદીની છેલ્લી વીસી એ એમનો બાલ્યકાળ. એ રીતે ભારતવર્ષના અનેક રાજકીય હિતચિંતકોના એ સમોવડિયા હતા.

વિદ્યાર્થી હરિભાઈ ઓછાબોલા હતા. પૂછ્યા વિના કોઈ ન કહેવાની એમની ટેવને લઈને એમના પિતાશ્રી દ્વારા 'સહદેવ જોષી'નું બિરુદ એમને મળ્યું હતું. હરિભાઈ જેટલા ઓછાબોલા હતા, એટલા જ સત્યપ્રિય હતા. દશબાર વર્ષની ઉંમરે એકવાર માસ્તરને ત્યાં 'સેશન' કરવા જવાનું નામ લઈ એક છોકરાની સાથે 'ભારતની કથા' સાંભળવા ગયેલા તે સિવાય તેઓ કદી જૂઠું બોલ્યા નથી.

હરિભાઈના કૉલેજજીવન દરમિયાન એમના પિતાશ્રી નોકરી અંગે ભરૂચમાં હોઈ, અવારનવાર હરિભાઈ ભરૂચ જતા. તે કાળે હરિભાઈ લગ્નગ્રંથિથી જોડાઈ ગયા હતા.

કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રનો વિષય સારી રીતે ખેડ્યો હોઈ બી. એ.ની ઉપાધિ મેળવ્યા પછી હરિભાઈની વૃત્તિ વેપારી ક્ષેત્રમાં કામ કરવાની થઈ.

થોડો સમય માગજી સૂરજીની પેઢીમાં કામ કર્યા પછી સને ૧૯૦૬માં ઉમરેઠ જ્યુબિલી ઇન્સ્ટિટ્યૂટમાં હેડમાસ્તર તરીકે શરૂઆતમાં કામ કરીને બીજે જ વર્ષે વડોદરા હાઈસ્કૂલમાં હેડ શિક્ષક તરીકે, વડોદરા રાજ્યના કેળવણી ખાતાની નોકરીમાં જોડાયા.

શ્યેન પક્ષીના જેવા નાકવાળા, ઊંચાઈમાં ઠીકઠીક, લલિત ગતિવાળા, પવનના સપાટા સાથે ઊડી જાય એવા સુકલકડી શરીરવાળા હરિભાઈ વડોદરા હાઈસ્કૂલના વિદ્યાર્થીઓના પ્રિય 'માસ્તર સાહેબ' બન્યા. એમની રહેણીકરણીમાં ત્યારે પણ સાદાઈ જ હતી. મૂઠીમાં માઈ જાય એવો નાજુક ફેંટો, એક સાદો લૉંગ કોટ, અરે, કંઈક પંચિયાને મળતું એક ધોતિયું—એ એમનો નિત્યનો પહેરવેશ હતો. આવા સાદા પોશાકમાં પણ પહેરવાની કલામય પદ્ધતિને લીધે શરીરની પ્રત્યેક હિલચાલમાં સૌન્દર્યાભિમુખતાને લીધે અને મિતાક્ષરી તેમ જ સુસ્પષ્ટ મૃદુ વાણીને લીધે, એમણે ઘણાનું ધ્યાન ખેંચેલું

વડોદરા કૉલેજમાં તાતા કુટુંબ તરફથી ફ્રેંચ પ્રોફેસરની જગા થતાં ફ્રેંચ અધ્યાપક પ્રો. શ્રીદ્લીપી આવ્યા. ફ્રાન્સની સાચી ઓલાદના એ પ્રતિનિધિ ગણાતા પ્રોફેસર સાથે ફ્રેંચ ભાષામાં વાત કરી શકે એવા વડોદરામાં બે માણસો જ હતા. એક શ્રી. અબ્બાસ તૈયબજી (તે વખતના જજ સાહેબ) અને બીજા શ્રી. હરિભાઈ.

ફ્રેંચ સાહિત્યના વિપુલ વાંચનથી એમના લાક્ષણિક હાસ્યરસનો પરિચય હરિભાઈને એટલો બધો થયો હતો કે અનેક પ્રસંગોએ એમના મીઠી મજાકવાળા તુક્કાઓ સંબંધીઓ, મિત્રો અને શિષ્યોને અવારનવાર તેઓ સંભળાવતા. ઓછાબોલા છતાં એમની વાણીમાં 'માર્ક ટ્વેઇન' કે 'આનાતોલ ફ્રાંસ'ને મળતો એવો સૂક્ષ્મ, ઝીણી બુદ્ધિથી ભરેલો વિનોદ સભર ભર્યો હતો.

હરિભાઈની આંખ, ઊછરતી વિદ્યાર્થી આલમ ઉપર હેતથી મીટ માંડતી જેમણે જોઈ હશે, તેને એના અદ્ભુત જાદુની ખબર હશે જ. એ શાંત આંખોમાંથી ભાવિ પ્રજાના સ્રષ્ટાઓ ઉપર મૂંગા આશીર્વાદ વરસતા અને ઉજ્જ્વળ ભવિષ્યના સ્વપ્નપ્રદેશમાં વિહરનાર આર્ષદૃષ્ટિ જાગી ઊઠતી. હરિભાઈ નાનાઓ જોડે એમના જેવડા ન હોય એવી સરળ, નિષ્કપટ વર્તણૂક દાખવતા અને એમની વિચારસરણીએ ઊતરી એમની જોડે વિચાર કરવા લાગતા. આમ છતાં અત્યંત વિનયી તથા સુધારક મનાતા માસ્તર હરિભાઈ પ્રાચીન ગુરુ-શિષ્ય સંબંધની પ્રણાલીમાં માનતા ને એ પ્રણાલી પળાવવાના આગ્રહી પણ હતા. આથી શ્રીમંત ગાયકવાડ કુટુંબના કુમારો પણ વિશેષ જ્ઞાનોપાર્જન માટે હરિભાઈને ઘેર જવું પસંદ કરતા.

હરિભાઈ એટલે પ્રેમ, નમ્રતા અને સમભાવ. વિદ્યાર્થીઓ અને મિત્રોને આકર્ષતો કોઈ જાદુ એમનામાં હોય તો આ હતો.

એમ પણ કહેવાય છે કે હરિભાઈને ત્યાં આવનાર પ્રત્યેક મહેમાન પોતાનાં દુઃખોનું પોટલું, પગથિયાં ચઢતાં ઓટલા ઉપર જ મૂકીને આવતો હોય, એમ અનુભવતો. હરિભાઈને ત્યાં મહેમાનોની અવરજવર એટલી બધી જાણીતી થઈ ગઈ હતી કે, ભરૂચમાં હતા ત્યારે સ્ટેશન ઉપર કોઈ ખાદીધારી સજ્જનને આવતા જોઈ ગાડીવાળો તરત જ પૂછતો કે 'હરિભાઈ માસ્તરને ત્યાં જવું છે ને ?'

હરિભાઈનું ગૃહજીવન અનેકાનેક રીતે લોકોત્તર હતું. કોઈ પણ પ્રકારે અન્યને ઉપયોગી થવાની ભાવના, ઉપરાંત 'દુભાયે લોક ના જેથી લોકથી ન દુભાય જે' જેવી ગીતાભાખી ભાવના એમણે જીવનમાં મૂર્ત કરી હતી.

મહાત્મા ગાંધીજી અમદાવાદ આવીને વસ્યા ત્યારે હરિભાઈ પ્રત્યેક શનિવારે વડોદરાથી અમદાવાદ જઈ હાજરી આપતા અને સાચા ભક્તહૃદયથી ત્યાંની પ્રવૃત્તિ નિહાળતા. મહાત્માજી વિષે વધુંવધું જાણવાની એમને ભૂખ લાગી. સરકારે જે પુસ્તક જપ્ત કર્યું હતું તે 'હિંદ સ્વરાજ'ની હસ્તલિખિત પ્રત મેળવી પોતાના મિત્ર શ્રી. કલ્યાણરાય જોષી સાથે સહવાચન આરંભ્યું. શ્રી જોષી આ સંબંધમાં લખે છે, કે 'ભાઈ હરિલાલ તો આ પુસ્તકના સિદ્ધાંત ઉપર આફરીન થઈ ગયા. તે દિવસથી તે છાનાંછાના ગાંધીજીના ભક્ત બન્યા.' ત્યારથી હરિભાઈને ગાંધીજીના સિદ્ધાંતો પ્રત્યે અહોભાવ જાગ્યો, તે એમની તિતિક્ષાવૃત્તિ દિવસેદિવસે બળવત્તર થવા લાગી.

દરમિયાન હરિભાઈ વડોદરાથી પોતાના વતન કપડવંજમાં આવતા જતા ને પોતાનાં જ્ઞાન તથા સૌજન્યનો લાભ સ્વજનો અને

મિત્રોને આપતા રહેતા શાળા કરતાં પુસ્તકાલયની અસર વિશેષ વ્યાપક છે તે સત્ય એમને સમજાયું, ને તેથી ૧૯૧૬ના ઑક્ટોબરમાં નાના પાયા પર વાચનાલય તથા પુસ્તકાલયની શરૂઆત કરી આ પછી હરિભાઈએ કપડવંજની અનેક રીતે સેવાઓ કરી છે, પરંતુ એમની સૌથી પહેલી અને કદાચ સર્વશ્રેષ્ઠ સેવા તે પુસ્તકાલયની સ્થાપના કરી એ છે

પોતે તો નાનપણથી જ સ્વદેશપ્રેમથી તરબોળ હતા એટલે સ્વદેશી વસ્તુઓ વાપરતા, અને પોતાના વિદ્યાર્થીઓને પણ સ્વદેશી વસ્તુઓ વાપરવાની સલાહ આપતા સ્વદેશીના પ્રચાર માટેની હરિભાઈની ધગશ એટલી બધી તીવ્ર હતી કે કોલેજમાં કોઈ વિદ્યાર્થીને છ આનાનો દેશી ટુવાલ અથવા એક આનાનો દેશી સાબુ જોઈતો હોય તો પોતે ચાર માઈલનો ફેરો ખાઈને પણ એને સ્વદેશી વસ્તુ લાવી આપતા એક વિદ્યાર્થીને એક વાર એમણે ખાદીનો તાકો ભેટ આપ્યો હતો. ખાદીધારી બનેલા એ ભાઈ જણાવે છે કે 'એ ખાદીનો તાકો જો મને હરિભાઈ તરફથી ભેટ ન મળ્યો હોત તો કદાચ મે ખાદી ધારણ જ ન કરી હોત!'

હરિભાઈ ધીમેધીમે ગાંધીજીના ગાઢ પરિચયમાં આવ્યા એમની સ્વદેશભક્તિ, હૃદયની સરળતા, સંપૂર્ણ ન્યાયવૃત્તિ અને કાર્યદક્ષતાથી મહાત્માજીનું ધ્યાન તેમના તરફ ખેંચાયું, ને ઘણી વખત મહાત્માજી સાથે કલાકો સુધી એકાંતમાં વાત કરવાનો લાભ હરિભાઈને મળવા લાગ્યો પરિણામે હરિભાઈ ગાંધીજીના પ્રખર અનુયાયી બન્યા

હરિભાઈમાં ત્યાગવૃત્તિનો વિકાસ થઈ રહ્યો હતો, એવામાં વડોદરા હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકેના એમના સ્થાનેથી વધારે પગારે ભાદરણ હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે એમની બદલીની વાત આવી કોઈ પણ શિક્ષકે આ મોહવશ હર્ષ સાથે વધાવી લીધી હોત, પરંતુ હરિભાઈના પૂર્વ નિશ્ચય મુજબ નિવૃત્તિ લેવાનો ને સેવાકાર્યોમાં સંપૂર્ણપણે ઝંપલાવવાનો સમય આવી લાગ્યો હતો પોતાની તિતિક્ષાવૃત્તિને આ તક મળતાં, નિવૃત્તિવેતનની કે બીજા કશા લાભની અપેક્ષા ન રાખતાં, સને ૧૯૨૦ના મે માસમાં વડોદરા રાજ્યના શાળાખાતામાંથી પોતાની નોકરીનું એમણે રાજીનામું આપ્યું એમના રાજીનામાની જાણ થતાં, ત્યારના કેળવણીખાતાના વડા મિન્સિપાલ શ્રી કલાર્કે હરિભાઈને બોલાવી બદલી નહિ કરતાં વડોદરામાં જ કાયમ રાખવા જણાવ્યું. પરંતુ હરિભાઈ તો નોકરી છોડી સમાજસેવા કરવાના નિશ્ચયને વળગી રહ્યા ને તે જ દિવસે કોઈપણ જાહેર સંસ્થામાંથી આજીવિકાનું સાધન લીધા વિના, જ્યાંજ્યાં એમની સેવાની જરૂર એમને જણાય, ત્યાંત્યાં અનન્ય ભાવથી સમાજસેવા અને દેશસેવા કરવાનો એમણે સંકલ્પ કર્યો વડોદરાની નોકરી દરમિયાન એમણે કાંઈ ધનસંચય કર્યો ન હતો, છતાં ઈશ્વર ઉપર દૃઢ વિશ્વાસ રાખી, નોકરીમાંથી છૂટા થયા પછી મરણ પર્યંત કોઈ પણ જાહેર સંસ્થામાંથી પોતાના ઉપયોગ માટે પાઈ પણ નહિ લેવાના દૃઢ સંકલ્પને વળગી રહેવાને તેઓ ભાગ્યશાળી થયા હતા

હરિભાઈના આ ત્યાગથી કપડવંજની સંસ્થાઓને અત્યંત લાભ થયો કપડવંજની અનેકવિધ જાહેર પ્રવૃત્તિઓના એ પ્રણેતા બન્યા– અખાડો, પુસ્તકાલય, વણાટશાળા ઉપરાંત ૧૯૨૦ના ઑક્ટોબરમાં એમની પ્રેરણાથી કપડવંજમાં 'મહાલક્ષ્મી ઉદ્યોગગૃહ' સ્થપાયું.

આવી અનેક પ્રવૃત્તિઓ શરૂ કરી છતાં હરિભાઈને મુખ્ય આકર્ષણ તો કેળવણીના ક્ષેત્રનું હતું તે અંગે કપડવંજમાં કે ખેડા જિલ્લામાં અનુકૂળ વાતાવરણ કે અનુકૂળ

સંજોગો ન જડતાં શિક્ષણપ્રણાલી અંગેના એમના સ્વતંત્ર તથા મૌલિક વિચારોને અમલમાં મૂકવાનું યોગ્ય સ્થળ ભરૂચ જણાયું. તેથી ભરૂચ કેળવણી મંડળના સ્વતંત્ર કામમાં તેઓ જોડાયા ને જીવન પર્યંત ત્યાં જ રહી, કેળવણી મંડળની અને ડૉ. ચંદુભાઈ, શ્રી છોટુભાઈ પુરાણી તથા શ્રી. દિનકરરાય દેસાઈ સાથે 'ભરૂચ સેવાશ્રમ'ની સેવા બજાવી. એની સ્થાપનામાં હરિભાઈએ અગ્રભાગ લીધો હતો. 'ભરૂચ કેળવણી મંડળને આશ્રયે' મૅટ્રિક ઉપરનો કૉલેજનો વર્ગ ખોલવામાં આવ્યો હતો; તે વર્ગ ચાલ્યો ત્યાં લગી હરિભાઈએ શિક્ષણનું કાર્ય બજાવ્યું હતું. 'સેવાશ્રમ'ના કૉ વર્ગોમાં હરિભાઈ ગુજરાતી સાહિત્યનું તેમ જ અર્થશાસ્ત્રનું અધ્યાપન કરતા.

મહાત્માજી સાથેના હરિભાઈના પ્રવાસ સંબંધી નોંધમાં સ્વ. મહાદેવભાઈએ લખ્યું છે, કે "મારા કરતાં ઉંમરે દશેક વર્ષ મોટા હતા છતાં હરિભાઈને અમારા કામમાં નાનકડામાં નાનકડું કામ ઉપાડી લેતાં કદી સંકોચ થયો નથી. તે વેળાની અમારી મુસાફરીઓની બહોજલાલીની શી વાત? લોકોનો અથાગ પ્રેમ; ગાડી ઉપર ધાડેધાડાં આવે; અમારા ડબ્બા ખાવાના પદાર્થો અને ફળોથી ભરાય હરિભાઈ આ બધું જોઈને હસતા, અને મૌલાના (શૌકતઅલી) સાથે ખાવાપીવામાં અને ગમ્મત–મસ્કરીમાં પણ ભળતા. પણ ઊંડેઊંડે એમને એમ થયા કરતું, કે 'આ બધાના આપણે અધિકારી છીએ? લોકો આટલો પ્રેમ વરસાવે છે, એનો આપણે કશો બદલો આપી શકીએ છીએ ખરા!"

વડોદરાની જેમ ભરૂચમાં પણ હરિભાઈનું ઘર મહેમાનોનો અખાડો હતું. હરિભાઈના ઘરનું વાતાવરણ શ્રી. બબાલાલ વૈદ્યે નીચેના શબ્દોમાં સુંદર રીતે ચીતર્યું છે:

'ઘરમાં ઓછામાં ઓછાં ૧૦–૧૨ માણસો કાયમ માટે રહેતાં, પણ જરાકે ય ગરબડ નહિ, જરાકે ય અવ્યવસ્થા નહિ. સૌ સૌના કામમાં શાંતિપૂર્વક લાગી રહેલાં. સેવાની હરીફાઈ ચાલી રહી હતી એમ કહું તો ચાલે. રસોડામાં ચંપાબહેનની મદદે કેટલાક હોય, કેટલાક હરિભાઈ પાસે બેઠેલા હોય, કેટલાક ફેરાફાંટામાં રોકાયેલા હોય; અને આ બધા વચ્ચે દેવદૂત સમાં સૌમ્યમૂર્તિ કુસુમબહેન અંતરમાં આગ અને વેદનાથી બળી રહ્યાં છતાં એકદમ શાંત અને નિર્વિકાર! સર્વની ચિંતા તેમને હોય જ. ને આ બધાની ચિંતા પથારીમાં પડ્યાપડ્યા હરિભાઈને પણ હોય જ ને! 'જયશંકર શું કરે છે, ઊંઘે છે કે કામમાં છે? મોહનભાઈ રૂમે છે કે બહાર છે? કુસુમે ખાધું કે? ચંપાનું શરીર કેમ છે?'—નાનામાં નાની બાબતો તરફ હરિભાઈનું ધ્યાન હોય જ!'

ઘરમાં ચાંચડને લઈને ઘણીવાર બધાને ઊંઘ ન આવે, ને સૌ બકબકાટ કરે, ત્યારે પણ હરિભાઈના મોંમાંથી એક પણ શબ્દ નીકળતો નહિ. એકવાર એક સ્વજને પૂછ્યું, કે 'તમને ચાંચડ નથી કરડતા શું?' હરિભાઈએ પહેરણ ઊંચું કરીને બતાવ્યું, એટલે ચાંચડ એમને પણ કરડતા હતા એ સ્પષ્ટ થયું. પછી હરિભાઈએ કહ્યું, કે 'હું જાણું છું કે, તમે બધાં બબડો છો. તોપણ ચાંચડ તમને કરડવાનું જરા પણ ઓછું કરતા નથી. પછી હું બબડીશ તો મને કરડવાનું ઓછું કરશે એમ હું શા માટે માની લઉં?' આવો જ એક પ્રસંગ શ્રી. મોહનભાઈ સાથે સાંજના ફરવા ગયા ત્યારે વીંછી કરડ્યાનો બન્યો હતો. સહેજ પણ મોં બગાડ્યા સિવાય હરિભાઈએ કહ્યું: 'મોહન, મને વીંછી કરડ્યો છે, જરા બેસીએ.' તે પછી વાર્તાલાપ તો હસતે મોઢે ચાલતો જ રહ્યો. પાસેથી માળી આવ્યો. એણે હરિભાઈના મુખ ઉપર હાસ્ય જોઈ આશ્ચર્યભાવે પૂછ્યું, "શું તમને ખરેખર વીંછી કરડ્યો છે?' એ પ્રશ્નના

જવાબમાં એમણે કહ્યું, કે 'ભાઈ, રડું તેથી વીંછી ઊતરી જશે ? જો રડવાથી ઊતરે નહિ તો પછી રડવું-ન રડવું બધુ સરખુ જ છે ને !'

અનેક પ્રસંગોએ. હરિભાઈએ 'દુઃખેષ્વનુદ્વિગ્નમના સુખેષુ વિગતસ્પૃહ 'ની ગીતાપ્રબોધી સ્થિતપ્રજ્ઞતા દાખવી હતી એ સ્થિતિની પરાકાષ્ઠા તો એમની આખરી માંદગી પ્રસંગે, અને ખાસ કરીને અવસાન સમયે એમના અંતેવાસીઓ-સ્વજનોએ જોઈ હતી એમના વ્યાધિનું નિદાન-દુષ્ટ પાંડુ સાથે જલદરનુ થયું ને જ્યાં ચિંતામાં પડ્યાં, ત્યારે હરિભાઈ તો લેશ પણ વ્યગ્ર થયા વગર હમેશના જેવી શાંત મુખમુદ્રા રાખી હાસ્યવિનોદ વરસાવતા રહેતા હરિભાઈના જીવનની આશા છોડી દઈ વિમાસતા ડૉક્ટર દર્દનુ નિદાન હરિભાઈ આગળ કહેતાં સંકોચાતા હતા, ત્યારે હરિભાઈએ હસીને કહ્યું 'મને મરવાનો જરા યે શોક નથી મૃત્યુ મારે મન રમત છે કેમ મરવુ તે મને આવડે છે '

મૃત્યુ પછીની પસંદગી બાબત એકવાર હરિભાઈએ વિનોદમાં કહ્યું હતું, કે 'મારા મૃત્યુ પછી પરમેશ્વર મને પૂછે તો કહુ કે, મારે મોક્ષ વગેરે નથી જોઈતા, પણ જ્યાં આગળ ખૂબ કાર્ય કરી શકાય ને મારું બધુ સ્નેહી મંડળ તેમજ ટીકાકારની દૃષ્ટિથી જોનાર માણસો પણ હોય ત્યાં આગળ જ મને જન્મ આપજે '

હરિભાઈની ઘણી અભિલાષાઓ અપૂર્ણ રહી છે, છતાં સાપેક્ષદૃષ્ટિએ જોતાં અલ્પ આયુષ્યમાં હરિભાઈ ઘણુ કરી ગયા સેવા અને સ્વાર્થત્યાગનો, પરમતસહિષ્ણુતા અને વ્યક્તિસ્વાતંત્ર્યનો, સમભાવ અને સહાનુભૂતિનો, ઉજ્જ્વળ દાંપત્ય અને વિશાળ કુટુંબભાવનો, સાદાઈ અને સુંદરતાનો, શિક્ષણ અને સાહિત્યનો, આતિથ્ય અને મૈત્રીનો અને એવા અનેક ઉદાત્ત જીવનના સંદેશાનો મહાન સંદેશ કેવળ ઉપદેશથી જ નહિ, પણ પ્રત્યક્ષ આચરણથી તેઓ આપી ગયા છે એમણે કલ્પેલું ભવિષ્યનું કપડવંજ, 'પુસ્તકાલય,' 'મહાત્મા ગાંધી ઉદ્યાન' ઇત્યાદિ સિદ્ધિઓ દ્વારા ધીમેધીમે આકાર લેતું થયુ છે એમણે કલ્પેલ 'સેવાસંઘ' એમના અવસાન બાદ તરત જ મૂર્ત સ્વરૂપ લઈ, અનેક સેવાકાર્યોમાં વિસ્તૃત બની કપડવંજની યથાશક્તિ સેવા બજાવે છે પોતાની અંગત દોરવણી નીચે સમાજસેવકોનું નાનકડુ મંડળ ઊભું કરવાનું જીવનનુ મહાન કાર્ય હરિભાઈએ બજાવ્યુ એના પ્રતીકરૂપે 'સેવાસંઘ' અને 'મહાજન લાયબ્રેરી,' 'હરિકુંજ સોસાયટી' અને 'હરિ છાત્રાલય,' હરિભાઈની સેવાભાવનાનાં અમર સ્મારકો છે હરિભાઈનું ચિંતન, મનન અને સમગ્ર જીવન એક મહાન આત્માનું પ્રકટીકરણ હતું એનું પ્રકટ સ્મારક હરિભાઈના શિષ્યો, સ્વજનો અને સ્નેહીઓના વિશાળ સમુદાયના અંતરમાં ચિરસ્મરણીય રહેશે

★

## સુધારો

'અખંડ આનંદ'ના ડિસેમ્બર અંકમાં પૃષ્ઠ ૩૨ ઉપર ચરતચૂકથી એક ભૂલ રહી જવા પામી છે. ત્યાં લેખની નીચેના ફકરામાં હિંદમાં નોબેલ ઇનામ મેળવનાર બે મહાન વ્યક્તિઓ તરીકે રવીન્દ્રનાથ ટાગોર અને સર ચંદ્રશેખર વેંકટ રામન વાંચવું

×

કપાસના વાવેતરમાં લગભગ અર્ધોઅર્ધ કાપ આવ્યો અને આ છૂટી થયેલી જમીનમાં અનાજ અને બીજા પાકો આવ્યા. કાયદો અમલમાં આવતાં તેમાં આપેલ હદ પ્રમાણે અનાજ અને કઠોળ વાવી બાકીની જમીનમાં અનાજ કરતાં વધારે નફાકારક શિંગ, તમાકુ, શાકભાજી, લીંબુ, કેળાં વગેરેનું વાવેતર થયું. આથી કાયદાથી ધાર્યું પરિણામ આવ્યું નહિ.

કાયદાથી અનાજનું ક્ષેત્રફળ વધ્યું અને તેનું એકરે ઉત્પન્ન વધારવા માટે પણ સરકારે નીચે પ્રમાણે પ્રયત્નો કર્યા જે હજુ ચાલુ છે.

૧. ખોળ અને બીજાં મિશ્રણ ખાતરોનું સસ્તા ભાવે વેચાણ.
૨. છાણિયા ખાતરનો જથ્થો વધારવા કમ્પોસ્ટના ખાડા ખોદવામાં મદદ.
૩. મ્યુનિસિપાલિટીઓ દ્વારા મળ અને કચરામાંથી કમ્પોસ્ટ ખાતર બનાવવું.
૪. પિયતના પાકો લેવા કૂવા બાંધવામાં અને સમારવામાં મદદ.
૫. સારાં બીની વહેંચણી.
૬. ખેતી લાયક પડતર જમીનનું ભેડાણ.
૭. અનાજપૂરક કંદમૂળોનું વાવેતર.

આ બધા પ્રયાસો છતાં અનાજનું એકરે ઉત્પન્ન વધ્યું નથી, તે નીચેના આંકડાઓ દેખાડે છે.

## કુલ ઉત્પન્ન–હજાર ટનમાં

### ગુજરાત

| વર્ષ | ૩૮–૩૯ | ૩૯–૪૦ | ૪૦–૪૧ | ૪૫–૪૬ | ૪૬–૪૭ | ૪૭–૪૮ |
|---|---|---|---|---|---|---|
| ચોખા | ૧૧૧ | ૩૬ | ૯૭ | ૧૯૧ | ૧૯૮ | ૧૩૭ |
| ઘઉં | ૫૦ | ૪૪ | ૫૪ | ૧૦૦ | ૫૪ | ૬૮ |
| જુવાર | ૧૭૪ | ૧૭૧ | ૨૧૪ | ૧૧૨ | ૧૨૨ | ૧૧૪ |
| બાજરી | ૮૯ | ૬૯ | ૧૨૮ | ૬૮ | ૭૯ | ૭૪ |
| કુલ | ૪૨૪ | ૩૨૦ | ૪૯૩ | ૪૭૧ | ૪૫૩ | ૩૯૩ |
| સરાસરી | ← | ૪૧૨ | → | ← | ૪૪૨ | → |
| વાવેતર (એકરમાં) | ૧૬૯૦ | ૧૬૪૭ | ૧૭૬૧ | ૨૦૭૫ | ૧૯૮૫ | ૧૮૨૪ |
| સરાસરી | ← | ૧૬૯૯ | → | ← | ૧૯૬૧ | → |
| એકરે ઉત્પન્ન (રતલમાં) | ૫૬૨ | ૪૩૫ | ૬૨૭ | ૫૦૮ | ૫૧૧ | ૪૮૪ |
| સરાસરી | | ૫૪૧ | | | ૫૦૧ | |

### મુંબઈ પ્રાંત

| વર્ષ | ૩૮–૩૯ | ૩૯–૪૦ | ૪૦–૪૧ | ૪૫–૪૬ | ૪૬–૪૭ | ૪૭–૪૮ |
|---|---|---|---|---|---|---|
| ચોખા | ૭૮૯ | ૬૬૮ | ૮૦૨ | ૮૨૧ | ૮૪૬ | ૭૯૭ |
| ઘઉં | ૩૩૭ | ૩૧૧ | ૩૧૯ | ૩૮૬ | ૧૧૪ | ૨૫૭ |
| જુવાર | ૧૩૨૦ | ૧૨૪૭ | ૧૪૧૭ | ૧૦૫૫ | ૧૧૦૨ | ૧૨૭૨ |
| બાજરી | ૫૦૧ | ૪૭૭ | ૫૨૨ | ૩૫૮ | ૪૨૫ | ૫૦૯ |
| કુલ | ૨૯૪૭ | ૨૭૦૩ | ૩૦૬૦ | ૨૬૨૦ | ૨૪૮૭ | ૨૮૩૫ |
| સરાસરી | ← | ૨૯૦૩ | → | ← | ૨૬૪૭ | → |
| વાવેતર (એકરમાં) | ૧૫૮૫૭ | ૧૫૮૪૬ | ૧૫૯૬૪ | ૧૬૯૫૭ | ૧૬૯૭૭ | ૧૬૫૫૬ |
| સરાસરી | ← | ૧૫૮૮૯ | → | ← | ૧૬૮૨૯ | → |
| એકરે ઉત્પન્ન (રતલમાં) | ૪૧૫ | ૩૮૨ | ૪૩૦ | ૩૪૬ | ૩૨૮ | ૩૮૦ |
| સરાસરી | ← | ૪૦૯ | → | ← | ૩૫૧ | → |

• અનાજના કાયદા પછી ઓછું ઉત્પન્ન આવવાનુ કારણ પ્રતિકૂળ ઋતુ પણ છે, કારણકે ૧૯૪૬-૪૭માં ગેરુનો રોગ લાગવાથી ઘઉંનો પાક ઘણો જ ઓછો ઊતર્યો હતો, પણ આ કારણ સિવાય નીચેનાં કારણોએ પણ ઓછું ઉત્પન્ન લાવવા સારો ભાગ ભજવ્યો હતો

૧ ખાતરો વગેરે જે સરકારે સસ્તા ભાવે અનાજના પાક માટે આપ્યુ તેનો ઉપયોગ શાકભાજી, કેળાં, તમાકુ વગેરે અનાજ સિવાયના નફાકારક પાકોમાં સારા પ્રમાણમાં થયો

૨ છાણિયા ખાતરનો જથ્થો વધારવા માટે કમ્પોસ્ટ ખાતરના ખાડા ખોદવા સરકારે મદદ આપી તે ખાડાઓ બીજે વરસે વૈજ્ઞાનિક રીત પ્રમાણે ન ભરાયા આથી ખાતરમાં બમણા નાઇટ્રોજનનો જે લાભ મળવો જોઈએ તે ન મળ્યો અને આ ખાતર અનાજના પાકો સિવાયના પાકોમાં પણ આપવામાં આવ્યું

૩ સરકાર તરફથી ખાતર મળતુ હતું તે બાદ કરતાં વધારાનાં ખાતરો મળતાં ન હતાં અને જે મળતાં તે ઘણા ઊંચા ભાવે મળતાં હતાં એટલે ઘણી જમીન ખાતર વિનાની રહેવાથી ફળદ્રુપતા ઘટી

૪ અનાજના બાંધવામાં આવેલા ભાવો ખેડૂતોને આકર્ષણરૂપ ન હતા, કારણકે લડાઈ પહેલાંના ભાવ કરતાં અનાજના ભાવ સાધારણ ગણા મળતા હતા, જ્યારે બીજા પાકો જેવાકે તમાકુ, વરિયાળી, લીલુ, કેળાં, શાકભાજી, આદુ, જીરુ વગેરેના ભાવ આઠગણા મળતા હતા સાથે ખેડૂતની જરૂરતની વસ્તુઓ માટે ખેડૂતને આઠગણા દામ આપવા પડ્યા આથી અનાજના ઉત્પાદનમાં ખેડૂતનુ દિલ ચોટ્યુ નહિ. અને એ સ્વાભાવિક છે, કારણકે નફાકારક ધધો કરવા તરફ સૌ કોઈ તૈયાર હોય આથી લેવી આપી શકાય તેટલુ જ ખેડૂતે પેદા કરવા મહેનત કરી વળી વધારાનુ જે અનાજ ખેડૂત પાસે રહ્યુ તેનો ઉપયોગ ઢોરોના દાણ(ખાણ)માં થયો, કારણકે જુવાર-કપાસિયાના ભાવ અનાજના ભાવ કરતાં ઊંચા હતા!

૫ ઋતુની પ્રતિકૂળતાનો સામનો કરવા નહેરો વગેરેની સગવડતામાં ખાસ પ્રગતિ થઈ શકી નહિ નવા કૂવા સારા પ્રમાણમાં બધાયા પણ એન્જિન—૫ પના ભાવ ઊંચા હોવાથી અને ખેડૂતોને માફક આવતી જાતો ન મળતી હોવાથી કૂવાનો પૂરેપૂરો ઉપયોગ ન થયો, કારણકે કોસથી પિયત કરવાનુ મોઘુ પડતું હતુ

૬ જ્યાં ફાયદાકારક પાકો જેવા કે તમાકુ, જીરુ, શાકભાજી વગેરે ઉગાડવાની સ્થિતિ ન હતી, તે પ્રદેશમાં ખેડૂતની આર્થિક સ્થિતિ નબળી પડતી ચાલી આથી ખેડૂત ધાર્યા મુજબ ખેડ, ખાતર અને બીજી માવજત કરી શક્યો નહિ બળતણની તાણ પડવાથી અને કપાસનુ વાવેતર ઓછુ થતાં કપાસની કરાંઠી પણ પૂરતી નહિ મળવાથી, છાણનો ઉપયોગ છાણાં બનાવવામાં થયો

૭ અનાજના કાયદાને લીધે વૈજ્ઞાનિક રીતે પાકની ફેરબદલી અશક્ય નીવડી, આથી જુવાર પછી બીજે વરસે એ જ ખેતરમાં જુવાર આપતાં પાક ઘણો જ ઓછો ઊતર્યો

૮ કપાસ ઉગાડતા—ગરેશ ભરૂચ જિલ્લામાં • અનાજની ખેતી કેમ પરવડી શકે તેનો ચિતાર રાવજીભાઈ પટેલે ૧૯૪૭ના નવેમ્બરના 'ભરૂચ સમાચાર'માં આપ્યો છે જે પ્રમાણે ખેડૂતની આર્થિક સ્થિતિ કેવી થવા પામી હતી, તે ગઈ સાલના ગુજરાતના દુષ્કાળે દેખાડી આપ્યુ છે

ઉપલાં કારણોને લીધે, અનાજનું ઉત્પન્ન

એટલે જાપાનમાં જ્યાં જમીનને ખાતર આપ્યા વિના ખેતી કરવામાં આવતી નથી ત્ય., પાકોની જરૂરતનાં બધાં તત્ત્વો વનસ્પતિજન્ય ખાતરમાંથી પૂરાં પાડવામાં આવે છે. જાપાનમાં આ પ્રથા ઘણા લાંબા વખતથી અમલમાં છે; કારણકે સર નિકોલ્સેન ૧૯૦૭માં 'જાપાનની ખેતી' ઉપર લખેલા પુસ્તકમાં વર્ણવે છે, કે:

'મનુષ્યમળના ફક્ત ૨૫ ટકાનો બગાડ ત્યાં થાય છે એટલે ત્રણ વ્યક્તિ દીઠ એક એકર જમીનને ૧૬૦૦ રતલ મળનું ખાતર મળે છે. જાપાનમાં નજીવા પ્રમાણમાં માછલી અને કઠોળ ખોળ–ખાતર તરીકે વપરાય છે, તે બાદ કરતાં જાપાન જમીનની ફળદ્રુપતા સાચવી શક્યું છે, તે હરેકને બારણે સળતા ખાતરને (મળના ખાતરને) આભારી છે. ત્યાં ચાલુ જમીનમાં એકરે ૨૦૦૦ રતલ ચોખાનો પાક અથવા ૨૭૦૦ રતલ ડાંગરનો પાક ઊતરે છે. એક ખેતરમાં ત્યાં ઉપરાઉપરી બે પાક–ચોખા (ચોમાસુ) અને ઘઉં (શિયાળુ) પાક લેવામાં આવતા હોવાથી ઘઉંનો પાક ૧૪૦ રતલ ઉમેરતાં એક વર્ષમાં એક એકર ૩૦૦૦ રતલ અનાજ આપે છે. ફિલાડેલ્ફિયામાં સારામાં સારી જમીન ૨૭૭૦ રતલ, નબળી જમીન ૧૪૦૦ રતલ અને ચાલુ જમીન ૨૩૦૦ રતલ ચોખા પકવે છે. વળી ૩૩૦૦ થી ૪૦૦૦ રતલ સુધી પાક એકરે ઊતર્યાના દાખલા મળી આવે છે.'

આપણે આ કુદરતી ખાતરનો પૂરેપૂરો લાભ લેતા નથી તે દર્શાવવા અમદાવાદનો દાખલો લઈએ. ત્યાંની વસ્તી ૬ લાખની ગણતાં દર વ્યક્તિ દીઠ ૬૦ ગેલન ગણતાં, ૩૬૦ લાખ ગેલન મળનું ખાતર જાપાનની ગણતરી પ્રમાણે મળવું જોઈએ. તે ૧૫ હજાર એકરમાં એક ઇંચ જાડાઈનો થર પાડી શકશે. સારા યે ગુજરાતની વસ્તી ૪૧ લાખની ગણતાં તેમાંથી જાપાન ૧૪૦ હજાર એકર જમીન પૂરતું ખાતર આ મનુષ્યમળમાંથી પૂરું પાડી શકે. એટલે કુલ જમીન ૪૭ લાખ એકરના ત્રીજા ભાગની જમીનને આ મળમાંથી ખાતર મળી શકે. ડૉ. આચાર્યની ગણતરી પ્રમાણે ૬ લાખની અમદાવાદની વસ્તી ત્યાંની મ્યુનિસિપાલિટીને ૬૦ હજાર ટન કમ્પોસ્ટ આપે. એક ઘનફૂટ કમ્પોસ્ટનું વજન ૪૦ રતલ ગણતાં ૩૩૬ હજાર ઘનફૂટ કમ્પોસ્ટ બનાવી શકાય. અમદાવાદે ગયે વરસે ૧૧૭ હજાર ઘનફૂટ કમ્પોસ્ટ બનાવ્યું. એટલે કમ્પોસ્ટ બનાવવામાં ગુજરાતનું આગળપડતું શહેર અમદાવાદ હજુ અર્ધું કરી શક્યું છે. અમદાવાદ જિલ્લાની ખેડાણ જમીન ૧૮ લાખની ગણાય છે તો અમદાવાદ શહેર જ ૬૦ હજાર ટન કમ્પોસ્ટમાંથી દર ટને ૧૦ એકર ગણતાં ૬ લાખ જમીનને ખાતર પૂરું પાડી શકે. તેમાં ખેડૂતની સગવડ માટે બને તેટલી વધારે કમ્પોસ્ટ ડીપો રાખવામાં આવે, તો તેનો પૂરેપૂરો ઉપયોગ થાય. આમ પંચાયતો અને મ્યુનિસિપાલિટીઓ અનાજના મોરચામાં કેટલો સક્રિય ફાળો આપી શકે તેમ છે એનો પૂરેપૂરો ખ્યાલ આ જરાક લંબાણભર્યા વિવેચનથી આવી શકશે.

૧૦. ભાલનું ખાતર: આ પ્રદેશમાં પાકતા ઘઉં ઇંદોરના ઘઉંથી બીજે નંબરે આવે છે અને ત્યાં વાવેતર પણ બહોળા પ્રમાણમાં થાય છે. છતાં ત્યાં છાણિયા ખાતરનો ઉપયોગ થતો નથી. ભાલમાં ઢોરની સંખ્યા ૧૩ હજારની છે, જે દરવરસે ૫૨ હજાર ગાડી ખાતર ઓછામાં ઓછું આપે. અમદાવાદ જિલ્લામાં ઘઉંનું વાવેતર ૩ લાખ એકર હોવાથી, તેમાંથી ૨ લાખ એકર ભાલમાં ગણાતા તે ઘઉં લગભગ પોણાથી એક લાખ ગાડી કુવળ ઉત્પન્ન કરે છે. આ પ્રદેશમાં કુવળનો ઉપયોગ ઢોરના ખોરાકમાં નજીવો થતો હોવાથી ૫૦ હજાર ગાડી કમ્પોસ્ટ આમાંથી સહેલાઈથી બનાવી શકાય. સારી દુનિયામાં ભાલ એક જ એવો પ્રદેશ છે કે જ્યાં કુદરતી ખાતર- (છાણિયું ખાતર)નો ઉપયોગ ત્યાંની

•જમીન સોડા ખારવાળી હોવા છતાં થતો નથી તો સરકારે ત્યાં સંશોધનક્ષેત્ર ઉઘાડી છાણિયું ખાતર આ પાક માટે કેટલું, કેમ અને ક્યારે આપવુ તે શોધી ખેડુતોને ખાતરનો ઉપયોગ કરતા કરવા જોઈએ

૧૧ કારખાનાંઓમાં મજૂરીના ભાવ વધતાં, ખેતીની મજૂરીના ભાવ પણ વધે તે સ્વાભાવિક છે ખાસ કરીને ખેતીમાં મજૂરોની તાણ ચોમાસુ પાકની કાપણી વખતે એટલે દિવાળી ઉપર વધારે જણાય, કારણ-કે આ વખતે શિયાળુ પાકની વાવવાની ઋતુ પણ હોય છે તો જો હવે પછી નિશાળો અને કોલેજોમાં વેકેશન પાડી દરેક વિદ્યાર્થીને અનાજના ઉત્પાદનમાં સક્રિય ભાગ આપવા પ્રેરણા અપાય, તો મજૂરીના ખર્ચમાં ખેડૂતને રાહત મળી શકે

૧૨ સરકારી સંશોધનક્ષેત્રમાં ખાસ કરીને એડ, ખાતરના પ્રયોગોનાં પરિણામો. ખેડૂતજનતાના કાન સુધી પહોંચ્યાં નથી તો તે પત્રિકાઓ દ્વારા અથવા સ્થાનિક છાપામાં છપાવી દરેક ખેડૂતને તેની જાણ થાય તેવી વ્યવસ્થાની જરૂર છે નહિતર વરસોથી થતી શોધખોળ, વ્યવસ્થિત પ્રકારના અભાવે ઉપયોગમાં ન લઈ શકાય તો તો વિજ્ઞાનીઓની શક્તિ અને *સરકારી નાણાંનો દુર્વ્યય ગણાય*

૧૩ ખારવાળી જમીનમાં ઉગાડી શકાય તેવા પાકો શોધવા જોઈએ, જેવા કે ખારમાં થતી ડાંગર રશિયાએ ભરવાળી જમીનમાં આ પ્રદેશમાં થતા ઘાસ એગ્રો પાઈરમનો ઘઉંની સાથે સંકર (અ ક્રોસિંગ) કરી દર વરસે વાવ્યા વિના ઘઉંની કુટમાંથી પાક મળે તેવી જાત શોધી કાઢી, તો તેના પ્રમાણમાં આ પ્રશ્ન સહેલો છે

૧૪ અન્નપૂર્ણા ખાતર વલ્લભવિદ્યાનગરમાં ડૉ દીક્ષિતે શોધેલ આ ચમત્કારિક ખાતર વડે બાજરીનો પાક ૪૦ ટકા વધારે અને આઠ દિવસ વહેલો ઊતર્યો તેમ જ ઋતુ વગર આ ખાતરથી ઘઉંનો સારો પાક મેળવી શકાયો, તો તે ખાતરના વૈજ્ઞાનિક પ્રયોગો સરકારે દરેક જાતની જમીન અને દરેક જાતના પાક ઉપર તુરત જ શરૂ કરી તેનાં પરિણામો ખેડુતજનતાની જાણ માટે તુરંત બહાર પાડવામાં આવે તેવો પ્રબંધ કરવાની જરૂર છે બીના ચોથા ભાગનું આ ખાતર જોઈતું હોવાથી અને તે બે રૂપિયે રતલ પડતું હોવાથી આર્થિક દૃષ્ટિએ અને પાકમાં નાખવાનું પણ સુગમ પડશે આવા ખાતરનું ઉત્પન્ન તુરત મોટા પાયા ઉપર વધારી તેની વહેંચણી હાથમાં લેવી જોઈએ

૧૫ અનાજનો કાયદો અને અત્યારની લેવી-પ્રથા નાબૂદ કરી તેને બદલે જમીનના જથ્થા પ્રમાણે દરેક ખેડૂતને કેટલું અનાજ આપવુ પડશે તે સંબંધી ઋતુની શરૂઆત પહેલાં જણાવી દેવુ આથી તેટલું અનાજ ઉત્પન્ન કરવા ખેડૂતને યોગ્ય લાગે તેટલી જમીનમાં તે ઉગાડી પૂરતું ખાતર, ખેડ અને પાણી આપી પૂરતો પ્રયત્ન કરશે અને બાકીની જમીનમાં તે પોતાને ફાયદાકારક પાકો લઈ શકશે ચોમાસાના પાકથી જો ખેડૂત *આટલું અનાજ ન* આપી શકે તો તેણે શિયાળુ અને ઉનાળુ પાક કરી પૂરુ કરી આપવુ પડશે આમ થવાથી અનાજની ખેતી બહુવિધિ (અ ઇન્ટેન્સીવ) થશે તેમાં જો સરકારની માગણીથી વધારાનું અનાજ ખેડૂતને સીધા વાપરનારને વેચવાની છૂટ આપવામાં આવે, તો અનાજની ખેતીનો વધારાનો ખર્ચ, વાપરનાર પાસેથી વધારે મળતા ભાવમાંથી તે મેળવી શકશે.

['ક્રમશ:']

☆

# તંત્રીની નોંધ

'અખંડ આનંદ'ના નવેંબર અંકમાં 'અહિંસાનો મહિમા' શિર્ષક નીચે શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રીની એક નોંધ આપવામાં આવી હતી. એ નોંધમાં રજૂ થયેલી વિગત બીજાં કેટલાંક પત્રોમાં પ્રસિદ્ધ થઈ હતી. આ વિશે 'હરિજન બંધુ'ના તંત્રી શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ તપાસ કરી એક ખુલાસો પ્રગટ કર્યો છે. શાસ્ત્રીજી તરફથી પણ એ ખુલાસો અમને મળ્યો છે, તે અહીં પ્રસિદ્ધ કરવાનું યોગ્ય માનીએ છીએ:

## નાપાયાદાર વાત

શ્રી ઈ. સ્ટેન્લી જોન્સ મહાત્મા ગાંધી—એન ઇન્ટરપ્રિટેશન નામના પોતાના પુસ્તકમાં પાન ૧૦૧ પર લખે છે:

'નોઆખલીમાં બનેલા પ્રસંગનો અત્યાર સુધી અપ્રસિદ્ધ રહેલો અહેવાલ મને એક મોટી જગ્યા ધરાવનાર પત્રકારે આપ્યો હતો. દેખીતાં કારણોસર તે વખતે તેને આ પ્રસિદ્ધ કરવાની રજા આપવામાં આવી નહોતી. પરંતુ હવે મને એ પ્રસિદ્ધ કરવાની તેઓ રજા આપે છે. 'મહાત્મા ગાંધી તેમની શાંતિયાત્રા વખતે પગપાળા એક ગામથી બીજે ગામ જતા હતા ત્યારે તેમની આંખ સાથે આંખ મેળવવાની હિંમત ન હોવાથી ગુંડાઓ આગળથી તે ગામ છોડી ભાગી જતા હતા, જેઓ તેમની સામે આવતા તેમનો પલટો થઈ જતો અને શાંતિ જાળવવાનો ભાર પોતાને માથે ઉપાડી લેતા. તેમણે સરકાર સાથે એવી ગોઠવણ કરી હતી કે તેમની પ્રાર્થનાસભામાં કોઈની ધરપકડ કરવી નહિ. એક મુસ્લિમ આવ્યો. એના પર ગાંધીજીની કશી અસર ન થઈ તેણે ગાંધીજીનું ગળું પકડયું અને તેમનું મોં વાદળી થઈ ગયું ત્યાંસુધી દબાવ્યું. પણ મહાત્મા તો એ વખતે પણ હસતા જ હતા, સામે થવાની વૃત્તિના અને અણગમાના યે અભાવની એના પર એટલી અસર થઈ કે તેણે ગાંધીજીને છોડી દીધા, પાછળથી આવીને તે મહાત્માને પગે પડયો અને પોતાની ભૂલ માટે તેણે માફી માગી. મહાત્માજીએ તો જાણે કશું બન્યું ન હોય એ રીતે પોતાનું કામ ચાલુ રાખ્યું''

આ લખાણના હિંદની કેટલીક ભાષાઓમાં અનુવાદ પણ થયા છે. મેં શ્રી સતીશબાબુ, શ્રી પ્યારેલાલ, શ્રી મનુ ગાંધી, શ્રી આભા ગાંધી અને બીજાંઓ જે નોઆખલીની યાત્રામાં ગાંધીજી સાથે હતાં તેમને આ હકીકત સાચી છે કે ખોટી અથવા એને મળતી કોઈ બીના બની હતી કે કેમ તે વિષે પૂછ્યું. મનુ ગાંધી સને ૧૯૪૬ના ડિસેંબરમાં ગાંધીજી સાથે જોડાયાં ત્યારથી તે ઠેઠ ગાંધીજીના અવસાન સુધી તેમની સાથે રહ્યાં હતાં. તેઓ ચોક્કસપણે કહે છે કે આવો બનાવ ૧૯૪૬ના ડિસેંબરથી ૧૯૪૮ના જાન્યુઆરી સુધીમાં નોઆખલી, કલકત્તા, બિહાર કે બીજે ક્યાંય બન્યો નથી. અને તેમના જોડાયા પહેલાં પણ ક્યાંય બન્યો હોય તેવું તેમણે કદી સાંભળ્યું નથી. બીજાઓએ પણ આવો બનાવ જોયો કે સાંભળ્યો નથી. તેથી ઉપરની વાતને એ પત્રકારે કેવળ કલ્પનામાંથી ઉપજાવી કાઢેલી ગણવી જોઈએ અને દિલગીરીની વાત છે કે શ્રી સ્ટેન્લી જોન્સે એ સાચી માની લીધી અને પૂરતી તપાસ વિના પ્રગટ કરી. તેમનું એ પુસ્તક જગપ્રસિદ્ધ છે અને બીજી ભાષાઓમાં તેનો અનુવાદ થવાનો સંભવ છે તેથી આ ભાગ તેમણે પાયાવિનાનો હોવાથી કાઢી નાખવો ઘટે છે.

વર્ધા, ૨૦–૧૧–૪૯ (અંગ્રેજી પરથી) કિશોરલાલ મશરૂવાળા

* * *

'અખંડ આનંદ'ના ગયા અંકમાં 'હરિજનગીતા' નામનો એક લેખ પ્રસિદ્ધ થયો છે. લેખકનો હેતુ અસ્પૃશ્યતાનિવારણનો છે; પરંતુ તેમાં કેટલા હકીકતદોષો છે એવું મિત્રો અને વિદ્વાનો તરફથી જણાવવામાં આવ્યું છે. 'અખંડ આનંદ'માં ચર્ચાપત્રોને સ્થાન નથી તેથી તે અંગે આવેલા પત્રો અમે પ્રસિદ્ધ કરતા નથી, પરંતુ પત્રલેખકોને ખાતરી આપીએ છીએ કે આવી બાબત પરત્વે ભવિષ્યમાં વિશેષ કાળજી રાખવામાં આવશે.

*

# યુગપ્રવાહ

શ્રી સોપાન

## ૨૬મી જાન્યુઆરી

બરાબર વીસ વર્ષ પહેલાં હિંદુસ્તાનના ગામડેગામડે અને શહેરેશહેરે આપણે જાહેર રીતે પૂર્ણસ્વરાજ્યની પ્રતિજ્ઞા લીધી હતી એ પ્રતિજ્ઞામાંથી જે તાકાત પેદા થઈ તે તાકાત વડે આપણે ૧૯૩૦નો સત્યાગ્રહ-જંગ ખેલ્યો હતો અને તે પછી તો ભિન્નભિન્ન મોરચે હિંદી પ્રજા પોતાના જન્મસિદ્ધ અધિકારો માટે લડતી જ રહી હતી ૧૯૪૨માં 'હિંદ છોડો'નો પોકાર કરી આપણે છેલ્લી લડાઈ લડ્યા હતા જગતના સર્વશ્રેષ્ઠ પુરુષના નેતૃત્વ નીચે આપણે વીસ વર્ષ પહેલાં જે કૂચ આરંભી હતી, તે કૂચ આવતી તારીખ ૨૬મી એ સફળ થાય છે આમ તો ૧૯૪૭ના ઑગસ્ટની પન્દરમી તારીખે આપણે સ્વતંત્ર થયા છીએ, તે દિવસથી આજની ઘડી સુધી આપણી આંતરિક અને વિદેશી રાજનીતિ સંપૂર્ણ રીતે આપણી ઇચ્છાનુસાર જ ઘડાયેલી છે છેલ્લા અઠ્ઠાવીસ મહિનામાં આપણે જે કંઈ કર્યું છે તેના યશ-અપયશના અધિકારી આપણે પોતે જ છીએ, છતાં આ અઠ્ઠાવીસ મહિના દરમિયાન કાયદાની દૃષ્ટિએ આપણે સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાસત્તાક રાજ્ય તરીકેનો નહિ પરંતુ એક સંસ્થાન તરીકેનો દરજ્જો ભોગવ્યો છે બ્રિટિશ તાજને આપણે સર્વોચ્ચ સ્થાને સ્થાપ્યો છે આપણા રાજ્યના વડાની નિમણૂક ઇંગ્લંડના રાજા કરે છે, અને તેની સત્તા સર્વોપરી મનાય છે તાજ સાથેનો આ ઔપચારિક સંબંધ આપણી સ્વતંત્રતામાં ખામી રૂપ ગણાય આવતી તા ૨૬મી એ આ ખામી આપણે ભૂંસી નાખવાના છીએ તા ૨૬મી જાન્યુઆરીએ વીસ વર્ષ પહેલાં લીધેલી પ્રતિજ્ઞા આપણે પૂર્ણ કરીએ છીએ અને સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાસત્તાકનો દરજ્જો મેળવીએ છીએ તે દિવસથી રશિયા, અમેરિકા કે બ્રિટન જેટલા જ આપણે સ્વતંત્ર બનનાર છીએ

## આપણું બંધારણ

પ્રજાસત્તાક હિંદનું બંધારણ મંજૂર થઈ ગયું છે તા ૨૬મીથી તે અમલમાં આવશે આ બંધારણમાં આપણા પ્રજાજીવનનું આબેહૂબ પ્રતિબિંબ પડેલું છે બંધારણ સર્વાંગ સંપૂર્ણ છે એમ ભાગ્યે જ કોઈ કહી શકશે, પૂ ગાંધીજીએ આપેલા આદર્શોનું પ્રતિબિંબ પૂર્ણપણે બંધારણમાં પડ્યું નથી તે ખરું છે, પરંતુ કોઈપણ રાજ્યનું બંધારણ પ્રજાની શક્તિ-અશક્તિનું જ પ્રતિબિંબ હોય છે એ ધ્યાનમાં રાખીએ તો આપણી પોતાની ખામી સુધારવા તરફની ચીવટ વધે આપણું બંધારણ દુનિયાભરનાં બંધારણોનાં શ્રેષ્ઠ તત્ત્વોના અર્ક જેવું કરવા પ્રયત્ન કર્યો છે છતાં મુખ્ય અસર ઇંગ્લંડના રાજબંધારણની રહી છે હિંદુસ્તાન પોતાના ઇતિહાસમાં પહેલી જ વાર પ્રજાસત્તાક રાજ્ય બને છે આ પ્રકારના રાજ્યતંત્રનો આપણને અનુભવ નથી છેક અશોકના કાળથી આજસુધીના આટલા મોટા વિસ્તાર ઉપરની એકતા પણ સિદ્ધ થયેલી નથી આપણે નવા બંધારણમાં પુખ્તવયના મતાધિકારનો સ્વીકાર કર્યો છે આ રીતે સત્તર કરોડ માણસો મતદાર બને છે દુનિયામાં કોઈ દેશમાં કદી સત્તર કરોડ મતદારો બન્યા નથી આપણી પ્રજાનો મોટો સમૂહ

નિરક્ષર છે, પણ પ્રાચીન સંસ્કારનો વારસો એટલો બળવાન છે કે આપણે આ પ્રયોગમાં સફળ થઈશું એવી આશા રહે છે. આપણી પ્રજા નિરક્ષર છે, પણ તે ઊંડી સમજ અને સારા સંસ્કારો ધરાવે છે. આ બંધારણ આપણી કસોટીરૂપ બનવાનું છે.

## લોકસભાનું કાર્ય

જે લોકસભાએ બંધારણ ઘડયું તેની રચના લગભગ ત્રણ વર્ષ પહેલાં વિચિત્ર સંયોગોમાં થઈ હતી. તે વખતે હિંદના ભાગલાની વિચારણા નહોતી, પરંતુ મુસ્લિમોને ખાસ અધિકારો, પ્રાંતોનાં જૂથો અને રિયાસતોનું મર્યાદિત જોડાણ એવું વિચારવામાં આવ્યું હતું. આજે એમ લાગે છે કે એ પ્રકારની રચના થઈ હોત તો હિંદ અત્યંત નિર્બળ બની જાત અને એના અનેક ભાગલા પડત. પરિસ્થિતિ બદલાતાં લોકસભાનું સ્વરૂપ પલટાયું. હિંદમાંથી અમુક પ્રદેશ કપાયો અને પાકિસ્તાન બન્યું. પરંતુ જે બાકી રહ્યું તે ઇતિહાસમાં કોઈ દિવસ નહોતું એટલું સુસંહિત બન્યું. આ એકતા અને સંગઠન ટકાવવા માટે આપણા બંધારણમાં મધ્યસ્થ તંત્રના હાથમાં વિશેષ સત્તાઓ મૂકવામાં આવી છે. આપણું બંધારણ સમવાયી નથી તેમ એકતંત્રી પણ નથી, છતાં દેશની એકતા કદી જોખમમાં ન મુકાય તેનું તથા પ્રાંતો અને એકમો પોતાની રીતે વિકાસ સાધી શકે તેનું પૂરું ધ્યાન રાખવામાં આવ્યું છે. બંધારણમાં અસ્પૃશ્યતાને સંપૂર્ણ ભૂંસી નાખવામાં આવી છે. વર્ષોથી વ્યાપેલું કોમી ઝેર નીચોવી નાખવામાં આવ્યું છે. અલગ મતાધિકારને હવે સ્થાન જ નથી. માનવીના મૂળભૂત હક્કોની રક્ષા માટે પૂરી ખાતરી આપવામાં આવી છે. કોઈ પ્રકારના ભેદભાવને બંધારણમાં સ્થાન નથી. બંધારણની પીઠિકામાં સમાનતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આપણે ઇચ્છીએ તે પ્રકારે બંધારણમાં ફેરફાર કરી શકીએ તેવી પણ સગવડ રાખવામાં આવી છે. કોઈ પણ બંધારણ અંતે તો જડ વસ્તુ છે. તેનો સદુપયોગ કે દુરુપયોગ કરવાનું મુખ્યત્વે આપણા જ હાથમાં છે. તા. ૨૬મીએ આ બંધારણ અમલમાં આવતાં આપણે પ્રજાસત્તાકનું ગૌરવ પ્રાપ્ત કરીએ છીએ; સાથે જ આપણી જવાબદારી વધે છે. આપણે આખા જગતને કહીએ છીએ કે અમે અમારા પગ ઉપર ઊભા રહેવાનો હવે નિશ્ચય કર્યો છે. આખી દુનિયાની દોસ્તી અમે માગીએ છીએ, પરંતુ તે માટે કોઈની તાબેદારી સ્વીકારવા અમે તૈયાર નથી. ઈશ્વરે આપેલી સ્વતંત્રતા પ્રાણના ભોગે પણ રક્ષવાનો અમારો નિર્ધાર છે. આવતી ૨૬મીએ સ્વાતંત્ર્યદિન ઉજવતાં આપણે આ વસ્તુસ્થિતિને લક્ષમાં રાખવી ઘટે છે.

## પુણ્યતિથિ

તા. ૩૦મી જાન્યુઆરીએ પૂજ્ય ગાંધીજીની પુણ્યતિથિ આવે છે. પૂ. ગાંધીજીની જન્મજયંતી અને પુણ્યતિથિ આપણા સૌને માટે આત્મનિરીક્ષણનું પર્વ છે. તા. ૨૬મીએ આપણે જગતનાં મહારાજ્યોની વચ્ચે જે દરજ્જો પ્રાપ્ત કરીએ છીએ તેનો યશ પૂ. ગાંધીજીને છે. એમની રાહબરી નીચે આપણે ચાલ્યા તેથી જ અહીં સુધી પહોંચી શકયા છીએ. આપણે એમને રાષ્ટ્રપિતાનું બિરુદ આપ્યું તે યથાર્થ છે. હજારો વર્ષો સુધી એ બિરુદ કાયમ રહેવાનું છે. એટલું ખરું છે કે એમના આદર્શોથી આપણે ઘણા દૂર છીએ, પરંતુ આ વસ્તુનું આપણી પ્રજાને અને આપણા નેતાઓને ભાન છે તે સદ્ભાગ્યની નિશાની ગણાય. આપણે ક્યાં જવાનું છે તે પૂ. ગાંધીજીએ નક્કી કરી આપ્યું છે. આજે સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના તમામ આગેવાન સભ્યોને ખાતરી

થઈ ચૂકી છે કે અણુબૉમથી યુદ્ધ અટકતુ નથી, દૂર ઠેલાતુ નથી, પણ નજીક જ આવે છે આજે અણુશક્તિ ઉપર નિયમન મૂકવાની વિચારણા ચાલી રહી છે આ બધા પ્રયત્નો સારા હેતુથી થાય છે, પરતુ તેનક મૂળમાં જ ખામી છે, તે જ્યાંસુધી રાષ્ટ્રોના નેતાઓના લક્ષમાં નહિ આવે ત્યાંસુધી વિશ્વશાંતિની આશા નથી શસ્ત્રોની હરીફાઈ જ્યાંસુધી ચાલશે ત્યાંસુધી જગત ઉપરથી યુદ્ધનો ય દૂર થશે નહિ શસ્ત્રો છોડ્યા વિના શાંતિની સાધના થવાની જ નથી થોડા દિવસ પહેલાં આપણી લોકસભાના પ્રમુખ શ્રી રાજેન્દ્રબાબુએ કહ્યુ કે દુનિયાના તમામ દેશોમાં વસતો સામાન્ય માનવી જો જાગ્રત નહિ થાય, જો પોતાના જીવનનુ દષ્ટિબિંદુ નહિ બદલે તો દુનિયાના નેતાઓ યુદ્ધ તરફ આખા જગતને ઘસડી જશે અને સર્વનાશ અનિવાર્ય બનશે એમણે કહ્યુ કે જ્યાંસુધી ઐહિક સુખ અને ઉપભોગ એ જ માનવીનો આદર્શ છે, ત્યાંસુધી જગતમાંથી હરીફાઈ, ઈર્ષ્યા અને યુદ્ધ નાબૂદ થવાનાં નથી પૂ બાપુની પુણ્યતિથિએ આપણે એમનાં વચનોનું સ્મરણ કરીએ, મનન કરીએ ને આચરણ કરીએ

## પ્રાંતોની પુનર્ઘટના

આંધ્રનાયકોએ મદ્રાસ શહેર ઉપરનો પોતાનો દાવો છોડ્યો અને એ રીતે નહેરુ-પટ્ટાભી-પટેલ સમિતિના અહેવાલનો સ્વીકાર કર્યો, તેથી આંધ્રપ્રાંતની રચના શક્ય બની છે કોંગ્રેસ કારોબારીએ તથા હિંદ સરકારે આ વિશે ઝટતા નિર્ણયો લઈ લીધા છે થોડા મહિનામાં જ આપણે આંધ્રના લોકોની આકાંક્ષાઓને મૂર્તિમંત થયેલી જોઈ શકીશુ

આંધ્રની રચના થતાં કર્ણાટક અને કેરલના લોકોમાં પોતાના પ્રાંતની રચના માટેની લાગણી તીવ્ર બની છે મલયાલમ ભાષાભાષીઓએ કેરલની રચના માટે પ્રમાણમાં મર્યાદિત બળની પ્રયત્નો કર્યા છે, જ્યારે કાનડીભાષાભાષી કર્ણાટકીઓ વધુપડતા ઉગ્ર બની ગયાં છે થોડા દિવસ પહેલાં કર્ણાટક પ્રાંતિક સમિતિની કારોબારીએ એક ઉગ્ર ઠરાવ કરી કર્ણાટક પ્રાંતની રચનાની માગણી કરી હતી એ ઠરાવ દ્વારા કર્ણાટકી ધારાસભ્યોને ધારાસભા છોડવાનો આદેશ અપાયો હતો આમાં એટલું સ્વીકારવામાં આવ્યું હતુ કે મધ્યસ્થ પાર્લામેન્ટરી બોર્ડની મંજૂરી મળે તો જ રાજીનામાં આપવાં બીજી બાજુ કર્ણાટકના વેપારી મંડળે 'સત્યાગ્રહ' કરવા મોઢું કંઈક એકડુ કરવા માંડ્યુ છે, આને પરિણામે કર્ણાટકનું વાતાવરણ ખૂબ ડહોળાયું છે અને દેશમાં પણ તેના પડઘા પડ્યા છે સમિતિના ઠરાવને માન આપી ઘણાખરા ધારાસભ્યોએ પોતાનાં રાજીનામાં આપી દીધાં છે કોંગ્રેસની વરિષ્ઠ કારોબારીએ આ અંગે પોતાનો નિર્ણય આપી દીધો છે કારોબારીના ઠરાવમાં કર્ણાટકના પગલા પ્રત્યે સખત નાપસંદગી દર્શાવવામાં આવી છે અને ફરીને જણાવવામાં આવ્યું છે કે જ્યાંસુધી નેતાસમિતિની ભલામણોમાં જણાવેલી શરતો માન્ય ન થાય ત્યાંસુધી કર્ણાટક પ્રાંતની રચના શક્ય નથી

આપણે અગાઉ જોઈ ગયા છીએ કે કેરલ અને કર્ણાટકનો પ્રશ્ન ત્રાવણકોર-કોચીન સંઘ તથા મહીસુરના પ્રશ્નો સાથે સંકળાયેલો છે આ રાજ્યો પ્રાંતમાં ભળે નહિ અને રાજા કે રાજપ્રમુખ ગાદી છોડે નહિ, ત્યાંસુધી આ કોયડો ઊકલે તેમ નથી સહુએ સાથે મળીને આ દિશામાં જ પ્રયત્ન કરવો જોઈએ મહારાષ્ટ્રના સવાલમાં આવી કોઈ ગૂંચ નથી, પરંતુ ત્યાં મુંબઈ શહેરનો કડવો ઘૂંટડો ગળે ઉતારવો પડે એમ છે બધા સંજોગો જોતાં એમ લાગે છે કે આંધ્ર સિવાય બીજા કોઈ પ્રાંતની રચના તરતમાં થાય એવો સંભવ નથી.

નિરક્ષર છે, પણ પ્રાચીન સંસ્કારનો વારસો એટલો બળવાન છે કે આપણે આ પ્રયોગમાં સફળ થઈશું એવી આશા રહે છે. આપણી પ્રજા નિરક્ષર છે, પણ તે ઊંડી સમજ અને સારા સંસ્કારો ધરાવે છે. આ બંધારણ આપણી કસોટીરૂપ બનવાનું છે.

## લોકસભાનું કાર્ય

જે લોકસભાએ બંધારણ ઘડ્યું તેની રચના લગભગ ત્રણ વર્ષ પહેલાં વિચિત્ર સંયોગોમાં થઈ હતી. તે વખતે હિંદના ભાગલાની વિચારણા નહોતી, પરંતુ મુસ્લિમોને ખાસ અધિકારો, પ્રાંતોનાં જૂથો અને રિયાસતોનું મર્યાદિત જોડાણ એવું વિચારવામાં આવ્યું હતું. આજે એમ લાગે છે કે એ પ્રકારની રચના થઈ હોત તો હિંદ અત્યંત નિર્બળ બની જાત અને કૈંના અનેક ભાગલા પડત. પરિસ્થિતિ બદલાતાં લોકસભાનું સ્વરૂપ પલટાયું. હિંદમાંથી અમુક પ્રદેશ કપાયો અને પાકિસ્તાન બન્યું. પરંતુ જે બાકી રહ્યું તે ઇતિહાસમાં કોઈ દિવસ નહોતું એટલું સુગઠિત બન્યું. આ એકતા અને સંગઠન ટકાવવા માટે આપણા બંધારણમાં મધ્યસ્થ તંત્રના હાથમાં વિશેષ સત્તાઓ મૂકવામાં આવી છે. આપણું બંધારણ સમવાયી નથી તેમ એકતંત્રી પણ નથી, છતાં દેશની એકતા કદી જોખમમાં ન મુકાય તેનું તથા પ્રાંતો અને એકમો પોતાની રીતે વિકાસ સાધી શકે તેનું પૂરું ધ્યાન રાખવામાં આવ્યું છે. બંધારણમાં અસ્પૃશ્યતાને સંપૂર્ણ ભૂંસી નાખવામાં આવી છે. વર્ષોથી વ્યાપેલું કોમી ઝેર નીચોવી નાખવામાં આવ્યું છે. અલગ મતાધિકારને હવે સ્થાન જ નથી. માનવીના મૂળભૂત હક્કોની રક્ષા માટે પૂરી ખાતરી આપવામાં આવી છે. કોઈ પ્રકારના ભેદભાવને બંધારણમાં સ્થાન નથી. બંધારણની પીઠિકામાં સમાનતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આપણે ઇચ્છીએ તો પ્રકારે બંધારણમાં ફેરફાર કરી શકીએ તેવી પણ સગવડ રાખવામાં આવી છે. કોઈ પણ બંધારણ અંતે તો જડ વસ્તુ છે. તેનો સદુપયોગ કે દુરુપયોગ કરવાનું મુખ્યત્વે આપણા જ હાથમાં છે. તા. ૨૬મીએ આ બંધારણ અમલમાં આવતાં આપણે પ્રજાસત્તાકનું ગૌરવ પ્રાપ્ત કરીએ છીએ; સાથે જ આપણી જવાબદારી વધે છે. આપણે જાણે આખા જગતને કહીએ છીએ કે અમે અમારા પગ ઉપર ઊભા રહેવાનો હવે નિશ્ચય કર્યો છે. આખી દુનિયાની દોસ્તી અમે માગીએ છીએ, પરંતુ તે માટે કોઈની તાબેદારી સ્વીકારવા અમે તૈયાર નથી. ઈશ્વરે આપેલી સ્વતંત્રતા પ્રાણના ભોગે પણ રક્ષવાનો અમારો નિર્ધાર છે. આવતી ૨૬મીએ સ્વાતંત્ર્યદિન ઉજવતાં આપણે આ વસ્તુસ્થિતિને લક્ષમાં રાખવી ઘટે છે.

## પુણ્યતિથિ

તા. ૩૦મી જાન્યુઆરીએ પૂજ્ય ગાંધીજીની પુણ્યતિથિ આવે છે. પૂ. ગાંધીજીની જન્મજયંતી અને પુણ્યતિથિ આપણા સૌને માટે આત્મનિરીક્ષણનું પર્વ છે. તા. ૨૬મીએ આપણે જગતનાં મહારાજ્યોની વચ્ચે જે દરજ્જો પ્રાપ્ત કરીએ છીએ તેનો યશ પૂ. ગાંધીજીને છે. એમની રાહબરી નીચે આપણે ચાલ્યા તેથી જ અહીં સુધી પહોંચી શક્યા છીએ. આપણે એમને રાષ્ટ્રપિતાનું બિરુદ આપ્યું તે યથાર્થ છે. હજારો વર્ષો સુધી એ બિરુદ કાયમ રહેવાનું છે. એટલું ખરું છે કે એમના આદર્શોથી આપણે ઘણા દૂર છીએ, પરંતુ આ વસ્તુનું આપણી પ્રજાને અને આપણા નેતાઓને ભાન છે તે સદ્ભાગ્યની નિશાની ગણાય. આપણે ક્યાં જવાનું છે તે પૂ. ગાંધીજીએ નક્કી કરી આપ્યું છે. આજે સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના તમામ આગેવાન સભ્યોને ખાતરી

થઈ ચૂકી છે કે અણુબોમ્બથી યુદ્ધ અટકતું નથી, દૂર ઠેલાતું નથી, પણ નજીક જ આવે છે આજે અણુશક્તિ ઉપર નિયમન મૂકવાની વિચારણા ચાલી રહી છે આ બધા પ્રયત્નો સારા હેતુથી થાય છે પરંતુ તેના મૂળમાં જ ખામી છે, તે જ્યાંસુધી રાષ્ટ્રોના નેતાઓના લક્ષમાં નહિ આવે ત્યાંસુધી વિશ્વશાંતિની આશા નથી શસ્ત્રોની હરીફાઈ જ્યાંસુધી ચાલશે ત્યાંસુધી જગત ઉપરથી યુદ્ધનો ય દૂર થશે નહિ શસ્ત્રો છોડ્યા વિના શાંતિની સાધના થવાની જ નથી. થોડા દિવસ પહેલાં આપણી લોકસભાના પ્રમુખ શ્રી રાજેન્દ્રબાબુએ કહ્યું કે દુનિયાના તમામ દેશોમાં વસતો સામાન્ય માનવી જો જાગ્રત નહિ થાય, જો પોતાના જીવનનું દૃષ્ટિબિંદુ નહિ બદલે તો દુનિયાના નેતાઓ યુદ્ધ તરફ આખા જગતને ઘસડી જશે અને સર્વનાશ અનિવાર્ય બનશે એમણે કહ્યું કે જ્યાંસુધી ઐહિક સુખ અને ઉપભોગ એ જ માનવીનો આદર્શ છે, ત્યાં-સુધી જગતમાંથી હરીફાઈ, ઈર્ષ્યા અને યુદ્ધ નાબૂદ થવાનાં નથી પૂ બાપુની પુણ્યતિથિએ આપણે એમનાં વચનોનું સ્મરણ કરીએ, મનન કરીએ ને આચરણ કરીએ.

## પ્રાંતોની પુનર્ઘટના

આંધ્રવાસીઓએ મદ્રાસ શહેર ઉપરનો પોતાનો દાવો છોડ્યો અને એ રીતે નહેરુ-પટ્ટાભી-પટેલ સમિતિના અહેવાલનો સ્વીકાર કર્યો, તેથી આંધ્રપ્રાંતની રચના શક્ય બની છે કોંગ્રેસ કારોબારીએ તથા હિંદ સરકારે આ વિશે ઘટતા નિર્ણયો લઈ લીધા છે થોડા મહિનામાં જ આપણે આંધ્રના લોકોની આકાંક્ષાઓને મૂર્તિમંત થયેલી જોઈ શકીશું

આંધ્રની રચના થતાં કર્ણાટક અને કેરલના લોકોમાં પોતાના પ્રાંતની રચના માટેની માગણી તીવ્ર બની છે મલયાલમ ભાષાભાષીઓએ કેરલની રચના માટે પ્રમાણમાં મર્યાદિત બળથી પ્રયત્નો કર્યા છે, જ્યારે કાનડીભાષાભાષી કર્ણાટકીઓ વધુપડતા ઉગ્ર બની ગયાં છે થોડા દિવસ પહેલાં કર્ણાટક પ્રાંતિક સમિતિની કારોબારીએ એક ઉગ્ર ઠરાવ કરી કર્ણાટક પ્રાંતની રચનાની માગણી કરી હતી એ ઠરાવ દ્વારા કર્ણાટકી ધારાસભ્યોને ધારાસભા છોડવાનો આદેશ અપાયો હતો આમાં એટલું સ્વીકારવામાં આવ્યું હતું કે મધ્યસ્થ પાર્લામેન્ટરી બોર્ડની મંજૂરી મળે તો જ રાજીનામાં આપવાં બીજી બાજુ કર્ણાટકના વેપારી મંડળે 'સત્યાગ્રહ' કરવા મોટું ફંડ એકઠું કરવા માંડ્યું છે, આને પરિણામે કર્ણાટકનું વાતાવરણ પૂબ ડહોળાયું છે અને દેશમાં પણ તેના પડઘા પડ્યા છે સમિતિના ઠરાવને માન આપી કેટલાખરા ધારાસભ્યોએ પોતાનાં રાજીનામાં આપી દીધાં છે કોંગ્રેસની વરિષ્ઠ કારોબારીએ આ અંગે પોતાનો નિર્ણય આપી દીધો છે કારોબારીના ઠરાવમાં કર્ણાટકના પગલા પ્રત્યે સખત નાપસંદગી દર્શાવવામાં આવી છે અને ફરીને જણાવવામાં આવ્યું છે કે જ્યાંસુધી નેતાસમિતિની ભલામણોમાં જણાવેલી શરતો માન્ય ન થાય ત્યાંસુધી કર્ણાટક પ્રાંતની રચના શક્ય નથી

આપણે અગાઉ જોઈ ગયા છીએ કે કેરલ અને કર્ણાટકનો પ્રશ્ન ત્રાવણકોર-કોચીન સંઘ તથા મહીસુરના પ્રશ્નો સાથે સંકળાયેલો છે આ રાજ્યો પ્રાંતમાં ભળે નહિ અને રાજા કે રાજપ્રમુખ ગાદી છોડે નહિ, ત્યાંસુધી આ કોયડો ઊકલે તેમ નથી સહુએ સાથે મળીને આ દિશામાં જ પ્રયત્ન કરવો જોઈએ મહારાષ્ટ્રના સવાલમાં આની કોઈ ગૂંચ નથી, પરંતુ ત્યાં મુંબઈ શહેરનો કડવો ઘૂંટડો ગળે ઉતારવો પડે એમ છે બધા સંજોગો જોતાં એમ લાગે છે કે આંધ્ર સિવાય બીજા કોઈ પ્રાંતની રચના તરતમાં થાય એવો સંભવ નથી.

## કાશ્મીરનો પ્રશ્ન

સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના કાશ્મીર પંચે હાથ ધોઈ નાખ્યા છે અને પોતાનો અહેવાલ સલામતી સમિતિ સમક્ષ રજૂ કરી દીધો છે. આ અહેવાલમાં હિંદનું દષ્ટિબિંદુ યોગ્ય રીતે રજૂ થયું છે; પરંતુ પાકિસ્તાનતરફી વલણ છાનું નથી રહેતું. કાશ્મીરમાં આક્રમણકાર કોણ છે તે વિષે પંચે મૌન રાખ્યું છે અને બીજી બધી બાબતમાં હિંદ અને પાકિસ્તાનને સમાન કક્ષામાં મૂકી દીધાં છે. હિંદે જગત સમક્ષ પોતાનો કેસ સરળ રીતે રજૂ કર્યો છે. પાકિસ્તાનના પ્રચારનો પરપોટો હિંદે ફોડી નાખ્યો છે. આ સંબંધી સર્વ હકીકતો જાહેર કરવામાં આવી છે. લોકમતની આડે માત્ર બે જ અંતરાયો બાકી રહ્યા છે.

હિંદનું દઢ મંતવ્ય છે કે આઝાદ કાશ્મીર દળોને નિઃશસ્ત્ર કરી વિખેરી નાખવામાં ન આવે અને ઉત્તરનો પ્રદેશ હિંદી સેનાના સંરક્ષણ નીચે ન મુકાય ત્યાંસુધી મુક્ત લોકમત લઈ શકાય જ નહિ. આ બાબત અત્યારે સલામતીસમિતિ પાસે છે અને ત્યાં સમાધાનના પ્રયાસો ચાલે છે, પરંતુ સંયોગો જોતાં બહુ આશા ઊપજતી નથી. સલામતી સમિતિના સભ્યો બળની સમતુલા જાળવવાની દૃષ્ટિએ નહિ, પણ શુદ્ધ ન્યાયની દૃષ્ટિએ જ કાશ્મીરના પ્રશ્ન વિચારે તો જ આ કોયડાના ઉકેલની આશા છે, અન્યથા આ સડામાર ચાલુ જ રહેશે એમ લાગે છે.

તા. ૨૨-૧૨-'૪૯

☆

બ્રિટનના રાષ્ટ્રસમૂહની પરિષદ વખતે પંડિત જવાહરલાલે રાષ્ટ્રસમૂહમાં ચાલુ રહેવાનો નિર્ણય કર્યો. આ ખબર સાંભળી ત્યારે એક વખતના ઇંગ્લૅંડના વડાપ્રધાન મિ. ચર્ચિલને એમનો ભૂતકાળ યાદ આવ્યો. સ્વાતંત્ર્યની લડત માટે જે પંડિત જવાહરલાલને બ્રિટને કેટલાં યે વર્ષો સુધી જેલમાં રાખ્યા હતા, તે જ જવાહરલાલ બ્રિટિશ રાષ્ટ્રસમૂહમાં રહી મૈત્રી કાયમ રાખવાની ખાનદાની બતાવતા હતા. ગળગળા થઈ મિ. ચર્ચિલ બોલી ઊઠયા:

'હું નથી માનતો કે હું આટલો બધો મહાન બની શક્યો હોત!'

×

એક વકીલની તે જ શહેરમાં ન્યાયાધીશ તરીકે નિમણૂક થઈ. ચોરી કરવા માટે પકડાયેલા એક માણસનો કેસ પહેલો આવ્યો. આ માણસ વારંવાર ચોરી કરતાં પકડાયો હતો અને દરેક વખતે આ ન્યાયાધીશ તેના વકીલ તરીકે હતો ત્યારે તેણે તેને એક કે બીજી રીતે બચાવી લીધો હતો.

'વળી પાછા તમે મુશ્કેલીમાં આવી પડ્યા?' નવા જજે કહ્યું.

'જી, હા. પણ આ વખતે તમે મારો બચાવ નહિ કરી શકો, ખરું ને?'

'હા. તમે કહેતા હો તો તમારે માટે બીજા કોઈ વકીલની ગોઠવણ કરું.'

'નહિ જી, આભાર. મારે આ વખતે વકીલ કરવો નથી. હું સાચી અને બધી જ હકીકત રજૂ કરી દેવાનો છું!'

×

એક મોટા શેઠિયા ને એનો નાનો દીકરો મોટરમાં ફરવા જતા હતા. શેઠે સહજમાં દીકરાની ટોપી લઈને બારીમાંથી બહાર નાખી દેવાનો દેખાવ કરી સંતાડી દીધી. દીકરો રડ્યો એટલે મોઢાથી સીટી વગાડતાંવગાડતાં પોતાને ખબર ન પડે એમ ટોપી લઈ પાછી દીકરાને માથે મૂકી દીધી.

દીકરો તો તુરત જ રડતો છાનો રહી ગયો. એને થયું બાપા જે સીટી વગાડે છે તેમાં જાદુ છે ને ટોપી પાછી આવે છે. 'આ તો ઘણું જ સુંદર.' પુત્રે પિતાને કહ્યું. 'ચાલો બાપુ, ફરીથી આવો પ્રયોગ કરીએ.' એમ કહી એણે સ્વહસ્તે જ ટોપી મોટરની બહાર નાખી દીધી!

×

# સંસ્થા-સમાચાર

## સ્વામી અખંડાનંદની પુણ્યતિથિ

આ સંસ્થાના આદ્ય સ્થાપક અને સંચાલક ભિક્ષુ અખંડાનંદની પુણ્યતિથિ તા ૪-૧-૫૦ને રોજ આવે છે તે પ્રસંગે દર વર્ષની જેમ આ વર્ષે પણ પુસ્તકો **સસ્તા મૂલ્યે આપવાની જુદીજુદી પાંચ યોજનાઓ** જાહેર થઈ છે તેની વિગત આ પછીના પાન ૧૨૯ ઉપર આપવામા આવી છે તે તરફ વાચક બંધુઓનુ ધ્યાન દોરવામા આવે છે આશા છે કે વાચક બંધુઓ આ તકનો લાભ લઈ પોતાને ત્યા ન હોય તે પુસ્તકો વસાવીને અને બીજાઓને વસાવી લેવાની પ્રેરણા આપીને જ્ઞાનપ્રચારના કાર્યમા બનતો સહકાર આપશે

## વિવિધ ગ્રંથમાળા

આ માળાના ગ્રાહકોને **દેશ અને કાળનું** પુસ્તક (પાનુ ૪૮૮, મૂલ્ય ૪-૦) ડિસેમ્બર માસની આખરે મોકલી અપાયુ છે હવે પછી વનરાજ ચાવડો, આરોગ્યની કૂચી, શામળના છપ્પા અને પ્રભુમય જીવનનુ રહસ્ય એ અને બીજાં એવા ઉપયોગી પુસ્તકોમાથી પસંદ કરીને મોકલાશે.

'આરોગ્યની કૂચી' કેટલાક કારણોસર તૈયાર થયું નથી આ માસની આખર સુધીમા તે તૈયાર થઈ જતા દોઢ-બે માસમા આ માળાના ગ્રાહકોને મોકલી અપાશે

## 'અખંડ આનંદ'

'અખંડ આનંદ'ના ગ્રાહક બંધુઓને વિનતિ છે, કે લવાજમ મનીઑર્ડરથી મોકલતા અથવા રૂબરૂમા આપતી વખતે પોતાનો જૂનો **ગ્રાહક નંબર** અવશ્ય જણાવવો તેમ જ સરનામુ બદલાવવાનુ કે એવી કઈ પણ સૂચના કરવાની હોય ત્યારે ત્યારે પણ પોતાનો **ગ્રાહક નંબર** અવશ્ય જણાવવો ગ્રાહકોની સંખ્યા વધી ગયેલી હોવાથી ગ્રાહક નંબર સિવાયના મળતા પત્રોની સૂચનાનો અમલ કરવામા ઢીલ થશે

## નવાં પ્રકાશનો

**છેલ્લા બે માસમાં પ્રસિદ્ધ થયેલાં પ્રકાશનો**

**ત્રિશલાનંદન મહાવીર:** લે૦ રતિલાલ મ૦ શાહ શ્રમણ ભગવાન મહાવીરની આ કથા ઉપદેશ દ્વારા અનેકોના જીવન અજવાળે છે
પાન ૧૨૮ કિં ૦-૬

**ગોસ્વામી તુલસીદાસ:** (આમશ્રેણી) તુલસી રામાયણના રચયિતાનુ સદ્ગત ભિક્ષુ અખંડાનંદજીએ તૈયાર કરેલુ આ મહાન સંત-શિરોમણિનું ચરિત્ર પ્રેરક ને બોધક છે.
પાન ૧૨૮ કિં ૦-૬

## કાશ્મીરનો પ્રશ્ન

સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના કાશ્મીર પંચે હાથ ધોઈ નાખ્યા છે અને પોતાનો અહેવાલ સલામતી સમિતિ સમક્ષ રજૂ કરી દીધો છે. આ અહેવાલમાં હિંદનું દૃષ્ટિબિંદુ યોગ્ય રીતે રજૂ થયું છે; પંચનું પાકિસ્તાનતરફી વલણ છાનું નથી રહેતું. કાશ્મીરમાં આક્રમણકાર કોણ છે તે વિષે પંચે મૌન રાખ્યું છે અને બીજી બધી બાબતમાં હિંદ અને પાકિસ્તાનને સમાન કક્ષામાં મૂકી દીધાં છે. હિંદે જગત સમક્ષ પોતાનો કેસ સરળ રીતે રજૂ કર્યો છે. પાકિસ્તાનના પ્રચારનો પરપોટો હિંદે ફોડી નાખ્યો છે. આ સંબંધી સર્વ હકીકતો જાહેર કરવામાં આવી છે. લોકમતની આડે માત્ર બે જ અંતરાયો બાકી રહ્યા છે.

હિંદનું દૃઢ મંતવ્ય છે કે આઝાદ કાશ્મીર દળોને નિઃશસ્ત્ર કરી વિખેરી નાખવામાં ન આવે અને ઉત્તરનો પ્રદેશ હિંદી સેનાના સંરક્ષણ નીચે ન મુકાય ત્યાંસુધી મુક્ત લોકમત લઈ શકાય જ નહિ. આ બાબત અત્યારે સલામતીસમિતિ પાસે છે અને ત્યાં સમાધાનના પ્રયાસો ચાલે છે, પરંતુ સંયોગો જોતાં બહુ આશા ઊપજતી નથી. સલામતી સમિતિના સભ્યો બળની સમતુલા જાળવવાની દૃષ્ટિએ નહિ, પણ શુદ્ધ ન્યાયની દૃષ્ટિએ જ કાશ્મીરનો પ્રશ્ન વિચારે તો જ આ કોયડાના ઉકેલની આશા છે, અન્યથા આ મડાગાંઠ ચાલુ જ રહેશે એમ લાગે છે.

તા. ૨૨-૧૨-'૪૯

☆

બ્રિટનના રાષ્ટ્રસમૂહની પરિષદ વખતે પંડિત જવાહરલાલે રાષ્ટ્રસમૂહમાં ચાલુ રહેવાનો નિર્ણય કર્યો. આ ખબર સાંભળી ત્યારે એક વખતના ઇંગ્લૅંડના વડાપ્રધાન મિ. ચર્ચિલને એમનો ભૂતકાળ યાદ આવ્યો. સ્વાતંત્ર્યની લડત માટે જે પંડિત જવાહરલાલને બ્રિટને કેટલાં ય વર્ષો સુધી જેલમાં રાખ્યા હતા, તે જ જવાહરલાલ બ્રિટિશ રાષ્ટ્રસમૂહમાં રહી મૈત્રી કાયમ રાખવાની ખાનદાની બતાવતા હતા. ગળગળા થઈ મિ. ચર્ચિલ બોલી ઊઠ્યા:

'હું નથી માનતો કે હું આટલો બધો મહાન બની શક્યો હોત!'

×

એક વકીલની તે જ શહેરમાં ન્યાયાધીશ તરીકે નિમણૂક થઈ. ચોરી કરવા માટે પકડાયેલા એક માણસનો કેસ પહેલો આવ્યો. આ માણસ વારંવાર ચોરી કરતાં પકડાયો હતો અને દરેક વખતે આ ન્યાયાધીશ તેના વકીલ તરીકે હતો ત્યારે તેણે તેને એક કે બીજી રીતે બચાવી લીધો હતો.

'વળી પાછા તમે મુશ્કેલીમાં આવી પડ્યા?' નવા જજે કહ્યું.

'જી, હા. પણ આ વખતે તમે મારો બચાવ નહિ કરી શકો, ખરું ને?'

'હા. તમે કહેતા હો તો તમારે માટે બીજા કોઈ વકીલની ગોઠવણ કરું.'

'નહિ જી, આભાર. મારે આ વખતે વકીલ કરવો નથી. હું સાચી અને બધી જ હકીકત રજૂ કરી દેવાનો છું!'

×

એક મોટા શેઠિયા ને એનો નાનો દીકરો મોટરમાં ફરવા જતા હતા. શેઠે મજાકમાં દીકરાની ટોપી લઈને બારીમાંથી બહાર નાખી દેવાનો દેખાવ કરી સંતાડી દીધી. દીકરો રડ્યો એટલે મોઢાથી સીટી વગાડતાંવગાડતાં પેલાને ખબર ન પડે એમ ટોપી લઈ પાછી દીકરાને માથે મૂકી દીધી.

દીકરો તો તુરત જ રડતો છાનો રહી ગયો. એને થયું બાપા જે સીટી વગાડે છે તેમાં જાદુ છે ને ટોપી પાછી આવે છે. 'આ તો ઘણું જ સુંદર.' પુત્રે પિતાને કહ્યું. 'ચાલો બાપુ, ફરીથી આવો પ્રયોગ કરીએ.' એમ કહી એણે સ્વહસ્તે જ ટોપી મોટરની બહાર નાખી દીધી!

×

# સંસ્થા-સમાચાર

## સ્વામી અખંડાનંદની પુણ્યતિથિ

આ સંસ્થાના આદ્ય સ્થાપક અને સંચાલક ભિક્ષુ અખંડાનંદની પુણ્યતિથિ તા ૪-૧-૫૦ને રોજ આવે છે તે પ્રસંગે દર વર્ષની જેમ આ વર્ષે પણ પુસ્તકો સસ્તા મૂલ્યે આપવાની જુદીજુદી પાંચ યોજનાઓ જાહેર થઈ છે તેની વિગત આ પછીના પાન ૧૨૯ ઉપર આપવામા આવી છે તે તરફ વાચક બંધુઓનુ ધ્યાન દોરવામા આવે છે આશા છે કે વાચક બંધુઓ આ તકનો લાભ લઈ પોતાને ત્યા ન હોય તે પુસ્તકો વસાવીને અને બીજાઓને વસાવી લેવાની પ્રેરણા આપીને જ્ઞાનપ્રચારના કાર્યમા બનતો સહકાર આપશે

## વિવિધ ગ્રંથમાળા

આ માળાના ગ્રાહકોને દેશ અને કાળનું પુસ્તક (પાનુ ૪૮૮, મૂલ્ય ૪-૦) ડિસેમ્બર માસની આખરે મોકલી અપાયુ છે હવે પછી વનરાજ ચાવડો, આરોગ્યની કૂચી, શામળના છપ્પા અને પ્રભુમય જીવનનુ રહસ્ય એ અને બીજાં એવા ઉપયોગી પુસ્તકોમાથી પસંદ કરીને મોકલાશે

'આરોગ્યની કૂચી' કેટલાક કારણોસર તૈયાર થયું નથી આ માસની આખર સુધીમા તે તૈયાર થઈ જતા હોઇ-એ માસમા આ માળાના ગ્રાહકોને મોકલી અપાશે

## 'અખંડ આનંદ'

'અખંડ આનંદ'ના ગ્રાહક બંધુઓને વિનતિ છે, કે લવાજમ મનીઓર્ડરથી મોકલતા અથવા રૂબરૂમા આપતી વખતે પોતાનો જૂનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો તેમ જ સરનામુ બદલાવવાનુ કે એવી કઈ પણ સૂચના કરવાની હોય ત્યારે ત્યારે પણ પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો ગ્રાહકોની સંખ્યા વધી ગયેલી હોવાથી ગ્રાહક નંબર સિવાયના મળતા પત્રોની સૂચનાનો અમલ કરવામા ઢીલ થશે

## નવાં પ્રકાશનો

**છેલ્લા બે માસમાં પ્રસિદ્ધ થયેલાં પ્રકાશનો**

**વિશલાનંદન મહાવીર:** લે૦ રતિલાલ મ૦ શાહ શ્રમણ ભગવાન મહાવીરની આ કથા ઉપદેશ દ્વારા અનેકોના જીવન અજવાળે છે
પાન ૧૨૮ કિં ૦-૬

**ગોસ્વામી-તુલસીદાસ:** (આત્મશ્રેણી) તુલસી રામાયણના રચયિતાનુ સદ્ગત ભિક્ષુ અખંડાનંદજીએ તૈયાર કરેલુ આ મહાન સંત-શિરોમણિનુ ચરિત્ર પ્રેરક ને બોધક છે
પાન ૧૨૮ કિં ૦-૬

**દેશ અને કાળ :** (ગુજરાતીમાં જ્ઞાનના પ્રમાણનું પહેલું પુસ્તક) લે૦ સ્વામી માધવતીર્થજી : વેદાંતના વિવર્તવાદ સાથે પ્રો. આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદનું સામ્ય ધરાવતી તથા દેશ અને કાળ સંબંધે જે હકીકતો પ્રાચીન ગ્રંથોમાં જોવામાં આવતી નથી, તે સર્વનું વિસ્તૃત વર્ણન અને સમજૂતી આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. પાન ૪૪૮ : કિં. ૪–૦
(વિવિધ ગ્રંથમાળા)

**પાકશાસ્ત્ર :** (સુધારેલ નવી આવૃત્તિ) લે૦ શ્રીમતી કાશીબહેન મ૦ દેસાઈ: ઉચ્ચ શિક્ષણ લેતી કન્યાઓને તથા સાધારણ અભ્યાસવાળી બહેનોને પણ વાંચવા–સમજવામાં સરળ પડે એવી સાદી ભાષામાં જુદીજુદી વાનીઓ બનાવવાની રીત, પ્રમાણ, સમજ વગેરે આ પુસ્તકમાં અપાયું છે. પાન ૨૦૦: કિં. ૧–૮: પાકાં પૂઠાં ૨–૦

**બાળકોના આચાર :** (સચિત્ર, આમશ્રેણી) લે૦ સોમાભાઈ ભાવસાર:બાળકોને સદ્‌વર્તન શીખવતા પાઠો. આવૃત્તિ ૨જી. પાન ૪૮ : કિં. ૦–૩

છેલ્લું ૨૯ માર્ચ ૧૯૪૯

**તુલસીકૃત રામાયણ :** (આવૃત્તિ દસમી, બે ગ્રંથોમાં–સચિત્ર)
દોહા–ચોપાઈ ગુજરાતી લિપિમાં આપ્યાં છે. મૂળ રામાયણ ઉપરાંત ક્ષેપકકથાઓ, લવકુશકાંડ, હનુમાનચાલીસા, અષ્ટક, તિથિપત્ર, શલાકા-પ્રશ્ન, માહાત્મ્ય, પારાયણવિધિ તથા બીજી પણ ઉપયોગી બાબતો અપાઈ છે. ચિત્રો ૩૪, પાકાં પૂઠાં, પાન ૧૨૧૬ : કિં. ૧૦–૦

**મારો ભારત દેશ :** (આવૃત્તિ ૨જી, સચિત્ર) લે. કાંતિલાલ પરીખ: ભારત-વર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય. પાન ૧૨૮ : કિં. ૦–૧૦

**શ્રીશાંકરભાષ્ય સહિત ભગવદ્‌ગીતા :** અનુ૦ શ્રી. વામનરાવ આ. પટેલ બી. એ., એલએલ. બી.: ભગવાન શંકરાચાર્યે કરેલા ભાષ્યના સરળ ગુજરાતી અનુવાદ સાથેનો કેટલાંય વર્ષોથી અપ્રાપ્ય ગ્રંથ.
પાન ૪૪૮ : કિં. ૪–૦

**શામળના છપ્પા :** સં. શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી : શામળના ઉપલબ્ધ થતા લગભગ બધા ગ્રંથોમાંથી છપ્પા ઉપરાંત બીજી ચૂંટેલ બોધક કવિતાઓનો ઉપયોગી સંગ્રહ. પાન ૧૬૦ : કિં. ૦–૧૦

# સસ્તા મૂલ્યે પુસ્તકો—અપૂર્વ લાભ!

સદ્ગત ભિક્ષુ અખંડાનંદની ૮મી પુણ્યતિથિપ્રસંગે દર વરસે પુસ્તકો સસ્તા મૂલ્યે આપવાનું જાહેર કરવામાં આવે છે તે મુજબ આ વરસે આ સૂચિમાં જણાવ્યા પ્રમાણેની, સસ્તા મૂલ્યે પુસ્તકો આપવાની પાંચ યોજનાઓ જાહેર થાય છે.

આ યોજનાઓ મુજબ તા ૪-૧-૫૦થી તા ૩-૨-૫૦ સુધીના એક માસ માટે પુસ્તકો સસ્તા મૂલ્યે અપાશે તા ૩-૨-૫૦ પછી આ યોજનાનો લાભ મળશે નહિ એટલે જોઈતાં પુસ્તકો માટે નાણાં મોકલીને ઉપલી મુદત પહેલા નામ નોંધાવી દેવું જરૂરી છે

## યોજનાના નિયમો

(૧) તા ૩-૨-૫૦ પછી આ યોજના મુજબ પુસ્તકો મળશે નહિ, એટલે તે પહેલા, યોજનામા જણાવ્યા પ્રમાણે જોઈતા પુસ્તકોની યાદી સાથે નાણા મોકલી, આપનું નામ વહેલી તકે નોંધાવી લેવાની આપને માટે જરૂર છે

(૨) નોંધાયેલ ક્રમ પ્રમાણે પુસ્તકો મોકલાશે

(૩) બહારગામના ગ્રાહકોએ અમદાવાદના કાર્યાલયમાં જ લખવું

(૪) રેલવેનૂર મગાવનારે ભરવાનુ રહેશે

## યોજના નં. ૧

## ઘરમાં વસાવવા જેવા ગ્રંથો

નીચે જણાવેલા ૮૬ પુસ્તકોની કિંમત રૂ. ૨૧૨ા≈ થાય છે તે આખો સેટ લેનારને માત્ર રૂ. ૧૪૦)મા અપાશે આ સેટના પુસ્તકોમાથી છૂટક પુસ્તકો ખરીદનારને પોણા મૂલ્યે અપાશે સેલટેક્સ જુદો સમજવો

| પુસ્તકનું નામ અને વિગત | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| મહાભારત-સંપૂર્ણ-ભાષાંતર, સાત દળદાર ગ્રંથોમા | ૫૨૦૮ | ૫૨-૦ |
| સ્વામી વિવેકાનંદ-વિસ્તૃત જીવનચરિત્ર | ૭૮૪ | ૪-૦ |
| રામચંદ્ર દત્ત અને નાગમહાશય-વિસ્તૃત ચરિત્રો | ૭૭૬ | ૧-૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ-૨ જો-મહાન સંતોના ચરિત્રો | ૬૨૪ | ૩-૦ |
| આગળ ધપો-ચેતના અને ઉત્સાહપ્રેરક ગ્રંથ | ૪૬૮ | ૩-૦ |
| દતરખાનુ-શ્રમજીવીઓનું જીવન આલેખતું પુસ્તક | ૬૯૬ | ૩-૦ |
| આત્માનંદ સરસ્વતી-ટૂંકુ ચરિત્ર અને ઉપદેશ | ૧૯૨ | ૧-૮ |

| | | |
|---|---|---|
| તુકારામનું-પસંદ કરેલા અભંગો મરાઠીમાં ... ... ... | ૧૨૦ | ૦-૫ |
| રાજયોગ-પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ વગેરે ... ... ... | ૧૩૬ | ૦-૧૨ |
| આત્મનિરીક્ષણ અને સંકલ્પ-લે૦ રમણલાલ વ૦ દેસાઈ: સ્વસુધારણાની પ્રેરણા આપતું પુસ્તક ... ... ... ... | ૧૬૮ | ૧-૦ |
| મહર્ષિ દયાનંદ-નવી આવૃત્તિ ... ... ... ... | ૧૫૨ | ૧-૮ |
| પાકશાસ્ત્ર-મિષ્ટાન્ન-ફરસાણ-પાકો વગેરે બનાવવાની સરળ રીતો ... | ૨૬૪ | ૨-૮ |
| ભારતના વીર પુરુષો-૪૦ ઐતિહાસિક વીરપુરુષોનાં ચરિત્રો ... | ૩૩૬ | ૧-૪ |
| આદર્શ દૃષ્ટાંતમાળા-ભા. ૧લો-ભા. ૨જો-બોધક ૮૧૯ ટૂંકાં દૃષ્ટાંતો | ૯૨૮ | ૫-૦ |
| પંચાંગ. સં. ૨૦૦૬નું-અહલ ઘર... ... ... ... ... | ૧૧૨ | ૦-૯ |
| ઉપદેશસારસંગ્રહ-મહાત્મા તિરુવલ્લુવરનો વેદ તુલ્ય બોધ ... ... | ૩૮૪ | ૧-૮ |
| આખ્યાનમાળા-ભાગ ૧ લો-બોધક આખ્યાનો ... ... ... | ૭૦૮ | ૩-૦ |
| સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો-એમના સદુપદેશ, વ્યાખ્યાનો ઈત્યાદિ ... | ૫૬૪ | ૩-૦ |
| ,, ,, ,, ૪ થો-વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૬૭૨ | ૩-૮ |
| વિવેકાનંદ-ભાગ ૮ મો-સ્વામીજીના ઉપદેશો, ભક્તિયોગ, આવૃત્તિ ૨જી | ૩૮૪ | ૨-૦ |
| તુકારામગાથા-ગ્રંથ ૧ લો-૨ જો-ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક અભંગોનું સરળ ભાષાંતર ... ... ... ... | ૧૮૪૦ | ૬-૦ |
| ગુલાબસિંહ-સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીકૃત ... ... ... | ૪૧૬ | ૪-૦ |
| જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથનાં ચરિત્રો ... ... | ૫૦૪ | ૨-૮ |
| સંતની વાતો-ધર્મ, નીતિ વગેરેનાં દૃષ્ટાંતો ... ... ... | ૨૬૪ | ૧-૮ |
| ચૈતન્યમહાપ્રભુ-ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) ... ... | ૧૫૯૬ | ૮-૦ |
| સંત તુકારામ-મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... ... ... | ૬૪૮ | ૩-૦ |
| સ્વામી શ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો- ... ... ... | ૪૨૪ | ૧-૬ |
| ભક્તચરિત્ર-ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ... ... ... | ૫૨૮ | ૨-૮ |
| ટૂંકી વાર્તાઓ-ગ્રંથ ૧ લો-સામાજિક નિર્દોષ ૬૬ વાતો ... ... | ૫૮૮ | ૨-૮ |
| ,, ,, ,, ૬ ઠ્ઠો-સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ... ... | ૭૨૦ | ૨-૮ |
| ભારતની દેવીઓ-ગ્રંથ ૧ લો-પ્રાચીન યુગની સતીઓ ... ... | ૭૩૨ | ૩-૦ |
| ,, ,, ,, ૨ જો-મધ્યયુગના ઐતિહાસિક ચરિત્રો ... | ૭૩૨ | ૩-૦ |
| ,, ,, ,, ૩ જો-મધ્યયુગ ને અર્વાચીન યુગનાં ચરિત્રો... | ૮૦૪ | ૩-૦ |
| પ્રીતમદાસની વાણી-ભજનો, ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇત્યાદિ ... | ૫૬૦ | ૩-૦ |
| સુબોધપુષ્પવાટિકા (ગુલિસ્તાં)-મહાત્મા શેખ સાદીકૃત ... ... | ૧૩૬ | ૦-૫ |
| શુભસંગ્રહ ભાગ ૨ જો-દવાઓ ને જરૂરી માહિતી આપતા ૧૪૮ લેખો | ૫૪૪ | ૩-૦ |
| ,, ભાગ ૯ મો-દવાઓ ને જરૂરી માહિતી આપતા ૧૬૫ લેખો | ૭૩૬ | ૩-૦ |
| સાચું સ્વર્ગ-ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... ... ... | ૪૯૨ | ૨-૦ |
| સ્વર્ગની કૂંચી-સદ્‌વર્તન રાખતાં શીખવનારો બોધ ... ... | ૩૭૨ | ૨-૦ |
| સ્વર્ગની સીડી-મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં ... ... | ૩૬૦ | ૨-૦ |
| સ્વર્ગનું વિમાન-ભક્તિના મહિમાના ૩૨૫ દાખલા ... ... | ૩૭૨ | ૨-૦ |

| | | |
|---|---|---|
| સ્વર્ગનો આનંદ-ભક્તિ ને તેના પ્રકારોની સમજ | ૩૬૦ | ૨-૦ |
| સ્વર્ગનો ખજાનો-ભક્તિમાર્ગ સમજાવતું પુસ્તક | ૩૧૨ | ૨-૦ |
| સ્વર્ગનો પ્રકાશ-જ્ઞાન અને પરમાર્થની વાતો | ૩૩૬ | ૨-૦ |
| સંસારમાં સ્વર્ગ-સંસારને સ્વર્ગ બનાવતું પુસ્તક | ૩૪૮ | ૨-૦ |
| મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો-સરળ અર્થ સાથે | ૧૬૮ | ૧-૦ |
| શતશ્લોકી ને બીજાં ચાર રત્નો-સરળ અર્થ સાથે | ૨૦૦ | ૦-૧૨ |
| સ્તોત્રસંગ્રહ-ભક્તિ ને વેદાંત-સ્તોત્રો અર્થ સાથે | ૨૨૦ | ૦-૧૦ |
| સર્વ વેદાંત-સિદ્ધાંત-સારસંગ્રહ-ભાષાંતર સાથે | ૨૭૪ | ૧-૪ |
| વિવેકચૂડામણિ-સરળ અનુવાદ સાથે | ૧૬૦ | ૦-૧૨ |
| એકનાથી ભાગવત-એકનાથ મહારાજના વિવરણ સાથે | ૬૦૦ | ૫-૦ |
| મહાવાક્યરત્નાવલિ-૧૦૮ ઉપનિષદોના સારરૂપ સંગ્રહ, સરળ ભાષાંતર સાથે | ૧૮૪ | ૦-૧૨ |
| વિદુરનીતિ-મૂળ અનુવાદ સાથે | ૧૬૮ | ૧-૦ |
| આત્મસાક્ષાત્કારની કસોટી-સ્વામી સ્વયંજ્યોતિતીર્થ | ૨૦૮ | ૧-૪ |
| અવધૂત ગીતા-સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ | ૧૪૪ | ૧-૪ |
| અષ્ટાવક્ર ગીતા-મૂળ સાથે સરળ ભાષાંતર | ૭૨ | ૦-૮ |
| ગીતા પુરુષાર્થબોધિની-બે ગ્રંથમાં<br>ભાગ ૧ લો-મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને<br>,, ૨-૩ જો- પંડિત સાતવળેકરજીની ટીકા સાથે | ૧૦૬૮ | ૧૨-૮ |
| જ્ઞાનસત્ર ગીતા-મૂળ શ્લોકો (ગુજરાતી લિપિમાં) | ૩૬૮ | ૧-૪ |
| મૂળ પંચરત્ન ગીતા-માત્ર સંસ્કૃત શ્લોકો, પાઠ કરનાર માટે | ૩૩૨ | ૦-૮ |
| મોક્ષમાળા-શ્રીમદ્ રાજચંદ્રકૃત | ૧૯૨ | ૧-૪ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ ભાગ ૨ જો-રામકૃષ્ણ કથામૃતથી આમજનતાના ભાગમાં<br>આવતા ઉપદેશો તથા કથાપ્રસંગો | ૩૧૨ | ૨-૦ |
| ધમ્મપદ-બૌદ્ધ ધર્મનું ગીતા જેવું અમૃત પુસ્તક | ૧૯૨ | ૧-૦ |
| પંચીકરણ-મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ, દૃષ્ટાંતો અને<br>યુક્તિ-અનુભવવાળી ટીકા સાથે | ૨૬૪ | ૨-૦ |
| પ્રભુમય જીવન-સુખી થવાના સરળ ઉપાયો | ૧૯૨ | ૦-૧૨ |
| પ્રભુમય જીવનનું રહસ્ય-સદુપદેશ, ભજનો ઇત્યાદિ સાથે | ૧૬૮ | ૧-૦ |
| વિચારસાગર-૨જી આવૃત્તિ, શ્રીનિશ્ચલદાસજીકૃત વેદાંતનો મહાન ગ્રંથ મૂળ<br>દોહા, અર્થ તથા વિવરણ સાથે | ૪૦૦ | ૩-૦ |
| સૂર્યકાંત-મુમુક્ષુઓ માટે અત્યંત ઉપયોગી ગ્રંથ | ૨૭૨ | ૨-૦ |
| બાળસદ્બોધ-વાર્તારૂપે ધાર્મિક શિક્ષણ | ૧૨૮ | ૦-૮ |
| બાલભારત-(સચિત્ર) સંક્ષિપ્ત મહાભારત | ૨૮૮ | ૧-૮ |
| ઓખાહરણ-(મહાકવિશ્રી પ્રેમાનંદકૃત) મોટા અક્ષરોમાં અઘરા<br>શબ્દોના અર્થ સાથે | ૧૧૨ | ૦-૮ |
| નળાખ્યાન-(મહાકવિ પ્રેમાનંદકૃત) મોટા અક્ષરોમાં | ૧૩૬ | ૧-૦ |

| | | |
|---|---|---|
| ભજનસંગ્રહ–જુદાજુદા સંતોનાં ૩૩૬ ભજનોનો સંગ્રહ ... ... | ૨૪૦ | ૧–૦ |
| શ્રી રમણ મહર્ષિ–સુધારાવધારા સાથેની ૨ જી આવૃત્તિ ... ... | ૨૧૬ | ૨–૦ |
| હંસ મહારાજ–વેદાંત જેવા ગહન વિષયને વિવિધ દૃષ્ટાંતો દ્વારા સરળ રીતે સમજાવતું પુસ્તક ... ... ... ... | ૨૮૦ | ૨–૮ |
| શ્રીશારદામણિદેવી–(ચરિત્ર) લે. આનંદચૈતન્ય ... ... ... | ૧૦૪ | ૦–૮ |
| | ૩૫,૯૪૦ | ૨૧૨–૭ |

**નોંધ:** ઉપર પ્રમાણે છયાસી પુસ્તકોનો સેટ, જેનું છાપેલું મૂલ્ય રૂા. ૨૧૨–૭–૦ છે તે, માત્ર રૂા. ૧૪૦–૦–૦માં મળશે. સેલ-ટેક્સ સાથે રૂા. ૧૪૪–૬–૦માં રૂબરૂમાં મળશે. બહારગામથી રેલવેરસ્તે મંગાવનારે રૂા. ૧–૧૦–૦ પેકિંગ–રવાનગી સાથે રૂા. ૧૪૬–૦–૦ મોકલવા. આ યોજનામાં છૂટક પુસ્તકો લેનારને પોણા મૂલ્યે (પચીસ ટકા વળતરથી) પણ મળશે.

## યોજના નં. ૨

## આમ સાહિત્યશ્રેણી

જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતથી પૂરું પાડવાના ઉદ્દેશથી, નાની પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. ગરીબ પણ સંસ્કારી વર્ગ પોતાની ગુંજાશ પ્રમાણે નાની શી લાયબ્રેરી વસાવી શકે એવો આશય છે.

આ શ્રેણીનાં નીચે જણાવેલાં ૭૭ પુસ્તકોની કિંમત રૂા. ૧૯–૫–૬ થાય છે. તે આખો સેટ લેનારને માત્ર રૂા. ૧૫–૮–૦ અપાશે. રૂબરૂમાં સેલટેક્સ સાથે રૂા. ૧૬–૦–૦માં મળશે.

### ધર્મ અને તત્ત્વજ્ઞાન

- તૈત્તિરીય ઉપનિષદ–સરળ અર્થ સાથે ૦–૩
- શ્રીવિષ્ણુસહસ્રનામ–સરળ અર્થ સાથે ૦–૪
- સો મૂર્ખાઓનાં લક્ષણો–અર્થ અને સમજૂતી સાથે ... ... ૦–૩
- દૃગ્–દૃશ્ય વિવેક–સરળ અનુવાદ સાથે ૦–૨
- યક્ષ અને યુધિષ્ઠિર–યક્ષ અને યુધિષ્ઠિરનો સંવાદ મૂળશ્લોકો સાથે સરળ ભાષામાં ૦–૩
- દત્તાત્રેય–(અવધૂત) દત્તાત્રેયના ૨૪ ગુરુઓનું વર્ણન ... ... ૦–૩
- નીતિશતક–(શ્રીભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ... ... ૦–૩
- વૈરાગ્યશતક–(શ્રીભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ... ... ૦–૪
- પ્રેમપન્થ (૧) ગાંધીજીના પોતાના શબ્દોમાં ૦–૩
- ,, –(૨) સં૦ : શ્રી. વાલજી દેસાઈ ૦–૪
- શિવમહિમ્ન:સ્તોત્રમ્–મૂળ સાથે ભાષાંતર ૦–૬
- કંઠાભરણમ્–પ્રાર્થનાસંગ્રહ–અર્થ સાથે ૦–૩
- તંત્ર અને સાધના–લે૦ આચાર્ય ક્ષિતિમોહન સેન : ... ૦–૪

ગીતાસાર–ડૉ. કાનેતુકર ગીતાનું સંક્ષિપ્ત દોહન ૦–૪

ગીતાપોથી–ભગવદ્‌ગીતાની બાળપોથી–કર્મયોગના ૧૭૫ શ્લોકો, અર્થ તથા વિસ્તૃત સમજૂતી સાથે ૦–૬

ગીતાસંકલન–સં૦ શ્રી રમણ મહર્ષિ બીજાં ત્રણ સંકલનો સરળ અર્થ સાથે ૦–૩

શ્રીમદ્ ભગવદ્‌ગીતા–(૧૨ ને ૧૫ અધ્યાય) અર્થ સાથે ૦–૩

ઉત્તરગીતા–તત્ત્વબોધનો સરળ અનુવાદ, મૂળ શ્લોકો સાથે ૦–૬

મણિરત્નમાળા–શ્રીશંકરાચાર્યકૃત સરળ અર્થ શ્લોકો સાથે ૦–૧॥

પરમપુરુષાર્થ–લે૦ સ્વામી અદ્વૈતાનંદ, માનવજીવનનો ઉદ્દેશ દર્શાવતુ પુસ્તક ૦–૬

આર્ય, બૌદ્ધ અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતોનો સમન્વય–લે૦ પંડિત બહેચરદાસ દોશી ૦–૩

નારદના ભક્તિસૂત્રો–શ્લોકો, અર્થ તથા વિવેચન સાથે ૦–૩

જ્ઞાનના ઝરણાં–(આવૃત્તિ ત્રીજી) ૦–૩

શ્રીરામકૃષ્ણ ઉપદેશ–બોધદાયક ઉપદેશો ૦–૫

વિચારસૂર્યોદય–સ્વામી માધવતીર્થકૃત ૦–૩

ઉચ્ચ જીવન–વિદ્યાર્થીઓ માટે ઉપયોગી ૦–૩

ધ્યાન અને જ્ઞાન–લે૦ સ્વામીશ્રી માધવતીર્થજી ૦–૩

અસીમાં ભગવાને શું ગાયું ! ૦–૩

## જીવનચરિત્રો

રામાયણની રહસ્યકથા ૦–૧

ભક્ત જલારામ–મહાન પ્રભુભક્તના જીવનપ્રસંગો ૦–૩

ચંદ્રહાસ–ભક્ત ચંદ્રહાસની કથા સારરૂપે ૦–૩

ભક્તરાજ હનુમાન–ટૂંકું જીવનચરિત્ર ૦–૬

સતી સાવિત્રી–સત્યવાન ને સાવિત્રીની રોચક કથા ૦–૪

બાળકોના વિવેકાનંદ–લે૦ શ્રી પ્રફુલ્લ ઠાકોર ૦–૪

ભક્ત અંબરીષ–ચરિત્ર ૦–૩

શ્રીરામકૃષ્ણ પરમહંસ–કિશોરો માટે ૦–૬

નાનાભટ્ટ બાપા–એક આદર્શ વૈદ્ય ૦–૪

નાનક–ટૂંકું પ્રેરણાદાયી ચરિત્ર ૦–૬

સુદામાચરિત્ર–(કાવ્ય) પ્રેમાનંદકૃત ૦–૩

ભક્ત રોહીદાસ–ભાવવાહી ચરિત્ર ૦–૩

મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ–લે૦ સ્વ. કતાપી ૦–૩

જેસલ ને તોરલ તથા જાલંધર ને ગોપીચંદ–લે૦ સ્વ. કતાપી ૦–૩

શ્રીતૈલંગ સ્વામી–વિશુદ્ધાનંદ તથા પોહારીબાબાના ચરિત્રો ૦–૪

## સંતવાણી

ગીતાંજલિ–ગુરુદેવ ટાગોરની વિશ્વવિખ્યાત કૃતિ ૦–૬

સો ભજનો–ચૂંટેલાં ભજનો ૦–૬

દોહારત્નાવલી–અર્થ સાથે ૦–૩

હરિપાઠ–શ્રી જ્ઞાનદેવ રચિત ૨૮ અભંગો, સરળ ભાષાંતર સાથે ૦–૨

ભક્ત સુરદાસનાં પદો–ટૂંકા જીવનચરિત્ર સાથે ૦–૪

ધીરા ભગતનાં પદો–સં૦ ડુંગરશી સંપટ ૦–૪

ભોજાભગતના ચાબખા–સં૦ „ „ ૦–૬

છોટમની વાણી–મહાત્મા છોટમના પસંદ કરી ચૂંટેલા ૯૬ પદોનો સંગ્રહ ૦–૪

કબીરની સાખીઓ–ગુજરાતી અર્થ સાથે ૦–૪

## વાર્તાઓ–નાટકો

બે ડોસાની જાત્રા–મ૦ ટોલ્સ્ટોયકૃત ૦–૩

દમાણુ માતા–ભાવનાસ્પર્શી વાર્તા ૦–૪

સદ્‌ગુણી પુત્રી–પ્રેરક અને બોધક વાર્તા ૦–૪

નોંધ: ઉપર પ્રમાણે ૭૮ પુસ્તકોનો સેટ જેનું છાપેલું મૂલ્ય રૂા. ૧૯–૫–૬ થાય છે, તે માત્ર રૂા. ૧૫–૮–૦ માં મળશે. ટપાલરસ્તે મંગાવનારે સેલટેક્સ, પોસ્ટેજ–પેકિંગ ઇત્યાદિ ખર્ચના રૂા. ૨–૧૨–૦ મળી કુલ રૂા. ૧૮–૪–૦ મોકલવા. રેલવેરસ્તે મંગાવનારે સેલટેક્સ, પેકિંગ, રવાનગી વગેરે ખર્ચના રૂા. ૧–૮–૦ મળી રૂા. ૧૭–૦–૦ મોકલવા.

# યોજના નં. ૩

## સર્વોપયોગી સાહિત્યશ્રેણી

સર્વોપયોગી સાહિત્યશ્રેણી દ્વારા આજસુધીમા ૨૩ પુસ્તકો પ્રગટ થયા છે. આમાથી ત્રીજા ભાગના પુસ્તકો થોડાં સમયમાજ નવી આવૃત્તિ પામ્યા છે ગુજરાતના ઘરો ને પુસ્તકાલયોમા હજારો નકલો પહોચી ગઈ છે.

આ શ્રેણીના નીચે જણાવેલા ૨૩ પુસ્તકોની કિંમત રૂા. ૧૯-૦-૦ થાય છે તે આખો સેટ એકસાથે લેનારને માત્ર રૂા ૧૨-૮-૦મા અપાશે સેલટેક્સ સાથે રૂા ૧૨-૧૪-૦મા રૂબરૂમા મળશે.

| | | |
|---|---|---|
| ૧ પ્રકાશનાં પગલાં-(સચિત્ર) આવૃત્તિ બીજી, લે૦ શ્રી કરસનદાસ માણેક<br>જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ | ૧૨૮ | ૦-૧૦ |
| ૨ રાખની ઢગલી-(સચિત્ર) આવૃત્તિ બીજી, લે૦ શ્રી 'સૌજન્ય'.<br>વાતોના સ્વરૂપમા સંસારની સળગતી સમસ્યાઓ | ૧૨૮ | ૦-૧૦ |
| ૩ હાસ્યતરંગ-(સચિત્ર) લે૦ જ્યોતીન્દ્ર દવે જીવનમા દેખાતા<br>પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો | ૧૫૨ | ૦-૧૦ |
| ૪ જીવનની કલા-લે૦ શ્રી રવિશંકર વિ મહેતા જીવનની સફળતા<br>માટેનું વ્યવહારુ માર્ગદર્શન | ૧૪૦ | ૦-૧૦ |
| ૫ જગતમાં જાણવા જેવું-(સચિત્ર) લે૦ શ્રી છોટાલાલ કામદાર<br>જગતની અદ્ભુતતા ને ઉપયોગિતાનો સરળ પરિચય | ૧૨૮ | ૦-૧૦ |
| ૬ જીવન પરિવર્તન-(સચિત્ર) લે૦ શ્રી સોપાન જીવન-પલટાની<br>એક કરુણ-મંગળ વાર્તા | ૧૪૦ | ૦-૧૦ |
| ૭ ઇતિહાસને અજવાળે-(સચિત્ર) લે૦ શ્રી. ઇંદ્ર વસાવડા<br>ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા | ૧૩૬ | ૦-૧૦ |
| ૮ ગામડું બોલે છે-(સચિત્ર) લે૦ શ્રી ચૂનીલાલ મડિયા<br>હિંદના નમૂનારૂપ એક ગામડાનું જીવન ... | ૧૪૪ | ૦-૧૦ |
| ૯ ગૃહજીવનની કલા-(સચિત્ર) આવૃત્તિ બીજી લે૦ શ્રી 'સમાજયાત્રી'.<br>ઘરમા સુખ ને સંપથી કેમ રહી શકાય તેના સૂચનો | ૧૨૮ | ૦-૧૦ |
| ૧૦ ગૃહજીવનનાં દશ્યો-(સચિત્ર) શ્રી કુમુદ શેઠ આપણા ગૃહ-કુટુંબના<br>સાચા શબ્દચિત્રો | ૧૨૨ | ૦-૧૦ |
| ૧૧ મારો ભારત દેશ-(સચિત્ર) લે૦ શ્રી કાંતિલાલ પરીખ<br>ભારતવર્ષના સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય | ૧૩૬ | ૦-૧૦ |

| | | |
|---|---|---|
| ૧૨ આરોગ્ય સાધના–લે૦ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ : | | |
| આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ... ... .... | ૧૫૮ | ૦–૧૦ |
| ૧૩ ભગવાનનાં છોરુ–(સચિત્ર) શ્રી. પુરાતન બુચ : | | |
| હરિજનોના જીવન-પ્રસંગોનો ફૂળઢ ચિતાર... ... ... | ૧૩૬ | ૦–૧૦ |
| ૧૪ સાહસકથાઓ–લે૦ શ્રી. રમણીક અરાલવાળા : | | |
| લોકકલ્યાણઅર્થે સાહસ કરનાર વીરોની કથાઓ ... ... | ૧૪૪ | ૦–૧૦ |
| ૧૫ ગુજરાતના સેવકો–લે૦ શ્રી. ચંદ્રકાંત શાહ : | | |
| ગુજરાતના ૪ મૂક સેવકોનાં જીવનચરિત્રો ... ... ... | ૧૧૬ | ૦–૧૦ |
| ૧૬ પટલાઈના પેચ ભાગ ૧ લો–લે૦ ઈશ્વર પેટલીકર : | | |
| સામાજિક કુરૂઢિઓ પર વેધક દૃષ્ટિપાત ... ... ... | ૧૫૨ | ૦–૧૦ |
| ૧૭ પટલાઈના પેચ ભાગ ૨ જો–લે૦ ઈશ્વર પેટલીકર : | | |
| સામાજિક કુરૂઢિઓ પર વેધક દૃષ્ટિપાત ... ... ... | ૧૭૬ | ૦–૧૦ |
| ૧૮ તંતહોરી. નં ૦૧,જા નાટકો–લે૦ સુરેશ ગાંધી : | | |
| તખ્તાલાયકીવાળાં પાંચ ગીત–નાટકોનો સંગ્રહ ... ... | ૧૬૦ | ૦–૧૦ |
| ૧૯ ગ્રામરચના–(સચિત્ર) લે૦ શ્રી. રવિશંકર મહારાજ ... ... | ૨૮૦ | ૧–૪ |
| ૨૦ કંકુ ને કન્યા–લે૦ શ્રી. ઈશ્વર પેટલીકર ... ... ... | ૧૯૨ | ૧–૪ |
| ૨૧ પરમ પૂજ્ય બાપુ–લે૦ શ્રી. સોપાન તથા શ્રી. જી. રામચંદ્રન્ ... | ૧૪૪ | ૧–૦ |
| ૨૨ બાળકોની સાવજત–લે૦ શ્રીમતી જી. કે. ઉપાધ્યાય ... ... | ૯૬ | ૦–૧૦ |
| ૨૩ ખોળાનો ખૂંદનાર–લે૦ શ્રી. પીતાંબર પટેલ ... ... ... | ૧૩૮ | ૦–૧૦ |
| | ૩૩૭૪ | ૧૬–૦ |

**નોંધ :** ઉપર પ્રમાણે ૨૩ પુસ્તકોનો સેટ, જેનું છાપેલું મૂલ્ય રૂા. ૧૬–૦–૦ થાય છે તે, માત્ર રૂા. ૧૨–૮–૦માં મળશે. **ટપાલરસ્તે** મંગાવનારે સેલટેક્સ, **પોસ્ટેજ**–પેકિંગ ઇત્યાદિ ખર્ચ સાથે રૂા. ૨–૪–૦ મળી રૂા. ૧૪–૧૨–૦ મોકલવા. **રેલવેરસ્તે** મંગાવનારે પેકિંગ, મુકાદમી, સેલટેક્સ વગેરેનો રૂા. ૧) સાથે રૂા. ૧૩–૮–૦ મોકલવા.

# યોજના નં. ૪

## આરોગ્ય અને વૈદકના ગ્રંથો

નીચેના ૧૭ પુસ્તકોનુ છાપેલુ મૂલ્ય રૂા. ૨૩–૬–૦ થાય છે આખો સેટ લેનારને માત્ર રૂા. ૧૭–૮–૦મા અપાશે સેલટેક્સ સાથે રૂા ૧૮–૦–૦મા રૂબરૂ મળશે.

| | | |
|---|---|---|
| સુશ્રુત–આયુર્વેદ–આ ગ્રથમા, મનુષ્ય–શરીરના ભાગો અને હાડકાનું જ્ઞાન, જુદાજુદા દરદોના નિદાનની સમજ, દરદોના ઉપચારો અને જરૂર પડે શસ્ત્રક્રિયાનો વિધિ દર્શાવ્યો છે . . | ૧૩૭૨ | ૧૫–૦ |
| ઘરઘરનો વૈદ્ય–રાજવૈદ્ય પ્રભાશકર ગઢડાવાળા પ્રેરિત આ ગ્રથમાં દરદો અને તેની માહીતિ, લક્ષણો અને ઉપચાર આપ્યા છે . | ૧૯૭ | ૧–૮ |
| વૈદક સબધી વિચારો–ભાગ ૨ જો ૧૨૮ ઉપયોગી લેખોનો સંગ્રહ . | ૪૩૨ | ૧–૧૨ |
| ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો–સ્થાવર તથા જગમ ઝેરના અકસીર ઉપાયો . | ૯૬ | ૦–૧૦ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન–લે૦ મ. ગાધીજી શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડા, પાણીના તથા માટીના ઉપચાર, ગર્ભ વેળા સ્ત્રીપુરુષનું કર્તવ્ય વગેરે . | ૧૨૮ | ૦–૧૦ |
| ખોરાકના ગુણદોષ–લે૦ ડો રસિકલાલ જે પરીખ આપણા રોજના ખોરાક માટે આયુર્વેદિક પદ્ધતિએ માર્ગદર્શન આપતું પુસ્તક . | ૧૦૦ | ૦–૧૦ |
| ખોરાકમાં ઝેર–ખોરાકમા થતી ભેળસેળ વિષે ઉપયોગી માહિતી | ૮૦ | ૦–૪ |
| માંદગીમાં ઉપવાસ–આયુર્વેદ પદ્ધતિએ માર્ગદર્શન | ૧૧૬ | ૦–૬ |
| પાક–ઓષધિ–શિયાળામાં ખાવા લાયક ૮૦ પાકો . | ૮૦ | ૦–૬ |
| વૈદકના અકસીર ઉપાયો–(બાલબોધોદય) સટીક | ૧૧૨ | ૦–૬ |
| જીવનચર્યા–દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા ને સદ્વર્તનના નિયમો . | ૮૦ | ૦–૬ |
| સોનેરી સૂચનો–(આયુર્વેદના) લે ડો રસિકલાલ પરીખ | ૧૧૨ | ૦–૬ |
| ક્વાથ–ઓષધિ–સો ઉપયોગી ક્વાથો બનાવવાની રીત ઉપયોગ સાથે | ૬૪ | ૦–૬ |
| ચૂર્ણ–ઓષધિ–સો ચૂર્ણો બનાવવાની રીત તથા ઉપયોગ | ૭૨ | ૦–૩ |
| માંદાનો આહારવિહાર–આયુર્વેદ પદ્ધતિએ માર્ગદર્શન | ૬૪ | ૦–૩ |
| માંદગીનાં કારણો–રોગથી બચવા માટે ઉપયોગી . . | ૯૬ | ૦–૬ |
| | ૩૧૯૬ | ૨૩–૬ |

નોંધ ઉપર પ્રમાણે ૧૭ પુસ્તકોનો સેટ, જેનું છાપેલુ મૂલ્ય રૂા ૨૩–૬–૦ થાય છે તે, માત્ર રૂા ૧૭–૮–૦મા મળશે બહારગામથી રેલવેરસ્તે મગાવનારે સેલટેક્સ, પેકિંગ–રવાનગી, મુકાદમી વગેરે ખર્ચના રૂા ૧–૮–૦ વધુ મળી રૂા ૧૯–૦–૦ મોકલવા

# લેખકોને

★ 'અખંડ આનંદ' ની લેખ-પસંદગીનું ધોરણ પાછલા બે વર્ષમાં લગભગ નિશ્ચિત થઈ ચૂક્યું છે 'અખંડ આનંદ' કોઈ ચોક્કસ વિષય કે વર્ગનું માસિક નથી, એ સર્વદેશીય અને સર્વોપયોગી થાય એવા અમારા પ્રયત્નો છે

★ સાહિત્યના કોઈ પણ પ્રકારને—વાર્તા, ~~નાટક, જીવનચરિત્ર, ધર્મકથા, પ્રસંગકથા,~~ રેખાચિત્ર, પત્ર, નિબંધ, પરિચય, પ્રવાસ-વર્ણન વગેરે કોઈ પણ રૂપમાં માનવજીવનને ઊંચે લાવનારા, પ્રેરણા આપનારા ઉપયોગી વિચારો ગૂંથાયા હોય તેવા તમામ પ્રકારનાં લખાણો 'અખંડ આનંદ' માટે સ્વીકારવામાં આવે છે એ સાદી ભાષામાં ને સરળ શૈલીમાં આલેખાયેલાં હોવાં જોઈએ ધર્મ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, શિક્ષણ-શાસ્ત્ર, રાજકારણ, અર્થકારણ, સાંસારિક પ્રશ્ન, નિર્દોષ આનંદ કે જ્ઞાન આપતા પરિચયો વગેરેને સ્થાન છે

★ 'અખંડ આનંદ' પ્રત્યે ગુજરાતના લેખકો, વિદ્વાનો, વિજ્ઞાનીઓ, કેળવણીકારો, અભ્યાસીઓ, લોકસેવકો, સાધકો અને ધર્મજ્ઞો મમતા રાખે છે અને તેથી લેખો પુષ્કળ પ્રમાણમાં આવે છે તંત્રી તરફથી સામાન્ય રીતે લેખના સ્વીકાર-અસ્વીકારનો જવાબ એક અઠવાડિયામાં આપવામાં આવે છે, પરંતુ લેખ ચોક્કસ કયા માસમાં પ્રસિદ્ધ થશે તે કહેવાનું મુશ્કેલ હોય છે લખાણોની પસંદગીમાં મૌલિક કૃતિને પ્રથમ સ્થાન આપવામાં આવે છે, પરંતુ સારી વસ્તુના સારા અનુવાદો પણ સ્વીકારાય છે કોઈ પણ કૃતિની જવાબદારી તો લેખકની જ રહે છે.

★ લખાણ પ્રસિદ્ધ થતાં જ લેખકને અંક, યોગ્ય પુરસ્કાર અને લખાણની છૂટી પાંચ પ્રતો મોકલી આપવામાં આવે છે આ બાબતમાં 'અખંડ આનંદ' ખૂબ નિયમિત છે

★ અસ્વીકાર પામેલા લેખની સાથે તેનાં કારણો આપવાનું અતિ મુશ્કેલ છે એથી ચર્ચામાં ઊતરવું પડે છે કેટલાક લેખકોને માઠું પણ લાગે છે એટલે બે વર્ષના અનુભવ પછી 'અસ્વીકાર્ય' એવી નોંધ સાથે લખાણ પાછું મોકલવાનું નક્કી કરવું પડ્યું છે લેખકો આ બાબતમાં ગેરસમજ ન કરે એવી વિનંતિ છે. લખાણના અસ્વીકારનાં અનેક કારણો હોઈ શકે છે

★ લેખકની કૃતિ શાહીથી, કાગળની એક જ બાજુએ, સારા અક્ષરે લખેલી હોવી જરૂરી છે અંગ્રેજી, સંસ્કૃત કે બીજી કોઈ ભાષાના અવતરણો મૂક્યાં હોય તો તેનું ગુજરાતી ભાષાંતર આવશ્યક છે સ્વીકાર-અસ્વીકારના જવાબ માટે અને અસ્વીકાર પામેલું લખાણ પાછું મેળવવા માટે ટપાલ-ખર્ચ મોકલવું આવશ્યક છે જેનું ટપાલખર્ચ ન મળ્યું હોય તે લખાણને એકાદ માસ પછી રદ કરવામાં આવે છે

★ તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર કરવાનું, લખાણો મોકલવાનું, બદલાના પત્રો માટેનું સરનામું નીચે પ્રમાણે છે

તંત્રી 'અખંડ આનંદ'
ગુલાલવાડી, મેટ્રો પાછળ,
મરેક રોડ, મુંબઈ-૧

# : અ નુ ક્ર મ :



***


સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તંત્રી : સોપાન

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ હ૦ ઠક્કર

મુદ્રણ અને પ્રકાશન સ્થાન : સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ

વર્ષ ૩, અંક ૪] તંત્રી : સોપાન [ ફેબ્રુઆરી ૧૯૫૦

# લાગણીનું મોજું

આપણને પોતાને અનુભવ હશે કે ક્રોધની લાગણી તો અનેકવેળા થઈ આવે છે, પરંતુ એનું પ્રગટીકરણ દરેક વખતે થતું નથી. પિતા ઉપર પુત્રને ક્રોધ આવે કે શેઠ પ્રત્યે નોકરને રોષ ઊપજે, ત્યારે પણ ઘણાખરા દાખલાઓમાં એ સમસમી બેસી રહે છે. જ્યાં ક્રોધ પ્રગટ કરવામાં વિશેષ ક્રોધના ભોગ બની જવાનો ભય છે, ત્યાં માણસ ક્રોધ ગળી જાય છે અથવા તો છાની રીતે નિંદાના રૂપમાં વ્યક્ત કરે છે. જે ક્રોધ સમજપૂર્વક દબાવાતો નથી તે અનેક વિકૃતિઓ ઊભી કરે છે. સંસારનાં ઘણાખરાં વેરઝેર દબાયેલા ક્રોધનાં પરિણામો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. વિપરીત સંજોગોમાં આપણા રોષ કે અન્યાયની સામે માણસ બોલી શકે નહી તો એમ ન માની લેવું કે આપણે એના પ્રત્યાઘાતમાંથી બચી ગયા છીએ. આપણે કરેલો અન્યાય વિપરીત સંજોગોવાળા માણસની છાતીમાં સંઘરાઈ જાય છે અને સમય આવે અનેકરૂપે એ બહાર આવે છે. આવી સ્થિતિ કરતાં તો ક્રોધ પ્રગટ થઈ જાય એ વધુ સારું છે.

સબળની પાસે નિર્બળનો ક્રોધ વ્યક્ત થતો નથી પણ પોતાથી નિર્બળની પાસે તો તરત જ વ્યક્ત થઈ જાય છે એવો સૌ કોઈનો અનુભવ હશે. નાના બાળક ઉપર ક્રોધ ન કરનાર માતાપિતા મળવા મુશ્કેલ છે. જ્યાં પોતાને ગરજ ન હોય ત્યાં નોકર ઉપર ક્રોધ ન કરનાર કેટલા માલિકો હશે? આપણા ઘરમાં પણ એ જ જોવા મળે છે. જેના હાથમાં અધિકાર છે તે પુત્ર હોય તો તે લાચાર પિતા ઉપર અને વહુ હોય તો એ નિરાધાર સાસુ ઉપર ક્રોધ કરી શકે છે. સબળ પાસે જેમ ક્રોધ દબાય છે તેમ નિર્બળ પાસે સહજમાં અને વધુ જોરપૂર્વક વ્યક્ત થાય છે.

આપણે સૌ ક્યાંક નાના છીએ અને ક્યાંક મોટા છીએ, કોઈક સંબંધોમાં સબળ છીએ અને કોઈક સંબંધોમાં નિર્બળ છીએ. જ્યાં નિર્બળ હોઈએ ત્યાં ક્રોધ સહન કરવો પડતો હોય તો સમજપૂર્વક એ લાગણીની તીવ્રતા ઓછી કરીએ, જેથી આપણા અંતરમાં ક્રોધ કરનાર પ્રત્યે વૈરવૃત્તિ ઘર કરી ન બેસે. એવી વૈરવૃત્તિ આપણા વિકાસને રૂંધે છે. આપણી બુદ્ધિ સ્વચ્છ રાખવા ને માણસાઈનો વિકાસ સાધવા માટે લાગણીની શુદ્ધિ અત્યંત આવ-

છે. એને મારા ખોળામાંથી ખિચકી લેશો નહીં.'

ભગવાને કહ્યું: 'ભલે!'

પાસેના જ ઘરનાં મંછામાસીએ આ માતાને વિશે જ ભગવાનને કહ્યું:

'ભગવાન, એ કમળામાં ખુમારી ઘણી છે. દરરોજ નવાંનવાં ઘરેણાં પહેરીને જાણે દુનિયામાં એના જેવું બીજું કોઈ છે જ નહીં એમ માનતી હતી. તમે એના છોકરાનું ગળું દૂંપી નાખ્યું તે તો સારું જ થયું છે. દયામય! એ કમળાને સારી સરખી શિક્ષા કરજો.'

ભગવાને કહ્યું: 'ઠીક!'

ફિલસૂફે કહ્યું: 'ભગવાન, હું તમને સમજવા ચાહું છું.'

ભગવાને કહ્યું: 'સારું!'

ચીન દેશમાંથી ચિત્કાર ઊઠ્યો:

'જાપાનીઓના પંજામાંથી અમને બચાવો, પ્રભુ!'

ભગવાને કહ્યું: 'વારુ!'

બંગાળનો એક તરુણ ભગવાનનાં ચરણકમળ પકડી બેઠો. એ કહે:

'કોઈ પણ સંપાદક મારો લેખ છાપતો નથી. 'પ્રવાસી'માં મારો લેખ છપાય એવું ઇચ્છું છું. રામાનંદબાબુને જરા સહૃદય થવાનું કહો ને!'

ભગવાને કહ્યું: 'ઠીક!'

વચમાં સહેજ વખત મળ્યો કે તરત જ ભગવાને પાસે બેઠેલા બ્રહ્માને પૂછયું: 'તમારે ત્યાં થોડુંક સરસવનું તેલ તો હશે ને?'

બ્રહ્માએ કહ્યું: 'હા, છે. એની શી જરૂર પડી?'

ભગવાને કહ્યું, 'મારે સહેજ કામ છે. આપશો ને?'

બ્રહ્માએ ચારે મુખથી કહ્યું: 'જરૂર, જરૂર.'

બ્રહ્માને ઘેરથી સારી જાતનું સરસવનું તેલ આવ્યું. તરત જ ભગવાને એનો નાસ લીધો ને નિદ્રાધીન થઈ ગયા. હજુ સુધી એમની ઊંઘ પૂરી થઈ નથી!

**'વનફૂલ'માંથી** અનુવાદક: **અધ્યા. સુરેશ હ. જોષી**

★

# દી.વે.

**મારા ઘટમાં ઘીનો દીવો, રામ!**
**મારા ઘરમાં ઘીનો દીવો...જી૦**
**એજી મારા તનના અંતરપટમાં**
**રામ! મારા મનના ચરાચરમાં રે...**
**ઝગમગ ઘીનો દીવો...જી**

**ઘટમંદરમાં...**
**ઘરમંદરમાં...**
**ઝગમગ ઘીનો દીવો...જી૦**

**દમદમતો ડોલે છે હસમુખ,**
**હું જીવું એ અજવાળે, રામ!**
**હું જીવું એ અજવાળે......જી૦**
**ખબર નથી એ ઝગમગિયાને**
**કેવા પવને પીધો, રામ!**
**મારા ઘટમાં ઘીનો દીવો......જી૦**

**ઘટમંદરમાં...**
**ઘરમંદરમાં...**
**ઝગમગ ઘીનો દીવો...જી૦**

**આ પણ તેં પેટાવ્યો રામ!**
**એ પણ તેં ચેતાવ્યો રામ!**
**એ પણ તેં ચેતાવ્યો...........જી૦**
**દુનિયા અંધારનો દરિયો...**
**એ દરિયાનો મરજીવો, રામ!**
**એ દરિયાનો મરજીવો......જી૦**

**મારા ઘટમાં**
**રામ! મારા ઘરમાં**
**ઘીનો દીવો......જી૦**

વેણીભાઈ પુરોહિત

# ત્રણ વિવેક

## શ્રી કિશોરલાલ મશરૂવાળા

કોઈ પણ રાષ્ટ્રના ભૂતકાળીન વારસા જેવા લેખાતા ધર્મગ્રંથોના અર્થો તારવવામા મોટામોટા વિદ્વાનો પણ પરસ્પર વિરોધી મતવ્યો રજૂ કરે, ત્યારે અનુવાદો દ્વારા જ તે ગ્રથનુ પાન કરી શકનાર સામાન્ય માનવીએ કોનુ માનવુ ? ધર્મશાસ્ત્રનો મૂળ ઉદેશ કયો હોય છે ને તેમા દોષો કઈ રીતે પ્રવેશી જાય છે તે દાખલા સાથે વર્ણવીને નિજવિવેક, તજ્જ્ઞ વિવેક તથા શાસ્ત્રવિવેકમા લેખક નિજવિવેકને જ આખરી કસોટીરૂપ અહી જણાવ્યો છે ગુજરાતીમા આ લેખ શ્રી રમણીકલાલ મોદી દ્વારા પ્રાપ્ત થયો છે

૧ છલા અકનો મારો લેખ વાચીને એક ભાઈએ પૂછ્યુ છે કે જ્યારે સર્વમાન્ય ધર્મગ્રથોના પણ અર્થોમાં મોટ મોટા વિદ્વાનોમા તીવ્ર મતભેદ રહે છે, ત્યારે સાધારણ માણસ, જે કેવળ અનુવાદ દ્વારા મૂળ ગ્રથ વાચી શકે છે તે, કોણ ઠીક કહે છે અને કોણ ઠીક નથી કહેતુ એની કેવી રીતે તપાસ કરે અને નિર્ણય કરે ? અને પછી કેવી રીતે ધર્મગ્રથનો લાભ ઉઠાવે ?

ક્યારે પણ નિર્ણય કરવામા ભૂલ ન થાય એવો બિલકુલ સરળ નિયમ બતાવવો કઠણ છે, તોપણ કઈક તો પોતાની સમજથી અને કઈક કેટલીક બાબતો ધ્યાનમાં રાખવાથી ધર્મગ્રથો અને મહાપુરુષોના વચનોનુ વાચન-મનન આપણી બુદ્ધિ સ્પષ્ટ કરવામા અને સસ્કાર સુધારવામા ઘણુ લાભદાયક થઈ શકે છે

સત્પુરુષોએ કહ્યુ છે કે કઠણ પ્રશ્નોમા આપણે ત્રણ અનુભવો મેળવીને જોવુ જોઈએ જે પ્રમાણે બે મોટી સખ્યાઓનો ( ધારો કે ૬૪૮૭૯ અને ૩૯૬૫૮નો ) ગુણાકાર કરવો હોય અને તેની લઘુપદ્ધતિને આપણે ન જાણતા હોઈએ તો પહેલા આપણે ૬૪૮૭૯×૩૯૬૫૮નો ગુણાકાર કરીને જોઈશું પછી ૩૯૬૫૮×૬૪૮૭૯નો ગુણાકાર કરીને જોઈશુ અને ત્યારપછી જવાબોને મેળવીશુ કદાચ જવાબને એક ગુણકથી ભાગીને તપાસીશુ છતા યે ભૂલ ન રહી જાય તેની ખાતરી કરી લેવા માટે બીજા કોઈ પાસે તે હિસાબ કરાવીશુ અને છેવટે જો કોઈ પુસ્તકમા એવા હિસાબો તૈયાર આપ્ય હોય તો તે સહુ મેળવીશુ અને પછી જ પોતાને બિલકુલ નિશ્ચિત માનીશુ બીજા પાસે જ્યારે હિસાબ કરાવીએ ત્યારે કોઈ નવા શિખાઉને આપણે પ્રમાણ નહી માનીએ પણ આપણાથી વધારે ભૂલવગરના ગણિતશાસ્ત્રીનો આશરો લઈશુ અને જેની છપાઈમા ભૂલો ન હોય એવા પુસ્તકને જોઈશુ, કારણકે આપણે જાણીએ છીએ કે આ આકડાઓનુ કામ છે અને થોડી ભૂલથી ઘણો ફરક પડી જાય છે

એજ પ્રમાણે જીવનના અને ધર્મઅધર્મના ઝીણા પ્રશ્નોમા ત્રણ પ્રકારે વિવેક કરવો પડે છે પહેલા તો પોતાની બુદ્ધિ અને ભાવનાને જેટલી શુદ્ધ અને નિર્મળ ભૂમિકા પર લાવી શકાય તેટલી ભૂમિકા પર લાવીને વિચાર કરવો. જોઈએ વિચાર કરવામા આપણે અનુભવની તરફ જોવુ જોઈએ, કલ્પના અને તરગો કે તર્ક અને અનુમાનોની તરફ નહી અને વિવેક કરવામા યથાસભવ આપણને શું રુચિકર અને શુ અરુચિકર છે એ તરફ ન જોતા પોતાને અને બીજાઓને માટે શુ હિતકર છે અને શુ અહિતકર, શુ સત્ય છે અને શુ અસત્ય એનો ખ્યાલ કરવો જોઈએ એ પરથી જે પરિણામ પર આપણે આવી પહો-

ચાએ તે થશે નિજવિવેક.

પરંતુ સંભવ છે કે આપણી બુદ્ધિ, ભાવનાઓ, સંસાર અને જીવનનું આપણું અજ્ઞાન કે અધૂરું જ્ઞાન આપણને ભૂલ ખવડાવે અને આપણે સત્યને જૂઠું સમજીએ અને જૂઠાને સત્ય; તેથી જે પ્રમાણે પેલા મોટા ગુણાકારનો હિસાબ બીજા સારા ગણિતશાસ્ત્રી પાસે કરાવીએ છીએ તે જ પ્રમાણે આપણે પોતાના જમાનાના બીજા તજજ્ઞોનો અનુભવયુક્ત અભિપ્રાય જોવો જોઈએ. આપણાં પરિણામ અને એમનો અભિપ્રાય જ્યારે એક જ હોય, ત્યારે તે વાત વધારે પાકી થાય છે. આ થયો તજજ્ઞવિવેક.

પરંતુ આ તજજ્ઞવિવેક કરવો પણ સહેલો નથી, બલકે તે વધારે ગૂંચવણમાં નાખનારો પણ થઈ શકે છે; કારણકે કોને તજજ્ઞ કહેવા એ ઠરાવવું મુશ્કેલીભર્યું થાય છે. કેવળ તે વિષયનો જ નહીં, પણ સર્વસાધારણ રીતે જે સારો પંડિત છે, ઘણો સૂક્ષ્મ તાર્કિક છે, જેણે ઘણો પુરુષાર્થ પણ કર્યો છે, મોટાં કામો શરૂ કર્યાં છે–સંગઠિત કર્યાં છે અને સફળતાથી ચલાવ્યાં છે, જે વૃદ્ધ છે, દુનિયાનો અનુભવી છે, જેણે દેશવિદેશ જોયા છે, જે સારો ચારિત્ર્યવાન પુરુષ પણ છે અર્થાત્ ત્યાગી છે, બ્રહ્મચારી છે, વળી મુશ્કેલીઓ સહન કરી શકે છે, સેવાભાવી છે, પોતાના શિષ્યો અને મિત્રો પર વર્ણું વાત્સલ્ય અને પ્રેમ રાખે છે, જેણે ઘણા જપ–તપ–યોગ કર્યા છે, અને જેનામાં બીજા પણ અનેક સદ્‌ગુણો છે, જે જીવ–ઈશ્વર, માયા–બ્રહ્મ, સગુણ–નિર્ગુણ, આસક્તિ–અનાસક્તિ, લેપ–નિર્લેપ–સાક્ષીત્વ, જ્ઞાન–ભક્તિ–કર્મ આદિ, વેદાન્તમાં નિપુણ છે, ઘણા શિષ્યોનો સાક્ષાત્ પરબ્રહ્મ છે એવા પુરુષને તજજ્ઞ સમજવો એ સ્વાભાવિક છે. એવા પુરુષોનો આ બાબતમાં શો અભિપ્રાય છે એ જોવું તે તજજ્ઞવિવેકમાં તદ્દન યોગ્ય માનવામાં આવશે. પરંતુ એવા બે તજજ્ઞોનો અભિપ્રાય એકબીજાથી ઊલટો પડે છે, ત્યારે જ ગૂંચવણ પેદા થાય છે, તે વખતે શાસ્ત્રોમાંથી ત્રીજી સાબિતી મેળવવી એવો રસ્તો બતાવવામાં આવ્યો છે; અર્થાત્ પ્રાચીન મહાપુરુષો અને અનુભવીઓનું શું કહેવું છે? તેઓ શું શિખવાડે છે? પરંતુ તે પણ એક જાતનું તજજ્ઞ–પ્રમાણ છે. એક અર્વાચીન છે, બીજું પ્રાચીન છે. શાસ્ત્રો પણ જુદીજુદી જાતનાં હોય છે અને તેનો અર્થ કરનારા પણ જુદાજુદા હોય છે. અને ઘણીવાર તો તેમને જોઈને પણ ગૂંચવણ તો જેમની તેમ ઊભી રહે છે. ત્યારે શું કરવું? જેનાથી આપણે બે મોટા તજજ્ઞોને માપીએ તે કઈ વસ્તુ છે? આ પ્રમાણે તજજ્ઞવિવેક અને શાસ્ત્રવિવેક કરવામાં પણ નિજવિવેક કરવો પડે છે.

અહીં આપણે પ્રાણી, માનવ અને ઈશ્વર–ત્રણેમાં રહેલા પ્રત્યક્ષ ફરકને સમજવાની જરૂર ઊભી થાય છે. માણસ પ્રાણી તો છે, પરંતુ તે પ્રાણી જ નહીં, તેનાથી આગળ વધેલો છે. તે પ્રાણીસ્વભાવને બિલકુલ છોડી શકતો નથી, પરંતુ તેમાં તે મર્યાદિત પણ રહી શકતો નથી. પ્રાણીભાવથી માનવસ્વભાવ તરફ વધતા રહેવું એ વિકાસ છે. માનવભાવથી પ્રાણીભાવ તરફ વળવું એ હ્રાસ છે. બીજી બાજુથી માનવ ઈશ્વરત્વ તરફ પ્રયાણ કરવાની સદા ચેષ્ટા કરતો રહે છે, પરંતુ ક્યારે યે ઈશ્વરની પૂર્ણતા કે નિર્ગુણતા પ્રાપ્ત કરી શકતો નથી. તે ભલે પોતાની પૂર્ણતા, નિર્ગુણતા, સાક્ષીત્વ, વ્યાપકત્વ વગેરેની કલ્પનાઓ કરતો રહે, પણ જીવે છે ત્યાંસુધી તેને માનવભાવ અને પ્રાણીભાવમાં કંઈ ને કંઈ ચોંટી રહેવું પડે છે. ત્યારે માનવીના ધર્માધર્મ ઠરાવવામાં પ્રાણીસ્વભાવનું કે ઈશ્વરના તર્કસિદ્ધ નિર્ગુણભાવ અથવા પશુમાનવ–સમભાવ કે જડ–ચેતન સમભાવનું અનુકરણ કરી શકાતું નથી.

માનવીનો ધર્મ પોતની માનવતાની વૃદ્ધિ અને તેની પૂર્ણતા કરતા જવાનો છે, તેના પ્રાણીભાવનુ સમર્થન કે તેને નિર્ગુણ કરવાનો પ્રયત્ન કરવાનો નહી તેને ભલે માયાવેષ્ટિત બુદ્ધિ કહો, મિથ્યાવાદી દૃષ્ટિ કહો, અજ્ઞાન-દૃષ્ટિ કહો, કે ઈ નીચેની ભૂમિકાની દૃષ્ટિ કહે, માનવનો ઉત્કર્ષ આ ધર્મને શોધવામા અને પાળવામા જ છે નિજવિવેકનો આ અ પણે એક પાયો પાકો સમજવો જોઈએ તેમા કલ્પનાગમ્ય ઊચી ભૂમિકાઓ બતાવનાર-ઓની વાતો આપણે મ ટે નથી, એમ સમજી ને તેને દૂરથી છોડી દેવી જોઈએ

અજ્ઞાનથી જ્ઞાન, સ્વાર્થથી પરાર્થ, અલ્પા ર્થથી પરમાર્થ, ભોગથી સ યમ, રાગદ્વેષથી વૈરાગ્ય (વીતરાગદ્વેષ), હિ સા-ક્રોધ-વેર-કઠોરતા વગેરેથી અહિ સા-ક્ષમા-મૈત્રી-મૃદુતા વગેરે, પરિગ્રહના સુખથી દ નનુ સુખ, અસત્ય કે અલ્પ સત્યથી શુદ્ધ સત્ય, સ્થૂળ આન દથી સૂક્ષ્મ સમાધાન, ઇન્દ્રિયોની તૃપ્તિથી હૃદયની શાંતિ તરફ પ્રગતિ કરતા રહેવામા મનુષ્યનુ મનુષ્યત્વ છે આ સિદ્ધાત તર્ક અને વિચાર ઘડીને બનાવેલો કૃત્રિમ સ સ્કાર નથી, પણ તેના વિક સના ક્રમમા બનેલો તેનો સ્વભાવ જ છે પર તુ સાથે જ તેને માટે ગમે તેટલા પ્રયત્નશીલ રહેવામા આવે, તોપણ તે પ્રાણી તો રહેશે જ માટે જ્ઞાન, પરાર્થવૃત્તિ પરમાર્થબુદ્ધિ, સ યમ, વૈરાગ્ય, અહિસા-ક્ષમા-મૈત્રી-મૃદુતા વગેરે કોમળ ભાવનાએ, દાન-સુખ, સત્ય, સમાધાન, શાંતિની શોધ વગેરેમા તે એટલો વધી જશે કે તેનો પ્રાણીભાવ નાશ પામશે અને સ સ રમા રહેવાને અયોગ્ય થઈ જશે એવો ડર રાખવાની જરૂર નથી

પક્ષી કે વિમાન આકાશમા ગમે તેટલુ ઊચુ ચ ઢયુ જાય, તો યે તે પૃથ્વી પર આવવાનુ ભૂલી જશે કે પૃથ્વીથી દૂર ચાલ્યુ જશે એ ડર જેવો નકામો છે, તે પ્રમાણે જ મનુષ્યનુ મનુષ્યત્વ ઘણુ વધી જવાથી તેનો પ્રાણીભાવ નાશ પામશે એ ડર ખોટો છે પક્ષી કે વિમાનને જીવતા કે મરીને પણ જમીન પર આવવુ પડે છે, તે પ્રમાણે મનુષ્યનો પ્રાણીભાવ નાશ પામવાનો નથી. મનુષ્યમા રહેલા પશુભાવ અને પ્રાણીભાવ ઉત્તેજિત કરનારા નિમિત્તો જગતમા હમેશા છે અને રહેશે

ક્યારેક એવો સમય થોડા વખત માટે આ વવાનો સ ભવ છે કે મનુષ્યના મનુષ્યત્વનો બધી બાજુએથી વિચાર કરવામા ન આવ્યો હોય અને કોઈ એકજ બાજુ પર જોર મૂકવામા આવ્યુ હોય અને તેથી કેટલાક દોષો પેદા થયા હોય નામદેવની રોટી જ્યારે કૂતરો લઈ ગયો ત્યારે તે તેની પાછળ ઘીની વાટકી લઈને દોડ્યા અને કૂતરાને પોકારીને કહેવા લાગ્યા કે ઘી ચોપડ્યાવગરની રોટી ન ખા એક બીજો ભક્ત પોતે એકાદશી કરતો અને પોતાની સાથે બળદને પણ ઉપવાસી રાખતો આ તો ક્યારેક એકાદ વ્યક્તિની ધૂન (ગ એક્સેન્ટ્રિસિટી) હોઈ શકે છે, અથવા ક્યારેક કેવળ વિક સની એક ભૂમિકા યે હોય છે જો પાછળી વાત હોય તો થોડા દિવસો પછી પોતાની મેળે તે યોગ્ય માત્રા પર આવી જાય છે થોડુક ધ્યાન આપવાથી સુધરી શકે છે. અને વ્યવહારકુશળ મનાયેલા એવા લોકોનો જગતમા કદી તોટો નથી કે જેઓ એમ વિચારે છે કે મનુષ્ય ઘણો સારો મનુષ્ય ન બની જાય, યોગ્ય માત્રામાં પશુપણુ પણ રાખે, અક્કલ-હોશિયારી અને ધર્મબુદ્ધિથી હિ સા, યુદ્ધ, માત-પિતા-ગુરુનો વધ કરવાની હિ મત કરે કે વ મમ ભીનુ અવલ બન વગેરે લે એવા ઉદ્દેશથી એક ધર્મગ્રથની રચના થઈ શકે છે ૨

આ બધી વસ્તુઓ તો આપણા હૃદયમા પડી જ છે 'ઘન વરસે વન પાગરે,' વરસાદ આવતા જ અનેક જાતના ઘાસ અને

કીડાઓથી જંગલ પોતાની મેળે જ ભરાઈ જાય છે. તે માટે જમીનને હળથી ખેડવી પડતી નથી કે તેમાં બી વાવવું પડતું નથી. એનાં મૂળિયાં ઉખાડવા માટે હળથી ખેડવી પડે છે. અનાજ માટે બી વાવવું પડે છે અને નકામી વનસ્પતિઓ નીંદવી પડે છે. એ પ્રમાણે આપણા મનમાં રહેલા પ્રાણીભાવોનો નાશ થવાના ડરથી ધર્મશાસ્ત્રની રચના નથી થઈ શકતી. જ્યારે કોઈ ગ્રંથનો એવો અર્થ કાઢવામાં આવે છે ત્યારે માનવું જોઈએ કે કાં તો તે ધર્મગ્રંથ નથી અથવા તેને સમજવામાં ભૂલ થઈ રહી છે.

ઔરંગઝેબ મોટો ચુસ્ત કુરાનભક્ત મનાતો હતો. કહે છે કે પોતાના ખાનગી જીવનમાં ઘણી સાદાઈથી તે રહેતો હતો, ઈસ્લામના લોકોએ માનેલાં બાહ્ય ચિહ્નો—દાઢી અને રોજો બંને બરાબર રાખતો હતો. નમાજ પણ બરાબર પઢતો હશે અને કુરાન પણ. પરંતુ પોતાના વડીલને કેદ કરીને અને પોતાના ભાઈઓ સાથે દગો કરી તેમને મારી નાખીને રાજગાદી ઝૂંટવી લેવામાં અને અનેક પ્રકારની કુટિલ નીતિ આચરવામાં તેને કશી આનાકાની થઈ ન હતી. જો એમ કહીએ કે આ બધી કુટિલતા તે કુરાનમાંથી શીખ્યો તો કુરાન ધર્મગ્રંથ નથી; પરંતુ જેમ બીજા ભલા મુસલમાનો બતાવે છે કે કુરાનમાં આવી વાતો માટે આધાર નથી અને મહંમદ પેગંબરના જીવનમાં યે નથી, તો સમજવું જોઈએ કે કુરાનને નિયમથી વાંચવા અને નમાજ, રોજો અને દાઢી રાખવા છતાં યે ઔરંગઝેબના પોતાના પ્રાણીભાવો એટલા બળવાન રહ્યા હતા કે તે કુરાનની કેદમાં રહી શકતો ન હતો. અને કુરાનથી ડરતો હતો એટલા માટે પોતાની બુરાઈઓ માટે પણ તેનો આધાર લેવાની કોશિશ કરતો હતો.

આ વાત બીજાઓની પણ છે. જ્યારે મગધના રાજા બિંબિસારના પુત્ર અજાતશત્રુને રાજ્યલોભ થયો ત્યારે દેવદત્તે ગુરુ બનીને શિખવાડ્યું: "જુઓ ભાઈ, કુાનસા બે દિવસની છે. જિંદગીનો કશો ભરોસો નથી. તમે પહેલાં મરશો કે બાપ એ કોણ જાણે છે? તેથી ધર્મનું વચન છે કે 'જે કંઈ કરો તે આજે કરી લો.' રાજ્ય પ્રાપ્ત કરવું હોય તો આજે જ પ્રાપ્ત કરો." આમાં પહેલાંનાં બધાં વાક્યો ધર્મોપદેશનાં છે. પરંતુ પરિણામવાળું છેવટનું વાક્ય? શું એમ કહીશું કે આ ઉપદેશ એક ધર્મવાણી છે? પછી દેવદત્તને લાગ્યું કે બુદ્ધ દ્વારા ધર્મનો પ્રચાર ઠીક થતો નથી. તેઓ વૃદ્ધ થયા છે અને સંઘને ઠીક ચલાવી શકતા નથી. તેમની આજુબાજુ નકામા માણસો ભેગા થયા છે; તેઓ નિવૃત્ત પણ થતા નથી; માટે ધર્મની વૃદ્ધિ માટે ગુરુને મારી નાખવા જોઈએ, અને તે જાતના તેણે પ્રયત્નો કર્યાં. દેવદત્તની કામના બુદ્ધના સમયમાં સફળ ન થઈ એ બીજી વાત છે. પરંતુ શું તેને ધર્માચાર કહીશું? યાદ રાખવું જોઈએ કે દેવદત્તને પણ એક ત્યાગી પુરુષ બતાવવામાં આવેલ છે.

ત્યારે, તજ્જ્ઞવિવેક અને શાસ્ત્રવિવેક કરવામાં પણ આપણે નજવિવેકની મૂળ બેઠકને હમેશાં ધ્યાનમાં રાખવી જોઈએ. જો ગ્રંથમાંથી માનવતાના ગુણોને જ પ્રોત્સાહન મળે એવો અર્થ આપણે કાઢી શકતા ન હોઈએ અને જો તે આપણા રાગદ્વેષ અને પશુભાવોનું જ સમર્થન કરનારો અર્થ બતાવતો હોય તો તેને આપણે ધર્મગ્રંથ તરીકે છોડી દેવો જોઈએ, ભલે પછી તે ગમે તેટલો બહુમાન્ય હોય. પણ જો તેમાંથી આપણે સારો અર્થ પણ કાઢી શકતા હોઈએ તો તેને સાચો માનીએ અને બીજા અર્થો કાઢવાવાળાઓને ખોટા સમજીએ, ભલે તેઓ ગમે તેટલા બહુમાન્ય હોય.

૧૧-૯-૪૯, વર્ધા (સપ્ટેમ્બર-હિંદી 'સર્વોદય')

★

# સંતકવિ રવિદાસ

આચાર્યશ્રી ક્ષિતિમોહન સેન

**પ્રભુભક્તિ ક્યારેય ધન, યૌવન, જાતિ કે ઊંચ-નીચ ભાવ સાથે સંબંધ રાખતી નથી, ઊલટું સાચા હૃદયની ઈશ્વરપ્રીતિ તો સમાજે બાંધેલી વર્ણવ્યવસ્થામાં નીચી ગણાતી જાતિઓમાં જ વિશેષ જણાઈ છે મોચી, ચમાર, વણકર, પિંજારા, કસાઈ, નાવી વગેરે જાતિઓએ સમાજના કોઈ પણ થરના પ્રભુભક્તોની તોલે આવી શકે એવી મહત્ત્વની ગૌરવયુક્ત ભક્તિ બતાવી છે શી એમની નમ્રતા, દુઃખ સહન કરવાની શી અદ્ભુત શક્તિ અને જીવનની અનુભવશાળામાંથી ઘડાયેલું શું સરળ છતાં ગહન એમનું મૌલિક તત્ત્વજ્ઞાન! એવા એક ભક્ત રવિદાસના જીવન ને કવનનો અહીં આછો પરિચય મળે છે**

[૧]

આજે ભારતવર્ષમાં હરિજનોનો પ્રશ્ન ચર્ચાય છે આપણે તેમના તરફ દયા રાખવી જોઈએ એમ કહેવાય છે સંભળાય છે કે 'હરિજનો પતિત છે, તેમનો ઉદ્ધાર કરવો જોઈએ જો આપણે દયા કરીને તેમને ઊંચા નહિ આણીએ તો તેમનું દૈન્ય એટલું બધું છે કે બીજો કોઈ આરો નથી. તેમના મનનું દળદર એટલું બધું છે કે તેમને તેમાંથી બચાવી ન શકાય તો તેમનું રક્ષણ થનાર નથી, માટે આપણે તેમને આપણા ધર્મનો હિસ્સો આપવો જોઈએ, આપણા મંદિરના બારણાં તેમને માટે ખોલવા જોઈએ, આપણાં શાસ્ત્રો અને સાધનામાં તેમને અધિકાર આપવો જોઈએ ' આવા અર્થની લોકોની વાતો સાંભળવા મળે છે કેમ જાણે—આપણે તો કોઈ ઊંચા આસન પર બેઠા હોઈએ અને એ બધા અધમતાના કોઈ રસાતળમાં ડૂબી ગયા ન હોય!

આવા તુમુલ ધ્વનિની સાથે મને મારો સૂર મેળવતા સંકોચ થાય છે તેનું કારણ એ નથી કે હું હરિજનોને એટલા બધા હીન ધારું છું કે તેમનો ઉદ્ધાર કરવો આપણા જેવા માટે અનુચિત કે અસંભવિત છે આપણાં મંદિરોને પણ હું એવા મહાન સ્થાનો નથી માનતો કે જ્યાં ગયાથી હરિજનોની પેઢીઓ તરી જશે ઊલટું, મને તો એમ જણાય છે કે હરિજનોમાં જે સાધુ અને સંત પુરુષો થઈ ગયા છે તેમનું જો આપણે યોગ્ય અનુકરણ કરી શકીએ તો આપણે ધન્ય થઈશું!

ભારતના ઉત્તર અને દક્ષિણ એમ બન્ને ભાગમાં કેટલાય સંતો અને ભક્તો નીચ કુળમાં જન્મ્યા હતા મધ્યયુગની ભારતીય સાધનાના મંદિરમાં તો તેઓ એકછત્ર સમ્રાટના ગૌરવે વિરાજી રહ્યા છે તેમનું આધ્યાત્મિક ઐશ્વર્ય અપ્રતિમ હતું એમનું આ ઐશ્વર્ય મેળવવા માટે બ્રાહ્મણોત્તમ મહાગુરુ રામાનંદે પોતાના જાતિગૌરવને તિલાંજલિ આપી હતી અત્યારે આપણે દક્ષિણની વાત પડતી મૂકીએ ઉત્તર ભારતના વણકર કબીર, મોચી રવિદાસ, કસાઈ સદના, જાટ ધન્ના, નાપિત સેના, ડોમ નાભાજી, પિંજારા દાદૂ, રજ્જબ વગેરે સાધકોના નામથી કોણ અજાણ્યું છે? આમાંના દરેક કોઈ પણ દેશના ગુરુ તરીકે વંદનીય છે; એટલે હરિજનોનો ઉદ્ધાર કરવા જેવો દંભ કરવો કે તેવું સાહસ કરવું મારે માટે શક્ય નથી!

કબીરનું નામ તો ભારતમાં સર્વત્ર સુપરિચિત છે ભારતનો મધ્યયુગ તેમનું જ સર્જન હતું એમ આપણે સ્વાભાવિકભાવે કહી શકીએ કહેવાતા હીન વંશમાં જન્મેલા

મહાપુરુષોની વાણી પૃથ્વીના સર્વે યુગોમાં અને દેશોમાં નવોનવો આધ્યાત્મિક પ્રકાશ પાડવાને સમર્થ છે.

[ ૨ ]

જે મહાપુરુષ રામાનંદના શિષ્ય કબીર હતા તેમના જ શિષ્ય રવિદાસ પણ હતા. કદાચ રવિદાસનું નામ કેટલાક લોકો જાણતા હશે પરંતુ તેમનો ખરો પરિચય ઘણા થોડાને જ હશે. આપણે જેને તે વખતનો ઇતિહાસ કહીએ છીએ તેવું કંઈ એ સાધુસંતોને મન હતું નહીં. એકવાર પૂર્વ બંગાળના એક બાઉલને મારું આ દુઃખ જણાવી રહ્યો હતો. મેં તેને કહ્યું: 'મોટામોટા પદરચયિતાઓ અને સાધક ગુરુઓનાં જીવનવૃત્તાંત શાથી મળતાં નથી?' તેણે તે વખતે નમઃશૂદ્ર જાતિના એક મહાસાધક ગંગારામની વાણી ટાંકીને મને ઉત્તર દીધો. વાણી આ હતી:

**ખાલેર પૈંકે ઠેલે જખન નાઓ,**
**પિછેર દિકે જે ચિન્ થાકે,**
**તાતેઈ સેથે ભાઓ.**
**(જખન) અકૂલ જલે પાલ તુઈલ્યા નાઓ જાય,**
**પથેર જે ચિન્ કઈ વા મિલાય,**
**કેમને બા ભાઓ પાય?**

'જ્યારે નૌકાને વહેળાના કાદવમાં લઈ જઈએ છીએ ત્યારે તેની પાછળ જે ચિહ્ન રહે છે તે પરથી તેની ભાળ મળી શકે છે; પરંતુ જ્યારે ઊંડાં પાણીમાં એ સઢ ચઢાવીને હંકારાય છે, ત્યારે તેના માર્ગનાં નિશાન ક્યાંય ચાલ્યાં જાય છે! તેનું સંધાન કેમ કરીને મળે?'

રવિદાસની સાધનાની નૌકા જો કોઈ કાદવવાળા માર્ગે ગઈ હોત તો તેમની સાધનાનાં ચિહ્ન, જેને આપણે ઇતિહાસ કહીએ છીએ તે, આપણને મળી શકત; પરંતુ જે ઊંડા જળમાં તેમની તે સાધનનૌકા સહજ સઢ ચડાવીને ગઈ હતી તેનાં કોઈ ચિહ્ન મળતાં નથી. આપણને જે ઇતિહાસ મળે છે એ તો મોટામોટા ખૂનીઓનો, મોટામોટા લૂંટારાઓનો! જેમણે ખરેખર માનવસંસ્કૃતિનું ઘડતર કર્યું હતું એવા કેટલાકનો પરિચય કહેવાતા ઇતિહાસમાં આપણને ક્યાં મળે છે?

આ કારણે કબીર, રવિદાસ જેવા મોટા સાધકોનાં વૃત્તાંત આપણને મળતાં નથી. તેમ છતાં કબીરની વાતો ઘણે ભાગે જાણીતી છે, પણ રવિદાસના અધ્યાત્મ–ઐશ્વર્યની ઘણી થોડી વાતો આપણે જાણીએ છીએ.

કબીર સ્વભાવ–સાધક હતા. જેઓ નીતિથી રહેવાવાળા કે કર્મપરાયણ હોય છે તેમને આગળ ધપવા માટે કોઈ એક સુનિશ્ચિત કર્મમાર્ગ જરૂરી જણાય છે. પરંતુ જેઓ અધ્યાત્મ ભાવના ભાવુક હોય છે, જેઓ મરમી (અં. મિસ્ટિક) હોય છે તેમને માટે કોઈ ચોક્કસ માર્ગની જરૂર જણાતી નથી હોતી. કબીર આ પ્રકારના હતા. તેમને માટે બધું જ સહજ હતું. તેથી જ્યારે કોઈને માર્ગ બતાવવાની વાત આવતી ત્યારે તેઓ મુંઝાતા. એકવાર કોઈ જિજ્ઞાસુએ કબીરની પાસે જઈને પૂછ્યું: 'ભગવાનની પાસે જવાનો માર્ગ કયો?' કબીરે કહ્યું: 'ભાઈ, માર્ગ એ શબ્દમાં જ દૂરત્વને માની લેવું પડે છે. શું તેમનામાં અને મારામાં કોઈ દૂરત્વ સંભવે છે? તેઓ છે પ્રાણ, હું છું પ્રાણી, ક્યાં રહી શકે એ દૂરત્વ?'

**દૂર અહે તો પંથ ભી આહી,**
**દૂર નહીં તો પંથ ભી નાહી.**

'દૂર હોય તો માર્ગ હોય, દૂર ન હોય તો માર્ગ કેવો!'

અને તેથી જ તેમણે ગાયું છે:

**પાની બીચ મીન પિયાસી!**
**મોહી સુન સુન આવત હાંસી!**

કહેવાય છે કે જ્યારે કોઈ તેમને સાધનાના માર્ગની વાત પૂછતું ત્યારે તેઓ તેને

શ્રદ્ધાપૂર્વક સાધક રવિદાસને મળવાનું જણાવતા

**સંતનમેં રવિદાસ સંત હૈ,**
**પંથ-ખબર સોઈ જાને**

[૩]

રવિદાસ ધીરેધીરે યથાક્રમે માર્ગમાં આવતાં કાંટાઓ દૂર કરીને પોતાને જવાને સ્થાને આગળ ધપતા હતા. નૈતિક માર્ગના ઘણા દુઃખ-દ્વન્દ્વોની તેમને ખબર હતી. માનવની સેવા અને કર્મ કરતા તેઓ કદાપિ થાકતા નહિ. તેથી ઘણા લોકોના સાધનમાર્ગનું દુઃખ દૂર કરીને તેમને તેઓ ઉત્સાહ આપી શકતા.

રવિદાસની સાધનાની સૌથી મહત્ત્વની વાત માનવસેવા હતી. તે વખતે ઘણે ઠેકાણે સાધક સંતોના સંમેલન ભરાતાં. તેવે ઠેકાણે તેમ જ મોટામોટા મેળાઓમાં ઘરડાં, રોગી, અપંગ વગેરેની સેવા કરતા તેઓ થાકતા નહીં. તેમનું હૃદય હમેશાં તરુણ રહેતું, એટલે તરુણો પર તેમનો મોટો પ્રભાવ પડતો. કેટલાક માનતા કે તેઓ યુવકોનું માથું નકામું ખાઈ ગયા છે, પરંતુ આ યુવકોની સાથે રહીને માનવસેવાનું જે માધુર્ય તેમણે અનુભવ્યું હતું તેનો રસાસ્વાદ આપણને તેમની અનુપમ 'સેવાની પંચપ્રણતિ' વાળી વાણીમાં મળે છે.

એકલા યુવકોમાં તો શું, રાજપૂતાનાની રાણીઓમાં પણ તેમની સાધનાની શક્તિનો પ્રભાવ પડ્યો હતો. કદાચ ઈતિહાસનો તાળો મેળવતાં મુશ્કેલી નડે, તેમ છતાં ભક્તોમાં આ વાત ખૂબ પ્રસિદ્ધ છે કે મીરાબાઈ રવિદાસના શિષ્યા હતાં. જેમ શંકરાચાર્યની પાછળના આચાર્યો શંકરાચાર્ય કહેવાય છે, નાનક પછીના ગુરુઓ નાનક ગણાય છે, મીરાના અનુયાયીઓ પણ પોતાને મીરાને નામે ઓળખાવે છે, તેમ શું રવિદાસના અનુયાયીઓ પણ રવિદાસ ન હોય? વાત એમ છે કે તેમની સાધના દ્વારા નવજીવન પ્રાપ્ત થયેલું હોવાથી મીરાએ વારંવાર ગાયું છે કે

'રવિદાસને મેં ગુરુ તરીકે મેળવ્યા છે.'

રવિદાસને ગુરુ કર્યા પહેલાં મીરાની સાધના જો કે સમાજમાં પ્રચલિત શાસ્ત્રસંમત ગિરધરલાલથી શરૂ થઈ હતી, તોય પાછળથી તેમણે એવા એક પુરુષની સાધના સ્વીકારી જેઓ નાતે મોચી હતા અને જેમની સાધના શાસ્ત્રસંમત 'વ્યક્ત લિંગાચારી' નહિ પણ 'અવ્યક્ત લિંગાચારી' હતી. જો તેઓ ગિરધરલાલને ઠેઠ સુધી માનતાં હોત તો તેમણે પોતાના કુલગુરુ અને બ્રાહ્મણગુરુ વગેરેને છોડીને વ્યક્ત લિંગાચારના વિરોધી એક મોચીના ચરણમાં પોતાને અર્પણ કર્યાં ન હોત. ખાસ કરીને આ કારણને લઈને જ તેમને સાસરેનો અને પિયરનો ત્યાગ કરવો પડ્યો હશે.

ચિતોડના મહારાણી ઝાલી પણ રવિદાસના શિષ્યા હતાં. ભક્તમાલની ટીકા 'ભક્તિરસબોધિની'માં પ્રિયાદાસજી જણાવે છે

**બસત ચિતોર માંઝ રાણી એક ઝાલી નામ,**
**નામ બિન કામ આલી આનિ શિષ્ય ભઈ હૈ**

આ ટીકામાં પાછળથી એક વાત આવે છે, જેનો સાર એ છે કે રાણીને એક મોચીભક્તના ચરણમાં પડેલી જોઈને રાણીના સાથીદાર બ્રાહ્મણોએ જઈને આ હકીકત રાજાને જણાવી. રાજસભામાં બ્રાહ્મણોની સાથે રવિદાસને પણ બોલાવવામાં આવ્યા. હરિહર રામાનુજદાસ કૃત 'હરિભક્તિપ્રકાશિકા'માં જણાવ્યું છે કે રવિદાસે આવી પડેલી વિપત્તિમાં ગાયું હતું

**દેવાધિદેવ આયે તુમ શરણા,**
**કૃપા કીજિયે જાન અપને જના**

દેવતા પ્રસન્ન થયા. ત્યારપછી એવું બન્યું કે એકવાર રાણી ઝાલીએ મોટો ઉત્સવ યોજ્યો અને તેમાં બ્રાહ્મણોને નિમંત્ર્યા. પરંતુ જેના ગુરુ મોચી હોય તેવી રાણીને ત્યાં ખાય કોણ? એટલે બ્રાહ્મણોએ પોતાનાં સીધાં માગી લીધાં અને રસોઈ કરીને જ્યારે જમવા બેઠા ત્યારે બે બ્રાહ્મણોની વચ્ચે એક રવિદાસ દેખાયા:

**કરિ કૈ રસોઈ દ્વિજ ભોજન કરત બૈઠે,**
**દ્વૈદ્વૈ મધિ એક રૈદાસકો નિહારિયે.**

આથી બ્રાહ્મણોનો ગર્વ હણાયો અને ઘણા તેમના શિષ્ય થઈ ગયા; અને રવિદાસે પણ કહેવાય છે કે એમ બતાવ્યું કે પોતાના ચામડાની નીચે ભક્તિનું સુવર્ણ–ઉપવીત પ્રકાશતું હતું.

**દેખિ કોઈ આંખે દીન ભાવે શિષ્ય લાખો ભયે,**
**સ્વર્ણકી જનેઊ કાઢયો ત્વચા કીની ન્યારિયે.**

અહીં મનમાં રાખવું જરૂરી છે કે ભક્તિ, શ્રદ્ધા અને માનવતાનું આ સુવર્ણ–ઉપવીત હતું.

પ્રિયાદાસ અને હરિહર રામાનુજદાસ જણાવે છે: 'પૂર્વજન્મે રવિદાસ બ્રાહ્મણ હતા. અજાણતાં તેમણે એક વાણિયાની ભિક્ષા સ્વીકારી. મોચીના વંશમાં જન્મેલો નહીં હોવા છતાં તે ભાવે અને આચારવિચારે મોચી જેવો હતો. તેથી તે દિવસે ભાજી બધેથી લાવેલો ભોગ દેવતાને માટે સ્વીકાર્ય થશે નહીં. ગુરુના શાપથી તેઓ મોચીના ઘરમાં કાશીમાં જન્મ્યા. જન્મીને માનું ધાવણ તેમણે લીધું નહીં; કારણકે બ્રાહ્મણ હોવાથી મોચીના ઘરનું કેવી રીતે લેવાય? આની ખબર પડતાં ગુરુ આવ્યા અને તેમણે રવિદાસને દૂધ પીવાની આજ્ઞા કરી. એટલે રવિદાસ માનું ધાવણ ધાવવા લાગ્યા.' આ બધી વાતો જાણીતી છે.

'મોટા થયા પછી પણ રવિદાસ સાધુ-સંતોના ભક્ત હતા. ભક્તિ અને સાધના જ તેમના જીવનનું સર્વસ્વ હતાં. તેથી પિતાએ તેમનો ત્યાગ કર્યો. તેઓ પોતાની સ્ત્રી સાથે રહીને જોડા સીવીને નિર્વાહ કરતા. એકવાર એક સાધુએ તેમની ગરીબાઈ જોઈને તેમને સ્પર્શ-મણિ આપવા જણાવ્યું. રવિદાસને તે મણિને માળિયામાં મૂકી રાખવાનું કહ્યું. પછી સાધુ જ્યારે તેર માસ પછી પાછા ફર્યા ત્યારે તેમણે જોયું તો રવિદાસ એના એ જ ઘરમાં એ જ ધંધો કરતા હતા. કોઈવાર થોડું દૈવધન મળી આવવાથી તેમણે એક ધર્મશાળા બંધાવી હતી. તેમાં જઈને તેઓ સાધુસંતોની સેવા-ચાકરી કરતા. ત્યારપછી તેમણે એક મંદિર પણ ચણાવ્યું હતું. આ સાંભળીને બ્રાહ્મણોએ રાજાની પાસે ફરિયાદ નોંધાવી કે મોચી થઈને રવિદાસે મંદિર ચણાવ્યું છે અને તેમાં દેવની સ્થાપના કરી છે. રાજાએ રોષે ભરાઈને તેમને બોલાવડાવ્યા, પરંતુ તેમને જોઈને તેમના તરફ ભક્તિપૂર્ણભાવે તે જોવા લાગ્યા; અને રવિદાસને સન્માન સાથે વિદાય દીધી.'

પ્રિયાદાસના 'ભક્તિરસબોધિની'માં જે વાતો આવે છે તે બધી રવિદાસ પછી આશરે ત્રણસો વર્ષે લખાઈ છે. તે વખતે રવિદાસનું સહજ જીવનવૃત્તાંત અનેક અતિપ્રાકૃત કથાઓથી ઢંકાઈ ગયું હતું. આ આધારને જોરે મેકોલિફે તેમના શીખ ધર્મના ઇતિહાસના છઠ્ઠા ખંડમાં ભક્ત રવિદાસનું ચરિત લખ્યું છે.

કેટલાકના મત પ્રમાણે તેઓ ઈ. સ. ૧૪૦૦થી ૧૫૦૦ સુધીમાં હયાત હતા. પ્રિયાદાસની ટીકા ઈ. સ. ૧૭૧૩માં સમાપ્ત થઈ હતી.

**સંવત પ્રસિદ્ધ દશ સાત સત ઉનહત્તર,**
**ફાલ્ગુણ માસ વદી સપ્તમી બિતાયકે.**

અર્થાત્ સં. ૧૭૬૯(ઈ. સ. ૧૭૧૩)ના ફાગણ માસની વદ સાતમેથી આ ગ્રંથની રચના શરૂ થઈ.

[૪]

રવિદાસી સંપ્રદાયના મત પ્રમાણે જે ચરિત છે તે વધુ સહજ અને સ્વાભાવિક છે રવિદાસની પોતાની વાણીમાંથી પણ તેમના જીવનને વિષે કેટલોક આભાસ મળી આવે છે તેમની વાણીમા જણાય છે કે સાધનામા પ્રવીણ હોવા છતાંય તેઓ જોડા સીવીને પોતાનો નિર્વાહ ચલાવતા હતા આ બાબતમા તેમનો મત કબીરના જેવો જ હતો જ્યારે કબીર સાધુઓમા શ્રેષ્ઠ હતા ત્યારે પણ તેઓ કપડા વણતા કોઈ તેમને પૂછે તો કહેતા 'આ શરીર અને શક્તિ ભગવાનનુ દાન છે એ દ્વારા જો અન્ન ઉપાર્જન કરીએ તો તે દ્વારા ભગવાનનુ અન્ન જ ખવાય છે માત્ર ભિક્ષાનુ અન્ન જ તેમનુ દાન છે એ સાચી વાત નથી.' 'એવો શ્રમ કરો કે જેથી પોતે જીવો અને બીજાને પણ જિવાડો '

**કહૈ કબીર અસ ઉદ્યમ કીજૈ,**
**આપ જીએ ઔરનકો દીજૈ**

આ પરથી સમજી શકાય છે કે જે દેવ-ધનનો પટારો મેળવીને તેમણે ધર્મશાળા બનાવી હતી તે તેમની શક્તિ અને પરિશ્રમ હતા દરરોજ તેમને મળતી પાચ સુવર્ણ-મુદ્રાઓ એટલે તેમની પાચ ઇન્દ્રિયો

આથી તેઓ જોડા સીવતા અને લોકો તેમની પાસે ફાટ્યુંતૂટ્યુ સંધાવવા પણ આવતા આવી વાતો દ્વારા તેઓ પોતાની સાધનાનુ રહસ્ય સમજાવતા

**ચમરટા ગાઁઠિ ન જનઈ,**
**લોગુ પાઠાયૈ પનહી** (ગ્ર સા રાગ-સોરઠ)

'ચામડાની ગાઠનુ તત્ત્વ હુ જાણતો નથી, તોય લોકો મારી પાસે જોડા મોકલાવે છે '

જે સ્પર્શમણિ માટે તેમણે મંદિર બનાવ્યુ તે હતો ભગવાનનો પ્રેમસ્પર્શ આ વાત તેમણે પોતે જ જણાવી છે

**લોહા કંચન હિરન હોઈ કૈસે,**
**જઉ પારસ નહિ પરસૈ** (ગ્ર સા રાગ-રામકલી)

'જો લોઢાને સ્પર્શમણિનો સ્પર્શ ન થાય તો તે કેવી રીતે કાચન થઈ શકે?'

બ્રાહ્મણોની ફરિયાદથી કાશીના રાજાએ તેમને બોલાવડાવ્યા તેમણે મોચી થઈને મંદિરમા રહેવાની પ્રતિજ્ઞા કરી હતી તે વિષે લોકોએ વાધો ઉઠાવ્યો હતો રાજાએ પૂછ્યું. 'આ વાત ખરી છે કે નહી?' ત્યારે રવિદાસે કહ્યુ 'ખરી નહી તો શુ હોઈ શકે? મારુ મંદિર ઊંચુ અને વિશાળ છે, નીલ તેનો ગુંબજ છે દેવતા' મારા ચર્મમાથી નિર્માયા છે, તેઓ જીવત છે, પરમ પાર-પૂર્ણ છે '

**નીલા ગુમ્મદ ઉચ્ચ વિશાલ,**
**ચરમી દેવ જીવત કમાલ**

તેમણે નીલ આકાશરૂપી ગુંબજની તળે માનવ દેવતાની વાત જણાવી છે પોતે મોચી થઈને ચામડાના દેવતાની વાત બરાબર કહી હતી. રવિદાસ છેક સુધી માનવદેવતાના ભક્ત-સેવક હતા તેમ છતા તેમના આવા સહજ ઇંગિતને તેમની પાછળના લોકો બરાબર સમજી શક્યા નથી મૅકસ આર્થર મૅકોલિફ પણ સમજ્યા નથી તેમણે લખ્યુ છે

'પાછળથી એમણે એક ઝૂંપડી બાધી, સંતાડી રાખેલી વસ્તુમાથી મૂર્તિ બનાવીને મૂકી ને એની પૂજા કરવા માડી '×

કેવી વિચિત્ર ભૂલ!

એક મોચીના ઘરમા જન્મ્યા છતા જ્યારે તેમને માનવના મહિમાની ઉપલબ્ધિ થઈ ત્યારે તેમણે ગાયુ કે—

× He afterward built hut, set up in it an idol which he made from a hide and applied himself to his worship (ભાગ ૬, પૃ ૩૧૬-૧૭)

**હુલસ જનમુ પૂંનફલ પાઈઉ,**
**બિરથા જાત અબિબેક.** (ગ્રં. સા. રાગ-સોરઠ)

'પુણ્યના ફળે આ દુર્લભ માનવજન્મ મળ્યો છે. અવિવેકને લઈને તે વૃથા ચાલ્યો જાય છે.'

કયા મોહને વશ થઈને મનુષ્ય પોતાને દુઃખી, હીન અને શક્તિહીન માને છે? એ તો છે દિવ્ય, અધ્યાત્મભાવી અને કમાલ. તેની દૈન્ય અને ક્લૈબ્યની ભાવના માત્ર એક મિથ્યા દુઃસ્વપ્ન છે! તેથી તેઓ કહે છે:

**નરપતિ એકુ સિંઘાસનિ સોઇયા**
**સુપને ભઇયા ભિખારી.**
**અછત રાજ બિછુરત દુખુ પાઇયા**
**સો ગતિ ભઈ હમારી.** (ગ્રં. સા. રાગ-સોરઠ)

'માનવ છે એક નરપતિ. સિંહાસન પર સૂતાંસૂતાં તેણે સ્વપ્ન જોયું કે તે ભિખારી છે! રાજ્ય હોવા છતાં ય તેણે મનથી દુઃખ માની લીધું. એવી જ મારી સ્થિતિ થઈ છે.'

જ્યારે તેને પોતાનો મહિમા સમજાય છે ત્યારે વિશ્વપ્રકૃતિની પાસે જઈને તે માગણી કરે છે:

**દેહુ કલાલી પૂરણ પિયાલા,**
**ચંદ સૂર દોઉ સનમુખ હોઈ,**
**પીયે પ્યાલા મરે ન કોઈ.**

'હે રસદાત્રી, મારો પ્યાલો ભરી દે...જે માનવ પ્રકાશના રસનો ભરપૂર ચન્દ્ર-સૂર્યરૂપી પ્યાલો સામે રાખીને પીએ છે તે મૃત્યુને ઓળંગી જાય છે.'—

કૃત્રિમ સમાજનાં બંધનોથી જકડાયેલો માનવી પોતાનું સહજ મહત્ત્વ ભૂલી ગયો છે. તેથી રવિદાસે એવા એક સહજ ધામની અર્થાત્ આદર્શ લોકની વાત જણાવી છે, જ્યાં કોઈ મિથ્યા વાત, ભેદભાવ કે કૃત્રિમ હીનતા દ્વારા માનવ ક્ષુદ્ર બને નહિ.

**બેગમપુરા સહરકો નાઉ,**
**દુખુ અંદોહુ નહીં તિહિ ઠાઉ.**
**ના તસવીસ ખિરાજુ ન માલુ,**
**ખઉફુ ન ખતા ન તરસુ જવાલુ.**
**અબ મોહિ ખૂબ બતન ગહ પાઈ,**
**ઊહાં ખૈરિ સદા મેરે ભાઈ.**

× ×

**કહ રવિદાસ ખલાસ ચમારા,**
**જો હમ-સહરી સો મિતુ હમારા.**
(ગ્રં. સા. રાગ-ગૌરી)

'એ શહેરનું નામ છે બેગમપુર, જ્યાં નથી દુઃખ, નથી ઉદ્વેગ. ત્યાં નથી દુર્ગતિ, નથી કરભાર, નથી વૈભવનો વ્યર્થ સંચય, નથી ભય, ત્રાસ કે દાહ. હે ભાઈ, હવે તો હું એક એવા ઠેકાણે પહોંચ્યો છું જ્યાં સદાય કલ્યાણ જ કલ્યાણ છે. મુક્ત ચમાર રવિદાસ કહે છે કે જે માણસ આ નગરમાં વસે છે તે ખરેખર મારો મિત્ર છે.'

આ ગાન દ્વારા રવિદાસે, કહેવાય છે કે, રાજકર ભરવાનો અસ્વીકાર કરીને, ધનિક અને દરિદ્રના ભેદનો લોપ કરવાની ઘોષણા કરીને અને ઊંચ તેમજ નીચના બનાવટી ભેદો તોડી નાખવાની સૂચના કરીને રાજ-શક્તિનો ઉચ્છેદ કરવાનો સંકલ્પ કર્યો હતો. કેટલાક જણે આ પ્રકારની વાત રાજાને કાને પહોંચાડી હતી. આને કારણે તેમને કેટલુંક સહન પણ કરવું પડ્યું હતું. ગમે તેમ હોય પણ આ ગાન દ્વારા આપણને રવિદાસના અંતરમાં રહેલા એક આદર્શ લોકની વાતનો આભાસ મળે છે, જેને આપણે અત્યારની સામ્યવાદી ચળવળની મુખ્ય વાતની સાથે કંઈક અંશે સરખાવી શકીએ.

આપણે તેમની વાણીમાં જોઈએ છીએ કે તેમણે માનવમાં રહેલા દેવની, તેના મહત્ત્વની વિજયઘોષણા કરી છે. આથી તેમની વાણીના સ્વર્ગમાં આપણે સુધા, અપ્સરા કે કિન્નરોની વાતો સાંભળતા નથી, પરંતુ તેમાં સર્વ બંધનમુક્ત માનવસત્યની પ્રતિષ્ઠા જોવામાં આવે છે. આથી તેમનો તે વખતના તરુણોની સાથે ગાઢ સંબંધ હતો અને રાજસ્થાનની રાજરાણીઓ પણ બધું દુઃખ સહીને તેમની સાધનાના જીવનનું મહત્ત્વ આંકી શકી હતી.

[૫.]

તેમને શિષ્યો ખાસ નહોતા પણ અનુ-રાગી ઘણા હતા તેમાંના એકનું નામ ઉદ્ધવ-દાસ હતું ઉદ્ધવદાસના શિષ્ય વીરભાણે ઈ સ ૧૫૪૩મા એક સમ્પ્રદાય સ્થાપ્યો, જેનું નામ હતું 'સાધ સમ્પ્રદાય ' તે સમ્પ્રદાયના મુખ્ય સ્થાનકે પંજાબના દક્ષિણ પૂર્વ ખૂણામા અને રાજપૂતાનાના ઉત્તરપૂર્વમા આવેલા નારનૌલ જિલ્લાના બીજેશ્વર સ્થાનમા હતા નારનૌલ, રોહતક, શીરાણી વગેરે પ્રદેશો અનેક ભક્ત-સાધકોના સ્થાનો છે

આ સાધસંપ્રદાયીઓ ભગવાનને 'સત્ય-નામ' કહીને સંબોધવાને કારણે કટલાક તેમને 'સતનામી' તરીકે પણ ઓળખાવે છે અસલ સતનામીઓ જગજીવનના શિષ્યો છે આ વાતનો ઉલ્લેખ કરીને જ અહી રહેવા દઇશુ આ સાધ સતનામીઓ, એટલે કે જેઓ રવિદાસની ધારામા આવે છે તેઓ એકેશ્વરવાદી છે બહારના આડબર, મદ, ગાજો, અફીણ, ભાગ, પાન, તમાકુ વગેરેનો તેમનામા કેવળ નિષેધ છે તેઓ ધોળા કપડા અને ફેટો ધારણ કરે છે નકામી વાતો અને સોગદ લેવાને તેઓ હલકટ ગણે છે કોઈ જીવની હિંસા કરતા નથી, મૂર્તિને માનતા નથી અને કોઈની પાસે માથુ નમાવતા નથી પોતાની સાધનાની વાત કોઈની આગળ જણાવતા નથી તેમના ધર્મગ્રંથ અથવા 'પોથી'ની વાણી 'ભાષા'મા લખાયેલી છે સદ્દ્ધ્યાને સ્ત્રી-પુરુષો જુલમાગહ અર્થાત્ ચોકી નામે ધર્મસ્થાનકે એકઠા થઈને ઉપા-સના કરે છે એમની સાધનાના મુખ્ય અંગો છે ઈશ્વરમા વિશ્વાસ, સત્યનિષ્ઠા, નમ્રતા, સરળતા, ભગવાન પર નિર્ભરતા, અહિંસા વગેરે અને પરગાનંદ, લોભ, ચોરી, કટુ વાણી એ વર્જનીય ગણાય છે એક ઉપરાંત સ્ત્રી પરણવી નહિ, ગૃહસ્થજીવન ગુજારવુ, પોતામા ઉચ્ચનીચ ભેદ ન રાખવો એ કર્તવ્ય છે એ લોકો શુભાશુભ, નક્ષત્ર, તિથિ માનતા નથી તેમના મુખ્ય ગ્રંથનું નામ 'નિર્વાણવાણી ' છે

એમની સાધના ખૂબ શૌર્ય અને વીરતા-વાળી છે તેમના મત પ્રમાણે માનવ એ જ મોટામા મોટુ તત્ત્વ છે માનવમહિમાની આ વાત તેમણે તેમના આદિ ગુરુ રવિદાસની પાસેથી મેળવી છે પાછળથી આ સંપ્રદાય નારનૌલથી બીજે પ્રસર્યો ગંગા-જમુનાના મધ્ય પ્રદેશથી માંડીને અલ્લાહાબાદ, મિર્ઝાપુર વગેરે સ્થળે તેમના ઘણા સાધકો જણાય છે

તે વખતના હિંદમાં જ્યારે સામાજિક બહિષ્કાર થતો હતો, ત્યારે મોચીના ઘરમા જન્મ્યા છતા રવિદાસે કેવી રીતે માનવમનનો મહિમા પ્રકાશ કર્યો હતો તે વિચારતા વિસ્મય પમાય છે અને તેમ છતા તેમણે જીવન તો રાખ્યુ ગૃહસ્થનું, અને જીવિકાનુ સાધન રાખ્યુ પોતાનો ધધો અને કેણ જાણે ક્યાય ક્યારેય માનવમહિમાને આંચ આવવા દીધી નહી !

એક બાજુથી તેમનો નિર્ભયપણે સરળ સાચો મત અને બીજી બાજુથી મોચીના ઘરમાં જન્મ, એ બન્ને હકીકતે એ તેમનો માર્ગ કાંટાળો કરી મૂક્યો હતો એ નિર્વિવાદ વાત છે પાછળથી જો કે કટલાક લોકોએ બધ-બેસાડ્યુ કે તેઓ પૂર્વજન્મે બ્રાહ્મણ હતા અને આ જન્મમા તેમના ચામડાની નીચે સુવર્ણનુ ઉપવીત હતું, તોય તેમણે પોતે તો સહજ સત્ય વાત જોરપૂર્વક જણાવી છે, ઊલટું તે વખતની ભ્રમમા પડેલી સમાજબુદ્ધિને આઘાત કરવા તેમણે વારવાર જણાવ્યું હતુ

'ભાઈ, હું છુ જાતે નીચ, મારી પક્તિ પણ છે નીચની અને મારો જન્મ પણ નીચ કુળમા છે '

જાતી ઓછા પાતી ઓછા
ઓછા જનમુ હમારા (રાગ આસા)

મારાં બધાં બંધન તૂટી ગયાં છે. જ્યાં જાઉં છું ત્યાં તમારી જ સેવા છે. તમારા જેવા ઠાકોર અને દેવ કોણ હોઈ શકે? તમારા ભજનથી જમનો પાશ તૂટી જાય છે. તમારી પ્રેમભક્તિનાં ગાન રવિદાસ ગાય છે.'

તેમના અંતરમાં પ્રેમની જે વ્યાકુળતા હતી તે જ તેમનાં બધાં ગાનોમાં એક અપૂર્વ રસનો સંચાર કરતી જણાય છે.

**પિઉ પ્રેમ સંગ કબહું નહિ પાયો,**
**બિથા કૈસે બિસારી.**

'પ્રિયતમનો પ્રેમસંગ કદાપિ ન મળ્યો, એ વ્યથા કેવી રીતે વીસરીશ?'

**કાસનિ વેદનિ આખૂં,**
**હરિ બિન જીવ ન રહૈ કસ રાખૂં.**
× × × ×
**કહ રૈદાસ અંદેસા ચેહી,**
**બિન દરસન ક્યોં જિવહીં સનેહી.**

'કોની પાસે આ વેદના જણાવું? હરિ વિના જીવન તો ટકે નહીં', તેને કેમ કરીને રાખું? રવિદાસ કહે છે કે મુશ્કેલી એ છે કે તેમના દર્શન વિના આ પ્રેમાધીન કેવી રીતે ટકે?'

તેથી જ તેઓ પોકારે છે—

**દરસન દીજૈ દરસન દીજૈ,**
**દીજૈ દરસન બિલબાન કીજૈ.**
**દરસન તોરા જીવન મોરા,**
**બિન દરસન ક્યોં જીવૈ ચકોરા.**

*

**તુમ બિન અબ સબ ઝૂટી આસા,**
**સત સત ભાખૈ જન રૈદાસા.**

રવિદાસે જોયું હતું કે યુગેયુગે સઘળા ભક્ત સાધકોમાં આ એક જ પ્રેમની વ્યાકુળતા જોવામાં આવે છે. પોતાના પ્રેમની વ્યાકુળતા દ્વારા તેઓ પોતાનો સર્વની સાથે સંબંધ અનુભવે છે. આ નિમિત્તે યોગેશ્વર મહાદેવની રુદ્ર તપસ્યામાં જે પ્રેમવ્યાકુળતાનું સંધાન મળે છે તે તેમણે એક અપૂર્વ વિશ્વછંદના ગીતમાં ગાયું છે.

**સાઁઈ, તેરી પ્રીતસમાધિ લાગી,**
**હરિ અનંગ ભસમ અંગ સંતત બૈરાગી.**
**અનલ નૈન, દીસ બૈન, સગ જટાધારી,**
**કોટિ કલ્પ, ધ્યાન અલ્પ, મદન અંતકારી.**
**પરમ તત્ત ધ્યાન મત્ત, કોટિ સૂરજ માલા,**
**પ્રેમ મગન, નૃત્ય ગગન બેરિ અહ્નિજ્વાલા.**
**અસ મહેસ રુદ્ર ભેસ અજહું દરસ આસા,**
**કૈસે સાઁઈ મિલૌ તાહિં ગાવૈ રૈદાસા.**

'હે સ્વામી! તમારી પ્રેમસમાધિમાં યુક્ત થઈને જ યોગેશ્વર મહેશે અનંગને ભસ્મ કરીને અને અંગે ભસ્મ ચોળીને શાશ્વત વૈરાગ્ય ધારણ કર્યો છે. એ મદન-હરમકારીની આંખોમાં અગ્નિ છે, તેમનું વદન ઝળહળતું છે અને માથે છે જટાનો ભાર. કોટિકલ્પ ધ્યાન પણ તેમની આગળ અલ્પમાત્ર છે. તેઓ પરમ તત્ત્વના ધ્યાનમાં મસ્ત છે. કોટિ સૂર્યોની માળા તેમને કંઠે શોભી રહી છે, તેમનું પ્રેમનિમગ્ન નૃત્ય નિરંતર ગગનમાં થઈ રહ્યું છે. એ નૃત્યની આસપાસ વહ્નિની જ્વાળાઓ ગગનપર જળી રહી છે. જેમનો આવો રુદ્રવેશ છે એવા તમારા દર્શનની આશાએ આજે વ્યાકુળ છું. રવિદાસ ગાય છે કે હે સ્વામી! ક્યારે તમારી સાથે મિલન થશે?'

દિવ્યદૃષ્ટિસંપન્ન રવિદાસે જોયું કે તેમની નિરંતર આરતી કોટિ સૂર્ય-તારામાં સચરાચર થઈ રહી છે. આ મહાન આરતી અસીમ દેવતાના મંદિરને યોગ્ય જ છે.

**આરતી કહાઁ લૌં જોવૈ,**
**દેખિ મહારતી અચંડ હોવૈ.**
**અનંત કંચન દીપ જ્વલાવૈ,**
**જડ વૈરાગ દૃષ્ટિ ન આવૈ.**
**કોટ ભાન આવત સોહાવૈ,**
**કૈહ નિત આરતિ અગ્નિ પાવૈ.**
**અપાર અપેર અનંત ભાન,**
**નૃત્ત ચલે નિત આરતિ આન.**
**રૈદાસ આરતિ દેખૈ સાહીં,**
**જનમ મરણ ભય ઠહુ અબ નાહીં.**

'ક્યાં લગી જોઈ રહું તેમની આરતી? વિશ્વમાં તેમની મહાન આરતી જોઈને વિસ્મય લાગે છે! કરોડો કાંચનદીપ ઝળહળી રહ્યા છે! જડ વૈરાગ્યની દૃષ્ટિ ત્યાં પહોંચી શકતી નથી. એ આરતી કરોડો સૂર્યોથી ઝળહળે છે! ક્યાંથી તેમના દીવાની શિખા તેઓ

ગાંધીજીના અપ્રસિદ્ધ વાર્તાલાપો

# ઉપવાસની સાંકળ

## શ્રી ચંદ્રશંકર પ્રા. શુક્લ

હિંદુ, જૈન તથા મુસ્લિમ ધર્મોમાં ઉપવાસનું વિશિષ્ટ સ્થાન છે. છેક પરાપૂર્વથી ધર્મ સાથે ઉપવાસ સંકળાતો આવ્યો છે, પણ તે તો વ્યક્તિગત રીતે. ઉપવાસનું સામુદાયિક મહત્ત્વ કોઈએ સમજ્યું હોય તો તે ગાંધીજીએ. જેમ અખંડ કાંતણયજ્ઞ ચાલુ રખાય છે, સમરભૂમિપર મૃત્યુ પામતો એક વીર જેમ વિજયધ્વજ એના અનુગામીના હાથમાં સોંપતો જાય છે તેમ શુદ્ધ તપનો જનતામાં વિકાસ સાધવા માટે પદ્ધતિપૂર્વકના ઉપવાસની સાંકળ જરૂરી છે. સામુદાયિક પ્રાયશ્ચિત્ત માટે પણ આ અનોખું શસ્ત્ર છે. તા. ૧૮-૧૦-૧૯૩૩ના રોજ વર્ધા મુકામે શ્રી કિશોરલાલભાઈ, કાકાસાહેબ કાલેલકર તથા અન્ય આશ્રમવાસીઓ સાથે પૂ. બાપુએ કરેલી આ વાતચીતમાં ઉપવાસની સાંકળનું તત્ત્વજ્ઞાન ભરેલું છે.

૧૯૩૩ની શરૂઆતના મહિનાઓમાં ગાંધીજી યરવડા જેલમાંથી અસ્પૃશ્યતાનિવારણ અને હરિજનસેવાની પ્રવૃત્તિ ચલાવતા. એ કાર્યની જે પ્રગતિ થતી હતી તેનાથી એમને સંતોષ થતો નહોતો. હિંદુ લોકમાનસ આ સુધારા વિષે પૂરતું જાગૃત થયું નથી એવું એમને લાગ્યા કરતું હતું. તે માટે તેમણે ૧૯૩૩ના મેની ૮મીથી ૨૧ દિવસના ઉપવાસ કર્યા. એનો નિશ્ચય તેમણે અઠવાડિયા પહેલાં જાહેર કર્યો, ત્યારથી જ તેમને એમ લાગતું હતું કે અસ્પૃશ્યતા નાબૂદ થાય એટલી હદે હિંદુસમાજનો અંતર આત્મા જાગૃત કરવા માટે તેમનું એકલાનું અનશન-તપ પૂરતું નહીં થાય, અને બીજા અનેક શુદ્ધ માણસોના એવા તપની જરૂર પડશે. તેથી તેમને તે જ વખતે ઉપવાસના એકધારી સાંકળ રચવાનો વિચાર આવ્યો, ને તેની ચર્ચા તેમણે સાથીઓ જોડે શરૂ કરી. કલ્પના એ હતી કે એક માણસના ઉપવાસ પૂરા થાય તે જ વખતે બીજાના શરૂ થાય, બીજા પછી તે પ્રમાણે ત્રીજાના

---

ચેતાવતા હશે ? આ મહાઆરતીમાં જુઓ તો, અપાર અંધકાર અને અનંત ભાનુ જણાય છે. નિત્ય નૃત્ય થાય છે, ગાન ગવાય છે. રવિદાસ તો આ આરતીને અંતરમાં જુએ છે. હવે નથી જન્મ કે મરણનો રહ્યો કોઈ ભય!'

ગુરુ નાનકની પ્રખ્યાત 'ગગનમય થાલ' વાળી આરતી રવિદાસની પછીની છે અને તેમનો સમય પણ રવિદાસ પછીનો છે.

રવિદાસનું અપૂર્વ સંગીત હજુ પણ સાધુસંતોમાં જીવંત છે. દિવસોદિવસે તે લુપ્ત થતું જાય છે એ બધી વાતો તો શી રીતે કહેવાય! અહીં માત્ર તેમનું એક ગાન આપીને આ લેખ પૂરો કરીશ. તેમના વસંતઉત્સવનું ગીત ગ્રંથસાહેબમાં પણ છે. એ જ ગાન મેં ભિન્નરૂપે ભક્તોને કંઠે સાંભળ્યું છે. એ ગાનની ભાવસંપત્તિ અને કવિત્વનું ઐશ્વર્ય અજબ છે!

ગાનનો અર્થ સહજભાવે સમજાય તેવો છે.

**આજ વસન્ત ફૂલ ફૂલ ફૂલે વગન્ત સબ દિસ,**
**તજિ ફૂપનાઇ મબ ફૂબો પ્રેમિ અહનિસ**
**આજુ જાગુ વ્યાકુલ મન મેરે મિલહુ પ્રેમ સુહાગુ,**
**તરુ બન સબ ફૂલત હે લાગુ પ્રીતમ સંગ લાગુ**
**કીકીસખી આજ કહુ નાહી આજ સબરસ ઉમગ**
**કાહે ઉદાસ રવિદાસ આજદિન**
**લાગુલાગુ પિવ સંગ ***

* 'આનંદ બજાર પત્રિકા'ના બં. સ. ૧૩૪૬ના 'શરદ અંક'માંથી.

અનુ. **શ્રી જયંતીલાલ આચાર્ય**

★

જેલમાં તો ન જ કરાય. બહાર રહેનારથી જ કરાય. પાત્ર મળે નહીં ત્યાંસુધી શરૂઆત ન કરીએ. ૨૧ વધારે લાગે તો ૭ કરીએ. પછી તો એમાં વ્યવહારકુશળતા ભળે છે. આ જાતના ઉપવાસ આવશ્યક છે એમ એક વાર સાબિત થવું જોઈએ. પછી બીજા એમાં ભળશે. જો ઉપવાસની આવશ્યકતા વિશે ને પોતાની યોગ્યતા વિશે શ્રદ્ધા હશે તો ભળશે. હું જોઉં છું કે એ વસ્તુ કર્યા વિના આ કામનો પાર જ નહીં આવે. આ વિષયમાં બુદ્ધિ થોડે સુધી જ ચાલશે. માણસોનાં કઠોર હૃદય પર આઘાત બીજી રીતે ન થઈ શકે. આવું તપ થાય તો તે કરોડો માણસોને આઘાત પહોંચાડશે જ.

**કિશોરલાલભાઈ :** પહેલા ઉપવાસનો જેટલો આઘાત થાય છે તેટલો બીજાનો નથી થતો.

**કાકાસાહેબ :** માણસો પહેલાં રીઢા થશે ને પછી પીગળશે. ક્યાંસુધી રીઢા રહી શકશે?

**ગાંધીજી (કિશોરલાલભાઈને):** કાકાએ કહી એ વાત પણ છે. તમે કહ્યું એ બુદ્ધિનો ઉપયોગ કાકાએ કર્યો. એમાં આપણી તપસ્યા વિશેની શ્રદ્ધા મોળી દેખાય છે, નિષ્કામતા મોળી દેખાય છે. આઘાત એ તો પ્રત્યક્ષપણે આવનારું પરિણામ છે. આમાં તો અપ્રત્યક્ષપણે પરિણામ આવે. અપ્રત્યક્ષ પરિણામ પ્રત્યક્ષ કરતાં ઘણાં મોટાં હોય છે. લોકોને આઘાત પહોંચે ને તેથી કંઈ કરી નાખે, એ રાજસી પરિણામ કહેવાય. ખરી તપસ્યાથી હૃદય હાલી જાય છે. અનેક ઠેકાણે તપસ્યા ચાલતી હોય તેનાથી લોકોનાં હૃદયમાં પરિવર્તનો થયાં કરતાં હોય છે, જેનાં દેખીતાં કારણો નથી આપી શકાતાં. રૂઢ લૌકિક ભાષામાં કહીએ, તો એ પરિવર્તનો કોઈના પુણ્યને લીધે થાય છે એમ કહેવાય. આપણને આ કામમાં જે કંઈ સફળતા મળી છે તે મારા નહીં પણ વડીલોના તપને લીધે, હિંદુ ધર્મના તપસ્વીઓના તપને લીધે. પ્રત્યક્ષ પરિણામ થોડા પર પડે છે. કરોડોનાં હૃદય પર જે અસર થાય તેની આપણને શી ખબર પડે? કરોડોનાં હૃદય પર અહીં બેઠે સચોટ અસર પાડવાનો ભારેમાં ભારે ઉપાય આપણને વડવાઓએ બતાવ્યો છે.

**કાકાસાહેબ :** આપે અગાઉ સાંકળ સૂચવી હતી, તે કઈ રીતે રચવી એની યોજના સૂચવી નહોતી. યોજના શા માટે જોઈએ?

**ગાંધીજી :** સાંકળ એક માણસ થોડા જ રચી શકે? શરૂઆત કોઈક તો કરે ને. યજ્ઞની શરૂઆત સામગ્રી મળે તો જ કરી શકાય. આપણે સામગ્રી તો મેળવવી જ પડશે; કેમકે સાંકળ રચવી છે. ધારો કે હું યાજ્ઞિક છું ને સાંકળ રચું છું, તો હું જાહેર કરું કે 'હું આ યજ્ઞ શરૂ કરું છું, એમાં સામેલ થવા જેને આવવું હોય તે આવે.' અનેક જણની જોડે આ વિષે વાત કરી છે. એ કામ સહેજે થશે તો નભશે.

**કાકાસાહેબ :** ખેડા જિલ્લામાં બન્યું એવું બને, તો સાંકળની રાહ જોવા બેસાય?

**ગાંધીજી :** આવા તો અનેક ઉપવાસ ચાલે. કોઈ સાંકળ ૧ દિવસની હોય; તો કોઈ ૫૦ દિવસની. મારા મનમાં વિચાર તો થયા જ કરે છે કે ધોળકામાં બન્યું એવી વસ્તુનો કેમ કરીને પહોંચી વળાય? એક મોટો અનશન-યજ્ઞ થતો હોય એને મદદ કરનારા નાનાનાના યજ્ઞ તો દેશમાં થયા જ કરશે; મેં આ વિષયની શરૂઆત તો કરી દીધી જ છે. પરીક્ષિતલાલને લખ્યું છે કે સારાંસારા માણસોને આ બનાવવાળે ઠેકાણે લઈ જાય ને ત્યાં લોકોને મનાવે. લોકો ન માને તો કહેવાનું કે 'અમે પ્રાણપથારી કરીશું.'

★

# મોટા થવાનો કીમિયો

## શ્રી જ્યોતીન્દ્ર દવે

મહાન થવાનું કે ઊંચે આવવાનું તો કોને ન ગમે ? પણ માનવીનો સ્વભાવ એવો વિચિત્ર છે કે એ પોતે માત્ર મહાન થવા જ નથી ઇચ્છતો, એટલાથી એને પૂરો સંતોષ નથી થતો, એ તો ઇચ્છે છે, પોતે મહાન થાય અને પોતાને જે વસ્તુઓ પ્રાપ્ત થાય તે બીજા કોઈને ન મળે—અને આ બીજા તે પોતાના જ સગા, વહાલા, મિત્રો ને પરિચિતો ! દૂરદૂરના સંબંધીઓ મહત્તા પ્રાપ્ત કરે તેમાં વાંધો નહીં, મારી આસપાસના વર્તુલમાં હું જ દસ આગળ સૌથી ઊંચો રહું—એવી મનુષ્યની ઊંડેઊંડેની ઇચ્છાનું લેખકે અહીં હળવું પૃથક્કરણ કર્યું છે

'હું ઈ, તમને મૂકીને ખાવા બેસી ગયો ચ' મારો નાનો બાળક જમવા માટે મારા પહેલા પાટલે બેસી જાય છે, ત્યારે મને સંબોધીને આ પ્રમાણે કહે છે બાળકને ભોજનના વખતમાં જેટલો રસ પડે છે તેટલો બીજી વખતમાં ભાગ્યે જ પડે છે એટલે જમવા બેસતી વેળ એના આનંદની મઝા વધી જાય એ તદ્દન કુદરતી છે. પણ મને મૂકીને ખાવા બેસી જવામાં એને કોઈ એર આનંદ આવે છે 'તમને મૂકીને ખાવા બેસી ગયે ચ' એમ કહેતી વેળા એના મુખ પર વિજેતાનો ભાવ હોય છે

નાનું બાળક આમ કરે તે સ્વભાવિક લાગે, પણ કોઈ મોટી ઉંમરને મનુષ્ય જમવા બેઠો હોય ને હું ત્યાં જઈ ચડું ત્યારે મને કોઈને એ કહે કે 'તમને મૂકીને જમવા બેસી ગયો છું,' તે એ કેવું લાગે ? કોઈ પણ કેળવાયેલો ને સંસ્કારી મનુષ્ય એવે વખતે બીજાને પોતાની સાથે જમવા બેસી જવાનો આગ્રહ કરે અથવા તો 'આપ જરા બેસો, હું જમી લઉં' એમ કહીને આગંતુકને બીજા ઓરડામાં બેસાડી પોતે જમવાનું કાર્ય પતાવીને જમવા જેવી ક્ષુદ્ર વસ્તુમાં આપણે આ બાલવૃત્તિ પર કાબૂ મેળવી લીધો છે, છતાં જીવનની બીજી ઘણી બાબતોમાં આ જાતની બાલોચિત ને સહજ વૃત્તિ પર કાબૂ મેળવી શક્યા નથી.

આનંદ પ્રાપ્ત કરવા માટે દરેક મનુષ્ય મહેનત કરે છે પોતપોતાના સ્વભાવ અનુસાર માણસ જુદીજુદી રીતે આનંદ મેળવી લે છે દુનિયાની કે બહારની કોઈ પણ વસ્તુ પર આધાર ન રાખતાં કેવળ પોતાનામાંથી જ આનંદ મેળવી લેવો એ ઊંચામાં ઊંચા પ્રકારનો આનંદ છે એમ ફિલસૂફો ને વિચારકો કહે છે પણ એ પ્રકારનો આનંદ કોઈકને જ મળી શકે છે

બહુ જ વિરલ અપવાદ બાદ કરતાં મોટા ભાગના મનુષ્યોને તો આનંદ પ્રાપ્ત કરવા માટે બહારની વસ્તુઓ પર આધાર રાખવો પડે છે જે વસ્તુની ઇચ્છા રાખી હોય તે પ્રાપ્ત થાય ત્યારે સ્વાભાવિક રીતે એમને આનંદ થાય છે એ આનંદ સામાન્ય પ્રકારનો હોય છે એમાં કલેશ રહેલો હોય છે ને એ ટકે છે પણ થોડો વખત પરંતુ આપણા જેવા સામાન્ય માણસોના નસીબમાં એવા ક્ષણજીવી ને દુઃખમિશ્રિત આનંદનો જ અનુભવ લેવાનું લખ્યું હોય છે

લોકોત્તર પુરુષ કોઈ પણ પ્રકારની બાહ્ય ઉપાધિ ઉપર આધાર રાખ્યા વિના પોતાનામાંથી જ આનંદ મેળવી લે છે સામાન્ય મનુષ્યો આનંદ માટે બાહ્ય વસ્તુ પર આધાર રાખે છે; પરંતુ એ વસ્તુ પ્રાપ્ત થતાં એમનો યોગ થતાં, મનગમતું મળી જતાં, એમને આનંદ પ્રાપ્ત થાય છે તે સિવાયની કંઈક બીજી જ વસ્તુ

પર એમનો આનંદ નિર્ભર રહેતો નથી.

પરંતુ કેટલાક માણસ એવા પણ હોય છે, જેમને પોતે ઇષ્ટ માનેલી વસ્તુ પ્રાપ્ત થાય તેટલાથીજ સંતોષ થતો નથી. મોટી ઉંમર સુધી કુંવારા રહેલા એક સજ્જન રોજ ભગવાનને પ્રાર્થના કરતા કે 'હે ભગવાન, તું મને ઝટપટ કન્યા મળે ને મારા આ ત્રણે પાડોશીઓની વહુઓ મરી જાય એવું કર.'

'અલ્યા, આવું તે ભગવાન પાસેથી મંગાતું હશે? તારે વહુ જોઈતી હોય તો બેશક તે માટે ઈશ્વરની પ્રાર્થના કર. પણ તારા પાડોશીઓની પત્નીઓને મારી નાખવાનું શા માટે એને કહે છે?' એમના એક મિત્રે એક વખત એમની પ્રાર્થના સાંભળીને નવાઈ પામી પ્રશ્ન કર્યો.

'હું બાયડીવાળો થાઉં તેમાં મને આનંદ તો જરૂર મળે, પણ મારા આ પાડોશીઓ બાયડીવિનાના થાય તો મારો આનંદ કંઈક ઓર વધી જાય.' એમણે જવાબ દીધો.

'તું તો ગાંડો થઈ ગયો છે ગાંડો.' એમના મિત્રે કહ્યું.

મારી સાથે હાઈસ્કૂલમાં ભણતા એક ભાઈ 'કોલેજમાં જવાનું આપણું કામ નહિ' એમ કહીને વેપારમાં પડેલા. ગઈ લડાઈ પહેલાં એ અચાનક મને મળી ગયા, ત્યારે મેં એમને 'ધંધાપાણી કેમ ચાલે છે?' એમ પૂછ્યું ત્યારે એમણે જવાબ દીધો:

'ધૂળ ને ઢેફાં. જેમતેમ દાળરોટલો કૂટી કાઢું છું. હું તો ધારતો'તો કે આ ધંધામાં બહુ સારો કસ હશે. પાંચસાત વરસમાં કંઈ નહીં તો ઘરઆંગણે એક મોટર તો આવી જ જશે એમ શરૂઆતમાં માનતો હતો, પણ અસનો ખરચો નીકળી રહે છે એટલાથી જ ગનીમત માનવી પડે છે.'

એમને મોટર વસાવવાનું બહુ જ મન હતું. ઘેર મોટર આવે એ સુખની પરાકાષ્ઠા છે એમ એ માનતા હતા. ત્યારપછી લડાઈ આવી અને એમના ધંધામાં એકદમ રસકસ ઊભરાઈ ગયા. લડાઈ પૂરી થયા પહેલાં જ એમને ઘેર, એક ઑફિસની ને એક અંગત કામ માટેની, એમ બે મોટરો પણ આવી ગઈ. મેં ધાર્યું કે હવે એમને પૂરેપૂરો સંતોષ થયો હશે.

ત્યારપછી એ મને મળ્યા ત્યારે વાતચીત દરમ્યાન મેં એમને કહ્યું: 'હવે તો તમને પૂરેપૂરો સંતોષ થઈ ગયો હશે. એકને બદલે બે મળી ગઈ.'

'બે? શું કહો છો? બેને મારે શું કરવી'તી?' એમણે કંઈક નવાઈ પામીને પૂછ્યું.

'કેમ? તમે સ્કૂલમાં હતા ત્યારથી તમને મોટર વસાવવાના કોડ હતા. હવે એકને બદલે બે મોટર ઘેર આવી ગઈ.' મેં કહ્યું.

'હા. તમે મોટરની વાત કરો છો?' એમણે કહ્યું.

'ત્યારે તમે શું સમજ્યા?' મેં પૂછ્યું.

'હું તો સમજ્યો કે તમે કન્યાની વાત કરતા હશો.' એમણે કહ્યું.

'કન્યાની? કેમ તમે પરણેલા છો ને ભાભી પણ ઈશ્વરકૃપાથી હેમખેમ ઘેર બેઠાં છે. પછી કન્યાની વાત ક્યાંથી આવી?' મેં નવાઈ પામીને પૂછ્યું.

'હું મારા ભત્રીજા માટે કન્યા શોધતો હતો. આ પરમ દહાડે જ એનું વેવિશાળ થઈ ગયું. મેં જાણ્યું કે તમે એની વાત કરતા હશો.' એમણે જવાબ દીધો.

'એ વાતની તો મને કંઈ ખબર નહોતી. હું તો મોટરની વાત કરતો'તો.' મેં કહ્યું.

'હા, મોટર તો આવી ગઈ.' એમણે જરાય ઉત્સાહ વિના કહ્યું.

'આમ ઢીલે અવાજે કેમ બોલો છો? નાનપણથી 'મોટર મોટર' કરતા હતા તે

બન્ને મોટર મળી ધાર્યાં કરતા પણ બેવડી સિદ્ધિ મળી પરંતુ કંઈ ખાસ આનંદ તમને થયો હોય એમ દેખાતું નથી ' મેં કહ્યું

'બે મોટર ઘેર આવી એ ખરું પણ કે–'

'પણ શું ?' એમને અટકતા જોઈને મેં પૂછ્યું

'ના, ખાસ તો કંઈ નહીં શરૂઆતમાં ઘેર મોટર આવી ત્યારે મને બહુ આનંદ થયો'તો પણ એ પછી પેલા રમણને ત્યાં પણ મોટર આવી એટલે મારો આનંદ અડધો ઓછો થઈ ગયો ' એમણે કહ્યું

'એ રમણ વળી કોણ છે ?' મેં પૂછ્યું

'અમારી બાજુમાં જ એની પણ દુકાન છે મંદવાણીમાં મંદી હતી ત્યારે અમે સાથે બેસીને રોદણાં રડતા હતા મારે ત્યાં પહેલી મોટર આવી ત્યારે એ બિચારો બસની વાટ જોતો બારમાં ઊભો રહ્યો હોય ને હું ત્યાંથી મોટરમાં પસાર થતો હોઉં તો એને બોલાવીને મોટરમાં બેસાડી દેતો મને એમાં બહુ આનંદ આવતો પણ હવે તો એને ત્યાં પણ મોટર આવી ગઈ ' એમણે કાંઈક ખિન્નતાથી કહ્યું

'એટલે તમે એને મોટરમાં બેસાડવા પૂરતો એના પર ઉપકાર કરી શકતા હતા તે તક હવે જતી રહી તેનો તમને શોક થાય છે એમ જ ને ?' મેં પૂછ્યું

'ના, ઉપકાર-અપકારની વાત નથી પણ એને ત્યાં મોટર આવી તે જ મને ગમતું નથી ' એમણે જવાબ દીધો

'તમને એ રમણ પર કંઈ ઊંડો ઊંડો દ્વેષભાવ હશે કદાચ એણે તમારું કંઈક બગાડ્યું હશે ' મેં કહ્યું

'ના, એવું પણ નથી એણે મારું કંઈ પણ બગાડ્યું નથી, તેમ જ એના પર મને દ્વેષભાવ પણ નથી પરંતુ એને ત્યાં પણ મોટર આવી પછી મારે ત્યાં મોટર આવી તેની મોટાઈ ક્યાં રહી એમ મને લાગ્યા કરે છે ' એમણે જવાબ દીધો

આ જાતની વૃત્તિ આપણા બધામાં હોય છે આપણે મોટેભાગે એને દબાવી રાખીએ છીએ એ વૃત્તિને બને તેટલી નરમ બનાવી દઈએ છીએ, પરંતુ કેટલાક મનુષ્યો એ વૃત્તિનું શમન કરી શકતા નથી પોતાનું ભલું થાય, પોતાને કોઈ ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ થાય એટલાથી જ એમને આનંદ મળી શકતો નથી એમનો આનંદ પોતાના પૂરતો જ મર્યાદિત રહેતો નથી, પણ બીજાના ઉપર પણ એ આધાર રાખે છે પોતાનું સારું થાય ને બીજાનું ન થાય તો જ એમને આનંદ પ્રાપ્ત થઈ શકે છે

અમુક ધંધો કરીને પૈસાદાર ને વગદાર બનેલા એક ગૃહસ્થના સગાવહાલાઓ ફરિયાદ કરે છે "એ તો બહુ સારું કમાય પણ અમે એમના ધંધામાં પડવાની સલાહ લેવા જઈએ છીએ તો એ હસીને ના પાડે છે એ કહે છે 'એ તમારું કામ નહીં ' એમને થાય છે કે રખેને કોઈ બીજા માણસ જેટલો પૈસાદાર થઈ જાય આથી એમના ધંધામાં પડતા એ આમને અટકાવે છે " આ વાત સાચી હોય કે નહીં, પણ કદાચ એ ધંધામાં રહેલા જોખમના અનુભવ પરથી જ બીજાઓને એ ધંધામાં પડવાની એ સલાહ આપતા નહીં હોય પણ 'હું ખૂબ પૈસાદાર થાઉં ને બીજા પૈસાદાર ન થાય' એવી ઇચ્છા અજાણ્યે ઊંડે ઊંડે એમના મનમાં રહેલી હોય તો નવાઈ નહીં

એક ખૂબીની વાત એ છે કે આ જાતની વૃત્તિ બહુધા નિકટનાઓ, સગાસંબંધીઓ ને પડોશીઓ વચ્ચે જ સેવાતી હોય છે બહુ દૂરની કે અપરિચિત વ્યક્તિઓ પરત્વે આ અદેખાઈની વૃત્તિ થતી નથી

હિંદુસ્તાન ને પાકિસ્તાન એ બે પાડોશી રાજ્યો છે એટલું જ નહીં, પણ સમ જિ... રાજકીય, ઐતિહાસિક, ભૌગોલિક, સાંસ્કૃતિક એમ અનેક દૃષ્ટિએ જોતાં એક જ અંગના

એ જુદાંજુદાં અંગો હોય તેવાં છે. આમ છતાં આજે પાકિસ્તાનમાં એવા મનુષ્યો પણ વસે છે, જે પાકિસ્તાન આબાદ થાય તેટલાથી જ સંતોષ ન માનતાં સાથેસાથે હિંદુસ્તાન હલકું પડે એવી પણ ઇચ્છા રાખે છે.

સ્વાતંત્ર્યદિનના ઉત્સવને અંગે ત્યાંના હિંદી એલચીખાતામાં કામ કરતા કેટલાક હિંદીઓએ હિંદુસ્તાનનો વાવટો પોતાના નિવાસસ્થાને ફરકાવ્યો તે આ પ્રકારની ઇચ્છા રાખતા મનુષ્યોથી જોઈ શકાયું નહિ. એમને સંતોષવા ખાતર હિંદુસ્તાનના વાવટા ભેગો પાકિસ્તાનનો વાવટો પણ ફરકાવવામાં આવ્યો. પણ તેથી યે એમને સંતોષ ન થયો. માટી ખાતી એક નાની છોકરીને તેની માતા ધમકી આપતાં કહેતી: 'માટી ન ખા. તું માટી ખાશે તો હું તને પિપરમીટ નહિ આપું.' એ છોકરી માતાની ધમકીને જરા પણ ગણુકાર્યા વિના જવાબ દેતી: 'હું માટી પણ ખાઈશ ને તું પિપરમીટ પણ આપજે.' એ જ રીતે એ બિરાદરો કહેવા લાગ્યા: "અમારો વાવટો ફરકાવો ને તમારો કાઢી નાખો." બંને વાવટાઓ સાથે ફરકતા રાખવામાં આવ્યા હોત, તો એ કંઈ લડી પડવાના નહોતા કે બહુ નજીક આવી ગયેલા પતંગોની પેઠે એના પેચ પણ લાગી જવાનાં નહોતા. આમ છતાં 'અમારો વાવટો ખરો ને તમારો નહિ' એ જ વિરોધીઓના પોકારનો મુખ્ય સૂર હતો.

આમાં ઉપર કહેલી વૃત્તિ જ કામ કરી રહી હતી. આપણે ત્યાં પણ એવા ઘણા માણસ હશે, જેના મનમાં ઊંડેઊંડે એમ થતું હશે કે હિંદુસ્તાન ખૂબ આબાદ થાય, દુનિયામાં એની કીર્તિ દહાડેદહાડે વધતી જાય, પાંચ દેશોમાં એનો પ્રભાવ પડે અને સાથેસાથે પાકિસ્તાન તંગીમાં આવી જાય, ત્યાંના લોકો હેરાનપરેશાન થઈ જાય તો કેવું સારું! જરા વિચાર કરતાં જણાઈ આવ્યા વિના નહીં રહે કે એમ થાય તો હિંદુસ્તાનની સ્થિતિ પણ કફોડી થયા વિના રહે નહીં. પડોશના પ્રદેશમાં પ્રવર્તતી અંધાધૂંધીની અસર આપણા દેશ પર પણ થયા વિના કદી રહે નહીં. આમ સમજ્યા છતાં એ પડોશના પ્રદેશનું અહિત થાય તો તેથી રાજી થનારા ઘણા માણસો આપણે ત્યાં પણ છે.

બીજાનું સારું ન ખમી શકાય એને આપણે અદેખાઈ કે ઈર્ષ્યાનું નામ આપીએ છીએ. પણ આ વૃત્તિને ઈર્ષ્યા ભાગ્યે જ કહી શકાય. ઈર્ષ્યા હમેશાં પોતાના કરતાં વધારે સારી સ્થિતિએ હોય તેની થાય છે. આપણા કરતાં વધારે સુખવૈભવ, પ્રતિષ્ઠા કે આનંદ ભોગવતો મનુષ્ય આપણા જેટલી જ નીચી કક્ષાએ ઊતરી આવે એવી ઇચ્છા સેવવી તેનું નામ ઈર્ષ્યા અથવા અદેખાઈ. પણ અહીં તો મારે ત્યાં સૂર્યોદય થાય અને તારે ત્યાં અંધકારના ઓછાયા ઊતરે, હું વેબરખાજાં ખાઉં ને તારે માટે એકલું દૂધ રાખવામાં આવ્યું હોય તે પણ બિલાડી પી જાય, એવા પ્રકારની વૃત્તિ સેવવામાં આવે છે.

મોટા થવાની ઇચ્છા દરેક માણસમાં રહેલી હોય છે. મારું વજન બહુ ઓછું છે. એકવાર વીમા કંપનીમાં કામ કરતા મારા એક મિત્ર મારો વીમો ઉતરાવવા એમના ડોક્ટર પાસે લઈ ગયા. મારો વીમો ઉતારવા જે કંપની તૈયાર થાય તેનો પોતાનો વીમો ઉતારવાની જરૂર છે એમ હું માનતો હતો, છતાં આ બહાને મફત ડોક્ટરી તપાસનો લાભ મળતો હોય તો શા માટે જતો કરવો એમ ધારી હું કબૂલ થયો. ડોક્ટરે મારી શારીરિક તપાસ કરી ને સંતોષ વ્યક્ત કર્યો. મને નવાઈ લાગી. પછી એમણે મને પૂછ્યું: 'તમારું વજન કેટલું હશે?'

'મારા વજન વિષે હું બહુ વિચાર કરતો

નથી એ વિષે ખાસ કંઈ બોલવા જેવું હોય એમ મને લાગતું નથી ' મેં જવાબ દીધો મારા જવાબથી એમને સંતોષ ન થયો એટલે એમણે મારું વજન લીધું 'વજન દેખાડતો કાંટો પચીસેક માઈલની મુસાફરી કરી તાજો જ પાછો ફર્યો હોય ને ખૂબ થાકી ગયો હોય તેમ ધીરધીરે જરાકસરક્યો ' ખરાબર ઊભા રહો ' ડૉકટરે મારા ઊભા રહેવામાં કંઈક વાંધો હશે એમ ધારીને કહ્યું હું નીચે ઊતરીને ફરી ઊભો રહ્યો કાંટે પહેલાંની માફક જ આસ્તે આસ્તે થોડુંક ફર્યો, ચાટયો ' આ મશિનમાં કંઈક વાંધો લાગે છે ' એમ કહીને એમણે મને ઊતરી જવા કહીને મશિન તપાસી જોયું પોતાનું વજન કરી જોયું 'બધું બરાબર છે હવે તમે ફરી ઊભા રહો જોઉ ? ' એમ કહીને એમણે મને ફરી ઊભો કર્યો કાંટો પ્રથમની પેઠે જ ધીરધીરે જરાક ફરી એકાદ આંકડો આગળ જઈ અટક્યો

'બસ ! આટલું જ તમારું વજન ? હોય નહિ !' ડૉકટરે કહ્યું

'સાચું પૂછો તો ડૉકટરસાહેબ, મારું આ જ વજન છે નથી તમારા મશિનમાં કંઈ વાંધો કે નથી મારા ઊભા રહેવાની રીતમાં વાંધો, વાંધો હોય તો તે મારા શરીરમાં રહેલી' અથવા નહીં રહેલી ચરબીનો છે ' મેં કહ્યું

'અરે ! ત્યારે તો તમારો વીમો કેમ ઉતારી શકાય ?' એમણે જરા નિરાશ થઈને કહ્યું

'કંઈ વાંધો નહીં ડૉકટરસાહેબ, ન ઉતારાય તો ન ઉતારશો ઉતારો જ એવો કંઈ ખાસ મારો આગ્રહ નથી.' મેં કહ્યું

'તમારું વજન પહેલેથી જ એ છું હતું ?' ડૉકટરે પૂછ્યું

'હાજી, નાનપણથી જ ' મેં કહ્યું

'વધ્યું જ નથી ?' એમણે પ્રશ્ન કર્યો

'વધ્યું છે જરૂર વધ્યું છે નાનપણમાં હું માત્ર પાંચ રતલનો હતો, તે કરતાં મારું વજન વધ્યું છે અત્યારે ઘણું જ વધારે છે ' મેં જવાબ દીધો

ડૉકટરને મારો જવાબ બહુ રુચ્યો હોય એમ લાગ્યું નહીં પણ ગમે તેવા નબળામાં નબળા માણસનું શરીર પણ એ જન્મે છે પછી મોટું થતું જાય છે ને એનું વજન વધતું જાય છે થોડા વખત પછી એ વધતું અટકી જાય છે ને તે પછી એ ઘટવા પણ માંડે છે પણ તે જુદી વાત છે જન્મે એટલે તરત જ માણસ મોટો થવા માંડે છે શરીરનો એ ધર્મ જ છે આ મોટાઈ એકલું શરીર પ્રાપ્ત કરે તેથી માણસને સંતોષ થતો નથી એને તો દરેક રીતે મોટા થવું હોય છે મોટા થવાની ઇચ્છા દરેકમાં કુદરતી રીતે રહેલી હોય છે મોટા માણસો બીજા પર સરસાઈ ભોગવતા હોય છે, અન્યો ઉપર પોતાની સત્તા ચલાવતા હોય છે એમ આપણે જોઈએ છીએ મોટાઈ હંમેશા સાપેક્ષ હોય છે અકબર ને બિરબલની વાતમાં આવે છે કે અકબરે એક લીટી દોરીને બિરબલને કહ્યું, કે 'તું આ લીટીને અડક્યા વિના એને મોટી કરી આપ ' બિરબલે એ લીટીની નીચે બીજી નાની લીટી દોરી ને કહ્યું 'જુઓ જહાંપનાહ આપની લીટી મોટી થઈ ગઈ ' આ વાર્તા માત્ર બિરબલની ચતુરાઈ બતાવે છે એટલું જ નથી, પણ એમાં ઊંડું રહસ્ય રહેલું છે બિરબલે અકબરની દોરેલી લીટી કરતાં નાની લીટી દોરી એ લીટીને મોટી કરી બતાવી, તેવો કીમિયો આપણે બધા કોઈ ને કોઈ રીતે કરતા હોઈએ છીએ આપણી મોટાઈની આકાંક્ષા બીજાને નાને બનાવીને આપણે તૃપ્ત કરીએ છીએ બીજો પણ જો આપણા જેટલી ઉચ્ચ પદવીએ પહોંચે અથવા આપણા જેટલો જ સુખી ને સમૃદ્ધ બને તો

પછી આપણી મોટાઈ ક્યાં રહી? બીજાના કરતાં આપણે મોટા છીએ એમ શી રીતે કહી શકાય? બીજાને ભોગે, કોઈકને નાના બનાવીને જ મોટા થઈ શકાય છે અને તેથી મોટાઈ માટેની અતૃપ્ત રહેલી વાંછના બીજાને પોતાના જેવા જ સ્થાને પહોંચતો જોઈને અકળાઈ ઊઠે છે. આથી 'તને મૂકીને હું ભોગવું, હું મોટો થાઉં ને તું નાનો થા' એમ માણસ બીજાને ઉદ્દેશીને પ્રગટ રીતે નહીં તો પોતાના મનમાં કહે છે. સરખામણી હમેશાં જે પાસેપાસે હોય તેની જ થઈ શકે છે. એટલે આ વૃત્તિ નિકટના મનુષ્યો તરફ જ વધારે સેવાતી હોય છે. પાડોશી કરતાં પોતાના મકાનનું છાપરું ઊંચું કરાવવામાં અથવા તો પરિચિત ને સગાંસંબંધીઓના બચલા વર્ગ કરતાં પોતાની સ્ત્રી 'કપડાંલત્તાં' હમેશ વધારે સારાં પહેરે' એવી કાળજી રાખવામાં આ જ વૃત્તિ પ્રધાનપણે કામ કરી રહી હોય છે. સમાનતાની બૂમો પાડવા છતાં આપણને બીજાની સમાન થવું રુચતું નથી. આપણા સિવાય બીજાઓ વચ્ચે ભલે સમાનતા રહે, આપણે તો સૌથી ઊંચા–*अत्यतिष्ठद्दशांगुलम्*–દસ આંગળ સૌથી ઊંચા રહીએ એમ ઇચ્છીએ છીએ.



ગેસ્ટાપોના સફળ એજન્ટ બનવા માટે કાન તીક્ષ્ણ જોઈએ. આવા સફળ ગેસ્ટાપોને નોર્વે મોકલવામાં આવતા હતા. ત્યાં તેઓ નોર્વેની પ્રજાની બધી ચાંપતી હિલચાલ રાખતા. એક દિવસ આવા એક ગેસ્ટાપોએ કોઈ એક અજાણ્યા સાથે વાત કરતા એક વૃદ્ધને સાંભળ્યો.

વૃદ્ધ બોલતો હતો :

'નાઝીઓની વિરુદ્ધ તમારે કહેવું હોય તે કહો, પણ વ્યક્તિગત રીતે તો હું એક નોર્વેવાસીનું કામ ન કરું, પણ દસ જર્મનોનું કરું.'

નવા આવેલા ગેસ્ટાપોને પોતે કરેલી શોધ માટે આનંદ થયો. તેને થયું કે નક્કી આ ભાઈ મારી જમાતના રાજદ્રોહી જ છે. આનંદથી એણે પેલા વૃદ્ધને અભિનંદન આપતાં પૂછ્યું :

'પણ તમે એવું કયું કામ કરો?'

'ઘોર ખોદવાનું!' જવાબ મળ્યો.



ભાગવત પરની ટીકાના રચયિતા એકનાથ મહારાષ્ટ્રના વિખ્યાત સંત થઈ ગયા. એમના ગુરુ જનાર્દન સ્વામી હતા. એકનાથ ગુરુને વારંવાર પૂછે:

'ઈશ્વરનો સાક્ષાત્કાર કઈ રીતે થઈ શકે?'

ગુરુ દરેક વખતે એમને ચોખ્ખો ઉત્તર આપતા નહીં.

એક વખત ગુરુનો હિસાબ રાખતા હતા, તેમાં આવેલી એક પાઈની ભૂલ શોધવાનું એકનાથને એમને કહેવામાં આવ્યું. રાત્રે આઠ વાગ્યે એ બેઠા. જમાઉધારનાં પાસાં વારંવાર ઉથલાવ્યાં. ભૂલ જડે જ નહીં. છેવટે ત્રણના ટકોરા પડ્યા. એકનાથને થયું:

'એક વખત પણ મારે ગુરુની લાગણી દુભાય એવું શા માટે કરવું? ફરજમાંથી ચલિત કેમ થવાય?'

પંદર મિનિટનો વિશ્રામ લઈને પુનઃ બેઠા. મહામહેનતે ભૂલ શોધાઈ, ત્યારે એમના ઉત્સાહનો પાર નહોતો. આનંદમાં આવી જઈ એ ગાવા લાગ્યા. પાછું જુએ છે તો ગુરુ ઊભેલા હતા. એકનાથ એમને પગે પડ્યા. ગુરુએ કહ્યું:

'વત્સ, સાક્ષાત્કાર શું છે તે હવે તું જાણી શક્યો છે. આટલી જ એકાગ્રતાથી આંતરિક દૃષ્ટિ કર. હૃદયમાં બેઠેલા સચરાચરનાં તને અચૂક દર્શન થશે.'

• તે પછીથી કહેવાય છે કે એકનાથને સાચી આંતરદૃષ્ટિ પ્રાપ્ત થઈ.



# ગજબ છે!

શ્રી ગુલાબદાસ બ્રોકર

સયુક્ત કુટુબજીવનની મીઠાશ આજે જાણે અદશ્ય થતી જણાય છે પિતાપુત્ર અને ભાઈભાઈ વચ્ચેના સબધોમા અમી નથી, સુવાસ નથી કેટલાક કિસ્સાઓમા લોહીસબધે સકળાયેલી બે વ્યક્તિઓ અન્યોન્યને દુશ્મન પેઠે નીરખે છે જાણી જોઈને અન્યના માર્ગમા વિટબણા ઊભી કરાય છે પણ એ રાહ શું સાચો છે? પેટને માટે બીજાને પાડુ પાસ્વાની વૃત્તિ યોગ્ય છે? સજોગોના માર્યા બેકાર બનેલ બે ભાઈઓ ને એક નોકરી—આ પરિસ્થિતિનુ કલાત્મક ચિત્રણ લેખકે આ નાટિકા દ્વારા રજૂ કર્યું છે

**પાત્રો:**

**પન્નાલાલ:** મધ્યમ વર્ગનો માણસ
**ચપા:** પન્નાલાલની સ્રી
**મોહન:** પન્નાલાલનો પુત્ર
**ધનુ** પન્નાલાલનો ભાઈ

**સ્થળ:** કાઠિયાવાડમા હોય છે એવુ એક, ઘણા સામાન્ય સ્થિતિના માણસના ઘરનુ દીવાનખાનુ ઓરડામા રાચરચીલુ એ સ્થિતિને યોગ્ય હોય છે એ ઓરડામા અદરના રસોડામાં જવાના ઓરડાનુ બારણુ પડે છે

**સમય:** સાજના સાડા છ

[ પડદો ઊપડે છે ત્યારે પન્નાલાલ હાથમા તારનુ પતાકડુ લઈને આનદમા એ વારવાર વાચતો હોય છે તેની ઉમર પાત્રીસેક વર્ષની છે મો બેસી ગયુ છે શરીર નબળુ છે સ્થિતિની સામાન્યતા સ્પષ્ટ દેખાઈ આવે છે ]

**પન્નાલાલ:** (અવાજમા ઉત્સાહ અને આનદપૂર્વક) ચાલો, જલદી ભાણુબાણુ કરવા મડી જાવ મારે આજે ને આજે જ જવાનુ છે હો!

[ તેની પત્ની ચપા ત્રીસેક વર્ષની, નમણી કહી શકાય એવી, પણ તવાઈ ગયેલી દેહસ્થિતિવાળી રસોડામાથી ઉતાવળી આવે છે ]

**ચપા** (દોડી આવતા) શેઠનો તાર આવ્યો?

**પન્નાલાલ.** નહીં ત્યારે? આ હમણા તારવાળો ગયો ઈ ન જોયો?

**ચપા** ન જોયો ઈ જ સારુ થ્યુ નહીં તો મારી છાતી એવી ધડકત!

**પન્નાલાલ:** એમા છાતી શેની ધડકે? ખબર હતી તોય?

**ચપા:** રખેને ના આવી તો?

**પન્નાલાલ:** ના શેની આવે? એમ ના કહેવા કઈ શેઠિયાઓ તારના પૈસા ખરચે?

**ચપા:** મને એવી બધી શી ખબર પડે? (વહાલથી) ઈ બધુ તમે હુશિયાર માણસો જાણો સારુ થ્યુ લો મારી માનતા ફળી. તારમા શું લખ્યુ છે?

**પન્નાલાલ:** (હર્ષથી) દીવા જેવુ ચોખ્ખુ છે જોઈન સર્વિસ ઈમિડિયેટલી લે વાચ

**ચપા.** (હસતી-હસતી) હું તો મૂઈ શુ વાચુ? મે કઈ કાળા અક્ષર કૂટી માર્યા છે તી ઈ વાચુ, કે તમે આમ ગોટપીટ ગોટપીટ કરી આ એમા સમજુ? ફોડ પાડીને કહો તો ખબર પડે?

**પન્નાલાલ:** (હસતા) તી આહી મને ય ક્યા ઝાઝુ આવડે છે? આ તો મહાવરાથી માડ આટલુ સમજાય (સમજાવતા) ઈ તો એમ કહે છે કે જલદી નોકરીમા જોડાઈ જાઓ.

**ચપા** (હર્ષથી) તી જોડાઈ જ જઈશુ. અહી કોની ના છે? એની જ વાટ જોતા બેઠા'તા

**પન્નાલાલ:** અથી, આજ આઠદો પોરસ ને સફાઈ કરે છે પણ આઠ દી પહેલા 'વિચાર કરીએ છીએ' એવો શેઠનો કાગળ આવ્યો ત્યારે તો તારુ ડાચુ જોવા જેવુ થઈ ગયુ'તુ.

છોરા, આવો ઉતાવળો–ઉતાવળો ?' મેં કહ્યું: 'કંઈ નહિ, અમથો' તો કહે કે 'તો ય ?' મેં કહ્યું: 'મારા દોસ્તારની છડિપેન મારા ખીસામાં રહી ગઈ છે, તી એને પાછી આપવા જાઉં છું.'

**ચંપા :** બીજું કંઈ ન પૂછ્યું ?

**મોહન :** ના, બીજું શું પૂછે ?

**પન્નાલાલ :** (ઉત્સુકતાથી) પણ તને આવો જવાબ આપવાનું કેમ સૂઝ્યું, મોહન ?

**મોહન :** કાં, એમાં શું સૂઝવાનું હતું ?, ધમુકાકાને હમણાં કહેવાય કંઈ?

**પન્નાલાલ :** શાબાશ, મોહના, તું યે હુશિયાર નીકળ્યો.

**ચંપા :** (ગર્વપૂર્વક) હુશિયાર જ હોય ના ? તમારો દીકરો થયો છે ઈ કાંઈ અમથો થ્યો છે ?

**મોહન :** બા, કંઈક બતાવું ?

**ચંપા :** (વહાલથી) શું છે, બેટા ?

**મોહન :** આ જો.

**ચંપા :** આ શું ? પીપરમીટ! ક્યાંથી કાઢી ? ને માથે આ બે પૈસા ? લઈ ગ્યો'તો ઘેરથી ?

**મોહન :** ક્યાંથી કાઢ્યા હશે, કહે જોઉં ?

**ચંપા :** ક્યાંથી કાઢે, તી સાચવી રાખ્યા હશે ક્યાંક ઘરમાં; તારા બાપુને નોકરી મળી એના માનમાં ઉજાણી કરી દીકરા ?

**મોહન :** બાપુ, તમે કહો, ક્યાંથી કાઢ્યા હશે ?

**પન્નાલાલ :** મને શી ખબર પડે, ભાઈ! મેં કંઈ તને આપ્યા નથી.

**મોહન :** કહું ?

**ચંપા :** કહે ને.

**મોહન :** (આનંદથી) ધમુકાકાએ એક આનો આપ્યો.

**ચંપા :** શા સારુ ?

**મોહન :** મેં કહ્યું ના કે છડિપેના આપવા જાઉં છું તી મારે માથે હાથ ફેરવીને કહે: 'શાબાશ દીકરા, આવો ને આવો પ્રામાણિક રહેજે હોં. તારા બાપદાદાની આબરુ વધારજે. ને લે, આની પીપરમીટ ખાજે.' કહીને તરત એક આનો આપ્યો.

**ચંપા :** (પતિને) ધમુભાઈને વહાલ બહુ છે હોં મોહનિયા ઉપર.

**પન્નાલાલ :** એને તો બધાં ઉપર વહાલ છે. ઈ તો બિચારો આજે......

**ચંપા :** લ્યો ત્યારે, તમે બાપદીકરો વાતું કરો, ત્યાં હું જલદીજલદી શીરો કરી નાખું. (જાય છે.)

**મોહન :** હેં બાપુ, તમે યાં ક્યારે પહોંચશો ?

**પન્નાલાલ :** ચોથે દીએ.

**મોહન :** એટલું બધું ?

**પન્નાલાલ :** છેક બંગાલ જવું છે, કંઈ નજીક થોડું છે ?

**મોહન :** રજા ઉપર પાછા ક્યારે આવવાના, બાપુ ?

**પન્નાલાલ :** ઈ તો કેમ કહેવાય, બેટા? બે વરસ તો ઓછામાં ઓછાં ખરાં જ.

**મોહન :** એટલું બધું ?

**પન્નાલાલ :** ત્યારે ? નોકરી કરીને પેટ ભરવું સહેલું છે, ભાઈ ?

**મોહન :** બાપુ, પાછા આવશો ત્યારે મારે માટે શું લાવશો ?

**પન્નાલાલ :** તું કહે ઈ, મોહન. જે તું કહે ઈ લઈ આવીશ, બોલ. તું તો મારો ડાહ્યો દીકરો છે. તારી બાનું ધ્યાન રાખજે હોં, એને ઓછું ન આવે જરી ય. બોલ, શું લઈ આવું તારે માટે ?

**મોહન :** કહું ? (જરા વાર રહીને) જરા વિચાર કરી લઉં.

**પન્નાલાલ :** બરાબર વિચાર કરી લે. આજે મારે આનંદનો દિવસ છે. તું કહીશ

એનુ તને વચન આપીશ ને ગગે ઈ કરીને પાળીશ.

**મોહન** : (ઉત્સાહથી) તો બાપુ, એક સરસ બેટ મારે માટે લઈ આવજો સરસ હો, એવા મેચમા રમે છે ના, એવુ

**પન્નાલાલ** : બેટ ને બેટનો બાપ ! તુ કહીશ તેવુ બેટ લઈ આવીશ હો. તુ આનંદમા રહેજે.

**મોહન** : બાપુ, ચોક્કસ હો

**પન્નાલાલ** : ચોક્કસ ચોક્કસ, એમા ફેર ન પડે

**ચપા** : (આવીને) ચાલો હવે, થાળી પીરસુ છુ, પછી સામાન બાધીસી ધીને થોડી વાર સૂઈ જાઓ રસ્તામા પાછા ઉજાગરા તો છે જ—ગાડીમાં

**પન્નાલાલ** આટલી વારમા તૈયાર ?

**ચપા** : એમા વાર શી લાગે ? ચાલો

**પન્નાલાલ** : ચાલો ચાલ મોહન

[બધા રસોડામા જાય છે એક પળ શાતિ. પછી ખડકીની બારી ખખડતી હોય એવો અવાજ ]

**ચપા** . (હૉલમાંથી બહાર આવી, ફાળ પડી હોય તેવા સાદે) કોણ ?

**ઘમુ** (બહારથી) ઈ તો હુ, ભાભી કા પન્નાભાઈ, શુ કરો છો ?

[મોહન તથા પન્નાલાલ પણ દીવાનખાનામા આવી જાય છે પન્નાલાલથી જરા નરેથો પણ એવી જ સામાન્ય સ્થિતિનો લાગતો એનો નાનોભાઈ ઘમુ પ્રવેશે છે ]

**પન્નાલાલ** (પડી ગયેલા અવાજે) કોણ ઘમુ ? આવની ભાઈ

**ઘમુ** જમતા 'તા ને બહાર શુ કરવા આવ્યા ? હુ અહી બેઠો છુ તમે જમી લો 'ત્યારે

**પન્નાલાલ** : ઈ તો હજી થાળી પિરસાતી 'તી. એની કઈ ઉતાવળ છે ? ચાલ તુ પણ જમવા

**ઘમુ** : તમે જમ્યા એટલે હુ તો જમ્યો જ છુ મોટાભાઈ ! જમી લો તમનમારે

**ચપા** : જમી લે ને હમણા ઘમુભાઈ પણ આવશે ચાલો ઘમુભાઈ.

**ઘમુ** . હુ તો જમેલો જ છુ હવે, ભાભી કા પન્નાભાઈ, ક્યા જવાની તૈયારી કરી ?

**પન્નાલાલ** : (ઢીલા અવાજે) શેની તૈયારી ? ઈ તો ઠીક, ભઈ

**ઘમુ** : (ટાઢાશથી) મને ખબર પણ ન આપી ? શેઠને કઈક સપેતરુ તો મોકલત

[કોઈ કઈ બોલતુ નથી . થોડી પળ પછી]

**ઘમુ** : (એ જ ટાઢાશથી) સારુ કામ કર્યું, લો તમને નોકરી મળી તેથી અમે રાજી

**પન્નાલાલ** : (દુ:ખી અવાજે) શુ કરીએ ભાઈ ? પેટનો ખાડો પૂર્યા વિના કઈ છૂટકો છે ?

**ઘમુ** : હા ભાઈ, હા એનુ તો જતન કરવુ જોઈએ ના ? (જરા ગરમી આવે છે અવાજમા) પછી ભલેની ઈ ખાડો પૂરતા સગા ભાઈનુ પેટ ફોડી નાખવુ પડે

**ચપા** : (જરા ઊચે સાદે) આવા ટાઢા શીદ મારો છો, ઘમુભાઈ ? બિચારાને જવા ટાણે હેરાન કરવા આવ્યા તી !

**ઘમુ** (ઊચે સાદે) પણ ભાભી, એને શરમ ન આવી આ નાનાભાઈનુ પેટ ફોડી નાખતા ?

**પન્નાલાલ** : (બૂમ મારતો) ધીમા પડો, બેય ધીમા પડો (જરા ધીમો પડી) બાકી ઘમુ, તને કઈ મે નોકરી છોડી રુઆબ કરવાનુ કહ્યુ નહોતુ

**ઘમુ** : છોડે નહિ તો શુ કરે ? સોના પોણોસો કર્યા ને પોણોસોના સાઠ એ સાઠ આપવા પણ શેઠને વધુપડતા લાગ્યા અહીં છેક કાઠિયાવાડથી ત્યા બગાળ સુધી ક્યાં ઘસી પચાસ રૂપરડીમા નોકરી કોણ કરે ?

મને કહે કે 'હવે પચાસમાં જ રહેજો.' મેં ના પાડી. પચાસમાં મારું પૂરું કેમ થાય? સાત વરસની નોકરી મારી. મારા જેવું માણસ એને યાં છટ મળે પણ કોણ? મારા મનમાં કે જરૂર મહિને-બેમહિને મને બોલાવશે. મને શી ખબર કે માનો જણ્યો સગો ભાઈજ મને દગો આપશે?

**પન્નાલાલ :** તી ભાઈને પેટ નહિ હોય કાં? આજ દોઢ વરસથી આમ નવરો બેઠો છું ઈ જોતો નથી? દાગીના પણ વેચાતા વેચાતા ખલાસ થવા આવ્યા. શેઠે માણસ કમી કરવા ખાતર મને રજા આપી ત્યારે તને એમ ન થયું કે મારો પગાર જરા ઓછો કરો. પણ મારા ભાઈનો જાન લ્યો મા.

**ધમુ :** લ્યો, ભાઈ બોલ્યા! જરાય જશ વસે છે કે આગલી નોકરી છૂટી ગઈ ને ખાલી પડ્યા ત્યારે શેઠને કેટલાં-કેટલાં વાનાં કરીને તમને નોકરીએ 'રખાવ્યા' 'તા! બાકી માણસ કમી કરે ત્યારે તો નવા માણસને પહેલાં છૂટા કરે એમાં હું એને કહું ય શું?

**ચંપા :** ઈ તો ઘણું ય, દાનત હોય તો, કહેવાય કે મારો ભાઈ છે, એને છૂટો નહીં થાય ને એને છૂટો કરવો હોય તો આ હું ય છૂટો.

**પન્નાલાલ :** આ તો શેઠે કહ્યું કે પન્નાલાલને છૂટો કરો ને ભાઈએ આંખમાં પાણી આણીને કહ્યું કે ભાઈ, શેઠ કામકાજ ઓછું કરે છે ને તમને છૂટા કરે છે. બસ, થઈ રહ્યું. આંખમાં પાણી આવ્યાં એટલે બધું ય આવી ગ્યું.

**ચંપા :** ઈ તો આંહી આ રુદિયામાં ભડકો લાગવો જોયે ભડકો, તયેં થાય.

**ધમુ :** (ચિડાઈને) મને કંઈ યે નહોતું લાગતું, હાઉં! મને કંઈ યે નહોતું થાતું ને આંખમાં પાણી ય અમથાં આવતાં'તાં. (ગુસ્સાપૂર્વક) જખ મારી એટલા કાલાવાલા કરીને તમને નોકરી અપાવી ઈ, બસ?

**પન્નાલાલ :** એમ કોણ કહે છે તી આટલો ગુસ્સો કરે છે? નોકરી અપાવી ઈ તારો ઉપકાર, કહે તો તારે પગે પડું.

**ધમુ :** મોટાભાઈ, મને નાહકનો ચીડવો મા. શેઠ સાલ્લો સટ્ટે ચડી ગ્યો ને બે પૈસા કમાણો એમાં જીનમાં કામ ઓછું કરી નાખ્યું, એમાં હું શું કરું? તમારે વેર બેસવું પડ્યું એમ અંતે તો મારે ય ઈ જ વારો આવ્યો ના? મન મારું જાણે છે, કેમ દહાડા જાય છે ઈ.

**પન્નાલાલ :** મને એનો અનુભવ ક્યાં નથી? પૂછ તારી ભાભીને, આ દોઢ વરસમાં પેટ ભરીને ખાધું છે કોઈ દી?

**ચંપા :** ખાવાની તો વાત બળી, પણ હમેશાં ને હમેશાં લોહી બાળ્યા કરે. એમ, લોહી બાળ્યે કંઈ નોકરી મળતી હશે? ઊલટાના સુકાઈને પોતે ઠીંઠું થઈ ગ્યા.

**પન્નાલાલ :** સુકાય નહીં તો શું થાય? છતી શક્તિએ કામધંધો ન મળે ને ઘરના દાગીના ખાવા પડે ત્યાં કોળિયો ગળે કેમ ઊતરે?

**ધમુ :** એટલે તો હું કહું છું ના કે મારો કોળિયો તમારે નો'તો ઝૂંટવવો!

**પન્નાલાલ :** તારે એમ જ બોલવું હોય તો એમ જ બોલ, જા મારે જવાબ નથી દેવો.

**ધમુ :** ક્યાંથી જવાબ દો તમે પન્નાભાઈ, મારી વાત સાવ સાચી હોય ત્યાં?

**ચંપા :** કપાળ તમારી વાત સાચી છે, ધમુભાઈ.

**ધમુ :** ત્યારે?

**પન્નાલાલ :** ત્યારે શું? ક્યાં યે નોકરી ન મળતી હોય ને ઘરમાં ખાવાને ફૂટી બદામે ન હોય તો તારા વટને ખાતર માણસ ભૂખે

મરે ? હું ન હોત, તો મારો બાપ બીજો ને કરી લઈ લેત શેઠે ઓછા માણસોને કમી કર્યા છે ?

**ચંપા :** ને છે બીજે ક્યાંય નોકરી ? તમે જ બતાવો, ધમુભાઈ તમે તો આટલા અનુભવી ને એક જ જગ્યાએ કામ કરેલા જૂના માણસ છો તો ય તમને ય ક્યાંય નોકરી મળે છે ?

**ધમુ :** ક્યાંથી મળે આવે ટાણે ? છે એની ય છૂટી જાય છે.

**ચંપા :** તો પછી આને બિચારાને દોષ દો છો પણ કંઈ વિચાર કરો છો ?

**ધમુ :** વિચાર તો બધો થાય પણ શું થાય ? ઇ આડા ન પડ્યા હોત તો જીવ ભલે શેઠ ન ચલાવે પણ એનું ધ્યાન રાખવા માણસ રાખ્ય વગર એને છૂટકો નહોતો એની મેળે મને બોલાવત.

**પન્નાલાલ :** બોલાવવો હત તો તો ન બોલાવત આટલા મહિનામાં ? ઇ કંઈ આપણો ઘર સાચવીને બેસી ન રહેય, ઈ શેઠિયાઓ એને ય માણસ ગણી રહે.

**ધમુ :** (હસીને) મળી જ રીયો ના એને આણુસ ? બસ્સો તાર મૂકીને બોલાવ્ને

**પન્નાલાલ :** કોણે કીધું તને તાર મૂકીને બોલાવ્યો ઇ ?

**ધમુ :** એમાં કહે તી કોણ ? આખું ગામ જાણે છે (કડવાશથી) તમને એટલી પણ બુદ્ધિ ન સૂઝી કે આવડા નાના ગામમાં મને તો અ વશે ઈ વાત છાની નહીં રહે, તી ચોરની જેમ નાસી જવા તૈયારી કરી ?

**પન્નાલાલ :** નાસી શેના જાય ? ચોરીબોરી થોડી કરી'તી ?

**ધમુ.** તે તો આમ શિયાવિયા ન થઈ જાત મને જોઈને ! પણ મે તો બધી તપાસ કરી જોઈ ટપ્પાવાળાને પણ પૂછી જોયું પછી અહીં આવ્યો છું ય કંઈ કર્યો નથી તુમારો ભાઈ છું

**ચંપા :** (ધીમેથી) એટલે જ આમ કસાઈ જેમ વર્તો છો ના ?

**ધમુ :** (ગુસ્સાથી) કસાઈ જેમ હું વર્ત્યો કે મારા ભાઈ ? એક તો મારી ગરદન કાપી ને પાછી સફાઈ કરો છો ?

**પન્નાલાલ.** જૂની વાતે ગાડા ભરાય, ધમુ તારે શું કરવું છે ? જોઈએ તકરાર જ કરવી છે ? તો કરી લે તારે મન પડે એટલી, હું એક અક્ષર નહીં બોલું

**ધમુ :** મારે તકરાર કરીને શું કરવું છે ? પણ આ મારી ભાભી કેવું બોલે છે ? એને તો કંઈ કહેત નથી

**પન્નાલાલ :** ઈ પણ કંઈ નહીં બોલે, બસ ? (પત્નીને) તારે કંઈ જ નથી બોલવાનું હો, આપણે તકરાર નથી કરવી.

**ચંપા :** (ધીમે સાદે) મારે શા સારુ કંઈ યે બોલવું જોઈએ ? બળ્યું જીવ બળે છે તી બોલી જવાય છે. બાકી ધમુભાઈને કંઈ કહેતાં મને ય શું થતું હશે ઈ તો હું એકલી જ જાણું છું (ગળગળી થઈ જતાં) કેટલો સંપ હતો આપણા ઘરમાં, ને તમને ભાઈઓને તો કેટલું બનતું ? ને આજે . (રોઈ પડે છે)

**પન્નાલાલ :** ઇ તો એમ જ ચાલે માણસ છે, ગુસ્સો પણ આવી જાય

**ચંપા :** (દુઃખથી) મારી મૂઈની જીભ જ એવી છે એવું કહેતા ઇ ઊપડી કેમ કોણ જાણે ! બાકી આ મારે સગે હાથે ગેટલા ઘડીને મગ મોહનાને જેટલા હેતથી મે જમાડ્યો છે એટલા હેતથી મે ધમુભાઈને ન જમાડ્યા હોય તો મને (રોતાંરોતાં) અગ્ગે અગ્ગે

**ધમુ :** (ગળગળો) બબરદાર છે ભાભી, વધુ કશું બોલ્યાં તો, ઘર હોય ત્યાં એમ જ ચાલે બાકી કંઈ થયું ઓછું થવાનું છે ?

**ચંપા :** આજે જ મોહનાએ કહ્યું કે કાકાએ મને આનો આપ્યો ત્યારે મેં શું કહ્યું'તું ઈ પૂછી જોવ તમારા ભાઈ ને.

**ધસુ :** (હસવાનો પ્રયત્ન કરતો) મારે કંઈ નથી પૂછવું, બાપા ! હવે તમે શાંત રહેશો ?

**ચંપા :** મારા સમ છે ન પૂછો તો આ મોહનાને જ પૂછોની ? મોહન, તું જ કહે જોઉં, ભાઈ !

**મોહન :** મેં કહ્યું કે કાકાએ મને એક આનો આપ્યો એટલે બા બાપુને કહે કે 'ધસુભાઈને વહાલ બહુ છે હાં મોહનિયા ઉપર' એટલે બાપુએ કહ્યું કે એને તો બધાં ઉપર વહાલ છે ઈ તો બિચારો આજે–'

**ચંપા :** (વચ્ચેથી) હાંઉં ?

**ધસુ :** (સ્નેહપૂર્વક) પણ મેં એની કયાં ના પાડી ભાભી ?

(બે પળ શાંતિ છવાય છે. પછી વાતાવરણ હળવું લાગતાં–)

**મોહન :** તી બાપુ, શેઠ પણ આમ માણસોને નોકરીમાંથી રજા આપે છે ને પગારો ઘટાડે છે; તી ઈ પણ બિચારા ગરીબ થયા હશે ત્યારે જ ના ?

[પન્નાલાલ તથા ધસુ હસી પડે છે.]

**ધસુ :** (હસતાં હસતાં) ગાંડો છે કંઈ ? શેઠ તો હમણાં બે મહિના પહેલાં જ બે નવી મોટરો લીધી.

**ચંપા :** (આશ્ચર્યથી) પણ તમારા પગાર ન પોસાયે ને મોટરના ખરચા કેમ પોસાશે ?

**ધસુ :** ઈ તમે એમ ન સમજો, ભાભી. ઈ તો ભરશિયાળે પણ મિલની ગરમીમાં મજૂરના શરીરમાંથી પરસેવો વહ્યો જાય ને હજારો તાકા કાપડના ઈ પેદા કરે. ઘેરે જાય ત્યારે મજૂરને થરથરતાં અંગોને ઢાંકવા એક ચીથરું પણ ન મળે ને બીજા અમનચમન કરે.

**મોહન :** પણ એમ કેમ, કાકા ?

**ચંપા :** ઈ તો જેવાં જેનાં કરમ ભાઈ. આજે સવારે જ વ્યાખ્યાનમાં મા'રાજ શું કહેતા'તા ?

**મોહન :** ઈ તો ઓલા બાજુવાળા છોકરાઓ મીઠાઈયું ઉડાવતા' તા ને તું મને સૂકો રોટલો આપતી'તી ત્યારે ય તું એમ જ કહેતી'તી, બા જેવાં જેનાં કરમ !

**ચંપા :** તી ઈ જ સાચું છે ના ? બધા ધરમમાં ઈ જ એક વાત કહી છે.

**મોહન :** (હજી એનું આશ્ચર્ય ગયું નથી. ધીમેધીમે વિચારતો જતો હોય તેમ) પણ તો ય શેઠે બે નવી મોટર લીધી ઈ પોસાણી તો . તમને સાઠના પચાસ ન કીધા હોત તો...

**ધસુ :** (અધવચ્ચેથી) ઈ તો તું મોટો થઈશ ને અમારી જેમ કમાવા નીકળીશ ત્યારે ખબર પડશે કે કટકી વાસે સો થાય છે. શેઠિયાઓ સો રૂપિયા બીડીમાં ખરચી નાખે પણ આપણા પાંચ રૂપિયા એમને ભારે પડે. એમ વાત છે, બેટા.

**પન્નાલાલ :** (ઓચિંતાં જ ધસુ પાસે જઈ ગંભીર અવાજે) ધસુ......

**ધસુ :** (આશ્ચર્યથી) શું થયું પન્નાભાઈ ? કેમ આવો અવાજ......

**પન્નાલાલ :** (તેને પગે પડવા જતાં, ગળગળા સાદે) માફ કરજે. ભાઈ, તારો રોટલો મેં ઝૂંટવી લીધો છે. પણ હું ન હોત તો કો'ક બીજો ઈ લઈ લેત.

**ધસુ :** (તેને ઉઠાડતાં, કંપતા અવાજે) અરે અરે, મોટાભાઈ, આ શું કરો છો ? મારે પગે તમારે પડાય ? મને પાતક લાગે.

**પન્નાલાલ :** (ઊઠીને, આંસુભર્યા અવાજે) મારે જાત વેચીને તને નભાવવો જોઈએ એને બદલે તારા પેટમાં પાટુ મારી અનાજ પેદા કરવાનો વખત આવ્યો. હે પ્રભુ ! શી દુનિયા છે !

[ચંપા અને મોહન ડ્સકાં ખાય છે.]

**પન્નાલાલ :** (એ જ અવાજે) મારે ય બાયડી–છોકરાં છે ભાઈ, એને ભૂખે કેમ

મગાય ? હું એકલો હોઉ તો તો દરિયો ય મને સઘરી લ્યે

ધમુ : (ગળગને સાદે) એવુએવુ બોલો મા, ભાઈ ભૂખના દુખે હું પણુ આકરો થઈ ગયો બાકી બીજા બાય એના કરતા તમે શું ખોટા છો ?

[બને બેઠીને રૂએ છે પળ પછી)

ધમુ : (લાગણીપૂર્વક) તમારે જાવાને દિવસે આવો કજિયો કીધો તી તમે જ મને માફ કરજો (પછી ઉત્સાહથી) ભાભી, ચાલો જલદી કરો થાળીઓ પીરસો અમે બને ભાઈઓ ભેળા મળીને આજે તો જમી લઈએ, પછી ક્યારે ભેળા થઈશુ કોણુ જાણે!

ચંપા. (હર્ષથી) ચાલો ચાલો તૈયાર જ છે

પન્નાલાલ
ધમુ (સાથે જ) ચાલો

(ત્રણે જાય છે મોહન એકલો રહે છે )

મોહન : (હાથ આગળ મૂકી-) માળું આ યે ગજબ છે એલા શેઠને બે નવી મોટર પોસાય છે ને દસ રૂપિયા પગારના ભારે પડે છે ને આ લોકો આટલુ લડે, ઝઘડે, છે પણુ તો ય ઈ વાતનો તો જરી ય અચબો પણુ એમને નથી થતો ઈ જ મોટો અચબો નથી ? ગજબ છે, ગજબ છે, ગજબ છે! (કરતોકરતો તે રસોડામા ચાલ્યો જાય છે )

પડદો પડે છે ×

× આ નાટિકા ભજવતા પહેલા લેખકની પરવાનગી લેવી જરૂરી છે

★

મકસૂદ ચકી ખાશદ અઝ કાબાઓ બુતખાના
મઅબૂદ યકી દાનદ હમ મુસ્લિમો હમ હિન્દૂ

કાબા અને દેવમંદિરથી હેતુ એક જ વસ્તુ હચ્છે છે, હિંદુ અને મુસલમાન એક જ તત્ત્વને પ્રભુ માને છે।

×

નઝદે આરિફે સફરે કાબાઓ બુતખાના યકીસ્ત
વઆંકે ઈંજા ગિલો સંગો બુતોઝુન્નાર આંજાઅસ્ત

સત્યશોધકને કાબા અને દેવમંદિર બન્નેની યાત્રા સરખી જ છે, કેમકે અહીં માટી અને પથ્થર છે અને ત્યા પ્રતિમા અને જનોઈ

×

ગર મુસલમાં વ નસારા વ ગર અઝ જરતુશતીમ
હમે અઝ યક નસબ વ યક પિદર વ યક પુશ્તીમ

કદાચ અમે મુસલમાન વા ખ્રિસ્તી વા જરથોસ્તી ભલે હોઈએ છતા સર્વ એક મૂળના, એક કૂળના અને એક જ પિતાના છીએ.

×

બુતખાના વ કાબા ખાનએ બન્દગીસ્ત
નાકૂસ ઝદન તરાનએ બન્દગીસ્ત
ઝુન્નારો કલીસા વ તસ્બીહો સલીબ
હક્કા કે હમે નિશાનએ બન્દગીસ્ત

મંદિર કે મસ્જિદ એ ભક્તિનાં જ સ્થાન છે. શંખ ફૂકવો કે ગગીતનો અલાપ કરવો એ ભક્તિનો જ અવાજ છે જનોઈ, માળા, ચર્ચનું દેવળ અને ઈશુખ્રિસ્તનો ક્રોસ-એ સર્વ ખરેખર ભક્તિના જ નિશાન છે

—સંગ્રાહક રતિલાલ ભાવસાર

પ્રાચીન હિંદનાં

# પ્રજાસત્તાક રાજ્યો

શ્રી. દેવેંદ્રરાય પુ. મજમુદાર
બી. એ.

ભૂતકાળની કળાકારીગીરી ને બીજી સમૃદ્ધિની ગૌરવગાથા સામાન્ય જને અનેકાનેકવાર સાંભળી હશે, પણ જૂના કાળમાં ભારતમાં પ્રજાસત્તાક રાજ્યતંત્રો પણ હશે એમ બહુ ઓછા જાણતા હશે. એ સમયે પણ 'સંઘો' (રાજકીય ને ધાર્મિક સંસ્થાઓ), 'ગણો' (પ્રજાકીય ધારાસભાઓ), 'રાજ' (પ્રજાસત્તાકનો પ્રમુખ), 'વિનિશ્ચય મહામત્તો' (ન્યાયકચેરીઓ), 'વોહારિકો' (ધારાશાસ્ત્રીઓ), 'સૂત્રધારો' (હાઈકોર્ટના ન્યાયાધીશો) હતા. ત્યારે નત્તિ (દરખાસ્તો) મુકાતી, પ્રતિજ્ઞા (ઠરાવ) મુકાતી; 'છંદ'(મત)નો અધિકાર હતો, 'બહુતર' (બહુમતિ) દ્વારા સભાના ઠરાવો નક્કી થતા; ત્યારે 'શલાકા'(મતપત્રિકા)ઓ હતી, 'ગણકચેરીઓ' (લોકસભાઓ) પણ હતી, સ્વરાજ્ય, વૈરાજ્ય, દ્વૈરાજ્ય, અરાજક વગેરે પ્રકારનાં ત્યારે યે પ્રજાસત્તાક રાજ્યોના અખતરા કરવામાં આવ્યા હતા: ગઈ તા. ૨૬મી જાન્યુઆરીથી ભારતવર્ષ પ્રજાસત્તાક જાહેર થયું છે ત્યારે, પ્રાચીન તેમજ અર્વાચીન પદ્ધતિનો તુલનાત્મક અભ્યાસ રસદાયક થઈ પડશે. લેખકે શ્રમપૂર્વક માહિતી એકઠી કરીને એની સામગ્રી અહીં પૂરી પાડી છે.

એ તો સુપ્રસિદ્ધ છે કે વેદો દુનિયાભરની સાહિત્યકૃતિઓમાં પ્રાચીનમાં પ્રાચીન છે. તેનો સમય સામાન્ય રીતે ઈ. પૂ. ૫,૦૦૦ વરસ ઉપરનો આંકવામાં આવે છે. તે સમયથી ભારતવર્ષમાં વસતી આર્યપ્રજાએ અદ્વિતીય સંસ્કૃતિ વિકસાવી હતી (જે હજી સુધી ટકી રહી છે.) એ પણ જાણીતું છે. અનેક પ્રકારનાં જ્ઞાનવિજ્ઞાન, હુન્નરકળાના ધામ સમા આવા ભારતવર્ષમાં આધુનિક જમાના જેવી અદ્યતન અને પ્રગતિશીલ સંસ્થાઓનું અસ્તિત્વ હતું એવું પૂર્વ અને પશ્ચિમના વિદ્વાન સંશોધકોએ પુરવાર પણ કર્યું છે. આ સંસ્થાઓ પૈકી રાજકીય ક્ષેત્રની પ્રજાસત્તાક રાજતંત્રની અદ્યતન સંસ્થા પ્રાચીન ભારતમાં અસ્તિત્વ ધરાવતી હતી તે પણ સિદ્ધ થયું છે. શિલાલેખો, સિક્કાઓ, તાડપત્રો, પ્રાચીન સાહિત્ય, ગ્રીકો–ચીનાઓ જેવા સુધરેલા પરદેશીઓનાં લખાણો વગેરેમાં આ બાબતના દીવા જેવા પુરાવા છે. આ પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ થોડાંઘણાં વર્ષો નહીં પણ ઈ. સ. પૂ. ૧,૦૦૦થી ઈ. સ. ૬૦૦સુધીના ૧,૬૦૦ વરસમાં એક યુગ પર્યન્ત રૂઢ શાસનપ્રણાલિ તરીકે હયાતી ભોગવતી હતી. દરેક સંસ્કૃત પ્રજાની સુધારણાનો પ્રથમ દર્શનીય પુરાવો તેની રાજ્યતંત્રની પદ્ધતિ છે, એ એક ઐતિહાસિક સત્ય છે; કારણકે તેના વગર દેશના સમગ્ર જીવનનું અસ્તિત્વ અને વિકાસ સંભવી શકે નહીં; તેથી જ પ્રાચીન ભારતના આર્યોએ રાજકારણના મહત્ત્વના વિષયોમાં મોટા પાયા ઉપરના ખંધારણીય અખતરા કર્યાનું માલૂમ પડી આવે છે. આવો સૌથી મોટો અખતરો પ્રજાતંત્રની રાજ્યપદ્ધતિનો કર્યો હતો. યુરોપના દેશોમાં પણ આવી અજમાયશ બહુ સમય પછી થઈ હતી. હિંદની પ્રજાસત્તાક પદ્ધતિના મોટામાં મોટા સાક્ષી પ્રાચીન ગ્રીકો છે. સિકંદરના સમયના ડિયોડોરસ, એરન અને ત્યારપછીના મેગેસ્થિનિસ ઇત્યાદિનાં લખાણોમાં હિંદનાં પ્રાચીન પ્રજાસત્તાકોની ભરપૂર નોંધો પડી છે. વેદોમાં પણ પ્રજાસત્તાક તંત્રોના અસ્તિત્વનાં બીજ છે. આશ્વલાયન ગૃહ્યસૂત્રો, ઐતરેય બ્રાહ્મણ વગેરેમાં સ્પષ્ટ ઉલ્લેખો છે. મહાભારતમાં તો તેની સારી રીતે ચર્ચા કરેલી છે. બુદ્ધપૂર્વેની જાતકકથાઓ, પાલિધર્મસૂત્રો, કૌટિલ્યનું 'અર્થશાસ્ત્ર' વગેરેમાં તો તેનાં

વર્ણ્યો પણ છે 'અર્થશાસ્ત્ર'ની રચના વખતે તો પ્રજાસત્તાક રાજ્યના અખતરા પ્રાચીન બન્યા હશે, કારણકે તેમા સદીઓજૂની પ્રજાસત્તાક સંસ્થાની ચર્ચા થયેલી લાગે છે તેથી એ પુરવાર થાય છે, કે તે પદ્ધતિની બીજા ઘણા પુરોગામી ગ્રંથોની કૃતિઓ હોવી જોઈએ

વેદસાહિત્યના પ્રાચીન વિભાગમા વિશાળ પ્રતિનિધિત્વવાળી 'સામતિ' નામની સભાઓ ભરાય ના ઉલ્લેખ છે 'સમિતિ'ની 'સભા' બની તેના પછી 'વિદથ' બની તેમા વક્તા કુશળતાથી જોરદાર વક્તૃત્વ કરવાની અભિલાષા રાખતો (बृहद्वदेम विदथे सुवीरा) તેમા ન ફરે એવો સમૂહનિર્ણય ('नरिष्ठ'—सायण) લેવાતો સભાનો પ્રમુખ સભાપતિ બનતો તેમા પિતરો (મોટેરા) બેસતા સભાના ન્યાયાધીશના નિર્ણયથી મુક્ત થયેલી વ્યક્તિ આનદ પામતી 'विदथ' સભામા તો ધાર્મિક ઉપરાત મૂલ્કી અને લશ્કરી બાબતો પણ ચર્ચાતી 'परिषद्'મા જ્ઞાનચર્ચા થતી આ બધામા લોકશાહી ઢબ રહેતી આમ છતા વ્યાખ્યા મુજબના પ્રજાસત્તાક તત્રનુ અસ્તિત્વ વેદના પાછળના યુગથી અસ્તિત્વમા આવવા લાગ્યુ હતુ ઐતરેય બ્રાહ્મણ (ઈ સ પૂ ૧૦૦૦)ના સમયથી પ્રજાસત્તાક તત્ર સ્પષ્ટ રીતે અકાર લેવા લાગ્યું હતુ બુદ્ધપૂર્વે રચાયેલા 'જાતકો'મા તેના સ્પષ્ટ ઉલ્લેખો છે

જૈન આચારાગ સૂત્રમા वीरस्वामि गणरस्वामि નો ઉલ્લેખ છે; તેમાંનો गण શબ્દ પ્રજાસત્તાકને પર્યાય શબ્દ છે 'गण'નો અર્થ પ્રજાકીય ધારાસભા—પાર્લામેન્ટ પણ થતો, પણ પ્રજાસત્તાક રાજ્યનુ બધારણ નામ 'સઘ' બુદ્ધ સમયમા જાણીતુ હતુ જાતકો, પાલિ ધર્મસૂત્રો, પાણિનિ ને પતજલિની કૃતિએ તેમ જ મહાભારતમા પણ આવ 'ગણો', 'સઘો'નાં વર્ણન વિપુલ પ્રમાણમા છે આ લોકશાહી પ્રજાસત્તાક તત્રની રાજકીય સસ્થાઓ ઉપરથી જ બુદ્ધે પોતાના ધાર્મિક સઘની રચના કરી હતી શાક્યો તો પ્રજાસત્તાકમાથી ઉદ્ભવેલ પોતાના રાજકીય વારસાનો ઉપયોગ કરી રાજકીય સંઘના ધોરણે મહાન ધાર્મિક સઘતુ બુદ્ધે લોકશાહી ધર્મચક્ર રચ્યુ અને તેઓ પોતે ખેત જ રાજપ્રમુખ બન્ય આ 'સઘ'મા ભિખ્ખુઓને શિસ્ત પાળવી પડતી હતી, કાયદા પાળવા પડતા હતા, ચૂટણીઓ થતી, ગુનેગારોને શિક્ષા થતી, સઘની મિલકતનો વહીવટ થતો આમ 'સઘ' એક ધાર્મિક લોકશાહી બની રહ્યો; તેથી બુદ્ધધર્મની આવરદા લાબી ચાલી

રાજકીય પ્રજાસત્તાક તત્રોની શાસનપ્રણાલિના ગ્રથો ઉપલબ્ધ નહી હોવાથી તેના ધોરણે રચાયેલા ધાર્મિક સઘોમા ચાલતા વહીવટ ઉપરથી આપણને રાજકીય તત્રનો વહીવટ જાણવા મળી શકે છે

ઉપરકથિત 'સઘો', 'ગણો' પાણિનિ પતજલિની વ્યાખ્યા પ્રમાણે રાજકીય એકમો હતા પાણિનિએ वाहिक (પજાબ)ના શસ્ત્રોપજીવી (લશ્કરી) પ્રજાસત્તાકોનો ઉલ્લેખ કર્યા છે; જેમા 'છ ત્રિગર્તો,' 'નવ યૌધેયો,' ઈ આવે છે 'ક્ષુદ્રક' અને 'માલવો' સહિત તેમના પ્રજાસત્તાક રાજ્યો કાશ્મીર, પજાબ, સરહદ (ગાધાર, કાબોજ) અને સિંધ સુધી પથરાયેલા હતાં આ લડાયક સઘો સિવાય બીજા મદ્ર, વૃજિ, રાજન્ય, અધક-વૃષ્ણિ, ભર્ગ વ પ્રજાસત્તાકો અર્ધ-લશ્કરી હતા ઈતિહાસ-પુરાણમા અધક વૃષ્ણિઓ રાજા વગરના કહેવાયા છે; કારણકે તેમની રાજ્યપદ્ધતિ રાજાવાદી નહોતી આ ઉપરાત પૂર્વભારતમા વજ્જીઓ, લિચ્છવિઓ, શાક્યો ઇ ના વિશાળ અને શક્તિશાળી પ્રજાસત્તાકો ગોરખપુરથી ભાગલપુર અને મગધની ઉત્તરે હિમાલયની તળેટી સુધી ફેલાયેલા હતા તેમા ઉત્તરમાં શાક્યોની ગોરખપુર પ્રાન્તમા કપિલવસ્તુ-રાજ્યધાની હતી•

લિચ્છવિઓની રાજ્યધાની વૈશાલી ( હાલ મુજફ્ફરપુર જિલ્લાનું બશાઢ) હતી. દરભંગા જિલ્લામાં વિદેહોની રાજધાની મિથિલા હતી. આ લિચ્છવિઓ અને વિદેહોથી સંયુક્ત રાજદ્વારી પ્રજાસત્તાક સંસ્થા ( અં. લીગ ) 'વજ્જીઓ'ના નામથી ઓળખાતી. આ 'વજ્જીઓ'ના પ્રદેશોથી દક્ષિણમાં વિસ્તરેલાં 'મલ્લો'નાં બે પ્રજાસત્તાક રાજ્યો હતાં. કૌશાંબીના 'વત્સો'નું પડોશી રાજ્ય ભર્ગોનું હતું. આ બધામાં વજ્જીઓ ( લિચ્છવિઓ-વિદેહો ) બહુ મહત્ત્વનાં હતાં. ભર્ગોનો ઉલ્લેખ મહાભારતમાં અને પાલિસાહિત્યમાં આવે છે. પશ્ચિમહિંદના 'યૌધેયો ' માફક પૂર્વ હિંદનું તે પ્રધાન રાષ્ટ્ર (जनपद) હતું. પાછલા વખતમાં 'વત્સો ' સાથે, સ્વત્વ રાખીને પણ ભર્ગોને ભળી જવું પડ્યું હતું.

બુદ્ધના શાક્યોના પ્રજાસત્તાકની ધારાસભામાં સભ્યોની સંખ્યા ૫૦૦ની હતી. તે રાષ્ટ્રમાં એક પત્નીવ્રતનો કાયદો થયેલો હતો. ભારતની શ્રેષ્ઠતા જેમનાથી ખમાતી નથી એવા કેટલાક પશ્ચિમના વિદ્વાનો કહે છે તેમ આ બધાં રાષ્ટ્રો પછાત દેશો પેઠે જાતીય (અં. ટ્રાઇબલ) નહોતાં, પણ રાજ્યની છત્રછાયા તળે આવેલાં રાજકીય એકમો હતાં. તેમાં ગમે તે બહારનો વસીને તેનો પ્રજાજન થઈ શકતો; એટલે જાતીય રાજ્યનો પ્રશ્ન જ ક્યાં રહ્યો ? આ વાતના અનેક પુરાવા મોજુદ પડ્યા છે.

ઉપર જણાવેલા પ્રજાસત્તાકોમાં મહત્ત્વનાં શાક્યો, લિચ્છવિઓ ઇત્યાદિનો રાજ્યવહીવટ આદર્શ લોકશાહી ઢબે ચાલતો. તેમની ધારાસભા ( પાર્લામેંટ ) 'સંથાગાર ' કહેવાતી. આમાં અનેક મહત્ત્વની દરખાસ્તો ચર્ચાયાના દાખલા છે. કોશલરાજની જીત પછી શાક્યોએ દરવાજા ખુલ્લા કરવા સભાનો મત લીધો હતો. આવી સભાનો ચુંટાયેલો પ્રમુખ 'રાજ' ગ્રીકોના 'આર્કોન' અને રોમન 'કોંસલ' બરોબર હતો. બુદ્ધના પિતા શુદ્ધોદન આવા પ્રમુખ હતા. તેઓ ચૂંટાયા પૂર્વે સાધારણ શહેરી પેઠે 'શુદ્ધોદન' નામથી ઓળખાતા હતા. લિચ્છવિઓના પ્રજાસત્તાકમાં ત્રણ મુખ્ય શાસકો ચૂંટાતા-રાજ ( પ્રમુખ ), 'ઉપરાજ' ('ઉપપ્રમુખ ) અને સેનાપતિ. કોઈવાર 'ભંડાગારિક' ( અં. ચેન્સલર ઓફ એક્સચેકર ) પણ ચૂંટાતો. લિચ્છવિઓની સરકાર ફરતા ત્રણ દુર્ગોથી રક્ષિત એવી વિશાળ ને સમૃદ્ધ વૈશાલીનગરીમાં કામ કરતી. સભ્યો સભામાં આવે ત્યારે શંખનાદ થતા. સભામાં રાજકીય, ખેતી વિષયક, વ્યાપારી, લશ્કરી વગેરે પ્રશ્નો ચર્ચાતા. સૌને મતસ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્ય હતાં. રાજાવાદી ગ્રંથોએ આની 'વિરુદ્ધ ટીકાઓ પણ કરી છે, તે તેનો પુરાવો છે.

આ પ્રજાસત્તાકનો પ્રમુખ 'રાજ' ન્યાયનો વડો પણ ગણાતો. ઘણીવાર બહારનો પણ ન્યાયનો વડો નીમાતો. નાગરિક સ્વાતંત્ર્યનું ચુસ્ત પાલન થતું. રાજ, ઉપરાજ અને સેનાપતિની સંમતિ સિવાય કોઈને ગુનેગાર ઠરાવાતો નહીં. દફતરોમાં પ્રમુખના ચુકાદાઓ, ગુનાઓ અને શિક્ષાઓની નોંધવહી રખાતી. 'विनिच्य, महमातो'(ન્યાયકચેરીઓ )માં ગુનાઓ, મુલકી દાવાઓ વગેરેના મુકદ્દમા ચાલતા. वोहारिको—ધારાશાસ્ત્રીઓ અને ન્યાયાધીશો—પાસે અપીલનાં કામ ચાલતાં. હાઈકોર્ટ જજો 'સૂત્રધારો ' કહેવાતા. છેવટની અપીલ આઠ સભ્યોની કારોબારી સમિતિ (અં. કાઉન્સિલ) પાસે ચાલતી.

સંરક્ષણ અને વહીવટી અનુકૂળતા માટે પ્રજાસત્તાકો ઐચ્છિક જોડાણો (અં.લીગ) કરતાં. આવી જ લીગ ઇંગ્લેન્ડે, જર્મની સાથે ૧૯૪૦માં સંધી કરતાં, ફ્રાન્સ સાથે કરવાની દરખાસ્ત કરી હતી. એવી જ રીતે સામ્રાજ્યવાદી આક્રમણ સામે લિચ્છવિઓ અને વિદેહોએ જોડાણ

કરી સામાન્ય નામ ‘વજ્જીઓ’ ધારણ કર્યું હતું આથી જોડાણસંસ્થા (અ ફેડરલ કાઉન્સિલ)માં દરેક સભ્યને સમાન મતાધિકાર રહેતો

સિકંદરની ચઢાઈ અને કૌટિલ્યના વખતમાં થયેલો મૌર્ય સામ્રાજ્યનો ઉદય, એમ બે જબરદસ્ત ફટકા સહન કર્યા છતાં ‘વજ્જીઓ’ જેવા શક્તિશાળી પ્રજાસત્તાકો ટકી રહ્યા હતા એમ ‘અર્થશાસ્ત્ર’ ઉપરથી જણાય છે આ પ્રજાસત્તાકો ‘રાજ’ (કોસલ)વાળા અને ‘રાજ’ વગરના હતા, એમ સિક્કાઓ ઉપરથી જણાય છે પહેલા વર્ગના લિચ્છાવકો, વજ્જીઓ વગેરે હતા બીજા ‘રાજ’ વગરના પશ્ચિમ હિંદના ‘કામ્બોજો’, ‘સુરાષ્ટ્રો’, ‘ક્ષત્રિયો’ વગેરે પ્રજાસત્તાકો લડાયક હતા તેનો દરેક લડાયક નાગરિક યુદ્ધ ઉપરાંત ખાનગી ધંધાઓ, જેવાકે વેપાર, ઉદ્યોગ, ખેતી વગેરે કરતો બધા જ પ્રજાસત્તાકો મજબૂત, સમૃદ્ધ અને તાકેવંત હતા, કારણકે તેમણે અદ્યતન રાષ્ટ્રો પેઠે જીવનનો સાર્વત્રિક વિકાસ સાધ્યો હતો

સિકંદર વખતના ગ્રીક તવારિખનવેશો સંખ્યાબંધ સ્વાયત્ત પ્રજાસત્તાકોનો ઉલ્લેખ કરે છે મેગેસ્થિનિસ પણ ભારતવર્ષની રાજ્યવ્યવસ્થા પ્રજાસત્તાક અને રાજસત્તાક એમ બે ભાગમાં વહેંચાયેલી નોંધે છે પંજાબમાં રાવિની પૂર્વે આવેલા કાથીઅનો( કઠ )ના પ્રબળ પ્રજાસત્તાકમાં સ્ત્રીપુરુષો ઇચ્છાલગ્ન કરતા સૌંદર્ય એ પ્રજાનું ખાસ લક્ષણ હતું સૌથી વધારે રૂપાળા મનુષ્યને ‘રાજ’ પ્રમુખ ચુંટાવાની તક વધારે મળતી, એમ ગ્રીકો નોંધે છે સંધિ માટે આવેલા ક્ષુદ્રકો-માલવોના ૧૦૦ જેટલા પ્રતિનિધિઓનું સિકંદરે બાદશાહી સ્વાગત કર્યું હતું તેઓ રૂપાળા, કદાવર, ઊંચા અને ગૌરવવંતા હતા કસબી પહેરવેશવાળા વસ્ત્રોમાં શોભતા, રથમાં બેસીને તેઓ જ્યારે આવ્યા ત્યારે ગ્રીકો તેમને જોઈ છક થઇ ગયા હતા. આ બધા પ્રજાસત્તાકોના વીરત્વ, સ્વતંત્રતા પ્રેમ, યુદ્ધકૌશલ્ય ઇત્યાદિએ ગ્રીકોની ઉપર ઊંડી છાપ પાડી હતી. આ રાજ્યો ખૂબ માતબર હતા લોકો એક રસોડે જમતા ગુલામીની પ્રથાને તો તેઓએ નાબૂદ જ કરી હતી. લડાયક હોવા છતાં તેઓ યુદ્ધખોરીને નાપસંદ કરતા

બીજી વિગતો સાથે ગ્રીકો આ પ્રજાસત્તાકોના રાજ્યબંધારણનું વર્ણન આપવાનું ભૂલ્યા નથી તેઓના કહેવા મુજબ પ્રજાસત્તાકો ચૂંટણીની પ્રથા અનુસાર ધારાસભાના પ્રતિનિધિઓ ચૂંટતા સંતાનોની માલિકી લગભગ રાજ્યની જ ગણાતી સારા નાગરિકના ઉછેર માટે રાજ્ય કાળજી લેતું વ્યક્તિનું જીવન રાજ્ય માટે જ હતું રાજ્ય માટે વ્યક્તિએ ફના થઈ જવાનું હતું રાજસભાના બે ગૃહ હતા વડેરાઓની બનેલી કારોબારી સમિતિ હતી અને બીજી સામાન્ય સભા હતી કેટલાકમાં સામાન્ય સભા જ સર્વ કાર્યોમાં સત્તાધીશ રહે એવી પ્રથા હતી

પ્રજાસત્તાકોના સ્વરાજ્ય, દ્વૈરાજ્ય, અરાજક વગેરે પદ્ધતિઓના અખતરાઓ વિષે ઐતરેય બ્રાહ્મણો જેવા પ્રાચીન સાધનોમાંથી માહિતી મળી આવે છે અરાજકોમાં નામ પ્રમાણે નામનો પણ ‘રાજ’ કે શાસક હતો જ નહી આનો અર્થ અંગ્રેજીમાં જેને એનાર્કી કહીએ છીએ તે નહોતો, પણ તે એક વિશિષ્ટ પ્રકારના બંધારણવાળું રાજ્ય જ હતું, જેમાં માત્ર કાયદો શાસક હતો *

પ્રજાસત્તાકોની રાજસભાઓમાં કામકાજ શી રીતે ચાલતું હશે, તેની માહિતી સ્વતંત્ર સાધનોમાંથી મળી શકતી નથી સંભવ છે, કે તેના ગ્રંથો નષ્ટ થઈ ગયા હોય પણ તે

* મહાભારત—શાંતિપર્વ

પ્રજાસત્તાક સંઘો ઉપરથી રચાયેલા ધાર્મિક સંઘોના કામકાજ ઉપરથી તેમના કામકાજનો પણ ચોક્કસ ખ્યાલ આવી શકે એમ ઉપર કહેવાઈ ગયું જ છે; તેથી આ કામકાજની પ્રણાલિનું ઊડતું અવલોકન કરવાનું શક્ય છે.

પ્રજાસત્તાક સંઘોનું કામકાજ ઉત્તમ વ્યવસ્થાથી થતું. સભાગૃહમાં સભ્યોની બેઠકોની ગોઠવણી કરવા 'પ્રજ્ઞાપક' સંજ્ઞાવાળો ખાસ અમલદાર નીમાતો. ચૂંટાયેલા સભ્યો અધિવેશન દરમિયાન આ બેઠકો ઉપર સ્થાન લેતા. મંત્રણાની દરખાસ્ત (ज्ञति=ज्ञप्ति, અં. મોશન) એક સભ્ય મૂકતો. આ પછી ઠરાવ (પ્રતિજ્ઞા) મુકાતો. ઠરાવની તરફેણ કરનારા મૌન રહેતા. વિરુદ્ધના દલીલો સહિત ભાષણ કરતા. ઠરાવ ત્રણ વાર બોલાતો. સભામાં 'કોરમ'નો નિયમ ચુસ્તતાથી પળાતો. નિશ્ચિત સંખ્યાની હાજરી વગર ઠરાવ ગેરકાયદે ગણાતો. 'કોરમ'ની ગણતરી કરવા ખાસ જવાબદારીવાળો અધિકારી 'गणपुरक' નીમાતો. વોટ—મત માટે 'છંદ' શબ્દ વપરાતો. છંદનો અર્થ જ 'સ્વતંત્રતા'—'સ્વતંત્ર' એવો થાય છે. મંદવાડ ઇત્યાદિ અનિવાર્ય કારણોથી ગેરહાજર રહેલા સભ્યોના મત કાળજીપૂર્વક ભેગા કરાતા. બેલટ વોટિંગ—મત પત્રિકા દ્વારા બહુમતિ નક્કી કરવાની પ્રથા હતી.

'બહુતર' (બહુમતિ માટે પર્યાય શબ્દ) પ્રમાણે ઠરાવ પસાર થતો. મતપત્રિકા—વોટિંગ ટિકિટોનું નામ 'શલાકા' હતું. 'શલાકા' એટલે લાકડાની અણીદાર જુદાજુદા રંગની વપરાતી નાનકડી સોટીઓ. 'શલાકાગ્રાહક' નામનો ચૂંટાયેલો સભ્ય મત લેતો. જાહેર રીતે યા ખાનગીમાં મતદાન થતું. 'શલાકાગ્રાહક' જુદાજુદા અભિપ્રાયવાળા સભ્યની જુદાજુદા રંગની શલાકાઓમાંથી લેવા મત આપનારને સૂચવતો. આ પછી ઠરાવ અફર ગણાતો. અસંબદ્ધ ભાષણો ઠપકાપાત્ર ગણાતાં. સભાગૃહમાં પોતાની બેઠકોમાં સતત બેસી રહી સભાના કામકાજની નોંધ લેનાર નોંધણી અધિકારીઓ પણ નીમાતા. 'જાતકો' મુજબ સામાન્ય મતગણતરીથી રાજપ્રમુખ વગેરે ચૂંટાતા.

આમ ઈ. પૂ. ૧૦૦૦થી ઈ. સ. ૬૦૦ સુધીના અત્યંત પ્રાચીન સમયમાં પ્રજાસત્તાક રાષ્ટ્રોવાળો હિંદદેશ રાજ્યબંધારણમાં કેટલો પ્રગતિશીલ હશે, તેનો કંઈક ખ્યાલ આવી શકે છે. કાયદા અને બંધારણના પારિભાષિક શબ્દો મત=છંદ, બહુતર=બહુમતિ, શલાકા=, વોટિંગ ટિકિટ, સામાન્ય ગણછંદ=રેફરેન્ડમ વગેરે બતાવે છે, કે તે સમય અગાઉ સદીઓથી આ રૂઢ શબ્દરચના પ્રચલિત બની હશે અને પ્રજાના રાજદ્વારી ડહાપણનું ધોરણ ખૂબ ઊંચું રહ્યું હશે.

હવે આ લોકશાહી પ્રજાસત્તાકોની ન્યાયપદ્ધતિનું ઝડપી અવલોકન અસ્થાને નહીં ગણાય. તે રાષ્ટ્રોમાં ન્યાય અને કારોબારીખાતાં અલગ હતાં. તેના રાજકુલોના ન્યાયાલયોમાં ૮ કુલિકો ફોજદારી ગુનાઓ તપાસતા. તેની અપીલ ત્રણ કચેરીઓ (લોકસભાની)માં થતી. ગણાધીશોથી આગળ ઉપરાજ અને રાજ સુધીની અપીલો થતી. ઔદ્યોગિક મહાજનો (અં. ગીલ્ડ્ઝ)ને પણ મુકદ્દમાઓ ચલાવવાની સત્તા હતી. તેની અપીલ ગણકચેરીમાં થઈ શકતી. ગ્રીક લેખકો પ્રજાસત્તાકોની ન્યાયપદ્ધતિનાં ભારોભાર વખાણ કરે છે. લિચ્છવિઓ તો મુકદ્દમાઓની નોંધવહીઓ પણ રાખતા. તેનો પારિભાષિક શબ્દ 'સમય' છે. સમય એટલે પસાર થયેલો ઠરાવ.

પ્રજાસત્તાકોમાંથી કેટલાક વેપારીઓ રાજકીય ઊથલપાથલ દરમ્યાન દક્ષિણમાં પહોંચ્યા ત્યારે ત્યાંના રાજાએ ઉત્તર હિંદની રાજ્યપદ્ધતિ વિષે પ્રશ્ન કર્યો હતો. ત્યારે તેઓએ કહ્યું હતું: 'કેટલાંક રાજ્યો રાજાવાદી છે, કેટલાંક પ્રજા-

સત્તાક છે' આ પ્રજાસત્તાકનું નિશ્ચિત સૂચન ખહુ જ મહત્ત્વનું મનાય છે એ પ્રજાસત્તાક પદ્ધતિનો એક યુગપર્યંતનો અમલ પ્રાચીન હિંદની અદ્યતન ઢબ જેવી અનોખી સંસ્કૃતિ પુરવાર કરે છે આ પ્રજાસત્તાકોમાં રાજ્યધારણ, કાયદો, ન્યાય, શિસ્ત, સ્વાતંત્ર્યપ્રેમ, નાણાવહીવટ, ઉદ્યોગ, ખેતીવાડી, લશ્કરીપ્રથા, શૌર્ય, સૌંદર્યપ્રેમ, કલાપ્રેમ, જ્ઞાન, સંસ્કાર વગેરે અનેક ગુણો પૂરબહારમાં ખીલેલા હતા આના પ્રાચીન ગ્રીક જેવી વિચક્ષણ પ્રજાના લેખકો સાક્ષી છે

આમ છતાં લિચ્છવિએ યૌદ્ધેયે, મૌલવો ઇત્યાદિ સિવાયના પ્રજાસત્તાકોના વિસ્તાર બહુ નાના હોવાથી અને હરીફાઈ, ઈર્ષા, કુસંપ વગેરેને લીધે આંતરિક કલહ થવાથી તેમનું અસ્તિત્વ સામ્રાજ્યો નાબૂદ કરી શક્યાં શકો વગેરેના આક્રમણના દબાણથી પંજાબ બાજુના કેટલાક સ્વતંત્રતાપ્રિય અને લડાયક પ્રજાસત્તાકોએ રાજપૂતાનાની શુષ્ક ભૂમિમાં જઈને પણ પોતાની સ્વતંત્રતા નભાવી રાખી હતી તેમાંના 'પુષ્યમિત્રો'ના પ્રજાસત્તાકે ગુપ્તવંશનું સામ્રાજ્ય સ્થાપનાર પ્રવીન મદદ કરેલી વળી તે વંશ સાથે તેમને અથડામણ પણ થયેલી કુમારગુપ્તને યુદ્ધમાં હરાવ્યા હતા તેના પુત્ર સ્કંદગુપ્તને હાથે પરાજિત થતા પહેલાં તેને તોબાહ પોકરાવી હતી. જો સ્કંદગુપ્તે જરાક પીછેહઠ કરી હોત તો 'પુષ્યમિત્રો' ઠેઠ પાટલિપુત્ર પહોંચી જાત તેમ થયું હોત તો હિંદનો ઇતિહાસ જુદો જ લખાયો હોત, કારણ કે હિંદ એક મહાપ્રજાસત્તાક તરીકે ફેરવાયું હોત પણ 'જનગણમન અધિનાયક' ભારતના ભાગ્યવિધાતાની ઇચ્છા જુદી જ હશે યુગોથી સ્વતંત્ર રાજ્યબંધારણીય અખતરાઓ કરનાર અને કૌટિલ્ય જેવા મુત્સદ્દીએ પેદા કરનાર હિંદ ભલે ત્યારબાદ થોડી સદીઓ સુધી પ્રગતિ કરતું અટકી ગયું અને અંધકારમાં રહી ગયું, પણ યોગ્ય દેશકાળ પ્રાપ્ત થતાં જ પાછું એક વિશાળ રાષ્ટ્રનું લોકશાહી ઢબે શાસન કરવા સમર્થ બની તેણે એક મહાપ્રજાસત્તાકનો નવો અવતાર ધારણ કર્યો અને જગતને આશ્ચર્યચકિત કર્યું. આ અત્યંત પ્રાચીન સંસ્કૃતિવાળી પીઢ પ્રજા વળી પાછી મૌલિક ઢબની 'ભેરીઘોષ'ને બદલે 'ધર્મઘોષ' કરનારી, જગતમાં અદ્વિતીય અને વિશ્વશાંતિની સર્જક એવી સર્વોદયી લોકશાહી સિદ્ધ કરશે એવી આશા રાખવાનો દરેક ભારતવાસીને હક્ક છે આપણા અશોકસ્તંભના સિંહોની મુદ્રા, ચક્રનો ધ્વજ, તાજેતરનો 'સત્યમેવ જયતે'નો રાજકીય મુદ્રાલેખ અને છેલ્લે અર્વાચીન બુદ્ધ—ગાંધીજીની સંસ્કૃતિ જેનામાં સાકાર થઈ છે તેવા પંડિતજી આવા પ્રજાસત્તાકના સ્વપ્નના પ્રતીક છે પ્રભુ એ સ્વપ્ન જલદી સિદ્ધ કરો ! ×

---

× 1 'Ancient Hindu Polity' by Narendranath Law 2'Hindu Polity' by Jayaswal. Kautilya's 'Arthashastra' મહાભારત (શાંતિપર્વ ૯૦) વગેરે અભ્યાસગ્રંથોને આધારે

★

બે મિત્રો વચ્ચે સ્ત્રી-પુરુષની જરૂરિયાતો વિષે વાતચીત થતી હતી એકે પૂછ્યું

'સ્ત્રી અને પુરુષની જરૂરિયાતોમાં ઘણો મોટો તફાવત હોય એમ હું માનતો નથી વારુ ?'

'છે જ ઘણો તફાવત છે પોતે મેળવી શકે એટલું પુરુષ મેળવવા માગે છે'

'અને સ્ત્રી ?'

'અને સ્ત્રી' પેલાએ જવાબ દીધો 'પોતે ન મેળવી શકે એમ હોય તે પણ'

×

એક કાલ્પનિક પ્રવાસ

# આગ્રેથી કાશ્મીર

અધ્યા. મનસુખલાલ ઝવેરી

એમ. એ.

કોઈ પણ પ્રવાસનો ઉદ્દેશ તે સ્થળના સૃષ્ટિસૌંદર્ય ઉપરાંત ઐતિહાસિક, ભૌગોલિક તથા સાંસ્કૃતિક દર્શનનો હોય છે. પ્રવાસી જો કવિ હોય, તત્ત્વજ્ઞ હોય ને ઇતિહાસપ્રેમી હોય તો એના સહપંથી બનવામાં આપણને યે કોઈ ઓર આનંદ પડે છે. સુંદર ગુલાબના પુષ્પ જેવું મનોહર કાશ્મીર અઈ કાલની યુદ્ધની તોપોના બળબળતા ગોળાનું ભોગ બન્યાથી આજે તો થોડીક સુંદરતા કદાચ ખોઈ બેઠું હશે. આગ્રાથી કાશ્મીર સુધીના મોગલ બાદશાહતની જાહોજલાલીના અવશેષ સમા માર્ગનું ને હિંદના નંદનવન કાશ્મીરનું લેખકે ખૂબ જ રોચક રીતે અહીં દર્શન કરાવ્યું છે. આ પ્રવાસવર્ણનની ખાસ ખૂબી તો એની કાલ્પનિકતામાં છે.

તે વખતે હું હતો તો બાર જ વરસનો, પણ તે દિવસની વિગત મને રજેરજ યાદ છે. બપોરે દરબારમાંથી બાબા આવ્યા. હમેશાં મને જોઈને હસુંહસું થતી એમની આંખો તે દિવસે જરા વધારે હસી રહી. મારા ગાલ પર લાડની ટપલી મારી એ સીધા ગયા જનાનામાં. મને ય એટલું તો સમજાઈ ગયું હતું કે બાબા આજ આનંદમાં છે; એટલે હું ય તેમની પાછળપાછળ ગયો.

પાઘડી અમ્મીના હાથમાં મૂકતાં બાબાએ કહ્યું: 'આજ ત્રીજ થઈ, સાતમે દિવસે આપણે નીકળવાનું.'

'સાતમે દિવસે...દશેરાને દિવસે—' અમ્મી બોલી ત્યાં વચમાં જ બાબા બોલી ઊઠ્યા, 'આજે સવારે જ જહાંપનાહે મને ફરમાવ્યું કે બાહુદખાન, કાશ્મીરની તૈયારી કરો. દશેરાને રોજ આપણે ઊપડીએ છીએ.'

મારા બાબા આલંપનાહ બાદશાહ જહાંગીરના અંગત મંત્રી હતા ને લહિયા યે હતા. એટલે જ્યાં બાદશાહ સલામત ત્યાં મારા બાબા. બાબાની સાથે અમારે ય કાશ્મીર જવાનું નક્કી થયું, ને મારું મન તો કાશ્મીરના ખ્વાબોથી જ ઊભરાઈ ગયું.

દિવસે હું અમ્મી પાસેથી કાશ્મીરની વાતો સાંભળતાં ધરાતો જ નહિ. મારું બાળક મન અખૂટ રસથી ને કુતૂહલથી કાશ્મીરની ઊંચી ને ભૂરી ગિરિમાળાઓ, ઊંડી ને હરિયાળી ખીણો, એનાં સરોવરો ને નદીઓ, એનાં ઝાડ, પાન ને ફૂલના ગાલીચાઓની વાતો સાંભળી રહેતું ને રાત્રે સ્વપ્નમાં હું શિકારામાં બેસી જેલમના જળમાં સહેલગાહે પહોંચી જતો.

રવાના થવાની આગલી રાત્રે મેં મટકું યે માર્યું નહિ. ક્યારે સવાર પડે, ક્યારે તૈયાર થાઉં, ક્યારે સૌ બહાર નીકળીએ એના વિચારમાં મારી આંખો જ મળી નહિ.

ને સવારે, અનારનાં ફૂલ જેવી મારી આંખો જોતાંવેંત જ અમ્મી સાચી વાત જાણી ગઈ. મને કહે: 'તને મૂકીને તો અમે ચાલ્યાં ન જાતને બાબા!'

દશેરાનો દિવસ એટલે સવારે હાથીઓ ને ઘોડાઓની પૂજા કરવામાં આવી. ગરીબ-ગુરબાંઓને ખેરાત કરવામાં આવી. અમારા ઉત્સાહનો પાર નહોતો.

અમે રવાના થયા. હાથી, ઊંટ ને ઘોડા; ખચ્ચર ને ગધેડાં; પાલખીઓ ને ગાડાંની કતારનો છેડો જ દેખાતો નહોતો. શાહાનશાહ જહાંગીરનો રસાલો એટલે માણસોની યે કમીના શી હોય? શાહી જનાનો ને અમીરો ને ઉમરાવો, ખાનસામા, ભિસ્તી ને બબરચી, બાંદીઓ ને ગુલામો, સેંકડોની સંખ્યામાં સામેલ હતાં. સાથે ઉસ્તાદો હતા ને નાજની-

ઓ હતી શાયરો હતા ને ફોજના આદમી-ઓ યે હતા રસ લામા અત્તર વહેચનારા અત્તરિયા હતા, હલવાઈએ ને મોદી હતા, ધોબી હતા ને દરજી હતા, હજામ ને કુંભાર હતા, મોચી ને વણકર હતા—જાણે આખું યે આગ્રા શહેર કાશ્મીર જવા ન ઊપડ્યું હોય!

સવારનો પવન ને જમનાનો કાંઠો, શાહી મહેલાતેનો દમામ ને વિશાળ રસ્તાની બન્ને બાજુએ ઝૂકી પડતા ઝાડની ઘટાઓ, વિશાળ હરિયાળા મેદાનો ને ઊંડુ ભૂરું આકાશ, રંગરંગના પંખીઓ ને તેમનું સુરીલું સંગીત સાચે જ, સ્વર્ગ આનાથી જુદા પ્રકારનું ન હોઈ શકે!

આગ્રાથી થોડે દૂર સિકંદરા પાસે અમે જરા થોભ્યા સિકંદરામા બાદશાહ સલામતના બાબાજાન અકબરશાહની કબર બાદશાહ સલામતે કબર પર ફૂલ ચડાવ્યા, દુવા ગુજારી, ગરીબગુરબાઓને દાન આપ્યા અને અમે આગળ ચાલ્યા

આખો રસ્તો ઘણો સુંદર ને મોટો હતો રસ્તાની બન્ને બાજુએ ઘટાદાર ઝાડો ઝૂકી રહ્યાં હતાં પાંચપાંચ છછ માઈલે મુસાફરોને વિસામવા માટે ધર્મશાળાઓ આવતી, ને તરસ્યાની તરસ છિપાવવા કૂવા આવતા મારા બાબાએ કહ્યું કે આગ્રાથી છેક લાહોર સુધી આ જાતની સડક તૈયાર થઈ રહી છે

પાંચેક કોસ ચાલ્યા પછી અમારા કાફલાએ બપોરનો મુકામ કર્યો બધા જમ્યા બાબા જરા આડે પડખે થયા અમે છોકરાઓ તો સૂઈએ જ શાના? બાબા જાગી ન જાય તેવી રીતે હળવે પગલે અમે બહાર નીકળી ગયા, ને નદીના કિનારા પર પથરાયેલ અમારા કાફલામાં ઘૂમી આવ્યા નદીનું પાણી ધીમે-ધીમે વહેતું હતું ને કિનારાપરના ઝાડ ધીમે-ધીમે ડોલી રહ્યા હતાં

ત્યાં 'પરવીઝબાબા, ચલો તો, અમ્મા બુલાતી' કહી બાંદી મને બોલાવવા આવી હું અમ્મા પાસે ગયો

'આટલા તાપમાં બહાર જવાય, બેટા?' અમ્મીએ મીઠાશથી મને પૂછ્યું

'અમે તો છાંયડામાં રમતા'તા, અમ્મી!' મેં કહ્યું

'પણ જરા આરામ તો કર, બેટા! રાતઆખીનો ઉજાગરો છે, થાક લાગ્યો હશે!'

'થાક? થાક તો એ પેલો પવન લઈ ગયો, અમ્મી!'

—અને અમ્મી મારી સામે જોઈ રહી. એની આંખોમાં એ હાસ્ય હતું, જે મારી અમ્મી સિવાય બીજી કોઈ ઓરતની આંખમાં મેં જોયું નથી

સૂર્ય નમવા લાગ્યો. કાફલામાં ફરી સળવળાટ શરૂ થયો ડેરા ઊપડ્યા અમે રવાના થયા હિંદુસ્તાનના વિશાળ મેદાનોમાં થઈને આવતો પવન ખુશનુમા લાગતો હતો બપોરના તાપથી બચવા માળાઓમાં ભરાઈને બેસી ગયેલા પંખેરું ઊડવા ને ગાવા લાગ્યા હતા. અમારો કાફલો તાજેમાજે થઈને ચાલતો હતો

અમે મથુરા—વૃંદાવન પહોંચ્યા ત્યારે સાંજના રંગોની રોનક આસમાનમાં ફેલાઈ ગઈ હતી, ને પંખીઓની રંગબેરંગી પાંખ પર આથમતા સૂરજના કિરણો રમતા હતા.

કાફલાએ ત્યાં મુકામ કર્યો રાવટીઓ નખાઈ, તંબૂ તણાયા જાણે કે નાનું એવું નગર જ રચાઈ ગયું એમાં શેરીએ હતી, ગલીકૂંચીએ હતી, રસ્તા હતા. એમાં બજાર પણ હતી ને કારખાનાંએ હતાં

મુકામ નખાયો કે રાવટીઓની બહાર ઓરતોએ રસોઈ કરવા માટે ચૂલા સળગાવ્યા. સાઈસો ઘોડાઓને માલિસ કરવા માટે નદીકાંઠે લઈ ગયા મહાવતો હાથીઓને નીરણ-

'હા, હું તને એની શી વાત કહું, રોશન ? એની કરામત તું જુએ તો મોંમાં આંગળી નાખી જાય. એનાં ચિત્રોના રંગ પાસે આસમાનના રંગો રદ છે. ને એની કારીગરીનો જોટો દુનિયામાં યે નહિ મળે.'

રોશન આશ્ચર્યથી આંખો ફાડીને આ બધું સાંભળી રહી હતી. હું ખીલ્યો હતો. મેં આગળ ચલાવ્યું:

'બાદશાહ સલામત પાસે એવા વણકરો છે, રોશન! જેણે વણેલી એક આખી સાડી એક નાનકડી ડબ્બીમાં સમાઈ જાય. ને એક ઊભેલો હાથી આખેઆખો ઢંકાઈ જાય એટલું કાપડ માત્ર મૂઠીમાં જ સમાઈ જાય.'

'સાચી વાત, પરવીઝ?'

'જુઠી ત્યારે? તેમાં વળી હમણાં એક પરદેશી આવ્યો છે. એણે બાદશાહ સલામતને કંઈ ભેટસોગાદ ધરી છે, કંઈ ભેટસોગાદ! જરી કિનખાબનાં થાન ને બંદૂક ને ગાડી... એનું નામ ફિરંગી.'

'ફિરંગી?' રોશને પૂછયું.

'હા. એ દૂરદૂરના દરિયા ઊતરીને આવ્યો છે.'

'દરિયા? દરિયો કેવો હોય?'

'મેંય જોયો નથી, પણ મારા બાબા કહેતા હતા કે દરિયામાં તો પાણી જ પાણી હોય; ને એ પાણી ખારુંખારું ઉસ જેવું હોય. એ એટલો મોટો ને ઊંડો હોય છે કે તેમાં આખી દુનિયા ગાયબ થઈ જાય.'

'બાપ રે! તેં એ ફિરંગીને જોયો છે?'

'હા એકવાર, દરબારમાં.'

'એ કેવો હોય?'

'આપણા જેવો જ. માત્ર આપણા કરતાં એનો રંગ કંઈક જુદો.'

'મેં એને જોયો નથી.'

'મારા બાબાને કહીશ; એ આપણને બતાવશે.' મેં કહ્યું.

'પણ અમે કાબુલ ચાલ્યાં ગયાં હોઈશું, તો?' એણે પૂછયું.

'કાબુલ? કેમ?'

'મારા બાબા કહેતા હતા કે ઘણાં વરસ થયાં ઘેર ગયાં નથી તે જઈ આવીએ.'

'કાબુલ કયાં આવ્યું, રોશન?'

'ડુંગરોની પેલી પાર, પરવીઝ! તું અમારી સાથે આવશે? હું મારા બાબાને કહું.'

'પણ મારી અમ્મી ને બાબા મને રજા ન આપે ને?'

'આપશે, આપશે, મારી અમ્મી તારી અમ્મીને કહેશે...ને પરવીઝ! કાબૂલમાં એવી મઝા પડશે, એવી મઝા પડશે! મોટામોટા બગીચા...ફૂલના ઢગલા...તડબૂચના વેલા... દ્રાક્ષના માંડવા...એક જુઓ ને બીજું ભૂલો! ને મોટામોટા ડુંગરો...આપણે એના પર ચડીશું ને એની ખીણોને ખૂંદીશું, પરવીઝ! ને રસ્તામાં યે એવી મઝા આવશે! આપણે ડુંગરાઓમાં થઈને જઈશું...બરફનાં શિખર-વાળા ડુંગરાઓમાં થઈને...'

'બરફનાં શિખર?'—મારી નવાઈનો પાર ન હતો. રોશન ફૂલની માફક ખીલી ઊઠી હતી.

'હા, અમે જ્યારે અહીં આવ્યાં ત્યારે અમારા રસ્તાની બન્ને બાજુએ ઊંચીઊંચી ધારો હતી. ને દૂર...દૂર...દૂર બરફનાં શિખરો હતાં. સૂરજના તેજમાં એ એવાં તો ઝળહળી રહ્યાં હતાં! ને સાંજને વખતે તો એ એવાં શોભી ઊઠતાં હતાં...પરવીઝ! તું જરૂર આવ; આવશે ને?'

'મારી અમ્મી ને મારા બાબા'—

'માલી અમ્મી ને માલા બાબા'—મને પૂરું બોલવા દીધા જ સિવાય રોશને ચિડાઈને મારા ચાળા પાડ્યા. ને 'અમ્મી! આ પરવીઝ જોને, અમ્મી અમ્મી કર્યા કરે છે?' કહીને

મારી ફરિયાદ કરતી એની બાને કહેવા લાગી એના બાબા આવી ગયા હતા એ મને મારે તંબૂએ મૂકી ગયા

ને તંબૂએ પહોંચતા વેંત હું મારી અમ્મીના ખોળામાં લપાઈ ગયો

પછી તો રોશનની સોબત મારે રોજની થઈ પડી આખો દી અમે સાથે રમીએ, ફરીએ ને લડીએ એ મને કાબુલની વાતો કર્યા કરતી હોય, હું આગ્રાની ને એમ કરતાકરતાં અમે લાહોર પહોંચ્યા

લાહોર પહોંચ્યા પછી બીજે કે ત્રીજે દિવસે સાંજે બાદશાહ સલામત શાલીમાર બાગમાં બેઠા હતા થોડા અમીર ઉમરાવો પણ હતા ને શાયરો પણ હતા ત્યાં કુર્નિશ બજાવી દરવાન ઊભો રહ્યો

'કેમ?' મારા બાબાએ પૂછ્યું

'એક અજબ જેવી લડકી આવી છે જહાંપનાહની ફરમાયેશ હોય તો'

બાદશાહ સલામતે આવવાની હા પાડી ને થોડીવારમાં દરવાન પાછો હાજર થયો પણ એની સાથે આ કોણ? ખુદા! ખુદા! આ તો લડકી? કે કે કોઈ સાંઈ મૌલા? લડકીના મોઢા પર દાઢીમૂછ ઊગ્યા હતા દરબાર આખો સ્તબ્ધ થઈ ગયો જહાંપનાહ અને શાહાનશાહબાનુ પણ આશ્ચર્યમાં ડૂબી ગયાં હું તો આખો જ બની ગયો—એવો આખો કે લડકી જ્યારે પાછી ગઈ ત્યારે તેની પાછળપાછળ હું ગયો

'અરે! લડકી! જરા ખડી રહે તો!' એ અટકી 'ક્યોં?' એણે પૂછ્યું

'અરે! વાહ! શી ફાકડી દાઢી ઉગાડી છે?' કહીને એની દાઢીને પસવારવા ગયો, ત્યાં તો ફડાક કરતો મારા ગાલ પર તમાચો પડ્યો હું ગાલ પંપાળવા લાગ્યો ને લડકી ચાલી ગઈ

તે દિવસે રોશનને મેં લડકીની વાત કરી લપડાકની નહિ

લાહોર છોડયું ને કુદરત આખી પલટાઈ જ ગઈ વસંત બેસી રહી હતી ને કાશ્મીર દૂર નહોતું બારામુલ્લા ગયા ને અમે કાશ્મીરને આંગણે આવી પહોંચ્યા જાતજાતનાં ફૂલો ને જાતજાતની માછલીઓ, જાતજાતનાં પંખી ને જાતજાતનાં પશુઓ, એનાં ડુંગરો ને નદીઓ, અરીસા જેવાં સરોવરો ને ઊંડું ઘેરું આસમાન કાશ્મીરની શાલની તોલે કોણ આવી શકે? બારામુલ્લામાં તો મેહ ને વાદળનું જ જાણે કે રાજ્ય હતું ત્યાં બેત્રણ દિવસ રોકાઈને અમે શ્રીનગર ગયા અને ત્યાં દાલ સરોવર પર બાદશાહ સલામતનો મુકામ પડ્યો

આમ અમારો કાફલો કાશ્મીર પહોંચ્યો ઘર છોડયે કેટલા દિવસ થયા? આજે ગુરુવાર છે દશેરાને દિવસે આગ્રા છોડયું ત્યારે પણ ગુરુવાર હતો પણ તે દિવસે શહરિયાર મહિનાની તેરમી તારીખ હતી આજે ફરવરદીનની અગિયારમી કાશ્મીર પહોંચતા અમને બરાબર સાડાપાંચ મહિના થયા

કાશ્મીરની હવા મારા ગાલને અડી કે એ ગુલાબીગુલાબી થઈ ગયા ને જરા ફાટી ગયા એ જોઈ કોઈએ મારા બાબાને કહ્યું કે 'કાશ્મીરની હવા એવી જોરદાર છે કે નાસ્તા માટેની મરઘીને એનો જરા હાથ અડે તો એ પણ, રકાબીમાંથી જીવતી થઈ પાંખો ફફડાવતી ઊડી જાય!'

અને બન્યું પણ, સાચે તેમ જ મને ને રોશનને પાંખો ફૂટી ને અમે ઊપડી જતા દૂરદૂર દાલ સરોવરને કોઈક ખૂણે ને ત્યાં ઝાડોની ઘટા નીચે કલાકોના કલાકો સુધી બેસી રહી, સરોવરના જળમાં પડતું અમારું પ્રતિબિંબ જોઈ રહેતા *

*ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી ૧૪-૯-૪૯

★

# આયુર્વેદનું ઔષધિશાસ્ત્ર

શ્રી વલ્લભરામ વૈદ્ય
આયુર્વેદાચાર્ય

ભોજનમાં લેવાતા દ્રવ્યનો સ્વાદ જાણીતા છ રસમાંથી એક હોય, પણ ઉદરમાં ગયા પછી તેના પર ક્રિયાઓ થવાથી તેનો વિપાક–પરિણામ ભિન્ન આવે છે. કેટલીક વખત રસ, વીર્ય અને વિપાક સરખાં હોવા છતાં પણ તે દ્રવ્ય જુદું ગુણકાર્ય કરે છે. આ સર્વની ઊંડી અને ચોક્કસ શોધ, સેંકડો વર્ષો પૂર્વે થયેલા આપણા પ્રાચીન આયુર્વેદાચાર્યોએ કરી છે. આ શાસ્ત્રની મૂળભૂત બાબતો અહીં ચર્ચવામાં આવી છે.

દ્રવ્યોના ગુણદોષ જાણવા માટે અગાઉના આચાર્યોએ રસ, વીર્ય, વિપાક અને પ્રભાવ–સાધનો નક્કી કરેલાં છે. આયુર્વેદની લગભગ ૬૦૦ ઔષધિઓનાં ગુણદોષોની પરીક્ષા ઉપરની પદ્ધતિથી કરી છે, એ જ તેનું ઔષધિશાસ્ત્ર છે. અનુમાન ઉપર રચાયેલ આ પદ્ધતિ આજની વૈજ્ઞાનિક પદ્ધતિ સાથે હજુ હરીફાઈ કરે તેવી છે. + આયુર્વેદના આ પ્રયોગો જનાવરો ઉપર કરવાની જરૂર પડતી નથી, તેથી તેમાં હિંસાનો લેશ પણ અંશ નથી.* આ પ્રયોગો સીધા માણસો ઉપર તથા ઋષિવૈદ્યોએ પોતાની જાત ઉપર જ કરેલા છે અને હજુ પણ તે મુજબ વધારે શોધખોળ ચાલી શકે છે. જીભને કોઈ ચીજનો સ્પર્શ થાય અને સ્વાદ ઉત્પન્ન થાય તે વખતે × મીઠો, ખાટો, ખારો, તીખો, કડવો અને તૂરો એ છ રસમાંથી જે સ્વાદ આવે તે રસ કહેવાય છે. તેવી જ રીતે દ્રવ્ય ગરમ છે કે ઠંડું એ બધાં જ દ્રવ્યોમાં જોવાનું રહે છે. મરી અને ચિત્રક ગરમ છે. ચંદન ને ગોખરું ઠંડું છે; એ વીર્ય કહેવાય છે. મોટે ભાગે ગરમ અને ઠંડું એ બે જાતનાં વીર્ય છે. કેટલાક તેને આઠ જાતનાં કહે છે.

**વિપાક** એટલે શરીરમાં દ્રવ્ય ગયા પછી તેના ઉપરની ક્રિયા થઈને તેની સમાપ્તિ થાય અને તેનું જે પરિણામ આવે તે, જેમકે ગોળ મીઠો છે. તે શરીરમાં પચ્યા પછી તેનો **વિપાક** પણ મીઠો ગણાય છે. કુલ વિપાક ત્રણ જાતના છે: મીઠો, ખાટો, અને તીખો.

મીઠા અને ખારા રસનો **વિપાક** મીઠો થાય છે. ખાટા રસનો **વિપાક** ખાટો જ થાય છે. તીખા, કડવા અને તૂરા રસનો **વિપાક** તીખો થાય છે. આમ રસ, વીર્ય અને **વિપાક**ની સામાન્ય વ્યાખ્યા થઈ.

હવે પ્રભાવ એટલે શું? એ આપણે જોઈએ:

કોઈ પણ દ્રવ્યનાં રસ, વીર્ય અને વિપાક સરખાં હોવા છતાં જે ગુણકાર્ય તેમનાથી (રસ, વીર્ય અને વિપાકથી) જુદું જ કરે તેને **પ્રભાવ**÷ કહે છે:

(૧) જેમકે ફણસ ખાટું છે અને આંબળાં પણ ખાટાં છે. આમ છતાં આંબળાં ત્રણે દોષને મારે છે, જ્યારે ફણસ તેમ કરતું નથી, પણ માત્ર આમરસનો ગુણ વાયુ જીતવાનો છે, તે જ તેમાં છે.

+ योगमासां तु यो विद्यात् देशकालोपपादितम् ।
पुरुषं पुरुषं वीक्ष्य स ज्ञेयो भिषगुत्तमः ॥
च. सू. १–१२३

* रसो विपाके-द्रव्याणां विपाकः कर्मनिष्ठया ।
वीर्यं यावदधीवासात् निपाताच्चोपलभ्यते ॥
च. सू. २६–६६

×. स्वादुरम्लोऽथ लवणः कटुकस्तिक्त एव च ।
कषायश्चेति षट्कोऽयं रसानां संग्रहः स्मृतः ॥
च. सू. १–६६

÷ रसवीर्यविपाकानां सामान्यं यत्र विद्यते ।
विशेषः कर्मणां चैव प्रभावस्तस्य स स्मृतः ॥
च. सू. २६–६७

(૨) એવી જ રીતે चित्रक* તીખો છે અને તેનો विपाक પણ તીખો છે વળી તે ગરમ એટલે उष्णवीर्य છે એને જ સમાન ગુણવાળો નેપાળો હોવા છતા તે પોતાના (प्रभावज-મહત્ત્વ)થી વિરેચન કરે છે, જ્યારે ચિત્રકમા વિરેચન કરવાનો ગુણ નથી

(૩) ઘી અને દૂધ બન્ને મધુરરસવાળા છે ને विपाकમા પણ મધુર છે, તથા શીતવીર્ય છે આમ છતા દૂધ દીપન ગુણવાળુ નથી, જ્યારે ઘી दीपन છે એ पण प्रभावथी જ

(૪) દ્રાક્ષ અને જેઠીમધ मधुररस विपाक અને शीतवीर्य છે એમ છતા દ્રાક્ષથી ઝાડો સાફ થઈ વિરેચન પણ થાય છે, જ્યારે જેઠીમધથી તેમ થતુ નથી

આ રીતે દ્રવ્યોના ગુણો જાણવામા रस, विपाक, वीर्य અને प्रभाव એ ચારે વસ્તુઓ ઉત્તરોત્તર બળવાન છે એટલે કે रसथी विपाक, विपाकथी वीर्य બળવાન છે અને सबथी प्रभाव બળવાન છે એથી કોઈ દ્રવ્ય રસમા ખારુ હોવા છતા તેનો विपाक મીઠો થવાથી તે તેવા ફળ આપે છે વળી તે ચીજ ગરમ હોય તો તેના उष्णवीर्यનુ ફળ આપે છે અને તેનો કોઈ હરડેની જેમ જુદો જ प्रभाव હોય તો તે रस, वीर्य અને विपाक ત્રણેને દૂર કરીને પોતાના प्रभावनो જ ગુણ બતાવે છે ×

આમ હોવા છતા એ બધામા એટલુ તો જોવાનુ જ રહે છે કે એમા બળવાન કોણ છે? અર્થાત્ દ્રવ્યમા રસનુ બળ વધારે હોય તો વિપાક થતા પહેલા જ તે પોતાનો ગુણ બતાવે છે તેમ જ वीर्य અને विपाकનુ પણ જાણવુ

પરન્તુ પ્રભાવને કોઈ અપવાદ નથી આમ સામાન્ય નિયમ હોવા છતા કેટલાક આચાર્યો विचित्र-प्रत्ययारब्ध–દ્રવ્યોના દાખલાએ ટાંકે છે, જેમકે ઘઉ અને જવ બન્ને મીઠા રસવાળા અને શીતવીર્ય અથવા તો ગુરુવીર્ય છે, છતા મધુર રસનુ વધુ કરવાનુ કાર્ય ઘઉ કરે છે, જ્યારે જવ ઊલટો વાયુકર્તા છે

તેવી જ રીતે માછલા સ્વાદુ રસવાળા અને ભારે હોવા છતા उष्णवीर्य છે જ્યારે દૂધ મીઠા રસવાળુ અને ભારે એટલે ગુરુ ગુણવાળુ છે છતા शीतवीर्य છે

આમ હોવાથી કોઈ જગ્યાએ रस ક્યાંક वीर्य તો ક્યાંક विपाक અથવા એ ત્રણેમાથી એક બે અથવા ત્રણેના ગુણો સાથે પણ મળતા હોય છે, તે અનુભવે જોવાનુ છે. એ રીતે જ प्रभावथी દ્રવ્ય એક કામ કરે છે, છતા રસ વગેરેની જેમ દ્રવ્ય પણ ગુણ કરતુ હોય છે. પરન્તુ સામાન્ય નિયમ તો આપણે અગાઉ જોઈ ગયા તેવો જ છે મધનો રસ કષાય હોવાથી તે પિત્તનુ શમન પણ કરે છે જ્યારે તેનો વિપાક તીખો હોવાથી તે कफने પણ મારે છે આ બધા અપવાદજનક દ્રવ્યોમા આચાર્યોએ ઘણુ વિચાર્યું છે અને આપણે પણ દ્રવ્યના પ્રયોગો કરતા હમેશ અજમાવવાનુ રહે જ છે, કેમકે વિજ્ઞાનનો કોઈ અંત નથી દરરોજ નવુ જ્ઞાન અનુભવથી ઉત્પન્ન થાય છે

હવે रस, वीर्य અને विपाक વિષે જરા વધુ ઊંડી નજર નાખીએ

આયુર્વેદશાસ્ત્ર પંચમહાભૂત ઉપરથી જ રચાયુ છે, એથી છએ રસ પ્રથમ તો પંચમહાભૂતમાથી કેવી રીતે ઉત્પન્ન થયા તે

* दंती रसाद्यैस्तुल्याऽपि चित्रकस्य विरेचनी ।
मधुकस्य च मृद्वीका घृतं क्षीरस्य दीपनम् ॥
अ. हृ. सू. ९-२५

× रसौ विपाकस्तौ वीर्यं प्रभावस्तान् व्यपोहति ॥
अ. हृ. ९-२५

– स्वादुर्गुरुश्च गोधूमो वातजित् वातकृत्यव ।
उष्णा मत्स्या पय शीतं कटु सिंहो न शूकर~ ॥
अ. हृ. सू. ९-२८

જાણવું જોઈએ.

"* પૃથ્વી—પાણી પૃથ્વી—અગ્નિ

મીઠો ખાટો
પાણી—અગ્નિ આકાશ—વાયુ

ખારો તીખો
વાયુ—અગ્નિ પૃથ્વી—વાયુ

કડવો તૂરો

ઉપર મુજબ બબ્બે તત્ત્વોના સમ-વિષમ મિશ્રણથી છ રસો થયા છે; જેમકે પૃથ્વી અને પાણીના મિશ્રણથી મીઠો, પૃથ્વી અને અગ્નિતત્ત્વના મિશ્રણથી ખાટો વગેરે.

**રસોનું દોષો ઉપર વર્ચસ્વ+**

| વાત | પિત્ત |
|---|---|
| મીઠો, ખાટો, ખારો | તૂરો, મીઠો, કડવો |
| વાયુને જીતે | પિત્તને જીતે |

કફઃ

તૂરો, તીખો, કડવો
કફને જીતે

એ જ રીતે તીખો, કડવો અને તૂરો વાયુનો પ્રકોપ કરે છે. તીખો, ખાટો અને ખારો પિત્તનો પ્રકોપ કરે છે અને મીઠો, ખાટો તથા ખારો કફનો પ્રકોપ કરે છે.×

રસો માટેનો આ સામાન્ય નિયમ થયો, પરંતુ આમાં અપવાદો તો છે જ. જે ઔષધિઓ કે દ્રવ્યોમાં જે રસો વાતશામક હોય તોપણ તે દ્રવ્યોમાં જો रौक्ष्य, लघु અને शीत ગુણો હોય તો તે વાયુનો નાશ કરી શકતા નથી.

એવી જ રીતે જે રસો પિત્તશામક હોય છતાં તે દ્રવ્યમાં तीक्ष्ण, उष्ण અને लघु ગુણો હોય તો તે પિત્તને જીતી શકતા નથી. એવી જ રીતે જે દ્રવ્યમાં જે રસો કફને મારનાર હોય છતાં જો તે દ્રવ્યમાં स्निग्धता, गुरुता અને शीतलता હોય તો તે કફને મારી શકતા નથી.÷

આપણે જે ગુણોનું વર્ણન કરી ગયા તે તે દોષોને વધારનારા ગુણો દ્રવ્યોમાં હોય તો તે દ્રવ્યોમાં રહેલા રસો તે તે દોષોને હરવાવાળા હોવા છતાં ગુણો તેઓને તે કાર્ય કરવામાં નિષ્ફળ બનાવે છે, તે ખાસ યાદ રાખવા જેવી વાત છે.

વળી ઘણાં દ્રવ્યો એવાં છે કે જે રસમાં પરસ્પર બરોબર હોય, છતાં ગુણમાં ભિન્ન-ભિન્ન હોય છે. તેઓને विचित्रप्रत्ययारब्ध દ્રવ્યો જાણવાં. જેમકે—

(૧) કોઠું અને આંબળું બંને ખાટાં છે, છતાં 'કોઠું' કબજિયાત કરે છે એટલે संग्राही છે, જ્યારે આંબળું દસ્તને સાફ કરતું હોવાથી भेदी છે.

(૨) તીખા રસવાળું દ્રવ્ય પુષ્ટિકર્તા હોતું નથી એવો નિયમ હોવા છતાં પીપર અને સૂંઠ બંને वृष्य છે.

(૩) कषाय એટલે તૂરા રસવાળું દ્રવ્ય સામાન્ય નિયમ મુજબ स्तंभक અને शीतगुण ધરાવે છે. આમ છતાં હરડે તૂરી હોઈને रेचक તથા उष्ण ગુણ પણ ધરાવે છે.

આમાં प्रमाणनो દાખલો લાગુ પડી શકે તેમ નથી. તેનાથી આમાં ફેર એટલો છે કે રસ, વીર્ય અને વિપાક એ ત્રણે જે જે દ્રવ્યોનાં

* જુઓ વાગ્ભટ્ટ अ. हृ. सू. अ. १०—१०

+ स्वाद्वम्ललवणा वायुं कषायस्वादुतिक्तकाः ।
जयन्ति पित्तं श्लेष्माणं कषायकटुतिक्तकाः ॥
च. सू. १-६६

× कट्वम्ललवणाः पित्तं स्वाद्वम्ललवणाः कफम् ।
कटुतिक्तकषायाश्च कोपयन्ति समीरणम् ॥
सु. सू. अ. १ श्लो. ६६ (क्षेपक)

÷ જુઓ સુશ્રુત સૂ. અ. ૪૦ શ્લો. ૬,૭,૮

એક જ હોય છતાં પણ ગુણમાં ફરક હોય તો તે प्रभावथी જ પોતાનું જુદું કાર્ય કરે છે એમ કહેવાય આ દાખલાઓમાં માત્ર રસમાં જે દ્રવ્યો મળતા છે, છતાં ગુણમાં પરસ્પર વિરુદ્ધ છે, તેને विचित्रप्रत्ययारब्ध દ્રવ્યો કહ્યાં છે

**વિપાક**

રસના બળનો નાશ કરીને વિપાક પોતાનું બળ કે શક્તિ શરીરમાં બતાવે છે એમ આપણે આગળ કહી ગયા જેમકે મધમાં મધુર રસ છે તેમ છતાં એનો विपाक તીખો (कटु) થાય છે આથી મધુર રસનું વાયુનાશ કરવાનું કાર્ય થતું નથી, ઊલટું વાયુકોપના કારણભૂત कटु विपाक થાય છે મધનો એ प्रभाव છે કે मधुर રસનું કાર્ય નહી કરતા તેમાં રહેલા તૂરા રસથી તે कटु-विपाक આપે છે એથી જ તે कफनाशक દ્રવ્ય મનાય છે

છ યે રસોના ત્રણું જાતના વિપાક માન્યા છે, પણ સુશ્રુતાચાર્ય બે જ વિપાક માને છે મધુર અને કટુ; જ્યારે ચરક અને વાગ્ભટે મધુર, અમ્લ અને કટુ એમ ત્રણ× વિપાકનો સ્વીકાર કર્યો છે ત્યારપછીના આયુર્વેદના વ્યાખ્યાનકારો અને સંગ્રહકારોએ પણ ત્રણ વિપાક સ્વીકાર્યા છે ચરકના વ્યાખ્યાનકાર ચક્રદત્ત જોર-પૂર્વક સુશ્રુતના બે વિપાકનું ખંડન કરે છે,– જ્યારે સુશ્રુત તો કહે છે કે છ એ રસના છ જુદા વિપાકો પણ બને અને તેના દૃષ્ટાંતો આપતાં આખરે બે વિપાક છે એમ પોતાનો મત જણાવે છે એથી એ કાળમાં विपाकની બાબતમાં ઘણાં મતમતાંતરો હતા એ સ્પષ્ટ સમજાય છે આમ છતાં विपाक ત્રણ જાતના માનવા એ વધુ અનુભવગમ્ય લાગે છે, કારણકે ખાટા પદાર્થોનો विपाक ખાટો થાય છે, એમ આપણે તેની શરીર પરની અસરથી જાણી શકીએ છીએ એટલે ત્રીજા अम्लविपाकने માન્ય રાખવો જ જોઈએ श्रीचरकाचार्ये એટલા માટે કહ્યું છે કે:

તૂરો, તીખો અને કડવો એ રસોનો વિપાક મોટેભાગે તીખો જ થાય છે – એનો અર્થ એમ પણ ખરો કે કોઈ વખત દ્રવ્યમાં રસ બળવાન હોય ત્યારે પોતાના જેવો એટલે તૂરો અને કડવો विपाक પણ કરે ખરો આ વાત આજે प्रतिद्रव्य માં અનુભવ કરીને કહી શકાય

मधुर रसनो विपाक મધુર જ કહ્યો છે જ્યારે लवण(ખારા રસનો विपाक પણ મધુર જ માન્યો છે જ્યારે अम्ल=(ખાટા) રસનો ખાટો જ विपाक માન્યો છે

આમ રસો ને વિપાકમાં જ્યારે ફરક પડે છે, ત્યારે કડવા અને તૂરા રસનું પરિણામ તીખું જ આવે એટલે રસનો ગુણ એક બાજુ રહેતા વિપાકનો ગુણ લાગુ પડે છે આચાર્યો-એ વિપાકના ગુણો વિચાર્યા છે

– મધુર વિપાક થાય તો તે મળમૂત્ર સાફ રાખે, શરીરમાં કફ એટલે બળ વધારે અને વીર્ય પણ વધારે છે ખાટો વિપાક થાય તો મળમૂત્ર તો સાફ રાખે જ, પણ વીર્ય એટલે શક્તિ કે ધાતુનો નાશ કરે એટલે હ્રાસ કરે–ઘટાડે એના અર્થમાં नाशन કહ્યું છે ઉપરાંત તે पित्त વધારે છે પરંતુ જ્યારે પરિણામ તીખું એટલે विपाक તીખો થાય તો તે મળમૂત્ર-ની કબજિયાત કરે, તેમ જ વીર્ય ઘટાડે અને વાયુ ઉત્પન્ન કરે, કેમકે મધુર વિપાક ભારે હોય છે, જ્યારે તીખો અને ખાટો વિપાક હલકો હોય છે *

× જુઓ ચરક सू अ २६ श्लो ६१-६२

– જુઓ સુશ્રુત सू. अ ४० गद्य १०

– कषायकटुतिक्तानां विपाक प्रायश कटु ।
अम्लोऽम्ल पच्यते स्वादुर्मधुर लवणस्तथा ॥
च सू अ २६-५८

* गुरुर्हा बद्धविण्मूत्रो विपाको वातल कटु ।
मधुर सृष्टविण्मूत्रो विपाक कफ शुक्ल ॥

ચીકાશ, ઉષ્ણતા અને ગુરુતા એ ગુણો તેલમાં, વાયુના રૂક્ષ, શીત અને લઘુ ગુણોથી વિરુદ્ધ છે. એટલે આ ગુણના પ્રભાવથી તે વાયુને જીતે છે.

તેવી જ રીતે મધુરતા, શીતલ અને મંદ ગુણો હોવાથી ઘી પિત્તને જીતે છે; કેમકે પિત્ત એ મધુર, ઉષ્ણ અને તીક્ષ્ણ ગુણવાળું છે. એ એનો પ્રભાવ છે; કારણકે દૂધમાં અને ઘીમાં ખા રસો અને વિપાકો હોવા છતાં ઘીના ગુણોનો આ પ્રભાવ સ્વીકારીને તેને શામક કહ્યું છે.

એવી જ રીતે કફના ચીકણા, મંદ અને ભારે ગુણોના વિકૃત ગુણો રૂક્ષ, તીક્ષ્ણ રહેલા છે. તેમજ कषाय રસના પ્રાબલ્યથી તે મધુર રસના પ્રાબલ્યને પણ જીતે છે. આમ વિરુદ્ધ ગુણ અને રસના પ્રભાવથી તે कफहर સિદ્ધ થયું છે.* આમ જ્યાં વિરુદ્ધ ગુણો કે રસો વગેરેનું વધુ પ્રાબલ્ય હોય ત્યાં જેનું પ્રાબલ્ય વધુ હોય તે અલ્પબળવાળાને જીતે જ છે. એ સામાન્ય નિયમ અહીં પણ પ્રભાવમાં લાગુ પાડી શકાય છે.

ઉપર કહ્યો તે પ્રભાવ चिन्त्यप्रभाव કહેવાય છે. એટલે કે તેનું કારણ આપી શકાય છે કે વિરુદ્ધ ગુણો હોવાથી આ દ્રવ્ય આ કાર્ય કરે છે, પણ કેટલીક ચીજોમાં अचिन्त्यप्रभाव પણ સ્વીકારવામાં આવ્યો છે; કારણકે દ્રવ્ય એ કાર્ય તો કરે છે, પણ તેનું કારણ શું તે બરાબર સમજાતું નથી. જેમકે હરડેમાં અમ્લ અને તીખો રસ પણ છે. એટલે નિયમ મુજબ તે પિત્ત અને વાયુ વધારે, પણ આમ છતાં તેમાં રહેલા બીજા રસો અને ગુણોના અધિકારથી, કે જે વિગતવાર સમજાતા નથી તે હરડે વાયુ પિત્ત તથા કફ ત્રણે દોષોના વિકારોને હણે છે. એટલે ગ્રંથકારને એમ લખવું પડ્યું કે તેના પ્રભાવથી તેણે જે ગુણો બતાવ્યા તે અમે બતાવીએ છીએ.+

રસ વગેરેનું આટલું વર્ણન કર્યા પછી જુદાજુદા રસોના ગુણો અને તેનાં દ્રવ્યોના થોડા દાખલા લઈએ.

मधुररस મોટેભાગે બધાને પ્રિય અને માફક આવે છે. ધાતુઓના બળને વધારે છે, વજન વધારે છે, કંઠને સારો કરે છે, દૂધ વધારે છે, ભારે છે, ચીકણો છે, પિત્ત, વાયુ અને ઝેરને હરે છે; આયુષ્ય વધારે છે, પ્રાણશક્તિ પણ વધારે છે. તેના અતિ સેવનથી ચરબી અને કફના વિકારો, અગ્નિમંદતાના મૂત્રવિકારો (મેદ વગેરે) કંઠની ગાંઠો (કેન્સર) વગેરે ઉત્પન્ન કરે છે.

मधुररसनां દ્રવ્યો : ઘઉં, ઘી, ગોળ, જેઠીમધ, વિદારીકંદ, અશ્વગંધા, ગોખરુ, શતાવરી, દ્રાક્ષ, દૂધ વગેરે.

अम्लरस અગ્નિ તેજ કરે, હૃદયને સારો, થોડી ચીકાશવાળો રુચિકર, મળ ભેદનાર, હલકો (लघु) કફ અને रक्तपित्तने ઉત્પન્ન કરે, વાયુના અનુબંધને તોડે. તેના અતિ સેવનથી શરીરમાં શિથિલતા આવે, અંધારાં અને ચક્કર પણ આવે; ચેળ, રતવા, સોજા વિસ્ફોટક જેવાં દરદો પણ થાય. શરીર પીળું પણ પડે, દાહ અને તાવ પણ આવે છે.

अम्लरसनां દ્રવ્યો : આંબલી, લીંબુ, બિજોરું, નારંગી, આંમળાં, દાડમ, છાશ, દહીં, કાચી કેરી, કોઠું વગેરે.

लवणरस વિબંધને તોડે છે. અગ્નિને તેજ કરે છે. તીક્ષ્ણ ગુણવાળો હોવાથી તે છેદન

---

कषायत्वाच्च । श्लेष्मा हि स्निग्धो मंदो गुरुश्च ॥
चरक विमा. ૨

* विरुद्धगुणभूयिष्ठे भूयसाऽल्पं हि जीयते ॥
म. हृ. सू. ९–२४

+ प्रभावाद्दोषहन्तृत्वं सिद्धं यत् तत् प्रकाश्यते ॥
भा० प्र० निघंटु

અને ભેદન પણ કરે છે વળી સ્નેહન અને સ્વેદન પણ કરે છે તેના અતિ સેવનથી વાતરક્ત વગેરે રક્તદોષો થાય છે વૃદ્ધાવસ્થા લાવે છે, વાળ ધોળા કરે છે અને પ્રાણશક્તિ ઓછી થાય છે

लवणरसના દ્રવ્યો સચળ, સિંધાલૂણ, સાદું મીઠું, સાજીખાર વગેરે

तिक्त( કડવો )रस જોકે પોતે રુચિકર નથી, છતા પણ અરુચિ, કૃમ, વિષ, કુષ્ઠ, મૂર્છા, તાવ, દાહ, પિત્ત અને કફના વિકારોને દૂર કરે છે શરીરમા ભીનાશ, ચરબી અને મળમૂત્રમાં શુષ્કતા લાવે છે, એટલે તેને સૂકવે છે; કેમકે તેમાં शोषण ગુણ રહેલો છે लघु ગુણવાળો છે ઠંડો અને रूक्ष ગુણ પણ છે દૂધ અને કંઠ બન્નેની શુદ્ધિ કરે છે.

અતિ સેવનથી ધાતુક્ષય, વાયુના રોગ વગેરે ઉત્પન્ન કરે છે

तिक्त( કડવા )રસના દ્રવ્યો પરવળ, ગળો, કડુ, કરિયાતુ, લીંબડો, ઇંદ્રજવ, કડાછાલ, અતિવિષ વગેરે (મહાપચમૂલ) પહાડમૂલ વગેરે.

कटु (તીખો) રસ કોઢ, સોજા અને વ્રણ એટલે ગડગૂમડા વગેરે મટાડે છે વળી, ચીકાશ-ચરબી વગેરેને તોડે છે शोषण ગુણ તેમા પણ છે વિબંધને દૂર કરે, કફને તોડે, અન્નને પચાવે, શરીરના અન્ય માર્ગો( સ્રોતો ) ખુલ્લા કરે છે તેના અતિ સેવનથી ધાતુ અને પ્રાણ-શક્તિ નાશ પામે છે કમ્મર, વાંસો વગેરેમા દુખાવો થાય, મૂર્છા અને કંપ પણ થાય

कटु(તીખા) રસના દ્રવ્યો હીંગ, મરી, સૂંઠ, પીપર, પીપરીમૂળ, લસણ, તજ, વાવડિંગ, સરસવ, રાઇ વગેરે

कषाय(તુરો)રસ ભારે ગુણવાળો છે છતા पित्त અને कफने પણ હણે છે લોહી સુધારે છે પાક કરે છે અને રૂઝ પણ લાવે છે शीत ગુણવાળો પણ છે મેદનુ શોષણ કરે છે આમનુ સ્તંભન પણ કરે છે ચામડીને ખૂબ સરસ રાખે છે અતિ સેવનથી વિબંધ, આફરો, કબજિયાત, હૃદયનો રોગ, નબળાઈ, પુરુષાતનનો ક્ષય વગેરે થાય છે

कषाय(તુરા) રસના દ્રવ્યો હિમજ-હરડે, બહેડા, મધ, સગસૂડા,ગેરુ, કદંબ, ઉંબરો, લોદર, કાચુ કોઠુ, ખજૂર, કમળ વગેરે

[ પાન નં ૫૮ ૫ર ચાલુ ]

કોલેજમા એક પ્રોફેસર શિસ્તપાલનના ઘણા જ હિમાયતી હતા એક દિવસ સોફિસ્ટરોએ તેમની મશ્કરી કરવાનું વિચાર્યું એક ઘુવડને લાવી તેના ઉપર કોટ ઓઢાડ્યો, આમ પ્રોફેસર પહેરતા હતા તેવા,વર્ગમા લગાવ્યો, માથે હેટ મૂકી અને મૂછો ચીતરવા જતા હતા, એટલામા જ પ્રોફેસરનું આગમન થતા ભણાને જગ્યા પર બેસી જવું પડયુ

પ્રોફેસર ત્વરિત ગતિએ દાખલ થયા આમતેમ જોયા ને તુરત બોલી ઊઠયા

'ઠીક છે છોકરાઓ, ત્યારે આખરે તમારી માનસિક શક્તિને અનુકૂળ બને એવો શિક્ષક તમે શોધી કાઢયો ખરો!'

×

'જયંતુભાઈ યુરોપની મુસાફરીએ જઈ આવ્યા છે ખરું ને? તો તો એમની માનસિક ક્ષિતિજમા ઘણો મોટો વિસ્તાર થયો હશે'

'ના. મુસાફરીએ તો એમની વાતોના લંબાણમા ગજબનો વિસ્તાર કર્યો છે'

×

ભક્તરાજ નારદ આજે આમ અક્કડ શાથી અન્યા હશે ? પ્રભુ વિસ્મિત છે એટલામાં નારદ બોલ્યા:

'આ જ તો કામદેવનું સૈન્ય ચઢી આવ્યું હતું મહારાજ !'

'કોની ઉપર ?'

'આપના આ સેવક ઉપર.' નારદ હસીને બોલ્યા: 'પણ જેમ મહાદેવે એને પાઠ ભણાવ્યો તેમ આજે ય બન્યું. ધ્યાનમાં બેઠો હતો ત્યાં કોયલ ટહૂકી, કુસુમની સુગંધ પસરી; અપ્સરાઓનાં નૃત્યગાન સંભળાવા લાગ્યાં.'

'હા, પછી ?' ભગવાને વાતમાં રસ દેખાડ્યો.

'પછી શું ? કામદેવનો બાપ આવે તો ય આપનો આ ભક્ત હારે ?'

'કામદેવના બાપથી તો હારે.' ભગવાન હસીને બોલ્યા.

'તમે પૂરી વાત તો સાંભળો.'

'કહો.'

'ખૂબ પછી આપણું તો ધ્યાન અખંડપણે ચાલ્યું. બે ઘડીને બદલે ચાર ઘડી ચાલ્યું.'

'ધન્યવાદ, તમારા જેવા જિતેંદ્રિય ભક્તોથી હું શોભું છું. વળી તમને બિચારો કામદેવ શું કરી શકે ? તમારા જેવા ભક્તના સ્મરણથી મૃત્યુલોકનાં માનવીઓના મોહમદ નાશ પામે છે:

तुम्हरे सुमिरत तें मिटहि मोह मार मद मान ॥

એટલું જ નહીં પણ-

सुनु मुनि मोह होई मन ताके ।
ज्ञान विराग हृदय नहि जाके ॥
ब्रह्मचरज ब्रतरत मति धीरा ।
तुम्हहि कि करहै मनोभव पीरा ॥

'હે મુનિ સાંભળો, જેના હૃદયમાં જ્ઞાન અને વૈરાગ્ય ન હોય એને મોહ ઉત્પન્ન થાય છે. આપના જેવા બ્રહ્મચર્યવ્રતમાં રત રહેનારા ધૈર્યવાન મુનિવરને કામદેવ બિચારો કેમ પીડા કરી શકે ?'

વિષ્ણુભગવાને આમ કહ્યું એટલે-

नारद कहेउ सहित अभिमाना ।
कृपा तुम्हार सकल भगवाना ॥

નારદજીએ અભિમાનપૂર્વક કહ્યું કે 'મહારાજ ! એ બધું આપની કૃપાનું ફળ છે.'

આમ કહી પ્રણામ કરીને નારદજી બીજા આશ્રમ તરફ વળ્યા. નારદજીને તો આશ્રમો અને નગરો, જંગલ અને વસ્તી સર્વ સમાન હતું. મનુષ્યલોક, દેવલોક, અસુરલોક, સર્વ સ્થળે એમનો પ્રવેશ હતો. સર્વ સ્થળે તેઓ પરિભ્રમણ કરતા હતા. આશ્રમો અને ઉપવનો છોડીને નારદજી નગરો તરફ ભ્રમણ કરવા નીકળ્યા.

આ બાજુ ભગવાને વિચાર કર્યો કે નારદજીનું અભિમાન ઉતારવું જોઈએ. બાળકને તાવ અને આંચકી આવે ત્યારે માતાને ચિંતા થાય તેવી ચિંતા પ્રભુને પોતાના પરમ ભક્ત વિષે થવા લાગી. સદા નીરોગી અંતઃકરણવાળા નારદજીના હૃદયમાં અભિમાનનું જોર વધેલું જોઈ તેનો ઉપચાર કરવા ભક્તહિતૈષી ભગવાન તત્પર બન્યા.

*

નારદમુનિ ચાલ્યા જાય છે. 'નારાયણ, નારાયણ'નો જાપ જપતા જાય છે. મનમાં પોતાના તપનો ગર્વ ક્યાંય માતો નથી. જે કોઈ માણસ સામો મળે તેની સામે તુચ્છકારભરી તીરછી નજર કરતા જાય છે.

એવામાં એકાએક તેમની નજર સામે એક વિશાળ નગરી દેખાઈ. નગરના કોટકાંગરા દેખાયા. મોટાં મહાલયો દેખાયાં. નગરમાં દૂધિયો સાગર ઊલટ્યો હોય તેમ રાવટીઓ અને તંબૂઓ પથરાયા છે. નજીક ગયા, ત્યાં તો ઢોલ, ત્રાંસાં અને શરણાઈઓના

સૂર સભળાયા નગરના રસ્તા સ્વચ્છ અને પહોળા હતા રસ્તા ઉપર પાણી છટાયાં હતા સ્ત્રી-પુરુષ, બાળકો, સૌ સુદર વસ્ત્રાભૂષણો પહેરી ફરતાં હતા. ઘોડા, હાથી, રથ, સુખપાલમા શણગાર સજીને શ્રીમતો, સરદારો, રાજ્યગુરુઓ ફરતા હતા એ ઉપરથી નગરની સમૃદ્ધિનો ખ્યાલ આવતો હતો યોદ્ધાઓ હથિયાર સજીને ચોરે-ચૌટે, દરવાજે-દોઢીએ ઊભા હતા અમરાપુરી ઝાખી પડે એવી શોભા ને સપત્તિ નગરમા નજરે પડતી હતી

જોતાવેત નારદમુનિ આભા બની ગયા એમણે ઇન્દ્રપુરી, બ્રહ્માપુરી અને વૈકુઠપુરી દીઠી હતી, પણ આવી શોભા જોઈ ન હતી સામે મળતા માણસોને પૂછવાનો વિચાર થાય, પણ પુછવાની હિમત ચાલતી નથી આખરે એક જણાને પૂછયુ

'આ કઈ નગરી ભાઈ?'

"માયાપુરી મહારાજ"

'આજે કાઈ ઉત્સવ છે?'

'રાજકુમારી માયાવતીનો સ્વયવર થવાનો છે'

'માયાકુવરી?' નારદજીથી અચકાતો બોલી જવાયુ

'જી હા, મહારાજ માયાકુમારી, જુઓ, આ સામે સુખપાલમા બેસીને જાય છે'

'કયે રસ્તેથી જશે? મડપમા કયારે આવશે?'

'સ્વયવરના મડપમા તો પાછલે પહોરે પધારશે સાજનુ મૂરત છે, પણ કુવરીજી ઓઝલ નથી રાખતા તમે પેલી તરફ જઈને ઊભા રહો તો જોવા મળશે'

'એમ કે?' કહેતા નારદજી ઉતાવળા આગળ ચાર રસ્તા એકઠા થતા હતા ત્યા જઈ પહોચ્યા

કુમારી માયાવતીને જોયા તેવા જ નારદજી મુગ્ધ બની ગયા જાણે દેહની સુધબુધ ન રહી મનની દઢતા, વર્ષોનો સયમ, જાણે એક દિવસમા ગળી ગયા સ્વયવરમા માયવતીને પરણુ તો હુ જ પરણુ, એમ મનથી નક્કી કરીને સામે એક મદિર હતુ તેમા પહોચ્યા મદિરને ઓટલે આસન લગાવીને ભગવાનનુ ધ્યાન ધર્યુ. થોડીવારમા ભગવાન પ્રસન્ન થયા 'માગો મુનિરાજ, જે માગવુ હોય તે માગો'

નારદજીએ આખો બધ રાખીને માગ્યુ 'મહારાજ, મને એવુ રૂપ આપો કે સ્વયવરમા કુવરી મને વરમાળા પહેરાવે. મારે બીજુ કઈ નથી જોઈતુ. આપના જેવુ રૂપ મને આપો'

વિષ્ણુ ભગવાન બોલ્યા

जेहि विधि होइहि परमहित नारद सुनहु तुम्हार
सोइ हम करब न आन कछु बचन न मृषा हमार।

कुपथ माँ रुज व्याकुल रोगी।
बैद न देउ सुनहु मुनि जोगी॥
एहि विधि हित तुम्हार मैं ठयउ।
कहि अस अंतरहित प्रभु भयऊ॥

હે નારદ! જે રીતે તમારુ કલ્યાણ થાય તેમ હુ કરીશ મારી વાણી અધીરો થઈને મનમાન્યુ ઓસડ માગે છે, પણ ખરો હિતૈષી વૈદ તે આપતો નથી; પણ જે ઔષધિથી રોગ મટી જાય તે આપે છે તે જ પ્રમાણે તમારુ પરમ હિત થશે એમ હુ કરીશ

આટલુ કહીને પ્રભુ અંતર્ધાન થઈ ગયા. ભગવાને એવી માયા રચી કે નારદનુ મો વાંદરા જેવુ બની ગયુ, પણ એમા ખૂબી એવી કરી કે એ રૂપ પેલી કુંવરી સિવાય કોઈને ન દેખાય

નારદજી તો રાજી થતાથતા સ્વયવરમડપમા આવ્યા બપોરના બાર નહોતા વાગ્યા ત્યા આવીને એક મોટા સિહાસન ઉપર ચૂકી પડ્યા આગળ છાતી કાઢીને બેઠા મોટામોટા રાજાઓ આવ્યા માયા-

# શ્રદ્ધા

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

ધર્મને વિશેષતઃ લાગણી સાથે સંબંધ છે, શ્રદ્ધા સાથે સંબંધ છે. તેમ છતાં આજે આપણા નિત્ય જીવનમાં ક્યાંય શ્રદ્ધા નજરે પડે છે ખરી? એથી ઊલટું, હરકોઈ વાત ને પ્રસંગને આજે આપણે સંશય–શંકાના કાચથી નીરખતા થઈ ગયા છીએ. દરેક બાબતમાં બુદ્ધિપ્રાચુર્યનો ઘમંડ રાખી આપણે ફરીએ છીએ. ગમે તેટલું કરવા છતાં માનવી મર્યાદાશીલ માનવી તરીકે જીવે છે, ત્યાંસુધી તો એણે શ્રદ્ધાબળ કેળવ્યા વિના ચાલવાનું નથી. શ્રદ્ધા અને સંશયના આ અતિગહન દ્વન્દ્વની લેખકે અહીં સુંદર છણાવટ કરી છે.

સંશય એ મનનો પહેલો ધર્મ છે અને શ્રદ્ધા એ મનનો બીજો ધર્મ છે. પહેલાં ફૂલ અને પછી ફળ એ જેવો વૃક્ષનો ક્રમ છે, તેવો જ પહેલાં સંશય અને પછી શ્રદ્ધા એમ મનના ધર્મનો ક્રમ છે. આ સામાન્ય નિયમની દૃષ્ટિએ જોતાં, મનમાં સંશય ઉત્પન્ન થાય એમાં કંઈ ગેરવાજબી નથી. જેમ પુષ્પ આવવું એ ફળનું પૂર્વચિહ્ન છે, તેવી જ રીતે મનમાં સંશય ઉત્પન્ન થતાં, હવે તે સંશયની નિવૃત્તિ થઈને મનમાં શ્રદ્ધા થશે, એવી આશા પ્રાપ્ત થાય છે. અને તેથી સંશય એક રીતે સારું ચિહ્ન છે. પરંતુ વ્યવહારના સંશયો એવા પ્રકારના હોય છે, કે તેમના વિષેનું જ્ઞાન અહીંનું અહીં જ મળી શકે છે. અને તેથી ઉત્પન્ન થયેલા સંશયનું સહેલાઈથી નિરસન થઈ શકે છે. એકાદ માણસને ત્યાં આપણે હજાર રૂપિયા અનામત મૂકીએ અને પછી તે માણસના પ્રામાણિક કે અપ્રામાણિકપણા વિષે સંશય ઊપજે, છતાં તેની પાસેથી તે હજાર રૂપિયા પાછા મળતાં સંશય તુરત દૂર થાય છે. જ્યાં ઘોડા અને મેદાન નજીક જ હોય છે, અને જ્યાં પ્રત્યક્ષ પ્રમાણથી જ સંશયનો નિર્ણય થાય છે, ત્યાં શ્રદ્ધાની બિલકુલ અપેક્ષા રહેતી નથી. અંધારામાં કંઈક કાળું ઊભેલું દેખાય છે અને તે ઝાડનું થડ છે કે મનુષ્ય છે એવો સંશય મનમાં ઉત્પન્ન થાય છે; પણ તેની પાસે જઈ તેને હાથ લગાવી જોતાં સંશયનું નિરસન થાય છે, અને તે મનુષ્ય નથી પણ ઝાડનું ખૂંટડું છે, એવું સ્પષ્ટ જ્ઞાન થાય છે. તે ઠેકાણે પછી તે સંશયગ્રસ્ત માણસને 'એ તો ઝાડનું ખૂંટડું છે' એવું આગ્રહથી કહેવાની જરૂર રહેતી નથી. જ્યાં પ્રત્યક્ષ પ્રમાણ છે, ત્યાં શ્રદ્ધાની મહત્તા શી? સૂર્ય ઊગે છે ત્યારે 'ભાઈ જો આ સૂર્ય ઊગે છે એવી તું તારા મનમાં દૃઢ શ્રદ્ધા રાખ!' એવી શ્રદ્ધા માટે કોઈની યાચના કરવી પડતી નથી.

પ્રત્યક્ષ જ્ઞાન એ જ બધા સંશયોનું મારક છે. એવું જ્ઞાન દૃશ્ય જગતમાં સંભવે છે. પરંતુ જ્યાં અદૃશ્ય વ્યવહારની વાત આવે છે અને જ્યાં તેમને વિષે સંશય ઉત્પન્ન થાય છે, ત્યાં પ્રત્યક્ષ પ્રમાણ કામ લાગતું ન હોવાને લીધે, દુર્ગમ પ્રદેશમાં ગાડીઓ ચાલે એવો પહોળો રસ્તો ન હોવાથી બળદ અથવા ખચ્ચરો મારફત બોજો ઉચકાવીને કામ ચલાવી લેવું પડે છે. તેમ શબ્દપ્રમાણ શ્રદ્ધા પર જ બધો આધાર રાખવો પડે છે. ટૂંકમાં શ્રદ્ધા એ પ્રત્યક્ષ પ્રમાણની પ્રતિનિધિ છે એમ કહેવામાં બાધ નથી. જ્યાં પ્રત્યક્ષ સોમવલ્લી ન મળતી હોય ત્યાં તેની પ્રતિનિધિ તરીકે બીજી વલ્લીથી ચલાવી લેવામાં આવે છે; તેવી જ રીતે જ્યાં પ્રત્યક્ષ પ્રમાણ મળવું શક્ય ન હોય ત્યાં શ્રદ્ધાનો ઉપયોગ કરવાની ફરજ પડે છે. પરંતુ પ્રત્યક્ષ પ્રમાણથી મનનું

એવુ સમાધાન થાય છે તેવુ શ્રદ્ધાથી થતુ નથી, એવો ઘણાનો અનુભવ છે શ્રદ્ધા વિષે કેટલાકનો ચાલુ બડબડાટ હોય છે, તેનુ કારણ પણ એ જ છે પરંતુ એમા શ્રદ્ધાનો દોષ છે શ્રદ્ધાની નિમણૂક દેખીતી રીતે જ કામચલાઉ હોય છે આધ્યાત્મિક વિષયે મા સંશયની નિવૃત્તિ માટે તો પ્રત્યક્ષ પ્રમાણની જ કાયમની નિમણૂક કરવી પડે છે પરંતુ તે પ્રત્યક્ષ પ્રમાણ આપણા ચર્મચક્ષુઓની કક્ષામા આવી શકે એમ ન હોવાથી, મનનુ કામચલાઉ સમાધાન કરી લેવા માટે આ શ્રદ્ધાથી યોજના કરવામાં આવી છે યુક્લિડના સિદ્ધાંતશાસ્ત્રની તમામ રચના પ્રત્યક્ષ પ્રમાણપર જ કરવેલી હોય છે, તોપણ બધી જ વાતો શરૂઆતમા જ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરી બતાવાય એમ ન હોવાથી, તે વ્યાવહારિક શાસ્ત્રમા પણ કેટલીક વાતો ધારી લેવી પડે છે સિદ્ધાંતશાસ્ત્રમાની આજે ધારી લીધેલી વાતો, તે જ અધ્યાત્મશાસ્ત્રમાની શ્રદ્ધા છે એક રીતે એમ કહી શકાય કે અધ્યાત્મશાસ્ત્ર એટલે મરણ પછીની વાતો-મરણની પહેલા બોલવાનુ શાસ્ત્ર! આવા શાસ્ત્રમાના જે પ્રદેશમા પ્રત્યક્ષની ગતિ નથી, તે પ્રદેશમાં લાકડીનો ટેકો લઈને ધીમેધીમે માર્ગ કાપવો જોઈએ

અધ્યાત્મશાસ્ત્રમા પ્રત્યક્ષ પ્રમાણને અવકાશ નથી, એવુ જે ઉપર પ્રતિપાદન કરવામા આવ્યું છે, તેને થોડોક વધારે ખુલાસો કરવો જરૂરી છે આપણા આત્માના દેહપતન પછીની સ્થિતિ વિષે શાસ્ત્રમા કેટલીક વાતો કહેવામાં આવી છે, તેને માટે આપણા મનમા સંશય ઉત્પન્ન થાય છે 'તે ખરી છે એવુ તુ માન' એવુ શ્રદ્ધા આપણને કહે છે પણ તેટલાથી આપણા મનને સંતોષ થતો નથી. 'એ આવુ ખરેખર છે, એવું મને પ્રત્યક્ષ દેખાવુ જ જોઈએ ' એમ દરેક મનુષ્યનો મનોભાવ હોય છે પરંતુ આવી બાબતોમા પ્રત્યક્ષ જ્ઞાન અસંભવ છે તે વાતો અહી કોઈને પણ પ્રત્યક્ષ દેખાતી નથી માનવી કોટિથી ઉપલી કોટિના જીવોને આ વાતો કદાચ દેખાતી હશે, પરંતુ માનવેન્દ્રિયો તો અમુક એક નિયત મર્યાદા સુધીનુ જ જ્ઞાન ગ્રહણ કરવા સમર્થ છે તેની પેલી ગમનુ તેને જ્ઞાન થતુ નથી

પશુપક્ષીના કરતા આપણામા ગ્રહણશક્તિ જે પ્રમાણે વધારે છે, તે જ પ્રમાણે આપણા કરતા ઉપરની કોટમા થયેલા જીવોમા કદાચ આપણાથી ગ્રહણશક્તિ વધારે હશે આવી કોટિમાંના જીવોને જે પ્રત્યક્ષ દેખાતુ હશે, તે આપણને આ માનવદેહના આવરણમા પ્રત્યક્ષ દેખાવુ અશક્ય હશે તેમને જે પ્રત્યક્ષ દેખાતુ હશે, તે આપણે તેમની કોટિમા પ્રવેશ કરીએ ત્યાંસુધી શ્રદ્ધાના બળ પર ખરું માનીને આપણી તૃષા છિપાવી લેવી જોઈએ આ માનવદેહની અલ્પજ્ઞાન ગ્રહણશક્તિ જોઈને તેને જોડ આપવા માટે જ 'શ્રદ્ધાની યોજના' કરવામા આવેલી છે અને જે આ કામચલાઉ યોજના કરવામા આવી છે, તે અત્યંત દૂરદર્શીપણુ બતાવે છે

આજે જો શ્રદ્ધાનો સ્વીકાર ન કરીએ તો આપણા જ્ઞાનની મર્યાદા તદ્દન સંકુચિત થઈ બેસે છે; અને આપણી નાનીશી આખ જેટલુ બતાવે, તેટલુ જ આપણું જ્ઞાન, એવી સ્થિતિ થઈ જાય છે. જેઓ શ્રદ્ધામાં માનતા નથી, તેઓ જ્ઞાનની સંકુચિત મર્યાદામા ગોંધાઈ જાય છે એ તેમને એક પ્રકારનુ નુકસાન જ છે પણ આપણે જો શ્રદ્ધાની ટેકરીનો આશ્રય લઈએ, તો તરત જ આપણી જ્ઞાનદૃષ્ટિનુ ક્ષિતિજ ખૂબ જ વિસ્તાર પામે છે! પારલૌકિક દેખાવો પ્રત્યક્ષ જોવાનો મેળો વખત આવે ત્યાંસુધી આ શ્રદ્ધાની ટેકરીપરથી તે દેખાવની થોડીઘણી રમણીયતા આપણે અનુભવીએ, એમાં જ આપણને ફાયદો છે આ ટેકરી ઉપરથી શ્રદ્ધા આપણને જે કંઈ

બતાવે, તે જો કેવળ ભ્રમ હોય તો વાત જુદી. પરંતુ યોગમાર્ગથી પ્રાચીન અને અર્વાચીન શાસ્ત્રકારોએ તેમ જ સત્પુરુષોએ જે વાતો પ્રત્યક્ષ દીઠી છે, તેનો, આપણામાં પ્રત્યક્ષ જોવાનું સામર્થ્ય આવે ત્યાંસુધી શ્રદ્ધાના સાધનથી અનુભવ લેવો એમાં કશું અજુગતું નથી. સારું તરતાં આવડે ત્યાંસુધી તુંબડાં પર બેસીને તરવામાં શું અયોગ્ય છે? જ્યારે તરતાં આવડી જાય ત્યારે દેખીતી રીતે જ સહુ કોઈ તુંબડાંનો ત્યાગ કરે છે. તેવી જ રીતે પારલૌકિક પ્રત્યક્ષના અનુભવ થવા લાગે, ત્યારપછી શ્રદ્ધાનું મહત્ત્વ રહેતું નથી, પણ ત્યાંસુધી તો તે આવશ્યક છે.

જ્ઞાનના ક્ષેત્રમાં શ્રદ્ધા એ એક ગરીબાઈનું-પણ પ્રમાણિકતાનું-લક્ષણ છે. જે સર્વજ્ઞ પરમેશ્વર છે, અગર તો જેઓ તેની જ કૃપાથી સર્વજ્ઞ મહાત્માઓ થયેલા છે, અને જેનાથી તેમને બધી વાતો પ્રત્યક્ષ દેખાય છે, તેમને-જ્ઞાનના ક્ષેત્રમાંના તે ધનાઢ્યોને-તે લક્ષાધીશોને-તે કોટ્યાધીશોને શ્રદ્ધાની કશી પણ કિંમત નથી. જેની પાસે રોકડા પૈસા છે, તેને ઉધારીનું શું કામ છે? ચાંટ, ક્રેડિટ, પ્રોમિસરી નોટ ઇત્યાદિ સાધનો જેમની પાસે રોકડા પૈસા નથી, તેમને માટે છે. પારલૌકિક જ્ઞાનના રોકડા પૈસા જેમની પાસે જોઈએ તેટલા છે, તેમને શ્રદ્ધાની ઉધારીની કદી પણ જરૂર પડતી નથી. પરંતુ આપણે માનવપ્રાણી તો જ્ઞાનના આ ક્ષેત્રમાં કેવળ ભિખારી જ જન્મ્યા છીએ. આપણું જ્ઞાનધનનું ભંડોળ બહુ થોડું છે. આપણાં સત્કર્મોને પરિણામે જેમજેમ આપણી ઉત્ક્રાંતિ થતી જશે તેમતેમ આપણું જ્ઞાનધન વિપુલ થશે એમાં શંકા નથી. પરંતુ એવી પાત્રતા આપણામાં લાવવા માટે, અને ત્યાંસુધી આપણો વ્યવહાર ચલાવવા માટે શ્રદ્ધાની આંટ પર આપણી ગરીબ દુકાન ચલાવવી જોઈએ. પરમેશ્વરે મનુષ્યને ફક્ત પાંચ જ જ્ઞાનેંદ્રિયો આપેલી છે. પરંતુ અતીન્દ્રિય જ્ઞાનાર્જનમાં સાધનભૂત એવી એક છઠ્ઠી ઇંદ્રિય, મનુષ્યપ્રાણી પોતાને માટે નિર્માણ કરી લે છે, અને આ છઠ્ઠી ઇંદ્રિય તે શ્રદ્ધા છે. જ્યાં પાંચ ઇંદ્રિયોનું જ્ઞાન અટકે છે, ત્યાં શ્રદ્ધાથી મળનાર જ્ઞાનની શરૂઆત થાય છે.

આવા પ્રકારનું જ્ઞાનેંદ્રિયનું શ્રદ્ધારૂપી છઠ્ઠું દ્વાર જેમના અંતઃકરણમાં ઊઘડ્યું છે, તેમને આગળનો આધ્યાત્મિક માર્ગ બહુ જ સુગમ થાય છે. 'મનને એકવાર શ્રદ્ધાની ટેવ પડે, પછી તેને કોઈ પણ વાત સહેજે સાધ્ય થઈ શકે છે. આ શ્રદ્ધાની યોગ્યતા ભગવદ્‌ગીતામાં એક ઠેકાણે વર્ણવેલી છે. 'यो यच्छ्रद्धः स एव सः' આ ચરણમાં એવું કહેવામાં આવ્યું છે, કે જે જેવી શ્રદ્ધા રાખશે, તેવો તે થશે. ઈશ્વરે આપણને આપેલું આ મહત્ત્વનું સાધન કંઈ જેવું તેવું નથી. અંધશ્રદ્ધા અહિતકારક છે, એમાં શંકા નથી. પરંતુ ભગવદ્‌ગીતાના સત્તરમા અધ્યાયમાં સાત્ત્વિક, રાજસ અને તામસ, એવી જે ત્રણ પ્રકારની શ્રદ્ધા કહેલી છે, તે પૈકી જેને સાત્ત્વિક શ્રદ્ધા કહી શકાય તેવા પ્રકારની શ્રદ્ધાથી મનુષ્યના મન પર-અને તેનાથી તેની ઉત્ક્રાંતિ પર-અત્યંત સારાં પરિણામ થાય છે. સામાન્ય લૌકિક વ્યવહારમાં સંશયથી કેવા ફાયદા થાય છે, એ વાત ઉપર કહેવામાં આવી છે. પરંતુ જો કે લૌકિક વ્યવહારમાં એવા ફાયદા થાય તોપણ એકંદર રીતે સંશય એ મનની અત્યંત ક્ષુદ્ર વૃત્તિ જ છે. સંશય અને શ્રદ્ધા એ બન્ને મનોવૃત્તિઓની અધ્યાત્મ વ્યવહારમાં તુલના કરીએ, તો એવું દેખાઈ આવે છે, કે સંશય એ મનની અત્યંત નીચ વૃત્તિ છે અને શ્રદ્ધા એ મનની અત્યંત ઉચ્ચ અને ઉદાત્ત વૃત્તિ છે. સંશય તો કોઈ પણ અધમ વૃત્તિનો

મનુષ્ય કરી શકે, પરંતુ શ્રદ્ધા રાખવી એ વાત એક પણ અનુભવ અને જેણે પ્રગતિ ન કરી હોય એવાને કદી થઈ શકય નથી સંશય એટલે જ્ઞાનનો અભાવ અને શ્રદ્ધા એટલે ભાવિ જ્ઞાનની અગાઉથી ખાતરી જેવી રીતે કોઈ પણ મનુષ્ય સંશય ઉઠાવી શકે, તેવી જ રીતે કોઈ વાત પ્રત્યક્ષ જોયા પછી તેના પર વિશ્વાસ રાખવાનું કામ કોઈ પણ કરી શકે પ્રત્યક્ષ પર વિશ્વાસ રાખવો એમાં મોટો પુરુષાર્થ નથી એ બિલકુલ સીધી સાદી વાત છે પરંતુ જે વાત પ્રત્યક્ષ નથી, તેને વિષે સંશય ન રાખતા, તેને વિષે દૃઢ વિશ્વાસ રાખવો, એ માટે મનના એક પ્રકારના ધૈર્યની જરૂર પડે છે બીકણ, ટૂંકા મનનો કે સંશયી વૃત્તિનો મનુષ્ય કોઈ પણ અપ્રત્યક્ષ અજ્ઞાત વાત પર એકદમ વિશ્વાસ રાખતો નથી પરંતુ ધીર, ગંભીર, સાત્ત્વિક અને ઉદાત્ત મનોવૃત્તિનો માણસ સંકોચ વિના અપ્રત્યક્ષ અને અજ્ઞાત વસ્તુઓ પર પણ વિશ્વાસ રાખે છે

આ વિશ્વાસ—આ શ્રદ્ધા—જેમનામાં કુદરતી છે, તે ખરેખર પુણ્યશાળી અને ભાગ્યશાળી છે પરંતુ સ્વભાવતઃ જેમનું મન શ્રદ્ધાયુક્ત નથી, તેઓ પોતાના મનમાં અન્ય સાધનો દ્વારા ઉત્પન્ન કરી જ ન શકે એવું નથી. પરમેશ્વર, પુનર્જન્મ, સત્કર્મના સત્પરિણામ, શાસ્ત્રવાક્ય ઇત્યાદિ વાતો પર વિશ્વાસ રાખવો તેમને માટે કઠિન નથી 'જેણે કદી કોઈને છેતર્યા નથી, પોતાને છેતરવાનું જેમને વિશેષ કારણ નથી અને જેઓ સદા એક ધર્મથી અને નિયમો પ્રમાણે વર્તે છે, તેમના પર અને તેમના શબ્દો પર શ્રદ્ધા રાખવામાં શો વાંધો છે?' આ જાતનો વિવેક કરવાથી આપણી શ્રદ્ધા આપણે વધારી શકીએ છીએ આપણે સંશય વધારતા બેસીએ તો સંશય વધે છે, અને શ્રદ્ધા વધારીએ, તો શ્રદ્ધા વધે છે આપણે જેવું વાવીએ તેવું ઊગે, એ સૃષ્ટિનો નિયમ જો ડગલે ને પગલે આપણને સાચો જણાઈ આવે છે, તો આપણા અંતઃકરણરૂપી ક્ષેત્રમાં સંશય અને શ્રદ્ધાની વાવણી કરવાથી શો ફાયદો? જેવી શ્રદ્ધા રાખીએ તેવું થવું એ ધર્મ જો સૃષ્ટિમાં છે; તો સૃષ્ટિમાં આપણે શ્રદ્ધાને બદલે સંશયનો આશ્રય રાખીએ, તો કલ્પવૃક્ષના ઝાડ નીચે ઉપવાસી મરનાર ને આપણી વચ્ચે શો ફરક છે?

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥
अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥
अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥

આ ભગવદ્-ઉક્તિમાં સંશયવૃત્તિના અને અશ્રદ્ધાના અતિ ભયંકર પરિણામો વર્ણવેલા છે અધ્યાત્મ વિષય, પ્રશ્નની બાબતમાં અશ્રદ્ધા રાખવાને લીધે તે પારલૌકિક ફળો તો ગુમાવે છે જ, પરંતુ ઐહિક સુખને પણ તેથી નાશ થાય છે. 'नायं लोकोऽस्ति न परः', 'निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि,' 'न च तत्प्रेत्य नो इह' એ વચનોમાં પૃથ્વી અને સ્વર્ગ બન્ને ઠેકાણેના સુખને નાશ થતો હોવાનો ઉલ્લેખ છે તેથી આવા ભયંકર પરિણામો જેમાંથી ઉત્પન્ન થાય છે, તે સંશયી વૃત્તિનો ત્યાગ કરીને શાસ્ત્રવચનો પર અને સૃષ્ટિધર્મો પર વિશ્વાસ રાખવો એ જ શ્રેયસ્કર છે

પરંતુ સંશય છોડીને શ્રદ્ધા રાખે, એવું કોઈ અનેકવાર કહે તોપણ મનની વૃત્તિ એકદમ બદલાઈ જતી નથી. મન હમેશાં ઉત્ક્રાંતિ-તત્ત્વ પર ચાલે છે તે મન મૂળમાં જ સંશયી વૃત્તિનું હોય તો જગતમાંના સત્ય સિદ્ધાંતો વિષે મનમાં જ્યારેજ્યારે સંશય ઉત્પન્ન થાય, ત્યારેત્યારે ઉપર જણાવ્યા પ્રમાણેના

વિચારોથી તેને તરત દબાવી દેવા જોઈએ. મનને એવી ટેવ પડતાં સંશય ઉત્પન્ન થવાની ક્રિયા બંધ પડતી જશે. આટલું થાય એટલે આપણા મનમાં શ્રદ્ધાનું વાવેતર કરવા જેવું ક્ષેત્ર તૈયાર થયું એમ કહી શકાય. સંશય એ આપણા માનસક્ષેત્રમાંનાં ઝાંખરાંઓ છે તેને ઉખેડી નાખી, પાછાં કદી ન ઊગે એવી તકેદારી રાખવી જોઈએ. આટલું થયે શ્રદ્ધાનું અર્ધું કાર્ય થયું જણાય. આધ્યાત્મિક વિષયોમાં મનુષ્યના મનમાં જે સંશય ઉત્પન્ન થાય છે, તે પૈકી કેટલાક સ્વાભાવિકપણે જ ઉદ્ભવે છે. તેને શરૂઆતમાં જ ઉખેડી નાખવા જોઈએ.

આ સ્વાભાવિક ઉત્પત્તિ સિવાય કૃત્રિમ કારણોથી પણ કેટલીક વાર મનમાં સંશય ઉત્પન્ન થાય છે. આ કૃત્રિમ કારણોમાં નાસ્તિક ગ્રન્થો અને તેમાંના મતોનું અગ્રસ્થાન છે. નાસ્તિક ગ્રન્થોમાંના મતો મનમાં પુષ્કળ વિક્ષેપ ઉપજાવે છે; અને લડાઈમાં જેમ એકાદ કિલ્લો સુરંગથી તોડી પાડવામાં આવે છે; તેવી જ રીતે પરમેશ્વર, પરલોક, પુનર્જન્મ, પાપપુણ્ય, પરમપાવન ધર્મ, ઇત્યાદિની ઇમારત તેના વડે જમીનદોસ્ત થઈ જાય છે.

આ નાસ્તિક મતો પૂર્વપક્ષની દૃષ્ટિએ અત્યંત આદરણીય છે. ખંડનકાર્ય માટે આપણને તેની જરૂર છે. અંગમાંની શક્તિ વાપરવા માટે અને મલ્લવિદ્યાનું જ્ઞાન વધારવા માટે જેમ કોઈ કુસ્તી કરનારને પ્રતિસ્પર્ધીની જરૂર પડે છે, તેમ સિદ્ધાંત મતની દૃઢતા માટે આપણને નાસ્તિક મતનો પૂર્વપક્ષ મળે તો તેની જરૂર જ છે. પરંતુ તેની સાથે કુસ્તી કરીને તેને પાડવાની જેના અંગમાં શક્તિ નથી, તેણે તેની સાથે બાથ ભીડવી યોગ્ય ન કહેવાય. કુમળા રોપાનું જેમ તોફાની પવનથી રક્ષણ કરવું પડે છે, તેમ નાસ્તિક મતોથી આપણા કુમળા મનનું કાળજીપૂર્વક સંરક્ષણ કરવું જોઈએ. આપણે ત્યાં પણ નાસ્તિક ગ્રંથો કંઈ ઓછા નથી. પરંતુ પાશ્ચાત્ય વાઙ્મયમાં તેની સંખ્યા વિશેષ છે. પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓ મોટેભાગે આધિભૌતિક તત્ત્વનો જ વિચાર કરે છે. તે તત્ત્વોની પેલી ગમના અજ્ઞેય પ્રદેશમાં તેઓ ઘણેભાગે સંચાર કરતા નથી. બરાબર તર્કશાસ્ત્રના નિયમ પ્રમાણે જ અનુમાનો કરવામાં એ તત્ત્વવેત્તાઓ ઘણા કુશળ હોય છે, તેથી જડ વસ્તુઓના સ્વભાવ ઉપરથી તેમણે ઉપજાવેલાં અનુમાનોથી ભરેલા લેખો પોતાની રીતે અત્યંત રમણીય જણાય છે પરંતુ આધિભૌતિક વિચારોની મર્યાદાનું ઉલ્લંઘન કરીને અધ્યાત્મવિષયોના વિચારના પ્રદેશમાં સંચાર કરવાની તેમનામાં મહત્ત્વાકાંક્ષા ન હોવાથી, અથવા તેમ કરવા માટેની ઉપયોગી એવી વિશિષ્ટ પરિસ્થિતિ તેમને અનુકૂળ ન હોવાથી અથવા જે અદૃશ્ય પ્રદેશમાં ગમન કરવાનો માર્ગ સ્પષ્ટ દેખાતો નથી ત્યાં વિનાકારણ ધડાધડ કરવી વ્યર્થ છે એવી તેમની સમજણ હોવાથી, ત્યાંના તત્ત્વજ્ઞાનીઓના વિચારો મોટેભાગે જ્ઞેય સૃષ્ટિની હદ પર આવીને જ અટકી પડે છે.

આ કારણથી આપણી અધ્યાત્મ દૃષ્ટિને તેમાં એક પ્રકારનું નાસ્તિકત્વ જણાય છે. તેમના વિચારોની વિશદતા અને પ્રતિપાદનના કૌશલ્યને યોગે તેમના એ નાસ્તિકપણાને પણ એક પ્રકારનું મોહકત્વ પ્રાપ્ત થયું છે અને તેથી તેમના આ જડવાદમાં મનુષ્ય તુરત જ ગૂંચવાઈ જાય છે. તેથી આવા પ્રતિષ્ઠિત કુતર્કોથી અલિપ્ત રહેવા માટે દરેકે પુષ્કળ ખબરદારી રાખવી જોઈએ.

પૂર્વ તરફનાં શાસ્ત્રો અને પશ્ચિમ તરફનાં શાસ્ત્રોમાં આસમાન અને જમીન જેટલું અંતર છે. રાસાયણિક મિશ્રણો અને પૃથક્કરણો, વિદ્યુતશક્તિના ધર્મ અને ઉષ્ણતાનાં પરિણામ;

લોલક્યુ બકના નિયમ અને પરમાણુની ક્રિયા, ઇત્યાદિ અનેક જડ સાધનોરૂપી દીવાના પ્રકાશથી જેટલુ દેખાય, તેટલુ જોવાનો તેઓ પ્રયત્ન કરે છે પરન્તુ આ ભૈતિક સૃષ્ટિની પેલી પારની અતીન્દ્રિય વાતે વિષેનુ જ્ઞાન કરાવી આપનાર આપણા તરફનો જે યોગ માર્ગ છે તેની–તે યોગમાર્ગ ન સૂર્યપ્રકાશની, ત્યાના લોકોને કલ્પના પણ નથી

તત્ત્વજ્ઞાનની વાત બાજુએ રાખી તેમના ધર્મ તરફ જોઈએ તેમનો ધર્મ પરમેશ્વર અને જીવમા પુષ્કળ ભિન્નભાવ રાખે છે પરન્તુ આપણા તરફનો ધર્મ જીવ અને બ્રહ્મનુ તાદાત્મ્ય પ્રતિપાદન કરતો હોવાથી આપણને બહુ ફાયદો થયો છે એ ફાયદો આ પ્રમાણે છે પરમેશ્વરના જે ગુણધર્મ છે તે જ તેની સાથે એકરૂપ થનાર જીવના પણ ગુણધર્મ છે, એવી દૃઢ ભાવના છે, તેથી આપણે અતીન્દ્રિય જ્ઞાન પ્રાપ્ત કરી શકીશુ, એવી મહત્ત્વાકાક્ષા આપણા મા ઉત્પન્ન થાય છે અને તેને આપણા યોગશાસ્ત્રમા પુષ્ટિ મળેલી છે

આ ઉપરથી જણાઈ આવશે, કે પૂર્વ અને પશ્ચિમ બન્ને દેશોના લોકોની આધ્યાત્મિક શાસ્ત્રોના કાર્યોની મર્યાદા અને મહત્ત્વાકાક્ષા એકમેકથી તદ્દન ભિન્નભિન્ન છે પશ્ચિમના લોકોના મુખ્ય સાધનો રસાયણશાસ્ત્ર, યત્ર શાસ્ત્ર ઇત્યાદિ છે આર્યલોકોએ આ જડ શાસ્ત્રોનો તો યથાવકાશ ઉપયોગ કરેલો છે જ, પરન્તુ તેમનુ મુખ્ય સાધન તો યોગશાસ્ત્ર જ છે પાશ્ચાત્ય લોકોના જ્ઞાનની મજલ ફક્ત જડ અને દૃશ્ય સૃષ્ટિની જ હોય છે, પણ આપણા તત્ત્વવેત્તાઓએ જડ અને દૃશ્ય સૃષ્ટિનો જેટલો ઉપયોગ કરી શકાય તેટલો કરી લઈને વધારેમા, તેની પેલી પારની સૃષ્ટિમાના પ્રમેયો પણ જ્ઞાનબળથી જાણી લેવાના સફળ પ્રયત્નો કર્યા છે

જેમણે દૂરબીનનો કદી ઉપયોગ કર્યો નથી તેમને એવુ કહીએ કે 'શાનની ફરતે કેટલાક ઉપગ્રહો અમને પ્રત્યક્ષ દેખાય છે' તે જે રીતે તેઓ ન માને, તેજ પ્રમાણે આ યોગબળના દૂરબીનમાથી દેખાતા અતીન્દ્રિય વાતો–તે દૂરબીન જેમની પાસે નથી એવા જડવાદીઓને–સભવિત નહી લાગે

ત્યારે આ આધ્યાત્મિક શાસ્ત્રની બાબતમા પૂર્વ અને પશ્ચિમ વચ્ચે મુખ્ય ફરક એ છે, કે યોગશાસ્ત્રનુ આ દૂરબીન પૂર્વ તરફના લોકો પાસે છે અને પશ્ચિમના લોકો પાસે નથી તેથી હિન્દુઓના વેદાન્તશાસ્ત્રમાના ઉચ્ચ અને અતીન્દ્રિય પ્રમેયોને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના ગ્રન્થોમા કયાયે સ્થાન મળ્યુ નથી તેથી તત્ત્વજ્ઞાનના આવા ગ્રન્થોમા આ વાત કહેવામા આવી નથી તેથી તે ખરી શા ઉપરથી માનવી, એવો વિક્ષેપ સાહજિક રીતે જ તે પુસ્તકોના વાચનથી મનમા ઉત્પન્ન થાય છે માટે એ રીતે જેમને નાસ્તિકતાનો સગદોષ લાગ્યો છે તેમને કહેવાનુ કે એવા પુસ્તકો મનની અપ્રગલ્ભ અવસ્થામા જેટલા ઓછા વચાય તેટલા સારા એ પુસ્તકોમા માત્ર જડવાદાત્મક વાતો જ હોવાની, યોગમાર્ગજન્ય અતીન્દ્રિય જ્ઞાન ન જ હોય, એવી દૃઢ ભાવના મનમા રાખીને તે પુસ્તકોનુ કેવળ જડવાદના અભ્યાસ માટે જ પરિશીલન કરીએ, તો તો જાણે કોઈ જાતનો વાધો નથી પરન્તુ આપણી શ્રદ્ધાને હાનિકારક નીવડે અને સશયને ઉત્તેજન આપે એવા તત્ત્વજ્ઞાનની બારાખડી ઘૂટવા બેસવામા કશો જ ફાયદો નથી

આ રીતે નૈસર્ગિક અને કૃત્રિમ એવા બે પ્રકારના સશયનો નાશ કર્યા પછી, આપણા મનમા જેનાથી શ્રદ્ધાની અભિવૃદ્ધિ થાય, એવા પ્રયત્નો આપણે કરવા જોઈએ પરમેશ્વરનો પરમ દયાળુ સ્વભાવ લક્ષમા આણવો અને 'આ પરમેશ્વર પર હુ શા માટે

શ્રદ્ધા ન રાખું ?' એવો પ્રશ્ન પોતાના જ મનને પૂછવો. આવો પ્રસંગે તમે પરમેશ્વર-પર શ્રદ્ધા ન રાખો, એવું કોઈ પણ મન કહેશે નહીં. 'પરમેશ્વરની અનંત સૃષ્ટિ, સૃષ્ટિનો અનંત વિસ્તાર, પાપપુણ્યના બિન-ચૂક આવતાં પરિણામો, આ પ્રચંડ શક્તિ-બળના એ ન્યાયીપણા પર અને નિયમિત-પણા પર હું શ્રદ્ધા ન રાખું ?' એવું આપણા મનને પૂછીએ. આવા તુલનાત્મક પ્રસંગે 'તું એ ગુહાઓ પર વિશ્વાસ રાખીશ નહીં' એવી સલાહ કોઈ પણ મન આપશે નહીં.

આ પ્રમાણે આપણે આપણા મનને શ્રદ્ધાના પાઠ આપતા રહેવું. આપણા મન-માંની શ્રદ્ધા વધારવા માટે કેટલીક પરિ-સ્થિતિ પણ ભારે અનુકૂળ થઈ પડે છે. આપણે મોટા શ્રીમંત હોઈએ, ચેનબાજીમાં દિવસો પસાર થાય, અધિકારપ્રમત્ત થયા હોઈએ, એવે વખતે આપણી શ્રદ્ધા કદી પણ વધશે નહીં. શ્રદ્ધાની વૃદ્ધિ માટેનો અનુકૂળ સમય તો સંકટ જ છે.

"આપણે વિપત્તિમાં હોઈએ, આપણા હાલહવાલ થઈ રહ્યા હોય, પાસે પૈસા ન હોય, બપોરે કોળિયો અનાજ મળવાનાં ફાંફાં હોય, છોકરાંઓ માંદાં હોય અને આપણા મિત્રો જ જ્યારે વેરીની ગરજ સારે એવા બની ગયા હોય, એવી અવસ્થામાં—જ્યારે આશાનું એક પણ કિરણ જણાતું ન હોય ત્યારે—આપણી શ્રદ્ધામાં વધારો કરી લેવાની સુંદર તક હોય છે. સારે નસીબે જેમને એ તક પ્રાપ્ત થાય તેમણે તે કદી પણ ગુમાવવી ન જોઈએ. એવે વખતે પરમેશ્વર, પરલોક, પાપપુણ્ય' ઇત્યાદિ સર્વ આપણા મનની તદ્દન નજીક આવેલાં હોય છે. તેઓ પોતાના હાથ આપણા પ્રત્યે લંબાવે છે અને આપણું મન તેમના તરફ આશાની નજરે જોતું હોય છે. આવે વખતે જ તેમની સાથે આપણા સ્નેહભાવનો સમન્વય સાધી લેવો જોઈએ.

આવી રીતે એકવાર શ્રદ્ધા વધારવાની ટેવ પાડી લઈએ તો જ્યારે અનુકૂળ પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે 'મનનો કાંટો સંશયી વૃત્તિ તરફ બિલકુલ ન ઝૂકતાં તે સદોદિત શ્રદ્ધા-ની બાજુએ જ વળશે. આપણે ટેવ પાડીએ, તે જ વાતો મન વારંવાર કરે છે. તેથી તેને એકવાર સારી વાતો તરફ જ વાળી લેવું જોઈએ. અને એકવાર સારી ટેવ પડે તો તે માત્ર આ જન્મ પૂરતી જ રહે એમ નહીં બને, બીજે જન્મે પણ તેનો ક્રમ ચાલુ જ રહેશે. જેઓ પુનર્જન્મવાદી છે, તેમના મત પ્રમાણે મન ઉત્ક્રાંતિતત્ત્વના અનુરોધથી આગલા અનેક જન્મોના સંસ્કારોનો નિષ્કર્ષ સાથે લઈને નવીન જન્મમાં દેહ ધારણ કરે છે. આપણે ઘણા ય લોકો એવા જોઈએ છીએ, કે શ્રદ્ધાની વાત નીકળે, તો તુરત જ વાત પર તેમની શ્રદ્ધા બેસી જાય છે. તેઓ કદી તેનાં કારણો પૂછતા નથી. અથવા આ એમ કેમ થયું અને પેલું એમ કેમ થયું, વગેરે બાબતની કશી પણ ખણખોદ તેઓ કરતા નથી. આનો અર્થ એવો નથી, કે જિજ્ઞાસુએ કોઈ જાતની પૃચ્છા કરવી જ નહીં; દરેક માણસે એકવાર તો શંકાસમાધાનની દશામાંથી પસાર થવું જ પડે છે. પરંતુ આવી પ્રશ્નોત્તરી માટે ન થોભતાં જેઓ અત્યંત શ્રદ્ધાળુ હોય છે, તે લોકો માટે એટલું જ કહેવું પડે છે, કે તેમનાં મન અમુક જન્મમાં કોઈક વાર પણ પૂર્વજન્મમાં આવી. આ સંશયી વૃત્તિની પ્રાથમિક પરિસ્થિતિનો અનુભવ લઈને આવેલાં હોવાં જોઈએ.

જેને આપણે પ્રારબ્ધ કહીએ છીએ તે બીજું કંઈ જ નથી પણ જન્માંતરે કરેલા અનેક પ્રયત્નોનો જ તે સમુચ્ચય છે. પૂર્વ-જન્મમાં આપણે આપણાં પાપોથી અને પુણ્યથી આપણા મનને જેટલી ઉત્ક્રાંતિ સુધી.

લાવી છોડી દીધું હશે, તેટલી ઉત્ક્રાંતિથી આપણે આપણા નવીન જન્મના વ્યવહારની શરૂઆત કરીએ છીએ અગાઉ આપણે જે સચિત કર્યું હશે, તે સર્વ આ જન્મમા આપણને ફરીથી પ્રાપ્ત થાય છે

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥

**ગીતા, અધ્યાય ૬–૩૭**

આ શ્લોકમા અર્જુને શ્રીકૃષ્ણને જે પ્રશ્ન પૂછયો છે, તેને જવાબ આપતા શ્રીકૃષ્ણ એવુ જ કહે છે, કે બુદ્ધિમા જે શ્રદ્ધા એકવાર દૃઢ થઈ, તે નશ ન પમતા મનુષ્ય જ્યારે ફરી જન્મ લે છે તે વખતે, તેણે પૂર્વજન્મમા જે દરજ્જા પર પેતની બુદ્ધિને આણી રાખી હશે તે દરજ્જાની બુદ્ધિ તેને ફરીથી પ્રપ્ત થય છે અને ત્યાંસુધીમા ઉત્ક્રાંત થયેલી બુદ્ધિને તે અધિક ઉત્ક્રાંત કરવાન પ્રયત્નનો આરભ કરે છે'

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥

**ગીતા, અધ્યાય ૬–૪૩**

આ શ્લોકમા ભગવાને જે તત્ત્વ કહેલુ છે, તે તત્ત્વન અનુરોધથી મનુષ્યના મનની ઉત્ક્રાંતિ જન્મોજન્મ ચાલુ જ રહેલી હોય છે અદૃશ્ય સૃષ્ટિમાંનો આ સૂક્ષ્મ ક્રમ જે આપણે લક્ષમા લઈએ તે સશયી વૃત્તિનો ત્યાગ કરીને શ્રદ્ધાયુક્ત મન રાખવાની ટેવ પડવથી આપણે કેટલ આગળ વધી શકીએ તેની પૂરતી કલ્પના થશે સશયી વૃત્તિમા ખરુ સુખ નથી 'મે કેવી શકા ઉઠાવી, મને જે સશય સૂઝયો, તે અગાઉ કોઈને પણ સૂઝયે નહોતો, મારી બુદ્ધિમાં આટલી કુશાગ્રત હોવાથી જ મને આ પ્રશ્ન ઉપસ્થિત થયો; મારા આ પૂર્વપક્ષનુ કંઈ પણ સમાધાન કરી શકે એમ નથી,' એવા પ્રકારનો કદાચ બૌદ્ધિક આનદ મનને ક્ષણ માટે થશે પણ એવા આનદની શી કિંમત છે? તે અહંકારમૂલક આનદ અને તે અજ્ઞાનમૂલક ગર્વ કરતા જેનામાં આ શકાઓનું સમાધાન થયેલુ છે, તેનો આનદ અને ગર્વ અનેક પ્રકારે ઊંચો અને અધિક છે। આપણે અમુક શકાઓ ઉઠાવીએ, કે આપણા જેવી જ અલ્પબુદ્ધિના લોકો તેનું સમાધાન ન કરી શકે, એનાથી આપણા મનની ક્ષુદ્રતા અને સકુચિતતા વિના બીજુ શું સિદ્ધ થઈ શકે એમ છે? આપણને કોઈ વાત ન સમજાઈ, તેથી તેમનુ અસ્તિત્વ જ નથી, એવુ તો કહેવાય જ નહી। પરમેશ્વર છે; તેની ભાગદોડ રોજ ચાલુ જ છે, સૃષ્ટિનો વ્યવહાર અવિરતપણે સર્વત્ર પ્રસરેલો છે, પાપપુણ્યના પરિણામ સૂક્ષ્મપણે ભોગવાઈ રહ્યા છે, આ બધી વાતો જો નિશ્ચિત રીતે ચાલી રહેલી છે, તો તે કેવી રીતે ચાલી રહી છે એ એકાદ ક્ષુદ્ર બુદ્ધિને ન સમજાય, અથવા બીજો કોઈ તેનુ સમાધાન ન કરી શકે, તેથી શુ થયુ? આવી સ્થિતિમા આપણી બુદ્ધિની સકુચિતતા લક્ષમા આણીને તેને શ્રદ્ધાનો સહારો આપવો ઉચિત અને શ્રેયસ્કર નથી શુ? આજે આપણને પરમેશ્વર દેખાતો ન હોય, તોપણ તે છે એવી શ્રદ્ધા રાખીને આપણે ચાલીએ તો આપણુ મન ઉત્ક્રાંત અને ઉદાત્ત થશે આપણે જેમજેમ ઉત્ક્રાંતિના વાતાવરણમા ઊંચેઊંચે ચઢીશું અને અધિકાધિક પાત્રતા સંપાદન કરીશુ, તેમતેમ આ ત્રિલોકની રચના પાછળ શુ રહસ્ય છે, તેનુ જ્ઞાન આપણને પ્રત્યક્ષ થશે મન પર અટલ શ્રદ્ધા રાખવાથી આવો સુવર્ણદિન જરૂર ઊગ્યા વિના રહેશે નહી

★

અને તે નૃત્યમાં જોડાય છે. આરબલોકોમાં દરવિશોનો (ધર્મગુરુઓનો) અને મિસરમાં પણ ધર્મગુરુઓનો કંઈક અનૂઠો, ઘુમરડી લેતો નૃત્યપ્રકાર હોય છે. ન્યૂ કૅલેડોનિયામાં નૃત્ય કરનારાઓ એક જ સ્થળે ઊભા રહે છે, એક પછી બીજો–એમ પગ ઉપાડી તાલ આપે છે અને સમગ્ર શરીરને ઝુકાવીઝુકાવી નૃત્ય કરે છે, દેહને અનેક પ્રકારના મરોડ આપે છે. ફિજીના લોકો આમથી તેમ બંને બાજુએ કૂદકા લે છે, બંને હાથને પૂંઠ પર રાખે છે, અને નૃત્ય કરે છે. જાવાના લોકો નૃત્ય સમયે બહુ જ સુંદર અને મોહક રીતે હાથ અને અંગુલિઓની ગતિ કરે છે. આંદામાનના લોકો નૃત્ય કરતી વખતે એક પગ પર કૂદે છે અને હાથને આગળ અને પાછળ બહુ જ બળપૂર્વક ઘુમાવે છે. વેદ્દા લોકો બંને પગથી કૂદે છે, હાથ વડે કાં તો તાલી વગાડે છે અથવા પોતાના શરીરના અમુક ભાગને જોરથી થાબડે છે; અને પોતાના લાંબા સુંદર વાળથી પોતાના મુખને ઢાંકી દેવામાં ગૌરવ માને છે.

ઝુલુઓનાં નૃત્ય મોટેભાગે યુદ્ધનાં સહકારી અંગ જેવાં વા શિકારમાં વીરતા પ્રેરે તે હેતુવાળાં હોય છે. તેમાં સ્ત્રીઓ અમુક પ્રશ્નો પૂછે છે, જેના ઉત્તર પુરુષોએ આપવાના હોય છે. નિગ્રો–હબસી લોકોનાં શોકનૃત્યો ખૂબ અસરકારક હોય છે. અમેરિકાની એક અજત્યની ટોળીનું નામ 'નહાવો ઇન્ડિયન્સ' છે. તેઓ વર્ષમાં અમુક વખતે સમિતિ ભરે છે અને નૃત્ય તેનું મુખ્ય અંગ હોય છે. તેમનામાં 'નૃત્ય' અને 'વિધિ' પર્યાય શબ્દો ગણાય છે.

ઘણાંખરાં નૃત્યોનો ઉદ્‌ગમ એવો હતો, જ્યારે તે તે ટોળીઓ જંગલમાં ભટકતી, શિકાર કરતી, 'હાય તેની વ્હાય' તે ન્યાયે વિરોધી ટોળીઓની સ્ત્રીઓને અને વસ્તુઓને (હાથીદાંત, શંખલાંનાં ઘરેણાં, અનેક પશુઓનાં ચર્મવસ્ત્રો, ફરસી તથા હાડકાંનાં બનાવેલાં હથિયારો, મણકાની માળાઓ વગેરે) ઉપાડી જતી તે સમયમાં દરિયાપારથી બીજી સંસ્કૃતિવાળી જાતિઓ હજી તેમના દેશમાં ઊતરી ન હતી.

હિંદમાં ભરતનાટ્યશાસ્ત્રનો અભ્યાસ બતાવી આપે છે કે નૃત્યનો વિકાસ બહુ પ્રાચીન સમયમાં થયો હતો અને તેના અનેક પ્રકારો પણ શાસ્ત્રીય રીતે ગ્રંથિત કરવામાં આવ્યા છે. ભગવાન પશુપતિનાથનું પ્રલયકાળનું તાંડવનૃત્ય ભીષણતાનો અપ્રતિમ નમૂનો છે. પાર્વતી જ્યારે મહાદેવનું દિલ જીતી લેવા જાય છે, ત્યારે વસંત પુષ્પોમાં આભરણો પહેરી, 'લલિતકોમળ' અંગભંગીઓથી યુક્ત, મૃદુ અભિનયોવાળું રમણીય મોહક નૃત્ય કરે છે, તેને 'લાસ્ય' કહેવામાં આવે છે. સ્વર્ગમાં ઇંદ્રસભામાં ઉર્વશીનું, તિલોત્તમાનું, રંભાનું, મેનકાનું એમ અનેક અપ્સરાઓનાં નૃત્યો પુરાણપ્રસિદ્ધ છે.

શ્રીકૃષ્ણની બંસીના મોહક ધ્વનિ સાથેની રાસલીલા તે ગોપનૃત્યનો એક અપ્રતિમ પ્રકાર છે, જેમાં મુક્ત પ્રણયની ઉદ્દંડતા અને મધુર ભાવની કોમળતાનું કોઈ અનેરું સંમિશ્રણ રચાય છે. 'મેરે તો ગિરિધર ગોપાલ, દુસરા ન કોઈ' કહીને મંજિરા સાથે ગાનારી અને નાચનારી, ભક્ત કવયિત્રી, સિસોદિયા વંશની ક્ષત્રીવધૂ, રાધાના પુનર્‌અવતાર સમી, ગિરધરલાલની લાડિલી મીરાંનો ભક્તિપ્રવાહમાં તરતો–લસરકતો નૃત્યપ્રકાર કોઈ અજબ હતો. તેમાં ભગવાનના હૃદયકપાટને બળપૂર્વક પ્રેમની ઋજુતાથી ઉઘાડવાનો કીમિયો હતો. બંગાળમાં ભગવન્નામની પતિતપાવની ગંગા જેમણે વહાવી હતી, જેમાં જગાઈ અને માધાઈ જેવા દારૂડિયાઓનો પણ ઉદ્ધાર થઈ ગયો હતો, તે ભગવાન ચૈતન્ય જ્યારે 'હરિ' બોલની ધૂન જમાવતા, મંજિરા વગાડતા અથવા કરતાલ બજાવતા, ત્યારે તે સૂરની સાથે તાલબદ્ધ થઈ, લયલીન થઈ કોઈ દિવ્યમધુર નૃત્ય કરવા મંડી જતા!

• આધુનિક કાળમા પણ શ્રી ઉદયશકર, શ્રી રુક્મિણીદેવી, મેનકા જાણીતા છે કથકલી નૃત્ય, કથક નૃત્ય, ગુજરાતી રાસનૃત્ય, મહારાષ્ટ્રી પવાડા સાથેનુ મહોનગીભર્યુ નૃત્ય વગેરે બિનધાર્મિક, દુન્યવી ભૂમિકા પરના, વ્યાવહારિક નૃત્યોના પ્રકાર છે તેમા કેટલાક નૃત્યપ્રકારો તો તદ્દન નવીન, આધુનિક ભાવનાને વ્યક્ત કરતા પ્રકારો છે, દાખલા તરીકે યંત્રનૃત્ય, મૂડીવાદ નૃત્ય વગેરે આ માના કેટલાક નૃત્યકારોએ તો હિંદની શાન જગતમા વધારી છે અને કલાના ક્ષેત્રમા ગણનાપાત્ર સેવા કરી છે

પશ્ચિમમા પણ પાવ્લોવાથી માંડીને અનેક નૃત્યરમણીઓએ નૃત્યના અનેક મૃદુરમ્ય પ્રકારોને તે સસ્કૃતિની ખાસિયત સાથે વિકસાવ્યા છે અને જગતની કલા–સસ્કૃતિની સેવા કરી છે

પણ મૂળ મુદ્દે વિચારીએ તો એમ કહી શકાય, કે ભારતના શિલ્પ પેઠે અથવા ભારતની ચિત્રકલા પેઠે, ભારતની નૃત્યકલા ધર્મતત્ત્વથી ગુથાયેલ કોઈ પરબ્રહ્મકાના સત્ત્વો સાથે વ્યવહારની સાંકળ સ્થાપવુ મથતી, કોઈ ઉચ્ચતર ચેતનાના સ્તર પર જીવાત્માને તથા આકર્ષક રીતે સર્વ સહૃદયી પ્રેક્ષકોને લઈ જવા મથતી, પ્રભુ પ્રત્યે ઝાંઝરના ઝણકાર •સ. શૈ. તાલકાબદ્ધ પગલા, મારુતી, હાવ્ય. ભાવ હતી તેથી ઊલટુ પશ્ચિમની બીજી કલાઓની પેઠ તેની નૃત્યકલા પણ વધારે પ્રાણુમય ભૂમિકા પર વિલસતી, રંગબેરંગી ચિત્રોને ઉઠાવ આપતી, ઉલ્લાસમય, આશાની વીણાના સૂરની રમઝટ મચાવતી, આહ્લાદમય, થનગનાટવાળી, તરલ, તેજસ્વી, ખ સાંગ સુદર, અપ્રમાણ અને ચર્મચક્ષુને તથા વાસનાદવેગને તૃપ્તિની પરમ કક્ષાએ પહોચાડનારી એક ઉત્તમ કલા હતી એક દિવ્યલક્ષ્મી હતી, બીજી આનદલક્ષ્મી હતી એકના હાથમાં પરમ તત્ત્વની પૂજામાળ હતી, બીજીની આખમા વિલાસના ઘેન અને હાથના મરોડમા આલિંગનની મારક મોહકતા હતી પણ ઘણા કિસ્સાઓમા પૂર્વની નૃત્યકલાનુ લક્ષણ કોઈ પશ્ચિમી નૃત્યકારની અદામા ઊતરી પડ્યુ જોવાનુ મળતુ હતુ અને કોઈક વાર પશ્ચિમની પ્રાણોલ્લાસમય નૃત્યકલાની ખાસિયતના દર્શન કોઈ પૂર્વના નૃત્યકારની યાદમા, મુદ્રામા કે અગભગીમા જોવા મળતાં હતા

આમ નૃત્યકલાનો ઇતિહાસ માનવસસ્કૃતિના વિકાસમા બહુ અગત્યનો ફાળો નોંધાવે છે, કારણકે તેથી માનવહૃદયના ભાવો અગમ્ય રીતે પણ અચૂકપણે શિષ્ટ, સૂક્ષ્મ, સસ્કૃત અને ઉચ્ચ બને છે અને તે રીતે જોતા તે હૃદયની પ્રબળ કેળવણીરૂપ બની જાય છે નૃત્ય લલિત વ્યાયામ આપે છે, તેથી દેહસૌષ્ઠવ અને તેજસ્વી કાંતિછટા તેની સહોદરીઓ છે તેમાં અભિનયનું પાટવ હોવાથી તે માનસશાસ્ત્રની ઔરસ પુત્રી છે, તેમાં ભાવનુ–રસનુ નિરૂપણ હોવાથી તે રસશાસ્ત્રની પરમપાવની ભાગીરથી છે તેમા નવ રસોની વિવિધ સેરોનુ પ્રગટીકરણ હોવાથી તે કલાઓનો મયગરાજ છે, પુનીત તીર્થરાજ છે તે ગીત–વાદ્ય–નૃત્યની ત્રિવેણી છે માનવીઉરના ભાવેને સૂક્ષ્મ, રસિક તથા ઊર્ધ્વગામી બનાવીદિવ્યતના વ્યોમમા લઈ જાય છે આવી અજબ નૃત્યકલાને શાસ્ત્રરૂપે અને કલારૂપે સ્વીકારી માનવજાતિના દિવ્યીકરણ માટે અને આનદ–શુદ્ધ આનદની રસલહાણ કરવા માટે તેનો યથાર્થ વિનિયોગ કરવામા આવે, તે નૃત્ય એક દિવ્ય ને અમેઘ સાધન છે

★

# મજૂરો માટે આદર્શ ઘર

શ્રી ગજાનન વિ. પાઠક

સ્થપતિ

અંધકાર, ભેજ, ઘોંઘાટ ને પૂરતા હવાઉજાસ વિનાના સ્થળમાં કલાકો સુધી તનતોડ જહેમત ઉઠાવનાર મજૂરો ઘેર જાય ત્યાં પણ એવું જ વાતાવરણ હોય, તો જિંદગીનો બોજ કેટલો ભારે પડી જાય ? જેમના ઉપર દેશના ઉદ્યોગધંધાનો મુખ્ય આધાર છે તેમના કાંડામાં જોર નહીં હોય તો દેશની ખિલવણી ક્યાંથી થઈ શકશે ? અનાજ ને વસ્ત્ર જેટલો જ રહેણાકનો પ્રશ્ન મહત્ત્વનો છે. મજૂર ભાઈબહેનો માટેનાં આદર્શ ઘરો કેવાં હોવાં જોઈએ, એમાં કઈકઈ પ્રારંભિક જરૂરતો પોષાવી જોઈએ તેનો રાષ્ટ્રહિતની દૃષ્ટિથી અહીં વિચાર કરવામાં આવ્યો છે. લેખકે સ્થપતિ તરીકેની પ્રાપ્ત કરેલી ખ્યાતિ આ વિષય પર બોલવાને તેમને અધિકારી બનાવે છે.

છેલ્લાં પચીસેક વર્ષથી એટલે કે મહાત્માજીના હિંદમાંના આગમન પછી દેશોદ્ધારમાં મજૂરોનું સ્થાન આપણા રાષ્ટ્રીય નેતાઓને સમજાવા લાગ્યું છે એમ કહેવાય.

બ્રિટિશ સરકારે પણ મજૂરીના કાયદાઓ ઘડ્યા, મજૂરોનો ઉત્કર્ષ કેમ સધાય તેનાં પગલાં લેવાં માંડ્યાં. તમારે માટેના કામ કરવાના કલાકો, તમારા પગારો, તમારું શારીરિક સ્વાસ્થ્ય વગેરે માટે પગલાં લેવાયાં. તમારે માટે મિલોમાં દવાખાનાં, ભોજનાલયો અને ઘોડિયાઘરો રખાયાં. ઇંગ્લાંડમાં તો મજૂર પક્ષ એટલો બધો આગળ વધ્યો કે ત્યાં તો અત્યારે એ પક્ષ જ બહુમતિ ભોગવી રાજ ચલાવે છે. એ હિસાબે તો આપણે હજુ બહુ પાછળ છીએ. બ્રિટિશોએ હિંદુસ્તાન આપણને સોંપી દીધું ને તેઓ ચાલ્યા ગયા. આપણે સ્વતંત્ર થયા છીએ અને હવે આપણી સરકાર દેશની આબાદી માટે જે વિચારો કરી રહી છે તેમાં અત્યારે તો ખાસ અનાજનું અને યંત્રઉદ્યોગ વિકસાવી આપણું ઉત્પન્ન વધારવાનું કામ ખાસ મહત્ત્વનું સમજે છે. તેને માટે જે પગલાં લેવાઈ રહ્યાં છે તેમાં અત્યારે મજૂરોના 'જીવનવિકાસના કાર્યક્રમમાં તેમની કેળવણી અને સ્વાસ્થ્ય' એ બે અગત્યના સ્થાને છે. સ્વાસ્થ્યની સંરક્ષા માટે જીવનની મુખ્ય જરૂરિયાતો અન્ન, વસ્ત્ર અને રહેઠાણ. રહેઠાણની બાબતમાં તમારે કેવાં ઘરો જોઈએ, કેવાં ઘરો આદર્શ કહેવાય તે વિષે વિચારીએ.

તમે જાણો છો કે શારીરિક સ્વાસ્થ્ય માટે મજૂરોને શું કે મોટા શેઠિયાઓને શું બંને માટે એકસરખી રીતે જ સારાં ઘરોની ઘણી જરૂર છે. આપણા અમદાવાદમાં કિલ્લાની અંદરની ગલીઓનાં પુરાણાં ઘરો જ્યારે થયાં હશે, ત્યારે તે સમય માટે તે યોગ્ય જ હશે, પરંતુ શહેરની વસ્તી વધી જતાં અને હવે આધુનિક જમાનાની આપણી જરૂરિયાતો પણ એટલી બધી વધી ગઈ છે ને જુદા પ્રકારની થઈ ગઈ છે કે આપણને આ ઘરો આપણાં સ્વાસ્થ્ય માટે અનુકૂળ નથી રહ્યાં. અને તેમાં પણ તમે અત્યારે જેવાં ઘરોમાં અને જેવી રીતે રહો છો તે તો મનુષ્યને રહેવા માટે જરા પણ લાયક નથી. માટે આપણી મ્યુનિસિપાલિટી શહેર સુધારવાના પ્રયત્નો કર્યા જ કરે છે. એ નવાનવા રસ્તાઓ કરે છે, સાંકડા રસ્તાઓ પહોળા કરે છે, તેણે ડામરની સડકો કરી અમદાવાદમાંથી ધૂળ કાઢી નાખી, ગટરો કરી, છતાં પણ શહેરનો ઘણો મોટો ભાગ એવો છે કે તેને સાવ તોડી પાડો ત્યારે જ તે સુધારી શકાય. આ મુશ્કેલીનો ઉકેલ તેણે એમ કર્યો કે શહેર બહાર નવા વસવાટનો વિસ્તારો કર્યા, જે 'ટાઉન પ્લેનિંગ સ્કીમ'-

(નગર વિકાસ યોજના )ને નામથી ઓળખાય છે ને તેં વિસ્તરો માટે બાંધકામના કંઈ યદાઓ કર્યા લોકોને પણ શહેર બહાર વસવાની કિંમત સમજાઈ, વસવાટ માટેના નવા મકાનો આ નવા શહેરવિસ્તારમાં થવા લાગવાથી શહેરની ગીચ વસ્તી ઓછી થવા લાગી વેપાર-ઉદ્યોગ વધવાથી બહારગામની વસ્તી આવવા જ લાગી અને તેમાં વળી ગઈ લડાઈ દરમિયાન અને હવે પાકિસ્તાન થવાથી નિરાશ્રિતોનો ધોધ મગરાય હિંદમાં રેલતા અમદાવાદને ભાગે પણ ઘણી મોટી સંખ્યા વસવવાની થઈ છે આ વધતી જતી વસ્તીને સમાવવા માટે મ્યુનિસિપાલિટી શહેર બહાર ટાઉન પ્લેનિંગ સ્કીમ વધારતી જ જાય છે તે બધી જગામાં વસ્તી જ્યારે ફેલાઈ જશે ત્યારે એ પુરાણા ઘરોમાં કંઈક મોકળાશ દેખાવા માંડશે ને પછી ધીમેધીમે એ રહેવા લાયક પણ થતા જશે એમ માની શકાય

તમારે માટેના ઘરો આ નવા વિસ્તારમાં હોવા જોઈએ એ કેવા હોવા જોઈએ તેનો તમને ખ્યાલ હોવો જોઈએ, જેથી તમે જ તેવા ઘરોની માગણી કરી શકો

પહેલું તો એ કે તમે બધા સમૂહમાં કામ કરનારા છો, એટલે સ્વાભાવિક રીતે જ તમને સમૂહમાં રહેવું વધારે ફાવે, માટે તમારા મકાનો પેળોના મકાનોની જેમ સાથે જોડાયેલા 'કરોળ' થવા જોઈએ પેળોમાં જેમ સોદો ઘર ગોકળચમ્યા ડાગળા, અંધારા, પોચાનીચા થયેલા છે એમ નહિ પણ ખુલ્લા કે બાગબગીચાના જ સ્થાનમાં (સાચા રૂપમાં) હોવા જોઈએ, જેથી કરીને તમને નવરાશની વેળાએ બધા સાથે હળીમળી નિરાંત કરે અને એકબીજાને ભીડ વખતે કામ લાગે છૂટાછૂટા નાનાંના ઘરો કે તેવા જોડકાં ઘરો જુદાજુદા કમ્પાઉન્ડવાળા તમને ન ફાવે હું તો કહું છું કે મધ્યમવર્ગવાળાએ ને પણ જુદાજુદા કમ્પાઉન્ડવાળા મકાનો ન ફાવે-એ તો પૈસાદારો અને સાધનસંપન્ન લોકોને જ ફાવે હવે આવા ઘરોના સમૂહો તમારે કામ કરવા જવાના કારખાનાએ કે જગાએ પગે તમે સહેલાઈથી પહોંચી શકો તેવા સગવડભર્યા રસ્તાથી બહુ દૂર ન હોવા જોઈએ વળી તે રસ્તે તમારા કારખાના પર પહોંચવા માટે વાહનોની સગવડ પણ હોવી જોઈએ આ થઈ તમારા ઘરો કેવી જગાએ હોવા જોઈએ તેની વાત

હવે આ સમૂહોમાં તમારા ઘરો કેવાં હોવા જોઈએ, તે વિચારીએ તમારે માટેના ઘરોની ત્રણ જાત (ત્રણ ટાઈપ) કલ્પી શકાય પહેલી જાતમાં માત્ર કુટુંબવિનાના છડેછડા જ રહે બીજીમાં એક દંપતી અને એકાદ બાળક રહે અને ત્રીજીમાં એક દંપતી અને બેત્રણ બાળકો રહે તો પછી તમારો કુટુંબવિસ્તાર વધે ત્યારે એમ માનવાનું કે મોટા છોકરાઓ સ્વતંત્ર કમાણી કરતા જુદા રહે ને એ રીતે ઘરમાં રહેનારાઓની સંખ્યા વધારેપડતી ન થઈ જતાં ઘરની મોકળાશ સ્વાસ્થ્યને અનુકૂળ જ રહ્યા કરે

આ ત્રણેય જાતના ઘરોમાં આપણા શરીર-સ્વાસ્થ્યને જોઈતી નીચેની બધી જરૂરિયાતો હોવી જોઈએ

પહેલી જરૂરિયાત હવાની છે ઠંડીના વખતમાં જો તમે તમારા ઘરના બધા યે બારીબારણાં બંધ કરો, તો પણ તમે ગૂંગળાઓ નહીં તેટલા પૂરતો પ્રાણવાયુ તમને મળી રહે, એવી રીતના 'વા-બારાં' મકાનમાં જોઈએ અંગ્રેજીમાં એને વેન્ટિલેટર્સ કહે છે આપણા ઓરડા ઇલાકે કે અમેરિકાની જેમ જ્યાંસુધી વીજળીથી ચાલતા ન થાય ત્યાંસુધી ધુમાડને જવા માટે અને બળતણ સળગવવા માટે તેને હવા (ડ્રાફ્ટ) મળે

તેવી યોજનાવાળાં હોવાં જોઈએ. વળી આપણને પવનની જરૂર રહે છે. ઠંડા મુલકમાં પવનની જરૂર નથી રહેતી, એટલે આપણે ત્યાં બારીબારણાં એવી રીતે મુકાવાં જોઈએ કે તેમાંથી સોંસરવો પવન ફર ફર વહી શકે. તે જ પ્રમાણે ગરમીના દિવસોમાં બહાર આકાશ તળે ખુલ્લામાં સૂવાનું આપણને ખૂબ ગમે છે. તે માટે આપણા મકાનને ખુલ્લી ઓસરીઓ, અગાશીઓ કે રવેશો જોઈએ અથવા તો ઘરની આગળપાછળ આંગણું કે વાડાઓ જોઈએ; જ્યાં તમે ખુલ્લા આકાશ તળે નિર્ભયતાથી સૂઈ રહી શકો.

વળી તમે લોકો તો કારખાનાની બંધિયાર હવામાં આખો દહાડો કામ કરીને કંટાળી ગયા હો, ત્યારે તો આમ ખુલ્લી હવા અને જગાની તમારે તો ઘણી જ જરૂર ગણાય; એટલે તમારાં ઘરોના જથ્થાઓ એવી રીતે ગોઠવાવા જોઈએ કે તે બધાની વચ્ચે મોટી ખુલ્લી જગા હોવી જોઈએ. જ્યાં છોકરાંઓ રમેકરે અને તમારા દરેક ઘરને આગળપાછળ તમારે કબજે એવી જગા હોય કે જેમાં તમે કંઈ બગીચા જેવું પણ કરી શકો.

બીજી જરૂરિયાત અજવાળાની છે. સામાન્ય રીતે હિંદુસ્તાન ગરમ-સૂર્યાતપ દેશ છે એટલે ઠંડા મુલકના કરતાં આપણે ત્યાં અજવાળું નાના માપની બારીઓથી પણ મળી રહે છે. આપણે ઠંડા મુલકની ડિઝાઇનોની આંધળી નકલો કરી મોટીમોટી બારીઓ મૂકીએ છીએ તે ખોટું કરીએ છીએ. એવી બારીઓ મૂકીને તેને પછી બંધ જ રાખવી પડે છે. ઠંડા મુલકવાળા લોકોને સૂર્યને ઘરમાં પ્રવેશ કરાવવાનો છે. આપણે સૂર્યને પ્રવેશતાં અટકાવવાનો છે ને પાછું હવા, પવન અને અજવાળું લેવું છે. આ કારણે, આપણાં જૂનાં મકાનો જોશો તો તેમાં નાનાંનાનાં જાળિયાં મૂકેલાં જણાશે ને તેવાં ઘરોમાં ઠંડક બહુ સારી રહે છે. ગરમીના દિવસોમાં શહેર બહારના બંગલાઓ કરતાં પોળનાં મકાનો સરખાવશો તો તમને આ હકીકત તરત સમજાશે. બીજું તમને અજવાળાં આપતી બારીઓ બારણાંની જેમ રૂમના તળ સુધીની હોવી જોઈએ; કેમકે તમે કાંઈ ખુરશીસોફા પર બેસનારાં નથી, એટલે બારી નીચી હોય તો જ રૂમની ફરસ પર અજવાળું પૂરતું પડે. આપણે ત્યાં આ તળથી ૨॥-૩ ફૂટ પર બારીઓ ઊંચી ચડી ગઈ છે તે અંગ્રેજોના સમાગમ અને તેમની જેમ આપણે ઊંચે બેસણે બેસતા થયા પછી થયું છે. આપણાં જૂનાં મકાનોમાં બારીઓ ઓરડાઓની તળેથી જ મુકાતી.

ત્રીજી જરૂરિયાતમાં આપણે રસોડાં લઈએ. રસોડામાં પણ પૂરતું અજવાળું અને પૂરતી હવા જોઈએ. એ બાબતમાં આપણે બહુ બેદરકાર રહ્યા છીએ. ત્યારબાદ પાણીની વ્યવસ્થા જોઈએ. હવાથી બીજે જ નંબરે જરૂરી વસ્તુ પાણી છે, ને તેમાં પણ આપણા જેવા ગરમ દેશમાં તો તેની ઘણી જ અગત્ય છે. તેને માટે આપણે પાણિયારાં રાખતા જ આવ્યા છીએ. આ પાણિયારાંની અગત્ય હું ઠંડા મુલકમાં રખાતી તાપવાની ભીંતસગડીઓ જેટલી જ સમજું છું. આ સગડીઓનો ઉપયોગ ત્યાંના લોકોએ સુશોભિત કરવાને અને ઘરને શોભા આપનાર એક મુખ્ય વિભાગ (ફ્રૅન્ચાઇઝ/ફિચર) તરીકે કર્યો છે; તેવી જ રીતે આપણા પાણિયારાનું મૂલ્ય બરાબર સમજીને તેને વધારે ને વધારે વિકસાવી સુંદર કરવાં જોઈએ. તમારાં રહેઠાણો ને પાણીના પુરવઠાનો વિચાર પણ થવો જોઈએ. નળોવાળાં શહેરોમાં તમોને નળ દ્વારા પૂરતું પાણી મળવું જોઈએ. નળ ન હોય ત્યાં સારા મોટા કૂવાઓની સગવડ હોવી જોઈએ.

હવે પછીની જરૂરિયાતોમાં હું શારીરિક સ્વચ્છતા અને શૌચની સગવડોને મહત્ત્વના ગણું છું. તમારે માટે સારા જાજરૂઓ જોઈએ અને નાહવા માટે બાથરૂમો પણ જોઈએ. આપણે ત્યાં બાથરૂમોનું મહત્ત્વ હજી પણ સમજાયું નથી, એ શોચનીય છે. અત્રેની મ્યુનિસિપાલિટીના બાંધકામના કાયદાઓમાં જાજરૂ ફરજિયાત રાખ્યા છે, પણ દરેક રહેઠાણના મકાનમાં બાથરૂમ ફરજિયાત નથી. કદાચ ખબખાનું નાહવાની સગવડ વિના પુરુષો તો નાનું પોતિયું પહેરીને બાકીનું શરીર બરાબર સાફ કરી શકે, ત્યારે સ્ત્રીઓ તો ખુલ્લે શરીરે નાહી જ ન શકવાથી મોટે ભાગે અસ્વચ્છ જ રહે અને પરિણામે દાદર–ખસ જેવા ચામડીના રોગો થાય છે. અરધી તંદુરસ્તી તો સ્વચ્છતા પર જ આધાર રાખે છે.

આવી રીતે હવા, અજવાળું, રસોડાં, પાણી, જાજરૂ અને બાથરૂમ; એમ પાંચ વસ્તુઓ એવી છે કે જે ગરીબ અને તવંગરને ભેદભાવ વગર સરખી રીતે જ જરૂરની છે. એમાંની કોઈ પણ વસ્તુ ન હોય કે અપૂરતી હોય તો મકાન અધૂરું જ ગણાય. આટલી વસ્તુએ મેળવ્યા પછી વ્યક્તિઓની આર્થિક સ્થિતિ પ્રમાણે તેના પોતાના આનંદ, વૈભવ, રસિકતા, તેનો સમાજમાં જે હોદ્દો હોય તે પ્રમાણે ઘર મોટુંમોટું થતાં નાનકડા બંગલાથી અમલદારો અને રાજાઓ માટેના રાજમહેલો જેવડાં અનેક ઓરડાઓને સમાવતાં મકાનો આપણે ત્યાં વિકસ્યાં છે ને થયાં છે.

પણ તમારી સ્થિતિ અને મોભા પ્રમાણે તો હું આગળ સૂચવી ગયો તે પ્રમાણે ત્રણ પ્રકારનાં મકાનો પૂરતાં છે. પહેલા પ્રકારમાં છડેછડા આદમીઓને રહેવા માટે છૂટી ઓસરીવાળા, એકેકા રૂમમાં બબ્બે જણા રહી શકે તેવડો રૂમ અને તેને લગાડેલો એક બાથરૂમ હોવો જોઈએ. તેમના જાજરૂઓનો બ્લૉક જુદો રહી શકે. આવા દસદસ રૂમના બ્લૉકો જમીન પર એવી રીતે ગોઠવાયેલા હોવા જોઈએ કે જેથી આખો સમૂહ સુંદર લાગે. તેની મધ્યમાં બગીચા જેવું પણ તેમને આપવું જોઈએ. કુટુંબવિનાના આ ભાઈઓ માટે રસોડું અને એક સંયુક્ત ભોજનાલય પણ રહેણાકના સમૂહથી સગવડ પડતી જગાએ મૂકી શકાય. આ ભોજનાલય તેઓ સહકારથી ચલાવે તો કરકસરથી જોઈતું ભોજન તેઓ મેળવી શકે.

બીજા પ્રકારના મકાનોમાં એક નાના દંપતી માટે એક (રૂમ) 'ઓરડો,' એક રસોડું અને એક બાથરૂમ હોવાં જોઈએ. તેમાં જાજરૂ પણ–દરેકને આપી શકાય. અગર તો તેનો સ્વતંત્ર બ્લૉક મૂકી શકાય.

ત્રીજા પ્રકારના ઘરમાં બે (રૂમ) 'ઓરડા,' રસોડું ને બાથરૂમ તો હોવાં જોઈએ. તે સાથે સગવડ હોય તો જાજરૂ પણ હોય, નહીં તો તેમને માટે પણ જાજરૂનો બ્લૉક અલગ રખાય.

હવે આ પ્રમાણેના મકાનોમાં રૂમોનાં માપ કેવડાં હોવાં જોઈએ તેનો જરા વિચાર કરીએ. આ મકાનોનો ખ્યાલ તમને ફુટ ફૂટની ગણતરીથી આપીશ તો તમને બરાબર ખ્યાલ નહીં આવે. પણ એમ સમજો કે રૂમ એવડો હોવો જોઈએ કે તમે બે પથારીઓ કરો, તમારો સામાન એક તરફ મૂકો અને ત્યાર બાદ તમારે હરવાફરવા માટે–એક રૂમમાંથી બીજામાં જવા માટે કે ઓસરીમાં જવા માટે ચાર ફૂટની તો ઓછામાં ઓછી જગા રહેવી જોઈએ. વળી તમારી પથારી અને ભીંત વચ્ચે બે ફૂટ જગા રહેવી જોઈએ. તમારી ઓસરી એટલી પહોળી હોવી જોઈએ કે તમારો ખાટલો તેમાં આડો રહી શકે ને તમે ઓસરીમાં આંટા મારી શકો. પાછી આ ઓસરી દરેકને સ્વતંત્ર મળવી જોઈએ, જેથી

તેનો ઉપયોગ તમે તમારો મલાજો સાચવીને કરી શકો.

તમારો બાથરૂમ એવડો હોવો જોઈએ કે તમે તેમાં બેસીને તમારા હાથ લાંબા-પહોળા કરીને તમારું શરીર ચોળી શકો, તે ઉપરાંત તેમાં પાણીની ડોલ અને પીપ રહી શકે.

તમારું રસોડું પણ મોકળાશથી બેસીને રસોઈ કરી શકો, રસોઈનાં વાસણો, મસાલાઓ ને બીજી ચીજો ગોઠવી રાખી શકો ને પાછું તમારું કુટુંબ તેમાં જમવા બેસી શકે તેવડું હોવું જોઈએ. તમારું બળતણ તમારે તમોને મળેલા પછવાડેના વાડામાં રાખવાનું.

આ પ્રમાણે તમને એક મકાન તો મળ્યું, પણ પાછું તેને સાચવવાનું ને તેને ચોખ્ખું રાખવાનું કામ તમારું પોતાનું છે. તમે તેના માલિક ન હો અને ભાડે રહેતા હો તોપણ તેને ચોખ્ખું રાખવાની ફરજ તમારીજ છે. મકાન એ તો આપણા શરીરને રક્ષણ આપનાર એક બીજા શરીર જેવું જ છે. જો શરીર ચોખ્ખું ન રાખો તો જેમ એપી રોગો થાય તેમ મકાન સ્વચ્છ ન રાખો તો તેમાં જાળાંઓ થાય, ઊધઈઓ થાય, જીવાત થાય, માંકડ થાય અને એજ તમને કેરડી ખાય ને પરિણામે તમે માંદા પડો. બાથરૂમ પણ પૂરો સ્વચ્છ રાખવો, તેની નીકોમાંથી પાણી ચાલ્યાં જાય તેમ સ્વચ્છ રાખવી જોઈએ. એ નીકમાં એવી ચીજો ન જવા દેવી જોઈએ કે જે મેલાં પાણીને વહેતાં અટકાવી દે. તેમાં બિલકુલ પેસાબની વાસ ન આવે તેવી નીકો રાખો. તમારાં જાજરૂઓ પણ સ્વચ્છ રાખો. તે ન બગડે તેવી કાળજી રાખો. પૂ. મહાત્માજીની પાયખાનાં સ્વચ્છ રાખવાની પ્રકૃતિ તદ્દન વ્યવહારુ છે. ઘણી જગાએ પાયખાનામાં અપશબ્દો લખાય છે. રેલવેનાં પાયખાનાં, મ્યુનિસિપાલિટીનાં પાયખાનાં જ્યાં જુઓ ત્યાં મેલાંથી ને અપશબ્દોથી ભરેલાં હોય છે. આ તમારી તમારા મનમાં રહેલી મેલી મુરાદોનું પ્રતિબિંબ છે. તમે ખ્યાલ કરો કે જે જગામાં તમે તમારું શરીર અંદરથી સ્વચ્છ કરવા બેઠા છો તેને જ તમે અપશબ્દો લખીને ખરાબ કરો છો! પાયખાનાં, બાથરૂમ, પેસાબખાનાંએ બધાં શૌચનાં સ્થાનો આપણી સભ્યતાનું પ્રતિબિંબ પાડે છે.

આવી રીતે આ બધાં જુદીજુદી જાતના લોકોનાં મકાનો પાછાં સુંદર હોવાં જોઈએ તેમ જ તેના સમૂહની ગોઠવણી પણ સુંદર હોવી જોઈએ. સુંદર વસ્તુઓ આપણી નજર આગળ રહેવાથી આપણું મન બહુ પ્રફુલ્લ રહે છે. આ ઉપરાંત આવા સમૂહો વચ્ચે અમેરિકા અને જાપાનની જેમ છોકરાંઓને રમવાનું મેદાન, તેમને ભણવા માટેનાં બાલમંદિરો અને શિક્ષણસ્થાનો તથા એક નાનકડી લાયબ્રેરી અને રેડિયો પણ હોય તો તમારા શરીરસ્વાસ્થ્ય સચવાવા સાથે તમારો માનસિક વિકાસ થઈ તમારી સર્વાંગી ઉન્નતિ થતી રહે અને પરિણામે આપણા દેશનું ઉત્પન્ન વધે અને આપણો દેશ સમૃદ્ધ થાય.*

* ઓલ ઈન્ડિયા રેડિયો—અમદાવાદના સૌજન્યથી.

★

ઇંગ્લૅન્ડમાં ઘણો વખત રહી તાજા જ દેશમાં પાછા ફરેલા એક ભાઈ હેરકટિંગ સલૂનમાં ગયા. ત્યાં પૂછવામાં આવ્યું :

'બોલો સાહેબ, દાઢી બનાવું કે વાળ કાપવા છે?'

'અલબત્ત વાળ જ કાપવાના છે.'

'તો મહેરબાની કરી તમારી હેટ ઉપાડશો?'

'માફ કરજો, મને ખબર નહિ કે અહીં સન્નારીઓ હશે!' ફેશનથી ટેવાયેલા ભાઈના મુખમાંથી શબ્દો સરી પડ્યા!

×

# બાળકની કુતૂહલવૃત્તિ

શ્રી પુરુષોત્તમ છગનલાલ શાહ

એમ. એ બી ટી

કુતૂહલવૃત્તિ બાળકોનો ઉત્કટ સ્વાભાવિક ગુણ છે આપણને કોઈ તદન અપરિચિત-નવા વાતાવરણમા મૂક્યા હોય ત્યારે જિજ્ઞાસાના અનેકો કેવા ઘનગની ઊઠે છે । પણ બાળક તો રહ્યું પરોપજીવી માબાપ એની દરેક જિજ્ઞાસા સતોષવા દેતા નથી ક્યારેક પોતાના અજ્ઞાનથી પણ તેઓ આમ કરે છે, એથી બાળકની પાંગરવા મથતી કેટલી બધી વૃત્તિઓ દબાઈ જાય છે તેનો ખ્યાલ તેમને આવી શકતો નથી બાળકની કુતૂહલવૃત્તિનુ, નવુ જોવાજાણવાની એની ઇચ્છાઓનું ઊર્ધ્વીકરણ કેવી રીતે થઈ શકે તેનો આછો ચિતાર અહીં અપાયો છે

માનસશાસ્ત્રીઓ કહે છે કે દરેક બાળકમા કુતૂહલ ભારોભાર ભરેલુ હોય છે જેમ બાળક નાનુ તેમ તેનામા કુતૂહલ વધારે, અને આ પ્રકારના કુતૂહલને લીધે જ બાળક જિંદગીભરમા શીખી ન શકે તેટલુ બધુ તેના બાળપણના વર્ષોમા શીખી જાય છે બાળકમા રહેલ આ કુતૂહલને દરેક માબાપે તેમ જ શિક્ષક સમજી લેવુ જોઈએ બહાર જરાક ઢોલ વાગે કે વરઘોડો જતો હોય ત્યારે બાળકનુ કુતૂહલ જાગી ઊઠે છે અને તે શું છે, શાથી છે, વગેરે અનેક બાબતો જાણવા બારીએ, અટારીએ કે અગાસીએ પહોંચી જાય છે પોલીસ કોઈને પકડીને લઈ જતો હોય, મદારી કે જાદુગર પોતાના ખેલ બતાવતો હોય, ત્યારે ટોળે વળેલા માણસોમા મોટાભાગના બાળકો જ હોય છે અને તે તેમનામા રહેલી કુતૂહલવૃત્તિને આભારી છે

આ કુતૂહલવૃત્તિને લીધે તેમને નવુનવુ જોવાનુ ગમે છે નવીનવી પ્રવૃત્તિ કરવાનુ ગમે છે. જ્યા ન સમજાય ત્યા વિવિધ પ્રકારના પ્રશ્નો પૂછે છે તેમના પ્રશ્નો પણ કુતૂહલ-વૃત્તિથી ભરેલા હોય છે સમજુ માબાપો આ પ્રશ્નોના ઘણા જ સતોષકારક ખુલાસા આપે છે બાળમાનસને ન સમજનાર માબાપો પોતાના અજ્ઞાનને છુપાવવા કે બાળક તેમા શુ સમજે, એમ માની ધમકાવીને તેને બોલતુ બધ કરી દે છે આમ કરવાથી બાળકની ઇચ્છાઓ, અનિચ્છાઓ વગેરે અજ્ઞાત માનસમા ખડકાય છે પ્રશ્નો પુછવાની તેની વૃત્તિ કુઠિત થઈ જાય છે તેની કુતૂહલવૃત્તિ પીછેહઠ કરે છે આખે જુએ ખરુ, કાને સાભળે ખરુ, છતા વિચારોના આદોલન તેના મગજમા જાગતા નથી.

ધીરેધીરે આવુ બાળક ઓછાબોલુ પણ વધારે સમજનારુ, જેને આપણે મેઢુ કહીએ છીએ તેવુ થાય છે માબાપોએ પોતાના બાળકો આ પ્રકારના હોય તો શા માટે છે તેનુ માનસ-શાસ્ત્રીય કારણ સમજી લેવુ જોઈએ

કેટલાક બાળકોમા કુતૂહલ ઘણા મોટા પ્રમાણમા હોય છે એટલા બધા પ્રમાણમા કે તેને લીધે તેમનામા કોઈપણ પ્રકારની શારીરિક કે માનસિક સ્થિરતા હોતી નથી જ્યા જ્યા કઈ નવીનતા જોવા મળે, નવીન સાભળવા મળે ત્યા ત્યા તેમની કુતૂહલવૃત્તિ તેમને દોરી જાય છે, તેમને રમતિયાળ બનાવી દે છે સ્થયમનુ ભાન રહેતુ નથી, જેને લીધે માબાપો બાળકને ભાન-વગરનુ, જડ ને બોથડ કહે છે સાદી ભાષામા કહીએ તો ઘણા રમતિયાળ કહે છે માનસશાસ્ત્ર-ની દૃષ્ટિએ કુતૂહલના અતિરેકથી બાળક આ જાતના અસ્થિર માનસવાળુ બની જાય છે ધીમેધીમે કુતૂહલ ઓછુ થતા તેનુ માનસ સ્થિર બનતુ જાય છે

આ પ્રકારનુ એક બાળક મારા જોવામા આવ્યુ હતુ તેને લીધે તે જરાયે જપીને બેસી

શકતું ન હતું. આ બાળકને એકડો ભણાવવાનું કામ એક શિક્ષકને સોંપવામાં આવ્યું, પણ શિક્ષક જરા જૂના જમાનાના હતા, બાળમાનસ-નો તેમને લાંબો પરિચય નહોતો એટલે બાળકને ઘણું યે કહેવામાં આવે પણ તે એકડો–બગડો ઘૂંટવા બેસતું જ નહીં. મહાપરાણે બેસાડવામાં આવતું તો રડારોળ કરી મૂકતું કે થાકતું ત્યારે લાગ જોઈ માસ્તરની ટોપી લઈને જતું રહેતું. છેવટે માસ્તર કંટાળ્યા અને ઉધમાતિઓ છોકરો નહીં જ ભણી શકે તેવો અભિપ્રાય આપી ચાલતા થયા.

આ બાળકના પિતા મારા સ્નેહી હતા. તેમણે એક વખત આ બાબત મારી આગળ રજૂ કરી. મને આ બાળકમાં તોફાનવૃત્તિ કરતાં વધારેપડતી કુતૂહલવૃત્તિ અને વધારેપડતો રમતિયાળ સ્વભાવ, બે મુખ્યત્વે જણાયાં. જો આ બન્ને વૃત્તિઓનો વિનિયોગ કરી શિક્ષણ આપવામાં આવે તો બાળક અવશ્ય ભણે એમ મને લાગ્યું. તે માટે બાળમાનસથી પરિચિત એક શિક્ષકની મેં પસંદગી કરી, અને તે વૃત્તિ પાછળ કામ કરી રહેલ બીજી વૃત્તિઓ પણ સમજાવી. શરૂઆતના પંદર દિવસ સુધી તો આ શિક્ષકે બાળકને ભણાવવાનું નામ સરખું પણ લીધું નહીં; પરંતુ બાળકને જે જે રમકડાં વધારે ગમતાં હતાં તે રમકડાં વડે રમવાનું–રમાડવાનું શરૂ કર્યું. વળી આ શિક્ષક દરરોજ કોઈ ને કોઈ નવાઈની ચીજ લેતા આવે અને તે બાળકને બતાવે ને સમજાવે. આમ કરવાથી પ્રથમ તો બાળક શિક્ષક સાથે હળીમળી ગયું એટલે નાસી જવાની, રડવાની કે ટોપી લઈને ભાગી જવાની અર્ધી મુશ્કેલી ઓછી થઈ ગઈ. ત્યારપછી પેલા કુશળ શિક્ષકે રંગબેરંગી ચાક મંગાવ્યા અને ઘરની લાદી પર રંગબેરંગી ચિતરામણ કાઢવાં માંડ્યાં. બાળકને આ વસ્તુ તદ્દન નવી લાગી અને તેણે ખૂબ જ રસ લેવા માંડ્યો. બાળક ચિતરામણ કાઢે, ભૂંસી નાખે, વળી પાછું કાઢે એમ કરતાં તેનું ચિત્ત સ્થિર થવા લાગ્યું. આ પ્રમાણે કરવામાં શિક્ષકે લગભગ વીસેક દિવસ ગાળ્યા.

ત્યારપછી આ જાતનાં ચિતરામણ–લીટા વગેરે સ્લેટ પર પેન વડે ચાલુ થયાં. હવે બાળક ઠીકઠીક સમય સુધી બેસતું હતું. શિક્ષકમાં તેને વિશ્વાસ ચોંટ્યો હતો. કામમાં તેને મજા પડતી હતી. હવે એકડો–બગડો ઘૂંટવાનું શિક્ષકે શરૂ કર્યું. બાળકને આ પણ નવાઈની બાબત લાગી. ગમેતેમ લીટા દોરવા તેના કરતાં સારા આકાર ના અક્ષરો સારા લાગે એમ બાળકને લાગ્યું હોય કે ગમે તેમ પણ હવે તેનું ધ્યાન એકડા–બગડા તરફ દોરાયું ને તે હોંશેહોંશે શીખવા લાગ્યું. લગભગ એકાદ મહિનામાં તો એકથી પંદર સુધી બહુ સારી રીતે લખતાં આ બાળકને આવડી ગયું.

બધાં બાળકો આટલી બધી હદે રમતિયાળ નથી હોતાં તેમ જ બધાં માબાપો માટે મોટા પ્રમાણમાં દરકાર લેવી સંભવિત નથી હોતી; પણ માબાપોને એટલું તો જરૂર કહી શકાય કે તમારાં બાળકો આગળ કુતૂહલપોષક નવીનવી ચીજો મૂકતાં જાઓ: તેમને સમજાવો, તમારાથી બની શકે તેટલાં સ્થળો બતાવો, ચિત્રો બતાવો, સમજાવવા જેવું હોય ત્યાં સમજાવો અને તેમણે પૂછેલા પ્રશ્નોના સંતોષકારક ખુલાસા કરો. આમ કરતાં બાળક ઘણા થોડા સમયમાં ઘણી બાબતો સમજી લેશે અને તેની સમજણ–મર્યાદા વિસ્તરતી જશે.

માબાપો ન કરી શકે તે કામ બાલમંદિરોને કરવાનું હોય છે. દરેક બાલમંદિરમાં ઓછામાં ઓછી બે શિક્ષિકાઓ કે શિક્ષકો તો બાલમાનસથી પરિચિત હોવાં જ જોઈએ. ઇન્દ્રિય કેળવણીને લગતાં મોન્ટેસોરીનાં સાધનો હોવાં જોઈએ. બાલમંદિર જો બાળકને નિશાળ જેવું લાગે તો બાલમંદિરનું ધ્યેય માર્યું

# શ્રીમંત ઘરની શોધમાં

શ્રી છગનલાલ પરમાર

સુખ અને સંપત્તિની પાછળ આજકાલ સહુ કોઈનું ધ્યાન કેંદ્રિત થયું છે. લગ્નની જ વાત લો. આપણે જાણીએ છીએ કે લક્ષ્મી ચંચળ છે ને શ્રીમંતાઈનો મોહ રાખવો નકામો છે; તોપણ સામાન્ય માતપિતા આજે સંતાનના વિવાહ સમયે આ સિવાય બીજું જોતાં જ નથી. પુત્ર-પુત્રીઓ પણ એ જ સંસ્કારમાં ઊછરી ધનની લાલસા કેળવે છે, પણ જ્યારે હૃદયનો સાચો પરિચય થાય છે, ત્યારે જ માનવી ધન કરતાં વધુ કિંમતી વસ્તુનાં દર્શન કરી શકે છે.

ચારુ મેટ્રિકમાં જેવી પાસ થઈ કે તરત જ અનેક ઘેરથી માગાં આવવા મંડ્યાં. માગાં તો અગાઉ પણ આવ્યાં હતાં, પણ તેના પિતાએ, 'ચારુ મેટ્રિક ન થાય ત્યાંસુધી તો હું એ વિશે વિચાર સરખો કરવાનો નથી,' એમ ચોખ્ખું કહીને એ બધાં માગાં પાછાં વાળ્યાં હતાં; પણ હવે તો તેને કશો વાંધો-વિરોધ નહીં હોય એમ માનીને વળી પાછી શરૂઆત થઈ. શરૂઆત થઈ એટલું જ નહીં, આ વખતે તો રીતસર પડાપડી થઈ અને એમ બને એમાં કશી નવાઈ નહોતી. ચારુમાં રૂપ, ગુણ, ચાલ ને ચાતુરી-બધાંનો એવો તો સરસ સુમેળ જામ્યો હતો કે તેને મેળવનાર ઘર, ભલે ને એ ગમે તેટલું શ્રીમંત, સુશિક્ષિત ને સંસ્કારી હોય તો યે, પોતાને પરમ ભાગ્યશાળી લેખે. ચારુની બા તો તેનાં વખાણ કરતાં કદી થાકતી જ નહીં. મારી દીકરી તો રાજાની કુંવરી જેવી છે, એવુંએવું તે પાડોશણો પાસે જ્યારે ત્યારે કહી બેસતી અને ચારુની સૌંદર્યઝલક જોઈને એ પછી બાઈઓને આ કથન સ્વીકારવું પણ પડતું-જો કે રાજાની કુંવરીઓ ખરેખર કેવી હોય છે, તેનું ભાન આ મુંબઈગરાં માણસોમાંથી ભાગ્યે જ કોઈને હશે!

ચારુનાં માબાપની સ્થિતિ તો માંડ મધ્યમ કહી શકાય તેવી હતી, પણ પોતાને પેટ પડેલી આવી અણમોલ રત્ન જેવી દીકરીને તો કોઈ અત્યંત શ્રીમંત 'કુટુંબ'માં જ આપવી છે, એવો મનસૂબો સંઘરીને તેઓ બેઠાં હતાં. અને જ્યાં જાય ત્યાં શોભી ઊઠે, ગૌરવ અર્પે, એવી સર્વ પ્રકારની પાત્રતા તો ચારુમાં હતી જ. તેની સુંદર સુડોળ દેહલતા, નમણો હસમુખો ચહેરો, ચપળ

---

તેટલા માટે બાળકની કુતૂહલવૃત્તિને પોષણ મળ્યા કરે એવું કંઈ ને કંઈ દરરોજ યોજતા રહેવું જોઈએ. ચિત્રોનો સંગ્રહ કરતાં શીખવો, ટિકિટો એકત્ર કરવાનો શોખ કેળવો, ફુરસદ મળે ત્યારે લાયબ્રેરીમાં જઈ બાલ-માસિકો વાંચવાની ટેવ પાડો. આ બધી યોજનાઓ બાળકોને કામમાં ગુંથાયેલાં રાખશે. સાથેસાથે નવુંનવું શોધવાની અને સંગ્રહવાની તેમની વૃત્તિ સદાયે જાગ્રત રાખશે તેથી તેમનાં મન અન્યત્ર જતાં અટકશે. વાચન માટે પણ શિષ્ટ બાલભોગ્ય પુસ્તકોની એક યાદી તેમને આપી હોય, તેથી તેઓ અશ્લીલ સાહિત્ય કે ડિટેક્ટિવ સાહિત્ય વાંચતાં અટકશે.

કુતૂહલવૃત્તિને યોગ્ય પોષણ મળે તો જ સુરેખ ચારિત્ર્ય ઘડી શકાય. એમ ન બને તો તેમાં બદીઓનાં જાળાં પથરાવાનાં એ વાત ચોક્કસ છે.

★

માયાળુ નયનો, મધુર વિનયઝરતી વાણી, કળામય છતાં મર્યાદાશીલ વસ્ત્રપરિધાન કળા અને કર્તવ્યપરાયણતા, સરળ રહેણીકરણી; આ બધું સામાના હૈયામાં તેને વિશે આકર્ષણ જન્માવતું, એક જાતનો આદર પણ પેદા કરતું.

આવી કન્યા માટે માગાની પડાપડી થાય તેમાં શી નવાઈ? અને માબાપ પણ પસંદગીનું ધોરણ અતિ ઊંચું બનાવે તો યે શો વાંક? માગાં તો સારેસારે ઘેરથી આવ્યાં હતાં, પણ ચારુનાં માબાપનાં અતિ ઊંચા ધોરણને સંતોષે એટલું બધું ધનાઢ્ય કુટુંબ એમાં કોઈ નહોતું અને એથી જ તો તેમણે કહેવડાવ્યું કે ચારુ મેટ્રિકમાં બહુ સારે નંબરે પાસ થઈ હોવાથી તેને કોલેજમાં બે–એક વર્ષ ભણાવવાનો અમારો વિચાર થાય છે, ત્યાંસુધી તેનામાં વેવિશાળનો નિયમ રોપવો અમને વાજબી નથી લાગતું, એટલે કોઈએ અમારી આશાએ ન રહેવું.

આ જવાબ પાછળ તેમણે એવી આશા સેવેલી કે કોલેજમાંથી અતિ શ્રીમંત કુટુંબનો કોઈ ને કોઈ લાયક યુવતિયો જરૂર મળી આવવાનો વળી ચારુ પણ કોલેજમાં જઈને નવા જમાનાની ચમક વધુ ઝીલશે, સુધરેલા સમાજની નજર વધુ ખેંચશે ચારુ પાછળ પોતાને થોડોક વધુ ખર્ચ ઉઠાવવો પડશે, પણ દીકરી સુખી થતી હોય તે માબાપની તો એ ફરજ છે ને? અને મોટા શ્રીમંત વેવાઈ મળતાં પોતાની યે સામાજિક પ્રતિષ્ઠા વધશે ને?

આ આશા ને લાલચથી પ્રેરાઈને જ તેમણે ચારુને કોલેજમાં મોકલી ચારુ પણ આ બધું સમજતી આ વાત વરણાગી ઊછરતી હોવાથી તે પણ માબાપના જેવા જ પોતાનાં ભાવિ સુખના સ્વપ્નમાં રાચતી અને એ સ્વપ્નની સિદ્ધિની દિશામાં જ તેને કોલેજમાં પોતાની દૃષ્ટિ દોડાવવાની હતી તો સ્વભાવે તે ભલીભોળી હતી, પણ સ્વાર્થ ને મહત્ત્વાકાંક્ષા ચાલાક ખેલાડી બનવા કોને નથી પ્રેરતા?

જેને જે ઝંખે છે તેનો યોગ તેને મળી જ રહે છે પછી એ યોગનું સાફલ્ય માણસના પોતાના પ્રાવીણ્ય, પુરુષાર્થ ને પ્રારબ્ધ પર અવલંબે છે ચારુને પણ એવો યોગ સાંપડી ગયો પ્રાવીણ્ય તો તેનામાં હતું જ પુરુષાર્થમાં પણ પાછી પડે એવી નહોતી. એટલે પ્રારબ્ધનો જ પ્રશ્ન રહેતો હતો

ચારુએ કોલેજમાં જઈને શોધ કરી લીધી કે પોતાના હેતુને સંતોષે એવો એક મોટા ઉદ્યોગપતિનો નબીરો એમ. એ. માં ભણે છે, ને એલએલ. બી. ની ટર્મ પણ સાથેસાથે ભરે છે આવો શ્રીમંત, સોહામણો ને સશક્ત જુવાન હજી સુધી કુંવારો કેમ રહી શક્યો હશે, એનું ભારે આશ્ચર્ય ચારુને થયું પણ એનું યે નિરાકરણ મળી ગયું

પેલો જુવાન રેણુકાન્ત અભ્યાસપરાયણ ને એકાંતપ્રિય હતો સાદાઈ ને જાતમહેનતમાં માનતો જગ ધૂની જેવો પણ દેખાતો પણ તે ભલે ગમે તેવો હોય, તેને ઘેર તો મોટરો દોડે છે ને? તેનાં ઘરનાં માણસો તો બધાં ફૂલફટાક થઈને ફરે છે ના? એથી વધુ શું જોઈએ? અને ચારુએ બસ તેને જ પોતાનું નિશાન બનાવવાનો નિર્ણય કર્યો

તેની સાથે શી રીતે પરિચય પાડવો એ વિશે ચારુ વિચારી રહી હતી, ત્યાં તેને એક મુદ્દો મળી ગયો મુદ્દો તો કંઈ એવો મોટો નહોતો, પણ જેને કંઈ ને કંઈ બહાનું જ જોઈએ છે તેને ગમે તેવા મુદ્દાને પોતાના હેતુની ખીંટી બનાવતાં શી વાર?

એક દિવસ રેણુકાન્તે કોલેજની ચર્ચાસભામાં સરસ છટાદાર પ્રવચન આપ્યું વિષય આધુનિક નારીને લગતો હતો રેણુએ

કહ્યું: 'આજની સ્ત્રી પતંગિયા જેવી બનતી જાય છે. એ જો રંગોમાં જ રાચનારી ને અહીંતહીં સ્વૈરવિહાર કરનારી બની જશે તો પછી આર્યસંસ્કૃતિનું આવી જ બન્યું.'

ઉદાત્ત વિચારસરણી ને પ્રભાવશાળી શૈલીવાળું આ પ્રવચન કૉલેજ આખીમાં એટલી તો પ્રશંસા પામ્યું કે કેટલા યે વિદ્યાર્થીઓ ને વિદ્યાર્થિનીઓ રેણુકાન્ત સાથે મૈત્રી બાંધવા પ્રયત્ન કરવા લાગ્યાં. પણ એકલવિહારી ને અભ્યાસપરાયણ રેણુકાન્તે આવા પ્રયત્નોને જરા યે પ્રોત્સાહન ન આપ્યું.

ચારુએ પણ આવો એક પ્રયત્ન કરી જોયો. રેણુકાન્તના સાંજના ફરવાને માર્ગે તે તેને સામી મળી અને મોં પર મધુર સ્મિત મૂકીને તથા આંખમાં અનેરી ચમક પૂરીને બોલી:

'તમે તે દિવસે સભામાં ઘણું જ સરસ બોલ્યા. આવું સરસ પ્રવચન કદી સાંભળ્યું નહોતું. સાંભળીને હું તો મુગ્ધ થઈ ગઈ'તી. તમને મારાં અભિનંદન!'

પણ આવી પ્રશંસાથી છલકાઈ ઊઠે એવો છીછરો તો તે હતો જ નહીં. વિદ્યાર્થિનીઓનો સંસર્ગ સાધવા વિદ્યાર્થીઓ કંઈકંઈ યુક્તિ-પ્રયુક્તિઓ અજમાવતા હોય છે, ત્યારે આણે તો, કોઈ વિદ્યાર્થિની સામે ચાલીને આવે તો યે તેનો સંસર્ગ ટાળવો, એવું માનસ કેળવ્યું હતું. છતાં આ તદ્દન અજાણી છોકરી એકલી આવીને બેધડક વાતોએ વળગી, એથી તેને જરા આશ્ચર્ય તો થયું. પણ કેટલીક છોકરીઓની આવી પ્રગલ્ભતાનો અનુભવ પણ તેને થઈ ચૂક્યો હતો. આ બધી ભણેલી છોકરીઓ તેને ખરેખર પતંગિયાં જેવી જ લાગી હતી. મોટીમોટી વાતો પણ કેવળ પોતાનાં મનની મોજ ખાતર કે પછી સભામાં પોતા વિશે આકર્ષણ ને આદર જગાવવા માટે જ કરતી ન હોય જાણે! બાકી તો ખાવુંપીવું, પહેરવુંઓઢવું ને હરવું-ફરવું એ જ તેમની લગની! અને એ લગનીને સંતોષી શકે એવાં વરવર મેળવી લેવાં એ જ તેમની ઝંખના!

ચારુ પણ એક રીતે તો આવી જ હતી ને? રેણુ સાથે બોલવાના શબ્દો પણ તે ગોખીને જ આવી હતી. રેણુ કોણ જાણે કેમ આ બધું કળી ગયો ને તેથી જ તો 'તમારાં અભિનંદન બદલ આભાર' એટલું જ કહીને તરત ચાલી નીકળ્યો.

ચારુ ગજબ ભોંઠી પડી. તેના ગુલાબી ઝાંય મારતા ગાલ લાલલાલ થઈ ગયા. અણિયાળી આંખોને ખૂણે એકેક આંસુ પાણીદાર મોતી જેવું બાઝી રહ્યું. આવો જુવાન તેણે કદી જોયો નહોતો. બીજા જુવાનો તો પોતાની પાસેથી પસાર થતાંથતાં યે કેવા તાકીતાકીને તેને નિહાળી રહેતા! ત્યારે આ તો કોઈ અનોખી જ માટીનો ઘડેલો લાગ્યો. તે વિમાસણમાં પડી ગઈ, પણ એમ એ હારી જાય એવી નહોતી. પોતાની આકર્ષણ-શક્તિમાં તેને અજબ વિશ્વાસ હતો. એટલે તો તેને ઊલટી વધુ ચાનક ચડી પોતાની શક્તિને કસોટીએ ચડાવવાની ને વિજયી બનાવવાની.

આઠેક દિવસ પછી વળી ચારુ રેણુને સામી મળી. બિલકુલ સાદાં વસ્ત્રો કળામય પણ મર્યાદાશીલ ઢબછબથી તેણે પહેર્યાં હતાં. સામેથી ચાલ્યા આવતા રેણુ સામે તે જોઈ રહી હતી, પણ રેણુ તો બોલવાનું ટાળવા ખાતર નીચી નજર કરીને ચાલ્યો જતો હતો. પણ ચારુ તેને એમ ક્યાં જવા દે એવી હતી? તે તો તેના મોંમાં આંગળી નાખીને યે બોલાવે એવી હતી. રેણુની તદ્દન નજીક આવીને પોતાના હાથમાં રાખેલું લાંબું કવર બતાવતાં બોલી:

'મેં એક લેખ લખ્યો છે. તમે જરા તપાસી આપશો? એક માસિકમાં મોકલવો છે.'

રેણુ આ વખતે મન વતે છેડો કે અતરે ન થઈ શક્યો શુ લખ્યુ હશે એ જાણવાનુ જરા કુતૂહલ પણ તેને થયુ વિવેક ખાતર એટલુ જ કહ્યુ

'હુ કઈ એવો વિવેચક નથી કે બીજાના લેખો તપાસી શકુ '

'ભલેને વિવેચક ન રહ્યા ! પણ મારાથી તો વધારે જ્ઞાની ને અનુભવી છે ને?' ચારુના અવાજમા મીઠું, મર્માળુ હાસ્ય રેલી રહ્યુ

ચારુના હાસ્યે રેણુના મોં પર પણ હાસ્ય પ્રગટાવી દીધુ 'એવો દાવો મે ક્યારે કર્યો?'

'દાવો કરવાની જરૂર જ ન હોય, જ્યા વસ્તુ દીવા જેવી ચોખ્ખી હોય ત્યા આ લો,' ચારુનો સૂરીલો અવાજ જરા લહેકે ચડ્યો 'બીજી વાત જવા દઈએ આ ટલુ કામ કરી આપશો તો મોટો ઉપકાર થશે '

'ઉપકારનો સવાલ જ નથી,' કહીને રેણુએ કવર લેવા હાથ લબાવ્યો ને ભાવભર્યા સ્મિત સહિત ઉમેર્યું 'વધુપડતા માર્ગદર્શનની આશા મારા જેવા પાસેથી ન રાખતા '

'ભલે, બહુ સારુ !' એવો જ મર્માળો લહેકો કરીને ચારુએ રેણુના લબાવેલા હાથમા કવર મૂકી દીધુ ને મધુર હાસ્ય રેલાવતી સડસડાટ ચાલી ગઈ રેણુ તેને જોઈ જ રહ્યો તેની મર્યાદાશીલ છતા ઠસ્સાદાર ચાલ ને વેષભૂષા વેષભૂષા વિશે વિશિષ્ટ ખ્યાલદૃષ્ટિ નહિ ધરાવનારા રેણુને પણ થયુ કે કેટલાક શરીર કપડાથી જ શોભે છે એ ખરુ, પણ એવાં પણ કેટલાક સુદૃઢ, સપ્રમાણ શરીર હોય છે, જે ગમે તેવા કપડાને પણ શોભાવી શકે છે

ઘેર જઈને રેણુએ જોયુ તો પોતે તે દિવસે કરેલ પ્રવચનની કેટલીક દલીલોના રદિયા આપતો એ લેખ હતો સાર એ હતો કે 'સ્ત્રીને તો પ્રભુએ પ્રેમની પ્રતિમારૂપે ઘડી છે પ્રેમ જેટલો વ્યાપક બને તેટલી તેની વિશિષ્ટતા, સેવામા પરિણત થાય ત્યારે જ તેની સાર્થકતા અને સેવા તો સાદાઈને સમર્પણ માગી લે છે સ્ત્રીનો જો સ્વાભાવિક વિકાસ થવા દેવામા આવે તો તે સાદાઈ ને સમર્પણની જીવતી મૂર્તિ જ બની રહે પણ આજનો યુવાન માગે છે કે સ્ત્રી સૌંદર્યની અવનવી મેહક રંગછટા એ ધરતી રહે અને પુરુષને રીઝવવા સ્ત્રી આવુઆવુ કરવાને પ્રેરાય છે એટલે આધુનિક નારીના પતનિયા જેવા ઘડતર માટે કોઈ વિશેષ જવાબદાર, વિશેષ દોષિત હોય તો તે આધુનિક પુરુષ જ છે પણ હવે સ્ત્રીએ પુરુષ તરફ કોઈને પોતાની જાતને ઘડવાનુ છોડી દેવુ જોઈએ સ્ત્રી પોતાનું નૈસર્ગિક વ્યક્તિત્વ વિકસાવશે તો જ નવા જગતની રચના સ્નેહ ને સેવાના પાયા પર થઈ શકશે અને એમ થશે ત્યારે જ જગતમા સ્થાયી શાતિ સ્થપાશે, સાચુ સુખ સાપડશે '

બીજે દિવસે રેણુ ચારુને મળ્યો ત્યારે લેખ પાછો સોપતા બોલ્યો

'તમે પણ સરસ લખો છો ને શુ?' અને થોડીવાર રહીને હસ્તાહસ્તા ઉમેર્યું 'પોતાનો બચાવ કરતા ને બીજા પર દોષ ઢોળતા વાર બરાબર આવડે છે ! લેખ વાચવાનુ બહાનુ પણ કેવુ ઠરેલુ !'

ચારુના ગોરા વદન પર હર્ષભરી લજ્જાની લાલી ઊપસી આવી, નેણ નીચા ઢળી ગયાં, પાછા એ નેણ ઊંચા થયા, ત્યારે એમા વિજયોન્માદની ચમક ઝલકતી હતી આ જોતાં જ રેણુના મોં પરનુ નિર્મળ હાસ્ય એકદમ ઊડી ગયુ અને ત્યા વિષાદની રેખા ઊપસી આવી થોડીવાર રહીને તે બોલ્યો ત્યારે તેના અવાજમા એક જાતની કપારી હતી

'લખવુ ને બોલવુ એ એક વાત છે, આચરવુ એ જુદી વાત છે સાદાઈને સમર્પણની મૂર્તિ થઈ બતાવો ત્યારે ખરા!'

અને ઘડી પછી તો બન્નેની મુખમુદ્રા પર એવાએવા ભાવો રેલાઈ આવ્યા ને બન્ને એકબીજા સામું એવી રીતે જોઈ રહ્યાં, જાણે અગાઉ એકમેકને કદી જોયાં જ ન હોય! આંખો જ બોલી રહી હતી ને જાણે આંખો જ સાંભળી રહી હતી.

ચારુ ત્યારે ને ત્યારે કશો ચોક્કસ જવાબ ન વાળી શકી, પણ દિલમાં એક તુમુલ મંથન શિપડી ચૂક્યું. આટલા દિવસો દરમિયાન તેનામાં રેણુ માટે વધુ ને વધુ લાગણી જાગતી જતી હતી, વધુ ને વધુ માન પેદા થતું જતું હતું; પણ આજની વાતો સાંભળીને રેણુમાં રહેલી નિર્મળતા ને નિખાલસતા, માનવતા ને મહત્તા જોઈને—ખાસ કરીને તો તેની આંખોમાં આજે તરી આવેલી કોઈ દૈવી ઝલક નિહાળીને—તે પોતાનું હૈયું હારવા લાગી, અથવા કહો કે તેના હૈયામાં પ્રેમની જ્યોત જળી ઊઠી. આવી હતી તો રેણુને જીતવા, પણ પોતે જ પૂરેપૂરી જિતાતી જતી હતી; અને પરિચય તથા પ્રેમને પંથે આટલી લાંબી મજલ કાપ્યા પછી તેનાથી હવે પાછું વળી શકાય તેમ નહોતું.

જેમજેમ વખત જતો ગયો તેમતેમ રેણુના વિચારોનો ને વ્યક્તિત્વનો વિકાસ થતો ગયો અને તેમતેમ ચારુ રેણુના રંગે વધુ ને વધુ રંગાતી ચાલી. તેની રહેણીકરણી એકદમ સાદાઈ, સ્વાશ્રય ને સાત્ત્વિકતા તરફ ઢળવા લાગી.

પરિસ્થિતિ આવું અણધાર્યું, અનિશ્ચિત રૂપ પકડતી જતી હતી એ ચારુનાં માબાપની ધ્યાન બહાર ન રહ્યું.

આ બધી વસ્તુસ્થિતિ માબાપને જણાવવાનો ચારુ થોડા દિવસથી વિચાર કર્યા કરતી હતી, પણ વાત કેમ મૂકવી એ તેને સૂઝતું નહોતું. માબાપે તેને કોલેજમાં મોકલવા પાછળ, રેણુ સાથે સંબંધ બાંધવાની સંમતિ આપવા પાછળ જે આશા સેવી હતી, તે તેને બરાબર યાદ હતી. તે આશા જરા યે ફળે એવી સ્થિતિ હવે રહી નહોતી. આ સ્થિતિ માબાપને પોતે જણાવશે ત્યારે તેમના દિલને કેવો પ્રચંડ આઘાત લાગશે, એની કલ્પનાથી તે ધ્રૂજી ઊઠતી. પણ તેણે ધીમેધીમે દિલને દૃઢ કર્યું અને એક દિવસ એકાંત જોઈને માબાપ પાસે વાત મૂકવા જાય છે, ત્યાં તો તેની બાએ જ પોતાના મનમાં ઘોળાઈ રહેલી આ વાત છેડી:

'બેટા, રેણુ તો વધુ ને વધુ ધૂની થતો જાય છે. એમાં કશું વળે એમ નથી. એ પોતે તો બાવો બનશે, પણ બીજાને ય બાવા બનાવશે.'

જે પોતે કહેવા જતી હતી, એ જ વાત બાને મોંએથી જુદી દૃષ્ટિથી, જુદી ઢબે રજૂ થઈ. ચારુ ઘડીભર તો મૂઢ જેવી થઈ ગઈ. તેનું અંગેઅંગ કંપી ઊઠ્યું, પણ થોડી જ વારમાં તેણે સ્વસ્થતા મેળવી લીધી ને બોલી:

'એ તો મને ખબર નથી, પણ એમ હોય તો યે હવે એનો કશો ઉપાય રહ્યો નથી.'

ચારુના શબ્દોમાંથી નીકળતાં, અર્થ કરતાં યે તેના ચહેરાને આવરી રહેલા ઉત્કટ ભાવો જોઈને માબાપ ચમકી ઊઠ્યાં. વર્ષોથી બાંધેલી આશાઓની આલીશાન ઇમારત એકાએક એક સામટી તૂટી પડે ને માણસ જેમ બેબાકળો થઈ ચીસ પાડી ઊઠે તેમ ચારુની બાથી બૂમ પડાઈ ગઈ:

'શું કહ્યું?'

આવી જ પરિસ્થિતિની ચારુએ અપેક્ષા રાખી હતી. એટલે તે ગભરાઈ તો ન ગઈ, પણ અત્યારે ને અત્યારે ચોખ્ખે ચોખ્ખી વાત કહી નાખવાનું સ્વાસ્થ્ય ગુમાવી બેઠી. તે હળવેથી ઊભી થઈ અને 'પછી વાત કરીશ' એમ કહીને તેની ધૂંધવાઇ ઊઠેલી બાને અને વિષાદપૂર્ણ ચિંતનમાં ડૂબી ગયેલા

બાપને ત્યાં ને ત્યાં મૂકી બાજુના ખંડમાં ચાલી ગઈ

તે દિવસે તે વનમાં કારની નિઃસ્તબ્ધતા છવાઈ ગઈ જાણે કોઈ કોમવાદીઓનું પાગલ બનેલું ટોળું પરકોમના ઘેર'પર એક એક હુમલો લઈ આવે, ને એ ઘરને તોડી, ફોડી, માલમિલકત લૂંટી ચાલ્યું જાય અને પછી એ ઘરમાં જેવી નિઃસ્તબ્ધતા ફેલાઈ જાય તેવી ફેલાઈ રહી સૌ ચૂપ થઈ ગયા

પણ જેમ તેમ તોય ચારુ તેના માબાપની લાડકી ને વહાલસોઈ દીકરી હતી. મોટા શ્રીમંતઘેર પુત્રીને વળાવીને મન જિંદ પ્રતિષ્ઠ કમાઈ લેવાનો પ્રબળ લોભ તેમને હતો એ ખરુ, પણ પોતાના એ લોભ ખાતર પુત્રીનું હૈયું ભાગી નાખવાની હદ સુધી જાય એટલા અધમ નહોતા ગત્રિભરના કરમાં મંથન પછી તેમના હૈયા હળવા પડ્યા અને સવારે ચા પીતી વખતે ચારુની બાએ જ શાન્તિથી પૂછ્યું

'બેટા, તું કહેતી 'તી ના કે પછી કહીશ, તે તે શું નક્કી કર્યું ?'

'શેનુ બા ?' જાણે ન સમજી હોય તેમ ચારુ બોલી તેનો અવાજ આટલું બોલતાયે જરા ધ્રૂજી ઊઠ્યો

'શેનું તે ? રેશ્મનું '

ચારુ ફિક્કું હસી–ભયથી ભરેલું, છતાં મોહક, કોઈ અનેરી દીપ્તિથી ઝળકી રહેલું 'એનું શું નક્કી કરવાનું છે, બા ! એ તો નક્કી થઈ જ ગયેલું છે ને ?'

'પણ ચારુ, દીકરી, એ તો ધૂની છે બાવો થઈ જશે એની ધૂનમાં ને ધૂનમાં, ને તને શોખ જોઈએ છે એ આપણને કેમ પોસાશે ?'

'એ શોખ કરવાની તમારી ધૂન જ હતી ના ?' હસીને 'એની અબાવા થવાની ધૂનમાં, મોજશોખ કરવાની મારી ધૂન તણાઈ ગઈ ને બા, અપણે સાદાઈથી જ રહ્યા છીએ ના ? મને એની સાદાઈમાં યે વાંધો નહીં આવે '

'પણ અમારા મનમાં તો, બેટા, તું શ્રીમંત થા, સુખી થા, એવી ઇચ્છા હતી. એટલે તે તારા બાપુને પોસાતું નહોતું તે ય આટલો ખર્ચ કરી તને '

'બા, બાપુજી, એ તમારો ઉપકાર તો જિંદગીમાં નહીં ભૂલું ને એને બદલો તો વાળી જ શી રીતે શકું ? તમારા પ્રતાપે આટલું ભણવા ન પામી હોત તો મને જે મળ્યું છે એની કિંમત હું શી રીતે સમજત ? એને પ્રતાપે તો આજે હું સૌથી શ્રીમંત બની ગઈ જો તું સમજે ના બા, તો મારા જેવું કોઈ શ્રીમંત જ નથી–આ દુનિયામાં '

બા એની સામે તાકી રહી ચારુ તેની પાસે ગઈ પોતાના હાથમાં બાનો હાથ લેતા બોલી

'મને માફ કરીશ ને, બા ? તારી આશાઓ ને સ્વપ્નો મેં આમ તોડી નાખ્યાં. પણ મારો કશો ઉપાય જ નથી રહ્યો નહિતર કોઈ વાતે તારું મન મેં દૂભવ્યું છે ?' અને એટલું બોલતા ચારુની આંખમાં ઝળઝળિયાં તગતગી રહ્યાં

ત્યાં તો માતાનું વત્સલ હૈયું પણ આખો વાટે પીગળી પડ્યું તેણે ચારુને પોતાની સોડમાં લઈ લીધી ને પોતાનો વહાલભર્યો હાથ તેના મોં પર, માથા પર, વાંસા પર પસવારવા લાગી

આ મૃદુ દૃશ્ય જોઈને ચારુના પિતા સ્નેહભર્યા અવાજે બોલ્યા

'કાંઈ હરકત નહીં, બેટા ! એ તો તારી બા પણ સમજશે તને સોંપેલી હતી તો ભૌતિક સંપત્તિ મેળવવા, પણ લઈ આવી આધ્યાત્મિક સંપત્તિ અને આ સાદું પણ ખોટમાં તો નથી જ ગયું, લાભમાં જ ગયું છે '

અને સૌ હસી પડ્યાં–ચારુની બા પણ

★

# ગંગાવતરણનું રહસ્ય

ડૉ. બિહારીલાલ લલ્લુભાઈ પરીખ

ગંગાનું સ્વર્ગમાંથી ઊતરી શિવજીની જટામાં ઝિલાવાનું ને ત્યાંથી પાછું પૃથ્વી પર વહી અંતે ખારા સમુદ્રને મળવાનું, એ કથાથી આજે કોણ અજાણ છે? ભર્તૃહરિએ આ પ્રસંગને 'विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः'-વિવેકભ્રષ્ટ થયેલાનો બધીયે દિશામાંથી વિનિપાત થાય છે' કહી કહેવતરૂપ બનાવ્યો. છે, પણ ગંગાવતરણ સંબંધે આજની વિવેકબુદ્ધિ સહેજે પૂછે છે: 'સગરરાજાને ૬૦,૦૦૦ પુત્રો હોઈ શકે? ગંગાજીને શિવજીએ જટામાં સમાવી એ તે કેવું કહેવાય? જહ્નુરાજા ગંગાને પી ગયા એ શું શક્ય છે?' ખરી વાત તો એ છે કે આ એક રૂપક-કથા છે. લેખકે આ પ્રસંગો વ્યવહારુ અર્થો સાથે અહીં સુંદર રીતે રજૂ કર્યા છે.

વેદના જમાનામાં ગંગાનદીનું નામ નથી. આ નદી ભગીરથરાજા લાવ્યા તેવી કથા શ્રીમદ્ ભાગવતના નવમા સ્કંધના અધ્યાય આઠ–નવમાં છે. ટૂંકમાં એ કથા નીચે પ્રમાણે છે:

'અયોધ્યાના રાજા સગરને સાઠ હજાર પુત્રો હતા. રાજા સગરે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો. તેમાં ઇંદ્ર અશ્વને ચોરી ગયો. આની શોધમાં રાજાના સાઠ હજાર પુત્રોએ, પૃથ્વીને ઠેકાણે-ઠેકાણે ખણી કાઢી, અને મોટા સાગરો બનાવ્યા; છતાં પૃથ્વીમાંથી ઘોડો જડ્યો નહીં. આમ ઘોડાને શોધતાં તેઓ (બંગાળના ઉપસાગર આગળ) ગંગાસાગર આગળ (કે જ્યાં ગંગાજી સાગરને મળે છે ત્યાં) આવ્યા ને ત્યાં ઘોડાને બાંધેલો જોયો. પાસે જ કપિલમુનિ તપ કરતા બેઠા હતા. ઘોડાનો આ જ ચોર છે એમ ધારીને, સઘળા હથિયાર ઉઠાવી કપિલમુનિને મારવા દોડ્યા, પણ કપિલમુનિએ નેત્ર ખોલી તેમને બાળી મૂક્યા.

સગરરાજાને આ ખબર પડી. તેણે પોતાના પૌત્ર અંશુમાનને અશ્વ ખોળવા માટે મોકલ્યો; એણે આવી કપિલમુનિની અનેકવિધ સ્તુતિ કરી. આથી કપિલમુનિએ કહ્યું: 'આ તારા બળી ગયેલા કાકાઓને ગંગાનું જળ મળશે તો જ મુક્તિ પામશે, બીજા કશાથી તેઓને મુક્તિ મળશે નહીં.' (અ. ૮, શ્લોક ૨૯)

અંશુમાન ઘોડાને લઈને પાછો ગયો ને સગરરાજા અંશુમાનને રાજ્ય સોંપી વનમાં ગયા.

રાજા અંશુમાને ઘણા કાળ સુધી ગંગાજી લાવવા તપ કર્યું અને તેમાં જ મરણ પામ્યા.

અંશુમાનના પુત્ર દિલીપે આ પ્રયત્ન ચાલુ રાખ્યો, ને તે પણ તેમ કરતાં મરણ પામ્યો.

દિલીપના પુત્ર ભગીરથે પણ દાદા તથા બાપના પ્રયત્નને ચાલુ રાખ્યો, ને તેને ગંગાજી પ્રસન્ન થયાં.

ગંગાજીએ કહ્યું, કે 'મારા વેગને કોઈ ધારણ કરનાર જોઈએ, નહીં તો પૃથ્વી ફાડીને પાતાળમાં જતી રહીશ.'(અ.૯, શ્લો.૪)

ભગીરથે કહ્યું: 'સદાશિવ તમારા વેગને ધારણ કરશે.' ને તેણે સદાશિવનું આરાધન કર્યું.

સદાશિવે ગંગાજીના વેગને ધારણ કર્યો ને ગંગાજી શિવજીની જટામાં સમાઈ ગયાં. ભગીરથે સદાશિવની સ્તુતિ કરી, જેથી જટામાંના થોડા વાળને આઘા કરી ગંગાજીને જવા દીધાં.

આગળ સારા વેગવાળા રથમાં બેસીને જતા ભગીરથ ને પછવાડે દોડતાં ને દેશોને પવિત્ર કરતાં ગંગાજી ચાલ્યાં આવે છે.

વચમા જહ્નુરાજા તપ કરતા હતા તેમણે અવતા ગંગાજીને એક અંજલિમા પી લીધા ભગીરથે પાણી પ્રાર્થના કરી ત્યારે જહ્નુરાજાએ પોતાની જંઘા ચીરીને ગંગાજીને જવા દીધા

આ ગંગાજીએ બળી ગયેલા સગરરાજાના પુત્રોને નવડાવ્યા ને ગંગાજળના સ્પર્શ માત્રથી બધા સ્વર્ગલોક પામ્યા ’

*

ઉપર મુજબની કથામા કેટલીક શંકાઓ થાય છે

(૧) સાઠ હજાર પુત્ર હોય શકે ?

(૨) અશ્વમેધના ઘોડાને શોધવા સાઠ હજાર વીરોએ પૃથ્વી કેમ ખોદી ?

(૩) ઘોડો કઈ પૃથ્વીના ગર્ભમા તે સંતાડેલો હોય ?

(૪) ગંગાજીને ને અશ્વને શો સંબંધ ?

(૫) મહાશિવે જટામા ગંગાજીને સમાવી દીધાં ને જટાના થોડા વાળ અલગ કરી ગંગાજીને જવા દીધા, એ તે કેવુ ?

(૬) જહ્નુરાજા ગંગાજીને પી ગયા, ને જંઘા ચીરીને ગંગાજીને બહાર જવા દીધા એ વાત માન્યામા આવે ?

ઉપર મુજબની શંકાનું સમાધાન, આ કથાને આધુનિક રૂપમા સમજીએ તો આમા અશ્વને વૃષ્ટિ (જળ) સમજવી અને તપને મહેનત કે પ્રયત્ન સમજવો શકય છે ?

વેદના જમાનામા ઉત્તરે હિમાલય અને દક્ષિણે વિંધ્ય ચળ, એ બેની વચ્ચે આવેલ સંયુક્ત પ્રાંત, બિહાર ને બંગાળની જગ્યાએ સમુદ્ર હતો કાળે કરી એ જમીન ઊંચી આવી ને હાલ છે તેવો હિંદુસ્થાન થયો

નદીઓ સિંધુ ને સરસ્વતી હતી અનેક નાની નદીઓ હિમાલયમાથી નીકળી દક્ષિણ તરફ વહેતી, પણ આ નદીઓને કોઈ મોટી નદીનો આધાર ન હતો કે જે તેમના પાણીને સમુદ્ર સુધી પહોંચાડે આથી આ નદીઓના વહેણ સુકાઈ જતા હતા દુષ્કાળ તે જમાનામા મોટા મોટા પડતા જળ વિના જમીન વેરાન બનતી

અયોધ્યામા તે વખતે સગરરાજા હતા પ્રજાને પુત્રવત્ ગણી રાજ્ય કરતા હતા વૃષ્ટિ થાય તે માટે તેમણે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો, (અશ્વ કહેતા પાણી) પણ વૃષ્ટિને મેઘરાજાએ (ઇન્દ્રે) અટકાવી દીધી

કુદરત આગળ બીજો શો ઉપાય ચાલે ? પોતાની પ્રજા જે સાઠ હજારની હતી, તેમને સગરરાજાએ અશ્વ(પાણી)ની શોધ કરવા કહ્યું

પાણી પૃથ્વીના ગર્ભમા હોય છે, જાણી આ સાઠ હજાર વીરોએ પૃથ્વીને યોગ્ય સ્થળે ખોદી ને મોટા સાગર જેવા તળાવ બાંધ્યા, કે જેથી કદાચ વૃષ્ટિ થાય તો આ તળાવોમા સંગ્રહાયેલ પાણીથી નહેરો દ્વારા ખેતી થાય ને જમીન લીલી થાય

કહે છે કે આ વીરોએ સાત સાગર જેવા મોટા તળાવો ખણ્યા ને તે ખોદતા, બાંધતા, તેઓ ગંગાસાગર કે જ્યા ગંગાજી સમુદ્રને મળે છે તે જગ્યાએ કપિલમુનિનો આશ્રમ હતો ત્યા આવ્યા ત્યા તેમણે સમુદ્ર જોયો– પાણી જોયું–પણ તે ખારું હતું મીઠું જળ નં મળ્યું શું મો લઈ પાછા જવું ? એ વિચારે હતાશ થયેલા તે બધાય વીરો ત્યા બળી મૂઆ આ વાતને ભાગવતનો ટેકો છે તેમા લખ્યું છે (અ ૮, શ્લોક ૧૧–૧૨) કે ‘જેઓની બુદ્ધિ ઇંદ્રે હરી લીધી હતી, તેવા એ સઘળા પુત્રો પોતાના શરીરમાથી નીકળેલ અગ્નિથી ક્ષણ માત્રમા ભસ્મ થઈ ગયા ’

તે પછીના શ્લોક ૧૪મામા લખ્યું છે કે ‘આ રાજકુમારો કપિલમુનિના ક્રોધથી મૂઆ નથી, કેમકે ‘સાંખ્યજ્ઞાનના પ્રણેતા, પ્રખ્યાત થયેલા કપિલદેવજીને શત્રુ ને મિત્રની ભેદદૃષ્ટિ થવી શી રીતે સંભવે ?’ વગેરે

કપિલદેવજીએ આ હકીકત સગરરાજાને પહોંચાડી. સગરરાજાનો પૌત્ર અંશુમાન આ હકીકતથી માહીતગાર થવા ગંગા-સાગર આગળ આવ્યો. ત્યાં કપિલદેવજીએ સલાહ આપી કે તારા કાકાઓ જે પ્રયત્ન કરતાં મૂઆ, તે પ્રયત્ન તું ચાલુ રાખ ને તેમાં ફળીભૂત થતાં તારા કાકાઓની સદ્‌ગતિ થશે.

આ પ્રયત્ન તે જળથી તેમના દેશને સીંચવાનો હતો તે. જળનું સ્થાન પૃથ્વીમાં છે ને પૃથ્વીને તો ખાણી જોઈ, ને તેમાં નિષ્ફળતા મળી. તો હવે તમો હિમ(બરફ, જળ)નું સ્થાન હિમાલય છે, ત્યાંથી કોઈ જળપ્રવાહ (ગંગાજી) તમારા પ્રદેશમાં થઈ સમુદ્ર સુધી લાવો તો જ મરનારને શાંતિ થશે.

મુનિનું વચન માથે ચઢાવી પ્રજાવત્સલ રાજા અંશુમાને હિમાલયમાંથી વહેતા હિમ-પ્રવાહને (અં. ગ્લેસિયર) કોઈ અનુકૂળ રસ્તે વાળી લાવવાનો પ્રયત્ન કર્યો.

આ પ્રયત્ન કરતાંકરતાં રાજા અંશુમાન દેવલોક પામ્યા. તેમના પુત્ર દિલીપે અધૂરો રહેલો પ્રયત્ન જારી રાખ્યો ને તેમનો પણ આ કાર્ય કરતાં દેહ પડ્યો.

આમ બબ્બે પેઢીઓ જેટલો કાળ હિમાલયના હિમપ્રવાહોનું નિરીક્ષણ કરવામાં જતો રહ્યો.

રાજા દિલીપનો પુત્ર ભગીરથ રાજગાદીએ આવ્યો. બાપદાદાનાં અધૂરાં રહેલાં કાર્ય પૂરાં કરે તે જ સુપુત્ર ગણાય, એ ન્યાયે, બંબે પેઢીઓના અનુભવોથી માહીતગાર થયેલો રાજા કૈલાસ આગળના હિમપ્રવાહને નીચે લાવવા કટીબદ્ધ થયો.

'ભગીરથને ગંગાજી પ્રસન્ન થયાં ને દર્શન દીધાં' એમ (ભાગવત અ. ૯, શ્લોક ૩જામાં) કહ્યું છે, તે એ જ કે ભગીરથે દ્રઢ નિશ્ચય કરી લીધો કે આ જ હિમ-પ્રવાહ મારે લઈ જવાનો છે બીજો નહીં.

રાજાએ વિચાર કર્યો કે હિમાલયથી ઠેઠ ગંગાસાગર સુધી પાણીનો અખંડ અતૂટ પ્રવાહ વહે એ માટે મોટામાં મોટો હિમ-પ્રવાહ વળાય તો જ નદી વહેતી રહેશે, નહીં તો અધવચમાં જ નદી બંધ થઈ જશે, ને બબ્બે ત્રણત્રણ પેઢીની કરાયેલી મહેનત-તપશ્ચર્યા નિષ્ફળ જશે.

આથી જ મોટો હિમપ્રવાહ રાજાએ કૈલાસ બાજુ વાળ્યો, પણ કૈલાસ આગળની પર્વતની ઊંડી કરાડમાં આ પ્રવાહ પૂરો સમાઈ ગયો. અર્થાત્ મહાદેવજીની જટામાં સમાઈ ગયો. ×

રાજા ભગીરથ આથી નિરુત્સાહ ન થતાં આ જળ ઊંડી કરાડમાંથી ઊભરાઈને પણ આવશે એ ઇંતેજારીએ થોડો કાળ વિતાવે છે, ત્યાં તો ઊભરાતા પાણીનો પ્રવાહ શરૂ થાય છે; અર્થાત્ શિવજી જટામાંથી ગંગાજીને જવા દે છે.

વર્ષોની શોધે નિશ્ચિત કરેલા માર્ગે આ પ્રવાહને વાળવામાં આવે છે. આગળ ભગીરથરાજા રથમાં બેસી પવનવેગે ચાલી રહ્યા છે ને પાછળ ગંગાજી વેગભર્યાં આવી રહ્યાં છે. રસ્તે જહ્નુરાજા મોટો બંધ બાંધી રહ્યો હતો, કે જેથી ચોમાસાનું પાણી રોકાઈ મોટું તળાવ થઈ શકે. કર્મસંજોગે ગંગાજી આ જ રસ્તે આવ્યાં ને આડો બંધ બાંધેલો હોવાથી, બધું પાણી ત્યાંથી પાછું ઠેલાયું, અર્થાત્ જહ્નુરાજા ગંગાજી પી ગયા.

ભગીરથરાજાએ જહ્નુને સમજાવ્યા. આથી જહ્નુરાજાએ પોતાના બાંધેલા બંધમાંનું એક

× આ સ્થાન ગંગોત્રીથી ઉત્તરે છે. જ્યાં બરફ સહિત પાણીનો મોટો પ્રવાહ એક મોટી કરાડમાં પડે છે. અને તેના ઊડતા જળકણથી આ જગ્યાએ પુષ્કળ ધુમ્મસ જેવું રહે છે, અને ત્યાં સૂર્યકિરણ પડવાથી યાત્રીના મનની જેવી ભાવના હોય તેવો આકાર આ ઊડતા ધુમ્મસમાં દેખાય છે.

પર્નાળુ ઉઘાડી (ઝાંઘ ચીરી) પાણી જવા દીધું આ જગ્યાએ ગંગાજી જાહ્નવી કહેવાય છે

ત્યાંથી ગંગાજી આગળ ચાલ્યા ને ગંગાસાગર આગળ સાગરને મળ્યાં સફળ થયેલા પરિશ્રમથી પિતૃઓ સંતોષ પામ્યા ને સ્વર્ગે ગયા

ભગીરથરાજાએ ગંગાજી લાવી આર્યાવર્તને હરિયાળુંહરિત કર્યો અને ગંગાજીના વહેણને રસ્તો પણ એવો યોજેલો કે અનેક જાતના ખનીજ ને ઔષધોથી ભરેલા માર્ગમાંથી વહેતા ગંગાજળમાં ઝેરને મારવાનો ગુણ ને મેલને દૂર કરવાનો ગુણ થયો ઔષધની ગરજ સારે એટલા ગુણો ગંગાજળમાં સંગ્રહાય

આ મહાન પ્રયત્ન ભગીરથરાજાએ કર્યો તેને અમર કરવા એટલે મોટા પ્રયત્નને 'ભગીરથ પ્રયત્ન', 'ભગીરથ કામ' કહેવામાં આવ્યું-આવે છે

હિમાલયમાં અનેક નદીઓ ગંડકી, ગોમતી, ગોગ્રા, કુસી વગેરે ગંગાનદીને મળી સનાથ થઈ

યમુનાનદી પણ આ જ અરસામાં વહેતી થઈ અને એ પણ રાજા દિલીપ ને તેમના પિતા અંશુમાનની વર્ષોની મહેનતનું ફળ પરિણામ હોય, ને પરિણામ જોતા પહેલા તેઓ ગુજરી ગયા હોય

• પહેલા સરસ્વતીનદી હિમાલયમાંથી નીકળી પ્રભાસપાટણ આગળ સમુદ્રને મળતી હાલ આ નદી વહે છે પણ અધવચમાં પ્રવાહનું જોર ન હોવાથી સુકાઈ જાય છે

હાલ હિંદ સરકાર જો આ નદીના (સરસ્વતી) મૂળની તપાસ કરાવે અને કોઈ મોટો જબરો હિમપ્રવાહ નદાદેવી શિખરમાંથી વાળી આપે, અગર તો સતલજનદીને આ નદીમાં વાળી દે તો આ નદી પહેલાની જેમ ચાલુ થાય ને પતિયાળા, બીકાનેર, જોધપુર આગળના થરપારકરના-રાજપુત નાના રાણને લીલા કરી કચ્છના રણને એક જબરું તળાવ બનાવી, આગળ વધી, કાઠિયાવાડને ચીરી પ્રભાસપાટણ (સોમનાથ પાટણ) આગળ સમુદ્રને મળે, તો હિંદની અનાજપાણીની પડતી તાણને પહોંચી વળાય

પતિયાળાથી માંડીને છેક દક્ષિણે સોમનાથ પાટણ સુધીનો પ્રદેશ સપાટ મેદાન જેવો છે ને સમુદ્રની સપાટીથી ૬૦૦ ફૂટ જ ઊંચો છે તેનો ઢાળ દક્ષિણનો છે અને નદીઓના પ્રવાહને એકવાર વાળ્યા કે પછી પોતાની મેળે પાણી ઢાળવાળી જગ્યાએ વહેતું થઈ જાય છે ને વહેણ પોતાની વાટ પાડી દે છે

સુએઝની નહેર પનામા નહેર વગેરે નહેરે જમીન ખોદીને સમુદ્રને જોડી દીધેલી છે એ પણ મહાન પ્રયત્ન જ છે

હિંદ સરકાર હાલમાં હિમાલયનો બરફનું 'સરવે' કરાવવા ઇચ્છા રાખે છે જો આ 'સરવે' કરનાર સમિતિને સરસ્વતીનદીને ફરીથી સજીવન કરવાનું કામ સોંપાય તો એક અમર કામ-મહાન લોકોપયોગી કામ થાય

★

એક નાની સભામાં એક વક્તા પોતાની જ વાત બધી કહેવા લાગ્યા

'હું હારમોનિયમ વગાડી જાણું છું સિતાર પર મારો હાથ સારસ બેઠો છે હું નવલકથાઓ લખું છું હું રમૂજી વાતો કહી શકું છું હું ભાષણ કરી શકું છું હું બાગવાનનું પણ કામ કરું છું એક રીતે હું શિક્ષક તરીકે પણ કામ કરું છું'

એક શ્રોતા વચ્ચે બોલી ઊઠ્યો "રે દૈવ! તમે કેટલા બધા છો ને સાંભળનારા કેટલા ઓછા છું!"

×

પ્રજાનું પ્રથમ કર્તવ્ય

# આરોગ્ય-સાધન

ડૉ. સૌભાગ્યચંદ લ. બાવીશી

એમ કહેવાય છે, કે આ દુનિયામાં એક માત્ર માતપિતા ખરીદી શકાતાં નથી, તે સિવાય બધી ચીજો માનવી મેળવી શકે છે, પણ પરંપરાપ્રાપ્ત આ કહેવતમાં સુધારો થવો જરૂરી છે. કોઈની બક્ષિસથી, દ્રવ્યથી, નોકરચાકરથી, વાડી ને વજીફાથી, કે આલીશાન મહેલોથી પણ આરોગ્ય પ્રાપ્ત થઈ શકતું નથી; અને છતાં માનવી સજ્ઞાન રીતે પ્રયત્ન આદરે, કૃતનિશ્ચયી બને અને પોતાના આહારવિહારમાં નિયમિત રહે ને ઇંદ્રિયોનો અયોગ, અતિયોગ કે મિથ્યાયોગ ન કરે તો શરીરસ્વાસ્થ્ય પ્રાપ્ત કરવું એ કેટલી સહેલી વસ્તુ છે। શરીરના દરેકેદરેક અવયવની તંદુરસ્તી કેવી રીતે સાચવી શકાય તેની અહીં વિચારણા થઈ છે.

જગતમાં દરેકે દરેક મનુષ્યમાં કોઈ પણ પ્રકારની કર્તવ્યભાવના હોય છે. કોઈ ખૂબ પૈસો કમાવો અને તેનો સંગ્રહ કરવો એને પરમ કર્તવ્ય માને છે; કોઈ રૂઢિગત ધર્મપ્રણાલિકાઓ પ્રમાણે જીવન વિતાવવું એને કર્તવ્ય માને છે; કોઈ મનુષ્ય-સેવા કરવામાં, કોઈ દેશસેવા કરવામાં તો કોઈ જ્ઞાતિસેવા કરવામાં કર્તવ્ય માને છે.

આ રીતે દરેક વ્યક્તિમાં કર્તવ્યભાવના હોય છે. ભલે તેના પ્રકારો જુદાજુદા હોય; પરંતુ આ બધા પ્રકારનાં કર્તવ્યોથી સંપૂર્ણ-પણે ભિન્ન અને છતાં ય બધા મનુષ્યોએ બજાવવા જેવું એક મુખ્ય કર્તવ્ય છે; અને તે છે, તંદુરસ્તી ટકાવી રાખવાની સતત કાળજી.

આપણા કમભાગ્યે આજે આપણે પૈસાને જ મહત્ત્વ આપ્યું છે. આપણી તંદુરસ્તી ટકાવી રાખવા માટે પણ પૈસા વડે આવતી દવાઓ ઉપર જ આધાર રાખતા થયા છીએ. સેંકડે નેવું ટકા મનુષ્યોને પોતાની તંદુરસ્તીની પડી નથી અને છતાં ય જો આ વાત તેમને કહેવામાં આવે તો કહેશે કે ‘ અમે દર વર્ષે આટલા બધા રૂપિયા ખર્ચીને ‘વિટામિન્સ લીવર ’ની બનાવટો, ‘ કેલસિયમ ’ વગેરે વાપરીએ છીએ; અને ડૉક્ટરોનાં બિલ ભરીએ છીએ તો તમે કેવી રીતે અમારા ઉપર આવો અયોગ્ય આક્ષેપ કરો છો ? ’

ખરેખર તેમની વાત પણ ખરી છે. તેઓ પોતાની કમાણીમાંથી સારો ભાગ દવાઓ પાછળ ખર્ચે છે. કલાકોના કલાકો તે પીવા પાછળ બગાડે છે. પોતાના શરીરમાં ઇંજેક્શનની સોયો ઘોંચાવે છે; અને એ ઉપરાંત ઘણું-ઘણું કરે છે.

પરંતુ આ બધી પ્રવૃત્તિ તો માંદા થયા પછી સાજા થવા માટેની છે; અને તે તો દરેકે કર્યે જ છૂટકો; કારણકે કોઈને માંદા રહેવું ગમતું જ નથી. એટલે આ બધી પ્રવૃત્તિને સાજા થવાની કાળજી કહી શકાય.

પરંતુ આપણે જો સાજા થવાની કાળજીમાં થતા બગાડનો, પૈસાનો અને મહેનતનો વ્યય બચાવવો હોય અને માંદગીમાં ભોગવવી પડતી પીડામાંથી બચવું હોય તો સાજા રહેવાનું જ્ઞાન મેળવવું જ જોઈએ, અને તે અનુસાર જીવન જીવતાં શીખવું જોઈએ. એકવાર જો આપણે તંદુરસ્ત રહેવાનો નિશ્ચય કરીએ તો ખરેખર એ કાર્ય બહુ અઘરું નથી.

**દરેક ઇંદ્રિયનો સમયોગ કેળવવો :** દરેક ઇંદ્રિયના અન્ય વસ્તુઓ સાથેના સંબંધોના ચાર પ્રકાર છે: **अयोग, अतियोग, मिथ्यायोग** અને **समयोग**.

અયોગ એટલે પથ્ય+ વસ્તુઓનું પણ

---

+ પથ્ય એટલે અનુકૂળ વસ્તુ—માફક આવે એવી વસ્તુ. અપથ્ય એટલે પ્રતિકૂળ વસ્તુ—માફક ન આવે એવી વસ્તુ.

પૂરતુ સેવન ન કરવુ તે આ પ્રમાણે જરૂરી વસ્તુઓનુ પૂરતુ સેવન ન કરવાથી ઇદ્રિયોનો વિકાસ અટકી જાય છે અને પરિણામે ઇદ્રિયો નિર્બળ બને છે . .

અતિયોગ એટલે પથ્ય વસ્તુઓનુ અતિ સેવન કરવુ આ પ્રમાણે કરવાથી ઇદ્રિયોને પોતાની શક્તિ કરતા વધારે કામ કરવુ પડે છે, અને તેથી તેને ઘસારો પહોચે છે અને છેવટે તે નિર્બળ થાય છે

મિથ્યાયોગ એટલે અપથ્યનુ સેવન આ પ્રમાણે કરવાથી-ઇદ્રિયે પ્રસે પોતાની શક્તિ બહારના અને અયોગ્ય કામો કરાવવાથી ઇદ્રિયો વિકૃતિ પામે છે

સમયોગ એટલે પથ્યનુ સપ્રમાણ (શક્તિ-પૂર્વક) સેવન આ પ્રમાણે ઇદ્રિયો પાસેથી યોગ્ય કામ લેવાથી અને શક્તિની મર્યાદા સાચવવાથી ઇંદ્રિયો વિકાસ પામે છે-ધીમે-ધીમે તેમની શક્તિ વધે છે અને નારોગી રહે છે.

ઉપર શરૂઆતમા બતાવેલ ઇદ્રિયોના ત્રણ પ્રકારના યોગથી ઇદ્રિયો નિર્બળ, રોગી અને વિકૃત થાય છે, જ્યારે છેલ્લા ચોથા યોગથી ઇદ્રિયોનો વિકાસ-બળવૃદ્ધિ અને નીરોગિતા પ્રાપ્ત થાય છે

પાચેય જ્ઞાનેદ્રિયોના અયોગ, અતિયોગ અને મિથ્યાયોગ દૂ ટમા મૂકવા હોય તો આ પ્રમાણે આવે

| ઇંદ્રિયો | અયોગ | અતિયોગ | મિથ્યાયોગ |
|---|---|---|---|
| ચક્ષુ | આખ બધ કરીને બેસી રહેવુ, આખો ઉપર પાટા બાધી• રાખવા અંધારી કોટડીમાં પુરાઈ રહેવુ. બહુ વાચ્યા કરવુ અને બહાર ખુલ્લામા જઈ દૂરની વસ્તુઓ જોવાની ટેવ ન રાખવાથી, દૂર જોવાનો અયોગ થાય-પરિણામે દૂર જોવાની શક્તિ ધીરેધીરે • નાશ પામે | આંખો થાકે છતા ય તેને આરામ આપ્યા વિના વાચ્યા કરવુ. ગૂથ્યા કરવુ વગેરે, સિનેમા જોતી વખતે બહુ ઝડપથી ચિત્રો પસાર થતા હોવાથી આખોને મટમટાવવા પૂરતો પણ આરામ મળતો નથી, તેથી અતિયોગ થાય છે | સૂર્ય સામે જોવુ, બહુ જોરદાર વીજળી-દીવા સામે જોવુ, બહુ તેજદાર વીજળી-દીવાના અજવાળામા એવી રીતે વાચવુ કે જેથી તેનો પ્રકાશ ચોપડી સાથે અથડાઈને આખોમા પડે, જેથી દીવા સામે જોયા બરાબર મિથ્યા-યોગ થાય. |
| કાન | જ્યા અવાજ ન હોય તેવી જગ્યાનો બહુ સભવ નથી, પરતુ કોઈ માણસ પૂમડા રાખે તો તેનાથી અવાજનો અયોગ થાય • | જ્યા દિવસ-રાત્રિનો મોટો ભાગ અવાજ થયા કરતો હોય તેવી જગ્યામા વસવાથી અવાજનો અતિયોગ થાય. | તોપોના અવાજ સાભળવા, દીવાસળીથી ખોતરવુ, નહાતી વખતે કાનમા પાણી ભરાવા દેવુ |
| નાક | સુગધ અને દુર્ગંધનુ અસ્તિત્વ દરેક જગ્યાએ હોય છે, માટે તેનો અયોગ સભવે નહીં છતા સુગધ અને દુર્ગંધ પારખવા પ્રત્યે બેદરકાર રહેવાથી અલ્પયોગ થાય. | દુર્ગંધ અને સુગધના અતિ સહવાસમા રહેવુ | અતિ ઉગ્ર વસ્તુઓ સૂઘવી, ઝેરમિશ્રિત હવા સૂઘવી |

| | | | |
|---|---|---|---|
| જીભ | જીભને બહુ લાંબો સમય એક જ રસવાળો ખોરાક આપવાથી બીજા રસોનો અયોગ થાય. | એક જ રસ (મધુર, અમ્લ, લવણ વગેરે) લાંબો વખત લેવાથી તેનો અતિયોગ થાય. | દાહક વસ્તુઓ ખાવી; અતિ ગરમ-અતિ ઠંડી વસ્તુઓ ખાવીપીવી. |
| ચામડી. | ચામડી હમેશાં હવા સાથે સંબંધમાં આવવી જોઈએ. કાચનું કાપડ પહેરવાથી તેમાં છિદ્રો ન હોવાથી હવાનો અયોગ થાય; ટાઢ, તડકો અને પવનનું જરા ય સેવન ન કરવું. | તદ્દન ખુલ્લા શરીરે ફર્યા કરવું; ટાઢ, તડકો તથા હવામાં ખુલ્લા શરીરે લાંબો વખત ફર્યા કરવું. | બહુ ગરમ પાણીથી દાઝવું; બરફથી ઠરી જવું. |

હવે આપણે આપણું લક્ષ્ય સમયોગ વિસ્તારથી જોઈએ: સમયોગ એટલે બરાબર યોગ્ય ઉપયોગ—એટલું જ નહીં; એ ઉપરાંત ઇંદ્રિયોને પોતાની શક્તિ સાચવવામાં અને વધારવામાં ઉપયોગી હોય તેવી વસ્તુઓનો યથાનિયમ ઉપયોગ કરવો તે. અને તે ખરું પણ દરેક મનુષ્યની દરેક ઇંદ્રિયની શક્તિ અનુસાર થવું જોઈએ; એટલે ટૂંકમાં આપણે આપણી ઇંદ્રિયોને સાચી રીતે અને શક્તિ અનુસાર વાપરીએ; તેની શક્તિ સાચવી રાખવામાં મદદકર્તા વસ્તુઓનું યથાનિયમ સેવન કરીએ તો તે સમયોગ કહેવાય.

**ચક્ષુ :** આંખનું કામ દર્શનનું છે. એટલે આંખો વડે કુદરતે રચેલી દૂરની તેમ જ નજીકની વસ્તુઓ જોવી જોઈએ. પરંતુ તેમ કરતાં આંખ જરા પણ ખેંચાવી ન જોઈએ. અને જ્યારેજ્યારે થાક જેવું જણાય ત્યારેત્યારે એકાદ મિનિટ સંપૂર્ણ બંધ કરીને આરામ આપવો જોઈએ. આંખ કુદરતી રીતે જ તેની કીકી ચારેબાજુ ફરી શકે તેવી ગોઠવણવાળી છે. તો આંખને એકી નજરે એક જ વસ્તુ ઉપર તાકી રહીને સ્થિર ન કરવી. આજુબાજુની તેમ જ ઉપર નીચેની વસ્તુઓ જોવા માટે આંખને બહુ ન ખેંચતાં સાથોસાથ ડોકીને પણ વાળવી—જેથી આંખને અતિશ્રમ પડે નહીં. ભરતાં—ગૂંથતાં આંખને ભરાતી અથવા ગૂંથાતી વસ્તુ ઉપર સ્થિર ન રાખતાં સોયની સાથેસાથે ફેરવવી. તેવી જ રીતે રેંટિયો કાંતતાં આંખને ત્રાક ઉપર સ્થિર ન કરતાં પૂણીની સાથેસાથે ફેરવવી. ચાલતી વખતે જમીન આપણી સામી દિશામાં ચાલી જાય છે અને વાંચતી વખતે લીટીઓ ડાબી બાજુએ ચાલી જાય છે તેવી લાગણી—કલ્પના—રાખવાથી આંખની તંદુરસ્તી વધે છે.

દૃષ્ટિ શીત—સાત્મ્ય છે એટલે કે તેને ઠંડા ગુણવાળી વસ્તુઓ અનુકૂળ છે અને ગરમ ગુણવાળી વસ્તુઓ પ્રતિકૂળ છે. માટે તેની તંદુરસ્તી ટકાવી રાખવા માટે ઠંડા ગુણવાળી વસ્તુઓ સેવવી: જેમકે ઠંડું પાણી છાંટવું, આંખોને ઠંડક આપનાર લીલા રંગની વનસ્પતિનું નિરીક્ષણ કરવું વગેરે.

**કાન :** કાનનું કામ સાંભળવાનું છે. નાનપણમાં કાનની શક્તિ બહુ ખીલી હોતી નથી. તેથી બાળકો બહુ મોટા અવાજ સાંભળવાથી બીએ છે. માટે કાનને ધીરેધીરે અવાજ સાંભળવાની ટેવ પાડવી જોઈએ. વળી દર અઠવાડિયે કાનમાં મીઠા તેલનાં ટીપાં પાડવાં; કારણકે તેના પડદાને સ્નેહન થવાથી તે મજબૂત થાય છે અને સાંભળવાની શક્તિ વધે છે. તેમ જ વધારાનો મેલ છૂટો પડીને ઉપર આવી જાય છે.

**નાક:** નાકનું કામ જુદાજુદા પ્રકારની ગંધો-

પારખવાનું છે સારુ નાક હોય તો બધા જ પ્રકારની સુગંધો અને દુર્ગંધો પારખી શકે અને તેનું વિવરણ કરી શકે માટે હમેશા આપણા સંસર્ગમાં આવતી વસ્તુઓની ગંધથી આપણે પરિચિત રહેવું જોઈએ, પરંતુ તેમ કરતાં બહુ ઉગ્ર ગંધ હોય અથવા અતિ દુર્ગંધ હોય તો તેમાંથી બચવું જોઈએ

**જીભ** જીભનું કામ જુદાજુદા સ્વાદોને પારખવાનું છે તેને અવારનવાર છયે રસો–મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત અને કષાય–નું આસ્વાદન કરાવવું જોઈએ અને તેના ઉપર જામતો મેલ દરરોજ સાફ કરીને સરીરીતે કોગળા કરવા જોઈએ, કારણકે તેમ કરવાથી જ્ઞાનતંતુઓના મુખ ખુલ્લાં રહે છે અને તેનું કાર્ય બરાબર થાય છે

**ચામડી :** ચામડીનું મુખ્ય કામ સ્પર્શ પારખવાનું છે, તે ઠંડાપણું, ઊનાપણું, ખડબચડાપણું, સુંવાળાપણું, તીક્ષ્ણતા, બૂઠાપણું વગેરે સ્પર્શ મંત્રથી જાણી શકે છે ચામડીને તંદુરસ્ત રાખવા માટે હમેશા તેલનું મર્દન અને તે પછી ચણાનો લોટ, હળદર વગેરેના મિશ્રણથી ઉદ્વર્તન કરવું જોઈએ

આ રીતે આપણે પાંચ જ્ઞાનેન્દ્રિયોના અયોગ, અતિયોગ મિથ્યાયોગ અને સમયોગ જોયા હવે આપણ અવયવો વિષે પણ એ દૃષ્ટિએ કાંઈક વિચારીએ ·

**હોજરી** હોજરીનું કામ સારી રીતે ચવાઈને આવેલા ખોરાકને પચાવવા માટે પાચકરસને સ્રાવ કરવાનું છે અને પછી તે સ્રાવ સાથે ખોરાકને બરાબર મિશ્રિત કરીને ધીરેધીરે આગળ ધકેલવાનું છે જો આપણે આપણી હોજરીને નિયમિત રીતે અને પ્રમાણસર ખોરાક આપીએ તો ધીમે ધીમે તેની શક્તિ ખીલે અને તે વધુ ખોરાક સંગ્રહવા માટે તેમ જ પચાવવા માટે શક્તિવાન થાય

પરંતુ જો આપણે હોજરીની માત્રા કરતાં પણ ઓછો ખોરાક લઈએ અથવા તો હોજરી સંપૂર્ણ તંદુરસ્ત હોવા છતાં ઉપવાસ કરીએ તો ધીમેધીમે હોજરીમાં થતા સ્રાવો ઘટતા જાય અને તેની સંગ્રહશક્તિ વધારવારૂપી અને સ્રાવનું પ્રમાણ વધારવારૂપી શક્તિનો વિકાસ અટકે

એથી ઊલટી રીતે જો આપણે હોજરીની શક્તિ કરતાં વધારે પ્રમાણમાં ખોરાક લઈએ તો હોજરીમાં થતા સ્રાવો ઓછા પ્રમાણમાં ખોરાક સાથે ભળે, વળી હોજરીની મિશ્રણ કરવાની ક્રિયા પણ બરાબર ન થાય, તેથી હોજરીમાંથી ખોરાક વખતસર આગળ ન વધે અને ધીમેધીમે હોજરીને બગાડે અને તેની શક્તિ ઘટાડે, વળી જો આપણે મનુષ્યની હોજરીને પ્રતિકૂળ એવી વસ્તુઓ–વાળ, કાંટા, જવનાં ફોતરા, ડાંગરનાં ફોતરા, દાહક ઍસિડ, વગેરે ભૂલથી હોજરીમાં જવા દઈએ તો તેનાથી પણ હોજરીની દીવાલમાં સોજો, ચાંદી વગેરે થાય

**ગર્ભાશય.** ગર્ભાશયનું મુખ્ય કામ ગર્ભ ધારણ કરવાનું છે ગર્ભાશયનો વિકાસ પ્રથમ રજસ્રાવથી શરૂ થાય છે અને છત્રીસ રજસ્રાવ થતા સુધી તે સારા પ્રમાણમાં વિકસે છે અને ત્યારપછી તે ગર્ભ ધારણ કરવા માટે પૂરતું શક્તિવાન થાય છે

હવે જો તે પછી પાંચ વર્ષમાં તેને ગર્ભ ધારણ કરવાનો યોગ ન થાય તો તેનો વિકાસ અટકે છે અને ધીરેધીરે ગર્ભ ધારણ કરવાની શક્તિ પણ ઘટે છે, પરંતુ જો એ અરસામાં ગર્ભાધાન થાય તો તેની દીવાલો ખેંચાઈને તેની ધારણશક્તિ ( કેપેસિટી ) વધે છે અને યોગ્ય સમયે ગર્ભને સલામત રીતે જન્મ આપે છે અને પોતે સંકોચાઈને પૂર્વવત્ સ્થિતિ પ્રાપ્ત કરે છે આ ક્રિયાને અંતે ગર્ભાશય ત્રણથી પાંચ વર્ષનો આરામ

માગે છે; પરંતુ જો તે આપવામાં ન આવે તો તે કાર્ય તો કરે જ; પરંતુ ધીમેધીમે તેની સંકોચાવાની શક્તિ ઘટે છે અને પરિણામે પેડુ વધે, ગર્ભાશય નીચું ઊતરી આવે વગેરે થાય.

હવે જો ગર્ભાશયમાં તીવ્ર ઔષધો, ગર્ભપાત કરાવનાર દવાઓ વગેરે દાખલ કરવામાં આવે તો તે મિથ્યાયોગ થાય અને તેનાથી ગર્ભાશયમાં ચાંદી, સોજો વગેરે થાય. આ રીતે આપણે દરેક અવયવ વિષે સમજી શકીએ.

હવે આ બધાથી, પ્રત્યેક અવયવ અને ઇંદ્રિયને સમયોગ દ્વારા ફાયદો થાય એટલે કે વિકાસ થાય, બળ વધે અને તે નીરોગી થાય; પરંતુ એટલેથી જ અટકવાનું નથી. આવા પ્રકારના સમયોગથી આપણા સમસ્ત શરીરની તંદુરસ્તીને જ આપણે વિકસાવીએ છીએ; કારણકે આપણા શરીરમાં મન નામે એક દ્રવ્ય રહેલું છે અને તેના અસ્તિત્વથી જ દરેક પ્રકારના સુખદુઃખનો અનુભવ થાય છે અને આવા સમયોગથી મન હમેશાં સુખપૂર્વકના આ બધા યોગ હોવાથી સંપૂર્ણ પ્રસન્ન રહે છે અને મનની પ્રસન્નતા એ જ આરોગ્યકર અને આયુષ્યકર વસ્તુઓમાં શ્રેષ્ઠ વસ્તુ હોવાથી સમયોગ તે તે ઇંદ્રિયોનો તેમ જ સમસ્ત શરીરનો વિકાસ કરનાર, બળ આપનાર, નીરોગી બનાવનાર અને આયુષ્ય વધારનાર છે.

**યુક્તિપૂર્વક આહાર-વિહારની યોજના:** આહારના વિષયમાં જેટલું શિક્ષણ પ્રજાને આપીએ એટલું ઓછું છે. સરકાર પણ આ દિશામાં ઠીક પ્રયત્ન કરે છે અને દરેક માણસને દરરોજ કેટલાં દૂધ, ચરબી, કઠોળ, તાજી શાકભાજી ઇત્યાદિ મળવાં જોઈએ તેની નોંધો બહાર પાડે છે. પરંતુ સરકાર ધીરેધીરે બીજી ઘણી વધારે ઉપયોગી દૃષ્ટિઓ સ્વીકારી તેમાં સુધારા કરશે એવી આશા રાખીએ.

બાળપણમાં દરેક બાળકને જેટલું પચી શકે તેટલું દૂધ આપવું જોઈએ. શરૂઆતમાં તો ઈશ્વર માતાનું ધાવણ આપે છે જ; પરંતુ આજની સુધરેલી માતાઓને સ્તન્યવર્ધક ખોરાકની ખબર ન હોવાથી તેમનું ધાવણ બહુ જલદીથી ઘટી જાય છે અને બાળકને બહુ જલદીથી ખોરાક ઉપર ચડાવવું પડે છે. ખરું જોતાં આવા બાળકને જેમ વધુ દૂધ આપીએ અને જેમ ઓછો ખોરાક આપીએ તેમ બાળકનો વિકાસ જલદીથી થાય અને બાળકની તંદુરસ્તી પણ સારી રહે; કારણકે દૂધમાં ખોરાકનાં બધાં જ તત્ત્વો અને પ્રજીવકો (અં. વિટામીન્સ) સમાવેલાં છે. બાળક પાંચ વર્ષનું થયા પછી પણ ઓછામાં ઓછું બાર વર્ષનું થાય ત્યાંસુધી દરરોજનું એક શેર દૂધ આપવું જ જોઈએ.

બાર વર્ષની ઉંમર થયા પછી બાળકોના વિભાગ છોકરાઓ અને છોકરીઓમાં પાડવા જોઈએ. છોકરાઓને દૂધ, ઘી, સાકર, ભાત, ઘઉં, શાકભાજી વિશેષ પ્રમાણમાં આપવાં જોઈએ. છોકરીઓને થોડો ફેરફાર જરૂરી છે; કારણકે સ્ત્રીત્વના વિકાસાર્થે ઉષ્ણવીર્ય ખોરાકની જરૂર પડે છે. એટલે ધીમેધીમે દૂધ, ઘી, સાકરનું પ્રમાણ ઘટાડી તેની જગ્યાએ છાશ, દહીં, તેલ, તલ, ગોળ, વગેરે આપવાં જોઈએ. અને અનાજમાં ભાત ઓછો કરી બાજરી, કોદરી વગેરે આપવાં જોઈએ. આ ખોરાક સ્ત્રીઓને પોતાની તંદુરસ્તી જાળવી રાખવા માટે બહુ જ ઉપયોગી છે. રજસ્રાવના દિવસોમાં તેલ, ગોળ, બાજરી, અડદ, છાશ, દહીં વગેરે ઉષ્ણવીર્ય વસ્તુઓ લેવાથી માસિક ખુલાસાથી આવે છે અને તંદુરસ્તી વધે છે.

ત્યારબાદ જ્યારે ગર્ભાવસ્થા હોય ત્યારે સ્ત્રીઓએ દૂધ-ઘી પુનઃ વધારવાં જોઈએ અને ઉષ્ણવીર્ય ખોરાક ઘટાડવો જોઈએ;

કારણકે તે સમયે ગર્ભના પોષણાર્થે તે ખોરાક જરૂરી છે

પ્રસૂતિ થયા બાદ દોઢ મહિનામાં સ્ત્રીઓએ પોતાની પ્રકૃતિ અને શક્તિ અનુસાર ઘી અથવા તેલ મોટા પ્રમાણમાં વાપરવુ જોઈએ અને વાયુ કરનાર ખોરાક સદંતર બંધ કરવો જોઈએ

છોકરું ધાવતું હોય તે સમયમાં પણ સ્ત્રીઓએ દૂધ-ઘી મધ્યમ પ્રમાણમાં લેવા જરૂરી છે, પણ સાથેસાથે સ્ત્રીઓને સદાય હિતકારી તેલ, ગોળ, તલ, છાશ વગેરેનો ઉપયોગ પણ સારી રીતે કરવો જોઈએ

પુરુષોએ હમેશ માટે દૂધ, ઘી, ભાત, ઘઉં, સાકર સારી રીતે વાપરવા જ જોઈએ, કારણકે એ બધી વસ્તુઓ વીર્યની વૃદ્ધિ કરી પુરુષને સામર્થ્ય આપે છે

ઘડપણમાં ફરી પાછા પુરુષ અને સ્ત્રી એક જ કક્ષામાં આવે છે, કારણકે સ્ત્રીત્વના અવયવો પોતાની ફરજો બજાવ્યા પછી પુન નિવૃત્તિ લે છે ઘડપણમાં શરીરની નસો કઠણ થાય છે ને સંકોચ-વિકાસ શક્તિ ઘટે છે તેમ જ પાચનશક્તિ પણ ઓછી થતી જાય છે માટે પાચનશક્તિ ટકી રહે તે દૃષ્ટિએ પચવામાં હલકા અને છતાંય શરીરમાં શક્તિ અને મૃદુતા વધારી શકે તેટલા ખ તર સ્નેહયુક્ત ખોરાક-રાબડી, શીરો વગેરે લેવા જોઈએ ઘડપણમાં દૂધ કરતાંય ઘી-તેલની વિશેષ જરૂર છે

આ બધું વય અને જાતિની દૃષ્ટિથી જોયું હવે પ્રકૃતિની દૃષ્ટિથી જોઈએ

પ્રકૃતિ એટલે સ્વભાવ શરીરની પ્રકૃતિ એટલેશરીરને સ્વભાવ-જાતિ જેમ એન્જિનના પ્રકાર હોય છે-પેટ્રોલથી ચાલનાર, વરાળથી ચાલનાર અને કોલગેસથી ચાલનાર, તેમ શરીરના પણ ભિન્નભિન્ન સ્વભાવ હોય છે આ રીતે જન્મથી કેટલાક માણસો વાતપ્રધાન, કેટલાક માણસો પિત્તપ્રધાન અને કેટલાક માણસો કફપ્રધાન હોય છે, અને તેથી દરેક મનુષ્યે પોતાની પ્રકૃતિ-સ્વભાવને અનુકૂળ આહારવિહાર સેવવા જોઈએ, જેથી પોતાની તંદુરસ્તી ટકી રહે

વાતપ્રધાન માણસોએ ઘી, તેલ, ગોળ, દૂધ, દહીં, અડદ વગેરે વિશેષ પ્રમાણમાં વાપરવા જોઈએ, અને સારી રીતે ઊંઘવું જોઈએ પિત્તપ્રધાન માણસોએ દૂધ, ઘી, સાકર, દ્રાક્ષ, ભાત, વગેરે વિશેષ પ્રમાણમાં વાપરવાં જોઈએ અને તાપથી રક્ષણ કરવું અને ચાંદનીનું સેવન કરવું જોઈએ કફપ્રધાન માણસોએ જવ, બાજરી, મગ, મધ, ચણા, છાશ વગેરે વિશેષ પ્રમાણમાં વાપરવા જોઈએ અને વ્યાયામ કરવો જોઈએ

ઋતુની દૃષ્ટિએ પણ ખોરાકમાં ફેરફાર કરવા જોઈએ આપણા પૂર્વજોએ આપણું ઘણા તહેવારો એ દૃષ્ટિએ ગોઠવ્યા છે ખરેખર તે બદલ આપણે તેમના ઋણી છીએ પરંતુ આપણા અજ્ઞાનથી આપણે તે પણ ગુમાવત જઈએ છીએ

શરદઋતુમાં પિત્તની શાંતિ અર્થે દૂધ સારા પ્રમાણમાં લેવું જોઈએ શ્રાદ્ધપક્ષ ખરેખર શરદઋતુમાં છે તો તે નિમિત્તે અથવા આરોગ્યની દૃષ્ટિએ સાકરવાળા દૂધનો છૂટથી ઉપયોગ કરવો જોઈએ, અને બહુ ખાટા, તીખા ને પિત્તકર પદાર્થોનો ઉપયોગ ઓછો કરવો જોઈએ

હેમંત અને શિશિરઋતુઓમાં પાચનશક્તિ બહુ જ સારી થાય છે માટે તે સમયે અડદની દાળ, ગોળ, ઘી વગેરેથી બનાવેલ મિષ્ટાન્ન સારી પેઠે વાપરવા જોઈએ લગ્નગાળો તે ઋતુમાં જ આવે છે શરીરને હૃષ્ટપુષ્ટ કરવા માટે આ ઋતુઓ જ બહુ અનુકૂળ છે

વસંતઋતુમાં વાયુનો પ્રકોપ થાય છે

એટલે કફના રોગો થવાનો વિશેષ સંભવ હોય છે. એટલે હોળાષ્ટક આ અરસામાં આવે છે અને તે સમયે ધાણી, ચણા વગેરે કફને સૂકવી નાખનાર પદાર્થો ખાવાનો રિવાજ છે. છેવટે હોળિકાના દર્શન વખતે શરીર શેકાઈને રહ્યોસહ્યો કફ પણ નાસી જાય છે.

ગ્રીષ્મઋતુમાં વાયુનો પ્રકોપ થાય છે અને તેથી કેરીનો રસ, શીખંડ વગેરે બહુ અનુકૂળ આવે છે. આપણા દેશમાં ઈશ્વરે કેરી ઉત્પન્ન કરી હોવાથી આપણને બહુ અનુકૂળતા રહે છે.

વર્ષાઋતુમાં પાચનશક્તિ મંદ થઈ જાય છે અને અજીર્ણના રોગો થાય છે; માટે તે સમયે હલકો-સહેલાઈથી પચે તેવો-ખોરાક લેવો જોઈએ. આદું-લીંબુ વગેરે પાચન કરનાર વસ્તુઓનો ઉપયોગ કરવો જોઈએ. અને થોડા ભૂખ્યા રહેવું જોઈએ. આ દષ્ટિએ એકાસણાં કરવાનો શ્રાવણમાસ વર્ષાઋતુમાં જ આવી જાય છે.

આપણે દેખાદેખીથી શરીરનો જે આહાર નથી એવી અનેક વસ્તુઓ શરીરમાં દાખલ કરીએ છીએ અને તે મિથ્યાયોગ હોવાથી તેનાથી અનેક વિકૃતિઓ પામીએ છીએ, તેનો ઉલ્લેખ ટૂંકમાં કરવો યોગ્ય થશે.

**(૧) તમાકુ:** તમાકુમાં કોઈ જાતના ખોરાકનાં તત્ત્વો-શરીરને પોષનાર, શરીરને ફાયદાકારક તત્ત્વો નથી-છતાં તેનો ધુમાડો પીએ છીએ. ચૂના સાથે મેળવીને મોંમાં ભરી રાખીએ છીએ. પાન સાથે ખાઈએ છીએ અને નાક વાટે સૂંઘીએ છીએ. પરિણામે દાંત પીળા પડે છે, જીભ વારંવાર આવી જાય છે, મોં દુર્ગંધ મારે છે, નાક ગંધાય છે અને લાંબા ગાળે હૃદય પણ નબળું થાય છે.

**(૨) અફીણ:** અફીણમાં કોઈ જાતના ખોરાકનાં તત્ત્વો નથી અને કડવું ઝેર જેવું હોવા છતાં લોકો તેને હોંશે હોંશે ખાય છે. પરિણામે સ્નાયુઓ શિથિલ થાય છે.

**(૩) ચા:** ચામાં કોઈ જાતનાં ખોરાકનાં તત્ત્વો નથી. અતિ ગરમ અને તેમાં રહેલા ટ્યુનિક નામનાં તત્ત્વોને કારણે કબજિયાત કરનાર છે અને વીર્ય પાતળું કરનાર છે.

બુદ્ધિશાળીઓએ તેના આ અવગુણો દૂર કરવા માટે તેમાં દૂધ અને ખાંડનું મિશ્રણ કર્યું છે, તોપણ એનાં દુષ્ટ તત્ત્વો પૂરેપૂરાં નાશ પામતાં નથી; કારણકે દૂધ અને પાણીનું મિશ્રણ શરીરનું ધોવાણ કરે છે. એટલે કે શરીરમાં કચરો હોય તો તે કાઢે અને કચરો ન હોય તો ધાતુઓને ધીરેધીરે કાઢે. દૂધ શરીરને બાંધે છે. દૂધ અને પાણીનું મિશ્રણ શરીરને તોડે છે અને રહેલ દોષને કાઢે છે. આપણે અથવા આપણાં બાળકો કાંઈ હમેશાં શરીરમાં દોષોવાળા હોતા નથી તેથી ચા આપણા બાંધાને તોડે છે. એટલે જો ચાને પીવામાં ન વાપરીએ પણ ખોરાકની સાથે વાપરીએ તો જ તે અનાજ સાથે પાણી મળી જવાથી શરીરને તોડવાની ક્રિયામાંથી અટકે. માટે ચા પીવો જ હોય તો સારી પેઠે દૂધવાળો ચા ખોરાકની સાથે લેવો.

**(૪) દારૂ:** દારૂમાં ખોરાકનાં તત્ત્વો છે; કારણકે દારૂ શરીરને પોષક એવા મધુર રસવાળા દ્રવ્યોમાંથી બનાવવામાં આવે છે. પરંતુ એમાં મદ લાવવાની શક્તિ હોવાથી તે મર્યાદિત પ્રમાણમાં અને ગાળ્યા વિના (એટલે અંગ્રેજીમાં જેને ડિસ્ટિલ કરવાનું કહે છે તેમ કરીને તેજ બનાવ્યા વિના) વાપરવામાં આવે તો શરીરને મજબૂત અને હૃષ્ટપુષ્ટ બનાવે પણ ખરો.

પરંતુ કમભાગ્યે આપણે ત્યાં પરદેશીઓએ તેને માત્ર નશા માટે ઉપયોગ કરતાં શીખવાડેલ હોવાથી તેણે આપણી પ્રજાને ઘણું જ નુકસાન કર્યું છે અને આપણામાં ભૂરી ટેવો પડી છે. એટલે જાહેરમાંથી તે જાય

# મૃત્યુ સમયના ઉપચાર

વૈદ્ય ડાહ્યાભાઈ મનસુખરામ પુરોહિત

માનવજીવનની વધારેમા વધારે કરુણતા એ છે કે અનેકને મૃત્યુ પામતા જોવા છતા હૃદયને ઊંડે-ઊંડેથી એ પોતાની જાતને અમર માની બેસે છે। અવશ્યંભાવિ એવા નિશ્ચિત મૃત્યુની આસપાસ અંધ-શ્રદ્ધાયુક્ત ધર્મની સાથે કેટલેક સ્થળે અવૈજ્ઞાનિક-વહેમો પણ દેખા દે છે કદી કે બીમાર જીવને એથી અંત સમયની નીરવ શાંતિ મળી શકતી નથી એવા રૂઢિગત ખોટા ઉપચારો પાછળ ન ઘસડાતા સાથી બુદ્ધિયુક્ત ને વૈજ્ઞાનિક દૃષ્ટિ શી હોવી જોઈએ તે અહીં બતાવાયુ છે

હિંદુ સમાજમાં મનુષ્યના મરણ સમયે ઘરવાળા-સબંધીઓ પરલોક સુધારવાના રિવાજ નિમિત્તે કેટલાક કામ એવા કરે છે કે એમા મરનાર મનુષ્યને ખોટું પીડા-દુ ખ થાય છે, તેથી નીચે લખેલી વાતો ઉપર વિશેષ ધ્યાન આપવુ જોઈએ

(૧) કદાચ રોગી બેત્રણ મજલાવાળા મકાનમા ઉપરના ભાગમાં હોય, તો એવી હાલતમા એને નીચે લાવવાની જરૂર ન રાખવી

(૨) ખાટલા ઉપર સૂઈ રહેલાને એમ જ રહેવા દેવો જોઈએ

(૩) કયારે પણ ખાટલા ઉપરના મરણમા કંઈ વહેમ હોય અને નીચે ઉતારવાની આવશ્યકતા જણાય તો અનુમાનથી મૃત્યુકાલ પહેલા બેચાર દિવસ પહેલાથી દરદીને ખાટલાથી નીચે ઉતારી જમીન ઉપર રેતી પાથરી તેમા પથારી કરી સુવાડવો રેતી એવી નરમ હોવી જોઈએ કે દરદીને કંઈ નડે નહી બેચાર દિવસ અગર બેચાર પહોર પહેલા વૈદને પૂછી રોગીના લક્ષણ જોઈ અગર મોટા તેમ જ અનુભવી પુરુષોની સલાહથી અંદાજ કરી લેવો ખરેખર આમ કરવાથી રોગીને નીચે ઉતારી સુવાડવામા જે કષ્ટ થાય છે તેમાથી એ બચી શકે રોગીને પોતાને બે-ચાર દિવસ પહેલાથી વધારે જણાતુ હોય તો કહી દેવુ જોઈએ કે મને નીચે સુવાડો રોગી સારો થઈ જાય તો પાછો ખાટલામા લેવામાં કોઈ અડચણ નથી અને કદાચ ધારણા પહેલા

---

અને ઔષધ તરીકે જ રહે એ જરૂરી છે

(૫) **બરફ, આઈસ્ક્રીમ, કુલ્ફી, કોલ્ડ-ડ્રિન્ક વગેરે** ઉનાળામા ઠંડકની જરૂર બહારના વાતાવરણમા છે, પેટમા નહીં પેટમા તો શરીરમાથી પરસેવા વાટે ગરમી બહાર નીકળી જતી હોવાથી વાયુનુ જોર વધે છે એટલે પૂરતા સ્રાવો ઉનાળામા થતા નથી; તેમા વળી આવા અતિ ઠંડા પીણા વિશેષ સંકોચ કરીને સ્રાવોને વધુ અટકાવે છે એટલે કે પરિણામે પાચનને વધુ બગાડે છે દૂધિયુ-સાકરનુ સામાન્ય ઠંડુ પાણી ઉનાળામા પીવા લાયક છે

આ રીતે દરેક માણસે પોતાનુ આરોગ્ય સાચવવુ હોય તો આવા આરોગ્યશાસ્ત્રનુ સંપૂર્ણ જ્ઞાન મેળવી લેવુ જોઈએ અને તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો જોઈએ કારણકે આરોગ્ય એવી વસ્તુ નથી કે જે કોઈ બક્ષિસ આપી શકે આરોગ્ય દરેક માણસે પોતાની જાતે કમાવાની વસ્તુ છે પૈસાથી, નોકરચાકરથી, ઘોડાગાડી અને મોટરથી, હવેલીઓ ગલા અને એરોપ્લેનોથી તે મળી શકે તેવી વસ્તુ નથી એટલુ દરેક જણ સમજી લે.

★

આકાંક્ષાઓ ફળીભૂત કરવા માટે તે પ્રથમ પગથિયા સમાન હશે.

રૉકેટને પૃથ્વી ઉપરથી ચંદ્ર ઉપર લઈ જવા માટે અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે એમ છે. તેમાંની એક તો પૃથ્વીના ગુરુત્વાકર્ષણની છે. અવકાશમાં નાસી છૂટવા માગતા કોઈ પણ પદાર્થની સામે નીચે ખેંચતું પૃથ્વીનું પ્રબળ આકર્ષણ થાય છે, અને જ્યાંસુધી તે પદાર્થ કલાકના ૨૫,૦૦૦ માઈલની ગતિ મેળવતો નથી, ત્યાંસુધી તે ગુરુત્વાકર્ષણ બળની સામે થઈને નાસી શકતો નથી. પૃથ્વીની સપાટીની ઉપર લગભગ સાડા ચારસો માઈલની ઊંચાઈએ, આ ગુરુત્વાકર્ષણ બળનો અંત આવે છે. આ ઊંચાઈએ હવા, પ્રકાશ કે અવાજ, કંઈ પણ નથી; ત્યાં આગળ સંપૂર્ણ અવકાશ છે. જો કોઈ રૉકેટ આ ઊંચાઈ સુધી આવી ચડે, તો તેને 'ગતિ'નો પ્રશ્ન રહેતો નથી. એ ઊંચાઈ પ્રાપ્ત કર્યા પછી ગમે તે ગતિથી રૉકેટ પૃથ્વીની બહારની આકાશી દુનિયાઓમાં જઈ શકે.

ઈ. સ. ૧૯૧૨માં એક અમેરિકન વિમાને કલાકની ૧૦૫ માઈલની ગતિ મેળવી હતી. ૩૫ વર્ષ પછી ઈ. સ. ૧૯૪૭માં કેપ્ટન આલ્સે અવાજના કરતાં પણ વધારે ઝડપથી કલાકના ૮૩૬ માઈલની ગતિથી મુસાફરી કરી હતી. ૩૫ વર્ષના ગાળામાં જ જો ગતિમાં કલાકનો ૭૩૧ માઈલનો વધારાનો વેગ મેળવી શકાયો છે, તો હવે પછીના થોડાક વર્ષમાં જ કલાકના ૨૫,૦૦૦ માઈલની ગતિ અશક્ય નહીં બને.

દુનિયાભરના શ્રેષ્ઠ ઇજનેરો અને વૈજ્ઞાનિકોના કહેવા પ્રમાણે આ ગતિ મેળવવાનો અવસર દૂર નથી. સદા પાછળ, કલાકના ૩૫૦૦ માઈલની ગતિથી ઊડી શકે એવું 'ટર્બો-જેટ' ઉડ્ડયનકાર તૈયાર છે. 'રેમ જેટ' કલાકની ૫,૦૦૦ માઈલની ગતિવાળું અને કલાકની ૮,૫૦૦ માઈલની ગતિવાળું રૉકેટ-વિમાન અને એ ઉપરાંતનું કલાકની ૧૦,૦૦૦ માઈલની ગતિવાળું દોરવાતું રૉકેટ તૈયારીમાં છે.

કલાકની ૨૫,૦૦૦ માઈલની ગતિવાળા વિમાનથી જરા પણ ડરવાનું નથી. ઉડ્ડયન નિષ્ણાતી ઇજનેરો તો એ પણ જણાવે છે કે આપણે કલાકના ૫૦,૦૦૦ માઈલની ગતિએ જઈએ તોપણ તેમાં ભય રાખવાનો નથી. આપણી પૃથ્વી પોતે જ અવકાશની અંદર મિનિટના એક હજાર માઈલની ગતિથી સૂર્યની આસપાસ પરિક્રમણ કરી રહી છે. જ્યારે ગતિમાં ફેરફાર થાય ત્યારે જ આપણને ઊલટી થવાની સ્થિતિ, મૂંઝવણ, બેચેની કે એવું કંઈ પેદા થાય છે. ચગડોળ નીચે આવે અને ગતિ એકદમ ઓછી થઈ જાય; ત્યારે જ તેની અંદર બેઠેલાને બેચેની થાય છે. તેથી આવી રાક્ષસી ગતિથી મુસાફરી કરતાં ધ્યાનમાં લેવાની હકીકત તો ગતિના ફેરફારની છે; મોટી ગતિથી ડરવાની લેશ પણ જરૂર નથી.

ચંદ્ર ઉપર જવાની બીજી મુશ્કેલી બળતણની છે. પૃથ્વીની સપાટીથી ૬૦ માઈલથી ૧૧૪ માઈલ અધ્ધર ઊડેલાં V–૨ રૉકેટો ૯૦ સેકંડથી વધારે ઊડી શકયાં ન હતાં. કલાકના ૩,૦૦૦ માઈલની ગતિ આટલા સમયમાં જ રાખવા માટે ટનના ટન બળતણની જરૂર પડે. ચંદ્ર સુધી જવાની ૨,૩૮,૦૦૦ માઈલની મુસાફરી માટે ૭૨ કલાક લાગે. સૈદ્ધાંતિક દૃષ્ટિએ આ કોયડો ઉકેલાઈ ગયો છે. બહુ જ ઓછી જગા રોકે અને અત્યંત પ્રબળ હોય એવા બળતણની આ મુસાફરીમાં જરૂર પડે. આજે વૈજ્ઞાનિકો પાસે આવું પરમાણુ-બળતણ તૈયાર છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે આપણી પાસેનાં વપરાશી બળતણો, જે કાર્યશક્તિ

-આપે તેટલા જ વપરાશી બળતણના લાખમા સાગનું પરમાણુ-બળતણ તેટલી જ કાર્યશક્તિ આપી શકે

રોકેટમાથી નીકળતા ખૂબ જ ગરમ વાયુઓ સામે કોઈ પણ ચીજ ગરમ બનીને વાયુરૂપ બની જાય. પરંતુ તે અંગે પણ વૈજ્ઞાનિકોએ યુક્તિઓ શોધી કાઢી છે રસ્તામા પુષ્કળ ખરતા તારાઓનો પણ સામનો કરવો પડે

કલાકના ૨૫,૦૦૦ માઈલની ગતિવાળુ રોકેટ ઊડવા શક્તિશાળી થાય તોપણ તેની અંદર બેઠેલા માણસો પણ ઉત્તમ પ્રકારની તંદુરસ્તી ભોગવતા હોવા જોઈએ આવી રાક્ષસી ગતિના આચકા ખાવા માટે તેમણે તૈયાર રહેવુ જોઈએ રોકેટ ઠંડી, ગરમી, ને હવા વગેરેથી આતરિક રીતે રક્ષિત હોવુ જોઈએ પૃથ્વીની સપાટીની લગભગ ૩૦૦ માઈલ ઊચે જ્યારે રોકેટ આવે ત્યારે તે પૃથ્વીની કક્ષાની સમાતર ઊડતુ બનશે ગોળ ગોળ ચકરાવા ખાતુ એ રોકેટ સાડ ચારસો માઈલના અંતરે ગયા પછી પૃથ્વીના ગુરુત્વાકર્ષણની તબેદારીને હડસેલી દેશે અને ત્યાથી પછી તે ગમે તે રીતે ઇચ્છામા આવે તેમ મુસાફરી કરવા માટે સ્વતંત્ર બનશે પછી તે અવકાશી વહાણ ચંદ્ર તરફ પ્રયાણ માડશે ચન્દ્રની નજીક આવતા રોકેટને ધીમેધીમે ચકરાવા લઈને ચંદ્ર ઉપર ઊતરવાની સલામત જગા શોધવી પડશે

• દરેક વિમાનની અંદર હવાની ગોઠવણ કરવી પડે અમુક વિભાગ સતત રીતે પ્રાણ વાયુ આપ્યા કરે, અને બીજો વિભાગ કાર્બન મોનોક્સાઈડ અને કાર્બન ડાયોક્સાઈડને દૂર કરવાનુ કામ કરે

ચંદ્રલોક ઉપરના પર્યટનમા વૈજ્ઞાનિકોને ભારે રસ છે ત્યાના હવામાન વિષે વેધશાળામાથી અવારનવાર વર્તારા બહાર પડે છે પરંતુ વાયુશાસ્ત્રીઓ હમેશા સાચા પડતા નથી આજ વાયુશાસ્ત્રીઓ અનિમેષ નયનોએ ચંદ્ર સામુ મીટ માડીને જોઈ રહ્યા છે ચંદ્ર ઉપર હવામાનનુ મથક બનાવ્યુ હોય, તો ત્યાથી પણ અમુક પ્રકારની ગણતરીઓ મળી શકે જેવી રીતે ભરતી અને ઓટ ઉપર ચંદ્રનો અંકુશ છે, તેવી જ રીતે હવામાન ઉપર પણ તેનો અંકુશ છે કે કેમ તે વાયુશાસ્ત્રીઓ નક્કી કરવા માગે છે ચંદ્ર ઉપરના પર્યટનથી આ સિદ્ધિ મળી શકે

ખગોળશાસ્ત્રીઓને મન તો આ પ્રાપ્તિ કોઈ અલૌકિક આનંદની બક્ષિશ છે પૃથ્વીની ઉપર જે વાતાવરણ રહેલુ છે, તેનાથી દૂરદર્શક યંત્રોમા કેટલાયે અવરોધો આવે છે ચંદ્ર ઉપર બિલકુલ વાતાવરણ જ નથી. ખગોળશાસ્ત્રીઓ એવુ માને છે કે જો તેઓ ચંદ્ર ઉપર દૂરબીનો માડે તો તેમાથી તેઓ વિશ્વના ઊંડાણમા ખૂબ જ વધારે જોઈ શકે, અને બ્રહ્માડના ભેદો ઉકેલી શકવા સમર્થ થાય આજે મોટામા મોટો ખગોળનો કોયડો એ છે 'ખરેજ શુ વિશ્વ ફાટતુ જાય છે?' આજના આલ્બર્ટ આઇનસ્ટાઈન અને હબલ જેવા મોટા વૈજ્ઞાનિકો અને ખગોળશાસ્ત્રીઓ આ પ્રશ્નની પાછળ જ પડેલા રહ્યા છે

ચંદ્ર ઉપરની બીજી અગત્યની શક્યતા વિવિધ ખનિજસંપત્તિની છે, ખાસ કરીને આજના પરમાણુ યુગના અદ્વિતીય અંગ જેવા યુરેનિયમ વિષેની છે જ્યારે જ્યારે આ શક્યતા વિષેની ચર્ચા થાય છે, ત્યારે ત્યારે વૈજ્ઞાનિકો હેરત પમાડે એવી રજૂઆતો કરી છે

આપણી પૃથ્વી એક મોટો ખાડો છે, જે ખગોળશાસ્ત્રીઓના કહેવા પ્રમાણે મોટી ગડમથલ થવાથી ઉપસ્થિત થયો હતો. આ ખાડો બીજો કોઈ નહી, પરંતુ પેસિફિક મહાસાગરનો છે, અને તે ગડમથલ પૃથ્વી-

માંથી ચંદ્રના છૂટા પડી જવાની હતી.

જ્યોર્જ ડારવીન જેવા વૈજ્ઞાનિકો કંઈક જુદી જ માન્યતા સેવતા આવ્યા છે. કેટલાક અબજ વર્ષ પહેલાં પૃથ્વી આજના કરતાં વધારે જોરથી ફરતી હતી. આ ત્વરિત બળ તથા સૂર્યમાંનું કોઈ અસાધારણ ખેંચાણ ભેગાં થતાં પૃથ્વીમાંથી એક મોટો કકડો છૂટો પડયો. આ કકડો અવકાશમાં ફરવા લાગ્યો, અને પૃથ્વીના ગુરુત્વાકર્ષી ખેંચાણને લીધે તેની હીલચાલ બિલકુલ બંધ થઈ ત્યાંસુધી એ કકડાએ અવકાશમાં ઘૂમવાનું ચાલુ રાખ્યું. આ રીતે અવકાશના પર્યટનમાં અંત આવી ગયો, એટલે એ કકડો પૃથ્વીને લગતા કેન્દ્રને ત્યાગી અને કેન્દ્રગામી બળોને વશ થઈને તેની આસપાસ પરિક્રમણ કરવા લાગ્યો. આ પ્રમાણે જો હોય તો તો પૃથ્વીની અંદર જે જે ખનિજો હોય તે લગભગ બધાં જ ચંદ્રમાં હોવાં જોઈએ. તેથી જો આપણી પાસે ચંદ્ર ઉપર જવાય એવાં રૉકેટો હોય, તો ત્યાંથી ખાનજો ખેંચી લાવી શકીએ.

આ કરતાંયે વધારે અગત્યની વાત તો વળી બીજી જ છે. લશ્કરી દષ્ટિએ જે રાષ્ટ્ર ચંદ્ર ઉપર અંકુશ ધરાવે છે તે રાષ્ટ્ર દુનિયા ઉપર અંકુશ મેળવે છે.

આ મંતવ્ય કોઈ વાર્તા લખનાર લેખકની તરંગી માન્યતા નથી. ચંદ્ર ઉપર જે રાજ્ય કરે તે પૃથ્વી ઉપરના શાસનકર્તાઓ કરતાં વધારે ફાયદા પ્રાપ્ત કરશે. આનું કારણ 'ગુરુત્વાકર્ષણ' છે. ચંદ્રનું ગુરુત્વાકર્ષણ બળ ઘણું ઓછું—આપણા છઠ્ઠા ભાગનું જ—હોવાથી ચંદ્ર ઉપરથી પૃથ્વી ઉપર છૂટી આવવું સહેલું છે, પરંતુ પૃથ્વી ઉપરથી ચંદ્ર ઉપર જવું અઘરું છે. અહીંથી ત્યાં જવા માટેના રૉકેટને કલાકના ૨૫,૦૦૦ માઈલની ગતિ જોઈએ; જ્યારે ત્યાંથી અહીં આવવા માટેના રૉકેટને કલાકના ફક્ત ૫,૩૦૦ માઈલની જ ગતિ જોઈએ.

લશ્કરના આગળ જવા માટેના પ્રયાસોની જાણ થતાં જ સંયુક્ત રાષ્ટ્રસંઘમાં એક વખત એવું પણ ગંભીર સૂચન થયું હતું કે ચંદ્રની માલિકી માટે અગાઉથી ચર્ચાઓ થવી જોઈએ! અત્યારે તો ત્યાં જવા માટેના પ્રયાસો ચાલી રહ્યા છે. પહેલો અગત્યનો પ્રશ્ન તો એ છે કે ધારો કે ચંદ્ર ઉપર માનવી જઈ શકયો તો ત્યાં તે જીવતો રહી શકે કે કેમ? ત્યાં કોઈ જીવનની હયાતિ હશે ખરી?

છેવટના પ્રશ્ન અંગે તો બધા જ ખગોળશાસ્ત્રીઓ સંમત છે કે ચંદ્ર ઉપર અત્યારે કોઈ પણ પ્રકારનું જીવન નથી. ચોક્કસ અવલોકનો દર્શાવે છે કે આ ઉપગ્રહ ઉપર પાણી કે વાતાવરણ નથી. તેથી 'રજની વલ્લભ' રૉકેટો તૈયાર કરતા વૈજ્ઞાનિકોએ મુખ્યત્વે તો પર્યટનકારોને જ જીવતા રાખવાના કાયદા ઉકેલવાના છે. મોટા આશ્ચર્ય પમાડે એવા ધાતુઓના બનેલા હવાના સંગ્રહવાળા 'મરજીવિયા સૂટ' માટે તેઓ સૂચન કરે છે. પૃથ્વી ઉપરથી જુદાંજુદાં પડ ઓળંગતાં પણ અમાપ ગરમી અને અમાપ ઠંડીનો સામનો કરવાનો છે. વૈજ્ઞાનિકો આ સામે બચાવની ખાતરી આપે છે કે તેમણે એ સામે રક્ષણ આપે એવી ગોઠવણ કરી દીધી છે.

જે કોઈને રૉકેટ દ્વારા પર્યટન કરવાનું હોય તેને વૈજ્ઞાનિકોનો સૂચવેલો સૂટ પ્રથમ તો વિચિત્ર લાગશે, પણ ચંદ્ર ઉપર પહોંચ્યા પછી આવો વજનદાર ૫૦૦ રતલી સૂટ ઘણો હલકો જણાશે. ખગોળભૌતિકો (અં. ઍસ્ટ્રોફિઝિસિસ્ટ) પ્રમાણે ચંદ્રનું ગુરુત્વાકર્ષણ બળ પૃથ્વીના ગુરુત્વાકર્ષણ બળ કરતાં છઠ્ઠા ભાગનું જ લાગે; ત્યાંના મોટામોટા વજનદાર ખડકો આપણે સ્નાયુની જરા પણ ખેંચ વગર ઊંચકી શકીએ. ખગોળશાસ્ત્રીઓ એવું જણાવે છે કે સાધારણ માણસ ચંદ્ર ઉપર ૧૫૦૦

દૂર સુધી દડો એક ઘાથી ફેંકી શકે

ચંદ્ર ઉપર માઉન્ટ એવરેસ્ટ જેવા શિખરો કરતા પણ વધારે ઊંચા પર્વતો રહેલા છે, અને જ્યાં ત્યાં ચંદ્રની ભૂમિમાં મોટી ઊંડી ખાડાઓ પડેલા છે

અમેરિકાની વિખ્યાત કાર્નેજી સંસ્થાના નિષ્ણાતો એવા નિર્ણય ઉપર આવ્યા છે કે ચંદ્ર ઉપર જે ચકચકિત પરિવર્તનો થાય છે, તે ત્યાંના જ્વાળામુખીઓમાંથી નીકળતી 'પ્યુમાઈસ' નામની માટીને આભારી છે ચંદ્ર ઉપર જનારને સૂર્ય તો આકાશમાં સ્થિર જ લાગશે ચંદ્ર ઉપરનો દિવસ આપણી પૃથ્વીના દિવસ કરતા ચૌદગણો મોટો છે આ કારણથી ચંદ્રની ભૂમિ ઉપર બળબળતી ગરમી ચૌદ દિવસ રહે છે, અને બાકીના ચૌદ દિવસો શૂન્ય નીચે કેટલાયે અંશ નીચે માન્યમાં ન આવે એટલી ઠંડી રહેતમાં જાય છે

વિલ્સન વેધશાળાના ખગોળશાસ્ત્રીઓ એવું જણાવે છે કે ચંદ્ર ઉપર બપોરે સૂર્યને લઈને વધુ ઉષ્ણતામાન એટલું છે કે ઊકળતા પાણી કરતાં ૩૮° વધારેનું રહે છે જ્યારે સૂર્યપ્રકાશ જતો રહે છે, ત્યારે ચાંદ્રરાત શરૂ થાય છે એ વખતે શૂન્યની નીચે ઓછામાં ઓછી ૨૦૦° ઠંડી પડે છે

ચંદ્ર ઉપર જો આપણે જઈએ તો રેડિયોથી વાત કરવી પડે, કારણ કે ચાંદ્ર-દુનિયા સંપૂર્ણ રીતે અવાજહીન છે, કારણ કે અવાજના મોજા લઈ જવા ત્યાં હવા જ નથી

પૃથ્વી ઉપરથી ચંદ્રના વેરાન પ્રદેશ ઉપર નજર કરતા સહેજે પ્રશ્ન થશે 'ત્યાં કદાપિ વસવાટ થઈ શકશે ખરો ?' એક વૈજ્ઞાનિક જણાવે છે કે ત્યાં યુરેનિયમ ધાતુ હોય તો જરૂર થઈ શકે તે એવું માને છે કે ચાંદ્ર સૂટો પહેરીને માણસ ત્યાં એક અગર વધારે પરમાણુ કારખાના બાંધી શકશે અને ત્યાંથી બીજી પ્રવૃત્તિઓ કરી શકશે

કારખાનાઓમાંની ગરમીથી તેઓ ત્યાંની રેતીમાંથી મોટી કાચની અંગરસીઓ બનાવીને એકાદ સપાટી ઉપરના મુખ ઉપર છાપરું બનાવશે પછી તેઓ ઠંડકિયા ઓરડાની ગોઠવણ કરશે, અને પૃથ્વીમાંથી પ્રાણવાયુ દાખલ કરશે તે પછી તેઓ કદાચ ત્યાંથી ખનિજો કાઢશે અને તેમાંથી ઓક્સિજન, હાઈડ્રોજન અને પ્રાણવાયુ કાઢીને કૃત્રિમ વાતાવરણ બનાવશે

એક મોટા પર્વતના છાયડે બનાવેલા કાચના છાપરામાંથી બળબળતા સૂર્યના કિરણો કદાપિ પસાર થઈ શકશે નહીં રાત્રિ દરમિયાન થીજી નાખે એવી ઠંડીમાંથી બચવા માટે પરમાણુ કારખાનાઓમાંની ગરમી આપવામાં આવશે. આ રીતે પૃથ્વી ઉપર રહેતા હોઈએ એમ ત્યાં રહી શકીશું

એક વખત ચંદ્ર ઉપર પહોંચી ગયા એટલે આવું સંસ્થાન શક્ય છે વૈજ્ઞાનિકો એવું માને છે કે પચીસ વર્ષ સુધીમાં આપણે ચંદ્રલોકની પ્રાપ્તિ કરી હશે

વૈજ્ઞાનિક અને ખાસ કરીને ખગોળ-વૈજ્ઞાનિકો ચંદ્રલોકની સિદ્ધિ પછી આગળ જવાના સ્વપ્ન સેવે છે પહેલો હલ્લો મંગળના ગ્રહ ઉપર લઈ જવાની વિચારણા ચાલી રહી છે ચંદ્ર ઉપર જવાની મુસાફરી ત્રણ દિવસની લાગે, પરંતુ મંગળ અથવા તો શુક્રના ગ્રહ ઉપર જતા એક મહિનો કે તેથી પણ વધારે સમય લાગે મંગળ ઉપર માનવીઓ વસે છે, એવું તો ઘણા ખગોળશાસ્ત્રીઓ માને છે બહારગામની દુનિયાના જીવો સાથે આપણા સંપર્કમાં આવીએ, એ દિવસ ક્યારે આવશે ?

★

# રુદ્રમહાલય

શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવે

પ્રાચીનકાળના સ્થાપત્યની જે થોડીઘણી કૃતિઓ ગુજરાતમાં જળવાઈ રહી છે તેમાંનો એક, લોકજીભે ચઢેલો શબ્દ વાપરીએ તો, સિદ્ધપુરનો 'રુદ્રમાળ' છે. માતૃશ્રાદ્ધ માટે માતૃતીર્થનો સિદ્ધપુરનો મહિમા જગજાહેર છે. ને એ રુદ્રમાળ! સામાન્ય માનવીને માત્ર પથ્થરની શિલાઓ તરીકે જડ લાગતો આપણો આ પ્રાચીન વારસો! એની પાછળ કેટકેટલાં યુદ્ધો, રાજવીઓની મહત્ત્વાકાંક્ષાઓ ને વિજયોત્સવો, બલિદાનો ને દંતકથાઓનો ઇતિહાસ પોતાના સંદર્ભમાં રાખીને બેઠો છે! પુરાણી સંસ્કૃતિ પ્રત્યે અભિમુખ થવા માટે એમાંથી પ્રેરણા મેળવવા માટે, આવી કૃતિઓની પ્રત્યક્ષ કે પરોક્ષ દર્શનની અવારનવાર ઇચ્છા માનવીને રહે છે. લેખકે સારીરીતે એ ઇચ્છા અહીં સંતોષી છે.

ગુજરાતનાં પ્રાચીન કલાધામોમાં 'રુદ્રમહાલય'નું નામ સૌથી આગળ તરી આવે છે. તેનું મુખ્ય કારણ એ છે કે તેની ખ્યાતિ સમસ્ત ગુજરાત અને બહારના પ્રાંતોમાં વિસ્તાર પામી હતી. એટલું જ નહીં પણ તેનાં દર્શન કરવાં તે જીવનનું એક લક્ષ્ય ગણાતું. દૂરદૂરના પ્રાંતવાસીઓ રુદ્રમહાલયની અલૌકિક રચના–કલા જોવા માટે નિત્ય ઝંખતા હતા. આજે જેમ આગ્રાનો તાજમહાલ, આબુ ઉપરનાં દહેરાં, ઇલોરા અને અજંતાનાં ગુફા–મંદિરો જોવા માટે સંસ્કારી સમાજ ભારતભરમાંથી ત્યાં જાય છે, તેમ પાટણનું સહસ્રાલિંગ સરોવર અને સિદ્ધપુરના રુદ્રમહાલય પ્રાસાદનાં દર્શન માટે, હજારો કલાયાત્રિકો પવિત્ર શ્રીસ્થળના પુનિત તીર્થમાં પાવન થવા અને કલા–સૌન્દર્યનું પાન કરવા ત્યાં આવતા હતા. આમ રુદ્રમહાલયે ફક્ત ગુજરાતમાં જ નહીં, પણ આંતરપ્રાંતીય રીતે સારા યે હિંદમાં ઉત્તમ કીર્તિ સંપાદન કરી હતી. તેની અપૂર્વતા માટે બેત્રણ બીજાં કારણો પણ તેમાં સમાયેલાં હોવાથી, ઉત્તરોત્તર તેની પ્રશંસા વધતી જ ચાલી.

સૌથી મુખ્ય કારણ તો એ હતું કે ભારતનાં શ્રાદ્ધ–તીર્થોમાં જેમ પિતા માટે પિતૃતીર્થ ગયા ગણાય છે, તેમ માતા માટે શ્રીસ્થળ–સિદ્ધપુર એ માતૃતીર્થ મનાય છે. તેથી માતૃતીર્થમાં, માતૃઋણ અદા કરવા, શ્રદ્ધાળુ યાત્રિકો અહીં હજારોની સંખ્યામાં ભારતભરમાંથી આવતા હતા અને આજે પણ આવે છે. આ લોકો તીર્થયાત્રાના પુણ્યની સાથે રુદ્રમહાલયની કલાસૌરભ પણ પોતાની સાથે લઈ જતા અને પોતાના પ્રાંતોમાં તે સૌરભને ફેલાવી રુદ્રમહાલયનાં પણ યશોગાન ગાતા. આ સિવાય આ મહાપ્રાસાદનું સર્જન અવંતીના મહાકાલની હરીફાઈમાં સર્જાયું હોવાથી, અહીં શિલ્પ-સ્થાપત્ય, કલા અને ભગવતી સરસ્વતીને ત્રણે સ્વરૂપે અવતારવામાં, તેના સર્જક સિદ્ધચક્રવર્તી સિદ્ધરાજે કાંઈ પણ પ્રકારની ન્યૂનતા રાખી ન હતી. આવાં અનેક કારણોને લઈ સિદ્ધપુરનો રુદ્રમહાલય ધર્મ અને કલાના મહાધામ તરીકે અતિ પ્રસિદ્ધ થયો હતો. ગુજરાતનું તો આ મહામૂલું શિલ્પસૌષ્ઠવ પ્રદર્શિત કરતું અમર કલાધામ ગણાતું હતું.

આ મહાપ્રાસાદનાં સ્થાપત્ય, ભવ્યતા, રચના અને કલા વગેરેની સામાન્ય ઝાંખી રજૂ કરવાનો પ્રયત્ન કરીએ.

રુદ્રમહાલયની સ્થાપના મૂળરાજે સૌથી પ્રથમ કરી હતી એમ ભાટોની ખ્યાતો ઉપરથી કહેવામાં આવે છે. વળી મૂળરાજે ગાદીના લોભથી મામાનું ખૂન કરેલું, તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવા તેણે સિદ્ધપુરમાં ઉત્તરમાંથી

હજારો વિદ્વાન બ્રાહ્મણોને આમંત્રી ગામોના દાન આપ્યા હતા એમ પણ જણાવવામાં આવે છે વધુમાં તે શિવનો અનન્ય ભક્ત હોવાથી તેણે રુદ્રમહાલય બંધાવી, જીવનના શેષ વર્ષો અહીં વિતાવ્યા હતા અને આ પ્રાચી-સરસ્વતીના તટ ઉપર જ પોતાના દેહનુ વિસર્જન કરેલુ આ સિવાય એમ પણ કહેવામા આવે છે, કે મૂળરાજ એક વખત કૈલાસ ગયો હતો, ત્યાંથી તેને ત્યાના જેવુ જ ભવ્ય શિવમંદિર શ્રીસ્થળમાં યોજવાની ઇચ્છા થઈ અને રુદ્રમહાલય પ્રાસાદ તેના જેવો જ બંધાવ્યો આ બધી ભાટ-ચારણોની ખ્યાતોમા સંગ્રહાયેલી હકીકતો છે, તે માટે કાંઈ ઐતિહાસિક પુરાવાઓ, તેને પુષ્ટિ આપે તેવા મળી શકતા નથી

ઐતિહાસિક દૃષ્ટિએ એટલુ તો ચોક્કસ જ છે, કે મૂળરાજના રાજ્યકાળમાં રુદ્રમાળ વિદ્યમાન હતો, કારણકે વિ સ ૧૦૪૩માં મૂળરાજે વઢીઆર પ્રદેશમા આવેલ મંડળીના મૂળનાથ(મહાદેવ)ને કંબોઈ ગામ દાનમા આપ્યું હતુ, એમ તેનુ દાનપત્ર જણાવે છે તેમા તેણે સરસ્વતીમા સ્નાન કરી, રુદ્રમહાલય દેવને અર્ચી, આ દાન આપ્યાનુ સ્પષ્ટ લખ્યુ છે આથી સંવત ૧૦૪૩ પહેલા રુદ્રમહાલયની સ્થાપના થઈ ચૂકી હતી એમ જરૂર લાગે છે, પણ તે કોણે બંધાવ્યો, ક્યારે બંધાવ્યો તેની સ્પષ્ટતા આને આધારે થઈ શકતી નથી એક કવિતમા રુદ્રમહાલયની સ્થાપના માટે જણાવ્યુ છે કે

સંવત નવનવાણુએ મૂળદેવ મહારાજ,
સંવત બાર બોતેરે સધરે સધાર્યો કાજ '

અર્થાત્ રુદ્રમહાલયનો પાયો મૂળરાજે સંવત ૯૯૯મા નાખ્યો આ કથન ઉપર પણ વધુ વિશ્વાસ તો મૂકી શકાય તેમ નથી, કારણકે મહારાજ મૂળરાજ સંવત ૯૯૮માં ગાદી ઉપર આવ્યા અને બીજા જ વર્ષે તેમણે આ મહા-પ્રાસાદ બંધાવ્યો હોય એમ અશક્ય છે

મૂળરાજે ચાવડાએ પાસેથી રાજ લઈ લીધા પછી, તેના માટે રાજ્યની સુવ્યવસ્થા કરવાનુ કાર્ય સૌથી અગત્યનુ હતુ એટલે આટલા ટૂંકા ગાળામા તેણે તે કામ શરૂ કર્યું હોય તેમ માની શકાતુ નથી તોપણ એટલુ તો છે જ કે પરંપરાથી રુદ્રમહાલય મૂળરાજે બંધાવ્યાનુ લોકજીભે રમી રહ્યુ હોવાના કારણે તેમ જ દાનપત્રમા પણ રુદ્રમહાલયને પૂજ્યાનો ઉલ્લેખ વિશેષ રીતે કર્યો હોવાથી તેણે ભગવાન શિવનો રુદ્રપ્રાસાદ શ્રીસ્થળમા બંધાવ્યો હતો એમ જરૂર લાગે છે આ બધા કારણો વિચારતા રુદ્રમહાલયની સ્થાપના મૂળરાજે કરી હતી અને વિ સ ૧૦૪૩ પહેલા તે મંદિર તૈયાર થયુ ને તેમા ભગવાન શિવની પ્રતિષ્ઠા પણ થઈ ગઈ હતી

રુદ્રમહાલયની સ્થાપના થયા બાદ દોઢસો વર્ષ પછી, સિદ્ધરાજના રાજ્યકાળમા તેને બર્બરક તોડી નાખ્યુ હતુ એમ દ્વયાશ્રય કાવ્યના છઠ્ઠા શ્લોકમા જણાવ્યુ છે બર્બરક એક જંગલી જાતિનો સરદાર હતો, તે લૂંટફાટ કરી લોકોને ખૂબ સતાવતો હતો તે સિદ્ધપુરથી થોડે દૂર આરાસુર અને તારંગાની પર્વતમાળાઓમાં રહી ત્યાંથી સિદ્ધપુરના નગરજનોને, તેમ જ ત્યાં આવતાજતા યાત્રિકોને હેરાન કરતો હોવાથી શ્રીસ્થળના બ્રાહ્મણો તેનાથી રક્ષણ મેળવવા સિદ્ધરાજ પાસે આવી કહેવા લાગ્યા, કે 'હે રાજન, અમને રાક્ષસ જેવા ભયંકર બર્બરકથી બચાવો તેણે શ્રીસ્થળનુ રુદ્રમહાલયમંદિર તોડી નાખ્યું છે અને તીર્થને પણ નુકસાન કર્યું છે તેટલુ જ નહી પણ ત્યાં અમારાથી કાંઈ ધર્મકાર્ય થઈ શકતુ નથી, માટે તેનો નાશ કરી અમારું રક્ષણ કરો ' આ હકીકત સિદ્ધરાજના સમકાલીન આચાર્ય હેમચંદ્રે દ્વયાશ્રય કાવ્યના છઠ્ઠા શ્લોકમા જણાવી છે આથી સિદ્ધરાજના રાજ્યઅમલ દરમિયાન

તે શિવમંદિરનો નાશ કરવામાં આવ્યો હોવાનું ઇતિહાસ કહે છે. પછી તો સિદ્ધરાજે બર્બરક ઉપર ચઢાઈ કરી, તેને હરાવી વશવર્તી બનાવ્યો હતો. અને આજે બાબરા ભૂતની કેટલીયે લોકકથાઓ, સિદ્ધરાજ સાથે સંબંધ ધરાવતી સમાજમાં પ્રચલિત છે. બાબરા ભૂતે તોડેલ ભગવાન શિવના પ્રાસાદનો પણ જીર્ણોદ્ધાર, શિવના પરમભક્ત અને પોતાને પરમ માહેશ્વર તરીકે ઓળખાવનાર સિદ્ધચક્રવર્તિ, બર્બરકજિષ્ણુ, સિદ્ધરાજે કરાવ્યો હતો.

દ્વયાશ્રય કાવ્યમાં માળવાના વિજય બાદ સિદ્ધરાજે કેતવાયન, તૈકાયન વગેરેને વાસ કરવા યોગ્ય એવા સિદ્ધપુરમાં પ્રાચી-સરસ્વતીના કાંઠા ઉપર ભગવાન શિવનો રુદ્રમહાલય પ્રાસાદ બંધાવ્યો હતો, એમ પંદરમા સર્ગના પંદરમા શ્લોકમાં જણાવ્યું છે. માળવાનો વિજય લગભગ ૧૧૯૨-૯૩માં સમાપ્ત થયો હતો અને ત્યાર બાદ એટલે સંવત ૧૧૯૪-૯૫માં રુદ્રમહાલયનો જીર્ણોદ્ધાર સિદ્ધરાજે કરાવ્યો હશે, એમ આથી માલૂમ પડે છે.

આ રુદ્રમહાલયનો જીર્ણોદ્ધાર કરવામાં તેના બે મુખ્ય આશયો હતા. એક તો સોલંકી કુળના પૂર્વજોએ બંધાવેલ આ મહાસ્થાનનો પુનરુદ્ધાર કરી સોલંકીઓ શિવના અનન્ય ભક્તો હતા તે જણાવવાનું અને બીજું અવંતિના જેવું જ રુદ્રમહાકાળનું ભવ્ય ધામ ગુજરાતમાં અવતારવાનું. સિદ્ધરાજે માળવાનો વિજય કર્યા પછી ત્યાંના મુખ્ય આદર્શોને ગુજરાતના ગૌરવમાં વૃદ્ધિ કરવા માટે અપનાવ્યા હતા. આવા આદર્શોમાં ગુજરાતને અવંતિના ભોજ-વ્યાકરણ જેવા સ્વતંત્ર વ્યાકરણની તેમ જ મહાકાલ જેવા ભવ્ય અને ભારતભરમાં પ્રશંસા મેળવે તેવા કલાધામની ખાસ જરૂરત સિદ્ધરાજને લાગી હતી; તેથી આચાર્ય હેમચંદ્ર પાસે સિદ્ધહૈમ વ્યાકરણની રચના કરાવી, ગુજરાતનું સ્વતંત્ર વ્યાકરણ સર્જાવ્યું. તેવી જ રીતે, રુદ્રમહાલયનો પણ જિર્ણોદ્ધાર કરતાં, તેમાં શિલ્પ, કલા, વૈવિધ્ય અને વિદ્યાવિનોદના મહાસ્થાનોથી યુક્ત એક દેવનગર જેવું રમ્ય કલાધામ બંધાવી, પોતાના અંતરમાં છુપાયેલી મહત્ત્વાકાંક્ષાઓને પૂર્ણ કરતાં, આત્મસંતોષ અનુભવ્યો. આ મહાપ્રાસાદ કેવો હતો, તેનું અભિધાન શાથી પડ્યું, કલાની દૃષ્ટિએ તેમાં કેવું વૈવિધ્ય હતું તે હવે વિચારીએ.

આ મહાપ્રાસાદ જગતમાં રુદ્રમહાલય નામથી આજે પણ સુપ્રસિદ્ધ છે, પણ તેનું સાચું નામ તે જ હતું કે કેમ, તે વિચારવાનું રહે છે. પ્રાસાદ, મંદિર, મહાલય વગેરે નામો શિલ્પશાસ્ત્રના નિયમ પ્રમાણે બનાવેલાં મોટાં મંદિરો કે રાજમહેલો માટે વપરાય છે. અને તે જ ધોરણે શિવના આ મહાપ્રાસાદને રુદ્રમહાલય એવું નામ આપ્યું હોય તે વાસ્તવિક છે. દ્વયાશ્રય કાવ્યમાં પણ સિદ્ધરાજે સરસ્વતીના તીર ઉપર 'રુદ્રમહાલય' બંધાવ્યો, જણાવી તેનું એ જ નામ હતું એમ સૂચવ્યું છે. દ્વયાશ્રયનો વૃત્તકાર અભયતિલક ગણિ આ જ ગ્રંથના બારમા સર્ગમાં, છઠ્ઠા શ્લોકનું વિવેચન આપતાં જણાવે છે, કે સુંદર અદ્યતન સ્વયંભૂ રુદ્રમહાકાલ દેવનું મંદિર, હાલમાં રુદ્રમહાલયથી પ્રસિદ્ધ, તે રાક્ષસોએ ભાંગી નાખ્યું છે. દ્વયાશ્રય કાવ્ય ઉપર અભયતિલકે સંવત ૧૩૧૨માં અર્થાત્ આ મહાકાવ્ય પછી સો વર્ષે ટીકા લખી હતી. આ માણસે શ્રુતપરંપરામાં પણ તેનું રુદ્રમહાલય નામ સાંભળ્યું હોવું જોઈએ. આથી એવો પણ તર્ક થાય, કે અવંતિના રુદ્રમહાકાલને ગુજરાતમાં અવતારવાનું સિદ્ધરાજનું મહાસ્વપ્ન સિદ્ધ થતાં તેણે રુદ્રમહાકાલ નામ અહીંના ભગવાન પિનાકપાણિ માટે રાખ્યું હશે, એ અનુમાન સયુક્તિક લાગે છે. છતાં તેનું લોકમાન્ય નામ તો 'રુદ્રમહાલય' અને પાછળથી 'રુદ્રમાળ' જ સમાજની જીભ ઉપર ચડી ગયું.

અવંતિના રુદ્રમહાકાલની હરીફાઈમાં જ, ગુજરાતમાં જ તેણે રુદ્રમહાકાલને સિદ્ધપુરમાં

અવતાર્યા હતા, તે વસ્તુને પ્રમાણિત ઠરાવતા બીજાં પણ પ્રમાણો મળે છે અવંતિમાં મહાકાલની ધ્વજા ફરકતી હોય, ત્યારે કોઈ પણ જૈનમંદિર ઉપર ધજા ઊડતી ન હતી; તે જ નિયમ સિદ્ધરાજે ગુજરાતમાં કર્યો હતો એમ પ્રબંધચિંતામણિ, તથા પુરાતન પ્રબંધસંગ્રહ વગેરેમાં જૈન ગ્રંથકારે એ જણાવ્યું છે તેટલું જ નહીં પણ આ મંદિરના પ્રતિષ્ઠા-વિધાન વખતે, બધાં જૈનમંદિરોની ધજાઓ નીચે ઉતરાવવામાં આવી હતી પ્રબંધચિંતા-મણિકાર આ મંદિરને રુદ્રમહાકાલ પ્રાસાદ તરીકે જ ઓળખાવે છે આ બધાં પ્રમાણો જોતાં તેનું રાજમાન્ય નામ રુદ્રમહાકાલ પણ હોય એવું જણાય છે આ સિવાય મહાલય માટે બીજો પણ તર્ક છે મહાલય એટલે મંદિર અને બીજાં વિધાન પ્રમાણે અહીં પ્રાચી-સરસ્વતીના કિનારા ઉપર મહાલય તીર્થ હતું, તેનો સમન્વય સાધતાં આ ભવ્ય પ્રસાદનું રુદ્રમહાલય નામ પણ, વિદ્વાનોની સૂચનાથી લોકોએ તેમ જ રાજશાસકોએ નિયત કર્યું હોય ગમે તેમ હો પરંતુ રુદ્રમહાલય કે રુદ્રમાળ નામ ગુજરાતમાં વધારે વિખ્યાત હતું છતાં તેનું રાજમાન્ય નામ રુદ્ર-મહાકાલ હતું એ વસ્તુને ભૂલી શકાય તેમ નથી

આ ભવ્ય પ્રાસાદ ગુજરાત અને બહારના પ્રાંતોમાં જ્યારે આવી મોટી પ્રસિદ્ધિ મેળવી શક્યો હતો, ત્યારે તે કેવો હશે તેની વિચારણા પણ જરૂરી તો છે જ પરંતુ તેનું યથાસ્થિત વર્ણન આપતું કોઈ પણ પ્રાચીન અને પ્રામાણિક પુસ્તક હજુ સુધી પ્રાપ્ત થયું નથી તેના વર્ણન માટે બેચાર કવિતો આજે પણ ત્યાંના બ્રાહ્મણો સંભળાવે છે કર્નલ ટૉડે પણ ઇ સ ૧૮૨૨માં શંકર જીવસુખરામ પાધ્યા નામના માણસ પાસેથી તે સાંભળ્યું હતું એમ ડો બર્જેસ કહે છે એટલે આજથી સવાસો વર્ષ પહેલાં આ સંબંધી જે કવિત સાંભળ્યું હતું તેમાં રુદ્રમહાલયનું વર્ણન કરતાં, તેમાં ૧૬૦૦ સ્તંભ, અઢાર હજાર પૂતળીઓ, ત્રીસ હજાર ધ્વજદંડ, સત્તરસો સુવર્ણ કલશ, છપ્પન લાખ હાથીઘોડા, સવાલાખ વિવિધ પ્રસંગોના કોરેલાં ચિત્રો, આ મહાપ્રસાદમાં હતાં એવી નોંધ આપેલી છે એમાં કેટલીક અતિશયોક્તિ તો છે જ છતાં તેમાં ૧૬૦૦ સ્થંભ હતા તે વાત સત્ય લાગે છે આ સંબંધી એક પ્રાચીન કવિત આશરે ત્રણસો વર્ષનું મળ્યું છે તેમાં તેની અંદર ૧૪૪૪ સ્થર, ૧૭૦૦ સ્થંભ, ૧૮૦૦ પૂતળીઓ, ૩૦ હજાર નાનામોટા ધ્વજદંડ અને ૧૭૦૦૦ હાથીઘોડાના આકારો કોતરેલા હોવાનું જણાવ્યું છે આવું બીજું કવિત-ઉપદેશ તરંગિણીમાં પણ છે આ કવિત ભારતીય વિદ્યાના સિંધી-સ્મૃતિ ગ્રંથમાં પુરાતત્ત્વવિદ્ શ્રી જિનવિજયજીએ પ્રકટ કર્યું છે આથી તેને ૧૭૦૦ સ્થંભ હતા એમ ચોક્કસ લાગે છે આજે તો આવા સેંકડો સ્થંભો ધરાવતાં મંદિરો ગુજરાતમાં નથી, પરંતુ મારવાડમાં આવેલ રાણકપુરનું 'ધરણવિહાર' નામનું ચતુર્મુખ જૈનમંદિર ૧૪૪૪ સ્તંભો ધરાવે છે આ મંદિર સિદ્ધ-પુરના રાજવિહાર જેવું બનાવવામાં આવ્યું હતું, એમ આ મંદિરના પ્રધાનદેવની પ્રતિષ્ઠા કરાવનાર, સોમસુંદરસૂરીના પંડિત શિષ્ય પ્રતિષ્ઠાસોમે, સંવત ૧૫૫૪માં રચેલ 'સોમ-સૌભાગ્ય' કાવ્યમાં જણાવ્યું છે વાદ્ધપુરના વાદિદેવસૂરીના ઉપદેશથી સિદ્ધરાજે ચતુર્મુખ જૈન પ્રાસાદ કરાવ્યો હતો એમ પુરાતન પ્રબંધસંગ્રહમાં જણાવ્યું છે દ્વયાશ્રયમાં પણ તેણે મહાવીરનો ચૈત્ય કરાવ્યાનો ઉલ્લેખ છે આવાં રાજા-પ્રસ્થાપિત મંદિરોને રાજ-વિહારથી જ લોકો ઓળખતા હતા એ તો ચોક્કસ જણાય છે અને રાણકપુરનું મંદિર તેના જેવું જ બનાવ્યું હતું, એટલે તેમાં પણ ચૌદસો-પંદરસો સ્તંભ હશે જ

એટલે રુદ્રમહાલયમાં સત્તરસો સ્તંભો હતા, એ વસ્તુ સત્ય અને ઐતિહાસિક ઠરે છે. કર્નલ ટૉડ તે પાંચ મજલાવાળું અને ચતુર્મુખ ચાર મહાદ્વારોથી યુક્ત હોવાનું અનુમાન કરે છે. પાટણના એક વિદ્વાન શિલ્પીએ તેનો કાલ્પનિક નકશો દોર્યો હતો. તેના આધારે જણાય છે, કે આ મંદિરમાં એકાદશ રુદ્રનાં મંદિરો હતાં, વળી તેની મધ્યમાં એક ગોળાકાર કુંડ પણ બનાવેલો, ગર્ભગૃહની આગળ ગૂઢ મંડપ અને ભવ્ય રંગમંડપ પણ કલાસૌષ્ઠવથી તૈયાર કરેલો હતો. તેની ચારે બાજુ મુખ્ય દ્વારો અને દ્વાર પાસે પણ સુંદર મંડપો બનાવવામાં આવ્યા હતા. આ સિવાય મંદિરની આજુબાજુ નંદીનું મંદિર તેમ જ બીજા પરિવાર દેવોના પણ મંદિર બનાવેલાં હતાં. મંદિરના પૂર્વ દ્વારે ભવ્ય કીર્તિસ્તંભ ઊભો કરેલો, ત્યાંથી નદી સુધીમાં ઊતરવાનાં પગથિયાંવાળા, આકર્ષક ઘાટો, જનસમાજને સ્નાન, પાન અને અવગાહન માટે બનાવ્યા હતા. રુદ્રમાળના મંદિરનો સામાન્ય ખ્યાલ આજે અખંડિત સ્વરૂપમાં વિદ્યમાન રાણકપુરના 'ધરણવિહાર' ઉપરથી આવી શકે તેમ છે. ફક્ત તેમાં સાંપ્રદાયિક દૃષ્ટિએ એકાદશ રુદ્રોનાં મંદિર, નંદિનું મંદિર વગેરે માટે પૂરતો ફેરફાર કરીએ તો રુદ્રમહાલયના ભવ્ય પ્રાસાદની યત્કિંચિત્ ઝાંખી કરી શકાય તેમ છે.

રુદ્રમાળ અને રાજવિહાર એક જ રાજેન્દ્રે સમકાલમાં બંધાવ્યા હોવાથી તેનું સ્થાપત્ય લગભગ સરખું હોઈ તેમાં કેટલાક જરૂરપડતા સાંપ્રદાયિક ફેરફારો કર્યા હશે એમ જરૂર લાગે છે. વધુમાં તેમાં ૨૫૦ સ્તંભો વધુ હતા એટલે તેના કરતાં પણ ભવ્ય, આકર્ષક અને ભગવાન શિવના ભવ્ય કૈલાસ જેવો દિવ્ય પ્રાસાદ હશે તેમાં તો શક નથી.

આ ઉપરાંત તે નદીના તટ ઉપર આવેલ હોવાથી તેની રમ્યતા અને આહ્લાદકતા સ્વર્ગીય વાતાવરણ સર્જાવતી હોવી જોઈએ એમ તો જરૂર લાગે છે. આ મંદિરમાં સિદ્ધરાજે અશ્વપતિ, ગજપતિ અને નરપતિ એવા ઉત્તમ રાજાઓની મૂર્તિઓ કરાવી, તેની આગળ પ્રણામ કરતી પોતાની પ્રતિમા પણ મુકાવી હતી, અને દેશનો નાશ થાય પણ આ મંદિરનો કદાપિ નાશ ન થાય, એવી ઇચ્છા વ્યક્ત કરી હતી એમ મેરુતુંગ પ્રબંધચિંતામણિમાં લખે છે. આ મંદિરની આજુબાજુ વેદશાળાઓ, સત્રશાળાઓ, દાનશાળાઓ અને અનેક મંદિરો, મહાલયો વગેરે બંધાવી તેની આજુબાજુનો પ્રદેશ કુબેરની અલકાપુરી જેવો રમ્ય બનાવ્યો હતો; અર્થાત્ સિદ્ધપુરનો રુદ્રમહાલય પશ્ચિમ ભારતમાં પવિત્ર અને સર્વશ્રેષ્ઠ દેવી કલાધામ જેવો ગણાતો હતો. તેના સંબંધી અનેક દંતકથાઓ ચરિતાર્થ થઈ છે.

આ મંદિરનો સૌથી પ્રથમ વિનાશ સં. ૧૩૫૪–૫૫માં અલાઉદ્દીનના સરદાર અલફખાને કર્યો હતો, છતાં તેનો ઘણોખરો ભાગ બચ્યો હતો. ત્યારપછી સં. ૧૪૭૧માં અમદાવાદ વસાવનાર અહમદશાહે તેનો સર્વનાશ કર્યો અને પરાસ્ત બનાવી પાછળના ભાગમાં મસ્જિદ બનાવી. આજે પણ મસ્જિદમાં પેસતાં જ તેના અવશેષરૂપે બેત્રણ દહેરીઓ ઊભી છે અને રુદ્રમાળના ખંડેર સાચવતા એકબે મંડપોના સ્તંભો. અને તેના ઉપરના પાટડાઓમાં તેની ઉત્કૃષ્ટ કલાકૃતિઓની સામાન્ય ઝાંખી થાય છે. આ સર્વશ્રેષ્ઠ મંદિરનો ધર્માંધ મુસ્લિમ શાસકોએ જો વિનાશ ન કર્યો હોત, તો આગ્રાના તાજમહાલની માફક, સારા યે ભારતવર્ષમાં એક અમર કલાધામ તરીકે તે સુપ્રસિદ્ધિ પ્રાપ્ત કરત.

☆

દેશ; એટલે ખેડૂતને જ આ નુકસાન છે. આ માટે તરત જ દરેક ગામે અનાજ-ઉત્પાદનસમિતિઓ સ્થાપી અનાજઉત્પાદનમાં બેદરકાર ખેડૂતને આ તેની વલણુ માટે નૈતિક દબાણુ લાવી યોગ્ય કરવું.

૨. સરકાર તરફથી અપાતી મદદોનો સદુપયોગ થાય છે કે નહીં તેની તપાસ રાખતા રહેવું. અનાજ માટે આપેલ ખાતર અનાજના પાકમાં નાખવા તે (ખેડૂત) નૈતિક રીતે બંધાયેલો છે.

૩. છાણિયા ખાતરનો જથ્થો કેમ વધે અને તે વધારે સત્ત્વવાળું કેમ થાય તે તરફ દરેક ખેડૂતે પ્રયત્ન કરવો. એટલે છાણાં થાપવાની પ્રથા બંધ કરી પોતાને ત્યાં ઉત્પન્ન થતા કચરાનું કમ્પોસ્ટ ખાતર બનાવી જમીનને તે પાછું આપવું. કચરો બાળી દેવો એના જેવું નુકસાન ખેડૂતને બીજું કોઈ નથી. આ ખાતરનો બગાડો અટકાવવાથી ખાતરનો જથ્થો સહેલાઇથી બમણો થઈ શકશે અને મૂત્રનો ખાતર બનાવવામાં ઉપયોગ કરવાથી તે સત્ત્વવાળું બનશે. એટલે ગુજરાતમાં ઢોરોની સંખ્યા ૨૮ લાખ ગણતાં, દરેક ઢોરનું વાર્ષિક છ ગાડી ખાતરનું ઉત્પન્ન ગણતાં, ૧૬૮ લાખ ગાડી ખાતર આ ઢોરો આપશે. અનાજ, કઠોળ વગેરેનું વાવેતર ૨૦ લાખ એકરમાં થતું હોવાથી તેમાંથી ઢોરોના ખોરાકમાંથી નીકળતો એઓટ, જુવાર-બાજરીના ખૂંપરા, સૂકાં પાંદડાં વગેરેમાંથી ૫ લાખ ગાડી કમ્પોસ્ટ ખાતર સહેલાઇથી બનાવી શકાશે; એટલે કુલ ૧૭૩ લાખ ગાડી ખાતર કુલ ખેડાણ જમીનના ત્રીજા ભાગને પૂરતું થઈ પડશે.

૪. પાણીના કૂવા વગેરેનો પૂરતો ઉપયોગ કરી જેમ બને તેમ વધારે પિયતના પાક ઉગાડવા પ્રયત્ન કરવો; કારણકે વગર-પિયતના ઘઉં ફક્ત એકરે ૫ બંગાળી મણ ઊતરે છે, જ્યારે પિયતના ઘઉંનો ઉતારો ૨૫ બંગાળી મણ સુધી જાય છે.

૫. સરકારી તળાવોના પાણીનો સદુપયોગ કરવો, એટલે તેમાંથી જરૂરિયાત પ્રમાણે પાણી લેવું. આથી જમીનની ભૈતિક સ્થિતિ પણ બગડશે નહીં. નહેરોના દરવાજા, પાળીઓ વગેરેમાંથી નકામું પાણી ચાલ્યું ન જાય તેની ખાસ સંભાળ રાખી યોગ્ય અધિકારીઓનું ધ્યાન, આ ભંગાણુ જો પોતાનાથી ન સમારી શકાય તેમ હોય તો દોરવું.

૬. ખેતરમાં જાતે કામ કરવામાં અથવા પોતાની સ્ત્રી, છોકરાં વગેરેને ખેતરમાં કામ કરવા દેવામાં જે ખેડૂતો નાનમ ગણતા હોય, તો આવી ખોટી મોટાઈનો ડોળ છોડવાનો હવે વખત આવી પહોંચ્યો છે. હિંદના હાકેમ રાજાજી જેવાને હળ પકડતાં જો શરમ ન આવે તો જે ખેડૂતો ખેતીને પોતાનો ધંધો ગણે છે; છતાં કામ કરવામાં નાનમ અનુભવે તેનાથી બેસૂરું અને અક્કલહીન માનસ કયું ગણાય? હાલ તુરત તો દેશને અનાજના કપરા સંજોગોમાંથી બચાવવા માટે ખેડૂતના કુટુંબની દરેક વ્યક્તિએ પોતાથી બની શકતું કામ કરવા મંડી પડવું જરૂરી છે. ખેતીનું કામ એવું છે કે જેમાં બાળકથી માંડી વૃદ્ધને પોતાની શક્તિ પ્રમાણેનું કામ મળી રહે છે; માટે જો અનાજનું ઉત્પાદન વધારવું હોય તો એકલા ચારી, દુકાળા, સાથી વગેરે ઉપર આધાર રાખી બેસી રહેવું નહીં પરવડે.

૭. શેરડીનાં કારખાનાંવાળાઓ ધારે તો આ મોરચા પર ઘણું કામ કરી શકે તેમ છે. શેરડીનો એકરે ઉતારો કેમ વધારે ઊતરે તેવી રીતો, જે રીતો તેમણે

શોધી છે અને તેમાં ખેડ, ખાતર અને પાણીનો સુમેળ મેળવી લીધો છે તે રીતો, તેમણે અનાજના ઉત્પાદન માટે શોધી, તેનો અમલ કરી બીજા ખેડૂતોને તેનું અનુકરણ કરવા સમજણ આપવી

### પ્રજાએ શું કરવું ?

ખેડૂત સિવાયની પ્રજા પણ અનાજ ઉગાડવામાં ઘણી મદદરૂપ થઈ શકે તેમ છે આ વર્ગે અત્યાર સુધી આ તરફ પોતાનું લક્ષ આપ્યું નથી, સિવાય કે ખેડૂતોની સંગ્રહ નીતિ, સરકારી રીત અને અણઆવડત વગેરે ઉપર ટીકા ભરપૂર કરી છે તેથી પહેલું તો પોતાના મકાનની આજુબાજુ જમીન હોય તો તેમાં શાકભાજી અને વધારે ખહોળી જમીન હોય તો અનાજ ઉગાડી શકાય-આ સિવાય

૧ પોતાને ત્યાં જે કચરો પડતો હોય તેને એકઠા કરી મ્યુનિસિપાલિટીએ રાખેલ કચરાની પેટીએમાં નાખી આવવો આ કચરામાં કાચના ટુકડા, ઇંટ અને પથ્થર, નળિયા, લોઢા અને પતરાના ટુકડા ન જાય તેની ખાસ દરકાર રાખવી, કારણ કે મ્યુનિસિપાલિટીઓને કચરામાથી કમ્પોસ્ટ બનાવતા પહેલા આ ટુકડાઓ છૂટા પાડવા માટે પુષ્કળ ખર્ચ કરવો પડે છે અને પરિણામે ઉત્પન્ન થતું ખાતર મોંઘું પડે છે; તેથી તે ખેડૂતને પરવડી શકતું નથી

૨ અનાજમાં થતો બગાડ તરત જ અટકાવવો સરકારી કાયદાનું ઉલ્લંઘન કરી ચોરી-છૂપીથી જમણવાર વગેરે કરવાના પ્રયત્નો બંધ કરવા ઘર-વપરાશમાં અનાજના દરેક કણનો ઉપયોગ કરવો યોગ્ય મત્ત્વવાળો રહે તે પ્રમાણે રાંધવો, એટલે કે ચોખા એ સાવવાની પ્રથા બંધ કરવી સરકાર તરફથી આપવામાં આવતા અનાજની જુદીજુદી વાનીઓ બનાવી સ્વાદિષ્ટ જમણ કેમ કરવું તે તરફ પ્રયત્ન કરવા અને આ વાનીએ બીજાને શીખવવી

૩ રજાએના દિવસોમાં આજુબાજુના ગામોમાં પોતાનો ખાવાનો ખોરાક લઈ સમૂહમાં જઈ અનાજના ખેતરોમાથી કચરો સાફ કરવો, ખેડૂતોને કાપણીમાં મદદ કરવી આવી રીતે ટુકડીઓ ગામડામાં જવા માટે ગોઠવવામાં આવે તે શહેરની આજુબાજુના અનાજના ખેતરો, ખાસ કરીને ઘાસ-કચરાથી ભરેલા હોય છે તે, ચોખ્ખા થતા ઉત્પન્ન વધશે, કારણ કે શહેરની આસપાસના ગામોમાં મજૂરીનો ભાવ વધારે હોય છે એટલે અનાજના ખેતરોની ઉપલી સ્થિતિ રહેવા પામે છે વરસાદની ઋતુમાં ઉઘાડ વખતે નીંદવા માટે અને કાપણી વખતે લણવા માટે મજૂરોની ખૂબ તાણ હોય, તો તેવે વખતે આવો વ્યવસ્થિત પ્રયત્ન અનાજના મોરચાને ઘણો જ મૌલ્ય ઉપ-રૂપ થશે ઇંગ્લાંડ વગેરે પશ્ચિમના દેશોમાં શહેરી જનતા અનાજના મોરચા માટે ખેતરમાં કામ કરવા ગામડામાં ગયેલ હોવાનું જાણવામાં આવ્યું છે, પણ આપણા ખેતીપ્રધાન હિંદમાં હજુ સુધી તો આવો એક દાખલો બન્યો નથી

૪ ગ્રામ્ય પ્રદેશમાં બિનખેડૂત પ્રજા ખાસ કરીને પાકને નીંદવાને વખતે અને લણણી વખતે ખેતરમાં કામ કરવા આજથી ૫૦ વર્ષ પહેલા જતી હતી; તે કહેવાતી સુધારપને લીધે હમણા બંધ થયું છે આ જૂની પ્રથાને જો પાછી સજીવન કરવામાં આવે તો દરેક ગામના મજૂરોનો પ્રશ્ન હળવો થઈ જાય

### વિદ્યાર્થીઓ શું કરી શકે ?

દેશની સ્વતંત્રતાની લડાઈઓમાં વિદ્યાર્થી આલમે આપેલ ફાળો અદ્વિતીય છે આવો

જ ફાળો જો આ અનાજના મોરચા ઉપર આમવા તેઓ નિશ્ચય કરે તો કામ ઘણું જ સુગમ થાય; કારણકે વિદ્યાર્થીઓને ખોટી મોટપ હોતી નથી. સઘળા સંજોગોને તેઓ જલદી અનુકૂળ થઈ જાય છે, તો કાપણી વખતે વિદ્યાર્થીઓ ગામડાંમાં જઈ શકે. માટે સરકારે આ વખતે રજાની વ્યવસ્થા કરી આપવી જોઈએ. વેકેશન સિવાયના કોલેજના અભ્યાસ સમયે પણ રજાઓમાં આજુબાજુનાં ગામડાંઓમાં તેઓ જઈ ઉપર જણાવેલ રીતે ખેડૂતોને મદદ કરી શકે તેમ છે.

**જાહેર કાર્યકર્તાઓએ શું કરવું જોઈએ?**

પોતાને—સંસ્થાને ખેડૂત આલમમાં પ્રિય થવાનો જાહેર કાર્યકર્તાઓ માટે આ સારો મોકો છે. તેઓ જિલ્લા અને તાલુકા અનાજ મોરચા—સમિતિઓ સ્થાપી ખેતીમાં મદદ કરવા માટે શહેરીજનો અને વિદ્યાર્થીઓની ટુકડીઓ ગોઠવી શકે તેમ છે. આવી રીતે ગામડાંમાં કામ કરવા જવાથી જે ખેડૂત અનાજની ખેતી માટે બેદરકાર હશે તેને તે સમજાવી શકશે. સરકારી મદદોનો ગેરઉપયોગ થતો અટકાવી શકશે અને આર્થિક અથવા બીજી રીતે ખેડૂતને જે મુશ્કેલીઓ હશે તેની તેમને માહિતી મળવાથી આ કાર્યકર્તાઓ સહેલાઈથી દૂર કરાવી શકશે; કારણકે સરકારી અમલદારો પોતાના ખાતા ઉપર આવી મુશ્કેલીઓ મૂકતાં ઘણી વખત ડરે છે. આ સિવાય ગામડામાં તેઓ પ્રિય થતાં રાષ્ટ્રપિતાનાં બીજાં રચનાત્મક કાર્યો તેઓ સહેલાઈથી કરી શકશે. મારા માનવા પ્રમાણે સર્વોદય સંસ્થાએ આ પહેલ કરી દેવી જોઈએ. જો કે હોમગાર્ડોએ આ પ્રશ્ન હાથમાં લીધો છે. હવે બીજાએ તેનું અનુકરણ કરવાની જરૂર છે.

બિનખેડૂત પ્રજા આવી રીતે ખેતીમાં મદદ કરવા જતાં તેમને ખર્ચાળ સાધનોની આમાં જરૂર પડવાની નથી; કારણકે એથી અઢી રૂપિયાનાં ખૂરપી અને દાતરડું ઉપલાં કામ માટે પૂરતાં થઈ પડશે.



**સુધારો**

'અખંડ આનંદ'ના ગયા મહિનાના અંકમાં શ્રી ભોગીલાલ સાંડેસરાનો 'રાષ્ટ્રમુદ્રા' નામનો પ્રસિદ્ધ થયેલો લેખ તા. ૧૭મી ઓકટોબરે સાંજે અમદાવાદ–વડોદરા રેડિયોપરથી એમણે કરેલો વાક્-વાર્તાલાપ હતો. ઓલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી એ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

×

**ઓ મહાનતાના માલિક!**

જગતના અનેક જ્ઞાની મનુષ્યોના મુખેથી મેં સાંભળ્યું છે, કે નીચથી હંમેશ દૂર રહેવું.

મારા અહંકારનું પડ ચિરાઈ જાય છે અને હું જોઉં છું કે હું જ નીચમાં નીચ છું.

હું નીચ છું, છતાં તારી દયાની નિરંતર આશા સેવું છું; કારણકે ખાતરની સડેલ રજકણોમાંથી ફૂલોના સુવાસિત પરાગ સર્જવા તું શક્તિમાન છે અને જ્યારે તારી કૃપા થાય છે ત્યારે ઉનાળાની અળખામણી ગરમીમાંથી પણ, ચોમાસાની આહ્લાદક અને મધુર શીતળતાનું સર્જન થાય છે.

હું તો ક્ષુદ્રથી પણ ક્ષુદ્ર છું, પરંતુ ક્ષુદ્રતાના શીશ પર મહાનતાનો મુગટ પહેરાવવા તું સમર્થ છે.

એક લોહાના નકામા તારમાં સંગીતના મિષ્ટ સૂરો તેં ગુપ્ત રીતે મૂકેલા છે, એટલે કે તુચ્છમાં તુચ્છ ચીજને તારી કૃપાનો સ્પર્શ થતાં જ તે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બને છે.

હું તુચ્છ 'હું' કે મારું શિર અહર્નિશ, તારી કૃપાપ્રાપ્તિ માટે, તારા આગળ નમો અને મારું હૃદય તારી આજ્ઞાને આધીન થઈ રહો.

**મોહમ્મદ માંકડ**

# યુગપ્રવાહ

## શ્રી સોપાન

૨૬ જાન્યુ. ઉપર... 

આજ પ્રસિદ્ધ થશે ત્યારે આપણા દેશે સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાસત્તાકનો દરજ્જો પ્રાપ્ત કરી લીધો હશે. અઢી વર્ષ પહેલાં આપણે બ્રિટિશ ગુલામીમાંથી મુક્ત થયા અને એ મુક્તિ સંપૂર્ણ હતી, છતાં ઔપચારિક રીતે ગુલામીનું એક નિશાન કાયમ રહેલું હતું. આપણે 'સંસ્થાન' ગણાતા હતા. આપણા ઉપર બ્રિટિશ તાજનું વર્ચસ્ હતું. આપણા રાજ્યના વડા તાજના પ્રતિનિધિ ગણાતા હતા. આપણી સરકાર તાજને નામે કામ કરતી હતી. આ ઔપચારિકતા શા માટે રાખવી? બ્રિટનના આપણે ગુલામ હતા ત્યારે તો લાચાર હતા, હવે શા માટે આપણા મહાન અને પ્રાચીન દેશને બ્રિટન કરતાં દેખાવપૂરતો પણ નાનો ગણવો?

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પણ આ બાબત મહત્ત્વની છે. આપણે સંસ્થાન કે ડુમિનિયન ગણાઈએ એટલે દુનિયામાં કેટલાક એમ માને કે આપણે બ્રિટનને પૂંછડે બંધાયેલ છીએ, આપણી ને બ્રિટનની વિદેશનીતિ એક રહેશે, વિશ્વયુદ્ધ જાગશે તો આપણે બ્રિટનને પડખે ચાલ્યા જઈશું. આ વાતાવરણ સ્પષ્ટ કરવા પણ પ્રજાસત્તાકનો દરજ્જો ખૂબ ઉપયોગી થશે. હા, પ્રજાસત્તાક થવા છતાં રાષ્ટ્રસમૂહમાં આપણે રહીએ છીએ, પણ ત્યાં કોઈ મોટુંનાનું નથી. હવે તો સ્વતંત્ર એશિયાઈ દેશોનો અવાજ બળવાન બન્યો છે. રાષ્ટ્રસમૂહનું કશું બંધારણ નથી. તેઓ મિત્રભાવે આખી દુનિયાના પ્રશ્નો ચર્ચે છે ને એકબીજાના મંતવ્યોથી માહિતગાર બને છે. ભારત પ્રજાસત્તાક હોવા છતાં એમાં રહી શકતું હોય તો શા માટે ન રહે? ગુમાવવાનું તો કશું છે જ નહીં અને મેળવવામાં એક આશા છે એ દ્વારા વિશ્વશાંતિનું કાર્ય સહેલું બને, અથડામણો કંઈક ઓછી થાય. રાષ્ટ્રસમૂહમાં રહેવાથી આપણી સ્વતંત્રતામાં કશી જ ખામી રહેતી નથી.

આપણું નવું બંધારણ અમલમાં આવી ગયું. વિરોધીઓ પણ કહે છે કે બંધારણમાં આપણા વિકાસ માટેની પૂરતી સગવડો છે. આ બંધારણ અનુસાર ચાલુ વર્ષમાં કે ૧૯૫૧ના પ્રારંભમાં સામાન્ય ચૂંટણીઓ થશે. આપણી—૨૬મી એ ઉત્સવ ઉજવનારાઓની—ત્યારે ખરી કસોટી થશે. પ્રજાસત્તાકનો અર્થ જ પ્રજાની સત્તા એટલે કે પ્રજા જેના હાથમાં રાજ્યધુરા સોંપે તેની સત્તા. આપણા દેશના પુખ્ત વયના ૧૭ કરોડ માણસો પોતાના ભાગ્યનો ત્યારે ફેંસલો નોંધાવશે. આ જવાબદારી ઓછી નથી. વિવિધ પક્ષો ને નેતાઓ પોતાના કાર્યક્રમો લઈને પ્રજા પાસે મતોની માગણી કરશે. પ્રજાએ આ વિષે આજથી જ વિચારવા માંડવું જોઈએ. સમજ્યા વિના અપાયેલ મતની પણ અસર છે. માટે પ્રથમથી સમજી લેવું જોઈએ કે કોના હાથમાં આપણી આઝાદી સલામત રહેશે ને કોણ આપણને આબાદીને માર્ગે દોરી જશે.

સ્વતંત્રતાની સાથે જ જવાબદારીનો ભાર આવે છે તે ન ભૂલીએ.

**લાલ ચીન**

આંતરરાષ્ટ્રીય જગતમાં નવે મહિને આપણે એક મોટું પગલું ભર્યું. ચીનમાં આંતરવિગ્રહમાં સામ્યવાદી સેના વિજયી

થઈ અને તેનું રાજ્ય સ્થપાયું. ચીનની મુખ્ય ભૂમિ પર લાલ ઝંડો લહેરાઈ ગયો. ચાંગ-કાઈ-શેકની જૂની સરકાર ફોર્મોસાના ટાપુ ઉપર નાસી ગઈ. એના હાથમાં હવે ફોર્મોસા અને હૈનાન નામના બે જ ટાપુઓ રહ્યા છે. એ હજી યે આખર સુધી લડવાની વાત કરે છે, પણ તેનો કશો અર્થ નથી. ચીન ઉપર સામ્યવાદી સરકારનું રાજ્ય સ્થપાઈ ગયું છે તે નક્કર હકીકતનો ઇનકાર કેમ થઈ શકે?

લાલ ચીનને સ્વીકૃતિ આપવામાં સોવિયેટ રશિયા અને તેના સાથીઓ મુખ્ય હતા. એ પછી બ્રહ્મદેશે સ્વીકૃતિ આપી; પરંતુ ભારતની સ્વીકૃતિએ આખી સ્થિતિ પલટી નાખી. રશિયા વગેરેની સ્વીકૃતિ સ્વાભાવિક ગણાય. બ્રહ્મદેશની સ્વીકૃતિ પોતાની આંતરિક પરિસ્થિતિને કારણે હતી, જ્યારે ભારતે તો જોઈ-વિચારી પોતાની તટસ્થ અને વાસ્તવિક વિદેશનીતિ અનુસાર સ્વીકૃતિ આપી. સામ્યવાદીઓ તરફથી ઘણી યે વાર એવા આક્ષેપો થાય છે કે ભારત અમેરિકાના જૂથમાં સામેલ થયેલું છે. આ આક્ષેપો કેટલા જૂઠા છે તેનો પુરાવો લાલ ચીનને સ્વીકૃતિ આપતાં મળી ગયેલો ગણાય. ભારત પછી પાકિસ્તાન, સિલોન, બ્રિટન અને નોર્વેએ પણ પોતાની સ્વીકૃતિ આપી દીધી છે. સૌનું ધ્યાન હવે અમેરિકા ઉપર કેંદ્રિત થયેલું છે. એ સ્વીકૃતિ આપતાં પહેલાં માઓ ત્સે તુંગની સરકાર પાસે કેટલીક ખાતરીઓ માગે છે, પણ ખાતરીઓ મળે, કે ન મળે લાલ ચીન થોડા સમયમાં જ પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લેશે એમાં શંકા નથી.

લાલ ચીનના સ્વીકારનો અર્થ સામ્યવાદનો સ્વીકાર એવો થતો નથી. એમ તો રશિયા, પોલાંડ, યુગોસ્લાવીઆ વગેરેનો સ્વીકાર થયેલો જ છે. દુનિયાના જે જે દેશોમાં સરકારો બદલાય છે તેનો સ્વીકાર થાય જ છે. ચીનની અસર તો ઘણી મોટી છે. વસ્તીવિસ્તાર અને ભૌગોલિક સ્થાનને કારણે ત્યાંનું પરિવર્તન આખા જગત ઉપર અસર ઉપજાવશે. નવી સરકાર કેટલે અંશે સોવિયેટની સાથે રહે છે તે હવે જોવાનું રહે છે. ચીન અને રશિયાની નીતિ એક જ રહે તો શું થાય તેની આજે કલ્પના શા માટે કરવી? પરિસ્થિતિનાં બળો પોતાનું કામ કર્યે જાય છે. આપણે વાસ્તવિક દૃષ્ટિએ જ વિચારવું જોઈએ.

## ભારતનું મિત્રરાજ્ય

ગયા મહિનામાં એશિયાના આકાશમાં એક નવા તારાનાં દર્શન થયાં. આ તારો આજ સુધી ડચ શાહીવાદના ધાબા નીચે દબાયેલો હતો અને એ ધાબું ભૂંસી નાખી સ્વતંત્ર રીતે પ્રકાશવા મથતો હતો. છેલ્લા વિશ્વયુદ્ધ પછી એશિયામાં ક્રાંતિનો જુવાળ ચડ્યો, તેમાં ઇન્ડોનેશિયાનું મોખરાનું સ્થાન હતું. અમેરિકા, બ્રિટન અને યુરોપના બીજા શાહીવાદ દેશોની મૂંગી સહાનુભૂતિથી ડચ લોકોએ ફરી ત્યાં કબજો જમાવ્યો હતો; પરંતુ ઇન્ડોનેશિયાની પ્રજાનો મિજાજ બદલાઈ ગયો હતો. બ્રિટને ભારત, પાકિસ્તાન, સિલોન અને બ્રહ્મદેશની બાબતમાં જે ડહાપણ બતાવ્યું તે ડહાપણ હોલેન્ડની સરકાર બતાવી શકી નહિ, એણે તલવારને જોરે સાત કરોડ ઇન્ડોનેશિયાના પ્રજાજનોને, જાવા-સુમાત્રાની સુંદર ધરતીને ગુલામ રાખવાનો નિશ્ચય કર્યો. આમાંથી ભડકો પેદા થયો. એ પછી ડચ શાહીવાદીઓએ ઇન્ડોનેશિયામાં ભંગાણ પડાવવાના પણ પ્રયત્નો કર્યા; પણ એમાં યે સફળતા ન મળી. દુનિયાનો પ્રજામત પણ બદલાવા લાગ્યો. ભારતે આ બાબતમાં ઘણો જ મહત્ત્વનો ભાગ ભજવ્યો. સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા અને સલામતી સમિતિ જ્યારે પાણીમાં બેસી ગયાં, ત્યારે ભારતે આગેવાની લઈ

સમગ્ર એશિયાના દેશોને પોતાને આંગણે નોતર્યા અને ઈન્ડોનેશિયાના મુક્તિઆંદોલનમાં ઉઘાડી તથા સક્રિય સહાનુભૂતિ નોંધાવી આની અસર બહુ સારી થઈ ડચ શાહીવાદીઓનું જોર નરમ પડ્યું સલામતી સમિતિએ પણ સારું વલણ લીધું એમાંથી વાટાઘાટો દ્વારા ઈન્ડોનેશિયાની મુક્તિનું સ્વપ્ન સિદ્ધ થયું

ઈન્ડોનેશિયાનું અનેક રીતે મહત્ત્વ છે પ્રશાંત સાગરમાં એ અગત્યનું ભૌગોલિક સ્થાન ધરાવે છે સાત કરોડની વસ્તી ધરાવતો એ દેશ છે પ્રજા મોટેભાગે મુસ્લિમ ધર્મ પાળે છે, પણ કોમવાદને ત્યાં સ્થાન નથી પાકિસ્તાન અકળાય છે અને પ્રયત્ન પણ કરે છે કે ઈન્ડોનેશિયા પોતાને મુસ્લિમ રાષ્ટ્ર તરીકે જાહેર કરે, પરંતુ ઇન્ડોનેશિયાના નેતાએ કરાંચીમાં જ જાહેર કર્યું છે, કે તેઓ મુસ્લિમ નહીં, એશિયાઈ પ્રજા છે ઇન્ડોનેશિયામાં ધર્મનો ઝઘડો નથી ઇન્ડોનેશિયા ભારતનું પરમ મિત્ર છે ભારતની અને તેની વિદેશનીતિ એકસરખી છે

ઈન્ડોનેશિયા મુક્ત થયું તેથી તેના દુ:ખોનો અંત આવી ગયો છે એમ નથી આખું જગત જે આર્થિક મુસીબતો ભોગવે છે તેમાં તો તે પણ ઘેરાયેલું છે જ, પણ ત્યાં આંતરકલહની અને લોહિયાળ સામ્યવાદની ભીતિ વિશેષ છે આપણે એવી આશા રાખીએ કે ઈન્ડોનેશિયાને કોઈ સરદાર વલ્લભભાઈ પ્રાપ્ત થાય અને આંતરિક એકતા વજ્રલેપ સમી બને

## કોલંબો-પરિષદ

રાષ્ટ્રસમૂહના દેશોના વિદેશ પ્રધાનોની પરિષદ કોલંબોમાં મળી હતી આ પરિષદનું ધ્યાન મુખ્યત્વે એશિયાના પ્રશ્નો ઉપર કેંદ્રિત થયેલું હતું આપણા વડાપ્રધાન પરદેશ ખાતાનું દફતર સંભાળતા હોવાથી તેઓ જાતે જ ત્યાં ગયા હતા ભારતનું દૃષ્ટિબિંદુ એમણે પ્રબળ અને સુંદર રીતે રજૂ કર્યું હતું. સિલોનની પ્રજાએ એમનો અદ્ભુત સત્કાર કર્યો હતો ભારતે હંમેશા એમ માન્યું છે કે જો એશિયાના આર્થિક પ્રશ્નો સાચી રીતે ઉકેલાય નહિ અને યુરોપ-અમેરિકાના સ્વાર્થી ત્યાંથી દૂર થાય નહીં, તો સામ્યવાદને અટકાવવાનું મુશ્કેલ છે. લાલ ચીન અંગે ભારતની નીતિ કેટલી વાસ્તવિક છે તેનો ખ્યાલ એમણે આપ્યો હતો.

રાષ્ટ્રસમૂહની કાર્યપદ્ધતિમાં ઠરાવો કે નિર્ણયોને ઓછો અવકાશ છે તેઓ સાથે બેસી એકબીજાના મંતવ્યો સમજે છે વિશ્વશાંતિની દૃષ્ટિએ મૂંઝવતા સવાલોની વિચારણા કરે છે એ મ જોઈએ તો કોલંબો-પરિષદ સફળ થયેલી ગણાય, પણ જ્યાંસુધી બધા દેશોની વિદેશનીતિ અને પરસ્પરના સંબંધોમાં એકવાક્યતા ન આવે ત્યાંસુધી કાયમી સફળતા માટે ઓછી આશા રહે છે. દક્ષિણ આફ્રિકાની રંગભેદની નીતિ, ઑસ્ટ્રેલિયાનો અલગતાવાદ, પાકિસ્તાનની દાંડાઈ, બ્રિટનની મલાયા અંગેની નીતિ, આ બધું રાષ્ટ્રસમૂહના વિકાસ માટે અંતરાયરૂપ છે.

## પાકિસ્તાન સાથેનાં ઘર્ષણો

પાકિસ્તાન સાથેના આપણા ઘર્ષણો છેલ્લા મહિનામાં ઘટવાને બદલે વધ્યા છે. કાશ્મીરનો સવાલ સલામતી સમિતિ સમક્ષ છે પંચનો અહેવાલ એકપક્ષી પુરવાર થયો છે એ પછી કેનેડાના પ્રતિનિધિ જનરલ મેકનોટને ભારત-પાકિસ્તાનની સંમતિ માટે એક દરખાસ્ત રજૂ કરી હતી આ દરખાસ્તમાં શુભાશયનો ભાસ થાય એવું છે, કારણકે એમાં લશ્કરો ખસેડવાની, શસ્ત્રો હેઠાં મૂકવાની અને લોકમત લેવાની વાતો છે,

પરંતુ દરખાસ્તોમાં મૂળભૂત દૃષ્ટિ એ છે કે ભારત અને પાકિસ્તાનને તથા કાશ્મીર રાજ્ય તથા પાકિસ્તાનના પ્યાદારૂપ કહેવાતી આઝાદ સરકારને સમાન સ્થાન આપવામાં આવેલું છે. જ્યાંસુધી આ દૃષ્ટિબિંદુ કાયમ રહે ત્યાં-સુધી સમાધાન માટે આશા જણાતી નથી. કાશ્મીરની પ્રજા અને તેના રાજા કાયદેસર પદ્ધતિએ ભારત સાથે જોડાયેલા છે. અથ-ડામણ નિવારવા માટે ભારતે સામે ચાલીને લોકમત માટે તૈયારી બતાવી છે. બીજી બાજુ પાકિસ્તાન આક્રમણખોર છે અને આઝાદ દળો તેનું જ સર્જન છે. એમને સમાન સ્થાને મૂકવાની પાછળ રાજદ્વારી રમત છે. સલા-મતી સમિતિમાં બિરાજતા દેશો જ્યાં સુધી કાશ્મીરનો પ્રશ્ન આ દૃષ્ટિએ વિચારશે ત્યાં સુધી સમાધાન માટે આશા જણાતી નથી. સલામતિ સમિતિએ સર્વ પ્રથમ એ નક્કી કરવું જોઈએ કે ગુનેગાર છે કોણ ?

નિર્વાસિતોની મિલકતનો ઝઘડો એમનો એમ ઊભો છે. પાકિસ્તાને જૂના કરાંચી–કરારને વળગી રહેવાની અને એ રીતે અમુક મર્યાદામાં મિલકતની ફેરબદલી અંગે જાહેરાત કરી છે; પણ એમાં પાકિસ્તાનની ખૂરી દાન-તનાં જ દર્શન થાય છે. ભારતમાંથી પાકિસ્તાન ગયેલા કેટલાક મુસલમાનોની મિલકતો મેળવવાની આ બાજી છે. નિર્વાસિતોની મિલકતનો ફેંસલો હવે સહકારી ધોરણે જ થઈ શકે. જગતના કોઈ પણ તટસ્થ પંચ પાસે બંને મિલકતોની કિંમત કરાવવી જોઈએ અને જે રકમ નક્કી થાય તે બંને સરકારોએ પરસ્પર ચૂકવી દેવી જોઈએ. પાકિસ્તાન આ માટે તૈયાર નથી, પણ એણે વહેલે મોડે તૈયાર થવું જ પડશે, એમાં શંકા નથી. નહે-રનાં પાણીનો ઝઘડો નિષ્ણાતોનો અભિપ્રાય લઈ નિવારી શકાય એમ છે, પણ તે બાબત પર પાકિસ્તાન કશી ચોખવટ કરતું નથી.

પાકિસ્તાન અને ભારત વચ્ચેનું આર્થિક યુદ્ધ ગયા મહિનામાં વધુ ઉગ્ર બન્યું છે. પાકિસ્તાને પોતાનો રૂપિયો હજી સુધી ટકાવી રાખ્યો છે, પણ તેનાં સ્વાભાવિક પરિણામો-માંથી તે બચી શક્યું નથી. પૂર્વ બંગાળના કરોડો ખેડૂતો કાચા શણના ભરાવાથી અને ભાવો તૂટી જવાથી ત્રાસમાં સપડાયા છે. ભારતને મૂંઝવવા માટે પાકિસ્તાને અગાઉ ખરીદાયેલું ભારતનું શણ રોક્યું છે, આસામથી આવતો માલ પૂર્વ બંગાળમાં અટકાવ્યો છે અને છેલ્લે નાકાબંધી જેવું પગલું લીધું છે. ભારત સરકાર આનો યોગ્ય જવાબ આપી રહી છે એટલે એવી આશા ઊપજે છે કે પાકિસ્તાનને આ પ્રશ્નમાં દાંડાઈ ભારે પડી જવાની છે.

વિશ્વશાંતિનો આદર્શ રાખનારે તેનો અમલ ઘરઆંગણેથી અને પાડોશીઓ સાથેના સંબંધોથી કરવો જોઈએ. ભારત સરકારે આ માન્યતાથી પ્રેરાઈને પાકિસ્તાન સરકારને જણાવ્યું છે કે આપણી વચ્ચેના તમામ ઝઘડાઓનો નિકાલ શાંતિમય સાધનો દ્વારા જ આપણે કરીશું અને યુદ્ધનો માર્ગ કદી જ ગ્રહણ નહીં કરીએ એવી સંયુક્ત જાહેરાત આપણે કરવી જોઈએ. પાકિસ્તાન સરકારે પ્રથમ તો આ માગણીનો જવાબ આપ્યો જ નહીં અને આપ્યો ત્યારે એવી શરત મૂકી કે પહેલાં ઝઘડા પતાવવાની પદ્ધતિ નક્કી કરવી જોઈએ. યુદ્ધના ભય નીચે, એ તલવાર તોળાયેલી હોય ત્યારે જે વાટાઘાટો થાય તેમાં સફળતા મળે જ નહીં, એટલે પદ્ધતિ નક્કી કરવાની માગણી યુદ્ધ બંધ કરવાની જાહેરાત ન કરવા માટેનું બહાનું જ છે. આમ પાકિસ્તાન અને ભારતના સંબંધો બગડતા જ જાય છે. તા. ૧૯–૧–'૫૦

★

# સંસ્થા-સમાચાર

## વિવિધ ગ્રંથમાળા

આ માળાના ચાલુ વરસના બીજા હપ્તાનું પુસ્તક 'દેશ અને કાળ' (સ્વામી માધવતીર્થજી કૃત) ગ્રાહકોને મોકલી અપાયું છે, અને હવે પછી 'વનરાજ ચાવડો,' 'પાકશાસ્ત્ર,' 'આરોગ્યની કૂંચી' ઇત્યાદિમાંથી પસંદ કરીને મોકલી અપાશે

## નવાં પ્રકાશનો

**બૂકર ટી વૉશિંગ્ટન :** અનુવાદક મકુટલ પ્રા ઠાકોર એમ એ અમેરિકન હબસી વીરની પ્રેરક ને બોધક આત્મકથા પાન ૨૧૬ કિ ૧-૮

**તુજ ચરણે :** સંપાદકો : નંદલાલ ભોગીલાલ શાહ, હેમન્તકુમાર નીલકંઠ ભાવવાહી ને હૃદયપુલકિત કરનારી પ્રાર્થના. પાન ૪૦ કિ ૦-૨

## છેલ્લા ત્રણ માસનાં પ્રકાશનો

**ત્રિશલાનંદન મહાવીર :** (બાલગ્રંથમાળા) લે૦ રતિલાલ મ૦ શાહ ઉપદેશ દ્વારા શ્રમણ ભગવાન મહાવીરની આ કથા અનેકોના જીવન અજવાળે છે
પાન ૧૨૮ કિ ૦-૬

**ગોસ્વામી તુલસીદાસ :** (બાલગ્રંથમાળા) તુલસી રામાયણના રચયિતાનું સદ્ગત ભિક્ષુ અખંડાનંદજીએ તૈયાર કરેલું આ ચરિત્ર પ્રેરક ને બોધક છે.
પાન ૧૨૮ કિ ૦-૬

**દેશ અને કાળ :** (ગુજરાતીમાં જ્ઞાનના પ્રમાણનું પ્રથમ પુસ્તક) લે૦ સ્વામી માધવતીર્થજી વેદાંતના વિવર્તવાદ સાથે પ્રો આઇન્સ્ટાઈનના સાપેક્ષવાદનું સામ્ય ધરાવતી તથા દેશ અને કાળ સંબંધી જે હકીકતો પ્રાચીન ગ્રંથોમાં જોવામાં આવતી નથી, તે સર્વના વિસ્તૃત વર્ણન અને સમજૂતી આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે (વિવિધ ગ્રંથમાળા)
પાન ૪૪૮ કિ ૪-૦

**પાકશાસ્ત્ર :** (સુધારેલ નવી આવૃત્તિ) લે૦ શ્રીમતી કાશીબહેન મ૦ દેસાઈ: ઉચ્ચ શિક્ષણ લેતી કન્યાઓને તથા સાધારણ અભ્યાસવાળી બહેનોને પણ વાંચવા-સમજવામાં સરળ પડે એવી સાદી ભાષામાં જુદીજુદી વાનીઓ બનાવવાની રીત, પ્રમાણ, સમજ વગેરે આ પુસ્તકમાં અપાયાં છે. પાન ૨૦૦ : કિં. ૧-૮ : પાકાં પૂઠાં ૨-૦

**બાળકોના આચાર :** (સચિત્ર, આમશ્રેણી) લે૦ સોમાભાઈ ભાવસાર: બાળકોને સદ્વર્તન શીખવતા પાઠો. આવૃત્તિ ૨જી. પાન ૪૮ : કિં. ૦-૩

**તુલસીકૃત રામાયણ :** (આવૃત્તિ દસમી, બે ગ્રંથોમાં-સચિત્ર) દોહા-ચોપાઈ ગુજરાતી લિપિમાં આપ્યાં છે. મૂળ રામાયણ ઉપરાંત ક્ષેપકકથાઓ, લવકુશકાંડ, હનુમાનચાલીસા, અષ્ટક, તિથિપત્ર, શલાકા-પ્રશ્ન, માહાત્મ્ય, પારાયણવિધિ તથા બીજી પણ ઉપયોગી બાબતો અપાઈ છે. ચિત્રો ૩૪, પાકાં પૂઠાં, પાન ૧૨૧૬ : કિં. ૧૦-૦

**મારો ભારત દેશ :** (આવૃત્તિ ૨જી, સચિત્ર) લે. કાંતિલાલ પરીખ: ભારત-વર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય. પાન ૧૨૮ : કિં. ૦-૧૦

**શ્રી શાંકર ભાષ્ય સહિત ભગવદ્‌ગીતા :** અનુ૦ શ્રી વામનરાવ પ્રા. પટેલ બી. એ., એલએલ. બી. : ભગવાન શંકરાચાર્યે કરેલા ભાષ્યના સરળ ગુજરાતી અનુવાદ સાથેનો કેટલાંય વર્ષોથી અપ્રાપ્ય ગ્રંથ. પાન ૪૪૮ : કિં. ૪-૦

## નવાં પુસ્તકો છપાય છે

**સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ :** નવી આવૃત્તિ.

**વીર હનુમાન :** (સચિત્ર) લે૦ સોમાભાઈ ભાવસાર.

**સંત-ગુરુનો પરિચય :** લે૦ સ્વામી પ્રકાશાનંદજી.

**હરડે :** નવી આવૃત્તિ.

**સદાચાર ને સુખ :** લે૦ શ્રી. સિદ્ધિમુનિકૃત.

**વિશ્વામિત્ર ને હરિશ્ચંદ્ર :** લે૦ રામનારાયણ ના૦ પાઠક.

## ગ્રાહકોને

★ 'અખંડ આનંદ' દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે

★ વાર્ષિક લવાજમ રૂા. ૬-૮ છે પરદેશ માટે રૂા. ૭) અને પૂરદેશ માટે રૂા. ૧૦) ગ્રાહક થનારે તે અગાઉથી ભરવાનું હોય છે

★ લવાજમ મનીઑર્ડરથી મોકલતા મની-ઑર્ડરની કુપન પર પોતાનું પૂરું નામ તથા ઠેકાણું અને 'અખંડ આનંદ' માટે એમ સ્પષ્ટ લખવું

★ સરનામાનો ફેરફાર તરત લખી જણાવવો મહિના-બે મહિના માટે સરનામું બદલાવવું હોય, તો પોતાના પોસ્ટમાસ્તરને લખવુ.

★ માસિક સાથે પુસ્તકો વી.પી થી મોકલાતાં નથી.

★ વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો.

★ નમૂનાના અંક માટે રૂા ૧) મોકલી આપવો

★ ગ્રાહકોએ પત્રવ્યવહારમા અથવા લવાજમ મોકલતા પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો

★ ચાલુ વર્ષના પાછના અંકો ખલાસ થયા હોવાથી માર્ચ માસથી નવા ગ્રાહકો નોધાય છે

★ લવાજમ (૧) સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ઠે ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨ એ ઠેકાણે ભરી ગ્રાહકો થઈ શકાય છે.

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય**
ભદ્ર પાસે, અમદાવાદ અને મુંબઈ-૨

## લેખો અંગે નિયમો

'અખંડ આનંદ' કોઈ ચોક્કસ વિષય કે વર્ગનું માસિક નથી, એ સર્વદેશીય અને સર્વોપયોગી થાય એવા અમારા પ્રયત્નો છે સાહિત્યના કોઈ પણ પ્રકારને-વાર્તા, નાટક, જીવનચરિત્ર, ધર્મકથા, પ્રસંગ કથા, રેખાચિત્ર, પત્ર, નિબંધ, પરિચય, પ્રવાસ-વર્ણન વગેરે કોઈ પણ રૂપમા માનવજીવનને ઊંચે લાવનારા, પ્રેરણા આપનારા, ઉપયોગી વિચારો સૂચાવતા હોય તેવા તમામ પ્રકારના લખાણો 'અખંડ આનંદ' માટે સ્વીકારવામા આવે છે એ અભ્યાસયુક્ત અને કલામય છતા સાદી ભાષામા ને સરળ શૈલીમા આલેખાયેલાં હોવા જોઈએ

તંત્રી તરફથી સામાન્ય રીતે લેખના સ્વીકાર-અસ્વીકારનો જવાબ એક પખવાડિયામા આવે છે, પરંતુ લેખ ચોક્કસ કયા મોસમા પ્રસિદ્ધ થશે તે કહેવાનુ મુશ્કેલ હોય છે આમ છતા સ્વીકાર પામેલો લેખ ચારેક માસની અંદર પ્રગટ થઈ જ જાય તે વિષે કાળજી રાખવામા આવે છે માસિકમાં વૈવિધ્ય, દરેક વિષયનુ પ્રમાણ અને પ્રાસંગિક લેખોનુ મહત્ત્વ જળવાય એ દૃષ્ટિએ સંપાદન થાય છે કોઈ પણ કૃતિની જવાબદારી તો લેખકની જ રહે છે

લખાણ પ્રસિદ્ધ થતા લેખકને અંક, યોગ્ય પુરસ્કાર અને લખાણની છૂટી પાંચ પ્રતો મોકલી આપવામા આવે છે

અસ્વીકાર પામેલા લેખની સાથે તેના કારણો આપવાનુ અતિ મુશ્કેલ છે એથી ચર્ચામા ઊતરવું પડે છે કેટલાક લેખકોને માઠું પણ લાગે છે, એટલે અનુભવ પછી 'અસ્વીકાર્ય' એવી નોંધ સાથે લખાણ પાછું મોકલવાનું નક્કી કરવું પડયુ છે લેખકો આ બાબતમા ગેરસમજ ન કરે એવી વિનતિ છે સ્વીકાર-અસ્વીકારના જવાબ માટે અને અસ્વીકાર પામેલુ લખાણ પાછું મેળવવા માટે ટપાલખર્ચ મોકલવું આવશ્યક છે જેનુ ટપાલખર્ચ ન મળ્યુ હોય તે લખાણને એકાદ માસ પછી રદ કરવામાં આવે છે

લેખકની કૃતિ શાહીથી, કાગળની એક જ બાજુએ, સારા અક્ષરે લખેલી હોવી જરૂરી છે અંગ્રેજી, સંસ્કૃત કે બીજી કોઈ ભાષાના અવતરણો મૂકવા હોય તો તેનુ ગુજરાતી ભાષાંતર આવશ્યક છે

તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર કરવાનુ અને લખાણો મોકલવાનુ સરનામું આ પ્રમાણે છે –

તંત્રી 'અખંડ આનંદ'
ગુલબહાર, બેરેક રોડ, મુંબઈ-૧

## : અનુક્રમ :




સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તંત્રી : સોપાન
મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ કહાનજી ઠક્કર
મુદ્રણ અને પ્રકાશન સ્થાન : સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ



વર્ષ ૩, અંક ૫] તંત્રી : સોપાન [ માર્ચ ૧૯૫૦

# ઋતુઓના રંગપલટા

ઋતુઓના રંગની પેઠે જીવનમાં પણ પલટાઓ આવે જ છે ઋતુઓ જે નિયમ પ્રમાણે બદલાય છે તે આપણે જાણીએ છીએ, ત્યારે જીવનના રંગ શી રીતે બદલાય છે તેની આપણને ખબર નથી પડતી, પણ આપણા અજ્ઞાનનો અર્થ એ નથી કે જીવનના પલટાઓ કશા યે નિયમ વિના આવે છે આ સચરાચર સૃષ્ટિ અને આખું બ્રહ્માંડ ચોક્કસ નિયમોને વશ વર્તે છે, માનવીનું જીવન એમાં અપવાદરૂપ નથી. જીવનના આ નિયમને જાણવા ઋષિમુનિઓએ ભારે પ્રયત્નો કર્યા છે અને આપણને માર્ગદર્શન આપ્યું છે સુખ અને દુઃખ અકસ્માત્ આવતા નથી તેમ જતા પણ નથી સુખદુઃખના કારણો જાણવા અને સુખદુઃખની ભાવનાથી અલિપ્ત રહેવું એ આપણા જીવનનો એક પુરુષાર્થ છે

પણ બીજી એક અત્યંત મહત્ત્વની વાત આપણા નિત્ય જીવનમાં ધ્યાનમાં રાખવા જેવી છે ઋતુઓના પલટા વખતે આપણે શું કરીએ છીએ? શિયાળાનો ઠંડો પવન ફુંકાતો હોય અને કાયા થરથર કંપતી હોય ત્યારે આપણે શિયાળાને વિનતિ કરીએ છીએ કે તું ચાલ્યો જા? ઉનાળાનો તાપ અસહ્ય બન્યો હોય ત્યારે તેમાંથી બચવા આપણે ક્યા ઉપાયો લઈએ છીએ? ચોમાસાની ઝડી વરસતી હોય ત્યારે આસમાન પાસે યાચના કરવાનો કંઈ અર્થ છે ખરો? ઋતુઓ તો નિયમ પ્રમાણે આવે છે અને પોતાનો ધર્મ બજાવે છે

ઠંડીમાંથી બચવા આપણે ઘરમાં રહીએ ને કામળો ઓઢીએ, તાપમાંથી બચવા શીતળતા શોધીએ, વરસાદમાંથી બચવા છાપરા કે છત્રીનો ઉપયોગ કરીએ, તો ઋતુઓના જેવા જ પલટા જીવનમાં આવે ત્યારે એવા ઉપાયો કેમ ન લઈએ? ત્યારે ભાગ્યને, ઈશ્વરને કે બીજા કોઈને દોષ દેવાને બદલે કે કોઈની લાચારી કરવાને બદલે આપણા મનને જ રક્ષણ કામ છે ને? તો તો શિયાળો, ઉનાળો કે ચોમાસુ–ઠંડી, ગરમી કે વર્ષા ઉપર આપણો કાબૂ કેમ ન આપીએ? સુખ ઊપજે ત્યારે અનુકૂળ ઋતુની પેઠે તે શાંતિપૂર્વક ભોગવીએ અને દુઃખનું વાવાઝોડું આવે ત્યારે મનને સ્થિર રાખીએ એ જ ઉપાય ઉત્તમ નથી? બાહ્ય પરિસ્થિતિ ને સંયોગો આપણા હાથમાં નથી, પણ તેની અસર મન ઉપર થવા દેવી કે નહીં તે તો આપણા જ હાથમાં છે સુખ અને દુઃખ અંતે તો મનનો જ એક ભાવ છે આ મનની રક્ષા આપણે કરીએ તો ઘોર દુઃખના ઝંઝાવાતો પણ આપણને દુઃખી કરી શકે નહિ મન ઉપર કબજો મેળવવાનું શક્ય છે, બાહ્ય પરિસ્થિતિ ઉપર કાબૂ મેળવવાનું અશક્ય છે, તે સતત ધ્યાનમાં રાખીએ

શ્રી

# બંદર છે. દૂર છે.

ગુજરાતનો ને કાઠિયાવાડનો ઘણો કિનારો સાગર ને નદીકાંઠાનો હોવા છતાં આપણે ત્યાં એ જીવનને સ્પર્શતી, પ્રમાણમાં ઓછી કૃતિઓ ઊતરી છે. સંસારસાગરના નાવિકને પ્રેરણા, ઉત્સાહ અને ચેતન આપતાં રચાયેલાં ગુજરાતી કાવ્યોમાં અહીં રજૂ થતું, એમ પ્રેરતું કાવ્ય મહત્ત્વનો ઉમેરો કરે છે. ભયંકર આંધી ઊમટી હોય, વીજના કડાકા થતા હોય, અંધારી રાતે મધદરિયે તોફાનમાં વહાણ હિલોળા લેતું હોય—જીવનસાગરની આવી વિષમ પરિસ્થિતિમાં હૈયે હામ ને હિંમત હોય તે જ પોતાના દૂર-દૂરના આદર્શને પહોંચવાનો પંથ કાપી શકે. આવે વખતે નાવિકનો બેલી કોણ? આતમરામ જ!

અલ્લા બેલી, અલ્લા બેલી,
જાવું જરૂર છે,
બંદર છો દૂર છે!

બેલી તારો, બેલી તારો,
બેલી તારો તું જ છે,
બંદર છો દૂર છે!

ફંગોળે તોફાની તીખાતા વાયરા,
મુંઝાયે અંતરના હોય જે કાયરા,
તારા હૈયામાં જો સાચી સબૂર છે,
છો ને એ દૂર છે!

આકાશી નૌકાને વીજ દેતી કાટકા,
તારી નૌકાનેયે દેતી એ ઝાટકા
મધદરિયો મસ્તીમાં છોને ચકચૂર છે,
બંદર છો દૂર છે!

આંખોના દીવા બુઝાવે આ રાતડી,
ધડકે ને થડકે જે છોટેરી છાતડી;
તારી છાતીમાં જુદેરું કો શૂર છે,
છોને એ દૂર છે!

અલ્લા બેલી, અલ્લા બેલી,
જાવું જરૂર છે;
બંદર છો દૂર છે!

બેલી તારો, બેલી તારો,
બેલી તારો તું જ છે.
બંદર છો દૂર છે!

સુંદરજી ગો. બેટાઈ

# સ્નાનસમાપન

## રવીન્દ્રનાથ ઠાકુર

ગુરુ રામાનન્દ સ્તબ્ધ ઊભા છે,
જંગાના જળમાં પૂર્વમુખે
ત્યારે જળને થઈ ચૂક્યો છે
'સોનાની લાકડી'નો સ્પર્શ,
પ્રભાતની વાયુલહરીએ
સ્રોત થઈ ઊઠયો છે છલછલ
રામાનન્દ મીટ માંડીને જોઈ રહ્યા છે
જાસુદીના ફૂલ જેવા સૂર્યોદયને
મનમાં મનમાં બોલે છે :
'હે દેવ, તમારું જે કલ્યાણતમ રૂપ
તે તો મારા અન્તરે પ્રકટ થયું નહી,
અળગું કરો તમારું આવરણ'
સૂર્ય આવ્યો, શાલવનના માથા ઉપર
માછીઓએ નૌકાના શઢ છોડ્યા,
બગલાંની હાર ઊડી નીકળી
સોનાના આકાશને છાઈ જઈને
સામે કાંઠેની હાલિયા જમીન ભણી
હજુ ય સ્નાન પૂરું થયું નથી
શિષ્યે પૂછ્યું 'વિલમ્બ શાને, પ્રભો?
પૂજાનો સમય વહી જાય છે'
રામાનન્દે ઉત્તર દીધો :
'પવિત્ર થયું નથી શરીર,
ગંગા રહી ગઈ મારા હૃદયથી દૂર'
શિષ્ય બેઠોબેઠો વિચારે
આ તે શી વાત?
સરસવના ખેતરમાં તડકો વિખેરાઈ ગયો છે
માલણે ખોલી છે ફૂલની દૂકાન રસ્તાની બાજુએ,
ગોવાલણ ચાલી નીકળી છે,
'માથે દૂધની મટકી મૂકીને.
ત્યા ગુરુને મનમા એકાએક,
કોણ જાણે શું થયું'
ચાલી નીકળ્યા વનઝાઉ× ભાગીને
જૂડાના કોલાહલ વચ્ચે થઈને

શિષ્યે પૂછ્યું : 'ક્યાં જશો, પ્રભો?
એ બાજુએ તો નથી ભદ્રલોકનો વાસ'
ગુરુ બોલ્યા 'જાઉં છું,
સ્નાનસમાપનને પથે'
કૈતાળ કાંઠાની એક બાજુએ ગામ
ગલીમા પ્રવેશ કર્યો ગુરુએ
ત્યાં આંબલીની ઘેરી ઘટા,
એની ડાળીએ વાદરાઓની કૂદાકૂદ
એ ગલી જાય છે ભાજન મોચીના ઘરે
પશુના ચામડાની દુર્ગન્ધ આવે છે દૂરથી,
આકાશમા ચકરાવા લેતુ ગીધ ઊડે છે
રોગી કૂતરું હાડકું ચાવે છે રસ્તાની બાજુએ,
શિષ્ય બોલી ઊઠયો: 'રામ, રામ'
ભમર ચઢાવીને એ ઊભો રહ્યો ગામની બહાર
ભાજન લેટી પડ્યો ગુરુને પ્રણામ કરીને
સાવધાનતાપૂર્વક
ગુરુએ એને છાતી સરસો ચાંપ્યો
ભાજન ગભરાઈ ગયો
'આ શું કર્યું, પ્રભો!
અધમને ઘરે મલિનની ગ્લાનિ લાગી પુણ્યદેહે'
રામાનન્દ બોલ્યા :
'હું સ્નાન કરવા ગયો તારી ગલીને ટાળીને
તેથી જ જે સૌને ધોઈને શુદ્ધ કરે,
તેની સાથે મનનો મેળ થયો નહી
આટલા લાબા સમય પછી,
આજે તારા અને મારા દેહમા થઈને
વહી નીકળી એ વિશ્વપાવનધારા
ભગવાન સૂર્યને આજે પ્રણામ કરવા
જતા પ્રણામ પાછા વળ્યા,
મેં કહ્યું 'હે દેવ, તમારામા
જે જ્યોતિ તે જ મારામા,
તોય આજે દર્શન શાને નહી થયા?'
આજે હવે પામ્યો એમના દર્શન,
તારા લલાટે અને મારા લલાટે—
મન્દિરે હવે જવાનું રહ્યું નહી'

- અનુ અધ્યા. સુરેશ હ. જોશી

× નદીકાંઠે થતી વનસ્પતિ કચ્છમા લઈને નામે ઓળખાય છે

# કોલેજના વિદ્યાર્થીઓને

*

શ્રી રવિશંકર મહારાજ

રાષ્ટ્રની ઇજ્જત એના યૌવનધન ઉપર મુખ્યત્વે અવલંબે છે. ચારેકોર આજે જ્યારે અંધકારમય વાતાવરણ દેખાય છે ત્યારે આશાની જ્યોત જેવા વિદ્યાર્થીઓના વિશાળ સમૂહને સાચે માર્ગે વાળવા પડશે, સાચી ફરજ તરફ એમને માર્ગદર્શન કરવું પડશે. નિસ્તેજ ને હતપ્રાણ બની રહેલાં ગામડાં આનંદથી પુનઃ પુલકિત થઈ ઊઠે એવા પ્રયત્ન માટે વિદ્યાર્થીઓએ ગ્રામજનોનો વધુ ને વધુ સંપર્ક સાધવો પડશે. મજૂરવર્ગ પાસે ધડ છે—પરિશ્રમ છે, ત્યારે ભણેલાઓ પાસે માથું છે—બુદ્ધિ છે. એ બંનેનો સમન્વય થાય તો જ ભારતની સૂરત બદલાય. રવિશંકર 'દાદા'એ આ વિષય પર ચેતનવંતી અમૃતવાણી અહીં રેલાવી છે.

આજે તો તમે વાંચો અને લખો તેમાંથી સાહિત્ય ભેગું કરવાનું રહ્યું છે, પણ જનતાનું પણ સાહિત્ય છે. એ તમને કોલેજોમાં બેસીને નહીં સમજાય. સાહિત્ય તો ઢગલાબંધ પડ્યું છે. ક્યારેક મને એના પાઠ મળ્યા કરે છે. ઊંચા પ્રકારનું એ સાહિત્ય છે. એ સાહિત્ય ક્યાં કોલેજોમાં જઈને લખાયું છે? રાધનપુરના રેતાળ પ્રદેશમાં બેસીને સ્ટીમરનો અભ્યાસ કેવી રીતે કરી શકાય? લોકો આજે સાહિત્ય પાછળ પડે છે તેને બદલે તમારી પાછળ સાહિત્ય પડવું જોઈએ. જમ્યા પછી આપણને ઓડકાર આવે છે. તે રાતનું એકઠું કર્યા કરવાથી શું વળશે? ચોપડીઓમાંથી એકઠું કરવાથી શો દાંડો ઊઘડશે? આપણા નવજુવાનો શું એટલા જ માટે ફરશે? વાક્યરચનાની ભૂલો શોધવી, ઢગલાબંધ પુસ્તકોમાંથી મેળવીને લખવું એ શું સાહિત્ય છે?

૧૯૩૫ની સાલની વાત છે. ઉત્તર ગુજરાતમાં અનાજને માટે હું એક ઘાંચીને ઘેર ગયેલો. પૂછ્યું: 'તમે ઘાંચી છો?'

'હા.'

'તેલની દુકાન કરી છે, પણ ઘાણી કેમ ફેરવતા નથી?'

એણે કહ્યું: 'દસ-પંદર વર્ષ પહેલાં અહીં સોએક ઘાણીઓ હતી, હવે તો માત્ર પાંચ જ રહી છે. વળી ઘાણી એ તો પાપનો ધંધો છે. એમાં જીવડાં પિલાઈ જાય છે.'

'ધંધો-રોજગાર ચાલે છે?'

'ના.'

બરાબર અમદાવાદની મિલોના જેવી જ દશા એ ગામની થયેલી. વહેલામોડા એ પાંચ જણાયે પણ ધંધો છોડ્યો હશે. આમ આપણા ગામડાના ધંધાઓ તૂટતા જાય છે. આ લોકોનું સાહિત્ય પ્રજા આગળ મૂકાવું જોઈએ.

એક ગામ હું ગયેલો. ત્યાં ગાડી મોડી હતી એટલે એક મિત્રે મને પ્રેમપૂર્વક રાખ્યો. સવારે બધા ભેગા થયા. એક વાત કહી:

'અમારે ત્યાં પહેલાં સો સાળો મજૂરની ચાલતી હતી. મુંબઈથી એક જણ હવે મશીન લાવ્યો છે. પંદર જણ જેટલું એ કામ આપે છે.' અમે એ ભાઈને મનાવવા ગયા ત્યારે કહે: 'તમેય લાવીને મૂકો!' કેવો વિચિત્ર જવાબ! પેલાને ન્યાતબહાર મૂકવામાં આવ્યો. તે દિવસોમાં ગાયકવાડીમાં એ ગુનો હતો. સજા થઈ. તેની અપીલ થઈ. સમજાવટ કરવા માટે મને ખોળતા આવ્યા. ત્યારે એને મેં પૂછ્યું:

'તમે આ મિલનાં ધોતિયાં લો છો તેમાં કેટલાનો ધંધો તૂટે છે તેનો કંઈ ખ્યાલ આવે છે?'

ઉત્સાહ ને અભિમાનમાં પહેલાં બોલાયેલાં એનાં વાક્યોની ત્યારે એને ખબર પડી.

આજે ઉદ્યોગો તૂટવાની હદ આવી ગઈ છે કામ કામને ધક્કો મારે છે બહુ વખત પહેલાં ૧૯૧૫-૧૭માં એક સંન્યાસી આવ્યા બોધ આપ્યો કે ચાર વાગે ઊઠવું જોઈએ પણ શું કરવું તે કહેલું નહી હું તે પ્રમાણે ઊઠ્યો પછી શું કરવું? લોટે જઈ આવી નાહી લીધા પછી શું કરવું? એટલે ગામમાં ફરીને ઘેર આવી પછી સૂઈ જયો; કારણકે કામ નહોતુ એવી જ રીતે ગામડાંના લોકોને આજે કામ નથી. તેજ, શક્તિ, બળ બધું ચાલી જાય છે મુખ પર દીનતા દેખાય છે તેઓ નિસ્તેજ અને ઉદ્યોગહીન થઈ ગયા છે તેવે વખતે સાચા સાહિત્યકારો હોય તો શું લખે? હિંદુસ્તાનમાં તેજ શી રીતે લવાય? ગામડાંના લોકોને કયો ધંધો આપું? ધંધો હોય તો પણ તે ધંધો કરનારની, તે ધંધાની આજે પ્રતિષ્ઠા નથી આ ધંધો કરનારને કદાચ આવક પણ ઘણી ઓછી છે

ગામડામાં હોટલો ઘણી સારી ચાલે છે આખો દા'ડો એ હોટલોમાં લોકો ભરેલા અને ભરેલા જ રહેવાના ચા ન આવી હોત તો ગામડામાં શું ખૂટી જવાનું હતું? બેઠા-બેઠા એ લોકો કહે છે 'અલ્યા બે કોપ ભર, ત્રણ કોપ ભર, સ્પેસિયલ કોપ ભર' ગામડાંના ઉદ્યોગોને બદલે આજે આ 'બે કોપ ભર'ની સ્થિતિ આવી ગઈ છે એક જ નાનકડા ગામમાં આજે ચાની પાંચ સાત દુકાનો કેમ થઈ ગઈ તેનું સાહિત્ય શોધો

૧૯૨૯ની સાલની વાત છે--ગરીબ ઠાકરડા માલિકીનું ગામ ત્યાંની આવક વાર્ષિક ૧૦,૦૦૦ રૂપિયાની ખાટલામાં ગંધાતી નાની ગેદડીમાં પર લોકો પડ્યા રહે મારું સ્વાગત કરવા માટે વિદ્યાર્થીઓ જીજરની બાટલી લઈને મારી પાસે આવ્યા કહે

'મહારાજ! આ જીજરની બાટલી લાયા છીએ શરીર તે. આમ એવું કહ્ થઈ જાય!'

'હા થઈ જતું હશે.'

'તાવ આવે તો યે મટી જાય'

'પણ, મને તાવ આવતો નથી.'

આ દલીલો ન ચાલી એટલે નવી શોધી કાઢી

'અમે પીએ છીએ માટે તમે પીઓ!'

મારો મીજાજ ગયો કહ્યું -

'તમારી આવી ખરાબ સ્થિતિ છે છતાં જીજર પીધા કરવી છે?'

પણ મારું કહ્યું ન માન્યું શીશી ફોડી, પછી ધીમે રહીને કહે

'શીશીના પૈસા?'

'હું કંઈ બોલ્યો નહી મેં ઉલટાવીને કહ્યું 'ઢોળી નાખો શીશી' પણ તેમ પણ તેમણે ન કર્યું, એટલે બાટલી બીજાને આપીને કહ્યું 'લે અલા, હવેથી લાવીશ નહી પી જજે'

આ બધું આ લોકોને શીખવાડ્યું વેચ-નારે-દુકાનદારોએ પોતાને ધંધો કરવો છે અને બુદ્ધિ છે એટલે એણે નવા નવા નુસખા કાઢ્યા કર્યા

આ બનાવે ગત્રે મને ખૂબ વિચાર કરતો કરી મૂકયો

બીજે દિવસે સવારે મેં જોયું તો ભગ-ડીની છાકરી જીજર લઈને જાય મે તપાસ કરી તો માલૂમ પડ્યું કે રોજ બાટલીઓના બે ખોખા આવે છે આ કોણ લાવ્યું? ભણેલાઓ સાચા ધંધા તૂટી પડયા અને આ ધંધા વધ્યા આ આવ્યું કયાથી?

દુષ્કાળ વખતે નહેરો, તળાવો ખોદવા હજારો કોદાળી-પાવડા આવ્યા, પણ તેમાની એક પણ કોદાળી કે પાવડો ગામડાનો બનાવેલો નહોતો તેના હાથા પણ તૈયાર મળતા હતા મુંબઈના લોગને ત્યાંથી બધું આવ્યું હતું!

ગાંધીજી સાથેનો અપ્રસિદ્ધ વાર્તાલાપ

# ઈશ્વર, સત્ય અને ધર્મ

ડૉ. ચંદ્રશંકર પ્રા. શુક્લ

આપણા જમાનામાં દુનિયાના પ્રસિદ્ધ મહાપુરુષોમાંથી કદાચ ગાંધીજીએ જ ઈશ્વર, સત્ય અને ધર્મ પર વધારેમાં વધારે વિચારો કર્યા હશે. જિજ્ઞાસુએ લખેલા પત્રના ઉત્તરમાં શું, આશ્રમવાસીઓને 'મંગળ પ્રભાતે' અપાતા સંદેશામાં શું, પ્રાર્થનામાં શું, નાનકડા વાર્તાલાપો કે મરણોમાં શું—આ વિશેની પોતાની માન્યતા વધુ ને વધુ સ્પષ્ટ કરવા એ સદા તત્પર રહ્યા છે; ભાગ્યે એ વિશે કહેતાં એ ધરાતા જ નથી. અહીં નોંધાયેલા બે વાર્તાલાપોમાં ગાંધીજીએ સ્પષ્ટ શબ્દોમાં પોતાની માન્યતાનું પુનઃ સમર્થન કર્યું છે.

[ ૧ ]

તા. ૬-૧૧-૧૯૩૩. સ્થળ : વર્ધા. ડૉ. કોંજર સાથે ત્રીજો વાર્તાલાપ.

**કોંજર :** હું પાછો આવ્યો, કેમકે મારાથી રહેવાયું નહીં; હું બીજું કંઈ કરી જ શકયો નહીં. હવે ઈશ્વર અને સત્ય વિષે મને કંઈક વધારે કહો.

**ગાંધીજી :** સત્ય એ પરમેશ્વર છે એથી ઈતર કંઈ નહીં, એથી ઓછું પણ જરા યે નહીં.

**કોંજર :** આપ સત્યની વ્યાખ્યા શી આપો છો ?

**ગાંધીજી :** એટલે કે ઈશ્વરની શી વ્યાખ્યા આપું છું, એમ ? અંગ્રેજીમાં જે 'ટ્રુથ' શબ્દ છે તેને વધારેમાં વધારે મળતો આવે એવો સંસ્કૃત શબ્દ છે: 'સત્.' સત્ એટલે હસ્તી ધરાવનાર. ઈશ્વર એકલો સત્ છે. તે એકલો જ છે; બીજું કશું ને બીજું કોઈ છે જ નહીં. એના સિવાયનું બધું ભ્રાન્તિરૂપ છે. સત્ય એટલે સત્. જગતમાં સત્ય એકલું જ હસ્તી ધરાવે છે; બીજું કશું હસ્તી ધરાવતું નથી. આ વસ્તુ સમજવી સહેલી છે. હવે સવાલ એ ઊઠે છે, કે સત્ય કોને કહેવાય ? આપણે માટે એ સાપેક્ષ શબ્દ છે. નિરપેક્ષ સત્ય તે ઈશ્વર. આપણે ઈશ્વરને વિષે જે કંઈ ખ્યાલ ધરાવીએ છીએ તે 'સત્ય'માં સમાયેલો છે. પણ આપણે માટે સાપેક્ષ સત્ય એ સુરક્ષિત સ્થળ છે. આપણને જે વેળાએ જે સત્ય દેખાય તેને આપણે વળગી રહેવું જોઈએ.

**કોંજર :** આપ એને વાસ્તવિકતા (રિયાલિટી) કહો ખરા ?

**ગાંધીજી :** હું એને માટે 'વાસ્તવિકતા' (રિયાલિટી) શબ્દ પણ ન વાપરું. ચોરને માટે ચોરી એ એની વાસ્તવિકતા છે; કેમકે તે કહે છે, કે 'ચોરી કરવી ખોટી છે એમ હું માનતો નથી.' એ ભલે વાસ્તવિકતા (રિયાલિટી) હોય, પણ એ સત્ય (ટ્રુથ) નથી. મને જે સત્ય ભાસે તેને મારે અનુસરવું રહ્યું; કેમકે હું એના વિના જીવી શકું એમ નથી. તમને જે સત્ય ભાસે તે તમારે માટે સત્ય હોય, પણ બીજાને માટે ન હોય.

**કોંજર :** સત્ય જુદાજુદા માણસો પરત્વે જુદું જુદું છે ?

**ગાંધીજી :** તર્કદૃષ્ટિએ તો નથી. સત્ય જગતમાં સર્વત્ર વ્યાપી રહેલું છે; તેથી માણસો ધીરેધીરે એકસરખી રીતે વિચાર કરતા થશે. અનાવશ્યક વસ્તુઓમાં આપણે ભિન્ન મતો ધરાવીએ છીએ, આવશ્યક, ધરમૂળની વસ્તુઓ પરત્વે આપણો એકમત છે. આજે જુદાજુદા પ્રવાહ ચાલતા હોય ને આપણે જુદીજુદી રીતે વિચાર કરતા હોઈએ, તો યે

એક સમય એવો આવશે જ્યારે સહુ એક-સરખી રીતે વિચાર કરતા થશે

**કોંજર** 'શ્રદ્ધા' જરૂરની કે આચરણ જરૂરનુ ?

**ગાંધીજી** માણસમા શ્રદ્ધા કે આચરણ બેમાથી એક હોય એ જરૂરનુ છે, તે શ્રદ્ધાથી શરૂઆત કરે ને એને અંતે સાક્ષાત્કાર થવા પામે, એ બનવાજોગ છે પ્રયોગ કેવી રીતે ચલાવવો એની ખબર એને ન હોય ત્યારે તે શ્રદ્ધાથી શરૂઆત કરે છે, પણ એને માટે તેના પહેલાં થઈ ગયેલા માણસોનો અગાઉ ને અનુભવ જોઈએ તે વગર શ્રદ્ધા ગાંધવાનુ બની શકે નહી

**કોંજર:** સત્યનુ બીજુ કઈ લક્ષણ છે ખરુ ?

**ગાંધીજી** સત્ય એકલુ આપણને ટકાવી રાખે છે થોડા વખત સુધી તો કદાચ બીજી ઘણી વસ્તુઓ આપણને ટકાવી રાખે, પણ સત્ય એકલુ જ આપણને સદાકાળ ટકાવી શકે છે

**કોંજર** એ ઉપરાંત કઈ?

**ગાંધીજી** સત્ય નિત્ય નિરંતર આનંદ આપે છે સંસ્કૃતમા શબ્દો છે સત્, ચિત્, આનંદ એ સરસ ત્રિપુટી છે એ ત્રણે મળીને એક સમરસ થાય છે 'સચ્ચિદાનંદ' સત્ય તે જ્ઞાન પણ છે તે ચૈતન્ય છે તમારામા જ્યારે સત્ય હોય ત્યારે તમને અંતરમા ચૈતન્ય લાગે છે વળી સત્ય આનંદ પણ આપે છે એ શાશ્વત વસ્તુ છે ને તે કોઈ તમારી પાસેથી હરી શકતુ નથી તમને ભલે ફાસીએ ચડવવામા આવે કે ભલે રિબાવવામાં આવે, પણ જો તમારામા સત્ય હશે તો તમે અંતરનો આનંદ અનુભવશો

**કોંજર** આપ ઈશ્વરને સગુણ ને સાકાર માનો છો ?

**ગાંધીજી:** નથી માનતો આપણે જે તે અર્થમા સગુણ ને સાકાર લઈએ તે અર્થમા હુ ઈશ્વરને સગુણ ને સાકાર નથી માનતો હુ ઈશ્વરને સર્વવ્યાપી નિયમ માનુ છુ, પણ ઈશ્વરનુ સંપૂર્ણ વર્ણન આપી શકાતુ જ નથી આપણે મનુષ્યો ઈશ્વરનુ વર્ણન આપણી પોતાની ભાષામા કરીએ છીએ ઈશ્વર નિત્ય છે તેમ જ નિયમકર્તા પણ છે એ બે એક છે બૌદ્ધ દર્શનમા ઈશ્વરને નિયમ અથવા 'ધર્મ' કહેવામા આવ્યો છે ઘણા કહે છે, કે બૌદ્ધદર્શન નિરીશ્વરવાદી છે મે પોતે એવુ કદી માન્યુ નથી.

**કોંજર** વિજ્ઞાન (અ સાયન્સ) પણ નિયમને માને છે, ખરુ કે નહી ?

**ગાંધીજી** વિજ્ઞાન (અ સાયન્સ) ઘણીવાર ખોટે રસ્તે જાય છે તે આ વિશ્વ નિયમને ચૈતન્ય નથી માનતુ, પણ જડ-અચેતન શક્તિ માને છે હુ આ નિયમને જડ-અચેતન શક્તિ માનતો નથી માણસ જ્યારે 'અંતર્નાદ'ની વાત કરે છે, ત્યારે વૈજ્ઞાનિક કહે છે, કે તે 'સ્વસૂચન' (અ ઑટે-સજેશન) છે એ 'સ્વસૂચન' (અ ઑટો-સજેશન) તો ખસૂસ છે, કેમકે ઈશ્વર અંતરમાં બેઠલો છે પણ વૈજ્ઞાનિક જ્યારે અંતર્નાદને 'સ્વસૂચન' (અ ઑટો-સજેશન) કહે છે, ત્યારે તેને એ વસ્તુ તિરસ્કારને પાત્ર ને દબાવી દેવા જેવી લાગે છે, પણ હુ એને વિષે 'સ્વસૂચન' (અ ઑટો-સજેશન) શબ્દ વાપરુ છુ તે મારા પોતાના અર્થમા આપણે જ્યારે ઉપરથી ઊતરીને વ્યાવહારિક અવસ્થા પર આવીએ છીએ, ત્યારે આપણે દ્વૈતવાળા જગતમા ઊતરીએ છીએ વસ્તુત ઈશ્વરમા દ્વૈત નથી પણ આપણે ઊતરીને વ્યાવહારિક અવસ્થા પર આવીએ કે તરત આપણને બે શક્તિઓ મળે છે-એને ખ્રિસ્તી ધર્મે 'ગૉડ' અને

વ્યક્તિત્વ એ જીવંત સત્ય (કે વાસ્તવિકતા) છે, તે આ અર્થમાં. પણ જો ઈસુ આ અર્થમાં જીવતા હોય, તો એ અર્થમાં જગતના બીજા મહાન આત્માઓ પણ જીવતા છે. તેમનો પ્રભાવ આપણા પર પડે છે; કેમકે તેઓ હજુ જીવે છે. આમ બીજાઓથી ભિન્ન એવા કોઈ જુદા અર્થમાં ઈસુ 'જીવતા' છે એમ ન કહી શકાય.

**સવાલ:** આપ સામાન્ય રીતે જ્યારે કૃષ્ણની વાત કરો છો ત્યારે ઐતિહાસિક કૃષ્ણની વાત કરો છો ?

**જવાબ:** હું ઐતિહાસિક કૃષ્ણની વાત નથી કરતો. હું કૃષ્ણને ઐતિહાસિક વ્યક્તિરૂપે નહીં, પણ સંપૂર્ણતાની મૂર્તિરૂપે ઓળખું છું. આ કલ્પનાએ હિંદુ ધર્મમાં ક્રાંતિ કરાવી છે. એનો પ્રભાવ કેવી રીતે કામ કરે છે એ હું કહી નથી શકતો, ને કોઈ એ સમજાવી શકે એમ નથી. હિંદુ ધર્મની અંતર્ગત ભાવનાએ પૂર્ણતાની મૂર્તિરૂપ કૃષ્ણની કલ્પના ખીલવેલી છે. હિંદુ ધર્મ હજુ વિકાસ પામી રહ્યો છે. વસ્તુતાએ બધા ધર્મો વિકાસ પામી રહ્યા છે. જો જરથોસ્તી ધર્મ નહીં તો હિંદુ ધર્મ જગતના સર્વ જીવતા ધર્મોમાં જૂનામાં જૂનો છે. એ સર્વ ધર્મો વિકાસની ક્રિયામાંથી પસાર થઈ રહ્યા છે. ઈશ્વરના અવતારરૂપ કૃષ્ણે લાખો માણસોનો જીવનપલટો કરાવ્યો છે; એ દેખીતી-ઐતિહાસિક હકીકત છે. એ જીવનપલટો આજે પણ ચાલી રહ્યો છે. તે જ પ્રમાણે, તમે ઐતિહાસિક ઈસુને ઓળખતા નથી. ઐતિહાસિક ઈસુ તો ઇતિહાસનાં પાનાંમાં વસે છે. એને વિષે ગિબને અને ફેરારે પોતપોતાની જુદીજુદી તવારીખો આપેલી છે. એમાંથી કઈ તવારીખ મારે સાચી માનવી ? ખ્રિસ્તીઓનાં જીવન પર ખરેખરું રાજ્ય ચલાવનાર તે ઐતિહાસિક ઈસુ નથી; એ રાજ્ય ચલાવનાર તો ખ્રિસ્તીઓની પોતાની કલ્પનાના ઈસુ છે. મારા જીવન પર મારી કલ્પનાનો ઈશ્વર રાજ્ય ચલાવે છે, તમારી કલ્પનાનો ઈશ્વર નહીં. હજારો માણસ મારી કલ્પનાના કૃષ્ણને નહીં પણ તેમની પોતાની કલ્પનાના કૃષ્ણને માને છે. એક સમય એવો આવે છે, જ્યારે આ આખી વસ્તુ બુદ્ધિથી પર બની જાય છે. કૃષ્ણે હજારો માણસોનાં જીવનનું પરિવર્તન કર્યું છે અને આ પરિવર્તનનાં ઘણાં દૃષ્ટાંતો આપી શકાય એમ છે. એ જ વાત માનવજાતિના બીજા ગુરુઓને વિષે પણ સાચી છે.

**સવાલ:** અમને આપની વહેવારુ શિખામણ શી છે ?

**જવાબ:** મેં તમને જે વાતો કહી તેમાંથી એ શિખામણ તમે વીણી લો.



બહારથી પોતાની નવલકથાની અધૂરી રહેલી વાતને લિફ્ટની અંદર આગળ ચલાવતાં લેખકે પોતાના મિત્રને કહ્યું:

'એટલે પછી મેં ચપ્પુ લીધો. અને એને મારી નાખી. હા, હું એટલું કહી દઉં કે પોલીસને ખબર ન પડે એટલા માટે રૂમાલથી મારા હાથપગનાં આંગળાની બધીયે નિશાનીઓ મેં લૂંસી નાખેલી.'

એટલામાં ત્રીજે માળે લિફ્ટ ઊભી રહી. અને આ બંને બહાર નીકળી ગયા. આવી પરિસ્થિતિમાં શું કરવું જોઈએ તેની કલ્પના લિફ્ટના એક બીજા માનવહિતમતવાદી માણસને આવી ગઈ. તુરત જ ઉપર જઈ, બીજા બે એક માણસનો સાથ લઈ લેખકને અને તેના મિત્રને એ લોકોએ પોલીસને હવાલે કરી દીધા. અંતે સાચી વાત બહાર આવી ત્યારે માનવહિતમતવાદીના મોઢાનો તો જે દેખાવ થયો હશે તે; પણ લેખકે તો જાહેરમાં પોતાના લખાણની ચર્ચા નહિ કરવાના ત્યારથી સોગંદ લીધા!

# ફુરસદના ઉદ્યોગો

શ્રી રવિશંકર મ. રાવળ

ફુરસદની પળનો માણસ કેવી રીતે ઉપયોગ કરે છે તેના પરથી તેની સંસ્કારિતાનું માપ નીકળવું જોઈએ સામાન્ય રીતે મોટા આરામ, ફુરસદ ને સુખચેનમાં આપણે કેટલો બધો વખત નકામો ગુમાવીએ છીએ! એ સમયમાં કોઈ ઉત્પાદક કાર્ય કર્યું હોય તો? રજાના દિવસોમાં પતંગો ને તેની સાથે સંકળાયેલી વસ્તુઓ તૈયાર થાય, ફેંકી દેવાયેલા કાગળના ટુકડાઓમાંથી વાસણો બની શકે, ને માટીના કે કાગળના રમકડાં બનાવી શકાય, ઘરની વ્યવસ્થા ઉપરાંત સીવણ, ભરત, ગૂંથણ, કાગળોના તોરણો, ટેબલક્લોથ, ચાકળા બનાવવાનું, રોશનીના રંગવાનું કાર્ય વાસણ, બિસ્તરા, ટ્રંક ને છત્રી પર નામ લખવાનું કે ચોપડીઓ બાંધવાનું કે પુસ્તકો તથા કાર્ડ વેચવાનું કાર્ય થઈ શકે માનવી મનથી નિશ્ચય કરે તો કયું કાર્ય ન કરી શકે? રાષ્ટ્રના આર્થિક તંત્રમાં એથી કેટલો મોટો ફાયદો થાય? મધ્યમવર્ગના દરેક ભાઈબહેને આ લેખ વાંચી એનો અમલ કરવો જોઈએ.

જીવનનિર્વાહ મેળવવા દરેક જણે ઉદ્યોગ કરવો પડે છે એટલે એમને માટે ફુરસદ, આરામ અથવા રાહતનો સમય મળે તે વખતે તે મનને કે તનને થાક લાગે એવું કામ કરવા અશક્ત અથવા નારાજ હોય છે પણ કેટલાક માણસોની જીવનપરિસ્થિતિ એવી હોય છે કે તેમને ભાગે થોડું કે જ કામ આવે છે અથવા થોડુંક જ કામ મળે છે અને તેમની પાસે સમયની ઘણી બચત રહે છે એવાઓ એ સમય નકામો જવા દે છે અને મન તથા શરીરને આળસથી બગાડે છે, એટલું જ નહી પણ તે સમયને મળતો લાભ પણ ગુમાવે છે એમાં પણ બે જાતના માણસો છે એક તો એવા કે જેમની સ્થિતિ એવી ઠીક હોય કે પોતે થોડું કામ કરે અને પોતાના જીવનનિર્વાહમાં વાંધો ન આવે અને સુખચેનમાં બાકીનો વખત ગુજારે બીજો વર્ગ એવો છે કે જેને જીવનનિર્વાહ પૂરતું કામ મળતું ન હોય અને વધેલ વખતમાં શું કરવું તે સૂઝે નહીં તેમ જ નિર્વાહ પૂરો કરવા ફાંફાં મારવા પડે આ બન્ને પ્રકારના માનવીઓ જો પોતપોતાથી બનતા અને ગમતા કામો મેળવી શકે તો દેશના અર્થતંત્રમાં મોટો ફાળો આપી શકે એટલું જ નહી પણ પોતાની અને પોતાના કુટુંબની વધુ સારી સેવા કરી શકે અને તેથી સમાજનું વાતાવરણ વધુ સુખી અને તંદુરસ્ત બની શકે

પૂજ્ય ગાંધીજીએ તેમના વર્ષોના અખતરા અને અનુભવથી જગતને બતાવી આપ્યું છે, કે જેમને વખત બચે છે અને કંઈક કમાવા શક્તિવાન છે તેમણે યજ્ઞરૂપે તે વખતમાં કંઈક ઉદ્યોગ કરવો જોઈએ અને તેથી સમાજના નીચા થરના લોકો તેમને આળસુ, એદી અમીરો ન ગણતાં સમાજ ઉપકારક વડીલો તરીકે પિછાનશે અને પોતે પોતાના ધંધાથી સંતુષ્ટ રહી શકશે, એટલું જ નહીં પણ કામ કરવાથી કે ઉદ્યમ કરવાથી જ માણસની સાચી પ્રતિષ્ઠા અને કિંમત વધશે આવા હેતુથી તેમણે કોંગ્રેસ દ્વારા કાંતવાની ક્રિયાને પ્રત્યેક દેશસેવકની લાયકાતમાં અગત્યની ઠરાવી બીજી તરફ દેશમાં હજારો લોકોના વસ્ત્રોનો સવાલ હતો, તેમાં પણ 'ફુરસદે કાંતતા રહો' ના સૂત્રથી ઘણા ગરીબ માણસો પોતાના વસ્ત્રો પૂરતું સૂતરનું ઉત્પન્ન કરી શક્યા અને ગામડાઓમાં કે જ્યાં ખેતીની મોસમ પછી ઘણા માણસો બગાસાં ખાતાં જીવન ગુજારતા અને બીજું વિશેષ ઉત્પાદન કરી શકતા નહોતા તેમની એકંદર

નાની નાની ચીજો, ડબાઓ અને સામાન બજાર સુધી લઈ ગયા વિના ઘર આગળ રંગાવી નાખવાનું સહેલું અને સસ્તું પડે; તે સાથે નાના કારીગરોને રોજી પણ ઠીક મળી જાય છે. ગરીબ વિદ્યાર્થીઓ રજાના દિવસોમાં મોટા બુકસેલરો પાસેથી લોકોને ગમી જાય તેવાં પુસ્તકો વગેરે કે કાર્ડ લઈ નીકળી પડે તો સારી એવી માસિક આવક કરી શકે. ઘણા આ રીતે પોતાનો ભણવાનો ખર્ચ કાઢી શકે છે એવો અનુભવ છે.

પાકા રંગથી અક્ષરો લખવાની કળા બહુ અઘરી નથી. કોઈ પણ ધારે તો તે થોડા વખતમાં નમૂનાઓ પરથી શીખી શકે. રંગ અને પીંછી લઈ તેઓ જો નીકળી પડે તો ઘણાને મુસાફરીની ટ્રંકો ને બિસ્તરા પર અને છત્રીઓ ઉપર કે ઘરનાં વાસણો પર નામો લખાવવાની જરૂર હોય છે, તેઓ તેમને એ સગવડતા પ્રમાણે કામ અને રોજી આપી શકે.

ચોપડીઓ બાંધવાનો ઉદ્યોગ શીખી લેવો બહુ અઘરો નથી. ગરીબ વિદ્યાર્થીઓ બાઈન્ડરની દુકાને છૂટક કામ કરી શકે. ઉપરાંત મોટી લાઇબ્રેરીઓ કે ગૃહસ્થો કે જેઓ પોતાનાં પુસ્તકો બહાર મોકલવા નારાજ હોય ત્યાં તેમના સ્થાન પર તેમનાં પુસ્તકોનું સમારકામ કરી આપવા નીકળે તો જરૂર સારી ઘરાકી મળી રહે અને તે પણ કોઈ જાતના મૂડીના રોકાણ વગર. વીજળીનાં કેટલાંક મૂળ સાધનો શોધનાર ફેરાડે રાત્રે એક બાઈન્ડરની દુકાનમાં કામ કરતો હતો અને તેની પાસે બંધાવા આવતી ચોપડીઓ તે ફુરસદે વાંચી લેતો. ચિવટપૂર્વકના તેના આ અભ્યાસથી તે એક મોટો સંશોધક બની શકયો. ભરવાડો અને રબારીઓ ઢોર ચારતાં ઊન કાંતે છે અને તેમાંથી વણાવેલા ધાબળાઓની સુંદર કિનારો બાંધે છે. તેમના પરથી ઉપરના વર્ગના બંધાદારી અને ભણેલા માણસોએ ધડો લેવો જોઈએ કે માણસના હાથપગ નવરા પડે તે એક જાતનો જીવનનો શાપ છે. વધારે પૈસા કે આવકના જરૂર ન હોય તોપણ, મન અને ક્રિયાના વિકાસ અને જાગૃતિ માટે તેને કોઈને કોઈ કામમાં રોકી રાખવું જોઈએ એ માણસ માટે અતિશય ઉપયોગી બાબત છે.

શહેનશાહ ઔરંગઝેબ પોતાની ફુરસદે સુંદર ટોપીઓ બનાવતો અને કહેતો કે પ્રામાણિક ઉદ્યમ કર્યા વિના ખાધેલી રોટી હરામ છે. સુખ અને સગવડ પામેલા માણસો કળા અને સંશોધનનાં કાર્યો પાછળ વખત આપીને જગતના અને માનવજાતના કલ્યાણમાં ઘણો કિંમતી ફાળો આપી શકે છે. ફુરસદની પળોનો કેવીકેવી રીતે લાભ ઉઠાવવો તે દરેક જણ પોતાને મળતી સગવડ, સ્થાન અને સાધનો પ્રમાણે નક્કી કરી શકે છે. જગત ને વીજળીની રોશની અને ફોનોગ્રાફની શોધો આપનાર 'જાદુગર' એડીસન ચાલતી ટ્રેને બીબાં ગોઠવી, છાપી સમાચારોનું ચોપાનિયું ગાડી પહોંચતાં શહેરમાં વેચી નાખતો. આજે ઘણા ધગશવાળા દેશનેતાઓ સભાની ચર્ચા વેળા કાંતણ ચાલુ રાખી પોતાનાં વસ્ત્રો જેટલું સૂતર ઉત્પાદન કરી લે છે. મુંબઈના એક સ્થપતિ લોકલ ટ્રેનમાં સાંજ–સવારના પ્રવાસ દરમિયાન નાનું પાટિયું કાઢી કેટલાંક આલેખનો કરી નાખે છે.

વૃદ્ધાવસ્થાએ પહોંચેલા ગૃહસ્થો ઘણી ઉપયોગી બાબતો ધીમા ઉદ્યોગથી સિદ્ધ કરી શકે છે. વિજ્ઞાનના પ્રયોગો, સ્ટેંપો કે સિક્કાઓના સંગ્રહ કે અજબ ચીજોના સંગ્રહ પાછળ નિયમિત ધ્યાન આપી કામ કરનારા જગતને કંઈ ને કંઈ રીતે સમૃદ્ધ બનાવી શકે છે.

ફુરસદનો ઉપયોગ કરવા જો ઇચ્છા પ્રબળ હોય તો ઉદ્યોગો મેળવવામાં મુશ્કેલી પડતી

# સ્પષ્ટવક્તા સુખી ભવેત્?

શ્રી જ્યોતીંદ્ર દવે

સમાજમા, સમય પલટાતો જાય છે તેમતેમ, મૂલ્યપરિવર્તનો થતા રહ્યા છે કળા, સાહિત્ય, ધર્મ, જીવન–દરેક પ્રત્યે જોવાની જાણવાની દૃષ્ટિમા ફેરફાર થયા કરે છે આથી ક્યારેક તો ડહાપણના સનાતન ભંડાર સમી મનાતી કેટલી યે કહેવતો તદ્દન નવા જ સ્વાગમા, મૂલ્ય કરતા સાવ ઊલટા પરિણામવાળી આજે જણાય છે એમાની એક તે રૂઢિપરંપરાગત ચાલી આવેલી સંસ્કૃત ઉક્તિ સ્પષ્ટવક્તા સુખી ભવેત્। આ સલાહ પ્રમાણે ચાલનાર આજે જીવનમા કેવા પછડાટ અનુભવે છે તેનુ દષ્ટાંતો સહિતનુ બયાન અહી મળે છે

જમાને–જમ ને મૂલ્યો બદલાય છે પેઢીએ પેઢીએ ફેરફાર થતા રહે છે; દાયકે દાયકે પ્રણાલિકાએ બદલાય છે સાહિત્ય, કલા, વિજ્ઞાન, વ્યવહાર, નીતિ આદિ દરેક વિષયમા પૂર્વ કાળમાં જે સત્યરૂપ માનવમા આવતુ તે આધુનિક જમાનામા મિથ્ય તરીકે લાગે છે કહેવતો પણ આમા અપવાદરૂપ નથી. અનેક મનુષ્યોના જ્ઞાનનો અર્ક કહેવતમા સમાવવામા આવ્યો હોય છે બહુ જ ટુંકાણમા ઘણું કહેવાની કલા એમા રહેલી હોય છે અને એ બધા ઉપરાંત, જેને માટે કોઈ પુરાવાની જરૂર નથી એવ સ્વયસિદ્ધ સત્ય તરીકે, પ્રમાણભૂત વચન તરીકે એની પ્રતિષ્ઠા લોકોમા થઈ ગઈ હોય છે આપણા બાપદાદાના જમાનાથી ચાલી આવતી આ કહેવત ખોટી છે, અથવા એમના જમાનામા ભલે એ સાચી હશે; આપણા જમાના માટે તો એ ખોટી જ છે એમ કોઈ કહેવ નીકળે ત્યારે ઘણાને નવાઈ લાગે છે પણ મને લાગે છે કે જેમ બધી બાબતોમા સુધારણા થઈ રહી છે તેમ આપણી કહેવતોમા પણ કરવાનો વખત આવી પહોચ્યો છે

પહેલાં જે વસ્તુનુ બહુ ઊંચુ મૂલ્ય આકવામા આવતુ હતુ તેનુ આજે કઈ પણ મૂલ્ય ગણુ નથી. પ્રાચીનકાળમા જેનુ મૂલ્ય નહી જેવુ ગણવામા આવતુ હતુ તેનુ આજે બહુ ભારે મૂલ્ય આકવામા આવે છે પૈસી એ તો પગના જૂતા બરાબર છે, એમ જૂના જમાનાના લોકો કહેતા, એમના અભિપ્રાય મુજબ પગના જોડાની ને ગીની–બન્નેની કિંમત નજીવી જ છે પણ આજે? આજે એ બન્નેની કિંમત કેટલી વધી ગઈ છે તે દરેક જોડા પહેરનાર ને અબળાની ઓથે સજોડે રહેવા માગનાર જાણે છે આમ વસ્તુઓના મૂલ્યાંકનમા ફેરફાર થઈ જવાથી, તેમ જ પ્રાચીન પ્રણાલિકાઓ બદલાઈ જવાથી આપણી જૂના જમાનાની કહેવતો પણ ખોટી પડવા લાગી છે

---

નથી. ફુરસદના ઉદ્યોગોમા રસ લેતા માણસો પોતાનુ એક મંડળ કરી શકે અને બીજા લોકોને પોતાના નમૂના બતાવી તેમનામા એવી રીતે વખતનો ઉપયોગ કરવાની પ્રેરણા આપી શકે ફુરસદના ઉદ્યોગો કરનારા પોતાના કામોનુ વખતોવખત પ્રદર્શન પણ ભરી શકે અને એ રીતે ઘણા ઉદ્યોગોના પ્રયોગો અને પરિણામે જનતા આગળ મૂકી દેશમા ઉદ્યોગ અને પરિશ્રમનુ માહાત્મ્ય જગાડી શકે

સંસ્કૃત વાક્ય સાચુ જ ભાખે છે કે–

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी ।

'ઉદ્યોગી માણસ લક્ષ્મી પામે છે' • ૧--

'દીકરી ને ગાય દોરે ત્યાં જાય.' એ એક પ્રાચીન કહેવત છે. પણ આજે રસ્તામાં યથેચ્છ રીતે સ્વૈરવિહાર કરતી ને આપણને એકાએક માર્ગ બદલવાની ફરજ પાડતી ગાયો તેમ જ માબાપને જરા ય ખબર ન પડે એ રીતે લગ્ન કરી આવીને પછી પતિ સાથે આશીર્વાદ માગતી કન્યાઓના દાખલા જોઈને એ કહેવતમાં હવે સત્ય જેવું કંઈ પણ રહ્યું નથી એમ નથી લાગતું? આ કહેવત હવે કાઢી નાખવાની થઈ છે અથવા એને રાખવી જ હોય તો એને બદલે 'દીકરી ને ગાય ફાવે ત્યાં જાય' એમ કહેવું જોઈએ.

'દરજીનો દીકરો જીવે ત્યાં સુધી સીવે.' એવી બીજી કહેવત જૂના સમયથી ચાલી આવે છે. અસલ જ્યારે **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** (આપણો પોતાનો ધર્મ અને ધંધો પણ કલ્યાણકારી છે, પારકો ધર્મ કે ધંધો હમેશ જોખમકારક છે) એમ બહુ ચીવટપૂર્વક મનાતું; ત્યારે કદાચ દરજીનો દીકરો આખી જિંદગી સુધી સીવવાનો ધંધો કર્યા કરતો હશે. પણ આજે તો દરજીનો દીકરો દરજી જ નથી રહેતો: એ ઘાંચી, મોચી, હજામ, માસ્તર, પ્રોફેસર, અમલદાર, ધારાસભા ને મ્યુનિસિપાલિટીનો સભ્ય-ફાવે તે બની શકે છે. દરજી સીવવા સિવાયના બીજા બધા ધંધા કરે છે.

હું શાળામાં ભણતો હતો ત્યારે અમારા શિક્ષક 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ઘમઘમ'ની કહેવતનો વારંવાર ઉચ્ચાર કરતા ને એને અમલમાં મૂકવા પણ હમેશાં તત્પર રહેતા. આજે શિક્ષણશાસ્ત્રના જાણકારો કહે છે કે વિદ્યાર્થીઓને શારીરિક શિક્ષા કરવી એ કોઈ રીતે યોગ્ય નથી. શિક્ષક વિદ્યાર્થીને શિક્ષા કરે એ કોઈ રીતે ચલાવી લેવાય નહીં. કદાચ વિદ્યાર્થી શિક્ષકને શિક્ષા કરે તો પરવડે પણ શિક્ષક વિદ્યાર્થીને પ્રહાર કરે એ બિલકુલ ચાલી શકે નહીં. સોટી વાગવાથી વિદ્યાર્થીના શરીરને અસર થાય છે પણ તેથી તેના મગજમાં એકદમ વિદ્યાનો સંચાર થઈ જતો નથી. આજે આ કહેવત નકામી બની ગઈ છે. એને બદલે કહેવું હોય તો એમ કહી શકાય કે 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે કમમાં કમ.' સોટી વાગવાથી વિદ્યા ઓછામાં ઓછી આવે છે.

'ભૂખે જારબાજરી, ભૂખે નાર પાંસરી' એવી પણ એક જૂની કહેવત છે. આ કહેવત આજના જમાનામાં ચાલી શકે ખરી? ખાવા માટે પણ જે સહેલાઈથી મેળવી શકાતી નથી, તે જાર કે બાજરી ભૂખ્યા માટે એમ સસ્તી નથી પડી. અને નાર શબ્દ સાથે ભૂખનો ઉચ્ચાર પણ કેમ થઈ શકે? એ કહેવત ફેરવીને એમ કહીએ તો કદાચ ચાલે કે 'દૂધે જારબાજરી, દૂધે નાર પાંસરી.' એટલે કે જારબાજરી જોડે દૂધ હોય તો તે ખાવાથી તબિયત ઠીક રહે અને સ્ત્રીને રાજી રાખવી હોય તો એને ભરપટ્ટે ઘીદૂધ આપવાં અર્થાત્ એની બધી માગણી પૂરી પાડવી. એ પાણી માગે ત્યાં દૂધ આપવું.

આમ જે અનેક લોકોક્તિઓ અથવા કહેવતોમાં ફેરફાર કરવાનો સમય આવ્યો છે તેમાંની એક ઉક્તિ તે છે: **स्पष्टवक्ता सुखी भवेत्**-સ્પષ્ટ રીતે બોલનારા સુખી થાય છે.

પ્રાચીનકાળમાં પોતાને જે કહેવું હોય તે સ્પષ્ટ રીતે કહી નાખનારા સુખી થતા હતા કે નહીં તે જાણવાનું કોઈ સાધન નથી. છતાં આ લોકોક્તિને સાચી માનીને એમ ધારી લઈએ કે તે જમાનામાં સુખનો આધાર સ્પષ્ટવક્તૃત્વ પર રહેતો હતો-જો કે માત્ર આટલા એક વાક્ય પરથી એમ માની લેવું એ તર્કશાસ્ત્રની દૃષ્ટિએ યોગ્ય નથી; છતાં તર્કશાસ્ત્ર ઘડીભર બાજુએ મૂકીને એમ માની લઈએ કે એ જમાનામાં માણસના સુખી

થવાનો આધાર એ કેટલું સ્પષ્ટ બોલે છે તેના પર રહેતો હતો, તોપણ આપણા યુગ માટે આ સાચુ છે એમ લાગ્યે જ કહી શકાય

'આપણે તો સટ ને ફટ કહી નાખીએ એક ઘા ને બે કકડા સાડી લપ્પન છપ્પન નહીં એ ગોળગોળ બોલવાનુ તમને સોપ્યુ અમે તો જે હોય તે કહી દેનારા' આમ પોતાના સ્પષ્ટવક્તૃત્વનો ગર્વપૂર્વક ઉલ્લેખ કરનારા મારા એક મિત્ર પરણ્યા પછી થોડા વખત પર મને મળ્યા ત્યારે હિમ પડ્યા પછી ઝાડની જેવી સ્થિતિ થઈ જાય છે તેવો એમનો દેખાવ લાગવાથી મે પૂછયુ

'કેમ આમ કેમ થઈ ગયા છો? ભાભી જમાડતા નથી કે શુ?'

'અરે! જવા દોની વાત પરણીને હુ હેરાનહેરાન થઈ ગયો' એમણે જવાબ દીધો

'પણ થયુ છે શુ?' મે પૂછયુ

એમણે લબાણથી ખુલાસો કર્યો તે પરથી મને જણાઈ આવ્યુ કે એમના સ્પષ્ટવક્તૃત્વને લીધે એમના દામ્પત્યજીવનની નૌકા ભરદરિયે ડૂબી જાય એવો સભવ ઉપસ્થિત થયો હતો પરણ્યા પહેલા એ જેના ખૂબ વખાણ કરતા હતા, જેનામાં એને એક ખામી કે નબળાઈ જણાતી નહોતી તે જ કન્યાને પરણ્યા પછી એમને અનેક નબળાઈઓ દેખાવા માડી મોટેભાગે બધા જ પરણેલા માણસોને—સ્ત્રી અને પુરુષ બનેને આવો અનુભવ થાય છે પણ ઘણાખરા મનુષ્યો આ બાબતમા શાણા હોવાથી એ વાત મનમા ગળે છે આ ભાઈ સ્પષ્ટવક્તા હોવાને લીધે એમણે તો પોતાને જે લાગે તે કહી નાખવા માડ્યુ કોડભરી પત્નીએ રસોઈ કરી પતિદેવને પ્રસન્ન કરી નાખવાના ઈરાદાથી પૂછયું 'કેમ મારી રસોઈ કેવી લાગી?'

'સાચુ કહુ?' પતિએ સામો પ્રશ્ન પૂછયો

'હાસ્તો વળી જે તમને લાગ્યુ હોય તે કહો'

'કોઈ રસોઈયાએ આવી રસોઈ રાધી હોત તો એને રજા આપત' એમણે કહ્યુ

'એટલે? શુ મારી રસોઈ એટલી બધી ખરાબ છે?' એમના પત્નીએ નિરાશ થઈને પૂછયુ

'હા, ખરાબ છે ઘણી ખરાબ પણ કહી શકાય' એમણે જવાબ દીધો 'પણ એમા નિરાશ થઈ જવાની જરૂર નથી. ટેવ પડશે એટલે એની મેળે આવડશે'

એમના આ આશ્વાસન-વચનની એમની પત્નીના મન પર કઈ અસર થઈ નહી પતિ પ્રત્યે એને કઈક રોષ ચઢ્યો એક દિવસ લાડમા ને લાડમા એણે પૂછયુ

'હુ પિયર જાઉ છુ, ત્યારે તમને સાભરુ છુ કે નહી?'

'હા, કોઈક વાર સાભરે પણ ખરી' એમણે જવાબ દીધો

'દિવસમા કેટલી વાર?' પત્નીએ પૂછયુ

'એ કઈ કહેવાય નહી કોઈક દિવસ બિલકુલ યાદ નહોતી આવતી તો કોઈક વાર દહાડામા બેત્રણ વાર પણ યાદ આવતી' એમણે જવાબ દીધો

'મારા વગર તમને ગમતું'તુ ખરુ?' પત્નીએ ફરી સવાલ કર્યો

'હા, પહેલા જરાક એકલુ લાગ્યુ. પણ પછી કામકાજ ને દોસ્તોને મળવામૂકવામા વખત ક્યા જતો તે પણ જણાતુ નહી' એમણે જવાબ દીધો અને માત્ર એમના સ્પષ્ટવક્તૃત્વને પરિણામે પતિ-પત્ની વચ્ચે અતર વધવા લાગ્યુ

કોલેજમા મારી સાથે ભણતા મારા એક મિત્રના પુત્રના મનમા 'કલાપીનો કેકારવ'

# ...દરદ જે ત્રિમૂર્તિ...

**શ્રી પન્નાલાલ પટેલ**

હવાઉજાસવાળી પૂરતી જગ્યા, યોગ્ય સારવાર, તાત્કાલિક દવાદારૂ અને જરૂર વખતની અન્ય મદદ મળી શકે તેટલા માટે આપણે દરદીને ઘરમાં ન રાખતાં ખાનગી કે સાર્વજનિક હોસ્પિતાલમાં લઈ જઈએ છીએ. આપણે હોસ્પિતાલમાં લઈ જઈએ છીએ તો એક જ દરદીને, પણ ત્યાંના જે લોકોને રોજના ઘણા બીમારો પર દેખરેખ રાખવાની આવતી હોય તેમની લાગણી કેવી થઈ જતી હશે ? તેમના સ્વભાવમાં કેવું પરિવર્તન આવતું હશે ? ધર્માદા ખાનગી દવાખાનાના સાચા અંતરંગનો કટાક્ષમય પરિચય આ વાર્તા આપે છે.

ઉપરનું શિર્ષક જોઈને રખે માની બેસતા કે કોઈ પુરાતત્ત્વ વિષેની મહાન વાતો હશે, કે નથી ટપાલટિકિટ ઉપર આવતી ત્રિમૂર્તિની છાપ વિષે ય. છતાંય એટલું તો કહેવું જ પડશે કે ટપાલટિકિટની ત્રિમૂર્તિ જોઈને જ--કોણ જાણે કે કેવી રીતે ને કયા સંબંધે પણ--થોડાક વખત ઉપર મારા પરિચયમાં ખલકે અનુભવમાં આવેલી પેલી ત્રણ વ્યક્તિઓ નજર સામે એકાએક ખડી થાય છે.

વળી, એ ભ્રમ પણ ભાંગી નાખું, કે એ ત્રણેમાં ન તો કોઈ પ્રકારનું–શરીરનું કે સ્વભાવનું–સૌંદર્ય હતું કે ન હતું ઉલ્લેખ પાત્ર, આ જમાનાને નવાઈ પમાડે, એવું અસૌંદર્ય પણ.

નોંધપાત્ર હોય તો એટલું જ હતું–

પણ તમને હું બનેલી વાત જ કહું :

બાબત એમ હતી કે મારી ગંભીર બીમારી જોઈને મારા મિત્રડૉકટરે મને એક ખાનગી દવાખાનામાં આગવી ઓરડી રાખીને દાખલ કર્યો.

હું તો, મારા મિત્રડૉકટરની સલાહ પ્રમાણે અત્યારે જાણે યોગસાધનામાં જ લીન હતો. આ આવડું મોટું દવાખાનું ધરાવનાર ડૉકટર કોણ છે, કયાંકયાં સર્ટિફિકેટ ધરાવે છે, કેટલી ફી લે છે વગેરે કંઈ જ જાણવાની મારે જરૂર ન હતી. હા, મિત્રોની વાતોમાંથી થોડુંકથોડુંક જાણ્યું હતું. બે-ત્રણ હૉસ્પિટલોમાં ઑનરરી કામ કરે છે... ચારવાર દરિયો ખેડી આવ્યા છે... દેશભક્ત છે... પણ હું તમને મારા અનુભવની જ વાત કહું.

પણ હું તમને એ પ્રસંગ જ કહું :

દવાખાનામાં દાખલ થયા પછી ખાસ્સા ચાર–છ કલાકના ગાળા પછી ડૉકટર તપાસ ઉપર આવ્યા. મારા મિત્રડૉકટર પણ સાથે જ હતા. મને ઊંધોચતો કરીને તપાસ્યા પછી–મારી વાત તો પડતી રહી ને મંડ્યા એ તો એમની જ વાતો કરવા. હું પડ્યો-પડ્યો સાંભળતો હતો. મારા મિત્ર ઊભા-ઊભા હુંકારો ભણતા હતા.

મેં જોયું તો એમની વાતોમાં આપણા આરોગ્યખાતાના પ્રધાનથી માંડીને છેક ગૃહપ્રધાન સુધીના બધા જ પ્રધાનો વણાયેલા હતા. વડા પ્રધાનની મુલાકાત પણ એ વાતવાતમાં લઈ નાખતા. આવા મોટા લોકોની ને એમના કુટુંબીજનોની દવા, કેવા વિચિત્ર પ્રકારથી અને ડાબા હાથના ખેલ માફક કરી હતી એ પણ આમાં આવતું હતું.

'...ની છોકરીને ગાજર ખવરાવ્યાં ને સાજી થઈ ગઈ....ને ઊઠબેસ કરાવીને જ ખાટલામાંથી બહાર કાઢ્યા.'

મને થયું: કૂવામાંથી પાણી કાઢનાર બે ઇંચનો પંપ પણ આમની વાણીના પ્રવાહ આગળ પાછો પડે !

લગભગ અડધા કલાક પછી-અને તેય મારા મિત્રે ડૉક્ટરે પગ ઉપાડ્યા પછી જ—એમણે પગ ઉપાડ્યો મારા વિષે એમણે એક વાક્યમા જ પતાવ્યુ ને ચાલતા થયા.

મને મારા મિત્રની ટકોર પરથીજ તેમની 'મોટાઈ'નો ખ્યાલ આવ્યો 'એ ભવિષ્યન આપણા સ્વાર્થ ય પ્રધાન છે '

'ભોગ મળ્યા !' હુ બોલી ઊઠયો.

'કેમ ?' મિત્રે પૂછ્યુ

'કેમ તે શુ ? પ્રાતની હૈ સ્પ્રિટને મા દન ને બદલે પછી ગાજરજ ઘૂસવના !'

'તો તો સારુ ' કહેતા મારા મિત્ર કેટલાક ઇંજેકશન અને દવ એ સ બ બીજી સવારે આવવાનુ કહીને હાસ્ય સાથે ઉમેરતા ગયા 'અહીં તો માત્ર વતોથીજ તમને સાજા કરવામાં આવે છે!'

—અને એવુ જ લ ગ્યુ બીજી સવારે ડૉકટર જ્યારે વિઝિટ પર આવ્ય ત્યારે હુ મારા કેટલાક મિત્રો સાથે વ તો કરતો પડ્યો હતો. ઓરડીમા દાખલ થતાની સાથે જ ડૉકટરનો ચહેરો અને આખો તગ થઈ ગયા 'નહી નહી, નહી ! મિસ્ટર ભટ્ટ ! તમ ર દર્દ એવા પ્રકારનુ છે, કે તમારે—જીભ જ માત્ર નહીં આખ અને કાન પણ બધ કરીને ચો વીસે કલાક પડ્યા રહેવાનુ એ આમ' કહેતા ગને છતો કરી મારા બેઉ પગ લાબ કર્યા એ જ પ્રમાણે પાગ્રામા હાથ પણ એમણે જ ગોઠવી આપ્યા છેલ્લે ઉમેર્યુ 'જાણે મડુદુ !' અને પછી ચ ર્ટ જોઈને ચ લતા થય

મારા મિત્રમાથી એક ચકોર ભ ઈ બોલી ઊઠ્યા 'વાયડા લાગે છે હા ક '

અને બીજે જ દિવસે પુર વે મળ્યો

મારો ચાર્ટ વગેરે જોયા પછી એક બધ બારીને ઉઘાડતા કહ્યુ 'હવ તો જેટલી આવે એટલી સારી તમારો આ ફૉટ પણ ખૂણાને બદલે અહીં વચ્ચે રાખો.'

મારે ફરિયાદ કરવી હતી કે નોકર—નર્સ વગેરે આખા દિવસમા માડ એકાદ આટો મારે છે કોઈ કઈ સાભળતુ જ નથી ' અને તેથી જ મે લાગ સાધ્યો 'હ ડૉકટર, પણ નોકર તો અહીં સવારમા રૂમ સાફ કર્યા પછી ભાગ્યે જ એનુ મો દેખાડે છે '

પણ ડૉકટર તો મારા ય માથાનો નીકળ્યો 'તે શું થઈ ગયુ ? આપણે જાતે ખેચી લઈએ '

હુ તો અવાક જ થઈ ગયો કાલ અને આજ વચ્ચે મ રી બીમારીમા કશો જ ફરક ન હતો, જ્યારે ડૉક્ટરના કથનમા તો—!

ડૉકટર તો આટલું કહીને ચાલતા થયા હત, ને હોત તો ય મારા આ સવાલનો જવાબ તો એ ગમે તે શબ્દોમા, ગમે તે રીતે આપી શકત અને, બીજા દિવસે નર્સની ફરિયાદ કરતા સાભળ્યા એજ શબ્દો એક દિવસ વહેલા સાભળવા પડત 'તમને બોલવાની ના તો પાડી છે, મિસ્ટર ભટ્ટ '

અને હુ—બોલવાની તો મનાઈ હતી માટે જ—મનમામનમા બોલી રહ્યો 'બીમાર ન પડ્યો હોત તો તમારા જેવી મૂર્તિ જોયા વગર જ રહી જાત!'

તે બીજી—નર્સની મૂર્તિના દર્શન પણ ડૉકટરની મૂર્તિ કરતા કઈ ઊતરતી અનુભૂતિના ન હતા

મે, મિત્રોએ ધરેલ મોસબીના ઢગલાથી ત્રણેક લબાવતા કહ્યુ 'જરા રસ કાઢી દે ને!'

નર્સ તે હમ્મવ જ લ ગી મને ખુદ મારામા જ વહેમ પડયો 'હુ પાગલ તો નથી થઈ ગયો ?'

ત્યા તો એની અમૃત સરખી વાણી પણ સભળાઈ 'કેવી વ ત કરો છો ? સાહેબ (ડૉક્ટર) કહે છે એ તમે નહી સાભળ્યુ હોય!'

'ના ભાઈ' જાણી જોઈને હુ બાલ્યો બન્યો

'એને તો ચૂસીને જ ખાવી.'

કહો જોઉં મારે શું કહેવું? છતાં ય મેં કહ્યું: 'વીશીના ખાવામાં મરચું આવે છે એટલે મારાથી બહુ ખવાતું નથી. એટલે મને થયું કે બે-ત્રણ ચૂસીશ ને ત્રણેકનો રસ...'

'ના...મરચું તો ખાવું જ. સાહેબ કે' છે કે આપણા ખોરાકમાં મરચું પરગેટિવ છે. એનાથી દસ્ત સાફ આવે માટે.'

અને હું બોલી ઊઠ્યો: 'અહીં ભણવા મળતા નવા પાઠ માટે હું તમારો ને સાહેબનો સાચે જ આભારી છું.' ને એ સાથે જ પાસું ફેરવી ગયો.

પણ ત્રીજી મૂર્તિ-પેલા રૂંઢબૂંઢ નોકરે તો હદ જ કરી. મેં કહ્યું: 'અરે ભાઈ, ભાઉ, આ તું દૂધ લાવે છે પણ એમાં તો નર્યું પાણી આવે છે.'

અને ભાઉએ, એનું પોટલા જેવડું મોઢું વધારે ભારે કરતાં ને આંખો સંકોચતાં જે ખૂણીભર્યો જવાબ આપ્યો એ તો પેલા ડોક્ટર કે નર્સને ય ટપી જાય એવો હતો. બોલ્યો: 'એ જ દુઃખ છે ને? મને સાહેબ કે'છે, કે ભાઉ, તું આડધોઅડધો શેર દૂધ પીતો રે, પણ-' અને એના શોથાભર્યા મોં પર કરચલીઓ પાડી વધારે વિકૃત બનાવી ડોકું ધુણાવતાં ઉમેર્યું-'ઉં હું! આવા પાણીમાં તે શું પીએ?'

હું તો એની શોકપૂર્ણ સુરત તરફ તાકી જ રહ્યો...ક્ષણભર તો થયું, હું પેલા ઠગોના મુલકમાં તો નથી ઊતરી પડ્યો?

પણ એ ભ્રમ તો ડોક્ટર તથા નર્સે મારી ઓરડીમાં દાખલ થઈ ભાંગી જ નાખ્યો. મારી સામે ઊભા રહી, ક્યાંક કમિટિમાં બહારગામ જતાં ડૉક્ટરે નર્સને સૂચના આપી:

"આ ભાઈ જો જાય, તો રોજના સાડા-સત્તર રૂપિયા લેખે બિલ બનાવી આપી પૈસા લઈ લેજો.'

આ સાંભળતાં હું તો સાવ ઠંડો જ પડી ગયો!...(ઠંડો પડી ગયો-તાવ ઊતરી ગયો. મારે હવે અહીં રહેવાની જરૂરે ય શી હતી?)

અને બોલવાની બંધી છતાં ય બોલી નાખ્યું-પૂછી નાખ્યું: 'ખાલી ખાટલાના ય સાડાસત્તર?'

કોણ જાણે ડૉક્ટરે શો અર્થ ઘટાવ્યો, પણ એમની આંખો એવી તો તંગ થઈ ઊઠી કે હમણાં કાં તો ફોન કરીને મને જેલભેગો કરી દે! ડાબા-જમણી બાજુ તરફ ઊભેલા નર્સ-નોકર પણ કંઈ કમ તંગ ન હતાં, પણ એ લોક તો માત્ર પડઘો પાડવા પૂરતાં જ; સાહેબ રૂઠ્યા હતા માટે જ.

ને હું પણ આ ત્રિમૂર્તિ તરફ એટલો જ તંગ બનીને જોઈ રહ્યો, તાકી રહ્યો, મીટ શું મીટ માંડી રહ્યો...

સારું થયું કે ડોક્ટર પાછળ પેલી બે મૂર્તિઓ પણ ચૂપચાપ જ ચાલતી થઈ. નહીં તો મને ખાતરી હતી, કે બોલવાની બંધીનો પેલો મંત્ર અત્યારે તો જરા ય કામયાબ ન નીવડત!...!

પરંતુ સાંજના જ્યારે મારા ડોક્ટરમિત્ર નીચેથી આ વાત જાણીને ઉપર આવ્યા ત્યારે એમના પડેલા મોંએ અને શબ્દોએ સાચે જ મને મૌન બનાવી દીધો! નિસાસો નાખતાં એમણે ઉમેર્યું: 'હોસ્પિટલમાં (ધર્માદા દવાખાનામાં) દાખલ કરે ને સારી સગવડ મળે માટે તો કેટલીક માથાકૂટ કરીને તમને અહીં દાખલ કરાવ્યા હતા!'

હું સમજી ગયો. પેલા રોજના સાડા-સત્તર રૂપિયા કરતાં ય ડોક્ટરે, કેટલીક માથાકૂટ કરીને, એમાં લાગવગ અને ઉપકાર વગેરેની કિંમત વધારે ચૂકવી હતી...! અને આ બધું મને ધર્માદા દવાખાનામાં દાખલ થવા

મળે, સારી કંઈક સગવડતા સાંપડે માટે! મોઢેથી બોલી જવાયું

'બિચારા કોઈ પુણ્યશાળી માણસે કાઢેલા ધર્માદા દવાખાનાને કલંકિત કરવામાં આપણે પણ એટલો જ સાથ દઈ રહ્યા હોઈએ એમ નથી લાગતું ડૉક્ટર?'

પણ ડૉક્ટરનો જીવ અત્યારે આ ફિલસૂફીમાં ન હતો. એ તો આ બગડેલી બાજી કેમ સુધરે એના જ વિચારમાં હતા ઊભા થતા—'હું નર્સને સમજાવી જોઉં, જો ડૉક્ટર આવે ત્યાં સુધી તમને ડિસચાર્જ ન કરે તો?' બબડતા ધીમે-ખચક તે ડગલે ચાલતા થયા

હું તો, પોતાનો હક્ક હોય એ રીતે—અરે એથી ય બેગણ રીતે, 'ધર્માદા વસૂલ કરતી' આ ત્રિમૂર્તિની ખુમારીનો—અદાભર્યા જવાબોનો ખ્યાલ કરતો ને મારે બદલે ગુનેગાર બનીને જતા હોય તેમ જઈ રહેલા ડૉક્ટરની પીઠ જોતે, માત્ર આટલું જ બબડી શક્યા

'અરે ભગવાન! મને શી ખબર કે કોઈક ધર્માત્માએ કાઢેલા મફત દવાખાનાનો ભેદ આવો હશે? ખરેખર! ધર્માદા દવાખાનાને, બલકે, આ જમાનાના ધર્માદા દવાખાનાને શોભે એવી જ આ ત્રિમૂર્તિ દરવાજા ઉપર બેઠી છે ઓ ત્રિમૂર્તિ! તને નમસ્કાર હો. દૂરથી નહીં પણ બાસ્સો નવ જોજન!'

આ સિવાય બીજું કહું પણ શું?



'આવતી કાલે સવારે તને ફાંસીની સજા થશે' કેદીને જેલ સુપરિન્ટેન્ડન્ટે કહેવા માંડ્યું, 'કાયદા પ્રમાણે મારી ફરજ છે કે તારી અંતિમ ઇચ્છા પૂરી કરવી. આજે તારા છેલ્લા ભોજન તરીકે તારી ઇચ્છામાં આવે તે તું માગી શકે છે શી ઇચ્છા છે બોલ!'

ફાંસીની સજા પામેલ કેદીએ પળવાર વિચાર કર્યો ને પછી કહ્યું:

'સાહેબ, મારે બીજું કંઈ જ ન જોઈએ. માત્ર તડબૂચ ખાવાની ઇચ્છા છે'

'પણ ભલા માણસ, તડબૂચની મોસમ તો છ મહિના પછી આવશે!'

'કંઈ નહીં સાહેબ, એટલો સમય થોભી જવા હું તૈયાર છું!'

•

વાદી: સાહેબ, મારી પાસે અહીં ચાર સાક્ષીઓ ઊભા છે, મારી દુકાનમાંથી પ્રતિવાદીએ કાપડના બે તાકા ચોરી લીધા છે તેની તેઓ સાક્ષી આપી શકે એમ છે

પ્રતિવાદી: નામદાર કોર્ટને માલૂમ થાય કે એ તાકા મેં લીધા નથી તેવી પ્રતિજ્ઞાપૂર્વક જુબાની આપનાર મારી પાસે બાર સાક્ષીઓ છે

ન્યાયાધીશ: કેસ કાઢી નાખવામાં આવે છે બાર માણસની સાક્ષીને માન્ય કરતાં હું વધારે વજનદાર ગણું છું!

•

એક વર્તમાનપત્ર સામાન્ય સમાચારને પણ પહેલા પાના પર મોટામોટાં ટાઈપમાં ચોકાવનારી રીતે સ્થાન આપવા માટે અત્યંત પ્રખ્યાત હતું એણે પોતાના એક વૃત્તાંતનિવેદકને ઈટાલીઅનો સાથેના યુદ્ધના સમાચાર મેળવવા માટે ગ્રીસ મોકલ્યો થોડા દિવસ પછી ખબરપત્રીનો તાર આવ્યો

'પરિસ્થિતિ અસહ્ય, તીવ્ર દુઃખો, અતિશયોક્તિ કરવાનું લગભગ અસંભવિત છે, છતાં શક્ય તે સર્વ પ્રયત્ન કરીશ.'

લેખ હોવો જોઈએ. જો તમે સાચી પદ્ધતિ જાણી લો તો મનને વશ કરવું સહેલું બની જાય. તમારામાં ધ્યેય પ્રત્યે નિખાલસતા અને પ્રભુમાં શ્રદ્ધા હોવી જોઈએ. ભલે સૂર્ય પશ્ચિમમાં ઊગે, પણ તમારા નિશ્ચયમાં ફેરફાર ન થવો જોઈએ. વજ્રના ખડક જેવી અચલ અડગ શ્રદ્ધા તમારામાં હોવી જોઈએ. સાંસારિક માનસવાળા મનુષ્યોનો સંગ એક સ્ત્રીના સંગ જેટલો ખરાબ છે. સાવધ રહો.

તમને રોગ શા માટે થાય છે? એ તો તમારાં પાપોના પરિણામનો નિકાલ કરવા માટે પ્રભુએ વરસાવેલ આશીર્વાદ છે. તે તમારામાં સત્ત્વગુણ પ્રેરશે અને તે ઉપરાંત સહનશક્તિ, દયા, મનુષ્યો પ્રત્યે પ્રેમ, ભગવાનનું સ્મરણ કરવું વગેરે સદ્દગુણોનો તમારામાં ઉદય થાય એ માટે એ રોગે તમારામાં સ્થાન લીધું છે. આ દુનિયામાં દુઃખ જ સારામાં સારી વસ્તુ છે. તમારાં આંતરચક્ષુ ખોલો. તત્ત્વજ્ઞાન દુઃખના મૂળને પકડે છે. દુઃખ અને અજ્ઞાનનું કારણ શોધી કાઢે છે અને અજ્ઞાનનો નાશ કરી તેને ઓછું કરવા પ્રયત્ન કરે છે. દુઃખ અને સંકટથી બધા માણસો લાભ નથી ઊઠાવી શકતા. પીડા દરમ્યાન અહંકાર કંઈક પાતળો થાય છે. પોતાની મૂળ સારી અવસ્થા પ્રાપ્ત થતાં બમણા જોરથી તે ઊભો થઈ જાય છે. ફરી પાછો પડદો આવે છે. એક વિવેકી જ સારા રીતે ફાયદો ઊઠાવે છે. તે તેનાં દુઃખોને સ્મરણમાં રાખે છે.

વખત નકામો ગુમાવશો નહીં. એક મિનિટ પણ નકામી ગુમાવશો નહીં. સાધકો માટે વખત એ બહુ કિંમતી ચીજ છે. ધ્યાન ધરો. અમરતારૂપ આધ્યાત્મિક અમૃતનું પાન કરો. કોણ હુકમ કરી શકે? જે આજ્ઞાનું બરાબર પાલન કરી શકે તે જ. આજ્ઞાંકિતપણું એ ત્યાગ કરતાં સારું છે. સુખી અને સંતોષી બનો. સંતોષી મનવાળો માણસ હમેશાં સુખી હોય છે. બ્રહ્મા અને ઇન્દ્ર પણ તમારી ઈર્ષા કરશે. બીજાઓને હલકા ન પાડશો. બીજાઓ સાથે તિરસ્કારથી ન વર્તશો. બીજાઓનાં વખાણ કરો અને બીજાઓ આગળ તમારી ભૂલો ખુલ્લી કરો. તમારી જાતને સંતાડી દો. તમારી ચતુરાઈ અને આવડત બીજાઓને બતાવશો નહીં.

નામના અને આદર માટે પરવા ન કરશો. નામના અને આદરને તણખલા, છાણ અને ધૂળ તથા ઝેર જેવાં સમજો; કારણકે તે ખોટાં અને નકામાં છે; ત્યારે જ તમને શાંતિ મળશે. તમારા આશયો—હેતુઓનું વગીકરણ કરો. એકલા બેસો. તમારો સ્વભાવ અને તમારા મનનું પૃથક્કરણ કરો. તમારી વૃત્તિઓ પર ધ્યાન આપો. પ્રાર્થના કરો. તમારો સ્વભાવ અને તમારા ત્રુટિઓને તપાસો અને યોગ્ય ઉપાયો વડે તેમને દૂર કરવા પ્રયત્ન કરો. જગત જેવી કોઈ વસ્તુ જ નથી એમ માનો. તેમ કરવાથી તમે તમારા અહંકાર અને મદનો નાશ કરી શકશો. હમેશાં જમીન પર બેસો. નોકરને લગતાં કામ કરો. બીજાઓની સેવા કરો. બીજાઓની ભૂલો ખુલ્લી ન પાડશો. જો કોઈ તમારી નિંદા કરે તો તેને ક્ષમા આપો; અને તેના પર દયા રાખો, તેને માટે પ્રાર્થના કરો, તેને ચાહો. તમને ધિક્કારનારને આશીર્વાદ આપો, અપમાન અને હાનિ સહન કરો. આનાથી તમારી ઇચ્છાશક્તિ પ્રબળ બનશે.



પુરુષાર્થને પ્રારબ્ધની છાતી પર ખડો કરનારને જ જગત સન્માને છે.

# ગુજરાતનો મિલઉદ્યોગ

ડૉ. એ. બી. ત્રિવેદી

બી એ., બી. કોમ, એમ એ, પીએચ ડી

મુંબઈ ઈલાકાના કે હિંદના મિલઉદ્યોગનો નકશો બનાવવામાં આવે તો તેનો ઘણો મોટો ભાગ ગુજરાત રોકે ગુજરાતમાં મિલઉદ્યોગનો મંગલ પ્રારંભ ઠેઠ ૧૮૫૬માં—આજથી લગભગ સો વર્ષ પહેલા—એક યુરોપિયનને હાથે ભરૂચમાં થયો હતો એ જેમ ઘણા નહી જાણતા હોય તેમ અમદાવાદ ખાતેની પ્રથમ કાપડમિલ ૧૮૫૯માં એક ગુજરાતીએ—શ્રી રણછોડલાલ 'રેંટિયા'એ—સ્થાપી એ પણ ઘણા ઓછાને માલૂમ હશે અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત, વીરમગામ, વડોદરા, ખંભાત, ભાવનગર, જામનગર એમ અનેક સ્થળોએ આજે મિલો ચાલુ છે ગુજરાતના મિલઉદ્યોગની આસપાસ મજૂરસંગઠન અને રાષ્ટ્રીય લડતનો ઇતિહાસ પણ સંકળાયેલો છે આવા ઉદ્યોગનો ભૂતકાળ, એની વર્તમાન પરિસ્થિતિ તથા એના વિકાસ માટે શું કરવા જેવું છે તેની વિદ્વાન લેખકે અહીં ઝાંખી કરાવી છે

હિંદુસ્તાનમા ગુજરાત વેપારપ્રધાન પ્રાંત ગણાય છે કદાચ વેપારીવૃત્તિ હિંદના આ ભાગમા વિશેષત માલૂમ પડે છે ગુજરાતના ઉદ્યોગોમા કાપડની મિલોનુ સ્થાન મહત્ત્વનુ છે આ પ્રાંતમા ઉદ્યોગોમા રોકાયેલ સાડા ત્રણ લાખ માણસોમાથી સવાલાખ માણસો કાપડના ઉદ્યોગોમા જ કામ કરે છે અને આ સવાલાખમાથી એકલાખ કરતા વધુ માણસો કાપડની મિલમા જ કામ કરે છે। આખા યે મુંબઈ ઇલાકાની કાપડની સાળોમાથી ૫૦ ટકા સાળો ગુજરાતમાં છે, જ્યારે અખિલ હિંદની સાળોને ખ્યાલમા લઈએ તો તેની ૨૫ ટકા સાળો ગુજરાતમા છે

હિંદના કપાસના વાવેતર માટેના પ્રાંતોમા પણ ગુજરાતનુ સ્થાન અગત્યનુ છે કેટલીક જાતોના કાપડ માટે ગુજરાત અવ્વલ જમાનાથી મશહૂર છે ગુજરાતમા મિલઉદ્યોગની શરૂઆત મિ લેન્ડને સને ૧૮૫૬મા ભરૂચમા એક નાની કાપડની મિલ સ્થાપીને કરી, અને આ મિલ અત્યારે 'ભરૂચ કોટન મિલ'ના નામે ઓળખાય છે હિંદમા મુંબઈ અને ભરૂચ ખાતે યુરોપિયનોએ પહેલવહેલી મિલો સ્થાપી છે, જ્યારે અમદાવાદ ખાતે તો કાપડની મિલની પ્રથમ સ્થાપના એક હિંદીએ કરી છે સને ૧૮૫૯મા રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલે અમદાવાદ સ્પીનિંગ એન્ડ વીવિંગ મિલની સ્થાપના અમદાવાદ ખાતે કરી અને ત્યાર; બાદ તો આ મિલના વિકાસથી આકર્ષાઈને ધીમેધીમે આ ઉદ્યોગ અમદાવાદમા ખૂબ જ વિકસ્યો ગયા સૈકાના ઉત્તરાર્ધથી અત્યાર સુધીના અમદાવાદના મિલઉદ્યોગના વિકાસનો ખ્યાલ નીચેના કોઠામાથી મળી આવે છે.

| વર્ષ | મિલોની સંખ્યા | ત્રાકડાની સંખ્યા | સાળોની સંખ્યા | કુલ માણસો |
|---|---|---|---|---|
| ૧૯૧૪ | ૪૯ | ૯,૭૫,૬૧૬ | ૨૦,૦૬૩ | ૩૫,૪૧૫ |
| ૧૯૧૯ | ૫૧ | ૧૦,૬૫,૨૫૯ | ૨૨,૩૨૨ | ૩૯,૪૪૦ |
| ૧૯૨૨ | ૫૬ | ૧૧,૩૨,૯૧૮ | ૨૬,૦૯૪ | ૫૨,૫૭૧ |
| ૧૯૨૬ | ૬૦ | ૧૪,૯૮,૨૮૮ | ૩૦,૨૨૪ | ૫૫,૧૫૯ |
| ૧૯૩૨ | ૬૨ | ૧૬,૪૯,૬૮૩ | ૩૮,૯૧૩ | ૭૨,૦૯૪ |
| ૧૯૩૩ | ૬૨ | ૧૭,૩૫,૮૬૨ | ૪૦,૮૬૨ | ૭૭,૬૪૩ |
| ૧૯૩૪ | ૬૭ | ૧૭,૫૮,૫૫૯ | ૪૩,૧૬૫ | ૭૮,૫૯૩ |

હિંદની, કાપડની મુખ્ય બજારોથી અમદાવાદ કરતાં દૂર પડે છે. ગયા બે દાયકાઓમાં મહાત્મા ગાંધીજી વચ્ચે પડવાથી અમદાવાદમાં ઘણીખરી મજૂર ચળવળ ખોરંભે, નખાઈ હતી અને હડતાળનો પવન ત્યાં મુંબઈ જેટલો જોરમાં ન હતો. મુંબઈ કરતાં અમદાવાદના મજૂરો ચળવળની દૃષ્ટિએ વધુ શાંત છે. આથી રાષ્ટ્રીય સંપત્તિને ખૂબ જ હાનિકર્તા હડતાળો મુંબઈ માફક અમદાવાદમાં અવારનવાર પડી નહોતી. વિશેષમાં બળતાણુ, સ્થાનિક કર અને પાણીનો ખર્ચ અમદાવાદની સરખામણીમાં મુંબઈમાં વધુ થાય છે.

બીજા વિશ્વવિગ્રહે આ ઉદ્યોગોમાં તેજી આણી અને કાપડની માગને ખૂબ જ વધારી દીધી. આથી હિંદની બધી જ કાપડની મિલોએ રાતપાળી અને દિવસપાળી તેમ જ બે હપ્તે (અં. ડબલ શિફ્ટ) કામકાજ લીધું અને ખૂબ જ નફો કર્યો; પરંતુ હિંદ સરકાર આ મિલોને તેમને લડાઈ સમયનો પૂરો નફો ખાવા દઈ શકી નહીં; કારણકે સરકારી તિજોરીને પણ લડાઈ ખર્ચના બોજાએ સારો ઘસારો આપ્યો. આથી હિંદસરકારને કર નાખવાનાં નવાં સાધનો હાથ ધરવાં પડયાં. સરકારે (૧) મિલો ઉપર ૧લી એપ્રિલ ૧૯૪૦થી તેમના મૂળ ચોક્કસ નફા ઉપર ૫૦ ટકા વધુ નફાનો કર (અં. એક્સેસ પ્રોફિટ ટેક્સ) નાખ્યો. પરંતુ બીજા જ વર્ષથી એટલે ૧૯૪૧-૪૨થી આ પચાસ ટકાનો કર વધારીને ૬૬⅔ ટકા લેવો શરૂ કર્યો. (૨) ૧લી એપ્રિલ ૧૯૪૨થી મિલો પાસેથી મરજિઆત ડિપોઝીટ લેવાની પ્રથા શરૂ કરી, જેથી જે વધારાના નફાના કરની ૨૦ ટકા રકમ જો મિલો સરકાર પાસે જમા કરે તો દસ ટકા તેમાં સરકાર ઉમેરે.

(૩) મે ૧૯૪૩થી આ મરજિયાત અનામત રાખવાની પ્રથાને ફરજિયાત અનામતની પ્રથામાં ફેરવી નાખવામાં આવી. (૪) છેવટે વીસ ટકા વધારાનો જકાતનો કર, ફરજિયાત અનામત લેવાની પ્રથા, જે ૧૩⅓ ટકા વધારાનો જથ્થો ગણાય તેને વધારીને ૧૯૪૪-૪૫માં નફાનો ૧૯/૬૪ મો ભાગ ફરજિયાત અનામત રકમ પેટે લેવો શરૂ કર્યો. આ પ્રથા ૩૧ માર્ચ, ૧૯૪૬ સુધી ચલણમાં રહી અને ત્યારબાદ તેને નાબૂદ કરવામાં આવી.

હિંદ સરકારે ફરજિયાત અનામતની પ્રથા (૧) ફુગાવાનાં ખરાબ તત્ત્વોને પ્રસરતા રોકવામાં મદદરૂપ બનાવવા માટે તથા (૨) લડાઈ પછી મિલઉદ્યોગનાં હિતોનું રક્ષણ કરવા માટે દાખલ કરેલી; કારણ કે જ્યારે હિંદ સરકાર આ રકમ મિલોને પાછી સુપ્રત કરે ત્યારે મિલોએ ફરજિયાત તે રકમ મિલઉદ્યોગની નવેસરથી પુનઃસ્થાપના માટે ખર્ચવાની છે.

આ બાબતમાં એ જાણવું વધુ અગત્યનું છે, કે અમદાવાદની કાપડની મિલોએ તેમની અત્યારની જૂની યંત્રસામગ્રી અને યોજનાઓને બદલી નવી દાખલ કરવા માટે અનામત ફંડ તરીકે ઘણી મોટી રકમ બચાવી છે. લડાઈ અંગે આ મિલો રાતદિવસ સતત ચાલુ રહેલી હોવાથી તેમનાં યંત્રોને ઘણો જ વધુ પડતો ઘસારો લાગ્યો છે. અત્યારનાં ઘસાઈ ગયેલાં યંત્રોને બદલી નાખવાં તેમ જ આ મિલોનાં કેટલાંક ખાતાંઓ ચાલુ વૈજ્ઞાનિક પદ્ધતિ પર મૂકવા માટે; એટલે કે આ ઉદ્યોગના પુનરુદ્ધાર માટે અમદાવાદની મિલોને લગભગ ૪૦ કરોડ રૂપિયાની જરૂર છે; જ્યારે તેમનાં અનામત ફંડો (ભંડાળો) વધારાના નફાના અનામતની રકમ ખ્યાલમાં લઈએ તો અત્યારસુધીમાં લગભગ ૧૬ કરોડ રૂપિયાનું ભંડોળ અમદાવાદની મિલો પાસે છે. વધુમાં આ મિલોની અત્યારનાં ઘસાઈ ગયેલ યંત્રોની કુલ કિંમત ૧૪ કરોડ રૂપિયા

જેટલી અંદાજ છે. આ પ્રમાણે અમદાવાદની મિલો પર લગભગ ૩૦ કરોડ રૂપિયાની અસ્ક્યામત છે, જ્યારે તેમને યુદ્ધોત્તર યોજના અને પુનરુદ્ધાર માટે ૪૦ કરોડ રૂપિયાની જરૂર છે, તો જ તેઓ (અ) વિદેશી હરીફાઈ અને (બ) યુદ્ધોત્તર મંદીના વમળ વગેરેની ટક્કર ઝીલી શકે.

આ પ્રમાણે લડાઇએ આ મિલઉદ્યોગના પૂરેપૂરા પુનરુદ્ધાર માટે અને તેને ખૂબ જ સંગીન પાયા પર મૂકવા માટે ઘણી જ સારી તક ઉપસ્થિત કરી છે. મિલમાલિકો ન થોડા વધુ પ્રયત્ન અને આત્મભોગ ગયી આ ઉદ્યોગનું ભવિ ઘણું જ ઉજ્જવળ બનાવી શકાય તેમ છે,

લડાઈ બંધ થયા પછી ધીમેધીમે ઇંગ્લેંડ અને યુરોપની નગ પૂરી પાડવા અમેરિકા સમર્થ થયું છે. તેણે શાંતિ સમયની માગ માટેની ઔદ્યોગિક યોજનાને ક્યારનું યે મૂર્ત સ્વરૂપ આપી દીધું છે. વધુમાં ધીમેધીમે ઇંગ્લેંડ અને યુરોપમાં પણ ઉદ્યોગોની સ્થાપના ચાલુ થઈ છે, જ્યારે આ બાબતમાં હિંદ ખાતે જોઈતી યંત્રસામગ્રી વિદેશથી નહી મળવાથી હજી પણ આ ઉદ્યોગને સેસવું પડે છે. ઘસ પેલ યંત્રસામગ્રી અંગે એકધારું એકજાતનું કાપડ ઉત્પન્ન કરવામાં પણ માલનો ખરાબો વિશેષ નીકળે છે. ફુગાવાને લીધે આપવી પડતી રૂની વધુ કિંમત તથા મજૂરોની રોજીને અંગે દેશી કાપડનો ભાવ વિદેશી કાપડની હરિફાઈમાં ટકાવવાનું પરવડે તેમ નથી, તેમજ આ કાપડની વિદેશની માગ ઘટતી ચાલી છે જ્યારે આપણા આંતરિક બજારમાં કાપડ ખરીદવાની જોઈતી ખરીદશક્તિનો જનતામાં અભાવ હોવાથી વધુપડતા ભાવેનું કાપડ જ્યાંત્યાં એકઠું થયું છે. વળી વિદેશની સ્પર્ધામાં કાપડ ખપી શકે તેવું સસ્તુ બનાવવા માટે સસ્તી મજૂરી, સસ્તુ રૂ વગેરે મળવા હજી પણ મુશ્કેલ છે. આ સંક્રાંતિકાળમાં 'અતો ભ્રષ્ટ, તતો ભ્રષ્ટ' જેવી આ ઉદ્યોગની દશા થઈ છે. વધતી જતી પ્રજા અને સરકારની નાણાભીડને લીધે નવા ઉદ્યોગો સ્થાપવાની અશક્તિને અંગે વધતી જતી બેકારીના આ સમયમાં મિલો બંધ પડતી અટકે અને જનતાની હાડમારીમાં વધારો ન થાય તે જોવાની અને આ ઉદ્યોગને રક્ષણ આપવાની સરકારની પ્રથમ ફરજ છે. કાપડના ભાવમાં વધારો થાય તો ઘટતી જતી ખરીદશક્તિના આ સમયમાં જનતાને વધુ સોસવું પડે તેમ છે, જ્યારે આ ભાવે કાપડ વિદેશમાં ખપી શકે તેમ નથી. આ ઉદ્યોગે અત્યારે આપણા માટે નિશંકુ જેવી સ્થિતિ ઊભી કરી છે તેમ કહીએ તો જરા પણ ખોટું નથી. આ દશામાંથી માર્ગ કાઢવા કદાચ સરકારે વાજબી અંકુશ લાવી દેશમાં કાપડ મળતું કરી વધારાના ઉત્પાદનને અત્યારે ઘટાડેલા હુંડિયામણ દ્વારા વધુમાં વધુ મદદ આપીને પણ પરદેશના બજારમાં કાપડની નિકાસ માટે પ્રયત્ન કરવા જોઈએ. ઘટાડેલ હુંડિયામણ દરથી વિદેશની બજાર હાથ કરવી, અગર તે નાણાકીય મદદ આપીને પણ નિકાસ કરવી એ ટૂંક સમય માટેના જ ઉપાયો ગણાય. જ્યારે છેવટે તો આ ઉદ્યોગને સંગીન પાયા પર મૂકવા માટે (૧) દેશમાં ફુગાવાને અંકુશમાં લઈ, (૨) વધુ ને વધુ જરૂરિયાતની ચીજો ઉત્પાદન કરી, (૩) જરૂરિયાતની ચીજોના ભાવ ઘટ્યા બાદ મજૂરીના દર વાજબી રીતે ઓછા કરી (૪) ઉદ્યોગના ઉત્પાદનને કિફાયત ભાવે વેચી શકાય તેવી સ્થિતિ ઉપસ્થિત કરવી એ જ સાચો માર્ગ ગણાય. • •

★

પણ પાડે છે.

જે બધું આ કુટુંબનું છે તે બધું ય મારું જ છે ને એમ 'ખરી નહીં' પણ દેખાતી અભેદદૃષ્ટિની કલ્પના કરીને પોતાનો સ્વાર્થ સાધે છે અને આ મારું છે, આ અમુકનું છે, આ તમુકનું છે એવો ભેદ કલ્પીને વૈમનસ્ય વધે એવી સ્થિતિ પણ તે આણી શકે છે.

આ રીતે માણસ પોતાની ભાવના પ્રમાણે અભેદ કે ભેદદૃષ્ટિનો ઉપયોગ કરે છે. ઉપરના સૂક્તમાં જે ચેતન પુરુષનું મહિમામય વર્ણન કરવામાં આવ્યું છે તેમાં પણ માણસ પોતાની ભાવના પ્રમાણે અભેદ વા ભેદદૃષ્ટિનો ઉપયોગ કરી ઉત્તમ અર્થ પણ લઈ શકે છે અને હલકો અર્થ પણ ઉપજાવી શકે છે.

જેનામાં સત્યની તમન્ના છે, અહિંસાની ભાવના અગ્રસ્થાન ભોગવે છે, ભાઈચારાનો ભાવ છલોછલ ભરેલો છે તે તો ઉપરના સૂક્તને અભેદ પોષક જ ગણશે અને અભેદને બાધ ન આવે એ રીતે ભેદવાળા વ્યવહારનું પણ સૂચક સમજશે.

એ એમ કહેશે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણો એક મહાકાય વિરાટ પુરુષનાં અંગ સમાન છે. શરીરનાં મુખ, હાથ, સાથળ અને પગ એ ચાર અંગોમાં જેમ આખા શરીરનું જ લોહી ધડકે છે; મુખ હાથને અવગણતું નથી, તેમ સાથળ કે પગને અપમાનતું પણ નથી, અને તે જ રીતે હાથ કે સાથળ પગનો અનાદર કરતાં નથી. તે બધા અવયવોમાં અમુક ઊંચો અવયવ અને અમુક નીચો અવયવ એવી પણ કલ્પના નથી. એ ચારે અવયવો એકબીજાના કાર્યની અવગણના કર્યા સિવાય પોતપોતાની મર્યાદા પ્રમાણે પોતપોતાનું કામ કર્યે જ જાય છે; એટલે એ ચારે અવયવો પરસ્પર તદ્દન સમાન છે; એમાં નથી કોઈ ઉત્તમ કે નથી કોઈ અધમ: એ જ રીતે આ વિરાટ પુરુષના ચાર અવયવો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વિશે પણ બરાબર સમજવાનું છે–એમાં નથી કોઈ ઊંચો અને નથી કોઈ નીચો. જગતની વ્યવસ્થા માટે એ ચારે અવયવોએ એકબીજાની લેશ પણ અવગણના કર્યા વિના પોતપોતાની મર્યાદા પ્રમાણે પ્રવૃત્તિ ચલાવ્યે રાખવાની છે. એ દૃષ્ટિએ આ ચારે વર્ણો પરસ્પર બિલકુલ સમાન છે; એમાં અમુક એક ઉચ્ચ વરણ છે અને અમુક એક નીચ વરણ છે, એવો આશય આ સૂક્તનો વિષય જ નથી. આ થઈ આ સૂક્તને સમજવાની અભેદદૃષ્ટિ.

હવે જ્યારે એ જ સૂક્તને ભેદદૃષ્ટિએ વિચારીએ તો એમ કહેવાય કે શરીરના ચારે અવયવો જુદાજુદા છે, તેમનાં નામ અને કામ જુદાંજુદાં તથા તેમની મર્યાદાઓ પણ જુદીજુદી છે, એટલે તેમને જુદાજુદા ઓળખવા જરૂરી છે–વ્યવહારની વ્યવસ્થા માટે તેમનાં જરૂરી એવાં જુદાંજુદાં કામ અને તે દ્વારા જુદાં-જુદાં નામ પાડવામાં આવે છે; માટે એ દરેકને ભિન્ન સ્વરૂપે જ નિહાળવા જોઈએ. આ થઈ આ સૂક્તને સમજવાની ભેદદૃષ્ટિ.

ઉપર કહેલી ભેદદૃષ્ટિમાં પણ અભેદ તો પરોવાયેલો જ છે અને અભેદદૃષ્ટિમાં પણ વ્યવહારસાધક ભેદ છુપાયેલો છે. કેવળ આ જાતની વિચારધારામાં અભેદ ભેદનો પોષક છે અને ભેદ પણ અભેદનો સૂચક છે, એ બરાબર ધ્યાનમાં આવી જાય એટલું સ્પષ્ટ છે.

પણ હવે વિચારક, ઘમંડ કે સ્વાર્થમાં સપડાયેલ હોય વા સત્ય અને અહિંસાથી વિમુખ બનેલો હોય ત્યારે તે ઉપરના સૂક્તના અભેદને તદ્દન અવગણીને જ વિચાર કરવા માંડે છે અને કહે છે કે ક્યાં મુખ અને ક્યાં પગ–મુખ તો ઉત્તમોત્તમ અને પગ તો

અધમાધમ. આ સૂક્ત ઉપરથી તે એવું ફલિત કરવા બેસી જાય છે, કે બ્રાહ્મણ તો -જન્મેલો બ્રાહ્મણ ઉત્તમોત્તમ જ છે અને જન્મેલો શૂદ્ર અધમાધમ જ છે. તે વિચારક એ અવયવોમા રહેલી અભિન્નતાને જોઈ જ શકતો નથી અને સત્યની જેમાં અવગણના થયેલ છે એવી પોતે કલ્પેલી કેવળ ભેદ-બુદ્ધિને પ્રધાન સ્થાન આપે છે અને એ દ્વારા તે જાતિવાદને પોષે એવો આ સૂક્તનો અર્થ કાઢવા તત્પર બને છે

આવો મિથ્યા અર્થ ભગવાન બુદ્ધના સમયમા એટલે આજથી પચીસસો વરસ પહેલા પણ પ્રચલિત હતો અને મદથી છકેલા ગુરુઓએ આવો અભદ્ર અર્થ કરી પોતના લાખો માનવબધુઓને અધમાધમ બનાવી પોતાના જ એક પાયાના અગ ઉપર જબરો કુહાડો ચલાવ્યો હતો

ભગવાન બુદ્ધે આવા અભદ્ર અર્થની સામે ભારે વિનયપૂર્ણ વિરોધ જગાવ્યો છે પોતાના વિરોધને સમજાવવા 'મજ્ઝિમનિકાય'* નામના પિટકગ્રથમા પાલિ ભાષામા એમણે અનેક ચર્ચાઓ કરેલી છે, એમાની એકનો સાર નીચે પ્રમાણે છે

[સૂત્રમા ભિક્ષુ મહાકાત્યાયન જવાબ આપે છે અને ખુલાસા કરે છે અને મથુરાનો રાજા અવતિપુત્ર સવાલ કરે છે ]

એક વખતે ચિરજીવ મહાકાત્યાયન મથુરામા આવેલા ગુદવનમા વિહરતા હતા મથુરામા મહાકાત્યાયનની ઘણી કીર્તિ ફેલાયેલી હતી લોકો કહેતા, કે તે પડિત છે, મેધાવી છે, બહુશ્રુત છે, ચિત્તની વાતને પામી જઈ તેના ખુલાસા કરી શકે છે અને તેમની પ્રતિભા ભારે કલ્યાણકર છે એટલુ જ નહીં, પણ મહાકાત્યાયનની સાથે સપર્ક કરવાથી સપર્ક કરનારનુ કલ્યાણ થાય એવા એ સતપુરુષ છે

મહાકાત્યાયનની આવી કીર્તિ સાભળીને મથુરાનો રાજા અવતિપુત્ર ઉત્તમ રથમા બેસીને તેમના દર્શને જવા નીકળ્યો જ્યા-સુધી રથને જવાનો મારગ હતો ત્યાસુધી તે રથમા ગયો અને પછી પોતે પગે ચાલીને ગયો સત મહાકાત્યાયન બેઠા હતા ત્યા પહોંચી રાજાએ વિનયભાવે નમસ્કાર કર્યો, તેમના સુખસમાધિના સમાચાર પૂછ્યા અને પછી રાજાએ તેમની સાથે 'બ્રાહ્મણ' વિશેના સવાલજવાબ કર્યા

**રાજા અવતિપુત્ર** મહર્ષિ કાત્યાયન! બ્રાહ્મણો એમ કહે છે, કે બ્રાહ્મણ જ શ્રેષ્ઠ છે, બાકીની વરણ હલકી છે-નીચ છે બ્રાહ્મણ જ ગોરા વર્ણના છે, બાકીના વર્ણ કાળા છે બ્રાહ્મણ જ શુદ્ધ છે અને બાકીના વર્ણ એટલે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણે અશુદ્ધ છે-શુદ્ધ નથી હોતા બ્રાહ્મણ જ બ્રહ્માના વારસ છે અને બીજા વર્ણ બ્રહ્માના વારસ નથી આ વિશે આપનો અભિપ્રાય બતાવો અને જે હકીકત ખરેખરી હોય તે મને સમજાવો

**મહાકાત્યાયન :** મહારાજ! જગત-

* મજ્ઝિમનિકાય નામનો બૌદ્ધધર્મનો એક મહાગ્રથ છે ત્રિપિટકમા તે સુત્તપિટકમા સમાય છે તે મૂળ પાલિ ભાષામા છે તેમા ત્રણ પચાશક છે પ્રથમપચાશક, મધ્યમપચાશક અને તૃતીયપચાશક કે ઉપરિપચાશક દરેક પચાશકમા પાચપાચ વર્ગ છે દરેક વર્ગમા દસદસ સુત્ત છે, એટલે એક પચાશકમા પચાસ સુત્ર આવે છે ત્રણે પચાશકમા મળીને કુલ દોઢસો સુત્ર થાય અહીં માધુરીય સુત્તમા આવેલી જાતિવાદ અગેની ચર્ચા આપી છે આ સુત્ત મધ્યમપચાશકમા આવેલ છે મધ્યમપચાશકમા પાચ વર્ગ છે, તેમાના ચોથા રાજવગ્ગમા આ સુત્ત પાચમુ છે ત્રિપિટક વિશારદ શ્રી રાહુલજીએ આ ગ્રથનો હિંદી અનુવાદ પણ કરેલો છે તે અનુવાદમા આ સુત્ત ૩૪૦મા પાના ઉપર છે બ્રાહ્મણ પરપરામા જેટલુ પ્રામાણ્ય વેદોનુ તેટલુ જ પ્રામાણ્ય બૌદ્ધ-પરપરામા આ પિટક ગ્રથોનુ છે

માં ચાર વર્ણ છે: ક્ષત્રિય,* બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર.

હવે તમે એમ કલ્પો કે કોઈ ક્ષત્રિય મોટો ધનકુબેર હોય, તેની પાસે અનાજ અને સોનુંચાંદી પણ અઢળક હોય અને તે ચાર વર્ણમાંના કોઈને પોતાને ત્યાં નોકર રાખવા ઇચ્છતો હોય અને નોકરીના બદલામાં તે ખૂબ ધન, અનાજ અને સોનુંચાંદી આપતો હોય તો શું બ્રાહ્મણ એને ત્યાં નોકર નહીં રહે? ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પણ એની ચાકરી નહીં સ્વીકારે? ચાકરી તો સ્વીકારે જ પણ ધન, અનાજ અને સોનાચાંદીથી બંધાયેલો એ નોકર પોતાના શેઠની પહેલાં જ ઊઠશે અને શેઠ ઊંઘી જશે પછી જ ઊંઘી જશે. 'શેઠ સાહેબ! શું કામ છે? કામ ફરમાવો.' એ રીતે શેઠનો કિંકર બની જશે; અરે! શેઠની હાએ હા અને શેઠની નાએ ના પાડનારો અને શેઠની મનોવૃત્તિને બરાબર અનુકૂળ જ રહેશે.

જો બ્રાહ્મણની અને બીજી ત્રણે વર્ણની પણ આવી જ દશા છે તો હે રાજા! પછી એ ચારે વર્ણમાં વિશેષતા શી રહી? એ તો ચારે સરખા જ બની ગયા. આમાં બ્રાહ્મણ ઉત્તમ છે અને બીજા હીણા છે એવું ક્યાં રહ્યું?

એ જ રીતે હે મહારાજ! કોઈ ધનકુબેર બ્રાહ્મણ કોઈ બીજા બ્રાહ્મણને કે બીજા ત્રણમાંના ગમે તે વર્ણના માણસને પોતાના ધન, ધાન્ય અને સોનાચાંદીના જોરે પોતાનો ગુલામ બનાવી શકે છે, એ જ પ્રમાણે વૈશ્ય પણ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય વા શૂદ્રને મનગમ્યો પગાર આપી અથવા અનાજ કે સોનાચાંદી-ઝવેરાત આપી પોતાનો દાસ બનાવી શકે છે; અને એ જ પ્રકારે કાશીના સ્મશાનાધિપતિ ચાંડાળની પેઠે કોઈ શૂદ્ર પણ પોતાના અગણિત ધન, અઢળક અનાજ અને અમાપ સોનાચાંદી-ઝવેરાતના જોરે બ્રાહ્મણને, ક્ષત્રિયને, વૈશ્યને અને શૂદ્રને પોતાના મુનીમ, ખાસદાર, હમાલ કે બીજી કોઈ રીતે આજ્ઞાંકિત નોકર બનાવી શકે છે. તો પછી મહારાજ! 'એ ચારે વર્ણમાં બ્રાહ્મણ ઉત્તમ છે, બીજા હીણા છે. બ્રાહ્મણ જ ગોરા વર્ણનો છે, બાકીના બધા વરણ કાળા છે; બ્રાહ્મણ જ શુદ્ધ છે, બાકીના વરણ અશુદ્ધ છે; બ્રાહ્મણ જ બ્રહ્માનો વારસ છે, બીજી વર્ણ બ્રહ્માની વારસ નથી.' એવું ક્યાં રહ્યું? આમાં તો ઉપર કહેલાં ધન, ધાન્ય અને સોનાચાંદી પાસે બધી વરણો સરખી જ ઊતરી. તે બધા એકસરખા ગુલામ જ રહ્યા. એમાં કોણ ઊંચો અને કોણ નીચો? કોને ઉત્તમ કહેવો અને કોને હીણો કહેવો?

**અવંતિપુત્ર:** મહર્ષિ! આપ કહો છો એ તો તદ્દન બરાબર છે. મારી મથુરાનગરીમાં પણ હાલ આવું જ બની રહેલ છે. હું જાતે ક્ષત્રિય છું, મેં મારે જ ત્યાં ધન, ધાન્ય અને સોનાચાંદી-ઝવેરાતના બદલામાં કેટલા ય બ્રાહ્મણોને કિંકર બનાવેલા છે—નોકરીમાં રાખેલા છે. તે બ્રાહ્મણો મારું કહ્યું બરાબર કરે છે. મારે કોઈ મુહૂર્ત જોઈતું હોય તો તેઓ તત્કાળ શોધી કાઢે છે. મારી રાણીને કાંઈ સ્વપ્નું આવે તો તેઓ તેનું સારું ફળ બતાવવા મારી પાસે તેમનાં પુસ્તકો લઈને દોડી આવે છે. મારે શિકારે જવું હોય ત્યારે પણ તેઓ સાથે જ રહે છે. મારું એક પણ એવું કામ નથી જેને આ બ્રાહ્મણોનો ટેકો ન હોય. મારે બેપાંચ સ્ત્રીઓ વધારે કરવી હોય તો તે કામ બ્રાહ્મણો જ સાધી આપે છે. આ જ પ્રકારે મેં ક્ષત્રિયોને, વૈશ્યોને અને શૂદ્રોને પણ મારી નોકરીમાં રાખેલા છે અને તેઓ

* બુદ્ધભગવાનના સમયમાં લોકોમાં ક્ષત્રિય ઉત્તમ ગણાતો માટે ચાર વર્ણમાં અહીં ક્ષત્રિયને પ્રથમ મૂકેલ છે. જૈન ગ્રંથો પણ આવો જ મત ધરાવે છે.

બધા માર. કિકર છે કદાચ હુ અન્યાયને માર્ગે જતા હોઉ તોપણ તેઓ તેમાં સમતિ આપનારા છે-ટેકો આપનારા છે આ મારો પોતાનો જાતઅનુભવ છે જેમ મે મારો દાખલો આપ્યો તેમ મથુરાના તમામ શ્રીમ તોના ઘરોમાં બધા વર્ણના લોકો કિકર છે અને આવી દશા આખા ભારતમા છે

**મહાકાત્યાયન** મહારાજ! તમે તમારો પોતાનો અનુભવ કહ્યો, આખી મથુરા તેમ જ આખા ભારતની પરિસ્થિતિ પણ કહી સભળાવી આવી પરિસ્થિતિમા જ્યારે આ ચારે વર્ણના લોકો કિકર છે ત્યારે એમાં કોણ ઉત્તમ અને કોણ હીણો એમ કહી શકાય? હા, કદાચ એમ કહી શકાય, કે બ્રાહ્મણ પોતાના પગાર કરતાં કોઈ વધારે પૈસા ગમેતેમ કરીને પાડે છે અથવા ક્ષાત્રય, વૈશ્ય કે શૂદ્ર કરતા ગમેતેમ કરીને પોતાના પગારના વધુ પૈસા પાડે છે પણ આથી એમ તો ન જ કહી શકાય, કે બ્રાહ્મણ જ ઉત્તમ છે અને બીજા હીણા છે વળી બીજુ, મહારાજ! ક્ષત્રિય વર્ણનો માનવી ધાડ પાડે, ચોરી કરે, દુરાચાર કરે, ખૂન કરે તો તમે એને કાંઈ સજા કરો ખરા કે કેમ?

**અવંતિપુત્ર** મહર્ષિ! એવા ધાડપાડુ, ચોર, દુરાચારી અને ખૂન કરનાર ક્ષત્રિય વર્ણના લોકને હું કડક સજા કરુ, હેડમાં નાખુ, હદબહાર કરુ, શૂળીની કે ફાસીની પણ સજા આપું એ તો જેવુ તેના ગુનાનુ માપ-પ્રમાણ

**મહાકાત્યાયન.** મહારાજ! એ જ પ્રમાણે કોઈ બ્રાહ્મણ જે પોતાને જ બ્રહ્માનો વારસદાર કહે છે તે ખાતર પાડે, ગામ લૂટે, વ્યભિચાર કરે, ખૂન કરે, અને તેવા ચોર, ખૂની બ્રાહ્મણને પકડીને તમારો રાજપુરુષ તમારી કચેરીમાં ન્યાય માટે ઊભો કરે તો તમે તેને શી સજા કરો?

**અવંતિપુત્ર :** ક્ષત્રિયની માફક જ, તેને સજા કરુ મહર્ષિ! મારે તો રાજધર્મ પાળવાનો છે અને પ્રજાનું હિત જોવાનું છે, એટલે દુષ્ટતાનો નિગ્રહ કર્યા વિના હું બીજુ કશું કરુ નહી પછી ક્ષત્રિય પોતાને આદ્ય પુરુષ ભરતનો વારસદાર કહેતો હોય કે બ્રાહ્મણ પોતાને બ્રહ્માનો વારસદાર કહેતો હોય મારા ન્યાયના ત્રાજવા પાસે તો એવી કોઈની ખોટી સિફારશ ચાલી નથી અને ચાલવાની નથી. ગુનેગારોને સીધા કરવા અને બિનગુનેગારોનુ રક્ષણ કરવુ એ મારો ક્ષત્રિયધર્મ છે હે મહર્ષિ! એ જ પ્રમાણે કોઈ વૈશ્ય કે શૂદ્રને સજા થાય ટૂકમાં કોઈ પણ ગુનેગાર જેનો ગુનો સાબિત થયો હોય તે મારા ન્યાયમાથી કદી છટકી શકે જ નહી

**મહાકાત્યાયન :** મહારાજ! તમે પોતે જ એવુ આચરી બતાવો છો કે ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર ગમે તે વર્ણનો હોય અને ગુનેગાર સાબિત થાય તો તેને ગુના પ્રમાણે સજા થાય જ; એટલે પછી બ્રાહ્મણ જ ઉત્તમ અને બીજા હીણા એવુ ક્યા રહ્યુ? આ તો ચારે વર્ણ એકસરખા થયા વળી બીજી વાત, મહારાજ! ધારો કે કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર અહિંસાધર્મી હોય, સતવાદી હોય, સદાચારી હોય, સુશીલ હોય, પ્રામાણિક અને નીતિવ ત હોય તો મહારાજ! તમે તેને શુ કરો?

**અવંતિપુત્ર :** મહર્ષિ! ગમે તે વર્ણના તેવાને હું રાજા તરીકે ન્યાયની અને સદાચારની પ્રતિષ્ઠા વધારવા માટે આદર આપુ, તે દરેકનુ એકસરખુ સન્માન કરુ, તેમની દરેકની સર્વ પ્રકારે સહાયતા કરુ, તેમની યશગાથા ગવરાવુ

**મહાકાત્યાયન** મહારાજ! તમારા કહેવા પ્રમાણે આવા પુરુષને તમે એકસરખુ સન્માન

આપો, સરખી રીતે દરેકનો સત્કાર કરો અને સરખી જ રીતે દરેકની પ્રતિષ્ઠા વધારો તો પછી આમાં એવું ક્યાં રહ્યું કે કોઈ એક જ વર્ણ ઉત્તમ? જેનામાં અહિંસા છે, સત છે, ન્યાય છે, નીતિ છે, સદાચાર છે તે ગમે તે વર્ણ હોય પણ તે તમામ માનપાત્ર છે અને જેનામાં હિંસાવૃત્તિ છે, જૂઠ છે, અન્યાય છે, અનીતિ છે, અપવિત્રતા છે તે ગમે તે વર્ણના હોય પણ તમામ સજાપાત્ર છે; એટલે વર્ણ તરીકે કોઈ ઉત્તમ છે અને બીજા હીણા છે એવું કશું જ નથી, પણ જ્યાં ગુણ છે ત્યાં આદર છે અને જ્યાં દુર્ગુણ છે ત્યાં અનાદર છે.

મહારાજ! હું તો બુદ્ધ ભગવાનનો અનુયાયી ભિક્ષુ છું, પણ હું એક ભિક્ષુ છું એટલા માત્રથી વા અમારા વેશને લીધે હું આદરપાત્ર નથી. મારામાં અહિંસા હશે, સત્ય હશે, સદાચાર હશે અને એવા બીજા પણ ભિક્ષુમાં હોય એવા ગુણો હશે તો જ હું લોકોમાં આદરપાત્ર થવાને હકદાર છું; નહીં તો તમારું ન્યાયનું ત્રાજવું એ ખૂની અને જુઠા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રના જેવા હાલ કરે એવા જ મારા હાલ તમારે કરવા જોઈએ અને તમે એ રીતે મારી શેહમાં આવ્યા વિના ક્ષત્રિય ધર્મને અનુસરો તો જ તમે પણ 'રાજા'પદને શોભાવ્યું ગણાય.

આપણે જાણીએ છીએ કે 'गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः—' અર્થાત્ ગુણો જ સર્વત્ર પૂજાપાત્ર છે. ગુણીઓના વેશ કે વય જોવાનાં નથી, પણ તેમના ગુણો જ જોવાના હોય છે.

★

**નારદજીના આખ્યાન સાથે જ સામાન્ય માતૃહૃદયના ભાવ દર્શાવતી એક લોકકથા યાદ આવે છે.**

**એક યુવાન કોઈ વારાંગનાના પાશમાં ફસાયો હતો. એની વહાલસોઈ માતાને જાણ થતાં એ એને વારવા લાગી. યુવાન તન, મન, ધનથી વારાંગનાની પાછળ ખુવાર થતો હતો. માતાથી એ સહન થતું ન હતું. એકવાર એણે આમરણ ઉપવાસ કરી દેહત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરી. એ દિવસે પણ યુવાન વારાંગનાગૃહે ગયો. પેલી સ્ત્રી નિત્યનાં ભોજન યુવાન પાસે મંગાવતી.**

**યુવકે રોજના નિયમ પ્રમાણે પૂછ્યું: 'આજે તારે માટે કોનું માંસ લઈ આવું? મીઠામાં મીઠું લાવી દઉં બોલ.' એક ક્ષણવાર અચકાઈને વેશ્યા બોલી: 'મીઠામાં મીઠું તો તારાથી નહિ જ લવાય; કારણ માના હૈયાનું માંસ સૌથી મીઠું હોય છે. બસ કામથી અંધ બનેલો યુવાન તરત જ ઘર તરફ દોડ્યો.**

**ઉપવાસથી કૃશ થઈ ગયેલી તપસ્વિની માતા પુત્રને સન્માર્ગે ચડાવવાની પ્રાર્થના કરતી બેઠી હતી, ત્યાં જઈને દીકરાએ છાતીમાં છરી હુલાવી દીધી. માતાએ ઉંકારો સરખો ન કર્યો. 'હે રામ' કરતી ઢળી પડી. દીકરો માતાનું હૃદય કાઢી રૂમાલમાં વીંટાળી દોડતો પાછો ફર્યો. એને કશું દેખાતું નથી. હજારો માણસો નગરના માર્ગો પર ચાલ્યા જાય છે. ઊંચી હવેલીઓ ઊભી છે પણ એની દૃષ્ટિ તો કેવળ વારાંગનાનાં સુંદર લોભાવનારાં નયનો ઉપર ઠરી છે. વેગથી એ દોડ્યો જાય છે, એમાં ઠેસ લાગી અને એ નીચે પડી ગયો. બગલમાં દબાવેલા રૂમાલમાંથી માનું હૈયું બોલી ઊઠ્યું: 'ખમા મારા પુત્રને.'**

**ધીમો, કરુણ પણ સ્પષ્ટ અવાજ યુવાનને કાને અથડાયો. અને એ જાગી ઊઠ્યો.**

**તરત જ એ પાછો ફર્યો. માના મૃતદેહ ઉપર માથું મૂકી પોકેપોકે રડ્યો. તે દિવસથી એ કુમાર્ગેથી પાછો વળ્યો.**

×

# વિરાટ અને વામન

શ્રી છોટુભાઈ સુથાર

'અગણ્યા ગણાય નહી, વીણ્યા વિણાય નહી' એવા તારાઓમાં આપણે ધ્રુવજીને પણ એક અવિચળ સ્થાન આપી દીધું' ક્યારેક ઈશ્વરની સ્તુતિ કરતી વખતે કહીએ છીએ 'હે ઈશ્વર! કદાચ કોઈ વૃક્ષના પાન ગણી શકે, માથાના વાળ ગણી શકે, અરે કોઈ તારાઓ ગણી શકે, પણ તારા કરેલા ઉપકારો તો ગણી શકાય એવા નથી જ' તારાની અદ્ભુત રમ્ય દુનિયા વિશે આ વિના ગણ્યું ન જાણતા સામાન્ય જનને વિજ્ઞાને સુગમતા કરી આપી છે વજ્ઞાનિકોએ તારાના રંગ ને તેજની સરખામણી કરી એમનું વિવિધ પ્રકારનું હેતુ ને કેવી રીતે વર્ગીકરણ કર્યું છે તથા પારિજાત, મિરા, આર્દ્રા, શૌરી વગેરે એકેએક વિરાટ તારા આગળ સૂર્ય કેવો વામન જેવો લાગે છે તેની રસિક વિગતો આ લેખમાં જાણવા મળે છે

રાતના નિર્મળ આકાશ તરફ નજર કરશો તો અનેક પ્રકારના તારા જોવા મળશે કેટલાક ખૂબ ચળકતા હશે તો કેટલાક સાવ ઝાંખા કેટલાક એંજલપથી જેવા અવકાશની યાત્રા કરતા જણાશે તો કેટલાક વળી રેલના મુસાફરોની પેઠે ઠેકઠકાણે ભિડાઈ બેઠેલા જણાશે અને એમની ગરબડ! કેટલાક તારા નીલા દેખાશે તો કેટલાક પીળા, લાલ યા સફેદ માલૂમ પડશે

તારાઓને જોઈ ચળકતા તારા મોટા અને ઝાંખા તારા નાના એવો ખ્યાલ આવવો સ્વાભાવિક છે, પણ એ ખ્યાલ સાચો નથી ચળકતા તારાનું ઘણું તેજ આપણી આંખમાં પ્રવેશવાના કારણે આપણે એમને મોટા કલ્પીએ છીએ દૂરબીન વડે જોતા આ ભ્રમ તરત નાબૂદ થાય છે મોટામાં મોટા દૂરબીન વડે જોતા સૂર્ય, ચંદ્ર કે ગ્રહો મોટા થયેલા જણાય છે, પણ કોઈ તારો મોટો બનેલો દેખાતો નથી એ પ્રકાશબિંદુ જેવો જ રહે છે મતલબ કે તારાની જાડાઈ (વ્યાસ) જાણી શકાતી નથી

તો શું બધા તારા એકસરખા જ હશે? એ બધા માત્ર પ્રકાશબિંદુએ જ હશે?

આપણે જાણીએ છીએ, કે કોઈ વસ્તુ આપણી પાસે હોય તે કરતા જ્યારે દૂર રહે છે ત્યારે નાની દેખાય છે આકાશમાં ચડતી પતંગનો પૈને ખ્યાલ છે જેમજેમ પતંગ દૂર ને દૂર જતી જાય છે, તેમતેમ એ નાની ને નાની દેખાતી જાય છે સૂર્ય અને ચંદ્ર આપણને નાના દેખાય છે એ પૃથ્વી પર આવેલા નથી—પૃથ્વીથી દૂર છે, માટે એ વાસ્તવમાં મોટા હોવા જોઈએ એ દેખીતી વાત છે પણ ત્યારે તારાઓનું શું? તારા આપણી પાસે છે કે દૂર?

કોઈ બે વસ્તુ પૈકી એક પાસે છે યા દૂર એનું પારખું આમ કરી શકાય પ્રથમ એ બન્ને વસ્તુઓ એક જ લીટીમાં આવે એમ એમના તરફ જુઓ પછી સહેજ ડાબા યા જમણા ખસીને જુઓ જે વસ્તુ આપણી પાસે હશે તે બીજી વસ્તુના મુકાબલે ઊલટી દિશામાં ખસી જતી જણાશે ગાડીમાં મુસાફરી કરતા હોઈએ છીએ ત્યારે પાસેના ઝાડ કેવા વિરુદ્ધ દિશામાં સરકી જાય છે! આકાશી પદાર્થોનું પણ આમ જ છે સૂર્ય અને ચંદ્રનું નિરીક્ષણ કરશો તો માલૂમ પડશે, કે ચંદ્ર આકાશમાં ઉપરાઉપર સરકતો જણાય છે, જ્યારે સૂર્ય ધીમેથી એ બન્નેના હિસાબે તારા ફરતા છે

હવે દૂરની વસ્તુ હોય એ મોટી હોવી જોઈએ ને? દૂરબીનમાંથી તારા મોટા દેખાતા

આવેલા નથી તેમ જ એ બધા એકસરખા તેજસ્વી પણ નથી. બધા તારાનાં તેજ એકસરખાં હોય તો અંતરના હિસાબે એમનાં કદ જાણી શકાય અથવા બધાનાં અંતર સરખાં હોય તો તેજના આધારે પણ કદ જાણી શકાય, પણ તારાનાં તેજ અને અંતર સાવ નિરનિરાળાં છે. તેજ અને અંતરનો મેળ મેળવવા તારાઓને અમુક ચોક્કસ અંતરે (૩૨.૬ પ્રકાશવર્ષ)* રાખી જોતાં એ કેટલા તેજસ્વી દેખાય છે એનો પ્રકાશ-આંક (નિરપેક્ષ વર્ગ) શોધવામાં આવે છે. સૂર્ય પૃથ્વીથી સવાનવ કરોડ માઈલ દૂર છે. પ્રકાશની ગતિના હિસાબે આ અંતર સવાઆઠ પ્રકાશમિનિટનું ગણાય. સૂર્યને ૩૨.૬ પ્રકાશવર્ષ દૂર મૂકી જોવામાં આવે તો તે એક સામાન્ય તારા જેવો દેખાશે. આકાશમાં નરી આંખે જોતાં જે ખૂબ ચળકતા તારા દેખાય છે એ બધા પહેલા વર્ગના તારા છે અને સાવ ઝાંખા દેખાય છે તે છઠ્ઠા વર્ગના છે. સૂર્યને ૩૨.૬ પ્રકાશવર્ષ દૂર રાખી જોઈએ તો તે ચોથા અને પાંચમા વર્ગની વચ્ચેના તારા જેવો દેખાશે. આનો અર્થ એ થયો, કે આપણને ખૂબ તાપ આપતો અને ખૂબ તેજસ્વી દેખાતો સૂરજ વાસ્તવમાં એક સામાન્ય તારો જ છે.

આમ તારાઓના રંગ, તેજ વગેરેની સરખામણી પરથી માલૂમ પડ્યું છે કે આકાશના મોટાભાગના તારાઓનાં તેજ અને રંગમાં એકસરખો નિયમ પ્રવર્તે છે. તારાનું ઉષ્ણતામાન જેમ વધુ તેમ એનો રંગ લાલથી આગળ વધી પીળો અને છેવટે નીલો થતો જાય છે એમ આપણે જોઈ ગયા. વળી રંગના હિસાબે જણાયું છે કે લાલ રંગના તારા સૂર્ય કરતાં ૧૦૦મા યા એથી ઓછા તેજસ્વી છે; જ્યારે નીલા તારા ૧૦૦ ગણા યા એથી વધુ તેજસ્વી છે.

પણ આ થઈ આકાશના મોટાભાગના તારાઓની વાત. કેટલાક તારા એવા પણ છે કે જેમનો રંગ લાલ હોવા છતાંય એ સૂર્યથી ૧૦૦ગણા યા એથી વધુ તેજસ્વી જણાયા છે. આનો અર્થ એ થયો કે ઓછા ઉષ્ણતામાનવાળા આ તારા સૂર્યના જેટલા જ કદવાળા હોત તો ઓછા તેજસ્વી દેખાત, પણ વધુ તેજસ્વી દેખાય છે માટે એમનું કદ સૂર્ય કરતાં મોટું હોવું જોઈએ. કદ મોટું હોય તો જ એ વધુ પ્રકાશિત દેખાઈ શકે. આ પ્રકારના તારા કે જેમનાં કદ સૂર્ય કરતાં ઘણાંઘણાં મોટાં છે એમને વિરાટ તારા કહેવામાં આવે છે; એથી ઊલટું જે તારાઓનાં તેજ સૂર્યના હિસાબે ૧૦૦માં ભાગના યા એથી યે વધુ ગણાં ઓછાં છે તેમને વામન તારા કહેવામાં આવે છે. આકાશના લગભગ ૮૦ ટકા તારા વામન વર્ગના* તારા છે. એ બધા તારાનું એક સામાન્ય નામ સમરૂપ તારા પણ છે; કારણકે એમાંના ઘણાખરા તારા વજનની દૃષ્ટિએ સૂર્યથી વધુમાં વધુ પાંચગણા યા ઓછામાં ઓછા પાંચમા ભાગના વજનદાર હોય છે.

વિરાટ તારા તેજસ્વી તારા છે. એ માત્ર લાલ રંગના તારા છે એવું નથી. વિરાટ તારા જુદાજુદા રંગના પણ છે. આકાશના જાણીતા વિરાટ તારાઓમાં બ્રહ્મહૃદય, સ્વાતિ, રોહિણી, પારિજાત, મિરા અને આર્દ્રા મુખ્ય છે. આ

* સેકંડે ૧,૮૬,૦૦૦ માઈલના વેગથી ચાલતાં એક વર્ષમાં પ્રકાશ જેટલું અંતર કાપે એને પ્રકાશ-વર્ષ કહે છે. આ અંતર ૫,૮૮,૦૦,૦૦,૦૦૦૦૦ માઈલનું છે.

* ૩૨.૬ પ્રકાશવર્ષ છેટે રાખતાં જે તારા પહેલા વર્ગના યા એથી ઓછા ચળકતા દેખાય છે એ બધા વામન તારા છે; જ્યારે અતિ ચળકતા દેખાતા તારા વિરાટ તારા છે.

પૈકી પારિજાત, મિગ અને આર્દ્રા ઘણાઘણા મોટા વિરાટ તારા છે એ એટલા મોટા છે, કે એમને અતિવિરાટ તારા કહેવામાં આવે છે આ સાથે આપેલી આકૃતિ અને નીચેના કોઠા પરથી આ અતિવિરાટ તારાઓની ભવ્યતાનો કંઈક ખ્યાલ આવી શકશે




અતિવિરાટ તારાના વ્યાસ

૧ આર્દ્રા, ૨ પારિજાત, ૩ છ બ્રહ્મમંડળ, ૪ પૃથ્વીની કક્ષા (=૧૮ કરોડ માઈલ વ્યાસ)

| નામ | પૃથ્વીથી અંતર | કદ (સૂર્યના હિસાબે) | તેજ (સૂર્યના હિસાબે) |
|---|---|---|---|
| ૧ પારિજાત | ૨૫૦ પ્રકાશવર્ષ | ૩૫૯,૩૭,૦૦૦ | ૧૯૦૦ |
| ૨ મિગ | ૨૫૦ ” | ૯,૭૩,૩૬,૦૦૦ | ૧૮૦ |
| ૩ આર્દ્રા | ૩૦૦ ” | ૩,૫૯,૩૭,૦૦૦થી | |
| | | ૯,૭૩,૩૬,૦૦૦ | ૩૬૦૦ |
| ૪ ક શૌરી | ૮૦૦ ” | ૫૧,૨૦,૦૦,૦૦૦ | ૧૯૦૦ |

જાણીતા તારાઓ પૈકી ક શૌરીનું (શૌરી મંડળના મુખ્ય તારાનું) કદ ૫૧ કરોડ સૂર્યકદ જેવડું છે! મતલબ કે એ તારાના દ્રવ્યમાંથી સૂર્ય જેવડા (પૃથ્વી કરતાં ૧૩ લાખગણા મોટા) ગોળા બનાવવામાં આવે તો તેમની સંખ્યા ૫૧ કરોડની થાય

પણ આ થઈ અતિવિરાટ તારાઓની વાત એના જેવી જ મહત્તાવાળો એક ખૂબ નાનો પણ અતિ મહત્ત્વનો એવો અતિવામન તારાનો વર્ગ છે આ વર્ગના તારા નાના હોવાં છતાં ય રંગે રાતા નથી, એ બધા સફેદ રંગના છે આનો અર્થ એ થયો, કે એ તારાઓનું સપાટીનું ઉષ્ણતામાન ખૂબ જ ઊંચું હોવું જોઈએ વાસ્તવમાં આ ઠીંગુજીઓનું ઉષ્ણતામાન લાલ તારા કરતા ઊંચું છે ઊંચા ઉષ્ણતામાનવાળા આ ઠીંગુજીઓને




૪







વિરાટ તારાના વ્યાસ
૧. રોહિણી, ૨. સ્વાતિ, ૩. બ્રહ્મહૃદય, ૪. સૂર્ય.

શ્વેતવામન કહેવામાં આવે છે. અતિવિરાટ તારા જેમ કદની દૃષ્ટિએ આશ્ચર્ય ઉપજાવનારૂ છે તેમ શ્વેતવામન ઘટત્વની દૃષ્ટિએ નવાઈ પમાડનારા છે. પદાર્થના વજનને એના પોતાના કદ વડે ભાગતાં જે આંકડો આવે છે તે તે પદાર્થના ઘટત્વનો આંક છે. વિજ્ઞાનની પદ્ધતિમાં પાણીના ઘટત્વને એકમ માની બીજા પદાર્થોના ઘટત્વને એની સાથે સરખાવવામાં આવે છે અને આ રીતની સરખામણીના ઘટત્વને સાપેક્ષ ઘટત્વ કહેવામાં આવે છે.



આર્દ્રા અને વ્યાધ વગેરે

ભારે સાપેક્ષ ઘટત્વવાળો જાણીતો તારો વ્યાધનો સથીતારો છે વ્યાધ આકાશનો સૌથી ચળકતો તારો છે. પહેલા એ તરો એકલ તારો છે એવુ માનવામા અવતુ હતુ, પણ પછળથી માલૂમ પડ્યુ કે એ બે તારા મળીને બનેલો યુગ્મ–જોડીઓ તરો છે વ્યાધનો આ જોડીદાર ખૂબ જ ઝાંખો નવમા વર્ગનો (વ્યાધના હિસાબે ૧૬,૦૦૦મા ભાગનો ઝાંખો) તરો છે વ્યાધના પ્રખર તેજમા એને સામાન્ય દૂરબીન વડે જોઈ શકાતો નથી વ્યાધ અને એનો આ સાથીદાર એક મધ્યસ્થ કેન્દ્રની આજુબાજુ ફેરફૂદડી ફરે છે બને તારા વચ્ચેના અતર અને ફેરફૂદડીના કાળના આધારે એબનેનુ એકત્ર વજન સૂર્યવજન કરતા ૩ ગણુ હોવાનુ જણાયુ છે કેન્દ્રથી દૂરત્વના હિસાબે વ્યાધનુ પોતનુ વજન સૂર્ય કરતા ર ગણુ અને સથીદરનુ વજન સૂર્ય જેટલુ માલૂમ પડ્યુ છે

૧ વ્યાધના સાથીદારનુ વજન સૂર્ય જેટલુ છે, પણ એ સૂર્ય કરતાં ૨૭,૦૦૦ ગણો નાનો (યુરેનસ ગ્રહ જેવડો) છે આનો અર્થ એ થયો, કે કદની દૃષ્ટિએ આ તારો સૂર્ય કરતા ૨૭,૦૦૦ ગણો ભારે છે સૂર્યનુ સાપેક્ષ ઘટત્વ દોઢ છે આ હિસાબે વ્યાધના સાથીદારનુ સાપેક્ષ ઘટત્વ ૪૦,૦૦૦ ગણુ થાય છે મતલબ કે વ્યાધના સાથીદારનુ દ્રવ્ય સરખાં કદના હિસાબે પાણી કરતા ૪૦,૦૦૦ ગણુ ભરે છે '૧૦ શેર પાણી માય એવડી ડોલમા આ વામન તારાનુ દ્રવ્ય ભરવામા આવે તો એનુ વજન ૧૦,૦૦૦ મણ થશે! કેટલુ ઓછું દ્રવ્ય અને છતા ય કેટલુ ભારે વજન! કદમા વામન છતા વજનની દૃષ્ટિએ કેવો વિરાટ તારો!

વ્યાધના સાથી તારાને પેણ મહાત કરે એવા બીજા વામનજીઓ જડ્યા છે. એ પૈકીનો એક તારો કે જેની વૈજ્ઞાનિક સજ્ઞા એ સી+૭૦° ૮૨૪૭ છે, તે ૨૮ ૦૦૦° (સે)ના ભારે ઊંચા ઉષ્ણતામાનવાળો પ્રચડ તેજસ્વી તારો' છે એનુ કદ પૃથ્વીકદના માત્ર આઠમા ભગનુ છે, જ્યારે વજન સૂર્યવજનથી અઢીગણુ છે આ હિસાબે આ ઠીંગુજીનુ ઘટત્વ પાણીના હિસાબે ૩૬ કરોડ ગણુ છે! મતલબ કે એક ઘન ઇંચ જેટલા એ તારાના પદાર્થનુ વજન ૬૨૦ ટન જેટલુ થશે! મગજ અને બુદ્ધિ પણ બહેર મારી જાય એવી અજાયબ આ વાત છે ને?

પણ આ થઈ વામનજીઓની વત અતિવિરાટ તારા પણ અદ્ભુતતામા ઊતરે એવા નથી. કદમા તો એ અદ્ભુત છે જ પણ ઘટત્વમા યે અદ્ભુત છે! આપણે જેનો ઉલ્લેખ કરી ગયા છીએ એ પારિજાત તારાની વાત લઈએ પારિજાત વૃશ્ચિક મડળમા



વૃશ્ચિક રાશિ ક પારિજાત તારો છે

આવેલો સૂર્ય કરતા સાડાત્રણ કરોડગણો મોટો તારો છે આવડો મોટો આ અતિવિરાટ તરો વજનની બાબતમા સાવ ક્ષુદ્ર છે પારિજાતનુ કુલ વજન સૂર્યવજન કરતા માત્ર ૩૦ગણું છે આ હિસાબે એનુ ઘટત્વ સૂર્યઘટત્વના દસલાખમા ભાગનુ થાય છે મતલબ કે પારિજાત ખૂબ જ

આછા દ્રવ્યનો બનેલો તારો છે. એનું દ્રવ્ય એટલું બધું આછું છે, કે આપણા વાતાવરણમાં એક ઘનફૂટ જેટલી જગામાં જેટલું વાયુદ્રવ્ય સમાયેલું છે, તેટલું વાયુદ્રવ્ય પારિજાતના ૧૫૦૦ ઘન માઈલ જેટલા વિસ્તારમાંથી માંડ મળશે. કદમાં અતિવિરાટ છતાં દ્રવ્યસંભારમાં કેવો કંગાળ તારો!

વિશ્વરચના પણ કેવી અદ્દભુત છે! એક બાજુ વિરાટ તારા એમના કદથી આપણને આંજી નાખે છે તો બીજી બાજુ વામનતારા વજનનો નવો જ પાઠ શીખવે છે. કેટલાક તારા અતિ ઊંચા ઉષ્ણતામાન ધરાવે છે તો કેટલાક વળી અતિ નીચા. સૂર્ય આ બધા તારાઓમાં એક સામાન્ય તારાનું પદ ભોગવે છે. એ સામાન્ય તારાના પણ એક સામાન્ય ગ્રહ-પૃથ્વી પર આપણે એક સામાન્ય જીવ-માણસ તરીકે જીવીએ છીએ. બીજાં પ્રાણીઓની સરખામણીમાં આપણે વધુ બુદ્ધિશાળી છીએ અને એ કારણે જ વિશ્વની આ અલૌકિકતા સમજી શકીએ છીએ એ પણ ઈશ્વરના અનુગ્રહની એક અદ્દભુત વાત નથી?



## શું આપ મહાન છો કે.......?

**મહાન વ્યક્તિ 'ઉચિત શું છે'– એટલું જાણે છે, જ્યારે ક્ષુદ્રવ્યક્તિ 'શાનાથી લાભ થશે' એ જ જુએ છે।**

**મહત્તાને 'આત્મા' સાથે પ્રેમ હોય છે જ્યારે ક્ષુદ્રતાને 'સંપત્તિ' સાથે પ્રેમ હોય છે।**

**મહાન વ્યક્તિ 'કઈ ભૂલથી શું નુકસાન થયું'–તેનું સ્મરણ રાખે છે, જ્યારે ક્ષુદ્ર 'કઈ અનૈતિકતાથી કેટલો ફાયદો મેળવ્યો'–તે યાદ રાખે છે।**

**મહાન વ્યક્તિત્વમાં બીજાઓના મત પ્રત્યે ઉદારતા અને સહિષ્ણુતા હોય છે, પણ સામા મતમાં ભળી જતી નથી; જ્યારે ક્ષુદ્ર વ્યક્તિ બીજાઓની વાતમાં ટાપસી પૂરે છે તેમ જ પૂરેપૂરા સહમત થયેલી પણ જણાય છે; આમ છતાં તેનામાં ઉદારતા કે સહિષ્ણુતાનું નામનિશાન નથી હોતું।**

**મહાન વ્યક્તિ પોતાના વિચારોમાં દૃઢ હોય છે પણ લડાઈખોર હોતી નથી. તે મળતાવડી હોય છે પણ બીજાઓ સાથે મળી જઈને પક્ષ ઊભો કરતી નથી, તે પોતાને જ દોષ આપે છે, જ્યારે ક્ષુદ્ર બીજાઓને દોષ આપે છે।**

**મહાન વ્યક્તિની સેવા સહેલાઈથી થઈ શકે છે પણ તેને પ્રસન્ન કરવી કઠિન હોય છે; કેમકે તે યોગ્ય કાર્યથી જ પ્રસન્ન થઈ શકે છે. વળી વ્યક્તિની યોગ્યતા મુજબ જ તે દરેક પાસેથી કામ લે છે.**

**પણ...ક્ષુદ્ર વ્યક્તિની સેવા કરવી કઠિન છે, પણ તેને ખુશ કરવાનું સહેલું હોય છે। યોગ્યાયોગ્યને બાજુએ મૂકી તેની દુર્બળતાઓનું સમર્થન કરી તેને સહેલાઈથી ખુશ કરી શકાય છે. વળી તે માણસો પાસે કામ લેતી વખતે તેઓ કંઈ જ ભૂલ ન કરે એવું ઇચ્છતી હોય છે!**

**[હિંદી પરથી]**

x

# જોષી મહારાજ

શ્રી નિરંજન ત્રિપાઠી
બી. એ.

'વૈદના મરે નહી ને જોષીડાના રડે નહી !'ની કહેવતમા વૈદક તથા જ્યોતિષશાસ્ત્ર બન્ને ઉપર આપણે અવિશ્વાસ વ્યક્ત કર્યો છે, તેમ છતા ઢગલાબંધ લોકો સાતસાતના મુહૂર્તો ને શુભ શુકનના દિવસો કઢાવવા માટે જોષીઓ પાસે જાય છે હમેશા એના શબ્દો બ્રહ્મવાક્યરૂપ સાચા જ નીવડે છે? જો ન નીવડતા હોય તો? ભૂલેચૂકે અમુક દિવસે મરવાનુ કહી દેવાયુ હોય પણ ત્યારે એનુ મૃત્યુ ન થાય તો? જે જે લોકો માટે આવા ખોટા વર્તારાઓ કહ્યા હોય તે બધા ય ભેગા મળી અમુક કોઈ દૃઢ નિશ્ચય કરી આપણા ઘરમા આવે તો? બચવાનો ઉપાય પ્રથમ મનથી વિચારજો ને પછી નાટિકાના જોષી મહારાજની તરકીબ અજમાવજો લેખકે રોનૅલ્ડ એલ્વેના એક નાટક પરથી આનુ આયોજન કર્યું છે

[પાંચથી દસ હજારની વસ્તીવાળા કોઈ એક ગામમા જોષી મહારાજના મકાનનો ઓરડો એક તરફ અંદર આવવાનુ મુખ્ય બારણુ છે અને બીજી તરફ ઘરની અંદર જવાનો રસ્તો છે રંગભૂમિની બરાબર મધ્યમા એક ઉઘાડી બારી છે જોષી મહારાજ એક પાટ ઉપર, તકિયે અઢેલીને, અને પગે ઓઢીને બેઠેલા છે એમની આંખે દાંડીતૂટેલા તથા વારવાર સરકી પડતા ચશ્મા ભરાવ્યા છે.

જોષી મહારાજની પાટની પાસે જ નીચે મીઠી રબારણ પોતાનુ ભવિષ્ય જાણવા ઉત્સુકતાથી બેઠી છે એનાથી સહેજ દૂર લગભગ બારણા પાસે જ મધુર પગી બેઠેલો છે જોષીની પાટ ઉપર એકબે પંચાગ, એક સ્લેટ, બે પાસા, એક ચાક તથા ખડિયોહોલ્ડર પડેલા છે, અને ખાસ તો ધ્યાન ખેંચે એવું ખૂબ લાંબુ ટીપણુ પણ છે ઓરડાનુ વાતાવરણ સામા માણસને આંજી નાખે એવુ છે ભીંત ઉપર કુંડળી ચીતરેલો નકશો લટકાવેલો છે

પડદો ઊપડતા જોષી લાંબુ ટીપણ ઉખેળી મીઠીનુ ભવિષ્ય જોતા જણાય છે]

**જોષી.** (ટીપણામા જોતા) એ આ રાહુ, મંગળ ને ગુરુ હં જો મીઠી! એમ લાગે છે કે તુ ગામના કો'ક જોડે પ્રેમમા પડી છે

**મીઠી.** સાચુ કીધુ મા'રાજ, તે જોઈ આલોને એ કાનો જ છે ને?

**જોષી.** (તિરસ્કારથી) હં, એમ કોઈનુ નામ ન દેવાય

**મીઠી.** ભૂલ થઈ બાપા

**જોષી.** સારું; હવે, સાભળ જો એ ઊંચો ને ઘઉંવર્ણો છે ને (વિચારતા) ને ઉમર લગભગ પચીસેકની આસપાસ હશે (મીઠી સંમતિસૂચક ડોકુ હલાવે છે) અને આ ટીપણુ કે'છે એમ કે એ સ્ટેશન પાસે એટલે ઊગમણી દિશામા રે'તો હશે

**મીઠી:** હં અ રબારીવાડમા

**જોષી.** સાભળ સાભળ; ટીપણુ તે તુ જુએ છે કે હું?

**મીઠી** (પરેશા સાદે) તમે મા'રાજ, પણ એ છે તો કાનો જ ને?

**જોષી** અને હં, એના નસીબમા સિહ ગશીની વહુ છે

**મીઠી:** પણ હેં મા'રાજ, અમારાં લગનં થશે ખરાં?

**જોષી:** લગન? એ તો તારે નક્કી કરવાનુ છે પરણવુ હોય તો કંઈ હાથ જોડી બેસી રહેવાય?

**મીઠી:** એમ તો ને બાપા, પણ કંઈ રસ્તો દેખાડોને?

**જોષી:** લ્યો, તારે તો બધુ જાણી જવું હોય એમ-લાગે છે એમ જોશ ભણવા, જાણવા એ કંઈ સહેલી વાત છે? આ

સાચેસાચ એવું કહ્યું'તું ખરું ?

હીરા : કેમ તમને યાદ નથી આવતું ?

જોષ. : ના, આજે કયો વાર થયો ?

હી.રા : મંગળવાર.

જોષ. : હેં ?

હી.રા : ને તોય એ મરી નથી ગયો ?

જોષ. : તે ક્યાંથી મરે ? મારા જોષ સાચા પાડવા એ કંઈ આપઘાત તો ન જ કરે ને ? (આશાથી) પણ તને ખબર ક્યાંથી પડી કે એ નથી મરી ગયો ?

હી.રા : મેં એને બજારમાં દીઠો હતો.

જોષ. : તો પછી તેં મને વહેલાં કેમ ન કહ્યું ?

હી.રા : મારા મનમાં કે કાલ ન મર્યો તો આજ મરશે !

જોષી : મર્યા હવે, એમ મરનારા બીજા, માનભા નહીં. પણ ઊભી રહે. અરે હા મને યાદ આવે છે...એની સાથે રૂખી ડોશી હતી ?

હીરા : હા.

જોષી : (એક જગ્યા દર્શાવતાં) એ અહીં બેઠેલી ?

હી.રા : હા, અહીં જ.

જોષી : અને મૂળચંદ મોદી અને પશી પટલાણી ?

હી.રા : હા ને બીજાં ય હતાં.

જોષી : બરાબર, હવે યાદ આવ્યું. એમની જોડે સદાશિવ ટપાલી ને મોહન ઠક્કર પણ હતાં ને ? અને સંધ્યાકાળ થઈ હતી.

હીરા : બરાબર.

જોષ. : (ધીમેધીમે જાણે બધું યાદ આવતું હોય એ રીતે) એમ ત્યારે ? મને એ વખતે ભાંગને લીધે ઊંઘ આવતી'તી એટલે મેં એ બધાંને ગભરાવવા એવું કહેલું...અને મારા કહ્યા પછી બધાં જતાં રહેલાં ને ?

હી.રા : હા, બધાં ય અને માનભા તો સાવ ફિક્કોફસ થઈ ગયેલો. અને પછી બધાં જતાં'તાં ત્યારે તમે મૂળચંદને બોલાવેલો.

જોષી : એને મેં કંઈ કહ્યું'તું ખરું કે ?

હી.રા : ના, એ સાંભળવા ઊભો જ નહીં રહ્યો ને.

જોષ. : હં...હવે બધું યાદ આવ્યું (આશાથી) હીરૂ ! તને લાગે છે કે એ બધાં આ વાત ભૂલી ગયાં હોય ?

હી.રા : તમને કોઈએ એવું કહ્યું હોય તો તમે ભૂલી જાવ ખરા ?

જોષ. : પણ હું ઘેનમાં હતો એ તો એ જાણતા'તા ને ?

હીરા : તો ય, શું ? તમારો દેખાવ જ ત્યારે કેવો હતો ? લાલઘૂમ આંખો ને તૂટક, તૂટક શબ્દો. બાપ રે, હું તો એવી બીનેલી !

(બહાર લોકોનો અવાજ સંભળાય છે.)

જોષ. : આ શેનો અવાજ છે ?

હીરા : (બારી તરફ જઈને જોતાં) ઓ રે, એ તો એ બધાં છે. માનભા ગરાસિયો પણ હસતોહસતો આવે છે.

જોષ. : (ગભરાઈને) હેં ! હું શું કરું ? ઉંહ આ પગે ય...ઓ રે ક્યાં જઉં ? હવે શું થશે હીરૂ બેટા ?

હીરા : બારણું વાસી દઉં, બાપુ ?

જોષ. : ના ભઈ ના, બારણું વાસી દઈશ તો એ લોકો તોડીને પણ આવશે.

હીરા : પણ એ લોકો ખિજાયા નથી. ઊલટાના હસે છે.

જોષ. : શું ? હસે છે એ લોકો ?

હીરા : હા. અને પેલો મૂળચંદ તો તાળીઓ દે છે.

જોષ. : એમ ? એમણે શું ધાર્યું હશે ત્યારે ?

હીરા : અને મોહન પાસે તો વાંસડા ને કાથી છે !

જોષ. : વાંસડા ને કાથી ? શું કરવા

સાંભળ્યા હશે? હીરા! બેટા! હવે શું થશે?

**હીરા.** (બારીએથી પાછી આવીને) બોલશો નહીં હવે એ લોકો આવ્યા.

**જોષી:** (સ્વસ્થ બનતા) હું જો હીરા આપણે તો કંઈ બન્યું નથી એમ જ વર્તવાનું છે, સમજીને!

**હીરા** સારું તમારાં ચશ્માં રાખવાં છે કે કાઢી નાખવાં છે?

**જોષી.** લઈ લે ને, વખતે કોઈ મારે તો નકામાં ફૂટી જાય અને લે આ પૈસા બધું લઈ જાય તો ય એ તો બચે!

[હીરા પૈસા લઈ લે છે ત્યાં બારણું ઉઘાડી માનભા ગરાસિયો, પશી પટલાણી, મૂળચંદ મોદી, મોહન ઠક્કર અને સદાશિવ દપ્તરી પ્રવેશે છે મોહનના હાથમાં વાસ અને કાથી છે સદાશિવે દોણી અને છાણાં હાથમાં રાખ્યાં છે જોષી અને હીરા તેમને કુતૂહલથી જોઈ રહે છે, પણ બધા એમની દરકાર કર્યાં વિના પૂર્ણ સ્વસ્થતાથી પ્રવેશે છે સૌએ શોકનો પોષાક પહેર્યો છે અને એમ જ વર્તે છે ]

**મૂળચંદ.** કો'ન કો' પણ માણસ બહુ વિદ્વાન

**માનભા** અરે વિદ્વાન તે કેવો? પોતાના જોષ જોઈને પોતાનું મોત પણ એ કેવો આબાદ જાણી ગયેલો!

**પશી** એ તો બિચારા તરી ગયા પણ એની છોકરી હીરા બચારી નોધારી થઈ ગઈ

**મોહન.** પણ પ્રભુની લીલા તો જુઓ; હજી ગયા શનિવારે તો એ આપણી સામે અહીં બેસીને વાતો કરતા હતા ને આજે?

[હીરા અને જોષી વિસ્મયથી એકબીજા સામું જુએ છે ]

**સદાશિવ** હજી તો એ વાતને બે દિવસ જ થયા ત્યાં તો!

**માનભા.** ખોટું તો થયું, પણ એ તો સુખી થઈ ગયો

**જોષી** (આ બધું ન સમજાયાથી) તમે બધા શું કહો છો?

**હીરા.** ચૂપ, બાપુ!

**મોહન.** સુખી તે કેવા પાછા? ભગવાનના દૂતો એમને સોનાના વિમાનમાં બેસાડીને સ્વર્ગમાં લઈ જતા હશે અહાહા, શો પુણ્યશાળી આત્મા!

**માનભા** પુણ્યશાળી તે કંઈ જેવા તેવા હતા? અરે, અપ્સરાઓ મળશે એમને તો અપ્સરાઓ

**સદાશિવ.** (પોતે રડી પડ્યા હોય એમ) ને એ એમને વીંઝણો ઢોળતી હશે ને જાતજાતના ગીત ગાતી હશે!

**માનભા** અલ્યા સાંભળો, એ ગીતે ય અહીં સંભળાય છે (બધા શાંત થઈ ગીત સાંભળતા હોય એમ સ્થિર થઈ જાય છે)

**હીરા** (મૂંઝવણમાં પડતી) આમણે આપણને જોયા નથી કે પછી એવો દેખાવ કરે છે?

**જોષી** (ન સમજાયાથી ઢીલો પડી જઈ) આ લોકો કોની વાત કરે છે?

**હીરા** કોણ જાણે? મને લાગે છે કે કદાચ એ તમારી જ વાત કરતા હશે.

**જોષી.** મારી?

**હીરા** હા એટલુ ય સમજતા નથી?

**માનભા** અલ્યા આ હીરા કોની જોડે વાતે કરે છે?

**મોહન** મા'રાજના ભૂત જોડે કરતી હશે કદાચ

**જોષી** (ધીમો પડી જઈ) હીરુ, જાને જરા જઈને એમની જોડે કંઈ વાત તો કર

**હીરા** હમણાં સાંભળો ને

**પશી.** હે, માનભા', મા'રાજની પાછળ કંઈ રોવા કૂટવાનું નહીં?

**મૂળચંદ** હે, હે, રોવાનું શેનું હોય? પશીબહેન, એ તો મરીને સુખી થઈ ગ્યા. એમનું રોવાનું હોય?

**જોષી** હીરુ મને આ નથી ગમતું હું

જા ને કંઈ સમજાવ તો ખરી.

**ઈ.રા :** (આગળ જઈ માનભાને). આવો માનભાઈબાપુ, પાણી પીશો કે?

**પર્શ. :** અરેરે, બેટા હીરુ તું તો સાવ નોધારી થઈ ગઈ. (**આંખમાં પાણી લાવે છે**)

**સદાશિવ :** કંઈ નહીં. હું ય બ્રાહ્મણ છું ને.

**ઈ.રા :** પણ આ બધું શું છે?

**મૂળચંદ :** ખરી છોડી ખરી. શું હિંમતવાળી છે! બીજી કોઈ હોય તો અત્યારે પીલીવીલી થઈ જાય.

**ઈ.રા :** બહુ થયું હવે, મશ્કરી રહેવા દો.

**મૂળચંદ :** મશ્કરી? મશ્કરી શેની? મડું પડયું હોય ત્યાં મશ્કરી હોય બહેન?

**જોષી :** (એકદમ) અરે એય, હું તો કંઈ નથી મરી ગયો. આ બેઠો જીવતો ને જાગતો.

**માનભા :** તે દિવસે એમણે કેટલી શાંતિથી કહેલું?

**હીરા :** શું કહેલું?

**મોહન :** કેમ એમણે હાથ ઊંચો કરીને કહેલું, કે હું મંગળવારની સાંજ સુધીમાં મૃત્યુ પામીશ?

**જોષ. :** (માનભાને ક્રોધથી દર્શાવતાં) અરે એ તો મેં આ માનભા ડોબલા માટે કહેલું, મારે માટે નહીં.

**હીરા :** બસ બાપુ, તમે બોલશો તોપણ એ તમને સાંભળશે નહીં.

**માનભા :** અહાહા, શો એમનો અવાજ! મારા કાનમાં તો હજુ ય એના પડઘા પડે છે.

**સદાશિવ :** મને તો એમણે પોતાને માટે જે જોશ ભાખ્યો એ જ જિંદગીભર યાદ રહી જશે.

**જોષી :** (ઊંચોનીચો થઈ જતાં) અરે, પણ હું નથી મરી ગયો.

**પર્શ. :** હવે તો રૂપાળી અપ્સરાઓ પાસે હશે.

**જોષ. :** એ ડોકરી, તું શું અપ્સરા વિષે જાણે?

**મૂળચંદ :** હીરાબહેન, તું ગભરાઈશ નહીં. આ સદાશિવ બામણ એમને અગ્નિદાહ દેશે.

**જોષ. :** અગ્નિદાહ? મને?

**ઈ.રા :** મૂળચંદકાકા, બસ હવે બહુ થયું. મશ્કરીની ય હદ હોય છે?

**સદાશિવ :** મશ્કરી શેની?

**મૂળચંદ :** મડાને કંઈ બાળ્યા વિના રખાય?

**માનભા :** અલ્યા, નનામી બાંધી કે?

**મોહન :** એ બાંધીએ છીએ. ક્યાથી પલાળ સદાશિવ.

**માનભા :** પશીબહેન, તમે ચોકો કરી નાખો. અરે હા, પણ છાણ નહીં હોય. કંઈ વાંધો નહીં. એ તો પુણ્યશાળી આત્મા હતા; એટલે ચોકાની ય જરૂર નહીં.

[માનભા તથા મૂળચંદ ઊઠીને અંદર પાઠ પાસે જાય છે.]

**જોષ. :** બસ હવે. આજે બહુ ગમ્મત કરી. બેસો હવે બધા. હીરુ બેટા, આ મૂક જોઈએ.

**માનભા :** (જોષીને બરાબર તાકીને જોઈને) કંઈ બહુ ભાર હોય એમ નથી લાગતું.

**મૂળચંદ :** ના રે ના; અને એવું હશે તો ગામમાંથી બેચારને બોલાવી લઈશું. લ્યો ઉપાડો. અરે મોહન, સદાશિવ અહીં આવજો.

[મૂળચંદ ચાદર વીંટાળવા માંડે છે.]

**જોષી :** (બધા ઉપાડે એ પહેલાં જ) અરે હીરૂ બેટા! મારું ટીપણું લાવ જોઈએ? [બધા એકદમ ચમકી જાય છે; અને અટકી જાય છે. હીરા ધમાલમાં નીચે પડી ગયેલું ટીપણું ઉઠાવીને આપે છે.]

**માનભા :** હીરા, તું આ મૂકતી'તીને, જાને

જરા બનાવી લાવતો–

**જોષી**: (હીરાનું વાક્ય પૂરું થાય છે કે તરત જ) શ્રવણ કરો, ઓ ગ્રામજનો ! શ્રવણ કરો મહાપંડિત જોષી મહારાજનો આત્મા સ્વર્ગના સુવર્ણવિમાનમાંથી બોલી રહ્યો છે તે શ્રવણ કરો

[ બધા પાટ આગળથી ખસી છૂટાછૂટા બેસી જાય છે માનભા હજુ અસ્વસ્થ છે ]

**માનભા** (નરમાશથી) હીરા, તું ચા બનાવવા જાય છે કે ? પશીબહેન તમે ય જાવ ને

**જોષી** (ઊંચે ને બદલાયેલા સાદે) ઓ મારી પ્રિય પુત્રી, તને આજ્ઞા છે કે તારે તારા ગૃહના દ્વાર બંધ કરી, એને તાળું મારી કૂંચી મૃતદેહના દક્ષિણ હસ્તમાં પ્રદાન કરવી

[ હીરા તાળું લે છે ]

**મૂળચંદ** અરે તાળું શું કરવા દે છે ?

**માનભા** · પશીબહેન, પકડોને એને

**પશી** (હીરાને પકડતાં) હીરા, બહેન મને જવા દે ને, મારે ઢોરાં પાવા જવું છે હજી તો

**માનભા** . ન જવા દઈશ હીરા, બધા સાથે જવાનું છે, ને સાથે રહેવાનું છે

**મોહન** . એમ કંઈ જવાય ? બધું પતે પછી જ જવાય, કેમ ખરું ને મૂળચંદ મામા ?

**મૂળચંદ** ખરું છે (આ વખતે હીરા તાળું મારી કૂંચી જોષીને સોંપી દે છે અને પોતે રસોડામાં જાય છે બધા મૂંગા બની જાય છે )

**હીરા** માનભા બાપુ, બેસજો હો, હું હમણાં ચા લાવું છું

**માનભા** · બેઠો છું, પણ ઉતાવળ કરજે હો દીકરી

[ હીરા જાય છે ]

**મૂળચંદ** : (વિષય બદલવા જતાં) અલ્યા સદાશિવ, કહે છે કે શહેરમાં હવે કંટ્રોલ જતું રહેવાનું છે, ખરી વાત ?

**સદાશિવ** : હા કાકા, કહે છે તો ખરા. પછી ખરુંખોટું પ્રધાન જાણે

**જોષી** . જોષી પૃથ્વી પર હતો ત્યારે તો વિદ્વાન હતો જ, પણ હવે સ્વર્ગમાં તો એના કરતાં ય વધુ વિદ્વાન બન્યો છે પૃથ્વી પર એ જે જાણતો હતો તેનાથી એ ગ્રામજનોની યથાશક્તિ સેવા કરતો હતો, પણ હવે તો એ સૌના ભવિષ્ય જ નહીં પણ હૃદય પણ વાંચી શકે છે–સૌનાં હૃદયના વિચારો પણ વાંચી શકે છે; અને એ જોષીને વિચારો કહેતો અટકાવવા માટે તમે આકાશ-પાતાળ એક કરો તો ય બની શકે એમ નથી.

[ દીપણું ઉપાડી વાળવા માંડે છે ]

**પશી** . (અંદર ગયેલી હીરાને ઉદ્દેશીને) હું તને ચા કરવા લાગું કે હીરા ?

**સદાશિવ** : હું ય આવું છું (એ ઊઠે છે ત્યાં જોષી ફરી બોલે છે )

**જોષી** : (સત્તાવાહી અવાજે) બેસો બધાય (પશી ને સદાશિવ જતાં અટકી જાય છે) સાંભળો મૂળચંદ, તમારી દુકાનમાંથી તે દહાડે ઘી અને રૂપિયા ચોરાયા હતા તે કોણ ચોરી ગયું હતું ખબર છે ? એ રૂપિયા ચોરનાર મોહન હતો એ રૂપિયાનું એણે કાપડ ખરીદેલું અને ઘી તો હજી એને ઘેર પડ્યું છે.

**મોહન** (ઊઠી જતાં ક્રોધથી) સાવ જૂઠું સદંતર જૂઠું, હળાહળ જૂઠું ! હું ચોર નથી

[ મૂળચંદ એનું ન માનતાં મોહન તરફ વહેમથી જુએ છે ]

**સદાશિવ** · આ શું કરો છો મોહનભાઈ ? આપણે શું કરવા આવ્યા હતા એ ભૂલી ગયા ?

**મોહન** · ઊંધી ગયું એ બધું ય, પણ જો તો, મને ચોર કહે છે .

**પશી** . બેસો હવે, સાંભળો તો ખરા

**મોહન** . સાંભળ્યા હવે આ મૂળચંદની

આંખ તો જુઓ?

**મૂળચંદ:** હું તો અમસ્તો વિચારતો'તો કે......

**જોષ.:** અને મૂળચંદ, તમેય કંઈ ઓછા નથી. તમે આ પશીના છોકરાને રાત્રે ચોરી કરવા નો'તો મોકલ્યો? એ બિચારી એમ માનતી'તી કે એનો છોકરો રાત્રે ખેતરે ગયો છે. અરેરે, પટેલના છોકરાને પાપી ધંધે તમે વાળ્યો!

**સદાશિવ:** એવું ના માનશો, પશી બહેન.

**પશી.:** ના શેની માનું? બહાર તો નીકળ્યા છે, પછી આ વાણિયાની વાત છે; સપઈને બોલાવું. શાવકાર થઈને આવા ધંધા કરે છે?

**માનભા:** અરે આમ અંદરોઅંદર લડીને બીજાને હસવાનું શું કામ કરો છો?

**પશી.:** મને પહેલેથી વેંમ હતો, કે છોકરાને કોક બગાડે છે, પણ શી ખબર કે આ શેઠ હશે!

**મૂળચંદ:** બસ હવે ચૂપ રહે ડોકરી. જીભડી વશ રાખ, નહીંતર જેવા જેવી થશે.

**સદાશિવ:** આ શું કરો છો તમે બધાં? અહીં જે કામ માટે આવ્યા છીએ એ કામ પડતું મૂકીને આમ જૂઠાણાં શારુ લડો છો?

**મોહન:** ના પણ સદાશિવભાઈ, આમ તો જુઓ, આ મા'રાજે કહ્યું કે મેં ઘી ચોર્યું છે એટલે આ વાણિયે માની લીધું.

**મૂળચંદ:** એ ગમે તેમ હોય પણ મને તારા પર તો જોષીએ કહ્યા પહેલાંનો વહેમ હતો.

**માનભા:** હશે હવે ભાઈ.

**જોષ.:** (જરાક શાંતિ થતાં) પણ, તમે બધા યે કરેલાં પાપ કરતાં ય મોટું પાપ તો આ માનભા ગરાસિયાનું છે. (બધા એકચિત્તે સાંભળી રહે છે.)

**મોહન:** (ધીમેથી) હવે કંઈક સાંભળવાનું મળશે.

**માનભા:** અરે આ તો જૂઠો છે, જૂઠો.

**મૂળચંદ:** ભલેને રહ્યો, એ શું કહે છે એ તો જાણીએ.

**માનભા:** અરે આ તો આપણને છેતરે છે. ઊઠો બધા. (કોઈ સાંભળતું નથી.)

**જોષ.:** તમે માનભા, આખા ગામને છેતરતાં શરમાયા પણ નહીં? તમારી વહુ મરી ગઈ ત્યારે તમે તમારી પાસે પૈસા હતા છતાં ય હું ગરીબ છું કહી ખાપણ માટે ઉઘરાણું કર્યું! તમારા મનને જ પૂછી જુઓને કે તમારી પાસે ત્યારે ૯૫ રૂપિયા હતા કે નહીં? તમે એકને નહીં પણ આખા ગામને છેતર્યું છે. તમે તો મોટામાં મોટા પાપી ઠરો છો.

**પશ.:** હેં પંચાણું રૂપિયા?

**મોહન:** (ધીમેથી) મને તો ત્યારનો જ વહેમ હતો.

**સદાશિવ:** (ઠપકો આપતાં) વાહ રે માનભા, તમે ય પૂરા ગઠિયા છો. અમે પૈ-પૈસો કરીને તમને ગરીબ જાણીને પૈસા આપ્યા...આવું જૂઠાણું તે હોય?

**માનભા:** અરે પણ આવા જૂઠાણું તમે માનો છો શું કામ? એ તો બધાને બનાવે છે.

**મૂળચંદ:** જૂઠું શેનું? હજી ગયે મહિને જ તમારે ત્યાં નવી ભેંશ ક્યાંથી આવી? પૈસા વિના?

**પશ.:** જા રે, જા પાપિયા, ઘરમાં પૈસા હોવા છતાં બિચારી ગરાસિયણને દવાદારૂ વનાં મરવા દીધી? તારા જેવું તે કોઈ હોય ખરું દુનયામાં?

**માનભા:** એમ છે? તમે બધા ય આ જોષડાનું માનો છો એમ? તો તો તમે ય ચોર છો. તેં અલ્યા મોહનિયા, શેઠની દુકાનમાંથી ઘી નો'તું ચોર્યું કે?

**મોહન:** ના, પૂછી જો આ મૂળચંદને? કેમ શેઠ?

**મૂળચંદ.** ખરુ ખોટુ તો કોણ જાણે? બાકી તારા પર મને વહેમ છે

**માનભા** (તિરસ્કારથી) એમ છે તારે, સા ચોર!

**સદાશિવ** (કચારી પાડતો હોય એવા અવાજે) બેસો હવે માનભા, એણે તો એકની ચોરી કરી છે પણ તમે તો આખા ગામને છેતર્યું છે

**મોહન :** અને શેઠ, તમે તો આ બિચારી પશીબહેનના એકના એક છોકરાને ખોટે ધંધે વાળ્યો છે એનુ શુ?

**મૂળચંદ :** જા, જા, હવે ચોર, એની શી સાબિતી?

**મોહન** સાબિતી? સાબિતી હુ પોતે! તે જ મને કહેલુ કે આ છોકરાને આપણે કામમા લેવો જોઈએ

**મૂળચંદ** ચૂપ રહે જૂઠડા! •

**પશી** જૂઠડો શેનો?

**સદાશિવ** ખરેખાત જૂઠડો મે એને સગી આંખે પૈસા ને ઘી ચોરતા જોયો છે

**મૂળચંદ.** તો પછી તે મને કહ્યુ કેમ નહી?

**મોહન** શેનો કહે, એ પોતે જ ડોશીઓના ને અભણના મતીઓર્ડરના પૈસામાથી ચોરી કરે છે ત્યા?

**સદાશિવ :** શી ખાતરી?

**માનભા.** ખાતરી શેની? પૂછ ગામની ડોશીઓને!

**મૂળચંદ** તમે તો બોલશો જ નહીં માનભા, તમે તો આખા ગામને લૂટ્યુ છે

**પશી** ખરુ છે એની પાસેથી તો પૈએ પૈ પાછી લેવી જોઈએ

**માનભા** તુ તો બોલતી જ નહી પશી દૂધમા પાણી નાખીને વેચે છે અને રાત્રે ખેતર ભેળે છે એ બધુંય હુ જાણું છુ

**પશી :** જા, જા, હવે કયુ તારુ ખેતર ભેળ્યુ?

**મૂળચંદ :** એટલે શુ થઈ ગયુ? હુ જાણું છુ એના ધંધા એના કરતૂક તો પેલા રબારી ટિપાય છે

**મોહન :** વાત ખરી છે દૂધમાં પાણીની તો આખા ગામની ફરિયાદ છે

**બધાય :** હા, એ તો ખરુ છે

[અત્યાર સુધી રસોડામા રહેલી હીરા બહાર આવી–]

**હીરા** બાપુ ચા લાવુ કે?

**મૂળચંદ** આવા ચોર પાપી જોડે હુ ચા પીઉ? અરે ચા તો શુ, ઓછાયો સુદ્ધા ન લઉ

**પશી :** તે ના પીશ જા ઘેર

**મૂળચંદ** તે આ ચાલ્યો

**જોષી** હીરુ બેટા, લે આ કૂચી જેને જવુ હોય તેને ઓછા રોકાય છે? બારણુ ઉઘાડ (કૂચી આપે છે)

**માનભા** હા, હા, ઉઘાડ મારેય જવુ છે

**પશી** અરે જાય ક્યા? ગામઆખાના પૈસા લઈને બેઠો છે તે પાછા મૂકી દે (પણ એ ખાલી રહે એ પહેલા માનભા જતો રહે છે) ઊભો રે તારીની

**સદાશિવ** હા, હા, ચાલો એ પૈસા એમ એને ન પચવા દેવાય (બને જાય છે)

**મોહન :** સાલો, ખરો નીકળ્યો આખા ગામને બનાવી ગયો ને પાછો પોતે બધાને અહીં લેતો આવ્યો

**મૂળચંદ** બસ, હવે એ તો ભલે એવો રહ્યો પણ તુ ક્યા ઓછો છે? મારુ ઘી ને મારા પૈસાનુ શુ?

**મોહન** રહેવા દો શેઠ તમારા ધંધા ય ક્યા ઓછા છે?

**મૂળચંદ** ચૂપ રહે! ચોર

**મોહન :** હવે ચોરવાળી, બહાર નીકળ બહાર

**મૂળચંદ :** આ નીકળ્યા (સાયબીને બહાર જતાં) તું નીકળને, મોટી ડંફાશ મારે છે તે.

**મોહન :** લે આ આવ્યો તું શું કરવાની છે? (પાછળ જાય છે. એમની ટપાટપીનો અવાજ થોડીવારે શમી જાય છે. હીરા થોડી ક્ષણ તેમને જોઈ રહીને.)

**હીરા :** (હર્ષથી) ઓ બાપુ, તમે આ શું કર્યું?

**જોષી :** કંઈ નહીં બેટા, પેલાં ચા લાવ જોઈએ. ખાવાનું તો નહીં થયું હોય. (હીરુ ચા લાવે છે) સાલાં ગામડિયાં જાણે કંઈ નહીં, ને મને બનાવવા આવ્યાં'તાં!

**હીરા :** પણ તમે તો એમને કેટલાં ય વર્ષોથી આમ બનાવી જાવ છો ને.!

**જોષી :** ભગવાનની લીલા છે, હીરા. [બારણાંમાંથી સદાશિવ ડરતોડરતો આવે છે.] કોણ ભાઈ સદાશિવ, આવ ભાઈ કેમ આવ્યો'તો?

**સદાશિવ :** એટલું કહેવા આવ્યો છું કે મા'રાજ હું તો એ લોકોની જોડે નો'તો આવવાનો, પણ મને એ ઘસડી લાવેલાં. મારી ભૂલ થઈ છે.

**જોષી :** (હસી પડતાં) ઓહોહો! એમાં શી મોટી વાત છે. શાસ્ત્રમાં એનો પણ ઉકેલ છે. (ટીપણું ઉઘાડી) સાંભળ.

गुरुर् ब्रह्मा गुरुर् विष्णु गुरुर् देवो महेश्वरः

અર્થાત્ ગુરુ અને તેમાંય બ્રાહ્મણ હોય તેને માન આપવું અને જો કંઈ દોષ થઈ ગયો હોય તો પ્રાયશ્ચિત્ત કરી લેવું. બોલ કરાવું, પ્રાયશ્ચિત્ત!

**સદાશિવ :** હા. બાપજી.

**જોષી :** લે મૂક સવા રૂપિયો ને લે હાથમાં જળ.

कायेन वाचा, मनसेंद्रियैर्वा......

**(પડદો પડે છે.)**



મધરાતે ઘરમાં પેઠેલો લૂટારુ: ખબરદાર, એક પણ ડગલું આગળ ભર્યું છે તો. હોય તે બધા રૂપિયાં અહીંઆં ધરી દો.

મકાનમાલિક: ભાઈ, આપણે એક અદલોબદલો કરીએ. તારા હાથમાંની પિસ્તોલ જો તું મને આપે તો હું તને બધા રૂપિયા આપી દઉં.

લૂટારુ: અચ્છા.

મકાનમાલિક: (પિસ્તોલ હાથમાં આવતાં) ચાલ, મેં આપેલા બધા રૂપિયા પાછા મૂકી દે છે કે યમરાજને ઘેર પહોંચતા થવું છે?

લૂટારુ: મહેરબાન, તે પહેલાં તમારે ખાલી પિસ્તોલમાં કારતૂસ ભરવી પડશે, સમજ્યા?

*

દાંતના દાક્તરની પત્ની: અરે સાંભળો છો કે, પેલા મણિલાલ પાસે ઘણા વખત પહેલાંના પૈસા બાકી છે; ઉઘરાણી કરો છો કે નહીં?

દાંતનો દાક્તર: (પડેલા અવાજે) જવા દેને એનું નામ. ગઈ કાલે બજારમાં જ મને મણિલાલ મળેલો અને મારા બનાવેલા દાંતના ચોકઠાથી જ મારા પર દાંતિયા કરવા ગયો ત્યાં ચોકઠું જ નીકળી ગયું!

*

# જગતના પ્રશ્નો

શ્રી દિલખુશ દીવાનજી

ગાંધીજીના અનુયાયીઓમા લાખો ભારતવાસીઓ ઉપરાંત વિદેશના પણ સંકડો માનવો છે. એમાના એક અમેરિકાવાસી શ્રી રિચર્ડ ગ્રેગ છે 'અહિંસાની શક્તિ', 'અહિંસામા શિસ્તની સાધના' તથા 'ખાદીનુ વ્યાપક અર્થશાસ્ત્ર' નામના પુસ્તકોથી તથા ગાંધીજીના ચુસ્ત અનુયાયી તરીકે ભારત એમને ઓળખે છે વિશ્વશાંતિ પરિષદ માટે હિંદ આવ્યા પછી જલાલપુર તાલુકામા આવેલા કરાડી આશ્રમની એમણે મુલાકાત લીધેલી તે વખતે અમેરિકાની સમાજવ્યવસ્થા, ધર્મભાવના, કેળવણી તથા ગાંધીજીની વિચારસરણીના અમેરિકામા પ્રત્યાઘાત અને સામ્યવાદ વગેરે ઉપર દર્શાવેલા મનનીય વિચારો અહી સંગ્રહાયા છે

વિશ્વશાંતિ પરિષદ શાંતિનિકેતન તેમ જ સેવાગ્રામમા મળી તે અંગે વિશ્વના શાંતિવાદીએ આપણે ત્યા પધાર્યા હતા એ પ્રતિનિધિઓમાથી રિચર્ડ ગ્રેગ કરાડી આવ્યા હતા અને એમના સત્સંગનો લાભ મળ્યો હતો સવારે ૧૧ વાગે આવી રાત્રે ૭ વાગે તો એએ ચાલ્યા ગયા હતા, છતાં એટલા ટૂંક સમયમા એમની સાથે અમે ખૂબ વાતો કરી શક્યા જ્યા નઈ તાલીમનો પ્રયોગ ચાલી રહ્યો છે તે ભારતવિદ્યાલયમા એમનુ જાહેર વ્યાખ્યાન ગોઠવેલુ રિચર્ડ ગ્રેગની આ મુલાકાત પ્રસંગે જે કંઈ અમને જાણવા મળ્યું તેની કેટલીક વિગતો અહી આપી છે

કેટલાક સામયિકોમા રિચર્ડ ગ્રેગ વિષે ઠીક વિગતો આવી છે એઓ હિંદમા અગાઉ બે વખત આવેલા પહેલી વખત આવ્યા ત્યારે સાબરમતી આશ્રમમા રહી તેમણે ખાદીનો અભ્યાસ કર્યો ત્યારપછી તેઓ હિંદુસ્તાનના ખાદીકેન્દ્રોનો અભ્યાસ કરવા બધે ફરેલા એ અભ્યાસને પરિણામે ખાદી અને રેંટિયા પ્રતિ અનન્ય નિષ્ઠા એમના અંતરમા પ્રકટી 'ખાદીનુ વ્યાપક અર્થશાસ્ત્ર' (ધ ઇકોનોમિક્સ ઓફ ખદ્દર)ના પુસ્તકમા એમણે એમની ભક્તિ અને વિદ્વત્તા ભરેલા અભ્યાસની પ્રસાદી આપણને આપી ત્યારપછી એ અમેરિકા ગયા અને ત્યા લગ્નજીવન શરૂ કર્યું વળી પાછા ૧૯૨૯–૩૦મા એએ એમના પત્ની સાથે હિંદ આવેલા દાંડીકૂચનો આરંભ થવાનો હતો તે પહેલા જ એઓ અમેરિકા પાછા ગયા હતા ત્યા જઈ એમણે બાપુની અહિંસાનો ખૂબ જ સુંદર અભ્યાસ કરી એનુ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન 'અહિંસાની શક્તિ' (ધ પાવર ઓફ નોનવાયોલન્સ) નામના પુસ્તકમા સમજાવ્યુ અહિંસાની શિસ્ત કેવી રીતે જીવનમા કેળવવી એ વિષે પણ એમણે એક પુસ્તિકા લખી છે 'અહિંસામા શિસ્તની સાધના' (ધ ડિસીપ્લીન ઇન નૉન-વાયોલન્સ) નવજીવન સંસ્થાએ પ્રગટ કરી છે ત્રીજીવાર એઓ આ પ્રસંગે હિંદ આવ્યા હતા

આજે એઓ અમેરિકામા જમૈકા પ્રદેશમા ખેતીનુ કાર્ય કરે છે કાયદાનો અભ્યાસ કરી વકીલ થયા પછી એંજિનિયરિંગ વિદ્યાનો ખૂબ અભ્યાસ કર્યો બાપુના ભક્ત રહ્યા, એટલે હવે ખેડૂત થઈને જીવન ગાળે છે યંત્રમય અમેરિકામા પણ યાંત્રિક સાધનોનો બની શકે તેટલો ઓછો ઉપયોગ કરે છે ખેતીના વ્યવસાય સાથે થોડુ કેળવણીનુ કામ પણ કરે છે અભ્યાસી લેખક તરીકેની એમની પ્રવૃત્તિ પણ ચાલુ છે કરાડીમા જ્યારે એઓ આવ્યા ત્યારે સંપૂર્ણ ખાદી પહેરી હતી કફની, ધોતિયુ

તેમ જ ખાદી ટોપીમાં સજ્જ થયેલા રિચર્ડ ગ્રેગના પગમાં પણ ગામઠી જોડા હતા. અત્યંત સાદાઈ અને નમ્રતા એમના જીવનમાં વણાઈ ગયાં દેખાતાં હતાં. કરાડીમાં બાપુને ધોરણે ચાલતી ભારત વિદ્યાલય તેમ જ ગાંધીકુટીર સંસ્થાની વિધવિધ પ્રવૃત્તિઓના પરિચયથી એમને સંતોષ થયો. એમની અતિશય ટૂંકી મુલાકાતમાં અમે તો એમને અનેક પ્રશ્નો પૂછી ખૂબખૂબ મેળવી લેવાનો જ મુખ્ય કાર્યક્રમ રાખ્યો હતો. વિધવિધ વિષયો અંગે જે કંઈ એમની પાસે અમે સાંભળ્યું તેનો સાર અહીં આપવાનો પ્રયત્ન કર્યો છે :

**અમેરિકાની સંસ્કૃતિ**

અમેરિકા વિષે-અમારે એમના જેવા બાપુભક્ત વિષે ખૂબ જાણવું હતું, એટલે કેટલાક પ્રશ્નો તો અમેરિકાની પ્રજા અને ત્યાંની સંસ્કૃતિ વિષે હતા.

(૧) અમેરિકામાં લગ્નવ્યવસ્થામાં શારીરિક આકર્ષણ ઠીક ભાગ ભજવે છે; આથી લગ્નજીવનમાં ક્લેશ ઠીકઠીક પ્રમાણમાં દેખાય છે. પરિણામ એ આવે છે, કે ત્યાં છૂટાછેડા છૂટથી થતા રહે છે. પસંદગીના લગ્નનું એ અનિવાર્ય પરિણામ છે.

(૨) સરકાર હસ્તક ચાલતી બધી જ વિદ્યાપીઠો અને શાળાઓમાં સહશિક્ષણ છે. ખાનગી વિદ્યાપીઠોમાં એનું પ્રમાણ ઓછું છે. સહશિક્ષણ બધી જ રીતે નીતિનાશ કરનારું એમને નથી લાગતું.

(૩) 'કુદરતી ઉપચાર' વિષે સુંદર પુસ્તકો અમેરિકામાં લખાયાં છે, પરંતુ ડોક્ટરોનાં મંડળો એને ગૂંગળાવી નાખે છે.

(૪) 'ધર્મ'નો પ્રચાર ત્યાં દેવળ-પ્રાર્થનામાં જ લગભગ સમાપ્ત થાય છે. ખ્રિસ્તીધર્મ આજે જે રીતે દુનિયામાં પ્રવર્તી રહ્યો છે તેમાં ઉદારતા ઓછી છે. બીજા ધર્મ પ્રતિ આદરભાવ ઘણો ઓછો છે; આથી રમણ મહર્ષિ કે અરવિંદ ઘોષ, વિષે ત્યાંની પ્રજાને બહુ ઓછું જ્ઞાન છે. દેવળમાં ઈશુ યાદ આવે છે, પણ જીવન અને સમાજના વ્યવહારોમાં તેનું લગભગ સંપૂર્ણ વિસ્મરણ જ થતું રહે છે.

(૫) ઈશુનું રાજ્ય કેવળ રવિવારે દેવળમાં કંઈક પ્રાર્થના પ્રસંગે ચાલે છે. બાકી તો અમેરિકામાં ઉદ્યોગપતિઓ જ રાજ્ય ચલાવે છે. રાજ્યતંત્રમાં પણ એમનો જ દોરીસંચાર વિશેષ રહે છે. યંત્ર-સંસ્કૃતિએ મુઠ્ઠીભર શ્રીમંતોમાં અઢળક મૂડી ખડકી દીધી છે. વધારાની મૂડીનો હવે શો ઉપયોગ કરવો એ જ એમની મોટી ચિંતા થઈ પડી છે. વધુ ઉત્પન્નમાં જ એનો ઉપયોગ થાય તો વધતી જતી ઉત્પત્તિ ભાવો ઘટાડી દે છે, આથી પૂંજીપતિઓ માલ ઉત્પન્ન કરી, તેનો નાશ કરી ભાવ ઊંચા રાખે છે. યંત્રઉદ્યોગનું આ ભયંકર અનિષ્ટ છે. યુદ્ધ દરમ્યાન યુદ્ધ સરંજામ ઉત્પાદનમાં કરોડોની કમાણી થઈ હતી અને ઘણાને રોજી મળી હતી; આથી મૂડીપતિઓ કેવળ સ્વાર્થને કારણે શસ્ત્ર-સરંજામનું ઉત્પાદન ચાલુ રાખવા માગે છે. આ 'યુદ્ધની તૈયારી' દેખાય છે, પરંતુ એ પાછળ વધુ નફાની જ ચિંતા છે. પરંતુ શસ્ત્ર-સરંજામનું વધુ ઉત્પન્ન બીજાં રાષ્ટ્રોમાં ભય, ઈર્ષા અને અણવિશ્વાસનું યુદ્ધપોષક મલિન વાતાવરણ ચાલુ જ રાખે છે. યંત્રસંસ્કૃતિનો આ ભયાનક શ્રાપ છે.

(૬) અમેરિકાની કેળવણીમાં ઉદ્યોગ-કેળવણી છે; પરંતુ તેમાં નઈ તાલીમનું તત્ત્વ નથી. ત્યાંની વિદ્યાપીઠોમાં બૌદ્ધિક કેળવણી સાથે ઉદ્યોગની કેળવણીમાં યંત્રઉદ્યોગનું સ્થાન ઘણું મોટું છે; આથી ત્યાં બૌદ્ધિક પરાવલંબન છે. વિદ્યાર્થીઓની સર્જનશક્તિ ત્યાં ખીલતી નથી. તેઓ સંશોધન જેવા વિષયોમાં પણ વધુપડતો આધાર પ્રોફેસરો અને પુસ્તકો પર રાખે છે.

**ગાંધીજીની અહિંસા**

(૧) અમેરિકાની આમજનતામાં તેમ જ વિદ્યાર્થીઓમાં બાપુની વિચારસરણી વિષે ઊંડી ભક્તિ છે જે સમાચારો અને માહિતી તેમને મળે છે, તેમાં સાચી હકીકત ઓછી હોય છે

(૨) શરીરસુખાકારી અને યંત્રવાદે પ્રગટાવેલી આળસ–નિષ્ક્રિયતાથી ત્યાંના લોકો એટલા બધા ટેવાયેલા હોય છે કે પરિશ્રમ અને સાદાઈના બાપુના આગ્રહો એમને રુચિકર નીવડતા નથી આ કારણને લીધે ત્યાં બાપૂની અહિંસા માટે વાતાવરણ બહુ અનુકૂળ નથી

(૩) સંઘ કે સંસ્થા વિશ્વશાંતિ ન સ્થાપી શકે, કારણકે એમાં આખરે કેન્દ્રીભૂત સત્તાનું અવલંબન છે અહિંસાનું વાતાવરણ એ રીતે ખીલે નહીં હૃદયપરિવર્તનનું વાતાવરણ પ્રકટ થાય તો જ અહિંસા વ્યાપક બને

(૪) આ વસ્તુ નહીં સમજાય તો દુનિયામાં ભયંકર જાદવાસ્થળી પ્રગટતી જ રહેશે માનવ સંહારના બે વિનાશક યુદ્ધો પછી પણ ડહાપણ નહીં આવે તો વિનાશની પરંપરાઓ જ પ્રકટતી જશે દુનિયાના વ્યવહારોમાંથી સાચો ધર્મ ખોવાઈ ગયો છે અહિંસા માટે એની પ્રાણપ્રતિષ્ઠા થવી જોઈએ

(૫) આ માટે ગાંધીજીએ બતાવેલો માર્ગ જ એક માત્ર સાચો માર્ગ છે પરિશ્રમ, જાતમહેનત અને અપરિગ્રહના વધતા જતા આગ્રહોમાં જ યુગયુગના ભયાનક અનિષ્ટોનું સાચું નિવારણ છે નીતિમાન જીવનની સાચી ધાર્મિકતા જીવનના એ સંસ્કારોમાં જ ખીલે છે વિશ્વના બધા યે ધર્મોના પ્રેરક ઋષિ આથી જ શ્રમપ્રધાન સંસ્કૃતિના સર્જક હતા

**સામ્યવાદ**

(૧) રશિયાનો સામ્યવાદ મૂડીવાદના અનિષ્ટોનું નિવારણ કરવાનો દાવો કરે છે; પરંતુ હિંસા અને યંત્રસંસ્કૃતિના વિષચક્રમાં સામ્યવાદના આદર્શો ફસાઈ પડ્યા છે સત્તાનું કેન્દ્રીકરણ ત્યાં પ્રવર્તે છે, પછી ભલે તે સત્તા કિસાન–મજૂરોએ સ્થાપી છે એવો આભાસ પ્રવર્તે સત્તાનો કોરડો જ્યાં વિંઝાય છે ત્યાં પ્રજાનો સ્વયંવિકાસ રુંધાય છે

ગરીબોના હિત અને કલ્યાણની ઝાકઝમાળ પાછળ રુંધાતી માનવતાના અનિષ્ટો આખરે ભયાનક નીવડે છે વિશ્વશાંતિ એ માર્ગે તો નથી જ ચીનમાં પણ જો રશિયાના સામ્યવાદનું આવર્તન માત્ર હશે તો ચીનની પ્રાચીન સંસ્કૃતિના રહી ગયેલા તેજ પણ ઓલવાતા જશે પરંતુ જો ચીનની પ્રજા સામ્યવાદના પ્રયોગમાં પોતાની ધર્મપ્રધાન સંસ્કૃતિના કલ્યાણકારી તત્ત્વો ભૂલી નહીં જાય તો સંભવ છે કે સામ્યવાદના ભયાનક તત્ત્વોનો રોગ ચીનના સામ્યવાદમાં નહીં ફેલાય

રિચર્ડ ગ્રેગ સાથે કરાંડીમાં જે વાર્તાલાપ થયો તેમાં આવા વિચારો એમણે પ્રગટ કરેલા અમેરિકા તેમ જ ગાંધીજીના ભારતના એ અનુભવી છે, એટલે એમણે દર્શાવેલા વિચારો સમજવા જેવા છે માનવકલ્યાણના એ મહાન ચિંતકના આ વિચારો આપણને આપણી સમસ્યાઓ સમજવામાં મદદરૂપ થઈ પડે એ જ પ્રાર્થના

★

સ્વર્ગના બારણા આગળ ઊભેલો દૂત 'હે નવા આગંતુક આત્મા, અહીં તો અનેક વસ્તુઓ એટલા મોટા વિશાળ પાયા પર થાય છે કે વાત જ ન પૂછો અમારી નજરમાં હજારો વર્ષો કેવળ મિનિટ એટલા છે અને લાખો રૂપિયા પાઈ એટલા છે '

'કૃપા કરી મને એક પાઈની લોન આપશો ?'

'જરૂર, એક મિનિટ થોભોને !'

# ઋગ્વેદકાળમાં આંતરલગ્ન

ડૉ. બિપિનચંદ્ર હ. કાપડિયા

એમ. એ. પીએચ. ડી

પૂર્વજોએ પ્રતિષ્ઠિત કરેલી વર્ણવ્યવસ્થાનું જ્યારે ચુસ્ત પાલન કરવામાં આવતું હતું, ત્યારે આર્યોની સંસ્કૃતિના મધ્યાહ્નસમયે આંતરવર્ણ લગ્ન થતાં એમ કોઈ કહે, તો મનમાં એ વિશે સંશય ઊપજે. એ કાળે ઋગ્વેદના અમુક મંત્રોની દ્રષ્ટા બનવા જેટલો ઉચ્ચ દરજ્જો સ્ત્રીઓ ભોગવતી હતી. ઋગ્વેદના મંત્રોની જ મદદથી વિદ્વાન અધ્યાપકે ત્યારની નારીની પ્રતિષ્ઠા તથા ત્યારે થતાં આંતરજ્ઞાતીય લગ્નો વિશે અહીં કહ્યું છે.

ઋગ્વેદના સમયમાં સ્ત્રીનું સ્થાન ઊંચું અને પ્રશંસનીય હતું. તેમને પુરુષના જેટલી સ્વતંત્રતા હતી. ઋગ્વેદના અમુક મંત્રોની દ્રષ્ટા પણ સ્ત્રીઓ હતી. દાખલા તરીકે ઘોષા (ઋ. ૧૦. ૩૯ અને ૪૦), લોપામુદ્રા (ઋ. ૧. ૧૭૯. ૧. ૨), અપાલા (ઋ. ૮. ૯૧) સૂર્યા (ઋ. ૧૦. ૧૪૫), શચી (ઋ. ૧૦. ૧૫૯), સાર્પરાજ્ઞી (ઋ. ૧૦. ૧૮૯), વિશ્વવારા (ઋ. ૫. ૨૮. ૩) વગેરે. જુદીજુદી જ્ઞાતિઓ વચ્ચે આંતરલગ્નની પ્રથા ત્યારે પ્રચલિત હતી, એટલું જ નહીં પરંતુ લગભગ તે સામાન્ય બની ગઈ હતી અને એનો વિરોધ ઓછો થતો હતો.

સામાન્ય રીતે બાળલગ્નો આ સમયમાં શૂન્યવત્ જેવાં હતાં. કન્યા જ્યારે પુખ્ય વય પ્રાપ્ત કરતી ત્યારે તેનાં લગ્ન થતાં અથવા જ્યારે પરિપૂર્ણ સ્ત્રીકક્ષા પ્રાપ્ત કરતી ત્યારે થતાં (ઋ. ૧૦, ૮૫, ૨૧, ૨૨). વરવા આવેલા વિવિધ જનોમાંથી વરની પસંદગી કરવાની તેને સ્વતંત્રતા હતી. (ઋ. ૧૦. ૨૭ ૧૨). સ્ત્રીસુલભ ચેષ્ટાથી અને સૌન્દર્યથી તેઓ પુરુષને આકર્ષતી (ઋ. ૮. ૩૫. ૫; ૬૨. ૯) અને તરુણવર્ગમાં પ્રણયવિધિ બહોળા પ્રમાણમાં થતો (૮. ૬૨. ૯; ૯. ૫૬. ૩; ૧૦. ૩૦. ૬). આમ હોવા છતાં પણ સ્ત્રીનાં હૃદય સાલાવૃક્ષ જેવાં ચલાયમાન અને મૈત્રી કરવા અયોગ્ય દર્શાવાયાં છે (ઋ. ૧૦. ૯૫. ૧૫). ઋગ્વેદના નવમા મંડળના ૬૭મા સૂક્તની ત્રણ ક્રમિક ઋચા ૧૦, ૧૧ અને ૧૨માં સ્ત્રીહૃદયની પ્રાપ્તિ કરવા પ્રાર્થના કરાયેલી છે.

ઋગ્વેદના પાંચમા મંડળના ૬૧મા સૂક્તમાં સાયણાચાર્યે પોતાના ભાષ્યમાં એક પ્રણયવાર્તા કહી છે, જે વિશદ રીતે નીચે પ્રમાણે છે:

પાંચમા મંડળના ઋષિ શ્યાવાશ્વ એક સમયે દર્ભના પુત્ર રથવીતિએ કરેલા યજ્ઞમાં હાજર હતા. આ યજ્ઞમાં અત્રિગોત્રના તેના પિતા અર્ચનાનને રાજાએ યજ્ઞના ઋત્વિજ તરીકે નિયુક્ત કર્યા હતા. રાજાની પાસે તેની સ્વરૂપવતી પુત્રી બેઠી હતી. અર્ચનાને શ્યાવાશ્વનું પ્રણયવિહ્વલ હૃદય પારખી તે રાજકન્યા પોતાના પુત્ર માટે યાચી. રાજાએ પણ સ્વપુત્રીને પ્રણયપીડિત જોઈ અને ઋષિપુત્રની સાથે પરણાવવા ઉત્સુકતા દર્શાવી. રાજાએ પત્નીને પૂછ્યું: 'શું આને આપીશું?' ફરી તેણે પૂછ્યું: 'શું આની સાથે પાણિગ્રહણ કરાવીશું?' આ પૂર્વે રાજા સિવાયના બીજા કોઈને પુત્રી લગ્નમાં અપાઈ ન હતી, તેથી તેની માગણીનો અસ્વીકાર થયો. ઋષિપુત્રની દરિદ્રતાને લીધે જ કદાચ રાણીએ વિરોધાત્મક સૂર કાઢ્યો હોય. ભગ્નહૃદયી શ્યાવાશ્વે યજ્ઞની પૂર્ણાહુતિ થતાં રાજકન્યા માટે હૃદયમાં આશા સાથે એક અતિદારુણ તપ કર્યું. આ સમય દરમ્યાન

તે બ્રહ્મચર્યમા રત હતો, શાંત હતો ભિક્ષાર્થે પર્યટન કરતાકરતા તરંત નામના રાજા, જેને શશીયશી નામે રાણી હતી તેની પાસે ભિક્ષા લેવા ગયો સમીપમા ઊભેલા પતિને રાણીએ કહ્યુ 'કોઈ ઋષિ આવ્યા છે' રાજાએ પત્નીને કહ્યુ 'તેની પૂજા કર' મહાકષ્ટવશાત્, ઉદ્વિગ્નચિત્તવાળા, આ બ્રાહ્મણ યુવકને રાણીએ નીરખ્યો ભવ્ય લલાટ અને ઝળહળતી પ્રતિભાવાળુ મુખ રવિંદ જોયું આ આગંતુકની આકર્ષક પ્રતિભાથી પ્રેરાઈ રાણીએ પોતાની પાસે તેને બોલાવ્યો, તેનુ નામ પૂછ્યુ અને આગમનનુ રહસ્ય પૂછ્યુ રાણીના મમતા, સહૃદયતા અને માયાળુપણાથી ધૈર્ય પ્રાપ્ત કરી સ્વપ્રણયકથ નુ હતાશ હૃદયે નિરૂપણ કર્યું અને કેમ અને કેવી રીતે રાજપુત્રીની માતાએ સ્વપિતા મહર્ષિ અર્ચનાનની પુત્રવધૂ માટેની યાચના તરછોડી તે પણ કહ્યુ

રાણી શશીયશીએ સહાનુભૂતિથી પ્રેરાઈ ઘોડા, ગાય, સો ઘેટાં અને ઘરેણાં આપ્યા અને રાજા તરંત પાસે તેને લઈ ગઈ (ઋ ૫ ૬૧ ૫) રાજાએ શશીયશીની દાનશીલતાની યોગ્ય કદર કર્યા પછી સોનાચાંદીની યોગ્ય બક્ષિસ આપી રાજાએ પછી પોતાના ભાઈ પુરુમિળ્હ પાસે જવા સૂચવ્યુ શ્યાવાશ્વને શશીયશી માર્ગ બતાવતી હતી રાજરાણીના આવા ઉત્સાહપ્રેરક વર્તાવથી ઉત્સાહિત બની વારાફરતી બે લાલ ઘોડાવાળા રથમાં બેસી વિદદશ્વના પુત્ર પુરુમિળ્હ તરફ તેમણે પ્રયાણ કર્યું (ઋ ૫ ૬૧ ૯) રાજા તરંતની જેમ વિદદશ્વના પુત્રે પણ સોનાચાંદીની બક્ષિસ આપી અને વધારેમા સો ગાય આપી (ઋ ૫ ૬૧ ૧૦) એણે અર્ધમાર્ગમાં સમાન રૂપધારી મરુતોને જોય ભયભ્રાંત થઈ પ્રણામ કર્યા ઘણા હર્ષમા આવી જઈ ૭ ઋચામા તેણે સ્તુતિ કરી મરુતે ઘણા ખુશ થઈ તેને ઋષિ તથા મન્ત્રદૃષ્ટાનું બિરુદ આપ્યુ

સ્વમનોરથની આટલી ઝડપી સિદ્ધિ થતી જોઈ અત્યંત આનંદ પામી જ્યારે શ્યાવાશ્વ બક્ષિસ સહિત સ્વગૃહે જવા તૈયાર થયો, ત્યારે બીજી સો ગાય પણ મળી પછી શ્યાવાશ્વે રાત્રિદેવીની પ્રાર્થના કરી (ઋ ૫ ૬૧ ૧૭) મરુતને સંબોધેલા મંત્રો વિષે તથા અન્ય પ્રસ્તાવ દાર્ભ્યને જણાવવાનુ સૂચવ્યુ કેમકે હજુ પણ શ્યાવાશ્વ રાજપુત્રીને પૂર્વવત્ ચાહી રહ્યો હતો રાજારાણીએ શ્યાવાશ્વની અનન્ય એકરાગી અને સુદૃઢ ભક્તિથી આકર્ષાઈ માનપૂર્વક તેને પોતાના મહેલમા બોલાવ્યો વિવાહ સમયે રાજાએ તેને સો ઘોડા, હજાર ગાય, પુષ્કળ ધન તથા આભૂષણોથી વિભૂષિત થયેલી પુત્રીને પણ આપી પછીથી તે રાજા તપ કરવા વનમાં ગય આર્ષચક્ષુથી શ્યાવાશ્વે જેયુ કે રથવીતિ ગોમતીનદીને તીરે રહે છે (ઋ ૫ ૬૧ ૧૯)

ઉપરની વાર્તા આન્તરલગ્નના સમર્થન માટે પુરાવો આપે છે અને આવા દૃષ્ટાંત ઋગ્વેદમા મળી શકે તેમ છે ઉપલી વાર્તામા બ્રાહ્મણ અને ક્ષત્રિયના લગ્ન થયા છે.

પુરુમિત્રની પુત્રી શુન્દ્યુ વિમદઋષિને અપાઈ હતી અને જયારે માર્ગમા અન્ય પરણવા આવેલા જનોએ અવરોધ કર્યો ત્યારે અશ્વિનોએ તેને રથમા બેસાડી પતિગૃહે પહોચાડી હતી (ઋ ૧૦ ૩૯ ૭) સાયણાચાર્ય પહેલા મંડળના ૧૧૬મા સૂક્તની પ્રથમ ઋચમાં આ વસ્તુ વિસ્તારથી સમજાવે છે

ઘોષા જે લબ્ધપ્રતિષ્ઠ સ્ત્રીઋષિ હતી તે રાજપુત્રી હતી અસાધ્ય રોગથી પીડાતી હોવાથી મધ્યમ વય થતા પણ કોઈ તેને પરણતુ ન હતુ અશ્વિનકુમારોની કૃપાદૃષ્ટિથી તે રોગરહિત થઈ અને તેણે યુવતીપદ પ્રાપ્ત કર્યું તુરત જ ઋષિ તરીકે પ્રતિષ્ઠા મેળવી અને એક ઋષિએ તેનુ પાણિગ્રહણ કર્યું (ઋ. ૧૦

# કવિ થવાના ફાયદા

શ્રી. સતીશચંદ્ર પ્ર. દેસાઈ

એમ. એસસી. (લંડન); બાર-એટ-લૉ

આદિકાળથી માનવી કવિતા કરતો આવ્યો છે. દુનિયાના તમામ દેશોના સાહિત્યનો પ્રારંભ પદ્યથી થયો છે. આજે ય કાવ્યો થોકબંધ લખાય છે. બહુ ઓછા સાહિત્યકારો એવા જોવા મળશે, જેમણે કારકિર્દીની શરૂઆત કાવ્યથી ન કરી હોય; છતાં પોતે શા માટે કવિતા કરે છે, એથી તેને શા ફાયદા છે એમ કોઈ કવિને પૂછીએ તો જે સંતોષકારક જવાબ નહીં મળે તે અહીં આપવામાં આવ્યો છે. કવિને કેટલાક અબાધિત અધિકારો આપોઆપ મળી જાય છે, તે તમે કવિ હો તો કદાચ થોડાક જાણતા હશો, ન હો તો આ લેખના વાચનથી વિગતવાર જાણી શકશો.

જ્યારે હું નાનો હતો ત્યારે મને 'કવિરાજ' કહેવડાવવાનું બહુ મન હતું. મારા મામાએ સૂચના કરી કે 'વ'ને બદલે 'પ' રાખીએ તો ચાલશે ને? આટલા નાના ફેરફારમાં શો વાંધો? એમ માનીને મેં એ સૂચના સ્વીકારી લીધી હતી અને 'કપિરાજ' કહેવડાવવામાં હું ગર્વ માનતો હતો. પછી ગુજરાતી પાઠ્યપુસ્તકમાં બાળાશંકર ઉલ્લાસરામની કવિતામાં વાંચ્યું: 'કાવરાજા થયો શી છે પછી પીડા તને કાંઈ?' ત્યારથી કવિ થવામાં ઘણા ફાયદા છે એમ મને ખાતરી થઈ.

કવિ થઈએ એટલે આપણે સત્યને વળગી રહેવાના બંધનમાંથી મુક્ત થઈએ છીએ. આ મુક્તિને અતિશયોક્તિનું સુંદર નામ આપવામાં આવ્યું છે. દુનિયામાં કેટલા યે દુર્ગુણો એવા છે કે જેને સુંદર નામ આપવાથી સદ્‌ગુણ જેવા લાગે છે. 'અકરાંતિયાપણું' ને 'અન્ન પ્રત્યેની રુચિ' કહો કે 'જિદ્દીપણા'ને 'દઢતા' કહો એટલે એ કેટલા જુદાં લાગે છે! તે જ પ્રમાણે 'અસ-

---

૩૯. અને ૪૦). તેના પુત્રો સુહસ્ત અને ભૃગુ પણ ઋષિપદ પામ્યાં (ઋ. ૧. ૧૨૦. ૫.). શુક્રાચાર્યની પુત્રી દેવયાનીને રાજા યયાતિ (ઋ. ૧૦. ૬૩. ૧) પરણ્યા હતા એ વાત પ્રસિદ્ધ છે પણ ઋગ્વેદમાં તેનો ઉલ્લેખ નથી. ઋષિ અંગિરસની પુત્રી શશ્વતી રાજા આસંગની રાણી હતી (ઋ. ૮. ૧. ૩૪). ઋષિ ઉક્ષીવાનનો ઋગ્વેદમાં ઘણી વખત ઉલ્લેખ છે (ઋ. ૧. ૧૮. ૧; ૫૧. ૧૩; ૧૧૨. ૧૧; ૪. ૨૬. ૧; ૮. ૦. ૧૦; ૯. ૭૪. ૮; ૧૦. ૨૫. ૬૦; ૬૧. ૧૬ વગેરે). તે ઉશિજ નામની દાસીનાં વંશજનો પુત્ર છે અને તેથી ઔશિજ તરીકે ઓળખાય છે (ઋ. ૧. ૧૮. ૧.). સિંધુ દેશમાં રહેતા રાજા સ્વનયભાવ્યે તેને અદ્વિતીય બક્ષિસો અર્પી હતી. (ઋ. ૧. ૧૨૬. ૧-૪) વૃદ્ધાવસ્થામાં તેણે વૃચયાનું પાણિગ્રહણ કર્યું હતું (ઋ. ૧. ૫૧. ૧૩) અને સો વર્ષ જીવ્યા હતા. (ઋ. ૯. ૭૪. ૮).

ઉપરનાં આટલાં દૃષ્ટાંતથી એટલું નિઃસંદેહપણે તારવી શકીએ કે ઉપલી જાતિમાં આંતરલગ્ન ઋગ્વેદના સમયમાં સાધારણ હતા. ઋગ્વેદના સમયમાં ધન અને જ્ઞાનનો ઘમંડ હતો તેવા ઘરમાં આંતરલગ્નો વિશેષ થતાં. ઉચ્ચ કુળનો યુવાન નીચ કુળની સ્ત્રી પરણી શકતો. આવાં લગ્નો સામાન્ય રીતે આવકાર ન પામતાં. પરંતુ ઉચ્ચ કુળની સ્ત્રી નીચ કુળના યુવાન સાથે કદાપિ પરણતી નહીં અને પાછળના સમયમાં આવાં લગ્નોની ઝાટકણી કઢાતી.

★

ત્ય'ને 'અતિશયોક્તિ' કહીએ એટલે એ 'અલંકાર' કહેવાય ! એક સજ્જન કવિતા લખતા હતા અને વર્તાલાપમાં જ્યારે એ 'સત્યથી વેગળી' હકીકત કહે ત્યારે એમના ભાઈ કહેતા હત 'હવે એમણે કવિ થવા માંડ્યું છે !'

ડેફોડિલ નામના પુષ્પ પર વર્ડ્ઝવર્થે સુંદર કવિતા લખી છે જેમાં એણે લખ્યું છે 'એકસામટા મેં દસહજાર ડેફોડિલ જોયા' આ સંખ્યા શું એણે ગણી હતી? કોર્ટમાં સાક્ષી આપવાના સોગંદ ઉપર આ જ સંખ્યા હતી એમ એ કહી શકે?

આજકાલ માપબંધીના જમાનામાં સરકાર અનેક જાતના લાયસન્સ (પરવાના) આપે છે અનાજના, ઘાસતેલના, પેટ્રોલના વગેરે, પણ કોઈને કાળા બજાર કરવાનું લાયસન્સ નથી આપ્યું પણ સત્યને અલેખવામાં કાળા બજાર કરવાનું કાવઓને લાયસન્સ મળ્યું છે ખરેખર અંગ્રેજીમાં તો 'અતિશયોક્તિ'ને Poetic licence (પોએટિક લાઈસન્સ) કહેવામાં આવે છે !

વિજ્ઞાનવિરોધી કલ્પનાઓ કરવાની પણ કવિઓને છૂટ મળી છે ગદ્યમાં આપણે લખીએ કે સર્પ ઉપર મણિ છે તો હોફકિન ઈન્સ્ટિટ્યૂટવાળા આપણને પૂછવા આવે કે એ સર્પ ક્યાં હોય છે અને ક્યા પ્રકારનો હોય છે? પણ શેક્સ્પિયર મણિવાળા પ્રાણીનો ઉલ્લેખ કરે અથવા ભર્તૃહરિ લખે કે 'મણિથી શોભતો સર્પ શું નથી એ ભયંકર?' તો કશો ઘાયલ થાય નહીં, કારણકે બધા જ સમજી લે કે આ કવિની કલ્પના છે ! મોતીનો ચારો ચરતા અથવા દૂધ ને પાણીના મિશ્રણમાંથી દૂધ પીનારા હંસનું અથવા જળામાં કાણું હોય એવા ચાતકનું ગદ્યમાં વર્ણન હોય તો લંડનના પ્રાણીસંગ્રહસ્થાન તરફથી તે માટે શોધખોળ શરૂ થઈ જાય; પણ સંસ્કૃત શ્લોકોમાં આવા ઉલ્લેખો ઠેરઠેર નજરે પડે છે-જાણે કવિતા કરનારાઓ વિજ્ઞાનશાસ્ત્રીઓને ચેલેન્જ ન આપતા હોય 'ભલેને જગત છે એવું તમે જોતા, પણ અમે તો અમારી સૃષ્ટિ રચીશું,' અને 'તો યે સર્વે ઘટિત જ થયું એમ ગણશે !'

એક દાખલો લઈએ પ્રખ્યાત અંગ્રેજ પ્રાણીશાસ્ત્રી ડાર્વિને સોળ વર્ષના અથાગ શ્રમ પછી 'ઓરિજિન ઓફ સ્પિશિઝ' નામનો ક્રાંતિકારી ગ્રંથ રચ્યો અને એમાં તેણે એનો પ્રખ્યાત 'ઉત્ક્રાંતિનો સિદ્ધાંત' સાબિત કર્યો પશુપક્ષીઓના રંગ અમુક જાતના હોય છે તે માટે કારણો આપ્યાં આ પુરવાર કરવા એને કેટલી મહેનત કરવી પડી? પણ કોકિલાનો રંગ કાળો છે, તેનું કારણ આપવા પ્રમાનંદે માત્ર પોતાની કલ્પના દોડાવી 'એ કામિની (દમયંતી)નો કંઠ સાંભળી કોકિલા થઈ કાળી' જ્ઞાનપ્રાપ્તિનો આ કેટલો સરળ રસ્તો છે ! •

બીજો દાખલો લો મોતી કેમ ઉત્પન્ન થાય છે તે માટે વિજ્ઞાનશાસ્ત્રીઓને ખૂબ શોધખોળ કરવી પડી, પણ આપણા સંસ્કૃત કવિઓ તે કેટલાયે વખતથી જાણતા હતા સ્વાતિ નક્ષત્રમાં સૂર્ય હોય ત્યારે જે વરસાદના ટીપાં માછલીના પેટમાં જાય તેનાં મોતી બને છે એમ તેમની કલ્પના હતી ભર્તૃહરિ લખે છે, 'સ્વાતિને દિન સિંધુ મધ્ય પડી તે (પાણીનું બિંદુ) સાચું ય મોતી બને' આવું અનેકવિધ કલ્પના-જગત કવિઓ સર્જી શકે છે

સાહિત્યમાં વધારેમાં વધારે ઉપમાઓ પદ્યમાં જ મળે છે ગદ્યમાં બાલિકાની મુખાકૃતિ વર્ણવતાં કોઈ લખે 'એના નાકના ટેરવાને મધ્યબિંદુ ગણીને સને ત્યાંથી દાઢી સુધીની ત્રિજ્યા ગણીને જો વર્તુલ દોરવામાં આવે તો ખરેખર એની મુખાકૃતિ ઔવે'

તો આવું વર્ણન કોઈ માને પણ નહીં અને બિચારો ગદ્યલેખક હાંસીને પાત્ર બને. પણ કવિતામાં 'ચંદ્રમુખી', 'શશીમુખી' વગેરે વિશેષણો બંધબેસતાં ગણાય છે. ઉપમા આપીને કોઈ ગદ્યલેખક કંઈ સાબિત કરવા માગતો હોય તો ન્યાયશાસ્ત્રી એને તરત રોકે છે ને કહે છેઃ 'ઉપમાથી કશું સાબિત કરી શકાય નહીં,' પણ કવિને આવાં કશાંય બંધન હોતાં નથી.

ગદ્યમાં કોઈના શરીરનાં અંગોનું વર્ણન કરવું અઘરું પડે છે. પણ પદ્યમાં ઘણાં અંગોને-હાથ, પગ મુખ વગેરેને-કમળ સાથે સરખાવી શકાય છે. બાળક કૃષ્ણ એમના પગનો અંગૂઠો હાથમાં લઈને મોંમાં મૂકતા હોય એ દૃશ્યનું વર્ણન ગદ્યમાં કરતાં મુશ્કેલ થાય, પણ સંસ્કૃતમાં માત્ર ચાર શબ્દોમાં તે કર્યું છેઃ 'करारविन्देन पदारविन्दं मुखारविन्दे विनिवेशयन्तम् ।' આવી સુગમતા કવિ સિવાય કોને મળે?

વળી, કવિ જ્યારે કોઈના સૌંદર્યનાં વખાણ કરવા બેસે ત્યારે એ બધાં બંધનમાંથી-વાક્યતાના બંધનમાંથી પણ મુક્તિ મેળવે છે. એક આધુનિક કવિ રાધાનું વર્ણન કરતાં લખે છેઃ

**આંકલિયો ઘડતાંઘડતાં, બ્રહ્માએ કીધી ચોરી,**
**ઘડી કાઢી ગોરી એક છોરી.**

અને પ્રેમાનંદ દમયંતીના વર્ણનમાં આનાથી પણ આગળ વધી જાય છે. કહે છે, કે 'દમયંતીને બનાવ્યા પછી જે કાંતિ વધી તેમાંથી ચંદ્ર બનાવ્યો!' ગદ્યમાં આવું લખ્યું હોય તો?

સાધારણ રીતે એવી પ્રથા છે કે અઘરા ને સંસ્કૃતમય શબ્દો ગદ્યમાં ન લખવા. '"પૂર્ણ પરિપક્વ પોલિકાનું પ્રદાન કરો' કહેનાર માણસ 'ભદ્રંભદ્ર'ના જેવો ગણાય છે ને તેનો ઉપહાસ થાય છે. પણ પદ્યમાં તેથી પણ ભારે શબ્દો વાપરી શકાય છે. જેમ કોઈ સ્ત્રી મોંઘી સાડી કે સેલું ઘરમાં પહેરે તો તેની મશ્કરી થાય પણ લગ્નમાં જતાં પહેરે તો તે પહેરવું અસ્થાને નથી ગણાતું, તેમ ભારેભારે શબ્દો પદ્યમાં અસ્થાને નથી ગણાતા. 'પુષ્પે-પુષ્પે વિટપ-વિટપે નૂતનશ્રી ભરે છે' એ કાંતના શબ્દો કવિ વાપરે તો જ શોભી શકે.

ગદ્યલેખકને ખૂબ જ સંભાળ રાખવી પડે છે કે પોતે લખેલા એકે એક શબ્દનો સ્પષ્ટ અર્થ થવો જોઈએ. 'दृष्टिपूतं न्यसेत् पादम्' ધ્યાનમાં રાખીને એકે એક શબ્દ તોળીને એને લખવો પડે છે. પણ કવિ કંઈ ન સમજાય એવું લખે તો એના પદલાલિત્યમાં એની અસ્પષ્ટતા ઢંકાઈ જાય છે અને કેટલીકવાર તો એ અસ્પષ્ટતાથી કવિતાની ખૂબી વધે છે એમ ગણાય છે. ઉમર ખય્યામની 'રૂબાયત' વાંચનારાઓમાંથી કેટલા પોતાના અંતઃકરણ પર હાથ રાખીને કહી શકે કે અમે એનો શબ્દે શબ્દ સમજ્યા છીએ? અને છતાં માત્ર એનું જ ભાષાંતર કરવાથી ફિટ્ઝ જેરલ્ડને કવિઓમાં અગ્રસ્થાન મળ્યું છે!

સામાન્ય રીતે આપણાથી આપણાં વખાણ ન થાય એ નમ્રતાનો નિયમ ગણાય છે. અથાગ મહેનત પછી સર આઈઝેક ન્યૂટને વિજ્ઞાનનો યુગ નિર્માણ કરતી શોધો કરી, પણ આખરે એને કહેવું પડ્યુંઃ 'સત્યના મહાન સમુદ્ર પાસે કેટલાક લીસા કાંકરા વીણતા બાળક જેવો હું છું.' તત્ત્વજ્ઞાની માટે પણ કહેવાયું છે કે 'અસ્તિત્વ ન ધરાવતી એવી કાળી બિલાડીને અંધારા ઓરડામાં શોધતા આંધળા માણસ' જેવો એ છે. પણ કવિઓ પોતાનાં વખાણ મુક્તકંઠે કરી શકે છે. ભર્તૃહરિ કહે છેઃ

**રસજ્ઞ ને સુભાગી એ કવિનો જય હો સદા,**
**નથી જેની સુકીર્તિને જરા કે મૃત્યુનો ભય.**

બાઈબલમાં ધનના લોભને બધાય અનિષ્ટનું મૂળ કહ્યું છે અને લખ્યું છે, કે સોયના નાકામાંથી ઊંટને પસાર થવા કરતાં ધનવાનને સ્વર્ગના દરબારમાં દાખલ થવું વધારે અઘરું છે ધનને કારણે સ્વર્ગમાં નહીં જવાય એ ભયથી કવિ બચી જાય છે ઓલિવર ગોલ્ડસ્મિથે કવિતાદેવીની ઉપાસનાને પોતાની ગરીબાઈના કારણ તરીકે ગણાવી છે જ્યારે કોઈ કવિ લખે ' अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् । ત્યારે શિયાળ પોતે પહોંચી શકતું નથી એ દ્રાક્ષને માટે ' દ્રાક્ષ ખાટી છે ' એમ કહે છે, એ વાત કદાચ યાદ આવે; પણ વાસ્તવિક રીતે એમ નથી કવિઓ પ્રામાણિક રીતે ધનપ્રાપ્તિના પ્રલોભનમાંથી મુક્તિ મેળવે છે तृणमिव लघुलक्ष्मी नैव तान् संरुणद्धि । (તૃણ સમ ધન કોઈ દી ના ગતિ તેની રોકે )

આ બધા ફાયદા જોઈને ઘણાયે કવિ થયા છે જે કેટલાકથી સંપૂર્ણ કવિતાઓ નથી લખાઈ તેમણે અપદ્યાગદ્ય (બ્લેન્ક વર્સ) લખીને સંતોષ માન્યો છે, પણ એ ગદ્યને પણ ' પદ્ય'નું નામ મળ્યું ત્યારે જ તે પ્રતિષ્ઠિત ગણાયું !

જે કવિ આ લખાણ વાંચશે તેને પોતે ભોગવી રહેલા ફાયદાઓનું પૃથક્કરણ થયેલું જણાશે અને જે કવિ નહીં હોય તે તે પદ પ્રાપ્ત કરવા માટે આકર્ષાશે કોઈ એમ ન માને કે કવિ થવું અઘરું છે અલબત્ત કવિઓ માટે નિશ્ચિત કરેલા થોડા વિષયો ઉપર કવિ થવાની મહત્ત્વાકાંક્ષા રાખનારે વિચાર કરવો જરૂરી છે પણ એવા વિષયો થોડા છે ' કોકિલા,' ' પુષ્પ ' 'ચાંદની,' ' ઉષઃકાલ', ' સંધ્યાકાલ, ' ' સમુદ્રને તીરે,' ' પ્રેમ ' અને બીજા થોડા વિષયો પર વિચાર કર્યો હશે તો તે પૂરતું થશે, થોડા વિશેષણો શીખી લેવાની જરૂર છે, જેવા કે " દિવ્ય ", ' અનેરું ' ' અપ્રતિમ ', ' ગૂઢ ' વગેરે તે ઉપરાંત 'જ' ' ય, ' ' વળી, ' ' નકી, ' ' રે લોલ ' જેવા કેટલાક નિત્યપયોગી શબ્દોનો ઉપયોગ પણ જાણવો જોઈએ આટલી સામગ્રી સાથે થોડું પિંગળનું જ્ઞાન હોય તો પછી કવિ થવામાં કશી મુશ્કેલી નથી, અને એકવાર કવિ થયા પછી સમજાશે કે કવિ બનવાના ફાયદા અનેક છે •

★

કોર્ટમાં પાછળની પાટલીઓ પર ગરબડ મચી રહી ન્યાયાધીશ ઘણો જ ગુસ્સે થઈ ગયો ટેબલ પર એણે હાથ પછાડ્યો અને શી બીના છે તે જાણવા માટે એક જણને ખાસ તે બાજુ મોકલ્યો ને તેટલો સમય કોર્ટનું કામકાજ બંધ રાખવામાં આવ્યું તપાસ કરનારે આવીને કહ્યું, કે એ તો એક ભાઈએ પોતાનો કોટ ખુરશી ઉપર મૂકેલો હતો તે ખોવાઈ ગયો છે, એની શોધાશોધને લીધે આ ધમાલ મચી રહી છે

જજે કહ્યું 'જાઓ, જઈ ને એ ભાઈને કહો કે કોટ જેવી એક મામૂલી ચીજ માટે બહુ ઉતાવળા ન થાય અહીં કોર્ટમાં તો ઘણા લોકો કેસના કેસ હારી જાય છે, પણ આટલી બધી ધમાલ કરતા નથી '

×

ખ્રિસ્તી લોકોના સ્મશાનની આસપાસ વાડ બનાવવા માટે ફંડ એકઠું કરવા માટે આવેલા ભાઈને થોમસે ઉત્તર આપ્યો

' એ તો પૈસાનો દુરુપયોગ જ છે,' થોમસ બોલ્યો ' પહેલી વાત તો એ, કે એ પ્રદેશમાં અંદર દાખલ થવાની ઉતાવળ કોઈ નહીં બતાવે અને બીજું જો અંદર સૂતેલા માણસો જમીનમાંથી બેઠા થાય તો તમે જે બનાવવા માગો છો તે લોખંડની વાડ પણ આપોઆપ પીગળી જશે !'

×

# ઉચ્ચનીચભાવ

*

અધ્યા૦ જિતેંદ્ર જેટલી,
એમ. એ.; ન્યાયાચાર્ય

**પરસ્પર ભેદભાવની વ્યક્તિગત માત્રા જેટલી નિંદ્ય છે તેટલી જ, બલ્કે તેથી યે વધુ, નિકૃષ્ટ છે આવી કોઈ સામુદાયિક લાગણી. સમાજમાં ક્યાંય પણ અંધકારયુગની યાદ આપતા આવા દુર્ગ દેખાતા હોય ત્યાં મનમાં નિરાશા વ્યાપે છે ને થાય છે, માનવી સમાન ભાવે ક્યારે જોતા થશે ? જ્ઞાતિભેદ, શિક્ષણભેદ, આર્થિક અસમાનતા ને પ્રાંતીયતાને પરિણામે પ્રવર્તી રહેલા ભેદોની દીવાલો ક્યારે દૂર થશે ?**

દુનિયાના ઘણા યે દેશોમાં વ્યક્તિગત રૂપમાં તથા સામૂહિક રૂપમાં ઉચ્ચનીચભાવ જોવામાં આવે છે. પરંતુ વ્યક્તિગત રીતે જો કોઈ વ્યક્તિ પોતાને બીજા કરતાં ઉચ્ચ માને તથા બીજાઓને પોતાના કરતાં નીચાં માની કાંઈક તિરસ્કારની દૃષ્ટિ તેઓ તરફ દર્શાવે તો એવી વ્યક્તિને સામાન્ય રીતે લોકો અભિમાની, અહંકારી કે ગર્વિષ્ઠ એવાં વિશેષણોથી નવાજે છે. આ પ્રમાણે પોતાને બીજા કરતાં ઉચ્ચ માનવું અને બીજાને નીચા માનવા એ જાતની ભાવના કોઈ પણ દેશમાં સારા માણસનું લક્ષણ નથી ગણાતી. ઊલટાનું બધા દેશોના લોકોમાં એ ભાવનાને દુર્જનતાની જ નિશાની ગણવામાં આવે છે. આમ વ્યક્તિગત રૂપમાંના ઉચ્ચનીચભાવની ખરાબીને બધા સારી રીતે સમજે છે. તથા એ જ કારણે દૈવી અને આસુરી સંપત્તિનો વિવેક સમજાવતા ગીતાના ૧૬મા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે, કે

ईश्वरोऽहमहं भोगी, सिद्धोऽहं बलवान् सुखी ॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया।
यक्ष्ये दास्यामि मोदिष्ये, इत्यज्ञानविमोहिताः ॥
अनेकचित्तसंभ्रान्ताः,' शोकजालसमन्विताः ।
प्रसक्ताः कामभोगेषु, पतन्ति नरकेऽशुचौ ॥

આ પ્રમાણે આવી આસુરીવૃત્તિ સેવનારાઓ નરકમાં જાય છે એમ ગીતા વાચનાર તથા સમજનાર પ્રત્યેક વ્યક્તિ સમજે છે. આમ છતાં આપણી આ સમજને સામૂહિકરૂપે રહેલ ઉચ્ચનીચ ભાવને દૂર કરવામાં આપણે કામે નથી લગાડતાં અને ઊલટા એવા આસુરીવૃત્તિવાળા લોકોના સમૂહમાં ભળી જઈ વધારો કરીએ છીએ એ પણ એક વિચિત્રતા જ છે. ઉપર જણાવેલ વ્યક્તિગતરૂપના ઉચ્ચનીચભાવના ઉદાહરણથી એટલું સહેજે સમજી શકાય છે કે દુનિયાના દેશોમાં કોઈ પણ એક સમૂહ કે વર્ગ પણ આવી આસુરીભાવના રાખે તો તે સમૂહ કે વર્ગને સંસ્કૃત ન કહી શકાય. આ કારણે જ યુરોપના, અમેરિકાના અને દક્ષિણ આફ્રિકાના તથા ઑસ્ટ્રેલિયા વગેરે દેશોમાં જ્યાં રંગના આધારે કાળા અને ગોરાઓનો ભેદ રાખવામાં આવે છે તથા તે ઉપરાન્ત જન્મના આધારે પણ હબસી તથા હબસીથી ઇતર ગોરાઓનો ભેદ રાખવામાં આવે છે અને કાળા રંગના માનવીઓને તથા હબસીઓને નીચા ગણવામાં આવે છે તે દેશોએ વૈજ્ઞાનિક પ્રગતિ કરી છે તથા તેઓ સુધરેલા છે છતાં પણ આપણે હિંદીઓ એમને દોષ આપીએ છીએ, કે 'તમે ખરેખર સુધરેલા નથી જ.' સાથે જ સ્પષ્ટ શબ્દોમાં સલાહ પણ આપીએ છીએ કે 'જ્યાંસુધી રંગભેદ કે બીજા જન્મભેદ વગેરે કારણોસર ભેદ રાખવામાં આવતા ઉચ્ચનીચભાવને પ્રજાના મનમાંથી દૂર કરવામાં નહીં આવે તથા પ્રત્યેક વ્યક્તિને સમાન ગણવામાં નહીં આવે ત્યાંસુધી તમને સુધરેલા કે સંસ્કૃત ગણી

શકાય એમ નથી ' આ પ્રમાણે પ્રત્યેક વ્યક્તિનો કે પ્રત્યેક સમૂહનો બીજી વ્યક્તિ કે બીજા સમૂહ તરફનો સમભાવ એ જ સુસસ્કૃત વ્યક્તિનુ કે સમાજનુ કે રાષ્ટ્રનુ લક્ષણ છે

પરતુ આશ્ચર્ય તો એ છે કે ઉચ્ચનીચ ભાવ કાઢી નાખી સુસસ્કૃત બનવાની સલાહ આપણે હિન્દીઓ—અને તેમા પણ ખાસ કરીને આપણા દેશમા બહુમતી ધરાવનાર આપણે હિન્દુઓ—બીજા દેશોને આપવા નીકળીએ છીએ, ત્યારે એ જ સુફીયાણી સલાહનો અર્થાત ઉચ્ચનીચભાવ કાઢી નાખી સુસસ્કૃત બનવાનો અમલ આપણે કરવા માગતા નથી અને તેમ છતા પણ દુનિયામા સુસસ્કૃત ગણાવા ઇચ્છીએ છીએ।

દુનિયાના સુધરેલા ગણાતા દેશોમા રગભેદના આધારે તથા જન્મભેદના આધારે અત્યારે પણ ઉચ્ચનીચભાવ છે. ઉપરના મૂડીવાદી વર્ચસ્વવાળા દેશોમા થોડોએક વર્ગીય ઉચ્ચનીચભાવ પણ આર્થિક અસમાનતાને કારણે હશે છતા આપણે ત્યા તો એ પ્રકારના ઉચ્ચનીચભાવો કરતા યે ચડી જાય એવા અને વધારે રૂઢ થઈ ગયેલા એવા અનેક પ્રકારના ઉચ્ચનીચભાવો છે આપણે મ્હેજ ઊડા ઊતરી તપાસીશુ તો આ વાત આપણને સમજાશે

(૧) પહેલા પ્રકારના ઉચ્ચનીચભાવમા આપણે ત્યા ખાસ કરીને આપણા હિદુઓમા જે સૌથી વધારે વ્યાપક અને રૂઢ ઉચ્ચનીચભાવ છે તે જ્ઞાતિના ભેદ ઉપર રચાયેલો ઉચ્ચનીચભાવ છે આ ઉચ્ચનીચભાવના સમર્થનમા સામાન્ય રીતે તે ભેદ ઈશ્વરકૃત છે એમ દર્શાવવા चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः । એ ગીતાની ઉક્તિને વારવાર ટાકવામા આવે છે। પરતુ ગુણ અને કર્મના આધારે આવુ ચાતુર્વર્ણ્ય તો શુ પણ અનેક પ્રકારના વર્ણવિભાગ દુનિયાના ઘણા યે દેશોમા હોવા છતા એમા આપણે ત્યા રૂઢ થયેલો છે એવો ઉચ્ચનીચભાવ નથી તથા એના આધારે રૂઢ એવી જ્ઞાતિસસ્થા પણ રચાયેલી નથી. આપણે ત્યા પણ આ ઉચ્ચનીચભાવ ચાતુર્વર્ણ્યમા જ અટકી નથી જતો પરતુ ઉચ્ચનીચભાવરૂપી વટવૃક્ષની અનેક શાખાપ્રશાખાઓ છે જેમકે આપણે ત્યા ગુજરાતમા જેઓ આ ઉચ્ચનીચ ભાવના અગ્રતમ પુરસ્કર્તા છે એવા બ્રાહ્મણોમા, વધારે ઉચ્ચ ગણાતા નાગર બ્રાહ્મણોમા વડનગરા નાગરો પોતાને સૌથી ઉચ્ચ ગણે છે પોતના જ જૂથમાના વિસનગરા નાગર, પ્રશ્નોરા નાગર કે સાઠોદરા નાગર વગેરે ઇતર પ્રકારના નાગરોને પોતાનાથી 'નીચા માને છે આ પ્રમાણે નાગર સમસ્ત પોતાને ઇતર બ્રાહ્મણો કરતા ઉચ્ચ ગણે છે આવુ જ હિદુસ્તાનના બીજા બધા પ્રકારના બ્રાહ્મણોમા છે આને કારણે તો કનોજના બ્રાહ્મણો માટે એક કહેવત છે કે बारी कनोजी और तेरी चौका ॥ અર્થાત્ બાર કનોજી બ્રાહ્મણ હોય તો એમને રાધવાના ચોકા તેર જોઈએ, કારણકે પ્રત્યેક પોતપોતાને એક બીજા કરતા ઉચ્ચ માને છે

ગીતાની ભાષામા કહીએ તો આ આસુરી ભાવનાને આ દેશના શિક્ષક બ્રાહ્મણો પોતાના જ વર્ણમા રૂઢ કરીને બેસી નથી ગયા પણ આ આસુરી ભાવનાને એમણે ઇતર ત્રણે વર્ણોમા પણ એવી મજબૂત રીતે રૂઢ કરી દીધી છે કે આજે જેને આપણે સૌથી નીચા ગણીએ છીએ તે હરિજનોમા પણ ભગી કરતા ઢેડ ઉચ્ચ તથા એના કરતા વળી બીજી જાતના હરિજનો ઉચ્ચ એવી ભાવના છે એટલે જો જ્ઞાતિગત ભેદના આધાર ઉપર. રહેલ આસુરી ભાવનાને દૂર કરવી હોય તો તેને મૂળ ચાતુર્વર્ણ્યમાથી જ દૂર કરવી રહી, અર્થાત્ ચાતુર્વર્ણ્ય કે બીજા ગમે તે પ્રકારનો વર્ણવિભાગ

વસ્તુતઃ શિક્ષિતવર્ગમાંથી અલ્પ સંખ્યામાં જ એવા માણસો મળી શકે, કે જેમને ગામડાંમાં રહેવું ગમે. શિક્ષિત વ્યક્તિ અન્ય અશિક્ષિત ગ્રામ્યજનો સામે અતડી પડી જાય છે. એની વિદ્યા એને ગ્રામ્યજનો સાથે ઓતપ્રોત થવાને બદલે એનામાં રહેલ ઉચ્ચનીચભાવને કારણે એને એ લોકો સાથે પરિચય કેળવતાં રોકે છે. આ પ્રમાણે શિક્ષિત માણસોના સંપર્કમાં આવેલા શહેરના મજૂરો તથા બીજા અશિક્ષિતો પણ ગામડાંમાંના પોતાના બંધુઓને મૂર્ખ તથા પોતાનાથી કાંઈક પાછળ એવા નીચા સમજે છે.

આ ઉપરાંત આ ઉચ્ચનીચભાવને કારણે ખુદ શિક્ષિતોમાં પણ અંદરોઅંદર એક વિચિત્ર પ્રકારનો ઉચ્ચનીચભાવ ઉત્પન્ન થયો છે: જેમકે શિક્ષિતોમાં જ સૌને શિક્ષણ આપનાર કોલેજના અધ્યાપક માધ્યમિક શાળાના અધ્યાપકને નીચા ગણે છે. અલબત્ત આને માટે કાંઈક અંશે આર્થિક અસમાનતા પણ કારણભૂત છે, છતાં વિદ્યાના આધારે રહેલો ઉચ્ચનીચભાવ પણ ગૌણ ભાગ નથી ભજવતો. આ પ્રમાણે બીજા શિક્ષિતવર્ગોમાં પણ પોતાનાથી ઓછું ભણેલાને કાંઈક નીચા માનવામાં આવે છે. આમ વિદ્યાને આધારે ઉત્પન્ન થયેલ વર્ગીય ઉચ્ચનીચભાવનાં મૂળ પણ ઊંડાં છે.

વર્ગીય ઉચ્ચનીચભાવના પ્રકારમાં બીજો પ્રકાર જે સર્વવ્યાપક છે તે આર્થિક અસમાનતાને કારણે ઉત્પન્ન થયેલો ઉચ્ચનીચભાવ છે. આ કેવળ કરોડાધિપતિઓમાં કે લક્ષાધિપતિઓમાં વ્યાપક છે એમ માનવાની ભૂલ આપણે ન જ કરી શકીએ. આ પ્રકારનો ઉચ્ચનીચભાવ રાખતી આસુરીભાવનાની અસર દરેક પ્રકારના ધંધામાં તથા નોકરીમાં નજરે પડે છે. અમુક હદ સુધી કમાતો વર્ગ તેનાથી ઓછું કમાનાર વર્ગને નીચો માને છે. જેમકે કરોડાધિપતિને મન સામાન્ય દસબાર હજાર કમાનારનો કાંઈ હિસાબ જ નથી. પરંતુ એ જ દસબાર હજાર કમાનારને સોબસો કમાનારનો પણ કાંઈ હિસાબ નથી. આ જ પ્રમાણે અધિકારીઓમાં પણ આવા ઉચ્ચનીચભાવ વ્યાપક પ્રમાણમાં જોવામાં આવે છે, જેને લીધે અનેક વર્ગભેદો થયા છે. આપણા દેશની પ્રત્યેક ઓફિસમાં ઓફિસર વર્ગને કારકુન વર્ગ સાથે અંગત મૈત્રી જવલ્લે જ સંભવે છે. સાધારણ રીતે ઓફિસરો કારકુનોને પોતાનાથી નીચા માને છે. જો કે ઘણી યે ઓફિસોમાં બુદ્ધિમાન ગણાતા અધિકારીઓની આંખનું કામ આ કારકુનો જ કરતા હોય છે, છતાં આર્થિક અસમાનતાના આધારે ઉત્પન્ન થયેલ આ ઉચ્ચનીચભાવ બે વચ્ચે મૈત્રીનું જોડાણ અપવાદરૂપ પ્રસંગો સિવાય નથી થવા દેતો. આ જ પ્રમાણે કારકુનોનો વર્ગ પટાવાળાઓને પોતાનાથી નીચો માને છે. આ ઉચ્ચનીચભાવનાં અસંખ્ય ઉદાહરણો મળે તેમ છે.

ઉપર જણાવેલ ત્રણ પ્રકારના ઉચ્ચનીચભાવ ઉપરાંત શૈક્ષણિક તથા આર્થિક એમ બેઉ પ્રકારની અસમાનતાના કારણે ઉત્પન્ન થયેલ એક ચોથો પ્રકાર કે જે વર્ગીય ઉચ્ચનીચભાવનો જ એક ભેદ છે, તે૰ પ્રાંતીય ઉચ્ચનીચભાવ છે. એનું જ બીજું નામ 'પ્રાંતવાદ' પણ કહી શકાય. તે પણ આપણામાં ધીરેધીરે ફેલાતો જાય છે. આ પ્રકારના ઉચ્ચનીચભાવમાં ઉપર જણાવ્યું તેમ વિદ્યા અને ધન બેઉ કારણભૂત છે. જે પ્રાંતોએ વિદ્યા અને કળાના વિકાસમાં ખૂબ જ પ્રગતિ સાધી છે, પરંતુ એ પ્રાંતોમાં વ્યાપાર ગુજરાતી, મારવાડી કે બીજા પ્રાંતોના રહેવાસીઓના હાથમાં તેમની વ્યાપારીકુનેહને કારણે હોવાને લીધે તથા એ રીતે એ પ્રાંતમાં રહીને જ વિદ્વાનો કરતાં પણ વધુ ધન કમાય છે

આ એવા વ્યાપારીઓને ત્યાં પોતાને વિદ્વાન હોવા છતાં નોકરી કરવી પડે છે એ કારણે તે પ્રાંતમાં ઉચ્ચનીચભાવની આસુરીવૃત્તિએ પોતાનો પ્રભાવ ઠીકઠીક પ્રમાણમાં જમાવ્યો છે એવા, વિદ્યા અને કળામાં પ્રગતિ સાધેલ પ્રાંતના રહેવાસીએ પેલા ઇતર પ્રાંતના વ્યાપારીઓને શિક્ષણ બાબતમાં નીચા માની તિરસ્કાર દર્શાવતા વિશેષણો વાપરે છે, જેમકે બંગાળીઓ એમના પ્રાંતમાં વ્યાપાર કરતા મારવાડી, ગુજરાતી કે દક્ષિણ હિંદુસ્તાનના રહેવાસીઓને માટે અનુક્રમે 'મેડો, ગુજુ' કે 'કિષ્કિન્ધાવાસી' (કિષ્કિન્ધાના રહેનાર અર્થાત્ વાંદરા) એવા પ્રયોગો કરે છે એ જ પ્રમાણે મહારાષ્ટ્રના નિવાસીઓ પણ એવા વ્યાપારીઓ તરફ 'વાણીલોક,' 'શેટજી,' 'મારવાડી' વગેરે વિશેષણોનો પ્રયોગો કરે છે

આ જ પ્રમાણે બીજી તરફ ગુજરાતી તથા બીજો વ્યાપારી વર્ગ પોતે બહુ શિક્ષિત ન હોવા છતાં પોતાની વ્યાપારીકુનેહથી વધુ કમાતો હોવાથી આર્થિક અસમાનતાને કારણે ઉત્પન્ન થયેલ ઉચ્ચનીચભાવને કારણે વિદ્યામાં આગળ વધેલ પ્રાંતના રહેવાસીઓ પ્રત્યે તિરસ્કાર દર્શાવવા આવા જ પ્રયોગો કરે છે જેમકે મહારાષ્ટ્રના નિવાસીએ માટે ગુજરાતીઓ 'ઘાટી,' 'ચટણી,' 'મરાઠા' એવા વિશેષણોનો ઉપયોગ કરી તથા સંયુક્ત પ્રાંતના નિવાસીએ માટે કે ઉત્તર હિંદુસ્તાનના રહેવાસીએ માટે 'ભૈયા' શબ્દનો પ્રયોગ તિરસ્કારદર્શી ભાવમાં કરે છે આ પ્રમાણે પંજાબો, મદ્રાસી વગેરે પ્રયોગો પણ આ વ્યાપારી વર્ગ કરે છે આ પ્રમાણે લગભગ દરેક પ્રાંતમાં ક્યાંક આર્થિક અસમાનતાને કારણે તો ક્યાંક શૈક્ષણિક અસમાનતાને કારણે પોતાને ઉચ્ચ તથા બીજા પ્રાંતના રહેવાસીએને નીચા દર્શાવે એવા શબ્દપ્રયોગો જોવામાં આવે છે

આવી રીતે (૧) જ્ઞાતિને આધારે ઉત્પન્ન થયેલ ઉચ્ચનીચભાવ, (૨) સમાજમાં વિદ્યાને કારણે ઉત્પન્ન થયેલ ઉચ્ચનીચભાવ તથા (૩) આર્થિક અસમાનતાને કારણે ઉત્પન્ન થયેલ ઉચ્ચનીચભાવ તથા (૪) આર્થિક તથા શૈક્ષણિક બેઉ પ્રકારની અસમાનતાને કારણે ઉત્પન્ન થયેલ પરસ્પર પ્રાન્તોના રહેવાસીએમાં ઉત્પન્ન થયેલો ઉચ્ચનીચભાવ એમ આ ચારે પ્રકારના ઉચ્ચનીચભાવરૂપી આસુરીવૃત્તિ આપણા દેશમાં વિશેષ કરી હિંદુઓમાં બહુ રીતે વ્યાપક પ્રમાણમાં જોવામાં આવે છે

આ ચારે પ્રકારના ઉચ્ચનીચભાવો રૂપી આસુરીવૃત્તિને દૂર કર્યા વિના, રાષ્ટ્રીય એકતાની, એક કે તેથી વધારે કોમોની એકતાની, કે અસ્પૃશ્યતા દૂર થવાની આશા આપણે રાખીએ, તો આપણી એ આશા આકાશકુસુમ જેવી જ ગણાય

# બિહારનાં લગ્નગીતો

અધ્યા. ચંદ્રકાંત મહેતા
એમ. એ.

લગ્ન જેવા હર્ષના પ્રસંગે માનવી ગીતો દ્વારા આનંદ વ્યક્ત ન કરે તો ક્યારે કરે ?, કોઈ પણ સ્થળનાં લગ્નગીતોમાં સનાતન યુગલના સ્થાયી ભાવો આલેખાયા હોય છે. ભલે ભાષા જુદી હોય, ન્યાતજાત ભલે જુદાં હોય, પણ હૃદયની ભાષા તો એક જ છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. પરણવા જનાર વર ને કન્યા તો હરફમાત્ર યે ઉચ્ચારતાં નથી, પરંતુ તેમના અંતરમાં સંતાઈ રહેલા ભાવોને આ લગ્નગીતો દ્વારા વાચા મળે છે. અહીં રજૂ થતાં બિહારનાં ગીતો સાથે આપણાં ય કેટલાંક ગીતો સરખાવવા જેવાં છે. અધ્યાપક ચંદ્રકાંત મહેતા બંગાળીમાંથી સારા અનુવાદો કરે છે અને વિવેચક પણ છે.

હિંદભરમાં લગ્નની મુખ્ય વિધિઓ સર્વસાધારણ જ હોય છે એથી અને વિશેષ કરીને તો, આપણા બધા ય પ્રાંતનાં લોકગીતોમાં પ્રસંગ કરતાં, એ પ્રસંગે ઊપજતી લાગણીઓ ને ભાવોદ્રેકોને જ મહત્ત્વ અપાયું હોય છે. અને ગમે તે પ્રાંતનો પિતા હોય કે માતા હોય પણ પુત્રીને સાસરે વળાવતી વખતની એની લાગણી, પુત્રી ઉંમરલાયક થતાં એને પરણાવવાની ચિંતા, સાસરામાં પુત્રીને સાસરિયાંનો ત્રાસ—એ બધું ગીતની વસ્તુમાં સામાન્ય હોય છે અને તેથી જ ગુજરાતવાસીને બિહારનાં લગ્નગીતો કે વિરહગીતો પરાયાં નથી લાગતાં; કારણકે મોઢાની ભાષા ભલે જુદી હોય, પણ હૃદયની ભાષા તો બધે એક જ હોય છે.

બિહારમાં વિવાહનો આરંભ ત્યાંની ભાષામાં જેને 'છેંકા' કહે છે તેનાથી થાય છે. 'છેંકા' એ આશીર્વાદવિધિ છે. 'છેંકા' પછી તિલકનો વિધિ થાય છે. તિલકમાં કન્યાનો પિતા વરના પિતાને ત્યાં રૂપિયા, કપડાં, ઘરેણાં, વાસણો વગેરે આપી આવે છે. ત્યારબાદ લગ્નબંધનનો વિધિ થાય છે; તેમાં વરનો પિતા કન્યાને ત્યાં આવીને વિધિસર કન્યાનું માગું સ્વીકારે છે. લગ્નબંધનના વિધિથી લગ્નની ધમાલ શરૂ થાય છે. તેમાં રોજ સુગંધી તેલ અને પીઠી ચોળીને સ્નાન, વડની પૂજા, ઉપવાસ, મંડપ બાંધવાની શરૂઆત, ઘડાને હળદરથી રંગવો, માટીનો હાથી બનાવવો, કેળવાંસનાં ઝાડ રોપવાં વગેરે ક્રિયાઓ લગ્ન પૂરું થાય ત્યાંસુધી ચાલુ રહે છે.

વિવાહની વિધિમાં વર પાલખીમાં કે મોટરમાં વરઘોડો કાઢીને પરણવા જાય છે. ત્યારબાદ વરના આસનનો કન્યાના વસ્ત્ર સાથે સ્પર્શ કરાવવા કન્યાને સાસરે લઈ

---

માટે, ઉચ્ચનીચભાવ રાખી રહેલી આસુરીવૃત્તિ આપણે બની શકે એટલી વહેલાંમાં વહેલી તકે દૂર કરવી જ રહી. જો કે વ્યક્તિગત રૂપમાંની આ આસુરીવૃત્તિ દૂર થવી એકદમ શક્ય નથી, છતાં પણ સામાજિક રીતે રહેલ આ વૃત્તિને સમાજના દરેક વર્ગમાં મનુષ્યે સમભાવની દૈવીવૃત્તિને જગાડી એ ભાવનાને પોષવી અને કેળવવી જોઈએ. જયાંસુધી આપણે સામૂહિક રીતે એમ ન કરી શકીએ ત્યાંસુધી ઉચ્ચનીચભાવ રાખી આવી ભાવના રાખનાર દુનિયાના બીજા કોઈ પણ દેશને દોષ આપવાનો કે ઉપદેશ આપવાનો અધિકાર આપણને નથી; માટે આપણી પ્રત્યેક પ્રવૃત્તિમાં ને વ્યવહારમાં પણ બની શકે એટલો પ્રયત્ન આ આસુરી ભાવનાને દૂર કરવા આપણે કરવો જ રહ્યો.

★

પછી કન્યાએ 'જ્યારે પોતાનો ઘુંઘટ જરા ખસેડીને વરનું મોઢું જોયું તો તો વર કંચન જેવો. એ કંઈ ઘરડો નહોતો. એણે વરને શોધનારને મનમાં ને મનમાં ધન્યવાદ આપ્યા:

**આંચલ ખાડત દેખે દુલહિન સોનર વરકે.**

તે પછી પિતાનો ચરણસ્પર્શ કરીને પિતાને કહે છે:

**લહસે ચરણુ છુંયે જનક હે,**
**બ્રાહ્મણે દેઇ રતનભાર.**

જે બ્રાહ્મણે આ વરને શોધી આપ્યો તેને રત્નોનું દાન આપજો.

વર સુસજ્જિત ન હોય, પણ કૂબડો કે ઘરડો નથી, એ જાણીને કન્યાને કેટલો આનંદ થયો હશે! અહીં બહારથી પ્રથમ દર્શને અસુંદર લાગતી વસ્તુના અંતરમાં સૌંદર્ય રહેલું છે, પણ એનું દર્શન ધીરજ હોય તો જ થાય એ વક્તવ્ય છે.

પછી આવે છે કન્યાવિદાયનાં કરુણગીતો. કન્યાની વિદાયની પળના ચિત્રાત્મક કે હૃદય-દ્રાવક વર્ણનથી ગીતની શરૂઆત થાય છે:

**શીરિ રે કમલ દાહ, ઊડિયે ગેલો રે ચાંદ**
**સમધી વિદાય માગે પહલિયે સાંઝ.**
**સાંલકર અંગન રે બહુત પરિવાર,**
**જામાઈ અંગને રહે ઠાઢ,**
**જલ ઢસે ધિયા સાંપર.**

દિવસ પૂરો થતાંની સાથે કમળ સુકાયું. આકાશમાં ચાંદો ઊગ્યો, વેવાઈઓ સાંજ પહેલાં જ વહુને લઈ જવા માટે ઉત્સુક બન્યા છે. વિદાય આપવા ભેગાં થયેલાં સગાંસંબંધીઓથી નાનું આંગણું ભરાઈ ગયું છે, કન્યાને જમાઈને સોંપવાનો અવસર આવી પહોંચ્યો.

પછી—

**દાન દહેજ બાબા, બહુત દેલો રે,**
**ધિયા સાંપરિયા, સભે ભૂલાયે.**

જમાઈને ખૂબ પૈસાટકા આપ્યા ને કન્યાને સોંપી. પછી કન્યા પાલખીમાં બેસીને ચાલી. સાથેસાથે ઘરની ગાય આવવા લાગી. એટલે કન્યાએ પિતાને બોલાવીને કહ્યું: 'બાપાજી! આ મારી ગાયને બોલાવીને એને ખૂંટે બાંધો, નહીં તો એ મારો કેડો નહીં છોડે!' અહીં શાકુંતલમાં શકુંતલાની પાછળ-પાછળ જતી હરિણીનું દૃશ્ય આપણાં મનઃ-ચક્ષુ સમીપ ખડું થાય છે. પ્રસંગ સરખો જ છે. પછી પાલખી આગળ ચાલી.

**એક કોસ જાય બેટી દુયે કોસ જાય,**
**ડાંડીયા ઉધારિ ચિતાઈ નૈહરે પરિવાર.**
**સાહુરે ભાઇયા ઘર ઘૂરિ હે,**
**રોયત હય ઘર બેસી માય.**
**તોહાર લિખલો ભાઇઆ બાબાકે હે રાજ,**
**હમર લિખલો એ હે પરદેશ.**

પાલખી ચાલી એક કોશ, બે કોશ, પણ વળાવવા ગએલાં પિયરિયાંનો પાછાં વળવાનો જીવ ન ચાલે. ભાઈ પડદો ઉઘાડે ને વારંવાર પાલખીમાં બહેનને જોયા કરે. એટલે કન્યા બોલી: 'હવે ભાઈ ઘેર જાઓ, ઘેર બેઠીબેઠી મા રડે છે. ભાઈ! તમારા નસીબમાં બાપાના રાજ્યમાં રહેવાનું લખ્યું છે, પણ નસીબમાં હું પરદેશ લખાવી લાવી છું.'

છોકરીના નસીબમાં તો પરદેશ જ હોય ને?

એક બાજુ આમ કન્યાનું ચિત્ર છે, તો બીજી બાજુ કન્યાની રડતી માનું ચિત્ર છે. મા પૂછે છે:

**કાહા તોહે છાડલો હે સિયારા આમાર.**

ઓ મારી બેટી! તને કોને ત્યાં લઈ ગયા?

એટલે દીકરીને વળાવવા આવેલા આડોશી-પાડોશી આશ્વાસન આપે છે:

**જેહ કર બાંધલિ બાછોયા સેહ લેલે જાય,**
**ભાંડાસા બેઠલ રોયે રુકમણિ માય,**
**કાહુ ન સુણીયે બેટી તોહે નૂપુરઝંકાર.**

પાડોશણ કહે છે: 'જેની જોડે જવાનું એ નસીબમાં લખાવી લાવેલી તેની જોડે એ ગઈ.' પણ એવા શબ્દોથી માતૃહૃદયને શાંતિ થાય ખરી! એ તો રડ્યા જ કરે છે ને દીકરીને પોકારીને પૂછે છે: 'બેટા! તારા નૂપુરનો ઝંકાર કેમ સંભળાતો નથી? તું ક્યાં ગઈ?'

★

# ઉપનિષદની વાતો

શ્રી રતિલાલ સાં. નાયક

આત્મા, પરમાત્મા, જગત, સત્ય, ધર્મ—તત્ત્વજ્ઞાનનો એકે ય વિષય ઉપનિષદકારે વણસ્પર્શ્યો રાખ્યો નથી આ ગૂઢ પ્રશ્નો કેટલા ઊંડાણથી, કેટલી વિગતથી ને ભારે તાત્ત્વિકતાથી ચર્ચવામા આવ્યા છે, છતા ક્યા ય શુષ્કતા પ્રવેશતી નથી, ક્યા ય આપણને કંટાળો ઉપજતો નથી, એનુ કારણ ઉપનિષદમાની શૈલી છે સંવાદમા વાર્તાતત્ત્વ જાળવીને એણે આ વાત મૂકી છે ઉપનિષદની વાર્તાઓ સનાતન તત્ત્વોથી રસેલી, અર્થભરપૂર અને જીવનસ્પર્શી બની રહે છે તેમાની થોડીક અહી અપાઈ છે

**સૌમાં શ્રેષ્ઠ કોણ?**

જીભ, આખ, કાન, મન અને પ્રાણ વચ્ચે એક વખત ચડસાચડસી થઈ કે સૌમા શ્રેષ્ઠ કોણ?

એક કહે હુ શ્રેષ્ઠ ને બીજુ કહે હુ શ્રેષ્ઠ વાતવાતમા ઝઘડો વધી ગયા કાન કહેવા જાય કે હુ શ્રેષ્ઠ, તો જીભ આગળ આવીને બોલી ઊઠે ' જો ખોટી રીતે શ્રેષ્ઠ થવા જઈશ તો કાનમા આગળી જ દબાવી દઈશ ' એટલે આખો ડોળા કાઢીને બગડી ઊઠે ' ખબરદાર જીભ, જો ખોટી શ્રેષ્ઠ થવા જઈશ ને, તો જબાન જ ખેંચી લઈશ ' આમ નિવેડો કઈ ન આવ્યો, એટલે પ્રાણે કહ્યુ ' આ બધો ઝઘડો રહેવા દઈ ચાલો આપણે પિતા પ્રજાપતિ પાસે જઈએ અને એમની પાસેથી જ ચુકાદો મેળવીએ '

સૌને એ સલાહ ગમી ગઈ સૌ પ્રજાપતિ પાસે આવ્યા અને એમનો અભિપ્રાય માગ્યો

એમણે મનમા વિચાર કર્યો, કે ' જો હુ કોણ શ્રેષ્ઠ છે એ એકદમ કહી દઈશ તો એની શ્રેષ્ઠતા આ લોકોને બરાબર નહી સમજાય, માટે એવી યુક્તિ બતાવવા દે કે જેથી કોણ શ્રેષ્ઠ છે એ આપોઆપ જ સાબિત થઈ જાય '

તેમણે કહ્યુ ' તમારામાથી જેના ચાલ્યા જવાથી શરીર તેજવગરનુ થઈ જાય અને બધુ કાર્ય અટકી જાય એને જ સર્વશ્રેષ્ઠ માની લેજો '

આ યુક્તિ સૌને ગમી ગઈ દરેકના મનમા એમ હતુ કે મારા વિના શરીરનુ કામ જરા ય નહી ચાલે

હોશિયારી બતાવવા જીભ જ પહેલા આગળ આવી આપણે ય લડાઈ લડીએ છીએ ત્યારે જીભ જ પહેલા કડવા વેણથી શરૂઆત કરે છે ને? આ જમાનામા વીરતાનુ કામ જ જીભનુ, એટલે પ્રથમ શરૂઆત કરીને જીભ શરીરમાથી એક વર્ષ માટે છૂટી પડી ગઈ બહાર બીજી બાજુએ વાગ્યુદ્ધ કરીકરીને કેટલા ય સમસુપત્ર લઈ મોટા ઘમંડથી તે એક વર્ષ બાદ પાછી ફરી એના મનમા તો એમ કે બધી ઇંદ્રિયો મારા વિના સૂની પડી હશે ને ચાતકની પેઠે મારી વાટ જોયા કરતી હશે જઈશ એ જ ઘડીએ હર્ષથી મારો જયજયકાર કરશે. આમ મનમા ફુલાતી જીભ પાછી તો ફરી પણ એણે કલ્પ્યુ હતુ એમાનુ કઈ ન બન્યું, ઊલટુ એણે જોયુ, કે એની ગેરહાજરીમા પણ બધી ઇંદ્રિયોનુ કામ સરસ રીતે ચાલતુ હતુ એનુ અભિમાન ક્યા ય ઓગળી ગયુ એણે ઇંદ્રિયોને પૂછ્યુ ' મારા વિના તમારુ કામ કેવી રીતે ચાલી શક્યુ?'

ઇંદ્રિયોએ જવાબ આપ્યો ' એક બોબડાનુ કામ જેમ ચાલ્યા જ કરે છે એમ તારા-

વિના પણ અમારું કોઈ વિશેષ કામ રોકાયું નથી.'

જીભની તો જીભ જ સિવાઈ ગઈ. મૂગી થઈને પોતાની હાર સ્વીકારીને એ તો દૂર જઈને બેસી ગઈ.

હવે આંખોને વિચાર થયો, કે 'જીભ તો જડ છે; અમે એોછી જ કંઈ એવી છીએ. અમારા વગર આંધળું શરીર કરી જ શું શકે?' અને એમ વિચારી એ પણ એક વર્ષ માટે શરીરથી અલગ થઈ ગઈ અને દુનિયામાં સુંદર સુંદર દેખાવો જોવામાં લાગી ગઈ. વર્ષ પૂરું થતાં જ એ પાછી ફરી અને આંખ આગળ પોતાના વિજયનાં સ્વપ્ન જોતીજોતી આંખો. મલકાતી બધી ઇંદ્રિયોને પૂછવા લાગી: 'કેમ, અમારા વિના બધું સૂનું પડી ગયું ને?'

તરત ઇંદ્રિયો બોલી ઊઠી: 'જરા યે નહીં'. એક આંધળાનું કોઈ કામ નથી અટકી પડતું એમ અમારું પણ કોઈ કામ નથી અટક્યું.'

સાંભળતાં જ આંખોની આંખો આશ્ચર્યથી પહોળી થઈ ગઈ. એનાં સ્વપ્ન કયાંય ઊડી ગયાં. પડી ગયેલ મોંએ એ બાજુએ બેસી ગઈ.

હવે કાનનો વારો આવ્યો. એ પણ શરીર છોડીને એક વર્ષ માટે બહાર નીકળી પડ્યા. દુનિયાની મધુરમધુર વાતો સાંભળવા લાગી ગયા. એક વર્ષમાં એમને કેટલા ય બહેરા માણસો ભેટી ગયા. એ બધા કાનની શક્તિ વગર પોતાનો બધો જ વ્યવહાર ચલાવતા હતા. એટલે એમને લાગ્યું, કે કદાચ શરીર પણ અમારા વિના આ બહેરાઓના પેઠે પોતાનું કામ તો કરતું જ હશે. છતાં એ જોવા તેઓ વર્ષ કરતાં વહેલા આવ્યા અને જોયું કે એમના જવાથી શરીરને કશી જ રૂકાવટ નથી થઈ એટલે ચૂપચૂપ બાજુએ બેસી ગયા.

જીભની જીભ સિવાઈ ગઈ, આંખોની આંખો પહોળી થઈ ગઈ, કાનના કાન ખૂલી ગયા તો ય મનને હજુ પોતાની હોશિયારી બતાવવી હતી; એટલે એ પણ એક વર્ષ માટે શરીર છોડીને પૃથ્વી ઉપર પવનવેગે ઊડીને ચકરાવા લેવા લાગ્યું. જો કે આ ચકરાવાઓ લેતી વખતે અનેક નવાં જન્મેલાં બાળકો એને જોવા મળ્યાં. એ બધાં બાળકો મનને ઓળખતાં ય નહોતાં અને તો ય એમનો વ્યવહાર સરસ રીતે ચાલતો હતો. મનના મને સમજી લીધું, કે આ બાળકો પોતાના વ્યવહારમાં સારાનરસા, કાળાગોરા કે ઉચ્ચનીચ કોઈનો ભેદ નથી રાખતાં. મનને તો અભિમાન હતું કે એ શક્તિ જ એની વિશેષતા હતી અને છતાં ય એ લક્ષણ બાળકોમાં કયાં ય દેખાતાં પણ નહીં ને કામકાજ બધું ચાલ્યા કરતું. રાતદિવસ તેઓ વધતાં પણ ખરાં અને માબાપને સ્વર્ગીય સુખનો લહાવો લેવડાવતાં પણ ખરાં. મને એના મનમાં આ વસ્તુનો ખૂબ વિચાર કર્યો અને આખરે પાકેલું ફળ ડાળી ઉપરથી પડી જાય એમ એમનું અભિમાન છૂટી પડ્યું. ચૂપચાપ પાછા ફરી મને પોતાની હાર કબૂલી લીધી.

હવે પ્રાણનો વારો આવ્યો. એને હરીફાઈ કરવાની ખાસ ઇચ્છા જ નહોતી, છતાં દરેકે જ્યારે પોતપોતાની શક્તિ બતાવી હતી તો એણે પણ પોતાની શક્તિ બતાવવી એ એનો ધર્મ હતો. જો કે એનું મન તો કોઈ વેળા વિશ્વાસ ગુમાવી પણ બેસતું કે ન હું શરીરની ભાષા છું, ન હું શરીરની સાંભળવાની શક્તિ છું, ન હું શરીરની જોવાની શક્તિ છું, કે ન તો હું મન છું, એટલે મારા વગર જીભ, કાન, આંખ કે મન સાથેના શરીરનું કાર્ય ન પણ રોકાય; નાહક વર્ષ ભટકવાનું ને આખરે પરાજય જ જોવાનો. છતાં વારો હતો એટલે એ શરીરમાંથી નીકળી પડયો.

આ બાજુ પ્રાણ જતાં જ બાકીની ઇંદ્રિયો–

ને જાણે વીજળીનો આચકો લાગ્યો જાણે ઇંદ્રિયોના પ્રાણ ગૂંગળાઈ ગયા જીભ મૂગી બની ગઈ આંખો સફેદ થઈ ગઈ કાન બહેરા પડી ગયા મન બેમન થઈ ગયુ આમ આ ઇંદ્રિયોની બધી શક્તિ ચાલી ગઈ શરીરનુ તેજ ચાલ્યુ ગયુ શરીરનું કામ અટકી પડ્યુ ઇંદ્રિયોના મગજ હવે સમજ્યા જીભ હવે સમજી કે એનામા બોલવાની જે શક્તિ હતી તે પ્રાણની જ શક્તિ હતી કાન હવે સમજ્યા કે એમનામા રહેલી સાભળવાની શક્તિ તે પ્રાણની જ શક્તિ હતી આંખો હવે સમજી કે એમનામા રહેલી જોવાની શક્તિ તે પ્રાણની જ શક્તિ હતી મન પણ સમજી ગયુ કે એનામા પ્રાણની જ શક્તિ હતી

પ્રાણ તો ક્યારે વર્ષ પૂરુ થાય ને ક્યારે આવે? એના વિના એમની દશા શી થાય? ઇંદ્રિયો તો બેચેન બનીને ઊપડી પ્રજાપતિ પાસે, અને કહ્યુ 'પિતાજી! પ્રાણ જ અમ૨-મા શ્રેષ્ઠ છે એ અમે સ્વીકારીએ છીએ પ્રાણની શક્તિ અમે ઓળખી છે અમારો અહંકાર ક્યાય ઓગળી ગયો છે, માટે પ્રાણને જલદી-થી પાછો બોલાવો, એના વિના અમે નહી જીવી શકીએ'

ખરેખર, પ્રાણ શ્રેષ્ઠ હતો; કારણકે એ નમ્ર હતો એને એની શક્તિનો અહંકાર નહોતો નમ્રતા હમેશા શ્રેષ્ઠ જ છે પોતાની જાતને ગૌણ ગણનાર જ સાચી મોટાઈ મેળવી શકે છે

પ્રજાપતિએ આજ્ઞા કરી અને પ્રાણ પાછો આવ્યો જીભની વાણી ખૂલી આંખોને કીકીએ પાછી મળી કાનની બહેરાશ ટળી અને મન પાછુ પ્રફુલ્લ બન્યુ પ્રાણના નમ્ર હૈયાએ તો આવા વિજયની કલ્પના સુદ્ધા નહોતી કરી અને વિજય મળ્યા પછી ય એ ફુલાઈ ન ગયો એણે તો એમા ઇંદ્રિયોની સજ્જનતા જ જોઈ એણે કહ્યુ પણ ખરુ, 'તમારી સૌની ભલી લાગણીને લઈને જ મને મોટાઈ આપી રહ્યા છો તમે બધા છો અને મોટાઈ આપો છો તેથી જ હુ મોટો બન્યો છુ'

શરીરનુ તેજ પણ આવી ગયુ અને એનુ કામકાજ પણ ચાલુ થઈ ગયુ

પ્રાણ—એટલે કે શક્તિ—ઉપર જ બધા કાર્યોનો આધાર છે શક્તિનો જ વિજય છે. એટલે શક્તિને પ્રસન્ન કરી પ્રાપ્ત કરી લેવી જોઈએ અને અભિમાનથી અક્કડ ન થતા નમ્રતાથી એને નિભાવતા શીખવુ જોઈએ જ્યા શક્તિ છે ને જ્યા નમ્રતા છે ત્યા સુખ, શાતિ ને કલ્યાણ છે

**વિદ્યા શાથી મળે?**

ભૃગુ વરુણના પુત્ર હતા

ભૃગુને બ્રહ્મ એટલે શું એ જાણવાનુ મન થયુ એટલે તે પોતાના પિતાની પાસે આવ્યા અને પૂછ્યુ 'પિતાજી! બ્રહ્મ એ શુ છે?'

પુત્રને આટલી નાની વયમા બ્રહ્મ વિષે જાણવાનુ મન થયું છે એ જોઈ પિતા ખૂબ ખુશ થયા, પણ એમણે વિચાર કર્યો જો હુ જ એને બ્રહ્મ એટલે શુ એ કહી દઈશ તો એની સમજમા બરાબર નહી ઊતરે માટે એ એની મેળે જ બ્રહ્મને ઓળખી લે એવો રસ્તો જ એને બતાવુ અને એ માટે બ્રહ્મનુ એક લક્ષણ એને આપી દઉ કે જેથી અખતરા કરીને એની મેળે જ એ બ્રહ્મનો પૂરો પરિચય મેળવે.

પિતાએ કહ્યુ 'વત્સ! હું તને બ્રહ્મનુ લક્ષણ બતાવુ છું એના ઉપરથી તુ બ્રહ્મને ખોળી કાઢજે આ આખુ જગત જેનાથી ઉત્પન્ન થયુ છે અને ઉત્પન્ન થઈને જેના આધારે ટકી રહ્યુ છે અને અતમા જેનામા ભળી જાય છે એ મૂળ તત્ત્વ તે બ્રહ્મ, માટે એનો તુ વિચાર કર, મનન કર, શોધ કર અને પછી એને સમજી લે'

ભૃગુ પિતાનો આજ્ઞાધારક પુત્ર હતો. પિતાના વચનોમા એને શ્રદ્ધા હતી, એટલે એમ

અને સેવાથી બ્રહ્મનું જ્ઞાન મેળવવા એ તત્પર થયો. જગતનું એણે અવલોકન કરવા માંડ્યું. જાણે એ સંબંધી ઊંડા વિચારો અને ખૂબ મનન એ કરવા લાગ્યો. એક જાતનું, માનો કે એણે તપ જ કર્યા કર્યું.

આ કઠણ પરિશ્રમના પરિણામે અને ઊંડા મનનને હિસાબે એણે જોયું તો આખું જગત અન્નના આધારે ટકી રહ્યું હોય એમ એને જણાયું; કેમકે પ્રાણીમાત્રનું શરીર અન્નથી જ બન્યું હોય એમ એને જણાયું. વળી એ શરીર અન્નથી જ મોટું થતું હોય અને આખરે પણ પંચમહાભૂતોરૂપી અન્નમાં જ એ ભળી જતું હોય એમ એણે અનુભવ્યું.

એ સ્વાભાવિક જ હતું કે પ્રથમ તો જડ શરીર જ નજરમાં આવે અને શરીર અન્ન ઉપર આધાર રાખે એ તો દેખીતું છે જ. જગતમાં સર્વત્ર એ જ જોવા મળે છે કે આ શરીરને ટકાવી રાખવા માટે એક પ્રાણી બીજા પ્રાણીને ખાઈને જ જીવ્યા કરે છે. સાપ દેડકાને ખાશે ને દેડકો માખીને ખાવાનો પ્રયત્ન કરશે.

એટલે અન્ન એ જ બ્રહ્મ છે એમ ભૃગુને લાગ્યું; તોપણ પિતાજી પાસે જઈ પોતાનું જ્ઞાન સાચું છે કે નહીં એ તપાસવું તો જોઈએ જ એવા વિચારથી તે વરુણી પાસે ગયો અને કહ્યું: 'પિતાજી! અભ્યાસ-પૂર્વક વિચાર કરતાંકરતાં મારી સમજમાં તો એમ આવ્યું કે અન્ન જ બ્રહ્મ છે. મને બતાવો કે મારી સમજ ઠીક છે કે નહીં?'

વરુણીએ જવાબ આપ્યો: 'તપસ્યાથી બ્રહ્મ મેળવ. તપ જ બ્રહ્મ છે.'

એમણે એમ ન કહ્યું કે તારી સમજ બરાબર છે, ન એમ કહ્યું કે એ ખોટી છે. એમણે કેવળ એટલું જ કહ્યું, કે હજુ વધારે અભ્યાસ કર; તપ જ બ્રહ્મ છે.

જ્ઞાન મેળવવું, વિદ્યા મેળવવી એ એક જાતનું કઠણ તપ જ છે અને વધુ કંઈ પણ પૂછપરછ ન કરતાં પોતાનામાં અપૂર્ણતા હશે એમ માની લઈને ભૃગુ ફરી પાછો બ્રહ્મની શોધમાં લાગી ગયો. એણે વિચાર કર્યો: 'અન્ન સિવાય કોઈને ચાલતું નથી એ ખરું, પણ અન્ન કરતાં ય કોઈ મોટું હોવું જોઈએ. કદાચ પ્રાણ જ અન્ન કરતાં મોટો હશે.' અને પ્રાણ વિષે પાછો એ વધુ અવલોકન અને મનનમાં પડ્યો. એણે જોયું, કે અન્ન તો જીવતા પ્રાણીને જ જિવાડી શકે છે, મરેલાને એ જિવાડી શકે તેમ નથી. જગતની સૌ કોઈ ચીજના અસ્તિત્વ માટે પ્રાણ જ જરૂરી છે. પિતાએ બ્રહ્મની ઓળખનું જે લક્ષણ બતાવેલું તે પ્રાણને બિલકુલ બંધબેસતું જણાયું. એણે માની લીધું કે પ્રાણ જ બ્રહ્મ છે.

કેટલાક સમય સુધી બરાબર નિર્ણય કરીને એ ફરી પાછો પિતા પાસે ગયો ને બોલ્યો: 'પિતાજી! મેં તપસ્યાથી ફરી બરાબર વિચાર કર્યો છે અને મને લાગ્યું છે કે પ્રાણ બ્રહ્મ છે તો એ બરાબર છે કે કેમ?'

વરુણીએ જવાબ આપ્યો: 'તપસ્યાથી બ્રહ્મને સમજવાનો પ્રયત્ન કર; કેમકે તપ જ બ્રહ્મ છે.'

આ વખતે પણ વરુણીએ એ તો ન જ કહ્યું કે એની સમજ સાચી હતી કે ખોટી. ભૃગુએ તો મનથી જ માની લીધું, કે હજુ મારી તારવણી અધૂરી છે, માટે જ પિતાજી વધારે અભ્યાસ કરવા કહી રહ્યા છે.

ફરી પાછો ભૃગુ વિચારોના ચક્રાવે ચડ્યો. ખૂબ વિચાર કરતાં એને લાગ્યું, કે મનુષ્યનું અસ્તિત્વ પ્રાણ ઉપર આધાર રાખે છે તોપણ એનું બધું કાર્ય તો મનના આધારે જ રહેલું છે. હાલીચાલી શકનાર પ્રાણીઓમાં જો મન જ ન હોય તો એ જીવતાં છતાં માટીના લોંદા સમાન જ છે. મનુષ્યનું મન

એક ખૂબ સૂક્ષ્મ શક્તિ છે. મનથી જ આખા જગતની ઉત્પત્તિ થાય છે એ એટલુ સૂક્ષ્મ છે કે એની ગતિ સર્વત્ર છે અને જો એ સમજાય કે મન પ્રાણીઓને જ હોય છે તો એ પણ ખોટુ છે પ્રાણીઓની પેઠે વનસ્પતિ વગેરે સ્થાવર પદાર્થોને પણ મન હોય છે એટલા માટે પ્રાણથી પણ મન શ્રેષ્ઠ છે એનાથી જગત ઉત્પન્ન પણ થાય છે અને એનામા લય પણ પામે છે શરૂઆતમાં આત્મા એકલો હતો, પરંતુ એકલતા એને ન ફાવી એની ઇચ્છા થઈ, કે હુ એકમાથી અનેક થતુ અને પોતાની મનશક્તિથી એણે આખા જગતની ઉત્પત્તિ કરી

આથી ભૃગુએ વિચાર્યું કે મન જ બ્રહ્મ છે તે પિતાની પાસે ગયે અને જણાવ્યુ “પિતાજી ! હવે સમજાયુ કે મન જ બ્રહ્મ છે કેમ ખરાબર ને ?”

પિતાએ પહેલાની પેઠે જ કહ્યુ ‘વત્સ! તપસ્યાથી બ્રહ્મ મેળવ તપ જ બ્રહ્મ છે’

ભૃગુ ધીરજ ન ગુમાવતા ફરી પાછો વિચારે ચઢ્યો મનના ગતિ વાયુના જેવી છે વાયુ જેમ કોઈનો તાબેદાર નથી તેમ મન પણ કોઈનુ તાબેદાર નથી, એટલે મનની આ સ્થિતિ બરાબર નથી મનને પણ પોતાને ઠેકાણે લાવનાર એક શક્તિ છે અને તે બુદ્ધિ છે • મન ઉપર બુદ્ધિનો અકુશ ઘણીવાર અનુભવાય છે, માટે મન કરતા બુદ્ધિ શ્રેષ્ઠ છે બુદ્ધિ મન કરતા સૂક્ષ્મ પણ વધારે છે અને બ્રહ્મનુ લક્ષણ બુદ્ધિને મળતુ આવે છે માટે બુદ્ધિ જ બ્રહ્મ હોવી જોઈએ

ભૃગુએ બરાબર નિર્ણય કરીને પિતાને કહ્યુ ‘પિતાજી! અભ્યાસને અતે મને સમજાયુ, કે બુદ્ધિ જ બ્રહ્મ છે તો શુ એ બરાબર છે ?’

પણ પિતાએ તો આટલુજ કહ્યુ ‘વત્સ! તપસ્યાથી બ્રહ્મ મેળવ તપ જ બ્રહ્મ છે’

બીજુ કોઈ હોત તો કટાળીને બ્રહ્મની શોધ જ મૂકી દેત, પણ ભૃગુ એવો ન હતો. નાસીપાસ થઈને પણ ફરીફરી પ્રયત્ન કરવામા એ આનદ માણતો હતો એટલે ફરી પાછો એ વિચારે ચઢ્યો અન્નની જરૂરિયાત, પ્રાણનુ અસ્તિત્વ, મનનુ કાર્ય અને બુદ્ધિનુ જ્ઞાન છે કોના માટે ? વિચાર કરતા જવાબ મળ્યો આનદને માટે આનદ એ જ પ્રાણીમાત્રનુ ધ્યેય છે, એટલુ જ નહી એમનુ મૂળ સ્વરૂપ પણ એ આનદમાથી જ ઉપજેલુ છે દરેકને ‘હુ છુ અને રહુ’ એ ભાવનાથી નિર્મળ આનદ મળે જ છે દુખ દૂર કરનારી શક્તિ પણ એ જ આનદને મળે છે દુખ છતા ય કોઈ ‘હુ ન રહુ’ એવો વિચાર તો લાવતુ જ નથી કોઈ આતરિક શુદ્ધ આનદ એને જીવવા પ્રેરી રહ્યો છે એ આતરિક આનદ જ સ્થિર એટલે કે કાયમી છે અને માટે જ એ બ્રહ્મ છે આત્મા શુદ્ધ આનદ એટલે કે પ્રેમસ્વરૂપ છે એ આત્માનુ જેમ વધારે જ્ઞાન થતુ જાય છે તેમ હૃદય પણ વધારે પ્રેમમય ને વધારે આનદમય બનતુ જાય છે એ પ્રેમ અથવા આનદ જ બીજા પ્રાણીઓ સાથેની આપણી એકતા અનુભવાવે છે અને અતે એક એવો દિવસ જીવનમાં આવે છે કે વિશ્વમય બની જગતને ચદ્રની પેઠે પ્રેમામૃત પિવરાવાય છે સ્વાર્થ જતો રહે છે અને બધામા પોતાની જાત દેખાતા શુદ્ધ આનદ લઈ શકાય છે જેમ પાણીમા પાણી ભળી એકરૂપ થાય તેમ બહારને અને અદરનો આનદ ત્યારે એકરૂપ બને છે ભોજવિલાસ, મનના વિચારો કે બુદ્ધિની કલ્પનાઓમા જ કેવળ આનદ રહે તો ત્યાસુધી આત્મા અને જગતને વિરોધ જ રહે, અને વિરોધ હોય ત્યા ઘર્ષણ આવે જ, અને ઘર્ષણથી અશાતિ પણ જન્મે છતા એ બધાથી આગળ વધી જગત સાથે એક-

રૂપ બનીએ ત્યારે તો આનંદમય-બ્રહ્મમય, જ થવાય. આત્માનું શુદ્ધ આનંદમય સ્વરૂપ સમજાતાં મનુષ્યને જે આનંદ મળે છે એનું જ નામ શુદ્ધ આનંદબ્રહ્મ. એકવાર એ મળી જાય પછી બુદ્ધિ ભોગવિલાસની સામે ય ન જુએ. એ તો આ બ્રહ્મના આનંદમાં જ લીન બને. એ બુદ્ધિનું નામ જ આત્મનિષ્ઠ બુદ્ધિ.

ભૃગુની બુદ્ધિ દીર્ઘ તપ અને અભ્યાસપૂર્વકના ચિંતનને લઈ આત્મનિષ્ઠ બની ગઈ અને તેને બ્રહ્મ ઓળખાઈ ગયો.

રસ્તે જતાં ઠેકાણું આવી જાય ને માર્ગ પૂરો થઈ જાય એમ ભૃગુની શોધ પણ પૂરી થઈ ગઈ. પિતાએ હવે સંમતિ આપી દીધી કે એણે જે મેળવ્યું હતું તે બરાબર હતું.

ભૃગુ બ્રહ્મને સમજી પણ ગયો અને બ્રહ્મમય બની પણ ગયો.

શ્રમ, શ્રદ્ધા, તપ અને ધીરજથી શું સાધ્ય ન બને?

×

**જનસેવા એ જ પ્રભુસેવા**

જાનશ્રુતિ નામે એક મોટો દાનવીર હતો. ઠેરઠેર એણે ધર્મશાળાઓ અને સદાવ્રતો ખોલાવેલાં.

એક વખત રાતના બે હંસ તેના છાપરા ઉપર થઈને જતા હતા, ત્યારે મોભારે બેસીને વાતો કરવા લાગ્યા.

જાનશ્રુતિ જાગતો હતો. તેને તેમની વાતોમાં રસ પડ્યો. એક હંસે બીજા હંસને કહ્યું: 'તું જાણે છે કે આપણે કોના ઘરના મોભારે બેઠા છીએ? પેલા ગાડા કને રૈક્વ મળ્યો હતો ને તેના જ જેવો આ પણ એક કીર્તિવાન પુરુષ છે. આની કીર્તિ આકાશ કરતાંય અપાર છે.'

'રૈક્વમાં એવું શું હતું?' બીજા હંસે પૂછ્યું.

'રૈક્વ જેવો બુદ્ધિશાળી જગતમાં કોઈ નથી. એના જેવો જ્ઞાની તો ભાગ્યે જ કોઈ હશે. એના જેવાં સદ્કાર્યો એક આ જાનશ્રુતિએ જ કર્યાં છે.' પહેલા હંસે જવાબ આપ્યો.

પછી થોડીવાર રહીને બંને હંસ તો ઊડી ગયા, પણ જાનશ્રુતિને સારી રાત ઊંઘ આવી નહીં. એના મનમાં થયું, કે ક્યારે સવાર પડે ને હું એ રૈક્વને શોધી કાઢું ને એની પાસે જઈ વિદ્યા મેળવી હું પણ એના જેવો જ્ઞાની બનું કે જેથી આવાં પંખી પણ મારી કીર્તિ ગાય.

આખરે સવાર પડ્યું અને તરત જ એણે ઘરના નોકરને ગાડાવાળા રૈક્વની તપાસ માટે મોકલી આપ્યો.

બહુ શોધને અંતે રૈક્વ મળી આવ્યો. નોકરે ઘેર આવીને ભાળ આપી.

તરત જ જાનશ્રુતિ એની પાસે પહોંચી ગયો. વિદ્યા શીખવા કંઈ ખાલી હાથે જવાય? એટલે એણે સાથે છસો ગાયો, એક સુવર્ણહાર અને રથ એટલું લીધું.

પણ રૈક્વને આ ભેટ ઓછી લાગી એટલે એણે વિદ્યા ભણાવવાની ના પાડી.

હવે શું થાય? જાનશ્રુતિને તો કોઈ પણ હિસાબે એ વિદ્યા ભણવી હતી. એણે ઊંડો વિચાર કર્યો. વિદ્યા શીખવા એવી કઈ મોંઘી ચીજ એ આપે કે જેથી રૈક્વ પ્રસન્ન થાય. છેવટે એ ચીજ એને જડી ગઈ. પોતાને પ્રિયમાં પ્રિય એવી પુત્રી એણે રૈક્વને આપવાનો વિચાર કર્યો.

ફરી પાછી એક હજાર ગાયો, સુવર્ણહાર, રથ અને પોતાની પ્રિય પુત્રીને લઈ એણે રૈક્વને વિદ્યા શીખવવા વિનતિ કરી. વિશેષમાં રૈક્વ રહેતો હતો તે ગામ પણ તેને આપવા જણાવ્યું.

. પોતાની પ્રિયમાં પ્રિય ચીજ વિદ્યાની ખાતર સમર્પનાર જાનશ્રુતિ ઉપર રૈક્વ પ્રસન્ન થયા વિના રહી જ કેમ શકે ?

એણે તરત એને વિદ્યા શીખવી દીધી એણે કહ્યું 'અગ્નિ, સૂર્ય, ચન્દ્ર અને પાણી એ બધા વાયુના સ્વરૂપ છે અને જીભ, આંખ, કાન, મન એ બધા પ્રાણના સ્વરૂપ છે પ્રથમ ચાર જેમ વાયુમાં ભળી જાય છે એમ બાકીના ચાર પ્રાણમાં ભળી જાય છે દેવોમાં વાયુ મુખ્ય છે અને ઇંદ્રિયોમાં પ્રાણ મુખ્ય છે આને સવર્ગ વિદ્યા કહે છે વાયુ અને પ્રાણ એક જ છે શરીરમાં વસેલ આત્મારૂપી પ્રાણ અને જગતમાં પ્રચલિત વાયુરૂપી ઈશ્વર એક જ છે સૌને સરખા માની, એમને જ ઈશ્વર માની એમની જ સેવા કરવી જોઈએ '

અને પછી સાચી સેવા કોને કહેવાય, એ સબધી એણે એક ઉદાહરણ કહી બતાવ્યું તે આ પ્રમાણે હતુ

શૌનક અને અભિપ્રતારી નામે બે ઋષિઓ હતા તેઓ વાયુદેવના પૂજનાર હતા એક વખતે તેઓ જમવાના ભાણા ઉપર બેસવાની તૈયારીમાં હતા, એવામાં એક બ્રહ્મચારી એમના આશ્રમના બારણે આવી ઊભો રહ્યો અને ભોજનની ભિક્ષા માગી

' ઋષિઓએ કહ્યુ 'હવે તને અહીથી ભિક્ષા નહીં મળી શકે '

ઋષિએ તો પોતાના જેવા જ સૌને માનવા જોઈએ ને આગણે આવેલાને પાછો ન કાઢવો જોઈએ, એમ છતાં આ ઋષિઓએ આવો જવાબ આપ્યો એટલે બ્રહ્મચારીએ ત્યાથી નું ખસતા સામો પ્રશ્ન કર્યો 'તમે કયા દેવતાને પૂજો છો ?'

' વાયુદેવને ' જવાબ મળ્યો

' તમને એ ખબર છે કે એ વાયુ સર્વ-વ્યાપી છે ? '

' હા '

' તો આ ભોજન તમે કયા દેવતાને અર્પણ કરીને જમવા બેઠા છો ?' એણે આગળ પૂછ્યુ

' કયા દેવતા ? તે નથી અમારા વાયુ-દેવતાને !'

' ત્યારે એ વાયુ કે જે સર્વવ્યાપી છે એ મારામાં પણ વ્યાપેલો છે ખરો કે નહીં ? તો પછી મને વાયુદેવતાનુ જ એક સ્વરૂપ ગણી શુ તમારે ભોજન ન આપવુ જોઈએ ?'

ઋષિઓ તરત સમજી ગયા કે વાયુ એટલે કે ઈશ્વર બધામાં વસેલો છે અને તેથી જનસેવા એ જ વાયુ અથવા ઈશ્વરની સાચી પૂજા છે એમણે બ્રહ્મચારીને તરત ભોજન માટે બેસાડી દીધો અને એમની આખ ઉઘાડવા બદલ એનો આભાર માન્યો.

અતિથિનુ સન્માન, ભૂખ્યાને ભોજન, હરેક પ્રાણી પ્રત્યે આત્મભાવ અને પ્રેમ એ જ મનુષ્યનુ સાચુ કર્તવ્ય છે. અને એમાં જ ઈશ્વરની ખરી ભક્તિ છે

×

**વિશ્વનો આધાર શો ?**

યાજ્ઞવલ્કયઋષિની આ વાત છે

તેઓ જનકરાજાની સભામાં જ્ઞાની તરીકે બિરાજ્યા હતા સભામાં ગાર્ગી નામે એક વિદુષી સ્ત્રી પણ હતી દરેક જ્ઞાનીએ કંઈનુ કંઈ કહ્યા પછી ગાર્ગીને એક પ્રશ્ન પૂછવાનુ મન થયુ એટલે ફરી બોલવા માટે સભા-પતિની આજ્ઞા લઈને એ બોલી 'આપ સૌની આજ્ઞાથી હવે યાજ્ઞવલ્કયજીને બે પ્રશ્ન પૂછવા માગુ છુ જો એ બને પ્રશ્નોનો જવાબ બરાબર આપશે તો આપણામાંથી કોઈ પણ એ બ્રહ્મચારી ઋષિને જીતી નહીં શકે '

અને પછી યાજ્ઞવલ્કય સામે જોઈને એણે કહ્યુ 'એક યોદ્ધાની માફક આજે હુ તમારા ઉપર આક્રમણ કરવા માગુ છું '

યાજ્ઞવલ્કયે હસીને જવાબ દીધો: 'ભલે! સારામાં સારા જ્ઞાન હશે તેટલો જવાબ આપીશ ને મુંઝાઈશ ત્યાં ખુશીથી હાર સ્વીકારીશ.'

ગાર્ગીએ પૂછ્યું: 'યાજ્ઞવલ્કયજી! એમ દેખાય છે કે આ વિશ્વ કોઈના આધારથી લટકી રહ્યું છે તો ખરેખર કોઈ આધાર છે કે નહીં?'

યાજ્ઞવલ્કયે કહ્યું: 'આકાશ (જેને આપણે આજે ઈશ્વર કહીએ છીએ તે) આ વિશ્વનો આધાર છે. કપડામાં જેમ તાણાવાણાના દોરા ગુંથાઈ ગયા હોય છે તેમ આ વિશ્વ આકાશ સાથે જોડાઈ ગયું છે અને એના જ આધારે ટકી રહ્યું છે.'

ગાર્ગીએ બીજો પ્રશ્ન કર્યો: 'ઠીક, આકાશથી જો આ વિશ્વ ટકી રહ્યું છે તો આકાશને ટકાવનારું કોણ છે?'

યાજ્ઞવલ્કયે કહ્યું: 'એ પણ હું તમને સમજાવીશ. આ આકાશ બ્રહ્મમાં ઓતપ્રોત છે અને એ બ્રહ્મ જ એનો આધાર છે. આ બ્રહ્મ એટલો વિશાળ છે કે એને કોઈ માપી શકતું નથી. એનું કોઈ રૂપ નથી કે કોઈ રંગ પણ નથી કે જેના યોગથી એક કણ બીજા કણથી જોડાઈ જાય એવી ભીનાશ પણ નથી. તે બધાનો આકાર છે અને છતાં એનો કોઈ સાથે સંબંધ નથી. ઇંદ્રિયો જે શક્તિથી પોતાનું બધું કાર્ય કરે છે તે શક્તિ બ્રહ્મની જ છે, પરંતુ બ્રહ્મની કોઈ ઇંદ્રિય નથી. તે એક જ કેવળ બધે વિસ્તરેલો છે.

'હે ગાર્ગી! એ બ્રહ્મના શક્તિથી જ સૂર્ય-ચંદ્રને પ્રકાશ મળે છે અને પૂર્વ કે પશ્ચિમ તરફ વહેનારી નદીઓ પ્રવાહ મેળવે છે. ટૂંકમાં કહીએ તો આખા વિશ્વના બધા દેવ, માનવ, પશુ, પક્ષી, વનસ્પતિ વગેરે સૌનું કામ આ બ્રહ્મતત્ત્વની શક્તિથી જ ચાલે છે. બ્રહ્મતત્ત્વની શક્તિ જુદીજુદી વહેંચાયેલી નથી અને અદશ્ય છે. અધિકારીઓ બધે અધિકાર ચલાવે છે પણ શક્તિ તો રાજાથી જ પ્રેરાયેલી હોય છે. નદીનું પાણી સ્થળેસ્થળે જઈને પાક પકવે છે, પણ મૂળમાં તો બધું એક જ પાણી છે. બસ એ જ વાત બ્રહ્મ સંબંધમાં પણ છે. એ બ્રહ્મની સત્તા સિવાય વિશ્વનું એક પાંદડું પણ હાલી શકતું નથી.

'હે ઋષિકન્યા! જે મનુષ્ય આ અક્ષર-બ્રહ્મનું જ્ઞાન પામીને કર્મ કરે છે એનું કર્મ જ સફળ થાય છે. જો આ જ્ઞાન મેળવ્યા વિના વર્તે તો પેલા મીઠાઈવાળા પેઠે મીઠાઈ તો બનાવશે પણ એના ભાગ્યમાં તો કેવળ સુગંધ જ આવશે ને મીઠાઈ તો બીજા જ ખાશે. કંજૂસ જેમ પોતાનું ધન વાપરી શકતો નથી તેમ આ અક્ષરબ્રહ્મનું જ્ઞાન મેળવ્યા વિના મૃત્યુને પામનારનું પણ સમજી લેવું. એવા આ અક્ષરબ્રહ્મમાં જ આકાશ ઓતપ્રોત છે.'

ગાર્ગીએ તો કલ્પના પણ નહોતી કરી કે આવા સરસ જવાબો એને મળશે. યાજ્ઞવલ્કય પોતાના હરીફ હતા અને આ વખતે જ્ઞાન બતાવવામાં વધી ગયા છતાં પણ ગાર્ગીના હૃદયમાં લેશ પણ ઈર્ષ્યા ન જન્મી. એણે હૃદયના પ્રેમપૂર્વક યાજ્ઞવલ્કયની શ્રેષ્ઠતા સ્વીકારી અને આવું સુંદર જ્ઞાન આપવા બદલ મુક્તકંઠે પ્રશંસા પણ કરી. એણે કહ્યું: 'હે સભાજનો! નમસ્કારયુક્ત ધન્યવાદ દઈને આ બ્રહ્મને જાણનાર યાજ્ઞવલ્કયજીથી હાર માની લઈએ તો એમાં આપણી મોટાઈ જ છે; કેમકે આપણામાંથી કોઈ પણ આ ઋષિને જીતી શકે તેમ નથી.'

સાચી મોટાઈ હંમેશાં બીજાની મોટાઈ સ્વીકારવામાં જ રહેલી છે.

★

# વનસ્પતિમાં વિચિત્રતા

શ્રી કૃષ્ણકાંત લગાલીઆ

**સર જગદીશચંદ્ર બસુએ પુરવાર કર્યું કે માનવીની માફક વનસ્પતિ પણ લાગણી અનુભવે છે, એ પણ ચેતનમય છે, ત્યારે જગતના વિજ્ઞાનીઓને પણ આશ્ચર્ય થયું હતું પરંતુ એક રીતે જોઈએ તો વનસ્પતિમાંની આ ચેતનાને હિંદુધર્મે તો છેક પ્રાગ્‌ઐતિહાસિક કાળથી માન્ય કરી છે, નહીં તો વડ, તુલસી, પીપળો, દર્ભ વગેરેને આપણા જીવનમાં આટલું બધું મહત્ત્વ ક્યાંથી હોત? પ્રાણીઓને પોતાના ભ્રમણ અને રક્ષણ માટે જેમ કુદરતે અનુકૂળતા કરી આપી છે તેમ વનસ્પતિને માટે પણ રક્ષણ ને પોષણની જવાબદારી કુદરતે રાખી છે અને આપણને જરા વિચિત્ર લાગે એવી રીતે એ દુનિયા ચાલી રહી છે આ લેખમાં વનસ્પતિની થોડીક વિચિત્રતાઓ લેખકે આપી છે.**

જેમ ચેતન વિજ્ઞાન જે પ્રમાણે રસાયણશાસ્ત્ર (અ કેમિસ્ટ્રી), પદાર્થવિજ્ઞાન (અ ફિઝીક્સ) ક્રમશઃ પ્રગતિમાં આગળ વધ્યું છે અને હજી પણ જે પ્રગતિ કરી રહ્યું છે તે જ પ્રમાણે આ વિજ્ઞાન વનસ્પતિશાસ્ત્રમાં પણ આગળ વધ્યું છે અને હજી પણ વધી રહ્યું છે. આ વનસ્પતિશાસ્ત્ર (અ બોટની) વિજ્ઞાનનું મહત્ત્વનું એક અંગ રૂપ છે. સામાન્ય વ્યક્તિઓ વનસ્પતિ વિષે ઘણું જ જ્ઞાન ધરાવતા હોય છે આનું કારણ એ હોય છે કે તેઓ ખેતી સાથે એક યા બીજી રીતે સંકળાયેલા હોય છે. વનસ્પતિનું જ્ઞાન સંપાદન કરીને ખેતી તથા અન્નઉત્પાદન વગેરે અગત્યના પ્રશ્નો ઉકેલી શકાય છે. હિંદુસ્તાન એ ખેતીપ્રધાન દેશ ગણાય છે અને એ કારણે પણ વનસ્પતિ વિષેનું જ્ઞાન હોવું જરૂરી છે. અહીં વનસ્પતિશાસ્ત્રની કેટલીક અજાયબ વસ્તુઓનો પરિચય કરાવવાનો આશય છે.

કોઈ પણ વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીને ચોક્કસ રીતે એ વસ્તુ ખ્યાલ બહાર હોતી નથી કે જે પ્રમાણે પ્રાણીજગત જીવનમય છે, તે જ પ્રમાણે વનસ્પતિજગત પણ જીવનમય છે, ચેતનમય છે. સામાન્ય માનવી આ વાત સહેલાઈથી માનવા તૈયાર થતો નથી, પરંતુ નીચે આપેલા કેટલાક દૃષ્ટાંતોથી એટલું જરૂર લાગશે કે વનસ્પતિમાં પણ જીવન છે, ચેતન છે.

લજામણીના છોડનો દાખલો આ બિના પુરવાર કરવા માટે ઘણો જાણીતો છે. તે છોડને સ્પર્શ કરતાં જ તેના એકેએક પાંદડાં બિડાઈ જાય છે, જાણે માનવીના સ્પર્શથી તે લજાઈ મરે છે. આ સિવાય બીજા કેટલાક દૃષ્ટાંતો મળે છે કે જે ઉપરથી એમ જ લાગે કે આ કોઈ સાચાં નહીં પણ કલ્પિત દૃષ્ટાંતો હશે. કેટલાએક છોડવાઓ જીવજંતુ મારીને તેના ઉપર પોતાના પોષણનું કાર્ય કરે છે. આ છોડવાઓ અનેક રીતે જીવજંતુ પકડે છે અને આ રીતે પોતાનું પોષકતત્ત્વ પ્રાપ્ત કરે છે. જીવજંતુઓના નરમ અવયવો આ છોડવાઓ ચૂસી લે છે. આ પ્રકારના વનસ્પતિ થોડાં જ ગણ્યાં સિવાય અન્ય સ્થળે જોવા મળતી નથી. જીવતાં પ્રાણીઓને પોતાનો ખોરાક બનાવી જીવનારા આવા ચાર પ્રકારના છોડ છે. આવા એક છોડને પીચરનો છોડ (Pitcher's Plant) કહે છે. આ છોડનાં પાંદડાંને છેક ઉપરનો ભાગ નાની લોટી જેવો હોય છે અને એના ખુલ્લા ભાગ ઉપર નીચે આકૃતિ ૧માં દર્શાવ્યા પ્રમાણે એક નાનું ઢાંકણ હોય છે. આ ઢાંકણું સુંદર, રંગબેરંગી અને વિભૂષિત હોય છે. આમ આ ઢાંકણું આકર્ષક બને છે. આ ઉપરાંત



આકૃતિ . ૧

સામાન્ય ફૂલોની માફક આ લોટી જેવા ભાગના મુખદ્વાર આગળ મધચોટેલાં કેટલાંક અંગ (અં. હની ગ્લૅન્ડસ) રહેલાં હોય છે. આથી નાનાં ફૂદાં આદિ જીવજંતુઓ આકર્ષાય છે. આ જીવજંતુ લોટી જેવા ભાગના ખુલ્લા દ્વારથી પ્રવેશ કરે છે. અંદર ઉંદરના પાંજરામાં જે પ્રકારની રચના હોય છે એ પ્રકારની રચના આવેલી હોય છે. એની અંદર લાંબા, સુંવાળા અને અણિયાળા વાળ હોય છે. આ પ્રકારના વાળ લોટીના તળિયાના ભાગ તરફ જવામાં સગવડ કરી આપે એમ ગોઠવેલા હોય છે; પરંતુ તળિયે ગયા પછી ઉપર આવતાં અટકાવે છે. છેક તળિયે પાણી જેવું પ્રવાહી હોય છે. એકવાર અંદર પ્રવેશેલું જંતુ અંતે આ પ્રવાહીમાં પડે છે અને મરણને શરણ થાય છે. આ પ્રવાહીમાં કેટલાંક પાચક રાસાયણિક તત્ત્વો આવેલાં હોય છે; જે શિકાર બનેલા જંતુના શરીરમાંથી પોષક તત્ત્વો ચૂસી લે છે અને પરિણામે છોડને પોષણ આપે છે. સનડ્યુ (Sundew), વિનસની ફ્લાય ટ્રેપ (Venus's fly trap) અને બ્લેડરવર્ટ (Bladderwort) એ નામના ત્રણ છોડો પણ જુદીજુદી રીતે જીવજંતુ પકડે છે અને તે ઉપર પોતાનો જીવનનિર્વાહ કરે છે.

એક એવો પણ છોડ છે કે જે સ્વયંવિહાર કરી શકે છે! મન ફાવે ત્યાં ફરી શકે છે! એ વનસ્પતિને કોઈ પણ પ્રકારનાં સ્થાયી મૂળ જ નથી. જે જમીનમાં જાય છે ત્યાંથી તે પોષણ પ્રાપ્ત કરી શકે છે.

સૂરજમુખીનું ફૂલ સૂર્યની સાથેસાથે દિશા બદલે છે એ, તો સૌ કોઈ જાણે છે. લગભગ બધાં જ વૃક્ષનાં પાંદડાં રાત્રિના સમય દરમિયાન સુષુપ્ત દશા પ્રાપ્ત કરે છે.

આ સર્વ દૃષ્ટાંતો વનસ્પતિ જીવંત છે, ચેતનમય છે, એમ પુરવાર કરે છે.

અત્રે વનસ્પતિ વિષે કેટલીક પ્રચલિત ગેરસમજૂતો છે તે સ્પષ્ટ કરવાની પણ જરૂર છે. સામાન્ય રીતે ઘણી વસ્તુઓને મૂળ નથી, પણ એ મૂળ તરીકે ગણાતી જણાય છે. આદુ, હળદર, ખટાકા, સૂરણ, અળવી, ડુંગળી અને લસણ; આ સવ મૂળ નથી. વાસ્તવિક રીતે એ છોડનું થડ કે શાખા છે. આ થડ કે શાખા પોષક તત્ત્વનો સંગ્રહ કરે છે. આથી તે ફૂલી ગયેલી અને મૂળિયા જેવી બને છે. ઉપરની સર્વ વસ્તુ જમીનની અંદર થતી હોવાથી આ ગેરસમજ થાય છે.

સૂરજમુખીના છોડની ટોચે દેખાતું મોટું આકર્ષક ફૂલ એ સાચે જ એક ફૂલ નથી પરંતુ બે પ્રકારનાં અનેક ફૂલોનો એક સમૂહ (Indlorescence) છે. તેની ગોળ ફરતી દેખાતી એકએક પાંખડી એ એકએક ફૂલ (Ray florets) છે. વચ્ચે ગોળ ચકરડી જેવા ભાગમાં દેખાતા ગોટા તંતુઓ પણ એકએક ફૂલ (Wise florets) છે. આ વચ્ચે ગોળ ચકરડી જેવા ભાગમાં દેખાતા

# દુર્જળ ખેતી

શ્રી ઉમેદભાઈ મથુરદાસ ડામોર

વરસાદ, પ્રકાશ, ખાતર ને કુશળ મહેનત, સફળ ખેતી માટેના આ ઉપયોગી અંગો છે તેમાં વરસાદ તો છે ખેતી ને ખેડૂતનો પ્રાણ ગુજરાતમાં એવા કેટલાક પ્રદેશો છે, જ્યાં બહુ જ થોડા ઇંચ પાણી પડતું હોય, તેવા સ્થળોએ પાણીનો દુર્વ્યય અટકાવી વવારેમા વધારે ઉત્પન્ન કેવી રીતે થઈ શકે તે અહીં ટૂંકમાં બતાવાયું છે

જે પ્રદેશમાં ૫ ઇંચથી વીસ જ ઇંચ વરસાદ પડવાથી થોડા સમય માટે જ પાણી મળે છે, તેવા પ્રદેશો માટે પડેલા વરસાદનું પાણી સંઘરી રાખી ઓછા વરસાદે સારી ખેતી કરવાની ક્રિયાને દુર્જળ ખેતી કહેવામાં આવે છે

આવા વરસાદવાળા પ્રદેશો આપણા મુંબઈ ઇલાકામાં પણ છે અહમદનગર, પૂના, સતારા

---

અસંખ્ય મોટા તંતુઓને સ્ત્રીકેસર, પુંકેસર, વજ્ર અને અંડાશય વગેરે ફૂલના અગત્યના અંગો હોય છે બારીકાઈથી જોતાં આ તંતુઓ અતિ બારીક ફૂલ જેવાં જ દેખાશે (આકૃતિ ૨)

આકૃતિ ૨

ખધાયેલા પાણી ઉપર દેખાતી લીલ તેમ જ લાંબા સમય સુધી સાચવી રાખેલ રોટલી કે મુરબ્બા ઉપર બાઝી જતી સફેદ ફૂગ પણ એક પ્રકારની વનસ્પતિ છે; એ ઘણાથી અજાણ છે

હાથેળિયા થોર (આકૃતિ ૩)નો લીલો અને જાડો પાંદડા જેવો દેખાતો ભાગ એ પાંદડું નથી, પરંતુ પાંદડા જેવું રૂપ ધારણ કરેલું થડ જ છે તેના ઉપર રહેલા ઝીણા કાંટા જેવા ભાગ એ તેના પાંદડાં છે

આકૃતિ ૩

નિર્જીવ, જડને મામૂલી લાગતી વનસ્પતિ-સૃષ્ટિમાં પણ કુદરતે કેવી ચેતના મૂકી છે!

★

અને શોલાપુર જિલ્લાના પ્રદેશો એવા છે, કે ત્યાં દસથી પંદર ઇંચ જ વરસાદ પડે છે. આપણા ગુજરાતમાં પણ અમદાવાદ અને ખેડા જિલ્લામાં ઘણોખરો પ્રદેશ એ પ્રકારનો છે. જો આવા પ્રદેશોમાં ખેતી કરવી હોય તો, વરસાદના પાણીનો વ્યય થતો અટકાવવો જોઈએ. અને એ માટે પાણીનો વ્યય કેવી રીતે થાય છે તે પ્રથમ જાણી લઈએ.

(૧) જમીન ઉપરથી વહી જતું પાણી.

(૨) જમીનમાંથી વરાળરૂપે ઊડી જતું પાણી.

(૩) નીંદામણના છોડ મારફત ચુસાઈ જતું પાણી.

(૪) જમીનમાં નીચે ઊતરી જતું પાણી.

(૫) પાંદડાં મારફત ઊડી જતું પાણી.

આ ક્રિયા કેવી રીતે અટકાવી શકાય તે હવે ક્રમવાર જોઈએ.

(૧) જે વરસાદનું પાણી જમીન ઉપરથી વહી જાય છે તે જમીનની જાત તથા સ્થિતિ પર આધાર રાખે છે. જમીન પરથી પાણી વહી જવાથી ફક્ત પાણીનો જ વ્યય થતો નથી; પરંતુ તે સાથે જમીનનું ધોવાણ પણ થાય છે. એટલે જમીનમાંનાં પોષકતત્ત્વો તથા કાંપ પણ પાણી સાથે તણાઈ જાય છે. આ પ્રમાણે પાણીના વ્યય દ્વારા જમીનમાં નુકસાન વધારે થાય છે. આવાથી બચવા માટે યોગ્ય જગ્યાએ બંધ બાંધવા જોઈએ અને બની શકે તો ઊનાળામાં ઊંડી ખેડ કરી રાખી મૂકવી જોઈએ. આ ખેડ ઢાળ(જમીન)ની ઊલટી બાજુએ કરવી. દાખલા તરીકે કોઈક ખેતરનો ઢાળ ઉત્તર-દક્ષિણ છે તો તેની ખેડ પૂર્વ-પશ્ચિમની કરવી જોઈએ.

(૨) દુર્જળ પ્રદેશમાં ખેતી કરવા માટે જમીનમાંથી વરાળરૂપે જે પાણી વહી જતું હોય તેને અટકાવવા તરફ જેમ બને તેમ વધુ ધ્યાન આપવાની જરૂર છે. જ્યારે વરસાદ ખેંચાય ત્યારે તુલમાં વારંવાર પાછલી ખેડ કરવાથી 'વરાળરૂપે ઊડી જતું' પાણી ઓછું ઊડી જાય છે; કારણકે કેશાકર્ષણનો સંબંધ ઉપલા ભાગ ઉપરથી તૂટી જાય છે અને તૂટેલો સંબંધ વારંવાર જળવાય માટે વારંવાર ખેડ કરવાથી જમીનમાં ભેજ સારો ટકી શકે છે. દુર્જળ ખેતી કરવા માટે આ કાર્ય અગત્યનું છે.

(૩) દુર્જળ ખેતી કરવામાં નીંદામણનો નાશ કરવો જોઈએ; કારણકે નીંદામણનો છોડ પાણીનો જેટલો ઉપયોગ કરે છે તેટલી જ પાણીની ખોટ તુલને પડે છે; માટે જેમ બને તેમ પાછલી ખેડ કર્યા પછી ચાલીમાં અથવા છોડની આજુબાજુ જેટલા નીંદામણના છોડ હોય તેટલા નીંદી કાઢવા અને ખેતર સાફ કરવું. નીંદામણને બાળી ન દેતાં કમ્પોસ્ટ કરવાથી તેનું ખાતર બની શકે.

(૪) જમીનમાં ખાતરપૂંજો જેટલા પ્રમાણમાં નાખ્યો હોય, તેટલા પ્રમાણમાં સેંદ્રિય પદાર્થનો ઉમેરો કરવાથી પાણી ધારણ કરવાની શક્તિ વધે છે.

(૫) દુર્જળ ખેતી કરવા માટે આપણે જે તુલ કરીએ અને તે તુલ ચાસમાં વધારે હોય તો બે છોડ વચ્ચે અંતર રાખી વચલા છોડો ઊખેડી નાખવા; આથી ખેતરમાં છોડવાનું પ્રમાણ ઓછું થાય છે અને બીજા છોડવા પાણીનો ઉપયોગ કરી લે છે.

આ પ્રમાણે દુર્જળ ખેતી કરવાથી ઓછા વરસાદના પાણીએ ખેડૂતો તુલ સારી રીતે પકવી શકશે.

★

# સ્વાતિબિંદુ

## શ્રી મોહિનીચંદ્ર

વહેતી સરિતા છે સાગર પ્રતિ સરિતાની ગતિ સ્વાભાવિક છે વ્યક્તિગત જીવન ક્ષણજીવી છે આત્મા સરિતા છે, પરમાત્મા સાગર છે સરિતા સાગરમા ભળી જાય એને લોકો શા માટે મૃત્યુ કહેતા હશે ? એ તો પ્રકૃતિપુરુષનો એક મિલનોત્સવ છે લોકો શા માટે એ મંગલ મહોત્સવના પ્રેરક પ્રસંગ ઉપર આંસુ ઢાળતા હશે ?

*

સમસ્ત જગતના અસ્તિત્વ પાછળ અવિરત ઉદ્યમ અને કર્મનો ગુપ્ત સંદેશ રહેલો છે તો આ પૃથ્વી ઉપરનો માનવી બે હાથ જોડી બેસી રહે એ કેમ પાલવે ? પહેલા નંબરનો પાપી તથા ખૂની જે બીજાના જીવનનુ ખૂન કરે છે એ નથી, પરંતુ આખા જગતના સર્જન પાછળ રહેલ અવિશ્રાંત અને એકધાર કર્મ અને ઉદ્યમના સૂક્ષ્મ સંદેશાનુ ખૂન કરી આળસમા જિંદગી પૂરી કરે છે તે છે

*

પ્રાણનાથ ! તુ સરોવર છે, મને તારુ કમળ બનાવ

તુ સરિતા છે, મને તારુ જળબિંદુ બનાવ
તુ માળી છે, મને તારુ ફૂલ બનાવ
તુ સાગર છે, મને તારુ મોતી બનાવ

*

આયુષ્ય એ પોલી વાંસળી જેવુ છે તેમાથી જેવો સૂર કાઢીએ તેવો નીકળે

*

સિદ્ધિ કોઈ વિરલને જ વરેલી હોય છે પણ પુરુષાર્થ તો સૌ કોઈ કરી શકે છે પુરુષાર્થ એ સાચો પારસમણિ છે, જ્યારે સિદ્ધિ સોને મઢેલી સ્ત્રી છે

*

પ્રભાતના બાલસૂરજના આછા શ્વેતરક્ત કિરણો મારા જીવનક્ષેત્રમા પ્રસરવા માંડે છે, ત્યારે મને ખબર પડે છે કે મારો ઉદય કાલ હવે શરૂ થઈ ચૂક્યો છે

*

રાત્રિ પડી અને હુ ઊંઘી ગયો, સવાર પડી અને હુ જાગ્યો, વેળા થઈ ને મે કામ શરૂ કર્યુ

આ ત્રણે વખત ઈશ્વરી દરબાર—આકાશમાથી એકનો એક જ ચૈતન્યધ્વનિ નીકળતો હતો, તેના સૂક્ષ્મ સમયચક્રમાથી એક જ સૂરના ટકોરા બજી રહ્યા હતા

*

નાથ ! એ પુણ્યઘડીએ—જ્યારે આકાશમાથી તારો પૃથ્વી પર ખરી પડે છે, ત્યારે એ મહાન તપસ્વી સંતનુ જીવનતેજ ઘડીક ઝબકી પૃથ્વીમા લીન થઈ જાય છે

શુ અમારુ પાપ એ તારા મોકલેલ સંતપુરુષના પુણ્યતેજ કરતા વધી પડે છે કે જેથી કરીને અમારા પાપપુંજમા તેનુ સનાતન તેજ હમેશ માટે લય પામી જાય છે ?

*

પ્રકૃતિના બસૂરા સૂરની સારંગી વગાડતા મારી આંગળીઓ કંપે છે, પગ ધ્રૂજે છે અંતર ધડકે છે અને મારો આત્મા મને પોકારીને કહી રહ્યો છે

'આજ મારો આત્મા નાશ પામ્યો છે, મારુ અસ્તિત્વ લય પામ્યુ છે'

*

# હિસ્ટિરિયા

ડૉ. નાથાલાલ જે. દવે

**હિસ્ટિરિયાનો માનસિક વ્યાધિ અનેક કુટુંબોને કષ્ટ આપી રહ્યો છે. પુરુષો કરતાં સ્ત્રીઓ આનો વિશેષ પ્રમાણમાં ભોગ બનેલી હોય છે. અતૃપ્ત ઇચ્છાઓ, ચિંતા, ઘરના ઝઘડાઓ, તીવ્ર પુત્રૈષણા, કબજિયાત, ફરજિયાત દમનઃ જનસમાજમાં 'ફીટ' તરીકે ઓળખાતા વ્યાધિનાં આ છે મુખ્ય કારણો. આનો ભોગ બનેલ વ્યક્તિ પર ભૂત, ડાકણ, ઝોડ વગેરે વળગ્યાં હોવાનો ભ્રમ રાખવાથી તેનો ઉપાય તો ક્યાંથી થાય, ઊલટું આ વૃત્તિ તો પરિસ્થિતિને બેકાબૂ બનાવી દે છે. દરદીની યોગ્ય માવજત થવી જોઈએ. સહાનુભૂતિપૂર્વકની દવા થવી જોઈએ. આ વ્યાધિને લગતા કેટલાક મુદ્દાઓની લેખકે અહીં છણાવટ કરી છે.**

આપણા આધુનિક સમાજમાં આ રોગ એટલો સામાન્ય થઈ પડયો છે, કે ગામડાંની આપણી સ્ત્રીઓ પણ આ રોગનું નામ જાણે છે; એ ઉપરથી આ રોગની વ્યાપકતાનો સહેજે ખ્યાલ આવી જાય છે. આ રોગ સ્ત્રીઓ તેમ જ પુરુષો બંનેને લાગુ પડી આવે છે, તોપણ ખાસ કરીને સ્ત્રીઓમાં આ રોગનું પ્રમાણ વધારે જોવામાં આવે છે.

હિસ્ટિરિયા એ એક માનસિક વ્યાધિ છે અને તે અમુક જ કારણોથી થાય છે એવું નથી. એનું કંઈ ચોક્કસ કારણ હજુ સુધી સમજાયું નથી, પણ અનુભવ પ્રમાણે નીચે દર્શાવેલ કારણોથી આ વ્યાધિ લાગુ પડે છે: આ વ્યાધિ સ્ત્રીઓમાં વિશેષ જોવામાં આવે છે. તેમાં ખાસ કરીને યુવાન સ્ત્રીઓ, બાળવિધવાઓ તથા મોટી ઉંમર સુધી અભ્યાસ કરનારી સ્ત્રીઓ મુખ્ય હોય છે. જેમની ઇચ્છાઓ તથા આકાંક્ષાઓ આપણા સમાજની રૂઢિઓના પાપે દબાયેલી–કચડાયેલી રહેતી હોય તેવી સ્ત્રીઓ આ રોગની ભોગ વધારે બને છે. કેટલીક સ્ત્રીઓને પતિ તરફથી અગર તો સાસરિયા પક્ષ તરફથી વધારે માનસિક ત્રાસ સહન કરવો પડતો હોય, તેવી સ્ત્રીઓ તથા વંધ્યા સ્ત્રીઓને–ખાસ કરીને પુત્રની ઇચ્છાવાળી સ્ત્રીઓને આ રોગ વધારે થતો જોવામાં આવે છે. બાળવિધવાઓ જેમને સમાજના રિવાજ મુજબ ફરજિયાત વૈધવ્ય પાળવું પડતું હોય અને બધી ઇચ્છાઓને પરાણે અંકુશમાં રાખવી પડતી હોય તેવી સ્ત્રીઓને પણ આ રોગ વધારે જોવામાં આવે છે.

એકવાર વ્યાધિ શરૂ થયા પછી ઉત્તરોત્તર તે વધતો જ જાય છે. ક્યારેક સગાંવહાલાંઓની ઉપચાર કરવાની ખોટી પદ્ધતિઓથી વ્યાધિ મટવાને બદલે વધતો જાય છે. અણસમજુ માણસો આને ભૂતનો તથા ઝોડઝપટનો વળગાડ માની બેસે છે અને ખોટી રીતે જંતરમંતર કરનારાઓ તથા ભૂવાભામા વગેરેનો આશરો લે છે, જેને લીધે દરદી બિચારો હેરાનપરેશાન થઈ જાય છે અને ઇચ્છે છે કે આના કરતાં મોત આવે તો વધારે સારું. આપણા સમાજમાં હજુ પણ દોરા, ધાગા અને ભૂવા વગેરેમાં માનનારો વર્ગ છે; તે પણ પાછા દરદીના કુટુંબના વડીલો હોય છે. ઇચ્છા–અનિચ્છાએ પણ દરદીએ એમને માન આપવું પડે છે. પરિણામે દરદીનો ભોગ લેવાય છે. આવા દાખલાઓ આપણા સમાજમાં રોજના સેંકડોની સંખ્યામાં થતા જોવામાં આવે છે. આને માટે હાલના સમાજના શિક્ષિત યુવાનવર્ગે પગલાં લેવાની ખાસ જરૂર છે.

શરીરના અવયવોની ખેંચતાણુ આ રોગનુ મુખ્ય લક્ષણ છે આપણા લોકોમા આને 'ફીટ આવી' એમ કહેવાય છે ફીટ એ અગ્રેજી નામ છે, છતાં પણ આપણા લોકોમાં તે શબ્દ ઘણો બધો પ્રચલિત થયો છે આ ફીટ બીજા માણસો આસપાસ હોય ત્યારે વધારે આવે છે હાથ, પગ ને આખુ શરીર ખૂબ જ તગ થઈ જાય છે કેટલાક દર્દીઓ બૂમો પાડે છે, તો કેટલાક રડવા માંડે છે આવે વખતે શરીરની ખેંચતાણનુ એટલુ તે સખત જોર હોય છે કે બીજા માણસોથી તે કાબૂમા રાખવુ મુશ્કેલ થઈ પડે છે દેખાવમા દર્દીસ્ત્રીઓ સાવ સામાન્ય બાંધા-વાળી લાગે છે, પણ જ્યારે વ્યાધિ પૂર્ણ સ્વરૂપ પકડે છે ત્યારે તાણમા સખત જોર આવી જાય છે કેટલાક દર્દીઓને દાત દેઢે પડી જાય છે અને મોઢુ ખોલતા જ નથી; અને તેઓ એટલા ફૂંફાડા મારે છે કે સાધારણ માણસ તો ડરી જ જાય એવે વખતે એવો તો ભયંકર દેખાવ થઈ જાય છે, કે અજ્ઞાન માણસો તો સાચે જ આને વળગાડ જ કહે એમા જરા યે શકા નહી જ્યારે વાસ્તવિક રીતે તો આ હિસ્ટિરિયાનુ દર્દ જ હોય છે

આવી ફીટ અવારનવાર આવ્યા કરે છે કેટલાકને મહિનામા બેત્રણ વખત નિયમિત આવી જાય છે તો કેટલાકને ઉપરાઉપરી આવે છે તાણ આવી ગયા પછી દરદી સાવ બેહોશ થઈ જાય છે અને ખૂબ જ રડે છે, કારણકે તાણથી જે પરિશ્રમ પડ્યો હોય છે તેથી શરીર બહુ જ કળતર થાય છે અને અગેઅગ દુખવા આવે છે કેટલાક દર્દીઓને તાણ આવતા પહેલા અગર તો પછી છાતીમા ડચૂરો ચડ્યો હોય એવુ ભરેભાર લાગે છે પેડુમા દુખાવો થઈ આવે છે આ બધા ચિહ્નો થઈ ગયા પછી દરદીને કંઈક રાહત જેવુ લાગે છે પોતાની વ્યથા જે દબાયેલી રહે છે તે આ ફીટ દ્વારા બહાર લાવે છે જેમ આપણુ કંઈ શોકથી મન વ્યગ્ર રહેતુ હોય અને જેમ બીજા માણસ પાસે જ્યારે દિલ ખોલીને રડી લઈએ છીએ ત્યારે આપણને મનમા શાતિ વળે છે તેવો જ આ પ્રકાર છે અપણે અમુક પ્રસગ માટે રડી જ લેવુ પડે છે જ્યારે આવા દર્દીઓને જિંદગીમા કાયમનુ દુખ હોય છે એટલે આ રોગરૂપે થઈ જાય છે અને જિંદગી સુધી શેષવુ પડે છે

કેટલાક દર્દીઓ શરૂઆતમા જ રડવા માંડે છે અને પછી તાણ શરૂ થાય છે અને કેટલાક તો હસે તો હસવ જ માંડે છે!

આ વ્યાધિ થવાના અમુક સામાન્ય કારણો તો અગાઉ આપણે જોઈ ગયા છીએ, છતા પણ આ વ્યાધિ થવામા કેટલાક ખાસ કારણો સહાયભૂત બને છે જેમનુ જીવન મોજ-શોખવાળુ હોય અને કંઈ પણ કામકાજ વગરનુ બેઠાડુ હોય તે પણ વ્યાધિ થવામા મદદ કરે છે કેટલીક યુવાન સ્ત્રીઓ અગર કન્યાએ જેમને ફરજિયાત બ્રહ્મચર્ય પાળવુ પડતુ હોય અને તે પણ આવા જમાનામા જ્યા ડગલે ને પગલે શૃગારયુક્ત વાતાવરણ છે-તેમને આ રોગ લાગુ પડે છે નાટક, સિનેમા તથા શૃગારિક નવલકથા-ઓ પણ આ વ્યાધિ થવામા અગ્રભાગ ભજવે છે કેટલીક યુવાન સ્ત્રીઓ ફરજિયાત બ્રહ્મચર્યને પરિણામે હસ્તદોષની ખરાબ કુટેવોની ભોગ થઈ પડેલી હોય છે, અને તેથી પરિણામે પાડુરોગ થઈ આવે છે લોહી ફિક્કુ પડી જાય છે ભૂખ લાગતી નથી અન્ન પાચન થતુ નથી પરિણામે શરીર સાવ નબળુ પડી જાય છે આવી સ્ત્રીદર્દીઓ અત્યારે ઘણી જોવામા આવે છે કેટલીક સ્ત્રીદરદીઓને અટકાવ સાફ આવતો નથી અગર અનિય-મિત આવતો હોય છે અથવા તો બંધ

હોય છે, તે લોકોને પણ આ વ્યાધિ થાય છે. તે સિવાય કબજિયાત, ચિડિયો સ્વભાવ, હસ્તદોષ, કોઈ પ્રકારની માનસિક ચિંતા, ખીક, શોક, લગ્નમાં થતા કજોડા, પેટના કૃમી વગેરે હિસ્ટિરિયા થવાનાં મુખ્ય કારણો છે.

આ વ્યાધિના ઉપચાર માટે કોઈ ખાસ અનુભવી વૃદ્ધ ચિકિત્સકની સલાહ લેવી, તેમ જ ઘરના વડીલોએ પણ કોઈ પણ જાતના વહેમના વમળમાં ન પડતાં દરદીની સંપૂર્ણ હકીકતથી વાકેફ થવું. દરદીને અથથી તે ઇતિ સુધી શાંતિથી સાંભળવો. તેમાંથી ઘણું જાણવાનું મળશે. નમ્રતા અને પ્રેમથી દરદીને પહેલા વિશ્વાસમાં લેવો જરૂરી છે. જ્યાંસુધી દરદીના માનસિક ક્લેશ, શોક અગર ખીક શાંત નહીં થાય ત્યાંસુધી ગમે તેવી સારી દવાઓ કરશો તો તે નકામી છે; એટલે સૌથી પ્રથમ તો દરદીને સંપૂર્ણ વિશ્વાસમાં લઈ તેની બધી હકીકત શાંતિથી સાંભળવી અને તે પ્રમાણે દરદીના વડીલોને વર્તવા સલાહસૂચના આપવી.

આપણા સમાજમાં ઘણી જગ્યાએ અવિભક્ત કુટુંબોમાં ગરીબ બિચારી વહુઓને સાસુ, નણંદ તથા જેઠાણી વગેરેનો બહુ જ ત્રાસ હોય છે. ભણેલી છોકરીઓને ગામડાનો ખોથડ પતિ અથવા તો ભણેલ છોકરાને ગામડાની અસંસ્કારી પત્ની મળવાથી થતાં કજોડાં પણ સ્ત્રીઓનો ભવ જ બગાડી નાખે છે અને ઘરના વડીલોના ત્રાસ તરફ દરદી સ્ત્રીનો પતિ બિલકુલ ધ્યાન આપતો નથી. આ જાતની સ્થિતિમાં દરદીના પતિ તેમ જ વડીલોને પોતાનું વર્તન સુધારવા સખત સૂચના આપવી જોઈએ અને માયાળુ વર્તનથી દરદીની સ્થિતિમાં ઘણો જ સુધારો થઈ જશે.

કેટલીક સ્ત્રીઓને કબજિયાત સખત હોય છે. એનું મુખ્ય કારણ કુદરતી હાજતે જવાની આળસનું પરિણામ હોય છે. તેવાંઓએ સાધારણ દસ્ત આવે તેવી દવાઓ—જેવી કે ત્રિફળા, એરંડિયું વગેરે નિયમિત લેવાં જોઈએ. જેમને માસિક અટકાવ બરોબર સાફ ન આવતો હોય, તેમને નિયમિત રીતે સાફ ખુલાસાથી અટકાવ આવે તેવી દવાઓ આપવી. જેમાંની એક નીચે પ્રમાણેની ગોળી ઘણી સારી છે :

એળિયો, હીરાકસી, લોહભસ્મ, તજ, લવિંગ અને હિંગ; આ ચીજો સમભાગે લઈ તેનું બારીક ચૂર્ણ કરી, કુવારના રસમાં તેની ચણા જેવડી ગોળીઓ બનાવવી. આમાંથી રોજની ત્રણચાર ગોળીઓ આખા દિવસમાં લેવી. આ ગોળીઓ તૈયાર પણ મળે છે. તેને અંગ્રેજીમાં પીલ એલોઝ એટ ફેરી ( **Pil aloes et ferri**) કહે છે. અને દેશી વૈદકમાં રજોદોષહરવટી કહે છે. આના સેવનથી માસિક સાફ અને નિયમિત થઈ જશે. સાથે કુમારીઆસવ અગર તો દ્રાક્ષાસવ બે બે ઔંસ લેવો. તે સિવાય તાણનું જોર નરમ પડે તેવી દવાઓ પણ આપવી જરૂરી છે; તેમાંની આ દવાઓ સારી છેઃ જટામાંસી તો. ૧, ખોરાસાની અજમો વાલ ૨ અને આસંધ તો. ૧ આ ત્રણેનો ઉકાળો હંમેશાં મધની સાથે આપવાથી ખેંચતાણ નરમ પડે છે. અંગ્રેજી દવા આ માટે તૈયાર મળે છે, જેને ઇલીકઝીર બ્રોમો વેલેરીએનેટ કંપાઉન્ડ (**Elixir Bromo Valerianate Compound**) કહે છે. આમાંથી એક એક ચમચી દિવસમાં બેત્રણ વખત લેવું. આ બધી દવાઓ શ્રદ્ધાથી લાંબો વખત લેવાથી અવશ્ય ફાયદો થશે.

તાણ ચાલુ હોય ત્યારે એમોનીયા અગર સ્મેલિંગ સોલ્ટ સુંઘાડવાથી તાણ નરમ પડે છે. કળી ચૂનો અને નવસાર ભેગા કરી સુંઘાડવામાં આવે તોપણ તાણ નરમ પડે છે. કેટલાક અરીઠાના પાણીનાં ટીપાં પણ નાકમાં પાડે છે. આનાથી દરદી તરત જ

બેઠો થઈ જાય છે

વંધ્યા સ્ત્રીઓની કોઈ સારા સ્ત્રીચિકિત્સક પાસે તપાસ કરાવવી ઘણીવાર બાળક થવાથી હિસ્ટિરિયા આપોઆપ મટી જાય છે

તાણુ આવતી હોય ત્યારે ઘણા લોકો જબરજસ્તી વાપરે છે અને દરદી ઉપર ચડી બેસે છે ને તાણુ બંધ કરાવવા પ્રયત્ન કરે છે આ ખોટું છે આમ ન કરવું જોઈએ અલબત્ત દરદીને તાણુ વખતે ક્યાંય વાગી ન જાય તેનુ ધ્યાન રાખવુ આવશ્યક છે

દરદીનુ શરીર સાવ ફિક્કુ પડી ગયુ હોય અને પાંડુરોગ જેવુ થઈ ગયુ હોય તો તેને શક્તિ આવે અને લોહી વધે તેવી દવાઓ આપવી જેવીકે લોહભસ્મ, માક્ષિકભસ્મ, પ્રવાલ, કોડલીવર ઑઈલ અગર લોટની બીજી બનાવટો આપવી

હિસ્ટિરિયાવાળા દરદીને ખોટા લાડ પણ ન લડાવવા તે પણ કેટલીકવાર અવળો ઉપચાર કરે છે કેટલીક સ્ત્રીઓ અમુક કારણ સારુ હિસ્ટિરિયા ખોટા થવાના ધતિંગ કરે છે તેમના પણ યથાયોગ્ય ઉપચાર કરવા જરૂરી છે.

★

રામે લખ્યા રે સંતો નહી મટે,
વાંકા પોખા નહી ધરના
હરિએ લખ્યા રે સંતો નહી મટે
જોમુલિયા તબ ક્યા ભયા?
આખર ભટકીને મરના,
જબ લગી મનવો થિર નહીં,
તબ લગી જોગ ન ધરના રામે લખ્યા રે૦

જેમ લીધો રાજા ગોપીચંદે,
કોઈની આશા ન કરના,
અલ્લ ફકીરી ઇસકી હુઈ રહી,
ઉમળી ઓર ઊગરના. રામે લખ્યા રે૦

સંસારસ્વરૂપી જેનો આતમો,
કલપીને ધન ભેગુ કરના,
મમરે કોલાવી ઇસમેં બેટના,
તો પણ નહી છોડે મરના રામે લખ્યા રે૦

બંદગી કરી લે સાચા સતગુરુની,
સંતોના ચરણુમાં રહેના,
ગુરુને પરતાપે જેઠીરામ બોલ્યા,
વર તો અમર વર વરના.
રામે લખ્યા રે સંતો નહીં મટે.

×

દાદીમા હીરા! કોઈ પણ પ્રશ્નનો ઉત્તર આપવા માટે સામો પ્રશ્ન કરવો એ રીતભાતની વિરુદ્ધનું આચરણ ગણાય!

હીરો શું ખરેખર?

# [illegible]

### શ્રી. મોહમ્મદ માંકડ

મધ્યમવર્ગના કુટુંબનો નવપરણિત વડીલ પુત્ર જૂનવાણી અને નવા તંત્ર વચ્ચે મેળ ખવડાવવાના સહૃદયી તનતોડ પ્રયત્નો પાછળ એની કાયા ભલે ઘસાઈ જાય, પણ માતપિતા કે પત્ની બંનેમાંથી કોઈને ય એ રાજી રાખી શકવાનો નહીં. જશ મેળવવાની મૃગતૃષ્ણા પાછળ ઘસડાયેલા અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ એક યુવાનની કથા અહીં રજૂ થાય છે.

'મુંબઈની કમાણી મુંબઈમાં સમાણી, ઈ કાંઈ ખોટી વાત નથી.' ગંગાએ પાણી પીને પાણિયારે પ્યાલો મૂકતાં કહ્યું.

'ભઈ, હું બધું જાણું સું. આખ્યું વનાનું બધું નકામું. નઈ તો–' લાકડી ઉપર તાલ દઈને ભજન ગાતો છગન દરજી, ભજન ગાવાનું મૂકી પત્ની સાથે દલીલમાં ઊતરી પડયો.

આ બન્ને ધણીધણિયાણી એકબીજાને માથે પછાડે તો ગોબો ન પડે એવાં હતાં. છગન સ્થાનકપુરની દરજીની નાતમાંથી પહેલ-વહેલો મુંબઈ રળવા જનાર હતો. જો કે એ વાતને આજે કેટલાં યે વર્ષો વીતી ગયાં હતાં છતાં મુંબઈ વિષે પોતે બધું જાણે છે એમ ઘણીવાર તે ગર્વથી કહેતો. એનો મોટો દીકરો રામજી મુંબઈ રળવા ગયો હતો. હમણાં જ તે દેશમાં આવ્યો હતો અને નાનો તો હજુ ગામડાની એક 'હોસ'ની નિશાળમાં ત્રીજી ગુજરાતી ફાડતો હતો. છગનના કમનસીબે જતી જિંદગીએ ઝામરવામાં એની આંખો ગઈ અને એની જિંદગીને લાકડીનો ટેકો લેવો પડ્યો. બાળપણથી જ એને સો ગળણે ગાળીને પછી જ પાણી પીવાની ટેવ હતી. અંધાપાએ એના એ અવિશ્વાસમાં અનેક-ગણો વધારો કર્યો. પોતે નથી ભાળતો એ એના મનની સૌથી મોટી અમળખા હતી.

'તમે તો કોઈ દી કોઈનું સાચું જ નો માનો.' ગંગાએ ઓસરીની કોરે જમાવ્યું.

'આખી દુનિયામાં એક તને નથી પોંચાતું. કાંઈક વાત કરું કે બસ છોકરાના પૂછડા-માંથી ઊભી થઈ! જાણતી તો નથી...'

'પણ કાંઈ હોય તો આપડાથી થોડું છાનું રે? તમને તો કોઈનો વશેવા જ નઈ. વઉ ભલે ગમે એવી હોય પણ રામજી તો આપડો દીકરો...'

'હા, ઈ આપડો દીકરો આપડા જ મોઢામાં...હવે નકામો મને બોલાવ્ય માં. મેં ય મુંબઈ જોઈ સે.' છગનનો પિત્તો ઠેકાણે ન રહ્યો.

'પણ તો આપડે શું કરી ઈ?' ગંગાએ છીંકણીની ચપટી નાકમાં ઘુસાડતાં કહ્યું.

'આપડે તો બધું ય કરી ઈ. મારે આંખ્યું નઈ ને? નઈ, તો–'

'પણ મારે તો આંખ્યું સે ને?'

'શું ધૂડ આંખ્યું સે? આંખ્યું હોય ઈ તો તલેતલભારની ખબર નો રાખે? તારા કરતાં તો હું આંધળો શું ભૂંડો?'

ગંગાએ બોલ્યા વિના જ છીંકણીની ડાબલી ઉઘાડીને બીજી ચપટી ભરી.

'હું ઈ દીકરાને, ને વઉને તારા કરતાં વધુ ઓળખું સું સમજી? ઈ નો અવાજ કઈ દે સે કે ઈ કોઈ કાળે ખાલી નો હોય! મેં તો આંખ્યું ખોઈ એટલે આખી આલમ ખોઈ, નઈ તો હમણાં ઈ રાણીસા'બની બેકમાં તપાસ–'

'વઉની બેકમાં હોય તો નઈ, પછે

ભગવન ,' ગગાથી વચ્ચે બોલ્યા વિના રહેવાયુ નહી

'તાર ઉપર તો મને એવી દાઝ ચડે સે! હુ કઉ સુ ઈ આખ્યુ ફોડીને ફરતી નથી ને આડીઆડી વાતુ કરે સે!'

'સુ કરુ ?'

'સુ કરુ ?' છગને ક્રોધમા મોઢુ મરડ્યુ એનો આધળો ચહેરો બિહામણો બન્યો 'મારે તો ભગવને લઈ લીધી, પણ તારે તો સેને? જઈને એક ઉઘાડ ને જોઈ જોને કે તારી ડોસીએ કેટલ સઘર્યો સે?'

ગગાને રામજી ઉપર તો વિશ્વાસ હતો પણ 'દૂકી નળિયુવાળી' શાતાવહુને તો એ પરણીને આવી ત્યારથી જ શકની નજરે જોતી જોકે એને પોતાની દેખરેખ અને સત્તા ઉપર પૂરતો ભરોસો હતો કે પોતાની રજા સિવાય કે પોતાને કહ્યા સિવાય વહુ કશુ કામ કરી શકે જ નહી છતાં હમણા મુંબઈ જઈને આવ્યા પછી વહુના પગમા એને પણ કાઈક ફેર લાગવા માડ્યો હતો પોતાની સત્તાના ચણતરમા ક્યાયે કચાશ ન હોય એ સાબિત કરવા માટે જ એ છગન સાથે દલીલ કરતી, બાકી અજવાળીની વહુ આરુ ઉપર એને તો મુદ્દલ વિશ્વાસ નહોતો

'ઈમનુ કેનુ વખતે સાચુ હોય!' એણે વિચાર કર્યો 'અને નો હોય તો ય એક જોવામા આપડુ સુ જાય સે?' તે ઊભી થઈ શાતા નદીએ લૂગડા ધોવા ગઈ હોવાથી હમણા નિરાત હતી

'ક્યાં ?' છગને અવાજ ઉપરથી, તે ઊભી થઈ હતી તે જાણ્યું

'જોઈ જોઉ બીજુ સુ?'

'હા, મારુ કે'વુ માન ઈ જગાસિયની દીકરી ખાલી નો હોય'

ગગા કૂચીઓનો ઝૂડો હાથમાં લેતાલેતા બબડી 'ગમે ઇમ હોય, પણ આ વખતે એકને તાળુ તો બધ જ રાખે સે'

'ઈમા ખૂબકા હોય ને સુ કામ ઉઘાડી રાખે? હુ તો કઉ સુ કે રામજીભાય હવે તો પેક થઈ ગ્યો સે'

ગગાએ ખડકીની સાકળ બધ કરી અને એની ઉઘાડવા રામજીના સૂવાના ઓરડાનુ કમાડ ખેંચ્યુ

મકાન બેઠા ઘાટના હતા ખડકી પાસેના ડેલડામા આખો દી લાકડીના તલે ધીમા ભજન ગાતો છગન બેઠા જ હોય એ તે બાપદાદાના જૂના મકાન પડાવી મુંબઈની કમાણીમાંથી આ મકાન કરાવ્યા હતા, એ વાત ઘણીવાર એણે રામજીને ગર્વપૂર્વક કહી હતી રામજી ઘરની હાલત સારી પેઠે જાણતો હતો પિતાના અધાપા પછી એણે નિશાળ છોડી ધધો હાથ કર્યો સ્થાનકપુર ખાસ મોટુ નહી એટલે નવા દરજીને પેટપૂરતુ પણ ન મળે આખર એક એ ળખીતા કાકાની લાગવગે એણે મુબઈ ખેડવાનુ નક્કી કર્યું કરજ વધી ગયુ હોવાથી છગને પણ, આખે અધાપો હોવા છતા, મુબઈ જવાની રજા આપી

રામજીને માતપિતા પ્રત્યે અપાર માન હતુ પોતે દસ વર્ષનો હતો અને અભાગર મા'રાજની કથા સાભળવા જતો ત્યારે સાભળેલ 'શ્રવણ'ની વાતે એને માતપિતાનો અનન્ય ભક્ત બનાવી દીધો હતો 'પડે ભૂખ્યા રહીને પણ આધળા બાપને રોટલાની ખોટ ન પડવા દેવી એવો એનો નિશ્ચય હતો ધીમેધીમે હિંમતથી એણે કરજ એછુ કરવા માડ્યુ, અને ત્રણચાર વર્ષમા તો તરતા થઈ ગયા એની વધારેપડતી મહેનત એના શરીર ઉપર મદવાડ ખેચી લાવી અને એક વર્ષ એણે સ્થાનકપુરમા ગાળ્યુ એ દરમ્યાન બાપ તરફથી એને અનેક સારાનરસા વેણુ સાભળવા પડ્યા પણ—

ક્હશે, બાપ છે. બોલે, એનો ઓરતો ના હોય!' આમ એણે મનને મનાવ્યા કર્યું. અને પાછો માબાપને ખુશ કરવા મુંબઈ ભેગો થઈ ગયો.

લડાઈ, મોંઘવારી અને દુકાળિયાં વરસ એકસાથે જાગી ઊઠ્યાં. જે વર્ષે નાનો દીકરો કાનજી, બાળપોથી પસાર કરી પહેલી ગુજરાતીમાં આવ્યો તે જ વર્ષે રામજીનાં લગ્ન થયાં. રામજીની વહુ શાંતા ઘેર આવી અને થોડા દિવસે જ ઘરમાંથી શાંતિએ વિદાય લીધી. રામજીના મનમાં એક જ ઝંખના હતી: 'બાપુના મોઢેથી જશનાં બે વેણ સાંભળું તો બસ,' અને એ ઝંખના માટે એણે ખપી જવા સુધીની તૈયારી કરી રાખી હતી. પોતાની નવોઢાને એણે કદી નવી બે બંગડી પણ લાવી દીધી નહોતી, છતાં આખું ઘર જાણે એના તરફ શંકાની નજરે જોઈ રહ્યું હોય એમ એને લાગ્યા કરતું. છગન તો એના લગ્ન બાદ ઘણીવાર બોલી પણ જતો: 'આ દીકરો નો કે'વાય, આ તો દીકરી કે'વાય!' અને—

રામજીના સાંધેસાંધા કળી પડતા. એની આંખો નિરાશામાં ક્યારેક છાનીછાની થોડું રડી લેતી. પરંતુ બીજી જ પળે તે મોટા મને કહેતો: 'માબાપ નો કે' તો બીજું કોણ કે? અને હું ઈમનું નઈ સાંભળું તો બીજું કોણ સાંભળશે?'

મુંબઈમાં ખોલીની સગવડતા હોવા છતાં માબાપને કામની અગવડતા ન રહે એ માટે એણે શાંતાને મુંબઈ ન લઈ જતાં સ્થાનકપુરમાં જ રાખી.'

એક વર્ષ પછી એ પાછો આવ્યો. આવતાંવેંત જ એણે જોઈ લીધું કે ઘરમાં એનું સ્થાન બહુ જ વિચિત્ર હતું. વિજયી સમ્રાટના દરબારમાં કેદીરાજાની જે હાલત હોય છે એવી એની હાલત હતી. શાંતાને ગંગા તરફથી છાશવારે 'માર'ની મહેફીલ મળતી. પરંતુ એ ઘરરખ્ખુ બાઈ બધું જ સહન કરતી. 'કાલ સારા દી આવશે' એ એક જ આશા એના ધ્રુજી જતાં જીવનમિનારાને ટકાવી રાખતી.

રામજી ઘેર આવ્યો ત્યારે શાંતાએ ફક્ત એટલું જ કહ્યું: 'આ વખતે મને મુંબઈ તેડતા જાવ.' અને એણે જવાબ પણ ટૂંકો જ દીધો: 'જોઈશું.' પણ આડોશીપાડોશી તરફથી એને, જુવાન વહુને અહીં નહીં રાખવાની, અસંખ્ય શિખામણો મળી. છેવટ, જતી વખતે શાંતાને સાથે લઈ જવાનો વિચાર એણે માબાપ સમક્ષ રજૂ કર્યો.

'લઈ જાને બાપુ. તું હારે લઈ જાતો હો તો અમે પાપમાંથી છૂટી ઈ,' એને જવાબ મળ્યો. આજ દિવસ સુધી પત્નીને અહીં મૂકી જવામાં એણે માબાપ ઉપર બોજો મૂક્યો હતો એમ એ અવાજનો રણકાર કહેતો હતો.

'ગામના થોડાક પૈસા ચૂકવતો જાજે.' મુંબઈ જવા અગાઉ બે દિવસે એને ઓર્ડર મળ્યો. પાસે ભાડા પૂરતા પૈસા પણ નહોતા. દેશમાં આવીને બધા બાપના હાથમાં મૂકી દીધા હતા. 'જાશું ત્યારે બાપુ પાસે માગી લેશું' એ ખ્યાલે એણે એક પાઈ પણ રાખી નહોતી.

અર્ધી રાત સુધી વિચારોના ઘોડા દોડાવ્યા. બેંકવાળા સામેથી વ્યાજ માંગે એવી એની સ્થિતિ થઈ ગઈ હતી. અર્ધી રાતે એક વિચારે એના મનને ઠંડું પાડ્યું. શાંતાને ઉઠાડી એણે વાત કરી અને તુરત જ એની બેગમાંથી 'ઝાંઝરી' લઈ એણે કોટમાં મૂકી. બીજે દિવસે થોડુંઘણું કરજ હતું તે ચૂકવી સંતોષભર્યે હૈયે એ મુંબઈ ગયો. પણ માબાપના મનમાં તો સંતોષને બદલે શક જ મૂકતો ગયો. 'જોયું? આ પૈસા ક્યાંથી કાઢ્યા? હવે સંતાડતા શીખ્યો ખરો!' છગને ગંગાને સમજાવ્યું.

મુબઈની મોંઘવારીમા બે જણાનુ માડમાડ પૂરુ થતુ, એમા પૈસા માટે દેશમાથી કાગળ આવ્યા જ કરતા જો કે નિયમિત મોકલતા પૈસા તો રામજી દર મહિને રવાના કરતો જ પણ રખે એની પાસે મૂડી થઈ જાય એ બીકે છગન એક અઠવાડિયુ પણ કાગળ વગર ખાલી જવા દેતો નહી રામજીને લાગ્યુ કે આ મોંઘવારીમા કદાચ ઘરે પૂરુ નહી થતુ હોય અને થાય પણ ક્યાથી ? ત્યા થોડુ કોઈ રળવાવાળુ હતુ ? પોતે આખો ખાતા અડધો ખઈને પણ ઘેર પૈસા મોકલવા એકપગે ખડો રહેતો જેમજેમ એના પૈસા આવતા ગયા તેમતેમ છગનની ભૂખ અને શકા વધતા ગયા ‘ આ વહુ ત્યા ગઈ સે, તે બધુ એના બાપના ઘર ભેળુ કરશે ! ’ ગગાને છગન તરફથી દરરોજ એકાદવાર તો આવુ સાભળવુ જ પડતુ

દસ મહિના બાદ જ્યારે રામજીએ ઘરે આવવાની તૈયારી કરી ત્યારે એના ખિસ્સામા ફક્ત દેશના ભાડાના પૈસા પડ્યા હતા ઘેર પિતા પૈસા માગશે તો—?

વિચારમા ને વિચારમા ઘેર આવવાનુ એણે બે દિવસ મોડુ કર્યું જવુ કે ન જવુ એ બે પ્રવાહો વચ્ચે એણે ઝોલા ખાવા માડ્યા આખરે પહેલા અજમાવેલ ઉપાય એણે અજમાવ્યો શાતાની ડોકમા લટકતો એના પિયરનો ‘ દોરો ’ એણે મુબઈની બજારમા વેચ્યો, અને માબાપને રાજી કરવા કાઠિયાવાડનો રસ્તો લીધો આ વખતે એનુ મોઢુ પ્રમાણમા વધારે ફિક્કુ પડી ગયુ હતુ છતા માબાપના એકેએક બોલને પ્રબધનો સતોષ એના ચહેરા ઉપર તરવરતો હતો

ઘેર આવીને એણે પિતાના હાથમા ‘ નોટની ખડકલી ’ મૂકી પણ એના બે દિવસના રોકાણે અને રોણે આપેલ પૈસાએ એના ઉપરના વહેમમા વધારો કર્યો

‘ કાગળ તો હતો શનિવારે આવવાનો ને સેમવારે આવ્યે તે નક્કી એની સાસુને મળતો આવ્યે હશે ’ છગને ગગાને ધીરેથી વાત કરી

‘ ઈતો કાઈ કે’તો નથી ક’સે કે કામ આવી ગ્યુ એમા મોડુ થ્યુ ’

‘ કામ શેનુ આવી ગ્યુ હોય ? થોડા-ઘણા વધારાના ઘરાણાગાઠ વહુને પિયર ભળાવતે આવેને ’

ગગાને ગળે પણ વહુ વિષેની એ વાત ઊતરી, અને જો મોકો આવે તો વહુની ખબર લઈ નખવાનો એણે પાકો નિશ્ચય કર્યો

ચાર દિવસ બાદ આજે વહુની ખબર લેવા એણે વહુની બેગ ખોલી લૂગડાનો ગાભે-ગાભો વીખી નાખ્યો, પણ એ કપડામા એને એક પેસો પણ નજરે ન ચડ્યો—ફક્ત એક રૂપાની ઝીણી બેઆની સિવાય

‘ આમા તો કાઈ સે નઈ ! ’ એણે છગનને કહ્યુ ડેલડુ છોડી છગન પણ ઘરના ઉબરમા આવી ગયો હતો

‘ કાઈ ? ’

‘ ન, અમા તો કાઈ નથી ’

છગનને લાગ્યુ કે પોતે ખોટો પડ્યા છે બે ઠામણમા એનુ મોઢુ નરમ પડી ગયુ છતા એનુ મગજ કોઈ પણ રીતે સાચા થવા મથી રહ્યુ શરમથી શ્યામ પડી ગયેલ એના ચહેરામા વીજળી જેવી બેવડી રેખાઓ ચમકી ગઈ એણે રસ્તો ખોળી કાઢ્યો ‘ તો મે કીધુ’તુ ઈમ જ ઈ બધુ વેવાણના ઘર-ભેળુ થઈ ગ્યુ ’

ગગાને થયુ કે નક્કી એમ જ હશે પણ એનો કાઈ ઉપાય નહોતો કે નહોતી સાબિતી હારેલ હૈયે એણે બહાર કાઢેલ વસ્તુઓ અદર ભરવા માડી. વિચારમા ડૂબી ગયેલ બન્ને-માથી કોઈ કશુ બોલતુ નહોતુ ઓચિતા ગગાના હાથ અદર ભરાતી વસ્તુઓ બહાર

કાઢી બીજીવાર ફૂંફાસવા લાગ્યા અને ધ્રૂજતાં હાથે જોયું ન જોયું ને એની જીભ મોઢા બહાર નીકળી ગઈ: 'હાય, હાય!!!'

'કાં?' છગનને આંખોની ખોટ સાલી રહી. 'નભ્ભાઈ, કે'તી કે જાંજરી ને દોરો તો બેકમાં સે, ને આંઈ તો નથી ઈની મા જાંજરી, કે નથી દોરો. વાલા મૂઈ–'

'હું તો પે'લેથી જ કે'તો કે ઈના બાપને ત્યાં પોંચી ગ્યું, પણ...'

'અરે, વાલા મૂઈ આ તો ઘરખોદણ નીકળી!'

–અને ગંગાનું આખું યે શરીર ક્રોધમાં કંપી રહ્યું. શાંતા જો આવે તો એને કાચી ને કાચી ખાઈ જવા જેટલી પશુવૃત્તિ એનામાં જાગી ઊઠી.

'હવે, તો રામજીડોય...' છગનનો ક્રોધ બહાર નીકળતો હતો પરંતુ એને એટલેથી જ અટકાવી દેતી ખડકીની સાંકળ ખખડી રહી.

'કોણ સે?' એનું આંધળું મોઢું ખડકી તરફ તાકી રહ્યું.

'બીજું કોણ હોય–' ગંગા તિરસ્કારમાં બોલી અને નદીએથી ધોઈને પાછી ફરેલ શાંતા ખડકી ખૂલી એટલે અંદર દાખલ થઈ.

'તારી જાંજરી ને દોરો ક્યાં સે?' ભીનાં કપડાં, ખાટલા ઉપર સૂકવતી શાંતાને ગંગાએ આવતાંવેંત જ ઊધડી લીધી.

શાંતાને લાગ્યું કે હવે નહીં બોલવામાં જ સાર છે. તે મૂંગી રહી.

'કાં, મોઢામાંથી ફાટતી કીમ નથી? ક્યાં મૂકી આવી, તારું નખ્ખોદ જાય...' ગંગાની જીભ છૂટી થઈ, પછી તો કેટલીયે ગાળો એ છૂટી થયેલ જીભે પીરસી. જ્યારે સહન ન થયું ત્યારે શાંતા ફક્ત એટલું જ બોલી: 'બધી તમારા દીકરાને ખબર છે. ઈમને પૂછી જોજો...મારું તો તમે સાચું નહીં...'

'હેં! મારાં સામે લબલબાટી કરેસ, ઈમ?' ગંગા ઊઠી. શાંતા લૂગડાં સૂકવી રસોડામાં ગઈ હતી.

'ગામઆખાંની ઉતાર! મારા દીકરાને સું પૂછું? તારા કાળા કામાની ઈને શી ખબર...?' અને બોલવાના બધા નિયમોનો ભંગ કરી જેમ આવે તેમ બાફતી એ રસોડામાં પહોંચી. શિકાર ઉપર જતી બિલાડી જેવી એની ચાલ ભયંકર–અતિ ભયંકર લાગતી હતી. અને એ શાંતાને પૂરેપૂરી ટીપી લે તે પહેલાં બહાર ગયેલ રામજીએ ઘરમાં પગ મૂક્યો. એની પાછળ નિશાળેથી છૂટેલ કાનજી હાથમાં 'દફતર' લઈ દાખલ થયો. પૂરા જોરથી દંશ દઈ રહેલ નાગણીને જોઈ બન્ને જણા ઘડીક તો થીજી જ ગયા.

'આ તારો સગો આવ્યો.' રામજીને જોઈ ગંગા ગર્જી ઊઠ્યા. 'આ કાળાકામની કરનારીએ દોરો ને જાંજરી ક્યાંક મૂક્યાં એની તને ખબર છે અલ્યા?' એક પગ રસોડાના ઉંબર બહાર અને એક અંદર રાખી તે રામજી સામે તાકી. રામજી શું બોલે?

'હા, હવે ઈ કે'શે તો...કે'શે તો–તમે...સાચું......' શાંતાનાં ડૂસકાં એને સ્પષ્ટ થતી અટકાવી રહ્યાં.

'મૂંગી મર.' ગંગાએ પાટુ ઉગામી.

'પૂછોને ખોટું હોય તો...તમે...' પણ શાંતા બોલી રહે તે પહેલાં તો એના પડખામાં પડેલ પાટુએ એને બેવડ વાળી દીધી.

'તું કીમ મૂંગો ઊભો રયો? બોલ–તનેય ખબર હોય તો.'

છગનને વધુ મૂંગા રહેવું ન ગમ્યું.

જશ માટે ઝંખી રહેલ રામજીની આંખો, આજ સુધી સાચવી રાખેલ આંસુએ છલકાઈ ગઈ. ઘરમાં 'દફતર' મૂકી પાછા ફરતાં

કનુજીએ ગોટાભાઈના આંસુ જોયા અને એનાથી બોલાઈ ગયું ' તમે કેમ રોવો છો ? એ બુ–' એ ગગા સામે તાકી રહ્યો

છગનને પિત્તો ઉછળી ગયો એને ગમ જીડાના આ ઢોંગ ન ગમ્યા 'તું શું કામ રોસ ઈમાં ? બાયડીના ગુલામ !'

'હવે તને નઈ ગમે તે અને તારી ગાળો સાંભળને બોલ વશુ ય નઈ, આ તે બે ય ઢોંગીલા નીકળ્યા ફાવ્યું ' ગગગે ગાગ પુરાવ્યો

'બાયલા ! બ'રો નીકળ માર ઘરમાંથી, તારી ડોશી બધું ક્યાંક મૂકી આવી ત્યાં કેમ કેમ ઠાઈ ફાટતો નથી ?'

'મારુ તો ઘર મેદાન કર્યું ! આના કરતાં તો પેટ પાણો પડ્યો હોત તો ય બળતરા નો'તી ' ગગાએ કળાપૂર્વક આંખમાં આંસુ આણ્યાં

ગમજીથી આ સહન કરવાનું અશક્ય બન્યું જૂઠી ઝખનના મૃગજળ પાછળ દોડીને વિતવેલ જિંદગી એની આંખો સામે આવીને ખડી થઈ અપજશના આઘાતથી એનું મગજ ભમી ગયું અને તોફાને ચડેલ આંસુના પૂરે કિનારાના બંધનો તજી દીધા ટેકા માટે " તલસતું એનું હૃદય વ્યર્થ ફાંફાં મારી રહ્યું પરંતુ—

ગગને કે છગનને એની દરશી પડી નહોતી એમના ચહેરા ઉપરનો તિરસ્કાર તો વધારે ને વધારે ઘેરો બનતો ગયો અને 'પગને કજેરે પડે, દુખડ માં ડૂબજો ' એ ભજન ઘરે જ ગાનાર છગનના મોઢામાંથી નીકળેલ બળગતા તિરસ્કારે ગમજીને દાઝ્યા ઉપર ડામ દીધા

'બાયલા હેય જ એવા તારે ગોઢું જોયા ફેર થયે હશે મડદાલ '

★

બે મિત્રોને શરત લાગી સામે કેળાની મોટી લૂમ પડેલી હતી મનુએ રજનીને કહ્યું 'આટલાં બધાં ય કેળાં તેની છાલ સાથે ખાય તો ૨૫ રૂપિયા આપું, નહીં તો તારે આપવા '

રજની કબૂલ થયો, પણ કેળું ને તેની છાલ સાથેસાથે ખાય તો બંનેનો સ્વાદ બગડે પાછળથી કેળાનો વચરો ગર્ભ જ રહ્યો હશે તો આસાનીથી પૂરો કરી જવાશે માની એણે પહેલાં માત્ર છાલ જ ખાવા માંડી પણ બધાં કેળાંની છાલ ખાતાંખાતાં તો નાકે દમ આવી ગયો પોતાની હાર એણે કબૂલી, ત્યારે મનુએ જણાવ્યું

'મૂરખ, આમાં તને બેવડું નુકસાન ઇનામ નહીં મળે ને હવે બાકી રહેલો કેળાનો ગર્ભ છું ખાવાનો ! એને બદલે પહેલાં ગર્ભ ખાધો હોત તો ભલે શરત હારી જાત, પણ કેળાં તો મળત ને !'

×

'તમે જે લશ્કરી મોરચો ઊભો કરવાના છો તેની યોજના મને સમજાવશો ?' કમાન્ડર જનરલને એક ખબરપત્રીએ પ્રશ્ન કર્યો

'પણ તમે એ વાત ખાનગી રાખી શકો ?'

'અલબત્ત !'

'તે જ રીતે હું પણ રાખી શકું છું !' કમાન્ડરનો જવાબ મળ્યો

×

# રમત દ્વારા કેળવણી

શ્રીમતી રંભાબહેન ગાંધી

બાળકો વિશેના આપણા ખ્યાલો કેટલા ભ્રામક હતા તે મેડમ મોંટેસોરી, સ્વ. ગિજુભાઈ અને આધુનિક કેળવણીશાસ્ત્રે આપણને બતાવી આપ્યું છે. બાળક પણ સંજોગોનું પ્રાણી છે, પ્રારંભનાં પાંચસાત વર્ષોમાં એ આસપાસની દુનિયામાંથી ઘણું શીખી લે છે. એના સાર્વત્રિક વિકાસ અર્થે આપણે માર્ગ મોકળો કરી આપવો જોઈએ. રમત દ્વારા, રમકડાં ને ચિત્રો દ્વારા અપાયેલી કેળવણી, કેવળ 'ક, ખ, ગ, ઘ'ની કેળવણી કરતાં અનેકગણી ઉત્કૃષ્ટ છે. વિકાસ પ્રમાણે જ બાળકનાં રમકડાંની પણ પસંદગી થવી જોઈએ. બાળક, રમત ને રમકડાંનો પ્રશ્ન લેખિકાએ અહીં ચર્ચ્યો છે.

ઘણી જગ્યાએ બાલમંદિરો ચાલે છે અને ઘણી જગ્યાએ નવાં પણ ખોલાતાં જાય છે. માતાઓ પોતાનાં બાળકોને બાલમંદિરમાં મોકલે છે, પણ સામાજિક કાર્ય કરતાંકરતાં, મેં ઘણીવાર જોયું છે, કે અમુક માતાઓને એમ થાય છે કે બાળક બાલમંદિરમાં જાય છે, આપણે ફી ભરીએ છીએ, છતાં બાળક શીખતું તો કશું જ નથી; તો પછી મોકલવાથી ફાયદો શો? બાળકને જો એકડો લખતાં આવડે કે ક–ખ–ગ વાંચતાં આવડે તો જ માને સંતોષ થાય છે, કે હા...શ! છોકરાને મોકલ્યા અને પૈસા ખર્ચ્યા એ લેખે લાગ્યા. તેમને મન બાળકોની રમતો તથા બાલમંદિરમાં બીજી યોજાતી પ્રવૃત્તિઓનું બહુ મહત્ત્વ નથી હોતું. બાળવિકાસમાં રમકડાં, રમતો, સંગીત, ચિત્રકામ, માટીકામ વગેરે શું ભાગ ભજવે છે તે જાણવું જોઈએ. ફક્ત ક, ખ, ગ, ઘ, જ અગત્યના છે એવું નથી. આ રમકડાંઓ પણ બાળજીવનમાં અગત્યનો ભાગ ભજવે છે.

નાના બાળકને રમકડે રમવું ગમે છે તે તો આપણે જાણીએ છીએ પણ રમકડાં એમનાં જીવનમાં–જીવનવિકાસમાં કેટલો ભાગ ભજવે છે તે કદાચ બહુ ઓછા જાણતા હશે, અને તેથી જ રમકડાંની પસંદગીમાં જોઈએ તેવો ખ્યાલ પણ રખાતો નથી; અર્થાત્ વિકાસની દૃષ્ટિએ ને ઉંમરની દૃષ્ટિએ રમકડાં પસંદ કરતાં નથી.

રમકડાંથી બાળક રમે છે; અને રમતનો મુખ્ય હેતુ બાળકની શારીરિક, માનસિક અને બૌદ્ધિક ખીલવણી કરવાનો હોય છે. રમવાનાં રમકડાંથી બાળક સ્પર્શ દ્વારા તેની આસપાસની દુનિયાનો અનુભવ મેળવે છે. બજારનાં તૈયાર રમકડાં કરતાં બાળકને માટે, માટી, રેતી, પાણી વગેરે સાધનોથી રમકડાં બનાવવા દેવાનું વધારે સારું છે; કારણકે તેમાં તેની રચનાત્મક શક્તિ પણ ખીલે છે.

આવાં સાધનોથી બાળકની ઉત્પાદકશક્તિ ખીલે છે. સાથેસાથે બાળકને બાલદી, ઝાડુ, બ્રશ, કાતર વગેરે ઘણાં જ ગમે છે; કારણકે મોટા જેટલું કરે છે તેટલું જ બાળક કરવા માગે છે અને તેની એ વૃત્તિ સંતોષવા માટે તેને માટે આવાં નાનાં કદનાં સાધનો વસાવવાં જરૂરી બની રહે છે.

આપણે એટલું ખાસ ધ્યાનમાં રાખીએ કે બાળકને ગમે તે ઉંમરે ગમે તે રમકડાં તો ન જ આપવાં. તેની ઉંમર પ્રમાણે રમકડાંમાં ફેરફાર થવો જોઈએ. કઈ ઉંમરે કેવાં રમકડાં આપવાં તેનો સાધારણ વિચાર કરીએ.

પહેલા ત્રણ મહિનામાં બાળક ઊંઘે જ છે અને જાગે ત્યારે પેટ ભરે છે. જો કે આ

ઉમરે પણ તે ઇચ્છે છે કે તેની માતા તેનું ધ્યાન ગમે

બે વર્ષના બાળકમા નીચેની ખાસિયતો દેખાય છે

(૧) પાચે ઇંદ્રિયોનો થોડાથોડા વિકાસ

(૨) પોતાની મેળે હલનચલન

બાળક કોઈ વસ્તુ પકડી શકે છે, ત્યારથી જ તેની સ્પર્શેન્દ્રિય ખીલવા લાગે છે સાધારણ રીતે પાચમે-છઠ્ઠે મહિને બાળક રમકડુ પકડી શકે છે તે કેવડુ છે તે સહેજ સમજે છે, પણ તેને હજી રંગનું જ્ઞાન હોતુ નથી રંગનુ જ્ઞાન પછી આવે છે

બાળક અવાજ સમજી શકે છે તેથી સાધારણ રીતે આ ઉમરે બાળકને ઘૂઘરા અપાય છે બાળક આ ઉમરે રમકડાના અવાજ ને માના અવાજ વચ્ચેનો ભેદ પણ પારખી શકે છે ખરુ

બાળકને છ મહિનાનું થાય ત્યારથી તે બે વર્ષનુ થાય ત્યાસુધી દાત આવે છે એવે વખતે એવા રમકડા આપવા જોઈએ, જે મોઢામા નાખે તો હરકત નહી દા ત લાકડાની ચૂસણી, લાકડાના લીસા ઘૂઘરા વગેરે

લગભગ અઢી વર્ષે બાળક બાલમદિરમા જાય છે અહી તેને માટે અનેક રમકડા હોય છે ઘરમા નાનપણમા કયા રમકડા આપવા તે જોવાય છે તેના કરતા બાલમદિરમા તે વિશે વધારે ખ્યાલ રખાય છે, કારણકે બાલમદિર તો બાળકોનુ જ મદિર છે ને? ત્યા તો તેમનુ જ રાજ્ય છે તેમની નાની શી દુનિયામા તે જ સર્વોપરી છે તેમને માટે ત્યા યોગ્ય રમકડા, યોગ્ય સાધનો, અને યોગ્ય કાર્ય મળતા તેઓ સપૂર્ણ વિકસી શકે છે

આપણે ઉપર જોયુ કે નાના બાળકને અવાજ થાય એવો ઘૂઘરો ગમે છે, તો બાલમદિરમા ઝીણો અને મધુરો અવાજ થાય તેવી ડબીઓ રાખવામા આવે છે બાળકને સ્પર્શનુ ભાન તો છે જ, પણ તે વિકસાવવા માટે ડબ્બાપેટીઓ રાખવામા આવે છે, જેથી બાળક ચોરસ, ગોળ, લબગોળ ઇત્યાદિ વગર શીખવ્યે પણ શીખી જાય છે અને ગમ્મત સાથે જ્ઞાન મેળવે છે મણકા પરોવવાના પણ બાળકને બહુ જ ગમે છે આવી રમતો દ્વારા બાળક એકધ્યાન થતા શીખે છે.

બાલમદિરમા સગીત તો હોય જ અને સગીત દ્વારા બાળક હલનચલન, તાલ, લય શીખે છે ને તેના સાધારણ હલનચલનમા પણ જાણે કળા આવી જાય છે દરેક બાળક સગીતનુ તો રસિયું જ હોય છે ને? જુઓને ઘોડિયામા સૂતેલુ બાળક રોતુ હોય, પણ હાલરડુ ગવાય તો નિરાતે સાભળે છે ને સગીતની મીઠી અસરમા ઊઘી જાય છે તે અનુભવ કઈ માતાને નહીં થયો હોય? જો નાના બાળક પર સગીતની એટલી અસર થાય છે તો અઢી વર્ષથી પાચ વર્ષના બાળક પર સગીત કેવી અસર કરતુ હશે તે સહેજે સમજી શકાય છે

ત્રીજા વર્ષે બાળકને સહેજ રગની પરખ થાય છે, તો તે પ્રમાણે સાધનો અપાય છે. દરેક ઘરમા એટલા સાધનો હોવા સભવિત જ નથી, તેથી બાલમદિર બાળકના જીવનમા અનેરો ભાગ ભજવે છે તે સમજી શકાય છે બાલમદિર બાળકની ઉમર અને જરૂરિયાત પ્રમાણે જ તેની પાસે સાધનો મૂકે છે ને બાળક તેનો ઉપયોગ કરે છે. જ્યા બરાબર ઉપયોગ ન થતો હોય ત્યા જ શિક્ષક બાળકને, બાળકને ખટકે નહીં તેવી રીતે રોકે છે ને તેનો બરાબર ઉપયોગ કરાવવામા મદદરૂપ બને છે

ચોથા વર્ષે બાળકની પ્રવૃત્તિ વધારે ખીલે છે આ ઉમરે માટી, રેતી, પાણી વગેરે સાધનોથી પોતે જ રમકડા બનાવે છે અને સર્જનકર્તાનો અદ્ભુત સતોષ મેળવે છે, જેમ

માણસના સ્વભાવમાં કંઈક નવું સર્જન કરવાની ને કંઈક નાશ કરવાની વૃત્તિ હોય છે તેવી જ વૃત્તિ બાળકમાં પણ હોય છે. રમકડાં બનાવીને બાળક સર્જનશક્તિ તો ખીલવે છે જ, પણ રમકડાં બનાવીને ભાંગે છે, ત્યારે તો પેલી સંહારકવૃત્તિ કામ કરે છે; પણ તે વૃત્તિને શિક્ષક દબાવી નથી દેતા બલકે તેનું જોશ વપરાઈ જવા દે છે; કારણ-કે દબાવવાથી આ જ વૃત્તિ મોટી ઉંમરે કોઈ વાર વિકૃત સ્વરૂપમાં દેખાય છે. પરંતુ સાથે-સાથે શિક્ષક એ પણ ખાસ ધ્યાન રાખે છે, કે બાળકની શક્તિ વધારે રચનાત્મક કાર્ય તરફ જ ખીલે.

આપણે જાણીએ છીએ કે છોકરા-છોકરી-ઓને ઢીંગલીથી રમવું ઘણું જ ગમે છે. એની પાછળ જોઈશું તો દેખાશે કે બાળક પોતાથી નાની દુનિયા વસાવે છે. જેટલું માતા બાળકને કહેશે, ધમકાવશે કે નવરાવશે તે બધું જ બાળક તેની ઢીંગલી પર કરશે. તે ઢીંગલીને મારશે, ગુસ્સો કરશે, પાછો વહાલ કરશે, સુવાડશે, નવડાવશે બધું જ કરશે અને એવી રીતે કરશે કે જાણે માતા જ હોય. આ વૃત્તિ છોકરા કરતાં છોકરીમાં વધારે હોય છે. ઢીંગલી પાસે પોતે મોટી છે અને ફાવે તેમ તેને કરી શકે છે, તે ભાવના આમાં ભરેલી છે. બાળકને મોટાના દુનિયા ખાસ ગમતી જ નથી; કારણકે પોતે નાનું છે અને મોટા કરે છે તેટલું તે નથી કરી શકતું તે ખ્યાલ જ તેને પીડે છે ને તેથી જ આ ઢીંગલીથી ને રમકડાંની દુનિયામાં બાળક પોતાનો અહં-ભાવ સંતોષે છે.

મોટા જેટલું કરે તેટલું બધું જ કરવાની ઇચ્છા આ ઉંમરે બાળકમાં હોય છે. દા. ત. કપડાં ધોવાં, ઝાડુ કાઢવું, દાણા ઝાટકવો, રૂમ લૂછવા વગેરે. ઘેર તો માતા તરછોડી નાખે છે, જ્યારે આ વૃત્તિને બાલમંદિરમાં પૂરું ઉત્તેજન આપવામાં આવે છે. તેમને માટે ત્યાં નાના ઝાડુ હોય છે, નાની સુપ-ડીઓ હોય છે. ત્યાં બાળક પોતાનો નાસ્તો બનાવવામાં પોતે જ મદદ કરે છે, પોતે જ પીરસે છે. આ કાર્યમાં બાળકો એવા તો હોંશથી લાગી જાય છે કે તેમને થાક જેવું તો કશું લાગતું જ નથી. બાળક જ્યારે મોટા જેવું કામ કરે છે ત્યારે જાણે કહે છે, કે 'જુઓ, હું પણ તમારા જેવડો જ છું ને? ન જાણતા કે હું નથી કરી શકતો, હું પણ તમારા જેટલું જ કરી શકું છું હો!' આ આત્મસંતોષ બાલવિકાસમાં ઘણો જ મદદ-રૂપ થઈ પડે છે.

આ ઉંમરે બાળકને રમકડાં, સંગીત ઉપરાંત અક્ષરજ્ઞાન પણ આપવામાં આવે છે; પરંતુ તે શુષ્ક રીતે તો નહીં જ. રમત રમતાં જ બાળક 'કને કાનો કા' કરતાં શીખી જાય છે. મણકા સાથે રમતાંરમતાં જ બાળકો સો ગણતાં શીખી જાય છે. લાકડીઓ દ્વારા જ ટૂંકું, લાંબું, વધારે લાંબું, વધારે ટૂંકું ઇત્યાદિનું ભાન કરાવવામાં આવે છે. ચોકઠાં ને મોતીના મણકા દ્વારા જ રમતાં-રમતાં ગણિત શીખવું પણ બાળક શરૂ કરી દે છે. આ બધા ઉપરથી દેખાય છે તો રમ-કડાં, છતાં બાળકનો વિકાસ તે દ્વારા કેટલો સરસ રીતે સધાય છે તે આપણે જોઈ શકીએ છીએ.

ચાર વર્ષ પછી બાળકને સમૂહ-રમતનો કંઈક ખ્યાલ આવે છે, પરંતુ હજી જોઈએ તેવો તો નહીં જ. પાંચ વર્ષનું બાળક તો દરેકને દેખાડવા આતુર હોય છે કે 'જુઓ મેં આ કર્યું', જુઓ હું આ કરી શકું છું.' આ ઉંમરે બાળકને વાર્તાઓ સાંભળવી ઘણી ગમે છે. જેમ રમતમાં, સંગીતમાં બાળક એકધ્યાન, એકચિત્ત થઈ જાય છે તેવી જ રીતે આ ઉંમરે વાર્તામાં પણ બાળક ખૂબ જ

એકધ્યાન થાય છે આ જ ઉમરે કંઈક ચિત્રકળા પણ કરવા લાગે છે ને વાચવાની વૃત્તિ પણ જાગે છે

આપણે ઉપર જોઈ ગયા કે બાળવિકાસ-માં રમકડાં, માટી, રેતી, પાણી વગેરે કેટલો ભાગ ભજવે છે, તેમ જ બાળકની રચનાત્મક શક્તિ ખીલવવા, તેમ જ તેના માનસિક, શારીરિક અને બૌદ્ધિક વિકાસ માટે કેટકેટલા સાધનો અને રમકડાની જરૂર પણ છે

બાળકને દરેક ઘરમા આ રીતે કેળવવુ સંભવિત નથી જ, કારણકે ન તો આપણે એટલા સાધનો વસાવી શકીએ, કે ન તો બાળક પ્રતિ આખો વખત ધ્યાન પણ રાખી શકીએ મા બાળક તરફ આખો દિવસ થોડું જ ધ્યાન આપી શકે છે? તેને પણ બીજુ કામ હોય જ ને? જ્યારે શિક્ષક તો એને માટે જ છે ને એ કેળવણી આપવા માટે જ ઘડાયેલ છે બીજુ, બાલમંદિર બાળ-વિકાસ માટે જ યોજેલા હોઈ, ત્યા બાળવિકાસ અંગે જોઈતુ દરેક સાધન હોય છે ને બાળકની ઉમર ને તેની વૃત્તિ જોઈને જ તેને તે પ્રમાણે સાધનો પૂરા પાડવમા આવે છે

આ ઉપરાત ઘરમા બાળક એકલુ રમે તો આ દરેક રમકડુ મારુ જ છે તેવી માલિકીની ભાવના પણ તેનામા જાગે છે, જ્યારે બાલમંદિરમાં તો દરેક વસ્તુથી પોતે રમી શકે છે, છતા એ વસ્તુઓ મારી છે, એની એકલાની જ નથી તે સમજી જાય છે પરિણામે એનામા સામાજિક ભાવના પણ ત્યા ખીલવી શકાય છે

બાલમંદિરમા બાળકને માટીમાથી રમકડાં બનાવવા દેવા માટે, ચિત્રકામ માટે પણ ખાસ ઉત્તેજન અપાય છે, જ્યારે ઘેર તો કદાચ માતા કહેશે, કે 'અરેરે લૂગડાનો ઘાણ કાઢી નાખ્યો, બસ આખો દહાડો માટી, માટી ને માટી જ કોણ જાણે માટી રૂપ થવી ક્યારે મૂકશે ને ક્યારે ભણતો થશે? લે આ પાટી, લખ જોઈ એકડા' બિચારું બાળક ક્રમને પાટી લઈને ખૂણામા બેસી જશે ને પરિણામે તેનમા ખીલેલી રચનાત્મક શક્તિ કે આનંદ પણ મૃત્યુ પામશે

બાળકને કાતરકામ કરવુ ઘણુ જ ગમે છે તેના બાલમંદિરમા ખાસ પ્રબંધ હોય છે બાળકો ચિત્રો, ફૂલ ઇત્યાદિ કાપે છે, ચોપડી-મા ચોડે છે, જ્યારે ઘેર તો ભૂલેચૂકે ય બાળકના હાથમા કાતર આવી જાય ને બાળક તેના સ્વભાવ અનુસાર ક્યાંક કાતર ફેરવી દે, તે આવી જ બને! ટૂકમા ઘરનુ વાતાવરણ બાળવિકાસ માટે પૂરતુ અનુકૂળ નથી એમ લાગે છે અને તેથી સાબિત પણ થાય છે જ કે બાલમંદિરમા જતા બાળકો એકડા ભલે જરા મોડા શીખે, પરંતુ તે જે કંઈ શીખે છે, સમજે છે અને તેમના હૃદય પર જે ચિત્રો અંકિત થાય છે તેની કિંમત ગોખેલિયા ક, ખ, ગ, ઘ કે એકડા કરતા તો વધારે છે જ

બાળકને ઘણીવાર ઘરમા તિરસ્કાર પણ ખમવો પડે છે, જ્યારે શાળામા તો શિક્ષકનો સ્નેહ જ મેળવે છે અને એ તો ચોક્કસ છે જ કે જે બાળકને સ્નેહ મળે છે તે સુખી હોય છે ને સુખી બાળક જ માનસિક દૃષ્ટિએ તંદુરસ્ત હોય છે બાળકને સ્વતંત્રતા ખૂબ જ ગમે છે અને જે સ્વતંત્રતા બાલમંદિરમા મળે છે તે બીજે ક્યા મળે? જો બાળકનો વિકાસ રુધી ન નાખવો હોય તો, બાળકની સ્વતંત્રતા કદી પણ રુધશો નહી

કદાચ કોઈ એમ પણ કહે કે આગળ બાલમંદિર નહોતા તો શુ છોકરા નહોતા મોટા થતા? નહોત ભણતા? આનો જવાબ એટલો જ છે કે આપણે આગળ નહોતા

સમજતાં તેથી ચલાવ્યું, પણ જ્યારે માનસશાસ્ત્રનાં વિજ્ઞાને આપણી આંખો ખોલી જ છે તો શા માટે આપણે આપણા બાળકોને-ભવિષ્યના નાગરિકોને સુંદર રીતે ન કેળવવા ?

ટૂંકમાં બાળક દરેક ક્ષણે નવા અનુભવોની તપાસમાં જ રહે છે, દરેક વસ્તુને ઓળખવા માગે છે, દરેક વસ્તુ સાથે પરિચય કરવા ઈચ્છે છે. તે ચીજને ઓળખે છે ને આનંદ મેળવે છે. જેમાં આનંદ ગમે તે ફરીફરી પણ કરે છે ને નવો અનુભવ મેળવતું જ જાય છે.

બાળકની અને મોટાની દુનિયા જ જુદી છે ને દુનિયા જોવાની દૃષ્ટિ પણ નીરાળી જ છે; માટે જ બાળકને બાળકની દુનિયામાં વિકસવા દેવું ને આપણા માપકયંત્રે તેના વિકાસની આંકણી ન આંકવી; કારણકે બાળક જે દૃષ્ટિએ જુએ છે તે દૃષ્ટિએ મોટા જોઈ શકતા જ નથી: દાખલા તરીકે એક લાલટેન લઈએ, લાલટેન બળતું હોય તો મોટા જોશે કે તેની દીવેટ બરાબર છે કે નહીં, જ્યારે બાળક તો ફક્ત પ્રકાશ જોઈને જ રાચશે. જો લાલટેન બુઝાઈ જશે તો મોટા તુરત તેને પ્રગટાવવાની ધમાલ કરશે, જ્યારે બાળકને પ્રકાશમાંથી અંધકારમાં કંઈ નવો જ આનંદ મળી રહેશે. આવી જ રીતે ગંદાઘેલાનું માપ પણ બાળકનું અને મોટાનું એક નથી. બાળકને જ્યારે માટી પ્રિય લાગે છે, માટીથી રમવું ઘણું જ ગમે છે, ત્યારે તેમાં મોટાને ગંદાપણું લાગે છે. બાળક માટીમાંથી જે મેળવે છે તે મોટા સમજી શકતાં નથી.

માટીનાં રમકડાં ને તેના આકારોથી બાળકનો વિકાસ સુંદર થાય છે; કારણકે બાળકની દુનિયા શબ્દો કરતાં આકારોની જ ભરેલી હોય છે. એની વાર્તામાં પહાડ શબ્દ આવે તો તેની સામે શાબ્દિક આકાર ઉપસ્થિત થતો નથી; પરંતુ ચિત્રના રૂપમાં જ પહાડ તેની આંખ સામે દેખાય છે, એટલે વાર્તા પણ ચિત્ર દ્વારા કે રમકડા દ્વારા જ બાળક સમજે છે ને મનમાં ઉતારે છે.

બાળક કલ્પનાશીલ ખૂબ જ હોય છે. તે તેની દુનિયામાં જ વિચરતું હોય છે. બાળક રમકડા સાથે રમે છે ત્યારે આપણે તેનામાં રહેલી આ વૃત્તિ જોઈ પણ શકીએ છીએ.

ઉપરની વાતથી આપણે જોઈ શકયા કે બાળકના જીવનમાં રમત, રમત માટેનાં રમકડાં, વાર્તાઓ અને સંગીત ખૂબ જ ભાગ ભજવે છે; અને દરેક બાલમંદિરમાં અપાય છે. આશા છે, કે માતાઓ હવેથી ક, ખ, ગ, ઘ, કે એકડાની ઉતાવળ નહીં કરે અને સમજી શકશે કે રમત દ્વારા પણ બાળકોનો વિકાસ બાલમંદિરમાં સધાઈ રહ્યો છે. એટલું જ નહીં પણ જો બાલમંદિરની પદ્ધતિ પર જ, ઘેર પણ બાળવિકાસ માટે જોઈતા પ્રબંધ કરવામાં માતપિતા મદદ કરે તો બાલમંદિર અને ગૃહનું વાતાવરણ એક જ બની જતાં બાળકની પ્રગતિ સુંદર રીતે સાધી શકાશે તે નિર્વિવાદ વાત છે. માતાઓ એમ કરશે ?

★

વર્તમાનપત્રના એક ખબરપત્રીને ઓચિંતા જ પૈસા મળી ગયા અને એણે પોતાના જીવનની મહત્ત્વાકાંક્ષા પૂરવાના નિશ્ચયથી એક અઠવાડિક ખરીદી લીધું. એ દ્વારા ગ્રામસુધારણા કરવાનો ઇરાદો હતો. એના પત્રનો મુદ્રાલેખ હતો :

'અપ્રિય લાગે એવું હોય તોપણ સાચું જ કહેનાર અઠવાડિક.' પણ એના આ અવ્યવહારુ ને ખૂની સ્વભાવથી જાહેરખબર આપનારાઓ સાથે ખટરાગમાં ઊતરવું પડયું. જાહેરખબરો ઓછી થવા લાગી. એણે મુદ્રાલેખ બદલ્યો:

'છાપવા માટે જરૂરી હોય તેટલું સાચું કહેનાર સાપ્તાહિક'

×

# પ્રભુ-નામસ્મરણ

શ્રી રેવાશંકર બરડવાળા

'રામનામે પથ્થર તરે' કહીને આપણે પ્રભુ-નામની મહત્તા તો જાઈ જ છે. આધુનિક યુગમાં રામનામની અલૌકિક શક્તિ પૂ. બાપુએ બતાવી આપી છે. આપણા ધર્મગ્રંથોએ પ્રભુનામસ્મરણનો મહિમા અહોભાવથી ગાયો છે. શ્રીમદ્ ભાગવતે એનું ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. માનવી ભલે પરમ જ્ઞાની હોય, ભલે મુક્તાત્મા-વૈરાગી હોય તથાપિ ભક્તિ વિના પ્રાપ્ત કરેલાં જ્ઞાન ને વૈરાગ્ય નિરર્થક છે એવું લાગે છે. લેખકે અહીં ભક્તિ વિશે બોધપ્રદ વાત રજૂ કરી છે.

બ્રહ્મજ્ઞાની તરીકે આપણા શાસ્ત્રોમાં સનત્કુમારો વિખ્યાત છે. કુમારો ચાર છે અને તે બ્રહ્માના માનસપુત્રો કહેવાય છે. ખરી રીતે તો મનના જે ચાર પ્રકાર છે-મન, ચિત્ત, અંતઃકરણ અને અહંકાર, એ ચારેનું ચાર સનત્કુમાર એવું નામ આપેલું છે. મન જેમ સ્થિર રહેતું નથી તેમ આ ચારે કુમારો પણ સર્વદા ફર્યા જ કરે છે એમ ભાગવતમાં જણાવ્યું છે, તે પરથી પણ એ સિદ્ધ થાય છે કે મનને જ આ સનત્કુમારોની ઉપમા આપી છે. એક દિવસ આ સનત્કુમારોને નારદજીનો ભેટો થઈ ગયો. નારદજી હાંફળા-ફાંફળા ગાંડાની જેમ દોડ્યા જતા હતા તેને સનત્કુમારોએ થોભાવી પૂછ્યું 'અરે બ્રહ્મન્! આમ ચિંતાગ્રસ્ત કેમ છો? જે મનુષ્યનું સર્વ ધન કોઈ હરી ગયું હોય અને તેના ચિત્તની જેવી સ્થિતિ થાય તેવી તમારી ચિત્તવૃત્તિ કેમ છે? તમારા જેવા બ્રહ્મજ્ઞાનીને આ શોભતું નથી.'

નારદજી કહે છે 'ભાઈઓ, વાત એમ છે કે મેં એક આશ્ચર્ય જોયું છે.'

સનત્કુમારોએ પૂછ્યું 'અમને વાત તો કહો, તમે શું જોયું?'

નારદ કહે 'ભાઈએ, હું પૃથ્વીને સર્વોત્તમ સમજી પર્યટન માટે ગયો હતો. પૃથ્વી પર નાનાવિધ તીર્થો હોવાથી તે તીર્થભૂમિ કહેવાય છે. એટલે એ તીર્થયાત્રા માટે હું પુષ્કરરાજ, પ્રયાગ, કાશી, ગોદાવરી, હરિક્ષેત્ર, કુરુક્ષેત્ર, શ્રીરંગ, સેતુબંધ વગેરે સ્થળે ગયો; પરંતુ ક્યાંય મને મારા મનને સંતોષ થાય એવો ધર્મ દેખાયો નહીં. કલિ અને તેના મિત્ર અધર્મનું સામ્રાજ્ય સર્વત્ર દેખાયું. સત્ય, તપ, પવિત્રતા, દયાદાન વગેરે મને ક્યાંય દેખાયાં નહીં. જીવમાત્ર કેવળ પોતાનું ઉદર ભરવા માટે નાના પ્રકારના પાખંડો કરતા લાગ્યા. લોકોની બુદ્ધિ પણ મંદ થતી જાય છે અને તેમનાં ભાગ્ય પણ મંદ થતાં લાગે છે. સંતો પણ પાખંડ કરતા દેખાયા. વિરક્તો પરિગ્રહ કરતા મારા જોવામાં આવ્યા. દંપતીજીવન જેવું કે ગૃહસ્થાશ્રમ જેવું પણ મને ક્યાંય ન દેખાયું. લોકો કેવળ સ્વાર્થ, સ્વાર્થ અને સ્વાર્થમય જ બની ન કરવાનું કરતા લાગ્યા. સર્વત્ર વિક્રય, વિક્રય જ લાગ્યો. આમ ફરતોફરતો હું શ્રીકૃષ્ણ ભગવાને જ્યાં લીલા કરી હતી ત્યાં યમુનાતટે આવી ચડ્યો, તો ત્યાં વળી નવીન કૌતુક જેવું એક સુંદર સ્ત્રી વિલાપ કરતી બેઠી હતી. તેની તહેનાતમાં બીજી સો સુંદરીઓ હતી અને એ યુવાન સૌંદર્યવતી સ્ત્રીની સન્મુખ બે વૃદ્ધો ચેતનહીન જેવી દશામાં પડ્યા હતા અને તેમનાં મસ્તક ખોળામાં લઈ બેઠી યુવતી કલ્પાંત કરતી હતી એટલે મને આશ્ચર્ય થયું અને હું તેની પાસે ગયો.

મને જોતાં તે સ્ત્રી બે હાથ જોડી કરગ-

રતી-કરગરતી કહેવા લાગી: 'હે બ્રહ્મન્, આપનાં દર્શન થયાં તેથી મારાં ધનભાગ્ય સમજું છું, પરંતુ આપ પધાર્યા છો તો કૃપા કરી મારા દુઃખના નાશનો કંઈ માર્ગ દર્શાવતા જાઓ.'

મેં પૂછયું: 'હે સ્ત્રી, તું કોણ છે? આ તારી આજુબાજુ જે સ્ત્રીઓનું જૂથ છે તે કોણ છે અને આ બે વૃદ્ધો કોણ છે તથા તારે શું દુઃખ છે તે કહે તો હું મારાથી બનશે એટલું દુઃખ નિવારણ કરીશ.'

તે સ્ત્રી બોલી: 'મહારાજ, મારું નામ ભક્તિ છે. આ સ્ત્રીઓ તે સરિતાઓ છે. તે મારી સેવા માટે આવી છે. આ પડયા છે તે બે મારા પુત્રો જ્ઞાન અને વૈરાગ્ય છે. તેઓ કાળના યોગથી જર્જરિત થઈ ગયા છે તેથી મને જરા યે સુખ મળતું નથી. મારી વાર્તા લાંબી છે છતાં તમે તે સાંભળી મને સુખી કરો. હું પુત્રો સાથે ઘણા દહાડા થયાં દુર્બળ થઈ ગઈ છું. હું વૃંદાવનમાં આવીને હમણાં નવી જેવી ઉત્તમ સ્વરૂપવાળી તરુણ તથા સારી રીતે સ્વરૂપવાળી થઈ છું; પરંતુ મારા પુત્રો, જેઓ અહીં સૂતા છે તેઓ પરિશ્રમને લીધે દુઃખ પામે છે અને મારા પુત્રો વૃદ્ધ થઈ ગયા છે તેથી હું ખિન્ન છું. હું કયા કારણથી તરુણ થઈ ગઈ અને મારા પુત્રો કયા કારણથી વૃદ્ધ રહ્યા? તેઓ પણ મારી માફક તરુણ કેમ ન થયા? અમે ત્રણે સાથે ફરીએ છીએ છતાં આ રીતે વિપરીતપણું શા કારણથી રહ્યું? માતા ઘરડી હોવી જોઈએ અને પુત્રો યુવાન હોવા જોઈએ, પણ અહીં તો જુદું જ થયું છે. માટે જ હું મનમાં આશ્ચર્ય પામીને શોક કરું છું. માટે હે નારદજી! આમાં શું કારણ હશે તે સમજાવો.'

તેની વાત સાંભળી મેં કહ્યું: 'હે સુંદરી, તું સાવધ થઈને સાંભળ. આ કલિયુગ ભયંકર છે. તેણે સદાચારનો, યોગમાર્ગનો અને તપશ્ચર્યાનો નાશ કર્યો છે. આ યુગમાં સારા માણસો દુઃખી થાય છે અને શઠ માણસો સુખ ભોગવે છે. આવા સમયમાં જે બુદ્ધિશાળી મનુષ્ય ધીરજ ધરે છે તેને વીર અથવા પંડિત જાણવો. હમણાં તારી સામે તથા તારા પુત્રોની સામે કોઈ જોતું નથી. વિષયોથી આંધળા થયેલા લોકોએ ઉપેક્ષા કરવાથી જ તું ઘણી ખળભળી ગઈ છે. છતાં તું વૃંદાવન આવવાથી તરુણ તથા નવી થયેલી છો. અહીં આ તારા પુત્રોના કોઈ ગ્રાહક ન હોવાથી તેમને કંઈક આત્મસુખ મળવાથી નિદ્રા આવી હોય એમ માની શકાય છે. મનુષ્યે દરેક વસ્તુમાંથી ભ્રમરની માફક સાર ગ્રહણ કરતાં શીખવું જોઈએ. જે ફળ તપથી, યોગથી અથવા સમાધિથી મળતું નથી તે ફળ, કળિયુગમાં ભગવાનના ગુણાનુવાદથી અથવા નામકીર્તનથી કે નામસ્મરણથી મળે છે. માટે કલિયુગમાં અવગુણો ઘણા છે તે તજી દઈ તેના ગુણ સામું જોવું જોઈએ. પરંતુ આજે તો સર્વત્ર પાખંડ વધી ગયાં છે. કુકર્મ વધી જવાથી સર્વમાંથી સારપણું નીકળી ગયું છે. બ્રાહ્મણો દાણાના લોભથી ઘેરઘેર અને પ્રત્યેક મનુષ્યની પાસે ભાગવતની કથા કરે છે તેથી કથાનો સાર પણ જતો રહ્યો છે. અત્યંત ભયંકર અને નિંદ્ય કામ કરનારા નાસ્તિકો અને ભયંકર સ્વભાવવાળા લોકો તીર્થોમાં રહે છે તેથી તીર્થનો સાર જતો રહ્યો છે. કામ, ક્રોધ, મહાલોભ અને તૃષ્ણાથી વ્યાકુળ મનના લોકો પણ તપશ્ચર્યા કરવા લાગ્યા છે, તેથી તપનો સાર પણ ગયો છે. મનનો વિજય નહીં કરવાથી, લોભથી, દંભથી, પાખંડનો આશ્રય કરવાથી તથા શાસ્ત્રનો અભ્યાસ નહીં કરવાથી ધ્યાન તથા યોગનું ફળ પણ ગયું છે. સંપ્રદાયપૂર્વક વૈષ્ણવપણું કંઈ પણ ઠેકાણે રહ્યું નથી. આ રીતે સ્થળેસ્થળે વસ્તુઓમાંથી

સાર જતો રહ્યો છે માટે હે બાલે! હે ભક્તિ! તુ ખેદ ન કર અને શ્રીભગવાનના નામનુ સ્મરણ કર એટલે તારા દુખનો નાશ થશે ભગવાનના નામસ્મરણુના જેવુ બીજુ કોઈ સાધન નથી '

*

ઉપરોા નારદ, ભક્તિ તથા સનત્કુમારનો વાર્તાલાપ એ તો એક રૂપક છે છતા તેની અદર ગ્રથકારે ઘણી વાત સમજાવી દીધી છે તેમા મુખ્ય મુદ્દા બે છે

(૧) ભક્તિ જ્ઞાનવૈરાગ્યયુક્ત હોય તે જ મનને શાતિ અને સુખ મળે છે

(૨) આજના યુગમા પ્રભુનામસ્મરણ એજ સસારતરવાનુ સર્વોત્તમ સાધન છે ધર્મપથ કે વાડાના ડખામા કે વેદાતના ગભીર વિષયમા પડવાની શક્તિ ન હોય તેણે શુદ્ધ અતકરણથી પ્રભુસ્મરણ કરવુ અને આ બન્ને વસ્તુ દીવા જેવી સ્પષ્ટ અને સચોટ નથી ?

(૧) જ્ઞાન અને વૈરાગ્યવિનાની ભક્તિ એ પાખવિનાના પખી જેવી છે એમ તો આપણો ગુજરાતી વેદાતી કવિ અખો પણ કહી ગયો છે

**ભક્તિરૂપી એક પખણી રે,**
**જ્ઞાન-વૈરાગ્ય એને પાખજી!**

જ્ઞાન થાય એટલે વૈરાગ્ય આપોઆપ આવે જ જ્ઞાનવિનાનો વૈરાગ્ય નકામો છે અથવા ક્ષણભગુર છે અને તેથી જ તેવા વૈરાગ્ય માટે સ્મશાનવૈરાગ્ય એવુ નામ પડ્યુ છે એવો ક્ષણિક વૈરાગ્ય તો માણસને દિવસમા એકાદવાર આવી જાય છે કોઈના મરણ પછી પણ ક્ષણિક વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, પરતુ જ્ઞાનમાર્ગથી જે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે તે જ ખરો વૈરાગ્ય છે અને એ વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યારે આ સસાર અસાર ભાસે છે અને ભગવાનમા દૃઢ ભક્તિ બધાય છે એ ભક્તિ અતરના દ્વાર ખોલી નાખે છે મીરા-નરસિહ એ ભક્તિના ઉત્તમ દૃષ્ટાતે છે એ ભક્તિ હૃદયને ચિરશાતિ અર્પે છે અને સુખ પણ તેમા જ છે મીરા-નરસિહના ભક્તિપૂર્ણ પદો વાચવાથી સમજાય છે કે જ્ઞાન અને વૈરાગ્ય કેવા ભક્તિમા એતપ્રોત હોય છે

(૨) કલિયુગમા પ્રભુનામકીર્તન મુખ્ય છે જો શ્રદ્ધાપૂર્વક રામનામ ઉચ્ચારવામા આવે તો તે યજ્ઞ કર્યા બરોબર જ છે અને તેથી જ તુલસીદાસજી કહી ગયા છે

**રામ રામ તો સબ કહે**
**દિલ સહ કહે ન કોય,**
**એકવાર દિલ સહ કહે**
**કોટી યજ્ઞફળ હોય**

વળી આ દૃષ્ટાત માટે આપણે દૂર શા માટે જવુ ? પૂજ્ય પ્રાતસ્મરણીય મહાત્માજી ક્યા એવુ કહી ગયા છે ? રામનામમહિમા કોણે આજના યુગમા મહાત્માજીથી વધારે ગાયો છે ? સર્વ રોગના શમન માટે રામનામનો મત્ર મહાત્માજીએ ક્યા નથી આપ્યો ?

જો મનુષ્યથી બીજુ કઈ ન બને તો કેવળ અતકરણપૂર્વક પ્રભુસ્મરણ કરે, તોપણ આ જીવનમા સાચી શાતિ અને સુખ માટે તે પૂરતુ જ છે એ બે વાત ઉપરોક્ત રૂપક પરથી પુરવાર થાય છે અને તે સત્ય છે એમ આપણને એ પર વિચાર કરતા સહેજે સમજાય તેમ છે આજના સતપ્ત વિશ્વને શાતિ અને સુખ આપવા માટે પ્રભુનામસ્મરણનો પ્રચાર કરવો જરૂરી નથી ?

★

# વિચાર-સંક્રમણ

શ્રી નરહરિ ભટ્ટ

**માનવીને યુદ્ધ સાથે છેક આદિકાળથી સંબંધ છે. દરેક સંઘર્ષ સમાજના જીવનને પલટી નાખે છે. એમ કહી શકાય, કે પ્રગતિની કસોટી માણસ કેટલે અંશે સ્વાતંત્ર્ય મેળવે છે તે પર નથી, પરંતુ સંઘર્ષોનો–યુદ્ધનો સમાધાનકારક ઉકેલ કેટલે અંશે તે લાવી શકે છે તે પર નિર્ભર છે. જો મતભેદોનો ઉકેલ યુદ્ધ વિના લાવવાનો રસ્તો આપણને સૂઝે જ નહીં તો દરેક યુદ્ધ માનવજાતને પાછળ જ ધકેલતું જશે. કોઈ પણ પ્રકારનું પરિવર્તન યુદ્ધ વિના શી રીતે આવી શકે તેની લેખકે અહીં સાદી વિચારણા કરી છે.**

વ્યક્તિ કેટલે અંશે સ્વવિકાસ માટેની સ્વતંત્રતા મેળવે છે તેના પર સંસ્કારિતાનો આધાર છે, એવો એક સિદ્ધાંત છે. બ્રિટનના સુવિખ્યાત લેખક શ્રી હેરલ્ડ લાસ્કીએ વ્યક્તિસ્વાતંત્ર્ય અને સમાજના વિશાળ હિતમાં તે પરની મર્યાદા-પર એક મનનીય ગ્રંથ લખ્યો છે.

ઉદારમતવાદીઓનો વિચારશ્રેણીનો પાયો આ સિદ્ધાંત પર રચાયેલો છે. તેમનું કહેવું છે, કે માણસે 'સ્વવિકાસ રૂંધતી મર્યાદાઓની સામે લડીઝઘડીને તેમાંથી મુક્તિ મેળવી વિકાસ સાધ્યો છે. પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓ, મતાધિકાર અને તે પર રચાયેલું લોકરાજ આ વ્યક્તિસ્વાતંત્ર્યના વિકાસનાં પ્રતીકો ગણાય છે.

પણ માનવસમાજના વિકાસને સમજવાની આ કસોટી અધૂરી છે. માણસ સમાજ બાંધીને રહે છે અને સમાજમાં રહેવાથી તેને લડવાના અને લડાઈઓ પતાવવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે. એક પરિસ્થિતિમાં તેની વિરોધી પરિસ્થિતિ ઉપસ્થિત થાય અને તેના સંઘર્ષમાંથી ત્રીજી, બન્નેના સમન્વયથી પરિસ્થિતિ જન્મે; વળી તેનો વિરોધ અને સંઘર્ષ જાગે અને ઉત્તરોત્તર આવા સંઘર્ષોમાંથી માનવસમાજ પ્રગતિ કરે છે. એ માર્ક્સવાદનો સિદ્ધાંત થયો. આ સંઘર્ષ અને સમન્વય એ સમાજનું અનિવાર્ય અંગ છે પણ સંઘર્ષમાંથી સમન્વય કેવી રીતે સાધવો અને તેમાંથી પ્રગતિનું નિર્માણ કરવું એ અગત્યની બાબત છે.

આદિ માનવીએ હિંસા દ્વારા આનો ઉકેલ આણ્યો, પણ જેમજેમ માનવી પ્રગતિ કરતો ગયો તેમતેમ તેણે આ સંઘર્ષમાંથી સમન્વય સાધવા માટે અહિંસાનાં સાધનોનો આશરો લેવા માંડચો. ઝઘડો અને ઝઘડાના સમાધાનનો સમજાવટ દ્વારા નિકાલ લાવવા તેણે પ્રયત્નો કર્યા. આ માટે તેણે પ્રણાલિકાઓ પાડી અને સંસ્થાઓ સ્થાપી.

આજે હવે માનવપ્રગતિની કસોટી કેટલે અંશે માનવી વ્યક્તિસ્વાતંત્ર્ય મેળવે છે તેના પર નિર્ભર નથી રહેતી, પણ કેટલે અંશે માનવી તેના ઝઘડાનો નિકાલ લાવવામાં સમાધાનના સાધનનો સફળતાપૂર્વક ઉકેલ કરી શકે છે તેના પર રહે છે. પોતાના દૃષ્ટિબિંદુ પર સુદૃઢ રહેવું, સામાના દૃષ્ટિબિંદુ પ્રત્યે માન કેળવી, તેની તે પ્રત્યેની નિષ્ઠા અને પ્રામાણિકતામાં શ્રદ્ધા કેળવી તેને પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવી, પરસ્પરને સમજવાનો પ્રયત્ન કરવો અને આ રીતે ઝઘડાનો નિકાલ લાવવો એ કસોટી ચોક્કસ રીતે પ્રગતિકારક છે.

આ સદીમાં બે મહાવિશ્વવિગ્રહો અનુભવનાર દુનિયાની પ્રજાઓ યુદ્ધના માર્ગે જવાને તૈયાર નથી. આ વૃત્તિમાંથી પ્રથમ વિશ્વવિગ્રહ બાદ 'પ્રજાસંઘ' અને બીજા

વિશ્વવિગ્રહ બાદ 'સાચી રાષ્ટ્રસંસ્થા' જેવી સંસ્થાઓનો જન્મ થયો ભાવનાની ભૂમિકા તરીકે આ એક પ્રગતિ ગણી શકાય બે રાષ્ટ્રો-બે પ્રજાઓ પોતના ઝઘડાને ફેંસલો શસ્ત્રોના મુકાબલાથી ન કરતા, તટસ્થ રાષ્ટ્રો પણ જ્યાં હોય ત્યાં ગોળ ટેબલની આસપાસ બેસીને તેનો મિત્રાચારીથી નીવેડો લાવે એ ખરેખર અવકારપાત્ર પરિણામ છે પરંતુ આ આંતરરાષ્ટ્રીય સંસ્થાઓમાં પણ હજુ વધારે શસ્ત્રબળવાળા દેશોની ભારી-રીતનું વર્ચસ્વ છે અને શસ્ત્રના પ્રચ્છન્ન ભયની છાયા હેઠળ સમાધાનની ભૂમિકા રચવામાં આવે છે

આપણે હજુ સમાધાનની પ્રાથમિક અવસ્થામાં છીએ, પણ આપણી ગતિ એ તરફ છે એ ભૂમિમાં હિંમત અને વિશ્વાસપૂર્વક વિચરતા આપણે હજુ કેટલા વિશ્વ-યુદ્ધોનું રક્તસ્નાન કરવું પડશે એ કોઈ કહી શકે તેમ નથી, પણ આ ઉત્કૃષ્ટ ભૂમિકા પર થયેલા પ્રયત્નોના ઇતિહાસમાંથી એક જ્વલંત ઉદાહરણ રજૂ કરવું અસ્થાને નહી ગણાય

આ ઉદાહરણ આદ્યશંકરાચાર્યનું છે કેવળ બાળપણમાં પરમ જ્ઞાન સંપાદન કરી સંસારની માયાને બાજુ પર મૂકી સંન્યાસીની કંથા અને દંડ ગ્રહણ કરી તેમણે ભારતવર્ષમાં પ્રયાણ આદરી રાજદરબારમાં ભરાયેલી ધર્મચર્ચા દ્વારા બૌદ્ધધર્મના પાછલા સમયમાં દેશમાં વ્યાપેલી અધોગતિ સામે સંગ્રામ શરૂ કર્યો આજુ જોતાં તેમનો સંગ્રામ બજારો માટે લડતા મૂડીવાદી શસ્ત્ર-સજ્જ બે પ્રજાજનો અને રાષ્ટ્રો વચ્ચેના યુદ્ધો કરતાંય વધારે ભીષણ હતો આ સંગ્રામ હતો બે સંસ્કૃતિ-બ્રાહ્મણ અને બૌદ્ધ-બે વિચારસરણીઓ વચ્ચેનો હિંદના ભાગલા પડ્યા પછી આપણે આવા વિચારસરણી અને સંસ્કૃતિના સંગ્રામનો સ્વાદ ચાખી લીધો છે અને મહાયુદ્ધ કે મહારોગમાં જેટલા માનવીએ પ્રાણ ત્યાગે નહી તેટલા માનવીઓનો લોહીથી હિસાબ ચૂકવ્યો છે, એટલે આવા સંગ્રામની ગંભીરતા આપણે સહેજે સમજી શકીએ

શંકરાચાર્ય કેવળ સંન્યાસીના દંડ અને પોતાની શ્રદ્ધા અને જ્ઞાનથી સજ્જ હતા, અને કોઈ પણ સંસ્કૃતિ-પ્રણાલિકાને ગૌરવ આપે તેવા આ બે આયુધોથી સજ્જ બની તેમણે બૌદ્ધમાર્ગી મહાપંડિત મંડનમિશ્ર સાથે, મંડનમિશ્રના વિદુષી પત્ની સરસ્વતીના મધ્યસ્થ હેઠળ એનો ફેંસલો આણ્યો અઠવાડિયાના વિવાદમાં મંડનમિશ્રે શંકરાચાર્યના મતનો અંગીકાર કર્યો બીજા અઠવાડિયા બાદ મધ્યસ્થ બનેલા સરસ્વતીએ પણ એ મતનો સ્વીકાર કર્યો, અને એ પરિષદના નિર્ણયના પરિણામે, ભારતવર્ષમાંથી બૌદ્ધ-ધર્મ સમૂળગો ભુંસાઈ ગયો, બ્રાહ્મણ ધર્મની પુનઃસ્થાપના થઈ અને સંન્યાસી શંકરાચાર્ય પુનઃસ્થાપિત બ્રાહ્મણ ધર્મની રક્ષા માટે ભારતની ચાર દિશામાં ચાર શિષ્યોને મૂકીને જીવનની લીલા કેવળ બત્રીસ વર્ષમાં સંકેલીને ચાલી નીકળ્યા

કેવળ સમાધાનની ભૂમિકા પર આવો જ્વલંત વિજય નોંધાયાનું ઇતિહાસમાં બીજું કોઈ ઉદાહરણ નથી હજુ આપણે સંસ્થાઓ રચીએ છીએ, શસ્ત્રો અને અણુબોંબની તથા હાઈડ્રોજન બોંબની ઓથ હેઠળ ગોળ મેજની આસપાસ બેસીએ છીએ, શંકા અને અવિશ્વાસના ધુમ્મસમાં શેતરંજના દાવ ખેલીએ છીએ, ત્યારે એક હજાર વર્ષ પહેલા આ પ્રશ્નનો નિવેડો એક નિઃશસ્ત્ર બ્રાહ્મણ સંન્યાસીએ સદાકાળ માટે આણ્યો હતો આમાં શંકરાચાર્યની પ્રતિભાને જેટલો વિજય છે તેટલો જ તે સમયના સુસંસ્કૃત અને ઉત્કૃષ્ટ સમાજને પણ વિજય છે અક્ષરજ્ઞાનની તકલાદી કસોટીથી ત્યારના સમયના

# સારી ઊંઘ કેવી છે?

શ્રી. રમેશચંદ્ર હ. શેઠ

'દાળ બગડી એનો દહાડો બગડ્યો' એ કહેવત કરતાં વધુ યોગ્ય કહેવત તો છે, 'ઊંઘ બગડી એનો દિવસ બગડ્યો.' રાત્રે ઊંઘ ન આવી હોય ત્યારે માનવીની સ્થિતિ બીજે દિવસે કેવી દયાજનક થઈ જાય છે! જન્મે છે, ત્યારથી માનવીને જેની સાથે ગાઢ સંબંધ છે તે નિદ્રા—ગાઢ નિદ્રા લેવાની કળા આપણને હસ્તગત નથી. ઊલટા ઊંઘ વિશે કેટલાક ભ્રામક ખ્યાલો આપણામાં પ્રવર્તે છે. એનું નિરસન તથા સારી ઊંઘ લેવા માટેનું યોગ્ય માર્ગદર્શન અહીં મળે છે.

બધી વસ્તુઓ માગી કદાચ મળી શકે, પણ ઊંઘ કદી માગી મળતી નથી એવું આપણા એક મોટા લેખકે કહ્યું છે, ને એ ઘણે અંશે સાચું છે. સો માણસોએ પાંચેક એવા નસીબદાર નીકળે, જે પથારીમાં પડ્યા પછી થોડી મિનિટોમાં જ ઘસઘસાટ ઊંઘી જઈ શકતા હોય. ખાસ કરીને મોટી ઉંમરનાં સ્ત્રી–પુરુષો અજંપાથી બહુ હેરાન થતાં હોય છે.

પ્રોફેસર નેથેનીલ ક્લીટમને અમેરિકાની શીકાગો યુનિવર્સિટીની 'સ્લીપ લેબોરેટરી' માં છેલ્લાં ૨૬ વર્ષથી ઊંઘ વિષે અભ્યાસ કર્યો છે, ને આ વિષય પરત્વે એના જેટલું જ્ઞાન દુનિયામાં અત્યારે કદાચ કોઈને નહીં હોય. એમણે યુનિવર્સિટીના સેંકડો, વિદ્યાર્થીઓ પર જાતજાતના પ્રયોગો કરીને ઊંઘ વિષે ઘણું એવું સંશોધન કર્યું છે. ઊંઘ વિષે આપણી ઘણી યે જુદીજુદી માન્યતાઓ છે; પરંતુ એમાંની ઘણીખરી ખોટી ને ગેરસમજ ભરેલી છે એમ એ પ્રોફેસર ઠરાવે છે.

આપણે એવી કેટલીક માન્યતાઓ લઈએ ને પ્રોફેસર એ વિષે શું કહે છે એ જોઈએ:

૧. માણસે રાત્રે ઓછામાં ઓછી આઠ કલાકની ઊંઘ લેવી જોઈએ. આ વિધાન ખોટું છે. પ્રોફેસરે પોતાના પ્રયોગો પરથી જોયું છે, કે દરેક માણસને એનાં કાર્ય, સ્વભાવ ને તંદુરસ્તી પ્રમાણે ઊંઘ જોઈએ. એક માણસ નવ કલાકની ઊંઘ લે છે. જ્યારે બીજા માટે પાંચ કલાક પૂરતા હોય છે.

૨. રાત્રે ઊંઘમાં વારંવાર પાસાં બદલવાથી ઊંઘમાં ખલેલ પડે છે ને ઘસઘસાટ ઉંઘાતું નથી. આ પણ એક ખોટી માન્યતા છે. પ્રોફેસરનો અનુભવ કહે છે, કે ઊંઘમાં પાસાં બદલવાથી ઊંઘમાં હરકત આવવાને બદલે ઊલટો ફાયદો રહે છે. આ વિષે એમણે આ મુજબ કહ્યું છે: 'આખી રાત તમે સૂવાની સ્થિતિ બદલ્યા વગર એમ ને એમ સૂઈ રહો, તો સવારે ઊઠતાં તમને તમારું શરીર એકદમ અક્કડ જણાશે ને તમે બેચેની અનુભવશો...'

---

જ્ઞાનનું માપ નીકળવું મુશ્કેલ છે, પણ મંડનમિશ્રની શોધમાં નીકળેલા શંકરાચાર્યને પુરજનો નિશાની આપે કે શુકસારિકા જ્યાં વેદોચ્ચાર કરતાં હોય તે આંગણું મંડનમિશ્રનું હશે એવા સમાજની સંસ્કારિતા, પુસ્તકો અને અક્ષરજ્ઞાનના ભારણવાળા આજના સમાજ કરતાં જરૂર ઉચ્ચ પ્રકારની હશે જ.

આપણા પ્રાચીન ઇતિહાસ પરની ધૂળ ખંખેરી આપણે શ્રદ્ધાપૂર્વક સંશોધન કરીશું. તો આપણને ઘણું લાધશે.

★

૩ ઊંઘને બે ભાગમાં વહેંચી નાખવાથી સારી ઊંઘ લઈ શકાય છે ને વચ્ચેના સમયમાં કામ પણ સારું થઈ શકે છે ઘણા માણસો, ખાસ કરીને હાઈસ્કૂલ કે કૉલેજના વિદ્યાર્થીઓ આવી માન્યતામાં રાત્રે વહેલા આઠનવ વાગે સૂઈ જાય છે ને ૨-૩ બે વાગે ઊઠી, ત્રણ કલાક વાંચી ને પાછા પાંચ વાગે સૂઈ જાય છે પરંતુ ક્લીટમનના માનવા મુજબ આખી રાત એકસાથે સૂવાની ટેવવાળા માણસો મધ્યરાત્રિ ને વહેલી પરોઢની વચ્ચેના સમયે • ઓછામાં ઓછું કામ કરી શકે છે એને બદલે આખી રાત એકસાથે સૂઈને સવારે વહેલા ઊઠવાથી વધુ કામ થઈ શકે છે

૪ એક દિવસે આખી રાતનો ઉજાગરો કર્યો હોય તો બીજે દિવસે દરરોજ કરતાં બમણો સમય સૂવું જોઈએ આ પણ તદ્દન ખોટી માન્યતા છે પ્રોફેસર ક્લીટમને ઘણા માણસોની બાબતમાં જોયું છે, કે એકમ બે ચારથી પાંચ રાતના ઉજાગરા કરીને કોઈ માણસ બાર-ચૌદ કલાકથી વધુ નથી સૂઈ શકતો પ્રાય રાત એટલે સાધારણ રીતે ચાલીસેક કલાક ઊંઘમાં ગુમાવ્યા હોય તો એકી સાથે ચાલીસ કલાક ઊંઘીને ભરી આપવા એવી માન્યતા સાવ ખોટી જ છે ને અશક્ય છે

૫ ઘણી માતાઓ એમનાં બાળકોને સૂચના આપતી દેખાય છે, કે 'ડાબે પડખે ન સૂઓ' આમ કહેવા પાછળ એમની એવી માન્યતા હોય છે કે ડાબે પડખે સૂવાથી હૃદયને નુકસાન પહોંચે છે આ પણ એક તરંગ જ છે રાત્રિ દરમ્યાન ડઝનેક વાર આપણે આપણી સૂવાની સ્થિતિઓ બદલીએ છીએ અને ગમે તે પડખે સૂઈએ તેનો વાંધો નથી

૬ સૂતા પહેલાં કંઈ ખાવું કે પીવું ન જોઈએ એ ખોટું છે ખાઈને સૂવાથી ઊંઘને કંઈ હરકત નથી આવતી પણ આ માન્યતા લોકોમાં બહુ જડ ઘાલી બેઠેલી છે જ્યાંસુધી માત્ર ઊંઘ સાથે જ સંબંધ છે ત્યાંસુધી તો 'સૂતા પહેલાં ખાવ કે પીવામાં કંઈ હરકત નથી' એમ ભારપૂર્વક કહી શકાય એમ છે ખાઈને સૂવાથી પાચન-ક્રિયામાં ફેર પડતો હશે, કફ વધીને જડતા વધતી હશે, પરંતુ ઊંઘની બાબતમાં કંઈ ફેર નથી પડતો પછી તો ઘણે અંશે એ વાત માણસની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે કોઈને રાત્રે ચા પીવાથી મોડે સુધી ઊંઘ નથી આવતી, જ્યારે એવા પણ લોકો છે જેમને રાત્રે ઊંઘ આવે એ ખાતર ચા પીવો જ પડે છે

આપણામાંના ઘણાને-લગભગ આપણા બધાનો જ સૂવા અને ઊઠવાના સમયનો નિયમ બંધાઈ ગયેલો હોય છે (અંગ્રેજીમાં એને 'રેગ્યુલર સાઈકલ ઑફ સ્લીપ' કહે છે) જાગ્રતાવસ્થા અને નિદ્રાવસ્થા વખતે આપણા શરીરમાં ઉષ્ણતામાનનું પ્રમાણ વધતુંઓછું હોય છે સવારે આપણે ઊઠીએ ત્યારે એ ઉષ્ણતામાન સાવ ઓછું હોય છે ને આપણે જેમ જેમ વિચારતા ને ચિંતન કરતા થતા જઈએ છીએ તેમ એનું પ્રમાણ વધતું જાય છે રાત્રે આખા દિવસની મહેનતથી આપણે થાકી ગયેલ હોઈએ છીએ ને તેથી ઉષ્ણતામાનનું પ્રમાણ ઘટવા લાગે છે, એકદમ નીચે પહોંચે છે આપણે આ નિયમ પ્રમાણે જ ઊંઘ લઈએ છીએ સાદો દાખલો લઈએ • શનિવારે સૂતી વખતે તમે વિચાર કરો કે આવતી કાલે રવિવાર છે, રજાનો દિવસ છે, વહેલા ઊઠીને ઑફિસે જવાની તૈયારી કરવાની નથી; માટે નિરાંતે 'મોડા મોડા દસ-અગિયાર વાગે ઊઠીશું' પરંતુ દરરોજના ઊઠવાના સમય કરતાં તમે બહુ તો એકાદ કલાક વધુ સૂઈ શકશો અમ

દરરોજ એક જ સમયે ઊઠવાનો આપણો એવો નિયમ બંધાઈ ગયેલો હોય છે, કે તેથી બહુ મોડે સુધી નથી સૂઈ રહી શકાતું.

રાતે કોઈ ભેદભરમ ને ખૂનલૂટથી ભરપૂર સિનેમા જોઈ આવ્યા પછી પણ તમને મોડે સુધી ઊંઘ નહીં આવે; કારણકે તમારું મન ઉશ્કેરાટ અનુભવે છે ને તમારા શરીરમાં ઉષ્ણતામાનનું પ્રમાણ વધી ગયું છે. ઘણીવાર એવું પણ બને છે કે બપોરે પુસ્તક વાંચતાંવાંચતાં તમારી આંખો ઘેરાવા લાગી હોય ત્યાં જ કોઈ વસ્તુ એકાએક યાદ આવતાં જ તમારી ઊંઘ ક્યાં ય અલોપ થઈ જાય છે; કારણકે મનમાં એક પ્રકારનો જુસ્સો ને ચિંતા પેદા થાય છે ને ઉષ્ણતામાનનું પ્રમાણ વધી જાય છે. આથી આપણી ઊંઘ ઊડી જાય છે.

પ્રોફેસર કલીટમનને અજંપાથી હેરાન થતાં ઘણાં યે સ્ત્રી–પુરુષો તરફથી વિનતિઓ ને આગ્રહ થયા, કે એવી બધાંને લાગુ પડે એવી એકાદ ઊંઘની ચમત્કારિક દવા બનાવવી. પણ પ્રોફેસરે કહ્યું, કે એ અશક્ય છે. દરેક જણે પોતાની મેળે વિવિધ ઉપાયો અજમાવી જોવાં જોઈએ ને જે સફળ ને સચોટ લાગે એનો આશ્રય લેવો જોઈએ.

આમાં સૌથી પહેલો ને સાદો ઉપાય તો એ છે, કે થોડોથોડો પરિશ્રમ કરવો: કંઈ પણ પરિશ્રમ વગરની ને સાવ બેઠાડુ જિંદગી ગાળનારને સવામણ રૂની તળાઈમાં પણ ઊંઘ ન આવે એ દેખીતું જ છે. જ્યારે આખો દિવસ પરિશ્રમ કરીને સાંજે થાકીને લોથ થઈ જતાં શ્રમજીવીઓને ઊંઘ માટે છત્રીપલંગ કે ગાદલાંની જરૂર પડતી નથી.

ગ્રામોફોન રેકોર્ડો કે રેડિયો સાંભળતાં ઊંઘ આવી જતી હોય તો એ અજમાવો.

ચોપડી વાંચતાંવાંચતાં ઊંઘ આવી જતી હોય તો ચોપડી વાંચો.

રાત્રે ગરમ પાણીએ નહાવાથી ઊંઘ આવી જતી હોય તો એમ કરી જુઓ; નહાવું ન હોય તો સૂતાંસૂતાં ગરમ પાણીમાં પગ બોળી રહો.

ચા કે કોફી પીવાથી ઊંઘ આવી શકે એમ હોય તો એ ટેવ પણ પાડી જુઓ.

પ્રાર્થના કરવાથી મન શાંત થતું હોય ને ઊંઘ આવતી હોય તો તેમ કરવું ઉત્તમ છે.

'પરંતુ ડૉક્ટરની સલાહ લીધા વગર કે ન જ ચાલી શકે એવું હોય તો ઊંઘની દવાઓ ને ગોળીઓ ન લો.' કલીટમન આ પ્રમાણે ચેતાવે છે. 'આ વસ્તુઓ જોખમકારક છે. એ થોડીવારને માટે કેફ ચડાવીને આપણને ઘેનમાં નાખી દે છે. પરંતુ અજંપાનું ખરું કારણ એથી દૂર નથી થતું.'

વર્ષોના અભ્યાસ પછી પ્રોફેસર કલીટમન નીચે પ્રમાણેના સાદા ને સસ્તા ઈલાજ સૂચવે છે:

૧. નિયમિત રહો. દરરોજ એક જ સમયે સૂવા ને ઊઠવાની ટેવ પાડો. આમ કરવાથી રાત દરમિયાન સારી ઊંઘ લઈ શકાય છે.

૨. સૂવાના સમય પહેલાં એકદમ નિવૃત્ત થઈને આનંદિત બનવાનો પ્રયત્ન કરો. ચિંતાભર્યા ને વ્યગ્રતાપૂર્ણ મને પથારીમાં પડીએ છીએ તો ઊંઘ મોડેથી આવે છે.

૩. પથારીમાં એકલા જ સૂવું સારું. બે કે ત્રણ પથારીમાં ચાર પાંચજણે સાથે સાથે સૂવું હાનિકારક છે.

૪. દરરોજ એક જ સમયે સૂવા છતાં ઊંઘ ન આવે તો સૂવાનો સમય થોડો વહેલોમોડો કરી જુઓ.

તમે સંપૂર્ણ નિદ્રા લો છો કે નહીં એ તમારે નક્કી કરી જોવું જોઈએ. સવારે ઊઠતાં તમને સ્ફૂર્તિ રહે તો સમજવું કે તમે પૂરતી નિદ્રા લીધી છે; પણ થાક ને આળસ જણાય તો તમે પૂરતી ઊંઘ નથી લીધી એમ સાબિત થાય છે.

★

# અંતઃકરણ

શ્રી જુગલરાય મજમૂદાર

છેક નાનામા નાની તકરારથી માડી જગત પર ચાલતા મહાન યુદ્ધો થવામા મૂળકારણભૂત જો કોઈ પણ ચીજ હોય તો તે કદાચ સાગરના હૃદય-સાગરના ઊડાણ ન માપી શકવાની માનવીની અશક્તિ જ હશે પ્રબળ પ્રયત્ન વિના એ શક્ય નથી સામાન્ય જનને તો, બુદ્ધિ, મન ને હૃદય—અંતઃકરણમા કશો જ તફાવત લાગતો નથી, પણ સાચી રીતે શું એમ છે? એ માટે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો શું કહે છે? આપણી ભારતીય સંસ્કૃતિની એ વિષયમા શોધ કેવીક છે? સામાન્ય માનવીને લાગતી અંધકારભરી આ દુનિયામા લેખક પ્રકાશના થોડાક આવકાર-દાયી કિરણો પાથર્યા છે

પશ્ચિમના સુપ્રસિદ્ધ તત્ત્વવેત્તા કાંટ કહે છે, કે 'મને ઈશ્વરનુ મહાનપણુ સમજાયુ તે વ્યોમમંડળ ને તારામંડળથી આચ્છાદિત આકાશની કૃતિથી અને તેથી જ હુ કંઈક નિશ્ચય ઉપર આવી શક્યો અંતઃકરણમાંની નીતિમય વૃત્તિઓથી પણ ઈશ્વરના મહાનપણાની મને પ્રતીતિ અને ખાતરી થઈ' આ ઉપરથી જણાય છે, કે ઈશ્વરસૃષ્ટ થી રચાયેલી બાહ્યાકાશ—સૃષ્ટિ અને મનુષ્યના શરીરમા સ્થિત અંતરાકાશમા રહેલ અંતઃકરણની રચનાથી કાંટ મુગ્ધ થયેલા છે ઈશ્વરને સર્વશક્તિશાળી તરીકે એમણે દર્શાવ્યો છે

ત્યારે પશ્ચિમના બીજા એક તત્ત્વવેત્તા ફ્રૂડ કહે છે, કે 'કાંટના કહેવા પ્રમાણે આકાશ—વ્યોમાકાશમા રહેલુ તારામંડળ ઘણુ જ મહાન છે, ઉચ્ચ પ્રકારનુ છે, પણ અંતઃકરણ માટે તેટલી ખાતરીથી કંઈ જ કહી શકાય નહીં હા, વધુમા વધુ એટલે સુધી કહી શકાય કે ઈશ્વર ઉપર અંતઃકરણને ખડબચડુ બનાવવાનો દોષારોપ મૂકી શકાય તેમ છે!'

ઈશ્વરે ઘડેલી આ ચીજ—અંતઃકરણનુ સંચાલન નીતિના ઉત્તમ માર્ગ ઉપર થાય છે, છતાં તે જ ચીજ—અંતઃકરણ—લાગણીઓના નિયામકના સ્વભાવ પ્રમાણે ખરાબ ને નીતિ-વિરુદ્ધ પણ ક્યારેક કામ કરે છે ઉપરાંત તે પોતાના સ્વભાવ પર અસર નિપજાવે છે દાખલા તરીકે પોતાની જાત ઉપર ગુસ્સો ઊભો કરે છે, અને નીતિથી વિરુદ્ધ એવી ગુનેહિત બાબતો માટે વિષયને મન સાથે સંબંધ થતો નથી, એટલે કે પરિણામ આવતુ નથી, પરંતુ જ્યારે ચિત્તનુ બળપૂર્વકનુ આંદોલન હોય છે, ત્યારે જ મન ઉપર તે આંદોલનથી આકાર પડે છે જ્યારે આકાર મન ઉપર પડે છે ત્યારે તે શું છે તે જાણવાની મનની શક્તિ હોતી નથી તેથી તુરત જ તેને બુદ્ધિની મદદ લેવી પડે છે બુદ્ધિની મદદ વગર મન નિર્ણયાત્મક નિશ્ચય કરી શકતુ નથી, પરંતુ બુદ્ધિ જે નિર્ણય કરે છે તેની છબી—છાપ મન ઉપર પડે છે મન ઉપર છાપ જેવી પડે છે તેવો જ સુપ્ત સ્થિતિમા રહેલ અહંકાર જાગૃત થઈ તેમા જોડાઈ ક્રિયા શરૂ કરે છે; અને અહંકાર તે વિષયને, ક્રિયાને અંતઃકરણમા શક્તિપ્રેરક ચૈતન્ય પુરુષ આગળ મૂકે છે તેમાથી તે વિષયમા શક્તિ પ્રેરિત થઈ કાર્યની શરૂઆત થાય છે અંતઃકરણ પછવાડે જે શક્તિ કામ કરે છે તે શક્તિશીલ અંતઃકરણ નિર્લેપ અને નિર્ગુણ માનીએ તો ખોટું એમ કહી શકાય; અંતઃકરણના જે ચાર વિભાગ એટલે પ્રકાર છે તેને સાકાર અને સગુણ અને ક્રિયાત્મક કહી શકાય ચોથો પ્રકાર તે અંતઃકરણમા જે શક્તિચૈતન્ય રહેલુ છે તે છે આને સાક્ષી-આત્મા કહે છે

ઇન્દ્રિયોને એટલે કે પાચ જ્ઞાનેન્દ્રિયો

તથા પાંચ કર્મેન્દ્રિયોને બાદ કરતાં ચિત્ત; એટલે કે વિષયને ઊભો કરનાર છે તેમાં, મન કે જેના ઉપર ચિત્ત વિષયને અથડાવે છે તેમાં; અને બુદ્ધિ કે જે મન ઉપર પડેલી છબી-પ્રતિમા-છાપનો નિર્ણયાત્મક નિશ્ચય કરનાર છે તેમાં, અંતઃકરણ વણથાક્યું હમેશાં વણમાગી દલાલી ને ડખલગીરી કર્યા જ કરે છે. અંતઃકરણના આવા સ્વભાવને લઈને નુકસાન થવામાં કંઈ જ બાકી રહેતું નથી.

આવા અંતઃકરણના સ્વભાવને લઈને માનસિક માંદગી તથા શારીરિક માંદગીઓને પગપેસારો કરવા માટે અનુકૂળતા મળે છે, અને આખર પગદંડો જમાવે છે. માનસિક માંદગીમાં થોકબંધ જુદાજુદા પ્રકારની દહેશતો-બીક ઊભી થઈ આવે છે. જુદાજુદા પ્રકારની અનેક ફિકર-ચિંતાઓનો ઉપદ્રવ થાય છે; તે એટલે સુધી, કે આ ચિંતા કાયમનું ઘર કરીને રહી પડે છે. વળી એ જુદાજુદા મનુષ્યો પ્રત્યે તથા જુદીજુદી ચીજો પ્રત્યે તિરસ્કારની લાગણી પણ ઊભી કરે છે. એટલું જ નહીં, તેમાંથી ધિક્કારની લાગણીઓ મર્યાદા બહારની વધી જાય છે. પોતાની જિંદગી સાથે એટલે કે જીવન સાથે માનવીને અંતઃકરણનું આવા પ્રકારનું ભાવનામય જીવન ગુજારવું પડે છે. આમ થવાનું કારણ આવી પરિસ્થિતિ માટેનાં બીજ, જે અંતઃકરણમાં રહેલાં હોય છે, તે જ છે.

જો કે અંતઃકરણ માટે ઉપર જણાવ્યા પ્રમાણેની પરિસ્થિતિ છે, છતાં તેમાં અંતઃકરણનો એવો પણ એક પ્રકારનો ભાગ છે, જેમાં નીતિવિમુખ થવાની ઇચ્છા, સ્વભાવ કે વૃત્તિઓ હોતી નથી; અને મનુષ્યશરીરની અંદર તેના એક ભાગ તરીકે જ એ જોડાઈને રહે છે; અને તેની ભાવના, દોરવણી તથા ઇચ્છા તમામને અનુકૂળ થવાની હોય છે.

આવા પ્રકારના અંતઃકરણને ઉત્તમ અને પાકટ પ્રકારનું અંતઃકરણ કહે છે. આવું પાકટ પ્રકારનું ગણાતું અંતઃકરણ ખાસ કરીને દાક્તરોમાં, ચિત્રકારોમાં ને શિક્ષકવર્ગમાં જણાઈ આવે છે. તેમનાં અંતઃકરણોમાં બાલીશતાનું પ્રમાણ હોતું નથી; હોય છે તો જૂજ હોય છે. વળી કેટલાક રાજ્યદ્વારી પુરુષોમાં પણ આ પ્રકાર મળી આવે છે. આમ જનતાનું દુઃખ દૂર કરવાની ભાવનાથી પ્રેરાયેલાં ભાષણો કરનાર ગાંધીજી કે ટ્રુમેન જેવા નેતાઓનો આ પ્રસંગે જે વાણીપ્રવાહ વહે છે તે સાંભળી એમ લાગે છે, કે આ અવાજ, આ વાણી તે તેમના અંતઃકરણમાંથી નીકળે છે; તેમ જ તે ઈશ્વરપ્રેરિત છે અને ઈશ્વર જ જાણે તેમના મુખમાંથી બોલી રહ્યો છે.

આટલા પરથી એટલું તો ચોક્કસ ખ્યાલમાં આવશે જ કે પાશ્ચાત્ય તત્ત્વવેત્તાએ અંતઃકરણના બે પ્રકાર માને છે. એકને પાકટ કહે છે અને બીજા પ્રકારને બાલીશ કહે છે. એક લેખક જણાવે છે, કે આ ઉચ્ચ એટલે પાકટ અંતઃકરણવાળાં મનુષ્યો જૂજ હોય છે. બ.કી બાલીશ-નાના છોકરા જેવાં હૃદયવાળા ઘણા હોય છે. બાલીશ કહેવાનું કારણ એ છે, કે તેમનામાં નિશ્ચયાત્મકતા હોતી નથી. પરિણામનો લાંબો વિચાર હોતો નથી, વળી તાત્કાલિક પેરિણામ સારું કે ખોટું આવશે; નીતિમય કે નીતિવિરુદ્ધ આવશે તેનો સારાસાર વિચાર હોતો નથી. તેથી તેવાઓના હૃદયને બાલીશ કહ્યાં છે; કારણકે જે રીતે નાનાં અને કાચી ઉંમરના છોકરાંમાં કાચી બુદ્ધિ હોય છે તેવી જ રીતે તેમનામાં પણ હોય છે.

આવા પ્રકારના અંતઃકરણવાળા મનુષ્યોની ગણનામાં એ લેખકે પોલ, ઑગસ્ટાઈન, કોલવીન તથા લ્યુથરના નામ ગણેલા છે.

,આ લેકોના ઉદ્ગારો મા, તેમની માન્યતા-મા, તેમના અંતઃકરણમા એવા જ વિચારો દૃઢ થયેલા હતા કે જેથી તેમના અંતઃકરણ કલુષિત કહેવાય અને પરિણામે તેમની માન્યતા એવી હતી કે મનુષ્યે હમેશા નઠારા જ હોય છે, પાપમય હોય છે પાશ્ચાત્ય ધાર્મિક સંપ્રદાયોમા આવો જ પ્રકાર હોય છે અને તેમા મનુષ્યોને પાપપૂર્ણ એટલે કે પાપી જ માન્યા છે તેના દાખલામા આ લોકો વારવાર જણાવે છે, કે 'પ્રાયશ્ચિત્ત કર તુ કંગાળ દુખી જંતુ, તારી જાતને તુ લાકડી લઈને શિક્ષા કર, માર, તારા ગુનાથી ભરપૂર આત્માને ચીરી નાખ અને તારા અંતઃકરણ વડે તુ તેને ચીર, અને તેમ નહી કરે તો પછી તુ ઈશ્વરના દર્શન કરવાને પાત્ર નહી રહે' પશ્ચિમના વિદ્વાનોની અંતઃકરણ વિશેની સમજ, ઉપરની હકીકત પરથી, થોડીઘણી પણ સમજાશે

હવે આપણે ત્યા વિદ્વાનોએ શુ કહ્યુ છે તે જોઈએ આપણી હિંદુ સંસ્કૃતિમા પણ મનુષ્યશરીરમા અંતઃકરણની કલ્પના કરવામાં આવી, તેની રચના સમજાવી છે તેમ તેનુ સ્થાન પણ બતાવાયુ છે આપણી વેદોક્ત સંસ્કૃતિ પ્રમાણે અંતઃકરણ એક નહી પણ ચાર ભાગવાળુ-પ્રકારથી રચાયેલુ છે તે ચાર પ્રકાર તે ચિત્ત, મન, બુદ્ધિ અને અહંકાર આ ચાર પ્રકારની કૃતિનુ એકત્ર સ્વરૂપ તે જ અંતઃકરણ તેથી તેને અંતઃકરણ ચતુષ્ટય કહે છે આ ચાર (ચિત્ત મન, બુદ્ધિ, અહંકાર) પૈકી ચિત્ત એટલે શું તે પ્રથમ જોઈએ

આપણે ઘણી વખત વિચારમા એટલા બધા મગ્ન હોઈએ છીએ કે આપણી આખ આગળ કોઈ પદાર્થ કે કોઈ ચીજ પડેલી હોય છે, ત્યારે આપણી આખ તે પદાર્થ ઉપર જ હોય છે પણ જાણે તે પદાર્થ જોઈ શકતા નથી, એટલે કે તે પદાર્થ આપણા મનમા આવવો જોઈએ પણ તેમ થતુ નથી આનો અર્થ એ થયો કે જોવાતી ચીજ ઉપર આપણુ ચિત્ત નથી અને તેથી જ તેને વિચાર આવતો નથી સાચી રીતે જોવાનુ સાધન આખ મન થય છે પણ ચિત્તના અભાવને કારણે તે આખથી દેખાતુ નથી એ ઉપરથી એટલુ અનુમાન કરી શકાય કે જોનાર ચિત્ત છે અને બાહ્ય પદાર્થ જોવા માટે આખ એ તેનુ સાધન-ઇંદ્રિય છે ચિત્તનો જ્ઞાનતંતુ જે મગજમા છે તે જુએ છે

બાહ્ય સૃષ્ટિમા જેમ જોવાનુ મૂળ સાધન ચિત્ત છે, તેવી જ રીતે સ્વપ્ન-અવસ્થામા આતર સૃષ્ટિમા પણ જોનાર ચિત્ત જ છે ચિત્તના જ્ઞાનતંતુ જ્યારે કામ કરે છે, ત્યારે તેને મન સાથે સબંધ થાય છે મન પછવાડે પણ તેનો જ્ઞાનતંતુ હોય છે એનુ સ્થાન પણ મગજમા હોય છે વીજળીના પોઝિટિવ ને નેગેટિવ તારના જોડાણ જેવી આ ક્રિયા છે ચિત્તની પ્રક્રિયા શરૂ થતા એના આદોલનો મન સાથે સબંધ થાય છે એ આદોલનો ગૌણ, એટલે અબળ ન હોય તે ચિત્તના વિષયને અંતઃકરણ પાસે આગળ રજૂ કરનાર અહંકાર અને તે વિષયમા શક્તિ મેળવનાર બુદ્ધિ તથા અંતઃકરણ-એ સર્વેની ક્રમ પ્રમાણે એકત્રિત થયેલી ક્રિયા શરૂ થાય છે પછી તે ક્રિયા આધિભૌતિક એટલે બાહ્ય સ્થૂળ વિશ્વ માટેની હોય કે આધ્યાત્મિક આતર સૃષ્ટિ એટલે પરમ વસ્તુ માની હોય તેમા અંતઃકરણ ચતુષ્ટયના ક્રિયાત્મક કાર્યમા ફેર પડતો નથી

ચિત્તનુ સ્વરૂપ આટલેથી પૂરુ થતુ નથી ચિત્તની અંદર અહોનિશ-આદોલનો, મોજા અથડાયા જ કરે છે તેમની સખ્યાનુ માપ

મેરે સાંઈને યું કહ્યા, બંદા રહે ખુશરોજ;
યહ તન જોબન પાયકે, જંગમેં કીયલે રોજ.
જંગમેં કીયલે મોજ, સોચતે બહુ પછતે હેક
ખા પી રહેના ખુશ, ઈશ્ક મેદાન કૂદે હો—
મહંમદ કાજી મય પીજીયે, હુશ્ન બાજાર મેરા;
મત લહેજત ગુમાવ, કહત યું સાંઈયા મેરા.

દુનિયામાં જન્મ લઈ આવી રીતે ઉદાસ રહી જીવન વિતાવવાની વાતો છોડી દો. મારા સાંઈનું તો એવું કહેવું છે, કે 'દુનિયામાં આવી મોજ કરો, એના વિના તમારું જીવન અકારથ છે.'

સાંઇના સદ્દુપદેશને હવામાં ઉડાવી દેતા કાજીએ મોટી વાતો કરવા માંડી, એટલે સંત સમજી ગયા કે એ અજ્ઞાનીને વિશેષ સતાવવામાં સાર નહીં નાકળે. એ જ ક્ષણે તેમણે એક માર્મિક ઘાવ કર્યો:

કાજી મજા કર લીજીયે, રંગભર આજકી રૈન;
કલ પછતાના હોયગા, કજા ખડી દુઃખ દેન.
કજા ખડી દુઃખ દેન, જહાંસે જાના હોગા;
બિલખત મૂઢ ગમાર, જમોંહી નૈના રોગા.
કહત દીન દર્વેશ, આજ હે જીતકી બાજી;
રંગભર ખેલો રૈન, કલ તોહે જાના કાજી.

'કાજી સાહેબ! તમે મોજની વાતો કરો છો, એ ઠીક છે અને એટલે જ હું તમને કહું છું, કે તમે પણ આજની રાત રંગમાં ખેલી લો! કાલે તો કાળના દૂતો આવીને ગ્રહી લેશે!'

સંતની એ વાતો સાંભળતાં જ કાજીના હૃદયમાં જાણે ઘા લાગ્યો. શું કાલે—સાચે જ મારું મરણ થશે? ભયભીત બનેલો કાજી ત્વરાથી ઊઠીને પોતાના નિવાસે ચાલ્યો ગયો!

કાળને સમીપ આવેલો જોતાં ભલભલા મહારથી અને રણબંકાઓ કંપી ઊઠે, ત્યારે બિચારો પામર માનવી તે કોણ માત્ર?

કાજીના હૃદયમાં સખત આઘાત થયો. ઘેર આવી બિછાનામાં લેટી ગયા છતાં એ ભય ટળ્યો નહીં. રાત્રિ થતાં જાણે કાળના દૂતો નિકટ આવ્યા હોય તેમ ભયાનક બની તેને ડરાવવા લાગ્યા. પ્રાતઃકાળ થતાં તો જાણે પ્રયાણની તૈયારી થઈ રહી હોય તેમ કાજી-સાહેબ છેલ્લી ડચકીઓ ખાઈ રહ્યા હતા. એ જ ક્ષણે સાંઈ દીનદર્વેશ એમના ગૃહમાં પ્રવેશ કર્યો અને બિછાનામાં પોઢેલા કાજીસાહેબની પાસે બેસી ગયા.

સંતને જોતાં જ જાણે સ્વજન આવ્યા હોય તેમ વ્યાકુળ બનેલા કાજી તેમને વળગી પડ્યા અને મૂઢ બાળકની જેમ અધીર બની ધ્રૂસકા ખાતા આક્રંદ કરી મૂક્યું. એને હૃદયે લગાવતા સંતે આશ્વાસન આપ્યું:

'કાજી કુફ્ર છાંડી રહો, દુવા કરે દરવેશ;
બક્ષે ગરિબ નવાજીયા, રહમે શાહ નવેશ.
રહમે શાહ નવેશ, કસમ હે પાક ખુદાકા;
રામ રહીમ એક, લગ્ઝ મત બોલ જુદાકા.
કહેત દીન દર્વેશ, યેહી હે જીતકી બાજી;
છાંડી કુફ્રકી રાહ, ખડે હો જાવો કાજી.

'કાજી ! તમે ખોટા માર્ગ ત્યજી ને સાચી રાહે ચાલવાના સોગંદ ખાતા હો તો ફરી એકવાર તમને આ મોતના બિછાનામાંથી બેઠા કરવાની દરવેશ આશિષ આપે !'

સંતનો એકએક શબ્દ કાજીને આજે ખુદાઈવેણુ લાગતો હતો દીનતાથી એમણે સર્વે વાતો કબૂલ કરી હતી એટલે સાઈએ, તેના બિછાના સમીપ બેસી એક ઘડી ઈશ્વરની આરાધના કરી તુરત જ પહેલાની જેમ કાજી સચેત બની ગયા અને સ્વસ્થ થઈ ધ્યાનમગ્ન બનેલા સંતના ચરણમાં ઢળી પડ્યા આંખો ખોલી સાઈએ તેમને શુભાશિષ આપ્યા

**કાજી કલ્મા કાયમ પઢો, પાક રહીમો રસૂલ;**
**કુનકી જહાંમે રાચકે, ઉનકો નામ ન ભૂલ**
**ઉનકો નામ ન ભૂલ, વોહી હે પરવર પ્યારા;**
**મતલબકો સબ સાજ, પિવ બીન કૌન હમારા**
**કહત દીન દર્વેશ, હરદમ સાહેબ રહે રાજી;**
**પાક રહીમો રસુલ, કાયમ કલ્મા પઢો કાજી**

સંતના સદ્ઉપદેશને હૃદયમાં ઘૂંટી લેતા કાજીસાહેબ તેમના શિષ્ય થયા અને દીનતાથી પોતાના અપરાધોની ક્ષમા યાચી હસતાવદને સદ્ગુરુએ એને ક્ષમા આપી અને પોતાનો બનાવી દીધો

મોતના બિછાનેથી ઊઠ્યા પછી તો કાજીસાહેબના હૃદયમાં સચોટ લગની લાગી સંસાર અસાર અને દુઃખમય દર્શાયો એટલે તેનો ત્યાગ કરી ફકીરી લીધી દરવેશ થઈ અલખ જગાવતા દિવસો વ્યતીત કરવા લાગ્યા

સાચા સદ્ગુરુ પ્રાપ્ત થયા પછી હૃદયની મલીનતા સાચે જ નાશ પામે અને જ્ઞાનરવિનો ઉદય થતા અંતરમાં અજવાળા થાય, તેમ કાજીના હૃદયમાં ચોમેર પ્રકાશ છવાઈ રહ્યો ઈશ્વરના અનન્ય સ્વરૂપની ઓળખાણ થઈ

**રામ તૂહી રહીમા તૂહી, તૂહી શારદ તૂહી શેષ;**
**તૂહી બીન દુસરા કો નહી, કહત સાધ દરવેશ**
**કહત સાધ દરવેશ, મંદિર મસ્જિદમે ખોજા;**
**એકાદશી વ્રત નેમ, રૂખે આદલમે રોજા**
**મહંમદ સાઈ પહિચાનીયા, નામે બેહુનામા;**
**અવિગત અલખ સ્વરૂપ, તૂહી રહીમા તૂહી રામા**

રામ-રહીમની ભિન્નતાનો ભેદ મટી ગયો એમણે સર્વત્ર એક જ બ્રહ્મને ભાળ્યો સંદ્-ગુરુની જેમ પોતે પણ દરવેશ બની તીર્થોમાં ભ્રમણ કરતા અનેક સંત-અવધૂતોના સહવાસમાં આવ્યા

અનુભવના અજવાળે એ ભજનિક સંતે અનેક પદો-ભજનોની રચના કરી તેમની વાણી ભજનિકોમાં અત્યંત લોકપ્રિય થઈ પડી

સદ્ગુરુએ પોતાને સમયની મહત્તા સમજાવતા આજના અમૂલ્ય અવસરને એળે નહી જવા દેવાનુ જે સૂચન કર્યુ હતુ, એ સૂત્ર સાઈના હૃદયમાં સચોટ લાગી ગયુ હતુ

એ અમૂલ્ય અવસરની મહત્તા સમજાવતા સાઈએ ઘણા પદો લખ્યા છે તેમનુ એક અતિ લોકપ્રિય પદ ટાંકી લઈએ

આજનો લ્હાવો લીજીયે, કાલ કોણે દીઠી રે ?
તેડા આવ્યા શ્રીરામના, એના જોર ન ચાલે રે. ટેક
ડુંગર ઉપર ડુંગરી, ત્યાં નોબત વાગે રે;
કંઈ સોહાગણે લોળવો, મ્હારા મ્હોલે ન આવે રે. ૧
સાત સાહેરાની માછલી, આવી નદીએ ન્હાવા રે;
જાળવાળાએ જાળ નાખી, દોરી એંચકે લીના રે. ૨
કૂવે પાણી મેં ગઈ, તૂટી મારી રેશ્મી દોરી રે;
નૈના આંસુ પોછતા, મ્હારી ગાગર ફૂટી રે. ૩
ઢુંઢત ઢુંઢત મેં ફીરૂં, મેરા પિવ બતાવો રે;
પિવ બસે પિવ પાસમેં, પિવ જીવ કહાવે રે. ૪
કાજી મહંમદશાહની વિનતિ, તમે સુણજો સૈંયા રે;
જબ પડે જબ ભેદના, તબ દોડકે આના રે. ૫

સંતે ખૂબ વચનામૃતો રચ્યાં. જેમાં રેખતા, ઝૂલણા, કવિત, કુંડલિયા, દોહા આદિ છંદોનો સમાવેશ થાય છે. એ દુર્લભ સંતવાણી કાળના વહન સાથે ક્યાંય વિલીન થઈ ગઈ. આજે તો કેવળ થોડાં જ વચનામૃતો ભજનિક મહાનુભાવો પાસેથી પ્રાપ્ત થાય છે.

એ અપ્રસિદ્ધ વચનામૃતોમાંથી થોડાંક બોધમય કાવ્યો અત્રે નોંધી લઈએ તો અસ્થાને નહીં ગણાય:

જીક બખાના સાંઈયા, હરદમ રહે ચકચૂર;
પલછીન ન્યારા ના રહે, હરદમ હાલ હજૂર.
હરદમ હાલ હજૂર, હરિસે રહ્યો મંન લાગી;
બિરહા સતાવત અંગ, નૈના દરશ અનુરાગી.
મહંમદ સાંઈ તહકીક કર, ઠીક કીયા થાના;
હરદમ રહે ચકચૂર, સાંઈયા જીક બખાના.

×

બંદા બિલખત કયોં ફીરે, પામર અજહુ ચેત;
બાલમ અંખીયાં ખોલ દે, કીય લે હરિસે હેત.
કીય લે હરિસે હેત, ચાર ચેલી શીખ માનો;
દો દિનકા મિજમાન, અંત ચહાંસે ચલી જાનો.
મહંમદ સાંઈ સાંચી કહે, અબમત ફસેહો ફંદા;
આતુર અજહુ ચેત, બિલખત ફીરે કયોં બંદા.

×

જગ સપના દેખ કે કોહી રાચે, નાદાન તું ઈશ્કમેં ભૂલતા હે;
મુખ મોટ મેરા કહે ફૂલ ગયા, વિષયકી ખાટપે ઝૂલતા હે.
રંગ ફાની તન જોબના હો, મિટ્ટીકા ઘાટ રહી સ્થૂલકા હે;
મહંમદ ફકીરને સાદ કીયા, અજહુ નહીં આંખીયા ખૂલતા હે.

×

પરવરકી જીકમેં લાગહી કે, ભરભરકે પ્યાલા પીજીયે જી;
નરતનકા લ્હાવા મત ચૂકો, યહાં નેક કમાઈ કીજીયે જી.

છિનછિનમે આયુ છીજત યારો, કુછ બદગી બનાઈ લીજીયે જી
મહમદ ફકીર નમક્ષય કહે, યારો કુફ્રકી રાહસે ભાજીયે જી

×

હક ખોજે બીના હરિ કૈસે મિલે, કાયમ કુફ્રમે રહત રાજી
જીવ જબેહે કર પાક રોજા રખે, સાઈયા ઉમીમે નહી રાજી
દિલ સફાસે હરદમ યાદ કીજે, શિર ચોટ ખટો હૈ કાલપાજી
વોહી રામ રહીમા નામ ન્યારા, દિલ ખોજ દેખા મહમદ કાજી

×

મત ભૂલ પ્રપંથમે યાર મેરા, યહા તેરા કહોજી કોન હે જી
માદર પિદર ફરજંદ દારા, મતલબ હૈ આટા લોન હે જી
કાલ ચહ્યા જબ નાતા નહી રખે, દેખત ખડે સબ મોન હે જી
મહમદ ફકીર મજધાર બહે, યારો આખિર આવા ગૌન હે જી

સદ્દગુરુની જેમ કાજી મહમદશાહે જીવનને શેષકાળ હરિસ્મરણ અને લોકકલ્યાણમાં જ વ્યતીત કર્યો પરંતુ છેલ્લા દિવસોમાં તેમણે કયાં પ્રયાણ કર્યું તે કાંઈ સમજાયું નહી.

કેટલાકોનું એવું અનુમાન છે, કે તેઓ કોઈ નિર્જન સ્થાનમાં ધ્યાનમગ્ન બનવા માટે ગયા એ ઘટના કદાચ સત્ય જ હશે, ઉપદેશક થઈ અન્યને પ્રબોધતા પોતે કાળ વ્યતીત કર્યો આશાભર્યા અનેકો આવતા અને દીનતાથી તેમના ચરણોમાં ઢળતા તે સમયે પોતે પ્રભુતામાં મ્હદ્દગુરુ બની સૌને સદ્દબોધ આપતા જ્યાસુધી પોતે હરિસ્મરણ કરી હરિમય ન થયા ત્યાંસુધી સર્વે મિથ્થ્ય છે

મૈયા અબ હમ જાયગે, હરિ બીન ચહુ ન ચૈન;
પિવ બિરહા, સૂરત ફીરુ, બહત નાસિકા નૈન
બહત નાસિકા નૈન, કંઠમે કફ ભરોરી;
તુમ બિન કોન હવાલ, બાલમા પતરખો મોરી
મહંમદ સાઈ બનખ ડમે, મિલમત બાસ કરૈયા;
અબ યહા રહા ન જાય જાયગે જહા હે મૈયા

કોઈ અગેચર સ્થાનમાં સ્થિત થઈ હરિસ્મરણમાં રચતા સાંઈએ જીવનના અંતિમ દિવસો વ્યતીત કર્યા

મહમદ માયા જૂઠ હે, સદ્દગુરુ દીયા સમજાઈ;
શ્યાના હુઈ મત રાચિયા, હો ગયે મહંમદ સાઈ

જેણે અસાર સંસારની મૃગજળ માયાનો ત્યાગ કર્યો છે, એવા સંતો સદા યંદનીય છે

✱

'ભગવાન તમારું ભલું કરે'ના આશીર્વાદ ભિખારીના મુખમાંથી બહાર નીકળ્યા કે ન નીકળ્યા ત્યાં જ એક લહેરી લાલાએ પનોતી જેવી વળગવા આવતી આ બલાને જલદી કાઢી મૂકવા માટે એક રૂપિયો કાઢીને ભિખારી તરફ ફેંકયો પણ વાતવાતમાં પૂછ્યું

'અલ્યા તું ભિખારી કેવી રીતે થયો?'

પેલાએ સાચી વાત કરી

'ભાઈ, હું પણ તમારી માફક જ આમ બીચારે પૈસા વેરતો હતો!'

×

૨૭.૮.૬

## શ્રી. સોપાન

વિશ્વશાંતિને ભયમાં મૂકનારા બે વધુ મોટા બનાવો ગયે મહિને નોંધાયા છે: એક હાઈડ્રોજનબોંબનો અને બીજો બનાવ લાલ ચીન અને રશિયા વચ્ચેના મૈત્રીકરારોનો.

અણુબોંબ દ્વારા હીરોશીમામાં ભજવાયેલા હત્યાકાંડથી માનવજાત કંપી ઊઠી હતી. એ વખતે દુનિયાના સમજદાર લોકોએ પોકાર ઊઠાવ્યો હતો, કે અણુબોંબ ઉપર પ્રતિબંધ મૂકો, નહીં તો દુનિયા જોખમમાં મુકાઈ જશે. યુદ્ધને અંતે આ સવાલ સંયુક્ત રાષ્ટ્રસંસ્થા સમક્ષ પણ આવ્યો અને હજી યે તેની ચર્ચા થાય છે; પણ અણુબોંબ ઉપર પ્રતિબંધ મુકાયો નથી એટલું જ નહીં, અણુએ હવે વિરાટનું રૂપ ધારણ કર્યું છે! અમેરિકાએ રશિયાને ગભરાવવા અને પોતાની સ્થિતિ સુરક્ષિત કરવા વધુ ને વધુ પ્રમાણમાં ને વિશેષ સંહારક શક્તિવાળા અણુબોંબ બનાવ્યા હતા, પણ એણે જાણ્યું કે રશિયાને અણુબોંબનું રહસ્ય પ્રાપ્ત થઈ ગયું છે ને તેની પાસે પણ અણુબોંબનો જથ્થો છે!

રશિયા અને અમેરિકા બંને એકબીજા ઉપર ધ્યાન રાખે છે. સાચાખોટા અહેવાલોને આધારે પોતાની સંહારશક્તિ તેઓ વધારતા જ જાય છે. અમેરિકાના જવાબદાર રાજપુરુષોમાંથી કેટલાક એમ માને છે કે રશિયા પાસે અનર્ગળ શસ્ત્રસામગ્રી, વિમાનો, સબમરીનો વગેરે છે અને તેનું પ્રમાણ આખા યુરોપ કરતાં વધારે છે, રશિયા ધારે તો અમેરિકાના કોઈ પણ પ્રદેશ ઉપર ભયાનક બોંબવર્ષા કરી શકે એમ છે. એવી પણ માન્યતા છે, કે રશિયા પાસે અણુબોંબ જ નહીં, એથી અનેકગણી વધુ શક્તિવાળાં સાધનો પણ છે. ખરી હકીકત ગમે તે હોય, રશિયા અમેરિકાને પડકારી રહ્યું છે એમાં શંકા જ નથી. હાઈડ્રોજનબોંબનો જન્મ એમાંથી થયો છે. અમેરિકાના પ્રમુખે હાઈડ્રોજનબોંબના ઉત્પાદન માટે સંમતિ આપીને માનવજાતને ધ્રુજાવી મૂકી છે. આ બોંબ અણુબોંબ કરતાં હજારોગણો વિનાશક છે અને આવા થોડાક બોંબ આખી દુનિયાને સાફ કરવાની શક્તિ ધરાવે છે એવો વિજ્ઞાનીઓનો મત છે.

અમેરિકા એમ મનાવે છે, કે આ બધું વિશ્વશાંતિ માટે તે કરી રહ્યું છે. જો અમેરિકા આવાં સાધનો ઊભાં ન કરે તો રશિયા આખા જગત ઉપર પોતાનું વર્ચસ્ જમાવી દે એવો તેને ભય છે. રશિયા પણ એવી જ દલીલ કરે છે. એ અમેરિકાને જગત માટે ભયરૂપ ગણે છે; એ છડેચોક કહે છે કે જગત ઉપર પોતાનું આધિપત્ય સ્થાપવા માટે જ અમેરિકા દરેક પ્રવૃત્તિ કરી રહ્યું છે. આમ એકબીજા ઉપર આક્ષેપો કરતાંકરતાં બંને, મહાન દેશો પ્રલયનાં સાધનો તૈયાર કરી રહ્યા છે. કેટલાક ભોળા માણસો એમ માને છે, કે બંને પાસે સાધન હશે તો તેનો ઉપયોગ નહીં થાય, બંને વિનાશના ડરના માર્યા ચૂપ બેસી રહેશે. આ આશા–અ. માન્યતા આપણી આંતરિક ઇચ્છાઓનો પડઘો છે, એની પાછળ અનુભવનું બળ નથી. કોઈ કાળે આવા કારણે માણસ લડાઈ કરતો અટક્યો નથી. હા, આવા ભયથી યુદ્ધમાં વિલંબ થાય છે, પણ છેવટે તો માણસ પોતાની મહત્ત્વાકાંક્ષા પાર પાડવા સંહારશસ્ત્રનો ઉપયોગ કર્યા વિના

ગઢી શકતો નથી અણુબોંબ અને હાઈડ્રોજન-બોંબ એમ બતાવે છે, કે જો માનવી હવે અટકશે નહીં, દિશા બદલશે નહી તો સર્વનાશ સિવાય બીજુ કઈ જ એના ભાગ્યમાં રહ્યુ નથી

પણ ઈશ્વર દયાળુ છે આ વિશ્વનો કોઈ હેતુ હશે તો આવા સાધનો છતા જગત બચી જશે, તે વિકાસને પથે આગળ ધપશે એવી શ્રદ્ધા આપણે જરૂર રાખીએ, પણ કેવળ શ્રદ્ધા રાખીને બેસી રહીએ તે તો બરાબર નથી જ આપણે આપણી પોતાની નાનકડી દુનિયામા વેરઝેર અને હરીફાઈનો અત લાવવો જોઈએ પ્રેમ અને વિશ્વાસના આદર્શને આપણા પોતાના વર્તનથી વિશ્વમા ફેલાવવા જોઈએ; કારણકે અતે તો આજના તમામ ભયનુ મૂળ મહત્વાકાક્ષા, દ્વેષ, હરીફાઈ અને અવિશ્વાસમા જ છે

## ચીન-રશિયાના કરારો

અમેરિકાએ પોતનો કિલ્લો મજબૂત કરવા એટલાટિક કરારો કરી પશ્ચિમ યુરોપના દેશોનુ સગઠન સાધ્યુ હતુ કરોડો ડોલરની મદદથી યુરોપીય દેશોને રશિયા સામે એણે ઊભા રાખ્યા છે છેલ્લા બે વર્ષના બનાવો એમ કહી જાય છે, કે અમેરિકાએ યુરોપમા ઠીક પ્રમાણમાં સફળતા મેળવી છે; પરતુ યુરોપમાં જેટલી સફળતા મેળવી છે તે કરતા ઘણી મોટી નિષ્ફળતા એશિયાખંડમા અમેરિકાને પ્રાપ્ત થઈ છે લાલ ચીનનુ સર્જન તેને મોટામા મોટો ધક્કો છે. અમેરિકા હજી લાલ ચીનને સત્તાવાર સ્વીકાર કરતુ નથી અને ચ્યાગ-કાઈ-શેકની સરકારને જ માન્ય રાખે છે ચ્યાગની સરકારના કબજામા માત્ર ફોર્મોસા અને હૈનાન ટાપુઓ છે સમગ્ર ચીનની પાસે તેનો કશો હિસાબ જ નથી અમેરિકા હજીયે ફોર્મોસાને મદદ કરી રહ્યુ છે

અમેરિકાની તમામ વ્યૂહરચના ઉપર લાલ ચીન અને રશિયાના મૈત્રીકરારોએ ફટકો માર્યો છે ચીનમા સામ્યવાદીઓ જીત્યા તે રશિયાની મદદ અને દોરવણીથી, પણ અમેરિકા-બ્રિટનના મુત્સદ્દીઓ એમ માનતા હતા કે ચીન રશિયાની નીતિને પૂર્ણપણે નહી અનુસરે તેઓ ત્યાસુધી આશા રાખતા હતા કે યુદ્ધથી ભાગેલા ચીનને બેઠુ કરવા લાલ ચીનના નેતા અમેરિકા પાસે મદદ માગવા આવશે! માઓ-ત્સે-તુગ યુગોસ્લાવીઆના ટીટોની પેઠે રશિયા સામે બળવો પોકારશે એવી ધારણા પણ કેટલા મુત્સદ્દીઓના મનમા હતી, પણ આ બધુ ખોટુ પડ્યુ છે અને લાલ ચીન અને રશિયા ૩૦ વર્ષના મૈત્રીકરારથી જોડાયા છે

આ કરારો પ્રમાણે રશિયા મચુરિયાની રેલવે, પોર્ટ આર્થર, ડેરીનનુ મથક જાપાન સાથે સધિ થયા પછી અથવા ૧૯૫૨મા ચીનને સોંપશે બાહ્ય મગોલીઆ સ્વતત્ર થશે સીકિયાગનુ પણ એમ જ બનવા સભવ છે બેમાથી કોઈ પણ એક દેશ ઉપર જાપાન કે તેની સાથે સીધી યા આડકતરી રીતે સકળાયેલી સત્તા આક્રમણ કરશે તો બીજો દેશ પોતાના તમામ લશ્કરી સાધનોથી તેને મદદ કરશે ચીનના વિકાસ માટે નજીવા વ્યાજ સાથે ૩૦ કરોડ ડોલરની લોન પણ રશિયા આપશે. ઘણા માને છે, ને તે માન્યતા સાચી હોવા પૂરો સભવ છે કે, આ કરારો ઉપરાત ગુપ્ત કરારો પણ થયા હશે અને તે ચીન ઉપર રશિયાનુ આધિપત્ય સ્થાપનારા હશે ગમે તેમ હોય, યુદ્ધની અને રાજકીય દૃષ્ટિએ રશિયા અને ચીન, દુનિયાના બે મહાન દેશો એક બન્યા છે સમગ્ર એશિયાખડ ઉપર આ કરારોની ઘણી મોટી અસર થશે હિંદી ચીનનુ ભાવિ હવે સ્થિર નથી જ અત્યારે વિટનામની ડૉ હોચી-મીન્હની સરકારને રશિયા અને ચીને સ્વીકાર કર્યો છે

અને ખાએદાઈને બ્રિટન-અમેરિકા સ્વીકારે છે. હવે ત્યાં સામ્યવાદીઓનું પૂર ખાળવાનું અતિ મુશ્કેલ બનશે. સિયામ અને બ્રહ્મદેશ પણ તેની અસરમાંથી મુક્ત રહી શકશે નહીં.

અમેરિકા આટલેથી ડરી જાય એમ નથી; કારણકે જાપાન, ફીલીપીન્સ, દક્ષિણ કોરીઆ, ફોર્મોસા અને બીજા આજે તટસ્થ દેખાતા પ્રદેશોના મથકો અને હાઈડ્રોજનબૉંબ જેવાં પ્રલયંકર સાધન ઉપર તે મુસ્તાક છે.

## સલામતી સમિતિ

સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની સલામતી સમિતિમાં કાશ્મીરના પ્રશ્નની ચર્ચા શરૂ થઈ છે. જનરલ મેકનોટનની દરખાસ્તો ઉપર ભારતના પ્રતિનિધિ શ્રી રાવ અને પાકિસ્તાનના પ્રતિનિધિ શ્રી ઝફરૂલ્લાએ ભાષણો કર્યાં છે. વર્તમાનપત્રો ઉપરથી એમ લાગે છે કે નજીકના ભવિષ્યમાં કાશ્મીરનો સવાલ ઉકેલાય એવો સંભવ નથી. અમેરિકા અને બ્રિટન સલામતી સમિતિમાં અને સંયુક્ત રાષ્ટ્રસંસ્થામાં ભારે મોટી લાગવગ ધરાવે છે. તેઓ પાકિસ્તાનને રાજી રાખવા ઇચ્છે છે. તેઓ ન્યાયની દૃષ્ટિએ વિચારતા હોય એમ જણાતું નથી. આખું કાશ્મીર પાકિસ્તાનને ન મળે તો છેવટ ઉત્તરનો તમામ પ્રદેશ પાકિસ્તાનને અને જમ્મુ વિભાગ ભારતને મળે એવી તેમની મુરાદ જણાય છે. તેઓ સતત સીધી કે આડકતરી રીતે ભારત ઉપર દબાણ લાવી રહ્યા છે. તેઓ જાણે છે કે જો કાશ્મીર ભારતને મળે તો ત્યાં તેમની છાયા પણ રહી શકશે નહીં; પણ જો એ પાકિસ્તાનને મળે તો રશિયા, અફઘાનિસ્તાન, તિબેટ, નેપાળ વગેરેની પાસે પોતાનાં મથકો અમેરિકા સ્થાપી શકે. અમેરિકા આજે ત્રીજા વિશ્વયુદ્ધની દૃષ્ટિએ જ તમામ પ્રશ્નો વિચારે છે.

ભારત આ બાબતમાં દિવસેદિવસે વધુ મક્કમ બનતું જાય છે. કાશ્મીરનો ફેંસલો કાશ્મીરી પ્રજા જ કરે અને પાકિસ્તાનના સીધા કે આડકતરા અંકુશ નીચેનાં તમામ દળો કાશ્મીરની ભૂમિ ઉપરથી ખસી જાય તે પછી જ લોકમત લેવાય, એ બાબતમાં ભારતનો નિરધાર અટલ છે. કાશ્મીરની પ્રજાના નેતા શેખ અબ્દુલ્લા પણ આ બાબતમાં દૃઢ છે.

## પૂર્વની સરહદ આસામ

ભારતની પૂર્વ સરહદ જોખમી બની રહી છે. એશિયામાં સામ્યવાદ ફેલાતો જાય છે ત્યારે ભારતે એ બાજુની સરહદો ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ. આસામનો સવાલ તો બીજી રીતે પણ નાજુક છે. પાકિસ્તાનના નેતાઓની પ્રથમથી જ આસામ ઉપર નજર છે. પૂર્વ બંગાળમાંથી વ્યવસ્થિત રીતે આસામમાં પાકિસ્તાની મુસ્લિમો પ્રવેશી રહ્યા છે. આજસુધીમાં લગભગ પાંચ લાખ મુસ્લિમો ઘૂસી આવ્યાનો અંદાજ છે. આ લોકો સ્થાનિક મુસ્લિમોનો સંપર્ક સાધે છે અને પહાડી જાતિઓમાં પણ પ્રવેશ કરે છે. પરિસ્થિતિ હજી ગંભીર બની નથી, પણ અચાનક અથડામણ કે યુદ્ધ જાગે તો નાહક મુશ્કેલીમાં મુકાવું પડે. આ સ્થિતિ નિવારવા માટે ભારત સરકારે રીતસર કાયદો કરી આવાં અનિચ્છનીય તત્ત્વોને આસામમાંથી હાંકી કાઢવાનાં પગલાં લીધાં છે. આ બાબતમાં આપણે ત્યાં વધુ ભડકામણાં ચિત્રો દોરાય છે તે યોગ્ય નથી. ભારત સરકાર સંરક્ષણ અને આંતરિક સલામતીની બાબતમાં પ્રશસ્ય જાગૃતિ બતાવે છે એમાં સંદેહ નથી.

## પાકિસ્તાન સાથેના સંબંધો

પાકિસ્તાન સાથેના સંબંધો દિવસેદિવસે વધુ બગડતા જાય છે. પાકિસ્તાને પોતાનું હુંડિયામણ ટકાવતી વખતે જે અપેક્ષાઓ રાખી હતી તે પૂરી ન થતાં તે છંછેડાયું છે. પૂર્વ પાકિસ્તાનની હાલત ઘણી ખરાબ થઈ

છે પાકિસ્તાનની ખેડૂતો પાસે શણ છે, અન જ નથી, પૈસા નથી પ્રતિદિન સ્થિતિ ખરાબ થતી જાય છે લોકોનો અસતોષ માઝા મૂકે એવો ભય ઉપસ્થિત થયે છે પાકિસ્તાનના નેતાઓએ આ અસતોષને બીજા માર્ગે વાળવાના પ્રયાસો શરૂ કર્યા છે અને તેને પરિણામે પૂર્વ બગાળમા હિંદુઓ ઉપર ઘોર દમન શરૂ થયુ છે હજારો હિંદુઓ પાકિસ્તાનમાથી હિજરત કરી રહ્યા છે પૂર્વ પાકિસ્તાનમા લગભગ ૧ કરોડ ૧૦ લાખ હિંદુઓ છે જો આજની સ્થિતિ કાયમ રહે તો બને રાજ્યો સમક્ષ વિકટ સમસ્યાઓ આવી પડે એમ છે પૂર્વ બગાળના દમનનો પડઘો કલકત્તામા અને તે પછી વળતો પડઘો ઢાકામા પડ્યો છે ભારત સરકાર અને પશ્ચિમ બગાળની સરકારની સાવધાનીથી કલકત્તાનો મામલો તો કાબૂમા આવી ગયો છે, પણ ચિંતા હજી દૂર થઈ નથી આપણે ભારતવાસીઓએ એટલુ સમજી લેવાની જરૂર છે કે ભારતના કોઈ પણ ભાગમા અશાતિ થાય તે આપણને પોતાને જ નુકસાન કરનારી અને નિર્બળ બનાવનારી છે પાકિસ્તાનના તમામ અન્યાયોનો જવાબ માગનારી સમર્થ સરકાર આપણી પાસે છે આ સરકારે જૂનાગઢ અને હૈદ્રાબાદમા જે સિદ્ધિ મેળવી છે અને કાશ્મીરમા જે દૃઢતા દાખવી છે તે આપણે સતત લક્ષમા રાખીએ.

## કૉંગ્રેસની કાયાપલટ

કૉંગ્રેસમા જે નબળાઈએ પેઠી છે તે દૂર કરવા આપણા નેતાઓ અને સાચા કૉંગ્રેસીઓ પ્રયત્નશીલ બન્યા છે તે શુભ ચિહ્ન છે મહાસમિતિ અને કારોબારીની ચર્ચાએ તથા ઠરાવો એમ બતાવે છે કે કૉંગ્રેસ તાકાતવાન સસ્થા છે કૉંગ્રેસના ત્રણ કરોડ સભ્યો નવી ચૂંટણી કરી કૉંગ્રેસમા નવો પ્રાણ પૂરશે એવી આશા જરૂર રાખી શકાય કૉંગ્રેસના બધારણમા જે ફેરફાર સૂચવાયો છે તેનુ અર્થગૌરવ પણ સમજવા જેવુ છે

કૉંગ્રેસ દ્વારા જ દેશના વહીવટ ઉપર અસર ઉપજાવી શકાશે એવુ 'સક્રિય' સભ્યો ખોટા નોંધવાની નબળાઈમાથી પણ ફલિત થાય છે કૉંગ્રેસના દેહમા વ્યાપેલો મહારોગ સત્તાલોભ છે એ જો દૂર કરી શકાય તો બીજા દોષો આપોઆપ કે અલ્પ પ્રયત્ને દૂર થશે પ્રત્યેક કૉંગ્રેસીએ સત્તાને સ્થાને સેવાનુ વાતાવરણ ઊભુ કરવામા હિસ્સો આપવો જોઈએ તા ૧૯-૨-'૫૦

---

નવલિકાકાર, કવિ અને પ્રધાનના પુત્રો પોતપોતાના પિતાની દ્રવ્ય મેળવવાની અદ્ભુત શક્તિ વિશે ચર્ચા કરી રહ્યા હતા

કવિપુત્રે કહ્યુ

'મારા પિતા બહારથી ઘેર આવે, આમતેમ લટાર મારે અને તુરત જ રચી નાખેલી કવિતા કોઈ માસિકમા મોકલે કે તુરત જ પાચ રૂપિયા મેળવી શકે છે'

'બસ એટલુ જ ને? એક વાર્તાના મારા પિતા પચ્ચીસ રૂપિયા મેળવે છે'

ત્યારે પ્રધાનપુત્ર બોલ્યો

'એમા શુ? મારા પિતા માત્ર અરધો જ કલાક કોઈ સભામા ભાષણ આપવા જાય છે અને હજાર રૂપિયા મળે છે, તે ઊચકી આણવા માટે બે માણસોની જરૂર પડે છે'

×

## સુધારો

'અખડ આનદ'ના ગયા અકમા પ્રસિદ્ધ થયેલ 'ભગવાન' નામની કૃતિના મૂળ લેખક રવીન્દ્રનાથ ઠાકુર નથી પરતુ 'બનફૂલ'ના તખલ્લુસથી લખતા બગાળના પ્રસિદ્ધ નવલિકાકાર શ્રી બલાઈ ચાદ મુખોપાધ્યાય છે

# સંસ્થા-પ્રકાશનો

## [illegible] પ્રકરણ

**બૂકર ટી. વૉશિંગ્ટન :** અનુવાદક : પ્રફુલ્લ પ્રા. ઠાકોર એમ. એ. : અમેરિકન હબસી વર્ગનો પ્રેરક ને બોધક આત્મકથા. પાન ૨૧૬ : કિં. ૧–૮

**વીર હનુમાન :** (આમશ્રેણી) લે० સોમાભાઈ ભાવસાર: શ્રી. રામભક્ત હનુમાનજીનું ટૂંકું અને સરળ જીવનચરિત્ર. (બાળપયોગી–સચિત્ર)
પાન ૪૮ : કિં. ૦–૩

**વિશ્વામિત્ર ને હરિશ્ચંદ્ર :** (આમશ્રેણી) લે० રામનારાયણ ના० પાઠક: પ્રેરક જીવનપ્રસંગો. (સચિત્ર) પાન ૬૪: કિં ૦–૪

**હરડે :** ત્રીજી આવૃત્તિ. પાન ૮૦ : કિં. ૦–૬

## ધર્મ [illegible] પ્રકરણ

**પ્રભુ ચરણે :** સંપાદકો : નંદલાલ શાહ, હેમન્તકુમાર નીલકંઠ: ભાવવાહી ને હૃદયપુલકિત કરનારી પ્રાર્થના. પાન ૪૦ : કિં. ૦–૨

**ત્રિશલાનંદન મહાવીર :** (આમશ્રેણી) લે० રતિલાલ મ० શાહ : શ્રમણ ભગવાન મહાવીરનો જીવનકથા. પાન ૧૨૮ : કિં. ૦–૬

**ગોસ્વામી તુલસીદાસ :** (આમશ્રેણી) લે० ભિક્ષુ અખંડાનંદજી : તુલસી રામાયણની રચના કરનાર મહાકવિનું પ્રેરક ને બોધક ચરિત્ર.
પાન ૧૨૮ : કિં. ૦–૬

**દેશ અને કાળ :** લે० સ્વામી માધવતીર્થજી : (ગુજરાતીમાં જ્ઞાનના પ્રમાણનું પ્રથમ પુસ્તક) વેદાંતના વિવર્તવાદ સાથે પ્રો. આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદનું સામ્ય ધરાવતી તથા દેશ અને કાળ સંબંધે, જે હકીકતો પ્રાચીન ગ્રંથોમાં જોવામાં આવતી નથી, તે સર્વનાં વિસ્તૃત વર્ણન અને સમજૂતી આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. પાન ૪૪૮ : કિં. ૪–૦

**શ્રીમદ્ ભગવદ્ગીતા : (શાંકરભાષ્યના ગુજરાતી અનુવાદ સહિત)** અનુ० વામનરાવ પ્રા. પટેલ બી. એ., એલએલ. બી. : આ ગ્રંથમાં શ્રીમદ્ ભગવદ્ગીતાના શ્લોક અને તેના અર્થ ઉપરાંત આદ્ય શંકરાચાર્યના ભાષ્યનો સરળ ગુજરાતી અનુવાદ છે. આ ગ્રંથ કેટલાંય વર્ષોથી અપ્રાપ્ય હતો તે આજે જ વસાવી લેવા ભલામણ છે.
પાન ૪૪૮ : કિં. ૪–૦

## ગ્રાહકોને

૧ 'અખંડ આનંદ' દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે.

૨ વાર્ષિક લવાજમ રૂા. ૬ા છે. બહારદેશ માટે રૂા. ૭) અને પરદેશ માટે રૂા. ૧૦) છે.

૩ 'અખંડ આનંદ'નું નવું વર્ષ નવેમ્બર માસથી શરૂ થઈ ઑક્ટોબર માસમાં પૂરું થાય છે. વર્ષમાં ગમે તે માસથી ગ્રાહક થઈ શકાય છે. છ અથવા ત્રણ માસના ગ્રાહકો નોંધાતા નથી.

૪ પૂરી તપાસ કર્યાં બાદ ગ્રાહકોને અંક રવાના કરવામાં આવે છે, છતાં કોઈને અંક સમયસર ન મળે તો વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કરવી, અને ત્યાંથી જે જવાબ મળે તે અમને મોકલવો.

૫ સરનામું બદલાયાની ખબર ઓછામાં ઓછા પંદર દિવસ પહેલાં આપવી, અને તે સાફ અક્ષરોમાં ગ્રાહક નંબર, નવા કે જૂના ગ્રાહક તથા નામ અને ઠેકાણું બરાબર જણાવવું. મહિના બે મહિના માટે સરનામું બદલવું હોય તો પોતાના પોસ્ટ માસ્તરને જણાવી વ્યવસ્થા કરી લેવી. સરનામું ફેરવ્યાની જાણ થતાં પહેલાં અંક જૂના સરનામે રવાના થઈ જશે, તો ફરી અંક મફત મોકલવામાં આવશે નહિ.

૬ એક રૂપિયો મોકલવાથી નમૂનાનો અંક મોકલવામાં આવે છે, ગ્રાહક થયા બાદ એ અંક પાછો મોકલવામાં આવે તો એક રૂપિયો પરત કરવામાં આવશે.

૭ ગ્રાહકોએ પોતાનું નામ-સરનામું સ્પષ્ટ લખવા, સાથે ગ્રાહક નંબર અવશ્ય લખવો જોઈએ.

૮ લવાજમ મનીઑર્ડરથી મોકલવું. વી. પી. થી મોકલાતા અંકો મોડા મળે છે.

૯ મનીઑર્ડરની કૂપન પર રૂપિયાની રકમ, રૂપિયા મોકલવાનો ઉદ્દેશ, ગ્રાહક નંબર (નવા ગ્રાહક હોય તો નવા ગ્રાહક લખવું) પૂરું સરનામું વગેરે સર્વ બાબતો સ્પષ્ટ દર્શાવવી.

૧૦ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો.

૧૧ 'અખંડ આનંદ' સાથે પુસ્તકો મોકલાતા નથી.

૧૨ રૂબરૂ આવી અંક લઈ જનાર,- તથા એકથી વધારે અંકો રજિસ્ટરથી યા રેલવેથી મંગાવનાર માટે લવાજમમાં કંઈ ફેરફાર નથી.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ભદ્ર, અમદાવાદ ને કાલબાદેવી, મુંબઈ-૨

## લેખો અંગે નિયમો

'અખંડ આનંદ' કોઈ ચોક્કસ વિષય કે વર્ગનું માસિક નથી, એ સર્વદેશીય અને સર્વોપયોગી થાય એવા અમારા પ્રયત્નો છે. સાહિત્યના કોઈ પણ પ્રકારને—વાર્તા, નાટક, જીવનચરિત્ર, ધર્મકથા, પ્રસંગકથા, રેખાચિત્ર, પત્ર, નિબંધ, પરિચય, પ્રવાસ-વર્ણન વગેરે કોઈ પણ રૂપમાં માનવજીવનને ઊંચે લાવનારા, પ્રેરણા આપનારા, ઉપયોગી વિચારો સૂચવતા હોય તેવા તમામ પ્રકારના લખાણો 'અખંડ આનંદ' માટે સ્વીકારવામાં આવે છે. એ અભ્યાસયુક્ત અને કલામય છતાં સાદી ભાષામાં ને સરળ શૈલીમાં આલેખાયેલાં હોવાં જોઈએ.

તંત્રી તરફથી સામાન્ય રીતે લેખના સ્વીકાર-અસ્વીકારનો જવાબ એક પખવાડિયામાં આવે છે; પરંતુ લેખ ચોક્કસ કયા માસમાં પ્રસિદ્ધ થશે તે કહેવાનું મુશ્કેલ હોય છે. આમ છતાં સ્વીકાર પામેલો લેખ ચારેક માસની અંદર પ્રગટ થઈ જાય તે વિષે કાળજી રાખવામાં આવે છે. માસિકમાં વૈવિધ્ય, દરેક વિષયનું પ્રમાણ અને પ્રાસંગિક લેખોનું મહત્ત્વ જળવાય એ દૃષ્ટિએ સંપાદન થાય છે. કોઈ પણ કૃતિની જવાબદારી તો લેખકની જ રહે છે.

લખાણ પ્રસિદ્ધ થતાં લેખકને અંક, યોગ્ય પુરસ્કાર અને લખાણની છૂટી પાંચ પ્રતો મોકલી આપવામાં આવે છે.

અસ્વીકાર પામેલા લેખની સાથે તેનાં કારણો આપવાનું અતિ મુશ્કેલ છે. એથી ચર્ચામાં ઊતરવું પડે છે. કેટલાક લેખકોને માઠું પણ લાગે છે. એટલે અનુભવ પછી 'અસ્વીકાર' એવી નોંધ સાથે લખાણ પાછું મોકલવાનું નક્કી કરવું પડ્યું છે. લેખકો આ બાબતમાં ગેરસમજ ન કરે એવી વિનંતિ છે. સ્વીકાર-અસ્વીકારના જવાબ માટે અને અસ્વીકાર પામેલું લખાણ પાછું મેળવવા માટે ટપાલખર્ચ મોકલવું આવશ્યક છે. જેનું ટપાલખર્ચ ન મળ્યું હોય તે લખાણને એકાદ માસ પછી રદ કરવામાં આવે છે.

લેખકની કૃતિ શાહીથી, કાગળની એક જ બાજુએ, સારા અક્ષરે લખેલી હોવી જરૂરી છે. અંગ્રેજી, સંસ્કૃત કે બીજી કોઈ ભાષાના અવતરણો મૂકવાં હોય તો તેનું ગુજરાતી ભાષાંતર આવશ્યક છે.

તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર કરવાનું અને લખાણો મોકલવાનું સરનામું આ પ્રમાણે છે:

તંત્રી 'અખંડ આનંદ'
ગુલબહાર, બેરેક રોડ, મુંબઈ-૧

# : અનુક્રમ :




સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તંત્રી : સોપાન

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ લ૦ ઠક્કર

મુદ્રણ અને પ્રકાશન સ્થાન : સસ્તું સાહિત્ય-મુદ્રણાલય, રાયખડ–અમદાવાદ

અખંડ આનંદ

વર્ષ ૩, અંક ૬]                તંત્રી : સોપાન                [એપ્રિલ ૧૯૫૦

# વાણીનું અમૃત

સારા સબધો બગાડવામા અને વેરઝેર વધારવામા આપણી વાણીનો કેટલો મોટો હિસ્સો છે તેનો જો વિચાર કરીએ તો જીભ ઉપર તાળુ મારવાનુ જ મન થાય જીવન વિષે ઊડુ ચિંતન કરનારાઓ હોઠ ઉપર તાળુ તો નથી મારતા, પણ લાબો સમય મૌન સેવે છે અને બોલે છે ત્યારે તોળીતોળીને બોલે છે તેનુ આ જ કારણ છે જીભ જેમ વેરઝેર વધારી શકે છે તેમ પ્રેમસંબધ પણ સ્થાપી શકે છે, ને તેથી જ સતોએ જીભ રહેવા દીધી છે જીભ એક જ પ્રકારની પ્રવૃત્તિ કરી શકતી હોત તો ઝાઝા પેદા થતા જ સમજુ માણસો એને ખેચી કાઢી મૂગા બની જવાનુ પસદ કરત

પણ એટલુ તો ખરુ છે કે જીભ દ્વારા સારા સબધો સ્થાપવા કરતા સારા સબધો બગાડવાનુ વધારે સહેલુ છે માણસના મનમા બૂરાઈ ન હોય તો તો જીભ ઉપર આવે જ નહિ, જીભ પણ અંતે તો મનની આજ્ઞાને આધીન છે, પરતુ સારુ અને બૂરુ બને મનમા પડ્યા હોય, ત્યારે સહજ પ્રસગ ઊભો થતા બૂરુ બહાર નીકળી આવે છે માણસના અભિમાન, ઈર્ષા, દ્વેષ જીભ દ્વારા જ પ્રથમ માર્ગ મેળવે છે સારુ અને બૂરું સરખા જ પ્રમાણમા મનમા પડ્યુ હોય તો યે આમ થાય છે, કારણકે જે સારુ છે તે સ્વજનો સાથેના સસર્ગમા પ્રગટ થાય છે અને જે બૂરુ છે તે ગમે તે પ્રસગે બહાર ધસી આવતુ લાગે છે રાગ અને દ્વેષ લગભગ સાથે જ જીવે છે ને એકબીજામાથી બળ મેળવી ઘેરા બને છે

વાણીને અમૃતમય બનાવવી હોય તો અતરને સ્વચ્છ કરવાની—રાગદ્વેષથી મુક્ત કરવાની પહેલી જરૂર છે જેના દિલમા રોષ ન હોય, ઈર્ષા ન હોય, કટુતા ન હોય એની વાણી અમૃતમય હોય છે આવી વાણી પણ વેરઝેરથી ભરેલાઓને જો ઉશ્કેરી શકે છે તો દ્વેષ અને કટુતાથી ભરેલા માણસોની વાણી કેટલો અનર્થ મચાવી શકે! પૂજ્ય બાપુની વાણી અમૃતમય હતી; રાગદ્વેષથી એમનુ અતર મુક્ત હતુ; કટુતા કોઈ પ્રત્યે હતી જ નહિ, છતા એમની વાણીએ—એમના પ્રાર્થના-પ્રવચનોએ એક નાનકડા વર્ગમા પડેલા ઝેરને ઉછાળી દીધું, ઝાઝાવટથી અને સાથોસાથ વિશાળ દૃષ્ટિથી જોઈએ તો અમૃતે જ પોતાનુ કાર્ય કર્યું,

જ્યાં ઝેર છુપાઈને પડ્યું હતું ત્યાંથી તેને બહાર ખેંચી આણ્યું; પણ આપણા સ્થૂળ જીવન માટે તો એનો બોધપાઠ એટલો જ કે રાગદ્વેષ વિના ઉચ્ચારાયેલી વાણી પણ જો ઝેર પ્રગટાવી દે છે તો આપણી રાગદ્વેષયુક્ત વાણી કેટલો અનર્થ મચાવતી હશે!

બહુ વ્યાપક કે ઊંડા ધોરણે ન વિચારીએ ને માત્ર દૈનિક જીવન ઉપર જ નજર નાખીએ તો યે વાણી દ્વારા શુભાશુભનો પ્રચાર કેટલો થાય છે તે આપણે સમજી શકીએ એમ છીએ. જો પૃથક્કરણ કરીએ તો જાણી શકીએ કે આપણાં મીઠાં વચનો જે 'આપણાં' છે તેમને જ સાંભળવા મળે છે ને કડવાં વચનો અનેક જગ્યાએ વરસી જઈ કડવાં ફળો નિપજાવે છે. સત્યને ભોગે મીઠાશ લાવવાનું યોગ્ય નથી, પણ સત્ય હમેશાં કડવું જ થવું જોઈએ એમ પણ નથી. આપણને જે સાચું લાગે છે તે નરમાશથી પણ કહી શકાય. જેને કહેવાનું છે તેની મુશ્કેલીઓનો ખ્યાલ કરી તેની મર્યાદા પણ નક્કી કરી શકાય.

પણ સત્ય માટે જ માણસ કડવું બોલે છે એમ નથી. એવા દાખલા બહુ જૂજ મળે છે. માણસ તો અમસ્થો અમસ્થો જ, કેટલીક વાર તો કશા યે સ્વાર્થ વિના પણ કડવી વાણી ઉચ્ચારે છે, બીજાનું મન બાળે છે અથવા તેને ઉશ્કેરે છે.

અન્યને ત્રાસ આપવામાં અથવા પાછા પાડવામાં અમુક માણસોને રસ આવે છે. તેઓ આવા પ્રસંગે અભિમાનથી હસી શકે છે, પણ ભૂલી જાય છે કે વિના કારણે એણે આ દુનિયામાં એક દુશ્મનનો વધારો કરી દીધો છે! સત્ય કટુ હોય તો તેની કટુતા સત્ય સમજાતાં દૂર થઈ શકે છે, પરંતુ કેવળ મોજ કે અભિમાન ખાતર જ્યારે કટુ વાણી ઉચ્ચારવામાં આવે છે ત્યારે તે સાંભળનારના દિલમાં ઘર કરી જાય છે ને એમાંથી દુશ્મનાવટનાં ઝેરી ફળો પ્રગટે જ છે.

આપણે જો બોલતાં પહેલાં સાંભળનારના મનની હાલતનો સહેજ વિચાર કરીએ અને જીભે આવી ગયેલા શબ્દોનાં પરિણામોની લગીર પણ કલ્પના કરીએ તો આપણી વાણીમાં અમૃત દાખલ થશે ને ઝેરનું પ્રમાણ ઘટવા માંડશે. આ કાર્ય અઘરું નથી જ, જરૂર છે માત્ર મનની જાગૃતિની. માણસ જો આ બાબતમાં નિશ્ચય કરે અને થોડાક દિવસ સજાગ રહી પ્રયત્નો કરે તો તેની અસર તરત જ જોઈ શકે. બોલતાં પહેલાં પળવાર થોભી જઈ વિચાર કરવાની સૂચના સારી છે, પણ અનુભવ એવો છે કે બોલવાની લાલચ પ્રગટ્યા પછી થોભવાનું મુશ્કેલ બની જાય છે. પળવાર થોભવાથી તો મોટામાં મોટા દુર્ગુણોને હઠાવી દેવાની શક્તિ પ્રાપ્ત થાય છે, પણ દરેક પ્રસંગે આવી પળ માટે મનોબળ ક્યાંથી મેળવવું એ જ મુખ્ય સવાલ છે.

આ બાબતમાં અનુભવ એમ કહે છે કે દરેક પ્રસંગે આવી જાગૃતિ કે મનોબળની જરૂર નથી. માણસ મોટે ભાગે ટેવથી જ વર્તે છે. ગમે તેમ બોલવાની આપણને ટેવ પડી ગઈ છે. એ ટેવ છૂટતાં સુધી જાગૃતિનો શ્રમ ઉઠાવવો પડશે, પણ પછી તો વિચારીને બોલવાની, ઓછામાં ઓછું અને મધુર બોલવાની ટેવ જ પડી જશે. એ પછી મનોબળની જરૂર જ નહિ રહે. માત્ર એક જ દિવસ સવારથી સાંજ સુધી આ પ્રયોગ કરી જુઓ. એટલે તમને પોતાને જ આ વસ્તુની ખાતરી થશે.

શ્રી

# સ્તવનનું સામર્થ્ય

શ્રી કેદારનાથજી

**મનમાં ચાલતી પરસ્પર વિરોધી તત્ત્વોની ખેંચતાણ વખતે સંકલ્પબળના જોરે જ આપણને સિદ્ધિ મળી શકે અને એ સંકલ્પબળને જરૂર છે ઈશ્વરનિષ્ઠાની ને એનું સાધન છે પ્રાર્થના-સ્તવન. સંપૂર્ણ તાદાત્મ્ય, નમ્રતા તથા પ્રસન્નતાથી કરાતી પ્રાર્થના દ્વારા દૈવી ગુણોનો મનુષ્યમાં કઈ રીતે પ્રાદુર્ભાવ પામે છે તેની અહીં ઝાંખી કરાઈ છે**

મનુષ્યની ઉન્નતિ માટે કોઈ પણ ધાર્મિક બાહ્ય આડંબર કે કર્મકાંડની જરૂર નથી, પણ તે માટે કેવળ અંતરની વ્યાકુળતા હોવી જરૂરી છે જેનામાં અંતરની વ્યાકુળતા હોય તેને પોતાની ઉન્નતિનો માર્ગ મળે છે અને તેનામાં દૃઢતા અને નિગ્રહશક્તિ હોય તો તે માર્ગ પર ચાલવાનું સામર્થ્ય પણ તેને પ્રાપ્ત થાય છે ઉન્નતિના માર્ગમાં પડેલા જે કઠણતા લાગે છે તે પોતાના જ અયોગ્ય સંસ્કારો અને ટેવોને બદલવાની એ સંસ્કારો અને ટેવો બદલ્યા વગર આપણે આગળ જઈ શકતા નથી પોતાની ઇન્દ્રિયોને પડેલી ટેવો દ્વારા મનને લાગેલા સંસ્કારોથી આપણે બદ્ધ છીએ, તેનો કાબૂ આપણા પર ચાલતો હોય છે

શ્રેયાર્થી માણસે અયોગ્ય ટેવો અને સંસ્કારોમાંથી પોતાનો છુટકારો કરી લેવો જોઈએ તે માટે પોતામાં સામર્થ્ય પેદા કરવું જોઈએ તે સામર્થ્ય ધ્યેય વિષેની પોતાની વ્યાકુળતા અને નિગ્રહવૃત્તિથી પ્રાપ્ત થાય છે આ પ્રયત્નમાં પોતાની જૂની અને નવી મનોવૃત્તિઓનો કેટલોક વખત ઝઘડો ચાલ્યા કરે છે પોતાની પહેલી મનોવૃત્તિઓ લાંબા વખતના તે જ સંસ્કારોથી-ટેવોથી અને કૃતિથી પોતાનો સ્વભાવ બની ગયેલી હોય છે નવી મનોવૃત્તિથી વિશેષત પોતાના નિગ્રહથી આપણે તેમનો નાશ કરવાનો હોય છે પડેલી અયોગ્ય વૃત્તિઓમાં ટેવને લીધે બળ આવેલું હોય છે, તો બીજી શુભ વૃત્તિઓમાં નિશ્ચયનું બળ હોય છે, પવિત્ર સંકલ્પની અને તેને લીધે નિર્માણ થયેલા આત્મવિશ્વાસની મદદ હોય છે આવી જાતની પરસ્પર વિરોધી વૃત્તિઓની પોતાના ચિત્તમાં ચાલતી ખેંચતાણ આપણે સહન કરવી પડે છે આપણો નિશ્ચય-આપણો સંકલ્પ દૃઢ હોય, પૂરતી નિગ્રહશક્તિ આપણામાં હોય તો આપણી શુભ વૃત્તિઓનો છેવટે વિજય થાય છે, અને આપણે પોતાના માર્ગમાં આગળ જઈએ છીએ આપણા ચિત્તમાં ઉન્નતિની વ્યાકુળતા હોય તો આપણને અનેક વખત આવી જાતના પોતાના જ ચિત્તના ઝઘડાઓ સહન કરવા પડશે; પરંતુ તેથી ન કંટાળતાં કે કદી નિરાશ ન થતાં આપણે પોતાની ઉન્નતિના રસ્તે ચાલ્યા કરવું જોઈએ

અંતરની ઉત્કટ ઇચ્છા આપણને આ માર્ગમાં સદૈવ સહાય કરતી રહેશે તે ઇચ્છા અને તે સંકલ્પને આપણે કદી મંદ થવા દેવાં ન જોઈએ વાચન, મનન, સજ્જનની સોબત, ઉચિત અને ધર્મ્ય વ્યવસાય વગેરેની મદદથી આપણે પોતાના સંકલ્પને સદૈવ જાગ્રત અને દૃઢ રાખવો જોઈએ તે સંકલ્પના બળ પર આપણને તે માર્ગમાં સિદ્ધિ મળવાની છે તે સંકલ્પમાં બળ આવવા માટે ઈશ્વરનિષ્ઠાની જરૂર છે એ નિષ્ઠામાં અપાર સામર્થ્ય છે, સાધન વગર નિષ્ઠા વૃદ્ધિગત થતી નથી. નિષ્ઠા વગર સંકલ્પમાં બળ આવતું નથી માટે કોઈ સાધનનું આલંબન લેવું પડે છે તે સાધન એવું હોવું

તે બાબતમાં સજ્જન અને સાચા દિલના મિત્રોમાં પણ ઘણીવાર તીવ્ર મતભેદ ઊભો થાય છે અને ક્લેશનું કારણ બને છે. એટલું જ નહીં પણ આ કારણે પોતાના હૃદયમાં પણ પરસ્પર ઝઘડા ઊઠે છે, અને પાકો નિશ્ચય કરવામાં અંતરાયરૂપ બને છે. ઉદાહરણ તરીકે, બધા જીવો યા બધા મનુષ્યો સમાન છે. ઊંચ–નીચ, ધનિક–ગરીબના ભેદો ન હોવા જોઈએ. એ સિદ્ધાંત તો માનવામાં આવ્યો. પરંતુ તે અનુસાર ચાલુ સંજોગોમાં કેવી રીતે વ્યવહાર કરવામાં આવે? પગલેપગલે ધનક–ગરીબ, ઊંચ–નીચ, ભણેલા–અભણ વગેરે ભેદો જોઈએ છીએ. આ ભેદોને માનીને જ આખી રાજવ્યવસ્થા, ધાર્મિક અને સામાજિક રૂઢિઓ, આર્થિક રચના, ભૌતિક સગવડો વગેરેનો વ્યવહાર ચાલે છે. એના મજબૂત સંસ્કારો દરેકના ઉપર પડેલા છે. આપણા પોતાના પર પણ તેમનો પ્રભાવ છે. અર્થાત્ હક્ક એક છે, હકીકત જુદી અને ભિન્નભિન્ન પ્રકારની છે. क નાનો માણસ છે પણ વૃદ્ધ છે. ख જુવાન છે, પરંતુ મોટો અધિકારી છે અથવા ધનિક છે. ग ઘરડો છે પણ ગરીબ છે. घ વિદ્વાન છે. च સાધુ–સંન્યાસી છે. छ ગુરુ છે. ज સારા ઘરની સ્ત્રી છે. झ મજૂરવર્ગની સ્ત્રી છે. ट ધનિકનો છોકરો છે. ठ નોકરનો છે. તો વ્યવહારમાં આ બધી હકીકતોને ખ્યાલમાં રાખવી, ન રાખવી અથવા કેટલી રાખવી?

કોઈ કહેશે કે આ બધા માયાના ઝઘડા છે. માયાને છોડો, એટલે આ બધાં નાશ પામશે. પરંતુ આટલું સમજી લીધાથી માયા છૂટી જાય તો એ માયા ન કહેવાય, છાયા કહેવાય. ઊંટનાં અઢાર વાંકાં અંગોની પેઠે માયા ખરી રીતે આપણી સાથે ચોંટેલી છે.

ઉપર તો એક જ ઉદાહરણ આપ્યું છે. પરંતુ જીવનના દરેક ગૂંચવાયેલા સંવાદોની પાછળ આ પ્રમાણે હક્ક યા સિદ્ધાંત અને હકીકત યા વાસ્તવિક સ્થિતિના ફરકનો પ્રશ્ન ઊઠે છે. કેંદ્ર મજબૂત હોય કે ક્ષેત્ર? યંત્રીકરણ, રાષ્ટ્રીયકરણ, જમીનની માલિકીને અધિકાર, ખાનગી સંપત્તિની મર્યાદા, શહેર અને ગામડાંનું મહત્ત્વ, કાયદા દ્વારા સુધારણાનું ક્ષેત્ર અને વિચાર–પ્રચાર દ્વારા સુધારણાનું ક્ષેત્ર, હિંદી–હિંદુસ્તાની–અંગ્રેજી, નાગરી, ઉર્દૂ–રોમનના ભાષા કે લિપિવાદ વગેરે કોઈ પણ પ્રશ્નને લો. એમાં જે મતભેદો ઊભા થાય છે તે જુદીજુદી જાતની હકીકતોને લઈને જ થાય છે. એક માણસ હકીકતની એક બાજુ પર ઘણું જોર આપે છે, તો બીજો બીજી પર, અને એમાંથી પક્ષ–ઉપપક્ષ ઊભા થાય છે. બાપ–દીકરો, ભાઈ–ભાઈ, પતિપત્ની, મિત્રમિત્ર અને ગત ક્ષણનો હું અને વર્તમાન ક્ષણનો હું–એ બધાંની વચ્ચે પણ બુદ્ધિભેદ અને ઊંચાદિલી થાય છે. જે માણસ આમાંથી સફળતાપૂર્વક માર્ગ કાઢી શકે છે તે વ્યવહારકુશળ કહેવાય છે. આ વ્યવહારકુશળતા કોઈવાર સિદ્ધાંતથી ઘણે દૂર લઈ જનારી થાય છે તો કોઈવાર નિયંત્રિત માર્ગે અને ધીરે પગલે તેની તરફ લઈ જનારી થાય છે.

આ વિવેકની સૂઝ લગભગ જન્મથી જ ઉત્પન્ન થતી હોય એમ જણાય છે. તેમાં સંસારનો વિશાળ અનુભવ, અનુભવના પ્રસંગે સાવધાનતા અને ચાતુર્ય તથા પુરુષાર્થ જે પ્રમાણમાં હોય તેને અનુસાર ફરક પડે છે. એ ઉપરાંત સહૃદયતા યા અહિંસાવૃત્તિ અને રાગદ્વેષના પ્રમાણમાં પણ તેમાં ફેર પડે છે. આમ મનુષ્યના વિકાસમાં આ ચોથો વિવેક–તારતમ્ય દૃષ્ટિ ઘણી મહત્ત્વની સંપત્તિ છે.

★

# કથાસાહિત્ય

## પં. સુખલાલજી

વાચક કે શ્રોતાની જિજ્ઞાસાવૃત્તિમાં ઉત્તરોત્તર વધારો કરતી ધાર્મિક, સામાજિક, ઐતિહાસિક કે રાજકીય ઘટનાનું પ્રતિબિંબ ઝીલતી વાર્તાના મૂળ માનવસ્વભાવમાં ખૂબ ઊંડા છે. વૈદિક કે પૌરાણિક તથા બૌદ્ધ અને જૈન એવા ત્રણ મુખ્ય પ્રવાહોમાં વહેંચાઈ જતું ભારતીય કથાસાહિત્ય એનો અનેરો દાખલો પૂરો પાડે છે. એવું દૈનિક, સાપ્તાહિક, પખવાડિક કે માસિક ભાગ્યે જ હશે જેમાં વાર્તાસાહિત્ય નહિ પીરસાતું હોય. વાર્તાકળા વિશે ઐતિહાસિક દૃષ્ટિથી આપણે ત્યાં ઠીક લખાયું છે, પણ પંડિત સુખલાલજીએ 'મત્સ્ય મહાજન'ના પ્રવેશકમાં આપણા એ કથા-વારસાને નવા જ દૃષ્ટિકોણથી નિહાળ્યો છે. એમણે વાર્તા, નાટક, નવલકથાને વિશાળ અર્થમાં વાર્તા તરીકે ઘટાવ્યાં છે.

મનુષ્યજાતિનાં વ્યાવર્તક કે વિશિષ્ટ લક્ષણો અનેક છે. તેમાંથી એક સબળ અને ધ્યાન ખેંચે એવું લક્ષણ તે—તેનો કથા-વાર્તાનો વારસો છે. નાનામોટા માનવસમાજની વાતો દૂર રહી, પણ એક ક્યાંક અટૂલું પડેલ કુટુંબ લઈ તે વિષે વિચાર કરીએ તોય જણાઈ આવશે, કે કુટુંબના બાળકો અને વડીલો વચ્ચેનું અનુસંધાનકારી તત્ત્વ એ વાર્તાઓ છે. માતા કે દાદી, બાપ કે દાદો, નાનાં-મોટાં પોતાનાં બાળકોને વાતો ન કહે, તેમનું મન નવાનવા વિષયોમાં ન કેળવે તો એ બાળકો ભાષાવિનાનાં અને વિચારવિનાનાં પશુ જ રહે. વડીલોને પોતે જાણેલી વાતો કે હકીકતો કહ્યા વિના ચેન નથી પડતું, અને ઊછરતાં બાળકોને એ સાંભળ્યા વિના ખેંચેની રહે છે. આ પરસ્પરને આકર્ષનાર અને જોડનાર જિજ્ઞાસા-તત્ત્વને લીધે જ માનવજાતિએ જ્ઞાનવારસો મેળવ્યો અને કેળવ્યો છે. ઈશ્વરની વ્યાપકતા સમજવા માટે પ્રબળ શ્રદ્ધા જોઈએ, કથા કે વાર્તાની વ્યાપકતા સ્વયંસિદ્ધ છે.

જ્ઞાનની શાખાઓ અપરિમિત છે. એના વિષયો પણ તેટલા જ છે. જ્ઞાનવિનિમયનાં સાધનો પણ કાંઈ ઓછાં નથી. અને તે નવાંનવાં શોધાતાં તેમજ ઊભેગતાં જાય છે. એ બધામાં સરલ અને સર્વગમ્ય જ્ઞાનવિનિમયનું સાધન તે વાર્તા છે. લગભગ અઢીત્રણ વર્ષનું બાળક થાય ત્યારથી માંડી જીવનની છેલ્લી ક્ષણ સુધીની જુદીજુદી ઉંમર, સમજણ અને શક્તિની પાયરીઓમાં એકસરખી રીતે ઉપયોગી થાય, કંટાળા વિના વધારે ને વધારે જિજ્ઞાસા પોષે જાય અને જ્ઞાન લેનાર ને દેનાર બંનેને શાંતિ-સ્વસ્થતાનો અનુભવ કરાવે એવું સાધન એકમાત્ર કથા-વાર્તા છે. તેથી જ દુનિયાના આખા પટમાં વિસ્તારેલી બધી જ માનવજાતિઓમાં એવું સાહિત્ય એક અથવા બીજી રીતે ખેડાયેલું મળી આવે છે. જે સમાજ જેટલો જૂનો અને જેટલો વિશાળ તેટલું કથાસાહિત્ય વિવિધ ને વિશાળ. એની મારફત ભાષા, વિચાર અને સંસ્કાર ઘડાય છે તેમજ વિસ્તરે છે. જેમ વાયુ એ સદાગતિ છે તેમ વાર્તાસાહિત્ય એ સદાગતિ છે.

સામાજિક, આર્થિક, રાજકીય કે ધાર્મિક કોઈ પણ બનાવ કે ઘટના હોય તો તેનું પ્રતિબિંબ વાર્તા ઝીલે છે. જે ઘટના જેવી બની હોય તેનું તેવું ચિત્રણ એ ઇતિહાસ છે, પણ ઇતિહાસ સુદ્ધાં એક વાર્તા જ છે. ભૂતકાળના દૂરદૂરના સંબંધો અને દૂરદૂર દેશના સંબંધો વર્તમાન જીવનમાં કેવી રીતે કામ કરી ગયા છે, એના ઉપર આપણે વિચાર કરીએ તો સ્પષ્ટ સમજાશે કે આ ભૂત અને વર્તમાનની સાંકળ મોટે ભાગે કથા-વાર્તામાં

જ છે; તેથી એની ઉપેક્ષા કોઈએ કરી નથી, કોઇથી થઈ શકી પણ નથી.

કથા–વાર્તા શ્રવ્ય તો છે જ, પણ એની લોકપ્રિયતાએ એને અનેક રીતે દશ્ય પણ બનાવી છે. જ્યારે ચિત્રપટ ન હતો, ત્યારે પણ 'મુંબઈ દેખો, કાશી દેખો, દેખો ગથુરાકા ઘાટ' એમ કહી માથે ફલકોની પેટી લઈ ઘેરઘેર ફરનાર મંખલીપુત્રો–ચિત્રપ્રદર્શકો હતા જ. નાટક–ભવાઈ તો હજી પણ ચાલે જ છે. હજારો વર્ષ પહેલાંનાં શિલ્પ-સ્થાપત્યમાં વાર્તાઓ ઉત્કીર્ણ મળી આવે છે. એ બધું તેની લોકપ્રિયતા જ સૂચવે છે.

જ્યાં આવી લોકપ્રિયતા હોય, ત્યાં તેનો વાહક એક વિશિષ્ટ વર્ગ હોવાનો જ. વ્યાસો માત્ર કથા જ ન કરતા, કે પુરાણો જ ન સંભળાવતા; પણ તેમાંથી કેટલાક પ્રતિભાશાળી નવનવ પ્રકારે વાર્તાઓ રચતા અને તેનો પ્રચાર પણ કરતા. ચારણ, ગઢવી, અને ભાટોની કોમનું તો એ જ કામ! ભોજક, તરગાળાઓમાં પણ કેટલાક એ જ કામને વરેલા. જેઓ અગાર (ઘર) છોડી અનગાર–ભિક્ષાજીવી થયેલા તેવા અનેક પ્રકારના શ્રમણો પણ પોતાની સમગ્ર પ્રવૃત્તિ અને લોકસંગ્રહકારી વૃત્તિ કથા–વાર્તા દ્વારા પોષતા. તેમાંથી અનેક પ્રતિભાશાળી નવસર્જન કરતા, તો બીજા કથક કે કથિક તરીકે જ જીવનયાપન કરતા. તેથી જ સંસ્કૃતિના ચઢતા–ઊતરતા બધા જ સ્તરોવાળા સમાજમાં અને જુદી-જુદી ભાષા બોલનારા બધા જ વર્ગોમાં તે તે ભાષામાં ખેડાયેલું અને સચવાયેલું કથાસાહિત્ય મળી આવે છે. આપણે જ્યારે ધ્યાનપૂર્વક આ કથાસાહિત્ય વાંચીએ છીએ ત્યારે આપણી સામે જાણે આખો ભૂતકાળ વર્તમાન થતો હોય એમ ભાસે છે.

વાર્તાનો સર્જન અને પ્રચાર–પ્રવાહ તો નદીના અખંડ સ્રોતની પેઠે વહેતો જ આવ્યો છે. કોઈ અસાધારણ પ્રતિભાવાળો વાર્તાકાર જન્મે ત્યારે એ ભૂતકાળના પાયા ઉપર નવીનવી ઘટનાઓ અને કલ્પનાઓને આધારે નવો આકર્ષક વાર્તા–મહેલ ઊભો કરે છે. પછી લોકરુચિ કંઈક નવી દિશાએ વળે છે. નવી દિશાએ વળેલી લોકરુચિ નવા વાર્તાકારોને નવી રીતે લખવા પ્રેરે છે. એમ નવસર્જનથી લોકરુચિ અને લોકરુચિથી પુનર્નવસર્જન ઘડાતાં જ આવ્યાં આવ્યાં છે; તેથી જ આપણે વાર્તાસાહિત્યની જુદીજુદી કક્ષાઓ અને ભૂમિકાઓ જોવા પામીએ છીએ. આજે તો વાર્તાકળાની એટલી બધી કદર થઈ છે, અને તે એટલી બધી વિકસી છે, કે તેનાં જ્યોર્જ બનાર્ડ શો, પર્લ બક, ગાલ્સવર્ધી, આનાતોલ ફ્રાન્સ, જેવા સર્જકોને નોબેલ પ્રાઈઝ સુદ્ધાં મળ્યું છે. અને પ્રાચીન કાળમાં જેમ બાણાવળી તરફ સહુની નજર જતી અને સ્વયંવરમંડપમાં કન્યા તેને પસંદ કરતી, તેમ આજે આપણા બધાંની દષ્ટિ એવા કુશળ વાર્તાકાર ભણી જાય છે, અને સ્વયંવર તો આપોઆપ જ સર્જાય છે.

લગભગ છેલ્લી શતાબ્દીમાં બંગાળી, હિંદી અને મરાઠી જેવી પ્રાન્તીય ભાષાઓમાં પાશ્ચાત્ય સંસ્કારનું પ્રતિબિંબ ઝીલતી અને આર્ય સંસ્કૃતિનો પડઘો પાડતી અનેક નવલ-નવલિકાઓ અસ્તિત્વમાં આવી. ગુજરાતે પણ એ દિશામાં મંગળ પ્રયાણ કર્યું. નવો યુગ બેસી ગયો અને પછી તો અનેક લેખકો વાર્તાની રંગભૂમિ પર ઉપસ્થિત થયા. મુદ્રણ અને પ્રકાશનયુગે લખનાર–વાંચનારને એટલી બધી સગવડ કરી આપી કે બે વર્ગ વચ્ચેનું દેશ કે કાળનું અંતર જ લુપ્ત થઈ ગયું. અને રેડિયોએ તો કાન બંધ કરીને બેસીએ તો ય, પરાણે તેનાં દ્વાર ખોલવાં માંડ્યાં. આજે વર્તમાનપત્રોમાં, માસિકોમાં અને

પુસ્તકોમાં જ્યાં દેખો ત્યાં નાની-મોટી વાર્તાનું દર્શન થવાનું હવે વ્યાસો કે ચારણ-ભાટો કોઈ કામપૂરતા ન રહ્યા જેમ બીજી બાબતોમાં તેમ વાર્તા-લેખન અને વાર્તા-પ્રચારની બાબતમાં પણ જાતિબંધન લુપ્ત થયું એ સૂચવે છે, કે વાર્તાતત્ત્વ મૂળે જ વ્યાપક છે, એ કૃત્રિમ બંધનોથી પર છે

ભારતને પોતાનું કથાસાહિત્ય છે, અને તે જેવું તેવું નહિ-પણ અસાધારણ કોટિનું છે, કદાચ પ્રાચીનતાની દૃષ્ટિએ એ બધામાં ય મુખ્ય પણ હોય ભારતે એટલા બધા દાન-વીરો, રણવીરો અને ધર્મવીરો પેદા કર્યા છે, કે તેની આસપાસ ગૂંથાયેલું અને ગૂંથાતું જતું સાહિત્ય એક અજબ ખુમારી પેદા કરે છે એમ તો ભારતીય સાહિત્યના કાંઈ ચોકા પાડી ન શકાય, ભાષા ને સંસ્કારની દૃષ્ટિએ બધી પરંપરાઓમાં ઘણું સામ્ય છે, છતાં કાંઈકકાંઈક જુદી પડતી માન્યતાઓ અને જીવનગત જુદાજુદા વલણોને લીધે ભારતીય કથાસાહિત્યને મુખ્યપણે ત્રણ પ્રવાહમાં વહેંચી શકાય ૧ વૈદિક અને પૌરાણિક ૨ બૌદ્ધ ૩ જૈન

વૈદિક અને પૌરાણિક ગણાતા કથાસાહિત્ય-માં એક તરત નજરે ચઢે એવી કલ્પના તેને બીજા બે પ્રવાહોથી જુદું પાડે છે એ કલ્પના તે દેવાસુર-સંગ્રામની દેવો અને અસુરો મૂળે કોણ હતા, તેમનો સંગ્રામ ક્યારે અને કયે નિમિત્તે તેમ જ ક્યાં થયેલો-એ બધું આજે તદ્દન સ્પષ્ટ નથી; પણ એ સંગ્રામની કલ્પના ક્યારેક વાર્તામાં દાખલ થઈ પછી તો એ કલ્પના વ્યાસો અને પૌરાણિકો માટે કામદુધા ધેનુ બની ગઈ એ કલ્પનાની ભૂમિકા ઉપર એટલું બધું વૈદિક અને પૌરાણિક સાહિત્ય રચાયું છે, કે તે જોતા આશ્ચર્યમાં ગરક થઈ જવાય છે ઐતરેય અને શતપથ બ્રાહ્મણમાં દેવાસુર-સંગ્રામનો સંકેત એક રીતે છે, જ્યારે છાંદોગ્ય અને બૃહદારણ્યક જેવાં ઉપનિષદોમાં તેનો ઉપયોગ કથારૂપે તત્ત્વજ્ઞાનના વિકાસમાં થયો છે અને મહાભારત જેવા મહાકાવ્યો અને પુરાણોમાં તો એ કલ્પના વિના જાણે વ્યાસો આગળ જ વધી શકતા નથી મહાદેવને ઉમા સાથે પરણાવવા હોય કે કંસ જેવાનો વધ કરાવવો હોય કે લેખકે પોતે માની લીધેલા બૌદ્ધ-જૈન જેવા નાસ્તિક અસુરોને નરકે મોકલી વૈદિક-આસ્તિક દેવોનું રાજ્ય સ્થાપવું હોય કે ભાર્ગવ જેવા વંશને અસુર કોટીમાં મૂકવો હોય તો તેને પ્રાચીન કાળથી ચાલી આવતી દેવાસુર-સંગ્રામની કલ્પના ભારે મદદગાર થાય છે એક માત્ર દેવાસુર-સંગ્રામની કલ્પનાનો આશ્રય કરી તેને આધારે નાના-મોટા કેટલાં વાર્તાઓ-આખ્યાનો ને આખ્યાયિકા રચાયાં છે, એ જો કોઈ સર્વાંગીણ શોધપૂર્વક લખે તો તે ખાતરીથી પીએચ ડી ની ડિગ્રી મેળવે અને તેમાં રસ પણ જેવો તેવો નથી દેવાસુર-સંગ્રામની કલ્પનાની સાથે જ અવતારવાદ સંકળાયેલો છે, એટલે વૈદિક કે પૌરાણિક કથાસાહિત્યમાં તે કોઈ ને કોઈ રૂપે ભાગ ભજવ્યાં વિના રહેતો જ નથી.

બૌદ્ધ કથાસાહિત્ય એના વિશિષ્ટ લક્ષણો-થી નોખું તરી આવે છે એમાં ખાસ ધ્યાન ખેંચે એવું લક્ષણ તે બોધિસત્ત્વની પારમિતાઓ છે બુદ્ધત્વની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનાર ઉમેદવાર તે બોધિસત્ત્વ બૌદ્ધ પરંપરા અવતારવાદ કે દેવ-અસુર વર્ગના વિગ્રહને આધારે વિચાર નથી કરતી પણ તે સત-અસત વૃત્તિના અથવા દૈવી-આસુરી વૃત્તિના દ્વન્દ્વને અવલંબી જડતા, પ્રમાદ, ક્રોધ જેવી આસુરી વૃત્તિઓનો પ્રજ્ઞા, પુરુષાર્થ અને ક્ષમા જેવી દૈવી વૃત્તિઓ દ્વારા પરાભવ કથાઓમાં ચિત્રિત કરે છે,

અને દર્શાવે છે, કે જે વ્યક્તિ દૈવી વૃત્તિઓના વિકાસની પરાકાષ્ઠા–પારમિતા સાધે છે તે જ બોધિસત્વ; અને તે જ ક્રમે બુદ્ધત્વ પ્રાપ્ત કરે છે. અન્ય પરંપરાઓની પેઠે બૌદ્ધ પરંપરા પણ પુનર્જન્મવાદનો આશ્રય લઈ પારમિતાની સિદ્ધિ જન્મજન્માંતરના પુરુષાર્થ દ્વારા વર્ણવે છે. આ માટે બૌદ્ધ પરંપરાએ તથાગત બુદ્ધના પૂર્વજન્મોને લગતી પારમિતાની સાધના સૂચવતી સેંકડો મનોરંજક કથાઓ રચી છે, જે જાતકકથા નામથી વિશ્વવિખ્યાત છે. જાતકકથાઓ સિવાય પણ બૌદ્ધ–પાલિ વાઙ્મયમાં કથાઓ આવે છે, પણ વિશેષ ધ્યાન તો જાતકકથાઓ જ ખેંચે છે.

જૈન પરંપરાનું કથા–વાઙ્મય જેટલું પ્રાચીન છે તેટલું જ વિશાળ પણ છે. એની વિશેષતા કર્મવાદના ખુલાસાને કારણે છે. જીવનમાં જે સુખદુઃખના તડકા–છાયાનું પારવર્તનશીલ ચક્ર અનુભવાય છે, તે નથી ઈશ્વર–નિર્મિત કે નથી દેવપ્રેરિત, નથી સ્વભાવસિદ્ધ કે નથી નિયતિતંત્ર; તેનો આધાર જીવની પોતાની સદ્–અસદ્ વૃત્તિ એ જ છે. જેવી વૃત્તિ–એટલે બુદ્ધિ અને પુરુષાર્થ–તેવી જ કર્મચેતના, અને તેવી જ ફળચેતના. માણસ પોતે જેવો છે તે તેના પૂર્વ-સંચિત સંસ્કાર અને વર્તમાન સંસ્કારનું પ્રતિબિંબ છે. તે જેવો થવા માગે તેવો સ્વપુરુષાર્થથી બની શકે. આખું ભાવિ એના પોતાના જ હાથમાં છે. આ રીતે જીવનમાં ચારિત્ર્ય ને પુરુષાર્થને પૂર્ણ અવકાશ આપવાની દૃષ્ટિએ જ જૈન કથા–સાહિત્ય મુખ્યપણે લખાયેલું છે.

લોકોને મોઢેમોઢે અને ઘરઘરે રમતું લોકકથાસાહિત્ય અજ્ઞાત કાળથી ચાલ્યું જ આવે છે, અને તેમાં નવાનવા ઉમેરાઓ પણ થતા રહ્યા છે. એની સદા વહેતી ગંગામાંથી ઉપર દર્શાવેલી ત્રણે પરંપરાઓએ પોતપોતાની માન્યતાને પોષવા અને સંપ્રદાયને પુષ્ટ કરવા પોતપોતાને ફાવે તે તે કથાઓને લઈ તેને નવાનવા ઘાટો ને આકારો આપ્યા છે. કથા મૂળ એક જ હોય પણ તે વ્યાસોના હાથે એક રૂપ પામી, બૌદ્ધ ભિક્ષુકો અને જૈન નિર્ગ્રંથોને હાથે વળી તેથી જુદા આકાર પામી. જેઓ ઉક્ત ત્રણે પરંપરાઓના કથાસાહિત્યના તુલનાત્મક અભ્યાસી છે, તેઓથી આ વસ્તુ અછાની નથી. રામ–રાવણ, કંસ–કૃષ્ણ, અને કૌરવ–પાંડવની લોકકથા પુરાણોમાં એક રૂપે હોય તો જૈન પરંપરામાં તે સહેજ બીજે રૂપે હોય અને બૌદ્ધ પરંપરામાં વળી ત્રીજી જ રીતે હોય. કોઈ એક જ પરંપરાના જુદાજુદા લેખકો પણ ઘણીવાર એક જ કથાને જુદીજુદી રીતે ચીતરે છે. પુરાણમાં તો નાભિ–મરુદેવીના નંદન ઋષભદેવની વાત જૈન પરંપરાથી કાંઈક જુદી હોય એ સમજી શકાય તેવું છે, પણ જૈન પરંપરાના દિગંબર–શ્વેતાંબર જેવા બે કવિલેખકો પણ ઋષભદેવની કથા વિષે સર્વથા એકરૂપ નથી રહી શકતા. મૂળે બધા કથા-વાર્તાના લેખકો કે પ્રચારકોનો ઉદ્દેશ પોતપોતાની કથાને વધારેમાં વધારે લોકપ્રિય બનાવવાનો હોય છે. એ ઉદ્દેશ તેમને તત્કાલીન આકર્ષક બાબતોને કથામાં સમાવવા પ્રેરે છે ને તેથી જ મૂળ માન્યતા એક હોય તોય કથાના સ્વરૂપમાં થોડો ઘણો ફેર પડી જ જાય છે. શિબિએ બાજથી પારેવાનું રક્ષણ કરવા પોતાનું શરીર અર્પ્યાની કથા મહાભારતના વનપર્વમાં છે. બોધિસત્ત્વે પણ પ્રાણીરક્ષણ માટે હિંસ્ર પશુને પોતાનો દેહ અર્પ્યો એવી વાત વ્યાઘ્રીજાતકમાં છે. સોળમા તીર્થંકર શાંતિનાથે મેઘરથ રાજાના ભવમાં બાજના પંજામાંથી પારેવાને બચાવવા પોતાનો દેહ

અર્ધ્યાની વાત છે સિંહના પંજામાંથી સુરભીનું રક્ષણ કરવા દિલીપના દેહાર્પણની વાત પણ કાવ્યમાં આવી છે આ બધી વાર્તાઓમાં પાત્રો અને પ્રસંગો ભલે જુદાં હોય પણ તેમાં પ્રાણીરક્ષણની ધર્મોચિત કે ક્ષત્રિયોચિત જવાબદારી અદા કરવાનો પ્રાણ તો એક જ ધબકી રહ્યો છે મહાભારતમાં મિથિલાના અનાસક્ત કર્મયોગી વિદેહ જનકની વાત છે બૌદ્ધજાતકોમાં મહાજનક એક જાતક છે, તેમાં મિથિલાનરેશ તરીકે મહાજનક નામનું બોધિસત્ત્વ પાત્ર આવે છે, તે પણ અનાસક્તપણે ત્યાગની દિશામાં આગળ વધે છે જૈન પરંપરામાં ઉત્તરાધ્યયન સૂત્રમાં નમિરાજ ઋષીશ્વરની કથા છે તે પણ અમુક પ્રસંગે વૈરાગ્યવૃત્તિથી પ્રેરાઈ, પોતાની નગરી મિથિલાના દાહ અને બીજા ઉપદ્રવોની કશી જ ચિંતા સેવ્યા વિના, આધ્યાત્મિક સાધનાની દિશામાં આગળ વધે છે આ જુદાજુદા દેખાતા કથા-ઉદ્‌ગમો મૂળમાં કોઈ એક જ બીજના પરિણામ છે, અગર તો એકનાં બીજાં સુધારેલાં અનુકરણો છે ઉદયન વત્સરાજ જેવી ઐતિહાસિક વ્યક્તિનું આલેખન કરતી કથાઓ પણ ઉપર સૂચવેલ બ્રાહ્મણ-શ્રમણ પરંપરાઓમાં કાંઈક ને કાંઈક જુદોજુદો આકાર ધારણ કરે છે આટલી ચર્ચા એટલું જાણવા પૂરતી કરી છે કે પ્રાચીનકાળમાં અને મધ્યકાળમાં પણ એક સામાન્ય કથાના ખોખા પરથી જુદાજુદા સંપ્રદાયવાળા અને જુદીજુદી શક્તિ ધરાવનારા લેખકો કેવી રીતે ભિન્નભિન્ન આલેખન કરતા

આપણે ઉપર જોયું તેમ, એક સર્વસામાન્ય કથાસાહિત્યના પ્રભવસ્થાનમાંથી ઉદ્‌ભવેલી સંપ્રદાય-ભેદની છાયાવાળી કથા-ત્રિવેણી ભારતીય વાઙ્‌મયના પટ પર તો વહે જ છે, પણ એના પ્રચારની બાબતમાં ધ્યાન આપવા લાયક મહત્ત્વનો ભેદ છે બૌદ્ધ ભિક્ષુકોને ન નડતું જાતિબંધન કે ન નડતો વિહારનો સખત પ્રતિબંધ, તેથી તેઓ ભારતની ભૂમિ ઓળંગી તે સમયમાં જાણીતી એવી સમગ્ર દુનિયાના ખૂણેખૂણે પહોંચવા મથ્યા સાથે પોતાનું અણમોલું કથાસાહિત્ય પણ લેતા ગયા અને પરિણામે બૌદ્ધ કથાસાહિત્ય, ખાસ કરીને જાતક સાહિત્ય, અનેક ભાષાઓમાં અનુવાદિત થયું અને ભારત બહારની જનતાનું ધ્યાન તેણે બુદ્ધભૂમિ પ્રત્યે આકર્ષ્યું વૈદિક અને પૌરાણિક કથાસાહિત્યને એવી તક મળવા સામે મુશ્કેલી હતી વ્યાસો ને પૌરાણિકો વાક્‌શૂર ને વાક્‌પટુ કાંઈ ઓછા નહિ, પ્રચાર ઉત્સાહ પણ જેવોતેવો નહિ, પણ તેમને નડતું મુખ્યપણે જાતિનું ચોકાબંધન તેથી બૌદ્ધ કથાસાહિત્ય જેટલું પૌરાણિક કથાસાહિત્ય તે કાળમાં ભારત બહાર પ્રચાર ન પામ્યું એ ખરું, પણ ભારતમાં તો એ દરેક રીતે ફૂલ્યું-ફાલ્યું અને ઘેરઘેર આવકાર પામ્યું એક તો બ્રાહ્મણ વર્ગ જ વિશાળ, બીજું તે બુદ્ધિપ્રધાન અને માત્ર બુદ્ધિજીવી, ત્રીજું એ લોક અને શાસ્ત્રમાં ગુરુસ્થાને એટલે પૌરાણિક કથાઓએ જનતામાં એવા સંસ્કાર સીંચ્યા, કે જે વૈદિક કે પૌરાણિક પરંપરાના અનુયાયી ન હોય તેના કાન ઉપર પણ પૌરાણિક કથાઓના પડઘા પડતા જ રહ્યા છે

જૈન કથાસાહિત્યનો પ્રશ્ન સાવ નિરાળો છે જો કે જૈન ભિક્ષુકોને યથેચ્છ વિહારમાં જાતિબંધનનું ડાગળું નડે તેમ ન હતું, પણ તેમને જીવનચર્યાના ઉગ્ર નિયમો મુક્ત વિહારમાં આડે આવતા; તેથી ભારત બહાર જૈન કથાસાહિત્યના પ્રચારનો સંભવ જ લગભગ ન હતો અલબત્ત, ભારતમાં એ પ્રચાર માટે પૂર્ણ અવકાશ હતો, છતાં એમ સિદ્ધ ન થવાના અનેક કારણો પૈકી

મુખ્ય કારણ—જૈન ભિક્ષુકોની પોતાના ધર્મ-સ્થાન પૂરતી મર્યાદા એ જ હતું. જે જૈનો પોતાના ધર્મસ્થાનમાં જતા રહે અને કથા શ્રવણ કરે તે તો ઓછેવત્તે અંશે જૈન કથાથી પરિચિત રહેતા, પણ જેઓ એ રીતે ટેવાયેલા ન હોય તેવા જૈનો પણ જૈન કથા વિષે ભાગ્યે જ જાણતા; તેથી જૈન કથાઓ જેટલા પ્રમાણમાં ગ્રંથોમાં આલેખાયેલી છે ને સંગૃહીત છે તેટલા પ્રમાણમાં તેનું પ્રચારક્ષેત્ર વધ્યું નથી, એ નક્કર હકીકત છે. જે વસ્તુ સાર્વજનિક ક્ષેત્રમાં પ્રચારમાં આવે છે તેમાં હમેશાં લોકરુચિ પ્રમાણે અનેક આકર્ષક સુધારા–વધારા પણ થતા રહે છે. જેનો પ્રચાર નહિ અથવા ઓછો તેમાં કોઈ સારું તત્ત્વ હોય તોય તે આંખે વળગે અને કાનને પકડે એવી રીતે ઉઠાવ પામતું નથી; અને કોઈ તત્ત્વ ખટકે એવું હોય તો તે તેમાંથી દૂર થવા પામતું પણ નથી. કેટલીક જૈન કથાઓની બાબતમાં કાંઈક આવું જ બન્યું હોય તેમ મને લાગે છે. જૈ.૰ સાહિત્યમાં કેટલીક કથાઓ એવી આકર્ષક અને માનવતાના ઉત્કર્ષની દૃષ્ટિએ ઉપયોગી તત્ત્વ ધરાવતી છે કે જો તે સુયોગ્ય લેખકની કળાના નવનવ સંસ્કાર પામતી રહે તો, ક્યારે પણ વાસી ન થાય અને સદાય પ્રજાને દીપિકાની ગરજ સારતી રહે.

કુશળ લેખક પોતાના અનુભવના નાનાવિધ પાસાઓને પૌરાણિક, ઐતિહાસિક કે કલ્પિત–અકલ્પિત મિશ્ર પાત્રોના આલેખન દ્વારા એવી ઉઠાવદાર કળાથી તેમ જ રસ-સંભૃત છટાથી રજૂ કરે કે જેથી વાંચનાર-સાંભળનાર વર્ગની જિજ્ઞાસા કુંઠિત થવાને બદલે ઉત્તરોત્તર વધતી ચાલે અને જેના રસાસ્વાદ દ્વારા વાચક કે શ્રોતાને ન થાય શ્રમનો અનુભવ કે ન રહે સમય વીત્યાનું ભાન! વાર્તા-સામાન્યનું મારી દૃષ્ટિએ આ લક્ષણ છે, જે નાની કે મોટી બધી નવલ કે નવલિકાઓને આવરે છે. હું પોતે તો એ લક્ષણમાં એટલું પણ ગર્ભિત રીતે સમાયેલું માની જ લઉં છું, કે લેખકની કળા વાચક અને શ્રોતામાં વિવેક તેમ જ સાહસ પ્રગટાવે તેવી જ હોય. એવી કળાવિનાનાં લખાણો છેવટે વાચક કે શ્રોતાને ઊર્ધ્વગામી ન બનાવતાં નીચે જ પાડે છે—એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.



**ઈંગ્લૅંડમાં સાચી બનેલી આ વાત છે.**

**૧૯૪૫ની નાતાલ પહેલાં લીવરપુલ શિપિંગ કંપનીના મૅનેજરના સેક્રેટરીએ એક મેમો એના ટેબલ ઉપર મૂક્યો. એમાં લખ્યું હતું: 'આપણી સંસ્થાનો દરેક નોકર આશરે ૧૪ શિલિંગ અને બે પેન્સ જેટલી રકમ નાતાલનાં અભિનંદન કાર્ડો લગભગ વીસ સંબંધીઓ તથા મિત્રોને મોકલવા પાછળ ખર્ચે છે. આપણી કંપનીના ચાલીસ નોકરોમાંનો દરેક જણ એ રકમ બચાવે તો યુદ્ધમાં ઘવાયેલાંઓને આપણે ઘણી જ મદદ કરી શકીએ.'**

**આખા યે સંસ્થાના માણસોને આ વિચાર ખૂબ ગમી ગયો અને કુલ્લે ૨૮ પાઉન્ડ, ૬ શિલિંગ અને ૮ પેન્સ જેટલી રકમ જમા થઈ. યુદ્ધ દરમિયાન જેમણે મા તથા બાપ બંને ગુમાવ્યાં હતાં એવાં ત્રણ બાળકોની બે વૃદ્ધ પુરુષો દેખરેખ રાખતા માલૂમ પડ્યા. આ રકમમાંથી એ કુટુંબને કપડાં, બળતણ અને બીજી જરૂરિયાતની ચીજો ઉપરાંત રમકડાં તથા ગરમ પાણી માટે ગૅસની વ્યવસ્થા થઈ શકી.**

**બીજે વર્ષે આ ફંડમાંથી ચાર છોકરાઓને આગળ ભણવા માટે શિષ્યવૃત્તિઓ અપાઈ.**

**આ જાતની પ્રથા પ્રતિવર્ષ ત્યાં વેગવાન બનતી જાય છે. આપણે આવું ન કરી શકીએ?**

ગાંધીજી સાથે અપ્રસિદ્ધ વાર્તાલાપ

# અહિંસા

## શ્રી ચંદ્રશંકર પ્રા. શુક્લ

[ ઈ સ ૧૯૩૩ના પાછલા ભાગમાં ગાંધીજી પૂને અને વર્ધા રહ્યા તે દરમિયાન, તેમ જ તે વરસે નવેમ્બરથી ૧૯૩૪ના જુલાઈની આખર સુધી ચાલેલી હરિજનયાત્રા દરમિયાન જે અનેક વિષયોને અંગે તેમને વાર્તાલાપો થયા તેમાં કેટલાક અહિંસા વિષે હતા નીચે આપેલા પાંચ વાર્તાલાપોમાં અહિંસાને પાંચ જુદાજુદા ક્ષેત્ર પરત્વે ચર્ચા છે પહેલા સંવાદમાં પરદેશી ચડાઈ સામે તેનો કેવો ઉપયોગ થઈ શકે તે કહ્યું છે બીજામાં સત્યાગ્રહ અને છૂટીછવાઈ ખૂનામરકી(અં ટેરરિઝમ)નો ભેદ બતાવ્યો છે ત્રીજામાં ધર્મને નામે થતી પ્રાણીહિંસાનો નિષેધ છે ચોથામાં 'ટેરરિઝમ' સામે પરદેશી સરકારે કરેલા જુલમો સામેનો પુણ્યપ્રકોપ અને સત્યાગ્રહ વિષેની અટલશ્રદ્ધા દેખાય છે પાંચમામાં રાજકાજ સિવાયના ક્ષેત્રમાં તેમ જ મનુષ્યેતર પ્રાણીઓ પ્રત્યે અહિંસાના પ્રયોગની વાત છે નં ૨ વાળો સંવાદ હિંદીમાં થયેલો, બાકીના સંવાદો અંગ્રેજીમાં થયેલા છે ચં૦ ]

### ૧ : અહિંસક પ્રતિકાર

[ તા ૪-૧૧-૧૯૩૩, સ્થળ વર્ધા હેર બ્યુટો નામનો એક જર્મન જુવાન ગાંધીજીને વર્ધામાં મળ્યો, અને પછી હરિજનયાત્રાના પણ ઘણા ભાગમાં સાથે ફર્યો હતો તે નાઝી વિચારનો હતો પહેલો વર્ધામાં મળ્યો ત્યારે તેની સાથે થયેલો વાર્તાલાપ નીચે આપ્યો છે ]

**બ્યુટો :** ધારો કે જર્મનો હિંદ આવે, તો તે વખતે અહિંસાનો પ્રયોગ કેવી રીતે થાય ?

**ગાંધીજી :** ધારો કે એ દરમિયાન હિંદે બ્રિટન જોડે પતાવટ કરી લીધી છે, અને બ્રિટન તથા હિંદ વચ્ચે શાંતિ સ્થપાઈ છે, તો જર્મનોની સામે બ્રિટન તથા હિંદનું અહિંસક જૂથ ઊભું થાય તમે હિંદ શા માટે આવો ?

**બ્યુટો :** હિંદને જીતવા માટે

**ગાંધીજી :** બ્રિટને હિંદ જીત્યું ને લોકો પાસેથી કર લીધા હિંદ અત્યારે બ્રિટિશ અમલ સામે અહિંસક રીતે લડી રહ્યું છે રશિયા કે બીજી કોઈ પરદેશી સત્તા હિંદ આવે, તો તે લોકોનો સહકાર નહિ મેળવી શકે

બ્યુટોએ એક બીજા પ્રયોગની વાત કરી તેને વિષે ગાંધીજીએ કહ્યું એ તો અહિંસામાં બિલકુલ ન ગણાય એમાં તો લોકો નિષ્ક્રિયપણે તાબે થાય છે તાબે થવું એ નામર્દાઈ છે; અને નામર્દાઈ એ અહિંસા નથી.

**બ્યુટો :** પણ અમે જર્મનોએ સો અહિંસાનો પ્રયોગ કર્યો જ હતો

**ગાંધીજી :** તમે તો શસ્ત્રયુદ્ધ કર્યું અને જ્યારે હાર્યા ત્યારે નિષ્ક્રિય પ્રતિકાર (અં પેસિવ રેઝિસ્ટન્સ) કર્યો એ અહિંસા નથી.

**બ્યુટો :** અમે રૂહ્રલૅંડમાં ફ્રાન્સની સામે અહિંસક પ્રતિકાર કર્યો, પણ છેવટે અમારે તાબે થવું પડ્યું

**ગાંધીજી :** તમારી વાત સાવ ખોટી છે તમે અહિંસક નહોતા અહિંસક માણસ તો કદી તાબે થાય જ નહિ તમે કહ્યું કે તમારે તાબે થવું પડ્યું એનો અર્થ એ કે તમારો નિષ્ક્રિય પ્રતિકાર (અં પૅસિવ રેઝિસ્ટન્સ) ખૂટી ગયો નહિ તો એ લોકો એ પ્રદેશમાં એકેએક જર્મનને મારી નાખત, એથી ફ્રાન્સ-

ને ઘણું નીચું જોવાનું થાત. થર્મોપિલીના ઘાટનું રક્ષણ કરતાં જે ૬૦૦ ગ્રીક સૈનિકોએ પ્રાણ પાથર્યા તેમનો દાખલો લો. એમનો પ્રતિકાર હિંસક હતો, પણ એમાંનો એકએક લડવૈયો ઝૂઝીને મરી ગયો; એટલે જગતમાં વીર પુરુષો તરીકે એમની નામના થઈ ગઈ.

**બ્યુટો :** અમે હિંસક ન થઈએ તો અમારા તો ભૂકા ઊડી જાય.

**બાર્ડ.જી :** દુનિયા અત્યાર સુધી એ જ કરતી આવી છે. હવે મારા જેવો એક માણસ દેખા દે છે, અને માણસ વચ્ચેના સંબંધમાં જુદી રીતે કામ લેવાનો રસ્તો બતાવે છે. હિંસક માણસો એક સૈનિક જીવતો ન રહે ત્યાંસુધી ઝૂઝયાના દાખલા ઇતિહાસમાં દેખાતા નથી. તેઓ અમુક હદ સુધી મરે છે. જર્મનો અમુક હદ સુધી મર્યા, ને પછી તાબે થયા. એમ કરવામાં કશી નામોશી નહોતી. હું જેની વાત કરું છું એવો બનાવ ઇતિહાસમાં બન્યો નથી. મારી એવી અડગ શ્રદ્ધા છે કે જો આવી કોઈ જાતિ જન્મે, તો જગતની કોઈ પણ પ્રજા તેના પર બૂરી દાનતથી હાથ મૂકી ન શકે.

**૨૧ સત્યાગ્રહ અને ખૂનામરકી**

[તા. ૧૮-૧૧-૧૯૩૩; સ્થળ : અકોલા. મહાસભાસેવકો સાથેનો વાર્તાલાપ.]

**સવાલ :** વ્યક્તિગત સવિનયભંગ કઈ કઈ રીતે કરાય ?

**જવાબ :** પરદેશી કાપડનું ને શરાબનું પિકેટિંગ કરાય. એની સામે જો બંધનો-ઑર્ડિનન્સ ન હોય, ને તમે પિકેટિંગ કરવા માગો તો કરી શકો. આપણી આગળ બે વાત છે : એક તો રચનાત્મક કાર્ય, તે કાર્ય કરવાના જ ઇરાદાથી કરીએ; અને બીજી વાત એ કે રચનાત્મક કાર્યમાં કેટલીક વસ્તુ એવી હોય જેને માટે આપણને પકડવા પડે, તો ભલે પકડે. હું હરિજન કાર્ય કરતાં પકડાવવા માગું તો તેમ કરવાના ઘણા રસ્તા છે. એ કામને વિષે સરકારની ઊલટી નીતિ હતી અને છે તેની વાત જો કરું, તો મને પકડવો પડે. પણ હું એ વાત નથી કહેતો, કેમકે મારે આ કામ કરતાં પકડાવું નથી. કેટલીક ચીજ એવી છે જે કરીએ તો પકડાઈએ. દાખલા તરીકે, મુંબઈમાં જઈને પરદેશી કાપડનું પિકેટિંગ કરો તો પકડાશો. એમ આપણે જો પકડાવું જ હોય, તો પકડાઈ તો શકીએ. હું તો કહું-છું કે જ્યાં છો ત્યાં જ સવિનયભંગ કરો, ને ન પકડે તો સંતુષ્ટ રહો.

**સવાલ :** આપે ક્રાંતિવાદીઓ(અં. રેવોલ્યુશનરીઓ)ને ત્રણ વરસની મુદત આપેલી, તે પૂરી થવા આવી છે. સત્યાગ્રહનો આપનો પ્રયોગ નિષ્ફળ ગયો છે. હવે પેલાઓને તક મળે કે નહિ ?

**જવાબ :** તમે કહો છો એવું મેં એમને નથી કહ્યું, છતાં માનો કે મેં આપેલી મુદત પૂરી થઈ ગઈ, તો એ લોકો શું કરે ? આખરે આ જ રીતે ( અર્થાત્ સત્યાગ્રહની રીતે ) લડવામાં હિંદુસ્તાનનું કલ્યાણ છે એવું પ્રત્યક્ષ પ્રમાણ જો એમને ન મળ્યું હોય, તો મને ચાહે તે કરે. આજે જો તેઓ મારી પાસે આવે તો હું કહું કે 'બીજાં ત્રણ વરસ રાહ જુઓ.' ટેરરિસ્ટોના અત્યાચારોનો નિષેધ હું પૂરતો કરું છું. મેં એમને અગાઉ જે કહેલું તે તો એમ કે 'તમે મને ત્રણ વરસ આપો. એટલી મુદતમાં તમારું પૂરતું પરિવર્તન થશે. તમને જ પૂરતો પુરાવો મળશે, અને તમે સમજશો કે સત્યાગ્રહથી હિંદુસ્તાનનું ભલું થશે.' એટલું ખરું કે આજે લોકો ડરી ગયા છે. થોડા જ લોકો જેલ તથા લાઠી સહન

કરવી ઇચ્છે છે; તેથી તો થાક ચડ્યો દેખાય છે જે ક્રાંતિવાદીને લગની લાગેલી છે તે મને કહેવા નથી આવતા કે ત્રણ વરસની મહેતલ પૂરી થઈ છે એમને અસ્તેઆસ્તે દિલ થાય, તો હું કહું કે ' એ વાહિયાત વાત છે હજુ તમે જુઓ કે સત્યાગ્રહથી કેટલો બધો ફાયદો દેશને થઈ ગયો છે ! દેશમા જે જાગૃતિ આવી છે તે આખ ઉઘાડીને જુએ ખુનામરકીથી એવી જાગૃતિ નથી થતી, અને લોકો તાબેજ થઈ જાય છે ' આજે લોકો ડરી ગયા છે ખરા, પણ જેલમા બેઠે મને લાગતુ હતુ એટલા ડરી ગયા નથી માત્ર એમને થાક ચડ્યો છે એટલુ જ લોકોનો ડર જેવો હોય તો ચિતાગોંગમાં જઈને જુઓ ટેરરિઝમમાં ટેરરિસ્ટો ઉપરાંત બીજાને જુલમ ભોગવવા પડે છે, ને એ લોકો ડરી જાય છે સત્યાગ્રહમા સત્યાગ્રહી સિવાયના લોકો પર જુલમ નથી થતો, ને તેથી તેમને ડરવાપણું નથી. આપણે જેટલી છૂટથી વાત કરીએ છીએ એટલી છૂટથી બંગાળમાં વાત નથી કરતા ટેરરિસ્ટો વાત કરવા આવે છે, તો તેમને એકાતમા રાતે જ આવવુ પડે છે બીજા લોકો તો ભયભીત થઈને જ જોતા રહે છે સત્યાગ્રહની જે શક્તિ પ્રજામા પેદા થઈ છે તે મરવાની નથી આજે સામુદાયિક સવિનયભંગ નથી ચાલતો, કેમ કે સત્યાગ્રહની શક્તિનો આધાર સખ્યા પર નથી

**સવાલ**. સત્યાગ્રહ સમજનારા જેલ જશે તો સ્વરાજ આવશે ?

**જવાબ** જરૂર આવશે—જેઓ સત્યાગ્રહને સમજે છે ને જેમનો સત્યાગ્રહ પર વિશ્વાસ છે તેઓ જો સ્વેચ્છાએ જેલ જશે તો, તેઓ તો જાણે છે કે અન્તે આનાથી સ્વરાજ મળવાનુ છે સત્યાગ્રહનો પૂરતો અનુભવ લોકોને નથી મળ્યો; તેથી આવા માણસો જો પોતાની જવાબદારી પર સત્યાગ્રહ કરે, તો લોકોને અનુભવ મળી જશે હું તમને પ્રત્યક્ષ પ્રમાણ નથી આપી શકતો, અનુભવ-પ્રમાણ આપી શકુ છુ

**સવાલ** જંગલ સત્યાગ્રહ વિષે આપનો શો અભિપ્રાય છે ?

**જવાબ** મારો જંગલ સત્યાગ્રહ પર વિશ્વાસ નથી અણે સાથે પણ મે એ વિષે વાત કરી છે જંગલ સત્યાગ્રહ કરવામા આપણને નુકસાન છે સર્વ પ્રકારના સત્યાગ્રહની પાછળ એવો વિશ્વાસ જોઈએ કે એ જનસમૂહ પાસે કરાવી શકાશે, પણ જંગલ સત્યાગ્રહ જનસમૂહ પાસે ન કરાવાય મતલબ કે કરાવવો ઉચિત ન ગણાય સત્યાગ્રહ તો એવી વસ્તુને અંગે કરાય જનાથી કોઈને કદી નુકસાન થાય એવુ ન હોય જંગલના કાયદામા તો આજે પણ આપણે ફેરફાર કરાવી શકીએ છીએ

**સવાલ** અણેએ કહ્યુ કે બાર વરસ એ કાયદામાં ફેરફાર કરવાના પ્રયત્નો કર્યા. તો યે કઈ ન વળ્યુ, તેથી જ આ સત્યાગ્રહ શરૂ કરવો છે

**જવાબ** હુ જાણું છુ અમારે એ વિષે સવાદ થયેલો

### ૭ : સત્ય અને પ્રેમસ્વરૂપ ઈશ્વર

[ તા ૧–૮–૧૯૩૪ નાગપુર પર આવેલા કુરુર ગામનો આ હરિજનવાસ જોવા ગયેલા, ત્યાના હરિજના જોડે થાડી વાતચીત થઈ તેમા ગાધીજીએ તેમને આ પ્રમાણે કહ્યુ ]

**ગાધીજી** તમે જાણો છો કે અત્યારે આ જે હિલચાલ ચાલી રહેલી છે તે આત્મશુદ્ધિની હિલચાલ છે, જેઓ પોતાને 'સવર્ણ હિંદુ' કહેવડાવે છે તેમણે, હરિજનો જોડે ભાઈચારો સાધીને તથા તેમને અસ્પૃશ્ય કે નીચા ગણવાનુ બધ કરીને, આત્મશુદ્ધિ કરવાની છે હરિજનોએ કેટલીક વસ્તુઓ કરવાની છે—બદલા કે સાટા તરીકે નહિ, પણ તેઓ હિંદુ છે એટલા માટે; તેથી તેમણે

સ્વચ્છતાના નિયમો પાળવા જોઈએ—આંતર તેમ જ બાહ્ય સ્નાન કરવું જોઈએ; મડદાલ માંસ ખાવાનું છોડવું જોઈએ; ગોમાંસનો ત્યાગ કરવો જોઈએ; બીજા લોકો શું કરે છે યા નથી કરતા તે તરફ જોયા વિના કેફી પીણાં ને બીજા કેફી પદાર્થો તજવા જોઈએ. મેં સાંભળ્યું કે અહીં તમે કાલિને પાડાનો ભોગ ધરાવો છો. તમારે એક પળવાર પણ એમ ન માનવું જોઈએ કે પ્રાણીઓનો ભોગ ધરાવવાથી ભગવાન રીઝે છે. આ અનાચાર કરનારા સવર્ણ હિંદુઓ પણ પડયા છે; પણ હવે આખી દુનિયામાં એમ મનાવા લાગ્યું છે કે કોઈ પ્રાણીનું કે કોઈ પણ જીવનું બલિદાન આપવામાં ધર્મ રહેલો નથી. કાલિમાતાને કે બીજાં કોઈ પણ દેવદેવીને રીઝવવા માટે પ્રાણીઓનું બલિદાન આપવામાં પુણ્ય હોઈ શકે જ નહિ. આખરે ઈશ્વર તો એક જ છે; એને જ આપણે કાલિ, વિષ્ણુ, કૃષ્ણ, શિવ, બ્રહ્મા વગેરે જુદેજુદે નામે પૂજીએ છીએ, ઈશ્વર એક જ છે, અનેક નથી. એ વેરની મૂર્તિ નથી, પણ સત્ય અને પ્રેમની પ્રતિમા છે; તેથી હું આશા રાખું છું કે હવે પછી તમારામાં પક્ષાપક્ષી નહિ રહે; અને તમે ઈશ્વરને પ્રાણીઓનો ભોગ ધરાવવાનું બંધ કરવામાં બધા એક થશો.

### ૪: ટેરરિઝમ અને અહિંસા

[તા. ૬–૨–૧૯૩૪; સ્થળ: તિરપુર. શ્રી. રાજગોપાલાચાર્ય સાથેનો વાર્તાલાપ. રાજાજી તે દિવસે સવારે જ કોઈમ્બતૂર જેલમાંથી છ માસની સજા ભોગવીને છૂટયા હતા અને ત્યાંથી મોટરમાં આવીને તિરપુરમાં ગાંધીજીને ભેગા થયા. આ અરસામાં સરકારે બંગાળના કેટલાક ભાગોમાં, ટેરરિઝમને દબાવી દેવાને નિમિત્તે, ઘણા જ કડક પ્રતિબંધો મૂક્યા હતા. તેના હેવાલો વાંચીને ગાંધીજી તે વેળા છેલ્લા પંદરેક દિવસથી ઘણા જ વ્યગ્ર રહેતા હતા. રાજાજી જોડે એ વિષે વાત થઈ, તેમાં ગાંધીજીએ પોતાના વિચારો દર્શાવતાં નીચે પ્રમાણે કહ્યું:]

**ગાંધીજી:** (બંગાળમાં સરકારે કાઢેલા હુકમો વિષે) 'આ તો આખી પ્રજાને કચડવાનો સીધો પ્રયાસ છે; જેથી એ પ્રજા પોતાનો અવાજ કે માથું ઊંચું કરી ન શકે. એ ટેરરિઝમની શાસ્ત્રશુદ્ધ આવૃત્તિ છે, અને તેનો હેતુ પ્રજાના આત્માને હણવાનો છે.

'હિંદુમાં હિંસાને ધોરણે કશી હિલચાલ થતા પહેલાં એક સૈકો કે એથી યે વધારે વખત વીતી જશે. વળી મારી તો એવી આશા પણ છે જ કે આપણામાં અહિંસા હજુ પૂરતી સક્રિય રહેશે. મેં પૂનામાં જે વલણ લીધું તેની સચ્ચાઈ વિષે મારી વધારે ને વધારે ખાતરી થતી જાય છે—બંને રીતે (૧) સવિનય ભંગ ચાલુ રાખવો જોઈએ; અને (૨) જે માણસોને અહિંસા વિષે અડગ શ્રદ્ધા હોય તેમના પૂરતો જ એ સવિનય ભંગ મર્યાદિત રહેવો જોઈએ. મેં કેટલાક માણસોને જેલ જતાં વાર્યા, ને તેમને કહ્યું: 'તમે જો મારે ખાતર જતા હો,' અથવા તમારી શ્રદ્ધા અરધીપરધી હોય, તો તમે ન જ જશો, જેમને પૂરેપૂરી શ્રદ્ધા હોય, તે જ જાય.' મેં જોયું કે સવિનય ભંગ સામુદાયિક હિલચાલ તરીકે તો હાર્યા વિના રહેવાનો નહોતો. મારા મનમાં મૂળથી ઊંડેઊંડે એમ લાગ્યા કરતું હતું, કે સામુદાયિક હિલચાલ માટે આપણી તૈયારી નથી. એ તૈયારીનો અભાવ આપણને દેખાઈ આવ્યો, તેથી આ પ્રકારનો વ્યક્તિગત સવિનય ભંગ કાઢયો. એ વ્યવહારનીતિ તરીકે નહિ પણ ધર્મશ્રદ્ધા તરીકે ચલાવવાનો હતો.'

જે માણસોને સવિનયભંગ વિષે આસ્થા હોવા છતાં જેઓ જેલ જઈ શકતા નહોતા તેમને વિષે ગાંધીજીએ કહ્યું: 'પછી એવા માણસ રહ્યા જેમને સવિનય ભંગ વિષે પાકી શ્રદ્ધા તો છે, પણ જેઓ જેલ જઈ શકતા નથી, એવાની સંખ્યા મોટી છે.

—ની દાખલા લો એ સજ્જને મનમા ખાતરી તો છે કે રસ્તો તો આ જ ખરો છે, છતા તેઓ આજે જેલ જઈ શકતા નથી મારી તો દઢ પ્રતીતિ છે કે જ્યારે એમનો વારો આવશે ત્યારે તેઓ ફાંસીને માચડે ચડતા પાછી પાની નહિ કરે આજે એમને શરીરની નિર્બળતા આડે આવે છે જેમ સેંટ પોલે કહ્યુ હતુ ને કે 'આત્મા તો તત્પર છે, પણ દેહ નિર્બળ છે ' આવા પ્રામાણિક માણસોની શ્રદ્ધા ફળ્યા વિના ન જ રહે '

### ૫ હિંસા વિ ' અહિંસા

[તા ૧૦-૭-૧૯૩૪ રસ્તે કરાચી એક સાથી જોડેનો વાર્તાલાપ ]

ગાધીજીએ મન, વચન, કર્મની અહિંસાની જરૂર આ સાથીને સમજાવતા કહ્યુ 'તમે જ્યારે ક્રોધ કરો ત્યારે એ પણ હિંસા કરી જ કહેવાય '

અમુક એક પ્રસગ પેલા સાથીએ વર્ણવ્યો એ વિષે ગાધીજીએ કહ્યુ 'પેલા માણસને શરીરે ઈજા કરવાનો તમારો ઇરાદો નહોતો, અને તમે એને ઈજા કરવાના નથી એની એને ખબર હતી જ્યારે લોકોના ટોળાને અકુશમા રાખવામા આવે છે, ત્યારે લોકો જાણતા હોય છે કે કશુ થવાનુ નથી, એમ ન હોય તો તો રોજ મારામારી થાય '

**સાથી** મે જોયુ કે મુબઈમા રેલવેના પ્લેટફૉર્મો પર ટોળાને કાબૂમા રાખવાનુ મુશ્કેલ હતુ એવે પ્રસગે અમારે ધમકાવીને બોલવુ પડે છે એને હિંસા ન કહી શકાય ખરુ કેની ?

**ગાધીજી** તમે સોટી પણ વાપરી શકો લોકોને ખબર હોય છે કે એ સોટી કોઈને મારવા માટે નથી એવુ તો પોલીસોએ પણ કર્યુ છે તેમણે લોકોના ટોળા સામે સોટીઓ વીઝી છે આ યાત્રામા પોલીસોએ આપણને સહકાર આપ્યો છે, તેઓ લોકો જોડે એકાકાર થઈ ગયા છે તેઓ 'મહાત્મા ગાધીકી જય'ના પોકારોમા સામેલ થયા છે, અને છૂપી રીતે પણ તેમણે હરિજન ફાળામા પૈસા આપ્યા છે

વાત આગળ ચાલતા, દક્ષિણ આફ્રિકાના ગાધીજીના મત્રી હતા તે મિસ સોનિયા શ્લેસીનનુ નામ આવ્યુ તેમની વાત કરતાં ગાધીજીએ કહ્યુ 'એ તો શુદ્ધ કુદન હતી એ જવામર્દ બાઈ હતી કોઈ પણ પુરુષ કે સ્ત્રીએ મારે માટે એના કરતા વધારે વૈતરુ કર્યુ નથી '

**સાથી** પરમ દિવસે એક સાપ દેખાયો, એને મે તો મારી નાખ્યો

**ગાંધીજી** એ હિંસા છે, છતાં એ કામને માટે હુ તમને ઠપકો આપવા નથી માગતો, જેમ મ ને એમના એવા જ કામને માટે ઠપકો નહોતો આપ્યો એમણે આશ્રમમા એક સાપને માર્યો પોતે હિંસા કરે છે એની એમને ખબર હતી, પણ એમને તો પોતાની સભાળ નીચે રહેલા માણસોના જીવ બચાવવાના હતા પણ એમણે સર્પના ભલા માટે સર્પને માર્યો એમ તો ન જ કહી શકાય તેઓ એમ કહી શકયા હોત કે 'સર્પ મરે એના કરતાં તો હુ મરવુ પસદ કરુ ' મને એમ કહેવુ ગમે ખરુ મે કહ્યુ છે કે હુ તો માત્ર એટલા જ ગુણનો દાવો કરુ છુ કે હુ મારી જાતને છેતરતો નથી હુ એમ નથી કહેતો કે હુ હિંસાથી મુક્ત હતો, પણ થવાનો પ્રયત્ન કરુ છુ હુ હિંસાથી મુક્ત હોત, તો ગયાં પદર વરસનો ઈતિહાસ જુદી રીતે લખાયો હોત -

કહેવું બહુ મુશ્કેલ છે. સ્થૂલદૃષ્ટિને પોતાનું શરીર એ જ એ પોતે છે એમ લાગે છે. એથી જરા વધારે ઊંડા ઊતરી વિચાર કરનાર મનને પોતારૂપ માને છે. કેટલાક બુદ્ધિ તો કેટલાક અંતઃકરણ અથવા કોઈક અગોચર આત્મતત્ત્વ—એની સાથે પોતાની જાતને એકાર્થ ગણે છે; પણ આપણે આ ઊંડા પાણીમાં ઊતર્યા વિના, શરીર, મન, બુદ્ધિ, આત્મા આ સર્વનો સંઘાત એટલે આપણે પોતે એમ અહીં માની લઈએ તો ખોટું નહિ.

આપણું શરીર એ આપણું પોતાનું છે એટલું જ નહિ, પણ એ આપણે પોતે જ છીએ એમ ઘણીવાર આપણને લાગે છે. આપણે આપણા શરીરથી જુદા છીએ એવો અનુભવ જીવતા હોઈએ ત્યાંસુધી ભાગ્યે જ થાય છે અને શરીરને છોડ્યા પછી એ અનુભવનો સાક્ષાત્કાર કરવાની સ્થિતિમાં આપણે હોતા નથી. આપણાં સર્વ કાર્યો આપણા શરીર દ્વારા જ સાધી શકાય છે. એની સાથે જેવો ને જેટલો સંબંધ આપણે રાખતા હોઈએ તેવો ને તેટલો સંબંધ દુનિયાની બીજી કોઈ વસ્તુ સાથે રાખતા નથી; અને આ આત્મસ્વરૂપ સમા આપણા આ શરીરનો ત્રાસ કંઈ ઓછો છે? એ વજનદાર હોય તો એનો ભાર ઊંચકતાં ઊંચકતાં આપણા પ્રાણ કંઠે આવે છે,. એનો ભાર ઓછો હોય તો તે વધારવા માટે મહેનત કરતાં આપણો દમ નીકળી જાય છે. રોજ એ મેલું થાય ને રોજ એને સારું રાખવાનું, દરરોજ એને ઘસારો પહોંચે ને રોજ એને ભરપાઈ કરવાનો. એ મહેનત કરે અને થાક આપણને લાગે. એ આળસુ થઈને પડ્યું રહે ને કટાઈ જઈએ આપણે. રોજ એ ભૂખ્યું થાય, તરસ્યું થાય ને એની ક્ષુધા ને તૃષા સંતોષવા હૈરાનગતિ વેઠવી પડે આપણને. આપણે એને કોઈ ખાસ મહત્ત્વનું કામ સોંપવાનું હોય ત્યારે 'મારાથી હવે કંઈ નહિ બને' એમ કહીને શય્યાનો આશ્રય શોધીએ તો આપણને ભારે ત્રાસ પહોંચાડે છે. ટ્રેનમાં ઊભા રહેવા પૂરતો અવકાશ ન હોય' ત્યારે એને લાંબા થઈને સૂવા માટે જગા જોઈએ છે.

આ શરીરના સમગ્ર ત્રાસ ઉપરાંત એના જુદાજુદા અવયવોનો પોતાનો વ્યક્તિગત ત્રાસ પણ ઓછો નથી. માણસને આટઆટલા અવયવો આપીને ઈશ્વરે એને લાચાર બનાવી મૂક્યો છે એમ મને લાગે છે. આંખ, કાન, નાક, માથું, મોઢું, હાથ, પગ ઇત્યાદિ જાતજાતનાં અંગોપાંગો શરીરયંત્રને ચાલુ રાખવામાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે એ સાચું, પણ એકાદ બે અવયવોથી એ કાર્ય ન જ સાધી શકાત એમ મને નથી લાગતું.

શરીરના પ્રત્યેક અવયવ તરફથી એના પોતાના વિશિષ્ટ ત્રાસ ઉપરાંત એ બધા મળીને સામટો ત્રાસ પહોંચાડી આપણાં શરીરે જાણે જથાબંધ ને છૂટક એમ બંને પ્રકારે ત્રાસનો માલ વેચવાની નહિ, પણ વહેંચવાની દુકાન ખોલી હોય એમ લાગે છે.

આટઆટલા અવયવોનું રક્ષણ કરવામાં કંઈ ઓછો ત્રાસ વેઠવો પડે છે? હવામાં ફેરફાર થાય, ખોરાકમાં ફેરફાર થાય, રહેણીકરણીમાં જરા ફેરફાર થાય એટલે નાક, કાન, પેટ આદિ જુદાજુદા અવયવોનો ત્રાસ શરૂ થઈ જ જાય. 'આ સાડા ત્રણ મણની કાયામાંથી ચણીપુર નાક ગયું તો પછી રહ્યું શું?' એમ કહીને જેનાં ગુણગાન ગાવામાં આવ્યાં છે તે નાક આપણા અંતરની ઉષ્માને ભૂલી બહારની ઠંડીને આવકારે છે ને શરદી ને સળેખમને નિમંત્રણ આપી શરદોત્સવ ઊજવે છે ત્યારે આપણા ગૌરવ ને ટેકના આધાર સમી એ નાસિકા કેવળ ત્રાસનું જ કારણ થઈ પડે છે અને આપણે એનું રક્ષણ કરવા જઈએ

છીએ અને એને વિવિધ લાડ લડાવવા લાગીએ છીએ, એટલે જઠરના દિલમા અદેખાઈની આગ ભભૂકી ઊઠે છે 'જાણે મારી હયાતિ તો છે જ નહિ એમ તને લાગે છે તે આ ઠડા સ્નેહની ઉષ્મા પ્રગટાવવા તુ ગરમ દવાઓ હોંસ્યે જઈને મારામા રેડયે જાય છે તે જોઈ લે હવે મારો તાપ !' એમ કહીને એ એવો દાહ પ્રસારે છે કે એના ત્રાસથી હેરાનહેરાન થઈને નાકને આપણે ભૂલી જઈએ છીએ ને જઠરદેવતાને ઠડા પાડવા પ્રયત્ન કરીએ છીએ 'આમ તો તુ મને ટટાર રાખીને રોફથી ચાલે છે પણ આજે તો મારા તરફ ધ્યાન આપવાની પણ તને ફુરસદ નથી, કેમ ? પૃથ્વીથી હમેશ ઊંચા રહેવાનો, મારો સ્વભાવ ભૂલી જઈને તે મને જમીન સરસુ રાખી પથારીમા સુવાડી રાખ્યુ છે તો જો હવે મારો પ્રભાવ ' એમ કહીને આપણું માથુ હજાર હથોડાને નિમત્રણ આપી તેના પ્રહાર પોતાના પર ઝીલવા મડી પડે છે, ત્યારે આપણે એટલા ત્રાસી જઈએ છીએ કે 'આ માથુ થોડીવાર ધડથી છૂટુ પાડી શકાતુ હોત તો સારુ ' એમ આપણને લાગી આવે છે

અને આપણુ પેટ ! એનો ત્રાસ તો અસહ્ય થઈ પડે છે ન્યાય ને જાતિના સિદ્ધાંતોને નેવે મૂકીને એનો ખાડો પૂરવા આપણે કમાવા જવુ પડે છે પણ ભરાય છતા એ અધૂરુ ને અધૂરુ જ રહે છે જિદ્દે ચડેલા બાળકની પેઠે એની માગણી કદી સતોષાઈ નથી એ સકોચાય છે ત્યારે ત્રાસ આપે છે, વિકાસ કરે છે ત્યારે પણ ત્રાસ આપે છે એ સઘરાખોર બનીને પોતાને મળેલા દ્રવ્યનો જથ્થો સતાડી રાખે છે ત્યારે આપણે હેરાનહેરાન થઈ જઈએ છીએ ને કજૂસ પિતાના ઉડાઉ દીકરાની પેઠે છૂટે હાથે ખર્ચ કરવા મડી પડે છે ત્યારે પણ આપણા ત્રાસની સીમા રહેતી નથી કલહાન્તરિતા નાયિકા પેઠે 'ઊહુ !' કરીને એ મો ફેરવીને બેસે છે' ત્યારે એને મનાવતા આપણો દમ નીકળી જાય છે અને નવોઢા પેઠે પ્રસન્નચિત્ત બની એ લાડ કરવા લાગે છે અને એક પછી એક નવી ચીજની માગણી કરવા માડે છે ત્યારે એના લાડ આપણને વસમા પડી જાય છે

પણ મન મજબૂત હોય, તિતિક્ષાની વૃત્તિ કેળવી હોય તો શરીરના ત્રાસ વેઠવા સહેલા થઈ પડે, એ ત્રાસ ત્રાસરૂપ જ ન લાગે એમ ફિલસૂફો કહે છે વાત સાચી છે, પણ મનને મજબૂત કરવુ શી રીતે ? પોતાનો કાબૂ, શેઠ તરફથી પોતાને સોપાયા પછી કેટલીક વાર મુનીમ શેઠનો પણ શેઠ થઈ બેસે છે તેમ આપણા શરીરયત્ર પરનો કાબૂ મનને આપણે સોપી દઈએ છીએ, પણ એ મનડા મહારાજ માત્ર આપણા શરીર પર જ સામ્રાજ્ય ચલાવીને સતોષ માનતા નથી, પણ એ તો ખુદ આપણો પોતાનો પણ કબજો લઈ લે છે; અને આપણા પર પોતાનો પ્રભાવ દર્શાવવા જાતજાતના, અચિત્ય ને અકલ્પ્ય ત્રાસ ગુજારવા મડી પડે છે આપણે કોઈક કામને પતાવવામા ગૂથાઈ ગયા હોઈયે તે વેળા કોઈ આવી ચડે ત્યારે જે ખલેલ પહોચે છે, તેનાથી કેવા ત્રાસી જઈએ છીએ એ જાણીતી વાત છે પણ આપણી એકાગ્રતામા સૌથી વધારે ખલેલ પહોચાડનાર કોઈ બહારની વ્યક્તિ નથી, પણ આપણી અદરનુ આ મન જ છે ગાડા સાથે જોડવામા આવે તો અણનાથ્યો આખલો હાકનાર એક દિશામા જવા માગતો હોય ત્યારે ગાડાને જુદી જ દિશામા લઈ જાય છે, જ્યા જ્યા ગાય કે રાતો રગ દેખાય છે ત્યાં ત્યાં ઘસડી જાય છે, તેમ આપણું આ મન આપણે એક કાર્યમા વ્યાપૃત થયા હોઈએ

છીએ ત્યારે જુદે જ રસ્તે ભટકવા નીકળી પડે છે. હું લખવા બેસું છું ત્યારે એને ઊંઘવાની વૃત્તિ થઈ આવે છે, હું જમવા બેસું છું ત્યારે એ ઘર બાંધવા મંડી પડે છે. ઘણીવાર કેવળ વિરોધ ખાતર જ એ વિરોધ કરે છે. આપણી જેની 'ના' તેની એને 'હા' હોય છે અને આપણી જેની 'હા' હોય છે તેને માટે એની 'ના' હોય છે. વરસ દિવસ સુધી ભજિયાં-પાતરાં ખાશો નહિ એમ ડૉક્ટરે ખૂબ ભારપૂર્વક આપણને કહ્યું હોય છે ત્યારે 'ભજિયાં વિના હું મરી આલ્યો-મરી આલ્યો-પાતરાં વિના મારી અવગતિ થશે, હું ભૂત થઈશ, પલિત થઈશ' એમ પોકાર પાડીપાડીને એ આપણને હેરાન-પરેશાન કરી મૂકે છે. જે હોય છે તે એને જોઈતું નથી, જે મળે એમ નથી તેની ઝંખના એ છોડતું નથી. સૂકી મરુભૂમિમાં, જ્યાં તણખલું પણ ઊગી શકતું નથી ત્યાં એને વૃક્ષરાજિ ઉગાડીને ડાળેડાળે કૂદવું છે અને ચિત્તને પ્રસન્ન કરે એવી નાનકડી વાડી ઘર આંગણે જ હોય છે તેના તરફ ઢૂંકીને પણ જોતું નથી. તનના ત્રાસ તો વેઠી શકાય, પથારીમાં પડ્યાપડ્યા આરામથી એનો સામનો થઈ શકે, પણ મનના ત્રાસ તો માણસને ઉન્મત્ત બનાવી ગલીએગલીએ એને ભટકાવે છે.

અને મનથી યે વધારે શક્તિશાળી એવાં આપણાં બુદ્ધિ ને અંતઃકરણને આપણી વિશિષ્ટ શક્તિ તરીકે ગણવામાં આવ્યાં છે. એમના ત્રાસ તો વળી ઓર હોય છે. 'કાજી દૂબળે કયું' તો કે 'સારે શહરકી ફિકર' એ ન્યાયે આપણી બુદ્ધિ જગતકાજી બનીને આખી દુનિયાનો ન્યાય તોળવા નીકળી પડે છે. જે દેખાય-ન દેખાય તે બધું જ પોતાને સમજાવું જોઈએ એવો એ આગ્રહ સેવે છે. શક્તિ પંગુ જેટલી હોય છે ને એને કોડ જાગે છે હિમાલય ઓળંગવાના. આપણા અંતઃકરણને તો કેટલાકે દેવતા સમું માન્યું છે. પણ એ દેવતાસ્વરૂપ અંતઃકરણના ઘોંચ-પરોણા વેઠવા જરા યે સહેલા નથી. કામ કરતા પહેલાં ને કામ કર્યા પછી પણ એના ઘોંચપરોણા ચાલુ જ રહે છે. બીજો કોઈ ઠપકો આપે તો આપણે તે વેઠી શકીએ છીએ, સામો જવાબ પણ આપી શકીએ, પરંતુ એ જ્યારે ઠપકા આપવા બેસે છે ત્યારે તો આપણે ત્રાસથી હેરાનહેરાન થઈએ છીએ. બીજો કોઈ આમ કરતો હોય તો તેનું કદાચ આપણે ગળું દબાવી દઈએ, પણ આને શું કરી શકાય? એ ત્રાસ તો ખમ્યે જ છૂટકો.

અને આપણો આત્મા-એ તો છે કે નહિ, હોય તો કોણ છે, કેવો છે, એની સમજ પણ પડી શકતી નથી. આપણી બધી ઊર્મિઓને પોતાના તરફ વાળીને કે-એની પોતાની ખોળમાં એ આપણી બુદ્ધિને જગતના આદિકાળથી લભાવી રહ્યો છે, છતાં હજી એનો પત્તો ખાતો નથી. એ આપણા સર્વ ભ્રમણ-રમણનું મધ્યબિન્દુ થઈ બેઠો છે-સર્વ ત્રાસના મોટામાં મોટા કારણરૂપ થઈ પડ્યો છે તે છતાં ય એ હાથ આવતો નથી.

કોણ બોલે છે ને કોણ સાંભળે છે-સાંભળનાર ને બોલનાર એક જ છે એમ ઉપનિષદમાં કહ્યું છે તેમ કહી શકાય કે કોણ ત્રાસ આપે છે ને કોણ વેઠે છે-આપનાર ને વેઠનાર એક જ છે ત્યાં? બ્રહ્મનું तत्त्वमसि-તે તું જ છે-એ બ્રહ્મનું સ્વરૂપ સમજાવનારું ઉપનિષદનું મહાવાક્ય છે તે ત્રાસને પણ લાગુ પડે છે. મને ત્રાસરૂપ થનાર આ કોણ છે? એ પ્રશ્નના જવાબમાં કહી શકાય तत्त्वमसि-એ ત્રાસ તે તું જ છે.

★

# આવતી કાલ

અધ્યા. મનસુખલાલ ઝવેરી
એમ એ

સ્ત્રી અને પુરુષ અનંતકાળથી ચાલી આવેલી એમની સમસ્યાઓનો કોઈ ઉકેલ હજી સુધી માનવી આણી શક્યો નથી ચક્રના પૈડા પર જોડેલી આંખી ની જેમ સમાજમાં બન્નેનું સ્થાનપરિવર્તન થયા કરે છે પુરુષ સમોવડી થવા માગતી નારી અને સ્ત્રૈણભાવ અપનાવવાની ખ્વાહેશ રાખતો પુરુષ "" ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી લે—ઘરની તથા બાળકોની સંભાળ પુરુષ રાખે, બહારનું સર્વ કાર્ય સ્ત્રી પતાવે એ જાતનું સમાજતંત્ર આવતી કાલે રચાઈ જાય, તો પરસ્પરનું કેવું સ્થાન હશે તેનું હળવું અને કટાક્ષમય ચિત્ર કવિએ આ નાટિકામાં દોર્યું છે આ સર્જન દ્વારા ગુજરાતી સાહિત્યના અલ્પધન નાટકોમાં એક મહત્ત્વનો ઉમેરો થશે આ નાટક બે અંકમાં પૂરું કરવાની ધારણા છે

પાત્રો:

| | |
|---|---|
| વિદ્યુલ્લતા | વિમળ |
| મંદાકિની | રમણભાઈ |
| સુહાસિની | મનોજ |

નયનકિશોર
નન્દન
નાટકનો સર્જક

સૂચિત:

વિધુબહેન
નયનકિશોરની પત્ની

## અંક પહેલો
### [ પ્રવેશ ૧ ]

[ નયનકિશોર હાથમાં ઝોળી લઈને દાખલ થાય છે પચાસેક વર્ષની એની ઉંમર છે એણે ધોતિયું અને કફની પહેર્યાં છે હાથમાં સોનાની રીસ્ટ વૉચ ડોકમાં મોતીની કંઠી કેડ પર કંદોરો—માથાના વાળ સહેજ ઝૂલતા, રિબનવાળા, બોબ્ડ કરાવ્યા હોય તેમ ખભા પર પડે છે એક બારી પાસે ઊભો રહીને તે બૂમ પાડે છે ]

**નયન :** નન્દન ! નં• ન્દન ! ન ન્દુ ઊ ઊ !

[ બારીમાંથી નન્દન ડોકાય છે એણે બાંડિયું અને ચડ્ડી પહેર્યાં છે વાળ બરાબર વ્યવસ્થિત રીતે ઓળેલા નથી. એની ઉંમર પણ લગભગ પચાસેકની લાગે છે એના એક હાથમાં દૂધી અને બીજા હાથમાં છરી છે ]

**નન્દન :** કેમ અત્યારમાં, નીનુ ?

**નયન :** અત્યારે છે, ઊંઘણશી ? ચાર તો થવા આવ્યા બજારમાં નથી આવવું ?

**નન્દન :** ના, મારે તો હજી વાર છે હજી ચા પણ નથી પીધી

**નયન :** કેમ ? બપોરે ઊંઘી રહ્યો'તો કે શું ? અત્યાર લગી ?

**નન્દન :** ઊંઘવાનું નસીબમાં હોય તો જોઈએ શું ? (ગળગળો થઈ જાય છે) સવારથી જ પગ વાળીને બેઠું છે કોણ ?

**નયન :** કેમ, રામી નથી આવી આજે ?

**નન્દન :** ના રે એ રોઠાણીનો ત્રણ દિવસથી ક્યાં પત્તો છે ? કામવાળા ય માળા એવા ફાટી ગયા છે ! કંઈ કહીએ, તો તરત કહેશે ભાઈ, લ્યો તમારી નોકરી ! ને ઘરમાં કોઈને કંઈ ફરિયાદ કરાય નહિ કરીએ તો કહેશે તારો જ વાંક હશે• તું કંઈક બોલ્યો હશે !—પણ જવાય છે, નીનુ ઘડીક ઉપર તો આવ

**નયન :** અત્યારે નહિ કોઈ બીજી વાર. મારે મોડું થશે

**નન્દન :** હવે થયું મોડું તારે ક્યાં અમારા જેવું છે ? (આંખો લૂછે છે)

**નયન :** એ તો એમ જ હોય, નન્દુ ! ઘેરઘેર માટીના ચૂલા બાકી તું ને વિધુબેન

**નન્દન :** હું તને હાથ જોડું, ભાઈસાબ.

ઊઠીને કમ.વા નીકળી પડશે તે દી સૂરજ અવળો ઊગવાનો. પણ સરોજ તો કહેશે, મારી વિમુ-ડીકરી ભણશે, ને ભણીગણીને મોટી બાલિસ્ટર થશે! તે થઈ મોટી બાલિસ્ટર! (નીચલો હોઠ દબાવીને અંગૂઠો બતાવે છે.) ઘરઘરના ઉંબરા ભાટકે છે; ને ગામના છોકરીઓનો...પણ જવા દે, ભાઈ, આપણું શું જાય એમાં?

**નન્દન :** હાસ્તો. આ તો મોટો થતાં વેઠવાનું એણે જ ને? આપણો જીવ બળે એટલે કહેવાઈ જાય. નહિ તો સરોજ કયાં નાનો છે? વિમુડાને તમાચો મારીને બેસાડી ન દે ઘરમાં, ભઈલા?

**નયન :** એમ જ વળી.

**નન્દન :** નહિ ત્યારે, ભઈલા! માણસની જાત એટલે એકવાર સિક્કો પડ્યો એ પડ્યો. આ અમે નથી? પણ વિધુબહેનની આંખ જરા ફરી કે બસ. મજાલ નથી મારી કે કોઈ છોકરાંવની કે એના આડા ઊતરીએ. ને રમણિયો તો મૂઓ તડતડ–તડતડ બોલ્યે જ જાય–બોલ્યે જ જાય! બાપરે! ભાયડા માણસના મોઢામાં આવડી મોટી જીભ! પણ આપણે શું કરીએ, ભઈલા! મન્દાકિનીએ એને પહેલેથી ફટાવવામાં બાકી ન રાખી. કોઈને કહીશ મા, ભઈલા! પણ કહે છે કે એનાં પ્રેમલગ્ન છે.

**નયન :** પ્રેમલગ્ન!

**નન્દન :** કાનને દોષ છે, ભઈલા! બાકી પ્રેમ શું ને લગન શું? રામરામ કરને! પણ મન્દાકિની ભણેલી; એટલે એને એમ કે ભાયડાને સુધારી દઉં. તે એણે એને ખૂબ લાડ લડાવ્યાં. મારો રમુ! મારો રમણ! મારો રમણિયો! મારી રમી! મારી રમુડી! બાપ રે! કાંઈ લાડ લડાવે, કાંઈ લડાવે! મૂઆં શરમાયં પણ નહિ. (ગળગળો થઈને) આ અમે તો પરણ્યાં ને સીધાં રસોડામાં... એ તો એવું છે, ભઈલા! કોઈ કોઈ નવાઈનું થોડું જ પરણે છે? કેમ બોલતો નથી, નીનુ?

**નયન :** હાસ્તો. નન્દુ, એ તો ભાયડાની જાત. રહે તો જાતથી; ને જાય તો સગી માતથી! પણ આપણાથી શું થાય તેમાં? આપણે આપણો ધરમ સંભાળીને બેસીએ એટલે બસ. પણ, હું જઉં હવે ભાઈ. (ઘડિયાળ જોઈને) ઓહહો! પાંચ થઈ ગયા!

**નન્દન :** પાંચ થઈ ગયા! બાપરે! મારે સાડાપાંચે રસોઈ તૈયાર રાખવાની છે!

**નયન :** કેમ, એટલી બધી વહેલી?

**નન્દન :** એમને રાત્રે નાટકમાં જવાનું છે.

**નયન :** તું ય જવાનો કે?

**નન્દન :** (ગળગળો થઈને) છોકરાંવ સૂઈ ગયાં હોય ને!

**નયન :** વિધુબહેન–

**નન્દન :** (નાકપર આંગળી મૂકી) નીનુ, તને પગે લાગું, ભઈલા! તને ક્યાં ખબર નથી?

**નયન :** એ તો એમ જ હોય; નન્દુ. કચવાઈએ નહિ. લે, બેસ ત્યારે, ભાઈ. મારે ય જરા ઉતાવળ છે.

**નન્દન :** જશે ત્યારે? રમણિયાની વાતે કેટલું બધું મોડું કર્યું? મૂઓ અહીંયે નડયા વિના ન રહ્યો. સાડાપાંચ તો હમણાં થશે. આવજે, નીનુ! આ...વજે!

**નયન :** ટા...ટા! ટા...ટા!

(જાય છે.)

પડદો

## પ્રવેશ ૨

[દરિયાકિનારો. સૂર્યાસ્તના રંગો સાગરના જળ પર હળતા આવે છે. ધીમાંધીમાં મોજાં કિનારા પર રંગબેરંગી છાંટો પાથરતાં આવે છે. વિમળ અને વિધુલતા કિનારા પર બેઠાં છે. વિમુ વીસેક વરસનો ફાંકડો જુવાન છે. એણે ગરમ પાટલૂન ને રેશમી બુશશર્ટ પહેર્યાં છે. હાથે ઘડિયાળ : ડોકમાં રંગીન મફલર : આંખોમાં સરમો : વાળ ટાપટીપથી

એવા ફૂઆ ફુવાવ્યા છે

વિદ્યુલ્લતા સોળે'ક વર્ષની દેખાવડાર છોકરી છે એણે ગુલાબી રંગના પંજાબી વસ્ત્રો પહેર્યા છે, ઢળતા સૂર્યપ્રકાશમાં એનું રૂપ ખરેખર ખીલી નીકળ્યું છે ]

**વિદ્યુત** આમ નીચું જોઈને ક્યાંસુધી બેસીશ, વિમળ! (વિમળ બોલતો નથી) રાત પડતી આવે છે મોડું થતું આવે છે ઘર હજી દૂર છે, ને તું આમ મૂંગોમંતર થઈ ગયો છે! જરા ઊંચે તો જો!

[વિમળનું મોઢું પોતાના હાથ વડે ઊંચકે છે]

આ મ કેટલો મઝાનો લાગે છે! વિમળ, તું સાચે જ સુંદર છે મારી સામે જો મારી આંખોમાં તારી આંખોને પરોવ

હા, એમ એકવાર એક જ ઘડી વિમળ વિમુ (વિમળ જમીન ખોતરવા લાગે છે) નીચે જમીન છે ને સામે સમુદ્ર છે એમાં તે શું બળ્યું છે, વિમળ! દરિયામાં ભરતી-ઓટ રોજના થયા! ને સૂરજ પણ ઊગે કે આથમે નહિ તો જાય ક્યાં? એમાં તે રોજ-રોજ શું જોવાનું હોય! આમ, મારી સામે જો, વિમુ, મારી સામે નજર માંડ. તું ખૂબ રૂપાળો છે તું મને ખૂબ ગમે છે ચોકલેટ, વિમુ!

[વિમુને ચોકલેટ આપવા હાથ લંબાવે છે વિમુ નીચું જોઈને બેસી રહે છે વિદ્યુત અર્ધો કકડો પોતાના મોઢામાં મૂકે છે]

મોઢું શાને છે, વિમુ નથી ખાવી? ખાને! સરસ છે

• (વિમુના મોંમા પોતાનો હાથે મૂકે છે) દુત્તો! ખાઈ ગયો! ને પાછો બેસી ગયો ચૂપચૂપ, નીચું જોઈને! કંઈક બોલ તો ખરો વિમળ! વિમુ! મને આજ તારી સાથે બોલવાનું એવું મન છે! મારી સામે તો જો!

[વિમળ ઊંચું જુએ છે]

હા, એમ તારી આંખોમાં આજે શું ભર્યું છે, વિમળ! દ્રાક્ષાસવ? કે જ્યુકો-કોલા? આજે તું આમ નવોનવો કેમ લાગે છે? વિમુ!

[એનું મોં ઝાલી રાખીને]

વિમુ! એક સ્મિત! એક જ સ્મિત! બસ, એક જ એક જ.

[વિમળ સહેજ મોં મલકાવે છે એની ઝીણી દંતપંક્તિઓ ઝગારા મારે છે]

માડી રે! આ જિગર હવે હાથમાં નથી રહેતું, વિમુ! વિમુડા! તું બોલે છે? કે કે તને ચીટિયો ભરું? (ખડખડાટ હસે છે વિમળ પણ હસી પડે છે)

પેલો નિરંજનાબહેનનો ધનુ નહિ, વિમળ! એ ય એક દી આમ જ મૂંગોમંતર થઈ બેસી ગયો હતો ઘણું કહ્યું, ઘણો મનાવ્યો, ઘણો સમજાવ્યો, પણ બોલે જ નહિ! પછી મેં તો એના ખભા પકડીને એને હલમલાવ્યો કહ્યું બોલ છ કે નાખી દઉં દરિયામાં! ને જીભ તરત ખૂલી ગઈ મારા કપડાં બગડશે! હા હા હા હા (ખડખડાટ હસે છે) છોકરાઓની જાત! માળી શરમાયા જ કરે પણ એક વખત જીભ ખૂલી પછી અટકે જ નહિ! જાણે મેન સ્ટેપ સીગ્નિયલ કે તારની ડેમી! બદામ, વિમુ!

[બદામ ધરે છે વિમળ શરમાતા-શરમાતા એક બદામ લે છે],

એક બદામથી પેટ ભરાશે કે? લે બધાયે આઠ, દસ, પંદર, વીસ ચાલ, લે છે કે? એટે નશન! હા હા હા હા! (ખડખડાટ હસે છે વિમુ થોડી વધારે બદામ લે છે ને મોંમા મૂકે છે)

તું ખાતો હોય છે ત્યારે કેટલો સુંદર લાગે છે, વિમુડા! તને આખો ને આખો ખાઈ જવાનું મન થઈ આવે છે, ખાઈ જઉં?

(વિમુ ચાવતોચાવતો આંખો નચાવે છે) સૂરજ આથમી ગયો, વિમુ કલબમાં લોકો બ્રિજ

ને રમી રમતાં હશે!...થિયેટરમાં પિકચર જોતાં હશે...ઘેરબેઠાં હશે તે રેડિયો સાંભળતાં હશે...અત્યારે સાત થયા ને? કેવી સરસસરસ ફિલ્મી ગીતોની રેકર્ડો વાગતી હશે!...ને આપણે–આપણે–આપણો વખત... વિમુ! નથી તું બોલતો, નથી વાતો કરતો, નથી હસતો...આમ ચૂપચૂપ બેસી રહે એમાં શો મઝા આવે?...હું તને સાચું કહું છું, વિમુ! મને તું એવો ગમે છે, એવો ગમે છે!... સિગારેટ પીશે કે?

[સિગારેટ ઓફર કરે છે. વિમુ લેતો નથી. માત્ર વિદ્યુતની સામે જુએ છે.]

હું સળગાવી આપું? લે...(વિમુના મોઢામાં મૂકે છે. વિમુ ધુમાડા કાઢે છે.)...વિમુ! વિમુડા! તું કેવો મઝાનો લાગે છે! જાણે ટીપોટનું નાળચું! (વિમુ આંખો ઢાળી દેતાં, ધુમાડા કાઢે છે.)

મને તો જરા ય મૂંગાં બેસવું ન ગમે! તને કેમ ગમે છે? મેં તો ઘનુ, મનુ, કનુ, ભનુ, પીલુ, સીલુ, અબ્દુલ, ફાજલ, રોમિયો, પિન્ટો, લોબો, વરતક, પાંડે...ઘણા ય છોકરાઓ જોયા...પણ તું તો, ભાઈસાબ, તોબા! સાન ખાવાની યે કંઈ હદ હોય ને! આ તો પછી કાંઈ અંત જ નહિ! ચાલ, હવે છેલ્લી વાર કહું છું: તું બોલે છે કે નહિ? બોલ, નહિ તો...

**વિમળ:** (આંખો નચવતાં) નહિ તો?

**વિદ્યુત:** નહિ તો?

[વિમુના મોઢા પર સિગારેટના ધુમાડાના ગોટા ફૂંકે છે. વિમુ વિદ્યુત સામે ગોટા ઉડાડ્યા કરે છે. થોડીવાર આમ સામસામા ગોટા ઉડાડી રહ્યા બાદ]

**વિદ્યુત:** તો શો વિચાર કર્યો?

**વિમળ:** શાનો?

**વિદ્યુત:** બોલવાનો.

**વિમળ:** નહિ બોલું.

**વિદ્યુત:** તો હું...

**વિમળ:** શું?

**વિદ્યુત:** એમ માનીશ કે તું પ્રેમમાં છે.

**વિમળ:** કેમ?

**વિદ્યુત** પ્રેમમાં પડ્યું હોય તે ગાંડાની જેમ વરતે. ને...

**વિમળ:** (નીચું જોઈ તીરછી આંખે) ગાંડું હોય તે?

**વિદ્યુત:** કુદરતને જોઈને કાં તો બોલબોલ કરવા લાગે ને કાં તો સૂનમૂન બની જાય.

**વિમળ:** તે હું ક્યાં બોલબોલ કરવા લાગ્યો છું?

**વિદ્યુત:** પણ સૂનમૂન તો છે ને?

**વિમળ:** પણ કુદરતને જોઈને નહિ.

**વિદ્યુત:** ભલેને મને જોઈને, પણ સૂનમૂન તો ખરો ને?

[બન્ને ખડખડાટ હસી પડે છે.]

**વિમળ:** ચૉકલેટ ખલાસ થઈ ગઈ, વિદ્યુત!

**વિદ્યુત:** તે હજી સુધી પડી રહે તારી વાટ જોઈને? આપવા આવી ત્યારે ભાઈસાહેબ બેસી રહ્યા માનમાં ને માનમાં...

**વિમળ:** રેસ્ટોરાંમાંથી લેતાં જઈશું?

**વિદ્યુત:** 'મોડું' થશે તો સરોજભાઈ નહિ વઢે?

**વિમળ:** સરોજભાઈ પણ એક દી જુવાન હતા.

**વિદ્યુત:** તો ચાલ, લેતાં જઈએ.

**વિમળ:** પણ તને મન્દાકિની બહેન!—

**વિદ્યુત:** એ હજી જુવાન નથી મટ્યાં.

[ખડખડાટ હસે છે.]

**પડદો**

## [પ્રવેશ ૩]

[વિદ્યુતનું ઘર. સવારનો વખત.
મન્દાકિની ચાના ટેબલ પર બેઠી છે.
રમણ ચા તૈયાર કરીને મન્દાકિનીને આપે છે.]

**મન્દાકિની:** (ચમચી વડે પ્યાલામાંની ખાંડ

હલાવતા) વિદ્યુત હજી નથી ઊઠી ?

**રમણ :** વિદ્યુત કયે દિવસે વખતસર ઊઠે છે ?

**મન્દાકિની** તબિયત ખરાબર નહિ હોય

**રમણ :** તબિયતને કયો વાઘ ખાઈ જવાનો હતો ?

[મન્દાકિની મૂંગીમૂંગી ચા પીવા લાગે છે થોડીવારે]

**મન્દાકિની** રાત્રે જમી હતી ખરી ?

**રમણ :** ના.

**મન્દાકિની** કેમ ?

**રમણ :** બહાર ક્યાંક ખાઈ આવી હશે

[મન્દાકિની વળી મૂગી થઈ જાય છે ચા પીવા લાગે છે થોડીવાર રહીને]

**મન્દાકિની** તે એને જમવાનું પૂછ્યું હતું ખરું, રમણ ?

**રમણ :** બાપનો જીવ, એટલે પૂછ્યા વિના એટલા જ રહ્યા હોઈશું ?

[મન્દાકિની વળી મૂગી થઈ જાય છે થોડીવારે]

**મન્દાકિની** તેણે શો જવાબ આપ્યો ?

**રમણ :** કશો નહિ

**મન્દાકિની :** કશો જ નહિ ?

**રમણ :** ના, કશો જ નહિ આવતાવેંત એ સડસડાટ ચાલી ગઈ ઉપર

**મન્દાકિની :** ને સૂઈ ગઈ ?

**રમણ :** એની મને શી ખબર ?

[મન્દાકિની પ્યાલો ખાલી કરે છે ને રમણને આપે છે રમણ ચા બનાવી, પાછો પ્યાલો મન્દાકિનીને આપે છે ]

**મન્દાકિની :** (પીતાપીતા) પણ તારે તપાસ તો કરવી હતી, રમણ ?

**રમણ :** શાની ?

**મન્દાકિની** વિદ્યુત ખાધાપીધા વિના પોતાની રૂમમા સીધી કેમ ચાલી ગઈ તેની !

**રમણ** શા માટે ?

**મન્દાકિની :** કેમ ? એ આપણું બાળક નથી ? એનુ ધ્યાન રાખવુ એ આપણી ફરજ નહિ ?

**રમણ :** ધ્યાન રાખવુ એ ફરજ ખરી, ને ફરજ માની ને બાપની સરખે હિસ્સે પણ લાડ લડાવવા એને હું મારી ફરજ નથી ગણતો

**મન્દાકિની :** તુ કોઈ દિવસ સરખી રીતે વાત કરશે જ નહિ, રમણ ?

**રમણ :** મારી વાત સીધી ને સરખી રીતની જ છે, મન્દા ! હુ તો માનુ છુ કે છોકરાઓને જીભ અને પગ આવી જાય એટલે માબાપે એમની ચિંતા મૂકી દેવી જોઈએ વિદ્યુતને કઈ ફરિયાદ કરવાની હોય તો એ બોલી હોત, એને બોલતા આવડે છે

**મન્દાકિની** (ધીમેથી) એ તારી વાત સાચી, રમણ ! પણ છોકરું છે ને કોઈ વાર કઈ

**રમણ :** છોકરા ઉછેરવા એ પુરુષનું કામ કે સ્ત્રીનુ, મન્દા ?

**મન્દાકિની :** પણ હુ એની જનેતા છુ રમણ ! મારા લોહીમાસથી એના લોહીમાસ

**રમણ :** તો તમારે એને ઉછેરવી'તી ને ? (મન્દાકિની મૂગી થઈ જાય છે રમણ ચાના પ્યાલા-રકાબી ભેગા કરતાકરતા) પોતાને કશું કરવું નથી, કશી જવાબદારી ઉપાડવી નથી. પોતાને માન લાડ લડાવવા છે ને છોકરીને ફટાડવી છે ! બાકી તો પોતાને ભલી કોલેજ ને ભલા કોન્સર્ટ, ભલી ક્લબ ને ભલી યુનિવર્સિટી આજે અહીં ભાષણ છે ને કાલે ત્યા પાર્ટી છે, પેલે દિવસે કોન્ફરન્સમાં જવુ છે ને આઠમે દિવસે અમેરિકા ! છછ મહિનાના પોતાના પ્રોગ્રામ તૈયાર હોય ! ઘરમા ઘડીયે પગ ટકતો નથી ને ઉપરથી પાછી દાદાગીરીનો પાર નહિ ! મેં તમને હજારવાર કહ્યુ છે, મન્દાકિની, કે માણસની ધીરજને હદ હોય છે

**મન્દાકિની :** (શાંતિથી) મારુ પણ એ જ કહેવુ છે, રમણ

**રમણ** તો થયું તમે તમારું કામ

સંભાળો: મને મારું સંભાળવા દો.

**મન્દાકિની**: વિદ્યુત્–

**રમણુ**: ફોડી લેશે પોતાનું પોતાની મેળે.

[રમણુ ચાની ટ્રે લઈને અંદર ચાલ્યો જાય છે. મન્દાકિની વિચારમાં પડે છે. ઓરડામાં બે-ચાર આંટા મારે છે. ઘડીક બારી પાસે જઈને, બંધનમાંથી મુક્તિ મેળવવાને મથતી હોય તેમ, બહાર આકાશ સામે નજર નાખે છે. ઘડીકમાં પાછી કબાટ પાસે આવે છે. કબાટ ખોલે છે. એક પુસ્તક કાઢે છે. પાનાં ખોલે છે. અંદરથી એક ચિમળાયેલું ફૂલ નીકળે છે. તેને લેતીલેતી તે ઊંડા વિચારમાં ડૂબી જાય છે. ત્યાં નીચેથી બૂમ સંભળાય છે.]

**રમણુ**: નાવાનું પાણી તૈયાર છે.

[મન્દાકિની પેલા ચિમળાઈ ગયેલા ફૂલની ગોળી કરીને બારીમાંથી બહાર ફેંકી દે છે. ચોપડી ટેબલ પર પછાડે છે.]

પડદો

## પ્રવેશ ૪

[વિમળનું ઘર: સવારનો સમય. સરોજ ચા બનાવતો હોય છે. ટેબલ ઉપર સુહાસિની અને વિમળ બેઠાં હોય છે. સરોજ એક પ્યાલો સુહાસિનીને આપે છે. બીજો વિમળને આપે છે.]

**સુહાસ**: આંખો જરા લાલ કેમ લાગે છે, વિમળ!

**સરોજ**: (મલકીને) ભાઈ, રાત્રે જરા મોડા આવ્યો 'તો.

**સુહાસ**: મોડો કેમ?

**સરોજ**: હશે. છોકરાં છે. થઈ જાય કોઈ દી મોડુંવહેલું.

**સુહાસ**: (વિમલને) કેમ મોડું થયું હતું, વિમલ?

**સરોજ**: (વચમાંથી જ) વહેલું ન અવાયું એટલે!

**સુહાસ**: હું વિમળને પૂછું છું, સરોજ!

**સરોજ**: ભલે પૂછયા કરે, વિમળ! તું તારે જવાબ જ ન આપતો, દીકરી! લાવ, જરા ચા આપું.

[વિમળના પ્યાલામાં ચા રેડે છે. સુહાસ પોતાનો પ્યાલો ધરે છે. એટલે એના તરફ ચાની ટ્રે ધકેલે છે. સુહાસિની પોતાને માટે ચા બનાવે છે.]

**સરોજ**: (વિમળને વાંસે હાથ ફેરવતાં) કેવી દૂબળી પડી ગઈ છે, મારી દીકરી! મોઢા પરથી સાવ નૂર જ ઊડી ગયું છે. ભણવાની વ્યાધિમાંથી ઊંચે જ આવતી નથી બાપડી. બહ્યું, આવું તે કંઈ હોય!

**સુહાસ**: (આંખ અર્ધી ઝીણી કરીને) તો ભણવાનું આપણે બંધ કરાવી દઈએ.

**સરોજ**: થયું? બોલ્યાં બાઈ: બંધ કરાવી દઈએ. ભણશે નહિ તો કરશે શું દીકરો? તમારું ભઠિયારું? આ અમારો અવતાર તો એળે ગયો ધુમાડા ફૂંકીફૂંકીને. દીકરાનો તો સધરવા દો. આપણે ક્યાં સાત-પાંચ છે? મારે તો દીકરી–દીકરો જે ગણું તે આવડી એક વિમુડી જ છે ને?

**સુહાસ**: ભણવાની ના મેં ક્યારે પાડી? ભલેને ભણીભણીને એનો અવતાર સધારે! આ તો તેં કહ્યું'ને કે વિમુ દૂબળી પડી ગયો છે...

**સરોજ**: તે મેં ખોટું કહ્યું છે?

**સુહાસ**: નહિ જ, તો! એટલે મેં કહ્યું કે આપણે એને ભણવાનું મુકાવી દઈએ.

**સરોજ**: પછી શું કરે મારો વિમુ?

**સુહાસ**: ઘરકામ શીખે.

**સરોજ**: ઘરકામ શીખે નહિ મારો જન-મોજનમનો વેરી? મારી વિમુડી ઘરકામ નહિ શીખે. કામ કરવું પડે એવે વરે હું એને દઈશ જ નહિ તો? લ્યો, બોલ્યાં ઘરકામ શીખે, ભણવાનું મૂકી દે! એમ કહેતું સૂઝયું કે દૂબળો પડી ગયો છે તો એને દૂધ આપીએ; માખણ ને મિસરી આપીએ. મલાઈ ને મધ આપીએ; કેળાં, ચીકુ, દ્રાક્ષ નારંગી, ને મોસંબી આપીએ; મરઘીનાં તાજાંતાજાં ઈંડાં આપીએ; ચિકનનો સૂપ આપીએ, બકરીનું કલેજું આપીએ, કોડ-

શિવર ઓઇલ આપીએ, ચીઝ ને બીફ આપીએ

**સુહાસ :** (ખડખડાટ હસતાંહસતાં) આટલું બધું ખાય તો સાજો માણસ પણ માંદો પડી જાય; તો તારો વિમુ સાજો કેમ થશે ?

**સરોજ :** થશે, થશે, મારો વિમુ જરૂર સાજો થશે! તમતમારે બેઠાંબેઠાં જોયા કરો ને! મારો વિમુ ભણશે, ને ભણી ગણીને એવો સારે ઘરે જઈને બેસી જશે (વિમુને) તું તારે ભણ્યે રાખ, દીકરા! એ તો એ, ભાઈ, હું ખો મારો બાપો, ટીપ રાખવું જોઈએ ભણવું જોઈએ, ગાવું જોઈએ, નેળા-મેળા, વડામાં ભાગ લેતા રહેવું જોઈએ, માણસોને મળતાહળતા રહેવું જોઈએ એ તો એમ આગળ પડીએ તો જ કોક દહાડો કોઈ નસીબદારનું ભાગ્ય ઊઘડે! (સુહાસને) મારા વિમુને તમે શું ધારો છો ? એ તો જ્યાં જશે ત્યાં ભાગ્ય અજવાળશે એના પગલાં તો કંકુનાં છે કંકુનાં

**વિમળ :** કંકુનાં એટલે કેવાં, મમ્મા ?

**સરોજ :** લિપસ્ટિકનો જેવો રંગ આવે છે ને, ભાઈ, એવા રંગનાં

[સુહાસિની જરા મલકે છે સરોજ એના સામે જુએ છે, એટલે તે ગભીર થઈ જાય છે ]

**વિમળ :** તે એવાં પગલાં સારાં ગણાય ?

**સરોજ :** જૂના માણસો એમ કહે છે બેટા!

**વિમળ :** જૂના માણસો એટલે કોણ ?

**સરોજ :** (સુહાસિનીને) લ્યો, દો જવાબ તમે કહો છો ને કે વિમળ જગમાં ... કેવા સવાલ પૂછે છે મારો હીરો ?

**સુહાસ :** વિમળ તમને પૂછે છે, સરોજ!

**સરોજ :** તે હું જવાબ દઈશ એમ! શું ? તેં શું પૂછ્યું ભાઈ ?

**વિમળ :** મેં શું પૂછ્યું, મમ્મી ?

**સુહાસ :** જૂના માણસો એટલે કોણ ?

**વિમળ :** (સરોજને) હા, જૂના માણસો એટલે કોણ ?

**સરોજ :** જૂના જમાનાના માણસો

**વિમળ :** એટલે ?

[સુહાસ સહેજ મલકે છે ]

**સરોજ.** આગલા જમાનાના થયેલા માણસો

**વિમળ :** આગલો જમાનો એટલે ?

**સરોજ :** ઘણાંઘણાં ઘણાંઘણાં વર્ષ પહેલાંનો જમાનો

**વિમળ :** એવે જમાને કોઈ હતો ખરો ?

**સરોજ :** (સુહાસ સામે આંખો નચાવીને) હતો સ્તો!

**વિમળ.** તો કોણે કહ્યું ?

**સરોજ :** (હસતાંહસતાં) માણસોએ

**વિમળ :** કોણ જોવા ગયું 'તું ?

**સરોજ :** જોનારા માણસો

**વિમળ.** એ જમાનો આજે નથી ?

**સરોજ :** ના

**વિમળ :** કેમ ?

**સરોજ.** એ તો ગયો

**વિમળ.** ક્યારે ગયો ?

**સરોજ :** ઘણાંઘણાં વર્ષો પહેલાં

**વિમળ** તો પછી આજે તેની વાત શી?

**સરોજ.** (સુહાસને) જોયું ને, સુહાસ! હું નહોતો કહેતો કે મારો દીકરો તો મોટો બાલિસ્ટર થાય એવો છે ? હું એને ભણાવ્યા વિના રહેવાની જ નથી

**સુહાસ** પણ એના સવાલનો જવાબ ?

**સરોજ :** એ તો હું આપીશ એને નિરાંતે (વિમળને) અત્યારે તો, ભઈલા, મારે કામ છે તારી મમ્મીને પાછું બહાર જવું છે પછી આપણે વાતો કરશું હોં! દીકરા રે! તું દીકરી હોત તો ? પડશે.

(ચાલુ)

# દત્તક પિતા

શ્રી પીતાંબર પટેલ
એમ. એ.

**ભારતના ભાગલાને પરિણામે લાખો નિર્દોષ માનવીઓને-નિર્વાસિતોને વેઠવી પડેલી વિટંબણાઓ હજી આપણી નજર સામે છે. અપહૃત નારીઓ પાછી મેળવવામાં પારાવાર મુશ્કેલી પડી છે, તેમના મળી ગયા પછી પણ કંઈ સામાજિક સમસ્યાઓ ઊભી થાય છે. આ ઉકેલ શોધવાનો એક પ્રબલ વાર્તાકારે અહીં કર્યો છે.**

એ વખતે મારી પત્ની સુવિધા પ્રસૂતિગૃહમાં હતી. હું સવારસાંજ રોજ તેની ખબર કાઢવા જતો. ત્યાં મારા જેવા બીજા અધીરિયા પતિઓ પણ આવતા હશે, પણ મારું ધ્યાન એક ડોસાએ ખેંચ્યું. તેમની ઉંમર સાઠ ઉપરની હશે, પણ તેમની તંદુરસ્તી એવી તો સુંદર હતી કે તેમની ઉંમર દેખાવા દેતી ન હતી. હું દવાખાનામાં પગ મૂકું એટલે બહાર બાંકડા પર એ બેઠેલા જ જણાય. અમને સવારે આઠ વાગ્યા પછી અંદર જવા દેતા; એથી હું રોજ આઠ વાગ્યા પહેલાં પહોંચી જતો, પણ મારા આશ્ચર્ય વચ્ચે હું એ ડોસાને મારા પહેલાં આવેલા જોતો. તે બહાર બાંકડા પર બેઠાબેઠા મરાઠી દૈનિક 'લોકમાન્ય' વાંચતા જ હોય. તેમના મોં પરની પ્રસન્નતા, નિર્મળતા તેમની સાથે પરિચય કરવા પ્રેરે એવી હતી.

હું તેમને વહેલાવહેલા આવેલા જોતો એથી મને મનમાં થતું:

'આ ડોસા કોની ખબર કરવા આવતા હશે? આ ઉંમરે તેમને ઘેર ઘોડિયું તો નહિ બંધાયું હોય! ઘરમાં મારી પેઠે એકલા હશે તે રોજ ખબર કાઢવા આવતા હશે!'

સમજો કે આ ઉંમરે પણ એ પિતા બનતા હોય તો ય મારે શું? અને તે કોને મળવા આવે છે, કોને નહિ એવા ઊંડા પાણીમાં ઊતરવાની મારે શી જરૂર? છતાં મન કેડો છોડતું ન હતું. વારંવાર મનમાં થયા કરતું કે આ ડોસા કોને મળવા આવે છે?

પાંચ દિવસ પછી સુવિધાનો ખાટલો બીજી જગ્યાએ બદલ્યો ત્યારે થોડો ભેદ ખૂલ્યો. સુવિધાની બાજુના ખાટલાવાળી બાઈને એ ડોસા મળવા આવતા હતા, પણ એને જોતાં તો ઊલટા મનના તરંગો વધી પડયા. એ બાઈની ઉંમર માંડ વીસેક વર્ષની હશે. તેની ભાષા પરથી લાગતું હતું કે એ ઉત્તર હિંદુસ્તાનની છે અને આ ડોસા તો મહારાષ્ટ્રી છે. એ બંને વચ્ચે કયું સગપણ હશે! આ બાઈ ન તો તેમની દીકરી હોઈ શકે કે ન તો તેમની સગી હોઈ શકે; અને તેમની તેની સાથે વાતચીત કરવાની રીતભાત પણ ઝાંખી આપતી હતી કે એની સાથે દીકરી જેવો સંબંધ છે, આથી તો આ વૃદ્ધમાં મને રસ પડયો. એમના વ્યક્તિત્વમાંથી નીતરતી નિખાલસતા જો મેં ન જોઈ હોત તો હું એમને ભેદી માણસ જ ધારી બેસત. એમને આ બાઈ સાથે કંઈ આડો સંબંધ હોય એની કલ્પના પણ કરવી એ પણ પાપ હતું.

માનવીનું મન કેવું વિચિત્ર છે! મારે અને એ ડોસાને કંઈ લેવાદેવા ન હતી, બોલવાચાલવાનો પણ સંબંધ ન હતો; છતાં મન એની એ વાતની ખણખોતર કર્યા કરતું હતું, ઑફિસમાં પણ એકાએક એ વાત યાદ આવી જાય. મેં સુવિધાને પણ પૂછી જોયેલું, તે પણ એ બાબતમાં કંઈ પણ જાણતી ન હતી. પણ બે દિવસ પછી તેણે કહ્યું, કે એ તો એના પિતાજી છે. આ ડોસા એના પિતા છે! એમ કેવી રીતે બંધ બેસે? મરાઠી

છોકરી હોત તો તો તાળો ય મળી જાત, પણ પંજાબી જેવી લાગતી બાઈમા પિતા મરાઠી હોય એ વાત તો ગળામા ઊતરતી ન હતી સુવિધા આમે સાધીસોધી સ્ત્રી છે, તે કદી મારી પેઠે ખોટી લપ્પનછપ્પનમા પડતી નથી તેમાં ય મુબઈમા રહ્યા પછી તો 'એમા આપણે શું!' કહી પડોશીની વાતમા ય કદી કૌતુક દેખાડતી નથી એ આ બાઈને શાની પૂછે કે એ મરાઠી ડોસો તેનો પિતા કેવી રીતે બની ગયો?

મે એને કહ્યુ

'પણ તુ એને પૂછી તો જો એમાંથી જાણવા જેવુ રહસ્ય નીકળશે'

'તમે તો એવા ને એવા રહ્યા કોઈની વાતમા આપણે શા માટે માથુ મારવુ?'

'પણ આ તો શકા આવે એવો મામલો છે'

'એમા આપણે શુ? હુ તો કોઈને કઈ ન પૂછુ' સુવિધાએ મને ઠપકો આપી ચૂપ કરી દીધો

એ પછી એ બાબતમા મે કઈ ન પૂછયુ, પણ એ ડેસાને હુ ફાટી આખે તાકી રહેતો એ હિદીમા પેલી બાઈ સાથે વાત કરતા ઘડીકમા નાના બાળક સામે જોઈને હસે ઘડીકમા એ બાઈને હસાવે પોતે તો નિરતર બાળકની પેઠે હસતા જ હોય! આ પ્રમાણે પાએક કલાક હસીહસાવીને ચાલ્યા જાય એ બાઈ પણ ડોસા સાથે હસે ડોસા જાય ત્યારે તેમને હસીને વિદાય આપે આ તે કેવા પિતાપુત્રી! પુત્રીની સુવાવડ વખતે પિતા તેની ખબર પૂછવા ગાછવા આવે તેવુ મે જોયુ તો નથી, પણ સાભળ્યુ ય નથી આ બાઈની મા નહિ હોય તે પિતા ખબર કાઢવા આવતા હશે? હુ આ પ્રશ્નમા જેમજેમ ઊડો ઊતરતો જતો હતો તેમતેમ મૂઝવાતો જતો હતો

અને વિશેષ કૌતુક તો એ બાઈને જોયા પછી થયુ એની તદુરસ્તી સુવાવડમાંથી ઊઠ્યા પછી ય એવી ને એવી હતી તેના ગાલના ગુલાબની સુરખી એવી ને એવી તાજી રહી હતી તેના મો પર વિધાતાએ રૂપનુ લી પણ કર્યું હતુ એકવાર આખ પડે તો ખસેડવાનું મન ન થાય તેવી તે રૂપાળી હતી એ એટલી બધી સુદર હતા કે એને વિશે હુ સુવિધાને કઈ પુછુ તો તે મનમા બીજુ જ ધારી બેસે, એટલે મારે પરાણે ચૂપ રહેવુ પડ્યુ હતુ

પણ આખરે તેનો પરિચય થયો ખુદ સુવિધા એ રૂપાળીબાઈને ત્યા લઈ ગઈ અને ત્યારે મને એક મહાનુભાવનો પરિચય થયો

સુવિધા 'એમા આપણે શું?' કહેતી હતી ખરી, પણ આખરે તો તે સ્ત્રી હતી તે કેવી રીતે તેનુ કૌતુક શમાવી શકે? અને બન્નેના ખાટલા બાજુબાજુમા હોય પછી પરિચય ન થાય એ જ નવાઈ! પણ એ દવાખાનામા હતી ત્યા તેણે મને કઈ કહેલુ નહિ સુવાવડમાંથી ઊઠ્યા પછી બેત્રણ મહિના પછી તેણે કહ્યુ,

'આ રવિવારે ક્યા જવાનુ છે?'

'ક્યાં ય નહિ, કેમ પૂછવુ પડ્યુ?'

'મારે એક બેનપણીને ત્યા જવુ છે.' અને મ રી સામે જોઈને બોલી 'તમારે પણ સાથે આવવાનુ છે'

'એવી તે વળી કઈ બેનપણી હતી?'

'છે એક નવી'

'નવી?'

'હા, હમણા જ બેનપણી બનાવી છે' અને ટીખળ કરતી હોય તે રીતે તેણે કહ્યુ 'તમે એને જોઈ પણ છે'

'મે જોઈ છે!' પેલી રૂપાળી બાઈની વાત હવે મનમા દબાઈ ગઈ હતી, એટલે એ તો યાદ ન આવી 'શુ નામ?'

'મનોરમા'

'મનોરમા એવી તો તારી કોઈ બેન-

પણી નથી!'

'મેં કહ્યું નહિ કે નવી બેનપણી છે?' અને હસીને મને ચીડવવા બોલી: 'તમે તમારે રવિવારે મારી સાથે આવજોને! રૂપાળી છોકરી દેખાડીશ.'

'રૂપાળી છોકરી'... આ શબ્દો કાને પડતાં જ હું બોલી ઊઠ્યો:

'પેલી દવાખાનામાં હતી તે?'

'હા...હા...એ જ. આ રવિવારે એને ઘેર જવાનું છે. ત્યાં ગયા પછી એની બધી યે વાત કહીશ. ત્યાંસુધી તમારે એ બાબતમાં પ્રશ્નો પૂછીને મારું માથું ખાવું નહિ.'

અને મારી નવાઈ વચ્ચે સુવિધા મને દાદર લઈ ગઈ. બીજે માળે બ્લોક હતો. તેના પર નામ લખ્યું હતું: વાસુદેવ નારાયણ જોષી. મેં ઘંટડી મારી અને પેલા ડોસા દેખાયા. તેમણે અમારો પ્રેમથી સત્કાર કર્યો. ઘરમાં પગ મૂકતાં જ એમ લાગે કે સંસ્કારી વાતાવરણમાં પ્રવેશ કરીએ છીએ. એમાં સાદાઈ હતી, મન હરી લે તેવી પ્રસન્નતા હતી. ઘરની ગોઠવણીમાં, તેના રાચરચીલામાં એવું કંઇક હતું કે મન હળવું બની જાય અને શાંતિ અનુભવે. એ ડોસાના વ્યક્તિત્વમાં એવું કંઇક હતું કે થોડી જ વારમાં આપણને તેમના બનાવી દે. આપણને એ ઘર પણ પરાયું ન લાગે. આવું આત્મજાત્ય પણ ભાગ્યે જ જોવા મળે છે.

વાતમાં ને વાતમાં મનોરમાની વાત નીકળી. ડોસાએ ટૂંકમાં મને તેની કથની કહી. મનોરમાએ ડોસાની વાત કરી. એ વાત હૈયામાં એવી તો કોતરાઈ ગઈ છે કે ભૂંસી ભુસાય તેમ નથી. એ વાત માંડીને તો ક્યાં કહેવા બેસું? પણ આ પિતાપુત્રીનું મિલન આ પ્રમાણે થયેલું:

વાસુદેવ જોષી તો નિવૃત્ત છે. સવારસાંજ વાંચવામાં વખત પસાર કરે છે. ખાસ કરીને તે ગીતા પરનાં જુદાંજુદાં ભાષ્યો વાંચે છે. અમે ગયા એ વખતે પણ તેમના ટેબલ પર સાતવલેકરનું ગીતાપરનું પુસ્તક પડયું હતું. ઘરમાં તેમની જ ઉંમરનાં તેમનાં વૃદ્ધ પત્ની છે, પણ તેમનું શરીર વધુ કૃશ દેખાય છે. તે હવે ઝાઝું હરીફરી શકતાં પણ નથી. ઘરમાં વૃદ્ધ દંપતી સિવાય કોઈ નથી. છતાં, વાસુદેવદાદાના વ્યક્તિત્વથી ઘર ભર્યું ભર્યું લાગે છે. માણસના વ્યક્તિત્વની, તેના ચારિત્ર્યની અને આત્માના તેજની અસર વાતાવરણને કેવું ભરી દે છે તેની પહેલવહેલી પ્રતીતિ આ ઘરમાં જ થઈ.

વાસુદેવદાદાનો પુત્ર ગોપાલકૃષ્ણ દિલ્હીમાં ભારત સરકારની મધ્યસ્થ કચેરીમાં સારા હોદ્દા પર છે. તેનો આગ્રહ પણ છે કે આ વૃદ્ધાવસ્થામાં માબાપ તેની સાથે રહે તો સારું, તો તે તેમની સેવાચાકરી પણ કરી શકે; પણ વાસુદેવદાદાને મુંબઈ છોડી દિલ્હી જવું ગમતું નથી. આખી જિંદગી મુંબઈમાં કાઢ્યા પછી ક્યાં નવા વાતાવરણમાં જવું? અગાઉ બેએક મહિના ડોસાડોસી દિલ્હીમાં રહેલાં પણ બંનેને ગમેલું નહિ. તેમાં ય ડોસીની તબિયત ત્યાં સારી રહેતી પણ ન હતી, ત્યારથી તે મુંબઈ છોડીને ક્યાં ય ગયાં જ નથી.

પણ છએક મહિના પહેલાં વાસુદેવદાદાને દિલ્હી જવું પડેલું. ખાસ કારણ તો ન હતું, પણ દાદાનો પૌત્ર જરા બીમાર હતો. બીજું ઘણા વખતથી ક્યાં ય નીકળ્યા ય ન હતા, એટલે બાળકોને જોવા, તેમની સાથે રમવા અને હવાફેર કરવા તે દિલ્હી ગયા હતા. ડોસીની તબિયત સારી રહેતી ન હતી; એટલે તે પૂનામાં તેમની બહેનને ત્યાં ગયાં હતાં. દિલ્હીથી પરત આવતાં દાદાને વિચિત્ર સંજોગોમાં મનોરમાનો ભેટો થઈ ગયો.

તે દિલ્હીથી ગાડીમાં બેઠા હતા, ત્યાં-

સુધી તો તેમણે મનોરમાને જો ી પણ નહિ પરંતુ બેએક કલાક પછી ટિકિટચેકર આવ્યો એમાં મનોરમા પકડાઈ ગઈ તે દાદાની પાછળ જ બેઠી હતી ટિકિટચેકર તડૂકવા માંડ્યો, એટલે દાદાનુ એ તરફ ધ્યાન ગયુ ડબામાં બેઠેલાઓને તે તમાશો જોવા મળ્યો હોય તેમ ઊભા થઈને મનોરમાને જોઈ રહ્યા હતા ટિકિટચેકર ભાષણ કરતો હોય તેમ બોલે જતો હતો

'બાપની ગાડી હશે ? ... ગાડીમાં બેસતા શરમ નથી આવતી કપડાનો ભભકો કરવા જોઈએ છે ન ટિકિટ લેતી નથી ! આવા પેસેન્જરો જ કંપનીને દેવાળું કઢાવશે '

મનોરમાની સ્થિતિ ... બની હતી તે શું બોલે ? અને લોકો તેની સામે ફાટી આંખે તાકી રહ્યા હતા એટલે તે મો પણ ઊંચું કરી શકતી ન હતી

'ચાલો પૈસા કાઢો એમ મફત મુસાફરી નહિ થાય ' અને ટિકિટચેકરે ચોપડી કાઢી લખવા માંડ્યુ

'મારી પાસે પૈસા નથી ' મહામહેનતે મનોરમા બોલી

'પૈસા ન હોય તો ચાલો ઊતરો નીચે '

એકલીઅટૂલી અબળા ક્યાં જાય ? વાસુદેવદાદાએ ડોકી ફેરવીને જોયુ તો મનોરમા રડી રહી હતી અસહાયતા અને મો પરની કરુણતા જોઈ દાદા ઊભા થઈ ગયા મનોરમાને રડતી જોઈ કેટલાક કહેવા લાગ્યા

'જાને દો, જાને દો માસ્તર નિરાશ્રિત હોગા '

કોઈ કહેવા લાગ્યા

'બિચારી કહાં જાયેગી અકેલી તો હૈ '

'હમ કુછ નહિ જાનતા, બીનાટિકિટ વો મુસાફરી નહિ કર શક્તી ચલો બાઈ, પૈસા નિકાલો, નહિ તો ખડી હો જાઓ '

અને સૌના આશ્ચર્ય વચ્ચે વાસુદેવદાદાએ કહ્યુ

'માસ્તર, એ રહા પૈસા કિનકો પરે શાન ક્યું કરતે હો ?'

માસ્તરની, લોકોની અને મનોરમાની, સૌની નજર દાદા ઉપર પડી

'કીધર જાના હૈ બેટી ?' દાદાએ મનોરમાને પૂછયુ

મનોરમા શું કહે ? એને ક્યાં જવું હતુ તેની તેને ય ખબર ન હતી તેના મો પરની મૂંઝવણ પામી જઈ દાદાએ જ કહી દીધુ

'અચ્છા, બમ્બઈકી ટિકિટકા ચાર્જ કરો '

અને ઘડી પહેલાંનુ ડબાનુ વાતાવરણ પલટાઈ ગયું ટિકિટચેકર પૈસા લઈ ચાલ્યો ગયા દાદાએ મનોરમાને પોતાની બાજુમાં બેસાડી એને આશ્વાસન આપ્યુ વનવગડામાં મીઠી વીરડી મળી હોય તેમ મનોરમા દાદાના માયાળુ શબ્દો સાંભળી રડી પડી-જેમ દુખી પુત્રી પિતા આગળ રડે તેમ

અને વાસુદેવદાદાએ મનોરમાને હિંમત આપી શાંત કરી વાતમાં ને વાતમાં તેની દીનદશા જાણી લીધી

મૂળ તે રાવલપિંડીની પિતા તો મરી ચૂકયા હતા, પણ મોટાભાઈ અને મા હતાં ઘરની સ્થિતિ સામાન્ય હતી. મોટાભાઈ નોકરી કરે તેમાથી ઘર ચાલતુ, પણ દેશના ભાગલા પડયા રમખાણો થયા તેમાં સૌને ભાગવુ પડ્યુ મનોરમા તેના ભાઈ અને મા સાથે દિલ્હી આવી લાખો માણસો દિલ્હીમાં આવ્યા હતા કોઈને રહેવા ઘર ન હતુ ખાવાનુ પણ ઠેકાણું ન હતુ જ્યાં જગ્યા જોઈ ત્યાં લોકો પડયાં રહેતા હતા. નિરાશ્રિતોના કેમ્પમાં પણ જગ્યા ન હતી કીડિયારાની પેઠે નિરાશ્રિતો ઊભરાયા હતા દિલ્હીના રસ્તાઓ ઉપર ચાલવાની ય જગ્યા ન હતી. મેં લાચાર હતા અસહાય હતા

માનસશાસ્ત્રની દૃષ્ટિએ

# સ્વભાવ, ટેવ ને બાળક

અધ્યા. શશિન્ ઓઝા એમ. એ.

**માનસશાસ્ત્ર** માનવીના મનને માપનારું, તેની અંદરની ગુપ્ત શક્તિઓ પર પ્રકાશ પાથરનારું શાસ્ત્ર. આપણે ત્યાં યોગદર્શનમાં મનુષ્યના સ્વભાવ ને મન પર ઊંડાણથી વિચારવામાં આવ્યું છે. આજના માનસશાસ્ત્રે એ બધાંને નવાં નામ આપ્યાં છે ને સંશોધન કર્યું છે. મનોવિજ્ઞાનને સ્પર્શતી લેખમાળાના આ અંતિમ હપ્તામાં આપણી ટેવો, રીતભાત, આનુવંશિક સંસ્કારો, એક જ કુટુંબમાં ઊછરેલા બે બાળકોના વિરોધાભાસી વર્તન વિષે અને અતિશય લાડને કારણે વણસી જતાં બાળકો વિષે તથા માતાપિતાની સંતાન પ્રત્યેની સાચી ફરજો વિષે અનેક દાખલાઓ સાથે જણાવવામાં આવ્યું છે. દરેક માતપિતાએ આ લેખનું વાંચન કરવું જોઈએ.

**ખાસ** કરીને ઊગતી બાલવયની અંદર બાળકને જે જે સારા કે માઠા સંસ્કાર મળે છે, એ તેના ભાવિ જીવનને કેવો ઓપ આપે છે એ હવે આપણે જોઈએ. અલબત્ત, આ પ્રકારનું ઘડતર માત્ર શૈશવ-દશામાં જ થાય છે એવું નથી, આ સંસ્કાર-ઘડતર તો માનવજીવનમાં અવિરત ચાલ્યા કરે છે. પણ ઉત્તર વયની અંદર ટેવો ખંધાઈ ગયા પછી તેમાં ફેરફાર થવાનો બહુ ઓછો અવકાશ રહે છે.

માનવસ્વભાવ સમજવાની મૂળભૂત ચાવી આ રહી: ફક્ત આપણે આ એક જ ગુરુ-ચાવી હસ્તગત કરી લીધી કે પછી પ્રત્યેક વ્યક્તિ આપણા પોતાનાથી માંડી ઇતર આબાલ–વૃદ્ધ સર્વનાં હૃદયરહસ્યો ઉઘાડવા માટે આ ચાવી આપણને ખૂબ જ સહાયભૂત થવાની. એ ચાવી તે આ :

પ્રત્યેક વ્યક્તિ જેથી પોતાને લાભ થાય, આનંદ મળે, તૃપ્તિ લાધે એ દિશામાં પ્રયાણ કરે છે. પણ આથી ગેરસમજ ન થાય એ માટે જરા સ્પષ્ટતા કરીને કહું કે આ 'લાભ થવા'ની વાત હું ખૂબ જ વિશાળતમ અર્થમાં કહું છું. લાભ થવો એટલે મઝા પડવી, આનંદ થવો; સંતોષ થવો. પછી તે ગમે તે જાતનો હોય. લાભ કે આનંદ એટલે માત્ર 'આર્થિક લાભ જ' એમ અહીં વિવક્ષિત છે એમ નથી, પણ જેને સામાન્ય અર્થમાં માનસિક આનંદ આપણે કહીએ છીએ તેને અનુલક્ષીને કહેવામાં આવે છે.

ફરીવાર સ્પષ્ટતા કરવી હોય તો કહેવાય,

---

બધાંને નવી જિંદગી આપી.' કહી દાદા મનોરમાના બાબાને વહાલથી બચીઓ કરવા લાગ્યા અને પોતાની પ્રશંસા ટાળવા તેમણે વાતોનું વહેણ બદલી નાખ્યું.

એ વાસુદેવદાદાને નમન કરી અમે છૂટાં પડ્યાં. મનોરમા અને સુવિધા બહેનપણીઓ બની ગયાં છે એટલે દાદાને અવારનવાર મળું છું. દરેક વખતે મને પાસાદાર હીરાની પેઠે તેમની ઝળહળતી માનવતાનું એકાદ નવું પાસું જોવા મળે છે. એમને જોઉં છું ને મનમાં થાય છે :

'આવા મહાનુભાવોની માનવતા જ આ દુનિયાને ટકાવી રાખે છે. સંસારમાં અસત્ય છે, અનીતિ છે તો આવી માનવતા પણ છે. માનવજાત જીવતી રહેશે તો તે આવા ભદ્ર પુરુષોના પ્રેમને લીધે જ.'

અને એ દિવસથી મનોરમાની પેઠે અમે ય દાદાને દત્તક પિતા-માની એ છીએ.

★

કે જો કોઈ પણ જાતની લાગણી, માન્યતા કે વર્તનને પરિણામે વ્યક્તિને કોઈ પણ પ્રકારનો સંતોષ કે આનંદ મળે, કોઈ પણ પ્રાથમિક વૃત્તિને તૃપ્તિ મળે, તો તેનો અર્થ એ થયો કે તેથી વ્યક્તિને લાભ થયો છે વ્યક્તિ કઈક ખાટી જઈ છે!

વળી એ લાભ સતત ટકે જ એમ કહેવુ પણ અભિપ્રેત નથી; પણ મૂળમા એનાથી વ્યક્તિને જ્યારે તેની ટેવો બીજ-દશામાથી પાગરતીપાગરતી વિકસતી હોય ને બધાતી આવતી હોય ત્યારે તેનાથી તેને અવશ્ય લાભ થયો હોવો જોઈએ

જેથી આપણને લાભ થયો હોય, આપણી વૃત્તિને સતોષ મળ્યો હોય તેને લીધે જ આપણી ટેવ, રીતભાત વગેરેનો મોટો ભાગ બધાયો હોય છે પણ આપણી અત્યારની બધી જ લાગણી અને ક્રિયાનો ખુલાસો કદાચ આપણે આ રીતે ન કરી શકીએ; કારણકે કેટલીકવાર આપણુ વર્તન એવી જાતનુ હોય છે, આપણી ટેવો ને માન્યતાઓ એવી જાતની હોય છે કે 'લાભ'નો ગમે તેટલો વિશાળ અર્થ કરીએ છતા ભાગ્યે જ આપણને એથી કશો લાભ મળે! ત્યારે આવા વર્તન વિષે આપણે શો ખુલાસો કરી શકીએ ?

આને માટે કદાચ કોઈ સહેલામા સહેલો અને ઉત્તમમા ઉત્તમ જવાબ એ રીતે આપે, કે 'ભાઈ, એ તો જેવો જેનો સ્વભાવ' 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?' 'પ્રકૃતિમ યાન્તિ ભૂતાનિ' વગેરે વગેરે પણ આપણો સ્વભાવ એવો થા માટે છે? આવા સ્વભાવ પાછળ પણ કઈક કારણ તો હશે ને? ન જવાબમા આપણે આપણા જૂના સિદ્ધાંત તરફ દૃષ્ટિક્ષેપ કરીએ છીએ. તે એ કે અત્યારે આપણને અમુક ટેવથી કશો લાભ ન થતો હોય, કશી તૃપ્તિ ન મળતી હોય પણ બહુ વહેલા-જ્યારે લક્ષણો ઘડાતા હતા, ટેવો બધાતી હતી અને આપણુ વ્યક્તિત્વ બીબામા તૈયાર થતુ હતુ, ત્યારે એ ક્રિયાથી આપણને અવશ્ય લાભ થયો હોવો જ જોઈએ અત્યારે અમુક ટેવ આપણને લાભપ્રદ ન હોય, પણ ભૂતકાળમા 'કોઈ વખતે' તો એ લાભપ્રદ નીવડી જ હશે!

ગમે તે ટેવ-અમુક રીતો વિચારવાની ને વર્તવાની પડચા પછી એની પુનરુક્તિ થયા કરે છે પછી એ સ્વભાવનુ સ્વરૂપ ધારણ કરે છે ને એક વાર લક્ષણુ બંધાઈ ગયા પછી એથી આપણને ફાયદો થાય કે ન થાય, પણ આપણે એ પ્રમાણે જ વિચારીએ અને વર્તીએ છીએ અરે! કદાચ એથી આપણને દુ ખ કે ઉદ્વેગ થતો હોય કે ખોટ જતી હોય છતા ય!

આમ સમાજસેવા, પ્રેમ અને નિષ્ઠા, દેશાભિમાન, સત્ય, નીતિ, સ્પષ્ટ વક્તૃત્વ વગેરે નૈતિક ટેવો, મંદ કે ત્વરિતપણે કાર્ય કરવાની ટેવ, આત્મસંયમ કે સ્વચ્છંદાચાર-આ બધી જ ટેવો એ ટેવ બની એ પહેલા આપણને લાભપ્રદ નીવડી હોવી જ જોઈએ. ને એકવાર એ દૃઢ થયા પછી અનિશ્ચિતપણે પુનરુક્ત થયા જ કરે છે ને આમાથી જ બાળક 'આ જાતનુ બનશે' કે 'તે જાતનુ બનશે' એ આપણે નક્કી કરી શકીએ છીએ.

પ્રામાણિકતા અને સત્યવાદિત્વને લઈને જો શરૂઆતમા જ બાળકને કટુ અનુભવ થવા માડે તો પ્રામાણિક ને સત્યવાદી સ્વભાવ ન બધાય જો પ્રારભમા એ લાભપ્રદ નીવડે ને અમુક કાળ સુધી એનુ સાતત્ય જળવાય તો જ એ ટેવ સ્થિર બની વ્યક્તિના અગત લક્ષણ તરીકે નિશ્ચિત થાય, ને પછી એ બાળક-યુવાન-માનવ-પોતાના શેષ જીવનમા પણ પ્રામાણિક અને સત્યવક્તા રહે ભલે પાછળથી એ ક્રિયાથી એને લાભ ન મળે તો-

મેટ્રિકમાં આવ્યો પણ હજુ બા વગર નથી ચાલતું. બા બે કલાક ગામમાં જાય ત્યાં તો એનો જીવ તાળવે આવી જાય.' હવે તે કાંઈ નાનો છે? બા કાંઈ બિચાર રી ગામ હવાફેરે જાય તો ય લાખુ તો સાથે જ: કહે છે કે એને એની બા વગર એક મિનિટ પણ ન ચાલે.'

×

'આવડો મોટો થયો તો ય હજી ખમીસ હાથે પહેરતાં નથી આવડતું? જા, તારા બાપાને કહે પહેરાવશે, મારા હાથ એઠા છે.' મા પોતાના જરા મોટા થયેલ છોકરાને કહેતી હોય છે.

×

'આ બાબાને માથું તો જરા સરખું ઓળી દો. બિચારાને પરીક્ષા આપવા જવાનું છે આજ. તમને તો તમારા છોકરાની ય કાંઈ નથી પડી!'

'હવે નાનો છે પણ? કાલે પહેલી અંગ્રેજીમાં આવશે, ને હજી માથું ઓળતાં ન આવડે?'

'લે, બિચારાને એમ પાછો શું પાડો છો? આટલા છોકરાને ક્યાંથી આવડે? રોજ તો ઓળી દો છો: જુઓ એણે એની મેળે ઓળ્યું છે, તો ખરું, પણ સેંથો જ સરખો નથી આવ્યો. લ્યો, લ્યો, હવે ઈ છાપું હેઠે મૂકો, હમણાં એનો ઘંટ વાગશે...'

×

આ સંવાદો ઘણીવાર આપણા સાંભળવામાં આવ્યા હોય છે, પણ બાળકની આ પ્રકારની અણઆવડત માટે તેનાં માબાપો જ કારણભૂત હોય છે.

આપણે એક ઘરનો દાખલો લઈએ. એ ઘરમાં બાળકનાં માતા અને પિતા બંને આગળપડતા વિચારવાળાં છે. સંસ્કારી ને વિદ્યાપ્રેમી છે. બાલમાનસનાં અભ્યાસી છે, ને તેથી બાળક પોતાની મેળે પોતાની વસ્તુ બાબત વિચાર કરે, પોતાનું કામ પોતે કરે, પોતાની મેળે પોતાના હાથ વડે જ રીતે જમે, હાથે જ લૂગડાં પહેરે ને પોતાને આનંદ પડે તેવું કાર્ય આપમેળે જ શોધીને કરે એમ તેઓ ઈચ્છે છે. તેમને હાથે જ તેમને બધું કરવા દે છે ને તેમના કાર્યને ઉત્તેજન આપે છે. આ રીતે સ્વાવલંબી ચારિત્ર્યનાં લક્ષણો બાળકમાં બંધાય છે. સ્વાશ્રયની ભૂમિકા ઉપર તેનો મનોવિકાસ થાય છે, ને પરિણામે બાળક ભવિષ્યમાં પણ મુશ્કેલીનો સામનો કરવાની તાકાતવાળું, જવાબદારી સમજનારું ને અદા કરનારું, અને સર્વત્ર સ્વતંત્ર બુદ્ધિથી નિર્ણય કરનારું અને આત્મશ્રદ્ધાથી દીપતું બને છે.

હવે આપણે બીજા ઘરનો દાખલો લઈએ. અહીં મા કે બાપ કેળવાયેલાં નથી. તેઓ બાળકનું બધું જ કામ પોતે કરી આપી તેને પરવશ બનાવી મૂકે છે. ખવડાવવું, કપડાં પહેરાવવાં, રમાડવું, આનંદ કરાવવો બધું જ એ બાળક માટે કરે છે. તેની અતિશય કાળજી રાખે છે. માતા અને પિતા એમ સમજે છે, કે પોતાને બાળક માટે અતિશય પ્રેમ છે અને પ્રેમને લઈને તેને ખૂબ જ લાડ લડાવે છે; પણ બાળકના પોતાના ભાવિજીવનનો પણ ખરાં હિતચિંતક માબાપોએ વિચાર કરવો જોઈએ. બાળકના પોતાના શ્રેય ખાતર મુશ્કેલીઓનો સામનો કરતાં ને સ્વતંત્ર રીતે નિર્ણય કરતાં તેમને આપણે શીખવવું જોઈએ. અગર તેમને એવી તક આપ્યા કરવી જોઈએ. પુષ્પોને જેટલી જલવૃષ્ટિની જરૂર છે એટલી જ જરૂર સૂર્યના તડકાની પણ હોય છે, પણ આપણે લાડરૂપી જલવૃષ્ટિ જ કર્યા કરશું તો એ હાનિકર જ નીવડવાની; અને પરિણામે માત્ર લાડકોડમાં માબાપોના

આશ્રયે મોટુ થયેલ બાળક યુવાન બનતા કેવુ બને છે? એ યુવાન કશી કોઈ જાતની પહેલ કરી શકે નહિ એવા, આત્મશ્રદ્ધા-વિનાનો, પરાવલબી, કઈંક કામ માટે બીજાની મદદની રાહ જોનાર, લાજુલાડી, જવાબદારી અને કામથી દૂરદૂર ભાગતો અને કોઈ પણ જાતના ગભીર કાર્ય માટે સદાને માટે નાલાયક! આવુ બન્યા કરે તો આપણા દેશની યૌવનસપતિમા કેવી ભયાનક ઓટ આવે!

ઘણીવાર આપણે સુશિક્ષિત અને દઢ મનોબળવાળા માબાપોના પુત્રોને જોતા નિરાશ થઈએ છીએ પિતાઓ નિશ્ચિત વિચાર અને અભિપ્રાયવાળા હોય છે, જ્યારે પુત્રો કશી જ સ્વતત્ર વિચારશક્તિ વિનાના અને અસ્થિર ચિત્તવાળા હોય છે કારણ માબાપોને પોતાના નિર્ણયો અને સિદ્ધાતો હોય છે, પણ મનો-વિજ્ઞાનનુ જ્ઞાન તેમને નથી હોતુ તેથી પોતાના સિદ્ધાતો બાળક ઉપર લાદના માડે છે સ્વતત્ર રીતે નિર્ણય કરવાના બાળકના મદ પ્રયાસોને ઘણીવાર માબાપો પોતાની પ્રબળ દલીલો અને વાગ્વૈભવથી ભાગી નાખે છે, અને આમ તેમની સ્વતત્ર વિચારશક્તિને હણી નાખે છે કોઈવાર તેમની ગમેતેવી ગભીર અને ચિતનીય વાતને પણ હસી નાખી મજાકમા ઉડાવી દે છે

દઢ અને ઉચ્ચ વિચારવત માબાપોના બાળકો પણ એમના જેવા જ નીવડશે એવી આશાને રજ્ઞાને કશી જ આત્મનિર્ણય-શક્તિવિનાના, બીજાના દોરવ્યા દોરાતા બાળકો આપણને મળે છે આથી એટલુ જ કહેવુ પ્રાપ્ત થાય છે, કે બાળકો એકદમ પોતાના વિચાર પ્રમાણે જ અનુસરે એવુ કરતા પહેલા બાળકોની વિચારશક્તિ કુઠિત ન થઈ જાય તેની માબાપોએ ખાસ કાળજી રાખીને ફર્યા કરતા હોય છે તેઓ એમ જ માનતા હોય છે કે પોતે સાહિત્યના શોખીન છે એટલે બાળક પણ સાહિત્યનુ શોખીન હોવુ જ જોઈએ પોતે બી એ અને એમ એ મા ફર્સ્ટકલાસ અને સેકન્ડ કલાસ લીધા, કેટકેટ ઇનામો અને સ્કોલરશીપો મેળવી, વિવિધ કલામા નૈપુણ્ય પ્રાપ્ત કર્યુ—એટલે પછી પોતાના પુત્રમા પણ એ બધુ ચરિતાર્થ થવુ જ જોઈએ એવી કલ્પનાના ઇન્દ્રધનુ રચનાર માબાપો ઘણીવાર નિરાશ પણ થાય છે તે પછી બધા દોષનો ટોપલો પોતાના બાળકો ઉપર ઓઢાડે છે આ માટે વીલિયમ મેકડુગલ કહે છે કે 'તમારા બાળકો પાસેથી વધારેપડતી આશા ન રાખો તમારુ કામ તેમનો વિકાસ કરવાનુ છે, તેમના વિકાસને પોષક સર્વ શક્ય વાતાવરણ રચવાનુ છે તેમના શોખ અને રસ ઘડવાના પ્રયત્નમા બહુ ઉતાવળે ન મડી પડતા'

આ વાતના અનુસધાનમા એક પિતાનો દાખલો અહી યાદ આવે છે મેટ્રિક પાસ થયા પછી તેમણે તેના પુત્રને પુત્રની મરજી વિરુદ્ધ સાયન્સ લેવડાવ્યુ તેને મનમા એક જ મહેચ્છા હતી કે પુત્ર ડોક્ટર થાય પણ પુત્ર કલા અને સાહિત્યનો શોખીન હતો તે પિતાની ઇચ્છાને વશ થઈ નાખુશીથી 'સાયન્સ' લીધુ ને પછી બબ્બે વર્ષ બધે કરતા કરતા છેવટ બી એસસી (મેડિકલ લાઈનમા દાખલ થવા ઉચ્ચ ગુણ-માર્ક્સ જોઈએ, એ માર્કસના અભાવે સાયન્સના ગ્રેજ્યુએટ) થવુ પડ્યુ એજ રીતે એક કુટુબમા મોટો છોકરો આર્ટ્સ લઈ એમ એ થયેલ તેણે તેના નાનાભાઈને આર્ટ્સ લેવડાવ્યુ નાનાભાઈની વૃત્તિ સાયન્સ તરફ હતી, પણ નાખુશીથી આર્ટ્સ લીધુ પરિણામે

સાયન્સમાં બે વર્ષે પાસ થયો ને બી. એસ-સી. ની એક ટર્મ ભરી પડતું મૂકયું. કારણ જે વખતે તેનામાં અભ્યાસનો ખરો ઉત્સાહ અને પ્રાણ હતા એ સમય ને શક્તિ બધાં નકામે સ્થાને ખરચાયાં. ને પછી આગળ ચાલવાનો તેને ઉત્સાહ જ ન રહ્યો.

આમ ઘણીવાર માબાપો પોતાને કાટલે પોતાના પુત્રને જોખવા જતાં તેમની સમગ્ર કારકીર્દિ ઉપર છીણી મારી દે છે.

*

આગળ ઉપર આપણે એકબે ઘરના દાખલા જોયા. તેમના ઘરનાં વડીલ માત-પિતાના ને બાળકોના પ્રકાર જોયા. હવે એક બીજો પ્રકાર જોઈએ—ઉગ્ર દુર્વાસા જેવા ક્રોધી અને ખિજાળ માતાપિતાનો. આવાં માબાપોનાં બાળકો જાણી જાય છે કે શાંત રહેવામાં જ મઝા છે. મોઢું સંતાડવામાં જ સલામતી છે, ને મોટપણે પણ તેમનામાં આ પ્રકારના વર્તનની અસર ચિરસ્થાયી નીવડે છે. ને તેથી મોટા થતાં તેઓ ગભરુ, શરમાળ, બીકણ, માંદલા બને છે. કોઈની પણ નજર તેમના પર પડે કે તેઓ શરમાઈ જાય છે. લાજુલાડી, શરમાળ, કોઈ પણ અજાણ્યા માણસ પાસે જઈ વાતચીત કરતાં ડરતાં, હમેશાં લઘુતા-વૃત્તિનો અંચળો ધારણ કરીને ફરતાં—આવાં બાળકો એ માતાપિતાના ઉપર દર્શાવેલા વર્તાવના પરિણામરૂપ હોય છે.

હવે ત્રીજો દાખલો લઈએ. આ બાળકોને એમ લાગે છે, કે જરા ગપાટા મારીએ, મીઠું-મીઠું બોલીએ, સૌ સાથે હળીએ મળીએ તો જ ફાયદો થાય એમ છે. તેથી તેઓ ગમે તેનું ધ્યાન પોતાના પ્રત્યે ખેંચવા પ્રયાસ કરે છે ને પોતાનાં માતાપિતા પાસે આવનારા માણસો પણ આવા છોકરાનાં તેના માબાપના દેખતાં વખાણ કરે છે: 'તમારો છોકરો તો બહુ ચાલાક, ચપળ ને હોશિયાર છે.' ને માબાપ પણ ફુલાઈને કહે છેઃ 'હા અમારા બચુ જેવો તો છોકરો કોઈને નહિ હોય...'

ને આજ બાળક મોટું થતાં કેવું બડાઈ-ખોર, ગપ્પા મારનારું ને અતિશયોક્તિમાં રાચનારું બને છે, એ આપણે જાણીએ છીએ.

આ તો માત્ર થોડાં સૂચનો જ કર્યાં. આપણે નિત્ય વ્યવહારમાં જોઈએ છીએ તેનાં થોડાં પાસાંઓનું જ દર્શન કરાવવાનો પ્રયાસ હતો. બાલવયમાં બાળક ઉપર પડેલ સારા કે માઠા સંસ્કાર આગળ ઉપર તેના સમગ્ર જીવન ઉપર કેવી ચિરસ્થાયી અસર કરે છે એ આપણે જોયું, પણ એ સાથે જ જિજ્ઞાસુના અંતઃકરણમાં થોડાક પ્રશ્નો સ્ફુરી રહે છે:

(૧) ઘણીવાર બાળકના લક્ષણના બંધારણમાં સાદ્યંત સાતત્ય જળવાતું નથી. ધારો કે પહેલાં બે વરસ બાળક સ્વતંત્રપણે વર્તી શકે છે ને એ રીતે એનું ચારિત્ર્ય હજી ઘડાયું ન ઘડાયું ત્યાં પરિસ્થિતિ પલટો લે ને બાળક ઉપર નિયંત્રણો આવી પડે તો શું પરિણામ આવે? અથવા ધારો કે શરૂઆતમાં બાળકને સ્વતંત્રતા આપવામાં આવે ને પાછળથી એના ઉપર દાબ મૂકવામાં આવે, તેને હસી કાઢવામાં આવે તો શું સ્વાભાવિક પરિણામ આવે?

(૨) બીજા બાળકના આવવાથી પહેલા બાળક ઉપર શી અસર થાય?

(૩) સંયુક્ત કુટુંબના બાળકમાં અને માત્ર મા ને બાપ બે જણ જ હોય એવા ઘરમાં ઊછરેલ બાળક એ બેના સંસ્કાર-ઘડતરમાં શો ફેર પડે?

આ બધા પ્રશ્નો વિચારવા જેવા છે. તેના ભૂતકાલીન વર્તનોમાં કયા વર્તનથી તેને સૌથી વધારે લાભ થયો છે, તેને તૃપ્તિ મળી છે એ વાતમાં જ એ પ્રશ્નના ઉત્તરો નથી.

આવી જતા ? એકવાર એક સ્વભાવલક્ષણ ઘડાઈ ગયુ, પછી બાળક એ રીતે જ વર્તવા પ્રેરાય છે

, ધારો કે એક બાળક અમુક સમય ઘેર ગાળે છે ત્યા અમુક જાતના લક્ષણોને પોષણ મળે છે અમુક કલાક શાળામા ગાળે છે ત્યા વળી જુદુ જ ઘડતર થાય છે તે બાળક દ્વિવિધ લક્ષણવાળુ બનશે આવા દૃષ્ટાતો વિરલ નથી હોતા આપણે સૌ આવા સઘર્ષમય વાતાવરણમા જ ઊછરતા હોઈએ છીએ ને પરિણામે આપણે સુશ્લિષ્ટ અને સુસવાદી લક્ષણો નથી ગ્રહી શકતા, ને તેથી પરસ્પર વિરોધી ને વિસવાદી લક્ષણોના શભુમેળા સમા આપણે બનીએ છીએ સરળ વ્યક્તિત્વને બદલે આપણામાના ઘણા એક બીજા સાથે ઝઘડતા લક્ષણોના સમૂહથી ભરેલા હોઈએ છીએ

*

'આ ચીમનિયો તો સાવ પાજી છે કીધુ કામ જ કરતો નથી '

'આ બચુ સાવ બદમાસ ને હરામખોર છે '

' આ રમુ સાલો જૂઠો બહુ ખરાબ છે '

આ વાકયો ઘણીવાર પોતાના પુત્રના સબધમા મા કે બાપના મુખેથી બોલાતા આપણે સાભળીએ છીએ આપણે માનીએ છીએ, કે આવાં વાકયો બાળકો ઉપર શી અસર કરવાના છે ? પણ આવા વચનો એની માઠી અસર ઉપજાવે જ છે આ વાકયો બાળકનાં કુમળા હૃદય ઉપર અસર કરી પોતાના ઊંડા મૂળ નાખે છે ને પોતે બદમાસ છે, તોફાની છે, ખરાબ છે, એ ખ્યાલ સાથે બાળક મોટુ થાય છે એનુ આગળ ઉપર શુ પરિણામ આવે છે એ ઇતર સજોગો ઉપર આધાર રાખે છે

આ માત્ર ધારણા કે અનુમાનનો પ્રશ્ન નથી, પણ માનસશાસ્ત્રીઓ ઘણા દોષોનુ મૂળ આ વાતમાં જુએ છે ને બાળપણમાં 'તુ મૂરખ છો, સાવ ઠ છો, તારામા મીઠુ જ નથી,' એવાએવા પ્રહારો સાથે ઊછરેલુ બાળક મોટુ થતા આત્મશ્રદ્ધાવિહોણુ, પરાવલબી, બૌદ્ધિક લઘુતાગ્રથિવાળુ બને છે ને તેનામા આજીવન આ લક્ષણો રહે છે

બીજી એ વસ્તુ પણ સાથોસાથ ધ્યાનમા રાખવા જેવી છે, કે આપણે એકદમ સામે પાટલે પણ જઈ બેસવુ ન જોઈએ; ને તેથી 'ઓહો, અમારા બચુ જેવો તો છોકરો કોઈને નહિ હોય બચુ બહુ હોશિયાર ને ચાલાક છે' એમ પુન પુન તેની પ્રશસ્તિ પણ કર્યા કરવી ન જોઈએ, કારણકે બધી જ વખતે બાળક સારુ ને સારુ જ કામ કરે છે, એવુ નથી હોતુ ઘણીવાર એ ભૂલભર્યું ને મૂર્ખાઈભર્યું કામ પણ કરે છે; તેથી એ બને બાબતની તેને પ્રતીતિ કરાવવી જોઈએ 'તુ મૂર્ખ છે, તુ ખરાબ છે ' એમ કહેવા કરતા ' અમુક કાર્ય કરવુ એ ઠીક ન ગણાય, અમુક કામ કરવુ એમા ડહાપણ નથી' વગેરે વચનો દ્વારા બાળકને યોગ્ય માર્ગે વાળવુ જોઈએ

આ વિષયની આટલી ચર્ચા કર્યા પછી એક પ્રશ્ન લગભગ બધા જ કરે છે તે પ્રશ્ન તે આ .

'ધારો કે એક જ ઘરમા, એક જ માબાપની છત્રછાયા તળે, એક જ પ્રકારની, સારસભાળ નીચે બે બાળકો ઊછરતા હોય તો એ બને બાળકોમા સમાન લક્ષણોનો જ વિકાસ થશે એમ તમે કહી શકો ?'

આ પ્રશ્નના ઉત્તરમા પ્રથમ તો એ કહી શકાય કે ઉપર જે સ્થિતિ કલ્પી છે એ લગભગ અશક્ય જ છે, કારણકે બે બાળકો એક જ પરિસ્થિતિમા ઊછરે, એક જ જાતના જીવનસસ્કારો પામે ને તે ય એ જ ક્રમમા—એ વસ્તુ જ બનવી અશક્ય છે કોઈ માબાપ

બે બાળકને ખરેખર સરખી જ રીતે ભાગ્યે જ ઉછેરી શકે; કારણકે એક બાલઉછેરના અનુભવ પછી બીજા બાળકને ઉછેરવામાં કંઈ ને કંઈ ફેર તો પડે જ. માબાપોના સ્થિતિ-સંજોગો બદલાયા હોય, તેમની તંદુરસ્તીમાં ફેરફાર થયો હોય, પરસ્પરના સંબંધોમાં ફેર પડયો હોય, તેમની વય થઈ હોય, ને છેવટ બાળક પ્રત્યેના તેમના વર્તાવ ને સંભાળમાં ફેર પાડી દે તેવી હજારો નાનીમોટી વસ્તુઓ તેમના જીવનમાં પ્રસંગોપાત્ત બન્યા કરી હોય; ને તેથી બાળકો પ્રત્યેના વર્તાવનું સમાન ધોરણ તેઓ ભાગ્યે જ સાચવી શકે.

વળી અમુક ફેર તો સ્વયંભૂ રીતે જ પડતો આવે છે. દાખલા તરીકે એક બાળક મોટું હોય છે, જ્યારે બીજું નાનું હોય છે. એકના સંજોગોમાં મોટો ભાઈ કે બહેન હોય છે. બીજાને નાનો ભાઈ કે બહેન હોય છે; ને તેથી બંનેના જીવનાનુભવોમાં સાહજિક રીતે જ ફેર પડી જાય છે.

બીજું એ કે કોઈ પણ બે બાળકને સરખા ગોઠિયા કે સોબતી હોવા સંભવિત નથી. કદાચ હોય તો પણ તેમના એ સોબતી સાથેના સંબંધો બરાબર સરખા ભાગ્યે જ હોય. વળી જુદીજુદી વયના બે બાળકોની શારીરિક સંપત્તિ પણ બરોબર સરખી ન હોય. એટલું જ નહિ, પણ બંને બાળકના જન્મસમયનાં ફેરને લીધે પણ ઘણો શારીરિક તફાવત પડી જાય. જેમકે એક ઉનાળામાં જન્મ્યું હોય, બીજું શિયાળામાં. ઉપરાંત બે બાળકોની ડોક્ટરી તપાસની વિગત પણ ભાગ્યે જ મળતી આવે.

આ બધી બાબત પછી એક જ વસ્તુ ભારપૂર્વક કહેવાય કે સામાન્યમાંથી સામાન્ય અને નજીવામાંથી નજીવો તફાવત પણ માનવ-જીવનના ઉષ:કાળને વિવિધ રંગે રંગી નાખે છે ને અમુક રંગ લાગ્યા પછી આગળ ઉપર બહુ ઓછા રંગ તેને સ્પર્શી શકે છે. આ વાત બે જોડિયા બાળકોના સંબંધમાં પણ એટલી જ સત્ય નીવડે છે, પણ જોડકાંના સંબંધમાં તેઓ શારીરિક દૃષ્ટિએ તેમનામાં કેવી સમાનતા છે તેના ઉપર ઘણો આધાર રહે છે. તંદુરસ્તી, દેખાવ, શારીરિક સંપત્તિ વગેરે બાબતમાં જેમ વધારે સામ્ય, તેમ તેમને લગભગ સમાન વર્તાવ ને સારસંભાળ મળવાનો વધારે સંભવ!

વળી આપણે એ વાત વીસરવી ન જોઈએ કે તફાવત માત્ર જન્મ પછી જ શરૂ થાય છે. વ્યક્તિનું જીવનપૃષ્ઠ કંઈ માત્ર જન્મ સાથે જ શરૂ થતું નથી. માતાની સગર્ભાવસ્થામાં માતાને જે જાતનું પોષણ મળ્યું હોય, બાળકના જન્મ પહેલાંના માતાના ચિત્રવિચિત્ર સંજોગો વગેરે બાબતો પણ મહત્ત્વનો ભાગ ભજવી જાય છે ને બાળકના જન્મ પછી એની આસપાસના સંજોગ, પારણાંથી માંડીને મળતા જતા જીવનાનુભવો—આ બધા જ પોતાનો ભાગ ભજવવા લાગે છે.

*

**આનુવંશિક સંસ્કારો:** મનોવિજ્ઞાનમાં રસ લેનારાઓ સમક્ષ હવે એક બીજો પ્રશ્ન આવીને ઊભો રહે છે ને તે આનુવંશિકતા પરત્વેનો. જ્યાંસુધી પોતાનો પુત્ર મૂર્ખશિરોમણિ નથી નીવડતો, ત્યાંસુધી પ્રત્યેક પિતા આ વાતમાં માને છે. પણ એથી ઊલટું સિદ્ધ થતાં એ પોતાનો અભિપ્રાય બદલે છે. અર્વાચીન માનસશાસ્ત્રીઓનું વલણ આ બાબતમાં ઘણું અભિનવ કોટિનું છે. પ્રો. જેમ્સના મતાનુસાર ૯૯ ટકા માણસો પોતાના સંજોગો ને અનુભવો પ્રમાણે વિચારે ને વર્તે છે. જેમ્સની પછી તો માનસશાસ્ત્રીઓએ એની પ્રતીતિમાં અસંખ્ય તાજાં સંશોધનો કરી આ વસ્તુ સિદ્ધ કરી છે; છતાં આ બાબતમાં હજી એકમત જેવું જણાતું નથી.

એક પક્ષ કહે છે 'વ્યક્તિની પ્રત્યેક ક્રિયા ને વિકાસ આનુવંશિક હોય છે' બીજો પક્ષ પણ સામે જ પાટલે બેસીને કહે છે 'માનવપ્રક્રિયાઓ સંજોગો ને પરિસ્થિતિના સંતાનો છે' ખરું જોતા આ બને વિધાનો અર્ધસત્ય છે વસ્તુત પ્રો હકસ્લી બનેનો સમન્વય કરતા કહે છે, કે 'કોઈ પણ માનવની લક્ષણસમૃદ્ધિ કેવળ સંજોગનું ફળ નથી હોતી, તેમ કેવળ વારસાનુ ફળ નથી હોતી. આનુવંશિક બધાગણુ શક્યતાઓની મર્યાદા આંકે છે ને સંજોગો એમાથી શુ શુ પરિણામ આવશે તેની સભવિતતા નક્કી કરે છે'

પ્રો જેનિંગ્સ કહે છે, કે પ્રત્યેક બાળકમા અસખ્ય અપ્રગટ સસ્કારો પડેલા હોય છે, પણ તેમાથી કેટલા પ્રગટ સ્વરૂપ ધારણ કરશે એ તત્કાલીન સ્થિતિસંજોગો ઉપર મદાર રાખે છે વધારે સ્પષ્ટતાથી કહીએ તો માબાપો જે મૂકી જાય છે તે તો રસાયણના પડીકા છે ને જુદાજુદા સંજોગો નીચે જુદા-જુદા પરિણામો એ ઉત્પન્ન કરે છે

કેટલાક એમ માને છે કે માત્ર શારીરિક લક્ષણો જ વારસામા ઊતરે છે જેમકે આખનો રંગ, ચામડીનો રંગ, શારીરિક ખોડ, વિકૃતિઓ, વિશિષ્ટતાઓ વગેરે જ્યારે માનસિક ગુણો કેવળ વ્યક્તિના સંજોગો ઉપર આધાર રાખે છે કેટલીકવાર માબાપ અને બાળકોની માનસિક ગુણસપત્તિ વચ્ચે આપણને સામ્ય જણાય છે તેનું કારણ એ ને સમાન સંજોગો વચ્ચે ઊછર્યાં હોય છે, એ જ હોય છે બાકી ઉચ્ચ ગુણસપન્ન માબાપોના બાળકો દારૂડિયા, વ્યસની ને લંપટ નીવડયા હોય એવુ આપણે ક્યા નથી જોતા ? આમ ઘણીવાર દીવા પાછળ અંધારુ જોઈએ છીએ, તો ઘણીવાર અંધારા પાછળ ઝળહળતા તેજ પુજ પણ નિહાળીએ છીએ એના ગુણ કે દોષનુ આરોપણ આપણે ઐકાન્તિક સંજોગ કે ઐકાન્તિક આનુવંશિકતા ઉપર નહિ ઢોળી શકીએ

*

**કેટલીક અપનાવવા જેવી ટેવો** પ્રત્યેક માનવ સ્વભાવમા કેટલીક સ્વાભાવિક વૃત્તિઓ હોય છે જેમકે ખોરાકની, ઉષ્માની, પાણીની, નિદ્રાની, આનંદની વધુપડતી શક્તિને બહાર કાઢવાની વગેરે આ સાથે કેટલીક જેને 'અંધવૃત્તિ' (બ્લાઈન્ડ ઇન્સ્ટીંકટ) કહેવાય છે તેવી વૃત્તિઓ પણ હોય છે જેમકે ચોકી જઈએ ત્યારે સ્તબ્ધ થઈ જવુ ને ભય-થી નાસી જવુ; રોષવશાત્ આક્રમણ કરવુ, પ્રણય-સંવનન કરવુ તથા જિજ્ઞાસા, કુતૂહલ વગેરે વૃત્તિઓ બેશક સહજ છે અથવા તેને કેળવવાની વૃત્તિ સહજ હોય છે પરંતુ તે કેટલા અંશ સુધી વિકસશે એ વસ્તુ વ્યક્તિના ખોરાક, સંજોગ, ને જીવનાનુભવ ઉપર આધાર રાખે છે

પણ આપણે એવી વૃત્તિઓને કેવળ સહજ અથવા કેવળ જીવનાનુભવના ફળ તરીકે ન માની લઈએ દાખલા તરીકે ભયનો દાખલો લઈએ દરેક માણસ અમુક સ્થિતિમા ભયભીત થવાની વૃત્તિ સહિત જન્મે છે પણ સંજોગો એવા હોય કે બાળકને અમુક વર્ષ સુધી, પાચ કે છ વર્ષ સુધી તેની આ ભયવૃત્તિને પોષણ ન મળ્યુ હોય, તો એની આ વૃત્તિ આગળ જતા એટલી બધી તીવ્ર કે બળવાન નહિ બને પણ બાલવયમાથી જ જો કોઈ અણસમજુ માતા 'જો પોલીસ આવ્યો, જો બાવા આવ્યો, લઈ જશે, જો મીની આવી, સૂઈ જા નહિ તો ખાઈ જશે' વગેરે વચનો દ્વારા તેની ભયવૃત્તિને સતેજ કર્યા કરતી હશે તો બાળકના આખા સ્વભાવતત્ર ઉપર આ ભયવૃત્તિનુ સામ્રાજ્ય જામતુ જશે આ સ્વા-ભાવિક વૃત્તિને ઉત્તેજવાની વૃત્તિ પ્રત્યેકમા

સહજ હોય છે. પણ ખરેખર તેનો કેટલો વિકાસ થશે એ વ્યક્તિના જીવનના સ્થિતિ-સંજોગ ઉપર આધાર રાખે છે. કેટલે અંશે એ વિકસે એ ખાસ કરીને બાલવયમાં એ વૃત્તિને કેવું ને કેટલું પોષણ મળ્યું છે એ પર અવલંબે છે.

દાખલા તરીકે બાળક પહેલું એકવાર રડે છે. ને તરત એને પંપાળવામાં આવે છે. બસ જોઈ લ્યો, કુદરતનું કેવું સુખદ પરિણામ! તેથી બાળકની એ વૃત્તિ ઉત્તેજાય છે. બાળક એના સ્વભાવની પહેલી પાંખડી ખોલે છે. એને જે જોઈએ છે તે મળે છે. ને આમ સ્વાભાવિક વૃત્તિ ઉત્તેજાય છે. તેની પુનરુક્તિ થાય છે. ને તે ટેવનું સ્વરૂપ ધારણ કરે છે.

અને એકવાર કોઈ આદિ વૃત્તિના સંતોષના કારણરૂપે કોઈ ટેવ દૃઢ થઈ ગયા પછી એ ચાલુ જ રહે છે ને આપણું એક અંગ બની જાય છે.

જોડા પહેરતી વખતે કે ચંપલ પહેરતી વખતે તમે કયો પગ પહેલો ઉપયોગમાં લો છો? જમણો કે ડાબો? પાટલૂન કે લેંઘામાં કયો પગ પહેલો નાખો છો?

ઉપર્યુક્ત બધી જ ટેવો માણસ ઉંમરલાયક થાય એ પહેલાં જ ઘડાઈ ગઈ હોય ને પછી, અભાનતાથી આપણું શરીર એ રીતે જ વર્તે છે. અત્યારે આપણે એની વિગત વાસરી ગયા હોઈએ છીએ ને એક કાર્ય આમ પ્રસંગોપાત્ત થયા પછી એ કાર્ય ક્રમેક્રમે સાવ યાંત્રિક ને લગભગ સ્વાભાવિક જેવું બની જાય છે. અને એકવાર ટેવ પડી ગયા પછી તેને દૂર કરવું મુશ્કેલ થઈ પડે છે. છતાં નવી ને સુંદર ટેવ ન જ પડી શકે એવું કંઈ નથી. નવી ટેવ નિર્માણ કરવા માટે વીલિયમ જેમ્સ કેટલાંક ઉપયોગી સૂચનો કરે છે:

(૧) દૃઢ નિર્ણય કરો કે અમુક ટેવ મારે પાડવી જ છે. બીજાઓ પાસે શ્રદ્ધા અને ગૌરવપૂર્વક આ વાત ઉચ્ચારો.

(૨) કોઈ પણ અપવાદને વચ્ચે આવવા ન દેશો. અપવાદ મૂકવાથી આપણી દૃઢતામાં શિથિલતા આવી જાય છે.

(૩) તમારા નિર્ણયાનુસાર વર્તવાની એકેએક ટેવ ઝડપી લો.

(૪) પ્રયત્નશીલતાને સજીવ રાખો. નજીવી બાબતમાં પણ ક્રમ અને પદ્ધતિ આણો. અમુક વસ્તુ મુશ્કેલ છે એટલે જ એવી એવી થોડી વસ્તુ પાછળ લાગો. ને તેને પરિણામે ખરે વખતે તમે પાછા નહિ પડો. કારણ જે માણસ ધ્યાનની એકાગ્રતા, ઇચ્છાશક્તિ ને નાનીનાની વસ્તુમાં મક્કમતા કેળવે છે એ ખરી કસોટીને વખતે પણ ઉન્નતશિર ઊભો રહી શકે છે.

જીવન ગુલાબોની પથારી સમું નથી હોતું. તેમાં પારવિનાના કંટકો પથરાયેલા હોય છે. માનવને અનેક વિપત્તિનો સામનો કરવો પડે છે. જીવનસાગરમાં નૈયાને ઝુકાવ્યા પછી અનેક ઉન્નત ગુણસમૃદ્ધિની માણસને જરૂર રહે છે. અને તે ન હોય તો એ આત્મશ્રદ્ધા ખોઈ બેસે છે અને નાહિંમત બની જાય છે. તેથી પ્રારંભથી જ જો અમુક અમુક ઉત્કૃષ્ટ ટેવો આપણે કેળવી હોય તો એ જીવનસફરમાં ભાથાની ગરજ સારે છે. આપણે અહીં એવી કેટલીક ઉત્કૃષ્ટ ટેવોનો વિચાર કરીએ ને તેને અપનાવવા પ્રયત્ન કરીએ.

મુલતવી રાખવાની ટેવનો આપણે ત્યાગ કરવો જોઈએ. દાખલા તરીકે 'ગણિતનો વિષય સાવ નીરસ ને અઘરો છે. સંસ્કૃતમાં કંટાળો આવે છે. ચાલો હવે કાલ કરશું.' ઘણામાં આ જાતની ટેવ બહુ જડ ઘાલી ગયેલી આપણે જોઈએ છીએ. નાનાંનાનાં કાર્યો

પણ જલદી ને ત્વરાથી પતાવી દેવાની આપણે ટેવ પાડવી જોઈએ

બીજું આપણને સોંપવામાં આવેલ, અથવા આપણે સ્વેચ્છાથી કરતા હોઈએ, કે કરવું પડતું હોય એવું પ્રત્યેક કાર્ય આપણે તેમાં આપણું હૃદય મૂકીને, જાગૃતિપૂર્વક ને જેમ બને તેમ સુંદરમાં સુંદર કરવાના હેતુથી જ કરવું જોઈએ કોઈ પણ કામ આવ્યું એટલે વેઠ ઉતારવી કે તેનો ઉલાળિયો કરવો ઉચિત નથી જિંદગીમાં સફળ ને અસફળ માણસો વચ્ચે ઘણીવાર આ જ ફેર હોય છે એકે આ ટેવ વિકસાવી હોય છે એ પ્રત્યેક કાર્ય પોતાનું દિલ રેડીને, રસ લઈને અને કર્તવ્યનિષ્ઠાથી કરે છે તેથી તેને આ કાર્યનો ભાર લાગતો નથી કે કંટાળો આવતો નથી જ્યારે બીજો નીરસતાથી, વેઠ ઉતારે છે ને તેના કાર્ય માટે હમેશ બીજાના મનમાં અસંતોષ ને કચવાટ જ હોય છે

માત્ર આ બે જ ટેવો કેળવો અને બીજી ઘણી ટેવો આપમેળે ઉમેરાશે આ ઉપરાંત પણ કેટલીક ટેવો કેળવવા જેવી છે જેમકે કોઈને છેહ દેવા પ્રત્યે તિરસ્કાર, કોઈનો ગેરલાભ ન લેવાની વૃત્તિ, બીજાઓ માટે આદરવૃત્તિ, આપણી ધારણા વિરુદ્ધ વસ્તુ થાય છે છતાં મિજાજ ન ગુમાવવાની ટેવ, સુશીલ સ્વભાવ, આનંદ ને રમૂજની વૃત્તિ, સમયસૂચકતા, આત્મનિર્ણય, કર્તવ્ય ને જવાબદારી પ્રત્યે ઉચ્ચ આદરવૃત્તિ, ખંત, સંકટોની વચ્ચે પણ મંડયા રહેવાની ટેવ, પોતાથી બનતું કરવાની ટેવ, ધ્યેયનિષ્ઠા, તટસ્થતા, અગતાનુગતિકતા વગેરે

આ ઉપરાંત અભ્યાસની સુંદર ક્રમબદ્ધ પદ્ધતિ, વ્યવસ્થિત રહેવાની ટેવ, દીર્ઘદૃષ્ટિ, આગળ વિચાર કરવાની ને પરિણામો વિચારવાની ટેવ, પ્રત્યેક પ્રશ્નની બંને બાજુ તપાસવાની ટેવ, એકદમ નિરાકરણ પર આવતા પહેલાં સમતોલપણે પ્રશ્નનો વિચાર ને ખુલાસો કરવાની તથા તેને વિશે પૂછવાની ટેવ, નવા વિચારોને આવકારવાની ઉદારતા, હાસ્ય, કામ કરવામાં માનસિક તત્પરતા ને સ્ફૂર્તિ વગેરે ગુણસમૃદ્ધિ વધારવા પ્રત્યેક માણસે નેકદિલ પ્રયત્ન કરવો ઘટે

*

**રુચિ અને અરુચિ** કવિ કાલિદાસે કહ્યું છે કે 'भिन्नरुचिर्हि लोकः ।'

પ્રત્યેક માનવને અમુક વિષય પરત્વે રુચિ અને અમુક વિષય પરત્વે અરુચિ હોય છે અને આ રુચિ-અરુચિ વ્યક્તિના વર્તન ઉપર અસર કરે છે પણ તેના કારણ માટે આપણે વ્યક્તિના ભૂતકાલીન અનુભવો તરફ જ દૃષ્ટિ દોડાવવી પડશે આનું હું શાસ્ત્રીય અન્વેષણ કરવા નથી માગતો, પણ તેનો સિદ્ધાંત તદ્દન સરળ છે કોઈ વ્યક્તિને અમુક વ્યક્તિ કે અમુક વસ્તુ આપોઆપ ગમવા માંડે છે જો તે વ્યક્તિ કે વસ્તુ સાથે કોઈ સુખદ સ્મૃતિ-સહચર્ય જોડાયું હોય તો ને જો તેની સાથે દુઃખદ સ્મૃતિ જોડાયેલી હોય તો એ વસ્તુ-વ્યક્તિ પ્રત્યે તેને અણગમો અને અરુચિ થવા લાગે છે

આપણે થોડાંક ઉદાહરણો જોઈએ એક યુવક અને યુવતી ખૂબ જ પ્રેમમાં છે કોઈ ધન્ય દિવસે અંતરની ઊર્મિમત્ત દશામાં બંનેનો પ્રેમ ફળ્યો, ને એ વખતે જો યુવકની પ્રિયતમાએ આસમાની રંગનું વસ્ત્ર પરિધાન કર્યું હોય તો પ્રેમનો સાક્ષાત્કાર એ સુખદ અનુભવની સ્મૃતિ બની ને એ પછી એ અનુભવ સાથેની બધી જ સહચારી વસ્તુઓ સુખદ સ્મૃતિ જગાડનારી બની રહે છે ને એ આસમાની રંગ જીંદગીભર તેનો માનીતો રંગ બની જવાનો' મૂળ અનુભવ ભૂલાઈ ગયા પછી પણ આ રંગ પ્રત્યેની તેની અભિરુચિ તો શાશ્વત જ રહેવાની ! ઘણીવાર માણસે અમુક રંગવાળા મકાનમાં પોતાના

મધુરતમ દિવસો ગાળ્યા હોય છે. ને એ રંગ પછી તેનો પ્રિયતમ રંગ બની જાય છે. આવું જ પોતાના પ્રિય પુષ્પ, પ્રિય સંગીત કે મધુર ગીત માટે કહી શકાય.

ઘણીવાર આપણે માણસોને પોતાનાં રસરુચિ વિષે ચર્ચા કરતા સાંભળીએ છીએ. કેટલીકવાર ચર્ચામાં તેઓ ઉગ્ર પણ બની જાય છે. કાઠિયાવાડના બે માણસો મુંબઈ વિષે ચર્ચા કરવા માંડે તો તેમાં એક માણસ મુંબઈ, તેની હવા, તેના રસ્તા, તેનાં મકાન, ત્યાંના માણસો વગેરે બધાની પ્રશંસા કરે છે. જ્યારે બીજો મુંબઈની પ્રત્યેક વસ્તુને રાતોપીળો બની વખોડવા માંડે છે. પણ કોઈ મુંબઈને વખાણે કે વખોડે તેમાં દસમાંથી નવનું કારણ તેને ત્યાં સુખદ કે દુઃખદ જે અનુભવ થયો હોય છે તે જ હોય છે.

આપણામાં ઘણા આવા તર્કરહિત ગ્રહો કે પૂર્વગ્રહોથી ભરેલા હોય છે તેનું કારણ પણ આ સુખદુઃખની સ્મૃતિ કે અનુભવ જ હોય છે. ને તેથી ઘણીવાર આપણે અમુક વ્યક્તિના અનુભવ ઉપરથી આખી સમષ્ટિનું મૂલ્યાંકન કરવા બેસી જઈએ છીએ. દેશની એકાદ વ્યક્તિના અમુક પ્રકારના અનુભવથી સમગ્ર દેશને આપણે ગાળ દઈ બેસીએ છીએ. એક જ વ્યક્તિના કટુ અનુભવથી આખી દુનિયા ઉપર આપણે શાપ વરસાવવા લાગીએ છીએ. આમ આપણું સમગ્ર માનસતંત્ર ગ્રહો ને પૂર્વગ્રહોથી ભરેલું હોય છે. ને આ ગ્રહો ને પૂર્વગ્રહો પાછળ વ્યક્તિની ભૂતકાલીન સુખદુઃખની સ્મૃતિ સંગ્રહાયેલ પડી હોય છે.

આપણા પ્રાચીન ઋષિ-મુનિઓએ 'મન'ને ખૂબ જ મહત્ત્વનું સ્થાન આપ્યું છે. કારણ 'मन एवं मनुष्याणां कारणं बंधमोक्षयोः' મન જ માનવનાં બંધન અને મુક્તિનું કારણ છે. અંગ્રેજીમાં પણ કહ્યું છે કે મન જ સ્વર્ગનું નરક બનાવે છે, અને નરકનું સ્વર્ગ બનાવે છે. ગીતામાં પણ શ્રીકૃષ્ણે 'वायोरिव सुदुष्करम्' એવા 'આ મનનો જ નિગ્રહ કરવાનો સદુપદેશ અર્જુનને આપ્યો છે.

આધુનિક વિજ્ઞાન પણ ધીમેધીમે આ જટિલ પ્રશ્નની પાછળ મંડ્યું છે અને મનોવિજ્ઞાનવિષયક આશ્ચર્યકારક પ્રગતિ સાધી છે એમ સાનંદ નોંધી શકાય. માનવની પ્રત્યેક પ્રક્રિયા પાછળ, તેના બહારથી ગૂઢ લાગતા વર્તન અને કાર્ય પાછળ પણ આ મનની જ સુકૃતિ કે વિકૃતિ હોય છે. તેથી જો આ એક મનને જ જાણ્યું હોય તો 'तेन ज्ञातेन सर्वं विज्ञातं भवति' એકને જાણવાથી બધું જ જાણી શકાય એમ આધુનિક મનોવૈજ્ઞાનિકોને પ્રતીત થયું છે.

આપણે અહીં મર્યાદિત ક્ષેત્રમર્યાદામાં મનોવિજ્ઞાનનું આછુંઆછું અવલોકન કરી લીધું. ને એ અવલોકનને પરિણામે આપણે પણ આપણા આ મનની અતુલ શક્તિઓ પારખી લઈએ, તેના પેટાળમાંના કિંમતી ઉચ્ચ ગુણરત્નો પ્રકાશમાં લાવીએ, અને માનસિક ઉન્નતિ સાધી સમાજમાં સંપ, સહકાર, પ્રેમ અને સંવાદિતાનું વાતાવરણ રચવામાં સહાયક બનીએ.*

* સંદર્ભ ગ્રંથો: મુખ્ય આધાર: Psychology for every Man (and Woman) by A. E. Mander.
ઇતર: Character and conduct of life: by William Mc. Dougall; Psychology of Every Day life: by James Drever; Practical Psychology: by Karl S. Bernhardt; Heredity in mental traits: by Senguqta.

★

# આંખડી અમૃતભરી

શ્રી. જગદીશ પરમાર

સંસ્કારી અને સમજુ સ્ત્રીપુરુષના લગ્નજીવનમાં પણ ક્યારેક વિસંવાદ જન્મે છે. પતિ-પત્ની બંનેની દિશા પૂર્વ-પશ્ચિમની કે ઉત્તર-દક્ષિણની જણાય છે એક રાગે, એક તાલે બંનેનું જીવન ધબકતું જણાતું નથી સીધી રીતે મૂકાયેલા કૅમેરાથી ગૃહજીવનનું દૃશ્ય જ્યારે અસ્પષ્ટ કે ઝાંખું લાગે છે ત્યારે એનો દૃષ્ટિકોણ બદલવાની જરૂર રહે છે કોણ એ બદલે છે એ મહત્ત્વનું નથી, પણ તે પછી ઝડપાયેલો ગૃહસંસારનો રંગ કેટલો પ્રેરક, મધુર અને મોહક લાગે છે તે આ વાર્તા ખૂબીથી બતાવે છે

રાસ પૂરો થયો અને હાજર રહેલ સૌ સ્ત્રી-પુરુષો ચારુલતાના કંઠ અને હલક ઉપર આફરીન થઈ ગયા એક તો પૂર્ણિમાની રાત, ઘટ્ટ વૃક્ષોથી ઘેરાયેલો વિશાળ બાગ, ફૂલે ફૂલ અને પાને પાનમાંથી વહી આવતી સુગંધ અને વગર ગાવા મન થાય એવો સંસ્કારી સમુદાય ! ચારુએ તૃપ્તિ થાય ત્યાં સુધી ગાયું તેમાંય 'આંખડી અમૃતભરી' વાળો રાસ પૂરો થયો ત્યારે ચારુના કંઠની જાદુભરી અસર નીચે હાજર રહેલા સૌ એકબીજાના નયનોમાં અમૃત શોધવા લાગ્યા હતા

થોડેક ચાર પ્રશંસકો વચ્ચેથી માંડમાંડ રસ્તો કરી શકી તેના પતિ કૈલાસનાથ પાસે આવી ત્યારે ચારુના શ્રમિત ચહેરા ઉપર આત્મસંતોષની ઝલક હતી મળેલા બહુમાનનું ગૌરવ પણ હતું અને કૈલાસનાથના બે મીઠા શબ્દો તેના આનંદમાં વિશેષ વધારો કરશે એ આશા હતી ચારુએ જોયું કે કૈલાસનાથ તો કોઈ ગૃહસ્થ સાથે ગંભીર ચર્ચામાં પડ્યા હતા ચારુનું સાન્નિધ્ય સમજવા પૂરતી જ એક નજર તેના તરફ નાખી અને વિશેષ કંઈ ઉત્સાહ બતાવ્યા વગર એ એમની ચર્ચામાં ઊંડા ઊતરી ગયા

પતિના નિઃસ્પૃહી વર્તાવથી ચારુના પ્રશંસા-ભૂખ્યા હૃદયને આઘાત થયો તેનું ગૌરવ ઘવાયું તેને હવે ત્યાં ઊભું રહેવું, પતિની મંત્રછાયા બનીને, અયોગ્ય લાગ્યું

'ત્યારે હું જાઉં ? ઘર સુધીનો સંગાથ છે ' ચારુએ પૂછ્યું

'હં, જાઓ પણ સુધીર ક્યાં ?'

સુધીર-તે બેઉનો નાનો કુમાર-નજીકમાં જ પુષ્પો એકઠાં કરી ગુલછડી બનાવતો હતો ચારુ સુધીરને લઈ ઉતાવળમાં રોષભરી ચાલી ગઈ કૈલાસનાથની કઠોરતા એ જાણતી હતી છતાં તેનો રાસ જ્યારે સૌએ વખાણ્યો ત્યારે કૈલાસનાથ પણ ધન્યવાદનો-પ્રશંસાનો એકાદ શબ્દ કહેશે એ આશા ચારુના હૃદયમાં ઊંડે ઊંડે હતી, એ ફળી નહીં તેને કૈલાસનાથ સાવ ઠંડા અને શુષ્ક લાગ્યા સ્ત્રી પોતાની કલાનું એકાદ સ્વરૂપ જનતા સમક્ષ મૂકે છે અને તેની ધારી અસર ઉપજાવવામાં નિષ્ફળ જાય છે, ત્યારે તે વધુ પ્રયત્નશીલ થવાને બદલે ઘણીવાર રોષિત બને છે એ નબળાઈ ચારુમાં હતી કૈલાસનાથ પ્રત્યે તેને તિરસ્કાર છૂટ્યો આખે રસ્તે એ સુધીર સાથે એક શબ્દ પણ બોલી નહીં

નાના સુધીરને માતાનું મૌન અસહ્ય થઈ પડ્યું તેણે રસ્તામાં બે-ત્રણવાર પૂછ્યું

'બા ! તું કેમ બોલતી નથી ?'

પણ ચારુ એના પોતાના રોષની અસર નીચે હતી

કૈલાસનાથ સ્વભાવથી જ નિઃસ્પૃહી હતો તેને તેની પોતાની સ્વતંત્ર ધૂન હતી એ એક કામમાં ઊંડા ઊતરે પછી એ કોઈના

રહેતો નહીં. તેનું જીવન એવી પાકી ભૂમિકા ઉપર રચાયું હતું કે ક્ષણિક આંદોલન તેને સ્પર્શી શકતું નહીં: એ બધાને એકલોઅટૂલો લાગતો. કોઈ તેની અંદર પડેલા સાચા માલની પ્રતીતિ પામતું નહીં. ઉપરથી ઉજ્જડ અને રસહીન લાગતા તેના જીવનથી ચારુ કંટાળી હતી, થાકી હતી. તેનો સહવાસ ચારુને હવે બોજારૂપ લાગતો હતો. સહિયારા જીવનમાંથી મળવી જોઈતી હૂંફ ચારુને મળતી નહોતી. દસ વર્ષનું સંસારી જીવન જીવ્યા બાદ ચારુને ખાતરી થવા લાગી હતી કે એ પોતે પછી હમણાંહમણાં સમયસર નહીં ચેતે તો પોતાનામાં રહેલી ઉષ્મા પણ ગુમાવી બેસશે.

ઘર આવતાં માદીકરો અંદર ગયાં.

ચારુના સ્વમાની સ્વભાવને આઘાત લાગ્યો હતો. સુધીર સાથમાં ન હોત તો રોષને હળવો કરવા એ રડત પણ ખરી. તેણે મૂગામૂગા પથારી કરી અને સુધીરને સાથમાં લઈ સૂતી.

'બા!' સુધીર ભારેખમ વાતાવરણમાં ગભરાતો હતો.

ચારુએ સુધીર તરફ જોયું.

'તમે સરસ ગાયું.' સુધીરે સ્વાભાવિક રીતે વાત કરી.

તેના હૃદયમાં ઘોળાતી વાતનો પડઘો સુધીરના પ્રશ્નમાંથી ઊઠતો હતો એટલે એ જરા સ્વસ્થ થઈ અને કહ્યું:

'એમ?'

'તમે ગાતાં'તાં ત્યારે હું મારા બાપુજી પાસે બેસી સાંભળતો હતો. તમે એવું સરસ ગાયું....'

'પણ તને ગમ્યું?' કૈલાસનાથને ગમ્યું કે નહીં એ ચારુ પૂછી ન શકી.

'હા, કેમ ન ગમે? સૌને ગમે એવું મજાનું તમે ગાયું.'

સૌમાં કૈલાસનાથનો સમાવેશ હતો? ચારુ નક્કી ન કરી શકી. તેણે સ્નેહથી સુધીરને પડખામાં લીધો અને તેના શરીર ઉપર હાથ ફેરવવા લાગી. ઘડી પહેલાંની સ્ત્રી મા બની. માના હૈયા નીચે સૂતેલા વાત્સલ્યનાં ઝરણ વહેવાં લાગ્યાં. સુધીર એનું પાન કરતો ચારુના હૃદય સાથે જડાઈ ગયો. માદીકરો આ સાચા સુખનાં અમી પીતાં એમ ને એમ સૂતાં રહ્યાં.

મોડી રાતે કૈલાસનાથ આવ્યો. ચારુને જાગતી જોઈ તેણે કહ્યું:

'હું કાલે દુષ્કાળગ્રસ્ત ભાગમાં જવાનો છું. ક્યારે આવીશ તે નક્કી નથી. ત્યાં પરિસ્થિતિ ભયંકર છે.'

અને એ ભયંકર પરિસ્થિતિનો ખ્યાલ કરતોકરતો ઊંઘી ગયો. ચારુ કંઈ બોલી નહીં.

સવારે કૈલાસનાથ જાગ્યો ત્યારે ચારુ ઊંઘતી હતી. નિત્યક્રમ પતાવી તેણે દૂધ ગરમ કર્યું અને ચારુને જગાડી. મૂગામૂગા ચારુએ તેને જવાના કાર્યમાં મદદ કરી. દુષ્કાળની વિષમતાના ખ્યાલમાં ડૂબેલો કૈલાસનાથ જતાં જતાં પણ કંઈ રસભર્યું બોલ્યો નહીં કે જેના સ્મરણે ચારુની એકલતા સહ્ય બને. કોઈ મીઠું અડપલું પણ કર્યું નહીં કે જેની યાદ એકલતામાં મીઠાશ પૂરે. ઊંઘતા સુધીર તરફ તેણે જરાક જોયું અને એ ઝડપથી જતો રહ્યો. ચારુએ ભારે શ્વાસ નીચો મૂક્યો.

દુષ્કાળગ્રસ્ત વિસ્તારમાં કૈલાસનાથ બને એટલી ઝડપે પહોંચ્યો. ત્યાંની પરિસ્થિતિ કલ્પી હતી તેથી પણ વિશેષ ભયંકર હતી. એક ટીપું પાણી આ વર્ષે ધરતીને મળ્યું નહોતું. ભેંકાર લાગે એવી જમીન ક્યાંય સુધી ખાઉંખાઉં કરતી પડી હતી. વૃક્ષો ઉપર સમ ખાવા ય એકાદ લીલું પાન નહોતું. મીઠા નિર્મળાં જળને બદલે માત્ર કાંકરા ખોળામાં લઈ નદી નિરાધાર પડી હતી. ચારે કોર

હૈયા કપાવી મૂકે એવી ભયંકર ભીષણતા ગરજી રહી હતી

એક પછી એક ગામો વટાવતો કૈલાસનાથ આગળ વધ્યો વસ્તીવાળા પ્રદેશમા મનુષ્ય કરતા ગીધ, સમડી અને કાગડા વધુ હતા જ્યાત્યા, મરેલ ઢોરના હાડપિંજર પડ્યા હતા સડેલ માસની દુર્ગંધથી માથુ ફાટી જતુ હતુ અંગ ઊતરડીને ઊભા હોય તેવા સામેના ડુંગરા પિશાચ રૂપ ધરી રહ્યા હતા

એ રાહતકેન્દ્રમા પહોંચ્યો ત્યારે ત્યાની સ્થિતિ વિચિત્ર હતી દુકાળિયાનો કોઈ પાર નહોતો ઢોર અર્ધ મરેલ હાલતમા ક્યાય ક્યાયથી ખેંચાઈ ત્યા આવ્યા હતા પાણીની પૂરી સગવડ નહોતી. કૂવાના જળ ઊડા ઊતરી ગયાં હતાં ઘાસનો સંગ્રહ પૂરતો નહોતો અનાજ ઓછું હતુ અને વધારે જથ્થો તુરતમાં આવે તેની શકયતા નહોતી. દુકાળિયાને કામ આપવાની યોજના અધૂરી હતી. માનવ અને પશુનો પ્રવાહ અવિરત હતો. કાર્યકર્તાઓ મુઝાઈ ગયા હતા

કૈલાસનાથે પ્રથમ તો અહીંની રજેરજ સાચી માહિતી સરકારને આપી ઘાસ અને અનાજની તાત્કાલિક વધુ મદદ માગી, પાણી માટે યોજના ઘડી, દુકાળિયા માટે કામ નક્કી કર્યું, અને સાથીદારોમા ઉત્સાહ રેડયો પોતે હૃદય મજબૂત કર્યું અને પ્રકૃતિના કારમા કોપમાથી જીવમાત્રને બચાવવા તેણે મરણિયો પ્રયાસ આદર્યો રાત અને દિવસના ભેદ જોયા સિવાય કૈલાસનાથે કામ કરવા માડ્યુ આરામની ક્ષણ વિચારી નહી ક્રૂરહાથ પ્રસારી સૌને ભરખી જવા તૈયાર થયેલ દુષ્કાળની ડાકિના સામે મનુષ્યયત્નની શ્રદ્ધા-જ્યોત જલાવી એ કામે લાગ્યો તેમા એ એકરસ થયો, એકાગ્ર થયો, સ્વજાતને ભૂલી ગયો, ચારુને ભૂલી ગયો, સુધીરને ય ભૂલી ગયો

કૈલાસનાથના જવાથી ચારુને ખાસ દુ ખ ન થયુ તેને લાગ્યુ કે એ હવે પોતાના પ્રિય વિષયો—રાસ, ગરબા વગેરેમાં વધુ પ્રગતિ કરી શકશે ચારુ ઘેર રહી કૈલાસનાથને નિયમિત પત્ર લખતી. કૈલાસનાથ ત્યાં કઈ રીતિ જીવન વિતાવે છે એ જાણવાની તેના પત્રમા ક્વચિત જ ઇચ્છા વ્યક્ત થતી તેની પોતાની પ્રવૃત્તિના અહેવાલથી ભરપૂર કાગળ લખતી. કેટલા સમાર ભોમા તેણે હ જરી આપી, તેનો કયો કાર્યક્રમ વધુ વખણાયો, તેના કેટલા ગીતોની રેકર્ડ ઊતરી અને કયા કયા સામયિકમા તેના વિષે નોધ થઈ એ બધુ તે લખતી. અલબત્ત, એ પોતની ઊજળી બાજુ જ પત્રમા લખતી પણ એક પ્રસગ એવો બન્યો કે તેના વિષે કેમ લખવુ તેની તેને ખરેખર મૂ ઝવણ થઈ

શ્રીવિકાસગૃહના આશ્રયે યોજાયેલ સમારભમાં તેણે પણ ગાયું હતું હમેશની રીતે, છટાથી,મુક્તક ઠે, લાલિત્યની સરિતા વહાવીને।

સાભળનારાઓના હૈયા ડોલી ઊઠ્યાં હતા

'આ ગાય છે એ બહેન કોણ?' એક ખૂણામા બેસીને સાભળતા કોઈએ પૂછ્યું

પૂછનાર તરફ કેટલાક આશ્ચર્ય અને તિરસ્કારથી જોઈ રહ્યા

'તમે કઈ દુનિયામા વસો છો?' એક વ્યંગ કર્યો

'કેમ ભાઈ! ગુજરાતમા રહુ છુ' નવી વ્યક્તિએ નમ્રતાથી કહ્યુ

'તો ચારુલતાને ઓળખતા નથી? એનો કઠસ્વર તો દરેક ગુજરાતીના ઘરમા ગુજે છે'

'એમ!' એટલુ કહી પૂછનાર ચૂપ રહ્યો

સમારભના અ તે ચારુલતાના ગીતોના એક ભક્તે ચારુને જઈને કહ્યુ પણ ખરુ'

'પેલા દૂર ઊભા છે તે ગૃહસ્થ જોયા? ટૂકી પોતડી પહેરેલા અને ભિક્ષુક જેવા?'

ચારુએ આજ સુધી જે અહંભાવની આરાધના કરી હતી તે સમજાયું.

'બાપુજી! તમારું શરીર તપે છે, તાવ આવ્યો છે?' સુધીરનો પ્રશ્ન સંભળાયો.

દૂધ લઈ ચારુ કૈલાસનાથ તરફ દોડી.

'શું કહ્યું સુધીર, તાવ છે?'

દૂધ બાજુમાં મૂકી ચારુએ કૈલાસનાથનો હાથ પકડી લીધો. સંકોચી લીધેલા સ્નેહનાં બંધનો ઢીલાં પડયાં હતાં. સ્નેહની ચેતનવંતી ચમક ચારુના અંગેઅંગમાં ચમકી ઊઠી હતી.

કૈલાસનાથ આ પરિવર્તન પ્રેમથી જોઈ રહ્યો. ચારુની આંખમાં શાંતિદાયક અમૃત ચમકતું હતું.

'ચારુ! હું ગયો ત્યારે તેં પેલો કયો રાસ ગાયો હતો?'

'આંખડી અમૃતભરી.' સુધીર વચ્ચે બોલી ઊઠ્યો.

પતિએ પત્નીની આંખો તરફ એકાગ્ર રીતે જોઈ કહ્યુ: 'એ સાચું છે.'

ચારુ શરમિંદી બની. આવી મીઠી વાત તેણે તેના સહજીવનરંગમાં કહી સાંભળી નહોતી.



સાબરમતી જેલની આ વાત છે.

૧૯૪૨ની લડત વખતે વ વર્ગના ઘણા રાજદ્વારી કેદીઓમાંના એ એક હતા. ક, વર્ગ કરતાં વ વર્ગના કેદીઓને બીજી સુખ–સગવડો ઉપરાંત સારો અને વધારે પ્રમાણમાં ખોરાક અપાતો. એમને એવી ટેવ કે પોતે જમી રહે પછી વધેલુંઘટેલું તહેનાતમાં રહેલા વોર્ડરને સોંપી દે.

એક દિવસ વોર્ડર બદલાયો. નવા આવેલા વોર્ડરને આ પ્રમાણે આપવામાં આવ્યું, ત્યારે પહેલે દિવસે એ બોલ્યો નહિ, મૂગેમૂગો કામ કરી ચાલ્યો ગયો.

બેત્રણ દિવસ પછી પેલા ભાઈએ કરડાકીથી પૂછ્યું:

'કેમ અલ્યા, અહીં તને મળે છે તો યે કરડાકી રાખવી છે?'

'શું સાહેબ? શેની?' નમ્રતાથી વોર્ડરે પ્રશ્ન પૂછયો.

'આ ફ્રૂટ, આ કેક, બિસ્કીટ ને આ કેળાં કેમ રહેવા દે છે; નથી ભાવતાં?

'હું એને તમારા બાપ્પણને લઈને શું કરું? મારા હિસ્સાનો રોટલો મને આથી વધુ વહાલો છે?'

'શાથી?'

'તમે આ વસ્તુઓ અમને સમાન ગણી, નથી આપતા, ઉપકાર કરવા માટે આપો છો? અમે તમારું કામ સારું કરીએ માટે જો છો!'

અર્થપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહેતા એ વ વર્ગના કેદી તરફ જોઈ ને પછી ઉમેર્યું: 'તમે અમને સમાન ગણતા હો તો આવું એઠું આપો? તમારાથી કેટલું ખવાશે અને નહિ ખવાય તેની તમને ખબર શું ન પડી શકે? અમારે માટે જુદું જ કાઢી રાખી પછી જોઈએ તેટલું ન લો? માફ કરજો, સાહેબ, કાલથી હું એ બાપ્પણ માટે આવવાનો નથી.'

તે વોર્ડર–કેદી તો ગયો, પણ એના 'સાહેબ' માટે નવું તત્ત્વજ્ઞાન મૂકતો ગયો.



મધ્યમ વર્ગ મધ્યમ વર્ગની જે બૂમ ચાલી રહી છે એ મધ્યમ વર્ગ છે શું? મારી સાદી સમજ પ્રમાણે એની સીધી વ્યાખ્યા આ છે: જાતમહેનતને આધારે નહિ, પરંતુ રૂપિયાને આધારે જીવવાનો જે પ્રયત્ન કરે એનું નામ મધ્યમવર્ગ. હાથ–પગ હલાવ્યા વિના જીવવાની વ્યવસ્થા કરે તે મધ્યમ વર્ગ; પગ ગરીબાઈમાં અને મોઢું પૈસાદારને ત્યાં એનું નામ મધ્યમ વર્ગ; આવક ગરીબની અને નકલ શ્રીમંતની એનું નામ મધ્યમ વર્ગ; એક કમાય અને ઘરનાં બીજાં બધાં એના પર આધાર રાખીને જીવે એનું નામ મધ્યમ વર્ગ!

આમ શી રીતે ચાલશે?

રવિશંકર મહારાજ

આધુનિક ગૃહજીવનમાં

# ઝાંઝવાનાં જળ

ડૉ. અમૃતલાલ હ. પટેલ
ડી પાક્રોય, ટી ડી એમ એન્ડ એચ. વાય (ઇગ્લેંડ)

ગૃહ તો મદિર છે જે ઉચ્ચ મનોભાવ મદિરમા પ્રવેશતા હિંદુને, મસ્જિદમા નમાજ પઢવા મુસ્લિમને, કે દેવળમા ઈશુસ્તવન કરવા ખ્રિસ્તીને થવો જોઈએ, હૃદયની તેજ શાંતિના દર્શન માનવીને પોતાના ધરના ઉબરમા દાખલ થતા થવા જોઈએ, પણ ક્યા છે આજે એ? ગૃહસ્થાશ્રમના પોતાના જ જીવનસાથીથી અસતોષ શાને? શા માટે આપણા જુવાન પતિપત્નીના જીવન આજે સુખી નથી? કૌટુબિક જીવનના જળમા ગગા કે યમુનાની પવિત્રતા મળવી જોઈએ તેને બદલે એ ઝાંઝવાના જળ શાથી બની રહ્યા છે? એ રોગ ને તેનુ નિદાન લેખક અહી રજૂ કર્યા છે

આધુનિક મગજના અભ્યાસીઓ અત્યારે એક મોટા કોયડાની વિમાસણમા પડી ગયા છે આ કોયડો તે હિંદુ સમાજમા ગૃહજીવનની દિન પર દિન થતી અવદશાનો છે આપણા દેશમા અત્યારે આદર્શ ગૃહજીવન જેવુ કાઈ જ દેખાતુ નથી અત્યાર સુધી આપણુ ગૃહજીવન જે સ્નેહ, અને જવાબદારીના બધનોથી ટકી રહ્યુ હતુ તે હવે ઘણી અધોગતિએ પહોચ્યુ છે અત્યારે આપણા દેશના યુવક-યુવતીઓ, સિનેમા ને નાટકોની રગભૂમિ પર બતાવાતા અશક્ય આદર્શોની તથા આધુનિક કલબજીવન અને જાહેરખબરોમા છપાતા રોમાચક ચિત્રોની અસરથી, કોઈ અશક્ય, ઝાંઝવાના જળ જેવુ જીવન જીવવા યત્ન કરી રહ્યા છે ઉપર જણાવેલા આકર્ષક પણ અશક્ય વાતાવરણમા ઊછરતી યુવાન પ્રજા, કૃત્રિમ જીવન અને કૃત્રિમ સુદરતા પાછળ ગાડી બની છે, કહેવાતા પ્રેમના આકર્ષક પણ વિનાશકારક વાતાવરણમા ગરકાઈ ગઈ છે સિનેમા અને નાટકોની સૃષ્ટિમા ચિતરાતા અશક્ય ગૃહજીવનની શોધ આધુનિક યુવક પોતાના ખાનગી અને સાદા ગૃહમા કરી રહ્યો છે અને સિનેમાની સૃષ્ટિના પ્રેમનો આદર્શ પોતાના ગૃહજીવનમા મેળવવા ફોગટના ફાફા મારી રહ્યો છે સિનેમામા જોયેલી, મેઈક-અપ કરેલી, મૂલ્યવાન સુદર વસ્ત્રો પહેરેલી એ છેલ્લી ફેશન મુજબ વાળ ઓળેલી નાયિકાની સાથે જ્યારે તે પોતાની સાદી અને ઘરરખ્ખુ પત્નીની સરખામણી કરે છે ત્યારે તેને નિરાશા ઉત્પન્ન થાય છે એ પોતાની પત્ની સિનેમાની નટી જેવા સૌન્દર્યવાળી અને હાવભાવવાળી હોય તેના સ્વપ્ન સેવે છે અત્યાર સુધી પરતત્રતામા સબડતા અને આર્થિક તેમ જ સામાજિક અધોગતિએ પહોચેલા દેશની ગૃહજીવનની કઠણાઈઓ અને ફરજની ગભીરતાનુ આપણી યુવાન પ્રજાને ભાન નથી વાસ્તવિક ગૃહજીવનના અનુભવથી તેને નિરાશા સાપડે છે

પરિણીત જીવનમા તેને સિનેમામા દેખાતા પ્રેમ, સુદરતા અને સુખ મળતા નથી આમજનતાના ગૃહજીવનમા તો કુટુબના અટપટા પ્રશ્નો, સયુક્ત કુટુબની પરતત્રતા અને હાડમારી, કુટુબનુ પાલનપોષણ કરવાની જવાબદારી, સખત કામ અને સ્વાર્થત્યાગનુ વાતાવરણ હોય છે આવા વાતાવરણમા જ્યારે તેને રહેવુ પડે છે, ત્યારે તે ગભરાય છે, નિરાશ બને છે અને લગ્નના પવિત્ર બધનો તોડી, પવિત્ર અને ભાવનામય ગૃહજીવનને ઠોકર મારી, તે બહારની દુનિયામા સુખ શોધવા નીકળી પડે છે અને બે જાતના જીવન જીવે છે મધ્યમ કુટુબમાં રહેતી,

સવારમાં વહેલી ઊઠી, જલદી સ્નાન કરી રસોઈ અને ઘરકામ કરતી, બાળબચ્ચાંને સંભાળનાર સ્ત્રીને પોતે કહે છે તેને કામનો ત્યાગ કરી સુંદર કપડાં અને આભૂષણો પહેરવા માટે તથા મેઈક-અપ કરવા માટેનો સમય મળતો નથી, કદાચ સમય મળે તો પણ તેવા કામ કરવાને તે ટેવાયલી નથી. અને આમ કરવામાં જ જીવનનું સાર્થક્ય છે તેમ તે માનતી પણ નથી. વળી જે વાતાવરણમાં તે રહે છે ત્યાં આવી જાતનું જીવન ગાળવું તેને માટે તદ્દન અશક્ય છે. આવા સંજોગોમાં તે દરરોજ સવારે ચાના ટેબલ ઉપર પોતાના પતિને સિનેમાની નટીના જેવું દર્શન દઈ શકતી નથી.

પશ્ચિમના વાતાવરણમાં ઊછરેલી અને સિનેમાની સૃષ્ટિમાં વિચરતી કેટલીક આધુનિક યુવતીઓ પણ પોતાના ભાવિ પતિ માટે રોમાંચક અને અશક્ય સ્વપ્ન સેવે છે. તેની દૃષ્ટિએ પતિ એટલે ટાપટીપથી વાળ ઓળેલો, બડમૂછો, અપ ટુડેઈટ કપડાં પહેરેલો, મોઢામાં ચાલુ સળગતી સિગારેટવાળો," ચાપીચાવીને અડધી અંગ્રેજી અને અડધી માતૃભાષા બોલનારો, મોટરમાં ટહેલનારો, બંગલામાં રહેનારો, દરરોજ ક્લબમાં જનારો, ત્યાં જઈ મોટી રકમથી બ્રીજ કે રમી રમનારો, ને વગર સંકોચે દારૂ પીનારો પુરુષ. હા, એટલું ખરું કે આ જાતની મનોદશા બધાં જ યુવક-યુવતીઓની નથી હોતી, પણ કેળવાયેલ ગણાતા મોટા ભાગની તો છે જ.

આપણા દેશમાં સ્ત્રી અને પુરુષ વચ્ચેની કેળવણીની અસમાનતા પણ આપણા ગૃહજીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. વધારે ભણેલા યુવાન સાથે સંયોગવશાત્ અથવા નિરુપાયે પરણનાર ઓછું ભણેલી યુવતી પોતાના પતિને સંતોષ આપી શકતી નથી, તેમ જ પુરુષ આવી પત્નીથી સંતોષ પામી શકતો નથી.

ઝાંઝવાનાં જળ સમાન રોમાંચક પરિણીત જીવન ભોગવવાની ઇચ્છા રાખનાર પતિને જીવનમાં નિરાશા ઉત્પન્ન થાય છે, તેના મનમાં ઉદ્વેગ ઉત્પન્ન થાય છે, તેને પોતાનું ગૃહજીવન શાપ સમાન લાગે છે. તે પોતાના મનને પ્રશ્ન પૂછે છે:

'મારી પત્ની, સિનેમાની અમુક નટી જેવી સુંદર કેમ નથી? મેઈકઅપ કેમ કરતી નથી? સારાં કપડાં કેમ પહેરે છે? તેનામાં સિનેમાની નાયિકાના હાવભાવ કેમ નથી? તેની જેમ છટાથી કેમ વાતચીત કરતી નથી?' આવો યુવક, ધીરજ અને વિવેકશક્તિ વાપરી, આવેશને ત્યાગી વિચાર કરે કે સિનેમાની સૃષ્ટિ તે ખરી દુનિયા છે કે ઝાંઝવાનાં જળ સમાન છે. તો તેને સાચો ખ્યાલ આવે. સિનેમાની સૃષ્ટિ તો જનસમાજને આકર્ષવા અને તે બહાને પૈસા કમાવા ખાતર જ રચાયેલી હોય છે. સિનેમાની સૃષ્ટિ જો ઘેરઘેર વસતી હોય તો પછી સિનેમા જોવા કોણ જશે? જાહેરખબર માટે ચીતરેલી રૂપસુંદરી જો ઘેરઘેર વસતી હોય તો તે જાહેરખબર કોણ જોશે? સિનેમામાં બતાવાતાં નાયક અને નાયિકા ચિત્રમાં દેખાય છે તેટલાં સુંદર હોતાં નથી. ચલચિત્રોમાં સુંદર દેખાય તેટલા ખાતર સિનેમામાં ભાગ લેનાર પાત્રોનાં મોઢાં અને શરીર ઉપર અનેક જાતનાં કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે.

સિનેમાના નાયકના જેવો પતિ મેળવવાનાં સ્વપ્ન સેવતી યુવતીને એટલો ખ્યાલ નથી આવતો કે સિનેમાનો નાયક તે જગતમાં ઘેરઘેર હસ્તી ધરાવતો ન હોય તેવો પુરુષ છે. તેનું ખરા સંસારમાં અસ્તિત્વ જ નથી. દરેક દેશનું ખરું જીવન તેના મધ્યમ અને ગરીબ વર્ગમાં જ દેખાય છે, રાજાઓ અને

લક્ષાધિપતિઓના ઘરમા નહિ મધ્યમ વર્ગનુ ઘર ચલાવનાર યુવક આખો દિવસ ઓફિસ, દુકાન કે મિલમા શ્રમ કરી થાકીને ઘેર આવે છે ત્યારે તેના મો ઉપર સિનેમાના નાયકની રોમાચકતા હોતી નથી તે તો ઘર અને નોકરીધધાની અનેક ઉપાધિઓમા અટવાયેલો હોય છે તેને અક્કડ ઇસ્ત્રીદાર કિમતી કપડા પહેરવાની, ટાપટીપ કરી વાળ ઓળવાની અને કાળજીપૂર્વક હમેશ હજામત કરવાની હોશ હોતી નથી હોય તો તેની પાસે તેટલો સમય અને સાધનો હોતા નથી આવો યુવક જ્યારે સાજે થાકીને ઘેર આવે છે ત્યારે તે પત્ની તરફથી ભાવભર્યો આવકાર માગે છે અને પત્નીએ હોશથી બનાવેલી ચા કે કોફીના પ્યાલાની તે આશા રાખે છે તેના વ્યવસ્થિત કપડા અને વીખરાયેલા વાળ અને મોઢા ઉપરની મ્લાનતા જોઈને પત્નીને તેના પ્રત્યે ઘૃણા નહિ પણ પ્રેમની લાગણીઓ ઉત્પન્ન થવી જોઈએ ઘેર આવ્યા પછી આવા મધ્યમ વર્ગના પુરુષને ઘરની પણ અનેક ઉપાધિઓ વળગેલી હોય છે આ કારણસર આવા પુરુષને સિનેમાના નાયકના જેવુ જીવન ગાળવાનુ અથવા તેના જેવુ વર્તન રાખવાનુ ભાન પણ હોઈ શકે નહિ પુરુષનો કપડાનો આડબર અને ટાપટીપ ખરો પ્રેમ અને લાગણી ઉત્પન્ન કરી શકતા નથી ખરા પ્રેમનો અનુભવ તો મનુષ્યનુ વર્તન, મીઠી ભાષા અને તેની લાગણીમાં જ વસે છે ગૃહજીવન એટલે સામાન્યતા, કુદરતી વર્તન, ખરો પ્રેમ, સ્વાર્થત્યાગ અને સહનશીલતા તેમા અશક્ય કલ્પનાઓ, રોમાચ અને સ્વપ્નોને સ્થાન નથી.

યુરોપ અને અમેરિકામા કેટલીક સ્ત્રીઓ મોઢા ઉપરની કરચલીઓનો નાશ કરવા, મોઢા ઉપરની કુદરતી ખામીઓ દૂર કરવા અને સુદરતા વધારવા માટે રાત્રે સૂતા અગાઉ મોઢા ઉપર અનેક જાતના મલમપટા લગાડે છે, વાળમા ગૂચળા ઉત્પન્ન કરવા માટે તેમને દવાઓમા ભીજવી કચકડા અને લોખડના સળિયા સાથે વીટાળે છે આવા પ્રયોગો કરનાર સ્ત્રીઓને તેમના ચહેરા પર લાગેલી ક્રીમ, રગ અને મલમપટા તથા તેમના માથામા ખોસાયેલા અનેક સળિયા સહિત કોઈ જુએ તો તેને માટે જરૂર ઘૃણા ઉત્પન્ન થાય.

જગતનુ સર્વ સુખ પતિ અથવા પત્નીના સુદર ચહેરામા જ આવી જાય છે તેવી માન્યતા રાખનારા સ્ત્રીપુરુષોના જીવનના ઇતિહાસનો અને તેમની અતરની લાગણી ને અનુભવનો કોઈ અભ્યાસ કરે તો તેને જરૂર ખબર પડે કે જીવનનુ સુખ નરી સુદરતામા જ સમાયેલુ નથી સુખ એવી વસ્તુ નથી કે જે એક જ ચીજ પ્રાપ્ત કરવાથી મળી શકે જગતમા દુખીમા દુખી જીવન ગાળનાર અને જિદગીમા કડવો અનુભવ ભોગવનાર કાતો સુદર સ્ત્રીના પતિઓ અથવા સુદર પતિની સ્ત્રીઓ જ હોય છે તેવો સમાજશાસ્ત્રના અભ્યાસીઓનો મત છે સુદરતાના અભિમાને આ જગતમાં હજારો દપતીઓનાં જીવન પાયમાલ કરીને દુખી કર્યાં છે જે દેશોમાં છૂટાછેડા લેવાની સારી સગવડો છે ત્યા તો સુદરતાએ છૂટાછેડાની સખ્યામા ઘણો મોટો વધારો કર્યો છે; અમેરિકાની સિનેમાની નટીઓ કે જેઓ તેમની સુદરતા માટે પ્રખ્યાત છે, તેમના અનેકવાર થયેલા છૂટાછેડા જગજાહેર છે.

જગતમાં ખરી સુદરતા શુ છે તે સમજવાનો દરેક મનુષ્યે યત્ન કરવો જોઈએ. કુદરતે બક્ષેલી ખરી સુદરતામા અને કૃત્રિમ ઉપાયોની મદદથી મેળવાતી અકુદરતી ને અસ્થિર સુદરતામા ઘણો જ તફાવત છે મેઈક અપ કર્યા વગરના સ્ત્રી અને પુરુષના સાદા ચહેરામા સુદરતા પારખવાનો કોઈ યત્ન કરે તો તેને ખરી સુદરતા શું છે તે જરૂર

જણાશે. વળી સૌંદર્ય સાથે સાચો પ્રેમ, લાગણી, સ્વાર્થત્યાગ, માણસાઇ, ક્ષમાવૃત્તિ અને સહનશીલતા ન હોય. તો તે સૌંદર્ય ઝેર સમાન બને છે.

પણ આનો અર્થ એવો થતો નથી કે ગૃહજીવનમાં સુંદરતા, મોહકતા અને મોજ-શોખને સ્થાન નથી; પરંતુ મનુષ્યે સાદાઈમાં સુંદરતા નિહાળવાની શક્તિ કેળવવી જોઈએ. વળી ગૃહજીવનનું ખરું સુખ અને સંતોષ શાથી મળે છે તે શોધી કાઢવા યત્ન કરવો જોઈએ.

જે કુટુંબમાં પતિ–પત્નીનો અરસપરસ નિઃસ્વાર્થ પ્રેમ અને એકબીજા પ્રત્યે લાગણી, ભાવ અને માન હોય છે; જે ઘરમાં આત્મત્યાગ, સહનશીલતા અને કુટુંબવાત્સલ્ય હોય છે અને એકબીજાને ખાતર મરી ફીટવાની ભાવના હોય છે ત્યાં ખરું સૌંદર્ય, સાચું સુખ, સાચી શાંતિ અને અનુપમ સંતોષ અનુભવાય છે.

દક્ષિણ હિંદના એક વિદ્વાન લેખકે આપણા દેશના ગૃહજીવન માટે નીચેના શબ્દો ઉચ્ચાર્યા છે તે સદંતર ખરા છે:

'આપણા દેશમાં ગૃહ નથી પણ ઈંટ-ચૂનાનાં માળખાં છે. આપણા દેશમાં ગૃહિણી નથી પરંતુ ઘરનું કામ કરવાવાળી સ્ત્રીઓ છે!'×

આ તો થઈ ગૃહ અને ગૃહિણીની વાત. પણ આ દેશના પતિદેવો કેવા છે તે બાબત પણ આપણે વિચાર કરવો જોઇએ. કોઈ ખરી રીતે કેળવાયેલ અને સંસ્કારી સ્ત્રીને પૂછીએ કે આ દેશમાં પતિ કેવા છે તો તે જરૂર એવો જવાબ આપશે કે:

'અમારે પતિ નથી પણ પાલક છે!'*

× We have no homes but houses,
We have no wives but women.

* We have no husbands but masters.

તટસ્થ અને નિષ્પક્ષપાત રીતે પુરુષ વર્ગ આ બાબત પર વિચાર કરશે તો તેને એમ જરૂર લાગશે કે હિંદી પુરુષોમાંના ઘણા, પ્રાચીન અનાર્ય પ્રજાના પુરુષોના સ્વભાવને થોડા મળતા સ્વભાવવાળા પતિઓ છે. પત્ની પોતાની માલિકીની વસ્તુ છે અને તે દરેક બાબતમાં પતિ કહે તેમ જ કરવા અને વર્તવા બંધાયેલી છે તે ખ્યાલ હવે પુરુષોએ કાઢી નાખવો જોઈએ.

નિઃસ્વાર્થ પ્રેમ અને આત્મત્યાગ વિષે સંસ્કૃત સાહિત્યમાં એક ટૂંકી કથા છે તે દરેક દંપતીએ વિચારવા જેવી છે:

રેતીના એક વેરાન રણમાં હરણ અને હરણીનું એક જોડું ખરા મધ્યાહ્‌ને દોડા-દોડ કરી પાણીની શોધ કરતું હતું. મહા-મહેનતે તેમને એક જગાએ પાણીનું એક નાનું ખાબોચિયું જડ્યું પરંતુ તેમના કમ-નસીબે તેમાં પાણી ફક્ત એક જ જણથી પિવાય તેટલું હતું. હરણીએ વિચાર કર્યો કે જો તે પોતે બધું પાણી પી જશે તો પોતાનો વહાલો હરણ પાણી વગર મરી જશે. હરણે પણ મનમાં એવું જ વિચાર્યું કે જો તે પોતે બધું પાણી પી જશે તો પોતાની પ્રિય હરણી મરી જશે. આવા સંયોગોમાં બન્નેએ પોતપોતાના પ્રિયજનને બચાવવા રસ્તો શોધ્યો. બન્નેએ પાણીમાં પોતપોતાનાં મોં પાણી પીવાનો દેખાવ કરવા ગોઠવ્યાં; પરંતુ એમાંથી એકેયે પાણી પીધું નહિ. આખરે બન્ને તરસથી મરણ પામ્યાં!

આવી હોવી જોઈએ પરસ્પરની ઉદાત્ત ભાવના. છે આપણી પાસે?

આપણા દેશમાં અત્યારે, પતિના બીજા જીવનમાં પણ તેની જ પત્ની થવાની ઇચ્છા રાખનારી કેટલી સ્ત્રીઓ અને પત્નીના બીજા જીવનમાં પણ તેનો જ પતિ થવાની ઇચ્છા રાખનારા કેટલા પુરુષો હશે?

★

નિષ્કુળાનંદની

# વૈરાગ્ય-કવિતા

શ્રી અનામી

ભક્તિ, જ્ઞાન ને વૈરાગ્ય–ઈશ્વરોપાસનાના આ ત્રણ રાજમાર્ગ. પ્રાચીન ગુજરાતી કવિઓમાં આ ત્રણેયની આરાધના અનુક્રમે નરસિંહ-મીરાં, અખો અને નિષ્કુળાનંદે કરી છે. 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના'નું નિષ્કુળાનંદનું પદ, નરસિંહના 'વૈષ્ણવ જન' જેટલું જ લોકપ્રિય બની ગયું છે. ભક્તિ કરતાં જ્ઞાન ને વૈરાગ્ય દોહ્યલાં છે. આવા વૈરાગ્ય વિષેની સાચી શિખામણ આપતાં નિષ્કુળાનંદે અનેક ટુચકા કે દૃષ્ટાંતોનો પોતાના કાવ્યપ્રવાહમાં બહોળે હાથે ઉપયોગ કર્યો છે ને કવિતાને સત્ત્વશીલ બનાવી છે. ઉપરાંત, આજના માનસશાસ્ત્રની દૃષ્ટિએ પણ એમની વૈરાગ્યભાવના ટકી શકે એવી છે. જગન્મિથ્યાના શ્રીમત્ શંકરાચાર્યના માયાવાદનું જાણે એમાં આબેહૂબ પ્રતિબિંબ પડે છે. મુમુક્ષુઓને આ કવિતાનો રસાસ્વાદ સન્માર્ગે વાળવા ઉપયોગી નીવડશે. લેખક એમ. એ. છે ને કૉલેજમાં અધ્યાપક છે. ગુજરાત મુખ્યત્વે તેમને કવિ તરીકે પિછાને છે.

'વૈરાગ્ય' શબ્દ ઉચ્ચારતાં વેંત જ, ભર્તૃહરિ, ગોપીચંદ, ધ્રુવ, જડભરત, શુકદેવ વગેરે નામો આપણા સ્મરણપટ પર અંકિત થાય છે. એમાં યે મધ્યકાલીન ભર્તૃહરિની વૈરાગ્ય-કવિતાનો વારસો તો સંસ્કૃત કવિતાનું આગવું આભૂષણ છે. એનો એકએક શ્લોક એક સ્વતંત્ર, સુરેખ ને સંપૂર્ણ ઊર્મિકાવ્ય જેવો છે.

ભર્તૃહરિને બાદ કરતાં, વૈરાગ્ય-કવિતાના પ્રદેશમાં નિષ્કુળાનંદનું સ્થાન વિશિષ્ટ પ્રકારનું છે. નરસિંહના પુરોગામી ને સમકાલીન કવિઓએ વૈરાગ્ય ગાયો છે. વૈષ્ણવ સંપ્રદાયના ને સ્વામીનારાયણ સંપ્રદાયના અનેક ભક્તકવિઓએ એને અત્યલ્પ અંશે બહેલાવ્યો છે. અખો, નરહરિ, ગોપાળ, બુટિયો જેવા બીજા ઘણા જ્ઞાની વેદાન્તી કવિઓએ પણ એનું માહાત્મ્ય ગાવામાં કંઈ મણા રાખી નથી. ભક્તિવૈરાગ્યવિમુખ જીવાત્માઓને નગ્ન- સંગમ જેવો ઉદ્દામ વૃત્તિવાળો કવિ તો 'ઉગાયા સાઢ' જેવા કે 'કહે નરભો ફટ ગધેડીના શિદ વણસાડ્યું ધાન રે'–એમ કહી શિષ્ટતાની સીમાનું ઉલ્લંઘન કરવાનું પણ નથી ચૂક્યો. અખો, વળી 'વૈરાગ્ય' જેવી સંકુલ વૃત્તિ સ્થિતિની વ્યાખ્યાબંધીથી માંડીને વૈરાગ્યના પ્રકાર, પ્રયોજન ને તેની લાઘવી તાત્ત્વિક પર્યેષણા સુધી પહોંચી જાય છે. અખાનું વૈરાગ્યદર્શન સમગ્રતાની સમર્થ છાપ ન પાડે છે, છતાં યે એ દર્શનની સમગ્ર છબિને જેય કાવ્યો દ્વારા વધુ રંગદર્શી ને અતિ-પ્રચલિત તો કરી છે નિષ્કુળાનંદે.

અર્વાચીન માનસશાસ્ત્ર વૈરાગ્યનું પૃથક્કરણ કરવામાં એને 'હારણવૃત્તિ' કે 'વાસ્તવિક પ્રતિકૂળ પરિસ્થિતિના અશક્ય પ્રતિકારમાંથી જન્મેલી ભાગેડુવૃત્તિ' કે એવું ઘણું, બધું કહેશે. સ્થૂલદૃષ્ટિએ દુ:ખનો અંત મૃત્યુ. પછી એ મૃત્યુ હોય કુદરતી કે કૃત્રિમ. વિષમ જીવનસંગ્રામમાં જીવાત્મા કાં તો 'ઉન્માદથી ચૈતન્યહીન' અને અથવા નિરાશાના અસીમ ને અતાગ સમુદ્રમાં 'મન મનાવે' 'માથે પડી શિવાય નમઃ'–એ સૂત્ર કચવાટથી કે ઊંડી સાદી સમજથી સ્વીકારી જીવન જીવે–ભોગવે.

પણ સાચા વૈરાગ્યમાં 'બળાત્કાર' કે 'કચવાટ'ને સ્થાન જ નથી. અખો કહે છે તેમ

**'આપોઆપનો થાયે ત્યાગ,**
**ત્યારે અખા, સાચો વૈરાગ'**

આત્મત્વમ્–આપોપું, સહજ–જ કુદરતી રીતે ત્યાગ થાય તે સાચો વૈરાગ્ય. નિષ્કુળાનંદ

પણ એવું જ કહે છે:

**(૧) ઉપરથી અભાવથી,**
**ટકે નહિ કહી ટેકજી.**
**(૨) તપાસ વિના જે ત્યાગિયું,**
**હોડે કરી હૈયાજોરજી.**
**તે કોઈ દહાડે કચવાઈને,**
**કંઈક ભાગશે ભૂરજી.**
**(૩) સાચે કારજ સર્વે સરે,**
**કાચે રાચે નહિ રાગજી,**
**નિષ્કુળાનંદ કહે નક્કી જીવ,**
**અણસમજુ બેપ્રાગજી...વગેરે.**

નિષ્કુળાનંદની વૈરાગ્ય-કવિતામાં આત્માનુભૂતિનો નક્કર રણકો છે. એ કેવળ શ્મશાન-વૈરાગ્ય નથી. જગતક્લેશથી થાકેલ આત્માનો એ ક્ષણિક છુટકારો નથી. કોઈ 'ભૂખડી બારશ'નો પણ એ વૈરાગ્ય નથી. કવિતા-સ્વરૂપે કહેલી પોતાના 'સાચી વાર્તા'માં એ સંતોને કહે છે:

**'સંતો સાંભળો સાચી વારતા,**
**નથી લીધો આ ભૂખ્યે ભેખ રે.'**

ત્યારે એમની સ્થાવરજંગમ જાગીર કેટલી? એનો આછો ખ્યાલ પણ આપવાનો તે ચૂકતા નથી:

**'ગાડું બળદ ગાય ને ઘોડી,**
**દોયાં હતાં દસબાર રે;**
**પાંચ મળીને પૂછતાં સુને,**
**કરતો હું કારભાર રે.**
**અન્ન ધન, ધામ ને ધરણી,**
**પરણી હતી ઘેર રે;**
**છોટાં છોટાં છોકરાં હતાં,**
**હતી માતાજીની મ્હેર રે.**
**ખાવાપીવાનું ખૂબ જડતું,**
**વસ્ત્રનો નહિ પાર રે;**
**જોઈએ તેવા જોડા જડતા,**
**તકે તકે તૈયાર રે.'**

-આપણા જેવો એ રેશનિંગનો જમાનો કંઈ ઓછો જ હતો! 'માયાની આવી લીલી વાડી હતી તો ભલા! તને આ શું સૂઝ્યું?' ભવિષ્યનો કોઈ અળવીતરો જિજ્ઞાસુ જીવ કે માનસશાસ્ત્રી, કદાચ આવો પ્રશ્ન પૂછશે ને 'નિષ્કુળાનંદ કહે નહી કહું તો જોડશે મારું ગીત રે,' એવી આશંકાથી તે પોતે જ એમના વૈરાગ્યનું સાચું કારણ કહી દે છે, તે આ:

**'જ્ઞાન-વૈરાગ્યે ગળે ઝાલ્યો,**
**કાંઈ ન ચોંટયું ચિત્ત રે.'**

જ્ઞાન અને વૈરાગ્યે અથવા જ્ઞાનજનિત વૈરાગ્યે એની ગળચી પકડી અને એનું 'ફરેલું મન' સંસારમાંથી ઊઠી ગયું. સંસાર તો મનનો વિસ્તાર છે. 'મન ઊભે ઊભો સંસાર' માટે જ 'અખો કહે, ફેરવવું મન.' સંસારવાસનામાં ખૂંપેલા જીવો માટે એ 'મન ફેરવવાનો' વિધિ-પ્રયોગ લોઢાના ચણા ચાવવા જેવો છે. સાધનાની મધ્યમાં પણ સાધકને લાગે કે 'ખાંડ ખાઈએ છીએ' પણ વાસ્તવમાં 'ચાવતા હોય રેત.'

જ્ઞાન એટલે 'આતમસૂઝ' અને 'સર્વે સુખની સીમા જ્ઞાન'-એવું જ્ઞાન નિષ્કુળાનંદને સાચે જ થયું છે.

એમની કવિતામાંથી વૈરાગ્યસરણીનાં ક્રમિક પગથિયાં વાચકોને જડી રહે છે. પ્રભુસાધનાનાં ત્રણ સાધન-મૂળે પદાર્થ એક પણ આ ત્રણ નામાવભાગ-ભક્તિ, જ્ઞાન કે વૈરાગ્ય કંઈ સહેજ બધા જીવાત્માઓનાં 'ગળાં ઝાલતાં' નથી. એવા જીવો માટે એ સાધનાનો અમુક ક્રમ નક્કી કરે છે, જે શક્ય ને કુદરતી છે.

(૧) પ્રથમ પગથિયું:

**પ્રથમ વૈરાગ્ય જેને પ્રગટે,**
**તજે સકળ સંસારજી;**
**રાજસાજ સુખસંપત્તિ,**
**મેલે માલ ભંડારજી.**
**આસન વસન ભૂષણ સર્વ્યાં,**
**એથી ઉતારે મનજી...વગેરે.**

–આમ પ્રથમ પગથિયે વૈરાગ્ય–પથનો જીવડો ગજસાજ, સુખસંપત્તિ, માલભંડાર, આસન, વસન, ભૂષણ વગેરે બાહ્ય ચળકાટ– આ બધી ઉપરછલ્લી ઉપાધિઓ ત્યજે અખો અને 'ઉપલો જંજાળ' કહે છે સ્વામી રામકૃષ્ણ પરમહંસ કહે છે કે જેને મોટી નક્કર સાધના કરવી હોય તેણે પ્રથમ આવી નાની વાસનાઓ માણી સેવી એ માણ્યા પછી જ પાકો વૈરાગ્ય થાય

(૨) બીજું પગથિયું

**અંતર વૈરાગ્ય જ્યાં ઊપજે,**
**તજે ભુવન ઇચ્છે વનજી**

પણ આ 'અંતર વૈરાગ્ય'ની ખાતરી શી ? તો કહે છે

**રામભોગ તે ગમે નહિ,**
**ઇચ્છે અરણ્યમાં આસનજી,**
**માત તાત સુત સંબંધી,**
**તજે ભગિની ભાઈજી**
**નારી ન ગમે દીઠે નેણે,**
**તોડે સૌ શું સગાઈજી,**
**એટલાં તજી નર નીસરે,**
**વળતો લિયે વેરાગજી**

–બીજે પગથિયે 'અંતર વૈરાગ્ય' ઊપજવાની વાત છે બાહ્ય ઉપાધિઓ કરતાં સંબંધોની ઉપાધિ ઘનિષ્ઠ ને દુઃખદ, એટલે જ માતતાત, ભગિનીભાઈ, સુતસંબંધી–સૌ શું સગાઈ તોડવી–એ બીજા ક્રમમાં આવે 'સગાઈ તોડવી' એટલે સ્નેહશૂન્ય થવું એમ નહીં એ સ્નેહગ્રંથિ તો અભંગ વહે પણ સંબંધદૃષ્ટિ બદલાય એટલું જ વૈરાગ્યપંથમાં નારીમહત્તાને ઉતારી પાડી નથી પણ 'ત્રિલોકને ઘૂંઘટમાં ઘાલનાર' એ માયાશક્તિનો વાસ્તવિક સ્વીકાર કર્યો છે, બાકી 'પાંચે ઇન્દ્રિયોને વશ કરી પછી છોગાં મેલી ફરવાની વાત' તો, વૈરાગ્યવૃત્તિમાં ભર્તૃહરિ ને નિષ્કુળાનંદની જમાતમાંનો અખો પણ કરે છે મતલબ કે પહેલામાં કંચનત્યાગ, બીજામાં કામિનીત્યાગ

(૩) ત્રીજું પગથિયું કંચનકામિની ત્યાગ પાકો થાય ત્યારપછી 'વેશ લે' ને ભલે પછી 'દેશ દેશ ગ્રહી જાય' શરીરે સુખદુઃખ સહે, દેશવિદેશ દેખે, પછી 'બેસે કોઈ થાનક જોઈ સુંદર જાગજી,' અને

**'નિષ્કુળાનંદ કહે એ નરનો,**
**વળતો ન રહે વૈરાગજી'**

અખો કહે છે તેમ 'બાંડે તોડે જોડે વાળ' એવા બધા બાહ્ય વિધિવિવેક પછી, ફળ આવતાં ફૂલ ખરી પડે તેમ ખરી પડે છે ને પછી તો–

'સાધો ! સહજ સમાધ ભલી' જેવી સ્થિતિ વૈરાગ્યમાં પણ થાય છે

આ ક્રમ નક્કી કર્યો એટલે વૈરાગ્ય સરળ નથી કવિ પોતે જ કહે છે 'વૈરાગને વિઘન ઘણાં તાકી રહ્યાં તૈયારજી'–જેમ મૃત્યુ જીવનને તાકી બેસી રહ્યું છે તેમ વૈરાગને અનેક 'વિઘન' તાકી રહ્યાં છે

कामिनीकायकान्तारे कुचपर्वतदुर्गमे ।
मा सचर मन पान्थ तत्रास्त स्मरतस्कर ॥

**'હે મન–મુસાફર ! કામિનીકાયારૂપી વનમાં કુચરૂપી દુર્ગમ પર્વત આવેલા છે (જો તારું શ્રેય ઇચ્છતો હોય તો) ભલો થઈને એ વનમાંથી ન જા, કેમકે તેમાં કામરૂપી ચોરટો છુપાઈને બેઠો છે'**

જે આ વાત ભર્તૃહરિએ કરી છે તે જ વાત વિવિધ રીતે નિષ્કુળાનંદ કહે છે

**(૧) પાંચ વેરી પ્રચંડ છે,**
**અધિક એકથી એકજી**
**(૨) ખાતાંપીતાં સૂતાંજાગતાં,**
**વળગુ, વેરીને વાસજી**
**(૩) વિષયને વિષ કરી જાણિયે,**
**રાખિયે નહિ રાગજી**
**(૪) તું ને વિષય કાંઈક કેમ ભાવે રે ?**
**થાવા હડકાયાની હોંશ કેમ આવે રે ?**
**તારું ધન–દારા દેખી દિલ ડોલે રે,**
**થૈ બાવરો ને હડબડ બોલે રે.**

**(૫) તારું મન મોહ્યું દામઃવામ ધામ રે,**
**(૬) ભાખ્યો ભોગ ને,**
**લાગે વિષ મીઠો રે.**
**(૭) જગત પદારથ જીવને,**
**કહ્યે નહિ જેમ રોગજી.**
**(૮) ઇંદ્રિય મનની ઉપરે,**
**રહે શત્રુ સદાયજી,**
**વિફળ ન થાયે વિષયમાં,**
**રહે ધમ્મતમાંયજી...**વગેરે.

પર્વત જેવા શુષ્ક, અચલ ને છતાં અંતરમાં કરુણાનાં છલકાતાં જલ! 'બહાર દીસે નગ કોરડા અંદર ભર્યાં જલ ઓરડા' એવી સ્થિતિ એમને અભિપ્રેત છે. પર્વતમાંથી પાર્વતીઓ ને ગિરિમાંથી જ ગિરિજાઓ વહેને!

આમ તનસુખત્યાગને એ મહત્ત્વનું ગણે છે, કેમકે કવિ દેહને 'અનરથનું આગાર' સમજે છે, એટલે બેજોખમે, જાણીબૂઝીને એનું જતન કરવું નહીં. ઊલટું દેહદુઃખ દેખી ડવાઈ જવું નહીં, પણ મનમાં મલકાવું. વિશ્વની વાતોથી-સાંસારિક રસથી આઠે પહોર ઉદાસીનતા કેળવવી. એ નિર્વેદ નિરાશાજન્ય નહીં પણ જ્ઞાનજન્ય હોવો જોઈએ. હરિને જાણવાની સત્ય જિજ્ઞાસામાંથી જન્મેલી એ વૃત્તિ હોવી ઘટે. મુક્તિ પામવા માટે એની ઘણી બધી આવશ્યકતા છે. સત્ય વસ્તુનું હાર્દ પામ્યા બાદ આ સ્થિતિ સહજ પ્રાપ્ત થાય છે. એ થતાં હર્ષશોક છૂટી જાય છે. અરે, જીવનનો મોહ ને મૃત્યુની બીક-ઉભય ચાલ્યાં જાય છે. આવા વૈરાગીને મન સેજ-પલંગ કે તૃણ-સાથરો, મંદિર-ઝરૂખા કે તરુતળછાંય, શાલદુશાલા, ઝીણા જરકશી જામા કે કંથાગોદડી, ભાવતાં ભોજન કે ભિક્ષાનો ટુકડો, માન કે અપમાન, શીત કે ઉષ્ણ, પુરાણાં પટ, નવાં ચીર કે કંથા કોપીન-બધું જ સમાન છે.

જ્યારે વૈરાગ્યની આવી સાત્ત્વિક સમતા-યુક્ત ખુમારી પ્રગટે ત્યારે :

**'નિષ્કુળાનંદ નિઃશંક થઈ સેજે તારે સંસારજી'**

એવા આત્માઓ અહોરાત્ર અંતરના રિપુઓ સામે યુદ્ધ મચાવે. શા માટે? તો કહે છે: 'માન મોટાઈ છે મારવા, ઢોળાવવા ધન નારજી' માનવીના જીવનમાં 'અહંભાવ મોટું અંધેર છે.' એને તો ટાળવું જ રહ્યું; પણ ઊલટપક્ષે સાત્વિક ગુણની આસક્તિ પણ ખંખેરી નાખવી જોઈએ. મૃગબાલને ખવાવનાર ભરતનો દાખલો આપી કહે છે:

**'દયામાંથી દુઃખ ઊપનું,**
**થયો મૃગશું સનેહજી,**
**તેથી કરી તન ધારિયું,**
**રહ્યું જ્ઞાન અગ્રગજી.'**

ગુણનું પણ અભિમાન પાડે, બંધનમાં નાખે. સાચો વૈરાગી તો 'ધરમ ધીરજ મૂકે નહિ.' અને 'હરિઇચ્છાએ હરેફરે કરે જીવના ઉદ્ધારજી'-સ્વનો ને, પરનો ઉદ્ધાર-એવા સંતપારસમણિઓ જ જગતને તારે, ઉદ્ધારે.

હૃદયથી જગત-ભાવ ટળતાં સાચો વૈરાગ્ય થાય, જગતમાં જ્યાંત્યાં જગન્નાથ દૃષ્ટિએ પડતાં સાચી ભક્તિ સરાણે ચઢે, તેમ જ દ્વૈતભાવ જતાં જીવને ત્રિવિધ જ્ઞાન થાય. દ્વૈતભાવ જેમનામાંથી ગળી ગયો છે તેવા જોગી 'સગા સૌના સોહાયજી.' જગતમાં શત્રુ શોધે તો તેમને કોઈ જડે જ નહીં. આત્મા જ આત્માનો શત્રુ, ને આત્મા જ આત્માનો મિત્ર. એમને કોઈના ઉપર ક્રોધ કરવાનો હોય તો પોતાનામાં રહેલા કામ-ક્રોધ ઉપર. એટલે જ જગતમાં શત્રુ શોધે તો તેમને કોઈ જડે જ નહીં, અને-

**'સ્થાવર જંગમ સ્થૂળ સૂક્ષ્મ,**
**ચરાચર ને જંતજી;**
**મન કર્મ વચને દૂભે નહિ,**
**દયા દિલે અનંતજી'**

સચરાચર વિશ્વનાં સ્થાવરજંગમ તત્ત્વોને

મને વચન કે કર્મથી દૂભવે નહી, પોતે પણ ન દુભાય-એટલી હૃદયસભર અનંત દયા-બુદ્ધિની કરુણા-દાખવતા વૈરાગીઓ દેહદર્શી ન હોય, કેમક

'દેહદર્શી દુખ ભોગવે,
કરે સુખને ઉપાયજી,
આત્મદર્શી આનંદમા,
રહે સુખમા સદાયજી '

દેહદર્શીઓ તો ઔગણા જેવા સમજવા ધાન ને વાવેતર-બનેમાથી એ ટળે 'ત્યજીને ભોગવ' એ સૂત્રને તેઓ વિકૃત કરે છે 'ઉપર ત્યાગ ને અંતર પ્યાર'-એના જેવી એમની અર્ધદગ્ધ સ્થિતિ હોય છે સુખ પામવા માટેના એમના વલખા-ફાફા અંતે દુખમા પરિણમે છે આવા દેહદર્શીઓ 'વસ્તીએ વગે છે,' એ સાથ આશા બાધે છે, તુબડા રંગે છે, ગામેગામ વસ્ત્ર માગતા ફરે છે, રસરહિત ભોજનને બદલે-

"તેને રે જોઈએ તીખા તમતમા,
ખાવા ખીર ને ખડજી '

અને પ્રથમ-

'જેને રે જાગ્યા આગ લાગતી,
ગમતુ નહિ સજ્યા ને ઘરજી,
તેને રે આસનથી ઉઠાડતાં,
જગાડવો મણિધરજી '

કાચા વૈરાગ્યવાળા આવા દેહદર્શીઓને પ્રથમ જે જ્યાએ આગ લાગતી, સેજ ને ઘર ગમતા નહી તેને ઠેકાણે, તેમને તે વાસ-પ્રીતિમાથી વાળતા પણ જાણે મણિધરને જગાડવા જેવી ભયકર પ્રવૃત્તિ થઈ પડે છે વહેતુ જળ નિર્મળ રહે તેમ સાધુ ચાલતો ભલો, પણ આવા દેહદર્શીઓ તો-

'પોતાનો પરિવાર પરહરી,
ચાલ્યા એકલા આપજી;
તેને રે સ્નેહ બાધ્યો શિષ્ય શુ,
લીધો પરનો સંતાપજી '

કાચા વૈરાગ્યવાળા 'ઘરનીને ત્યજે ને ગવડતીને ઉપાડી લાવે' તેના જેવી આ વાત થઈ પોતાનો ઉદ્ધાર પોતાની જાતે જ કરવાનો છે જેના ગળામા શિલા હોય તે બીજાને શી રીતે પાર ઉતારે? સાચો જ્ઞાની તો ગુરુ-પણાનો માથે ભાર ન રાખે

પણ સાચા આત્મદર્શીઓના માર્ગ 'ઉફરા' હોય છે તેઓ તો સરવરમા સરોજ ખીલે-હસે-ખૂલે તેમ સદાય બ્રહ્માનંદ-સરોવર-મા વિકસે-વિલસે છે

આવા આત્મદર્શીઓ અહોરાત્ર 'હુ કોણ?' 'ક્યાથી આવ્યો?' 'ક્યા જઈશ?' એવુ વિચારી કાળથી ઊગરવાની કળા સિદ્ધ કરે છે આવી આત્મદર્શી દૃષ્ટિ કેળવ્યા સિવાય સાચો ત્યાગ-વૈરાગ્ય અસભવિત દેહદર્શીનો વૈરાગ્ય તો 'ઉપરથી લાગે રે લજામણો, વગેણા સરખો વૈરાગજી ' એવો વૈરાગ્ય તો મસ્યાન રગની માફક, પરિસ્થિતિ બદલાતા પોતાના ટગ બદલે સૂરજની માફક, આત્મ-દર્શીના વૈરાગ્ય ઊગતા જ અધારામા અજવાળુ કરે

એ દેહદર્શી ને આત્મદર્શીના દ્વિવિધ વૈરાગ્યનુ કવિતારૂપે ભાષ્ય, ઉભયનુ કરેલુ વિવેકી મૂલ્યાકન તેમના વૈરાગ્યવિષયક અનેક પ્રસિદ્ધ ભજનોમા થયેલુ છે 'જનની જીવો રે ગોપીચદની,' 'જગલ વસાવ્યુ રે જોગીએ,' 'અમે રે જડભરતી જોગિયા,' 'જડ રે ભરતની જાતના,' 'હુ બલિહારી એ વૈરાગન,' 'જોગી જીવો રે એવા જગતમા'- 'વૈરાગને વિઘન ઘણા,' 'જેનુ રે મન વન શુ વર્તતુ,' 'વાય વાય જો કુમતિ મતિ તારી રે, મેલી મોહનવદન જોઈ નારી રે,' 'ધિક્ ધિક્ તારા જો અવતાર રે, તે તો ન કર્યો નરનો વિચાર રે,' 'બળોબળો કુમતિ મતિ તારી રે, તે તા વાત કાય ન જોઈ વિચારી રે,' 'એક મૂરખને હાથ મણિ મળી રે, જોઈ ચાખી સુધી ન લાગી ગળી રે' વગેરે

પંક્તિઓથી શરૂ થતાં તેમનાં કાવ્યો ખૂબ જ પ્રચલિત છે.

જેમ નરસિંહ મહેતાનું, સાચા વૈષ્ણવનાં લક્ષણો વ્યક્ત કરતું-ખાસ કરીને પૂ. ગાંધીજીએ જે કાવ્યને જીવીને ચિરંજીવી બનાવેલું 'વૈષ્ણવ જન તો તેને કહીએ'–તે ઉત્તમ કાવ્ય છે; તે જ રીતે વૈરાગ્યગીતાના એકાદ અધ્યાય જેવું શ્રી નિષ્કુળાનંદનું ઉત્તમ કાવ્ય તો છે:

**'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના.'**

એ પંક્તિનો પૂર્વાર્ધ આખું સૂત્ર બની રહે છે ને પછી તો એ સૂત્ર પર દાખલા-દલીલોનું ભાષ્ય રચાય છે. ગમે તે દેશકાળમાં ગમે તેવો ને ગમે તેનો ત્યાગ, વૈરાગ્ય વિના ન જ ટકે–કોટિ ઉપાયે પણ. અંતરતલની ઊંડી ઇચ્છા કેમે ય ત્યજાતી નથી. ઉપરનો અચ્છો વૈરાગ્યવેશ લેતાં દેશ દૂર રહી જાય છે, પણ અંદરનો મોહ દૂર થતો નથી. કામ, ક્રોધ, લોભ, મોહ સમૂળા જાય નહીં ત્યાંસુધી એ સંગ પ્રસંગે પાંગરે છે તે જોગનો ભોગ થતાં વાર લાગતી નથી. અંતરના ઊંડા ખૂણે પડેલો ઇચ્છાનો એકાદ નાનો તણખો દાવાનળ પ્રગટાવે.

પ્રસંગ મળતાં એ ષડ્‌રિપુઓ કેવી રીતે પાંગરે છે? તો કહે છે:

**'ઉષ્ણરતે અવનિ વિષે,**
**બીજ નવ દીસે બહારજી.**
**ઘન વરસે, વન પાંગરે,**
**ઇંદ્રિવિષય આકારજી.'**

–ઉનાળાના ધખતા ધોમમાં પૃથ્વીમાં બીજ બહાર દેખાતાં નથી, પણ વર્ષાઋતુ આવતાં મોટાં વન પાંગરે છે, તેવી જ રીતે ઇંદ્રિય-વિષયો પણ મર્યા નથી હોતા; પણ બીજની માફક ગુપ્ત ને સુપ્ત અવસ્થામાં પડ્યા હોય છે, જે પ્રસંગ મળતાં વનની માફક પાંગરે છે.

પ્રથમ પંક્તિમાં યોજેલ દૃષ્ટાંતની સાર્થકતા, સચોટતા ને વિશાળતા જુઓ; ને બીજી પંક્તિના પૂર્વાર્ધમાં 'ઘન વરસે, વન પાંગરે' એ કેવળ ચાર જ શબ્દોથી કલ્પનાચક્ષુથી વરસતા ઘનનું ને પાંગરતા વનનું જે ચિત્રાત્મક દૃશ્ય ખડું કર્યું તે કેટલું આબેહૂબ, ઇંદ્રિયગમ્ય ને કલાના લાઘવ અંશે અંકિત છે!

એ ઇંદ્રિયવિષયનો સંયોગ કેવો છે? તો કહે છે કે 'ચમક દેખીને લોહ ચળે' તેના જેવો. વિજ્ઞાનના નિયમને કવિતાની મદદે લાવ્યા પછી કવિ આગળ કહે છે કે 'અણભેટે રે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી.' વિષયની પ્રબળતા ને માનવમનની નિર્બળતા યયાતિ–વૃત્તિનો સચોટ ખ્યાલ એક જ પંક્તિમાં એમણે આપી દીધો છે. અને માનસશાસ્ત્રીઓ માનવનાં બે મનનું પૃથક્કરણ કરે છે એનો ખ્યાલ દ્વિધા જીવનનો ખ્યાલ પણ એક જ પંક્તિમાં આપે છે:

**'ઉપર તજે ને અંતર ભજે,**
**એમ ન સરે અરથજી.'**

'ઉપર ત્યાગ ને અંતર પ્યાર' વૃત્તિવાળા તો વર્ણાશ્રમ થકી વણસે એટલું જ નહીં પણ અંતે અનર્થ સર્જે. કેવી રીતે?

**'ભ્રષ્ટ થયો જોગ ભોગથી,**
**જેમ બગડ્યું દૂધજી.**
**ગયું ઘૃત મહિ માંખણ થકી,**
**આપે થયું રે અશુદ્ધજી.'**

પળમાં જોગી ને પળમાં ભોગી, ઘડીમાં રાગી ને ઘડીમાં વિરાગી બનતા ઝાંખરા જેવા અજ્ઞાની જીવો તો જોગભોગથી ભ્રષ્ટ થતાં, આપે અશુદ્ધ થયેલ–બગડેલ–ફાટી ગયેલા દૂધ જેવા ઘી–માખણમાંથી પણ ટળે. ધોબીનો કૂતરો નહીં ઘરનો કે ઘાટનો! તલમાં કાંકરા ભળતાં તેની 'ન થાય ઘેંશ કે ન થાય ધાણી.' તેમાં આવા કાચા વૈરાગીના તો બંને સંસાર વણસે.

બીજી બાજુ, સાચા વૈરાગ્યનુ બહુમાન કરવા, તેને દઢાવવા તે ગોપીચદની માતા, ધ્રુવની માતા, ભર્તૃહરિ વગેરેને બિરદાવે છે ને સાસારિક સાધનોની ક્ષણભગુરતા બતાવવા તે રાવણનુ કુળ, સાઠહજાર સગરસુત, નદનુ અહળક નાણુ વગેરેને સ્વપ્નાનો વ્યવહાર કહે છે ભર્તૃહરિની માફક નિષ્કુળાનદ પણ ટુચકા, દષ્ટાત કે વાર્તાને અનુકૂળ ને અસરકારક રીતે કાવ્યમા વણી લે છે ગગ સાગર-દીપચદી તાલમા ગવાયેલો વૈરાગ્ય જેમ પ્રલબ ગભીર સ્વરનુ સમેલન રચે છે, તેમ જ તેમના વૈરાગ્યના સીધા બોધક પદોમા પણ એક પ્રકારનો સાત્વિક ઉદ્બોધનનો પ્રેરણાત્મક જુસ્સો છે થોડી છૂટક પક્તિઓ જોઈએ તો

**(૧) તે તો વાઘણીશુ વાલપ કીધી રે**
**(૨) બાળ તજીને આકફળ ખાધુ રે**
**(૩) સૂતા સિંહને ઉઠાડી ભિખ માગ્યુ રે**
**(૪) તજી મળીને વલોવ્યું જઈ વારિ રે**
**(૫) જેમ ધતૂરાના ઘીડાં ભૂડાં ભાવે રે**
**(૬) ભૂખ્યો સોય ગ ને લાગે સિંધ મીઠો રે**
**(૭) તેણે સત ગ ગર ગ અ ગ ત્યાગ્યો રે**
**કાળા કામળાને કર્સુબો ન લાગ્યો રે**
**(૮) રહે પથ્થર કોરો જો પાણી માંઈ રે**
**જેમ જળ મળે જવાસો સુકાઈ રે**
**'મળી મરકટને રાજસાજ સિદ્ધિ રે**
**દેખી ટોપરુ' ને તરત ટેકે દીધી રે**
**(૯) દેખે દિનમા અધારુ ખાતે ખોળી રે**
**એવા અ ધ નર ઉલૂકની ટોળી રે**
**(૧૦) માગ્યુ કલ્પવૃક્ષ માગ્યો છે કુઠારો રે.**
**(૧૧) પડ્યુ અવળુ ન સૂઝે બીજુ સાજ રે,**
**રીઝવ્યા રાજપાસ માગી છે પિયાજ રે.**
**(૧૨) અંડ ઉદ્ભિજ ને સ્વેદ જરાયુ રે,**
**વાર અનેક તુ ઊપજી મરાયુ રે,**
**એકએકને ઉદર નર આવ્યો રે,**
**તુ તો સરવે તણો સુત કહાવ્યો રે**
વગેરે વગેરે

'જડભરત'ની વૈરાગ્યકથા, ભર્તૃહરિની પદ્ધતિએ બે પદમા કહી છે તો તેની માફક જનવાતાઓને પણ કવિતામા એમણે ગૂથી છે જનસમાજના મોટા ભાગને કથનનો આ પ્રકાર રોચક ને અસરકારક નીવડે છે એ વાત છે આ પ્રમાણે

**'એક બાવરો બેસાર્યો વળી વહાણે રે,**
**માન્યુ મૂરખ તુ પડ્યો ખદીખાને રે**
**થઈયો ફેર ને દીઠુ છે સર્વે ફરતુ રે,**
**માન્યુ મનમા જે પાડ્યો હવે મરતુ રે**
**થયો આકરો અભાગી લાગી લેરી રે,**
**ખરા ખારવા વિશેષ જાણ્યા વેરી રે**
**ચડી દોલ ને દીઠુ છે દુખદાઈ રે,**
**મારી ઊંડ છેક પડચો પાણી માંઈ રે'**

સસાર તે સમુદ્ર, બાવરો તે મદમતિ જીવ, વહાણ તે સતજનબોધ, ખારવા-સતજનો પોતે-આવો મઝાનો યોગ સાપડ્યો, સસારસમુદ્રને સુખે પાર કરવાની અનુકૂળતા સાપડી, તોપણ મૂઢ જીવ તેનો યોગ્ય લાભ ઉઠાવતો નથી અને

**'તજી સુખ પડ્યો દધિદુખ માંઈ રે,**
**એ પ્રકારમા ન જાય કહ્યાઈ રે**
**સર્વે સુખદ્ર મ વહાણનુ જો સહિયે રે**
**કહે નિષ્કુળાનદ પાર થઈયે રે'**

મૂર્ખાને હાથ મણિ ચઢતા, ચાખી-સૂધી ગળ્યો ન લાગતાં ફેકી દે છે તે પદના દષ્ટાતો પણ વિવિધ ને સચોટ છે

અને પ્રાચીન કે ગદ્યકાલીન કવિઓની પૌરાણિક અનેક ઉદાહરણ આપવાની દષ્ટાત-પદ્ધતિ પણ નિષ્કુળાનદની જોશીલી, ઓજ-ઓપયુક્ત, સરળ, પ્રાસાદિક વાણી-શૈલીમાં કેવી ધારી અસર ઉપજાવે છે!

માયાની પ્રબળતા બતાવતાં કહે છે

**'બ્રહ્મા સરખાને જેણે જો ભોળાવ્યા રે,**
**શિવ સરખાને જેણે જો ડોલાવ્યા રે.**
**જેણે એકલશૃગીને અધ કીધો રે,**
**જેણે પરાશર પાડીને લીધો રે.**

# આ. શ્રી. હેમચંદ્ર

## કુ. સરોજ ન. પરીખ

'સિદ્ધહેમ,' 'લિંગાનુશાસન,' 'ધાતુપારાયણ,' 'કાવ્યાનુશાસન,' 'છંદાનુશાસન,' 'અભિધાનચિંતામણિ,' 'નિઘંટુકોશ,' 'દેશીનામમાળા,' 'પ્રમાણમીમાંસા' અને 'યોગશાસ્ત્ર' જેવા એક-એકથી ચઢિયાતા એવા શાસ્ત્રીય ગ્રંથો; તથા 'મહાદેવસ્તોત્ર' સમા પરધર્મ પર સ્તોત્ર રચનાર, કલિકાળસર્વજ્ઞ આચાર્યશ્રી હેમચંદ્રને કયો શિક્ષિત ગુજરાતી નહીં પિછાનતો હોય? અગાધ બુદ્ધિમત્તા, પ્રતિભા ને ઊંડા જ્ઞાનથી વિભૂષિત આ પ્રખર પંડિતે વિક્રમની ૧૨-૧૩મી સદીમાં કેવળ ગુજરાતમાં જ નહીં, હિંદભરમાં અપૂર્વ વિદ્વત્તાને પ્રતાપે નામના પ્રાપ્ત કરી છે. ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરમાં એમનો હિસ્સો નાનોસૂનો નથી જ. એમની સર્વતોમુખી પ્રતિભાનું અહીં આછું દર્શન કરાવવામાં આવ્યું છે.

વિક્રમના ૧૨-૧૩મા સૈકામાં થયેલા હેમચંદ્રાચાર્યનો સમય ગુજરાતના રાજકીય તેમ જ સાહિત્યકીય ઇતિહાસમાં તેજસ્વી પ્રકરણો સરજી જાય છે. રાજનીતિજ્ઞતા, વ્યવહારકુશળતા અને બહુશ્રુતતાથી સંપન્ન એવી આચાર્ય હેમચંદ્રની અગાધ વિદ્વત્તા જોઈને આ એક પ્રાચીન ભારતીય સાહિત્યાચાર્યને 'જ્ઞાનનો મહાસાગર' અથવા કલિકાલસર્વજ્ઞનું બિરુદ આશ્ચર્યથી ઊભરાતી લાગણી સાથે જૈનોએ આપેલું તે ડૉ. પીટર્સન જેવા એક પાશ્ચાત્ય વિદ્વાને પણ સ્વીકાર્યું છે.

ધંધુકાના પાહિની (કેટલાકના મતે ચાહિની નામ છે) અને ચાચીગ નામનાં મોઢ વણિક માતાપિતાને ત્યાં કાર્તિક સુદ પૂર્ણિમા ને સંવત ૧૧૪૫ના દિવસે જન્મેલો બાળક ચાંગદેવ ૮ વર્ષની વયે પ્રસિદ્ધ જૈન સૂરિ દેવચંદ્ર પાસે ખંભાતમાં સાધુત્વની દીક્ષા લે છે. ૨૧ વર્ષની યુવાનવયે નાગોરમાં

---

કીધું નારદ તણું તે મુખ કાળું રે,
ઋષિ સૌભરિ તણું તે તપ ટાળ્યું રે.
જેણે અંધ તે અસુરકુળ કીધું રે,
કહી અમૃત લે વિખ દીધું રે.
જેણે રાવણ તણું કુળ ખોયું રે,
ત્યાં તારું તે મન કેમ મોહ્યું રે?
લીધું દુઃખને અલ્પ સુખ સાટે રે.
કહે નિષ્કુળાનંદ તે માટે રે.'

જેમ પ્રભાતિયાં નરસિંહનાં, પ્રેમપદ મીરાંનાં, આખ્યાનો પ્રેમાનંદનાં, છપ્પા અખાના, સાંસારિક વાર્તાઓ શામળની, ગરબીઓ દયારામની, ગરબા વલ્લભભટ્ટના, કક્કો પ્રીતમનો, મહિના રત્નાના, રાસ ન્હાનાલાલના, ગૃહલાવની કવિતા બોટાદકરની, પ્રકૃતિ-કવિતા નરસિંહરાવની, ખંડકાવ્યો 'કાન્ત'નાં, સ્નેહકવિતા કલાપીની, અર્થઘનકવિતા ઠાકોરની તે જ રીતે વૈરાગ્ય કવિતા નિષ્કુળાનંદની.

સ્વામીનારાયણ સંપ્રદાયની દીક્ષા, જેમ બીજા કવિઓની બાબતમાં કેટલેક અંશે મર્યાદા બની છે તેમ નિષ્કુળાનંદની બાબતમાં ખરેખર એક વિશેષતા બની રહી છે. એવી સાંપ્રદાયિક મર્યાદાઓનાં કવચ ભેદી વિશાળ સમભાવ ને વેધક કલ્પનાથી, શિવ, સુંદર ને સત્યનું ગાન ગાવામાં કવિપ્રતિભાનો વિજય ગણાવો જોઈએ. આજે તો, વૈરાગ્ય-કવિતા ને કુળ ત્યજી નિષ્કુળાનંદ થયેલ આ કવિ-બંને જાણે પર્યાયવાચી શબ્દ ન હોય!

★

હેમચંદ્ર નામ ધારણ કરીને આચાર્યપદ પ્રાપ્ત કરે છે ત્યારપછી અણહિલપુર પાટણના મહત્ત્વાકાંક્ષી રાજા સિદ્ધરાજ જયસિંહના મિત્ર બને છે આચાર્ય હેમચંદ્ર અણહિલપુર પાટણમા ક્યારે આવ્યા અને સિદ્ધરાજની મિત્રતા કેવી રીતે પ્રાપ્ત કરી તે 'વિષે કોઈ પણ જાતને વિશ્વસનીય ઉલ્લેખ મળતો નથી પરંતુ ઉદા મહેતાના પુત્ર બાહડે રાજા કુમારપાલ સાથે આચાર્ય હેમચંદ્રનો પરિચય કરાવ્યો હતો, તેવી વિગત 'કુમારપાલ-પ્રતિબોધ'મા મળે છે તે ઉપરથી એમ અનુમાન થઈ શકે કે કદાચ અધ્યયનકાલ દરમિયાન જ ઉદા મહેતાને કારણે હેમચંદ્ર અણહિલપુરમા આવ્યા હશે આ મિત્રતાનો દોર આચાર્ય હેમચંદ્ર છેક મરણ પર્યંત અણહિલપુર પાટણના રાજપિંડાપન સાથે જોડાયેલો રાખે છે, આથી સમસ્ત ગુજરાતને અનેક રીતે લાભ થાય છે

આચાર્ય હેમચંદ્રનો સમય એક રીતે કહીએ તો ગુજરાતની ભૂમિ ઉપર સિદ્ધરાજ-કુમારપાલ જેવા સોલંકી યુગના અસાધારણ તેજસ્વી રાજાઓના શાસનકાળનો હતો • ગુજરાતનુ સામ્રાજ્ય આ કાળ દરમિયાન અભૂતપૂર્વ વિસ્તાર પામે છે વિદ્યાકલા, વાણિજ્ય, મુત્સદ્દીગીરી, શિલ્પ—સ્થાપત્ય વગેરે સર્વ ક્ષેત્રોમા ગુજરાતીઓની સાર્વત્રિક પ્રગતિ થયેલી જણાય છે આજે પણ એ કાળના શિલ્પ અને સ્થાપત્ય—કલાના અવશેષો સિદ્ધપુરના રુદ્ર મહાલય તથા પાટણના સહસ્રલિંગ તળાવના અવશેષોમા જોવા મળે છે તેની વાણિજ્ય પરબ઼ધી જહાજવાહીની માહિતી પણ પરદેશી મુસાફરોના વર્ણનોમાથી મળે છે અને આજે પણ વેપાર-ઉદ્યોગની બાબતમા ગુજરાતીઓએ જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તે તેના પુરાવા તરીકે ગણાવી શકાય એમ છે પરંતુ આ બધા ઉપરાંત ગુર્જર પ્રજાના સંસ્કારક્ષેત્ર ઉપર આચાર્ય હેમચંદ્રના પ્રતિભાવન્ત પ્રભાવની અસર પડવાની શરૂઆત થઈ ચૂકી હતી તે લક્ષમા રાખવા જેવી હકીકત છે

હેમચંદ્રાચાર્ય એક વીતરાગી જૈન સાધુ હોવા છતા પ્રવૃત્તિવિમુખ નહોતા તેમ જ એમની પ્રવૃત્તિઓ જૈન ધર્મમા જ રમી રહેનારી નહોતી. તે તો સર્વતોમુખી રહી હતી એમ તેમની અનેકવિધ પ્રવૃત્તિઓ જોતા જણાય છે તેમની ધર્મભાવના પણ સંકુચિત નહોતી તેમની દૃષ્ટિ હંમેશ સર્વધર્મ તરફ—ખાસ કરીને તે વખતે પ્રવર્તમાન શૈવધર્મ તરફ—સમભાવ-ભરેલી જ જણાય છે તેમના આવા વ્યક્તિત્વની છાપ તે વખતના સામાજિક, રાજકીય આર્થિક અને ધાર્મિક જીવન ઉપર પડેલી જણાય તો તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવુ નથી એક આ અસર મુખ્યત્વે સામાજિક, ધાર્મિક અને રાજકીય ક્ષેત્ર ઉપર અને તેમા યે ખાસ કરીને સિદ્ધરાજ કુમારપાલના ઉપર વિશેષ કરીને પડે છે પરિણામે સિદ્ધરાજ ભગવાન સોમનાથનો પૂજક હોવા છતા અને રાજ્યધર્મ શૈવધર્મ હોવા છતા જૈનધર્મ તરફ સમભાવ રાખે છે કુમારપાલના સમયમા તો જૈનધર્મ ખૂબ મહત્ત્વનુ સ્થાન પ્રાપ્ત કરે છે

ગુજરાતીઓ પ્રકૃતિથી જ પરધર્મીને પોતાનો કરી લેવાની વૃત્તિ દાખવે છે આચાર્ય હેમચંદ્ર સર્વ તરફ સમાન દૃષ્ટિની જે પ્રેરણા પ્રજાજીવનમા મૂકે છે તેને લીધે એ વૃત્તિ તે સમયે વધુ પ્રબળ બને છે પરિણામે ગુજરાતીઓનુ સામાજિક જીવન પરિવર્તન પામે છે અને એ રીતે ગુજરાતીઓની વિચારભૂમિકામા પણ ક્રાન્તિ આવે છે પૂ બાપુજીની સર્વધર્મસમભાવની વિચારસરણીથી શુ આજના સામાજિક, રાજકીય, આર્થિક કે ધાર્મિક જીવન ઉપર અસર થયેલી નથી જણાતી ? તે જ પ્રમાણે તે સમયે બનેલું પરંતુ તે ગુજરાત પૂરતુ જ મર્યાદિત હતુ અને પૂ

ગાંધીજીના સમયે વધુ વિસ્તૃત ફલક ઉપર એની અસર ફેલાય છે, છતાં આ સર્વ કરતાં યે એક સાહિત્યાચાર્ય હેમચંદ્રાચાર્યનું સ્થાન અનન્ય છે.

ગુજરાતમાં જ નહિ બલકે સમસ્ત ભારતવર્ષના ઇતિહાસમાં આચાર્ય હેમચંદ્રનું સ્થાન એક સાહિત્યાચાર્ય તરીકે પણ અત્યંત ગૌરવભર્યું છે. માલવપ્રજા અને ગુર્જર પ્રજાની રાજકીય સ્પર્ધામાંથી સાહિત્યકીય સ્પર્ધા જન્મે છે. તેના પરિપાકરૂપે સિદ્ધરાજ જયસિંહની વિનતિથી હેમચંદ્ર ' સિદ્ધહેમ ' નામનો વ્યાકરણનો ગ્રંથ આપણને આપે છે. ત્રણસો લહિયાઓને બેસાડીને રાજા તેની સેંકડો પ્રતો કરાવી દેશપરદેશ મોકલાવે છે. આ ગ્રંથ પૂર્ણ થયો ત્યારે રાજાએ તેને હાથીની અંબાડીમાં મૂકીને આખા યે અણહિલપુરમાં સરઘસઆકારે ફેરવીને તેનું તથા તેના રચનાર આચાર્ય હેમચંદ્રનું બહુમાન કર્યું હતું. આ ગ્રંથ આઠ અધ્યાયનો બનેલો છે. પહેલા સાત અધ્યાય સંસ્કૃતમાં અને આઠમો અધ્યાય પ્રાકૃત અથવા અપભ્રંશ ભાષામાં છે.

આ ઉપરથી એ પણ સાબિત થાય છે કે તેઓ સંસ્કૃત ભાષાને માન આપતા હશે; અને આઠમો અધ્યાય જે પ્રાકૃતમાં અથવા અપભ્રંશ ભાષામાં છે તેથી ગુજરાતી ભાષાની દૃષ્ટિએ આજે પણ એ ગ્રંથ બહુ જ ઉપયોગી પુરવાર થઈ ચૂક્યો છે; કારણકે અપભ્રંશ ભાષાને અર્વાચીન બોલીઓની માતા તરીકે ગણવામાં આવે છે અને તેનું મૂળભૂત સ્વરૂપ એમાં સાચવી રાખવામાં આવ્યું છે. તે ઉપરાંત આ જ અધ્યાયમાં અનેક સુભાષિતો પ્રાકૃત અથવા અપભ્રંશ ભાષામાં મળે છે. તેમાં કેટલાંકમાં શૃંગાર, કેટલાંકમાં વીરરસ, તો કેટલાંકમાં સ્વદેશાભિમાન નજરે પડે છે, અને કેટલાંક બોધપ્રધાન પણ છે. બીજા કેટલાય વિષયો પર પણ આ અધ્યાયમાં સુભાષિતો સંગ્રહવામાં આવેલાં છે. આપણે અહીં એમાંનું શૃંગારરસ આલેખતું એક જ સુભાષિત જોઈશું.

**ઢોલ્લા સામલા ધણ ચંપા વણ્ણી,**
**ણાઈ સુવણ્ણ રેહ કસવટ્ટઈ દીણ્ણી.**
'(રંગે) નાયક શ્યામળ, નારી ચંપકવર્ણ,
કસપટ્ટીપર સોહતી, જાણે રેખ સુવર્ણ.'

આ ગ્રંથ દ્વારા આચાર્ય હેમચંદ્રની કીર્તિની સુવાસ એક વિદ્વાન પંડિત તરીકે દૂરદૂર સુધી ફેલાઈ. આ ઉપરાંત બીજા વ્યાકરણ ગ્રંથોમાં ' લિંગાનુશાસન ' અને ' ધાતુપારાયણ 'ને ગણાવી શકાય. પરંતુ હેમચંદ્રાચાર્યની સર્વતોમુખી પ્રતિભા માત્ર આ વ્યાકરણ ગ્રંથો લખીને જ અટકી જતી નથી. ' કાવ્યાનુશાસન ' જેવો અલંકાર ગ્રંથ, છંદોની સમાલોચના કરતો ' છંદોનુશાસન ' જેવો ગ્રંથ, અને એ જમાનામાં અદ્વિતીય ગણાય અને આજે પણ આપણને આટલી બધી સગવડો હોવા છતાં મુશ્કેલ ગણાય તેવો ગ્રંથ ' અભિધાનચિંતામણિ ', ' અનેકાર્થ સંગ્રહ, ' ' નિઘંટુકોશ, ' તથા ' દેશીનામમાલા ', જેવા શબ્દકોશો તે રચે છે. આ ઉપરાંત પણ ' પ્રમાણમીમાંસા ' અને ' યોગશાસ્ત્ર ' જેવા ગહન અને શાસ્ત્રીય વિષયો ઉપર પણ તેમણે ગ્રંથો લખ્યા છે. ' મહાદેવસ્તોત્ર ' નામનો ગ્રંથ એક જૈન સૂરિ હોવા છતાં હેમચંદ્રે લખ્યો છે. ' ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર ' જેવો ગ્રંથ આપણને કવિત્વયુક્ત ચરિત્ર પણ આપે છે. ઇતિહાસની દૃષ્ટિએ જેનું બહુ મૂલ્ય છે તે ' દ્વયાશ્રય ' નામનો ગ્રંથ ચૌલુક્યોનો કુમારપાલ સુધીનો સિલસિલાબંધ ઇતિહાસ આપણને આપે છે. જો કે આ ગ્રંથમાં રાજાઓની જે પ્રશંસા કરવામાં આવી છે તે આજે આપણને ન રુચે તેવા પ્રકારની છે. એ રીતે એક સર્જક તરીકે હેમચંદ્ર આચાર્ય મહાન

હતા, છતાં તે વખતે પ્રચલિત એવી સમયની મર્યાદાઓને તેઓ દૂર કરી શકતા નથી

આવા એક વિદ્વાન અને પ્રતિભાસપન્ન આચાર્યની આસપાસ વિદ્યાપ્રેમી શિષ્યમંડળ એકઠું થાય જ તેમના પટ્ટશિષ્યનુ નામ રામચંદ્રસૂરિ હતુ એમને વિષે આજે કઈ ઝાઝી માહિતી ઉપલબ્ધ થતી નથી પરંતુ બાર–તેર નાટકો આ રામચંદ્રસૂરિના રચેલા હોય એમ મનાય છે તેમાંનુ 'નલવિલાસ' એક છે આ રામચંદ્રસૂરિએ રસને પહેલી જ વાર सुखदुःखात्मको रसः એ પ્રમાણે વર્ણવ્યો છે તેમની દૃષ્ટિ વાસ્તવવાદી હોય એમ તેમના લખાણ ઉપરથી જણાય છે હિંદભરમાં આ સૂરિ પણ એક વિદ્વાન તરીકે વિખ્યાત છે બીજા શિષ્યોમાં મુખ્યત્વે કરીને ગુણચંદ્ર, મહેન્દ્રસૂરિ, વર્ધમાન ગણિ, દેવચંદ્ર, ઉદયચંદ્ર, યશચંદ્ર, બાલચંદ્ર વગેરેને ગણાવવામાં આવે છે પરંતુ ગુજરાતી પ્રજાનુ એ એક કમનસીબ છે કે આ સર્વ શિષ્યોના વિષે કોઈ પણ જાતની ચોકસ માહિતી આજે ઉપલબ્ધ નથી જે કઈ થોડીઘણી અહીંતહીં છૂટીછવાઈ વેરાયેલી પડી છે તે જોતાં એ વાત ચોક્કસ છે, કે આ બધાએ સાહિત્યમાં આપેલો ફાળો નાનોસૂનો નથી, અને હેમચંદ્રાચાર્યની અગાધ વિદ્વત્તા તેમના આ શિષ્યમંડળમાં પણ ઊતરેલી જણાય છે

ગુજરાતની 'અસ્મિતા'ને તેજોમય કરી ગુજરાતીઓના મહત્તા અને ગૌરવ ઉત્પન્ન કરનાર જ્યોતિર્ધરનુ કાર્ય સોલંકી યુગના તેજસ્વી સમયમાં આચાર્ય હેમચંદ્ર કરે છે આચાર્ય હેમચંદ્ર વિના ગુજરાતી ભાષાનો ઇતિહાસ અપૂર્ણ ને અકિંચન લાગે છે અદ્યાપિ પર્યંત જે પ્રેરણાનાં પાન ગુજરાતી પ્રજાએ કર્યાં છે તે આચાર્ય હેમચંદ્ર વિના કદાચ સંભવિત ન બનત હેમચંદ્ર માનવ તરીકે તો મહાન જ હતા; પરંતુ સંસ્કારદ્રષ્ટા તરીકે તો એથીયે વધુ મહાન લાગે છે, પછી ભલે તે શ્રી મુનશી જણાવે છે તે પ્રમાણે યોગી તરીકે એટલા મહાન ન હોય તેમણે જે સાહિત્ય સર્જ્યું, પ્રજાજીવનમાં નવજીવનની ઉષ્મા ઉત્પન્ન કરી તે ઠેઠ હમણા સુધી ગુજરાતી પ્રજાની નસેનસમાં વહી રહી છે પંડિત શિવદત્ત સાચુ જ લખે છે

'સંસ્કૃત સાહિત્ય ઔર વિક્રમાદિત્ય કે ઇતિહાસ મે જો સ્થાન કાલિદાસ કા ઔર શ્રી હર્ષ કે દરબારમે બાણભટ્ટકા હૈ, પ્રાય વહી સ્થાન ઈસાકી બારહવી શતાબ્દિમે ચૌલુક્ય વંશોદ્‌ભવ સુપ્રસિદ્ધ ગુર્જરનરેંદ્ર શિરોમણિ સિદ્ધરાજ જયસિંહ કે ઇતિહાસ મે હેમચંદ્રકા હૈ'

આ રીતે ગુજરાતને ૧૨–૧૩મા સૈકામાં એક એવી વ્યક્તિ પ્રાપ્ત થાય છે કે જેનામા જ્ઞાન, ભક્તિ અને માનવતાનો ત્રિવેણી સંગમ થયેલો જણાય છે

★

વિજ્ઞાનશિક્ષકે તે દિવસમાં કાચા વીરેંદ્રને વિજ્ઞાનનો પાઠ પંદર વખત લખી લાવવાની સજા કરી હતી, પણ નોટબુક લેતાં જ એ ક્રોધે ભરાયા

'અલ્યા વીરેંદ્ર' વિજ્ઞાનશિક્ષકે કહ્યું, 'તને મે વિજ્ઞાનનો પાઠ પંદર વખત લખી લાવવાનુ કહ્યું હતું છતાં અહીં તો તે બાર જ વખત લખ્યો છે'

જરાક શરમાતો પણ હસતો વીરેંદ્ર બોલ્યો

'સાહેબ મારે વિજ્ઞાન જ કાચુ છે એમ નથી, ગણિત પણ કાચુ છે!'

×

# પેટ્રોલિયમ

શ્રી ગોવિંદ એસ. મેવાડા
બી. એસસી.

ભૂમિના પેટાળમાંથી જે ખનીજ દ્રવ્યો આપણે મેળવ્યાં છે તેમાંનું એક છે પેટ્રોલિયમ. રોજિંદા જીવનમાં સહજ રીતે એ વાપરીએ છીએ, એ ખનીજ તેલની અનેક બનાવટોનો ઉપયોગ કરીએ છીએ, ત્યારે એની પાછળના ઓજસ્વી ઇતિહાસ વિશે વીસરી જઈએ છીએ. ઈ. સ. પૂર્વે બસો વર્ષથી ચીન દ્વારા જે તેલની જગતને જાણ થઈ છે તેના ભુલાયેલા ભૂતકાળ અને રસિક વર્તમાનકાળની થોડીક ઝાંખી આ લેખ કરાવી જાય છે.

જૂના વખતમાં લાકડાં અને કોલસામાંથી શક્તિ ઉત્પન્ન કરવામાં આવતી હતી. અત્યારના જમાનામાં આપણે તેલ અને વાયુનો પણ બળતણ તરીકે ઉપયોગ કરી તેમાંથી શક્તિ મેળવીએ છીએ. તે એક જગ્યાએથી બીજી જગ્યાએ સહેલાઈથી નળીઓ દ્વારા મોકલી શકાય છે અને બાળવાથી રાખ કે મેશ નજીવા પ્રમાણમાં રહેતી હોવાથી તેનો ઉપયોગ ઘણો જ વધી ગયો છે. તેને શુદ્ધ કરતાં ઘણા કિંમતી પદાર્થો મળે છે.

રસાયણિક દૃષ્ટિએ પેટ્રોલિયમ એ કાર્બન અને હાઈડ્રોજનમાંથી બનેલા સંયુક્ત પદાર્થો- (અં. હાઈડ્રોકાર્બન્સ)નું મિશ્રણ છે. તેને સળગાવવાથી તેના અણુઓમાં સંચિત થયેલી શક્તિ કેટલા પ્રમાણમાં બહાર આવે છે તે ઉપરથી તેની બળતણ તરીકેની કિંમત આંકી શકાય છે. જમીનમાં રહેલી અત્યંત ગરમી અને ઉપરના દબાણથી કાર્બન અને હાઇડ્રોજનના પરમાણુઓ (અં. એટમ્સ) ચોક્કસ પ્રમાણમાં મળી પેટ્રોલિયમ અને કુદરતી વાયુ (અં. નેચરલ ગેસ) બન્યાં હશે એમ પહેલાંના વખતમાં માનવામાં આવતું હતું. પરંતુ હવે એ ચોક્કસ થયું છે કે હજારો વર્ષ પહેલાં જમીનમાં દટાયેલા દરિયાઈ છોડવાઓ તથા પ્રાણીઓનું ગરમી અને દબાણથી વિઘટન (અં. ડિકંપોઝીશન) થઈ તેમાંથી પેટ્રોલિયમ બન્યું છે. તેના કારણમાં નીચેનાં પ્રમાણો મળી શકે છે:

આ સજીવ સૃષ્ટિએ પોતાના જીવન અને વૃદ્ધિ માટેની શક્તિ સૂર્યપ્રકાશમાંથી મેળવેલી; અને એ સ્પષ્ટ છે કે તેમાંથી ઉત્પન્ન થયેલું પેટ્રોલિયમ બાળીને તેમાં આપણે હજારો વર્ષ પહેલાં સંઘરાઈ રહેલી શક્તિ છૂટી પાડીએ છીએ. બીજું, જ્યારે હાઈડ્રોકાર્બન્સ પૂરેપૂરા બળે છે ત્યારે કાર્બન ડાયોક્સાઈડ અને પાણી બનાવે છે—જેમાંથી વનસ્પતિ સૂર્યપ્રકાશમાં પોતાનો ખોરાક તૈયાર કરે છે. વળી દરિયાને તળિયે ભેગા થયેલાં મૃત પ્રાણીઓના દેહો તથા દરિયાઈ છોડવાઓમાંથી કૃત્રિમ રીતે પ્રયોગશાળામાં પણ પેટ્રોલિયમ મેળવી શકાય છે.

ઘણાં વર્ષોથી દુનિયા પેટ્રોલિયમને જાણે છે. વળી જગ્યાએ પૃથ્વીની સપાટી ઉપર તે ધસી આવે છે. ઈ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ પહેલાં ચીનના લોકોએ ૩૫૦૦ ફૂટની ઊંડાઈએથી પેટ્રોલિયમ મેળવેલું. બેબીલોનના લોકો પણ તેને જાણતા હતા, અને તેમાંથી મળી આવતો આસ્ફાલ્ટ જમીન ઉપર, પથ્થર જડવાના કામમાં સીમેન્ટની જગ્યાએ ઉપયોગ કરતા હતા. ઈજીપ્તના લોકો રાજાઓના મૃત દેહો સાચવી રાખવા માટે આસ્ફાલ્ટ વાપરતા. તેરમી સદીનો દુનિયાનો મહાન મુસાફર માર્કો પોલો બાકુના તેલના

(Duster) કહે છે. દર ત્રણ કૂવે એક ' ડસ્ટર ' નીકળે છે.

ઉપર જણાવ્યું તે ઉપરાંત માટીના દાણાદર રજકણોના બનેલા ખડકોમાં રજકણો વચ્ચે તેલ રહેલું હોય છે. તેને ' ઑઈલ શેલ્સ (oil Shales) ' કહે છે. દુનિયાના ઘણા ભાગોમાં તે પુષ્કળ પ્રમાણમાં આવેલાં છે. કૂવાની માફક તેમાંથી તેલ નીકળતું નથી પરંતુ ખડકોની માટીને મોટા બકપાત્રમાં ભરી તેને તપાવી તેલ મેળવી શકાય છે. આ પ્રમાણે આપણને લાગશે કે વિજ્ઞાનીઓ આવી રેતીમાંથી પણ તેલ મેળવતા થઈ ગયા છે. કોલોરેડો નદીના પ્રદેશમાં લગભગ ૧૫૦૦ ચોરસ માઈલના વિસ્તારમાં આવાં ઘણાં શેલ્સ આવેલાં છે અને એવી ગણતરી કરવામાં આવે છે કે તેના દર ચોરસ માઈલે ૨૪૦ લાખ પીપ તેલ મળી રહેશે. શેલ્સમાંથી તેલ મેળવવાની રીત બહુ ખર્ચાળ હોવાથી હાલમાં તેમાંથી બહુ ઓછા પ્રમાણમાં તેલ મેળવવામાં આવે છે; પરંતુ જ્યારે કૂવાઓના તેલનું પ્રમાણ ઓછું થશે ત્યારે શેલ્સનો ઉપયોગ વધશે. વળી તે સમય દરમિયાન વિજ્ઞાન બીજી કોઈ ઓછી ખર્ચાળ પદ્ધતિ શોધી કાઢે તે પણ બનવાજોગ છે.

પેટ્રોલિયમ ઘટ પ્રવાહી છે. ડચ ઈસ્ટ ઇન્ડિઝમાંથી નીકળતા પેટ્રોલિયમમાં ઓછા ઉત્કલન બિંદુ(અં. બોઈલિંગ પોઈન્ટ)વાળા પ્રવાહીઓ હોવાથી તેને શુદ્ધ કર્યા વિના પણ પેટ્રોલની જગ્યાએ વાપરી શકાય. સાધારણ ઉષ્ણતામાને પેટ્રોલિયમમાં લગભગ બધી જ જાતના હાઈડ્રોકાર્બન્સ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે.

પેટ્રોલિયમ ૧૮૫૯માં મળ્યું ત્યારપછી તેનો ઉપયોગ તેને નિસ્પંદ (અં. ડિસ્ટીલ) કરી તેમાંથી ઘાસતેલ મેળવવા પૂરતો મર્યાદિત હતો. 'ઘાસતેલ કાઢી લીધા પછી જે રહેતું તે ફેંકી દેવામાં આવતું. કેટલીક જગ્યાએથી નીકળતા પેટ્રોલિયમમાં ગંધક ઓગળેલો હોવાથી તેમાંથી મેળવેલું ઘાસતેલ બળતું ત્યારે સલ્ફર ડાયોક્સાઈડ અને મર્કેપ્ટનનો ઝેરીવાયુ નીકળતો હોવાથી તેનો વપરાશ બંધ થયો. તેમાંથી ગંધક છૂટો પાડવાની રીતે બહુ જ મહેનત બાદ હર્મન ફ્રેશે(સ્ટાન્ડર્ડ ઑઈલ કંપનીના મુખ્ય રસાયણશાસ્ત્રી)એ શોધી કાઢી. કૅલિફોર્નિયા અને ટેકસાસમાંથી મળી આવેલા પેટ્રોલિયમમાં બહુ ઓછા પ્રમાણમાં નાઈટ્રોજન રહેલો છે; તે તેમાં રહેલા ક્વીનોલીન, પીરીડીન અને ટર્શરી એમાઈન્સને લીધે હોય છે. તે કંઈ હાનિકર્તા નથી. વળી ઑક્સિજન પણ ફીનોલ્સ, એસીટાલ્ડિહાઈડ અને નેપ્થેલીક ઍસિડરૂપે રહેલો હોય છે. તે ઉપરાંત સીલીકા, લોખંડ, કૅલશ્યમ, એલ્યુમીનિયમ, ટીટેનિયમ, નીકલ અને વેનેડિયમ ધાતુઓના ઑક્સાઈડ (ભસ્મ) હોય છે. વેનેડિયમ ઑક્સાઈડ પેટ્રોલિયમમાંથી મેળવવામાં આવે છે.'

પેટ્રોલિયમ ભિન્નભિન્ન છતાં ચોક્કસ ઉત્કલનબિંદુઓવાળા હાઈડ્રોકાર્બન્સનું મિશ્રણ હોવાથી તેને અમુક જ ઉષ્ણતામાને ગરમ કરવાથી ચોક્કસ પ્રમાણનો એક જ પદાર્થ છૂટો પાડી શકાય છે. આ પ્રમાણે જુદાજુદા ઉષ્ણતામાને તેમાંથી લગભગ બધા જ પદાર્થો છૂટા કરી શકાય. આ ક્રિયાને ' અંશતઃ નિસ્પંદીકરણ ' કહે છે.

ક્રૂડ ઑઈલમાં રહેલાં પેરાફીન વેક્સ અને ગંધકને દૂર કર્યા પછી તેને બકપાત્રમાં ઉકાળી તેની વરાળને મોટા ઊંચા ' ફ્રેક્શનેટિંગ ટાવર 'ના નીચેના છેડાથી દાખલ કરવામાં આવે છે. જેમજેમ વરાળ ઊંચે ચઢતી જાય છે તેમતેમ સ્વાભાવિક રીતે તે ઠંડી પડતી જાય છે. નીચે તેનું ઉષ્ણતામાન ૫૦૦° સેં. ઉપરાંત હોય છે; છેક મથાળે તે ઘટીને ૪૦°

સે. થઈ જાય છે 'ફ્રેકશનેટિંગ ટાવર'મા ગણતરી કરેલા અમુક અંતરે ખાસ પ્રકારની છાજલીઓ ગોઠવેલી હોય છે તેમાં અમુક ચોક્કસ ઉષ્ણતામાને ખાસ પ્રકારનો એક જ પદાર્થ વગળમાથી પ્રવાહીરૂપે બદલાઈ તેને જોડેલી બહારની નળી વાટે એક જુદા પાત્રમાં ભેગો થાય છે આ પ્રમાણે ૪૦° સે થી ૨૧૦° સે સુધી છેક ઉપરના ભાગમાથી પેટ્રોલ, ૧૭૫° સે થી ૩૦૦° સે સુધીમા ઘાસતેલ, ૨૭૫° સે થી ૩૭૫° સે સુધીમાં વચ્ચેના ભાગમાથી બળતણ માટેનુ તેલ (ક્રૂડ ઓઈલ અથવા ડીઝલ ઓઈલ) અને ૩૫૦° સે ઉપરાંત નીચેના ભાગમાથી લુબ્રિકેટિંગ ઓઈલ, વેસેલીન અને મીણ છૂટુ પડે છે છેક તળિયેથી ડામર નીકળે છે આ દરેકને પાછળથી શુદ્ધ કરવાના તો રહે છે જ

અમુક પ્રમાણભૂત એંજિનના લક્ષ(અ પિસ્ટ)ને સારામા સારો પ્રતિરોધ આપે તે પેટ્રોલ ઉત્તમ કહેવાય સારા એંજિનમા પણ હલકા પ્રતિરોધવાળુ પેટ્રોલ વાપરવાથી એંજિન વધુ અવાજ કરે છે અને ઓછી કાર્યશક્તિ આપે છે પેટ્રોલમા (અ ટેટ્રાઈથાઈલ લેડ) અને થોડા પ્રમાણમાં (અ ઈથીલીન ડાયબ્રોમાઇડ) ઉમેરવાથી તે સારો પ્રતિરોધ આપે છે પ્રતિરોધ પેટ્રોલની 'ઓકટેન રેટિંગ' સખ્યા પરથી જાણી શકાય છે જેમ તે સખ્યા મોટી તેમ પટ્રોલ સારુ. મોટર માટે ઓ રે, સખ્યા ૮૦નુ પેટ્રોલ સારુ ગણાય છે જ્યારે વિમાન માટે ૧૦૦ કે તેથી ઊંચી સખ્યાનુ સારુ ગણાય છે

નિસ્પદ થઈને સીધુ મળેલુ પેટ્રોલ ૧૫ થી ૭૫ ઓ રે. નુ હોય છે જે મોટર કે વિમાન માટે નકામુ હોવાથી તેને દબાણ સાથે ૫૦૦° સે સુધી ગરમ કરી તેની ઓ રે સખ્યા વધારી શકાય છે આ ક્રિયા દરમિયાન મોટા અણુઓ (C/12 H/22) ભાગી મધ્યમ આકારના (C/6 H/14 Hexane) બને છે તથા પ્રાન્ય-ચેઇનવાળા અને પૂરા નહીં ભળેલા હાઈડ્રોકાર્બન્સનુ પ્રમાણ પણ વધે છે, જે પારા ઓ રે માટે અગત્યના છે આ ક્રિયા દરમિયાન જો સીલીકા અથવા એલ્યુમિનાને ઉદ્દીપક (અ કેટાલીસ્ટ) તરીકે વાપર્યું હોય તો ઘણી ઉત્તમ પેટ્રોલ મેળવી શકાય આ ક્રિયામા બેન્ઝીન અને ટોલ્યુઇન નામના પદાર્થો મળે છે તે પેટ્રોલમા રહે તો તેની ઓ રે સખ્યા ઊંચી રહે છે, અથવા તેને છૂટા પાડી બીજી અગત્યની બનાવટોમા ઉપયોગમા લઈ શકાય છે દાખલા તરીકે ટોલ્યુઈનમાથી ટ્રાઈનાઈટ્રો ટોલ્યુઈન (T N T) નામનો અત્યત સ્ફોટક પદાર્થ બનાવી શકાય છે

ઉડ્ડયનને લાયક ૧૦૦ ઓ રે નુ પેટ્રોલ 'આલ્કીલેશન પદ્ધતિ'થી બનાવી શકાય છે આ પદ્ધતિમા જેના અણુઓમા કાર્બનના પરમાણુઓ સીધી સાકળરૂપે જોડાયેલા હોય છે તેવા હાઇડ્રોકાર્બન્સને ઉદ્દીપકની હાજરીમા નહિ ભળેલા હાઇડ્રોકાર્બન્સ સાથે દબાણ નીચે ગરમ કરવામા આવે છે એટલે ઉત્તમ ઓ-રે-વાળા હાઈડ્રોકાર્બન્સ બને છે આવા પેટ્રોલને ઓછા ઓ-રે-વાળા પેટ્રોલ સાથે ગણતરી કરેલા પ્રમાણમા મેળવી જુદા-જુદા ખાસ ઉપયોગો માટેનુ પેટ્રોલ બનાવી શકાય છે ઓ રે ઉપરાંત નીચે પ્રમાણેની બીજી કેટલીક બાબતો છે, જેના ઉપર સારા પેટ્રોલનો બહુ આધાર રહે છે

૧ પેટ્રોલ બળવાથી ગુદર જેવો ચીકણો પદાર્થ ન રહેવો જોઈએ, કારણકે તે યત્રની ગરમીમાથી બળી જઈ યત્રના ભાગોમા સજ્જડ ચોટી જાય છે

૨ યત્રની ધાતુને કાટ ચઢાવે તેવા પદાર્થો તેમા ન હોવા જોઈએ

૩. તેમાં રહેલા હાઈડ્રોકાર્બન્સ નીચા ઉત્કલન બિંદુવાળા હોવા જોઈએ, જેથી સખત ઠંડીમાં પણ યંત્ર ચલાવી શકાય. તે બહુ જ ઓછા ઉત્કલન બિંદુવાળા પણ ન હોવા જોઈએ, કારણકે ગરમીમાં તે ટાંકીની અંદર વાયુરૂપે બદલાઈ જઈ પેટ્રોલ સાથે યંત્રના કાર્બુરેટરમાં જાય છે ને તેથી ઓછા પ્રમાણમાં પેટ્રોલ જતું હોવાથી યંત્ર કાંતો બંધ પડે છે અથવા તેની ગતિ ઓછી થઈ જાય છે. આ સ્થિતિને 'વેપર લૉક' (Vapour lock) કહે છે.

પેટ્રોલમાંથી લગભગ ૪૫ ટકા જેટલું પેટ્રોલ છૂટું પાડી લીધા બાદ ઘાસતેલ મળે છે. તેનું પ્રમાણ પાંચ ટકા જેટલું હોય છે. ઘાસતેલ એ પેરાફીન, નેપ્થીન અને એરોમેટિક હાઈડ્રોકાર્બન્સનું મિશ્રણ છે, શુદ્ધ ઘાસતેલ રંગવિનાનું હોય છે; તેનું ઉત્કલન બિંદુ ૧૪૫°-૨૩૦° સેં. વચ્ચે હોય છે. ઘાસતેલ પછી ૪૨ ટકા ક્રૂડ ઑઈલ મળે છે. ઘણાં વર્ષો સુધી તેને ફેંકી દેવામાં આવતું હતું, પરંતુ તેને યંત્રમાં ફુવારાની માફક ઉડાડી સળગાવવાની શોધ થઈ ત્યારબાદ તેનો ઉપયોગ અસ્તિત્વમાં આવ્યો. હાલમાં ડિઝલ એંજિનોમાં તે વપરાય છે.

જર્મનીમાંથી પેટ્રોલિયમ બહુ જ ઓછા પ્રમાણમાં મળી આવતું હોવાથી બર્જીઅસ (Bergius) નામના એક જર્મન રસાયણશાસ્ત્રીએ કૃત્રિમ (Synthetic) પેટ્રોલની શોધ કરી. તેમાં કોલસાના ભૂકાને થોડા ક્રૂડ પેટ્રોલિયમ અને હાઈડ્રોજન સાથે ઉદ્દીપકની હાજરીમાં દર ચો. ઇંચે ૩૦૦૦° રતલનું દબાણ કરી ૫૦૦° સેં. સુધી ગરમ કરવામાં આવે છે; તેથી હાઈડ્રોજન અને કોલસાનો કાર્બન બંને રાસાયણિક રીતે સંયોજાઈ જુદાજુદા ઘણી જાતના હાઈડ્રોકાર્બન્સ બનાવે છે. ત્યારબાદ ઇંગ્લૅન્ડે પણ તે પ્રમાણે પેટ્રોલ બનાવવું શરૂ કરેલું. પરંતુ જ્યારથી ઉદ્દીપકની મદદથી 'વૉટર ગૅસ' (કાર્બન મોનોકસાઈડ અને હાઈડ્રોજનના મિશ્રણવાળા સળગી શકે તેવા વાયુ)માંથી પેટ્રોલ બનાવવાની 'ફીશર-ટ્રોશ' પદ્ધતિ હયાતીમાં આવી ત્યારથી બર્જીઅસની પદ્ધતિ પડતી મુકાઈ. આ નવી પદ્ધતિ જોકે મોંઘી પડે છે પણ તેમાં સાધારણ મજૂરી હોય તો પણ નભાવી શકાય.

ફક્ત કાર્બન (C) અને હાઈડ્રોજન (H) નામનાં બે જ તત્ત્વોમાંથી આવાં ભિન્નભિન્ન રસાયણો બનેલાં છે તે પણ એક આશ્ચર્યકારક બીના છે. આનું કારણ એ છે કે કાર્બન-હાઈડ્રોજન સાથે નાનામાં નાની ($CH_4$ મીથેઈન)થી મોટામાં મોટી ($C_{60}H_{122}$) સાંકળોવાળાં રસાયણો બનાવે છે. ઘણી વખતે આવી સાંકળોમાં શાખાઓ પણ હોય છે. વળી કાર્બનના પરમાણુઓ ષટ્કોણાકૃતિમાં પણ ગોઠવાઈ જાય છે. કેટલીક વખત અપૂરતા પ્રમાણમાં હાઈડ્રોજનના પરમાણુઓ કાર્બનના પરમાણુઓ સાથે જોડાયેલા હોય છે. એટલે આ પ્રમાણે અસંખ્ય રીતે કાર્બન અને હાઈડ્રોજનના પરમાણુઓ જોડાઈ શકે છે, અને તેવી દરેક રીતે ચોક્કસ પ્રમાણનું એક રસાયણ દર્શાવે છે, તેથી આવાં ભિન્નભિન્ન અસંખ્ય રસાયણો બની શકે તેમ છે. આવા નાના લેખમાં પેટ્રોલિયમમાંથી બનતા રસાયણોનો ઉલ્લેખ કરવો અસ્થાને છે. કોલસામાંથી લગભગ પાંચ લાખ જુદાંજુદાં રસાયણો મેળવવામાં આવ્યાં છે; અને બનવાજોગ છે કે પેટ્રોલિયમમાંથી તે કરતાં પણ વધારે રસાયણો વિકસતું વિજ્ઞાન મેળવી આપશે.

જેવા હતા અને જ્યોતિષ અને તેવી વાતોમાં બિલકુલ માનતા નહિ. તેમના કેટલાક મિત્રોના આગ્રહથી તેમણે એક સંહિતામાં પોતાનું જાતક કઢાવ્યું. પહેલે જ વાક્યે તેઓ છક થઈ ગયા. પહેલું વાક્ય આ પ્રમાણે હતું:

'આ પુરુષ તેની ૪૦ વર્ષની ઉંમરે માત્ર કુતૂહલને વશ થઈ પોતાનું જાતક જોવડાવવા આવશે. ૪૦ વર્ષ એટલા માટે કે તેનો જન્મ અમુક દેશમાં, અમુક વર્ષમાં અમુક મહિનામાં ને અમુક તિથિએ થયો છે.' આ પહેલા જ વાક્યે તેઓ દિગ થઈ ગયા; અને પછી તો એક પછી એક તેમના જીવનની એવી વિગતો આવવા માંડી જ તેમનો નજીકનો મિત્ર કે કુટુંબી પણ જે વાત જાણતો ન હોય. મારો અંગત અનુભવ પણ એટલો જ ચમત્કારિક છે. મારા અને મારા એકબે મિત્રોના અનુભવની એક ખાસ બાબત નોંધવા જેવી છે અને તે એ છે કે તેમાં કેટલીકવાર સમષ્ટિના ભવિષ્યની વાતો પણ આવી જાય છે. દાખલા તરીકે મારા જાતકમાં એક વાક્ય નીચે પ્રમાણે છે:

'આ પુરુષ છેલ્લી વિદ્યા ભણીને આવ્યો ત્યારે દુનિયામાં મહાન ક્રાંતિકાળ હતો, ત્યારપછી દુનિયામાં મહાન યુદ્ધ થયું અને ત્યારપછીથી રાજા, યવન–મ્લેચ્છ બધામાં ક્રાંતિ થતી આવી છે.' હું છેલ્લી વિદ્યા ભણીને ૧૯૩૭માં આવ્યો, એટલે કે આ ઉલ્લેખ ૧૯૩૯ના યુદ્ધનો છે. આ જ પ્રમાણે મારા એક મિત્રના જાતકમાં ૧૯૧૪–૧૮ના યુદ્ધનો ઉલ્લેખ આવે છે.

હવે આ લખાણ અમુક સો વર્ષો પહેલાં લખાયેલું છે એ વિષે, બે મત છે જ નહિ. એટલે હવે આપણે એ જોવાનું રહે છે કે એના ઉપરથી શું ફલિત થાય છે? શું એના ઉપરથી એમ નથી લાગતું કે દુનિયાના મુત્સદ્દીઓ ભલે શાંતિપરિષદો ભરે અગર ગમે તેવી યોજનાઓ ઘડે, છતાં ૧૯૧૪–૧૮નું યુદ્ધ અને ૧૯૩૯નું યુદ્ધ એ પહેલાંથી નિર્મિત થયેલી વસ્તુ હતી! આ તો આપણે દુનિયાના સમૂહગત નિર્માણની વાત કરી, પણ વ્યક્તિગત નિર્માણનું પણ એવું જ દેખાય છે. અમુક માણસ ક્યાં જન્મ્યો છે, ક્યારે જન્મ્યો છે, કઈ જ્ઞાતિ અને ધર્મમાં જન્મ્યો છે ત્યાંથી માંડીને તેની પત્ની, છોકરાં, ધંધો અને આગળ વધીને કહું તો તેના મનના વિચારો પણ આ સંહિતાનાં પાનાંઓમાં સચોટ રીતે આલેખાયેલા પડયા છે! આ બધી વસ્તુઓ શાના તરફ આંગળી ચીંધે છે? જો વ્યક્તિ અને સમાજનું ભાવિ નિર્મિત ન હોય તો આવું અગાઉથી લખી શકાય ખરું? સ્વ. કલાપી એક જગ્યાએ લખે છે:

**જે ચાવીનું જડ રમકડું, નાચનારું જ છે તું, તે ચાવીને તુજ કર લઈ, ફેરવી ના શકે તું.**

તો પછી શું મનુષ્યજીવન, કલાપી કહે છે તેમ, 'ચાવીના જડ રમકડા જેવું છે? કોઈ પણ તત્ત્વજ્ઞાનના પાયામાં વિજ્ઞાન તો હોવાનું જ અને એ રીતે હકીકતો ઉપર તત્ત્વજ્ઞાન રચાય છે. હવે જ્યારે એ હકીકતો જ મૂળમાંથી જ ફરી જતી લાગે ત્યારે તત્ત્વજ્ઞો માટે એ વાત વિચારવા જેવી ગણાવી જોઈએ. એક અંગ્રેજ વિદ્વાન લખે છે:

'સત્યની આગળ નાના બચ્ચાની જેમ બેસી જાઓ અને તમારા ગમે તેવા પૂર્વગ્રહો હોય તેને ફગાવી દો અને કુદરતનાં સત્ત્વો ગમે ત્યાં લઈ જાય ત્યાં નમ્રતાથી આગળ વધો.'

પણ ખરેખર જો આ રીતે હોય તો મહાપુરુષોનાં જીવનની શું કશી જ કિંમત નથી? માનવસમાજે જબ્બર પુરુષાર્થ કરી અત્યારનાં જબરજસ્ત વિજ્ઞાનો ઊભાં કર્યાં એ શું? કે પછી માણસ જ્યારે સ્વતંત્ર રીતે વર્તતો દેખાય છે ત્યારે એ ખરેખર સ્વતંત્ર નથી હોતો? શ્રીમદ્ ભગવદ્ગીતા તરફ આપણે દૃષ્ટિ કરીશું તો એ પણ કાંઈક

આવો જ ધ્વનિ કાઢે છે એમ દેખાય છે ત્રીજા અધ્યાયના ૨૭મા શ્લોકમાં ભગવાન કહે છે

'अहंकारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ।

અહંકારથી વિમૂઢ થયેલો એવો આત્મા 'હું કરું છું' એમ માને છે' આગળ જતાં અગિયારમા અધ્યાયમાં 'कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो । હું કાળ છું અને લોકક્ષય કરવા પ્રવૃત્ત થયો છું' એમ કહીને અર્જુનને નિમિત્તરૂપ બનવાનું કહે છે निमित्तमात्रं भव सव्यसाचिन् । છેલ્લે અઢારમા અધ્યાયમાં ૬૦ અને ૬૧ એ શ્લોક નીચે પ્રમાણે છે

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥६०॥
ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥६१॥

શ્રીયુત કાકાસાહેબ કાલેલકર તેમના 'ગીતાસાર'માં ઉપરના બે શ્લોકોનો અર્થ નીચે પ્રમાણે કરે છે

'ઈશ્વરની યોજનાને અનુકૂળ ન થવાનો પ્રયત્ન માણસ કરે તો યે અંતે તેનું કશું ચાલતું નથી. એનો સ્વભાવ જ એને તેના સ્વકર્મ તરફ ઘસડી લઈ જાય છે માણસ જિદ્દને લીધે કે મોહને લીધે જે કરવાની ના પાડે છે, તે સ્વભાવને કારણે લાચાર થઈને કરે જ છે ઈશ્વર બધાના હૃદયમાં વસીને દોરડા પાસેથી તેમના કાર્યો કરાવે છે જેમ કળસૂત્રનાં પૈડા ઉપર બેસાડેલી મૂર્તિઓ એની મેળે ચકરચકર ફરે છે, તેવી જ રીતે માણસ સ્વભાવથી બંધાયેલો, પોતાના કામો મન હોય કે ન હોય (તોપણ) કરે જ છે'

શ્રીમદ્ ભગવદ્‌ગીતા એ કર્મગ્રંથ કહેવાય છે અને ગીતામાં કર્મયોગ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે એમ પણ કહેવાય છે, પણ સાથે-સાથે કર્મનાં ફળોનો ત્યાગ કરવાની ગીતામાં સલામણ કરવામાં આવી છે હવે આ બાબત-માં આપણે નિર્માણના દૃષ્ટિકોણથી જોઈએ તો જણાશે કે કર્મ કરવા છતાં તેનાં ફળોનો ત્યાગ કરવામાં અંતર્ગત નિર્માણ તો નહિ છુપાયું હોય? કેમકે અમુક કર્મ કરવાથી અમુક પરિણામ આવશે જ એમ આપણે નિશ્ચિતપણે કહી શકતા નથી. આગલા શ્લોક-માં निबद्धः स्वेन कर्मणा । એ શબ્દો વિચારવા જેવા છે પોતાના કર્મે અગર સ્વભાવથી બંધાયેલો એવો મનુષ્ય, એવો એનો અર્થ છે કર્મથી બંધાયેલો ખરો, પણ એ કર્મ એણે સ્વતંત્ર રીતે કરેલાં કે બીજી જીવ-સૃષ્ટિઓમાં બને છે તેમ પ્રેરણા (ઇન્સ્ટિંક્ટ-ઈશન) દ્વારા થયેલાં—આ પ્રશ્ન અત્યંત મહત્ત્વનો છે, કેમકે કાર્યકારણનો નિયમ તો પ્રચલિત અને સર્વમાન્ય છે, પણ કાર્ય સ્વ-તંત્ર બુદ્ધિથી થયેલું છે કે પ્રેરણાનું પરિણામ છે એ મુદ્દો મહત્ત્વનો છે

કર્મ ઉપર હિંદુદર્શનોમાં ઘણું જ લખાયું છે અને ખાસ કરીને જૈનદર્શનમાં તેના ઉપર વિગતવાર અને ખૂબ જ ઊંડાણથી તલસ્પર્શી ચર્ચા કરવામાં આવી છે પણ જો મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર ન હોય તો એ બધા જ્ઞાનની ઉપયોગતાની દૃષ્ટિએ કેટલી કિંમત ગણાય? ગીતામાં છેવટે ભગવાન અર્જુનને બધાનો પરિત્યાગ કરી શરણે આવ-વાનું કહે છે શું એમ નથી લાગતું કે માણસ માટે માત્ર આ જ એક માર્ગ ખુલ્લો છે અને બાકીના બધા માર્ગો ઉપર તો સીલ લગાવી મૂકેલાં છે? *

* આ લેખનો હેતુ આ મહત્ત્વના મુદ્દા ઉપર વાચકો પોતપોતાનો અભિપ્રાય વ્યક્ત કરે અને એ વિષયને વધુ સ્પષ્ટ કરે એ જોવાનો છે કોઈ પણ જાતનો અભિપ્રાય આપતા પહેલાં જે સંહિતાઓના આધાર ઉપર આ લેખ લખાયો છે તેમનો પરિચય હોવો જરૂરી છે એમ હું માનું છું, કેમકે તેમાં કેટલી વિગતથી વ્યક્તિ અને સમષ્ટિનું ભાવિ આલેખ્યું હોય છે તેના પ્રત્યક્ષ અનુભવ વગર ખ્યાલ આવવો મુશ્કેલ છે. લે.

★

# ઇંદ્રિયજિત

શ્રી ધનશંકર હ. ત્રિપાઠી

ચક્રવર્તી પદ પામવામાં ગૌરવ અણાયું છે, પણ એથી યે વધુ ગૌરવ તો અસંખ્ય પ્રલોભનો સામે મન–હૃદયની અશુભ વૃત્તિઓ સામે ઝૂઝી યોગીની દશા પ્રાપ્ત કરવામાં રહ્યું છે તેની કોણ ના પાડશે? પ્રાચીન કથાઓમાંથી મળી આવતા આવા અનેક દાખલાઓમાંનો એક અષ્ટાવક્રનો છે. અષ્ટાવક્રના પાંડિત્યભરપૂર અને ધીર જીવનને વાર્તાસ્વરૂપે આલેખવાનો અહીં પ્રયાસ થયો છે. શ્રી ત્રિપાઠી લેખક તરીકે સારી પેઠે જાણીતા છે.

અંગદેશની રાજધાની ચમ્પાનગરથી દસ કોષ દૂર અને વર્તમાન ભાગલપુરથી આઠ કોષ દૂર આવેલી ભાગીરથી મૈયાના પૂર્વ કિનારા ઉપર કહલગામ નામે એક નાનું શું ગામ આવેલું છે. 'ઈ. આઈ. આર.'ની 'લૂપ લાઈન'નું તે એક સ્ટેશન છે. રેલવેથી પૂર્વ દિશા તરફ એક મોટો પર્વત છે અને તેનાથી થોડેક દૂર એક નાનો પર્વત આવેલો છે.

પ્રાચીન સમયમાં એને કહોલગામ કહેવામાં આવતું. મહર્ષિ કહોલનો એ આશ્રમ હતો. મૂળ નામ પલટીને ધીમેધીમે કહલગામ નામે હાલમાં તે ઓળખાય છે.

મુનિશ્રી ઉદ્દાલકનો આશ્રમ ત્યાં આવેલો હતો. તે આશ્રમમાં રહીને કહોલમુનિ વિદ્યાધ્યયન કરતા હતા. તે તીક્ષ્ણ બુદ્ધિશાળી હતા. ગુરુકુળના તમામ નિયમોનું તે પરિપાલન કરતાં, તેથી તેઓ અધ્યયનમાં ઝટ આગળ વધ્યા. જ્યારે તેમનો અધ્યયન–ક્રમ પૂરો થયો ત્યારે ઉદ્દાલકમુનિ તેમના ઉપર એટલા બધા પ્રસન્ન થઈ ગયા, કે તેમણે પોતાની પુત્રી સુજાતા સાથે તેમનું લગ્ન કર્યું. ગુરુને ત્યાં અભ્યાસ કરતાં ગુરુની કૃપા પ્રાપ્ત કરીને તેમની પુત્રીને વરવા ભાગ્યશાળી થનાર આ પ્રથમ શિષ્ય કહોલમુનિ જ હતા.

કાળક્રમે સુજાતાની કૂખે અષ્ટાવક્રનો જન્મ થયો. મહાભારતમાં લખ્યું છે કે જ્યારે તે તેમની માતાના ઉદરમાં હતા ત્યારે તેમના પિતા કહોલને અતિશય વેદાધ્યયન કરતા જોઈને ઉદરમાંથી જ તેમનાથી પ્રશ્ન કરવાની લાલચ શોભાવી શકાઈ નહિ.

'આપ કાંઈ ખૂબ જ વાંચ્યા કરો છો ને શું?'

પિતા કહોલને આથી ઘણો જ ક્રોધ ઊપજ્યો. તેમણે શાપ દીધો: 'તારાં આઠ અંગ વાંકાં થશે!'

અને જ્યારે એ જન્મ્યા ત્યારે તેમનાં આઠ અંગ પિતૃશાપથી વાંકાં હતાં, તેથી તેમનું નામ પાડવામાં આવ્યું અષ્ટાવક્ર.

એમના જન્મ અગાઉ થોડાક વખત ઉપર મુનિરાજ કહોલ જનક વિદેહીના રાજયજ્ઞમાં ગયા હતા. એ પ્રસંગે રાજ્યના પ્રધાન આચાર્ય, જેમનું નામ બન્દી હતું તેમની સાથે ઋષિ–મુનિઓનો શાસ્ત્રાર્થ થતો હતો. બન્દી જેમની સાથેના શાસ્ત્રાર્થમાં જીતતો તેમને જળમાં ડુબાડીને વરુણલોકમાં મોકલી દેતો. આવી રીતે મુનિ કહોલની પૂર્વે જેટલા ઋષિમુનિઓ શાસ્ત્રાર્થમાં હાર્યા હતા તેઓની એવી જ સ્થિતિ થઈ હતી. મુનિ કહોલ પણ હારી ગયા અને તેમને વરુણલોકમાં મોકલી દેવામાં આવ્યા.

અષ્ટાવક્ર ઉદ્દાલકમુનિના આશ્રમમાં તેમના પુત્ર શ્વેતકેતુ સાથે વેદાધ્યયન કરવા લાગ્યા. એમણે પોતાના પિતાને તો જોયા

આશ્રમમાં ગયા. એ આશ્રમ અત્યંત રમણીય હતો. તેની વાટિકામાં અનેક સુંદર ફળફૂલનાં વૃક્ષ હતાં. ત્યાંની શોભા અવર્ણનીય હતી. સૃષ્ટિસૌંદર્ય મોહક હતું. સુગંધી ચોમેર મહેકી રહી હતી. એમાં એક મહૂલી હતી. તેનાં બંધ દ્વાર આગળ ઊભા રહીને અષ્ટાવક્રે હાંક મારી: 'અંદર કોઈ છે કે ? હોય તો કૃપા કરીને બહાર આવો અને મને અતિથિને આશ્રય આપો.'

તરત જ દ્વાર ઊઘડયાં અને એમાંથી સુંદર વસ્ત્રાલંકાર-સુસજ્જ સાત સ્વરૂપવતી કન્યાઓ બહાર આવી. તે સ્મિત વેરતી, નેત્ર નચાવતી કન્યાઓએ અતિથિને આવકાર આપ્યો. અષ્ટાવક્ર તે મહૂલીમાં ગયા. તેમને સોનાના સિંહાસન ઉપર બેસાડીને સુંદરીઓએ તેમના પાય અર્ઘ્ય-મધુપર્કથી ધોઈ, ગંધાક્ષત, કુંકુમ, પુષ્પાદિથી તેમનું પૂજન કર્યું. એ પછી તેમણે તેમને ફલ અર્પી ભોજન કરાવ્યું અને જલપાન કરાવીને વિવિધ પ્રકારની વનસ્પતિઓથી ભરપૂર પાનનું બીડું આપ્યું. અષ્ટાવક્રે તે સર્વ ગ્રહણ કર્યું અને પોતાની પ્રસન્નતા વ્યક્ત કરી.

સંધ્યાકાળ થતાં અષ્ટાવક્રે સંધ્યોપાસના કરી. પુનઃ રાત્રિનું ભોજન કર્યા પછી જ્યારે શયનનો સમય થયો ત્યારે તેમને માટે એક પુષ્પાચ્છાદિત પલંગ તૈયાર કરીને કન્યાઓએ કહ્યું:

'આપ આના ઉપર સૂઈ જાઓ. અમે આપનાં પાદારવિંદ ચાંપીને આપને ઊંઘાડી દઈશું.'

'બહેનો!' અષ્ટાવક્રે કહ્યું. 'હું તો ભૂમિતલ ઉપર કેવળ મૃગચર્મ પાથરીને જ સૂઈશ. તમારે બીજો કોઈ શ્રમ ઉઠાવવાની જરૂર નથી. તમે જઈ શકો છો.'

કન્યાઓ ચકિત થતી વિદાય થઈ. પણ એ પછી ત્યાં એક વૃદ્ધા આવી. પ્રથમ તો તે એક બાજુએ સૂઈ રહી પણ રાત્રિ વ્યતીત થતાં તે ઊઠીને ગમેતેમ બોલવા માંડી.

અષ્ટાવક્રે તેને કહ્યું: 'માતાજી! આપ વીસરી જાઓ છો કે હું આપનો પુત્ર છું.'

તે વૃદ્ધાએ એવો તો નફટ જવાબ દીધો કે તે સાંભળીને અષ્ટાવક્રે પોતાને કાને હાથ દીધા, આંખો મીંચી દીધી અને शिवोऽहम् शिवोऽहम् એવું ભગવન્નામસ્મરણ કરવા લાગ્યા. એ પછી એનાથી દૂર જઈને ઊભા રહેલા અષ્ટાવક્રે કહ્યું:

'જે સાત કન્યાઓ મારા મનમાં વિકાર ઉત્પન્ન કરવા આવી હતી તેમને મેં 'બહેનો' કહી હતી. આપે એ જ ઉદ્દેશથી મને ગમે તેમ કહ્યું, પરંતુ મેં આપને 'માતાજી' કહ્યાં છે. આપ મારાં માતા છો. હું આપનો પુત્ર છું. સંસારમાં જો કોઈ પણ સૌથી વધુ પાપ હોય તો તે પરસ્ત્રી તરફ કુદૃષ્ટિનું જ છે. ધર્મશાસ્ત્રમાં પારંગત થઈને જે મનુષ્ય એવા પાપમાં પડે છે તેને કોટિકોટિ ધિક્કાર છે!'

તે સ્ત્રી બોલી: 'હું આજસુધી અવિવાહિતા રહેલી છું. હું કોઈની સ્ત્રી નથી.' એ પછી એક અત્યંત રમણીય યુવતીનું સ્વરૂપ ધારણ કરીને તેણે કહ્યું:

'વસ્તુતઃ હું વૃદ્ધા નથી. હું દિવ્યાંગના છું. મને અનેરી દિવ્ય શક્તિઓ વરેલી છે. એના યોગે મને જે વરશે તે તેવી જ શક્તિઓ મેળવશે. તમે મારી સાથે લગ્ન કરો અને એ શક્તિઓ મેળવો.'

અષ્ટાવક્રે તેને નમસ્કાર કરીને કહ્યું: 'માતાજી! મારું વાગ્દાન મહર્ષિ વદાન્યની પુત્રી સાથે થઈ ચૂકેલું છે. એ વાગ્દત્તા સિવાયની તમામ સ્ત્રીઓને હું પરસ્ત્રી ગણું છું. પરસ્ત્રી શબ્દનો અર્થ હું 'परा च असौ स्त्री' એવો કરું છું, મને ક્ષમા કરો. તમે જે બધું

# રસરાજ

**શ્રી છોટાલાલ કહાનદાસ પટેલ**

શૃંગારની જેમ રોજિંદા વપરાશના પારા માટે પણ પહેલી જ વાર રસરાજ શબ્દ વાપરનારે બરાબર વસ્તુના હાર્દને પિછાણ્યુ છે એમ કહેવું જોઈએ ધાતુના મિશ્રણને છૂટું પાડવામા, સડતા અનાજને અટકાવવામા, થરમોમિટર ને બેરોમિટરમા, આરસીમા, વૈદકીય દવામા માત્રા તરીકેના ઉપયોગમાં, કુમરહ્ઞોગોમા આપણે પારા પાસે ઘણુ કામ લઈએ છીએ પણ પારાના ઘરેણા બની શકે છે ને એનુ અતિ સેવન હળાહળ ઝેર જેવું છે એની માહિતી ઓછાને હશે પારાની વિશિષ્ટતાઓનો અહી ખ્યાલ અપાયો છે

**'કાચો પારો ખાવો અન્ન,**
**તેવું છે ચોરીનુ ધન'**

કવિ શામળે પાગના સ્વભાવનુ ચીતરેલુ ચિત્ર વૈદકીય દૃષ્ટિએ જાણીતુ છે પારો પ્રવાહી હોવાથી સંસ્કૃતમા એને રસ કહે છે એના મિશ્રણથી બનેલી દવાઓ રસાયન તરીકે ઓળખાય છે જ્યારે કાવ્યશાસ્ત્રના રસોમા શૃંગારરસને સંસ્કૃત આલંકારિકોએ રસરાજ કહ્યો છે, ત્યારે પારો દવામા ઘણો ઉપયોગી હોવાથી વૈદકશાસ્ત્રમા વૈદરાજોએ તેને પણ રસરાજ અને રસેશ્વર કહ્યો એના ગુણ અને ઉપયોગ ઉપર રચાયેલા આપણા દેશી વૈદકગ્રંથો રસરાજસિંદૂર અને રસેશ્વર મહિમાને નામે મશહૂર છે

પ્રાચીન સમયથી પારો લોકોના જાણવામાં છે પહેલાં કિમિયાગરો એમ સમજતા હતા કે પારો પ્રવાહી રૂપુ છે અને તેથી તેઓ એવી આશા રાખતા કે તેને કોઈ પણ પ્રકારે ઘન સ્થિતિમા લાવીએ તો પારાનુ રૂપું થાય આવી લાલચથી તેઓ એ ધાતુને ગરમ કરી તેની વરાળ એકઠી કરી ઠંડી પાડતા, પણ તેથી એ ધાતુ કંઈ પોતાનુ પ્રવાહીરૂપ બદલતી નહિ હાલના કિમિયાગરો પણ પારાનું રૂપુ બનાવી આપવાનુ કહી ભોળા લોકોને ઠગવાની ઇચ્છા રાખે છે; પરંતુ તેઓ કોઈ પણ સુરાજ્યમા પકડાઈને શિક્ષા પામે છે, તેથી એવા ગુના હાલમા ક્વચિત જ બને છે રૂપું બનાવવાની ખોટી આશાના પ્રયોગોથી પણ લાભ એ થયો કે પારાની જુદીજુદી ધાતુ સાથેની મેળવણીથી જુદાજુદાં રૂપો ઉત્પન્ન થયા; અને વૈદકશાસ્ત્રીઓને અજમાયેશથી માલૂમ પડ્યુ કે પારાનુ બીજી ધાતુઓની સાથે રસાયણ કરવાથી કેટલાક રોગોને

---

કહ્યું તેથી મને ઘણું દુઃખ થયુ છે હું તમારી પાસે મારી પોતાની ઇચ્છાથી આવ્યો ન હતો પણ મારા ભાવિ સસરાની આજ્ઞાથી આવ્યો હતો જો મારો સંયમ વિચલિત થયો હોત, તો હું તેમનો ભાવિ જામાત્ર મટી ગયો હોત એ સ્થિતિ કરતા હું મૃત્યુ શ્રેષ્ઠ ગણું છું'

તરત જ તે સ્ત્રી અલોપ થઈ ગઈ અને પછી સ્વર સંભળાયો

'ધન્ય છે પુત્ર ! તુ માનવ-મણિ સિદ્ધ થયો છે કઠણ પરીક્ષામાંથી તુ ઉત્તીર્ણ થયો છે તુ હવેથી 'મહર્ષિ' કહેવાઈશ હું કોઈ યુવતી નથી, વૃદ્ધા નથી પણ ઉત્તરદિશાની દેવતા છુ હું તને આશિષ આપુ છુ, કે તું ધર્માનુકૂલ સુખી ગૃહસ્થાશ્રમ ભોગવજે'

આ પછી જ્યારે અષ્ટાવક્ર પાછા આવ્યા ત્યારે 'ધન્ય ઇંદ્રિયજિત!' એવાં સૌનાં અભિનંદન તેમને મળ્યા અને મહર્ષિ વદાન્યે પોતાની કન્યા સાથે તેમનુ લગ્ન કર્યું !

★

-નાબૂદ કરવાનું તે સામર્થ્ય ધરાવે છે.

આ પ્રવાહી ધાતુતત્ત્વ કુદરતમાં નર્યું જડતું નથી. કેટલીક વખતે ખાણોના પોલાણમાં ગોળીઓના રૂપમાં એ શુદ્ધરૂપે મળી આવે છે ખરો, તોપણ ઘણેભાગે તો ગંધક સાથે મળેલી સ્થિતિમાં જ તે જડે છે. આ સ્થિતિમાં તેને હિંગળોક કે પારાનો સલ્ફાઈડ કહેવામાં આવે છે. હિંગળોક રંગે લાલ હોય છે. ખનિજ તરીકે એને 'સિનેબાર' કહે છે. આ પારાની કાચી ધાતુ છે. એની બીજી જાત કાળાશ પર હોય છે, અને દેશી આયુર્વેદિક દવામાં રસસિંદૂરને નામે ઘણી વપરાય છે. હિંગળોકનો ઉપયોગ 'વર-મીલિયન' નામનો લાલ રંગ બનાવવામાં થાય છે.

હિંગળોકની મુખ્ય ખાણો કેલિફોર્નિયામાં, ન્યુ આલ્માડન અને ન્યુ આઇડ્રિયામાં તેમ જ સ્પેનમાં, મન્ચામાં અને ઑસ્ટ્રિયામાં આવેલા આઇડ્રિયામાં છે.

પારાની ખાણોમાં કામ કરનાર મજૂરોનો રોજ ઘણો ભારે હોય છે; કારણકે મજૂરોના શરીરમાં પારો ધીમેધીમે પ્રવેશે છે અને તેમને કંપવા થઈ હાથ, પગ, મોં ખેંચાઈ જઈ તેમનું આયુષ્ય ધીમેધીમે ટૂંકું થાય છે.

હિંગળોકના પથ્થરોને ખાણમાંથી કાઢ્યા પછી એક વાસણમાં ખૂબ ગરમ કરવાથી પારો વરાળ થઈને ઊડી જાય છે. તેને નળી વાટે બીજા વાસણમાં લઈ જઈ ઠંડો પાડવામાં છે, એટલે તે જુદો પડી પોતાનું પ્રવાહી રૂપ ધારણ કરે છે. શુદ્ધ પારો દેખાવમાં ઓપેલા રૂપા જેવો ધોળો ને ચકચકિત હોય છે. તેમાં વાસ નથી તેમ જ તેના પર હવા કે, પાણી કંઈ જ અસર કરી શકતાં નથી; પણ જો ભેગવાળો પારો હોય તો હવામાંનો ઑક્સિજન તેની સાથે મળવાથી ધીમેધીમે તે ઘટતો જાય છે. આથી કરીને ખુલ્લા મૂકેલા પારા ઉપર જો આછું પડ બાઝે તો જાણવું કે તે પારો શુદ્ધ નથી. ચોખ્ખો પારો જમીન ઉપર ઢોળાય તો તે ગોળ ગાંગડીઓનું રૂપ ધારણ કરે છે; પણ જો કોઈ ધાતુના ભેગવાળો હોય તો ઢોળાવાથી થતી ગાંગડીઓ ગોળ નહોતાં છેડેથી પાતળી થતી લંબગોળ આકારમાં હોય છે. જો તેને કાચ કે ચિનાઈ માટીનાં વાસણ ઉપર મૂકીએ તો તે પર આરામાની રંગનો ડાઘ પડે છે. પારો ચંચળ હોવાથી ઢોળાઈ ગયા પછી પાછો ભેગો કરવાની બહુ અડચણ પડે છે; પણ સોની લોકો એને ઝાલવા માટે છેડેથી વાંકી વળેલી ભૂંગળી રાખે છે, તે વડે શોષી લઈ બહુ સહેલાઈથી તે ભેગો કરી શકાય છે.

અત્યાર સુધીમાં જણાયેલા પ્રવાહી પદાર્થોમાં એ સૌથી ભારે છે. એનું વિશિષ્ટ ગુરુત્વ ૧૩-૬ છે. અર્થાત્ એ સરખે કદે પાણીથી એ પ્રમાણ જેટલો ભારે છે. પારો જલદ નાઈટ્રિક ઍસિડમાં ઓગળે છે પણ બીજા ઍસિડોની એના પર અસર થતી નથી. સાધારણ ઉષ્ણતામાનથી એટલે કે આપણા દેશની ગરમ હવામાં તેમ જ યુરોપખંડની ઠંડી હવામાં પણ પારો પ્રવાહીરૂપે જ રહે છે; પરંતુ ધ્રુવ પ્રદેશની નજીક એ ઘનસ્થિતિમાં આવે છે. સાધારણ રીતે એમ જણાયેલું છે કે શૂન્યથી ઓછા ૩૯ અંશ સેન્ટીગ્રેડ ઉષ્ણતામાને તે ઘનરૂપ ધારણ કરે છે. અને ૩૫૭ અંશ સેન્ટીગ્રેડ ઉષ્ણતામાને વરાળ થઈ ઊડી જાય છે. પારાની વરાળ ઝેરી છે, તેથી અનાજમાં પારો ભેળવવાથી અનાજમાં જંતુઓ અને કિલ્લાં પડતાં નથી. જ્યારે પારો ઘન સ્થિતિમાં હોય છે, ત્યારે બીજી ધાતુઓની પેઠે એનામાં પણ ચીકાશ આવવાથી ટીપીને અને ખેંચીને તેનાં પતરાં અને તાર બનાવી શકાય છે. આખી પૃથ્વીમાં અતિશય ઠંડીવાળા

ભ્રગ તરીકે રશિયાનો વર્કોયાન્સ્ક પ્રદેશ જાણીતો છે ત્યાના લોકોને જો શોખ હોય તો તેઓ ઘનપારાના દાગીના સુખેથી બનાવીને પહેરી શકે; પણ પોતાનો પ્રદેશ છોડી જરા દક્ષિણ તરફ રશિયામા-પ્રમાણમા ઓછી ઠ ડી હવાવાળા ભાગમા-મુસાફરી કરવા નીકળે તો દાગીના અજબ રીતે ગુમ થઈ જાય, ત્યારે તેમનો આશ્ચર્યકારક ચહેરો જોવાની જોનારને રમૂજ પડ્યા વિના રહે નહિ

કેટલીક ઔષધિમા પારાનો ઉપયોગ ખાસ થાય છે લોખ ડ સિવાય બીજી બધી ધાતુએ સાથે પારાનુ મિશ્રણ થાય છે બીજા પદાર્થો જોડે એને મેળવવાથી રસકપૂર, રસપુષ્પ વગેરે પારાની રેચક ગોળીઓ બને છે રસકપૂર ક પારાના ્ધનો દવામા ઉપયોગ થાય છે, પણ તે એક જાતનુ હળહળતુ ઝેર છે ઓક્સિજન સાથે પારો મળ્યાથી ચોખ્ખો હિંગળોક, અથવા રાતી પારદ ભસ્મ કે સીપીજન બને છે જે દવાના કામમા આવે છે સીપીજનને તેલ સાથે મેળવી માથામા નાખવાથી જૂ મરી જાય છે આ સીપીજનને ગરમ કરવાના પ્રયોગ દ્વારા જ વૈજ્ઞાનિકોને ઑક્સિજન મળી આવ્યો હતો પારાનુ ક્લોરાઈન સાથેનુ મિશ્રણ અતિશય ઝેરી હોવાથી થોડા પ્રમાણમા પણ ખાવાથી મૃત્યુ નીપજે છે તે સડાનો નાશ કરનાર હોવાથી શરીરમા વાગેલી જગાએ લગાડવામા અને વાઢકાપના ઘા ધોવામા વપરાય છે; અને તે જ પ્રમાણે દોરડા, લાકડા ને કૅનવાસના નમૂના સાચવવાને તેના પર લગાડવાથી તે સડી જતા નથી

પારો મલમ ગડગૂમડ ઉપર બહુ અકસીર ઇલાજ તરીકે મનાય છે ઘણાખરા દરદો ઉપર-મુખ્યત્વે કરીને તો આંતરડામા ગાંઠ પડવી, સોજો અને ચાંદી ઉપર પારાની ઔષધિ વપરાય છે પણ જો તે પ્રમાણમા વધારે લેવાય તો મોનુ નીતરવુ, જીભ ઉપર સોજો, દાતનુ હાલવુ, દાતના પારાનુ સૂજી આવવુ, ઝાડા, ચામડીના દરદો, હાડકામાં સડો વગેરે ચિહ્નો જણાય છે, વખતે વધારે ઝેર ચડી જાય તો મરણ પણ નીપજે છે પારાનુ માત્રુ પણ જો અપરિપક્વ હોય તો તે ખાધાથી ફૂટી નીકળે છે અને ફાયદા કરતા ગેરફાયદો વધારે થાય છે

દવા સિવાય યંત્રો અને હુન્નરોમા પણ તેનો ઉપયોગ વધારે થાય છે કલાઈ અને પારાનુ મિશ્રણ કાચ પર ચડાવવાથી આરસી કે ચાટલુ બને છે એ બનાવવા માટે પ્રથમ કલાઈના વરખ જેવા પતરા ઉપર સભાળથી પારો પીછી વડે પાથરીને તેની ઉપર એક નરમ કાગળ પાથરે છે પછી તેના પર કાચ મૂકી દબાણ કરી કાગળ ખેંચી લે છે એટલે વધારાનો પારો હોય છે તે બહારની હવાના પરપોટા સાથે મળી બહાર નીકળી જાય છે પછી થોડા દિવસ કાચ ઉપર વજન રાખી મૂકે છે એટલે કલાઈ અને પારાનુ મિશ્રણ કાચની સાથે ચોંટી જઈ આરસી તૈયાર થાય છે

સોનુ અને પારાનુ મિશ્રણ દાતમા પૂરવામા આવે છે, જેથી દાતનો સડો નરમ પડે છે

બીજી ધાતુ પર સોના કે રૂપાનો ઢોળ ચડાવવો હોય ત્યારે સોના કે રૂપા સાથે પારાના મિશ્રણનુ પાણી કરી તે રગવાની ધાતુને લગાડે છે એટલે પારો વહેવાથી મિશ્રણ બીજી ધાતુ ઉપર ચડી જાય છે, પછી તેને તાપમા મૂકવાથી પારો ઊડી જઈ સોના કે રૂપાનો ઢોળ વળગી રહે છે

પારો પ્રવાહી છે છતા બીજી ધાતુ સાથે મળવાથી તેનો પ્રવાહી ગુણ નાશ પામે છે અને બીજી ધાતુને પણ તે નરમ બનાવી દે છે તેના બીજી ધાતુઓ સાથેના આવા આકર્ષણના ગુણને લીધે અન્ય પદાર્થોના ભેળવાળી ધાતુનો ભેગ દૂર કરી શુદ્ધ બનાવવામા તે ઉપયોગી છે ભેગને દૂર કર્યા પછી ધાતુ સાથે

# મધુબિંદુ

શ્રી તારાચંદ્ર પોપટલાલ અડાલજા

ઉપરનીચે, ચારે ય દિશામાંથી અને બધી યુ બાજુએથી માનવી ઘેરાયેલો હોય, જીવનમૃત્યુનો પ્રસંગ હોય છતાં ય પોતાની સાચી પરિસ્થિતિનું એને દૃઢ ભાન ન થાય અને તદ્દન નજીવા ક્ષણજીવી લોભ માટે ગાડાંમૂલી મળતી આ જિંદગાની ફના કરવા માટે એ તૈયાર થાય એ કેવું આશ્ચર્ય ગણાય! જાણી-બૂઝીને, સભાન સ્થિતિમાં પણ એ ક્ષણજીવી મોહ એને વિનાશ–મૃત્યુ તરફ લઈ જાય છે અને માનવી સ્વેચ્છાએ આ સર્વનાશ આવકારે છે! આ રૂપકકથા માનવીને સાચા માર્ગનું ભાન કરાવે છે.

'ચ અટવીમાં આવીને તો ઊલટા આપણે અટવાઈ ગયા! એક બાજુ ચોર-લૂંટારાનો ત્રાસ, બીજી બાજુ હિંસક પ્રાણીઓનો ભય અને જ્યાં જુઓ ત્યાં ધસમસ જતી નદીઓનો વેગવંતો જળપ્રવાહ. આમાં ઘડીભર પણ વિસામો ક્યાં મળે તેવો છે?'

યાત્રાર્થે નીકળેલા ને અવળા માર્ગે ચડેલા સંઘને આ જ વિચાર આવતો હતો. સૌને પોતાના જાનમાલની ફિકર થઈ પડી હતી. 'સબ સબકી સમાલિયો, મૈં મેરી ફોડતા હું' ના ન્યાયે દરેક વ્યક્તિ પોતપોતાની સલામતી શોધી રહી હતી.

એવામાં છાતીનાં પાટિયાં બેસાડી દે એવી ભયંકર ચીસ સંભળાઈ અને સૌ, કોઈએ જેને જ્યાં ફાવ્યું તે દિશામાં દોટ મૂકી, માત્ર એક અભાગી જીવ પાછળ રહી ગયો.

એણે જોયું કે એક મદોન્મત્ત હાથી પોતાની ભયંકર ત્રાડથી એ જંગલને ધમધમાવી રહ્યો છે. પર્વતમાંથી ઝરણાં ઝરે તેમ એ હાથીનો મદ ઝરે છે. આકાશના વાદળને વિદારી નાખવા માગતો હોય તેમ તે વારંવાર પોતાની સૂંઢ ઉલાળી રહ્યો છે. પૃથ્વીને ખોદી નાખવા માગતો હોય તેમ તે પગ પછાડી રહ્યો છે. અને ફૂંફાડા મારતો તે મેઘગર્જના કરી રહ્યો છે.

એને લાગ્યું કે આ હાથીના સ્વરૂપમાં પોતાનો કાળ સાક્ષાત્ યમદૂત જ આવી પહોંચ્યો છે!

સૂંઢના સિત્કાર કરતો એ હાથી એની પાછળ ધસ્યો અને એ યુવાન બેફામ બનીને નાસવા જતાં દડાની પેઠે પડતોઆખડતો એક કૂવા પાસે આવી લાગ્યો. કૂવાની કિનારી આગળ ઊંચું ઘાસ ઊગી ગયું હોવાથી દોડતાં-દોડતાં એ કૂવામાં પડ્યો, પણ સદ્‌ભાગ્યે પડતાંપડતાં કૂવાકાંઠે આવેલા એક વટવૃક્ષ-વડની વડવાઈ કૂવામાં લટકતી હતી તે એના હાથમાં આવી ગઈ, અને દોરડાથી લટકાવેલા ઘડાની પેઠે તે કૂવામાં ટિંગાઈ રહ્યો.

---

પારો મળેલો હોય, તે તપાવવાથી ઊડી જઈ સોનાવાળી ધાતુ તદ્દન શુદ્ધ થઈ જાય છે.

પારો ગરમીથી ઝટ ફૂલે છે અને ઠંડીથી સંકોચાય છે તેથી તેમ જ તે પ્રવાહી અને ભારે હોવાથી કાચને વળગી જતો નથી અને હવામાં ઉડાતો નથી, નક્કર થતો કે ઊડી જતો નથી, તેથી બેરોમિટર અને થરમોમિટર બનાવવામાં તે વધારે ઉપયોગી છે.

★

હાથીનુ લક્ષ એ યુવાન પર જ હતુ કૂવામા લટકતા પોતાના શિકાર ઉપર વાર-વાર તે પોતાની સૂઢ લબાવવા માડ્યો, પરતુ સૂઢ અને શિકાર વચ્ચે અતર હતુ, એટલે નિરાશાથી ધમપછાડા કરવા સિવાય હાથી માટે બીજો ઇલાજ નહોતો

હાથીથી બચવા માટે કૂવામા ઊતરી પડવાના વિચારથી યુવાને નીચે નજર કરી તો નીચે અજગર મોં ફાડીને પોતાનો કોળિયો કરી જવા તત્પર બની બેઠેલો તેની નજરે પડ્યો કુવાની કોઈ બખોલમા ભરાઈ પેસવાનો વિચાર કર્યો તો બખોલોમાં પણ સર્પો તેને ડખ દેવા માટે ફેણ પ્રસારીને બેઠેલા તેણે જોયા!

પરતુ આટલાથી જ તેની મુસીબતનો અત આવતો નહોતો કરવતથી લાકડુ વેરાતુ હોય એવો અવાજ કાને પડતા તેણે ઊચે જોયુ તો એક સફેદ અને એક કાળો ઉદર વડની ડાળીને કોરી ખાતા હતા અધૂરામા પૂરું હતાશ બનેલો હાથી વડની એ ડાળીને સૂઢમા ભેરવીને જોરથી હલાવવા લાગ્યો

'હવે તો ભોગ લાગ્યા' એમ માનીને એ યુવાન પોતાના બને પગની આટી વાળીને વડવાઈને જળોની માફક વળગી રહ્યો

પરતુ આફત આવે ત્યારે એકલી નથી આવતી, એક પછી એક એનો શભુમેળો જામે છે હાથીએ ડાળી હલાવી અને એ ડાળી ઉપર જામેલા મધપૂડાને વળગેલી મધમાખો ઊડી લાખડી સોયા ભોકાતા હોય એવા મધમાખોના ડખથી એ યુવાનનુ શરીર રુંધાયું એ તોબાહ્‌ પોકારવા લાગ્યો

એ જ ક્ષણે એના હોઠને કઈ મધુર સ્વાદનો આભાસ થયો ડાળી ઉપરના મધપૂડામાથી મધનાં ટીપા એ યુવાનના કપાળ ઉપર પડતા હતા અને ત્યાથી દળીને તેના હોઠ આગળ આવતા હતા સ્વાદલોલુપ જીભ હોઠનો સ્પર્શ કરીને મધની એ મધુરપ ચાખવા લાગી યુવાનને એ સ્વાદમા પરમ સુખ લાગવા માડ્યુ

* *

'અરે સ્વામી! જુઓ તો ખરા! આ તે કેવુ કૌતુક!'

આકાશમાર્ગે વિહાર કરતી એક કિન્નરીએ વિદ્યાધરનુ ધ્યાન ખેચ્યું

'સસારની મોહજાળમા ફસાયેલા આવા તો અનેક અવિચારી આદમી આપણી નજરે પડશે એમની ચિતા કરવી નકામી છે'

'એમ ન કહો નાથ! એવા દુર્ભાગી જીવો ઉપર આપણે દયા કરવી જોઈએ. જુઓ તો ખરા-'ઉપર' આભ અને નીચે ધરતી' જેવી દશાને આપણે દુ ખની પરિસીમા ગણીએ છીએ, પરતુ આને બિચારાને તો ઉપર-નીચે-આસપાસ ક્યાય ઠરીઠામ થવાનુ ઠેકાણુ નથી આવી વિપરીત દશામાથી એને મુક્ત કરવાની કૃપા કરો'

'ભલે તારી એવી જ ઇચ્છા હોય તો થોડો સમય વૃથા બગાડીએ બાકી હુ તો કહુ છુ કે આ દશામાથી મુક્ત થવાની એની ઇચ્છા જ નથી'

'અરે એવુ તે હોય? આટઆટલા સકટોથી ઘેરાયેલા હોવા છતા'

'હા, છતા ય આ મધુબિંદુનો એને જે ચટાકો લાગ્યો છે તે તજવાની એની મનોવૃત્તિ નહિ જ થાય હજી તારા માનવામાં એ વાત ન આવતી હોય તો ચાલ ખાતરી કરી લે'

વિદ્યાધરે પોતાનુ વિમાન એ યુવાન પાસે લઈ જઈ તેને ઉદ્દેશીને કહ્યું 'ઓ અભાગી જીવ! ચાલ પકડી લે મારો આ હાથ અને બેસી જા આ વિમાનમાં, એટલે તારા આ બધા સકટો ટળી જાય અને તુ દુ ખમુક્ત બને'

યુવાન ક્ષણભર તો વિમાન તરફ-એ વિમાનમા બેઠેલા વિદ્યાધર તરફ ટગરટગર

હૃદયમાં બિરાજી યંત્રારૂઢ પૂતળા માફક મને માયા વડે નચાવ્યો. માયાને આધીન થઈ 'દોરી સર્વની એના હાથમાં ભરાવ્યું ડગલું ભરે' એ પ્રમાણે અત્યાર લગી અનેક જન્મોથી સ્વરૂપને ભૂલી અજ્ઞાનરૂપી અંધકારમાં ભટકાયો, અને આપની ઇચ્છા મુજબ નાચ્યો. 'જે જેનો અંશ તે તેને ભજે.[૬]' એમ આપનો અંશ હોવા છતાં આપનું ભજન ભૂલ્યો.

લોખંડી દીવાલોવાળી કોટડીમાં પૂરવામાં આવ્યો હોય તે મનુષ્ય પોતાના સાધન-બળથી તે કોટડીમાંથી નીકળવા પ્રયત્ન કરે તો તેને અત્યંત ક્લેશનો અનુભવ કરવો પડે; પરંતુ કોટડીમાં પૂરનારને દીનભાવે શરણે જઈ વિનવે તો તેને દયા આવતાં કોટડી ખોલે તો તરત જ છુટકારો થાય. જેની ઇચ્છાથી બંધન, તેના શરણથી મુક્તિ; માટે હે પ્રભો! હું તો કષ્ટમય સાધનમાર્ગ છોડી હવે આપને શરણે આવ્યો છું.

'આપ પ્રવચનથી, બહુ બુદ્ધિથી કે બહુ શ્રવણથી પ્રાપ્ત થતા નથી; પરંતુ જેનું વરણ કરો છો તેને જ પ્રાપ્ત થાઓ છો.[૭]' હે દયાળુ! આપ દયા કરી મારું વરણ કરો તો જ આપને હું પ્રાપ્ત થઈ શકું. આ શરણાગતિની બુદ્ધિ મારામાં ઉત્પન્ન થઈ, તેને જ હું આપનું વરણ માનું છું; કારણ કે સર્વના હૃદયમાં રહેલા અંતર્યામી દ્વારા સ્મૃતિ, જ્ઞાન અને વિસ્મૃતિ આપ જ કરવો છો.[૮]'

દિવસે ઘરકામમાં મગ્ન અને રાત્રે નિદ્રા-વશ થતાં વ્રજવાસીઓમાં અવિદ્યા દૂર કરવાનું સામર્થ્ય ન હતું; માટે જ આપે 'અવિદ્યારૂપ પૂતનાનો નાશ કરી[૯]' સમસ્ત વ્રજવાસીઓની અવિદ્યા દૂર કરી, અને વિવિધ લીલાઓ દ્વારા તેમની પંચપર્વા અવિદ્યાનો નાશ કરી, અન્યાશ્રય છોડાવી, તેમનો નિરોધ સિદ્ધ કરી, સ્વરૂપાનંદનું દાન કર્યું. આવો અનુગ્રહ (કૃપા) આપ મારા ઉપર ક્યારે કરશો? 'દેશત્યાગ, મહાનવ્યાધિ, બાંધવો સાથે વિરોધ, ધનહાનિ અને અપમાન—એ આપના અનુગ્રહનાં લક્ષણો છે,[૧૦] તેનો મને ક્યારે અનુભવ કરાવશો? અને આ ક્ષુદ્ર જીવનની સંસારાસક્તિ ક્યારે દૂર કરાવશો? જ્યાં જ્યાં અને જેમાં મારી આસક્તિ હોય, ત્યાં ત્યાં અને તેમાંતેમાં દુઃખનો અનુભવ કરાવી, હે મુરારે! તેમાંથી મને છોડાવો.

હજારો વર્ષ થયાં હું આપનાથી છૂટો પડ્યો છું. લૌકિક અહંતા—મમતાને લઈને મારામાંથી આપને મળવાનો તાપક્લેશ દૂર થયો છે, અને આનંદનું તિરોધાન થયું છે. દેહ, ઇન્દ્રિયો, પ્રાણ અને અંતઃકરણના અધ્યાસને લઈને મારામાં અહંતા આવેલી છે, તેમ જ સ્વરૂપવિસ્મૃતિને લઈને આપના સ્વરૂપમાં મમતા કરવાને બદલે સ્ત્રી, ઘર, ધન, પુત્ર, પરિવાર, આલોક, પરલોક તથા આત્મામાં મમતા બંધાઈ રહી છે; માટે ઉપરનાં અહંતા—મમતા ઉત્પન્ન કરનારાં દેહાદિ અને સ્ત્રી આદિને હું આપનાં ચરણ-કમળમાં નિવેદિત કરું છું. હું તો આપનો દાસ થઈ અભય થવા માગું છું. હે પ્રભો! હું આપને શરણે છું.

'સર્વ ધર્મોનો પરિત્યાગ કરી મારે એકલાને શરણે આવ' એ આપની આજ્ઞાનુસાર, હે શરણાગતવત્સલ! હું આપને

૫. ભક્તકવિ દયારામભાઈ
૬. યો યદંશઃ સઃ તં ભજેત્ શ્રુતિઃ।
૭. नायमात्मा प्रवचनेन लभ्यः वि० श्रुतिः।
૮. सर्वस्य चाहं वि० गीता १५-१५

૯. 'अविद्यापूतना नष्टा'। सुबोधिनीजी॥
૧૦. देशत्यागो, महान्व्याधिर्विरोधो बन्धुभिः सह।
धनहान्यपमानश्च मदनुग्रहलक्षणम्॥

ડૉ. માધવ મો. ચૌધરી.

**આયુર્વેદ એટલે હિંદની જ ભૂમિ પર પેદા થતી અનેક પ્રકારની વનસ્પતિથી આયુષ્ય વધારવાનું કે ટકાવી રાખવાનું ઉપચારશાસ્ત્ર. વિદેશી દવાઓના મોહમાં આંગણે ઊગેલી સસ્તી ઔષધિને આજે ભૂલી ગયા છીએ એ મોટું દુર્ભાગ્ય છે. શરીરમાં પ્રવેશતી અનેક પ્રકારની વ્યાધિઓનો નાશ કરનાર કે અટકાવી રાખનાર એવી એક ઔષધિ તે ગળો છે. આ લેખમાં ગળોના અનેક ગુણો વિશે કહેવાયું છે. દરેક ઘરમાં 'ગળોસત્વ' શા માટે હોવું જોઈએ તેનો ખ્યાલ એના પરથી આવશે.**

ગળો ખૂબ મહત્ત્વની ઔષધિ છે. ઘણું કરીને એ સર્વ રોગમાં કામ લાગે છે. આયુર્વેદમાં–આર્યવૈદકમાં એને મહત્ત્વનું સ્થાન આપવામાં આવેલું છે. હિંદના સર્વ ભાગોમાં એના વેલા થાય છે. એની ઉત્પત્તિ સંબંધમાં એવી એક પૌરાણિક કથા છે કે રામ-રાવણના યુદ્ધમાં અસુરોના હાથથી જે વાનરસેના મરાયેલી હતી તેને ઇંદ્રે અમૃત-વૃષ્ટિ કરી ફરી સજીવન કરી, એ વખતે વાનરોના મૃત શરીર ઉપરથી અમૃતના છાંટા ઊડીને જે જે ઠેકાણે પડ્યા તે તે ઠેકાણે એ ઉત્પન્ન થઈ. આથી એનું 'અમૃતા' એવું નામ પડ્યું કહેવાય છે. એ ગમે તેમ હોય; પરંતુ તેની ઉપયોગિતા જોતાં તેને અપાયેલ અમૃતા નામ સાર્થક છે એમ આપણને લાગે છે. સંસ્કૃતમાં ઘણુંખરું એ નામથી જ ઓળખાય છે. ગુડૂચી, કુંડલી, છિન્ના, વયસ્થા, અમૃત-વલ્લરી, છિન્નોદ્ભવા, છિન્નરુહા, જ્વર-વિનાશિની, વત્સાદની, ચંદ્રહાસા, ચક્રલક્ષણા એવાં બીજાં પણ ગળોનાં સંસ્કૃત વિશેષ નામો છે.

ગળોના વેલા બીજાં ઝાડો ઉપર તેમ જ ખેતરોની વાડ ઉપર ચઢે છે. કેટલેક ઠેકાણે એ ખડકના આધારે પણ થાય છે. એના કુમળા વેલાની છાલ કોમળ હોય છે. એ ત્રણચાર વર્ષની થાય એટલે ખડબચડી થાય છે. કુમળા વેલાની છાલનો રંગ લીલો હોય છે. જૂની ગળોની છાલનો રંગ મેલો ધોળો હોય છે અને છાલ કાઢી લઈએ તો અંદરનો રંગ લીલો હોય છે. વરસાદ આવવાનો થાય છે ત્યારે એના વેલામાંથી કુમળા અંકુરો એકદમ ફૂટી નીકળે છે અને તે દરરોજ ખૂબ પ્રમાણમાં વધવા માંડે છે. ખેડૂતો તેને વર્ષાના આગમનની નિશાની તરીકે ગણે છે. ગળોનો વેલો એકસરખો હોતો નથી. એને કાતરીઓ જેવી એક બાજુએ ગાંઠ હોય છે. ગામડાનાં કેટલાક લોકો એના વેલા લાવી કકડા કરી દૂઝણા ઢોરને ખાણ તરીકે ખવડાવે છે. ગામડાના લોકો ગળોને સહેલાઈથી ઓળખી શકે છે.

લીમડા, બાવળ કે આંબા ઉપર ચઢેલી ગળો વધારે ગુણકારી મનાય છે. લીમડા ઉપરની ગળો સર્વશ્રેષ્ઠ–ઉત્તમ ગણાય છે; તેથી ઔષધિ તરીકે લીમડા ઉપરની ગળો ખાસ વપરાય છે. ગળોના વેલા જેમ જૂના અને પાકટ હોય તેમ તે વધારે ગુણ કરે છે. જૂની ગળોના વેલાનો મૂળ તરફનો ભાગ લગભગ હાથના કાંડા જેવો જાડો થાય છે. ગળોનો કાચા તાંતણા જેવો વેલો દવા તરીકે કંઈ ગુણ કરતો નથી. ગળો મળે ત્યાંસુધી લીલી જ ઉપયોગમાં લેવી.

ગળો કડવી, તીખી, લઘુ–હલકી, પાકમાં સ્વાદિષ્ટ, રસાયની–જરા તથા વ્યાધિને ટાળનાર, મળને બાંધનાર, તૂરી, ઉષ્ણવીર્ય, બળને

વધારનાર, અગ્નિ પ્રદીપ્ત કરનાર તથા કમળો, કોઢ, વાતરક્ત, તાવ, પિત્ત અને કૃમિરોગનો નાશ કરનાર છે

ગળોનો મુખ્ય ગુણ વાત, પિત્ત અને કફના દોષોને શાંત પાડવાનો શમન ગુણ છે બીજો ખાસ ગુણ જ્વરઘ્ન છે ગળો મૂત્રલ, રક્તપિત્તહર તેમ જ કટુ અને પૌષ્ટિક છે દાહ, તૃષા, રક્તદોષ, વમી, વાત, ભ્રમ, પાંડુરોગ, પ્રમેહ, ત્રિદોષ, આમ, ઉધરસ, રક્તાર્શ, વાતરક્ત, ખરજ, મેદ, વિસર્પ, પિત્ત અને કફનો નાશ કરે છે.

ગળો ઘી-ગોળ વગેરે જુદીજુદી વસ્તુઓ સાથે વાપરવાથી જુદોજુદો પ્રભાવ દાખવે છે ઘી સાથે વાપરેલી ગળો વાયુનુ, ગોળ સાથે વાપરેલી ગળો બંધકોશનુ, સાકર સાથે વાપરેલી ગળો પિત્તનુ, મધ સાથે વાપરેલી ગળો કફનુ, એરંડિયા તેલ સાથે વાપરેલી ગળો વાતરક્ત(પિત્ત)નુ, અને સૂંઠ સાથે વાપરેલી ગળો આમવાયુનુ શમન કરે છે

ગળોમા છ રસો પૈકી ચાર રસ છે કડવો, તૂરો, તીખો અને મધુર કડવો અને તૂરો રસ પિત્તદોષને શાંત કરે છે, તીખો, કડવો અને તૂરો રસ કફદોષને મટાડે છે અને મધુર રસ વાયુનુ પણ શમન કરે છે ગળોમા મધુર, કડવો, તૂરો અને તીખો એ ચાર રસ હોવાથી એ ત્રણે દોષનો-ત્રિદોષનો નાશ કરે છે, અને ઘણા રોગોનો નાશ કરવાનુ સામર્થ્ય ધરાવે છે ગળો ઉત્તમ રસાયન છે

ગળોમાથી સારરૂપ ઉત્તમ ઔષધિ 'ગળોસત્ત્વ' કાઢવામા આવે છે અને તે જુદાજુદા અનુપાન સાથે વાપરવાથી અનેક રોગોનો નાશ કરે છે ગળોસત્ત્વ કાઢવાની રીત સહેલી ને સર્વ કોઈ કાઢી શકે તેવી છે લીમડા કે આંબા ઉપરની સારી જાડી ગળો લાવી તેના ત્રણથી ચાર આગળ જેવડા કકડા કરી પાણી વડે ધોઈ નાખવા, પછી તેને થોડાક કચરી કલાઈ કે માટીના વાસણમા ચાર પ્રહર સુધી પલાળી રાખવા અને ત્યારપછી તેને હાથ વડે ખૂબ મસળી અથવા ગોળીમા નાખી રવૈયાથી વલોવી સર્વ કૂચા કાઢી ફેંકી દેવા, અને ગળોવાળુ પાણી ગાળી લઈ જુદુ રાખવુ કેટલીકવારે તેની અંદરનુ સત્ત્વ નીચે ઠરવા માંડશે સત્ત્વ તળિયે ઠરી રહે એટલે ઉપર ઉપરનુ પાણી નિતારી કાઢી નાખવુ ફરીથી બીજુ પાણી ઉમેરવુ અને સત્ત્વ ઠરે એટલે ઉપરઉપરનુ નીતર્યુ પાણી કાઢી નાખવુ ફરીફરીને એમ છ સાત વાર નીતર્યુ પાણી કાઢી નાખવુ અને સત્ત્વને સૂર્યના તાપથી સૂકવી બાટલીમા ભરી રાખવું એટલે એ સત્ત્વશુદ્ધ અને સફેદ થાય છે; તેમાથી ગળોની કડવાશ નાશ પામે છે કેટલાક કૂચા કાઢી લીધેલા પાણીને દેવતા પર ઉકાળી બાળીને ગળોનુ ઘન બનાવે છે તે જીર્ણજ્વર માટે તેમ જ બાળકોના તાવ માટે ઉપયોગી છે

ગળોસત્ત્વ લેવાનુ પ્રમાણ અર્ધા માસાથી બે માસા સુધી છે એ ઘણા રોગો ઉપર સારો ફાયદો કરે છે જુદાજુદા રોગ ઉપર જુદાજુદા અનુપાન સાથે અપાય છે પ્રમેહ ઉપર ગાયના પાશેર દૂધમા બે માસા નાખી પાવુ, અથવા ત્રિફળા અને સાકરમા આપવું જીર્ણજ્વર ઉપર ઘી તથા સાકર અગર મધ અને લીંડીપીપર સાથે, પાંડુરોગ ઉપર ઘી અને મધમા અથવા દૂધ સાથે; વાયુ ઉપર ઘી સાથે; પિત્તજ્વર અને પિત્ત ઉપર સાકર સાથે; કફરોગ ઉપર મધ સાથે; રક્ત પિત ઉપર એરંડિયા તેલ સાથે; આમવાયુ ઉપર સૂંઠ સાથે; સર્વ નેત્ર રોગ ઉપર ભેંસના ઘી સાથે; ક્ષય ઉપર ઘી, સાકર અને મધ સાથે અને સર્વ રોગ ઉપર ઠંડા પાણી સાથે આપવુ અને શક્તિ આવવા માટે ગાયના ધારોષ્ણ પાશેર દૂધમા બે માસા રૂપિયા ભાર

સાકર સાથે આપવું.*

ગળો, આંબળા અને ગોખરુ એ ત્રણે સમાન ભાગે લઈ ઘી અને સાકર મેળવી ખાવાથી ધાતુસ્થાનની ઉષ્ણતા દૂર થઈ ધાતુપુષ્ટિ થાય છે. તે મૂત્રમાર્ગના સર્વ દોષોનો નાશ કરે છે. વૃદ્ધાવસ્થાની નબળાઈ મટાડે છે. ધોળા વાળ કાળા કરે છે. અપાર વીર્યશાળી કરે છે. આ ત્રણ ચીજોના ચૂર્ણને 'રસાયનચૂર્ણ' કહે છે. ×

ગળોનું વસ્ત્રગાળ ચૂર્ણ સોભાગ; ગોળ સોળ ભાગ; મધ સોળ ભાગ અને ઘી વીસ ભાગ લઈ એકત્ર કરવું. આને 'અમૃતરસ' કહે છે. ઉંમર અને પાચનશક્તિનો વિચાર કરી અમૃતરસનું સેવન કરવાથી; પથ્ય અને પરિમિત ભોજન લેવાથી કોઈ પણ વ્યાધિ થતો નથી, તેમ જ વાળની ધોળાશ, વૃદ્ધપણું, તાવ, વિષમજ્વર, પ્રમેહ, વાતરક્ત અને નેત્રરોગ થતા નથી. આ ઉત્તમ રસાયન વૃદ્ધાવસ્થા દૂર કરનાર, બુદ્ધિ વધારનાર અને ત્રિદોષ નાશક હોઈ એના સેવનથી મનુષ્ય દીર્ઘજીવી બને છે. આની સરખામણીમાં અન્ય રસાયન તુચ્છ ગણાય છે.

ગળો જેવી સામાન્ય લાગતી ઔષધિમાં કેવો ચમત્કારી ગુણ છે અને આર્યવૈદકનું તલસ્પર્શી જ્ઞાન કેટલું પ્રભાવશાળી હોય છે તેનો એક દાખલો અહીં રજૂ કરું છું. જૂનાગઢમાં એક દર્દીને પત્ત(લેપ્રસી)નો રોગ થયો હતો. લોહી તપાસતાં પત્તનાં જંતુઓ જણાયેલાં અને ટાંકણીઓ ઘોચતાં કંઈ ખબર ન પડે એટલી ચામડી બહેર મારી ગયેલી. જૂનાગઢના એક મુખ્ય વૈદકીય અમલદાર ડૉક્ટરના અનેક ઉપચાર અને ઘણીઘણી મહેનત બાદ પણ કંઈ ન વળવાથી દર્દીએ એક વિખ્યાત દેશી વૈદનો આશરો લીધો અને તેમના બતાવ્યા મુજબ ગળો, દિવેલ અને મીઠાવિનાની ખીચડીનું નવ વર્ષ સેવન કરવાથી પત્ત સંપૂર્ણ મટી ગયું હતું.

ગળોના સ્વરસમાં મધ મેળવી પીવાથી સર્વ પ્રકારના પ્રમેહ મટે છે.

ગળોનો રસ સાકર મેળવી પીવાથી તત્કાળ પિત્ત દૂર થાય છે.

ગળો, અરડૂસી અને એરંડાના મૂળના ઉકાળામાં એરંડિયું નાખી પીવાથી વાતરક્તનો નાશ થાય છે.

ગળો અને ત્રિફળાનો ઉકાળો મધ અને પીપર નાખી નિત્ય પીવાથી સર્વ પ્રકારના નેત્રરોગનો નાશ થાય છે.

ગળોનો ઉકાળો મધ નાખી પીવાથી ત્રિદોષજન્ય ઊલટી બંધ થાય છે.

ગળો, ધાણા, કડવા લીમડાની છાલ અને રતાંજળી(રક્તચંદન)નો ઉકાળો પીવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થઈ સર્વ પ્રકારના તાવને દૂર કરે છે,

ગળો, પીપળીમૂળ અને સૂંઠ એ ત્રણેનો ઉકાળો વાત જ્વર પૂરા રૂપમાં આવ્યા પછી સાતમે દિવસે પીવાથી વાતજ્વર (વાયુના તાવનો) નાશ કરે છે.

★

* જુઓ-घृतेन वातं सगुडा विबंधं ।
पित्तं सिताढ्या मधुना कफं च ॥
वातास्रमुग्रं रुबुतैलमिश्रा ।
शुंठ्यामवातं शमयेद्गुडूची ॥
(મદનપાલનિઘંટુ શ્લોક ૪૧)

× સરખાવો-अमृतामलकी त्रिकंटकानां
हविषा शर्करया निषेवणेन ।
अजरा अमरा अपारवीर्या
अदितेः सुता अभूवन् ॥
(વૈદ્યજીવનમ્ ઉ. ૪, શ્લોક ૪)

# ભૂત.

શ્રી છગનલાલ નેરત્તી

'ભૂત'ને કોઈએ જોયુ નથી, સાભળ્યુ નથી, કોઈ પણ પ્રકારે એ છરયોનિનો આપણને અનુભવ થયો નથી, છતા આબાળવૃદ્ધ એનાથી સપૂર્ણ વાકેફ છે! એ કેવુ વિચિત્ર કહેવાય! ભૂતમા તમે માનતા ન હો, પણ એના કોઈ સાધક તરફથી પડકારે કે હાય, ઘોર અધારી કાળરાત્રીએ તમે શ્મશાનમા જાઓ ત્યા ભયકર ચિચિયારી સાભળો, પથ્થર પડે, બળતી સગડી સાથે કોઈની અવરજવર થતી જણાય. તો? ઉકેલ આ પ્રસગચિત્રમા મળે છે

અમારી પાચ-સાત લગોટિયા ભાઈબધોની નામચીન ટોળી હતી ખરેખરી ગપ્પુ ટોળી! મસ્તી-તોફાનમા અમારો નબર પહેલો. નદી તરી જવામા, કોઈની સાથે ઝપાઝપી કરવામા કે ધીગામસ્તીમા અમે કદી યે પાછા ન પડીએ! એકાદ બે વખત તો અમે સપ કરીને ગામના બે-ત્રણ ગુડાઓને એવો તો મેથીપાક ચખાડેલો કે બચ્ચાઓ ફરીથી કોઈનુ નામ લેવાનુ કે કોઈ અબળાની છેડતી કરવાનુ ભૂલી જ ગયેલા! પણ આ બધી ખૂસિયતોમા અમારી એક વિશિષ્ટતા ખાસ તરી આવતી અમે ભૂતપ્રેત કે ડાકણ-શાકણને બિલકુલ માનતા નહિ કાળીચૌદશની કાળરાત્રિએ ભૂતને ભેટવા અથવા વીર વેતાલ મળે તો તેને વશ કરવા અમે ખાસ ભય કર શ્મશાનમા ભટકતા, છતાં અમારે સારે નસીબે કે કમનસીબે ભૂતભાઈનો કદી યે ભેટો થયો ન હતો અને જો કદાચ થયો હોત તો? જે ક્યારે ય નથી બન્યુ તેનો વિચાર શા માટે કરવો?

ભલે ભૂત અમારાથી ડરીને દૂર ભાગે પણ અમે ભડવીરો ભૂતને છોડીએ એવા ક્યા હતા? ગમે ત્યાથી ગમે તે પ્રકારે અમારે ભૂતને ભેટવુ હતુ, અને અમારી એ ખરા દિલની તમન્ના એક વખતે વિધાતાએ પાર પાડી પણ ખરી!

વાત એમ બની કે એક ભૂવા જેવા ગણાતા ભૂતોના સાધકે અમને આહ્વાન આપ્યું, કે તમે ભૂતને માનતા નથી તો ચાલો તમને ભૂત બતાવુ અમને તો ભાવતુ'તુ ને વૈદે કીધુ! પડકાર અમે ઝીલ્યો અને ભૂતના દર્શન કરવા અધીરા બની ગયા

શ્રાવણ માસની મેઘલી રાત હતી. આકાશમા ઘનઘોર મેઘાડબર જામ્યો હતો બધુ વાતાવરણ ગભીર, ભયપ્રેરક અને શૂન્યતાથી સભર હતુ અમે ભૂતોના સાધકને ઘેર ગયા એમનુ ઘર જ ભૂતપ્રેતના વાસ જેવુ બિહામણું, દુર્ગંધમય અને ઘૃણા ઉપજાવે એવુ હતુ એ મહાશયે એમની વિશિષ્ટ રીતે અમારો સત્કાર કર્યો ભૂતસાધનાના સાધનો ગર્વભેર બતાવ્યા થોડાક ડાકલા પણ વગાડ્યા અને ભૂત કેવાકેવા રૂપે દેખા દઈને બિવડાવે છે તેનુ રસભરી બાનીમા બરાબર વર્ણન કર્યું એ બધુ સાભળીને અમારા દિલમા પણ ઊંડેઊંડે કઈક ચડકાટ પેઠો પછી ભૂતસાધકે અમને કહ્યુ

'તમે મારા આ સાગરીત સાથે જાઓ એ તમને નદીકિનારે શ્મશાનમા લઈ જશે જોજો, હિમત રાખજો, જરા યે ગભરાશો નહિ શ્મશાનમા જતા જ તમને બધા ચેનચાળા જણાશે તમારે છાનામાના જોયા કરવુ બસ, તો અલ્યા આ લોકોને લઈ જા સભાળીને લઈ જજે જો જે, આ લોકોમાથી કોઈનો વાકો વાળ સરખો યે થાય નહિ જાઓ, ફતેહ કરો '

આ વચનો સાભળી અમને લાગ્યુ, કે આ

તરફ દોડી ગયો. અમે દિઙ્મૂઢ જેવા બનીને ઊભા હતા એટલામાં સામે જ થોડેક દૂર વાતચીતના તૂટકતૂટક શબ્દો અમારા કાને અથડાયા. અમારામાં જીવ આવ્યો. થીજેલું લોહી જાણે ફરીથી ફરવા લાગ્યું. મેં જરા ખોંખારો ખાધો. બીજા બધા પણ સાવધ થયા. અમારામાં પાછી હિંમત આવી. છેવટે અમારામાંથી એક જણે કહ્યું: 'અરે યાર! આપણે તો ખરેખરા બની ગયા. ભૂતને જોવા તો આવ્યા, પણ હિંમત હારી બેઠા. ખરેખર આપણે ડરપોક જ છીએ. ચાલો, આપણે જોઈએ તો ખરા કે સાધક-નો પેલો સાગરીત ક્યાં ગૂમ થઈ ગયો? અને આ વાતચીત કોણ કરે છે? આ તો ભૂત પણ નથી અને ભૂતનો બાપ પણ નથી. આપણને બિવડાવવાનું આ ધતિંગ જ લાગે છે.'

આ સાંભળી બધા પાછા બહાદુર બની ગયા. અમે ધીમેધીમે ડગલાં ભરતાં સામેની ટેકરી તરફ જવા લાગ્યા. થોડેક જતાં અમે જોયું તે, માલૂમ પડ્યું કે પેલો ભૂતનો સાધક અને સાગરીત બેઠાબેઠા કંઈક મંત્રણા કરે છે. અમે તેમને પકડ્યા. તેઓ કરગરી પડ્યા. પેલા ધૂર્ત સાધકે કબૂલ કર્યું કે અમને ભૂતડાકણનો પરચો બતાવવાને ખાતર જ તેણે આ બધું ધતિંગ કરી અમને બિવડાવેલા. અમે શ્મશાનમાં આવવા નીકળ્યા ત્યારે સાધક અમારી પાછળપાછળ આવેલો અને બધી ભૂતલીલા ભજવેલી. શીમળાના ઝાડ પર ઢેફાં પણ એણે જ ફેંકેલાં, કાળા ઓળા પણ એના જ હતા. અને ચેતેલી સગડીનો દેખાવ પણ એ ભાઈસાહેબે જ કરેલો! પણ અચાનક સગડી માથે લઈને ફરતાં એક જબરા પથ્થરની ઠોકર વાગવાથી એ ગબડી પડ્યો અને ચીસ પાડી ઊઠ્યો; તેથી કંઈક બન્યું એમ ધારી પેલો એનો સાગરીત ત્યાં દોડી ગયો. આ પ્રમાણે બધું ભૂતનાટક ભજવાયું અને અમારી ભ્રમણા ભાંગી. અમે ખરેખર ઠગાયા. ત્યારથી અમને ચોક્કસ ખાતરી થઈ કે ભૂતડાકણ જેવું કંઈ છે જ નહિ. એ માત્ર મનની ભ્રમણા જ છે. અને પાકા ઉઠાવગીરો, ભૂવા ગણાતા ભામટાઓ, મંત્રજંત્ર જાણવાની ડંફાશ હાંકનારાઓ ભોળા અને કાચા મનના માનવીઓને ભૂતડાકણને નામે ફસાવીને ખોટા હેરાન-પરેશાન કરી મૂકે છે.

★

**મારું જીવન સૂર્યમુખીના પુષ્પ જેવું છે; રાત્રિએ એ સમેટાય છે અને પ્રભાત થતાં પાછું ખીલી ઊઠે છે.**

જીવનપંથમાં દરેકને અડચણોના અનેક ડુંગરો આવે છે, પણ તે ડુંગરોની ટોચ પર જઈ તેની બીજી બાજુ દૃષ્ટિપાત કરશો તો ત્યાં આશા, શ્રદ્ધા ને પ્રેમની નદી વહી રહેલી દેખાશે. આ નદીમાં સ્નાન કરવાથી વ્યથાનો થાક હળવો થાય છે અને હૃદય સાંત્વન અનુભવે છે.

પર્વત ઉપર ચઢ્યા પછી જ તળેટી કે ખીણની સુંદરતા સમજાય છે, દુઃખના ડુંગરોમાં ભટક્યા પછી જ કરુણાની કિંમત આંકી શકાય છે.

માનવીને જન્મથી મૃત્યુના પંથ તરફ દોરી જતા ભોમિયાને લોકો 'વર્ષગાંઠ' કહે છે. ક્રૂર હોવા છતાં એ પૂજાય છે.

મારો આત્મા મીઠા મૃત્યુ માટે અને તેની મુક્તિ માટે ઝંખે છે, જ્યારે મારું મન લાંબા આયુષ્ય માટે ઝંખે છે. જીવનસાગરના આ બન્ને કિનારા શું સમન્વય સાધી શકશે ખરા?

મોગરાની કળી જોઈ મને મારું બાળપણ યાદ આવે છે. ખીલેલાં ગુલાબનું પુષ્પ જોઈ મને મારી કુમાર અવસ્થાની યાદ તાજી થાય છે. કોઈ ભ્રમરને કુસુમોના ઝુંડ પાસે ઘૂમતો જોઈ મને મારી યુવાનીનું ભાન થાય છે. જ્યારે ધરતી ઉપર પડેલાં, કરમાયેલાં પુષ્પો જોઈ મને મારી વૃદ્ધાવસ્થાના ભય રુપું ભૂત ભમતું ભાસે છે. દેવપૂજા કરી રહ્યા પછી નદીમાં પધરાવેલાં, વહેતાં પુષ્પો નીરખી મને મારા જીવનની છેલ્લી ઘડીઓનો અણસાર સમજાય છે.

ગિરીશ ઈશ્વરલાલ દેસાઈ

# ભારતીય સંસ્કૃતિ

શ્રી સુરેન્દ્ર સી પરીખ

જે ભારતનું સાંસ્કૃતિક દર્શન સમજવા માટે જવાહરલાલજીને 'ડિસ્કવરી ઓફ ઇંડિયા' જેવો વિદ્વત્તાપૂર્ણ ને હિંદી સંસ્કૃતિના અરીસા સમો ગ્રંથ રચવો પડ્યો, જે સંસ્કૃતિસૂર્યના કિરણો સમા વિવેકાનંદ, રામતીર્થ, દયાનંદ સરસ્વતી, ટાગોર, શ્રી અરવિંદ, રમણ મહર્ષિ ને ગાંધીજીએ પોતાના જીવન દ્વારા પ્રકાશ પાથર્યો, તેનો પાર આટલા નાના ટૂંકા લેખમાં કેમ કરી પામી શકાય? તથાપિ એ સંસ્કૃતિનો આછો ઇતિહાસ આપતા લેખકે તેની કંઈક ઝાંખી તો કરાવી છે

ભારતીય સંસ્કૃતિ એ તો આલમની અતિ પ્રાચીન સંસ્કૃતિ છે તેના ભૂગર્ભમાં દુનિયાને શીખવા જેવાં ઘણાંયે તત્ત્વો જડેલાં છે ભારતીય સંસ્કૃતિ વિશ્વમાં દીવાદાંડીરૂપ અને હિમાલય જેવી અચળ રહી છે દુનિયાભરની સંસ્કૃતિના ઇતિહાસમાં તે અનેરી ભાત પાડે છે ભારતીય સંસ્કૃતિ માનવસંસ્કૃતિ પર અવલ બેઠી છે માનવતા અને આત્મસાક્ષાત્કાર એ જ છે ભારતીય સંસ્કૃતિની ખાસ વિશિષ્ટતાઓ પ્રાચીન સાહિત્ય, સંગીત અને કળા—ત્રણે ય ભારતીય સંસ્કૃતિનાં પ્રતિબિંબો છે ભારતમાં અનેક પરદેશીઓ વસ્યા, અનેક સંસ્કૃતિએ ભારતીય સંસ્કૃતિ ઉપર આક્રમણ કર્યું, પણ ભારતીય સંસ્કૃતિ વધારે ને વધારે સમૃદ્ધ બનતી ગઈ અને તેણે એક અજોડ સંસ્કૃતિ તરીકે આલમભરમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું

આર્યો ભરતખંડમાં આવીને વસ્યા પછી તેમણે વર્ણાશ્રમધર્મના સ્વરૂપમાં પોતાની સંસ્કૃતિ નિર્માણ કરી ઋષિવર્ગ માનવજાતિનો આદર્શ ગણાયો ઋષિત્વ, બ્રહ્મતેજ અને આત્મબળ એ જ એ સમયના આદર્શો હતા વિદ્યા જ્ઞાન માટે તથા અન્યને દાન કરવા માટે હતી, શક્તિ નબળા અને આધારહીન માનવીઓના રક્ષણ માટે જ વપરાતી અને ધન માનવસમુદાયના ઉત્કર્ષ અર્થે જ ખર્ચાતું સંયમ અને ઉચ્ચ આદર્શો એ પ્રાચીન આર્યોનાં જીવનતત્ત્વો હતા પછી હૂણ, શક અને બેક્ટ્રીઅનોએ હિંદ ઉપર હલ્લા કર્યા પણ હિંદે તેમને જીતી લીધા જ્યારે આવાં આક્રમણો થતાં ત્યારે હિંદી સંસ્કૃતિ સામે ટકવાનું કોઈમાં સામર્થ્ય ન હતું તે સમયની સંસ્કૃતિનું સાચું પ્રતીક એ આપણું તે સમયનું સાહિત્ય દુનિયામાં આપણું વૈદિક પ્રાચીન સાહિત્ય ઘણું છે વેદ સાથે ઉચ્ચારશાસ્ત્ર, યજ્ઞવિધિશાસ્ત્ર, શબ્દસિદ્ધિશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, કાલગણનાશાસ્ત્ર અને છંદશાસ્ત્ર એવાં છ શાસ્ત્રો હતાં આ ઉપરથી જ તે વખતના આર્યોની સંસ્કારિતા પ્રતિબિંબિત થાય છે ઉપનિષદો, સ્મૃતિઓ, મહાભારત, રામાયણ, ગીતા અને ભાગવત વગેરે અમૂલ્ય ગ્રંથો આગળ હાલનું સાહિત્ય પણ ઝાંખું પડે છે

ગુપ્ત રાજાઓના સમયમાં હિંદુત્વની સમન્વય શક્તિ પૂરજોશમાં ખીલી ઊઠી વિવિધ સંસ્કૃતિ અને ધર્મોવાળા પરદેશીઓને તેણે પોતાનામાં સમાવી દીધા હવે બૌદ્ધધર્મનો હિંદમાં ઉદય થયો પરંતુ ગુપ્ત રાજાઓએ હિંદુ ધર્મને ચેતનવંતો બનાવ્યો અને નિષ્ક્રિયતા અને જડતા દૂર કરી એટલે બૌદ્ધધર્મની અગત્ય ઓછી થઈ હિંદુ સંસ્કૃતિને વધુ વેગ મળ્યો આ ગાળા દરમિયાન પાણિનિ જેવા વૈયાકરણ અને ભાષાશાસ્ત્રી, ચરક, સુશ્રુત અને ધન્વંતરિ જેવા વૈદકશાસ્ત્રીઓ, અશ્વઘોષ અને નાગાર્જુન સમા કવિઓ, તથા

-રઘુવંશ, મેઘદૂત અને ઋતુસંહારના કર્તા કવિ -સમ્રાટ કાલિદાસ વગેરેએ ભારતીય સંસ્કૃતિ-ના પાયા વધુ મજબૂત બનાવ્યા અને ઉચ્ચ આદર્શો લોકો સમક્ષ રજૂ કર્યા. લોકો પણ સાહિત્ય, સંગીત અને વૈદકમાં રસ લેતા થયા. હર્ષના સમયમાં કવિ બાણભટ્ટ અને ભવભૂતિ આગળ પડયા. જ્યોતિષશાસ્ત્ર-માં આર્યો પહેલેથી જ રસ લેતા. આર્યભટ્ટ, વરાહમિહિર અને ભાસ્કરાચાર્ય યુરોપના કોઈ પણ ગણિતશાસ્ત્રીઓથી ઊતરે એવા નહોતા. ચાણક્ય એ સમયનો મહાન અર્થશાસ્ત્રી ને રાજનીતિજ્ઞ હતો. તેણે લખેલા પુસ્તકમાંથી -સાચા રાજકારણનું સ્પષ્ટ સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે. આ ઉપરથી તે લોકોના ઉચ્ચ સંસ્કારો -અને અપૂર્વ વિદ્વત્તાનો ખ્યાલ આવી જાય છે. સર્વત્ર શાંતિ અને ભ્રાતૃભાવનો ફેલાવો કરવો એના ઉપર જ સાચી સંસ્કૃતિનું મૂલ્ય અંકાતું.

ભારતીય સંસ્કૃતિમાં આત્મપરીક્ષણ શક્તિ રહેલી છે. શંકરાચાર્યના સમય દરમ્યાન ભક્તિમાર્ગ વધુ ગાઢ થયો. વળી આર્ય-સંગીત એ પણ ભારતીય સંસ્કૃતિનું એક પાસું છે. ઋચાઓ સંગીતના સ્વર સાથે જ ગવાતી. રામાયણના સમયમાં સંગીતની પ્રગતિ વધી ગઈ. મહાભારતમાં સંગીતનો ઉલ્લેખ હરેક જગાએ આવે છે. ગુપ્ત રાજાઓના સમય દરમ્યાન સંગીત, વાદન, વર્તન અને હાવ-ભાવ એ બધાંનો સમન્વય થયો. પ્રખ્યાત ચીની પ્રવાસી હ્યુ-એન-સંગે લખેલા ગ્રંથો 'ઉપરથી ભારતીય સંસ્કૃતિ કેટલી ઉચ્ચ કક્ષાએ હતી તેવો' ખ્યાલ આવે છે. હિંદની સંસ્કૃતિ આગળ મિસર, રોમ અને ગ્રીસની સંસ્કૃતિનો કોઈ જ હિસાબ નથી. મિસરના લોકો તેમના 'મમ્મી 'ને ઢાંકવા માટે હિંદ-માંથી મલમલ લઈ જતા. મોહન-જો-ડેરો અને હરપ્પા આગળથી મળી આવેલા અવશેષો ઉપરથી ભારતીય સંસ્કૃતિનો સુવર્ણ-કાળ આંખ સમક્ષ ખડો થાય છે. અજંતાની ગુફામાં રહેલી ચિત્રકળા હજુ યે અજોડ ગણાય છે. શિલ્પશાસ્ત્ર એ આર્યોની સંસ્કૃતિનું પ્રતીક છે. સારનાથ પાસે અશોકનો શિલાસ્તંભ હજુ યે મોજૂદ છે.

હિંદુ સંસ્કૃતિએ બૌદ્ધ સંસ્કૃતિ ઉપર વિજય મેળવ્યો તેનું કારણ તેનામાં રહેલી વ્યવહારુ બુદ્ધિ છે. બૌદ્ધધર્મે હિંદુધર્મ ઉપર ભારે અસર કરી હતી. હિંદુધર્મની કેટલીયે વિધિઓ બૌદ્ધધર્મની જ હતી. જૈનધર્મ અને હિંદુધર્મમાં ખાસ ફેર નહોતો. જૈનધર્મે હિંદી સંસ્કૃતિ ઉપર સચોટ અસર કરી છે. જૈનધર્મ હિંદી સંસ્કૃતિમાં સમાઈ ગયો છે તે હજુ પણ પ્રત્યક્ષ જણાયા વિના રહેતું નથી.

પણ પછી ભારતીય સંસ્કૃતિને માથે ઘોર આફત આવી. મુસલમાનોએ હિંદ ઉપર આક્રમણો કર્યાં અને પાછળથી કાયમનો વસવાટ કર્યો; ત્યારે તેમણે મંદિરોનો નાશ કર્યો અને દેવમૂર્તિઓનું ખંડન કર્યું. સ્ત્રીઓને ભ્રષ્ટ કરી અને સાધુ-સંતોને કનડગત કરી. હિંદુધર્મમાં માનતા માનવીઓને વટલાવવા માંડયા અને સર્વત્ર લોહીની નદીઓ વહેતી કરી; પરંતુ હિંદે બધાં યે પરદેશી તત્ત્વોને આસાનીથી પચાવી લીધાં અને મુસ્લીમ સંસ્કૃતિનાં શુભ તત્ત્વો પણ હિંદી સંસ્કૃતિ સાથે ભળી ગયાં. એ પછી અંગ્રેજી સામ્રાજ્ય આવ્યું. ભારતમાં શાંતિ સ્થપાઈ પણ લોકોને ફોસલાવી અને સ્વાર્થભરી લાંચ આપીને એમણે ભારતીય સંસ્કૃતિ ઉપર કારી ઘા કરવાનું છોડ્યું નહીં. ઈ. સ. ૧૮૫૭નો બળવો એ ભારતીય સંસ્કૃતિ ઉપર થયેલા એકસામટા આક્રમણનો જ પડઘો હતો. ઈ. સ. ૧૮૭૫ થી ૧૮૯૫ સુધીના કાળ દરમ્યાન હિંદીઓને પાછું પોતાની સંસ્કૃતિની શ્રેષ્ઠતાનું

છાનું થયું ભારતીય સંસ્કૃતિનો પાયો પાશ્ચાત્ય સંસ્કૃતિ કરતાં વધારે ઉચ્ચ સિદ્ધાંતો પર રચાયેલો છે એવું લોકો સમજવા લાગ્યા ભારતીય સંસ્કૃતિને ફરી ઉન્નત સ્થિતિએ લઈ જવા માટે ત્યાગવૃત્તિના ક્ષત્રિયો અને બ્રાહ્મણો પેદા થયા વિના સ્વાતંત્ર્ય સ્થાપના થઈ શકતી નથી, એ વાત ભારતજનોનાં દિલમાં ખૂપી ગઈ રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ જેવાઓએ ભારતીય સંસ્કૃતિમાં ઉજ્જવળ રંગો પૂર્યા અને પરદેશમાં પણ ભારતીય સંસ્કૃતિના અજોડ આદર્શનો ડંકો બજાવ્યો સર્વધર્મ પરિષદમાં સ્વામીશ્રી વિવેકાનંદજીએ ભારતીય સંસ્કૃતિને ઝળકાવી સર્વોપરીપણું સાબિત કરી બતાવ્યું અને જગત આ વાત જાણી ચકિત થઈ ગયું

કવિવર રવિબાબુએ શાંતિનિકેતનની સ્થાપના કરી પહેલાના ગુરુકુળોની ભાવનાનું પુનરુત્થાન કર્યું અને ભારતીય સંસ્કૃતિનું પાન કરાવવા માટે જગતભરના વિદ્યાર્થીઓને આમંત્રણ આપ્યું મહાત્મા ગાંધીએ લોકોને સાચી સંસ્કૃતિનું ભાન કરાવ્યું સત્ય અને અહિંસાનો આદર્શ લોકો સમક્ષ મૂકી સિદ્ધ કરી બતાવ્યો 'મનુષ્યસેવા એ પ્રભુ-સેવા' એમ ઉચ્ચારી હડધૂત હરિજન-બંધુઓમાં આશાનું નવું કિરણ પ્રકટાવ્યું આત્મસાક્ષાત્કાર માટે આત્મસંયમ અને આત્મવિશ્વાસ—એ બે સુંદર સૂત્રો આપ્યા. સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં ભાગવતધર્મ, બૌદ્ધ-ધર્મ, તથા જૈનધર્મ એ બધાયે તત્ત્વોનો સુંદર સમન્વય થયેલો છે જાતે સહન કરીને અન્યના હૃદયપલટા કરવાની એમની નીતિ ખરેખર સચોટ નીવડી મહાત્માજીએ સત્યા-ગ્રહરૂપે આત્મબળ સંગઠિત કરવાના તથા તેની વૃદ્ધિ કરવાના જે પ્રયોગો કર્યા, તે આત્મબળની પર પગ ભરતખંડમાં મહાન છે મહાત્મા ગાંધીમાં અતિ પ્રાચીન સમયના સાક્ષાત્કાર પામેલા ઋષિમુનિઓનું બ્રહ્મતેજ આવી વસ્યું હતું તે ઉપરાંત બાપુએ પરંપરાગત પ્રાચીન આત્મબળનું સંગઠન કરી તેને રાજકીય અને સામાજિક ક્રાંતિકારક સ્વરૂપ આપ્યું માનવસંસ્કૃતિની ઉન્નતિ વિશ્વબંધુત્વની ભાવના ઉપર અવ-લંબિત રહેશે એવી એમણે ઘોષણા કરી મહાત્માજીએ સાદાઈ, સાધુત્વ અને જ્ઞાનના તેજ વડે ભારતીય સંસ્કૃતિને દેદીપ્યમાન બનાવવા મહાભારત પ્રયાસ કર્યા માનવના અંતઃકરણમાં રહેલી ન્યાયબુદ્ધિ અને પ્રેમ-બુદ્ધિ અથવા સત્ય અને અહિંસાથી પરમેશ્વર-નું શ્રેષ્ઠ સ્વરૂપ બીજું નથી એવી દૃઢ માન્યતા ભારતજનોમાં રમતી કરી

સ્વતંત્ર ભારતની સંસ્કૃતિ જ્યારે સોળે કળાએ ખીલશે, ત્યારે અખિલ માનવજાતિની ભૌતિક અને આધ્યાત્મિક આકાંક્ષાઓ સંતો-ષવાને તે સમર્થ થશે ભારતીય સંસ્કૃતિ માનવસંસ્કૃતિરૂપે આલમભરમાં ફેલાશે અને સર્વત્ર એનો જયજયકાર થશે ભારતીય સંસ્કૃતિ સમસ્ત વિશ્વમાં બંધુત્વ કેળવી સ્વર્ગનું સુખ રેલાવશે, મનુષ્યમાંથી દેવ બનવાનો સરળ માર્ગ કાયમ માટે ચીંધશે અને શાંતિનો અમૂલ્ય સંદેશ આપી ધ્રુવ માફક અચળ રહેશે.

આવી ભવ્ય સંસ્કૃતિના રક્ષકો તરીકે આપણે આપણો ધર્મ બજાવીએ અને જે માર્ગ આપણા મહાપુરુષોએ ખેડ્યો છે તે કદી ન છોડીએ

✱

## પ્રાચીનોની દૃષ્ટિએ

# પૃથ્વી

શ્રી 'મલિક'

આજની કેળવણીએ આપણને એ શીખવ્યું કે પૃથ્વી ગોળ છે, પોતાની ધરી પર એ ફર્યા કરે છે. ગુરુત્વાકર્ષણનો નિયમ એને લાગુ પડે છે અને આ વાત પશ્ચિમના અમુકઅમુક વૈજ્ઞાનિકોએ શોધી કાઢી હતી. પણ હિંદના પ્રાચીન કાળમાં ય એવી શોધો કરનારા, બહારથી સામાન્ય દેખાતી પૃથ્વી વિષે અત્યારે સાચી સિદ્ધ થયેલી કલ્પના કરનારાઓ હતા, એ આપણને માલૂમ નથી. પૃથ્વી વિષેની પ્રાચીન હિંદની શોધ વિષે જાણવાની ઇંતેજારી સ્વાભાવિક રીતે જ વધી જાય છે. આ લેખ અલ્પાંશે એને સંતોષે છે.

આપણા દેશમાં પહેલાં કોઈ ખગોળશાસ્ત્રીઓ થયા જ નથી અથવા તો તેમણે કરેલી શોધો બહુ જ અલ્પ હતી, એમ માનવાને કશું જ કારણ નથી. પરંતુ તેમનાં લખેલાં પુસ્તકો અને તેમણે કરેલી શોધો ભૂતકાળના પડ નીચે લુપ્ત થઈ છે.

પૃથ્વી ગોળ છે અને ફરે છે, એ શોધ તો હિંદુસ્તાનમાં ઘણી જ જૂની છે. —જો કે પૃથ્વી ફરે છે, તે વિષે બે મત હતા. પહેલા મતના સમર્થનમાં આર્યભટ્ટે 'બૃહદાર્યસિદ્ધાંત'માં લખ્યું છે કે પૃથ્વી જ વારંવાર ભ્રમણ કરીને ઉદય અને અસ્ત ઉત્પન્ન કરે છે. આ જ લેખકે 'આર્યસિદ્ધાંત'માં લખ્યું છે કે જેમ વહાણમાં બેઠેલો માણસ કિનારા પરનાં વૃક્ષો, પર્વતો આદિ દૂર જતાં દેખે છે તેમ પૃથ્વીની પૂર્વ તરફથી નક્ષત્રો પશ્ચિમ બાજુ તરફ સરતાં દેખાતાં લાગે છે.

ત્યારે, આર્યભટ્ટનો સિદ્ધાંત ખોટો છે, એમ માનતા બ્રહ્મગુપ્તે લખ્યું છે કે જો પૃથ્વી ફરતી હોય તો ઊંચા પદાર્થો કેમ પડી જતા નથી? લલ્લ પણ આજ મતનો હતો. તેણે પણ કહ્યું જ હતું કે પૃથ્વી ફરતી જ હોય તો પક્ષીઓ પોતાના માળા તરફ કેમ આવી શકે છે? અને જો પૃથ્વી પૂર્વ તરફ ફરતી હોય તો ઊંચે ફેંકેલું બાણ પશ્ચિમ દિશામાં પડવું જોઈએ. જો કે અત્યારે તો સહુ કોઈ કહી શકે કે આર્યભટ્ટ જ સાચો છે.

લલ્લની ભૂલ ફક્ત આમાં જ થયેલી દેખાય છે. બાકી એની બીજી શોધો ઘણી જ મહાન અને સુંદર છે. લલ્લસિદ્ધાંતમાં તેણે લખ્યું છે કે જો પૃથ્વી સપાટ હોય તો ઘણે જ દૂરનાં ઊંચાં વૃક્ષો મનુષ્યને નજરે કેમ નથી પડતાં? ભાસ્કરાચાર્ય પણ આ જ મતના હતા. તેમણે પણ 'સિદ્ધાંતશિરોમણિ'માં અનેક દાખલા–દલીલો આપીને સાબિત કર્યું છે કે પૃથ્વી ગોળ છે. એક જગ્યાએ તેમણે પૃથ્વી ગોળ છે એ વાત સાબિત કરતાં તેમના એક ગ્રંથમાં લખ્યું છે કે જો પૃથ્વી અરીસા જેવી સપાટ હોય તો સૂર્ય બધી જ જગ્યાએ એક જ સમયે શા માટે ન દેખાય? આ દલીલને આગળ લંબાવતાં 'સૂર્યસિદ્ધાંત'માં લેખકે લખ્યું છે કે 'પૃથ્વી ગોળ છે, પણ માણસના શરીરનું કદ બહુ જ નાનું હોવાથી તે પૃથ્વીને ચક્રાકારે દેખે છે.'

આ પ્રમાણે પૃથ્વી ગોળ છે ખરી; પણ તે ઉપર પર્વત, ખાડા, ટેકરા, તથા ખીણો હોવાથી ઊંચીનીચી છે. પૃથ્વી ઉત્તર તથા દક્ષિણ ટોચ આગળ ચપટી છે અને મધ્યે ઊપસેલી છે. પર્વત, ખાડા, ટેકરા તથા ખીણો થવાના કારણમાં વિદ્વાનો એમ અનુમાન કરે છે, કે પૃથ્વીના પેટમાં ગંધક તથા સુરોખાર વગેરે જ્વાળાગ્રાહી પદાર્થો છે. તેમની સાથે કોઈ યોગથી ઉષ્ણતાનો સબંધ થતાં તે વરાળરૂપ થઈ અથવા તો જલના

પરમાણે પણ પૃથ્વીના પડાને ભેદીને તેના પેટમાના ઉષ્ણુરસ સાથે ગસ યોગ પામવાથી વરાળરૂપ થઈ પોતાની પ્રસરણ શક્તિ વડે પૃથ્વીના પૃષ્ઠને કપાવીને એટલે કે ભૂકપ કરીને જ્યાંત્યાં ભૂપૃષ્ઠને ઊંચુનીચુ કરી નાખે છે; એથી પર્વતાદિ થાય છે કોઈ ઠેકાણે તે વરાળ સંકોચાયાથી પૃથ્વીના પૃષ્ઠને ભેદી નાખે છે, અને તોય ફૂટવા જેવો અવાજ થઈ તે વરાળ સાથે પૃથ્વીમાનો ગરમ રસ બહાર આવે છે, જે ઠરી જતા ગોળ પથ્થરરૂપ ટેકરા બની જાય છે ફાટી ગયેલ ભૂપૃષ્ઠને જ્વાલામુખી કહેવામા આવે છે આ પ્રમાણે કાળે કરીને, ખાણો, પર્વતો વગેરે થયેલ છે વળી પર્વત અને ઊંચી જગ્યાઓ ઉપર દર વર્ષે વરસાદ થવાથી અને નીચે વહેવાના સ્વભાવથી જલની નદીઓ બની જાય છે, અને વર્ષો પછી તે વધી જઈ સમુદ્રને મળી જાય છે તેના પ્રવાહના આઘાત વડે તથા મનુષ્યોના નાનામોટા પ્રકારના આઘાતો વડે પૃથ્વી ખાડાવાળી થયેલી જેવામા આવે છે પૃથ્વી ઉત્તર તથા દક્ષિણ ટોચ આગળ ચપટી અને વચ્ચેથી ઊપસેલી થવાનુ કારણ એ છે, કે જેમ કોઈ નરમ પદાર્થને ચક્કર ફેરવ્યો હોય તો તે બાજુએથી ચપટો થઈ વચ્ચેથી ઊપસી આવે છે, તેમ પૃથ્વી પણ જ્યારે નરમ હશે, ત્યારે તેને સૂર્યના આકર્ષણથી પોતાના અગ ઉપર ફરવાની ગતિ પ્રાપ્ત થવાથી મધ્યમા ઊપસેલી અને બાજુએથી ચપટી થઈ હશે

ઉપરની બાબત લખનાર શ્રી આર્યભટ્ટ એ જ ગ્રથ 'આર્યસિદ્ધાંત'મા ગરમ ઝરા થવાનુ કારણ લખે છે કે પૃથ્વીના પૃષ્ઠથી આશરે ૧૦થી ૧૫ કોશ નીચે એટલી તો ગરમી છે કે પૃથ્વીની સપાટી ઉપરની કોઈ પણ ચીજ તે ઠેકાણે ઓગળી શકે છે માટે પૃથ્વીના ગર્ભમા ઉષ્ણરસ છે, જે કારણથી ગધકાદિ જ્વાલાગ્રાહી પદાર્થના સયોગોને લીધે ભૂકપ તથા પાણીના ઉષ્ણ ઝરા ઉત્પન્ન થયા છે, અને થયા કરે છે

'સિદ્ધાંતશિરોમણિ'ના ગોળાધ્યાયમાં ગુરુત્વાકર્ષણ વિષે ચર્ચા કરતા ભાસ્કરાચાર્યે લખ્યુ છે કે 'ઉપર ફેંકેલ વસ્તુને પૃથ્વી પોતાની આકર્ષણ શક્તિને લીધે પોતાના તરફ ખેચે છે'

વળી એક જગ્યાએ આ જ લેખકે લખ્યુ છે કે, નક્ષત્રપજરનુ ભ્રમણ દેખાવાથી પૃથ્વી આધારવિનાની હોય તેમ લાગે છે જે આધારવાળી હોય તો તે વિષે શકા લેતા ભાસ્કરાચાર્ય લખે છે કે પૃથ્વીને ધારણ કરનાર કોઈ પદાર્થ હોય તો તે પદાર્થને ધારણ કરનાર વળી કોઈ બીજો હોવો જોઈએ અને તેને ધારણ કરનાર વળી કોઈ ત્રીજો, એમ પરપરા બને અને છેલ્લા પદાર્થને સ્વશક્તિએ રહેનાર કલ્પવો પડે, તો પછી પૃથ્વીને જ શા માટે સ્વશક્તિએ હવામાં રહેલી ન કલ્પવી ? વળી પૃથ્વી તો ઈશ્વરની આઠ મૂર્તિઓમાની એક મૂર્તિ છે।

જો કે આવી અનેક શોધો સાબિત કરવા જતાં ખગોળશાસ્ત્રીઓથી જુદી દલીલો થઈ હશે, પરતુ પૃથ્વી ગોળ છે, તે ફરે છે, તેનામા આકર્ષણ શક્તિ છે, વગેરે શોધો તે સાધનવિનાના જમાનામાં આપણા પૂર્વજોએ કેમ કરી હશે એ વાત અત્યારના સાધનવાળા જમાનાના વૈજ્ઞાનિકોને વિચારવાની રહી

★

# [illegible]

શ્રી. ચંચળબહેન માણેકલાલ પાઠક

મુખ્યત્વે મનની શક્તિઓ દ્વારા આપણો સર્વ વ્યાપાર ચાલે છે. મસ્તિષ્કની અંદર કોઈ મોટી ટેલિફોન ઑફિસ જેવાં અસંખ્ય સ્નાયુબિન્દુ સેર-ડાંઓ ઉપર હકૂમત ચલાવતું મન જુદીજુદી લગભગ ચુંમાળીસ પ્રકારની અવસ્થાઓ ભોગવે છે. એ દરેકનું શું કાર્ય છે, તેના ઉપયોગથી શી પરિસ્થિતિ સર્જાય છે તે વિષે કંઈક ચમત્કારિક લાગે છતાં સન્માર્ગે પ્રેરે એવું વિધાન લેખિકાએ અહીં કર્યું છે.

આ નવ મંદિરનું સંચાલન કરનાર આત્મ-દેવતું-મનુષ્યમાત્રના સંસ્કાર, સંચિત અને કર્તવ્યનું ક્ષેત્ર મસ્તિષ્ક છે; કારણકે માણસ જીવનની સઘળી હિલચાલ-પ્રવૃત્તિઓ મગજ દ્વારા કરે છે; અને જુદીજુદી પ્રવૃત્તિ-ઓ મગજના જુદાજુદા અવયવ દ્વારા કરે છે.

મગજના અમુકઅમુક પ્રદેશો જ અમુક શક્તિના ભાવ અને તેના કર્મને બતલાવ-નાર અને ગ્રહણ કરનાર છે; અને તેમ હોવું એ તદ્દન સ્વાભાવિક છે. દરેક વિચારવંત માનવી સહેજે સમજી શકશે કે સાંભળવાનું, જોવાનું, સૂંઘવાનું તેમ જ શ્વાસ-ઉચ્છ્વાસ અને રુધિરાભિસરણનું કે પાચનક્રિયા આદિ ક્રિયાઓનું કાર્ય આખું શરીર એકત્ર થઈ એકરૂપે કદી પણ કરતું નથી એ આપણે પ્રતિદિનના પ્રત્યક્ષ અનુભવથી જાણીએ છીએ.

શરીરની અંદર સાંભળવા માટે કાન, જોવા માટે આંખ, સુગંધ મેળવવા માટે નાક, સ્વાદગ્રહણ માટે જીભ, સ્પર્શજ્ઞાન માટે ત્વચા અને પાચનક્રિયા માટે પચને-ન્દ્રિયના અલગઅલગ અવયવો: જેવાં કે આમાશય, યકૃત, પ્લીહા, આન્ત્ર આદિ છે. તેમ જ રુધિરાભિસરણ માટે હૃદય, ફેફસાં, નાડી, નસ વગેરે છે. શરીરના પ્રત્યેક અવ-યવની અલગઅલગ રચના, સ્થિતિ અને કાર્ય છે; તે જ પ્રમાણે માનસિક કાર્યના વિભાગાનુસાર મસ્તિષ્ક શક્તિઓના વિભાગ અને અલગઅલગ અવયવોની પણ જરૂર છે.

ઇંદ્રિયાદિ અલગઅલગ કાર્ય આખું શરીર કરતું નથી; તે જ પ્રમાણે માનસિક શક્તિઓનાં જુદાંજુદાં કાર્ય જેવાં કે વિચારવાનું, તુલના કરવાનું, યાદ રાખવાનું, પ્રતિજ્ઞા જાળવવાનું, દયા-પરોપકારનું, સ્નેહ-સદ્ભાવનું, ખાવાનું, ગાવાનું, ગણવાનું, રાજ્યકારણનું કે પ્રભુ પ્રત્યેના ભક્તિભાવનું વગેરે જુદાંજુદાં કાર્ય આખું મગજ કરે, એ સંભવિત નથી. મનની જુદીજુદી શક્તિ-ઓના જુદાજુદા ધર્મ, કર્મ અને ભાવોને પ્રગટ કરવાને તથા ગ્રહણ કરવાને દરેકનાં જુદાંજુદાં સ્થાન મગજની અંદર છે. એ બાબત મસ્તિષ્કશાસ્ત્ર પ્રમાણે સિદ્ધ થયેલ છે. અત્યારે ઘણા જ ઓછા માનસશાસ્ત્રીને તેના સાચા સ્વરૂપમાં જાણતા હશે.

કેળવણીનો સંબંધ મનુષ્યના મસ્તક સાથે છે એને તો સૌ કોઈ સામાન્ય રીતે સ્વીકાર કરે જ છે. એટલા માટે કેળવણી-કારને માણસના મનોવ્યાપાર, માનસિક પ્રવૃત્તિઓ એટલે કે મનોવિજ્ઞાનને સમજવાની ખાસ જરૂર છે. માનસિક વૃત્તિઓને સમજી તેને અનુરૂપ શિક્ષણ આપવાની વ્યવસ્થા થશે, ત્યારે જ કેળવણી અને સર્વાંગી કેળવણીનું ધ્યેય સચવાઈ સમાજ સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ બનશે.

કેળવણીકારને અનેકનાં મગજના ઘડ-તરનું કાર્ય કરવાનું હોવાથી તેને માટે

માનસિક શક્તિઓ અને તેના ધર્મોનું જ્ઞાન મેળવવું અતિ આવશ્યક છે

માનસશાસ્ત્ર પ્રમાણે મુખ્ય માનસિક શક્તિઓના નામ અને તેના ધર્મો નીચે જણાવ્યા છે મગજની અંદરના તેના સ્થાન ચિત્રોમાંથી બતાવ્યા છે





માનસિક અવયવોના મુખ્ય યુ માળીસ સ્થાનો

૧ જિજીવિષા પ્રાણની એષણા, લાંબું જીવવાની ઇચ્છા, જીવન કાયમ રાખવાની લાલસા, દુઃખનો પ્રતિકાર કરી શરીરનું રક્ષણ કરવું આદિ ભાવોનો આ પ્રાણૈષણા શક્તિની અંદર સમાવેશ થાય છે આ શક્તિનું કાર્ય દુઃખ અથવા અનેક પ્રકારના રોગોની સામે થઈ પોતાની જિંદગી ટકાવી રાખવાનું છે શરીરનું રક્ષણ કરવું તે જિજીવિષાનું-જીવન બચાવવાની ઇચ્છાનું મહત્ત્વનું કાર્ય છે

૨ ક્ષુધાવૃત્તિ ખાદ્યાભિરુચિ, સુસ્વાદ, અન્નાભિલાષ, પાચનશક્તિ આદિ ક્ષુધાપરક ભાવોને આ વૃત્તિ ગ્રહણ કરે છે ક્ષુધાવૃત્તિનો સદુપયોગ શરીરને સશક્ત બનાવે છે, જ્યારે તેનો અતિયોગ સ્વાસ્થ્યને બગાડે છે

૩ પિપાસા જલાભિલાષ, નાહવું, પીવું, તરવું, વહાણ હંકારવું, અનેક પ્રકારના પીણાં પીવાં, દુગ્ધપાન, છાશપાન, ફળ-ફૂલના સ્વાદિ પીવાની વૃત્તિ થવી વગેરે પ્રવાહી પદાર્થોની કોઈ પણ પ્રકારની ઇચ્છાનો ઉદ્દભવ તે આ પિપાસાવૃત્તિનું કર્તવ્ય છે એના અતિ કે મિથ્યા ઉપયોગથી અતિ પિપાસા, મદ્યપાન, ધૂમ્રપાન, ચા, કોફી, સોડા, લેમન, શરબતોના અતિ પાન થવાથી શારીરિક, માનસિક રોગ, વ્યસન અને દુઃખો ઉત્પન્ન થાય છે

૪ વૈશ્યવૃત્તિ હુન્નરઉદ્યોગ, વ્યાપાર-રોજગાર, ખેતીવાડી, યોગ( પ્રાપ્તિ )ક્ષેમ, પ્રાપ્ત કરેલા પદાર્થોની અભિવૃદ્ધિ, ધનૈષણા, વ્યાજવટું, લેણદેણ, શરાફી આદિ સર્વ પ્રકારના અર્થ સબંધી વ્યાપારોના સમગ્ર રૂપોનો વર્તાવ તે વૈશ્યવૃત્તિ કે વિત્તૈષણાના ધર્મને બતાવે છે, અને પ્રાણૈષણા, ક્ષુધા-પિપાસાને પોષવા તથા જીવનની બીજી જરૂરિયાતો પૂરી પાડવા તેની પ્રાપ્તિ માટે કમાવાની આવશ્યકતા છે પણ તે કાર્યના

કોઈ પણ વૃત્તિને કાબૂમાં રાખવા આ સંયમ-શક્તિની જરૂર છે. નિગ્રહના અતિયોગથી જૂઠ, છળ, કપટ, ચોરી, મનમાં કંઈ ને બતાવે કંઈ આદિ ભાવો ઉત્પન્ન થઈ અધર્મના માર્ગે વળે છે. જીવનને સમતોલ રાખવા સંયમનો ઉપયોગ યોગ્ય માર્ગે લઈ જવામાં સહાયભૂત બને છે.

૬. ઉદ્યોગ : કામ કરવાની, કાર્ય બર લાવવાની વૃત્તિ, પ્રતિકાર શક્તિ, ખાનપાનના અને બીજા જીવનને જરૂરી પદાર્થો મેળવવાની, સુરક્ષિતપણે રાખવાની અને બધી જ ક્રિયા તે ઉદ્યોગશક્તિના ધર્મને બતાવે છે.

૭. શૌર્યશક્તિ : બળ, પરાક્રમ, સાહસ, હિમ્મત, બહાદુરી, મક્કમપણે કાર્ય કરવાની શક્તિ, બચાવ, સંરક્ષણ શક્તિ, નિર્ભયતા આદિ ભાવો એ શૌર્યશક્તિનો પ્રતાપ છે.

જીવાત્માનો આ ગુણ બધા જ પ્રકારના વિરોધો સામે થઈ પોતાને અને સમાગમમાં આવનાર સર્વને સલામત રાખવાનો છે. જાતિ અને દેશનું સંરક્ષણ કરવાનો છે. આની ખામીને લીધે માન–આબરૂ ગુમાવી બીજી અસંખ્ય આપદાઓ વેઠી રહ્યા છીએ.

૮. પ્રજોત્પત્તિ-પ્રેમ : સ્નેહ, કામવાસના, સ્ત્રીત્વ, પુરુષત્વ, પ્રજનનભાવ, સ્નિગ્ધતા, સ્ત્રીપુરુષનું પરસ્પરનું સ્નેહાકર્ષણ, પ્રણયની અભિલાષા, રતિરાગ આદિ સ્ત્રીપુરુષોની યુવાવસ્થાની શરૂઆતથી ખીલતા પ્રેમભાવોની પૂર્તિ અને પુષ્ટિ કરનાર સાધનોનો આ વૃત્તિમાં સમાવેશ થાય છે. આ પ્રેમભાવનાનો નિગ્રહ-પૂર્વક ડહાપણથી ઉપયોગ કરવામાં જ ભારે મહત્ત્વ સમાયેલું છે.

૯. દામ્પત્યધર્મ : પતિવ્રત કે પત્નીવ્રત, એકાન્તિક સ્નેહ, અનન્યાકાંક્ષા, સહવાસ-પ્રિયતા, પતિપત્નીનો અવિચળ સ્નેહ–સંબંધ આદિ શબ્દો દામ્પત્યવૃત્તિના ભાવો દર્શાવે છે. જેનામાં આ વૃત્તિ સારી હોય છે તે પવિત્રપણે પોતાના દામ્પત્યધર્મને જાળવી રાખે છે. મન, વચન અને કર્મ એક જ રીતનાં રાખી પતિપત્ની બંને એક જ શરીર બની જાય છે. દૂધ-સાકર જેમ મળેલાં જ રહી જીવનની મીઠાશનો આનંદપૂર્વક આસ્વાદ લે છે. આવાં પ્રેમી યુગ્મોનો સંસાર તે સાચું સ્વર્ગ છે. પ્રેમી દંપતી એકબીજાનો વિયોગ સહી શકતાં નથી. અત્યંત વ્યાકુળ બની જાય છે.

આવા પરમ પુનિત અને મહત્ત્વના દામ્પત્ય-ગુણની જેનામાં ખામી છે તેવા મનુષ્યો લગ્ન-સંબંધની સત્યતા–પવિત્રતાને ખ્યાલમાં લેતા નથી ને રખડુ બની જાય છે.

૧૦. વાત્સલ્યસ્નેહ : સ્વસંતાન અને બાળક માત્ર પ્રત્યેની પ્રીતિ, લાલનપાલન વૃત્તિ, બાળકને જન્મ આપવો, તેનું રક્ષણ અને પોષણ કરવું, બાળકને સંભાળપૂર્વક ઉછેરવું અને તેમે જીવનમાં સ્વતંત્રતાથી કામ કરવાને લાયક બનાવવું, અન્ય પ્રાણીઓને પાળવાની વૃત્તિ વગેરે બધા જ ધર્મોનો આ વાત્સલ્યસ્નેહની શક્તિમાં સમાવેશ થાય છે. સ્ત્રીઓની અંદર આ વૃત્તિ ખાસ અધિક પ્રમાણમાં ખીલેલી હોય છે; કારણકે બાળ-બચ્ચાંની સ્નેહપૂર્વક સંભાળ લેવાનું, લાલન-પાલન અને પોષણ કરવાનું કાર્ય કુદરતે સ્ત્રીજાતિને સ્વાધીન કરેલ છે.

૧૧. ગૃહનિવાસેચ્છા અને સ્વદેશાનુરાગ : ઠંડી, ગરમી, અને વર્ષાથી બચવા બીજા અનેક પ્રકારના ભયો–આક્રમણોથી રક્ષણ મેળવવા તથા જીવનને જરૂરી વસ્તુઓને, સંઘરવા સુખચેનથી રહેવા ઘરરૂપ સ્થિર સ્થાનની મનુષ્ય તેમ જ પ્રાણી માત્રને જરૂર છે, જે જરૂરિયાત જીવાત્માના ગૃહનિવાસે-ચ્છાના ગુણથી પૂરી પડે છે. ગૃહપ્રેમ, માતૃ-ભૂમિ પ્રત્યેનું મમત્વ એ ગૃહનિવાસેચ્છાનાં લક્ષણો છે. માણસનું વિશ્રામસ્થાન તે ઘર છે.

૧૨ મૈત્રીભાવ સ્નેહસંબંધ, સહાય કરવાની લાગણી, સહવાસ, શીલત્વ, સમાજ, સંસ્થા કે સભાના રૂપમા એકત્રિત થવાની અભિલાષા, સંયુક્ત થઈ કર્મ કરવાની વૃત્તિ, ઐક્ય, વૃદ્ધિ, વ્યાપાર, રોજગાર અને દુનિયાના સમગ્ર કાર્યાલયોનો આધાર પરસ્પર સહાય અને ઉપયોજિતાના સિદ્ધાંત ઉપર જ ટકી રહેલ છે એકબીજાએ સાથે વર્તવુ, સાથે મળીને કામ કરવુ તે જીવાત્માનો મૈત્રીભાવનો ધર્મ છે

૧૩ તત્પરાયણતા અથવા સ્થૈર્ય એકાગ્રતા, કાર્ય પાછળ લાગ્યા રહેવુ, હાથમાં લીધેલ કામને પૂરુ જ કરવુ, ગમે તેવી અડચણો કે એવા કારણોને લીધે છોડી ન દેવુ, શાંત અને ગંભીર પણે નિરંતર વિચાર ચલાવે જ રાખવો, વાતચીત કે વ્યાખ્યાનમા વિષયાન્તર ન થવુ બીજી શક્તિઓના કાર્યમા પણ એકસરખુ વલણ રખાવવા સ્થૈર્ય ગુણ પોતાનો ધર્મ બજાવે છે

૧૪ સાવધતા સાવચેતી, સચેતનતા, અગમચેતી, સાવધાનપણું, સંભાળ, ડહાપણ, ચોકસાઈ, ખારીક તપાસ ઇત્યાદિ ભાવોને દર્શાવનાર ગુણના આચરણે માણસ પોતાના ક્રમમા સફળતા પ્રાપ્ત કરે છે, જ્યારે અસાવધ તે ગાફેલ માણસ અનેક અડચણોમા મુકાય છે

૧૫ યશાભિલાષ કે કામનાઓ આકાંક્ષા, ઉત્કર્ષાભિલાષ, પ્રશંસા, કીર્તિ, લોકાપવાદનો ભય, આગળ વધવાની, પ્રસિદ્ધ થવાની, જ્ઞાતિ, સમાજ કે સંસ્થામાં આગળ આવવાની કે પૂજ્ય ગણાવાની આકાંક્ષા ઇત્યાદિ ઇચ્છાઓનો આ વૃત્તિમાં સમાસ થાય છે ઉજ્જ્વલ નામને યોગ્ય બનાવવામા આ વૃત્તિ પોતાનો સારો ફાળો આપે છે

ઘણા સાર્વજનિક કાર્ય માણસ યશની અભિલાષાથી જ કરે છે અને એ રીતે પોતાના થતા પતનમાથી બચી જાય છે

યશની અભિલાષાની પ્રબળતાવાળા મનુષ્યોની સઘળી પ્રવૃત્તિમાં યશની આકાંક્ષા હોય છે કોઈ પણ રીતે પોતાને સારા કહેવડાવવા માટે મંથન કરે છે તેમા સત્યનિષ્ઠાની ખામી હોય તો જૂઠ, છળ, પ્રપંચ કરતા કે નિર્દોષને દોષિત ઠરાવતા પણ ડરતા નથી જ્યારે યશની વૃત્તિ ધાર્મિક વૃત્તિઓ સાથે મળેલી હોય ત્યારે તે સત્ય માર્ગે જ યશને ઇચ્છે છે અને તે જ ધર્મયુક્ત ગણાય છે

૧૬ સ્વમાન અથવા અહંભાવ આત્મવિશ્વાસ, આત્મબળ, સ્વતંત્રતા, સ્વાતંત્ર્યપ્રિયતા, આત્મરાજ્ય કે સ્વરાજ્યની ઇચ્છા, અધિકારેચ્છા અને નેતૃત્વ આદિ ભાવોનો આ સ્વમાનની લાગણીમા સમાવેશ થાય છે

મનુષ્યને ઉન્નત અને ઉત્કૃષ્ટ દશાએ પહોચાડવામા આ વૃત્તિ ખાસ જરૂરની છે તેના વિના કોઈ પણ મહાન કાર્ય થઈ શકતુ નથી મનુષ્યસમાજમા પોતાનુ માન જાળવવા અને સ્વતંત્રતાયુક્ત સુખમય જીવન જીવવા 'સ્વમાન' ગુણની દરેક મનુષ્યને જરૂર છે

૧૭ દૃઢતા અથવા ધૈર્યવૃત્તિ સુનિશ્ચિતતા, મક્કમતા, અડગતા, ખંત, આગ્રહ આદિ ભાવો ધૈર્યવૃત્તિના ગુણ બતાવે છે કુદરતના સર્વ પદાર્થો અડગ ધૈર્યથી પોતપોતાના પ્રિયતં કાર્ય કરે જ જાય છે

આપણા પ્રત્યેક કાર્યને મુસીબતો સામે ટકી રહી પાર પાડવા અને ધર્મપરાયણ રહેવાને ધૈર્યની જરૂર છે धैर्यधना हि साधव — સાધુઓ ધીરજરૂપી ધનવાળા હોય છે

૧૮ ભક્તિભાવ અથવા પૂજ્યવૃત્તિ: ઈશ્વરઆરાધના, પૂજા, વડીલો તેમ જ પવિત્ર વસ્તુઓ તરફ પૂજ્યભાવ, શ્રદ્ધા, પ્રણિપાતયુતા, શારીરિક કે માનસિક તપ, સંદ

ઉપાસના, પ્રાણાયામ, યોગાભ્યાસ, નમ્રતા, વિનીતભાવ, માનવૃત્તિ, આભારની લાગણી, આત્મનિષ્ઠા, સત્યપરાયણતા, ઈશ્વર પર વિશ્વાસ, કર્મફળ અને પુનર્જન્મ આદિ ભાવોનું આ ભક્તિભાવની વૃત્તિ દ્વારા ગ્રહણ કરવામાં આવે છે.

આ વૃત્તિના અતિયોગ કે મિથ્યાયોગથી જડપૂજા, ધર્માન્ધતા, મતાગ્રહ અને ધાર્મિક વહેમ વધે છે. ન્યૂનતાને લીધે નાસ્તિકતા અને નિરીશ્વરવાદી ભાવો દેખાય છે.

૧૯ અધ્યાત્મરતિ કે અધ્યાત્મયોગ: આધ્યાત્મિક વિષયો તરફ મનનું વલણ આત્મા, પરમાત્મા અને તેની દિવ્ય શક્તિઓને અનુભવવાની, જોવાની કે જાણવાની ઇચ્છા; આત્મદૃષ્ટિ, દિવ્યદૃષ્ટિ કે દૈવી વિષયો તરફની પ્રીતિ, અંતર્ધ્યાનવૃત્તિ, તાંત્રિકવિદ્યા, હીપ્નોટિઝમ, માનસવિદ્યુતના આશ્ચર્યકારક પ્રયોગો, યોગાભ્યાસ અને યોગની અદ્ભુત સિદ્ધિઓના ચમત્કારો તથા દિવ્ય આત્મશક્તિઓની શોધ અને જ્ઞાન વગેરેનો બધો આધાર આ અધ્યાત્મરતિની વૃત્તિ ઉપર જ છે.

આ વૃત્તિના અતિયોગ કે મિથ્યાયોગથી અંધશ્રદ્ધા, અતિ વિશ્વાસ અને અનેક પ્રકારના વહેમોને જન્મ મળે છે. જ્યારે ન્યૂનતાને લીધે આધ્યાત્મિક વિષયો તરફ પ્રીતિ થતી નથી.

૨૦. આશા: ભાવિ શુભની અભિલાષા, ઉત્સાહ, વસ્તુસ્થિતિની ભલી બાજુ જોવી, મનુષ્યની પ્રત્યેક અવસ્થાને સુખી બનાવવા માટે આશા એ ઘણી જ અગત્યની વૃત્તિ છે. જીવાત્માના બીજા ગુણોની જે કંઈ ઇચ્છા હોય તે પૂર્ણ જ થશે એમ આશા વિશ્વાસ આપે છે. મનુષ્ય આલોક અને પરલોક સંબંધી આશાઓ બાંધે છે. આત્માનું અમરત્વ સ્વીકારે છે.

જેમ યાદશક્તિનો ખરો સંબંધ ભૂતકાળના બનાવો સાથે છે તેમ આશાવૃત્તિનો સંબંધ ખાસ કરી ભવિષ્યકાળ સાથે જોડાયેલો છે. ભવિષ્યની કોઈ પણ જાતની આશાના અભાવના વર્તમાનકાળમાં અગાઉથી તૈયારી કરવાનું કદી પણ બની શકે જ નહિ. આપણે હંમેશાં ભવિષ્યને માટે આશાવંત હોઈએ છીએ.

૨૧. આત્મનિષ્ઠા: આત્મબળ, આત્મવિશ્વાસ, સત્યનિષ્ઠા, ન્યાયપ્રિયતા, નીતિપરાયણતા, કર્તવ્યનિષ્ઠા, વચનપાલન, પાપનો ડર ઇત્યાદિ હૃદયવિશુદ્ધિદર્શક ભાવોને આત્મનિષ્ઠા દ્વારા ગ્રહણ કરવામાં આવે છે.

મનુષ્યને નીતિ, ધર્મ અને સદાચારના સિદ્ધાંત પ્રમાણે ચાલવા તથા ઈશ્વરી ન્યાયયુક્ત નિયમ પ્રમાણે વર્તવા આત્મનિષ્ઠા અતિ ઉપયોગી છે. કુદરતના નિયમાનુકૂળ જે કાંઈ હોય તે સત્ય અને તેથી વિરુદ્ધ તે અસત્ય એમ માનવામાં આ વૃત્તિ ખાસ કારણભૂત છે. આત્મનિષ્ઠાની ખામીવાળા મનુષ્યો અસત્યને માર્ગે વળી જાય છે.

૨૨. દયા કે પરોપકારવૃત્તિ: કરુણા, સહાનુભૂતિ, સુખદુ:ખ માટેની સમાન લાગણી, ભલાઈ, માણસાઈ, આત્મબલિદાન આપવાની વૃત્તિ, સહૃદયતા, કલ્યાણકારકવૃત્તિ આદિ ભાવોનો આ વૃત્તિની અંદર સમાવેશ થાય છે.

માણસમાં જો દયાની લાગણી ન હોય તો દુ:ખમાં કોઈ કોઈને મદદ આપે નહિ. સંકટસમયમાં બીજાના તરફથી સહાય મળવામાં દયાદેવીનો જ પ્રતાપ છે.

૨૩ કળાકૌશલ્ય અથવા શિલ્પવૃત્તિ: શોધકબુદ્ધિ, હસ્તકૌશલ્ય, કાર્યજ્ઞતા, યાંત્રિક શક્તિ, બાંધકામ, ચિત્રકામ, સીવણ, ગૂંથણ વગેરે કળાનાં કામ છે.

પ્રાણીમાત્રના શરીરની રચના અને સૃષ્ટિમાં પરમાત્માએ પાથરેલી અપાર લીલા પ્રભુની કળા–શિલ્પવૃત્તિનું જ દર્શન આપે છે. મનુષ્યો પણ પોતાને જોઈતા સાધન કળાકૌશલ્ય વડે જ બનાવે છે. (ચાલુ)

(ચાલુ)

# રિક્ષાવાળો

શ્રી હરીશ નાયક

ઘોડો, બળદ, ઊંટ કે હાથી જેવા પ્રાણી પાસે મનુષ્ય સેવા લે ત્યાંસુધી સહન થઈ શકે, સહજ પણ લાગે, પણ માનવી જ માનવીને ખેંચે ત્યારે? પેલા રિક્ષાવાળાને કોણે નહીં જોયો હોય? એના જીવનની દુનિયાના ભીતરમાં ડોકિયું કરવાની આપણને ફુરસદ મળી છે? વાર્તાના અંતમાં જણાતી વિષાદમિશ્રિત ભવ્યતા આપણો શ્વાસ પળભર થંભાવી દે એટલી પ્રબળ ચિતરાઈ છે, તે આ વાર્તાની વિશેષતા છે આ કરુણ કથા આપણા હૃદયને સ્પર્શી જશે

'રખડેલ!' મારા મિત્રો અને સગાંવહાલાં મારે માટે અપ્યારભર્યા શબ્દનો કોઈ કોઈ વાર પ્રયોગ કરી બેસે છે હું ખોટું લગાડતો નથી એમની સાથે હું પણ હસી પડું છું, જવા દઉં છું મારી એક દૂરની ભાભી છે તે કહે છે

'જે માણસને રહેવા માટે ઘર નથી, ઘરવાળી નથી, તેને રખડેલ નહિ તો બીજું શું કહેવાય?' હું એમને કંઈ જ જવાબ આપતો નથી મને વિચાર આવે છે, કે આ વિસ્તૃત દુનિયા શું સીમાઓમાં ઘેરાઈને રહેવાની જગા છે? નહિ, સીમાઓ મને બાંધી શકતી નથી એ બંધ ઘરગથ્થુ આકર્ષણો મને ખેંચી શકતાં નથી વિસ્તૃત જગના વિશાળ પરિધિની વચમાં જીવનની સરસતાઓને છોડીને એક કુટુંબની નાની સરખી સીમામાં બંધાઈ જઈ, સંકોચાઈને રહેવું મને તો પસંદ નથી એવી રીતે હું તો નહિ જીવી શકું મારા જીવનની એ પરિભાષા નથી

મારો એક જ્યોતિષી મિત્ર છે તે કહે છે, કે મારા પગમાં શનિશ્ચર છે હું એક સ્થાન પર ટકીને રહી જ શકતો નથી આજ અહીં તો કાલે ત્યાં મારા જીવનમાં ગતિ છે, પ્રગતિ છે અને એ જ તો ખરું જીવન છે!

ક્ષણભરનો પરિચય, ઘડી-બેઘડીની મુલાકાત વધારે આકર્ષક લાગે છે જીવન સાથીઓ અને ચિરપરિચિતોના સહેવાસ મારે માટે એક ભયનું કારણ બની જાય છે જીવનનો કંટાળો દૂર કરવા હું તાજગી શોધું છું જીવનને નવીનવી ધારાઓથી નવડાવવા માગું છું

તો આ દિલ્હી છે મારું દિલ્હી બીજાના દિલ્હી કરતાં જુદું જ છે મારે માટે દિલ્હી એક ખાસ મહત્ત્વ રાખે છે જ્યારેજ્યારે હું અહીં આવું છું ત્યારે મને એક ઠોકર વાગ્યા વગર નથી રહેતી કોઈ રુઝાયેલા ઘા ફરીને લીલા થઈ જાય છે પહેલીવાર જ્યારે દિલ્હી આવ્યો હતો ત્યારે કોરોનેશન હોટલમાં ઊતર્યો હતો પરિચિત આત્મીય જનોથી દૂર એક અજ્ઞાત સ્થળ—જ્યાં ન હતી મને કોઈની પરવા, કે ન હતું મારી ચિંતા કરનારું કોઈ મને વધારે પ્રિય છે અહીં જ મારા જીવનની સુખમય પળો વ્યતીત થાય છે

ન્યુ દિલ્હી-કનૉટ સરકસ—આલીશાન ઇમારતોની હારની હાર, સડકો જાણે ધોઈ નાખી હોય તેવી સાફ સડકની એક ફૂટપાથ-પર એકલોઅટૂલો હું ચાલી રહ્યો હતો કોઈ વિચારગ્રંથિઓ સાધી રહ્યો હતો, જે પ્રયત્ન કરતાં જતાં વધારે ને વધારે ગૂંચવાતી જતી હતી

'બાબુજી!'

આંખો ઊંચી કરી જોયું સામે એક રિક્ષાવાળો ઊભો હતો

'ક્યાં જવું છે?'

'ક્યાં ય નહીં.' કહીને હું આગળ વધ્યો. રિક્ષાવાળો પણ સાથેસાથે આવવા લાગ્યો.

'ક્યાંક તો ચાલો, બાબુજી!'

'મારે ક્યાંય નથી જવું.' એમ હું કહેવા જ જતો હતો અને એકાએક અટકી ગયો. ધ્યાનથી જોયું. ફાટેલા ખમીસમાંથી ગોરું બદન ડોકિયાં કરી રહ્યું હતું. શરીરનાં હાડકાં ગણી શકાતાં હતાં, આંખો ઊંડી પેસી ગઈ હતી, ચહેરો સુકાયલી નારંગી જેવો હતો. તે યુવાન હતો પણ તેનામાં યુવાનીનાં ચિહ્નોનો અભાવ હતો. ઉંમર પચીસેક હશે, પણ પચાસના વૃદ્ધ જેવી તેની રૂપરેખા હતી. જોતાં જ જણાઈ આવતું હતું, કે એક વખત તે ખૂબ જ સુંદર હશે! આંખોના ખૂણામાં આંસુઓ બહાર નીકળી આવવા તલપી રહ્યાં હતાં. જાણે કરુણાની પ્રતિછાયા, ને પીડાની આભા! એનો ચહેરો એક કરુણ કહાણી કહી રહ્યો હતો. મારી સહાનુભૂતિ ઊભરાઈ આવી.

'શું જોઈએ છે ભાઈ?'

'ચાલો બાબુજી, કુતુબ લઈ જાઉં?'

'ચાલ.' હું રિક્ષામાં બેઠો. તે દોડવા લાગ્યો. ઇચ્છા થઈ કંઈક પૂછું, પણ ચૂપ રહ્યો. થોડીવાર પછી એણે જ કહ્યું:

'તમે દિલ્હીના નથી લાગતા?'

'હા, હું દિલ્હીનો નથી.'

'ભગવાનની મોટી મહેરબાની, તમે દિલ્હીના નથી.'

'ભગવાનની મહેરબાની કેમ? દિલ્હીવાળાએ તારું શું બગાડ્યું?'

રિક્ષાવાળો ઊભો રહ્યો. રિક્ષા છોડીને સડકની એક બાજુ પર બેસી પડ્યો અને હાંફવા લાગ્યો. ઉધરસ પણ આવવા માંડી. છાતીપર હાથ મૂકીને બોલ્યો: 'એક બે મિનિટ બાબુજી, જરા શ્વાસ લઈ લઉં.'

'ભાઈ, નકામો શા માટે તકલીફ વેઠે છે? પૈસા જોઈતા હોય તો લે આ.' કહીને મેં ગજવામાં હાથ નાખ્યો.

'નહિ બાબુજી નહિ, એ નહિ બને. સાંજનો વખત છે, જરા કુતુબ સુધી ફરી આવો.' કહીને તેણે પાછી રિક્ષા ઉઠાવી અને ઘોડાની જેમ દોડવા લાગ્યો. હું વિચારવા લાગ્યો 'એ કઈ રેખા છે જ્યાં માનવતા પશુતાથી છૂટી પડી જાય છે!'

રિક્ષાવાળો બોલ્યો: "તમે પૈસાની બિલકુલ ફિકર ના કરશો. તમારી જેમ મને પણ પૈસાની કંઈ જ પડી નથી. રિક્ષાવાળા પૈસા માટે જ માણસમાંથી જાનવર બને છે, પણ જાનવર બનવા છતાં મારામાં થોડીઘણી માણસાઈ રહી ગઈ છે. બાબુજી, એમ તો અમે પણ માણસો પારખી જઈએ છીએ. પણ આજે સવારે......'

'શું થયું આજે સવારે?'

'કંઈ નહીં' એક વિચિત્ર માણસ સાથે ભેટો થઈ ગયો. સવારથી સાંજ સુધી દોડતો રહ્યો. ભાડાના પૈસા આપતી વખતે કંજૂસાઇ કરવા લાગ્યો. હું મારા લોહીની કિંમત કરતાં એક પૈસો પણ ઓછો લેવા માગતો ન હતો. એ તો બસ ગાળો જ દેવા મંડી પડ્યો. મેં પણ કહી દીધું: 'જીભ સંભાળીને વાત કરો, મિસ્ટર!' જવાબમાં એણે બેચાર તમાચા ખેંચી કાઢ્યા. એટલો માર્યો, એટલો માર્યો, બાબુજી, વાત ના પૂછો. આજુબાજુ ભેગા થયેલા લોકો બોલી ઊઠ્યા: 'રિક્ષાવાળા હોય છે જ બદમાશ. લે સા...ને સારી સજા મળી ગઈ! હું વિચારી રહ્યો હતો કે...'

'ભાડાના પૈસા તો આપ્યા કે નહિ?' મેં પૂછ્યું.

'ના બાબુજી, એક પૈસો ય ના આપ્યો. લોહીનો ઘૂંટડો પીને હું રહી ગયો. મને મારે માટે ફિકર ન હતી, પણ શું ગરીબો પાસે

પોતાની ઇજ્જતને માટે, પોતાના સન્માનના રક્ષણ માટે કાંઈ જ હથિયાર નથી? વિવશતા અને ગમ ખાઈને રહી જવા સિવાય બીજી કાંઈ જ દવા નથી? હે ભગવાન !'

એકાએક રિક્ષાવાળાને ઠોકર લાગી તે પડી ગયો હુ પણ રિક્ષામાંથી પડતોપડતો બચ્યો રિક્ષાવાળો બેભાન થઈ પડ્યો હતો, એનો શ્વાસ ધમણની જેમ જોરથી ચાલતો હતો મે એને ધીરે રહીને બેઠો કર્યો થોડીવારે ભાનમાં આવ્યો, ત્યારે એણે કૃતજ્ઞતા પ્રગટ કરતાં મારી સામે જોયું એકાએક એને ઉધરસ આવી, અને સાથે જ એક લોહીની ઊલટી પણ થઈ હું જોઈને ગભરાઈ ગયો મે આખો પર હાથ મૂકી દીધા વિચારવા લાગ્યો 'મનુષ્યની હત્યા મનુષ્યના હાથે? મનુષ્ય આટલો નિષ્ઠુર ક્યારથી બની ગયો? માનવતા માનવના પગ નીચે જ કચડાઈ રહી છે'

આખો ઊઘાડી જોયુ-રિક્ષાવાળો મારી સામે જોઈ રહ્યો હતો શ્વાસ મુશ્કેલીથી લેતો હતો એની આખના ખૂણામાંથી બે આંસુઓ ટપકી પડયા હું પલળી ગયો,

'બાબુજી?'

હું ન બોલી શક્યો એણે ફરી કહ્યુ

'હું તમને કુતુબ સુધી ના લઈ જઈ શકયો'

'મારે કુતુબ જવુ પણ ક્યા હતુ?'

'પણ '

'પણ બણ કંઈ નહિ ઊભો રહે તને હૉસ્પિટલ લઈ જવાનો બદોબસ્ત '

'બાબુજી! નકામી તકલીફ ઉઠાવો છો મારી બીમારી જડ પકડી ચૂકી છે છેલ્લી વાર તમારી સાથે ફરવાનુ લખ્યુ હશે આભાર!'

"અરે, નિરાશ શા માટે થાય છે? હમણાં જ હૉસ્પિટલ '

'બાબુજી!' રિક્ષાવાળાના હોઠપર એક ફીકુ હાસ્ય ફરકી રહ્યુ

'તારુ નામ શું છે?'

'મારુ નામ?'

'હા'

'મહમદ અને '

'અને '

'હું પજાબ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ'

'શું કહ્યુ?'

'હા, બાબુજી! હુ ગ્રેજ્યુએટ '

'ઊ ફ!' હું કલ્પના કરતા કપી ઊઠ્યો બેકારીનો અભિશાપ આટલો ભીષણ!

'બીજુ કોણ કોણ છે?'

'ઘેર એક બીબી મીના'

'ઘર કયા છે?'

'ગલી ગુલિયાન ન ૧૩૦'

'ચાલ ઊભો થા, તને લઈ જઉં'

'એક અરજ '

'શી?'

'વચન આપો કે તમે એને મારી બાબતમા કઈ જ નહિ કહો હું શું કરુ છું તે એ હજી નથી જાણતી'

'ઓ હ! સમજ્યો વારુ'

રિક્ષાવાળો જાતે જ ખેંચીને થોડે સુધી લાવ્યો એક પોલીસની મદદથી સવારી મગાવી એને હૉસ્પિટલ મોકલી દીધો પછી વિચાર કર્યો હોટલમાં જાઉં, પણ સવારી લઈને ગલી ગુલિયાન તરફ ચાલ્યો બહુ જ રખડયા પછી ગલી મળી મકાન પણ શોધી કાઢ્યું એક સરસ મકાન, અદરથી કોઈએ પૂછ્યુ 'કોનુ કામ છે?'

'મહમદનુ ઘર આ જ કે?'

'જી હા'

'મીનાબહેનને મળવુ છે મારે'

'અદર આવો'

મે અદર જઈને જોયું એક સ્વચ્છ